આચાર્ય જાવડેકર કૃત

# આધુનિક ભારત

અનુવાદક

પાંડુરંગ ગણેશ દેશપાંડે



ગુજરાત વિદ્યાપીઠ

અમદાવાદ

શ્રી સૂરજબહેન પટેલ સ્મારક માળા – ૧

આચાર્ય જાવડેકર કૃત

# આધુનિક ભારત

અનુવાદક

પાંડુરંગ ગણેશ દેશપાંડે



ગુજરાત વિદ્યાપીઠ

અમદાવાદ

# પ્રકાશકનું નિવેદન

શ્રી. જાવડેકરના આ જાણીતા ગ્રંથનો અનુવાદ ગુજરાતીમાં પ્રસિદ્ધ કરતાં અનેક રીતે આનંદ થાય છે. આ ગ્રંથ શ્રી. જાવડેકરનો એક મૌલિક ગ્રંથ છે. મરાઠીમાં નીવડી ચૂકેલ ને બહુમાન પામેલ એ ગ્રંથ છે. સ્વ. શ્રી વામન મલ્હાર જોશી જેવા સમર્થ વિવેચકે આ ગ્રંથને લોકમાન્ય ટિળકના 'ગીતારહસ્ય' પછી પ્રસિદ્ધ થયેલા મહત્ત્વના બીજા મૂળ મરાઠી ગ્રંથ તરીકે નવાજ્યો હતો.

આપણા દેશનાં અર્વાચીન સવાસો વર્ષના ઉજ્જ્વળ ઇતિહાસની સ્વતંત્ર સમીક્ષાનો આ ગ્રંથ છે. ઈ. સ. ૧૮૧૮ એટલે મોગલ સત્તા પડયા બાદ આખા દેશનો કબજો લઈ શકે એવી એકમાત્ર તાકાત જે મરાઠાશાહીની, તેનું પતન. ત્યારથી માંડીને આજ સુધીમાં દેશે એ બધા પતનના ઇતિહાસને ધોઈ કાઢ્યો; એટલું જ નહિ, જગતને એક નવા જ ક્રાંતિશાસ્ત્રની અને માનવતાવાદી ને લોકશાહી-મૂલક રાજકારણનાં તત્ત્વોની શોધ કરી આપી. રખે કોઈ માને કે, આ શોધ યુનિવર્સિટીનાં બંધ જ્ઞાનદ્વારોમાં પુરાયેલા કોઈ પંડિતોની હતી. આ શોધ હિંદની પ્રજાકીય તાકાતમાંથી વખતોવખત ઉત્પન્ન થતા રહેલા ક્રાંતદર્શી રાષ્ટ્રપુરુષોના જીવંત પુરુષાર્થમાંથી થઈ છે. ખરું જોતાં, આ શોધ થઈ તે શોધ કરવાને ખાતર શોધ થઈ નથી. હિંદમાંથી કુરાજ્ય જાય; તે પરદેશીઓનું હોઈને જુલમી જ રહેવાનું, માટે સ્વરાજ જ સ્થાપવું જોઈએ; આ સ્થાપના કરવાને માટે સમસ્ત પ્રજાએ પોતાની સર્વાંગીણ તાકાત કેળવવી પડશે અને પરદેશીઓના ઘેરાને તે દ્વારા પડકારવો જોઈશે, તો જ તે બની શકશે; આ કરવાને માટે શસ્ત્રાસ્ત્ર કે યુક્તિપ્રયુક્તિની ગુપ્ત રીતો ઝાઝું કામ દઈ શકે એમ નથી; અને જે રીતો બરોબર કામ દઈ શકે એવી છે, તેને અમલમાં મૂકવાને માટે, જબરદસ્ત સંગઠનવાળી પરદેશી સરકારના જાપતા છતાં, કશી ખાસ રુકાવટ નથી; ગુલામીમાં રાંક થઈ ગયા છતાં હિંદી પ્રજાના રાષ્ટ્રપ્રેમ અને ઉત્સાહ ઉમળકો અને તજ્જન્ય કામ કરવાની અક્કલ મુખ્ય જોઈએ; — આ અનુભવો આપણે છેલ્લાં સો સવાસો વર્ષોમાં ક્રમે ક્રમે મેળવ્યા. તે પ્રમાણે પ્રજાની જાગૃતિ સાધી. તેને માટે જોઈએ તેવા પ્રતિભાશાળી લોકનાયકોની પરંપરા જન્મતી રહી. પરદેશી રાજ્ય ખરેખર જ ખરાબ હોવાથી, તેણે કરાવેલા અનુભવો આપણે ભૂલી શકીએ એમ નહોતું. અંગ્રેજોના સંગઠન અને શસ્ત્રબળ અને મુત્સદ્દીબળમાં પરાસ્ત થયેલા આપણા દેશી રાજાઓ પ્રમાદમાં પડી ગયા; તેમણે પ્રજા તરફથી આંખ ફેરવી પોતાની ગાદી જ જોયા કરી. અંગ્રેજોને ૧૮૫૭ના અનુભવ બાદ એ ગોઠતું આવ્યું. પરંતુ હિંદી પ્રજા તેનો પ્રાચીન પ્રભાવ એમ ભૂલી ન શકે. તે મધ્યયુગની એ રાજાશાહીમાંથી નીકળી અર્વાચીન લોકશાહીની ઢબે જાગ્રત થઈ. તેમાંથી નવીન હિંદનો ઉદય થયો. પ્રજાકીય

હિંદનો આવો ઉદય કેમ થયો, તેનાં તત્ત્વો કયાં, કઈ વિચારણા વિકસતી ગઈ, એનો આ ઇતિહાસ છે. એ અર્થમાં આ ગ્રંથ મૌલિક છે. એમ કહેવામાં કશો વાંધો નથી કે, હિંદના અર્વાચીન ઇતિહાસ ઉપર આ ઢબનો ગ્રંથ બીજો જાણમાં નથી. પહેલવહેલો જ છે. એ ગ્રંથ એક દેશી ભાષામાં લખાયો છે, એ પણ તેને અનુરૂપ જ છે. તેમાંથી તેના અનુવાદો બીજી ભાષાઓમાં થવા જોઈએ. આજે જે ઇતિહાસ શીખવાય છે, એમાં અર્વાચીન હિંદનો ઇતિહાસ ખરેખર શીખવાતો જ નથી, એમ કહી શકાય. દૃષ્ટિ વગર ઇતિહાસ સંભવી શકે? અને અર્વાચીન હિંદના ઇતિહાસમાંથી જે તેની ઉપરની વાત નથી જોતો તેને દૃષ્ટિ જ નથી. જોકે, વાત તો એમ છે કે, પરરાજ્યમાં એ દૃષ્ટિએ ઇતિહાસ કોઈ વિચારતું નથી, વિચારે તો લખતું નથી, લખે તો તેને નિશાળો ચલાવતી નથી. એમ આજે તો હિંદમાં અર્વાચીન ઇતિહાસને નામે અંધારું જ લગભગ ચાલે છે. તેમાં દીવા જેવો આ ગ્રંથ લખવા શ્રી. જાવડેકર અનેક રીતે યોગ્ય હતા. તે સ્વરાજના એક સિપાઈ છે. ૧૯૨૦ના અસહકાર-યુગમાં એમ. એ.નો અભ્યાસ છોડી તે રાષ્ટ્રસેવામાં પડ્યા. કેટલાંક વર્ષ ટિળક વિદ્યાપીઠમાં અધ્યાપકનું કામ કર્યું. પણ વલણે તે અભ્યાસી અને લેખક તથા વિચારક છે. તેમનો પ્રિય વિષય વ્યાપક સમાજશાસ્ત્ર અને રાજકારણ છે. 'લોકશક્તિ', 'નવશક્તિ' નામે મરાઠી પત્રોના સંપાદક તરીકે પણ તેમણે કામ કરી મહારાષ્ટ્રમાં નામના મેળવી છે. તે એક પંકાયેલા મરાઠી વિવેચક પણ છે; મરાઠી સાહિત્ય પરિષદમાં પણ તે એક આદરપાત્ર સ્થાન ભોગવે છે. તેમના ગ્રંથોમાં 'રાજનીતિશાસ્ત્ર-પરિચય' 'આધુનિક રાજ્યમીમાંસા'* 'ગાંધીવાદ'* 'લોકશાહી'* ઇ૦ જાણીતા છે. મેં મારા મિત્ર આચાર્ય ભાગવત દ્વારા એમને વિનંતી કરી કે 'આધુનિક ભારત' તથા બીજા ગ્રંથો ગુજરાતીમાં ઉતારવાનું કામ શ્રી. જાવડેકર વિદ્યાપીઠને કરવા દે. તેમણે હર્ષથી તે રજા આપી અને તે એમ જણાવીને કે, વિદ્યાપીઠ જેવી સંસ્થા જ એ કરે તો પોતે રાજી છે ને તેમાં બહુમાન સમજે છે. આ ગ્રંથ રાષ્ટ્રીય શિક્ષણના એક અડગ સેવકનો છે. તેને વિદ્યાપીઠ પ્રસિદ્ધ કરે એમાં જે ઔચિત્ય છે એ ઉઘાડું છે. રજા આપવા માટે તેમનો આભાર માનું છું.

એના અનુવાદક ભાઈ પાંડુરંગને શ્રી. વિનોબાના 'સ્વરાજ્યશાસ્ત્ર'ના અનુવાદક તરીકે ગુજરાતી વાચક ઓળખે છે. મરાઠીમાંથી આ તેમનો બીજો અનુવાદ જે પ્રેમ તથા આનંદથી કર્યો છે, તે વાચક તેને વાંચતાંય પકડશે, તે પોતે પણ ઇતિહાસના પ્રેમી અને અભ્યાસી છે. અનુવાદનું આ કામ ૧૯૪૧ના અરસાથી તેમના હાથ ઉપર હતું. ૧૯૪૨માં જેલયાત્રાનો નવરાશનો ગાળો

* આ ત્રણ પુસ્તકોમાંથી છેલ્લાં બેના અનુવાદ તૈયાર થયા છે. પહેલાના અનુવાદનું કામ ચાલુ છે.

મળ્યો તે દરમિયાન શ્રી. પાંડુરંગે તે કામ પૂરું કરીને આપ્યું. શ્રી. ઠાકોરભાઈ દેસાઈ જેલમાં સાથે હતા, તેમણે મિત્રભાવે એ કામમાં તેમને સાથ આપ્યો ને બેઉ સાથે મળી આખો ગ્રંથ ફરી તપાસી પણ ગયા.

એક વાતને માટે દિલગીરી જણાવવાની છે. એક એવો વિચાર હતો કે, આ વર્ષો દરમિયાન ગુજરાતમાં જે ઇતિહાસ ગુજર્યો, તેની ટૂંકી સમીક્ષા જો આ ગ્રંથ સાથે જોડી શકાય તો સારું. પરંતુ એ જાતના કામને માટે પૂર્વ–ખેડાણરૂપ જે સંશોધન ઇ૦ થવું જોઈએ, તે આપણે ત્યાં નથી થયું. તેનો અભ્યાસ પણ મહારાષ્ટ્ર પેઠે અહીં કરનારા ઓછા છે. આથી આ કામ સંતોષકારક થઈ ન શકે. માટે તેનો સાર ગ્રંથ સાથે આપવાનું છોડવું પડે છે. એ પરથી એક જવાબદારી તો જાગે જ છે કે, તે કામ ગુજરાતે હવે ઉપાડવું જોઈએ. આ ગ્રંથ એવી એક નાનકડી શરૂઆત કરવાને અંગે પ્રસિદ્ધ થાય છે. આના અનુવાદનું કામ શરૂ કર્યા બાદ, હમણાં વિદ્યાપીઠને ઇતિહાસ ભૂગોળ આદિ વિષયોના કામને માટે શ્રી. ગોરધનભાઈ આશાભાઈ પટેલ તરફથી એક દાન મળ્યું છે, તેમાંથી, ‘ શ્રી સૂરજ-બહેન સ્મારક માળા ’ નામે એક ગ્રંથમાળા શરૂ કરવામાં આવી છે. આ પુસ્તક તેના પહેલા મણકા તરીકે બહાર પાડવાનો સંજોગ બને છે, તે આનંદની વાત છે. તે માળા માટે બીજા કેટલાક ગ્રંથોનુ કામ હાથ ઉપર છે. તેમાં ગુજરાતના અર્વાચીન કાળના ઇતિહાસ અંગેના સંશોધનનોય સમાવેશ કરવા ધારણા છે.

આ ગ્રંથમાં મહારાષ્ટ્રના ઇતિહાસનો વિગતે સમાવેશ છે, તે ભાગ ટૂંકાવી શકાય; પણ બીજી દૃષ્ટિએ તે ન પણ ટૂંકાવવો સારો, કેમ કે એથી ગુજરાતી વાચકને પડોશી પ્રાંતનો પરિચય મળી જાય, એ ઇષ્ટાપત્તિ જ છે.

પુસ્તકનું છેલ્લું પ્રકરણ ઇતિહાસનું નથી; પરંતુ લેખક જણાવે છે એમ, તેમાં તેમણે ભવિષ્યને અંગેની પોતાની કલ્પના અને વિચારણા રજૂ કરી છે. તેમાં તેમણે સત્યાગ્રહ અને સમાજવાદ વિષે તુલનાત્મક ચર્ચા પણ કરી છે. આ ભાગ લેખકની મનોભૂમિકા રજૂ કરે છે. એ અંગે મતમતાંતર હોવા સંભવ છે. પરંતુ જે ન્યાયબુદ્ધિ, નિષ્પક્ષ તુલના કરવાની સમતા, અને અભ્યાસી ઊંડાણ લેખકે ઇતિહાસ–નિરૂપણનાં પ્રકરણોમાં બતાવ્યું છે, તે વખાણવા લાયક છે; અને એમને એક સમર્થ ઇતિહાસકાર તરીકે શોભા દે છે. અને એમની શ્રદ્ધા તો સ્પષ્ટ છે. તે ગાંધીજીના તત્ત્વના આશક છે. તેમાં તે આપણી સંસ્કૃતિની ઝળક અને તેનું સાતત્ય જોનારા છે. એ તત્ત્વને આધારે દેશ ચાલે તો તેનું ભાવી જગતભરમાં, આપણા પ્રાચીનકાળ પેઠે, પાછું સ્થપાય, એમ તે ઇતિહાસ–પ્રવાહ જોઈને જણાવે છે. આ ગ્રંથ ગુજરાતમાં જરૂર આવકારપાત્ર થશે, એવી શ્રદ્ધા છે.

૧૩–૨-૧૯૪૬

# મૂળ લેખકનું નિવેદન

'આધુનિક ભારત'માં રજૂ કરેલી વિચારસરણી સાંપ્રદાયિક ન થઈ જાય તે માટે મેં બની શકે તેટલી કાળજી લીધી છે. આધુનિક ભારતમાં જે જે વિચાર સંપ્રદાયો નિર્માણ થયા તે બધાનો વિચાર કરવાનો પ્રયત્ન અહીં કર્યો છે. દરેક સંપ્રદાયનો વિચાર કરતી વખતે બનતાં સુધી તેના સંસ્થાપકોની અથવા પુરસ્કર્તાઓની દૃષ્ટિ સ્વીકારીને સહાનુભૂતિપૂર્વક અને તેની સાથે જ નિઃસંદિગ્ધપણે અને સ્પષ્ટોક્તિથી તેનું મૂલ્યાંકન કર્યું છે. અલબત, એમ કરતી વખતે મારે પોતાની એક ચોક્કસ દૃષ્ટિ રાખવી પડી છે; તેમ છતાં તેમાં કોઈ પણ વિશિષ્ટ સંપ્રદાયનો આગ્રહ મેં રાખ્યો નથી. વરસો સુધી વિચાર કર્યા પછી પોતાની અલ્પ બુદ્ધિને જે મતો સ્વીકારવા જેવા લાગે તે મતોવાળી દૃષ્ટિ સ્વીકારવી એ ઇતિહાસ લખનારાઓ માટે અનિવાર્ય બને છે. તેમ છતાં એ દૃષ્ટિને કારણે કોઈ પણ વિચારસંપ્રદાયનો વિપર્યાસ ન થાય અને તેને વિષે ગેરસમજ ન ફેલાય તેની લઈ શકાય તેટલી કાળજી લેવામાં આવી છે.

આધુનિક ભારતમાં જે અનેક મહાન વિભૂતિઓ થઈ ગઈ તેમના વિચારોની તુલનાત્મક મીમાંસા કરીને તે દરેકના ગુણદોષ બતાવવા કરતાં, એ વિચાર-સંપ્રદાયો આધુનિક ભારતને કયા કારણસર માન્ય થયા અને તેમાંના જે વિચારોનો તેણે સ્વીકાર કર્યો તે સ્વીકાર તેણે શા માટે કર્યો, અથવા જેમનો તેણે ત્યાગ કર્યો તે ત્યાગ પણ શા માટે કર્યો, તે બતાવી આપવું અને તે પરથી આધુનિક ભારતની મનોવૃત્તિ કેવા પ્રકારની છે તેનો સ્પષ્ટ ખ્યાલ વાચકોને આપવો, એ આ પુસ્તકનો મુખ્ય ઉદ્દેશ છે. અહીં આધુનિક ભારતની મનોવૃત્તિનું જે નિદાન કરવામાં આવ્યું છે તે બરોબર હોય, તો જ તેની ભાવી વૃત્તિ વિષે તેમ જ ભારતવર્ષની ભાવી સંસ્કૃતિ વિષે આ પુસ્તકને આખરે જે વિવેચન કરવામાં આવ્યું છે તે સાચું પુરવાર થશે; નહીં તો નહીં થાય.

પણ આ પુસ્તકના વાચનને પરિણામે આધુનિક ભારતમાં માનવસંસ્કૃતિનો એક નવો નમૂનો પેદા થઈ રહ્યો છે, એ ભારતીય સંસ્કૃતિનાં બીજ તેના ભૂતકાળના ઇતિહાસમાં ઊંડા વવાયેલાં છે અને આ સંસ્કૃતિ-વૃક્ષને જે મધુર ફળ બેસશે તેમનો રસ માનવસંસ્કૃતિને માટે અમૃતના જેવો ચૈતન્યદાયક નીવડશે, એ મત આ પુસ્તકના થોડાક વાચકોને પણ માન્ય થશે, તેમ જ તેઓ આધુનિક ભારતનો ઇતિહાસ બીજી કોઈ દૃષ્ટિથી લખશે તો પણ મારા આ લખાણનું

સાર્થક થશે એમ હું માનીશ. આધુનિક જગતના ઇતિહાસમાં આધુનિક ભારતના ઇતિહાસનું એક વિશિષ્ટ સ્થાન છે અને ભારતના યુવાનોએ બીજાં આધુનિક રાષ્ટ્રોનો ઇતિહાસ શીખતાં પહેલાં પોતાના દેશનો આધુનિક ઇતિહાસ જાણી લેવાની જરૂર છે, એટલી વાત આપણા કેળવણીકારોને તથા ભણેલા જુવાનોને ગળે ઊતરે, તો પણ મારો ઉદ્દેશ પાર પડ્યો કહેવાય.

* * *

'નવશક્તિ' 'લોકશક્તિ' અને 'લોકશિક્ષણ'માં મેં વખતોવખત જે લેખો લખ્યા તે બધાની પાછળ એક વિશિષ્ટ તાત્ત્વિક દૃષ્ટિ અને વિચારસરણી હતી. એ જ તાત્ત્વિક દૃષ્ટિથી આધુનિક ભારતમાં નિર્માણ થયેલા બધા વિચાર-સંપ્રદાયોની સમાલોચના મેં આ પુસ્તકમાં કરી છે. મહારાષ્ટ્રને આ દૃષ્ટિથી આધુનિક ભારતના ઇતિહાસનું સિંહાવલોકન કરતાં શીખવવું બહુ જરૂરી છે એમ મને લાગે છે. એટલા માટે જ આ પુસ્તક મેં લખ્યું છે.

પુસ્તકના છેલ્લા પ્રકરણમાં સત્યાગ્રહી તત્ત્વજ્ઞાન અને સમાજવાદી તત્ત્વજ્ઞાન એ બેનું તુલનાત્મક વિવેચન કરીને કેટલાક તાત્ત્વિક નિષ્કર્ષો મેં તારવ્યા છે. આ વિષય ઘણો વિશાળ હોવાથી કૉમ્યુનિઝમની ફિલસૂફીનું ભારતીય સંસ્કૃતિની દૃષ્ટિથી પરીક્ષણ કરવાને માટે એક સ્વતંત્ર પુસ્તક લખવાનો મારો વિચાર છે. મારું આ પ્રસ્તુત કાર્ય મહારાષ્ટ્રને ગમી જાય, તો એ બીજું કાર્ય કરવા મને વધારે ઉત્સાહ મળશે એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય.

**શંકર દત્તાત્રેય જાવડેકર**

# અનુક્રમણિકા

# પ્રકરણ ૧ લું

## હિન્દુસ્તાન શાથી અને કેવી રીતે જિતાયો ?

ઇસવી સનના સોળમા સૈકાથી યુરોપ ખંડમાં માનવ સંસ્કૃતિએ એક નવું વલણ પકડયું. યુરોપીય સમાજમાં તથા રાજ્યોમાં એક નવી ક્રાન્તિ શરૂ થઈ. સમાજમાં ઉમરાવોનું મહત્ત્વ ઘટવા માંડયું અને વેપારી વર્ગને સમાજકારણ અને રાજકારણમાં ખાસ મહત્ત્વ મળવા લાગ્યું. તેની મહત્ત્વાકાંક્ષામાં નવું જોમ આવ્યું. પંદરમા સૈકાની આખરે અમેરિકાની શોધ થઈ અને એ જ અરસામાં વાસ્કો ડી ગામાએ આફ્રિકાની પ્રદક્ષિણા કરીને હિંદુસ્તાન આવવાનો નવો જળમાર્ગ શોધી કાઢયો. તે પછી થોડા જ દિવસમાં માનવ સંસ્કૃતિના ઇતિહાસમાં વેપારી યુગનો આરંભ થયો એમ કહી શકાય. આ વેપારીયુગની સંસ્કૃતિમાં યુરોપનું એક નાનકડું રાષ્ટ્ર ગ્રેટ બ્રિટન સોળમા અને સત્તરમા સૈકામાં ઘણું આગળ વધ્યું; અને સત્તરમા સૈકાની આખરે એ ટાપુનાં રાજ્ય-સત્રો ત્યાંના વેપારી વર્ગના હાથમાં પૂરેપૂરાં આવ્યાં. અત્યાર સુધી ઉમરાવોનું અને ધર્માધિકારીઓનું સમાજમાં તેમ જ રાજકારણમાં જે અગ્રસ્થાન હતું તે ત્યારથી જતું રહ્યું અને બ્રિટિશ રાષ્ટ્ર એટલે વેપારી રાષ્ટ્ર અને બ્રિટિશ સંસ્કૃતિ એટલે વેપારી સંસ્કૃતિ, એની સમજ કાયમની થઈ ગઈ.

આ નવા વેપારી યુગને લીધે માનવ સંસ્કૃતિની અનેક બાજુએથી ભારે પ્રગતિ થઈ, તેમ કેટલીક બાબતોમાં તેની પ્રતિગતિ અથવા પીછેહઠ પણ થઈ છે. આજે આ વેપારી યુગ પૂરો થવા આવ્યા છે અને માનવ સંસ્કૃતિ એક નવા યુગમાં દાખલ થવા લાગી છે. તેમ છતાં આ નવા યુગમાં પ્રવેશ કરતાં પહેલાં વેપારી યુગમાં થયેલી પ્રગતિ આત્મસાત કર્યા વિના આગળ વધવાનો તે પ્રયત્ન કરે તો ફરી પીછેહઠ થયા વિના રહેશે નહિ. એટલા માટે કોઈ પણ સમાજે કે રાષ્ટ્રે એ યુગનો મહિમા બરાબર ઓળખી લઈને તેની સારી નરસી વસ્તુઓનો વિવેક કર્યા પછી જ આગળ પગલું ભરવું જોઈએ. પોતાના રાષ્ટ્રને સંગઠિત શી રીતે કરવું તેમ જ બીજા રાષ્ટ્ર ઉપર આક્રમણ શી રીતે કરવું એ બાબતમાં યુરોપખંડને ત્યાંના વેપારી વર્ગે અનેક નવી વાતો શીખવી છે. તે જ પ્રમાણે પારકા રાષ્ટ્ર ઉપર આક્રમણ કર્યા પછી તેમાંથી પોતાના રાષ્ટ્રના લોકોનો વધારેમાં વધારે ફાયદો કરાવી આપી પોતાના રાષ્ટ્રની સંપત્તિ, સત્તા અને વૈભવમાં વધારેમાં વધારે ઉમેરો શી રીતે કરવો, તેનું જ્ઞાન પણ આ વેપારી વર્ગે જ યુરોપને પ્રથમ કરાવી આપ્યું.

આ વેપારી વર્ગના આગળ આવવાના માર્ગમાં ઉમરાવો, ધર્માધિકારીઓ તથા રાજાઓ હંમેશ નડયા કરતા. તેથી તેણે પ્રથમ ધર્મની સામે બળવો કર્યો, પછી ઉમરાવોની સત્તા તોડી પાડવામાં રાજાઓએ મદદ કરી અને આખરે રાજાની સામે પણ બળવો કરીને રાજ્યનાં બધાં સૂત્રો પોતાના હાથમાં લીધાં. આ ધાર્મિક, સામાજિક તેમ જ રાજકીય પરિવર્તન કે ક્રાંતિ પ્રથમ ઇંગ્લંડમાં થઈ અને પછી ફ્રાંસ, ઇટાલી, જર્મની, એમ એક પછી એક યુરોપના બીજા દેશોમાં ફેલાઈ. આ ક્રાંતિમાં જે દેશો જેટલા પ્રમાણમાં પાછળ રહ્યા તેટલા પ્રમાણમાં તેઓ દુનિયાના રાજકારણમાં પણ પાછળ પડ્યા; અને જે દેશોને આ નવા યુગનું મહત્ત્વ જરાય સમજાયું નહિ, એટલું જ નહિ પણ જેઓ તેના સ્વરૂપનું પણ આકલન કરી શક્યા નહિ તેઓ, આ યુગનો મહિમા જેમણે બરાબર ઓળખ્યો હતો એવા દેશોના સંબંધમાં આવતાંવેંત પરાભૂત થયા. દુનિયાના વહેવારમાં પાછળ રહેવાનું આ અનિવાર્ય પરિણામ છે. પણ માનવ સંસ્કૃતિની કોઈ એક અવસ્થામાં પાછળ પડેલા લોકો તેની બીજી અવસ્થામાં દુનિયાને મોખરે પણ જઈ શકે છે. શરત એટલી જ કે, પોતાના તેમ જ દુનિયાના અનુભવથી ડાહ્યા થઈને આગળ પગલું ભરવાનું તથા પોતાની બુદ્ધિ-વડે નવી નવી શોધો કરીને દુનિયાની સંસ્કૃતિમાં ઉમેરો કરવાનું સામર્થ્ય અને પરાક્રમ તેમનામાં હોવાં જોઈએ.

હવે જે વખતે યુરોપના વેપારી વર્ગની મહત્ત્વાકાંક્ષા આમ ઉત્તેજિત અને પ્રબળ બની અને તે વર્ગ અમેરિકાથી હિન્દુસ્તાન અને ચીન સુધી સફરો ખેડવા અને વેપારને નિમિત્તે દુનિયાભરમાં રખડવા લાગ્યો તે વખતે હિંદુસ્તાનની સ્થિતિ કેવી હતી તે જોઈએ. અમેરિકા, આફ્રિકા અને ઑસ્ટ્રેલિયાના લોકોની માફક હિંદુસ્તાનના લોકોનો યુરોપના વેપારીઓ સાથે સંબંધ થયો તે વખતે તેઓ જંગલી અવસ્થામાં ન હતા. હિંદુસ્તાનમાં હિન્દુઓનાં તેમ જ મુસલમાનોનાં પ્રબળ સામ્રાજ્યો હતાં. ધનોત્પાદનની તેમ જ યુદ્ધકળાની બાબતમાં તે વખતના યુરોપીય રાજ્યોથી તેઓ જાય તેવા ન હતા. અકબર અને ઔરંગઝેબનાં સામ્રાજ્યોની સરખામણીમાં એલિઝાબેથ અને એનના રાજ્યવિસ્તાર અને વૈભવ क्वाटश्च कीटायते કહી શકાય એટલાં ક્ષુદ્ર હતાં. એલિઝાબેથ રાણીના કાળથી એનના વખત સુધીમાં બ્રિટિશ વેપારીઓ પશ્ચિમમાં અમેરિકાથી પૂર્વમાં હિંદુસ્તાન અને ચીન સુધી ફેલાયા હતા. જુદા જુદા દેશોમાં નાની નાની વસાહતો અથવા વેપારની કોઠીઓ તેમણે સ્થાપી હતી. આ કોઠીઓના સંરક્ષણ અર્થે તેઓ થોડાંક શસ્ત્રાસ્ત્રો તથા સૈનિકો રાખતા અને જેની ઉપર કોઈ પણ રાજાની સત્તા ચાલતી નહિ એવા સાગરની ઉપર પણ તેઓ પોતાનું પ્રભુત્વ તથા ધાક બેસાડવા લાગ્યા હતા. એ જ કાળમાં વેપારી વર્ગે પોતાના દેશનાં રાજ્ય-

સૂત્રો ઉમરાવો અને રાજાઓના હાથમાંથી છીનવી લઈ પોતાના હાથમાં લીધાં અને સમાજસંગહન, રાજ્યસંગહન, વેપારસંગહન, યુદ્ધશાસ્ત્ર, સામાજિક શાસ્ત્રો તેમ જ ભૌતિક વિદ્યાઓમાં કેટલીય નવી નવી શોધો કરી. અને તેથી હિંદુસ્તાનના અને એશિયાના હિંદુ, મુસલમાન તથા બૌદ્ધ લોકો કરતાં આપણે વધારે સુધરેલા અને આગળ વધેલા છીએ એવું અભિમાન પણ તેમને થવા માંડયું હતું.

બ્રિટિશ રાષ્ટ્ર વેપારી રાષ્ટ્ર છે અથવા બ્રિટિશ સંસ્કૃતિ વેપારી સંસ્કૃતિ છે, એમ જ્યારે આપણે કહીએ છીએ ત્યારે તેનો શો અર્થ હોય છે તે આપણે તપાસીએ. એનો અર્થ એવો તો નથી જ હોતો કે, બ્રિટનમાં વસતા બધા જ લોકો વેપારીઓ છે અથવા બીજાં રાષ્ટ્રોમાં વેપારીઓનો સદંતર અભાવ છે. પણ બ્રિટનમાં વેપારી વર્ગનું વર્ચસ્વ છે અને ત્યાંની સંસ્કૃતિ ઉપર તેની છાપ પડેલી છે એવો તેનો અર્થ હોય છે. પણ એટલેથીય આ વાક્યનો સાચો અર્થ સ્પષ્ટ થતો નથી. બ્રિટનના વેપારીઓએ આ વર્ચસ્વ શી રીતે પ્રાપ્ત કર્યું તેનો વિચાર કરતાં ત્યાંના વેપારી વર્ગે પોતાના રાષ્ટ્રનાં રાજ્યસૂત્રો પોતાના હાથમાં લઈ ને ઉમરાવો તથા ધર્માધિકારીઓના વર્ચસ્વનો અંત આણ્યો એમ આપણને દેખાશે. અલબત, આ વેપારીઓ રાજકારણપટુ તેમ જ લડવૈયા હતા; આપણા દેશના વેપારીઓના જેવા કેવળ વેપાર કરીને ગુજરાન ચલાવનારાં નિરુપદ્રવી પ્રાણીઓ ન હતાં. રાજાઓ અથવા ઉમરાવો તેમનું રક્ષણ કરે અને દેશમાં શાંતિ સ્થાપે, અને પોતે કેવળ વેપાર કરીને પેટ ભરે એવી વૃત્તિ તેમણે છોડી દીધી હતી. રાજ કરવાનું કામ કેવળ ઉમરાવોનું જ છે એ સિદ્ધાન્તને તેમણે ખોટો ઠરાવ્યો હતો. ઉમરાવો દેશમાં શાંતિ સ્થાપી શકતા નથી, તેઓ માંહોમાંહે લડીને દેશભરમાં અશાંતિ ફેલાવે છે અને વેપારઉદ્યોગને અસ્થિર કરી મૂકે છે, એ જોઈ ને તેમણે આખો રાજકારભાર જ પોતાના હાથમાં લીધો હતો. એટલું જ નહિ પણ રાજ્યવિસ્તારનું કામ પૂર્વે ઉમરાવ વર્ગનું જ ગણાતું તે પણ તેમણે પોતાના હાથમાં લીધું હતું. ઉમરાવો પ્રથમ આગળ જઈ ને મુલક જીતે અને ત્યાં રાજસત્તા સ્થાપે અને પછી વેપારીઓ જઈ ને વેપાર શરૂ કરે, એ જૂનો ક્રમ ઉલટાવીને વેપારીઓ પ્રથમ જઈ ને વેપારી આક્રમણ કરે અને તે પછી તેમના રાષ્ટ્રનો ઝંડો પરદેશમાં રોપાય એવો નવો ક્રમ તેમણે શોધી કાઢયો હતો. એટલે કે પ્રથમ રાજ્યવિસ્તાર અને પછી વેપારવિસ્તાર-ને ઠેકાણે પ્રથમ વેપારવિસ્તાર અને પછી રાજ્યવિસ્તાર એ વિચારસરણી તેમણે પ્રચલિત કરી. ટૂંકમાં, જે અંગ્રેજો અહીં આવ્યા તેઓ કેવળ વેપાર કરનારા જ લોકો ન હતા, તેઓ પણ લડવૈયા હતા અને રીતસરનું આક્રમણ કરીને રાજ્યવિસ્તાર કરનારા વેપારીઓ હતા. દરિયાપરના ચાંચિયાઓથી અને લૂંટમારથી પોતાનો બચાવ કરવા પૂરતાં શસ્ત્રાસ્ત્રો અને યુદ્ધસામગ્રી

તેમની પાસે હતી. પરદેશોમાં સ્થાપેલી કોઠીઓની તેમણે વસાહતો બનાવી દીધી હતી. પોતાના વેપારનું સંરક્ષણ ન કરી શકનાર રાજાઓને તથા ઉમરાવોને પદચ્યુત કરીને રાજ્યક્રાંતિ શી રીતે કરવી, તેનું શાસ્ત્ર તેઓ જાણતા હતા; અને તેમને દુર્બલ સમજીને કચડી નાખવાનો કોઈ પ્રયત્ન કરે તો પોતાના દેશની રાજસત્તાનું પીઠબળ તેમને ગમે ત્યારે મળે તેમ હતું. તેમના પોતાના દેશમાં જેમના હાથમાં રાજસત્તા હતી તેઓ આ પરદેશમાં આવેલી વેપારી વસાહતોનું રક્ષણ કરવું એને પોતાની ફરજ માનતા હતા, કારણ કે તેઓ એ વેપારી વર્ગના જ પ્રતિનિધિ હતા. બ્રિટિશ લોકો વેપારી છે અથવા તેમની સંસ્કૃતિ વેપારી છે, એમ કહેવાનો આટલો ઊંડો અર્થ છે.

રાજ્યશાસ્ત્રની દૃષ્ટિથી વિચાર કરતાં સત્તરમા સૈકામાં ઉદય પામીને અઢારમા સૈકાના મધ્યકાળ સુધીમાં આખા હિંદુસ્તાનમાં પોતાની સાર્વભૌમ સત્તા સ્થાપવામાં સફળ થયેલી મરાઠાઓની સંસ્કૃતિ રાષ્ટ્રીયતા અને લોકશાહી એ બે તત્ત્વોની દૃષ્ટિથી બ્રિટિશ લોકોની સંસ્કૃતિથી પછાત રહી ગયેલી દેખાય છે. જે વખતે મરાઠાઓ શિવાજીની આગેવાની હેઠળ હિન્દુ રાજ્યની સ્થાપના કરતા હતા, તે જ વખતે બ્રિટિશ લોકો ક્રોમવેલની સરદારી નીચે પોતાના જ ધર્મના અને દેશના રાજાને પદભ્રષ્ટ કરીને લોકશાહી સ્થાપવાનો પ્રયત્ન કરી રહ્યા હતા. પછી જ્યારે સંભાજીના વધ પછી (ઈ. સ. ૧૬૮૯) મરાઠાઓ પરધર્મના આક્રમણનો સામનો કરીને સ્વરાજ્ય અને સ્વધર્મનું રક્ષણ કરવામાં રોકાયા અને એ કામમાં અખૂટ સ્વાર્થત્યાગ કરીને યશસ્વી થયા, તે જ સમયમાં બ્રિટિશ લોકોએ પોતાના દેશના જુલમી રાજા બીજા જેમ્સને ગાદી ઉપરથી ઉઠાડી મૂકી ક્રોમવેલના વખતથી ચાલતા આવેલા અનિયંત્રિત રાજસત્તા અને પ્રાતિનિધિક લોકસત્તા વચ્ચેના ઝઘડાનો સફળ અંત આણ્યો અને પોતાના દેશમાં લોકનિયંત્રિત રાજસત્તાની સ્થાપના કરી. એટલે, જે વખતે મરાઠાઓ કેવળ પરધર્મીઓનું અને પરદેશીઓનું રાજ્ય તોડી પાડીને સ્વધર્મી રાજાનું રાજ્ય સ્થાપન કરવાના વિચારમાં અને પ્રયત્નમાં રોકાયેલા હતા, તે જ વખતે બ્રિટિશ લોકો રાજા પોતાના જ દેશનો અને ધર્મનો હોય, તો પણ તે જો જુલમી હોય, તો તેને ઉઠાડી મૂકીને બીજા રાજાને ગાદી ઉપર બેસાડવામાં આવે અને એ નવો રાજા લોકમતાનુસાર રાજ્યકારભાર ચલાવે, એ સિદ્ધાંતો પ્રસ્થાપિત કરવાનું કામ લઈ બેઠા હતા. આ સિદ્ધાંતોની પ્રસ્થાપના બ્રિટનના વેપારી વર્ગના આગેવાનોએ વેપારી અને ખેડૂત વર્ગની આગેવાની લઈને તેમનાં દ્રવ્યબળ અને મનુષ્યબળને જોરે કરી. તેથી કરીને એ રાષ્ટ્ર રાજકીય સંસ્કૃતિની દૃષ્ટિએ દુનિયાનાં બીજાં બધાં રાષ્ટ્રોથી આગળ ગયું. મરાઠાઓએ તેમની સ્વતંત્રતા કાયમ હતી ત્યાં સુધી આ બનાવમાંથી ધડો લીધો નહિ. તેથી બીજા ભારતવાસીઓની સાથે જ તેમને

પણ બ્રિટિશોની પરતંત્રતા સ્વીકારીને લોકશાહીનો આ સિદ્ધાંત શીખવાની ફરજ પડી.

પૂનાના ભારત ઇતિહાસ સંશોધક મંડળના ત્રૈમાસિકના છઠ્ઠા વર્ષના પહેલા ચાર મહિનાના જોડિયા અંકમાં 'બ્રિટિશ રાજ્યસંસ્થાપકોના અહીંના સહાયકો' નામનો એક વિચારપ્રવર્તક અને સંશોધનાત્મક લેખ શ્રી. શેજવલકરે લખ્યો છે. તેમાં હિંદુસ્તાનની વેપારી પેઢીઓએ અંગ્રેજોને અહીં રાજ્ય સ્થાપન કરવામાં કેવી સહાય આપી તે સારી રીતે બતાવ્યું છે. એ લેખને અંતે તેઓ જણાવે છે: "મરાઠાઓની પાસે ધનનો સંગ્રહ ક્યારેય હોય એવું દેખાતું નથી. એટલે કે રાજ્યમાં સંપત્તિની ઉત્પત્તિ જ થતી જણાતી નથી. દરેક લડાઈને પરિણામે કંઈક આર્થિક નુકસાન જ વેઠવાનું આવતું. . . . આખી મરાઠાશાહીમાં વૈશ્યવૃત્તિ તરફ લોકોનું સાવ દુર્લક્ષ હતું. વૈશ્યની સંપત્તિ વિના બ્રાહ્મણની વિદ્યા અને ક્ષત્રિયનું શૌર્ય નકામાં છે, એ આપણે સ્વાભિમાનના તોરમાં છેક ભૂલી ગયા. અંગ્રેજોમાં ચાતુર્વર્ણ્યનું યોગ્ય પ્રમાણમાં મિશ્રણ હોવાથી તેમનું રાષ્ટ્ર આગળ આવ્યું અને ચિરસ્થાયી થયું." આમાં જણાવેલો બ્રિટિશ રાષ્ટ્રમાં ચાતુર્વર્ણ્ય હતું અથવા છે, એ મત અમને માન્ય નથી. ચાતુર્વર્ણ્યની ભાષામાં બોલીએ તો એમ કહેવું પડે કે, બ્રિટિશ વૈશ્યોએ રાજ્યસત્તા પોતાના હાથમાં લઈને વર્ણસંકર કર્યો હતો અને પોતે વૈશ્ય મટીને ક્ષત્રિય બન્યા હતા. મરાઠાશાહીએ જેમ વૈશ્યવર્ગનું મહત્ત્વ કદી ઓળખ્યું નહિ, તે જ પ્રમાણે ઇંગ્લંડના તેમ જ યુરોપના ઉમરાવોના મનમાં વૈશ્યવર્ગની સંપત્તિનું મહત્ત્વ ખાસ કદી વસ્યું નહિ. તેમણે પણ વૈશ્યવર્ગની હંમેશ અવગણના જ કરી, અને આપણા મરાઠાઓની સવારીઓની જેમ જ યુરોપના રાજાઓ તથા ઉમરાવોની સવારીઓ પણ ખોટનો જ ધંધો થઈ રહેતી. આપણે ત્યાંના સરદારો જેમ માંહોમાંહે લડીને દેશમાં ધાંધલ મચાવતા હતા તે જ પ્રમાણે યુરોપના કે ઇંગ્લંડના સરદારઉમરાવો પણ દેશમાં અશાંતિ ફેલાવીને ધાંધલ મચાવતા. તેમના તોફાનથી કંટાળી જઈને બ્રિટિશ વૈશ્યોએ રાજ્યક્રાંતિ કરી અને સરદારોના હાથમાંની રાજ્યસત્તા જ છીનવી લીધી. પણ આપણે ત્યાંના વૈશ્યોને આવું રાજકારણ આવડતું ન હતું; તેમને તો કદાચ તે વર્ણસંકર જ લાગત. જે રાજ્યકર્તાઓ મોટામાં મોટા પ્રદેશ ઉપર શાંતિ સ્થાપન કરે તેમને આશ્રયે રહેવું એ તેમનો સ્વભાવ હતો. બ્રિટિશ રાજકારણી વેપારીઓએ તેમના એ સ્વભાવનો પૂરેપૂરો લાભ લીધો. અહીંના વેપારીઓનો સાથ મેળવી લઈને તેમણે રાજ્યક્રાંતિ કરી; પણ રાજ્યસત્તા પોતાના જ હાથમાં રાખી.

'ગુપ્ત' અટક ધરાવનારા એક જૈન પેઢીવાળા વેપારી કુટુંબની બ્રિટિશોને હિંદમાં રાજ્યવિસ્તાર કરવામાં ખૂબ મદદ મળી. આ કુટુંબ ધર્મનિષ્ઠ હતું અને

તેણે હિંદુસ્તાનમાં કેટલાંક બહુ સુંદર મંદિરો બંધાવેલાં છે. દરેક લડાઈને વખતે તથા તેની પહેલાં હિંદના જુદા જુદા રાજ્યોને લગતી માહિતી બ્રિટિશોને પૂરી પાડવી, તેમ જ તેમને પૈસાની પણ સહાય કરવી અને એ રીતે તેમની સત્તાનો અને શાંતિનો પ્રસાર આખા હિંદુસ્તાનમાં કરવો, એ આ કુટુંબના માણસોનું ધ્યેય બન્યું હતું. ઠેઠ કલાઈવના વખતથી માંડી લૉર્ડ કૅનિંગના વખત સુધી તેમણે આ વ્રતનું અખંડ પાલન કર્યું, અને અનેક બ્રિટિશ અધિકારીઓ પાસેથી પ્રશસ્તિપત્રો મેળવ્યાં. ૧૭૫૭માં કલાઈવે બ્રિટિશ સામ્રાજ્યનો પાયો નાખ્યો ત્યારથી ૧૮૫૭ના બળવા પછી લૉર્ડ કૅનિંગ હિંદનો પહેલો વાઇસરૉય થયો, એ સો વરસ દરમ્યાન આ ગુપ્ત કુટુંબના પેઢીવાળાઓએ બ્રિટિશ વેપારી સામ્રાજ્યવાદીઓની ઇમાનદારીથી સેવા બજાવી.

આખું હિંદુસ્તાન જીત્યા પછી બ્રિટિશ મુત્સદ્દીઓ જ્યારે અફગાનિસ્તાન તથા ઇરાન તરફ પોતાની સત્તા ફેલાવવા માટે પ્રયત્ન આદરી રહ્યા હતા તે વખતે સર અલેકઝાન્ડર બર્ન્સે ૧૮૩૭માં આ ગુપ્ત કુટુંબનું નીચે મુજબ વર્ણન કરેલું છે:

"કચ્છબાશાના વંશજ સરૂપચંદ ગુપ્ત. શાલિવર્મા, કાબુલકંદહાર, સમરકંદ, હિરાત વગેરે ઠેકાણે ચાલતી એશિયાના લોકોની અનેક હિલચાલો તરફ ખૂબ સાવધાનીથી નજર રાખે છે, અને પોતાને મળતી બધી માહિતી બ્રિટિશ અધિકારીઓને ઉપયોગી થાય તે માટે જણાવે છે. બધી લડાઈઓ, સંધિઓ તેમ જ લશ્કરી બાબતોની વ્યવસ્થા તેમણે આપેલી માહિતી ઉપર જ આધાર રાખતી હોવાથી સરકાર તેમની બહુ ઋણી છે. આ લોકો બ્રિટિશોના પક્ષના વિશ્વાસપાત્ર અને રાજનિષ્ઠ લોકો છે. તેમના બાતમીઓ હંમેશ સાચી હોવાથી તે પર ચોક્કસ આધાર રાખી શકાતો."

લૉર્ડ એલનબરો ૧૮૪૪માં આ લોકોની પેઢીઓનું તથા તેમણે બ્રિટિશોને આપેલી સહાયનું નીચે મુજબ વર્ણન કરે છે:

". . . તમે અને તમારા પૂર્વજોએ મોગલ બાદશાહોના સમયથી આજ સુધી વખતોવખત મહત્ત્વનાં કામો પાર પાડી જે સેવા કરી છે અને તેને માટે તે તે વખતે મેળવેલાં પ્રશસ્તિપત્રો તમારી પાસે છે તે ઉપરથી એમ ચોક્કસ સિદ્ધ થાય છે કે, તમારું કુટુંબ બહુ જ વિખ્યાત, ખાનદાન અને લક્ષ્મીનું નિવાસસ્થાન છે. તમારી પેઢીઓની જાળ આખા હિંદુસ્તાનમાં એવી પથરાયેલી છે કે તેમની સાથે સરખાવી શકાય એવી બૅન્કો પણ દુનિયામાં બહુ જ ઓછી હશે. . . . તમે મારા જ નહિ પણ જે સરકારનો હું પ્રતિનિધિ છું તેના પણ સાચા મિત્ર છો, એ હું બરાબર જાણું છું. તે સરકારના ભલા માટે તથા તેની સત્તા પૂર્વ તરફના દેશોમાં સ્થપાય તે માટે તમે જે સેવા કરી છે, તે એ સરકાર કદી ભૂલશે નહિ. મરાઠાઓ તથા જાટ સાથેના યુદ્ધોમાં તેમ જ મારી કારકીર્દિ દરમ્યાન થયેલાં બીજાં યુદ્ધો વખતે તમે અંગ્રેજ અમલદારોને તથા લશ્કરને તે વખતે ખાસ જરૂરી પૈસાની

મદદ એટલે છૂટે હાથે આપી છે કે તમારો શરાફીનો ધંધો સારી રીતે ચાલે તે જોવાને સરકાર બંધાયેલી છે."

અર્કાટના ઘેરા વખતે લૉર્ડ ક્લાઇવને આ કુટુંબે જ મદદ કરી હતી અને બંગાળના જગત શેઠ અને અમીચંદ એ બેઉ જણ આ કુટુંબના જ સંબંધીઓ હતા. લૉર્ડ ક્લાઇવ ૧૭૬૫ માં તેમને આપેલા શિફારસપત્રમાં લખે છે :

"તમે વેપારીઓ અને પેઢીવાળાઓએ અંદર અંદર પચાસ લાખ રૂપિયા ભેગા કરીને અને ઠેકઠેકાણે ઘરો બાંધીને (પેઢીઓ સ્થાપીને ?) પૂર્વ તરફના મુલકોની બાતમી અમને પૂરી પાડવા માટે ટપાલ શરૂ કરવાનું ઠરાવ્યું છે એ સાંભળીને મને સંતોષ થાય છે. . . . ર. ગાંઠના પૈસા ખર્ચીને બધા સરદારોને રાજી (?) અને રૈયતને અમારી આણ નીચે આણવાનો તમારો ઇરાદો છે એ સાંભળીને પણ મને ઘણો આનંદ થાય છે.

"તમારા ધર્મમાં અંગ્રેજો કદી પણ દખલગીરી નહિ કરે એ તમારી માગણી બાબત હું હૃદયપૂર્વક એટલું જ ઇચ્છું છું કે (અને એવી મારી ખાતરી છે કે), તેઓ એવી વાત કદી કરશે નહિ. . . . આખરે મારે એટલું જ જણાવવાનું છે, કે તમે અને તમારા માણસોએ વખતોવખત, ખાસ કરીને અર્કાટમાં, જે મદદ કરી તે હું કદી ભૂલી શકું તેમ નથી."

ગ્વાલિયરનો કિલ્લો સર કરવામાં આ કુટુંબે કરેલી મદદ બાબત તે કિલ્લો સર કરનાર સેનાપતિ ગુપ્તોને આપેલા શિફારસપત્રમાં ૧૭૮૨માં લખે છે :

"ગ્વાલિયરનો કિલ્લો તદ્દન અગમ્ય, પહાડની ટોચે, બધી બાજુએથી ઊંચી, મજબૂત તટબંધીવાળો હોવાથી લગભગ અભેદ્ય હતો. અમારા કામમાં મહારાજાધિરાજ સવાઈ સિકંદર સરૂપચંદ ગુપ્તે અન્તઃકરણપૂર્વક સહાય ન આપી હોત તો કોઈ પણ રીતે અમારાથી કિલ્લો સર કરી શકાત નહિ. કિલ્લા ઉપર જવાનો એક ગુપ્ત માર્ગ હતો તે ભારે જહેમત ઉઠાવીને જાણી લઈને તેમણે અમને બતાવ્યો અને તેથી જ અમે સહેલાઈથી કિલ્લો સર કરી શક્યા."

૧૮૧૭ની ખડકીની લડાઈ વખતે પૂના સર કરવાની બાબતમાં આ પેઢીએ બજાવેલી કામગીરી બાબત જેન્કિન્સ લખે છે :

"આપના પૂર્વજો બ્રિટિશ સરકારના પરમ સ્નેહી ગણાતા આવ્યા છે. તેમનું જ અનુકરણ કરીને આપે પૂનાના યુદ્ધમાં અંગ્રેજોને સહાય કરી છે. એક અતિ મહત્ત્વની ગુપ્ત બાતમી આપે એટલી વખતસર આપી કે તે જો ન મળી હોત તો અમને જય મળતાં ખૂબ વખત લાગત અને મુશ્કેલી પડત."*

ગુપ્ત કુટુંબના પેઢીવાળાઓએ હિંદુસ્તાન જીતવામાં બ્રિટિશ વેપારી રાજ્યકર્તાઓને આ જે મદદ કરી તે જેમ બ્રિટિશ રાજ્યકર્તાઓ ભૂલવાના નથી,

* આ બધા ઉતારા ઉપર જણાવેલા શ્રી. રાજવલકરના લેખમાંથી લીધેલા છે

તેવી જ રીતે તે હિંદી લોકો પણ ભૂલી શકે તેમ નથી. લૉર્ડ ક્લાઈવે બંગાળ પ્રાન્ત જ્યારે હાથ કર્યો, તે વખતે હિંદુ વેપારીઓએ તેમ જ ત્યાંના રાજાઓએ એટલે જમીનદારોએ બ્રિટિશોને રાજ્ય સ્થાપવામાં મદદ કરી. '૧૭૫૬–૧૭૫૭ સાલનું બંગાળ' નામના પુસ્તકની પ્રસ્તાવનામાં તેનો લેખક એસ. સી. હિલ જણાવે છે કે, "આ દેશના વેપાર અને ઉદ્યોગધંધાઓ લગભગ બધા જ હિંદુ લોકોના હાથમાં હોવાથી વેપારને અર્થે અહીં આવેલા ને વસાહત કરીને રહેલા યુરોપિયન વેપારીઓની સાથે તેમનો નિકટનો સંબંધ બંધાયો; અને તેથી જ આ ભૌતિક હિતસંબંધના આધાર ઉપર હિંદુ અને યુરોપિયન વેપારીઓ વચ્ચે એક જાતની ખાનગી સંતલસ અને દોસ્તી બંધાઈ." કર્નલ સ્કૉટ નામના એક યુરોપિયને ૧૭૫૪ના ફેબ્રુઆરીમાં એક લેખ લખીને બંગાળની દેશસ્થિતિનું વર્ણન કર્યું હતું. તેમાં અહીંનાં રાજ્યો સાવ નિર્બળ હોઈને યુરોપિયન સૈન્ય આગળ તેઓ ટકી શકે તેવાં નથી, વગેરે વિધાનો કરેલાં છે. તે જ પ્રમાણે અહીંના હિન્દુ વેપારીઓ અને હિંદુ રાજાઓ, યુરોપિયન લોકોને રાજ્યક્રાંતિના કામમાં સહાય કરશે એવો મત પણ તેણે જણાવ્યો હતો. મિ. ચાર્લ્સ એફ. નોબલે તા. ૨૨ સપ્ટેમ્બર, ૧૭૫૬ને રોજ ઇસ્ટ ઇંડિયા કંપનીની સિલેક્ટ કમિટીને એક કાગળ લખ્યો, તેમાં નીચે મુજબ અભિપ્રાય વ્યક્ત કર્યો છે: "કર્નલ સ્કૉટે બંગાળની પરિસ્થિતિનું નિરીક્ષણ કરીને લખેલા કાગળપરથી જણાય છે કે, ત્યાંના હિંદુ રાજાઓ અને જનતા મુસલમાન રાજ્યકર્તાઓથી ઘણી અસંતુષ્ટ થઈ છે, અને તેમની જુલમી સત્તાની ધૂંસરી ફેંકી દઈને પોતાની સ્થિતિ સુધારવાની તક ક્યારે મળે તેની તેઓ રાહ જોઈ રહ્યા છે. તેનો (સ્કૉટનો) એવો પણ મત છે કે એકાદ યુરોપિયન સૈન્યને શરૂઆતમાં યશ મળે અને આ લોકોને યોગ્ય દિશામાં વાળી તે તેમને ઉત્તેજન આપે તો તેઓ તેને સહાય કરશે. પરંતુ પોતાને હિતકારક થાય એવી રાજ્યક્રાંતિ સફળ થવાનો ચોક્કસ સંભવ ન દેખાય ત્યાં સુધી તેઓ બહુ જ સાવચેતીથી વર્તશે."*

પી. ઈ. રૉબર્ટ્સ પોતાના 'બ્રિટિશ હિંદુસ્તાનનો ઇતિહાસ' નામના પુસ્તકમાં લખે છે:

"ઈ. સ. ૧૭૫૬–૫૭માં બંગાળમાં જે રાજ્યક્રાંતિ થઈ તે મુખ્યતઃ કે પૂર્ણતઃ એક યુરોપિયન વેપારી વસાહતે હિંદનો એક પ્રાંત જીતી લીધો હોય, તે સ્વરૂપની ન હતી; પણ સ્વદેશી (હિંદુ) વેપારીઓ અને શાહુકાર વર્ગોએ અને બ્રિટિશોએ એક થઈને પોતાપરનું પરકીય (મુસલમાન) રાજ્ય ઉથલાવી પાડ્યું, એવું એ રાજ્યક્રાંતિનું સ્વરૂપ હતું. વેપારને માટે જોઈતી શાન્તિની દૃષ્ટિથી વિચાર કરતાં સ્વદેશી

* બસુનું 'રાઈઝ ઑફ ખ્રિશ્ચિયન પાવર ઇન ઇંડિયા.' પૃ. ૪૫

તેમ જ બ્રિટિશ વેપારીઓ એ બંનેનું તેથી હિત થયું હોય તો પણ પ્રત્યક્ષ ક્રાંતિમાં બ્રિટિશોએ આગેવાનીનો ભાગ ભજવ્યો અને રાજ્યસત્તા પણ તેઓ એકલા જ બથાવી પડયા."*

એ જ ગ્રંથકાર આગળ જતાં લખે છે કે,

"અલીવર્દીખાનના મૃત્યુ પૂર્વે પણ આ ઝઘડો હવે લાંબો કાળ ટાળી શકાય તેવો નથી, એ વસ્તુ બારીકાઈથી જોનારાઓને સ્પષ્ટપણે જણાઈ ગઈ હતી. નવાબ અન્યાયી હતો એમ કહેવા કરતાં તે ઢીલો નહિ પણ કડક અને સખ્તપણે કામ લેનારો હતો એમ કહેવું જોઈએ. અંગ્રેજ લોકોના વેપાર ઉપર તેણે જે અનેક ત્રાસદાયક પ્રતિબંધો મૂક્યા હતા તેથી તેઓ અકળાઈ ગયા હતા. ૧૭૫૨માં જ ઓર્મ ક્લાઈવને લખે છે: 'આ ઘરડા કૂતરાને વેળાસર ઠેકાણે પાડયો હોય તો સારું. કંપનીએ આનો ગંભીરતાથી વિચાર કરવો જોઈએ એમ હું માત્ર કહેવાની ખાતર કહેતો નથી. તે કંપની એમ નહિ કરે તો બંગાળમાં વેપાર કરવો તેને માટે અશક્ય બનશે.' જ્યાં સુધી અલીવર્દીખાન જીવતો હતો ત્યાં સુધી આ અસંતોષ માત્ર ધૂંધવાયા જ કરતો હતો; પણ તેના મરણ પછી જ્યારે જિદ્દી, દુર્બળ અને દુર્વ્યસની તરુણ નવાબ ગાદીપર આવ્યો અને તેણે યુરોપિયન વેપારીઓ પર તેમ જ પોતાની હિંદુ પ્રજા ઉપર દમન, અને દેશી શેઠ શાહુકારોનાં કુટુંબોનું અપમાન શરૂ કર્યું, ત્યારે એવા બનાવો વધારે બનવા લાગ્યા અને તેમાંથી જ પછીનો ઉત્પાત થયો. અંગ્રેજોને પોતાના મુલકમાંથી હાંકી કાઢવાનો સિરાજઉદ્દૌલાએ નિર્ધાર કર્યો, અને ફ્રેંચ અથવા ડચ લોકો કરતાં તેમની (અંગ્રેજોની) તરફ ખાસ ધ્યાન આપવાનું તેણે નક્કી કર્યું. એ પણ તેની દૃષ્ટિથી બરાબર જ હતું કારણ કે, તેમની વસાહત જ સૌથી મોટી અને સંપન્ન હતી, સુરમેનના ફરમાનની રૂએ ચાલતો તેમનો વેપાર સૌથી મોટો હતો અને હિંદુ વેપારીવર્ગ સાથે તેમનો જ વધારે નિકટનો સંબંધ બંધાયો હતો અંગ્રેજોને એક વાર હાંકી કાઢ્યા પછી બીજી યુરોપિયન વસાહતોનો ફેંસલો તે ફાવે ત્યારે કરી શકતો હતો÷.

ઈ. સ. ૧૮૨૩માં રાજા રામમોહન રાય વગેરે બંગાળના આગેવાનોએ ઇંગ્લંડના રાજાને મુદ્રણસ્વાતંત્ર્ય બાબત એક અરજી મોકલી હતી, તેમાં બંગાળની હિંદુ જનતાના, ખાસ કરીને ભણેલા હિંદુ આગેવાનોના, મનમાં બ્રિટિશ રાજ્ય વિષે કઈ જાતની ભાવનાઓ હતી, તેમ જ પોતાના પ્રાંતના ઇતિહાસ વિષે તેમને શું લાગતું હતું તે તેમણે નીચે મુજબ જણાવેલું છે:

"હિંદુસ્તાનનો ઘણોખરો ભાગ સૈકાઓ સુધી મુસલમાનોની સત્તા નીચે હતો: અહીંના મૂળ વતનીઓના નાગરિક તેમ જ ધાર્મિક હકોને વારંવાર પગ તળે કચરી નાખવામાં આવતા; જેતાઓના આ હંમેશના થઈ પડેલા જુલમ સામે દખ્ખણના મરાઠાઓને અને પશ્ચિમ હિંદના શીખોને બળવો કરવાની ફરજ પડી; અને જ્યારે મુસલમાનોની સત્તા નબળી પડી ત્યારે તેઓ પોતાની સ્વતંત્રતા

* 'હિસ્ટરી ઑફ બ્રિટિશ ઇંડિયા' પૃ. ૧૩૧-૩૨

÷ હિસ્ટોરિકલ જ્યોગ્રાફી ઑફ બ્રિટિશ ઇંડિયા, ખંડ ૭, ભા ૧, પૃ. ૧૩૨-૩૩

સ્થાપવામાં સફળ થયા. પણ બંગાળના લોકોમાં શારીરિક જોમનો અભાવ હોવાથી તેમ જ તનતોડ મહેનત કરવા તરફ તેમનું વલણ ન હોવાથી, જોકે તેમની માલમિલકત વારંવાર લૂંટાયા કરતી, તેમના ધર્મનું અપમાન થતું અને તેમનું લોહી ગમે તેમ રેડાતું, તો પણ તેઓ મુસલમાની રિયાસતનો અંત આવતાં સુધી પ્રસ્થાપિત રાજ્યસત્તાને એકનિષ્ઠપણે વફાદાર રહ્યા. છેવટે પરમેશ્વરે તેની અગાધ કૃપાથી આ જુલમી રાજ્યકર્તાઓની ધૂંસરી ફેંકી દઈને બંગાળી જનતાને તેમાંથી છોડાવીને પોતાના રક્ષણ હેઠળ લાવવાની ઇગ્લંડને પ્રેરણા આપી."*

આ ઉતારા પરથી બીજી એક વાત આપણને જાણવા મળે છે કે, અંગ્રેજોએ બંગાળના વેપારી વર્ગની મદદથી જ્યારે તે પ્રાંતમાં પોતાની સત્તા સ્થાપી, ત્યારે હિંદુમુસ્લિમ ધર્મવિરોધની ભાવના પણ તેમને સારી પેઠે કામમાં આવી. હિંદુ વેપારીઓએ તેમ જ શાહુકારોએ અંગ્રેજોને મદદ કરી તેની પાછળ મુસલમાન વેપારીઓ પોતાના વેપારને સહાય કરતા નથી અથવા રાજાઓ અને ઉમરાવો વારેવારે યુદ્ધો કરીને પોતાની સંપત્તિ પર તરાપ મારે છે અને વેપારધંધો વધવા દેતા નથી, એ ભાવના તો હતી જ; પણ તેની સાથે જ આપણા રાજ્યકર્તાઓ પરધર્મી તેમ જ પરદેશી છે એ ભાવના પણ તેમના મનમાં હોય તો નવાઈ નહિ. મુસલમાની કારકિર્દી દરમ્યાન સતત અંધાધૂંધી, લડાઈઓ અને અશાંતિ જ હતી એમ કહેવું બરાબર નથી. એમ જો સતત અંધાધૂંધી આખા હિંદમાં ચાલતી હોત તો આવા મોટા શેઠશાહુકારો, તેમની પેઢીઓ તેમ જ આખા દેશમાં પથરાયેલી તેમના પૈસા અને શાખની જાળ, એ બધી વસ્તુઓ સંભવત જ નહિ. પેઢીઓનો, હૂંડીઓનો અને શાખનો વહેવાર વધી શકે તે માટે મોટા મોટા પ્રદેશો ઉપર શાંતિ સ્થાપનારી રાજ્ય સંસ્થાઓ હોવી જરૂરની છે. અમરચંદ (અમીચંદ), જગત શેઠ અથવા ગુમ જેવા શાહુકારો અને વેપારી કુટુંબો આગળ આવ્યાં, તેમને રાજદરબારમાં માન અકરામ મળવા લાગ્યાં અને રાજાઓને પણ તેમના પૈસાની મદદ લેવી જરૂરની લાગી, એનો અર્થ જ એ છે કે, આ દેશમાં મોટમોટાં રાજ્યો અને સામ્રાજ્યો હસ્તી ધરાવતાં હતાં અને લોકોનાં ઘરબાર તથા માલમિલકત સુરક્ષિત હતાં. પણ મોગલ સામ્રાજ્ય પડી ભાંગ્યું અને જ્યારે દક્ષિણમાંથી મરાઠાઓએ, પશ્ચિમ તરફથી શીખોએ અને વાયવ્ય તરફથી ઈરાન અને અફઘાનિસ્તાનના રાજાઓએ તેના ઉપર હુમલા કર્યા, તે વખતે હિંદુસ્તાનમાં થોડો સમય અંધાધૂંધી ખૂબ વધી પડી. આ અંધાધૂંધીની આગમાં અંગ્રેજો અને ફ્રેંચો જેવા લડાયક, રાજકારણી, કપટી અને મુત્સદ્દી વેપારીઓએ ઘી હોમ્યું. એ વખતે બંગાળ પ્રાંતની સ્થિતિ ખાસ

---

* 'ઇંડિયન સ્પીચીઝ ઍન્ડ ડોક્યુમેન્ટ્સ ઑન બ્રિટિશ રૂલ' — સંપા૦ જે. કે મજમુદાર પા. ૧૫

શોચનીય બની ગઈ હતી. બંગાળ પ્રાંત ખૂબ સધન હતો, તેની સાથે જ તે ખૂબ દુર્બળ પણ થયેલો હતો. ગંગાનદીના મુખવાટે અંદર પેસતાં પરદેશી વેપારીઓને તેમ જ તેમના હુમલાઓને પાછા હઠાવી શકે તેવું સમર્થ નાકાદળ બંગાળના ઉપસાગરમાં કોઈની પાસે ન હતું. હિંદુસ્તાનના મલબાર કિનારા ઉપર એ વખતે આંગ્રેની આરમાર પ્રબળ હતી. એ આરમારનો નાશ કર્યા વિના મુંબઈ ઇલાકામાં ધાંધલ મચાવવાનો પરદેશી વેપારીઓને ઝાઝો અવકાશ ન હતો. બીજું, અઢારમા સૈકામાં મરાઠાઓની સત્તા મુંબઈ ઇલાકામાં જોશભેર વધતી જતી હતી અને નાદિરશાહ જેવા ઈરાની લુટારુના આક્રમણ સામે દિલ્લીના તખ્તનું રક્ષણ કરવાની કાળજી રાખવાની જવાબદારી પોતાને માથે છે એટલું લાગવા સુધી તેમના સામ્રાજ્યના સામર્થ્ય અને અહંકારનો વિકાસ થયો હતો. બાજીરાવ ૧ લાના મૃત્યુ પછી રાઘોબાએ અટકની પેલે પાર ભગવો ઝંડો રોપ્યો, તેથી દિલ્લીનું તખ્ત દક્ષિણના હિંદુઓના કબજામાં જશે કે શું, એવી ભીતિ ઉત્તર હિંદુસ્તાનના મુસલમાનો તથા રાજપૂતોને લાગવા માંડી હતી. અને તેથી અહમ્મદશાહ અબ્દાલી જેવાને બોલાવી લાવીને આ દક્ષિણ સામ્રાજ્યને પાબંદ કરવાનો અને દિલ્લીનું તખ્ત મુસલમાનોના હાથમાંથી જતું રહેતું અટકાવવાનો પ્રયત્ન મુસલમાન રોહિલાઓએ કર્યો. એક તરફ આ મોટાં રાજકારણો અને સામ્રાજ્યોની ઊથલપાથલ ચાલતી હતી તે જ વખતે બ્રિટિશ વેપારીઓ મદ્રાસ અને બંગાળ પ્રાંતોને કિનારે પોતાની રાજરમતો ખેલી રહ્યા હતા. મરાઠાઓએ અને શીખોએ મુસલમાની સામ્રાજ્ય સામે બળવા કરીને પોતાનાં સ્વતંત્ર રાજ્યો નિર્માણ કર્યાં. તેના સમાચાર બંગાળના હિંદુઓને કાને જરૂર ગયા હશે. અને તેથી ત્યાંના હિંદુઓનાં મનમાં મુસલમાનોની સત્તા વિષે દ્વેષ પેદા થયો હોય તો નવાઈ નહિ. પરંતુ મરાઠાઓની સ્વારીઓ બંગાળ તરફ થવા લાગી એટલે ત્યાંના વેપારીઓ અને પૈસાદારોને મન તે એક નવી જ આફત લાગી હોવી જોઈએ. આ સ્વારીઓનું નિવારણ કરવા માટે ત્યાંના નવાબો એ શાહુકાર લોકોને જ નિચોવીને પૈસા કઢાવતા હોવા જોઈએ; અને મરાઠાઓ દેશ જીતે તો પણ આપણું શું થાય ? એમ તેમને લાગ્યું હશે. મરાઠાઓની લૂંટમાર તેમને તીડની ધાડ જેવી જ લાગે એ સ્વભાવિક હતું. આવી પરિસ્થિતિમાં બંગાળના વેપારીઓએ પોતાની ઉપર સત્તા ચલાવનાર મુસલમાન નવાબો કે રાજ્યકર્તાઓની વિરુદ્ધ બળવો કરવામાં અંગ્રેજ વેપારીઓને મદદ કરી હોય, અને તેમને થોડા સમય માટે પણ જો એમ લાગ્યું હોય કે, બ્રિટિશોનું શાંતિનું રાજ્ય જુલમી અને પરધર્મી જમીનદારોના સિતમમાંથી તેમને છોડાવવા માટે જ પરમેશ્વરે સ્થાપન કર્યું છે, તો તેમાં નવાઈ માનવાનું કારણ નથી !

પણ આવી ભાવના હિંદુસ્તાનના બધા જ પ્રાન્તોમાં ને બધા જ વર્ગોમાં હતી એમ કહી શકાય તેમ નથી. જે વખતે રાજા રામમોહન રાય વગેરે સુશિક્ષિત બંગાળી હિંદુઓ, પોતાને જમીનદાર વર્ગના જુલમમાંથી છોડાવવાને માટે જ પરમેશ્વરે અંગ્રેજોને હિંદુસ્તાનમાં મોકલ્યા, એમ કહેતા હતા, લગભગ તે જ વખતે બ્રિટિશ ગવર્નર સર જૉન માલકમ હિંદુસ્તાનના જુદા જુદા વર્ગો ઉપર બ્રિટિશ શાસનનાં કેવાં પરિણામ થાય છે તેનું વિવેચન કરતાં લખે છે : "આપણા રાજ્યની વૃદ્ધિ વેપારી વર્ગને અને કેટલાક અત્યંત દરિદ્રી અને અરક્ષિત લોકોને અનુકૂલ લાગી હોય તો પણ હિંદીઓમાંના ઉપલા વર્ગો ઉપર તેમ જ લશ્કરી વર્ગો ઉપર તેનું તદ્દન ઊલટું પરિણામ થયું છે.*

એવી જ રીતે અહીંના ઉદ્યોગધંધા અને હસ્તવ્યવસાય ઉપર પણ બ્રિટિશ રાજ્યની અત્યંત પ્રતિકૂળ અસર થઈ તેમ જ ખેડૂતો ઉપર પણ મહેસૂલનો બોજો વધ્યો વગેરે વસ્તુઓ આજે સર્વમાન્ય થઈ છે. સરકારી નોકરો તેમ જ યુરોપિયન વેપારીઓને આશરે રહીને પુષ્ટ થનારા હિંદી વેપારી, શાહુકાર વર્ગને માત્ર આ શાન્તિનું રાજ્ય ઈશ્વરની મહેરબાની જેવું લાગ્યું. બીજું, આ લાગણી પણ જેટલા પ્રમાણમાં બંગાળ કે ગુજરાતમાં હતી તેટલી મહારાષ્ટ્રમાં ન હતી. મરાઠાઓની સ્વારીઓનું પ્રતિકૂલ પરિણામ બંગાળ ઉપર અથવા તો ગુજરાત ઉપર પણ થયું હોય તો પણ, શાંતિ સ્થાપવામાં તથા માલમિલકતનું રક્ષણ કરવામાં અંગ્રેજોએ કોઈ દૈવી ચમત્કાર કર્યો છે, એમ મહારાષ્ટ્રના લોકોને લાગવાનું કશું જ કારણ ન હતું. મહારાષ્ટ્ર જીત્યા પછી દસ જ વરસે સર જૉન માલકમ મુંબઈનો ગવર્નર થયો. તે લખે છે કે, "મુંબઈ ઇલાકાનો વિશાળ પ્રદેશ જુદે જુદે વખતે બ્રિટિશોના કબજામાં આવ્યો છે, અને ભાષા, રૂઢિ અને સ્વભાવની દૃષ્ટિથી જોતાં તેમાં વસતા લોકો એકબીજાથી તદ્દન ભિન્ન છે. સુરત શહેર અને ગુજરાતનો કેટલોક ભાગ કેટલાય વરસોથી આપણા કબજામાં છે. આ ભાગમાંનો આપણો ઘણો ખરો મુલક ઘણો જ ફળદ્રુપ છે અને અહીંના ખેડૂતો તેમની ખેતી માટે દેશભરમાં જાણીતા છે. અહીંના રહેવાસીઓ મોટે ભાગે ઉદ્યમી અને શાન્તિપ્રિય છે. પરંતુ માળવા અને રજપૂતાનાની સરહદ નજીકના પ્રાંતના આખા ભાગમાં અને કચ્છ તરફના ભાગમાં ભીલ, કોળી અને રજપૂત લુટારુઓ તથા બહારવટિયાઓ રહે છે; અને તેમના વારંવાર થતા હુમલાઓને લીધે મેદાન પર રહેનારા આ તવંગર લોકો ઉપર વારંવાર સંકટો આવતાં. આ સમૃદ્ધ પ્રદેશ ઉપર મોગલો તેમ જ મરાઠાઓનાં આક્રમણો વારંવાર થતાં. આવી પરિસ્થિતિમાં અંગ્રેજોની સત્તા અહીં સ્થપાઈ અને સ્થિર થઈ એ અહીંના

* 'નોટ્સ ઑન ધ ઍડમિનિસ્ટ્રેશન ઑફ ઇંડિયા' ભાગ ૧, લે૦ સર જૉન માલ્કમ પૃ. ૭૯

લોકોને દૈવની ભારે કૃપા જેવું જ લાગ્યું. . . ." પણ આ જ લેખક આગળ જતાં મહારાષ્ટ્રના લોકોની ભાવનાઓ વિષે લખે છે, "આ લોકોની સ્થિતિ ગુજરાતના લોકોથી જુદી હતી. એમના કેટલાક પ્રદેશો ઉપર આજે કેટલાય વખતથી યુદ્ધો ચાલતાં આવેલાં હોવાથી તેમને માટે તે એક મોટી આપત્તિ જ હતી, તો પણ આ આખા પ્રાંતનો એકંદરે વિચાર કરતાં અહીંના લોકો ઉપર જેટલી સૌમ્ય સરકાર હકૂમત ચલાવતી હતી તેટલી સૌમ્ય સરકાર ઘણા ઓછા દેશો ઉપર રાજ્ય કરતી હશે; અને અન્તર્ગત સમૃદ્ધિ માટે આવશ્યક જે ખેતી તેને ઉત્તેજન આપનારી સરકાર તો બીજે ક્યાંય નહિ હોય. ગુજરાતના લોકોની જેમ આ દક્ષિણી લોકોને બ્રિટિશોની શાન્તિ પરમેશ્વરના પ્રસાદ કે કૃપા જેવી લાગતી નથી. રૈયતથી માંડીને રાજા સુધી આ મરાઠા લોકો પોતાનાં ઘરબારની જેમ જ યુદ્ધને પણ ચાહનારા છે, તેમને ગમે તેટલો મોટો વિજય મળે, બલ્કે એકાદ રાજ્ય મળી જાય, તો પણ પોતાનાં સગાંવહાલાં માટેનો અથવા જન્મભૂમિ માટેનો તેમનો પ્રેમ મોળો પડતો નથી. પારકા મુલકને લૂંટીને મેળવેલા ધનનો થોડો ભાગ પણ તેઓ નિયમિતપણે પોતાને ઘેર મોકલતા, અને તેથી તેમની ખેતી હંમેશ આબાદીમાં રહેતી. બીજું, તેમની પાસેથી તેમના વતનમાં આવતા આ પૈસામાંથી કૂવા, તળાવ અને મંદિરો બંધાતાં. દક્ષિણના પેશવાની ખાસ હકૂમત તળે મરાઠાઓની આ જન્મભૂમિ આવી પરિસ્થિતિમાં આબાદ થાય એ અપરિહાર્ય જ હતું. અને આજે અહીં જે રાજ્યક્રાંતિ થઈ છે તે જીવિત અને માલમિલકતના સંરક્ષણ સિવાયની બધી બાબતોમાં લગભગ બધા જ વર્ગના, અને તેમાંય ઉપલા વર્ગોના, હિતને બાધક જ નીવડી છે." *

ટૂંકમાં, આપણને મુસલમાનોના જુલમમાંથી છોડાવ્યા, અથવા દેશમાં શાન્તિ સ્થાપી અથવા તો આપણી ખેતી અને વેપારને ઉત્તેજન આપ્યું, એવી કોઈ પણ વસ્તુ માટે બ્રિટિશોને દુવા દેવાનું મહારાષ્ટ્રની જનતાને ખાસ કારણ ન હતું. મોગલ સામ્રાજ્ય પડી ભાંગતાં મરાઠાઓએ જે પ્રાન્તો ઉપર ચડાઈઓ કરીને ત્યાં લૂંટફાટ ચલાવી એવા બંગાળ કે ગુજરાત જેવા પ્રાન્તમાં અઢારમા સૈકાના પાછલા ભાગમાં થોડો વખત અનવસ્થા કે અંધાધૂંધી ફેલાઈ હશે અને ત્યાંના નવાબોને મરાઠાઓનો પ્રતિકાર કરવા માટે શાહુકારો તથા વેપારીઓ પાસેથી જબરદસ્તીથી પૈસા કઢાવવા પડ્યા હશે. એ વાત સાચી હોય તો પણ આવો જુલમ કે આવી અંધાધૂંધી જો હંમેશ જ ચાલુ હોત તો શેઠ શાહુકારો અને તેમની આવી મોટી પેઢીઓનો ઉદય પણ હિંદુસ્તાનમાં થવા પામ્યો ન હોત એ દેખીતું છે.

* નોટ્સ ઑન ધ ઍડમિનિસ્ટ્રેશન ઑફ ઇંડિયા — માલકમ પૃ. ૧૩૯

બંગાળના હિંદુ રાજાઓએ તેમ જ શેઠશાહુકારોએ બ્રિટિશ વેપારીઓનો પક્ષ લીધો અને પોતાની ઉપર રાજ્ય કરતી મુસલમાની સત્તા ઉથલાવી પાડીને બ્રિટિશોની સત્તા પોતાના દેશમાં સ્થાપન કરી ખરી; પણ તે કામમાં તેમણે જાગ્રત વર્ગભાવનાથી ભાગ લીધો હતો એમ કહી શકાય નહિ. બ્રિટિશ વેપારીઓ રાજ્યક્રાન્તિનું શાસ્ત્ર બરાબર જાણતા હતા અને તેમણે આ વર્ગને પોતાનું સાધન બનાવી રાજ્યક્રાન્તિ કરી અને રાજસત્તા તેઓ પોતે જ બથાવી પડ્યા. બંગાળના વેપારી વર્ગે વર્ગભાવનાથી અથવા તો રાજ્યક્રાન્તિ કરવાને ઇરાદે એમાં ભાગ લીધો હોત, તો અંગ્રેજો પ્રથમ બધી રાજ્યસત્તા બથાવી પડ્યા અને પછી એ જ સત્તાને જોરે હિન્દી વેપાર પણ તેઓ પચાવી પડ્યા તે માટે તેમને અંગ્રેજોની અદેખાઈ આવત અને તેમને માટે દ્વેષ બંધાત. પણ આપણે રાજકારણ ચલાવી શકીએ છીએ, રાજ્યક્રાન્તિ કરી શકીએ છીએ અને તેમ કરીને રાજ્યસત્તા પોતાના હાથમાં રાખી શકીએ છીએ એવું ભાન સરખું પણ એ બંગાળી વેપારીઓને તે વખતે ન હતું. ઠકરાતી યુગ પાછળ પડીને વેપારી વર્ગનો ઉત્કર્ષ થાય અને તે વર્ગ આગળ આવે એટલે લોકસત્તાક રાજ્યક્રાન્તિ થઈ શકે છે, એ જ્ઞાન રાજા રામમોહન રાયના વખતમાં એટલે કે ઓગણીસમા સૈકાના પહેલા ચરણને અન્તે બંગાળી લોકોને હજી હમણાં જ થોડું થોડું થવા લાગ્યું હતું.

રાજા રામમોહન રાય તથા બીજા કેટલાક બંગાળી સદ્‌ગૃહસ્થોની માલિકીનું 'બેંગાલ હેરલ્ડ' નામનું એક છાપું હતું. તે ૧૮૨૯માં છપાયેલા 'બંગાળની આબાદી' મથાળાવાળા એક લેખમાં જણાવે છે :

"કલકત્તામાં અને એકંદરે જોતાં આખા બંગાળમાં હમણાં હમણાં સંપત્તિમાં સારી પેઠે વૃદ્ધિ થઈ છે, એ વિષે ભાગ્યે જ શંકાને અવકાશ હોય. આનું કારણ શું છે તે તપાસવાની આપણને ઇચ્છા થાય એ પણ તદ્દન સ્વાભાવિક છે. આ હિતકર સુધારાનું અંતિમ કારણ વેપાર ઉપરનાં બંધન કમી થયા અને યુરોપિયન લોકો વધારે પ્રમાણમાં અહીં આવીને રહેવા લાગ્યા એ હોઈને જમીનની વધતી જતી કિંમત એ આ નવી પરિસ્થિતિનું નજીકનું કારણ છે. . . . ત્રીસ વરસ પહેલાં કલકત્તામાં જે જમીન પંદર રૂપિયામાં ખરીદી હોય તેની આજે ત્રણસો રૂપિયા જેટલી કિંમત થઈ છે અને તે ત્રણસોમાં વેચી પણ શકાય છે!! આવા અનેક દાખલાઓ આપી શકાય. જમીનની કિંમતમાં આવો વધારો થવાથી જેની હસ્તી આગળ ન હતી એવો એક નવો જ વર્ગ પેદા થઈ રહ્યો છે. વરિષ્ઠ જમીનદાર વર્ગ અને ગરીબ જનતા એ બેની વચ્ચે આ વર્ગના લોકો આવે છે. આ વર્ગ પેદા થયો તે પહેલાં દેશની સંપત્તિ ઘણી થોડી વ્યક્તિઓના હાથમાં હતી અને બીજા બધા લોકો આ નાનકડા વર્ગને આશરે રહેતા. સામાન્ય જનતા શારીરિક તેમ જ માનસિક દૃષ્ટિથી પણ અત્યંત દરિદ્રી હતી. હિન્દુ લોકોની ગુલામીનું કારણ તેમનો ધર્મ અથવા આ દેશની આબોહવા છે, એવો જે એક મત

છે તેના કરતાં ઉપરની વિષમ પરિસ્થિતિ જ તેમની નૈતિક ગુલામગીરીનું કારણ બની હોવી જોઈએ એ મત વધારે સયુક્તિક લાગે છે.

"આ ઊથલપાથલમાંથી અનેક લાભ થવાનો સંભવ છે. એની અસર કેવળ હિંદુ લોકો ઉપર જ થશે એમ નથી, બ્રિટિશોના હિંદી સામ્રાજ્યની જાહોજલાલી ઉપર તેમ જ તેની સ્થિરતા ઉપર પણ તે થયા વિના રહેશે નહિ. એક નવા યુગનો આ ઉષ:કાળ છે. જ્યારે જ્યારે આવો વર્ગ સમાજમાં પેદા થાય છે ત્યારે ત્યારે સ્વતંત્રતા તેની સાથોસાથ આવે જ છે. એનો દાખલો જોઈતો હોય તો ઇંગ્લંડ તરફ જ નજર કરો. નોર્મન લોકોએ ઇંગ્લંડ જીત્યું તે વખતે ત્યાંના જમીનદારો પણ, આપણે ત્યાંના જમીનદારો થોડા વખત પહેલાં જેમ વર્તતા હતા, તેવી જ રીતે વર્તતા હતા અને બધા લોકો તેમના ભૂદાસ (સર્ફ) બની ગયા હતા. પણ એ જ લોકોએ આઠમા હેનરીના વખત સુધી કેટલી પ્રગતિ કરી તે જુઓ. એ જ વખતે સમાજની સંપત્તિની સમાન વહેંચણીની શરૂઆત થઈ. એ જ પ્રગતિનું આગળ વધુ નિરીક્ષણ કરો, એટલે એક કસાઈના છોકરાએ (ક્રોમવેલે) રાજાનો પરાભવ કરીને તેને ઠાર કરીને ઇંગ્લંડના લોકશાહી રાજ્યનો ધાક અને કીર્તિ આખી દુનિયામાં શી રીતે ફેલાવ્યાં તે જણાઈ આવશે. સમાજમાં કેવળ બે જ (જમીનદાર અને ખેડૂત) વર્ગ હોય તો કેટલી હાનિ થાય છે એનો દાખલો જોઈતો હોય તો સ્પેન તરફ નજર કરો. ત્યાં જેને જેને શક્ય હોય તે દરેક માણસ બૌદ્ધિક કે શારીરિક શ્રમ કર્યા વિના જીવવાની આકાંક્ષા સેવે છે અને તેમ કરી શકે એટલે પોતાને 'હિદલ્ગો'નો દરજ્જો પ્રાપ્ત થયો, એમ માનવા લાગે છે. હજી બીજો દાખલો જોઈતો હોય તો પોર્ટુગાલ તરફ જુઓ. ત્યાં જમીનના ખરીદવેચાણ સાથે જ ખેડૂતનું પણ ખરીદ-વેચાણ થાય છે. આવી જાતના અનેક દાખલાઓ આપણી નજર આગળ જોતા હોઈએ તે વખતે આજે બંગાળમાં એક મધ્યમ વર્ગ નિર્માણ થઈ રહ્યો છે એ બહુ જ ઉત્સાહવર્ધક દૃશ્ય છે એમ કહેવામાં કશું વધારે પડતું છે ખરું?"*

ઉપરના ઉતારામાં રહેલું અર્થશાસ્ત્ર તદ્દન છીછરું બલ્કે ભ્રમ ઉપજાવનારું છે. કલકત્તા જેવા રાજધાનીના અને વેપારી શહેરમાં જમીનની કિંમતો વધવા લાગી અને તેથી કેટલાક લોકોને પુષ્કળ પૈસો મળવા લાગ્યો; તે જ પ્રમાણે બ્રિટિશો પાસેથી તૈયાર માલ આણીને આપણા દેશમાં વેચનારા અને આપણા દેશના હુન્નર ઉદ્યોગને પાયમાલ કરી અહીંનો કાચો માલ પરદેશ મોકલનારા વેપારીઓ તવંગર બન્યા; અથવા તો ગળીના બગીચાવાળાઓ જેવા કેટલાક બ્રિટિશ વસાહતીઓ આ દેશમાં આવીને રહ્યા અને ખેતીમાં કામ કરતા મજૂરોને વધારે રોકડા પૈસા આપવા લાગ્યા; એટલા ઉપરથી આપણો આખો દેશ ધનવાન થવા લાગ્યો છે, અથવા તો તેનો ઉત્કર્ષ થઈ રહ્યો છે એવો અભિપ્રાય આપવો એ તદ્દન ભૂલભરેલું હતું. પણ આ મીમાંસામાં બ્રિટિશોએ અહીંના ભણેલા મધ્યમ વર્ગને શીખવેલા એક બે નવા સિદ્ધાંતો રહેલા છે

* ઇંડિયન સ્પીચિઝ ઍન્ડ ડૉક્યુમેન્ટ્સ્ ઑન બ્રિટિશ રૂલ, પૃ. ૩૬–૩૭

અને તે જ આ નવા યુગના નિદર્શક છે. જૂના જમાનામાં આયતું ખાનારા જમીનદારો અને તનતોડ મહેનત કરનારા ખેડૂતો, એવા બે જ વર્ગ સમાજમાં પ્રમુખ હતા. તે વખતે આ બેઠાડુ જમીનદાર વર્ગના હાથમાં જ બધી સંપત્તિ એકઠી થયેલી હતી અને બાકીનો બધો સમાજ ગુલામીમાં અને દરિદ્રતામાં સબડ્યા કરતો હતો. હવે વેપારીઓનો એક નવો મધ્યમ વર્ગ સમાજમાં આગળ આવવા લાગ્યો તેથી એકંદરે આખા રાષ્ટ્રનો સાંપત્તિક ઉત્કર્ષ થવા લાગ્યો અને આ નવા વર્ગના ઉદયમાંથી જ આખરે ઇંગ્લંડની માફક આ દેશમાં પણ રાજકીય સ્વાતંત્ર્યનો તથા લોકસત્તાનો વિકાસ થશે. ઉપર કહ્યા તે બે સિદ્ધાંત આ છે. આ મધ્યમ વેપારી વર્ગનો અને અંગ્રેજી ભણેલા વર્ગનો ઉદય, બ્રિટિશોના ઇતિહાસનું જ્ઞાન અને ઠકરાતી યુગનો અંત, આ બે ઘટનાઓમાંથી જ આખરે આધુનિક રાષ્ટ્રીયતા હિંદુસ્તાનમાં નિર્માણ થઈ અને શરૂઆતમાં તો તે (રાષ્ટ્રીયતા) મોટે ભાગે બ્રિટિશોના સંપર્કથી અને તેમની જ શિખવણને લીધે પેદા થઈ એમ કહેવામાં હરકત નથી. પણ એ આધુનિક રાષ્ટ્રીયતાનો ઉદય થવાને ઉપરનો ઉતારો લખાયો ત્યારથી (ઈ. સ. ૧૮૨૯ થી) લગભગ પચાસ વરસનો કાળ પસાર થવાની જરૂર પડી. બ્રિટિશ કારકિર્દીમાં ઉત્કર્ષ પામતો આ નવો વેપારી અને ભણેલો વર્ગ આ વખતે એટલે ૧૮૨૯ ના અરસામાં બ્રિટિશ રાજ્યકર્તાઓનાં ગુણગાન કરવામાં, પૂર્વેના જમીનદાર વર્ગના જુલમી અમલમાંથી આપણને છોડાવ્યા એટલા માટે બ્રિટિશોનું રાજ્ય પરમેશ્વરની કૃપા છે એ વસ્તુ લોકોને સમજાવવામાં અને પોતાની ઉન્નતિને આડે આવતાં પરદેશગમનનિષેધ જેવાં સામાજિક અને ધાર્મિક બંધનો સામે બળવો કરવામાં જ કૃતાર્થતા માનતો હતો. જૂની સામંતશાહીનું કવચ ફોડી નાખીને બ્રિટિશ સામ્રાજ્યવાદી વેપારીઓએ અહીંના મધ્યમ વર્ગને રાજકીય અનવસ્થામાંથી મુક્ત કર્યો હતો. પણ જૂનાં સામાજિક તેમ જ ધાર્મિક બંધનો તોડવાના કામમાં બ્રિટિશોની સત્તાનો ઉપયોગ તે હજી હવે પછી કરવાનો હતો. આ નવો ભણેલો મધ્યમ વર્ગ જ્યાંસુધી આ જ કાર્યમાં રોકાયો હતો અને તેના ઔદ્યોગિક અભ્યુદયના માર્ગમાં બ્રિટિશ સત્તા નડતરરૂપ છે એનો તેને અનુભવ થયો ન હતો, ત્યાં સુધી બ્રિટિશ સત્તા પોતાના દેશમાં સ્થિર થાય તે માટે તે પૂરેપૂરી ઇમાનદારી અને વફાદારીથી બ્રિટિશ રાજ્યની સેવા કરતો હતો. પોતાનાં રાજ્યો, રાજસત્તા તેમ જ વૈભવનો નાશ થયાનું દુઃખદ સ્મરણ થતાં અંગ્રેજોને ગાળો દઈ તેમનું સત્યાનાશ ઇચ્છતા અસંતુષ્ટ ઠકરાતોના વર્ગને તે બળવાખોર સમજતો હતો, અને તે વર્ગને દબાવી દેવાના કામમાં તે બ્રિટિશોને સહાય કરવા સદાય તત્પર રહેતો. બ્રિટિશ લોકો પણ આ નવા વર્ગની મદદ અને સહાનુભૂતિથી પોતાની સત્તા આ દેશમાં જમાવતા હતા.

ટૂંકમાં બ્રિટિશોએ હિંદુસ્તાન જીતતી વખતે, અને જીત્યા પછી પોતાની સત્તા બરાબર જમાવતી વખતે આ દેશમાં એક સામાજિક ક્રાંતિ કરી હતી, અને એક વર્ગને જીતતી વખતે બીજાને હાથ આપીને તેને ઉપર લીધાનો આભાસ તો તેમણે જરૂર પેદા કર્યો હતો. અલબત, બ્રિટિશોએ હિંદુસ્તાન દેશ જીતીને માત્ર એક રાજ્યક્રાંતિ કરી એટલું જ નહીં પણ એક સર્વાંગી સમાજક્રાંતિનું બીજારોપણ કર્યું.

સર જૉન સીલી પોતાના 'ઇંગ્લંડનો વિસ્તાર' નામના ગ્રંથમાં જણાવે છે કે, "બ્રિટિશોએ હિંદુસ્તાન જીત્યો એ રાજકીય ઘટનાને, પરકીય દેશ જીતવાના પરરાષ્ટ્રીય રાજકારણ તરીકે ગણી શકાય નહિ; પણ હિંદી સમાજનો જ એક વર્ગ બીજા વર્ગને હરાવે અને સત્તા એક વર્ગના હાથમાંથી બીજા વર્ગના હાથમાં જાય, એવી અન્તર્ગત ક્રાંતિના સ્વરૂપની તે ઘટના હતી." સીલીના આ બ્યાનનું રહસ્ય હવે વાચકોના બરાબર ખ્યાનમાં આવી શકશે.*

અહીં એવો એક પ્રશ્ન સહેજે ઊઠે છે કે હિંદનો વેપારી અને શાહુકાર વર્ગ જો જમીનદાર વર્ગના જુલમથી, યુદ્ધોથી તેમ જ તેને લીધે ફેલાયેલી અશાંતિથી કંટાળી ગયો હતો તો તેણે પોતે જ આ રાજ્યક્રાંતિ કેમ ન કરી? આનો જવાબ એવો જ આપવો પડે છે કે, તે વખતના હિન્દી સમાજમાં કોઈને પણ લોકસત્તાક ક્રાંતિ કરીને આધુનિક પદ્ધતિનું રાષ્ટ્ર નિર્માણ કરવાનો ખ્યાલ આવ્યો જ ન હતો. આવા વિચારો તે વખતે યુરોપમાં બધે ફેલાવા

* "એક રાજ્ય બીજા રાજ્યને જીતે એના જેવી આ ઘટના નથી. જેમાં ઓછામાં ઓછું પ્રત્યક્ષતઃ પણ બે રાજ્યોની એક બીજા સાથે અથડામણ થઈ હોય એવા પ્રકારની પણ આ ઘટના નથી. પરરાષ્ટ્રીય ખાતા સાથે આ ઘટનાનો કશો સંબંધ આવ્યો નથી. એ હિંદી સમાજમાં થયેલી અન્તર્ગત ક્રાંતિ છે; અને કોઈ સમાજમાં અંધાધૂંધી પ્રવર્તતી હોય ત્યારે તેમાંનો જ એક વર્ગ એકદમ રાજસત્તા પોતાના હાથમાં લે અને અશાંતિનો અંત લાવે એના જેવી આ ઘટના છે. આપણે ઘડી ભર એવી કલ્પના કરીએ કે જે વેપારીઓએ રાજસત્તા હસ્તગત કરી તેઓ પરદેશી ન હતા. એમ માનીએ તો પણ તેથી એ ઘટનાનું સ્વરૂપ જરાય બદલાતું નથી. આપણે એવી કલ્પના કરીએ કે, રાજકીય અંધાધૂંધીને પરિણામે પોતાના વેપારને પડી ભાંગતો જોઈને એ અંધાધૂંધીથી કંટાળી જઈને તેનો અંત લાવવા માટે મુંબઈના પારસી વેપારીઓએ ફાળો ઉઘરાવી પોતાના રક્ષણ માટે કિલ્લાઓ બાંધ્યા હોત અને લશ્કર ઊભું કર્યું હોત અને સદ્ભાગ્યે તેમને કાબેલ સેનાપતિઓ મળ્યા હોત, તો તેઓ પણ પ્લાસી અને બક્સર જેવી લડાઈઓ જીતી શક્યા હોત; તેઓ પણ મોગલ શહેનશાહ પાસેથી એકાદ પ્રાંતની દીવાની મેળવી શકત અને એવા એક સામ્રાજ્યનો પાયો નાખી શકત જે વખત જતાં આખા હિંદમાં ફેલાઈ જાત."

—'ધ એક્સપેન્શન ઑફ ઇંગ્લંડ'—સીલી પૃ. ૨૧૦–૨૧૧

લાગ્યા હતા. અને તેમાંયે બ્રિટિશ રાષ્ટ્રમાં તે મોટે ભાગે પ્રસ્થાપિત પણ થયા હતા. હિંદુસ્તાનમાં 'હિંદુ-પદ-પાદશાહી' કે 'મોગલ પાદશાહી' એ બે ધ્યેયો વચ્ચે ઝઘડો ચાલુ હતો. જુદા જુદા ધર્મોના લોકોનું એક રાષ્ટ્ર બની શકે છે; ઠકરાતી પદ્ધતિ વિના મોટાં મોટાં રાજ્યોનો કારભાર ચલાવી શકાય છે; અને સમાજના સામાન્ય નાગરિકો પણ રાજ્યક્રાંતિ કરીને રાજસત્તા પોતાના હાથમાં લઈ શકે છે, એની કોઈને કલ્પના સરખી ન હતી. બ્રાહ્મણો વિદ્યાર્જન અને યજ્ઞ કરેકરાવે, ક્ષત્રિયો રાજ્યો ચલાવે, વૈશ્યો વેપાર ખેડે અને શૂદ્રો સેવા કરે, એવી જે પ્રાચીન હિંદુસંસ્કૃતિની વર્ણવ્યવસ્થાની કલ્પના હતી તે જો કે શુદ્ધ સ્વરૂપમાં ક્યાંય રહી ન હતી, તો પણ જમીનદારો અને રાજાઓ જ રાજકારણ કરે, બ્રાહ્મણો અને વૈશ્યવૃત્તિના લોકો માટે એ ક્ષેત્ર નથી, એવી જ કલ્પનાઓ તે વખતે સમાજમાં રૂઢ હતી. કોઈ કોઈ બ્રાહ્મણો રાજાઓ અને ઠાકોરો થતા હતા, તેમ જ કેટલાક વૈશ્યો પણ રાજાઓ અને સરદારો થતા હશે, પણ વૈશ્યવૃત્તિ કરનારાઓ રાજકારણ કરે અને પોતાના પ્રતિનિધિઓ મારફતે રાજ્યકારભાર ચલાવે એવો એનો અર્થ ન હતો. અલબત, વૈશ્યોને પોતાના રાજાનો અમલ અસહ્ય થઈ પડતો ત્યારે તેઓ બીજા રાજાને આશરે જઈને રહેતા અને બ્રાહ્મણો પણ જે કોઈ રાજા થાય તેને આશ્રયે જઈને રહેવામાં હીણપત માનતા નહિ. અનેક બ્રાહ્મણો બ્રિટિશોના લશ્કરમાં નોકરીએ રહ્યા હતા.

પણ બ્રિટિશોને લશ્કરી દૃષ્ટિથી જેમણે મદદ કરી તેમાં ક્ષાત્રધર્મના અનુયાયીઓ તરીકે નામના પામેલા રજપૂતો પણ સારી સંખ્યામાં હતા. સર જૉન માલ્કમ બ્રિટિશ સૈન્યમાંના રજપૂતો વિષે લખે છે :

"બંગાળના દેશી લશ્કરમાં મુસલમાનોની સંખ્યાના પોણા ભાગ જેટલા હિંદુઓ છે, અને તેમાંના ઘણા ખરા રજપૂતો છે ક્ષત્રિય અથવા લડાયક જાતોમાં આ જાત બહુ પ્રસિદ્ધ છે. સાડાપાંચ ફૂટ કરતાં ઓછી ઊંચાઈના કોઈ પણ માણસને લશ્કરમાં ભરતી કરવામાં આવતો નથી એ વસ્તુ ધ્યાનમાં લેતાં તેમની ઊંચાઈનો સાચો ખ્યાલ આવશે. . . . રજપૂત જન્મે જ લડવૈયો છે. તેની માતા તેને યુદ્ધ સિવાય બીજી કશાની જ વાતો કહેતી નથી. અને માણસના બાળપણમાં તેના મન ઉપર જે સંસ્કારો પડે છે તેની જ છાપ તેના ભાવિ આયુષ્યની દરેક ભાવના કે કૃતિ ઉપર પડે છે. આ વર્ગના લોકો સામાન્યપણે ખેતી કરે છે, પણ ખેતરમાં હળ ચલાવતા હોય તે વખતે પણ તેમની ઢાલ અને તલવાર તેમની સાથે સાથે ફેરવવામાં આવે છે. . . . . . હિંદુ અને મુસલમાન, બંને ધર્મના સિપાહીઓ ખુન્નસવાળા છે એમ જો કે ન કહી શકાય, તો પણ તેમનું સ્વાભિમાન બહુ જાગ્રત હોય છે, અને તેમનું કોઈએ અપમાન કર્યું છે એમ તેમને લાગે તો તે બંને ગમે તેવા ભયંકર અત્યાચારો કરવા પ્રેરાશે. એમને વિષે ખાસ ધ્યાનમાં રાખવા જેવી

એક વાત એ છે કે, શારીરિક દૃષ્ટિથી તેઓ સાવ થાકી ગયા હોય, અને કોઈ પણ પ્રકારનો પ્રયત્ન કરવાનું તેમને માટે અશક્ય બની ગયું હોય તો પણ તેઓ મોતથી કદી ડરતા નથી અને તેવા સ્વરૂપમાં મૃત્યુ આવી ચઢે તો પણ તેઓ તેને હિંમતપૂર્વક ભેટે છે. અને નિર્વિકારપણે પોતાનું બલિદાન આપે છે."*

એ જ લેખક એ નોંધમાં બીજે ઠેકાણે લખે છે:

"બીજા પુરાવા ઉપરથી એમ દેખાય છે કે અંગ્રેજોએ શરૂઆતમાં જે સિપાહીઓ ભરતી કર્યા તેમાં હિંદુ અને મુસલમાન એ બંને ધર્મના માણસો હતા અને હિંદુઓમાંના ઉચ્ચ વર્ણના લોકો હતા એમાંના ઘણાખરા રજપૂત હતા અને મેં ઉપર જણાવેલી હકીકત પરથી તેમના બે ગુણ ખાસ જણાઈ આવે છે. એક એ કે, પોતાના હિતને વાસ્તવિક કે કાલ્પનિક ઈજા પહોંચાડનાર માટે દ્વેષ અને બીજો પોતાના સેનાનાયક વિષે એકનિષ્ઠ વફાદારી."

બંગાળ અને મદ્રાસ ઇલાકાના લશ્કરમાં ઉચ્ચવર્ણના હિંદુઓ સારી પેઠે હતા, પણ મુંબઈ ઇલાકાના લશ્કરમાં તેમની સંખ્યા મોટી ન હતી, એમ પણ સર જૉન માલકમે લખ્યું છે. તે ઉપરથી એમ દેખાય છે કે, મુંબઈ ઇલાકાના ઉપલા વર્ણોના લોકોને પરદેશી અને પરધર્મી રાજ્યકર્તાઓના લશ્કરમાં નોકરીએ રહેવા કરતાં સ્વકીય રાજ્યકર્તાઓના લશ્કરમાં નોકરી કરીને દૈવ કાઢવું એટલે કે જાગીર વગેરે મેળવવી એ વધારે આકર્ષક લાગતું હોવું જોઈએ; અને તેમના સ્વાભિમાન અને સ્વામીનિષ્ઠાના સદ્‌ગુણોને સ્વરાજ્ય-સેવાનું સ્વરૂપ પ્રાપ્ત થયું હોવું જોઈએ. તેમ છતાં તે વખતના આખા દેશના હિંદુ સમાજ તરફ જોતાં તેમનામાં સ્વાભિમાન, સ્વામીનિષ્ઠા, શૂરાતન, ધૈર્ય વગેરે ગુણસંપત્તિ સારી પેઠે હોવા છતાં રાષ્ટ્રાભિમાન જરાયે ન હતું, એમ અનેક લેખકોએ કહ્યું છે તે સાચું હોય એમ લાગે છે.

અહીં ધર્માભિમાન અને ધર્મનિષ્ઠા વિષે થોડું વિવેચન કરવું જરૂરી છે. સ્વધર્મનિષ્ઠા અને સ્વરાજ્યનિષ્ઠા એ બેનો સંયોગ એ વખતે જરાય દેખાતો નથી. ધર્માભિમાનથી પ્રેરાઈને શિવાજી મહારાજે સ્વરાજ્યની સ્થાપના કરી એમ આપણે માનીએ છીએ; અને બનવા જોગ છે કે કોઈ કાળે સ્વધર્મ વિષેની ભાવનાએ આધુનિક જમાનાની રાષ્ટ્રનિષ્ઠાનું કાર્ય કર્યું હોય; પણ અઢારમા સૈકાના હિંદુઓમાં સ્વરાજ્યનિષ્ઠા અને સ્વધર્મનિષ્ઠા એ બે વચ્ચે કશો સંબંધ છે એનું જરા સરખું ભાન દેખાતું નથી. ગુપ્ત નામના પેઢીવાળા-ઓએ બ્રિટિશોની સત્તા સ્થાપવામાં કેવી રીતે મદદ કરી અને તેમની પાસેથી અનેક શિફારસપત્રો મેળવ્યાં તે આપણે આગળ જોયું છે. આ શિફારસપત્રોમાં દરેક વખતે અમે તમારા ધર્મમાં હાથ નહિ નાખીએ અને તમારા મંદિરોનું

* 'નોટ્સ ઑન ધ ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયા' — માલકમ, પરિશિષ્ટ ઈ, પૃ. ૨૪૭-૪૮.

રક્ષણ કરીશું એવી ખાતરી બ્રિટિશોએ આપેલી છે. આવી જાતની બાંયધરી આપનારા રાજાઓ પરધર્મી હોય કે પરદેશી હોય તો પણ પોતાના સ્વધર્મી અને સ્વદેશી રાજાઓને તેમના ગુલામ બનાવવામાં મદદ કરવામાં આપણે ધર્મનો ઘાત કરીએ છીએ એમ તેમને (ગુપ્તોને) લાગ્યું હોય એવું દેખાતું નથી. વેપાર અને શાહુકારીની દૃષ્ટિથી સારી પેઠે વિસ્તારવાળા પ્રદેશ ઉપર શાંતિનું સામ્રાજ્ય હોવું જોઈએ, તેમ જ પોતાનાં ધર્મમંદિરોનો વિધ્વંસ ન થવો જોઈએ એમ એ વૈશ્યવર્ગને લાગ્યું હોય તો પણ તે માટે સ્વરાજ સ્થાપવું જરૂરનું છે એનું ભાન એ વર્ગમાં ન હતું. રાજખટપટમાં પડવું એ તેમને પોતાનો ધર્મ લાગતો ન હતો અને તેથી પારકાઓને ઘરમાં ઘુસાડવાનું રાજકારણ તેમને હાથે સહેજે થતું હતું. ધર્મનું રક્ષણ કરવાનો ભાર જેમના ઉપર લાદવામાં આવ્યો હતો તે બ્રાહ્મણવર્ગની પણ એ જ દશા હતી. કેટલાક બ્રાહ્મણો રાજા થયા હતા ખરા, પણ પરદેશી અને પરધર્મી રાજકીય આક્રમણનો સામનો કરવા માટે બધાને એકત્ર કરવાનું આપણું કર્તવ્ય છે એનું ભાન બહુ તો મહારાષ્ટ્રના બ્રાહ્મણોમાં જ જોવા મળત. સમર્થ રામદાસ અને શિવાજી મહારાજનો મહારાષ્ટ્રધર્મ તે આ જ, એમ આપણે માનીએ છીએ ખરા; પણ આ રાષ્ટ્રધર્મની ભાવના બ્રાહ્મણોમાં તેમ જ ક્ષત્રિયોમાં વ્યાપકપણે ફેલાયેલી હતી એમ જરાયે દેખાતું નથી.

આપણા દેશની માફક યુરોપમાં પણ મધ્યયુગમાં આનુવંશિક ન હોય તો પણ એક પ્રકારની ચાતુર્વર્ણ્ય વ્યવસ્થા હતી. પણ ત્યાંની ધર્મસંસ્થાઓ આપણા કરતાં વધારે સંગઠિત હતી; અને જ્યારે મુસલમાનોએ ખ્રિસ્તીઓનાં પવિત્ર સ્થળો ઉપર ચઢાઈઓ કરી ત્યારે ત્યાંના ધર્માધિકારીઓએ યુરોપના બધા રાજાઓને મુસલમાનો વિરુદ્ધ જેહાદ પોકારવા માટે પ્રોત્સાહન આપ્યું, અને પ્રત્યક્ષ રણમેદાન ઉપર જઈને લડનારા નવા ધર્મસંપ્રદાયો પણ નિર્માણ કર્યા. આપણે ત્યાં આવું કશું થયેલું દેખાતું નથી. સ્વધર્મના સંરક્ષણ માટે સ્વરાજ્યની આવશ્યકતા હોય છે એ ભાન, મુસલમાનો આ દેશ ઉપર ચઢી આવ્યા તે વખતે પણ ધર્માધિકારી બ્રાહ્મણવર્ગમાં બહોળા પ્રમાણમાં દેખાતું નથી. રાજકારણ તો ક્ષત્રિયનું કામ, એની સાથે આપણે કશી લેવાદેવા નથી એવી માન્યતાનું તો આ પરિણામ નહિ હોય? કારણ ગમે તે હો, પણ બ્રાહ્મણ અને વૈશ્ય વૃત્તિના અને વર્ણના લોકોમાં રાજકારણનું, સ્વરાજરક્ષણનું કે સ્વરાજ-સંસ્થાપનનું ભાન હોય એમ દેખાતું નથી. આપણું સ્વધર્માભિમાન સ્વરાજ્યાભિમાનથી સામાન્યપણે અલિપ્ત જ હતું; કંઈ નહિ તોય, મુસલમાનોની સૈકાઓની હકૂમત પછી એવી સ્થિતિ થઈ ગઈ હતી એમાં શંકા નથી. સમર્થ રામદાસ અથવા શિવાજી મહારાજ આમાં અપવાદરૂપ હતા; અને તેથી જ સદ્‌ગત રાજવાડે

તેમના મહારાષ્ટ્ર ધર્મને આટલું બધું મહત્ત્વ આપે છે. પરંતુ આ મહારાષ્ટ્ર ધર્મ પણ પેશવાઈના ઉત્તર કાળમાં બાકી રહ્યો ન હતો અને મહારાષ્ટ્રની બહાર બીજા પ્રાંતોના હિંદુઓમાં તો તેનું નામનિશાન પણ ન હતું. તા. ૨૮ જાનેવારી ૧૮૪૯ના પોતાના લેખમાં સદ્દગત રા. બ. ગોપાળ હરિ દેશમુખ ઉર્ફે 'લોકહિતવાદી' 'હિંદુસ્તાનની પરાધીનતાનાં કારણો' જણાવતાં લખે છે:

"બ્રાહ્મણો પોતાને ઘેર આવે એટલે અબોટિયું પહેરે છે. અને યવનનો સ્પર્શ થવાથી પોતે અભડાય છે એમ કહે છે પણ યવનો પોતાની ઉપર રાજ્ય કરે તેની સામે તેમણે કશો વાંધો ઉઠાવ્યો નહિ; અને કેટલાક લોકો તો મુસલમાનો ઉપર એટલા આફરીન થયા કે રાજ્ય કરવું કે શૂરાતનનું કામ કરવું એ કામ તો મુસલમાનનું જ, બીજાઓથી તે ન થઈ શકે એમ કહેવા લાગ્યા! પણ એ મૂર્ખાઓને એટલી ખબર નથી કે આઠસો વરસ ઉપર હિંદુઓ જ રાજ્ય કરતા હતા. પાંડવો, રામ, પરશુરામ, એ બધા પણ મુસલમાન હતા કે શું? . . . પણ એ વાત તેઓ ભૂલી ગયા અને અબોટિયું ને અપરસ ઘરમાં લાવ્યા. દેશને અપરસમાં રાખવાનું ભૂલી ગયા અને દરેક જણ પોતાનો જ સ્વાર્થ જોવા લાગ્યો; અને એવી હાલતમાં મુસલમાનોએ રાજ્ય લઈ લીધું. એ રાજ્ય મુસલમાનોની મૂર્ખતાને લીધે નાશ પામવાનો સમય આવ્યો ત્યાં તો અંગ્રેજો આવી પહોંચ્યા. તેમણે તો આ બ્રાહ્મણોને જ નોકરીએ રાખીને તેમના જ ગાલ પર તમાચા ચોઢી દીધા."

આ વર્ણન મોટે ભાગે સાચું છે એમ જ ઇતિહાસકારોને કહેવું પડશે. અલબત, મરાઠાઓનો સામ્રાજ્ય સ્થાપવાનો પ્રયત્ન એ આ વર્ણનના થોડાક અપવાદ જેવો છે એમ લાગશે પણ એ સામ્રાજ્યના જુદા જુદા સરદારોએ બ્રિટિશો સાથે મળી જઈને સ્વામીદ્રોહ અને સ્વરાજ્યદ્રોહ કર્યો એ તો સ્પષ્ટપણે દેખાઈ આવે છે. દક્ષિણના બ્રાહ્મણ સરદારો વિષે 'લોકહિતવાદી' બીજા એક લેખમાં કહે છે:

"દક્ષિણના સરદાર લોકો વિષે લોકોને વિશેષ માહિતી નહિ હોય. તેથી તેમની જાણ માટે એ સરદારોની દશાનું તથા તેમની માન્યતાઓનું અહીં થોડું વર્ણન આપું છું. પેશવાઈના વખતમાં જ એ લોકો બધા બાજીરાવથી કંટાળીને અંગ્રેજોને જઈને મળ્યા. એમની ધારણા એવી હતી કે પેશવાને આશરે રહેવાથી આપણને ખાવા મળે છે ખરું, પણ કામ કરવું પડે છે; એટલે હવે જો અંગ્રેજોના પક્ષમાં જઈ પહોંચીએ તો કશું કામકાજ કર્યા વિના ખાવાનું મળશે અને આપણી જાગીર વગેરે મિલકત આપણી પાસે જ રહેશે, અને નિરાંતે ઘેર બેસી રહીશું. . . તો પછી પેશવાની ગુલામી શું કામ જોઈએ? આવો વિચાર કરીને તેમણે અંગ્રેજોની વ્યવસ્થા કબૂલ રાખી. આજે હવે તે બધું કાયદા મુજબ જપ્ત થવા લાગ્યું છે, એટલે તેમને એમ થવા લાગ્યું છે કે, અરેરે, આ શું થયું? અમે કરવા શું ગયા અને આ થયું શું?"*

* 'શતપત્રે', પત્ર નં. ૪૯. તા. ૨૫-૨-૧૮૪૯

ઇતિહાસની વિગતની ઝીણવટમાં પડ્યા વિના પણ ઉપરનો સિદ્ધાંત સામાન્યતઃ આપણને માન્ય કરવો પડશે.

દક્ષિણના સરદારો ફિતૂરી થયા અને પેશવાને દગો દઈને આપણા પક્ષમાં આવ્યા તેથી તેમના મુલકો, જાગીરીઓ અને ઇનામો આપણે સુરક્ષિત રાખવાં જોઈએ એમ પેશવાઈ જિતાઈ તે પછીનો મુંબઈનો બીજો ગવર્નર સર જૉન માલકમ ૧૮૩૦માં લખે છે. આમાં એ સરદારોએ પાછલાં ત્રીસ વરસ દરમ્યાન પોતાના સ્વામી પેશવાનો દ્રોહ કરીને બ્રિટિશ રાજ્ય પ્રત્યે વફાદારી બતાવી, એ તેમની કામગીરીનો તેણે ગૌરવપૂર્વક ઉલ્લેખ કર્યો છે. તે લખે છે કે,

"આ પ્રશ્નનો વિચાર કરતાં મારો એવો ચોક્કસ અભિપ્રાય બંધાયો છે કે, હું સૂચવું છું તે જાતની સહાનુભૂતિ માટે મહારાષ્ટ્રના પ્રમુખ જાગીરદારો કરતાં વધારે લાયક વર્ગ બીજો કોઈ નથી. ગયાં ત્રીસ વરસ બ્રિટિશ સરકારે તેમના તરફ જોવાની જે દૃષ્ટિ રાખી છે તે, આપણું પ્રભુત્વ તેમણે જે રીતે કબૂલ રાખ્યું તે, ગવર્નરે વ્યક્તિશઃ અને સરકારના બીજા વરિષ્ઠ અધિકારીઓએ તેમની સાથે હંમેશ રાખેલું આદરભર્યું વર્તન, તેમ જ તેમને દત્તક લેવા માટે આપેલી રજા — એ બધી વસ્તુઓને પરિણામે તેમનો એવો ચોક્કસ ખ્યાલ બંધાયો હતો કે આપણે જે મિલકતો કે ઇનામો તેમના કબજામાં રહેવા દીધાં છે તે સરકાર તરફથી ખાલસા કરવામાં નહીં આવે. આ પ્રશ્નનો કેવળ કાયદેસરના હકની દૃષ્ટિથી તેઓ વિચાર કરતા ન હતા. પણ તેમની સાથે વર્તવાના જે વહીવટો પડયા હતા તેમની દૃષ્ટિથી વિચાર કરતા હતા. અને તેમની એવી અપેક્ષા હતી કે મરાઠાઓ સાથેના આપણા વિગ્રહ દરમ્યાન પોતાના સ્વામીને છોડી દઈને તેઓ બ્રિટિશોને આવી મળ્યા એ વસ્તુ જ્યારે ઘણી મહત્ત્વની હતી ત્યારે, અને બ્રિટિશોને વિજય મળ્યા પછી તેમણે દયા ને ઉદારતાભર્યાં કૃત્યો કરીને શાંતિ અને સુવ્યવસ્થા સ્થાપન કરી ત્યારે એને જ કારણે તેમને પ્રીતિ ને પ્રતિષ્ઠા મળી તે વખતે જે ઉદ્દેશોથી બ્રિટિશો તેમની જાગીરો ને તેમનાં રાજ્યો કાયમ રાખવા પ્રેરાયાં તે જ ઉદ્દેશો જેઓ તેમની સાથે જ આપણી હકૂમતને તાબે થયાં એવાં તેમનાં કુટુંબો, મિત્રો અને આશ્રિતોની મિલકતો કાયમ રાખવા પ્રેરશે એવી તેમની અપેક્ષા હતી."*

આ ઉતારામાં ઈ. સ. ૧૮૩૦ની સાલમાં સર જૉન માલકમ દક્ષિણના સરદારોની બ્રિટિશ સત્તા વિષેની વફાદારીના ગુણગાન ગાય છે, અને તેમણે પોતાના સ્વામીનો એટલે કે પેશવાનો દ્રોહ કર્યો અને બ્રિટિશોને સહાય કરી તે બદલ તેમની જાગીરો તથા ઇનામો ખાલસા ન કરવા માટે વિલાયતની સરકારને આજીજીપૂર્વક વિનવણી કરે છે. આનો સાર એ છે, કે આપણો સ્વામી-નિષ્ઠાનો ગુણ પણ એ વખતે લગભગ અલોપ થયો હતો અને ઉપલા વર્ણના અને કુળના સરદારો સ્વામીદ્રોહી બન્યા હતા એમ કહેવું પડે છે. આપણી ધર્મનિષ્ઠા

* ૧૮૩૦ના નવેમ્બરની માલકમની નોંધ.

જેમ સંકુચિત અને હીન બની હતી અને પરદેશી અને પરધર્મી રાજ્યકર્તાઓ પાસેથી આપણા ધાર્મિક આચારોમાં હાથ નહિ નાખવામાં આવે અને આપણાં મંદિરો પાડવામાં નહિ આવે એવું આશ્વાસન મળતાં તેમને મદદ કરવા આપણે તૈયાર હતા, તે જ પ્રમાણે આપણી સ્વામીનિષ્ઠા એટલી સંકુચિત થઈ હતી કે, આપણો નિકટનો ઉપરી લશ્કરી અધિકારી આપણને બે વહાલના બોલ સંભળાવે તો આપણે મરણિયા થઈને તેની સેવામાં પ્રાણ પાથરવા તૈયાર થઈ જતા. એ સ્વામી આપણા ગામનો, ધર્મનો કે રાજ્યનો જ હોવો જોઈએ, એવી ભાવના સમાજના કેવળ કનિષ્ટ વર્ગમાં જ નહિ, પણ વરિષ્ઠ ગણાતા વર્ગમાં પણ જાગ્રત ન હતી. એટલે કે રાષ્ટ્રીયતાની દૃષ્ટિથી બધા જ વર્ગો શૂદ્ર અથવા દાસ બન્યા હતા. આપણા ધર્મના કે સંસ્કૃતિના રક્ષણને માટે સ્વરાજ્ય જરૂરી છે એનું ભાન પણ તેમનામાં રહ્યું ન હતું. ટૂંકમાં, ધર્મનિષ્ઠા અને સ્વામીનિષ્ઠા એ ગુણોને લીધે પણ સ્વરાજ્યસંસ્થાપન અથવા સ્વરાજ્ય-સંરક્ષણ થઈ શકે એવી આપણી એ વખતે સ્થિતિ રહી ન હતી. આપણામાં કેવળ વ્યક્તિગત સદ્‌ગુણો હતા, પણ રાષ્ટ્ર ઘડતર તેમ જ સ્વરાજ્યસંસ્થાપનને માટે આવસ્યક સદ્‌ગુણોનો પૂરેપૂરો લોપ થયો હતો.

ધર્મ–જાતિ–નિરપેક્ષ આધુનિક લોકસત્તાક રાષ્ટ્રીયતા તો એ વખતે આપણા દેશમાં હતી જ નહિ, પણ ધર્મનિષ્ઠા અને સ્વામીનિષ્ઠા એ બે સદ્‌ગુણોને જોરે જે એક જાતની સ્વરાજ્યનિષ્ઠા શિવાજી મહારાજ તેમ જ સંભાજીના વખતમાં અને તે પછી રાજારામના વખતમાં મરાઠાઓમાં નજરે પડે છે, તે પણ પેશવાઈના પાછલા ભાગમાં રહી ન હતી. એમાં પેશવાનો દોષ કેટલો અને બીજા સરદારોનો કેટલો તેની ચર્ચામાં પડવાની જરૂર નથી. બાજીરાવ રજો નાલાયક નીવડયો હતો, તો તેને કાઢી મૂકીને બધાએ મળીને એકમુખી પ્રયત્ન કરવાનો માર્ગ બધા સરદારોએ લેવો જોઈતો હતો. તેમ કરવાને બદલે ઊલટું બ્રિટિશો પાસેથી પોતાની જાગીરો તથા ગરાસો હંમેશને માટે કાયમ કરાવવા તેઓ તૈયાર થયા, એને રાજદ્રોહ, ધર્મદ્રોહ તથા સ્વામીદ્રોહ એ સિવાય બીજું કોઈ નામ આપી શકાય નહીં. અલબત, હિંદુસમાજની આ જે અવદશા થઈ તેનું પાપ એ સમાજના મોવડીઓ એટલે બ્રાહ્મણો અને ક્ષત્રિયો અથવા બ્રાહ્મણ અને સરદાર એ બે વર્ગને માથે ઢોળાયા વિના રહે તેમ નથી. માત્ર આવી સ્થિતિમાં કોઈ પણ એક વ્યક્તિને દોષી ઠરાવી શકાય નહિ, એ દેખીતું છે.

યુરોપના વેપારી પેશાના સામ્રાજ્યવર્ધક લોકો જો સત્તરમા કે અઢારમા સૈકામાં હિંદુસ્તાનમાં આવ્યા જ ન હોત, તો પડી ભાંગતી મોગલ બાદશાહીનો અંત આણી દિલ્લીમાં મરાઠાશાહી કે હિંદુપદપાદશાહી સ્થાપન થઈ શકત એવી આપણે કલ્પના કરી શકીએ ખરા, પણ એવી કલ્પનાઓ કરવાનો કશો

અર્થ નથી. યુરોપમાં જે નવી વેપારી સંસ્કૃતિ નિર્માણ થઈ, તેની સાથે ટક્કર ઝીલવાનું સામર્થ્ય અઢારમા સૈકાના ઉત્તરાર્ધમાં હિંદુ સંસ્કૃતિમાં રહ્યું ન હતું; અને આધુનિક, મધ્યયુગીન કે પ્રાચીન કોઈ પણ જાતનું સ્વરાજ્યરક્ષણ કે સ્વરાજ્યસંસ્થાપન કરવાને માટે તે અસમર્થ બની હતી, એ કબૂલ કર્યા વિના છૂટકો નથી. મુસલમાન સામ્રાજ્યને તેમ જ તેમાંથી પેદા થયેલાં રાજ્યોને મરાઠાઓએ સાવ ઢીલાંઢસ અને નિર્જીવ બનાવી દીધાં હતાં હવે આપણે જ હિંદુસ્તાનની સાર્વભૌમ સત્તા બનવાના છીએ એવી આશા મરાઠાઓને લાગવા માંડી હતી, એટલામાં અંગ્રેજોએ તેમની સત્તા તોડી પાડી અને આધુનિક રાષ્ટ્રીયતાના પાઠ અમારી પાસેથી શીખ્યા વિના આ દુનિયામાં સ્વતંત્રતાથી તમે રહી શકવાના નથી, એવી ભારતીય હિંદુઓની તેમ જ મુસલમાનોની ખાતરી કરી આપી. ઈ. સ. ૧૮૧૮માં પેશવાઈનો અસ્ત થયો તેની સાથે જ પ્રાચીન અને મધ્યયુગીન ભારતનો અંત આવ્યો; અને આધુનિક ભારતનો ઇતિહાસ અથવા ભારતનો આધુનિક ઇતિહાસ શરૂ થયો. આ આધુનિક ભારતના નિર્માણમાં કોણે શો શો પુરુષાર્થ કર્યો અને તેના ઘડવૈયાઓ કોણ હતા, એ જ આ પુસ્તકનો વિષય છે.

અનેક ધર્મના અને જાતિઓના લોકોમાં એકરાષ્ટ્રીયતા શી રીતે પેદા કરી શકાય અને હકરાતી પદ્ધતિનો નાશ કરીને લોકશાહી શી રીતે સ્થાપન કરી શકાય, એ બે પાઠ ભારતીયોને યુરોપ પાસેથી તે વખતે શીખવાના હતા. આજે ભારતવાસીઓએ રાષ્ટ્રીયતા અને લોકશાહીના આ બે પાઠ આત્મસાત કર્યા છે. પણ બ્રિટનમાં આજે મૂડીવાદને લીધે રાષ્ટ્રીયતાનો નાશ થઈ રહ્યો છે અને અન્તર્ગત વર્ગયુદ્ધ જામી રહ્યું છે તેમ જ લોકશાહીને ધનિકશાહીનું સ્વરૂપ પ્રાપ્ત થયું છે. આધુનિક ભારત મૂડીવાદ, તેમાંથી જ અનિવાર્યપણે નીપજતું વર્ગયુદ્ધ અને અંતે લોકશાહીનો ત્યાગ તથા રાષ્ટ્રીયતાનો વિપર્યાસ — એ માર્ગ સ્વીકારશે કે બીજા કોઈ માર્ગનું અવલંબન કરીને રાષ્ટ્રીયતા અને લોકશાહીનો યુરોપથી જુદી રીતે વિકાસ કરીને યુરોપને શાંતિ, સમતા, સ્વતંત્રતા અને કલ્યાણનો નવો માર્ગ બતાવશે, એ ભારતની જુવાન પેઢી સામે ઊભેલો મહત્ત્વનો પ્રશ્ન છે. આ પ્રશ્નનો જવાબ આપતા પહેલાં હિંદના જુવાનોએ આધુનિક ભારતના છેલ્લાં સો વરસના ઇતિહાસનો અભ્યાસ કરવો બહુ જરૂરી છે. આ કાળમાં જે મહાન રાષ્ટ્રભક્ત વિભૂતિઓ પેદા થઈ તેમના અંતઃકરણમાં રહેલી સત્યનિષ્ઠાની અને સ્વતંત્રતાની આત્મપ્રેરણા તેમણે પોતાના અંતઃકરણમાં જાગ્રત કરવી જોઈએ; અને એ પ્રેરણાથી સતેજ બનેલી બુદ્ધિથી જગતમાં ચાલતી વિવિધ ઘટનાઓનું નિરીક્ષણ કરીને સ્વાતંત્ર્યની આત્મપ્રેરણા અને પોતાની બુદ્ધિની મદદથી ભારતનો ભાવિ ઇતિહાસ ઘડવો જોઈએ.

# પ્રકરણ ૨જું
# બ્રિટિશ સત્તા શી રીતે જામી ?

"આપણા લોકોની રીતભાતો ધરમૂળથી બદલી નાખ્યા વિના આ દેશનું કલ્યાણ થવાનું નથી. તેમ જ તેમનામાં રાજ્ય ચલાવવાની લાયકાત આવ્યા વિના અંગ્રેજો આ દેશમાંથી જતા રહે તો પણ તેનો કશો ઉપયોગ થશે નહીં. ફરી ધમાલ થશે, અને બેબંદશાહી, અંધાધૂંધી, ગુંડાશાહી, હોળકરી ગડબડ અને પિંઢારાશાહી ફરી પાછી બધે ફેલાશે અને કોઈનાં જાન કે ઘરબાર પણ સલામત રહેશે નહીં. જે જબરદસ્ત હશે તેના હાથમાં બધું જશે અને દૂબળો ભૂખે મરશે. તેનો સર્વસ્વનું હરણ થશે. માટે ડાહ્યા માણસોએ અંગ્રેજો જતા રહે એવું કદી ઇચ્છવું નહીં."

—લોકહિતવાદી – 'શતપત્રે' (પત્ર નં. ૮૯, તા. ૨૦–૧–૧૮૫૦)

જ્ઞાનનો પ્રસાર કરવાથી હિન્દુસ્તાનમાં સ્થાપેલા આપણા સામ્રાજ્યને અન્તે ધક્કો પહોંચશે એમ જો કોઈ દલીલ કરે તો હું ખાતરીપૂર્વક જણાવવા માગું છું કે તેનાં ગમે તે પરિણામ આવે તોય જ્ઞાનના બધા લાભ હિન્દુસ્તાનને મળે તેમ કરવું, એ આપણી ફરજ છે. હિન્દુસ્તાનની જનતાને અજ્ઞાનની દશામાં રાખીને જ હિન્દને બ્રિટિશ સામ્રાજ્યમાંથી જતું અટકાવી શકાય તેમ હોય તો આપણી હકૂમત તે દેશ માટે શાપરૂપ નીવડવાનો સંભવ છે અને તેનો અન્ત જ આવવો જોઈએ. પણ મને તો અજ્ઞાનમાં વધારે જોખમ લાગ્યા કરે છે. જ્ઞાનપ્રસારને લીધે આપણું સામ્રાજ્ય કદાચ વધારે મજબૂત બનશે એવી મારી ધારણા છે."

—'લાઈફ ઑફ મેટકાફ' ખંડ ૨જો. પૃ. ૨૬૨-૬૪

હિંદુસ્તાન દેશ જીત્યા પછી અહીં કઈ જાતની રાજ્યપદ્ધતિ સ્થાપન કરવી, તેનું ધોરણ અને અન્તિમ ધ્યેય શું હોય, અહીંની જનતા સાથે કઈ જાતનું વર્તન રાખવું અને તેની પાસેથી શી રીતે કામ લેવું વગેરે બાબતો વિષે બ્રિટિશ રાજ્યકર્તાઓમાં જે ચર્ચાઓ થઈ છે તે જોવાથી બ્રિટિશ રાજ્ય અહીં શી રીતે સ્થિર થયું તેનો જવાબ મળી રહે છે. તે જ પ્રમાણે અહીંની બ્રિટિશ રાજ્યપદ્ધતિનો વિકાસ શી રીતે થયો, તેને આજનું સ્વરૂપ શી રીતે મળ્યું અને તેનું ભાવિ શું, એ વિષે પણ આ ચર્ચાઓ જોવાથી ઠીક ઠીક ખ્યાલ આવી શકે છે. ઈ. સ. ૧૮૧૮માં પેશવાઈનો અંત આવતાં આખા હિંદુસ્તાનનું સાર્વભૌમત્વ પોતાની પાસે આવ્યું, એવી અંગ્રેજોને ખાતરી થઈ અને પોતાનું એ સાર્વભૌમત્વ મક્કમ પાયા ઉપર શી રીતે સ્થાપી શકાય તેમ જ તે વધારેમાં વધારે વખત શી રીતે ટકાવી શકાય એનો તેમણે વિચાર

શરૂ કર્યો. આવો વિચાર કરીને તેમણે જે નીતિ મુકરર કરી તેમાં તેઓ સારી પેઠે સફળ થયા; અને એ નીતિમાં વખતોવખત તેમણે જે સુધારાઓ કર્યા તે ધ્યાનમાં લેતાં તેમનું સાર્વભૌમત્વ વધારેમાં વધારે વખત સુધી ટકાવવા માટે બીજી કોઈ નીતિ આટલી પરિણામકારક નીવડત નહીં, એ કોઈ પણ વિચારવાન માણસને કબૂલ કરવું પડશે, એમ અમને લાગે છે. પોતાની એ દૂરંદેશી નીતિના હિંદી જનતાના ભાવી ઉપર શાં શાં પરિણામ થશે એનો અંદાજ પણ તેમણે પ્રથમથી જ કર્યો હતો; અને એમનામાંના દૂરદર્શી મુત્સદ્દીઓના એ વિષેના અંદાજો મોટે ભાગે સાચા નીવડ્યા છે એ ગયાં સો–સવાસો વરસનો હિંદનો ઇતિહાસ જોતાં કબૂલ કરવું પડશે.

ગયા પ્રકરણમાં અમે બતાવ્યું છે કે, બ્રિટિશોએ હિંદુસ્તાન જીત્યો એ જીતનું સ્વરૂપ કોઈ પરરાજ્ય ઉપર કરેલી ચડાઈનું નહીં પણ મોટે ભાગે અન્તર્ગત ક્રાન્તિનું — ઓછામાં ઓછું તેની શરૂઆતમાં — હતું. હિંદુસ્તાનના કોઈ પણ દરજ્જાના રાજ્ય ઉપર સીધું આક્રમણ કરીને તેઓ તેને પોતાની સત્તા નીચે લાવ્યા નથી. કોઈ પણ રાજ્યમાં બે પક્ષ પડ્યા હોય ત્યારે તેમાંના નબળા પક્ષને ટેકો આપી તેને સત્તાધારી બનાવવો, ખંડિયા રાજાઓને સાર્વભૌમ સત્તા સામે ઉશ્કેરવા, સરદારોને રાજાનો દ્રોહ કરવાને પ્રેરવા અને ક્યાંક નામધારી રાજાને હાથમાં લઈને પ્રજામાં ભાગલા પાડવા, આવી ભેદનીતિથી તેમણે ઘણાંખરાં રાજ્યોને તોડી પાડ્યાં છે; અને બંગાળ જીતવામાં તો મુસલમાનો વિરુદ્ધ હિંદુઓને અને જાગીરદારો વિરુદ્ધ વેપારી મધ્યમ વર્ગને ઉશ્કેરીને ધર્મદ્વેષ અને વર્ગદ્વેષનો પણ તેમણે ઉપયોગ કરેલો દેખાય છે. હિંદુસ્તાનનું સાર્વભૌમત્વ હાથમાં આવ્યા પછી તો તેમણે હિંદુસ્તાનમાં એક સર્વાંગી ક્રાન્તિ નિપજાવવાની નીતિ જાણી બૂઝીને અખત્યાર કરી. આ સર્વાંગી ક્રાન્તિનાં અંતિમ પરિણામ છેવટે પોતાની સામ્રાજ્યસત્તાને મારક નીવડશે, એમ માનનારો એક વર્ગ તેમનામાં હતો. પણ એ અંતિમ પરિણામો ભવિષ્યમાં કોઈ કાળે મારક બનવાનાં હોય તો પણ એ જ નીતિનાં તાત્કાલિક પરિણામ પોતાના સામ્રાજ્યનો પાયો મજબૂત કરવામાં ઉપયોગી થશે એવો તેમનામાંના બીજા એક પક્ષનો મત હતો. આપણી આ નીતિને એકદમ તેજ ન બનાવતાં તેને ધીમે ધીમે અમલમાં મૂકીએ તો હિન્દમાં સર્વાંગી ક્રાન્તિ થતાં સો બસો વરસ લાગશે અને એટલો સમય તો આપણું રાજ્ય અન્તર્ગત આપત્તિના જોખમથી મુક્ત રહેશે, એટલું જ નહીં પણ આપણી આ નીતિને પરિણામે જે સર્વાંગી સુધારાવાદી આગેવાનોનો વર્ગ અસ્તિત્વમાં આવશે તે આપણા સામ્રાજ્ય ઉપર આવતા પરચક્ર જેવી આફતોનું નિવારણ કરવામાં પણ ઘણો ઉપયોગી થશે, એવો આ મુત્સદ્દીઓનો મત હતો, અને તે મોટે ભાગે સાચો નીવડ્યો. બ્રિટિશોએ હિંદુસ્તાનનું સાર્વ-

ભૌમત્વ કબજે કર્યા પછી જે એક સર્વાંગી સુધારકોનો વર્ગ નિર્માણ કર્યો, તે બ્રિટિશ સામ્રાજ્યનો વફાદાર પ્રજાજન બન્યો અને શરૂઆતમાં તો તે સાવ અરાષ્ટ્રીય બની જઈને કેવળ પારકાઓનો તાબેદાર જ બન્યો. પણ આવી રીતે બ્રિટિશોની પ્રેરણાથી હિંદુસ્તાનમાં જન્મેલો સર્વાંગી સુધારણાવાદ રાજનિષ્ઠાની મર્યાદાનું ઉલ્લંઘન ન કરે તે માટે બ્રિટિશ મુત્સદ્દીઓએ બને તેટલી સાવચેતી રાખી હતી ખરી. શિવાજી મહારાજના સ્વરાજ્યને માટે હિન્દુ જનતામાં પ્રેમની લાગણી ફેલાવવા માટે જેમ રામદાસી સંપ્રદાયનો એક કાળે ઉપયોગ થયો હતો, તેવી જ રીતે બ્રિટિશ સામ્રાજ્ય વિષે અભણ જનતામાં પ્રેમની લાગણી ફેલાવવામાં આ નવો ભણેલો વર્ગ ઉપયોગી થશે એવી બ્રિટિશ મુત્સદ્દીઓની ધારણા હતી. અને તે મુજબ હિંદી રાષ્ટ્રની બુદ્ધિને રાજકારણ-પરાઙ્‌મુખ બલ્કે, અરાષ્ટ્રીય બનાવવાને હિંદુસ્તાનનો એ પરરાજ્યપ્રેરિત સુધારણાવાદ કેટલોક સમય કારણભૂત થયો એ વિષે શંકા નથી. અને તેથી જ જ્યારે આગળ જતાં હિંદુસ્તાનમાં સાચી રાષ્ટ્રીયતા નિર્માણ થઈ ત્યારે તેનું સ્વરૂપ સર્વાંગી સુધારાનું વિરોધી જ હતું. તેમ છતાં ધાર્મિક અને સામાજિક સુધારાનો વિરોધ એ તેનું સાચું આંતરિક સ્વરૂપ ન હતું, પણ દૂરદર્શી અને ઊંડી રાજકીય દૃષ્ટિ તેમ જ પ્રખર દેશાભિમાન એ જ તેનું સાચું સ્વરૂપ હતું. હિંદી રાષ્ટ્રવાદ આવી રીતે શરૂઆતમાં સામાજિક તથા ધાર્મિક સુધારાના વિરોધની ભાવનાને રૂપે આવિર્ભૂત થતો હોય તેવો દેખાય તો પણ આગળ જતાં પોતાના રાષ્ટ્રાભિમાનને જાગતું રાખવા માટે તેને પણ સામાજિક તથા ધાર્મિક સુધારાઓનો ઉપયોગ કરવો પડ્યો અને તેથી જ હિંદી રાષ્ટ્રવાદ આજે ધીમે ધીમે સર્વાંગી ક્રાંતિવાદનું સ્વરૂપ પકડતો જાય છે. સમાજમાં સર્વાંગી ક્રાંતિ કરવી હોય તો તે માટે સમાજના આર્થિક સંગઠનનો પાયો જ પ્રથમ બદલવો જોઈએ, અને તે બદલતાં પહેલાં દેશનાં રાજ્યસૂત્રો સામાન્ય જનતાના હાથમાં આવે એ જરૂરનું હોય છે. ક્રાંતિશાસ્ત્રના આ આધારભૂત સિદ્ધાંતનું જ્ઞાન આજે હવે હિંદી જનતાને થયું છે. તેથી હિંદી રાષ્ટ્રવાદને આજે સર્વાંગી ક્રાંતિવાદનું સ્વરૂપ મળી રહ્યું હોય તો પણ તેનો રાજકારણ ઉપરનો ભાર ઓછો થવાને બદલે સતત વધતો જ જાય છે. અગાઉનો સર્વાંગી સુધારણાવાદ બ્રિટિશ સામ્રાજ્યનો એકનિષ્ઠ મિત્ર હતો, તો આજનો સર્વાંગી ક્રાંતિવાદ બ્રિટિશ સામ્રાજ્યનો કટ્ટો દુશ્મન છે. અગાઉનો સુધારણાવાદ પ્રથમ રાજકારણ–પરાઙ્‌મુખ હતો અને પાછળથી નરમ દળનો રાજકારણી બન્યો, જ્યારે આજનો સર્વાંગી ક્રાંતિવાદ પ્રથમ રાજકીય ક્રાંતિ અને પછી સર્વાંગી ક્રાંતિ એ ક્રાંતિશાસ્ત્રનો મર્મ ઓળખીને તે મુજબ વર્તનારો છે. આવી રીતે હિંદુસ્તાનમાં જે સર્વાંગી સુધારણાવાદ ગયા સૈકામાં નિર્માણ થયો તેનાથી આજનો સર્વાંગી ક્રાંતિવાદ ભિન્ન હોઈને

અગાઉના સુધારણાવાદનું રાજકારણ સાવ નરમ હતું; જ્યારે આજના ક્રાંતિવાદનું રાજકારણ બહુજ ગરમ છે, એવો આક્ષેપ હિંદી રાષ્ટ્રવાદીઓ તેની સામે કરી શકે છે. પણ હિંદી રાષ્ટ્રવાદનો ભાવિ વિકાસ આ સર્વાંગી ક્રાંતિવાદની દિશામાં જ થવાનો છે, એ વિષે હવે ઝાઝી શંકા રહી નથી. પૂર્વેના સુધારણાવાદની પ્રેરક શક્તિ બ્રિટિશ ઇતિહાસ હતી, ત્યારે આજના ક્રાંતિવાદની પ્રેરક શક્તિ રશિયાની ક્રાંતિ છે. માત્ર પૂર્વેના સુધારણાવાદની જેમ જ આજના ક્રાંતિવાદનું પણ રાષ્ટ્રીકરણ થવાની જરૂર છે; અને જ્યારે તે હિંદી જનતાના અંતરના ઊંડાણને સ્પર્શશે ત્યારે જ તેનું સાચું સામર્થ્ય સોળે કળાએ પ્રગટશે.

રાજા રામમોહન રાયથી માંડીને ન્યા. રાનડે સુધી જે સર્વાંગી સુધારાવાદીઓ થઈ ગયા તેમનાં ભાષણો તેમ જ લખાણોમાં વ્યક્ત થયેલી કેટલીક માન્યતાઓ જોકે આજે આપણને રાષ્ટ્રીયતાથી વિસંગત લાગતી હોય, તો પણ સમગ્રપણે વિચાર કરતાં આધુનિક ભારતનો જન્મ તેમના પ્રયત્નો અને પ્રચારમાંથી જ થયેલો છે; અને આજે હિન્દી રાષ્ટ્રવાદને જે સર્વાંગી ક્રાન્તિનું સ્વરૂપ પ્રાપ્ત થઈ રહ્યું છે તેનાં બીજ પણ તેમણે જે એક નવો વિચારયુગ પ્રવર્તાવ્યો તેમાં જ આપણે ખોળવાં પડશે. ભારતીય સંસ્કૃતિના ઇતિહાસમાં આ સુધારણાવાદી વિચારયુગ ખાસ મહત્ત્વ ધરાવે છે; અને એ સુધારાવાદ જોકે થોડોક સમય બ્રિટિશ સામ્રાજ્યને સુસ્થિર બનાવવામાં કારણભૂત થયો હતો, તો પણ એ સામાજિક તથા ધાર્મિક સુધારકો દેશદ્રોહી હતા એમ માનવામાં કૃતઘ્નતાનો જ દોષ થશે. શુદ્ધ દેશભક્તિ અને દેશોદ્ધારની ધગશ એ જ એમના અંતરમાં પ્રેરણા આપનારી શક્તિઓ હતી અને તેમણે દેશમાં એક નવી જોત પ્રગટાવી હતી એ વિષે આજે મતભેદને ભાગ્યે જ સ્થાન હોય. એ વિચારજ્યોતિના પ્રકાશને લીધે હિન્દી લોકોની આંખ થોડો વખત અંજાઈ ગઈ હોય તોય એ દોષ એ પ્રકાશનો નહીં પણ ભારતીય સંસ્કૃતિ ઉપર કેટલોક સમય જે અંધકાર ફેલાયો હતો તેનો હતો. હિન્દી લોકોને પશ્ચિમની વિદ્યાનું શિક્ષણ આપી તેમને ધીમે ધીમે રાજ્યકારભારમાં સ્થાન આપવું, એવી નીતિ જે બ્રિટિશ મુત્સદ્દીઓએ દૂરદર્શી સ્વાર્થબુદ્ધિથી પ્રેરાઈને આંકી હતી તેમને આ વિચાર-જ્યોતિ પહેલ પ્રથમ પ્રગટાવવાનું મોટા ભાગનું શ્રેય આપવું ઘટે. એમ છતાં પોતાના સામ્રાજ્યને મજબૂત બનાવવા ખાતર આ જ્યોત પ્રગટાવનાર બ્રિટિશ મુત્સદ્દીઓ અને આપણા દેશમાં ફરી વળેલા ગાઢ અજ્ઞાન-અંધકારનો નાશ કરવા માટે પાશ્ચાત્ય વિદ્યાની જ્યોત સર્વત્ર પ્રગટાવવા માગતા સર્વાંગી સુધારાવાદી હિન્દી દેશભક્તો, એ બન્નેને એક જ હરોળમાં બેસાડી શકાય નહીં. તે જ પ્રમાણે જે બ્રિટિશ મુત્સદ્દીઓએ, દૂરદર્શી સ્વાર્થબુદ્ધિથી પ્રેરાઈને કેમ ન હોય, પણ હિન્દી લોકોને જ્ઞાન આપીને તેમને ધીમે ધીમે રાજ્યકારભારમાં પ્રવેશ આપવાની

નીતિ મુકરર કરી તેમના એ દૂરદર્શી અથવા ડાહ્યા સ્વાર્થ બદલ હિંદીઓ કૃતજ્ઞતા રાખે તેમાં કશું ખોટું નથી. આ કૃતજ્ઞતાનાં કેટલાંક ભલાંબૂરાં પરિણામો હિંદી રાષ્ટ્રીયતાના વિકાસ ઉપર થયેલાં દેખાય છે. તેનું વિવેચન આ ગ્રંથમાં આગળ ઠેકઠેકાણે કરવાનું જ છે. એટલે પ્રથમ આપણે બ્રિટિશોએ સાર્વભૌમ સત્તા કબજે કરતાવેંત પોતાના સામ્રાજ્યને મજબૂત બનાવવાને માટે કઈ દૂરદર્શી નીતિ નક્કી કરી, તેનો વધારે વિસ્તારથી વિચાર કરવાની જરૂર છે.

ઈ. સ. ૧૮૧૮માં પેશવાઈનો અન્ત લાવીને હિંદુસ્તાન ઉપર બ્રિટિશોની સાર્વભૌમ સત્તા સ્થાપન કરવાનું કામ માઉન્ટ સ્ટૂઅર્ટ એલ્ફિન્સ્ટને કર્યું; અને એ જ મુંબઈ ઇલાકાનો પેશવાઈ પછીનો પહેલો ગવર્નર થયો. ઈ. સ. ૧૮૧૯-થી ૧૮૨૭ સુધી તે એ હોદ્દા ઉપર રહ્યો. એ જ સમય દરમ્યાન (ઈ. સ. ૧૮૨૦થી ૧૮૨૭) સર ટૉમસ મનરો મદ્રાસનો ગવર્નર હતો. એ બન્નેએ બ્રિટિશ રાજનીતિને એક ઉદાર ધોરણ આંકી આપ્યું અથવા બતાવ્યું, અને એ ધોરણ જાહેર કરીને તેમણે અહીંના કેટલાક લોકોનાં દિલ આકર્ષી લીધાં. હિંદુસ્તાનની સાર્વભૌમ સત્તા તેમના હાથમાં આવી ત્યારે આ સાર્વભૌમત્વ આપણે કેટલો સમય ટકાવી શકાશું, કઈ નીતિ અખત્યાર કરીએ તો તે લાંબામાં લાંબો સમય ટકશે તેમ જ પોતાના સામ્રાજ્યનું આખરી પરિણામ શું આવશે એ વિષેના વિચારો તેમના મનમાં સ્વાભાવિકપણે જ ઘોળાયા કરતા. ૧૮૧૯ના મે માસમાં એલફિન્સ્ટન સર જૉન માલકમને લખે છે:

"આજે નહીં તો કાલે આ આખો દેશ આપણે પોતાનો કરી જ લેવો જોઈએ; એ જ ઘણું કરીને ઇષ્ટ છે . . . આપણે તે સ્થાનિક હિંદી લશ્કરને કાબૂમાં રાખી શકીએ અને રશિયન લોકોને દૂર રાખી શકીએ, તો અહીંના લોકો આપણી કેળવણીથી ડાહ્યા થાય ત્યાં સુધી તેમ જ બન્નેના હિતની દૃષ્ટિથી આપણો સંબંધ તોડવો આવશ્યક બને ત્યાં સુધી આપણા સામ્રાજ્ય માટે બીજું કોઈ પણ જોખમ મને દેખાતું નથી"*

તે પછીના મહિનામાં તે મૅકિન્ટોશને લખે છે:

"આપણું હિંદી સામ્રાજ્ય લાંબો સમય ટકવાનું નથી, એ મારો મત કેવળ એક પૂર્વગ્રહ નથી પણ સયુક્તિક છે. એ સામ્રાજ્યનો અંત શી રીતે થશે તેનો ખ્યાલ કરવો જોકે મુશ્કેલ છે; પણ રશિયાના કે બીજી કોઈ પરકીય સત્તાના આક્રમણમાંથી તે બચી જાય તો તેના નાશનાં બીજ દેશી લશ્કરમાં મળી આવશે, એમ મને લાગે છે. આ દેશી લશ્કર એક બહુ નાજુક અને ભયંકર યંત્ર છે અને તેની વ્યવસ્થામાં જરા સરખી ભૂલ થાય તો તે સહેજે આપણી સામે થશે. આપણી હકૂમતનો સૌથી સુંદર ને ઇષ્ટ અંત તો એ ગણાય કે આપણી અહીંની કારકિર્દી દરમ્યાન અહીંના લોકો એટલા સુધરી જાય કે કોઈ પણ પરદેશી સત્તા માટે

---

* 'માઉન્ટ સ્ટૂઅર્ટ એલફિન્સ્ટન'— કોટન. પૃ. ૧૮૫

અહીં રાજ્ય કરવું અશક્ય બને. પણ આ સમય કેટલો લાંબો હશે એની ગણતરી કરવી મુશ્કેલ છે . . . . તો પણ એટલું ચોક્કસ છે કે, આપણો હિંદ સાથેનો સંબંધ તૂટવાનો સમય ક્યારેક તો આવવાનો જ છે. અને અહીંના લોકો જંગલી અવસ્થામાં જ રહેલા હોય અને અત્યાચારો કરીને આપણી સાથેનો સંબંધ તોડી નાખે તેના કરતાં એ સંબંધ થોડો જલદી તોડવાનું આવે તો પણ તેમની અવસ્થા સુધરી જાય અને પછી જ તે તૂટે એ જ આપણી દૃષ્ટિથી વધારે હિતાવહ છે. આમાંથી જો પહેલી વસ્તુ બને (એટલે કે લોકો જંગલી રહીને આપણો સંબંધ અત્યાચારો કરીને તોડે) તો આપણી બધી વસાહતોનો તેમ જ આપણા વેપારનો નાશ થશે અને આપણે આ દેશમાં સ્થાપન કરેલી સંસ્થાઓ પણ નષ્ટ થશે."*

ઉપરના બે ઉતારા પરથી એ વખતના બ્રિટિશ મુત્સદ્દીઓના વિચારો કેવા હતા તેની કલ્પના આપણે કરી શકીએ છીએ. પોતાના સામ્રાજ્ય માટે બે જ તાત્કાલિક સંકટો તેમને દેખાતાં હતાં: પહેલું, રશિયા જેવી પરદેશી યુરોપીય સત્તાનો ડર; બીજું, હિન્દી લશ્કરના બળવાનો ડર. અહીંના દેશી રાજા રજવાડાઓનો તેમને જરાય ડર લાગતો ન હતો એટલું આમાંથી સ્પષ્ટ થાય છે. તે જ પ્રમાણે પરદેશી આક્રમણોના ભયમાં એશિયાના એક પણ રાષ્ટ્રનો ઉલ્લેખ આ બ્રિટિશ મુત્સદ્દીઓ કરતા નથી. કેવળ રશિયાનો જ માત્ર ઉલ્લેખ તેઓ કરે છે, એ ધ્યાનમાં રાખવા જેવું છે. નેપોલિયનના પરાભવની સાથે ફ્રેંચોની આફત ટળી ગઈ હતી અને એશિયાનાં રાજ્યો તેમના મનમાં ડર પેદા કરી શકતાં ન હતાં. હિંદી લોકોની જ મદદથી જીતેલો હિંદુસ્તાન તેમની જ મદદથી આપણે આપણા કાબૂમાં રાખી શકીશું, અહીંના રજવાડાઓથી બીવાનું કશું કારણ નથી, પણ જો કદાચ આપણું હિન્દી લશ્કર બળવો કરે અથવા દગો દે તો માત્ર આપણે માટે નભવું અશક્ય થઈ જાય એટલો જ ડર તેમને લાગતો હતો. અહીંના બધાં રજવાડાંઓને એક ઝંડા નીચે ભેગા કરીને આપણા પરદેશી સામ્રાજ્યને કોઈ તોડી પાડશે અને હિંદુસ્તાનમાં પોતાનું પ્રભુત્વ સ્થાપશે, એવો ડર તે વખતના બ્રિટિશ મુત્સદ્દીઓને લાગતો ન હતો. તેઓ બરાબર જાણતા હતા કે, હિન્દી રાજાઓ તથા રજવાડાઓ, અથવા તેમના વિદ્વાન અને અવિદ્વાન મુત્સદ્દીઓ હિન્દુસ્તાનમાં રાષ્ટ્રીયતા નિર્માણ કરી શકવાના નથી; કારણ કે તેઓ દુનિયાની સંસ્કૃતિમાં પાછળ પડેલા, અર્ધજંગલી, માંહોમાંહે લડનારા, શિસ્ત અને લશ્કરી કવાયતનું મહત્ત્વ ન ઓળખનારા, પરદેશી હકૂમત માટે ચીડ વિનાના, ધર્માંધતા અને વહેમોથી ઘેરાયેલા, આધુનિક રાષ્ટ્રઘડતર કે સંગઠન, લોકસત્તા તેમ જ દુનિયામાં ચાલી રહેલી ઘટનાઓથી સાવ અજ્ઞાત છે અને વળી તેમની પાસે પોતાની તોલે આવે એવાં શસ્ત્રાસ્ત્રો

* એ જ, પૃ. ૧૮૫-૮૬.

પણ નથી. નેપોલિયનનો પરાભવ ન થાત તો હિન્દી લોકોને સુધારવાનું કામ ફ્રેંચોને માથે આવી પડત; પણ હવે તે આપણે માથે આવી પડયું છે એમ તેમને લાગતું હતું. આપણે આ લોકોને સુધારીએ, રાજ્યકારભારના પાઠ આપીએ અને આપણી સંસ્કૃતિની લોકસત્તાક રાષ્ટ્ર-ઘડતરની કલ્પના અહીં મૂળ ઘાલે, તો આ જ લોકો ફરી એક થઈને આપણી સાથે લડશે અને એવું થશે ત્યારે માત્ર આપણે એમની સામે ટકી શકીશું નહિ, એ તેઓ જાણતા હતા. પણ એમ થવાને સો બસો વરસ પસાર થવાં જોઈશે અને ત્યાં સુધી આપણે એમની ઉપર બરાબર હકૂમત ચલાવી શકીશું એવો તેમને આત્મવિશ્વાસ હતો. એટલે આ ઘણું દૂરનું સંકટ બાદ કરતાં ઉપર જણાવ્યા પ્રમાણે તાત્કાલિક સ્વરૂપની બે જ આફતો બાકી રહે છે. એ બે જોખમોના નિવારણાર્થે તેમણે શા ઉપાય યોજ્યા તે હવે આપણે જોઈશું.

જ્યાં સુધી હિંદુસ્તાનની આમ જનતામાં રાષ્ટ્રભાવના પેદા થઈ નથી ત્યાં સુધી કેવળ લશ્કરના બળવાને જોરે હિંદુસ્તાન સ્વતંત્ર બનીને પોતાનો રાજકારભાર સુખેથી અને શાંતિથી ચલાવવા માંડે એ અશકય છે, એ તેઓ જાણતા હતા. કેવળ લશ્કરના બળવામાંથી જો કે સ્વતંત્ર રાષ્ટ્ર ઊભું થઈ શકતું નથી, તો પણ તેથી દેશમાં અંધાધૂંધી અને પીંઢારાશાહી જામી શકે છે. યુરોપનાં રાષ્ટ્રો આ તરફ આવ્યાં જ ન હોત તો આવી અંધાધૂંધીમાંથી પણ આપણે એકાદ ઠકરાતી પદ્ધતિનું અવ્યવસ્થિત અને શિથિલ સામ્રાજ્ય અહીં સ્થાપન કરી શકત, એમ અહીંના હિંદુ તેમ જ મુસલમાન રાજ્યકર્તાઓને કદાચ લાગતું હોય; પણ અંગ્રેજોના કવાયત પામેલા લશ્કર સામે, ભેદનીતિ સામે તેમ જ વિશાળ પ્રદેશ ઉપર શાંતિનું સામ્રાજ્ય સ્થાપીને આમ જનતાનાં ચિત્ત આકર્ષી લેવાની કળા સામે આપણે ટકી શકતા નથી એવી હારણ મનોદશા અહીંના મૂર્ખ અને નાલાયક રજવાડાઓની થઈ હતી. આપણું સામર્થ્ય ખરેખર ઘણું અલ્પ છે, પણ આ મૂર્ખ લોકોને તે મોટું દેખાય છે, કારણ રાષ્ટ્રસંગઠનનું તેમ જ અરસપરસ સંપ કરીને પરદેશી સત્તાનો સામનો કરવાનું મહત્ત્વ તેઓ જાણતા નથી, અંદર અંદરના ઝઘડાઓ માટે તેમ જ કેવળ પેટ ભરવા ખાતર પારકાઓને ઘરમાં દાખલ કરીને તેમની ચાકરી કરતાં તેમને શરમ આવતી નથી, એટલે એમનો ડર રાખવાનું કશું કારણ નથી, એમ બ્રિટિશ મુત્સદ્દીઓએ પોતાના મન સાથે નક્કી કર્યું હશે. હિંદી લોકોમાં આત્મપ્રત્યય નથી, તેમનામાં રાષ્ટ્રાભિમાન નથી અને તેઓ એક બીજા સાથે સંપ કરી શકતા નથી, એમાં જ આપણા સામ્રાજ્યનું બળ છે એમ ફ્રેડ્રિક જોન શોર નામનો અંગ્રેજ લેખક પોતાના 'હિંદી લશ્કર' ('ઇંડિયન આર્મી') નામના લેખમાં ઈ. સ. ૧૮૩૫ માં લખે છે:

"'આપણું હિંદી સામ્રાજ્ય લોકમતના પાયાપર રચાયેલું છે' એમ જે કહેવાય છે તેનો અર્થ હવે હાલ જ મને સમજાયો છે. આ ઉક્તિનો અર્થ એવો માનવામાં આવે છે કે, આપણી ન્યાયબુદ્ધિ તથા આપણા શબ્દ ઉપર લોકોનો વિશ્વાસ હોવાથી તેઓ હિંદી રાજાઓ કરતાં આપણી હકૂમત વધારે પસંદ કરે છે. પણ જે મુત્સદ્દીએ પ્રથમ આ સૂત્ર નિર્માણ કર્યું, તેનો આશય એટલો જ હતો કે 'હિંદી લોકોને પોતાના સામર્થ્યનું ભાન ન હોવાથી આપણો વિરોધ કરવો નકામો છે એવો તેમનો મત બંધાયો છે. પણ તેઓ જો સંપ કરીને એક થાય તો આપણને તેઓ સહેલાઈથી નામશેષ કરી શકશે' એવી મને શંકા આવે છે. એ ગમે તેમ હો, પણ આપણું સામ્રાજ્ય તરવારના જોર ઉપર જ નભતું હોઈને તે લોકોની ઇચ્છા કે પ્રેમના પાયા ઉપર રચાયેલું નથી. આપણા લશ્કરને જો પાછું બોલાવી લેવામાં આવે અથવા તેની સંખ્યામાં ઘટાડો કરવામાં આવે તો આ વાતની ખાતરી થશે અને તેનાં પરિણામ પણ આપણને ભોગવવાં પડશે"*

એ જ લેખક હિંદી લશ્કરની રાજનિષ્ઠા વિષે લખે છે:

"ટૂંકમાં, પોતાના ગામ સિવાય દેશનો પ્રેમ એટલે શું એનું ભાન હિંદી લોકોને નથી. કોઈ અમલદાર વિષે અથવા પોતાના સ્વામી વિષે પ્રેમ કે નિષ્ઠાની લાગણી તેનામાં જણાશે, પણ રાજ્યસંસ્થા વિષે એકંદરે તે સાવ જ ઉદાસીન હોય છે. જે કોઈ પગાર આપે તેને માટે તે લડશે ખરો, અને તેને જો એમ માલૂમ પડે કે જે ધણીની તે નોકરી કરી રહ્યો છે તેનો પરાભવ થઈ રહ્યો છે તો વ્યક્તિગત સ્વામીનિષ્ઠાને અભાવે તે તે સરકારની નોકરી છોડી દેશે અને સારા પગારની કે લૂંટની લાલચથી તે દુશ્મનના પક્ષને પણ જઈ મળશે"×

આવી સંસ્કૃતિમાં રહેતા સૈનિકોને રાજી રાખવાનાં બે સાધનો તેમણે શોધી કાઢ્યાં. એક, તેમને નિયમિતપણે પૂરતો પગાર આપવો અને બીજું, તેમના જાતિધર્મને અથવા તો તેમના ગાંડાઘેલા લાગતા ધાર્મિક વહેમોને આઘાત પહોંચે એવું કોઈ પણ કૃત્ય ન કરવું. આ બે વસ્તુ સાચવીએ તો આ દેશમાં આપણને ગમે તેટલા સૈનિકો મળી શકે છે અને તેમને કવાયત શીખવીને તેમના હાથમાં સુધરેલાં શસ્ત્રો આપીએ તો દેશી રાજાઓ તેમની આગળ ટકી શકતા નથી એવો અનુભવ તેમને થઈ ચૂક્યો હતો. પણ ભરપૂર પગાર આપવાની અને ધાર્મિક માન્યતાઓમાં હાથ ન ઘાલવાની નીતિથી સૈનિકોને રાજી રાખ્યા હોય તો પણ તેમનામાં રાજકીય સ્વતંત્રતાના વિચારો પ્રવેશ ન પામે તે માટે ખાસ સાવચેતી રાખવી જોઈએ, એનું ભાન પણ મનરો, એલફિન્સ્ટન વગેરે શરૂઆતના ઉદાર ગણાયેલા બ્રિટિશ મુત્સદીઓને હતું. તેથી જ હિંદી લોકોને મુદ્રણસ્વાતંત્ર્ય ન આપવું જોઈએ, ઓછામાં ઓછું તેમના મુદ્રણસ્વાતંત્ર્ય પર સારી પેઠે નિયંત્રણો મૂકવાં જોઈએ એવો તેમનો મત હતો.

* 'નોટ્સ્ ઓન ઇંડિયન અફેર્સ' — શોર, ખંડ ૨, પૃ. ૪૧૯.

× એ જ, પૃ. ૫૨૧–૨૨.

મનરો, એલફિન્સ્ટન, માલકમ એ ગવર્નરો અને તેમની જ નીતિ પૂર્ણપણે અમલમાં મૂકનાર ગવર્નર જનરલ લૉર્ડ બૅન્ટિક એ બધાએ હિંદી લોકોને કેળવણી આપવી જોઈએ, તેમને રાજ્યકારભારમાં ધીમે ધીમે વધારે દાખલ કરવા જોઈએ, અને વખત જતાં જ્યારે તેઓ સ્વતંત્ર થવાને લાયક બને ત્યારે આપણો વેપાર અને આપણે સ્થાપેલી સંસ્થાઓ સુરક્ષિત રહે તેટલા પૂરતી સાવચેતી રાખીને તેમને સ્વતંત્ર પણ થવા દેવા જોઈએ, એવા વિચારો વ્યક્ત કરેલા છે. તેમ છતાં રાજકીય સ્વાતંત્ર્યની કલ્પના લોકોમાં ફેલાય અને હિંદી લશ્કર સુધી તે તરતોતરત પહોંચી જાય એવા ડરથી હિંદુસ્તાનને મુદ્રણ-સ્વાતંત્ર્ય ન આપવું જોઈએ એમ તેઓ ભારપૂર્વક કહેતા. મદ્રાસનો ગવર્નર સર ટૉમસ મનરો આ બાબતમાં ઈ. સ. ૧૮૨૨માં લખે છે :

"આ દેશના લોકોને મુદ્રણસ્વાતંત્ર્ય આપવાના પ્રશ્નનો વિચાર કરતાં મને એમ લાગ્યા વિના નથી રહેતું કે, અહીંના લોકોને નાગરિક સ્વાતંત્ર્ય ભોગવવા દેવાની શરતે આપણે આ દેશમાં રાજ્ય કરી શકીશું નહીં. તેથી લોકોમાં શાંતિ રહે અને આપણું રાજ્ય કાયમ ટકે એ દૃષ્ટિથી આજે જે નિયંત્રણો મૂકવામાં આવ્યાં છે તે બધાં કાયમ રાખવામાં આવે એ મને આવશ્યક લાગે છે. અહીંના બધા લોકો જો આપણા દેશબાંધવો હોત તો પૂરેપૂરું મુદ્રણસ્વાતંત્ર્ય હું પસંદ કરત; પણ તેઓ બધા તેવા નથી. તેથી તેમને મુદ્રણસ્વાતંત્ર્ય આપવું એ સૌથી ખતરનાક વસ્તુ છે. એવા સ્વાતંત્ર્યને પરિણામે ઉપયોગી જ્ઞાનનો પ્રસાર થવાને બદલે અથવા રાજ્યકારભારમાં સુધારો થવાને બદલે લોકોમાં ઉદ્ધતાઈ, બળવાખોરી અને અરાજકતા ફેલાવાનો જ વધારે સંભવ છે. . . . મુદ્રણસ્વાતંત્ર્ય અને પરદેશીઓનું પ્રભુત્વ એ બે વસ્તુઓ એકબીજાથી તદ્દન વિસંગત છે અને તેમનો સંયોગ લાંબો વખત ટકવો શક્ય નથી. કારણ સ્વતંત્ર વૃત્તપત્રોનું પ્રથમ કર્તવ્ય કયું છે? પોતાના દેશને પારકાની ધૂંસરીમાંથી છોડાવવો, અને એ મહાન સાધ્ય પ્રાપ્ત કરવા માટે બીજા બધા ક્ષુદ્ર વિચારોનો ત્યાગ કરવો, એ જ તે કર્તવ્ય છે. અને આપણે જો યુરોપિયનો તેમ જ હિંદીઓ બંનેને સાચું ને પૂરેપૂરું મુદ્રણસ્વાતંત્ર્ય આપીએ તો તેનું આ જ પરિણામ અનિવાર્યપણે આવશે.

"મુદ્રણસ્વાતંત્ર્યના હિમાયતીઓ કહે છે કે, અમારા રાજ્યકારભારમાં સુધારો થાય અને અહીંના લોકોની સ્થિતિ તથા માનસ સુધરે તેને માટે અમારો પ્રયત્ન છે; પણ આ ઇષ્ટ હેતુઓ સાધવાને તેઓ જે સાધનો સૂચવી રહ્યા છે તે તે દ્વારા કદી પણ પાર પડવાના નથી. આ દેશના આપણા રાજ્યકારભારનો વિચાર કરતાં આપણે નીચેના બે બહુ મહત્ત્વના મુદ્દા હમેશ ધ્યાનમાં રાખવા જોઈએ. પહેલો, આપણું પ્રભુત્વ બની શકે તેટલો લાંબો સમય ટકવું જોઈએ; અને બીજો, જે વખતે આપણે એ પ્રભુત્વ છોડી દેવું પડે ત્યારે અહીંના લોકોની સ્થિતિ એટલી સુધરેલી હોવી જોઈએ કે તેમનામાં સ્વતંત્રતાથી મંડિત, અથવા ઓછામાં ઓછું સુનિયંત્રિત સરકાર સ્થાપન કરવાની પાત્રતા આવેલી હોય. આ હેતુઓ જો કદી પાર પડવાના હોય તો તે નિયંત્રિત મુદ્રણસ્વાતંત્ર્ય દ્વારા જ પાર પડી શકશે. મુદ્રણને

નિરંકુશ સ્વાતંત્ર્ય આપવામાં આવે તો આ હેતુઓ સિદ્ધ થવાનું સાવ અશક્ય બનશે. કારણ સુધારા કરવાની વધારે પડતી ઉતાવળ કરવામાં આવે તો ધીમે ધીમે અને સાવચેતીથી થતા સુધારાના બધા લાભ આપણે ખોઈ બેસીશું.

"જે બંધનો સૂચવવામાં આવ્યાં છે તેમને લીધે અહીંના લોકોમાં જ્ઞાનપ્રસાર થવામાં કશી અડચણ આવે નહીં; બલ્કે આવો જ્ઞાનપ્રસાર સતત ચાલુ રહેવામાં તે મદદગાર જ થશે. કારણ તે સ્વાભાવિક રીતે થતો રહેશે અને એ કાર્ય લશ્કરી બળવા અને અરાજકના ભયમાંથી મુક્ત રહેશે. જ્ઞાનપ્રસારનો આ સ્વાભાવિક માર્ગ એટલે યુરોપિયનોના નિકટ સંસર્ગમાં આવનાર લોકોમાં વૃત્તપત્રો અથવા પત્રિકાઓનો પ્રસાર કરવો એ નથી, પણ આમ જનતામાં ધીમે ધીમે કેળવણીનો પ્રસાર કરવો અને સમાજના બધા વર્ગોમાં ધાર્મિક અને નૈતિક જ્ઞાનનો પ્રસાર કરવો એ જ છે. આપણે સ્વતંત્ર થઈએ અને આપણો રાજ્યકારભાર પોતે ચલાવીએ એવી આકાંક્ષા લશ્કરના સિપાહીઓ સુધી પહોંચે તે પહેલાં તેનો ઉદ્‌ભવ સામાન્ય જનતામાં થઈને તે બધે ફેલાયેલી હોવી જોઈએ; અને જે સુધારા કરતાં અનેક પેઢીઓ થાય તેવા સુધારા થોડા વખતમાં કરવાના લોભમાં પડીને જો આપણે આ કાર્યમાં અન્તરાય ઊભા ન કરીએ તો આ સ્વાતંત્ર્યની આકાંક્ષા હિંદુસ્તાનમાં સર્વત્ર વ્યાપકપણે ફેલાશે એમાં જરાય શંકા નથી. આપણે જો આ દેશમાં સૌમ્ય અને ન્યાય્ય રાજ્યપદ્ધતિ સ્થાપીએ, લોકોની ધાર્મિક લાગણીઓને દુભાવ્યા વિના ઉપયોગી પુસ્તકોનો તેમનામાં પ્રચાર કરીએ, તેમણે સ્થાપેલી જુદી જુદી કેળવણીની સંસ્થાઓનું રક્ષણ કરીને, જે જે સંસ્થામાં સારામાં સારી કેળવણી આપવાની સગવડ હોય તે તે સંસ્થાને દ્રવ્યસહાય આપીએ અથવા તેમનું સન્માન કરીએ, જે સંસ્થાઓને પૈસાની જરૂર હોય તેમને સરકારી તિજોરીમાંથી નાણાંની જોગવાઈ કરી આપીએ, અને સૌથી મહત્ત્વની વસ્તુ એટલે આ દેશના લોકોમાંના વિદ્વાનોને અધિકારની અને સન્માનની જગ્યાઓ આપીને તેમનામાં વિદ્યા સંપાદન કરવાની આકાંક્ષા નિર્માણ કરીએ તો રાજ્યકારભારમાં વધારે પ્રમાણમાં ભાગ લેવાની તેમને તક આપીને આપણે ધીમે ધીમે તેમના ધાર્મિક વહેમોનો અંત આણી શકીશું; અને આપણા દેશમાં જે ઉદાત્ત તત્ત્વો અને મતોનો પ્રસાર થયો છે તેમનો પ્રસાર પણ અહીંના લોકોમાં આપણે કરી શકીશું.

"આથી ઊલટી દિશા જો આપણે અખત્યાર કરીએ અને મુઠ્ઠીભર યુરોપિયન છાપાંના હિતનો જ વિચાર કરીને યુરોપિયનોનાં ચારિત્ર્ય અને સત્તા વિષે હિંદી લોકોના મનમાં વસતી આદરની ભાવનાને સ્વૈર મુદ્રણની સુરંગ લગાડીશું, તો દેશી લશ્કરમાં અસંતોષનાં બીજ આપણે હાથે કરીને ફેલાવીશું અને બળવાની ધાસ્તીમાંથી આપણે કદી પણ નિશ્ચિત રહી શકીશું નહિ. આવું સંકટ આવી પડે તે માટે આજના કરતાં તેમની બુદ્ધિનો વધારે વિકાસ થવો જોઈએ અથવા તેમને રાષ્ટ્રના અથવા માણસના હકોનું વધારે જ્ઞાન થવું જોઈએ એવું જરાય નથી. આપણા અધિકારીઓ વિષે તેમ જ યુરોપિયનોના ચારિત્ર્ય વિષે તેમના મનમાં આજે જે આદરભાવ છે તેનો નાશ થાય એટલું આને માટે પૂરતું છે. આમ થશે ત્યારે તેઓ આપણી સામે બળવો જગાડશે, પણ એ બળવાનો હેતુ પોતાના લોકોને સ્વતંત્રતા મળે એ નહિ હોય પણ પોતાના હાથમાં સત્તા આવે અને પોતાને પુષ્કળ લૂંટ

મળે એ હશે. આખી દુનિયામાં કોઈએ કદી કર્યો નથી એવો પ્રયોગ, જિતાયેલા દેશના લોકોના લશ્કરને આધારે આપણી હકૂમત ચલાવવાનો પ્રયોગ, આપણે કરી રહ્યા છીએ; અને તેની સાથે જ તેઓ મુદ્રણસ્વાતંત્ર્ય ભોગવે અને આપણને હાંકી કાઢીને પોતાના દેશને સ્વતંત્ર બનાવે એવો પાઠ પણ આપણે તેમને શીખવીએ છીએ. આ ભીતિ કેવળ આ દેશના છાપાંવાળાઓ પૂરતી જ છે. અને આ વિચારોનો પડઘો જ્યારે આપણા હિંદી લશ્કર સુધી જઈ પહોંચશે, ત્યારે જ તેનાં ભયંકર પરિણામ આપણને દેખાવા માંડશે. એક બાજુએ અનેક લોકો હિન્દુ છાપાંઓના પ્રયત્નોની વાહવાહ કરવા માંડશે અને હિંદી લોકોમાં હવે ખૂબ જ્ઞાનપ્રસાર થશે એવી આશાઓ સેવવા માંડશે; પણ એ જ વખતે બીજી બાજુએ આ જ સ્વતંત્ર છાપાંઓમાંથી ફૂદ્ભવતી એક ભયંકર ક્રાંતિ આપણી સત્તાને અકાળે ઉથલાવી દેવાની તૈયારી કરવા માંડશે; અને એમ થાય તો જ્ઞાનપ્રસાર કે પ્રગતિની બધી આશાઓ પડી ભાંગશે અને જે સ્થિતિમાં આપણે પ્રથમ હિંદુસ્તાનને જોયો હતો તેથી પણ સુધારાની દૃષ્ટિથી વધારે નિરાશામય સ્થિતિમાં તે જઈ પડશે "*

ટૂંકમાં, હિન્દી લોકોમાં પશ્ચિમની વિદ્યાનો પ્રસાર થાય, તેમને પોતાના દેશના (ઇંગ્લંડના) આધુનિક રાષ્ટ્રીકરણનું જ્ઞાન થાય, તેમનો સ્થાનિક રાજ્યકારભારમાં ધીમે ધીમે પ્રવેશ થાય અને એમ કરતાં કરતાં આખરે તેઓ રાજકીય સ્વતંત્રતા પ્રાપ્ત કરે; પણ તેમનામાં સ્વતંત્રતાની ભાવના અકાળે ન ફેલાય, સામાન્ય જનતામાં આ ભાવના ફેલાય તે પહેલાં તે હિન્દી લશ્કર સુધી ન જઈ પહોંચે અને તેમનો ધાક ઓછો થવાથી તેમનું મર્મસ્થાન હિન્દી લોકોના હાથમાં ન જાય, એવી વિચારસરણી બ્રિટિશ સત્તા હિન્દમાં સાર્વભૌમ બની તે વખતના બ્રિટિશ મુત્સદ્દીઓની હતી એમ દેખાય છે. અહીંની આમજનતામાં રાષ્ટ્રનિર્મિતિના જ્ઞાનનો છાંટો પણ નથી, અહીંના રાજાઓ અને રજવાડાઓમાં એક થઈને પરકીય સત્તા સાથે લડીને સ્વતંત્રતા સ્થાપન કરવાની લાયકાત જ નથી, તેમ જ અહીંના વિદ્વાનોમાં દુનિયાનું, ભૌતિક શાસ્ત્રોનું તેમ જ સામાજિક વિદ્યાઓનું ગાઢ અજ્ઞાન છે એ તેમને પ્રત્યક્ષ દેખાતું હતું. એટલે આ બધાને સુધારીને સો બસો વરસ પછી કોઈ કાળે આ દેશ છોડીને જવાનો વખત આવવાનો હોય તો ભલે આવે, પણ આપણું દેશી લશ્કર અત્યારે જ ફિતૂરી બનીને બળવો કરે તો તેથી આ દેશના લોકોનું પણ શું હિત થવાનું છે, એવો વિચાર પણ આ મુત્સદ્દીઓ પોતાના મન સાથે કરતા હશે. એની સાથે જ આ લોકોમાં જો એક વાર રાષ્ટ્રીય બુદ્ધિ નિર્માણ થાય તો તેમની સામે આપણે ટકી શકીશું નહિ, એ પણ તેઓ બરાબર જાણતા હતા.

૧૮૨૬માં બરાકપુરનો બળવો દબાવી દીધા પછી એલફિન્સ્ટન સર ચાર્લ્સ મેટ્કાફને લખે છે :

* 'મેમ્વાર ઑફ સર ટૉમસ મનરો.' ૧૨ એપ્રિલ. ૧૮૨૨.

"મને એમ લાગતું હતું કે, આપણું સામ્રાજ્ય કાચનું જ છે પણ અગાઉ અને તાજેતરમાં તેણે જે આઘાતો સફળતાપૂર્વક સહન કર્યા છે તે જોતાં તે લોઢાનું હોય એવો આભાસ થવાનો સંભવ છે. પણ હવે મારી ખાતરી થઈ છે કે, તે પોલાદનું છે. તેમ છતાં તે જો ગાફેલ લોકોના હાથમાં જઈ પડે તો તે એકદમ ભાંગી પડવાનો પણ પૂરેપૂરો સંભવ છે"*

ઉપર જણાવેલી ધાસ્તીને કારણે હિંદુસ્તાનના લોકોને મુદ્રણસ્વાતંત્ર્ય ન આપવું જોઈએ એમ એલફિન્સ્ટન, મનરો વગેરેને લાગતું હતું, તેમ છતાં ૧૮૩૫માં બેંટિકના ગયા પછી ૧૮૩૬ સુધી સર ચાર્લ્સ મેટ્કાફ ગવર્નર જનરલ થયો ત્યારે તેણે હિન્દને મુદ્રણસ્વાતંત્ર્ય આપ્યું. આ કાર્ય માટે તેને નોકરી પરથી દૂર કરવામાં આવ્યો તો પણ તેણે હિન્દીઓને મુદ્રણસ્વાતંત્ર્ય આપવામાં જ હિન્દી લોકોનું તેમ જ બ્રિટિશ સામ્રાજ્યનું પણ સાચું હિત છે એ પોતાનો મત બદલ્યો નહીં. એટલે આને અંગે તેની શી દલીલ હતી તે જોવું જરૂરનું છે. મેટ્કાફ કહે છે:

"જ્ઞાનના પ્રસારને પરિણામે આપણા હિંદી સામ્રાજ્યનો અંત આવશે, એવી કોઈની દલીલ હોય તો હું એમ ચોક્કસ જણાવવા માગું છું કે, પરિણામ ગમે તેવું આવે તો પણ જ્ઞાનના લાભ લોકોને મળે તેમ કરવું, એ આપણી ફરજ જ છે. હિંદી લોકોને અજ્ઞાનમાં રાખવાથી જ તે દેશ બ્રિટિશ સામ્રાજ્યમાં રહી શકતો હોય તો આપણું રાજ્ય તે દેશને માટે શાપરૂપ જ બને અને તે સામ્રાજ્યનો અંત આવે એ જ બહેતર છે

"પણ લોકોને અજ્ઞાનમાં રાખવામાં જ વાસ્તવિકપણે વધારે જોખમ છે એમ માનવાને મને સબળ કારણો દેખાય છે હું તો એ આશાએ જ્ઞાનપ્રસાર તરફ જોઉં છું કે, તેથી આપણું સામ્રાજ્ય વધારે મજબૂત બનશે; હિન્દી પ્રજા અને આપણી વચ્ચેના મતભેદો દૂર થઈને કડવાશ ઓછી થશે; આપણા રાજ્યના લાભો વિષે લોકોની ખાતરી થશે; રાજ્યકર્તાઓ અને પ્રજા વચ્ચે સહાનુભૂતિ નિર્માણ થઈને તેઓ એકત્ર થશે; અને તેમની વચ્ચે આજે જે અંતર છે તે ધીમે ધીમે ઓછું થઈને છેવટે સદંતર લોપ પામશે."×

જ્ઞાનપ્રસારને લીધે બ્રિટિશ સામ્રાજ્યની મજબૂતી વધશે કે ઓછી થશે એ કહી શકાય તે માટે જે જ્ઞાનનો પ્રસાર કરવાનો ઇરાદો રખાતો હોય તે જ્ઞાન કઈ જાતનું હશે એ પ્રથમ જાણવું જરૂરનું છે. બ્રિટિશોની કારકિર્દીની તદ્દન શરૂઆતમાં અહીંના ભણેલાઓમાં જે જ્ઞાનનો પ્રસાર થયો તેથી કેટલોક સમય તો અહીંનું બ્રિટિશ સામ્રાજ્ય વધારે મજબૂત બન્યું એ વિષે શંકા નથી. આ પ્રકરણને મથાળે આપેલા 'લોકહિતવાદી'ના ઉતારામાં આ પરિણામ સ્પષ્ટપણે દેખાઈ આવે છે. તેમાં તેઓ ચોખ્ખું કહે છે કે, "ડાહ્યા માણસોએ અંગ્રેજો

---

* 'માઉન્ટ સ્ટુઅર્ટ એલફિન્સ્ટન' — કોટન, પૃ. ૧૮૬.

× 'ધ ડેવલપમેન્ટ ઑફ ઇંડિયન પૉલિસી'—ઍંડરસન અને સૂબેદાર, પૃ. ૧૪૩

અહીંથી જતા રહે એમ કદી પણ ઇચ્છવું નહીં." આના કારણમાં તેઓ જણાવે છે કે, "આપણા લોકોની રીતભાતો ધરમૂળથી બદલાયા વિના આ દેશનું કલ્યાણ થવાનું નથી. અને આપણા લોકોમાં જાતે રાજ્ય ચલાવવાની લાયકાત આવ્યા વિના અંગ્રેજો આ દેશમાંથી જતા રહે તો પણ તેથી કશો અર્થ સરશે નહિ. ફરી અરાજક જામશે, અંધાધૂંધી થશે . . . . અને કોઈનાં ઘરબાર પણ સલામત નહીં રહે."

'લોકહિતવાદી'નું આ લખાણ ઈ. સ. ૧૮૫૦નું, એટલે કે મેટ્કાફે મુદ્રણ-સ્વાતંત્ર્ય આપ્યા પછી દસ પંદર વરસ બાદનું છે. એ ઉપરથી મુદ્રણસ્વાતંત્ર્ય આપવાથી તેનાં ભયંકર પરિણામ આવશે એવી મનરોએ ૧૮૨૨માં જે બીતિ વ્યક્ત કરી હતી તે સાચી પડી દેખાતી નથી. મનરોને એમ લાગતું હતું કે, હિન્દી લોકોને મુદ્રણસ્વાતંત્ર્ય આપવામાં આવે તો, તેઓ રાજકીય સ્વાતંત્ર્ય હાંસલ કરવું એ જ આપણી પહેલી ફરજ છે એ સમજીને પોતાને મળેલા મુદ્રણસ્વાતંત્ર્યનો ઉપયોગ બીજા સુધારાઓ કરવાના કામમાં ન કરતાં બ્રિટિશ સામ્રાજ્યને ઉથલાવી પાડવાના ઉદ્દેશથી સ્વાતંત્ર્યની ભાવના હિંદી સિપાઈઓ સુધી પહોંચાડવાના કામમાં કરશે અને ગમે તેવાં કષ્ટ અને હાડમારીઓ વેઠીને લશ્કરને ફિતૂરી બનાવીને આખા દેશમાં અંધાધૂંધી ફેલાવશે. પણ અંગ્રેજી વિદ્યાથી જેમની આંખો ઊઘડી, તેમને એમ કરવાની ઇચ્છા થઈ નહિ; ઊલટું, આપણા દેશનું આન્તરબાહ્ય સ્વરૂપ આખું પલટાઈ જાય ત્યાં સુધી બ્રિટિશોનું રાજ્ય જ અહીં રહે એ ઇષ્ટ છે અને અંગ્રેજોનું રાજ્ય નાશ પામે એવી ઇચ્છા કોઈ પણ 'સુજ્ઞે' કરવી નહીં, એવો પ્રચાર તેઓ કરવા લાગ્યા. દેશની સર્વાંગી સુધારણા કરવાનું કામ તેમણે ઉપાડયું અને રાષ્ટ્રીય સ્વતંત્રતાનો વિચાર થોડા વખત માટે કોરે મૂકયો. તેથી મુદ્રણસ્વાતંત્ર્યથી જ આપણું સામ્રાજ્ય મજબૂત બનશે એ મેટ્કાફનો મત સાચો નીવડયો !

ઈ. સ. ૧૮૨૩માં બંગાળના રાજા રામમોહન રાય વગેરે સુશિક્ષિત હિંદી આગેવાનોએ મુદ્રણસ્વાતંત્ર્ય બાબત એક ખરીતો બ્રિટિશ રાજાને મોકલાવ્યો હતો. તેમાં તેઓએ જણાવ્યું હતું :

"મુદ્રણસ્વાતંત્ર્યને લીધે દુનિયામાં કોઈ પણ ઠેકાણે આજસુધી રાજ્ય-ક્રાંતિ થઈ નથી, એ વાત રાજાસાહેબની જાણ બહાર નહિ જ હોય. કારણ સ્થાનિક અમલદારોની સામે પોતાને જે કોઈ ફરિયાદો હોય તે વરિષ્ઠ સરકારને સહેલાઈથી જણાવવાનું તેમ જ તેમનું નિરાકરણ કરાવવાનું લોકોને માટે શકય હોય તો અસંતોષને લીધે ઊભાં થતાં રાજ્યક્રાંતિનાં કારણો જ નાબૂદ થાય છે. એથી ઊલટું, જ્યાં મુદ્રણસ્વાતંત્ર્ય બિલકુલ નથી હોતું અને તેથી જનતાની ફરિયાદો સરકાર પાસે રજૂ નથી થતી તેમ જ તેમનું નિરાકરણ નથી થતું એવે

ઠેકાણે જ માત્ર અસંખ્ય રાજ્યક્રાંતિઓ દુનિયાના બધા જ ભાગોમાં થયેલી છે; અને શસ્ત્રબળને જોરે સરકાર ક્રાંતિના પ્રયત્નો દબાવી દે તો પણ લોકો બળવો કરવા માટે સદાય તૈયાર રહે છે." * આધુનિક લોકસત્તાક રાજ્યશાસ્ત્રનો આ તાત્ત્વિક સિદ્ધાંત મનરો વગેરેને અજાણ્યો હતો એમ ન હતું. પણ આપણું સામ્રાજ્ય પરદેશી હોવાથી લોકોને સાચું મુદ્રણસ્વાતંત્ર્ય મળે તો તેઓ પ્રથમ એ સામ્રાજ્યનો નાશ કરવાની તૈયારી કરશે અને પછી પોતાના અંતર્ગત સુધારાઓનો વિચાર કરશે એવો ડર તેમને લાગતો હતો. પણ અંગ્રેજી વિદ્યાના પ્રસારને પરિણામે જ્યારે અહીંના ભણેલા લોકોને આપણે આપણા દેશનું રાજ્ય ચલાવવા સાવ નાલાયક છીએ, એ જ્ઞાન (?) થયું, ત્યારે તેમને (હિંદીઓને) મુદ્રણસ્વાતંત્ર્ય આપવામાં કશું જ જોખમ નથી, બલ્કે તેથી આપણા સામ્રાજ્યને વધારે મજબૂતી મળશે, એ મેટ્કાફનો મત જ વધારે સાચો નીવડ્યો! બ્રિટિશ વિદ્યાના પ્રસારે પ્રથમ જે કાર્ય કર્યું તેનો રાષ્ટ્રીયતાની રાજકીય દૃષ્ટિથી વિચાર કરતાં તે રાષ્ટ્રીયતાને થોડો વખત તો જરૂર મારક બન્યું, એ સૌ કોઈને કબૂલ કરવું પડશે. રાષ્ટ્રીયતાની એક સરસ વ્યાખ્યા ઇતિહાસાચાર્ય રાજવાડેએ 'રાધામાધવવિલાસચંપૂ'ની પ્રસ્તાવનામાં આપી છે. શહાજી અને શિવાજીના કાળમાં મહારાષ્ટ્ર–સમાજના માનસમાં થયેલા પરિવર્તનની મીમાંસા કરતાં તેઓ કહે છે :

"પોતાના દેશનો બધો કારભાર, વિશેષતઃ રાજકીય કારભાર, આપણે જાતે ચલાવીશું, આવી ભાવના જે સમાજના મોટા ભાગની વ્યક્તિઓમાં પેદા થઈ હોય, અને તેને માટે જે સમાજના લોકો પોતાના પ્રાણ આપવા તૈયાર હોય તે સમાજ 'રાષ્ટ્ર' એ પદનો અધિકારી થયો એટલે, કે રાષ્ટ્ર બન્યો એમ કહેવાય. ત્યાં સુધી સમાજ 'લોક' એ સંજ્ઞાને જ પાત્ર હોય છે. તે લોકો એક દેશ, એક ભાષા, એક આચારવિચાર, એક વંશ, એક ધર્મ અને એક કાયદો, એ બધાં સામાન્ય બંધનોથી બદ્ધ હોય, તો પણ જો તેમનામાં રાજકીય કારભાર પોતે ચલાવવાની એટલે કે રાજ્ય કરવાની ઉર્ફે સ્વરાજ્ય ચલાવવાની ઉત્કટ ઇચ્છા ન હોય, તો તે લોકોને રાષ્ટ્ર કહી શકાય નહિ."+

અંગ્રેજી વિદ્યાના સંસ્કારોને પરિણામે અને બ્રિટિશ રાજ્યકર્તાઓના પ્રોત્સાહનને લીધે ઓગણીસમા સૈકાના પૂર્વાર્ધમાં જે સર્વાંગી સુધારક વર્ગ આપણે ત્યાં પેદા થયો, તેણે ધાર્મિક અને સામાજિક ક્ષેત્રોમાં ઘણાં મહત્ત્વનાં કામો કર્યાં હોય તો પણ આપણે આપણા દેશનો રાજ્યકારભાર ચલાવવા માટે નાલાયક છીએ એ માન્યતા લોકોનાં મનમાંથી દૂર કરવાને બદલે તેણે

* 'ઇંડિયન સ્પીચિસ એન્ડ ડૉક્યુમેન્ટ્સ ઑન બ્રિટિશ રૂલ'– જે. કે. મઝુમદાર, પૃ. ૨૧.

+ 'રાધામાધવવિલાસચંપૂ.' પ્રસ્તાવના, પૃ. ૧૨૩.

તેનો જ વધારે પ્રસાર કર્યો. તેથી સ્વતંત્ર પત્રકારનું પ્રથમ કર્તવ્ય પોતાની માતૃભૂમિની રાજકીય ગુલામીનો અંત આણવો એ છે, એ મનરોનો સિદ્ધાન્ત તેણે ખોટો પાડ્યો. આપણા સમાજમાં ધરમૂળથી ધાર્મિક તથા સામાજિક ક્રાન્તિ થયા વિના આપણે રાજ્ય ચલાવવાને નાલાયક જ રહેવાના અને તેથી એવી લાયકાત આપણામાં આવે ત્યાં સુધી અંગ્રેજોની ગુલામી આપણે કરવી જ જોઈએ એ શિખામણથી કંટાળીને જ ઓગણીસમા સૈકાના ચોથા ચરણમાં રાષ્ટ્રીયતાની ભાવના નિર્માણ કરવાની ઇચ્છાથી વિષ્ણુશાસ્ત્રી ચિપળુણ કરે " આપણા દેશને કશું જ થયું નથી. તેની નાડી હજી બરાબર ચાલે છે તેમ જ તેની તબિયતમાં ખાસ કશો જ વિકાર થયો નથી."* એમ ઠોકીને કહ્યું અને લોકોમાં રાષ્ટ્રીયતાનું સ્વાભિમાન જાગ્રત કરવાની શરૂઆત કરી. એમાંથી જ આગળ જતાં રાજકીય સુધારો પ્રથમ કે સામાજિક સુધારો પ્રથમ એવો વાદ પેદા થયો અને રાષ્ટ્રીય પક્ષને સામાજિક સુધારો જોઈતો જ નથી એવો તેને વિષે અપવાદ શરૂ થયો. તેનાં યોગ્ય કારણો પણ હતાં. તે જ પ્રમાણે સામાજિક સુધારાનો વિરોધ કરવામાં મહારાષ્ટ્રના રાષ્ટ્રીય પક્ષે અતિરેક કર્યો હતો એ પણ હવે નિષ્પક્ષપાત દૃષ્ટિથી માન્ય કરવું પડશે. તેમ છતાં પોતાની જિંદગીના છેવટના ભાગમાં લોકમાન્યે સામાજિક સુધારાની બાબતમાં રાષ્ટ્રીય પક્ષની નીતિ શી છે તે વિષે એક ઠેકાણે સ્પષ્ટીકરણ કર્યું છે, જે આજે પણ મનન કરવા યોગ્ય લાગશે. " સ્વાભિમાન, ઉમંગ, સ્વરાજ્યનિષ્ઠા, એ જ રાષ્ટ્રનો સાચો પ્રાણ ગણાય; અને આ પ્રાણ જ્યાં હોય ત્યાં સોયની પાછળ જેમ દોરો જાય તેમ સામાજિક સુધારાઓ આ પ્રાણની પાછળ પાછળ આવે જ છે, એમ ઇતિહાસ સાક્ષી પૂરે છે. તેથી રાષ્ટ્રીય પક્ષ રાજકીય ચળવળને જેટલું મહત્ત્વ આપે છે તેટલું સામાજિક ચળવળને આપતો નથી. રાષ્ટ્રની સામાજિક પ્રગતિ થવાની જરૂર નથી એમ તે કહેતો નથી; પણ એ પ્રગતિ રાજકીય પ્રગતિની અને સ્વાભિમાનની ઓથે જ થવી જોઈએ. રાજકીય પરવશતાનો — બહુ તો લૂલો વિરોધ નોંધાવી — સ્વીકાર કરીને નક્કર અને જીવંત સુધારો કરવાનું શક્ય જ નથી એવો રાષ્ટ્રીય પક્ષનો સિદ્ધાન્ત છે."×

કોણે શું કર્યું હોત તો શું થાત એ પ્રશ્ન કોરે મૂકીએ તો એટલું કહેવું પડશે કે અંગ્રેજી વિદ્યાથી 'સુશિક્ષિત' થયેલા લોકો ઓગણીસમા સૈકાના પૂર્વાર્ધમાં બ્રિટિશ સામ્રાજ્યના પ્રામાણિક પ્રચારક બન્યા; અને રાજકીય સ્વતંત્રતાનો સવાલ દૂરના ભવિષ્યકાળ ઉપર ઠેલીને સામાજિક તથા ધાર્મિક

* 'આમચ્યા દેશાચી સ્થિતિ' અંક ૮૩, પૃ. ૨૯૧.

× 'લો. ટિળકાંચે કેસરીંતીલ લેખ' ભાગ ૩ રા, પૃ. ૪૩૬.

સુધારાનો સંકલ્પ કરીને રાષ્ટ્રઘડતરના કામ પાછળ મંડી પડયા. પણ આમાં નવાઈ પામવા જેવું કશું જ નથી. હિંદી રાષ્ટ્રની સંસ્કૃતિ દુનિયાની સંસ્કૃતિથી બે ત્રણ સૈકા જેટલી પાછળ પડી હતી; અને એ અંતર કાપવાની તક હવે આપણને સાંપડી છે એવી કલ્પના તે વખતના કેળવાયેલા મધ્યમ વર્ગમાં પેદા થઈ. સોળમા સૈકાથી જે નવી નવી રાજકીય, સામાજિક અને ધાર્મિક કલ્પનાઓ કે માન્યતાઓ યુરોપમાં પેદા થઈ તે બધી અંગ્રેજોનું રાજ્ય સ્થપાવાની સાથોસાથ જ આ દેશમાં આવી. એ કલ્પનાઓ અપનાવ્યા વિના એક સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે આપણે દુનિયામાં નભી શકાશું નહિ એવી પ્રામાણિક સમજ આ ભણેલા લોકોની થઈ હતી અને તેથી જ તેઓ એ કામ પાછળ પડયા હતા. બ્રિટિશ રાજ્યકર્તાઓ પરદેશી છે તેથી તેમના રાજ્યથી આર્થિક હાનિ થાય એ અનિવાર્ય છે, એની કલ્પના તે વખતે એ લોકોને બરાબર આવી ન હતી. આપણા દેશના સરદારો, જાગીરદારો અને વિદ્વાન ગણાતા શાસ્ત્રીપંડિતો રાષ્ટ્રને દોરવા માટે નાલાયક છે એ તેમને સ્પષ્ટ દેખાતું હતું; પણ જાતે રાજકારણમાં ઝંપલાવીને રાષ્ટ્રીય સ્વતંત્રતાનો માર્ગ જનતાને બતાવવા માટે જોઈતો આત્મવિશ્વાસ હજી એ વર્ગમાં પેદા થયો ન હતો; અને એવો વિશ્વાસ પેદા થયા વિના રાજકારણ ચલાવવા માટે કરવો પડતો ત્યાગ પણ તેમનાથી થાય એ શક્ય ન હતું. બીજું, અંગ્રેજી વિદ્યા પ્રાપ્ત કરીએ અથવા થોડો ઘણો વેપાર કરવાની શરૂઆત કરીએ તો બ્રિટિશ સરકારની નોકરી કે બ્રિટિશ વેપારીઓની દલાલી કરીને પૈસાદાર થઈ શકાય છે એવો અનુભવ આ વર્ગના લોકોને થઈ રહ્યો હતો. આપણા દેશમાં ઠકરાતી વર્ગનો યુગ ખતમ થઈને હવે વેપારી મધ્યમ વર્ગનો યુગ શરૂ થયો છે; આમાંથી જ આપણા દેશમાં જ્ઞાન અને ધનની વૃદ્ધિ થશે અને ઇંગ્લંડની જેમ અહીં પણ બધા સુધારા થશે એવી આશા આ વર્ગના મનમાં પેદા થઈ હતી; અને આ વર્ગની મદદથી જ આપણા સામ્રાજ્યને વધારે મજબૂત બનાવી શકાશે એવી આશા બ્રિટિશ મુત્સદ્દીઓ સેવવા લાગ્યા હતા. પેશવાઈનો અંત આવ્યો તે વખતે બંગાળમાં આવો વર્ગ પેદા થઈ ચૂકયો હતો, અને એને જ રાજ્યકારભારમાં ધીમે ધીમે દાખલ કરી લેવાની નીતિ મનરો, એલફિન્સ્ટન વગેરેએ આ વખતે અખત્યાર કરી હતી અથવા તેનો તેમણે પુરસ્કાર કર્યો હતો — અને તે આંખો ઉઘાડી રાખીને. આજે આપણે આ લોકોને સાવ નીચલા દરજ્જાની અધિકારની જગ્યાઓ આપીએ તો પણ આગળ જતાં તેઓ બધો જ રાજ્યકારભાર પોતાના હાથમાં લેવાનો પ્રયત્ન કરશે એ તેઓ બરાબર જાણતા હતા. પણ પોતાના સામ્રાજ્યને સ્થિર કરવા માટે એથી બીજો કોઈ વધારે પરિણામકારક ઉપાય નથી એ પણ તેઓ જાણતા હતા; અને તેથી આ નીતિનો વિરોધ કરનારા પોતાના દેશબાંધવોના આક્ષેપોને તેઓ બહુ

મહત્ત્વ આપતા ન હતા. સને ૧૮૨૪માં કોર્ટ ઑફ ડાયરેકટર્સને મોકલેલી પોતાની શિક્ષણ વિષયક નોંધમાં એલફિન્સ્ટન લખે છે:

"એવો આક્ષેપ કરવામાં આવશે કે, આપણે જો અહીંના લોકોને કેળવણી આપીને આપણી સાથે સમાન દરજ્જા ઉપર આણીએ, અને અહીંનો રાજ્યકારભાર ચલાવવામાં ભાગીદાર બનાવતા જઈએ, તો આપણે જે સ્થાનો તેમને આપીશું તેથી તેઓ સંતુષ્ટ રહેશે એ સંભવિત નથી; બલ્કે આખા રાજ્યકારભાર ઉપર પોતાનો દાવો સાબિત કર્યા વિના તેઓ જંપીને બેસી રહેશે નહીં. આવો ડર રાખવા માટે પૂરતાં કારણો છે તેની ના પાડી શકાય તેમ નથી; પણ બીજી કોઈ પણ નીતિ અખત્યાર કરવાથી આપણે વધારે સલામત બનીશું એમ મને લાગતું નથી. આપણે જો આ દેશના લોકોને દબાવી દેવાનો જ પ્રયત્ન કરીએ તો તેમના પ્રતિકારથી જ આપણું રાજ્ય ઊથલી પડશે; અને આ આપત્તિ આપણે ઉપર કલ્પેલી આપત્તિ કરતાં વધારે ભયંકર અને વધારે નામોશીભરેલી હશે. એ ઝઘડામાં આપણે સફળ થઈએ તો પણ, આપણું સામ્રાજ્ય પ્રજાની સાથે એકજીવ થયેલું ન હોવાથી, તે પરદેશી સત્તાના આક્રમણને લીધે અથવા તો આપણા જ વંશજોના બળવાને પરિણામે ઊથલી પડવાનો સંભવ રહેશે. આપણી કીર્તિની અને હિતની દૃષ્ટિથી, તેમ જ માનવજાતિના કલ્યાણની દૃષ્ટિથી વિચાર કરતાં, જે લોકોના હિતાર્થે આ સત્તાની થાપણ આપણા હાથમાં આવેલી છે તે થાપણ તેમના જ હાથમાં સોંપી દેવી એ જ બીજું કોઈ રાષ્ટ્ર આપણા હાથમાંથી તે ઝૂંટવી લે અથવા આપણામાંના જ મુઠ્ઠીભર વસાહતીઓ તે પોતાનો જન્મસિદ્ધ વારસો છે એમ કહી બથાવી પડે તેના કરતાં વધારે સારું છે."*

મુદ્રણસ્વાતંત્ર્ય અને અધિકારની જગ્યાઓની જેમ જ પાશ્ચાત્ય કેળવણી દાખલ કરતી વખતે પણ બ્રિટિશ મુત્સદ્દીઓએ આવી જ ચર્ચા કરી છે. બ્રિટિશ વિદ્યાનો પ્રસાર કરવાથી ભવિષ્યમાં પોતાનું રાજ્ય નષ્ટ થવાનું હોય તો પણ તેથી જ આજે આપણા સામ્રાજ્યને મજબૂતી આવશે; અને આપણા સામ્રાજ્યનો ભવિષ્યમાં જ્યારે નાશ થશે, ત્યારે ઓછામાં ઓછું આપણો વેપાર તો કાયમ રહેશે અને આપણા દેશમાંથી આ દેશમાં આવીને રહેલા વસાહતીઓ સુરક્ષિત રહેશે, એ ઓળખીને અને બધાં પરિણામોનો પૂરતો વિચાર કરીને તેમણે ઉપર જણાવેલી નીતિ નક્કી કરી હતી. દકરાતી યુગમાંથી હજી હમણાં જ બહાર નીકળતા હિંદુસ્તાનને લોકસત્તાક રાષ્ટ્ર બનતાં અને પોતાની કેળવણીથી નિર્માણ થયેલા સર્વાંગી સુધારક વર્ગને રાજકીય ચળવળ કરતો થતાં સો દોઢસો વરસ જોઈશે એવી બ્રિટિશ મુત્સદ્દીઓની તે વખતે ગણતરી હતી. આટલા લાંબા સમય પછી કદાચ પોતે અખત્યાર કરેલી નીતિને પરિણામે પોતાના સામ્રાજ્ય ઉપર અન્તર્ગત સંકટ આવવાનું હોય તો પણ વહેવારુ રાજકારણની દૃષ્ટિથી

* માઉન્ટ સ્ટૂઅર્ટ એલફિન્સ્ટન-કોટન પૃ. ૧૮૯.

તેનો વિચાર કરવાની તેમને જરૂર ન હતી. તાત્કાલિક પરિણામની દૃષ્ટિથી આ દેશના લોકોને સુશિક્ષિત બનાવવા, તેમને અધિકારની જગ્યાઓ આપી રાજ્યકારભારમાં તેમની ધીમે ધીમે વધારે મદદ લેવી, અને તેમને મુદ્રણસ્વાતંત્ર્ય આપીને એ સ્વાતંત્ર્યનો ઉપયોગ ધાર્મિક તથા સામાજિક સુધારા કરવામાં કરવાને તેમને ઉત્તેજન આપવું, એ જ નીતિ બીજી કોઈ પણ નીતિ કરતાં વધારે હિતકારક છે એમ કહીને તેનો જ પુરસ્કાર એલફિન્સ્ટન, મનરો, માલકમના જમાનામાં બ્રિટિશ મુત્સદ્દીઓએ કર્યો; અને બેંટિંક અને મેટ્કાફ એ બે ગવર્નર જનરલોની કારકિર્દી દરમ્યાન આ નીતિનાં મંડાણ જાહેરપણે કરવામાં આવ્યાં. તે વખતના ભણેલા હિંદીઓને આ નીતિ બહુ ગમી ગઈ અને તેથી તેઓ બ્રિટિશ સામ્રાજ્યના પ્રશંસક અને હિમાયતી બન્યા. જે દેશી રજવાડાઓ, જાગીરદારો કે સરદારો બ્રિટિશોની હકૂમત માન્ય રાખીને પરતંત્રતામાં રહેવામાં સુખ માનતા હતા, તેમની પ્રત્યે પણ પ્રેમ અને આદરયુકત વર્તાવ રાખવો, એવી એલફિન્સ્ટન અને માલકમની નીતિ હતી. તેથી એ વર્ગ પણ પોતાની સ્વતંત્રતા જતી રહેવાથી અસંતુષ્ટ હોય તો પણ તેને માટે બળવો કરવા તે તૈયાર થવાનો સંભવ ન હતો. સારાંશ, હિંદી સિપાઈઓ બળવો કરે તો પોતાની સત્તા ડામાડોળ થશે એવી ધાસ્તી બ્રિટિશોના મનમાં હોય તો પણ સામાન્ય જનતા અથવા રજવાડાઓ આવા બળવાખોર સિપાઈઓની આગેવાની ન લે. ઊલટું એવો બળવો થાય તો તે દબાવી દેવામાં સામાન્ય જનતા અને રજવાડાઓ તેમને સહાય કરે, એવી નીતિ તેમની સાથેના વર્તાવમાં બ્રિટિશોએ સ્વીકારી હતી. આ નીતિમાં તે વખતની હિંદી જનતાની લાગણીઓનો વિચાર કરીને તેમણે લોકોની ધર્મભાવનાઓને ન દુભાવવાના સિદ્ધાન્તને અત્યન્ત મહત્ત્વ આપ્યું હતું. આ બધી નીતિ ૧૮૫૭ના લશ્કરી બળવા વખતે તેમને સારી પેઠે કામ આવી.

૧૮૫૭ના બળવા પછી ઈસ્ટ ઇંડિયા કંપનીના હાથમાંથી રાજસત્તા લઈ લેવાનો વિચાર બ્રિટિશ મુત્સદ્દીઓ કરતા હતા તે વખતે કંપનીએ તેમ ન કરવા બાબત એક અરજી બ્રિટિશ રાજા પાસે મોકલી હતી. હિંદી લોકોની ધાર્મિક ભાવનાઓને ધક્કો ન લગાડવાની અને રાજસત્તા મારફત ધર્માંતર કરાવવાની પ્રવૃત્તિને પ્રોત્સાહન ન આપવાની પોતાની નીતિને તેમ જ તેનાં ઇષ્ટ પરિણામોને ઉદ્દેશીને કંપની પોતાની અરજીમાં જણાવે છે:

"આ બાબતમાં અમે અખત્યાર કરેલી નીતિ સફળ થઈ છે તેનો પુરાવો નીચેની હકીકતમાંથી મળશે. પોતાના ધર્મને ધોકો પહોંચશે એવી નિરાધાર ભ્રાંતિને લીધે જે લશ્કરી બળવો થયો એમ કહેવામાં આવે છે તે બળવા વખતે હિંદી રજવાડાઓ અને હિંદી જનતા બન્ને બ્રિટિશ સરકારને વફાદાર રહ્યાં. જો હિંદી રજવાડાઓએ

આ બળવો દબાવી દેવામાં સહાય આપવાને બદલે બળવાખોરોની આગેવાની લીધી હોત, અથવા સામાન્ય જનતા આ બળવામાં સામેલ થઈ હોત તો આ તાજી બનેલી ઘટનાનું તદ્દન જૂદું જ પરિણામ આવત એ આપના અરજદારોએ આપને જણાવવાની ભાગ્યે જ જરૂર હોય. તે જ પ્રમાણે ધર્માંતરની પ્રવૃત્તિમાં બ્રિટિશ સરકાર પોતા થકી પણ પૂરેપૂરો રસ ધરાવે છે એવી શંકા આણવા માટે જો સાચે જ આધાર મળત તો આ બન્ને વસ્તુઓ બનવાનો કેટલો સંભવ હતો તે કહેવાની પણ ભાગ્યે જ આવશ્યકતા હોય."*

આ બળવો થયો તે વખતે કલકત્તાના 'સંવાદ ભાસ્કર' નામના જાણીતા છાપામાં લોકોએ સરકારને મદદ કરવી જોઈએ એ બાબત પ્રગટ થયેલા લેખમાં નીચેના વિચારો વ્યક્ત થયેલા છે:

"અમે જે આપત્તિનો ઉપર ઉલ્લેખ કર્યો છે તે કોઈ પરરાષ્ટ્રીય યુદ્ધમાંથી ઉદ્ભવેલી નથી; તે તો સરકારે પાળેલા અને પોષેલા લશ્કરના સિપાઈઓના બળવામાંથી ઉદ્ભવેલી છે. આ સિપાઈઓ પોતાના સ્વામીની વિરુદ્ધ ગુપ્તપણે લડીને તેમની સત્તાનાં મૂળિયાં ઉખેડી રહ્યા છે. અનેક ઠેકાણે તેમણે હથિયાર ઉપાડયાં છે. આવી આપત્તિને પ્રસંગે સરકારે શું કરવું? તેણે પ્રજાનું રક્ષણ કરવું કે જ્યાં સંકટ આવ્યું હોય ત્યાં પોતાનું લશ્કર મોકલવું? જે સિપાઈઓ રાજ્યનું રક્ષણ કરતા હતા તેઓ જ હથિયાર લઈને તેની સામે થયા છે; તેથી પોતાની સલામતી જોખમમાં આવી પડવાથી સરકાર પોતાના મિત્રો પાસે મદદની અને ટેકાની યાચના કરી રહી છે. માટે બધા જ રાજનિષ્ઠ પ્રજાજનોએ તેની આ હાકનો ઉત્સાહથી અને સાચા દિલથી જવાબ આપવો જોઈએ. આ શહેરમાં અને તેની આસપાસ વસતા વેપારીઓએ અને બગીચાવાળાઓએ સરકાર વિનંતિ કરે તે પહેલાં જ શસ્ત્રાસ્ત્રો ભેગાં કરીને તેમ જ બીજી તૈયારીઓ કરીને જો સંકટ આવી જ પડે તો સરકારના પક્ષમાં લડવાની અને પોતાની બધી શક્તિ વાપરીને તેનું રક્ષણ કરવાની તૈયારી કરી રાખી છે. આવી રીતે તેમણે પોતાની રાજનિષ્ઠા વ્યક્ત કરી છે. આવી કટોકટીને પ્રસંગે આ દેશના ધનિકોએ પણ સરકારની સેવા કરવામાં આગળ પડતો ભાગ લેવો એ જરૂરનું નથી શું? . . . આ શહેરના સધન અને શ્રીમંત લોકો જો આ રાજધાનીના સંરક્ષણની અને સલામતીની જવાબદારી પોતાને માથે લે તો તેને અંગે ગવર્નર જનરલને જે ચિંતાનો ભાર પોતાને માથે ઉપાડવો પડે છે તે હળવો થશે. જો શહેરમાં દાખલ થવાના દરેક રસ્તાના નાકા પર નાગરિકો પોતાના સિપાઈઓ ગોઠવી દે તો બળવાખોરો કયે રસ્તે અંદર દાખલ થવાના હતા? ગમે તે બાજુથી શહેરમાં ઘૂસવાનો તેઓ પ્રયત્ન કરે તો પણ તેમનો સામનો કરીને તેમના કટકે કટકા કરી શકાશે.

"જો લોકો પોતે જ એક થઈને સરકારની બાજુએ શસ્ત્રો લઈને બહાર પડશે તો અસંતુષ્ટ અને બળવાખોર સિપાઈઓ શું કરી શકવાના હતા? જો કદાચ શસ્ત્રોની અછત લાગે તો પણ લાઠીઓ અને પથરાની ખોટ તો નહિ જ પડે. લાઠીઓવતી પણ બળવાખોરોનાં માથાં ભાંગી લોકો તેમનો કચ્ચરઘાણ વાળી શકશે. આપણે

* 'પિટિશન ઑફ ધ ઇસ્ટ ઇંડિયા કંપની', ૧૮૫૭.

માથે ઝઝૂમતું આ સંકટ બહુ ગંભીર સ્વરૂપનું લાગ્યા વિના મહારાજા શિંદે બહાદુર, પતિયાળાના મહારાજા તથા જેહૂદના રાજાઓએ પોતાનાં લશ્કરો મોકલીને તેમને સરકારના રક્ષણ માટે મોખરે ઊભાં કર્યાં ન હોત . આવી કટોકટીને વખતે ધનિક બ્રિટિશ પ્રજાજનો શું કરી રહ્યા છે ? બધાના હિતાર્થે દરેક વ્યક્તિએ પોતાનાથી બને તેટલી મદદ કરવી જોઈએ. શ્રી રામચંદ્રે જ્યારે દરિયા ઉપર સેતુ બાંધ્યો ત્યારે ખિસકોલીએ પણ તેમને મદદ કરી હતી. બ્રિટિશ સરકારના રાજ્યમાં આપણને લગભગ સંપૂર્ણ સ્વાતંત્ર્ય ભોગવવાને મળે છે. મુસલમાનોની કારકિર્દી દરમ્યાન લોકો આટલી સલામતી ભોગવતા હતા શું ? બ્રિટિશ લોકોએ આપણને જ્ઞાન આપ્યું છે અને સુખેથી અને સુરક્ષિતપણે જીવવાનું શક્ય બનાવ્યું છે. રાતે જ્યારે આપણે ઘસઘસાટ ઊંઘતા હોઈએ છીએ ત્યારે પણ ચોકિયાતો અને પહેરાવાળાઓ આપણા જાન-માલની કાળજી લેતા હોય છે. રામરાજ્યમાં આપણા પૂર્વજો કેવી સ્થિતિમાં હતા તેનું દૃશ્ય પ્રમાણ આપણી પાસે કશું જ નથી; તેમ છતાં આજ લગી બધા લોકો તેનું વર્ણન કરતા આવ્યા છે. રામરાજ્ય કરતાં બ્રિટિશ રાજ્યમાં કોઈ ઊણપ હોય તો પણ તેના કરતાં આ ઊતરતું છે એમ ચોક્કસ કહી શકાય તેમ નથી. આ દેશની બ્રિટિશ કારકિર્દીનું વર્ણન કરવું હોય તો બીજું એક મહાભારત જ લખવું પડે. પણ એ કાર્ય કોરે મૂકી આપણી સરકાર ઉપર આફત આવી પડી હોય તે વખતે લોકોએ તેને બની શકે તેટલી બધી મદદ કરવી જોઈએ એટલું યાદ આપી વિરમીએ છીએ."*

પેશવાઈના અંતથી માંડીને ૧૮૫૭ના બળવા સુધીનાં ચાલીસ વરસ દરમ્યાન હિન્દી લોકોની સ્થિતિ કેવી હતી તેનું વર્ણન કૈ૦ રાજવાડે નીચે મુજબ કરે છે:

"આ કાળમાં તંજાવર, સતારા, ઇંદોર, ધાર, ગ્વાલિયર, વડોદરા, પૂના, કોલ્હાપુર, નાગપુર, બુંદેલખંડ વગેરે ઠેકાણે જ દેશી રાજ્યો હતાં. તેમાં મોટી મોટી ક્રાંતિઓ થઈ; કેટલાંક રાજ્યો સાવ ખલાસ થઈ ગયાં, કેટલાંકની સ્વતંત્રતા બહુ જ મર્યાદિત થઈ, અને કેટલાંક તો જમીનદારોની સ્થિતિએ જઈ પહોંચ્યાં. મહારાષ્ટ્રની લોકસ્થિતિમાં પણ મોટું પરિવર્તન થયું: લડવૈયા લોકો ઘેર બેઠા; પ્રજા નિ:શસ્ત્ર બની; ઉજળિયાત વર્ગના લોકોનો ધંધો ગયો; વેપારી વર્ગનો વેપાર પડી ભાંગ્યો; કારીગરોના રોજગારધંધાની પડતી શરૂ થઈ; સોનું પશ્ચિમ તરફ ઘસડાઈ જવા લાગ્યું; બધા લોકોને ખેતી ઉપર ગુજરાન ચલાવવાનો વિકટ પ્રસંગ આવ્યો; ભટજીઓ અને ગોરમહારાજોની કમાણી બંધ થઈ; શાસ્ત્રીપંડિતો આશ્રય વિનાના થયા; ટૂંકમાં બધા જ વર્ગના લોકોની સ્થિતિ ડામાડોળ બની. પણ સમાજમાં થતી આ સર્વવ્યાપક ક્રાંતિનું પરીક્ષણ કરીને તે રોકવાનો કોઈએ વિચાર કર્યો નહિ. તત્કાલીન સમાજનું જીવન, સમાજના જીવનકલહનો કાર્યકારણ સંબંધ અથવા સમાજનું શાસ્ત્ર, તેમ જ સમાજનું તત્ત્વજ્ઞાન, એમાંથી એકેયનો આ ચાલીસ

* 'ઇંડિયન સ્પીચિસ ઍન્ડ ડૉક્યુમેન્ટ્સ ઑન બ્રિટિશ ઇંડિયા'— મજુમદાર, પૃ ૬૬.

વરસમાં કશો પત્તો ન હતો. વિચારી અને તત્ત્વજિજ્ઞાસુ એવા જે એકાંગી સાધુસંતો અને વિરક્ત પુરુષો હતા તેઓ સંન્યાસના અભ્યાસમાં ગરકાવ થયેલા હતા; અને સંસારની માથાકૂટમાં પડેલા રાજાઓ, રજવાડાઓ, વેપારીઓ અને દુકાનદારો તથા મુત્સદ્દીઓ અને કારકુનો તત્કાલીન જીવનસંગ્રામનો અર્થ ન સમજવાથી, ગમે તે ઠેકાણે અને ગમે તેવી રીતે મોહથી આંધળા બનીને પોતાના સંસારનું, સમાજનું અને રાષ્ટ્રનું ગાડું હાંક્યે જતા હતા. 'विवेकभ्रष्टानां भवति विनिपातः शतमुखः ।' આપણે શું કરી રહ્યા છીએ અને ક્યાં જઈ રહ્યા છીએ, એ બરાબર સમજી લેવાની જેમને જરૂર જણાઈ નહિ તે મોહાંધ લોકોને રાષ્ટ્ર ક્યાંથી હોઈ શકે ? તેમને સંસારની શી પરવા ? અને તેમને ઇતિહાસનો પણ શો ખપ ! ! !

"આવી સ્થિતિ ઈ. સ. ૧૮૫૭ સુધી હતી. તેનો અંત જ્વાળામુખીના સ્ફોટ જેવી બળવાની ઘટનાથી આવ્યો. આ પ્રવૃત્તિ સંન્યાસી, તત્ત્વજ્ઞાની અને અવિચારી હિંદુ-મુસલમાન આગેવાનોએ બંગાળના સિપાઈઓની મદદથી આદરી. કાલ્પનિક તત્ત્વજ્ઞાન અને સુસંગઠિત વિજ્ઞાન એ બે વચ્ચેનો આ ઝઘડો હતો. પહેલાના પુરસ્કર્તાઓ હિંદુ-મુસલમાન આગેવાનો હતા જ્યારે બીજાના પાશ્ચાત્ય લોકો હતા. આ ઝઘડામાં સુયંત્રિત વિજ્ઞાનનો વિજય થયો. આ ઝઘડો ચાલતો હતો તે વખતે ઉત્તર હિંદના, પંજાબના તેમ જ કર્ણાટકના રાજારજવાડાઓ, આગેવાન વ્યક્તિઓ તેમ જ સામાન્ય જનતા સાશંક વૃત્તિથી કેટલોક વખત તટસ્થ રહ્યાં અને આખરે વિજયી પક્ષને જઈને મળ્યાં. હલકા, કુળહીન અને લોભાગુ નાના મોટા શિક્ષિત અને અલ્પશિક્ષિત પરરાજ્યસેવકોનો જે એક નવો વર્ગ હવે બન્યો હતો, અથવા સાચું કહીએ તો બનાવવામાં આવ્યો હતો, તે વિજયી થનારા અને થયેલા સુતંત્ર પક્ષની બાજુએ પ્રથમથી જ હતો. તેના ઘડતર કે ભણતરમાં સ્વરાષ્ટ્ર, સ્વસમાજ વગેરે શબ્દો જ ન હતા. બંગાળ, રજપૂતાના તથા મહારાષ્ટ્ર એ ત્રણ પ્રાંતમાંના કેટલાક મોટા હોદ્દાપરના નોકરો એમ કહે છે કે, ૧૮૫૭માં થયેલી આ પ્રચંડ ઘટનાનું રહસ્ય સમજવાની શક્તિ જ આપણામાં ન હતી; એટલે સ્વપક્ષ કે પરપક્ષ લેવાની કે છોડવાની વાત જ ક્યાં હતી ? જૂનાના અભિમાન તેમ જ સ્મરણને લીધે આવતો સ્વાભાવિક જુસ્સો પણ આ કુળહીન, રાષ્ટ્રહીન અને સમાજહીન લોકોમાં ન હતો."*

૧૮૫૭ની સાલના બળવા જેવા પ્રસંગે બ્રિટિશ સત્તાના મર્મસ્થાન પર આઘાત થયો હતો તેવે વખતે પણ તેનો લાભ ઉઠાવી સ્વતંત્ર રાષ્ટ્રઘડતર કરવાનું સામર્થ્ય અને જ્ઞાન હિંદુસ્તાનની કોઈ પણ વ્યક્તિ કે વ્યક્તિઓમાં ન હતું એ સિદ્ધ થયા પછી હિંદુસ્તાનમાં રાષ્ટ્રીયતાના અભાવનો તેમ જ બ્રિટિશ મુત્સદ્દીઓએ અખત્યાર કરેલી નીતિની સફળતાનો વધુ પુરાવો આપવાની ભાગ્યે જ જરૂર હોય. બળવાની આ આપત્તિમાંથી બ્રિટિશ રાજ્ય કેવી રીતે સલામત બહાર પડ્યું તેની મીમાંસા સર જૉન સીલીએ નીચે મુજબ કરેલી છે :

* 'ઐતિહાસિક પ્રસ્તાવના' ખંડ ૬ ઠ્ઠો, પૃ ૩૫૩–૫૪.

"હિંદુસ્તાનની જાતિઓને અરસપરસ લડાવી મારીને જ આ બળવો મોટેભાગે દબાવી દેવામાં આવ્યો હતો એ તમારા ધ્યાનમાં આવ્યું જ હશે. જ્યાં સુધી આમ કરવું શક્ય છે, અને જ્યાં સુધી પોતાની ઉપર કોઈ પણ સરકાર રાજ્ય કરતી હોય તો પણ તેની ઉપર ટીકા કરવાની અથવા તેની સામે બળવો કરવાની ટેવ ત્યાંના લોકોએ કેળવી નથી, ત્યાં સુધી હિંદુસ્તાનનું રાજ્ય ઇંગ્લંડમાં બેસીને ચલાવવું શક્ય છે અને તેમાં કશું અલૌકિક નથી. પણ મેં કહ્યું તેમ જો આ સ્થિતિ બદલાય, જો કોઈ પણ ઉપાયે એ લોકોમાં એકતા જામે અને તેમનું એક રાષ્ટ્ર બને, જો હિંદ સાથેનો આપણો સંબંધ ઑસ્ટ્રિયાના ઇટાલી સાથેના સંબંધ જેવો અલ્પાંશે પણ બને તો ત્યાંના આપણા રાજ્યને માટે મોટું જોખમ ઊભું થશે એટલું જ મારું કહેવું નથી, પણ હવે પછી આપણી સત્તા ત્યાં ટકવાની આશા પણ આપણે છોડી દેવી જોઈએ એમ હું કહેવા માગું છું."*

આ ઉતારામાં સીલીએ બ્રિટિશ સામ્રાજ્યની સત્તાનાં બે મર્મસ્થાનો ગણાવ્યાં છે; એક, હિંદની જુદી જુદી જાતિઓ એક બીજી સાથે ઝઘડવાનું છોડી દે; અને બીજું, હિંદુસ્તાનની જનતાને પોતાની ઉપર રાજ કરતી સરકારની વિરુદ્ધ ટીકા કરવાની તથા બળવો કરવાની ટેવ પડે. અહીંના લોકોમાં એકરાષ્ટ્રીયતા નિર્માણ થાય તો તેઓ આ બંને મર્મસ્થાનો પિછાનીને તેના ઉપર આઘાત કરશે; આવી એકરાષ્ટ્રીયતા નિર્માણ નથી થઈ ત્યાં સુધી કેવળ લશ્કરી બળવાથી આપણું સામ્રાજ્ય નાશ પામવાનું નથી, એ વાત બ્રિટિશ મુત્સદ્દીઓએ ૧૮૫૭–૫૮માં સિદ્ધ કરી. આ એકરાષ્ટ્રીયતા નિર્માણ કરવા માટે હિંદી આગેવાનોએ શા શા પ્રયત્નો કર્યા તેનો આપણે વિચાર કરવો જોઈએ. આવી જાતનો પહેલો પ્રયત્ન રાજા રામમોહન રાયે હિંદુસ્તાનમાં સર્વાંગી સુધારાની જે એક વિચારપ્રણાલી નિર્માણ કરી, તેમાંથી ઉદ્ભવ પામ્યો, અને આગળ જતાં એ ઊગમસ્થાનમાંથી જ નીકળેલી વિચારપ્રણાલીને મહારાષ્ટ્રીય નેતા ન્યા. રાનડેએ ઓગણીસમા સૈકાની આખરે પ્રાગતિક રાજકારણનું રૂપ આપ્યું. હવે આપણે રાજા રામમોહન રાય અને તેમના મૃત્યુ (ઈ. સ. ૧૮૩૩) પછી થોડા જ દિવસમાં આગળ આવેલા મહારાષ્ટ્રના 'લોકહિતવાદી' વગેરે સર્વાંગી સુધારાના હિમાયતીઓના કાર્યનો અને વિચારોનો પરિચય કરીશું.

* 'ધ એક્સપેન્શન ઑફ ઇંગ્લંડ'— સીલી, પૃ. ૨૩૩.

## પ્રકરણ ૩ જું

# સર્વાંગી સુધારાની આધુનિક જ્ઞાનજ્યોતિ

" જે વાત વ્યક્તિની તે જ દેશની જાણવી. સાચી ઉન્નતિ જોઈતી હોય તો તે માટે પ્રથમ ઉન્નત ધર્મનો પ્રસાર કરવો જોઈએ. રાષ્ટ્રીય હકો પ્રાપ્ત કરવાને માટે રાષ્ટ્રીય સભા ભરો અથવા પ્રાંતિક પરિષદો ભરો; અને સામાજિક સુધારો કરવાને માટે સામાજિક પરિષદો ભરો; પણ પ્રથમ ધર્મજાગૃતિ કર્યા વિના આ બધી પ્રવૃત્તિઓથી દેશને સાચી સફળતા મળવાની નથી. સૌથી પહેલી આત્માની જ ઉન્નતિ થવી જોઈએ "

— ડૉ. રા. ગો. ભાંડારકર : 'ધર્મપર લેખ વ વ્યાખ્યાનેં', પૃ. ૩૪૨-૪૩.

" આ જમાનાની શરૂઆતમાં પાશ્ચાત્ય કેળવણીને લીધે નાસ્તિકતા તથા પાખંડીપણાનું એવું એક ભયંકર મોજું દેશ પર ફરી વળ્યું હતું કે, કેટલાક લોકો કહે છે તે મુજબ, તે આખા દેશ પર ફેલાઈ જાત, અને હિંદુધર્મને જડમૂળથી ઉખેડી નાખત. પણ ઈશ્વરની અચિંત્ય નિયતિને લીધે તે વખતે રાજા રામમોહન રાય નામનો એક મહાપુરુષ પેદા થયો, અને તેણે એકેશ્વરી પંથની એક નવી પ્રવૃત્તિ શરૂ કરી; અને તેથી દેશ પર આવી પડેલી આ મોટી આફત ટળી ગઈ."

— સ. કૃ. કડકે : 'નવયુગ ધર્મ', પૃ. ૩૦

જે વખતે મહારાષ્ટ્રમાં મરાઠા સામ્રાજ્ય રસાતળ ગયું ને અંગ્રેજોની સત્તા સ્થાપન કરનારી ક્રાન્તિ થઈ રહી હતી, મરાઠી સત્તાના કિલ્લાને જમીનદોસ્ત કરીને પેશવાના પૂનાના શનવારવાડા ઉપર બ્રિટિશ ઝંડો ફરકાવનાર માઉન્ટ-સ્ટૂઅર્ટ એલફિન્સ્ટન, તે મહાલયમાં બેસીને સામ્રાજ્ય વૈભવથી રાતદિવસ ગૂંજતા એ ભવ્ય પ્રાસાદને સૂનકાર જોઈને અવનવા ભાવ અનુભવતો હતો, તે વખતે રાજા રામમોહન રાયની આગેવાની નીચે પાશ્ચાત્ય જ્ઞાનથી જેમને નવી દૃષ્ટિ પ્રાપ્ત થઈ હતી, તે બંગાળના હિંદુઓ પોતાના ધર્મવિચારમાં તેમ જ આચારમાં ક્રાન્તિ કરીને આધુનિક ભારતનું નિર્માણ કરવાના પ્રયત્નમાં રોકાયા હતા. તેઓ હિંદુ સમાજમાં એક સર્વાંગી ક્રાન્તિ કરવા માગતા હતા, અને તે માટે આપણા ધાર્મિક વિચારોમાં તેમ જ આચારોમાં પ્રથમ ક્રાન્તિ કરવાની જરૂર છે, એવો દૃઢ વિશ્વાસ રાખતા હતા. પ્રથમ ધર્મનો સુધારો, પછી

સમાજસુધારો અને તે પછી રાજકીય સુધારો, એવો ક્રમ તેમણે પોતાના મન સાથે ગોઠવ્યો હતો. એનો અર્થ એવો સમજવાનો નથી કે, સંપૂર્ણ ધાર્મિક સુધારો કરી રહ્યા પછી જ સમાજસુધારાની શરૂઆત કરવી, અને તે સુધારો પૂરો થઈ રહે તે પછી રાજકારણના પહેલા પગથિયા પર પગ મૂકવો, એવો તેમનો કાર્યક્રમ હતો.

સર્વાંગી સુધારાના વિરોધીઓ, અને તે વિચારસરણી પર આક્ષેપ કરનારા લોકો, તેમના ભાષણોનો અને કાર્યોનો એવો અર્થ કરે છે ખરા, પણ તે ખોટો છે. ધર્મ સમાજનું હૃદય છે, એટલે સમાજના બધા વહેવારોમાં જો સુધારો, પરિવર્તન કે ક્રાન્તિ કરવી હોય, તો પ્રથમ તેના હૃદયમાં પરિવર્તન થાય એ જરૂરનું છે; અથવા ડૉ. ભાંડારકરના શબ્દોમાં કહીએ તો, પ્રથમ આત્માની જ ઉન્નતિ કરવી જોઈએ. રાજા રામમોહન રાય ઇત્યાદિ સર્વાંગી સુધારકોનો મત આ જાતનો હતો. તેમની રાજકીય નીતિની બાબતમાં ગમે તેટલો મતભેદ હોય, અથવા તેમણે શરૂ કરેલા વિશિષ્ટ ધાર્મિક અને સામાજિક સુધારાઓની બાબતમાં કોઈનો ગમે તેટલો તીવ્ર વિરોધ હોય, તો પણ, કોઈ પણ સમાજમાં સર્વાંગી સુધારો, પરિવર્તન કે ક્રાન્તિ થાય એમ આપણે ઇચ્છતા હોઈએ, તો પ્રથમ તેના આત્માની ઉન્નતિ કરવી જોઈએ, તેનો હૃદયપલટો થવો જોઈએ, અથવા તેના ધર્મવિચાર, ધર્મભાવના તેમ જ ધર્માચારમાં પરિવર્તન કરવું જોઈએ, એ વિષે ઝાઝો મતભેદ ભાગ્યે જ હોઈ શકે. ખાસ કરીને, જે સમાજના બધા વહેવારો પર ધર્મનું નિયંત્રણ ચાલતું હોય, તે સમાજના સર્વાંગી સુધારાને આ ન્યાય વિશેષે કરીને લાગુ પડે છે. પ્રાચીન કાળમાં તેમ જ મધ્યયુગમાં યુરોપીય તેમ જ ભારતીય, બન્ને સમાજના બધા જ વહેવારો ધર્મના નિયમનને અધીન હતા. ધર્મની આ સર્વવ્યાપી સત્તાને નાબૂદ કરીને રાજકીય, આર્થિક અને સામાજિક વહેવારોનાં અલગ અલગ શાસ્ત્રો નિર્માણ કરવાં, અને કેવળ અંતરંગ સુધારવાનું અથવા આધ્યાત્મિક ઉન્નતિનું જ કાર્ય ધર્મને સોંપવું, એ આધુનિક યુરોપીય સંસ્કૃતિનું વિશિષ્ટ લક્ષણ છે. આધુનિક યુરોપીય સંસ્કૃતિમાં સામાજિક, આર્થિક અને રાજકીય વહેવારોને ધર્મથી અલગ પાડી નાખવામાં આવ્યા છે, એટલું જ નહીં, પણ નીતિશાસ્ત્રનો પણ ધર્મ અને અધ્યાત્મ સાથે કશો સંબંધ નથી, એવું પ્રતિપાદન કરવામાં આવે છે. આ જ વિચારસરણી આપણા દેશમાં પણ આજે રૂઢ થતી જાય છે; પરંતુ રાજા રામમોહન રાયના વખતમાં હિંદુ સમાજની સ્થિતિ એવી ન હતી. તેમના વખતનો હિંદુ સમાજ યુરોપના મધ્યયુગીન સમાજના જેવો હતો. ધર્મશાસ્ત્રથી નોખાં અને સ્વતંત્ર એવાં રાજ્યશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર વગેરે શાસ્ત્રો હોવાં જોઈએ, એવો તેને સ્પષ્ટ ખ્યાલ ન હતો. તેના બધા વહેવારો પર ધર્મની સત્તા સંપૂર્ણપણે

પ્રત્યક્ષ નહીં તો પણ તત્ત્વતઃ ચાલતી હતી. કંઈ નહીં તો એ સત્તા એવી રીતે ચાલે એ જ સ્વાભાવિક અને ઇષ્ટ છે, એવી હિંદુસમાજની વિચારસરણી અને શ્રદ્ધા હતી. આવી અવસ્થામાં રહેલા સમાજના સર્વાંગી સુધારાનું કામ ઉપાડનારા લોકો, પ્રથમ તેના ધાર્મિક સુધારાના કાર્યને જ હાથમાં લે, એ તદ્દન સ્વાભાવિક હતું. રાજકીય પરતંત્રતામાં સપડાયેલા રાષ્ટ્રે, પોતાના સર્વાંગી સુધારાનું કામ પ્રથમ હાથમાં લેવું, કે પ્રથમ રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય સિદ્ધ કરીને પછી આ મહત્કાર્ય શરૂ કરવું, એ બાબતમાં મતભેદને સ્થાન હોઈ શકે. પણ સર્વાંગી સુધારો થયા વિના, આપણે અથવા આપણું રાષ્ટ્ર, સ્વતંત્રપણે નભી શકશે નહીં, એમ એક વાર માની લીધા પછી મધ્યયુગીન અવસ્થામાં રહેલા અને ધર્મના પાયા પર રચાયેલા સમાજનો સર્વાંગી સુધારો કરવા ઇચ્છનારા લોકોને, તેની ધાર્મિક આચાર-વિચાર-ભાવનામાં સુધારો પ્રથમ કરવો જરૂરનો છે, એમ લાગે એ સ્વાભાવિક છે. રાજા રામમોહન રાયે બંગાળમાં સ્થાપેલા બ્રાહ્મસમાજની જ એક શાખા જેવા પ્રાર્થનાસમાજના એક આગેવાન ડૉ. ભાંડારકરના આ પ્રકરણને મથાળે આપેલા ઉતારામાં આ જ દૃષ્ટિ રહેલી છે.

પણ જેમને બ્રાહ્મસમાજના ધાર્મિક તેમ જ સામાજિક સુધારાઓ મોટે ભાગે માન્ય નથી, અને રામમોહન રાયની વિભૂતિના મહત્ત્વને વિષે જેમના મનમાં વધારે પડતો આદર હોવાનો સંભવ નથી, તે 'નવયુગધર્મ'ના લેખક શ્રી. ફડકે જેવા લોકો પણ રામમોહન રાયે સ્થાપેલા એકેશ્વરી બ્રાહ્મસમાજ તરફ કઈ દૃષ્ટિથી જુએ છે, અને તેમના કાર્યનું કેટલું મહત્ત્વ આંકે છે, તે વાચકોના ધ્યાનમાં આવે એટલા માટે આ પ્રકરણને મથાળે તેમના લખાણમાંથી એક અવતરણ અમે આપ્યું છે. રાજા રામમોહન રાયના કોઈ પણ ધાર્મિક અભિપ્રાયો માન્ય ન હોય, તો પણ ઓગણીસમી સદીની શરૂઆતમાં તેમણે ધર્મસંસ્કરણની જે એક પ્રચંડ હિલચાલ શરૂ કરી, તેને લીધે પાશ્ચાત્ય વિદ્યાના સંસ્કારથી, ખ્રિસ્તીધર્મી રાજ્યકર્તાઓ વિષેના અહોભાવ કે આદરભાવથી, તેમનો ધર્મ સ્વીકારવાથી થતી ભૌતિક ઉન્નતિની લાલચથી, બળવાનની આગળ ઝૂકી પડવાની હીન મનોવૃત્તિથી, ખ્રિસ્તી પાદરીઓએ બતાવેલા આપણા ધર્મના ખરાખોટા દોષોથી, તેમ જ વરસો સુધી યુગાનુરૂપ નવીન સંસ્કરણ ન થવાથી હિંદુધર્મનું જે હીન અને અવનત સ્વરૂપ થયું હતું, તેને કારણે હિંદીઓમાંથી ભણેલા વર્ગના લોકોનું વલણ ખ્રિસ્તી ધર્મનો સ્વીકાર કરવા તરફ થતું જતું હતું, તે અટક્યું; અને હિંદી રાષ્ટ્રનો સર્વાંગી સુધારો કરવા માટે તેને ખ્રિસ્તી ધર્મની દીક્ષા આપવાની જરાયે જરૂર નથી, બલ્કે તેમ કરવું એ તેના સર્વાંગી સુધારાનો સાચો માર્ગ નથી, એવી ભણેલા લોકોની ખાત્રી થઈ ગઈ.

અંગ્રેજોએ હિંદુસ્તાનમાં રાજ્ય સ્થાપન કર્યું તે વખતે હિંદુઓના ધર્મમાં માથું ન મારવાની નીતિ એક રાજકીય ધોરણ તરીકે તેમણે અખત્યાર કરી હોય, તો પણ કોઈ પણ રાષ્ટ્ર અથવા સમાજ જ્યાં સુધી ખ્રિસ્તી ધર્મનો અનુયાયી થયો નથી, ત્યાં સુધી તેનો ઐહિક અભ્યુદય થાય અને તેને પરલોકમાં સદ્દગતિ મળે એ શક્ય નથી, એવો તેમનો દૃઢ વિશ્વાસ હતો. આવો વિશ્વાસ જેમ ખ્રિસ્તીધર્મપ્રચારક પાદરીઓને હતો તેવો જ અહીં આવેલા બ્રિટિશ અધિકારી તેમ જ વેપારીઓને પણ હતો. તેમાં ફેર એટલો જ હતો કે, રાજ્ય કરનારા લોકો પોતાની આ જાતની શ્રદ્ધાથી હિંદી જનતામાં ‘ સદ્દધર્મનો પ્રચાર ’ કરીને પોતાના રાજ્યને અને વેપારને જોખમમાં નાખવા માગતા ન હતા. તેથી ઇસ્ટ ઇંડિયા કંપનીના અહીંના અધિકારીઓ પાદરી લોકોના ધર્મ પ્રચારના ઉત્સાહને હમેશ રોકવાનો પ્રયત્ન કરતા. તે જ પ્રમાણે બ્રિટિશ રાજ્યકર્તાઓ પૈકી, જેમને હિંદી સંસ્કૃતિને વિષે આદર અથવા તેનું જ્ઞાન ન હતું, તેમને જેમ હિંદી લોકોએ ખ્રિસ્તી થવું જોઈએ એમ લાગતું હતું તેવી જ રીતે, જે બ્રિટિશ મુત્સદ્દીઓએ કે પંડિતોએ ભારતીય સંસ્કૃતિનું ઊંડું અધ્યયન કરીને જ્ઞાન મેળવ્યું હતું, અને જેમના મનમાં હિંદી સંસ્કૃતિ માટે આદર હતો અને હિંદી લોકોમાં સુધારો થાય અને આખરે તેઓ સ્વતંત્ર બને એમ જેમને લાગતું હતું, તેમને પણ હમણાં નહીં તો કાળે કરીને હિંદુઓ ખ્રિસ્તી ધર્મનો અંગીકાર કરશે એમ લાગતું હતું. માત્ર આવી રીતે હિંદી સંસ્કૃતિ માટે આદર ધરાવનારા અને એક રીતે તેના પ્રભાવથી અંજાયેલા એ મુત્સદ્દીઓ ધર્મપ્રચારને માટે પાદરી લોકો જે ઉપાયો યોજતા હતા, તેમના પરિણામની દૃષ્ટિથી વિરોધ કરતા હતા; અને સરકાર મારફતે ચાલતા લોકશિક્ષણના કામ સાથે ધર્મપ્રચારનો પ્રત્યક્ષ સંબંધ થવા દેવો નહીં, એમ સ્પષ્ટ કહેતા હતા.

ફ્રેડ્રિક જોન શોર નામના બ્રિટિશ અમલદારે ઈ. સ. ૧૮૩૭ માં લખેલું પુસ્તક ‘ નોટ્સ ઑન ઇંડિયન એફેર્સ ’ બ્રિટિશ રાજ્યનું કાળું અંતરંગ અને તે વખતની હિંદી સંસ્કૃતિની ઊજળી બાજુ ખ્યાલમાં રાખીને લખાયેલું છે. બ્રિટિશ રાજ્યપદ્ધતિનાં ભયંકર આર્થિક પરિણામો, લોકોને થતો અન્યાય, તેમના ઉપર નાખવામાં આવતા ભારી કરવેરા, અને લોકોને વિશ્વાસમાં ન લેતાં, બલ્કે તેમને છેક તુચ્છ ગણીને ચલાવવામાં આવતી રાજ્યપદ્ધતિથી તે વખતની જનતાને પણ તેને વિષે જે અસંતોષ અને તિરસ્કાર થતો હતો તેનું સચોટ વર્ણન એ પુસ્તકમાં કરેલું છે. આવા સહાનુભૂતિવાળા લેખકને પણ હિંદુ જનતા ધીમે ધીમે ખ્રિસ્તી થશે એવો વિશ્વાસ હતો. એ કેવી રીતે થશે એ વિષે તેના વિચારો નીચે મુજબ હતા :

"માનવી પ્રયત્નોમાંથી નીચેનાં સાધનો વિશેષ પરિણામકારક નીવડવાનો સંભવ છે : (૧) આપણે જે ધર્મનો પ્રચાર કરીએ છીએ તેને વિષેની આપણી શ્રદ્ધા સાચી છે અને આપણે તે મુજબ વર્તીએ છીએ, એ આપણા પોતાના આચરણથી લોકોને બતાવી આપવું જોઈએ; (૨) નવી પેઢીમાં કેળવણીનો ફેલાવો કરવો જોઈએ; (૩) જેમણે ધર્માન્તર કર્યું છે એવા લોકોનો જેમાં સમાવેશ થઈ શકે, એવો એક નવો વર્ગ ઊભો કરવો જોઈએ, તેમ જ તેઓ સમાજ-બહિષ્કૃત નહીં થાય તે બાબત કાળજી લેવી જોઈએ. જો આવા ઉપાયો યોજવામાં આવે, તો થોડા જ વરસમાં ઠીક ઠીક સફળતા મળવાનો સંભવ છે. આજકાલ ધર્મ અને જ્ઞાતિની બાબતમાં લોકોના વહેમો સારી પેઠે ઢીલા પડ્યા છે, તેમની જિજ્ઞાસા જાગ્રત થતી જાય છે અને અંગ્રેજોથી ખૂબ દૂર રહેનારા લોકો — બેડૂતો જેવા લોકો પણ — કેટલાંક વરસથી પાદરીઓ અને બીજા ખ્રિસ્તી ધર્માધિકારીઓ પાસે આવીને, આપણો ખરેખર કોઈ ધર્મ છે કે કેમ અને જો હોય તો તે ધર્મમાં શું શું છે, એવા સવાલો પૂછતા થયા છે. તેમનામાં કેળવણીનો અને નવા વિચારોનો બહોળા પ્રમાણમાં પ્રસાર થશે, એટલે મૂર્તિપૂજાની પદ્ધતિમાં રહેલા અજ્ઞાનનું તેમને ભાન થવા માંડશે આજે પણ પોતાના ધર્મમાંથી પોતાના મનને શાન્તિ અને સમાધાન મળતું નથી, એમ તેમને લાગવા માંડ્યું છે. હિંદુઓમાંથી કોઈ રાજા અથવા મોટો વજનદાર માણસ કૉન્સ્ટેન્ટાઈનની માફક ધર્માંતર ને ધર્મપ્રચાર કરવાને માટે તૈયાર થાય, તો જનતા તેનું અનુકરણ કરીને સામુદાયિક ધર્માંતર કરવાને તૈયાર થશે, એમ મને લાગે છે. પણ આવું થાય ત્યાં સુધી ધર્માધિકારીઓએ તેમ જ પાદરીઓએ જે કોઈ તેમની પાસે આવે તેને બાપ્તિસ્મા આપીને ખ્રિસ્તી બનાવવાનો વધારે પડતો ઉત્સાહ બતાવવો નહીં."*

આ જ પુસ્તકમાં લેખકે એક વખત કાશીમાં થયેલા હિંદુ-મુસલમાનોના રમખાણ દરમ્યાન હિંદુઓના મંદિરોમાં ગાયનું લોહી અને મુસલમાનોની મસીદોમાં સૂવરનું માંસ નાખવાના અત્યાચારો થયા, તે વખતે બ્રિટિશ સૈન્યમાં નોકરી કરતા બે બ્રાહ્મણ સિપાઈઓ વચ્ચે થયેલો નીચેનો સંવાદ નોંધ્યો છે. એક સિપાઈ બીજાને કહે છે, 'અરેરે! જે વાત જોવાની સ્વપ્નામાં પણ કદી કલ્પના નહીં આવી હોય, તે જ આજે આપણને પ્રત્યક્ષ જોવી પડે છે. આ શિવજીના હાથમાંનું ત્રિશૂળ પણ જમીન પર પડ્યું છે; હવે થોડા જ વખતમાં આપણે બધા એક જ ન્યાતના થઈ જવાના! એમ થશે ત્યારે આપણો ધર્મ કયો હશે?' 'મને લાગે છે, તે ખ્રિસ્તી ધર્મ હશે,' બીજાએ જવાબ વાળ્યો. 'મને પણ એમ જ લાગે છે,' પહેલાએ ટેકો આપ્યો, 'કારણ, અત્યારે જે બનાવો બન્યા છે, તે પછી આપણે મુસલમાન તો નહીં જ થઈએ.' આ સંવાદનો આધાર ટાંકીને થોડા જ વખતમાં બધા હિંદુઓ ખ્રિસ્તી થઈ જશે, એવી કલ્પના આ દેશના લોકોમાં ફેલાઈ રહી છે એમ આ લેખક કહે છે.+ ટૂંકમાં, બ્રિટિશ

* 'નોટ્સ ઑન ઇંડિયન એફેર્સ', વો. ૨. પૃ. ૪૬૬–૬૭ લે. ફ્રેડ્રિક જોન શોર.
+ એ જ, પૃ. ૪૬૭.

રાજ્યકર્તાઓએ આ દેશમાં સર્વાંગી સુધારાની આકાંક્ષા જાગ્રત કરી એ સાચું છે, તો પણ તેની સાથે એ વાત પણ એટલી જ સાચી છે કે, આ સર્વાંગી સુધારણાને પરિણામે આપણું સામ્રાજ્ય કંઈ નહીં તો થોડા વખતને માટે મજબૂત થશે, અને હિંદુસ્તાન સ્વતંત્ર થશે તો પણ આપણો વેપાર કાયમ રહેશે; તેમ જ આ સર્વાંગી સુધારાને પરિણામે ધાર્મિક દૃષ્ટિથી બધા હિંદુઓ ખ્રિસ્તી થશે, એવી પણ તેમની કલ્પના હતી; પણ અહીંના મુસલમાન લોકો ખ્રિસ્તી થશે એમ તેમને લાગતું ન હતું. મુસલમાનોની ખ્રિસ્તી ધર્મ વિષેની વૃત્તિ વિષે ફ્રેડ્રિક શોર લખે છે, “ આ લોકોમાંથી મુસલમાનો વિષે વિચાર કરતાં એમ લાગે છે કે, તે લોકો કેટલીક બાબતોમાં હિંદુઓના કરતાં ઓછા દુરાગ્રહી અને અસહિષ્ણુ હશે અને તેમની માન્યતાઓ વધારે ઉદાર હશે તો પણ તેમને ખ્રિસ્તી ધર્મમાં લેવાનું કામ બીજાઓને લેવાના કામ કરતાં વધારે અઘરું થશે. . . . આ બાબતમાં મુસલમાનોની ભાવનાઓ બહુ વિચિત્ર છે. હિંદુઓ મૂર્તિપૂજકો છે તેથી તેઓ તેમને હલકા ગણે છે; પણ ખ્રિસ્તીઓનો પણ તેઓ તેવો જ તિરસ્કાર કરે છે. અને તે એટલા ખાતર નહીં કે, આપણે ઈશુ ખ્રિસ્તને માનીએ છીએ — કારણ કે, ખ્રિસ્ત પણ ઈશ્વરપ્રેરિત માણસ હતો, એમ તો તેઓ પણ માને છે, — પણ તેમના પેગમ્બર મહમદની આપણે ભક્તિ કરતા નથી તેથી.”*

મતલબ કે, હિન્દુસ્તાનના હિન્દુઓ ખ્રિસ્તી થશે એવી આશા બ્રિટિશોને રહેતી હતી, પણ મુસલમાનોની બાબતમાં તેમને તેવી આશા ન હતી. એની સાથે જ એ પણ યાદ રાખવા જેવું છે કે, બ્રિટિશોના સંપર્કથી હિન્દુઓએ જેમ પોતાના ધર્મસંસ્કરણનું કામ હાથમાં લીધું તેમ મુસલમાનોએ કે પારસીઓએ લીધું નહીં. ‘ધર્મ વિષે સામાન્ય જાગૃતિ’ નામના પોતાના ભાષણમાં ડૉ. ભાંડારકર કહે છે, “ (પ્રાર્થના) સમાજના ધર્મસિદ્ધાન્તો એવા છે કે તે કોઈ પણ ધર્મના માણસને માન્ય થાય. પણ આપણા હિન્દુઓમાં ધર્મની બાબતમાં વિશેષ આસ્થા પૂર્વકાળથી જોવામાં આવે છે. એકલા આપણા જ ધર્મમાં સડો પેઠો છે એવું નથી; પારસીઓના અને મુસલમાનોના ધર્મનું સ્વરૂપ પણ બગડયું છે. છતાં પોતપોતાના ધર્મનું સંસ્કરણ કરવાની ભાવના તેમનામાં નથી. હિન્દુઓએ જ આ ધર્મસંસ્કરણની હિલચાલ પ્રથમ શરૂ કરી છે, અને હાલ તે હિન્દુઓ પૂરતી જ ચાલે છે.”+ એટલે આ ધર્મસંસ્કરણની હિલચાલ હિન્દુ, મુસલમાન, ખ્રિસ્તી તથા પારસી, બધા જ ધર્મોના અનુયાયીઓ કરી શકે

* ‘નોટ્સ ઑન ઇંડિયન એફેર્સ’, પૃ. ૪૬૮.

÷ ડૉ. ભાંડારકર : ‘ધર્મપર લેખ વ વ્યાખ્યાને’, પૃ. ૨૯–૩૦

એવું તેનું સ્વરૂપ છે; અને તેથી બ્રાહ્મ સમાજમાંથી જ સાર્વત્રિક ધર્મનું એક પ્રચંડ આંદોલન ઊભું થશે, એવી આશા તેના આદ્ય સંસ્થાપકોએ રાખી હોય, તો પણ હકીકતમાં છેવટે બ્રાહ્મસમાજ અથવા પ્રાર્થનાસમાજ એટલે કેવળ હિન્દુ ધર્મની સુધારેલી આવૃત્તિ, એટલું જ તેનું સ્વરૂપ થયું.

હવે આપણે રાજા રામમોહન રાયના વખતની પરિસ્થિતિનો, તેમની દૃષ્ટિથી વધુ વિચાર કરીએ. તે વખતે બંગાળમાં ખ્રિસ્તી પાદરીઓએ હિન્દુ ધર્મ ઉપર છડેચોક હુમલો કરીને તેના કેવળ દોષો બતાવવાના હેતુથી તેના ઉપર ટીકાનો સખત મારો ચલાવ્યો હતો. તે બાબતમાં રામમોહન રાય કહેતા, "ધર્મની બાબતમાં અમે તટસ્થ રહીશું એવી બ્રિટિશ સરકારે પોતાની નીતિ જાહેર કરેલી છે; તે નીતિ સાથે જેતાઓના ધર્મનો જાહેર રીતે પ્રચાર કરવા દેવો, અને જિતાયેલા લોકોના ધર્મની ખુલ્લી રીતે નિંદા કરવાની છૂટ આપવી, એ વસ્તુઓનો મેળ નથી, બલ્કે એ તે નીતિની વિરુદ્ધ છે. બીજું, હિન્દુ અને મુસલમાન ધર્મનાં છિદ્રો લોકો આગળ ઉઘાડાં પાડવાના ઇરાદાથી ભાષણો આપવાં અથવા ચોપાનિયાં વહેંચવાં, એ ભૂલભરેલું છે. ત્રીજું, ઐહિક ઉન્નતિની લાલચ બતાવીને લોકોને વટલાવવા એ યોગ્ય નથી. સરકારના બંગાળી પ્રજાજનો દૂબળા અને ગરીબ છે. અંગ્રેજોનું નામ સાંભળતાં જ તેઓ ભયભીત થાય છે. આવા લોકો ઉપર રાજસત્તાની મદદથી ધર્મની બાબતમાં જબરદસ્તી કરવી, એ અત્યંત નિંદ્ય છે." હિન્દી પ્રજાના ધર્મ અને સંસ્કૃતિનો પાદરીઓ ઉપહાસ કરતા, તેને ઉદ્દેશીને તેઓ આગળ કહે છે, "જેતાઓ જિતાયેલી પ્રજાના આચાર અને ધાર્મિક માન્યતાઓનો અનાદર અને ઉપહાસ કરે છે, એ વાત ઇતિહાસમાં જાણીતી છે. દાખલા તરીકે, જંઘીઝખાને હિન્દુસ્તાનના વાયવ્ય ખૂણામાં શું કર્યું, પૂર્વમાં મઘોએ શું કર્યું, રોમન લોકોનું યહૂદી લોકોની બાબતમાં કેવું વલણ હતું, તે બધું જુઓ. એટલું જ નહીં, પણ ખ્રિસ્તી ધર્મનો પ્રચાર અપ્રત્યક્ષપણે તરવારને, અથવા આપણે ત્યાં બંદૂકને, જોરે કર્યાના દાખલાઓ પ્રશાન્ત મહાસાગરના ટાપુઓમાં મળી આવે છે. ત્યાં મિશનરીઓના ટેકામાં સિપાઈઓને મોકલવામાં આવ્યા હતા."* આવી રીતે હિન્દુધર્મ પરના ખ્રિસ્તી મિશનરીઓના હુમલાઓનો પ્રતિકાર કરવો, એ રાજા રાયમોહન રાયે સ્વીકારેલા અનેક કાર્યોમાંનું એક મહત્ત્વનું કાર્ય હતું એમાં શંકા નથી. પણ બ્રાહ્મ સમાજની સ્થાપના કરવામાં ખ્રિસ્તી ધર્મનો પ્રતિકાર કરવાની બુદ્ધિથી તેઓ પ્રેરાયા ન હતા. હિન્દુ ધર્મમાં સુધારો કરવો, એકેશ્વરી ધર્મના સિદ્ધાન્તોનો સર્વત્ર પ્રચાર કરીને બધા ધર્મોનું હાર્દ એક જ છે, એમ દર્શાવવું અને દુનિયામાં

---

* 'રાજા રામમોહન રાય'—એન. સી. ગાંગુલી, પૃ. ૬૯–૭૦.

ધર્મ ધર્મ વચ્ચેના ભેદોને લીધે પ્રવર્તતા અંધકારનો નાશ કરનારા સાર્વત્રિક વિશ્વધર્મના સૂર્યનો પ્રકાશ બધે ફેલાવવો, એવી તેમની મોટી મહત્ત્વાકાંક્ષા હતી.

"જેવી રીતે વિશિષ્ટ શરીરમાં વસતા જીવાત્માઓ, તે શરીરને ચેતનવંતું બનાવીને તેનું નિયમન કરે છે, તેવી જ રીતે અખિલ વિશ્વરૂપી સમષ્ટિશરીરને ચૈતન્ય અર્પીને તેનું નિયંત્રણ કરનારું જે એક સત્-તત્ત્વ છે, તેની અમે આરાધના કરીએ છીએ. આપણા ધર્મના આધુનિક લોકોએ જો કે આ શ્રદ્ધા છોડી દીધી છે, તો પણ તે પવિત્ર વેદોના પ્રાચીન ધર્મને અનુસરનારી જ છે. મૂર્તિપૂજા ગમે તેવી દલીલબાજીનો બુરખો ઓઢીને સંતાયેલી હોય તો પણ અમે તે સર્વનો ત્યાગ કરીએ છીએ, પછી તે મૂર્તિપૂજા કોઈ એક કૃત્રિમ કે કુદરતી પદાર્થની પૂજાને રૂપે અથવા કોઈ કાલ્પનિક વસ્તુની આરાધનાને રૂપે પ્રચલિત કેમ ન હોય. પરમેશ્વરની વંદના કરવાનું અમારું એક માત્ર સાધન ભૂતદયા અથવા એકબીજા સાથે પરોપકારવૃત્તિથી વર્તવું એ છે. કોઈ મન્દિરમાં અથવા વ્યાસપીઠ (પુલપિટ) ઉપર હાથ, પગ, માથું, જીભ કે બીજી કોઈ જડ ઇન્દ્રિયનું વિશેષ પ્રકારનું હલનચલન કરવું અથવા કોઈ વિલક્ષણ સિદ્ધાન્ત ઉપર વિશ્વાસ રાખવો, એ પરમેશ્વરની આરાધનાનો માર્ગ છે એમ અમને લાગતું નથી."*

ખ્રિસ્તી પાદરીઓ હિન્દુ વેદાન્તની ટીકા કરતા, અને લોકો તેમનાં ધર્મનાં નીતિતત્ત્વોની સાથે સાથે ત્રયીવાદ (ટ્રિનિટી) તેમ જ પરંપરાથી ચાલતા આવેલા વિશિષ્ટ સિદ્ધાન્તો વિષે શ્રદ્ધા રાખીને ખ્રિસ્તી ધર્મની દીક્ષા લેશે ત્યારે જ તેમનો ઉદ્ધાર થશે, એવું પ્રતિપાદન કરતા, તેમને જવાબ આપતાં રાજા રામમોહન રાયે ઉપરનાં વચનો કહ્યાં છે. રાજા રામમોહન રાયનો વેદાન્તનો અભ્યાસ ઊંડો હતો. તેવી જ રીતે તેમણે ઇસ્લામ અને ખ્રિસ્તી ધર્મના સિદ્ધાન્તોનો પણ અભ્યાસ કર્યો હતો. તેમની ધર્મજિજ્ઞાસા બહુ પ્રખર હતી અને તેમની બુદ્ધિ નિષ્પક્ષપાતી, નિરહંકારી તેમ જ સર્વસંગ્રાહક હતી. રૂઢ હિન્દુ ધર્મમાં રહેલી મૂર્તિપૂજા હિન્દુઓને બૌદ્ધિક દૃષ્ટિથી ગુલામ બનાવી રહી છે, તેમને પરમાત્માના વિશુદ્ધ સ્વરૂપનું ભાન ભુલાવી રહી છે, ભૂતદયાના તેમ જ પરોપકારના સદ્ધર્મથી તેમને દૂર કરી રહી છે અને અનેક નિર્દય, અન્યાયી અને ઘેલછાવાળી રૂઢિઓના અને આચારોના ગુલામ બનાવી રહી છે, એ જોઈને તેમનું અંતર રૂઢ હિન્દુધર્મ સામે બળવો પોકારી ઊઠયું હતું પણ એ જ હિન્દુ ધર્મનો ઉદ્ધાર કરવાનું 'ઉચ્ચાલક' સાધન તેમને ઉપનિષદોના વેદાન્તમાંથી મળ્યું હતું. હિન્દુ સમાજનો સર્વાંગી સુધારો કરવાને માટે તેણે આજે નહીં તો કાલે ખ્રિસ્તી ધર્મ સ્વીકારવો પડશે એમ બ્રિટિશ મુત્સદ્દીઓને પોતાના મનમાં લાગતું હતું, અને ખ્રિસ્તી ધર્મપ્રચારકો તો તેનો ખુલ્લો ઉપદેશ કરતા હતા. આ ધર્મપ્રચારકોનો વધારે પડતો ઉત્સાહ તેમ જ સ્વધર્મ વિષેનો તેમનો

* 'રાજા રામમોહન રાય'–ગાંગુલી, પૃ. ૭૭.

અહંકાર પોતાના રાજકારણને આડે ન આવે, એટલા માટે તેઓ ગમે તેટલી સાવચેતી રાખતા હોય તો, પણ ખ્રિસ્તી ધર્મ એ જ સાચો ધર્મ છે અને તેનો સ્વીકાર કરવામાં જ હિન્દુઓનું સાચું કલ્યાણ છે, એમ તેમને લાગતું હતું; એટલું જ નહીં, પણ પોતાના ધર્મપ્રચારમાં ઉત્સાહનો અતિરેક ન થાય તો હિન્દુઓના ખ્રિસ્તીકરણને લીધે તેમના રાજકીય અને વેપારી સામ્રાજ્યને સ્થિરતા મળશે એવી પણ તેમને આશા હતી.

રાજા રામમોહન રાયે ઈ. સ. ૧૮૧૫માં વેદાન્ત સૂત્રોના શાંકરભાષ્યનો બંગાળી અનુવાદ પ્રસિદ્ધ કર્યો. ૧૮૧૬ તથા '૧૭માં ઈશ, કેન, કઠ, મુંડક અને માંડૂક્ય, એ ઉપનિષદોના બંગાળી અનુવાદો કરવામાં આવ્યા અને તેમાંના પહેલા ચારના તો અંગ્રેજી અનુવાદો પણ તેમણે કર્યા. આ બધા અનુવાદોને રામમોહન રાયે જાતે પ્રસ્તાવનાઓ લખી અને પોતાને ખરચે તે બધાને મફત વહેંચવાનું શરૂ કર્યું. એ જ અરસામાં બ્રહ્મસૂત્રભાષ્યને આધારે 'વેદાન્તસાર' નામનું એક નાનકડું પુસ્તક પણ તેમણે પ્રસિદ્ધ કર્યું હતું. આ બધા ધર્મપ્રચારનો આશય વેદાન્તમાં કહેલા પરમાત્માના સ્વરૂપ વિષેની શુદ્ધ અને ઉચ્ચ કલ્પનાઓનો લોકોમાં પ્રચાર થાય, અને મૂર્તિપૂજા તેમ જ તેમાંથી પેદા થયેલા ધાર્મિક વહેમો અને મૂઢ આચારો નાબૂદ થાય એવો હતો. મૂર્તિપૂજાની સામે તેમ જ હિન્દુ ધર્મમાં ઘૂસી ગયેલા હીન આચારવિચારોની સામે તેમણે પોકારેલી આ જેહાદને લીધે રામમોહન રાય થોડા જ વખતમાં ખ્રિસ્તી ધર્મ સ્વીકારશે, અને તેમની પાછળ પાછળ સંખ્યાબંધ હિન્દુઓ આપણા વાડામાં આવશે એવી આશા કેટલાક મિશનરીઓને ઊભી થઈ હતી. તેઓ જાહેર રીતે ખ્રિસ્તી ધર્મનાં વખાણ કરતા, ઈશુ ખ્રિસ્તને પૂજ્ય માનતા અને માણસની બુદ્ધિને ગળે ઊતરે એવી રીતે નીતિતત્ત્વોનું જેવું સચોટ વિવેચન ખ્રિસ્તી ધર્મમાં કરેલું છે તેવું બીજા કોઈ પણ ધર્મમાં પોતાને જોવા કે વાંચવા મળ્યું નથી એમ કહેતા. તેથી તેઓ થોડા જ વખતમાં ખ્રિસ્તી થશે, એમ ખ્રિસ્તી પાદરીઓને લાગ્યું હતું. એક વખત તો (સને ૧૮૨૧) કલકત્તાના બિશપ મિડલ્ટને રામમોહન રાયને ખ્રિસ્તી ધર્મ સ્વીકારવાનો જાહેર ઉપદેશ કર્યો અને ખ્રિસ્તી ધર્મની દીક્ષા લેવાથી ઐહિક અભ્યુદયનો માર્ગ કેવી રીતે સુલભ થશે તે તેમને સમજાવવાનો પ્રયત્ન કર્યો. પરંતુ તેમણે એ સૂચના માન્ય તો ન જ કરી, પણ ઊલટું ઐહિક અભ્યુદયની લાલચ બતાવીને ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરવા માગનારા તે બિશપ સાહેબ પર તેમને ચીડ ચઢી, અને તેની તેમણે સખત ઝાટકણી કાઢી. ખ્રિસ્તનો ઉપદેશ તથા જીવનસંદેશ દૈવી છે એમ તેઓ માનતા. એ મહાન વિભૂતિનું તેઓ ગૌરવ કરતા અને તેનું ચારિત્ર્ય માણસની નૈતિક ઉન્નતિમાં જેટલું સહાયભૂત થયું છે અથવા થઈ શકે તેમ છે, તેટલી બીજી કોઇ

પણ વસ્તુ થઈ શકે તેમ નથી એમ તેમને લાગતું. પણ ખ્રિસ્તનો દેહ દૈવી હતો અને તે પરમેશ્વરનો પ્રત્યક્ષ પુત્ર હતો, એવો ધર્મનિષ્ઠ ખ્રિસ્તીઓનો મત તેમને માન્ય ન હતો. તે માટે મિશનરીઓનો તેમના પર રોષ હતો. તેમ છતાં પોતાના આ મતનો પ્રચાર તેઓ ખુદ મિશનરી લોકોમાં પણ કરતા. એ જ ૧૮૨૧ ની સાલમાં તેઓ રે. વિલિયમ યેટ્સ તથા રે. વિલિયમ એ બે પાદરીઓની મદદથી બાઇબલનું બંગાળી ભાષાંતર કરતા હતા. એ ભાષાંતર કરતી વખતે તેમણે પોતાનો ઉપર જણાવેલો મત ચર્ચા અને દલીલ દ્વારા એ બન્નેને ગળે ઉતાર્યો, અને એ બન્નેએ તેમનો મત સાચો છે એમ ખુલ્લા દિલથી કબૂલ કર્યું. ખ્રિસ્તી સમાજના ધર્મપ્રચારની દૃષ્ટિથી વિચારતાં, આ બનાવ તે જમાનામાં અપૂર્વ ગણાય. ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરવાનું બીડું ઝડપીને, મૂર્તિપૂજા જેવા ધાર્મિક વહેમમાં ડૂબેલા હિન્દુ લોકોનો ઉદ્ધાર કરવાના હેતુથી જે ઉપદેશકો હિન્દુસ્તાનમાં આવ્યા હતા, અને આધુનિક બુદ્ધિવાદની કસોટીએ ઊતરે એવો ખ્રિસ્તી ધર્મ સિવાય બીજો કોઈ ધર્મ નથી એવું જેમને અભિમાન હતું, તેમાંની બે પ્રસિદ્ધ વ્યક્તિઓને એક હિન્દુધર્મસુધારકે બુદ્ધિવાદમાં કુંઠિત કરીને મતાન્તર કરવાની ફરજ પાડી, તે જોઈને આધુનિક બુદ્ધિવાદના અગ્નિવડે હિન્દુઓના ધર્માચારોને બાળીને ખાખ કરવા માગતા પાદરીઓ ખૂબ છંછેડાયા, અને તેમણે રામમોહન રાય ઉપર જાહેર રીતે ટીકાઓ કરવાની શરૂઆત કરી. આ બનાવ પછી સનાતની હિન્દુઓની જેમ જ તેમને સનાતની ખ્રિસ્તી મિશનરીઓની સાથે પણ લડવું પડ્યું. ખ્રિસ્તી મિશનરીઓ હિન્દુસ્તાનમાં ભલે આવે, ખ્રિસ્તના દિવ્ય ઉપદેશનો પ્રચાર કરે તથા સંગઠિત સમાજસેવાના આધુનિક માર્ગો લોકોને બતાવે; પણ ઔપચારિક ધર્માન્તર કરાવવાથી પુણ્ય મળે છે, એવો આગ્રહ રાખીને હિન્દુ ધર્મ ઉપર તેઓ એકપક્ષી હલ્લા ન કરે, તેની નિન્દા ન કરે, તેમ જ રાજાશ્રયને લીધે મળતી પ્રતિષ્ઠાનો દુરુપયોગ કરીને લોકોના મનમાં અંગ્રેજો વિષેના ધાકને જોરે, અથવા તો રાજ્યકર્તાઓના ધર્મનું અવલંબન કરવાથી પ્રાપ્ત થતા ઐહિક અભ્યુદયની લાલચથી દીન અને દૂબળા હિન્દુઓને ન વટલાવે, તેમ જ ઉદ્ધારને બહાને તેમનો અધઃપાત ન કરે, એવો તેમનો મત હતો. હિન્દુઓનો ઉદ્ધાર વેદાન્તને આધારે, મુસલમાનોનો કુરાનને આધારે અને ખ્રિસ્તીઓનો બાઇબલને આધારે કરવો, અને એમ કરતાં કરતાં દરેક ધર્મના શુદ્ધ એકેશ્વરી વિચારવાળા લોકોએ પરમેશ્વરની ઉપાસના કરવા માટે અથવા તત્ત્વજ્ઞાનનો અરસપરસ વિનિમય કરવાને માટે એકત્ર થવું, એમાં જ અખિલ જગતના ઉદ્ધારનાં બીજ તેમને દેખાતાં હતાં. તલવાર, બંદૂક, લોભલાલચ, મોહ અને ભયની મદદથી લોકોને વટલાવવાને માટે જેહાદ પોકારવી, અને બીજાના ધર્મોની અવગણના અને

ઉપહાસ કરીને ધર્મકલહ જમાવવો, એમાં દુનિયાનું કશું હિત નથી, એવો તેમનો દૃઢ વિશ્વાસ હતો. નીતિના ફેલાવાની બાબતમાં ખ્રિસ્તી ધર્મ સૌથી મોખરે છે, મુસલમાનોનું દેવતાકાંડ (થિયૉલૉજી) સૌથી શુદ્ધ છે, અને હિન્દુઓનું વેદાન્ત તત્ત્વજ્ઞાન અત્યન્ત પ્રગલ્ભ છે, એવી તેમની શ્રદ્ધા હતી, અને તે ત્રણેય ધર્મના ઊંડા તુલનાત્મક અધ્યયનથી દૃઢ થઈ હતી. બ્રાહ્મસમાજ કોઈ પણ ગ્રંથને ઈશ્વરનિર્મિત માનતો નથી. એ એક શુદ્ધ અને બુદ્ધિગમ્ય એકેશ્વરી પંથ છે. હિન્દુઓના વેદગ્રંથો પરમેશ્વરકૃત છે, એમ ન માનવા છતાં મૂર્તિપૂજાને નાબૂદ કરવા માટે તે તેમનો આધાર લે છે; તે જ પ્રમાણે બાઈબલને પણ ઈશ્વરનિર્મિત ન માનવા છતાં, તે ગ્રંથમાં કહેલા સિદ્ધાન્તોને આધારે ખ્રિસ્તીઓમાં પ્રચલિત થયેલી મૂઢતાવાળી માન્યતાઓ સુધારવાનો પ્રયત્ન તે કરે છે. એવી રીતે બધા ધર્મોમાં સુધારો કરીને તેમને એકેશ્વરી સ્વરૂપ આપવું, અને બધી જાતની મૂર્તિપૂજાનો નાશ કરવો, એ તેમનું ધ્યેય હતું ખરું, પણ દરેક ધર્મનું સંસ્કરણ તે તે ધર્મની પરંપરામાં ઊછરેલા લોકોએ જ કરવું જોઈએ, એવો તેમનો મત હોવાથી તે પોતાને કેવળ એકેશ્વરી ન કહેવડાવતાં 'હિન્દુ એકેશ્વરી' તરીકે ઓળખાવતા.

રામમોહન રાયની ધાર્મિક સુધારાને અંગેની નીતિ બે પ્રકારની હતી. એક, હિંદુ સમાજમાં પ્રવર્તતાં બાહ્ય વિધિવિધાનોના કર્મઠપણાનો તેઓ તદ્દન ઉચ્છેદ કરવા માગતા હતા, અને એટલા માટે તેમણે મૂર્તિપૂજા સામે જેહાદ પોકારી હતી. ગૌતમ બુદ્ધની પહેલાં જેમ યજ્ઞયાગોનું કર્મઠપણું બધે ફેલાયું હતું, તેવી જ રીતે તેની પછીના કાળમાં મૂર્તિપૂજાનું કર્મઠપણું ફેલાયું હતું. અનેક જાતનાં વિધિવિધાનો, વ્રતો અને તેનાં ઉદ્યાપનો અને ક્રિયાકાંડમાં માણસ સપડાઈ જાય છે, એટલે અન્તઃકરણની શુદ્ધિ અને પરમાત્માની પ્રાપ્તિ એ ધર્મના જે બે મૂળ ઉદ્દેશો, તે એક કોરે રહી જાય છે, અને ધર્મને સકામ કર્મોના વેપારનું સ્વરૂપ પ્રાપ્ત થાય છે. ભૌતિક ફલપ્રાપ્તિને માટે ભૌતિક પ્રયત્નો કરવાનું છોડીને માણસ દૈવવાદી, આળસુ અને આંધળો બને છે; અને ચમત્કાર અને અદ્‌ભુતતાની પાછળ પડીને કુદરતના નિયમોનું જ્ઞાન મેળવવાના પ્રયત્નથી પરાઙ્‌મુખ થાય છે. દરેક ધર્મસુધારકને આ સકામ વ્રત-ઉદ્યાપન ઇત્યાદિ બાહ્ય ક્રિયાઓ પર ટીકા કરીને ધર્મનું સાચું હાર્દ લોકો આગળ ખુલ્લું કરવું પડે છે. મધ્યયુગમાં ભાગવતધર્મી સંતોએ પણ આ કાર્ય કરીને વેદાન્તને આધારે શુદ્ધ પરમાર્થજ્ઞાનનો પ્રસાર જનતામાં કર્યો હતો. પણ મધ્યયુગની એ ધર્મસુધારણામાં મૂર્તિપૂજા નાબૂદ કરવાનો આગ્રહ ન હતો, તેમ જ નિવૃત્તિમાર્ગમાંથી પ્રવૃત્તિમાર્ગ તરફ લોકોને લઈ જવાનો આગ્રહ પણ ન હતો.

રાજા રામમોહન રાયે શાંકર વેદાન્તને આધારે મૂર્તિપૂજા વગેરે હિંદુઓના કર્મકાંડ પર તેમ જ તેમાંથી પેદા થતી અંધશ્રદ્ધા પર હુમલો કર્યો હતો, છતાં શંકરાચાર્યના જગન્મિથ્યાવાદનો અને નિવૃત્તિમાર્ગનો તેમણે સ્વીકાર કર્યો ન હતો. માયાવાદને તેઓ માનતા અને તેનું સમર્થન પણ કરતા, પણ 'માયા' એટલે પરમાત્માની એક અવ્યક્ત શક્તિ, એવો અર્થ કરીને તેઓ માયાવાદનું સમર્થન કરતા. માયાને પરમાત્માની શક્તિ માનવા જતાં નિર્ગુણ બ્રહ્મવાદમાં થોડી ખામી આવે છે, તેથી શાંકર વેદાન્તના સાંપ્રદાયિક અનુયાયીઓ તેને શક્તિ, કહેતા નથી, તેમ જ એ શક્તિની મદદથી પરમાત્માએ જગત નિર્માણ કર્યું છે, એમ પણ માનતા નથી. કારણ તેમના મત પ્રમાણે જગત અને માયા બંને અસત્ અને મિથ્યા છે. આમાંથી જ નિવૃત્તિમાર્ગનો ઉદ્ભવ થાય છે. રામમોહન રાય નિવૃત્તિમાર્ગના અનુયાયી ન હતા, તેમ જ જગન્મિથ્યાવાદ તેમને માન્ય ન હતો. ઉપનિષદોનાં 'જગન્મિથ્યા' કે એના જેવાં જ બીજાં વાક્યોનો અર્થ તેમણે એટલો જ કર્યો છે કે, જગતનું પરમાત્માથી અલગ અસ્તિત્વ નથી. ટૂંકમાં, મૂર્તિપૂજા ઇત્યાદિ રૂઢ ધર્મના કર્મકાંડ ઉપર હુમલો કરનારા પહેલવહેલા આધુનિક ધર્મસુધારક તરીકે જેવી તેમની ખ્યાતિ છે, તેવી જ વેદાન્તને પ્રવૃત્તિપર સ્વરૂપ આપીને નિવૃત્તિપર સમાજને કર્મપર બનાવવાનો પ્રયત્ન આધુનિક જમાનામાં પ્રથમ તેમણે જ કર્યો, એવી પણ તેમની ખ્યાતિ છે.

પ્રવૃત્તિપર વેદાન્તજ્ઞાનની સાથે જ હિંદુઓમાં આધુનિક જમાનામાં યુરોપમાં ખીલેલી ભૌતિક વિદ્યાઓના જ્ઞાનનો પણ ફેલાવો થવો જોઈએ, એવો તેમનો મત હતો. સંસ્કૃત વિદ્યાનું તેમ જ વેદાન્ત, ન્યાય, મીમાંસા વગેરે દર્શનોનું અધ્યયન તેમણે કર્યું હતું. પણ આધુનિક ભારતને કેવળ આ વિદ્યાઓનું જ્ઞાન થાય તેથી તેનો ઉદ્ધાર થવાનો નથી. પણ લૉર્ડ બેકનના વખતથી જે ભૌતિક દૃષ્ટિ આધુનિક યુરોપે સ્વીકારી છે, અને જે ભૌતિક વિદ્યાઓની ઉપાસના યુરોપીય લોકો આજે કરી રહ્યા છે, તે જ દૃષ્ટિનો અંગીકાર કરીને આધુનિક ભારતે નવી ભૌતિક તેમ જ સામાજિક વિદ્યાઓનું અધ્યયન કરવું જોઈએ, એવો તેમનો મત હતો. એ જ કારણસર તેમણે, સરકાર હિંદી લોકોની કેળવણી માટે જે ખર્ચ કરવા તૈયાર હોય, તે સંસ્કૃતવિદ્યાના પ્રસારને માટે ન કરતાં, પાશ્ચાત્ય વિદ્યાના પ્રસાર માટે કરે, તે માટે પ્રયત્ન કર્યો. ઈ. સ. ૧૮૨૩ માં લૉર્ડ ઍમહર્સ્ટ ગવર્નર જનરલ હતો તે વખતે હિન્દી લોકોમાં વિદ્યાનો પ્રસાર કરવા માટે, વિલાયત સરકારે મંજૂર કરેલી રકમ કઈ વિદ્યાઓના પ્રસારાર્થે ખર્ચ કરવી, તેનો વિચાર હિંદની સરકાર કરતી હતી. તે વખતે રાજા રામમોહન રાયે પ્રાશ્ચાત્ય વિદ્યાના પ્રસાર અર્થે જ એ રકમ

વપરાવી જોઈએ એવી માગણીની અરજી સરકાર પાસે મોકલી. તેમાં જણાવેલા નીચેના વિચારો જોતાં, પશ્ચિમની વિદ્યાના પ્રસારનું મહત્ત્વ તેમને મન કેટલું હતું તે ધ્યાનમાં આવશે.

"કલકત્તામાં જે નવીન સંસ્કૃત પાઠશાળા કાઢી છે, તે ઉપરથી, હિન્દીઓને શિક્ષણ આપીને તેમની સુધારણા કરવાનો સરકારનો હેતુ સ્પષ્ટ થાય છે. સરકારે આપેલી બક્ષિસ માટે લોકોએ હમેશને માટે કૃતજ્ઞ રહેવું જોઈએ. આ સંસ્થા કાઢવાની કલ્પના જ્યારે જાહેર થઈ ત્યારે અમને એવી ખબર મળી હતી કે, હિન્દીઓની કેળવણી માટે દર વરસે એક ચોક્કસ રકમ ખરચવી, એવો વિલાયત સરકારે હુકમ કર્યો છે. અમને એવી આશા હતી કે, એ રકમમાંથી હિન્દી લોકોને ગણિત, ભૌતિક વિદ્યાઓ, રસાયનશાસ્ત્ર, શરીરશાસ્ત્ર અને બીજાં જે શાસ્ત્રોનો વિકાસ કરવાથી યુરોપીય રાષ્ટ્રો દુનિયાના બીજા દેશોથી આગળ વધ્યાં છે, તે શાસ્ત્રો શીખવવા માટે બુદ્ધિમાન અને વિદ્વાન યુરોપિયન અધ્યાપકોની નિમણૂક કરવામાં આવશે.

"જુવાન પેઢીને આપવાના જ્ઞાનનો હવે અરુણોદય થશે એવાં મધુર આશાસ્વપ્નાં અમે સેવતા હતા, ત્યારે અમારાં હૃદયો આનંદ અને કૃતજ્ઞતાની સંમિશ્ર ભાવનાઓથી ઊભરાઈ ગયાં હતાં. આધુનિક યુરોપનાં શાસ્ત્રો અને કળાનાં બીજ એશિયામાં વાવવાની કીર્તિપ્રદ મહત્ત્વાકાંક્ષા પશ્ચિમના અત્યંત ઉદાર અને સુધરેલાં રાષ્ટ્રોના અંતઃકરણમાં પરમેશ્વરે જાગ્રત કરી, તે માટે અમે તેનો પાડ માનવા લાગ્યા હતા.

"પણ હિન્દુ પંડિતોની દેખરેખ નીચે જે જ્ઞાન હિન્દુસ્તાનમાં આજે પ્રચલિત છે, તેનો જ પ્રસાર કરવા માટે સરકાર એક સંસ્કૃત પાઠશાળા સ્થાપન કરી રહી છે, એમ અમે જોઈએ છીએ. લૉર્ડ બેકનના સમય પહેલાં જે જાતની સંસ્થાઓ યુરોપમાં હતી તે જ જાતની આ શિક્ષણસંસ્થા છે, અને તેની મારફતે વ્યાકરણના રૂપભેદો અથવા તત્ત્વજ્ઞાનના સૂક્ષ્મ મતભેદો જેવી વસ્તુઓના જ્ઞાનનો ભાર યુવાનોની બુદ્ધિ ઉપર લાદવા સિવાય બીજો કોઈ લાભ થશે એવી અપેક્ષા રાખી શકાય તેમ નથી. આ જ્ઞાન વ્યક્તિને પોતાને અથવા સમાજને કોઈ રીતે ઉપયોગી થવાનું નથી. જે જ્ઞાન બે હજાર વરસ પહેલાં હિંદુસ્તાનને થયું હતું તે, અને તે પછી થઈ ગયેલા તાર્કિકોએ તેમાં સૂક્ષ્મ-ભેદોની અર્થહીન ચર્ચાઓનો જે નકામો ઉમેરો કર્યો છે, તે જ જ્ઞાન આ શાળામાં વિદ્યાર્થીઓ પામી શકશે. આવી જાતનું જ્ઞાન હિન્દુસ્તાનના બધા ભાગોમાં આજે આપવામાં આવે છે.

"હિંદીઓની કેળવણી માટે અનામત રાખેલી રકમ તેમની સુધારણા કરવાને અર્થે વપરાય એવી હિંદુસ્તાન સરકારની ઇચ્છા છે, એટલે હું એમ કહેવાની રજા લઉં છું કે, આજે જે યોજના ચાલુ છે તે જ કાયમ રાખવામાં આવે તો મૂળ ઉદ્દેશ સાવ માર્યો જશે. કારણ, સંસ્કૃત ભાષાના વ્યાકરણના સૂક્ષ્મ ભેદોનું અધ્યયન કરવામાં જુવાનોનાં બાર બાર વરસ બગાડવાથી કોઈ પણ જાતનો સુધારો થઈ શકવાનો નથી.

"તે જ પ્રમાણે, આત્મા પરમાત્મામાં શી રીતે વિલીન થાય છે, અથવા પરબ્રહ્મની સાથે તેનો કઈ જાતનો સંબંધ છે, એવા વેદાન્તના વિષયોની ચર્ચા કરવાથી પણ કશો સુધારો થવાનો નથી; વળી સર્વ દૃશ્ય વસ્તુઓ મિથ્યા છે, માતા, પિતા વગેરેનું વસ્તુતઃ અસ્તિત્વ જ નથી, તેથી તેઓ પ્રેમ કરવાને પાત્ર નથી અને તેથી આપણે તેમની

પાસેથી જેટલા જલદી નાસી છૂટીએ અને સંસારમાંથી મુક્ત થઈએ તેટલું સારું, એવા એવા વેદાન્તના સિદ્ધાંતોના શિક્ષણથી સમાજના શ્રેષ્ઠ ઘટક શી રીતે થવાય તેની કેળવણી જુવાનોને મળી શકે નહીં.

"તે જ પ્રમાણે, દુનિયામાં કુલ પદાર્થ કેટલા છે, આત્મા અને શરીરનો અરસપરસ સંબંધ કેવા પ્રકારનો છે, આત્માનો શ્રવણેંદ્રિય સાથે કેવી જાતનો સંબંધ છે, એ ન્યાયસૂત્રોમાં કહેલું જ્ઞાન મેળવનાર, પોતાની બુદ્ધિની ઉન્નતિ સાધે છે, એમ કહી શકાતું નથી.

"આવી જાતના કાલ્પનિક જ્ઞાનનો ઉપયોગ કેટલો છે, એની કલ્પના આપ મહેરબાનને આવે તે માટે, લૉર્ડ બેકનના સમય પહેલાં યુરોપમાં સાહિત્ય અને શાસ્ત્રોની જે સ્થિતિ હતી, તેની સાથે તે વખતથી આજસુધી થયેલી જ્ઞાનની પ્રગતિની સરખામણી કરવાની આપને હું વિનંતિ કરું છું.

"સાચા જ્ઞાનથી બ્રિટિશ રાષ્ટ્રને વંચિત રાખવાનો જો હેતુ હોત, તો મધ્યયુગીન પંડિતોની કેળવણીની પદ્ધતિ રદ કરીને તેને ઠેકાણે બેકનના તત્ત્વજ્ઞાનની સ્થાપના કરવામાં ન આવી હોત. કારણ એ પદ્ધતિ અજ્ઞાનને ચિરંતન કરવાની દૃષ્ટિથી ઘણી જ ઉપયોગી હતી. તે જ પ્રમાણે આ દેશને અંધારામાં રાખવાનો બ્રિટિશ પાર્લમેન્ટનો ઉદ્દેશ હોય, તો તે પાર પાડવા માટે સંસ્કૃત શિક્ષણપદ્ધતિ અત્યંત ઉપયોગી છે. પણ સરકારનો હેતુ તો હિન્દી લોકોને સુધારવાનો છે; એટલે વધારે ઉદાર અને સુધરેલી કેળવણીની પદ્ધતિ તેણે અખત્યાર કરવી જોઈએ. તેમાં ગણિત, ભૌતિક વિદ્યાઓ, રસાયનશાસ્ત્ર, શરીરશાસ્ત્ર તથા બીજાં ઉપયોગી શાસ્ત્રોનો સમાવેશ કરવો જોઈએ. આ કેળવણી આપવા માટે યુરોપમાં કેળવણી પામેલા વિદ્વાન અને બુદ્ધિમાન લોકોની નિમણૂક આ રકમમાંથી કરવી જોઈએ અને આ કામ પાર પાડવાને માટે એક કૉલેજ સ્થાપન કરીને ત્યાં આવશ્યક ગ્રંથો, ઉપકરણો અને જ્ઞાનનાં બીજાં સાધનો વસાવવાં જોઈએ."

લૉર્ડ બેકનના સમય પહેલાંનું જ્ઞાન, અને તેની પછીનું જ્ઞાન, એ બેમાં ફેર શો, એવો જો કોઈ પ્રશ્ન પૂછે તો તેનો એવો જવાબ છે કે, બેકનના વખત પછી પોતે પોતાના જ્ઞાનને જોરે કુદરત ઉપર પ્રભુત્વ ચલાવી શકે છે એવો માણસને વિશ્વાસ આવ્યો; અને જ્ઞાનપ્રાપ્તિનાં સાધન તરીકે ગ્રંથપ્રામાણ્ય કરતાં અનુભવપ્રામાણ્યને તેમ જ બુદ્ધિપ્રામાણ્યને વધારે મહત્ત્વ અપાવા લાગ્યું. ખરું જોતાં, ગ્રંથોની ઉત્પત્તિ પણ માણસના અનુભવ અને બુદ્ધિને જ આભારી છે; પરંતુ ગ્રંથકાર વિષેના પૂજ્યભાવમાંથી વિભૂતિપૂજા જન્મે છે અને તે વિભૂતિપૂજાનું પર્યવસાન વિશિષ્ટ ગ્રંથોને પરમેશ્વરનિર્મિત માનવાની વૃત્તિમાં થાય છે. એમ થાય છે એટલે ગ્રંથપ્રામાણ્યનો અતિરેક થાય છે અને માણસની બુદ્ધિ પોતાના અનુભવ પ્રમાણે ન ચાલતાં અથવા સ્વતંત્ર તર્કનો ઉપયોગ ન કરતાં, પ્રાચીન ગ્રંથોની તેમ જ તેમના શબ્દોની ગુલામ બને છે. આવી રીતે પાછળની પેઢીઓ તેમની પહેલાંની પેઢીઓની

ગુલામ બને છે, એટલે તેમના જ્ઞાનની પ્રગતિ અટકી પડે છે; અને માણસ પોતાની બુદ્ધિનો ઉપયોગ કેવળ શબ્દોના અર્થ કરવામાં જ કરવા માંડે છે. એમ કરતાં કરતાં કુદરતનું જ્ઞાન અનુભવ અને તર્ક દ્વારા થાય છે, એ વસ્તુ જ તે ભૂલી જાય છે. પેશવાઈનો અંત આવ્યો અને બ્રિટિશ રાજ્યની સ્થાપના થઈ તે વખતે, આપણા શાસ્ત્રીપંડિતોની આવી જ સ્થિતિ થઈ હતી. 'લોકહિતવાદી' તે વખતના શાસ્ત્રીપંડિતોની વિદ્યા વિષે લખે છે :

"એનું (પરાધીનતાનું) બીજું એક કારણ એ છે કે, હાલ લોકોની માન્યતાઓમાં ગાંડપણ પેઠું છે. પ્રાચીન કાળમાં વૈદકના, જ્યોતિષના કે કોશ વગેરે જેવા જે ગ્રંથો થયા, તે રચનારાઓ દેવો અથવા ઋષિમુનિઓ હતા, તેમનું સામર્થ્ય કે લાયકાત હવે કોઈનામાં આવવાની નથી, એમ કહી કહીને બધી વિદ્યાઓનો વિકાસ તેમણે કુંઠિત કર્યો છે. પાછલાં લગભગ પંદરસો કે બે હજાર વર્ષ દરમ્યાન કોઈ સ્વતંત્ર ગ્રંથો રચાયા નથી, અને એ અંધાધૂંધીના જમાનામાં સંસ્કૃત ભાષા તો લગભગ નાશ જ પામી. તે પછી કોઈ કવિઓ વગેરેએ ગ્રંથો રચ્યા છે ખરા, પણ તે નવા સ્વતંત્ર ગ્રંથો નથી, મૂળ સંસ્કૃત ગ્રંથોના તે તરજુમા છે. ચાલો, આપણે કલ્પના ચલાવીને નવા ગ્રંથો રચીએ અને દેશાટન કરીને દુનિયા કેવી છે તેની શોધખોળ કરીએ, એવું કોઈને થતું નથી. એ લોકોની બુદ્ધિ સાવ બહેર મારી ગઈ છે. અને જૂના ગ્રંથોમાં જેટલું જ્ઞાન છે તે જ પૂરતું છે, એમ માનીને તેઓ નિરાંતે બેઠા છે."*

આ અનુભવશૂન્ય ગ્રંથપ્રામાણ્યના યુગનો અંત લાવીને, અનુભવગમ્ય જ્ઞાનનો યુગ શરૂ કરવાનું શ્રેય, ઇંગ્લંડમાં લૉર્ડ બેકનને આપવામાં આવે છે. આપણે ત્યાં ગ્રંથપ્રામાણ્યના યુગની સામે બળવો કરવાનું માન, આધુનિક જમાનામાં રાજા રામમોહન રાયને આપવું જોઈએ. ધર્મસુધારણા કરતી વખતે તેમણે વૈદિક સાહિત્યનો આધાર લીધો હોય, તો પણ તેઓ વેદોને કે બીજા કોઈ પણ ગ્રંથોને ઈશ્વરનિર્મિત, અને તેથી દોષ વગરના માનતા નથી, એ ધ્યાનમાં રાખવું જોઈએ. બ્રાહ્મસમાજ અથવા પ્રાર્થનાસમાજ ગ્રંથપ્રામાણ્યવાદી નથી, તેઓ અનુભવપ્રામાણ્યવાદી છે, એ વાત પોતાને બુદ્ધિવાદી કહેવડાવનારા આજના લોકો ઘણી વખત ભૂલી જાય છે. બ્રાહ્મસમાજ અથવા પ્રાર્થનાસમાજ અને આર્યસમાજ વચ્ચેનો ભેદ સ્પષ્ટ કરતાં ડૉ. ભાંડારકર કહે છે:

વેદો ઈશ્વરપ્રણીત છે એમ આર્યસમાજ માને છે, પણ બ્રાહ્મ અથવા પ્રાર્થનાસમાજ તેમ માનતા નથી. પ્રાર્થના સમાજનો આ જ સાચો સિદ્ધાંત છે. પ્રાર્થના સમાજનો ધર્મ પરમેશ્વરે જાતે ઉપદેશેલો અને ઈશ્વરપ્રણીત જ છે. પણ અમુક કાળે, અમુક સ્થળે કે અમુક વ્યક્તિને તેનો ઉપદેશ થયેલો નથી. એ ધર્મનું બીજ સર્વના અંતઃકરણમાં છે, અને તે બીજ સર્વને ઈશ્વર પાસેથી જ મળેલું છે. કેટલીક વ્યક્તિઓમાં તે વિકસિત થયેલું માલૂમ પડે છે અને એવી વ્યક્તિઓના ઉપદેશથી

* 'શતપત્રે', નં. ૨૩, જુલાઈ, ૧૮૪૮.

ગ્રંથો દ્વારા બીજા લોકોને ધર્મનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. આવી રીતે ઈશ્વર પોતે જ પોતાને વિષેનું જ્ઞાન મનુષ્યના અંતઃકરણમાં વિકસાવે છે; અને આ ક્રમ આદિકાળથી અત્યારસુધી સતત ચાલતો આવ્યો છે. કોઈ એક જ કાળે અને એક જ વ્યક્તિને પરમેશ્વર સમગ્ર ધર્મ કહી દે એ શક્ય નથી, કારણ ધર્મનો સતત વિકાસ થાય છે. પરંતુ અગાઉ કહ્યા પ્રમાણે કેટલીક વ્યક્તિઓની સામે પરમેશ્વર વિશેષ પ્રમાણમાં ધર્મજ્ઞાન પ્રગટ કરે છે. આ ઉપરથી ધર્મતત્ત્વોનો પ્રસાર પરમેશ્વર માણસો દ્વારા જ કરે છે, એ દેખાઈ આવશે. માણસની શક્તિ પરિમિત છે. તેની દુર્બળતાને લીધે ઘણી વાર સત્ય એક કોરે રહી જાય છે અને અસત્ય તરફ તેનું વલણ થાય છે. આમ બધા જ ધર્મોમાં સત્ય અને અસત્ય બંને છે. તેથી અસત્યને દૂર રાખીને સત્યનો સ્વીકાર કરવાની હંમેશ આપણી તૈયારી હોવી જોઈએ. એકલા આપણા જ ધર્મનાં બધાં તત્ત્વો શુદ્ધ અને સત્ય છે, તેમ જ તે બધાં એક જ વખતે પ્રાપ્ત થયેલાં છે એમ નથી. પ્રાર્થનાસમાજને જે તત્ત્વો માન્ય છે તે બધાં વેદોમાં નથી. બીજરૂપે તે તેમાં છે. એ બીજ પાછળથી ઉપનિષદો અને ગીતામાં ઉત્તમ રીતે વિકસિત થયેલું છે.” ×

ટૂંકમાં, બ્રાહ્મ અને પ્રાર્થના સમાજ એ બંને એકેશ્વરી સંપ્રદાયો ધર્મનો ઉગમ ધર્માનુભવમાંથી જ થાય છે, એમ માને છે; કોઈ વિશેષ ગ્રંથમાંથી થાય છે એમ માનતા નથી. તેથી બીજા શાસ્ત્રોની જેમ ધર્મશાસ્ત્રમાં પણ તેઓ ગ્રંથપ્રામાણ્ય અથવા શબ્દપ્રામાણ્ય માનતા નથી, પણ અનુભવ અને તર્કનો જ આશ્રય લે છે; અને ધર્માનુભવ અને તર્ક એ બેની મદદથી થતું ધર્મજ્ઞાન સતત વિકાસ પામ્યા કરે છે, એમ તેઓ સમજે છે. તે જ પ્રમાણે બધા ધર્મોમાં જેમ સત્ય છે તેમ અસત્ય પણ છે, અને તેથી કોઈ પણ ધર્મના લોકોએ પોતાનો જ ધર્મ સર્વશ્રેષ્ઠ છે એમ ન માનતાં, બધા ધર્મો પ્રત્યે સમભાવ રાખીને સાર્વજનિક ધર્મનો અથવા વિશ્વધર્મનો વિકાસ કરવો જોઈએ, એમ તેઓ કહે છે. હિંદુઓના વેદાન્ત તત્ત્વજ્ઞાનમાંથી જ તેમને આ વ્યાપક અને સહિષ્ણુ વૃત્તિ લાધી છે, પણ ખ્રિસ્તી ધર્મપ્રચારકોને તેમ જ મુસલમાન ધર્માનુયાયીઓને એ વાત હજી ગળે ઊતરતી નથી. આ કારણને લીધે જ રાજા રામમોહન રાયને ખ્રિસ્તી પાદરીઓનો વિરોધ સહન કરવો પડ્યો હતો, એ આપણે આગળ જોયું છે. અહીં એટલું જ કહેવાનું છે કે, તેમણે ધર્મસુધારાની બાબતમાં ગ્રંથપ્રામાણ્યને છોડી દઈને, અનુભવપ્રામાણ્યને પોતાનો આધાર બનાવ્યો હતો, તેથી બીજા શાસ્ત્રોની પ્રગતિને પણ શબ્દપ્રામાણ્યવાદી શાસ્ત્રી-પંડિતોનો વિરોધ નડે છે, એમ રાજા રામમોહન રાયને લાગે એ સ્વાભાવિક હતું. આ બૌદ્ધિક ગુલામી યુરોપમાં બેકન પછી નાશ પામી અને તેથી ત્યાંના લોકો ભૌતિક વિદ્યામાં ખૂબ આગળ વધ્યા. આપણા લોકો પણ એવી જ

× ‘ડૉ. રા. ગો ભાંડારકર યાંચીં ધર્મપર વ્યાખ્યાને’, પૃ. ૩૨૬

પ્રગતિ કરે એ હેતુથી, તેમણે આ દેશમાં પાશ્ચાત્ય વિદ્યાનો પ્રસાર થાય તે માટે અનેક પ્રયત્નો કર્યા. તેમના સર્વાંગી સુધારાની આ બીજી બાજુ હતી.

ઈ. સ. ૧૮૧૭ માં ડેવિડ હેર નામના એક ઘડિયાળીના અને રાજા રામમોહન રાયના પ્રયત્નથી કલકત્તામાં હિન્દુ કૉલેજ નામની પાશ્ચાત્ય ઢબની એક શિક્ષણ સંસ્થા સ્થપાઈ. આગળ જતાં ૧૮૨૪ માં સંસ્કૃત કૉલેજ અને હિન્દુ કૉલેજ એ બે સંસ્થાઓનું એકીકરણ થયું. સંસ્કૃત વિદ્યાની સાથોસાથ જ પાશ્ચાત્ય વિદ્યાનું જ્ઞાન અપાવું જોઈએ, એ સિદ્ધાન્તને આવી રીતે માન્યતા મળી. પણ આ સંસ્થા સાથે રાજા રામમોહન રાયનો સંબંધ રહે એને સનાતની લોકોનો વિરોધ હતો, તેથી રામમોહન રાયે સંસ્થાના સભ્ય તરીકે રાજીનામું આપ્યું. તે પછી ૧૮૨૬માં કલકત્તામાં પોતાની માલીકીની જગ્યામાં 'વેદાન્ત કૉલેજ' નામની બીજી એક સંસ્થા તેમણે કાઢી. તેમાં હિન્દુ એકેશ્વરવાદના પ્રસારને માટે સંસ્કૃત ને વેદાન્ત શીખવવામાં આવતું, તેની સાથે જ ખ્રિસ્તી એકેશ્વરી પંથનું, પશ્ચિમની ભૌતિક વિદ્યાઓનું તેમ જ બીજું જ્ઞાન આપવાનો પણ તેમનો ઉદ્દેશ હતો. પણ આ બધું જ્ઞાન બંગાળી અથવા સંસ્કૃત ભાષા મારફતે જ આપવામાં આવે એવો તેમનો ખાસ આગ્રહ હતો. હિન્દુઓનું વેદાન્ત જ્ઞાન પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાન કરતાં શ્રેષ્ઠ છે, અને પાશ્ચાત્યની ભૌતિક દૃષ્ટિ હિંદુઓના કરતાં શ્રેષ્ઠ છે, તેથી બન્નેનો સમન્વય થવો જોઈએ અને એ બધું જ્ઞાન બંગાળી ભાષા દ્વારા જ અપાવું જોઈએ એવી તેમની કેળવણી વિષયક નીતિ દેખાય છે. લૉર્ડ બેંટિંકની કારકિર્દીમાં ૧૮૩૫ માં લૉર્ડ મૅકોલેએ આ દેશની કેળવણી માટે જે નીતિ આંકી આપી હતી તેના કરતાં રામમોહન રાયની આ નીતિ વધારે વ્યાપક અને વધારે રાષ્ટ્રીય છે એમ રામમોહન રાયના ચરિત્રકાર ગાંગુલી જણાવે છે. * પશ્ચિમની ભૌતિક વિદ્યા અને પૂર્વનું આધ્યાત્મિક જ્ઞાન એ બન્નેનો સમન્વય તેમને સાધવો હતો, જ્યારે મૅકોલેની યોજનામાં કેવળ પાશ્ચાત્ય વિદ્યા ઉપર જ બધો ભાર મૂકવામાં આવ્યો હતો. ધર્મ અને કેળવણી અંગેની ચળવળની સાથે સાથે ૧૮૧૭–૧૮ના અરસામાં રામમોહન રાય 'સતી'ની કુરૂઢિ સામે ઝઘડવામાં રોકાયા હતા. ૧૮૧૭ – ૧૮ માં બંગાળમાં સતીઓની સંખ્યા ખૂબ વધી ગઈ. એ વખતે સરકારે આ રૂઢિને અટકાવવાને માટે કેટલાક નિયમોનાં બંધનો મૂકવાની શરૂઆત કરી હતી, તેની સામે આ (સંખ્યાનો ઉછાળો) એક પ્રતિક્રિયા હતી. સનાતની હિન્દુઓએ આ બંધનો રદ કરવા માટે સરકારને એક અરજી કરી હતી. રામમોહન રાયે એ અરજીના વિરોધમાં સુધારક પક્ષ તરફથી પણ એક અરજી તૈયાર કરી અને સતીના અમાનુષ ચાલની સામે ઝુંબેશ ઉઠાવી. સુધારકોએ મોકલેલી અરજીમાં નીચે જણાવેલી હકીકત રજૂ કરી હતી :

* 'રાજા રામમોહન રાય'–ગાંગુલી, પૃ. ૧૦૨

"સતી થનારી સ્ત્રીઓના નિકટના વારસોને તેમના મરણથી લાભ થાય છે, તેથી પોતાના પતિની સાથે બળી મરવાને તેમને સમજાવવામાં આવે છે. એવા કેટલાય દાખલાઓ પ્રત્યક્ષ અથવા વિશ્વાસપાત્ર સાક્ષીઓની મારફતે અરજદારના જાણવામાં આવેલા છે. પોતાના મરણ પામેલા પતિની સાથે સતી થવાનો નિશ્ચય દુઃખના પહેલા આવેગમાં કેટલીક સ્ત્રીઓ અવિવેકને લીધે કરે છે, પણ પ્રત્યક્ષ સતી થતી વખતે ભયની મારી તે નિશ્ચય બદલે છે; એવી સ્ત્રીઓને દોરડાથી બાંધીને તેઓ બળીને ખાખ થાય ત્યાં સુધી બળજબરીથી લીલા વાંસથી ગોદા મારી મારીને ચિતા ઉપર દબાવી રાખવામાં આવે છે. બીજી કેટલીક સ્ત્રીઓ સળગતી ચિતા ઉપરથી નાસી જાય છે, પણ તેમનાં દાયાદો તેમને ફરી ઊંચકી લાવીને બાળી મૂકે છે. કોઈ પણ શાસ્ત્રની દૃષ્ટિથી અથવા દુનિયાના કોઈ પણ સમાજના સારાસાર વિવેકની દૃષ્ટિથી આ બધાં ખૂનો છે, એવો આપના અરજદારોનો નમ્ર મત છે."*

માણસની કર્તવ્યબુદ્ધિ અંધ બને અથવા સ્વતંત્ર વિચાર, અનુભવ અને તર્કને વિદાય આપીને તે કેવળ ગ્રંથપ્રામાણ્ય ઉપર આધાર રાખતો થાય અને ઐહિક પરિણામો તરફ દુર્લક્ષ કરીને કેવળ કાલ્પનિક પારલૌકિક કલ્યાણની ગ્રંથોક્ત કલ્પનાઓ વડે તેનું મન ભરમાઈ જાય, એટલે તેને હાથે કેવા અનર્થો થાય છે અને ધર્મને નામે ઘોર પાપો કરવાને તે કેવો તૈયાર થાય છે તેનો સતીના જેવો બીજો સચોટ દાખલો મળવો મુશ્કેલ છે. જે લોકો સતીનો રિવાજ કાયદાથી બંધ ન થવો જોઈએ એમ કહેતા હતા, તે બધા ખૂની હતા એમ કહેવામાં અન્યાય થાય. જે સ્ત્રીઓ પતિ વિષેના પ્રેમને લીધે પરંપરાગત સંસ્કારોને વશ થઈને પતિની ચિતા ઉપર જીવતાં બળી જવાનો નિશ્ચય કરતી હતી તે બધી બીકણ હતી, અવિવેકી હતી, અથવા જબરદસ્તીથી તેમ કરવા તૈયાર થતી, એમ પણ કહી શકાય નહીં. પણ તેમની, તેમને ઉપદેશ આપનારાઓની, તેમ જ તેમના ગુણગાન કરનારાઓની બુદ્ધિ અંધ થઈ ગઈ હતી એમાં શંકા નથી. "अधर्मं धर्ममिति या मन्यते तमसावृता। सर्वार्थान् विपरीतांश्च बुद्धिः सा पार्थ तामसी॥" એ ગીતામાં જણાવેલાં લક્ષણો પ્રમાણે જોતાં તેમની કર્તવ્યબુદ્ધિ તામસ હતી એમ કહેવું જોઈએ. પત્નીનો પતિ પર આત્યન્તિક પ્રેમ હોય તો તેણે તેની સાથે સતી થવું જોઈએ, એમ માનનારા લોકો પોતાની પ્રિય પત્ની સાથે પતિએ બળી મરવું જોઈએ, એમ કહેવા તૈયાર નહીં થાય. પત્નીને પતિ ઉપરાંત બીજું કશું કર્તવ્ય નથી — ઓછામાં ઓછું, અપત્ય વિનાની સ્ત્રીને તો બીજું કર્તવ્ય નથી જ — એવી માન્યતાને લીધે જ પતિનું મરણ થતાં પત્ની સતી થાય, એ તેના ઉન્નત પ્રેમનું લક્ષણ ગણાય છે. પુરુષને કુટુંબની બહાર બીજાં અનેક કર્તવ્યો હોય છે, પણ પત્નીને એવાં બીજાં કર્તવ્યો હોતાં નથી, કોઈ સ્વતંત્ર પુરુષાર્થ સાધવાનો હોતો નથી, એમ માની લીધું, એટલે સંતાનવિહીન વિધવાને

* 'રાજા રામમોહન રાય', ગાંગુલી, પૃ. ૩૨-૩૩.

આ દુનિયામાં જીવવાનું કશું કારણ જ રહેતું નથી. પોતાની જિજીવિષાને લીધે અથવા સુખની આશાથી જીવવું, એ તો કદી પણ ધ્યેય હોઈ શકે નહીં, એટલે પોતાના પતિ સાથે બળી મરવું એ જ તેનું શ્રેષ્ઠ કર્તવ્ય છે એમ નક્કી થાય છે. આવી જાતની આ વિચારસરણી છે અને તેને આધારે આજે પણ કેટલાક લોકો સતી થવું એ જ ધ્યેયની દૃષ્ટિથી આદર્શ પત્નીનું કર્તવ્ય છે, એમ માને છે. આ વિચારસરણીમાં પણ સ્ત્રીને સ્વતંત્ર વ્યક્તિત્વ નથી એમ માની લેવામાં આવ્યું છે. સ્ત્રીસ્વાતંત્ર્યના શ્રેષ્ઠ આદર્શની દૃષ્ટિથી 'સતી' થવું એ કોઈ પણ સ્વરૂપમાં અધર્મ જ ઠરે છે. મૃત પતિ વિષે ઉત્કટ પ્રેમ હોય એવી સ્ત્રી વિરક્ત બનશે, બહુ તો, પુનર્વિવાહ કરીને તે ફરી સંસાર નહીં માંડે; પણ તેને અનેક સામાજિક કર્તવ્યો પાર પાડવાનાં રહે જ છે. તે કર્તવ્યો કરતાં કરતાં પતિ વિષેના તેમ જ કુટુંબનાં બીજાં સગાંઓ વિષેના પ્રેમનો વિકાસ કરીને તે વિશ્વકુટુંબની સેવા કરવામાં આનંદ માનશે. એ જ સાચો સતીધર્મ છે; નહીં કે, દેહને ચિતામાં બાળી નાખવાનો. ઐહિક ઉન્નતિ અને ઐહિક કર્તવ્ય પાર પાડવાથી મળતા આનંદની દૃષ્ટિથી આ વિચાર થયો. મરણ પછી મળવાના સ્વર્ગ સુખની કલ્પનાઓના અંધકારમાં એક વાર ડૂબકી મારો, પછી સ્વતંત્ર દલીલને અવકાશ જ રહેતો નથી. ગ્રંથપ્રામાણ્ય અને શબ્દપ્રામાણ્યનો ટમટમતો દીવો હાથમાં લઈને ઐહિક કર્તવ્યોની શોધ શરૂ કરવી અને ગ્રંથોમાં કહેલા પારલૌકિક ફળો પરથી સારાનરસાનો વિવેક કરતાં થવું, એટલે ધર્મની શોધ આંધળા પાડાની રમત જેવી થઈ જાય છે; અને 'अन्धेनैव नीयमाना यथान्धाः' એ ન્યાયે આખો સમાજ ધર્મને નામે અધર્માચરણની ઊંડી ખાઈમાં પડીને નાશ પામે છે.

'સતી'નો રિવાજ સ્ત્રીઓની ગુલામીનાં અનેક પ્રતીકોમાંનું એક હતું. ધાર્મિક તેમ જ બૌદ્ધિક સ્વતંત્રતા મેળવવા માટે બ્રાહ્મ સમાજ અને પાશ્ચાત્ય કેળવણીની હિમાયત કરનાર રામમોહન રાયે સ્ત્રીસ્વાતંત્ર્યનો વ્યાપક પ્રશ્ન પ્રથમ હાથ ધર્યો અને સ્ત્રીઓને બાપદાદાની સંપત્તિમાં વારસો મળે તે માટે પણ પ્રયત્ન કર્યો. સ્ત્રીઓને આર્થિક સ્વતંત્રતા મળ્યા વિના તેમની સામાજિક ગુલામીનો અંત આવવાનો નથી, એ તત્ત્વની તેમણે હિમાયત કરી અને પ્રાચીન સ્મૃતિગ્રંથોમાં કન્યાને ઓછામાં ઓછો પુત્રના હિસ્સાના ચોથા ભાગ જેટલો હિસ્સો તો મળવો જ જોઈએ, એમ પ્રતિપાદન કર્યું છે એમ તેમણે જનતાને જણાવ્યું. તે જ પ્રમાણે માબાપ કન્યાવિક્રય ન કરે અને એકથી વધારે સ્ત્રીઓ કરવાની રૂઢિ બંધ થાય તે માટે પણ તેમણે લોકોમાં જાગૃતિ આણી. પણ એ પ્રયત્નોમાંથી એકે સફળ થયો નહીં. કેવળ સતીની રૂઢિ કાયદાથી બંધ થયેલી જોવાને તેઓ ભાગ્યશાળી થયા ખરા. ઈ. સ. ૧૮૨૯માં

લૉર્ડ બેંટિંકે સતીનો ચાલ કાયદાથી બંધ કર્યો. તે વખતે સતીનો ચાલ એકદમ કાયદાથીજ બંધ કરવો કે સતી થવા વિષેનાં બંધનો વધારે ને વધારે કડક કરીને સતી થવાનું વધારે મુશ્કેલ બનાવી પોલીસોની મારફતે એ ચાલ લોકોના ધ્યાનમાં ન આવે એવી રીતે ધીમે ધીમે બંધ પાડવો, એવો સવાલ હતો. પહેલો માર્ગ ઉઘાડો અને સરળ હતો. પણ તેમાં લોકોની ધર્મભાવનાઓને જબરદસ્ત ધક્કો લાગવાનું અને તેઓ બળવો કરવા પ્રેરાય એવું જોખમ હતું. બીજો માર્ગ મુત્સદ્દીપણાનો હતો, પણ તેમાં પોલીસ ખાતાની મુનસફીને વધારે પડતો અવકાશ મળતો હોવાથી તેથી કદાચ વધારે અન્યાય થવાનો સંભવ હતો. લૉર્ડ બેંટિંકે જ્યારે રાજા રામમોહન રાયની સલાહ માંગી ત્યારે તેમણે બીજો માર્ગ લેવાની સલાહ આપી. તેમનો મત એવો હતો કે, આ ચાલ એકદમ બંધ કરવામાં આવે તો, હિંન્દુસ્તાન જીતતી વખતે લોકોના ધર્મમાં હાથ ન નાખવાની જે ઉદાર નીતિ બ્રિટિશોએ સ્વીકારી હતી તેને દેશ જીત્યા પછી તેમણે છોડી દીધી છે અને હવે આ લોકો સત્તાને જોરે આપણા ધર્મનો ઉચ્છેદ કરશે એવી લોકોની ગેરસમજ થશે. પણ બંગાળના જે ભાગમાં આ ચાલ વિશેષ રૂઢ હતો, ત્યાંના લોકો સાવ દૂબળા અને ડરપોક હોવાથી તેમની પ્રતિકારભાવના લગભગ નામશેષ થઈ હતી. ખાસ કરીને 'સતી'ના ચાલની હિમાયત કરનારા લોકોમાં તો એ પ્રતિકારભાવના એટલી ક્ષીણ થઈ હતી કે તેની પૂરેપૂરી અવગણના કરવામાં આવે તો પણ તેથી કશું જોખમ આવવાનો સંભવ ન હતો, એમ રામમોહન રાયે લૉર્ડ બેંટિંકને લખી જણાવ્યું હતું.* બેંટિંકે આ અભિપ્રાયમાંથી સૂચન લઈને ઈ. સ. ૧૮૨૯માં સતીનો ચાલ બંધ કરવાનો કાયદો કર્યો. પણ તેમ કરતા પહેલાં જુદા જુદા લશ્કરી અમલદારોના અભિપ્રાયો મંગાવી એ કાયદાને લીધે લશ્કરમાં બળવો નહીં થાય તેની તેણે ખાતરી કરી લીધી હતી. પોતે જે કાયદો ઘડી રહ્યો છે તેનાં અંતિમ પરિણામ લોકો ઉપર શાં થશે, તેનું વિવેચન કરતાં તે વિલાયત મોકલેલી પોતાની નોંધમાં જણાવે છે :

"મારા અંતરનો પહેલો અને મૂળ હેતુ હિન્દુઓનું કલ્યાણ થાય એ જ છે. તેમની શ્રદ્ધા ગમે તેવી હોય તો પણ તેમનામાં વધારે શુદ્ધ નીતિ સ્થાપન થાય અને પરમેશ્વરની ઇચ્છાની બાબતના તેમના વિચારો વધારે ન્યાય્ય થાય, એના જેટલી મહત્ત્વની વસ્તુ તેમના ભાવિ સુધારાની દૃષ્ટિથી બીજી કોઈ પણ નથી, એમ મને લાગે છે. આ જ્ઞાન તેમને થાય તેટલા માટે તેમના ધાર્મિક આચાર વિચાર ખૂન અને રક્તપાતથી મુક્ત થાય એવી વ્યવસ્થા કરવી, એ તે દિશામાં પહેલું પગથિયું છે. આવા પાશવી ઉન્માદથી તેઓ મુક્ત થશે ત્યારે જ તેઓ સર્વમાન્ય સત્ય સિદ્ધાન્તોનુ

* 'રાજા રામમોહન રાય',—ગાંગુલી, પૃ. ૧૬૩.

શાંતપણે આકલન કરી શકશે. એમ થશે ત્યારે જ પરમેશ્વરના કાયદામાં વિસંગતિને સ્થાન જ નથી, 'કોઈ પણ નિર્દોષ પ્રાણીનું લોહી રેડતા નહીં' એ પરમેશ્વરની આજ્ઞાને અપવાદ હોઈ શકતો નથી, એ વસ્તુ તેમના ધ્યાનમાં આવશે. પોતાની અત્યાચારી રૂઢિઓ પૈકી અગ્રગણ્ય રૂઢિમાં રહેલો આ દોષ તેમના ધ્યાનમાં આવશે ત્યારે પોતાની ઉન્નતિને આડે આવતી બીજી રૂઢિઓનો પણ તેઓ ત્યાગ કરશે; અને આવી રીતે તેમના આચારવિચારને જકડી રહેલાં ગુલામીનાં બંધનો અને બેડીઓ તેઓ તોડી નાખશે, એટલે જે કોઈ પરદેશી સત્તાઓ આવી ચડે તેના ગુલામ બની રહેવાની તેમની અત્યારની વૃત્તિ તેઓ છોડી દેશે અને માનવકુળમાં પોતાનું ન્યાય્ય સ્થાન તેઓ પ્રાપ્ત કરશે, એવી પણ આશા આપણે રાખી શકીએ."*

લૉર્ડ બેંટિંકની આ વિચારસરણી પ્રામાણિક હતી અને સતીનો ચાલ બંધ કરવામાં અને તેમ કરતાં પોતાના રાજ્યને થોડા પ્રમાણમાં પણ લોકોમાં અપ્રિય બનાવવામાં હિંદુઓનું કલ્યાણ કરવા સિવાય તેનો બીજો કોઈ ઉદ્દેશ હોય એમ અમને લાગતું નથી. તેમ છતાં આ વિચારસરણીથી વિરુદ્ધ રાષ્ટ્રીય દૃષ્ટિથી મહત્ત્વની એવી બીજી એક વિચારસરણી પણ છે, તે તરફ દુર્લક્ષ કર્યે ચાલે તેમ નથી. બંગાળના જે વિભાગમાં સતીનો ચાલ રૂઢ હતો ત્યાંના લોકોની પ્રતિકારભાવના સાવ મરી ગઈ છે, ત્યાંના લોકો દૂબળા અને ડરપોક બન્યા છે, એવી એવી પરિસ્થિતિ થયાનું હિંદુ સમાજના સુધારકો પરદેશી સરકારને જણાવે અને તે પરિસ્થિતિનો એટલે કે લોકોની પ્રતિકારશૂન્ય વૃત્તિનો લાભ લઈને લોકોની ભાવનાઓ અને માન્યતાઓની અવગણના કરીને સરકાર કોઈ કાયદો લોકો ઉપર લાદે, અને તેની ઇષ્ટતા ગળે ઊતર્યા વિના જ તે કાયદાને નમવાની લોકોને ફરજ પડે, એ બધું રાષ્ટ્રીય દૃષ્ટિથી વિચાર કરતાં પ્રશંસાને પાત્ર લાગતું નથી. કારણ લોકોની પ્રતિકારભાવના એ જ રાષ્ટ્રીય સ્વતંત્રતાની લડતની મૂડી છે. એ મૂડી જ જો નષ્ટ થાય તો લોકો પરદેશી સત્તાની સામે બળવો શી રીતે કરી શકે? એવો વિચાર રાષ્ટ્રીય આગેવાનોના મનમાં આવ્યા વિના રહેતો નથી. આ જ વિચારથી પ્રેરાઈને ઓગણીસમા સૈકાની આખરે રાષ્ટ્રીય રાજકારણનો પાયો નાખનાર લોકમાન્ય ટિળકે વિદેશી સરકારના કાયદાની સહાયથી સમાજસુધારો કરવાની નીતિને વખોડી કાઢી હતી. આ દલીલ જોકે બધા સમાજોને બધી સ્થિતિમાં સરખી રીતે લાગુ પડતી નથી, તો પણ કાયદાની મદદથી ધાર્મિક અને સામાજિક ગુલામીનો અંત લાવવાથી લોકોમાં જાગૃતિ આવશે અને તેઓ રાજકીય ગુલામીમાંથી પણ મુક્ત થશે એ વિચારસરણીની વિરોધી બાજુ તરીકે જ આ દલીલનો અહીં ઉલ્લેખ કર્યો છે. તે વખતે હિંદુસ્તાનમાં આધુનિક રાષ્ટ્રવાદ નિર્માણ થયો ન હતો.

---

* 'ડેવલપમેન્ટ ઑફ ઇંડિયન પૉલિટી', ઍંડરસન અને સુબેદાર, પૃ. ૯૨.

રાજકીય ગુલામી સાચા ધાર્મિક અને સામાજિક સુધારાને પણ કેવી વિઘાતક બને છે તેનો અનુભવ સર્વાંગી સુધારક પક્ષને થયો ન હતો. બ્રિટિશ સામ્રાજ્યશાહી આપણી આર્થિક ઉન્નતિની આડે કઈ રીતે આવે છે એની પણ સ્પષ્ટ કલ્પના તે વખતના ભણેલા લોકોને બરાબર આવી ન હતી. બ્રિટિશ સત્તાની વિરુદ્ધ લોકોની પ્રતિકારબુદ્ધિ જાગ્રત થાય અને દેશમાં બંડખોરપણું ન ફેલાય તેની જેટલી ચિંતા લોર્ડ બેંટિકને થતી હતી, તેટલી, બલ્કે તેનાથી પણ વધારે તે રાજા રામમોહન રાયને થતી હતી. આધુનિક રાષ્ટ્રનિર્મિતિ માટે જોઈતી સામાજિક અને ધામિક મનોરચના આજે આપણા લોકોમાં નથી અને તે નિર્માણ થાય ત્યાં સુધી તો બ્રિટિશ રાજ્ય અહીં રહે એ જરૂરનું છે, એવી એમની પ્રામાણિક માન્યતા હતી. ઓગણીસમા સૈકાની આખરે અથવા ચોથા ચરણમાં આ શ્રદ્ધાને ધક્કો દેનારી વિચારસરણી અને મનોરચના ભણેલા લોકોમાં દેખાવા લાગી.

આધુનિક રાષ્ટ્રઘડતરના માર્ગમાં આડે આવતી જે કેટલીક સામાજિક સંસ્થાઓ આપણે ત્યાં રૂઢ છે તેમાં ન્યાતિસંસ્થા એક પ્રમુખ સંસ્થા છે, એમ એ સુધારક પક્ષને લાગતું હતું, તેથી તેણે આ સંસ્થા પર પણ પોતાનો મોરચો માંડ્યો. આને અંગે રાજા રામમોહન રાયે વિશેષ જોરદાર ચળવળ કરી નહીં, તેમ જ તેમણે પોતે પણ ન્યાતિબંધનોનો પૂરેપૂરો ત્યાગ કર્યો નહીં. તેમ છતાં, ન્યાતિસંસ્થા રાષ્ટ્રભાવનાને વિઘાતક છે, અને કેવળ રાજકીય દૃષ્ટિથી વિચાર કરનારને પણ તે સુધારવી પડશે, એવો પોતાનો મત તેમણે નોંધેલો છે. ન્યાતિભેદને લીધે રાષ્ટ્રભાવનાને કેવી રીતે હાનિ પહોંચી છે, એ બાબત તેમણે પોતાના વિચારો એક કાગળમાં નીચે મુજબ દર્શાવ્યા છે:

"યુરોપ અને અમેરિકાના સામાન્ય ખ્રિસ્તી લોકો કરતાં હિંદુઓ દુર્ગુણોની બાબતમાં વધારે અવનત નથી, એ આપનો મત મને માન્ય છે; પણ આજે હિંદુઓ જે જાતનું ધાર્મિક આચરણ કરી રહ્યા છે તે તેમના રાજકીય હિતના પોષણની દૃષ્ટિથી ઇષ્ટ નથી. અનેક ન્યાતિઓ ને પેટા ન્યાતિઓ નિર્માણ કરનારા જાતિભેદને લીધે તેમની રાષ્ટ્રભાવના નાશ પામી છે; અને અસંખ્ય ધાર્મિક વિધિવિધાનો અને બોટઅબોટના નિયમોને લીધે કોઈ પણ મોટું સાહસ ખેડવાની કૌવત તેમનામાં રહી નથી. . . ઓછામાં ઓછું રાજકીય હિત તેમ જ સામાજિક સુખને માટે પણ તેમના ધર્મમાં કંઈક પરિવર્તન થાય એ જરૂરનું છે, એમ મને લાગે છે."*

પોતે જે સુધારાઓ દાખલ કરવા માગતા હતા તેમને માટે આપણા દેશના પ્રાચીન સુધારકોનો આધાર બતાવવાની તેમની હમેશની વૃત્તિને અનુસરીને તેમણે બૌદ્ધ ધર્મના અનુયાયી પંડિત મૃત્યુંજયાચાર્યના 'વજ્ર-

* 'રાજા રામમોહન રાય' –ગાંગુલી, પૃ. ૧૩૩-૩૪.

સૂચિ ' નામના સંસ્કૃત ગ્રંથનું ભાષાંતર ઈ. સ. ૧૮૨૭માં પ્રસિદ્ધ કર્યું, અને ન્યાતિભેદ નષ્ટ કરવાના અર્વાચીન મતને મળતો પ્રાચીન (ગ્રંથનો) આધાર લોકો આગળ રજૂ કર્યો. આવી રીતે ન્યાતિભેદ નાબૂદ કરવાની ચળવળની પૂર્વતૈયારી તેમણે કરી રાખી, એમ કહેવામાં કશું ખોટું નથી. સામાજિક સુધારો એ શબ્દપ્રયોગથી જે વસ્તુઓનું સૂચન થાય છે તેમાં સમાજના સ્ત્રી-શૂદ્રોને એટલે કે સમાજના દુર્બળ અને દલિતોને સમાનતા મેળવી આપવાનો ખ્યાલ મુખ્ય હોય છે. આ સમતાનું તત્ત્વ શ્રીકૃષ્ણ, ગૌતમ બુદ્ધ અને મધ્યયુગીન સાધુસંતોના ગ્રંથોમાં અને પ્રયત્નોમાં ઓછાવત્તા પ્રમાણમાં જોવામાં આવે છે અને તેનો આધાર રામમોહન રાય વગેરે બધા આધુનિક સામાજિક તેમ જ ધાર્મિક સુધારકોએ લીધો છે. તેમ છતાં તેમણે એ તત્ત્વ જે વહેવારોને લાગુ કર્યું, તે વહેવારોને શ્રીકૃષ્ણ, ગૌતમ બુદ્ધ વગેરે પ્રાચીન કાળમાં થયેલા અવતારી પુરુષોએ અથવા મધ્યયુગના સાધુ સંતોએ લાગુ કર્યું ન હતું. તેમણે એમ ન કર્યું હોય તો પણ એ જ સમતાના તત્ત્વની વ્યાપ્તિ વધારીને તે વધારે ને વધારે વહેવારોને લાગુ કરવું, એ જ તેમનું કાર્ય આગળ ધપાવવાનો માર્ગ છે, એમ આ નવા સુધારકોનો મત હતો; જ્યારે તેમનો વિરોધ કરનારા સનાતનીઓ એવી દલીલ કરે છે કે, પ્રાચીન કાળના અવતારી પુરુષોએ અથવા સાધુસંતોએ જે વહેવારોને એ તત્ત્વ લાગુ કર્યું નથી તે વહેવારોને તે લાગુ કરવા માટે તેમનો આધાર લઈ શકાય નહીં. સમાજશાસ્ત્રની દૃષ્ટિથી વિચાર કરતાં એમ કહેવું જોઈએ કે, પ્રાચીન અને મધ્યયુગીન સુધારકોની જેમ આધુનિક સુધારકો સમત્વબુદ્ધિની આધ્યાત્મિક વૃત્તિમાંથી પોતાના સુધારા માટે આધાર લઈ શકતા હોય, તો પણ એ સમતાનો કઈ પરિસ્થિતિમાં કેટલા પ્રમાણમાં અમલ કરવો શક્ય તેમ જ ઇષ્ટ છે, તેનો વિચાર સમાજના ભૌતિક જ્ઞાનની અને સાધનોની દૃષ્ટિથી કરવો જોઈએ. આર્થિક સમતા સામાજિક સમતાનો આધાર છે, અને આ આર્થિક સમતા સમાજની ધનોત્પાદનની કળામાં તેમ જ પદ્ધતિમાં જેટલી પ્રગતિ થઈ હોય તેના ઉપર તેમ જ તેની આધ્યામિક ઉન્નતિ પર આધાર રાખે છે. આ દૃષ્ટિથી વિચાર કર્યા વિના વર્ણભેદ અને જાતિભેદ ઇષ્ટ છે કે અનિષ્ટ છે તેનો સાચો નિર્ણય થઈ શકે નહીં. પણ આનો વિચાર ઓગણીસમા સૈકામાં અંગ્રેજો જે વ્યક્તિવાદી સામાજિક તત્ત્વજ્ઞાન હિન્દમાં લાવ્યા તેમાં જ મૂળે ન હોવાથી, કૂવામાં ન હોય તો હવાડામાં ક્યાંથી આવે, એ ન્યાયે ઓગણીસમી સદીના આપણે ત્યાંના સુધારક વર્ગમાં પણ એ વિચાર કે દૃષ્ટિ હોય એ શક્ય ન હતું. તેમની વિચાર-સરણીમાં ભૂતદયા અને સમતાની આધ્યાત્મિક વૃત્તિઓ, વ્યક્તિવાદી અર્થોન્નતિ અને રાષ્ટ્રભાવના, એ જ વૃત્તિઓ પ્રમુખ હતી.

આપણા સમાજની આર્થિક રચનામાં એક જબરદસ્ત ક્રાન્તિ થઈ રહી છે, પૂર્વે આપણા સમાજમાં જાગીરદારો અને જમીનદારોનો એક ઉપલો વર્ગ અને બીજો તેમના ગણોતિયાઓનો અને મજૂરી કરનારા ખેડૂતોનો નિર્ધન અને દુર્બળ વર્ગ, એવા બે જ વર્ગો પ્રમુખ હતા અને વેપારી અને કારીગર વર્ગ પાસે ઝાઝી સંપત્તિ ન હતી; એ પરિસ્થિતિ પલટાઈ અને મૂડીદાર અંગ્રેજ વેપારીઓની સહાયથી એક મધ્યમ વેપારી અને ભણેલો નોકરિયાત વર્ગ આપણા સમાજમાં આગળ આવી રહ્યો છે અને તેની સંપત્તિ વધી રહી છે, એનું ભાન રાજા રામમોહન રાયને હતું. આ આર્થિક ફેરફારનું મહત્ત્વ પણ તેમના ધ્યાનમાં આવ્યું હતું, અને આ વર્ગમાંથી જ આખરે રાજકીય લોકસત્તા માટે લડત ચલાવનારો વર્ગ ઊભો થશે અને ઇંગ્લન્ડમાં જેવી રીતે લોકોના કાબૂવાળી રાજસત્તા સ્થાપન થઈ તેવી જ રીતે તે અહીં પણ થશે એવી તેમને આશા રહેતી હતી. પણ આ વર્ગના વિકાસ અને ઉન્નતિને પણ બ્રિટિશ સામ્રાજ્ય જ રોકી રહ્યું છે, એ વાતનું ભાન તેમને થયું હોય એમ દેખાતું નથી. તે જ પ્રમાણે આ વેપારી મધ્યમ વર્ગ દ્વારા કારખાનદારી ઊભી કરવાને માટે આપણે સંરક્ષક જકાતો અથવા સ્વદેશીની ચળવળ જેવા ઉપાયો લેવા પડશે, અને એમ કરવા જતાં બ્રિટિશ રાજ્યકર્તાઓ, બ્રિટિશ વેપારીઓ તેમ જ બ્રિટિશ મૂડીદારોનો હિંદી મધ્યમ વેપારી વર્ગમાંથી ઊભા થયેલા આપણા મૂડીદારો સાથે વિરોધ પેદા થશે, એનું ભાન પણ તેમને ન હતું. તેઓ આર્થિક દૃષ્ટિથી મુક્ત વેપારના હિમાયતી હતા. બ્રિટિશ માલ, મૂડી તેમ જ મૂડીદારો — એ ત્રણેયની આ દેશમાં મોટા પ્રમાણમાં આયાત થાય તો તેથી આ દેશનું કશું અહિત થવાનું નથી, બલ્કે કલ્યાણ જ થશે, એવો તેમનો મત હતો. માત્ર બ્રિટિશ લોકો હિંદુસ્તાનમાંથી નિકાસ થતા માલ ઉપર જે ભારે જકાતો નાખે છે તે તેમણે રદ કરવી જોઈએ, એમ તેઓ કહેતા. તાત્પર્ય, હિંદુસ્તાન અને ઇંગ્લન્ડ એ બે દેશો વચ્ચે મુક્ત વેપાર શરૂ થાય અને માલ, મૂડી અને મૂડીદારોની આયાતનિકાસ છૂટથી થાય, એમાં જ હિંદનું હિત છે એમ તેમને લાગતું.

આ અરસામાં બ્રિટિશ બગીચાવાળાઓ અને મૂડીદારોને હિન્દમાં આવીને કાયમની વસાહત કરવા દેવી કે નહીં, એ વિષે ઇંગ્લંડમાં મોટી ચર્ચા ઊપડી હતી; અને ઇસ્ટ ઇંડિયા કંપની અને તેના અધિકારીઓ બ્રિટિશોએ હિન્દમાં આવીને અહીં કાયમના ન રહેવું જોઈએ એવા મતના હતા. હિન્દુસ્તાનના જમીનદાર વર્ગને પણ આ ગોરાઓની આયાત ઇષ્ટ લાગતી ન હતી; પણ રામમોહન રાય વગેરે કેળવાયેલા સુધારાવાદી આગેવાનો એ આયાતને અનુકૂળ હતા. રામમોહન રાયની માલીકીના 'સંવાદ કૌમુદી' નામના છાપામાં ૨૬ ફેબ્રુઆરી, ૧૮૨૮ને

રોજ પ્રસિદ્ધ થયેલા એક લેખમાં નીચેના વિચારો પ્રદર્શિત કરવામાં આવેલા છે :

"ગળીના વાવેતરથી કેટલી પડતર જમીનનું ખેડાણ થયું છે, તેમ જ ગળીના બગીચાવાળાઓ પાસેથી મળતો પૈસો આખા દેશમાં ફેલાવાથી નીચલા વર્ગો કેટલું સુખી જીવન ગુજારતા થયા છે, તેની કલ્પના જેમની જમીનદારી ગામડાંમાં છે અને જેઓ તેની વ્યવસ્થા જાતે જુએ છે તે બધાને સારી રીતે આવી ગઈ છે. અગાઉ જે ખેડૂતોને કશો બદલો આપ્યા વિના અથવા નામની થોડીક ડાંગર આપીને જમીનદારો તેમની પાસે મહેનત મજૂરી કરાવતા, તેમને હવે ગળીના બગીચાવાળાઓના આશરા હેઠળ થોડીક સ્વતંત્રતા અને સુખ મળવા લાગ્યાં છે. આ બગીચાવાળાઓ પાસેથી દરેક મજૂરને દર મહિને લગભગ ચાર રૂપિયા મજૂરીના મળે છે, અને જે મધ્યમ વર્ગના લોકોને પોતાનું અને પોતાના કુટુંબનું પોષણ શી રીતે કરવું તે સૂઝતું ન હતું તેમને આ બગીચાવાળાઓ વધારે પગાર આપીને, 'સરકાર' વગેરેનું પદ આપીને, નોકરીએ રાખે છે, અને તેઓ મોટા મોટા શાહુકારો તથા જમીનદારોના સ્વૈર જુલમમાંથી મુક્ત થઈ રહ્યા છે. આ પરિસ્થિતિ પરથી એવો સાર જરૂર કાઢી શકાય કે, જો યુરોપિયન લોકો કોઈ પણ જાતનાં બંધન વિના અહીં આવીને રહી શકે અને બગીચાઓ કે વેપાર વગેરે કરવા માટે અનેક યુરોપિયનો આ દેશમાં આવીને બધે ફેલાય, તો નીચલા તેમ જ વચલા વર્ગની સ્થિતિ હજુ વધારે સુધરે. આ વસ્તુથી જ આપણે ત્યાંના સ્વાર્થી જમીનદારો અકળાઈને રોષે ભરાયા છે; કારણ પોતાના પ્રદેશના મધ્યમ અને કનિષ્ઠ વર્ગને ફાવે તેમ દબાવવા એ જ એ વર્ગની હાર્દિક ઇચ્છા હોય છે."

રામમોહન રાય વગેરે બંગાળી આગેવાનોની માલિકીના 'બેંગૉલ હેરલ્ડ' નામના અંગ્રેજી છાપામાં યુરોપિયનોના આવવાથી અહીંના મધ્યમ અને કનિષ્ઠ વર્ગોની સ્થિતિ કેવી સુધરી રહી છે તેનું નીચે મુજબ વિવેચન કરેલું છે :

"આ નવી ઘટભાંગને પરિણામે થતા અનેક લાભોમાંનો જ એક લાભ એ છે કે, લોકોમાં પૈસો વધારે પ્રમાણમાં ફરતો થયો છે, અને એ વાત પ્રત્યક્ષ પુરાવાથી સિદ્ધ કરી શકાય તેમ છે. પહેલો પુરાવો એ છે કે, કલકત્તામાં કોડીનો વહેવાર હવે લગભગ બંધ થયો છે અને થોડા જ દિવસમાં આખા બંગાળમાં તે જોવાની મળશે નહીં. દસ વરસ પહેલાં કલકત્તામાં મજૂરને મહિને બે રૂપિયા મળતા; હવે ચાર કે પાંચ રૂપિયા વગર તે રાજી થતો નથી. કબાટ, પેટી વગેરે બનાવનાર સુથારને અગાઉ મહિને આઠ રૂપિયા મળતા; હવે તેને એટલા જ વખતમાં સોળથી વીસ રૂપિયા મળે છે ગામડાંમાં પણ મજૂરીના દર વધ્યા છે. અગાઉ એક રૂપિયામાં બાર મજૂરો આખો દિવસ ખેતરમાં કામ કરતા; હવે તેટલી જ મજૂરીમાં છ જ મજૂરો મળે છે. પૂર્વે ડાંગર રોપવા માટે એક વીઘું જમીન એક રૂપિયામાં મળતી; હવે જમીનદાર પોતાના ગણોતિયા પાસે વીઘા દીઠ ત્રણ ચાર રૂપિયા માગે છે. પૂર્વે ચોખાનો ભાવ મણે આઠ આના હતો; હવે તે બે રૂપિયે મણ વેચાય છે. અગાઉ જમીનદારોની અર્ધી જમીનમાં જ વાવેતર થતું; તે હવે બધી જમીનમાં થાય છે. આ બધાનું કારણ ગળીનું વાવેતર જ છે."*

* 'ઇંડિયન સ્પીચિસ ઍન્ડ ડૉક્યુમેન્ટ્સ ઑન બ્રિટિશ રૂલ', પૃ. ૩૭–૩૮.

ઉપરના બન્ને ઉતારા ધ્યાનપૂર્વક વાંચતાં બ્રિટિશ મૂડીવાળાઓના અહીં આવવાનું આર્થિક પરિણામ શું થતું હતું, તેની ઠીક ઠીક કલ્પના કરી શકાય છે. મધ્યમ વર્ગના થોડાક લોકોને મોટા પગારની નોકરીઓ મળતી હતી; ખેતરમાં કામ કરતા ખેડૂતો અને મજૂરોની મજૂરી પૈસાની ગણતરીથી વધવા માંડી હતી; શહેરમાં રહેતા સુથાર જેવા કારીગરોની મજૂરી પણ વધતી હતી; પણ એની સાથે જ અનાજના ભાવ પણ વધતા જતા હતા. મજૂરીના દર બમણા થયા હતા, અને અનાજના ભાવ ચાર ગણા થયા હતા! જમીનદારોને મળતી સાંથ પણ આ અનાજના ભાવોના પ્રમાણમાં એટલે કે ત્રણથી ચાર ગણી થઈ હતી; જ્યારે મજૂરી — ગામડાંમાં તેમ જ શહેરોમાં — ફક્ત બમણી જ થઈ હતી! જેમ જમીનદારોને મળતી સાંથ વધતી હતી, તેવી જ રીતે શહેરોમાં જમીનની કિંમતો પણ વધતી હતી. 'ત્રીસ વરસ પહેલાં કલકત્તામાં જે જમીનની કિંમત પંદર રૂપિયા હતી તેના આજે ત્રણસો રૂપિયા ઊપજે છે,' એમ એ જ લેખમાં કહેલું છે. એટલે શહેરમાં ઘરભાડું પણ એ મુદત દરમ્યાન ત્રણ કે ચાર ગણું વધ્યું હોય તો નવાઈ નહીં. આવી પરિસ્થિતિમાં કનિષ્ઠ વર્ગની સ્થિતિ સુધરતી જાય છે, એમ કોઈ પણ અર્થશાસ્ત્રી આજે કહેવાની હિંમત નહીં કરે. મધ્યમ વર્ગના થોડાક જ લોકોની સ્થિતિ આને લીધે સુધરતી હતી, એટલો જ આનો અર્થ થાય છે; કારણ, તેમને હવે મળતો પગાર અગાઉના પગાર કરતાં ત્રણ ચાર ગણો કે તેથી વધારે હોવાનો સંભવ છે. વળી એ મધ્યમ વર્ગમાંથી પણ ઘણા થોડા લોકોની સ્થિતિ સુધરતી હતી અને એટલા જ અનુભવને આધારે આખો દેશ સુખી થઈ રહ્યો છે એવો ભ્રામક સાર ઉપરના ઉતારામાં કાઢવામાં આવ્યો છે.

એ વખતે બ્રિટિશ માલની સંખ્યાબંધ ગાંસડીઓ આ દેશમાં આવીને પડી હતી અને માગના કરતાં પુરવઠો વધી જવાથી તેના ભાવ ઊતરતા હતા. તેથી તે માલ લાવનાર વેપારીઓનું તેમ જ મોકલનાર વિલાયતી કારખાનદારોનું થોડુંક નુકસાન થઈ રહ્યું હતું. એ વસ્તુને ઉદ્દેશીને આ જ લેખમાં નીચેના વિચારો વ્યક્ત કરવામાં આવ્યા છે:

"લિવરપુલ, ગ્લાસગો ઇત્યાદિ સ્થળો જોડે વેપાર કરવાની જે વધુને વધુ સગવડો આપણને મળી છે, તેની સામે જેમણે પોકાર શરૂ કર્યો છે તેઓ પોતાના પક્ષનું સમર્થન કરવાને માટે એમ દર્શાવે છે કે, હિન્દી બજારો બ્રિટિશ માલથી છલકાઈ ગયાં છે. અને જેમણે તે માલ અહીં મોકલાવ્યો છે તેમને ભારે નુકસાન થઈ રહ્યું છે. આજના જેવા સંક્રમણકાળમાં આવી વસ્તુઓ હંમેશ બને છે; પરંતુ આખરે તેમનાં પરિણામો અત્યંત હિતકારક જ આવે છે. માલ સસ્તો થાય એટલે ઘરાકને તે લેવાનું મન થાય છે અને અગાઉ ન જાણેલી એવી નવી અભિરુચિઓ પેદા થાય છે. માલની

યોગ્ય કિંમત મળતી થાય એટલે એ અભિરુચિઓ સંતોષાવા માંડે છે; અને પછી ફરી નવા માલની આયાતને ઉત્તેજન મળે છે. આવી રીતે ઉત્પાદક અને ઘરાક એ બન્નેના સુખમાં વૃદ્ધિ થાય છે. તેમ છતાં એટલું સ્પષ્ટ છે કે, આવી પરિસ્થિતિમાં વેપારની આપલે બન્ને પક્ષે ચાલુ હોય એ જરૂરનું હોય છે; અને પોતાના માલને માટે હિન્દનાં મોટાં બજારો મળી જાય એવી ઇંગ્લંડની જો અપેક્ષા હોય તો એશિયાના માલ ઉપર સ્વતંત્ર દેશને બટ્ટો લગાડે એવી જે પ્રતિબંધક જકાતો તેણે નાખી છે તે રદ્દ કરવી જોઈએ. એકલી ઈસ્ટ ઇંડિયા કંપની જ પોતાના ભાગીદારોને ડિવિડંડ આપવા માટે તેમ જ પોતાના વિલાયતના ખરચને માટે ચાલીસ લાખ પાઉન્ડનું સોનું ચાંદી લઈ જાય છે એમ કહેવાય છે."

આ સોના ચાંદીને બદલે અહીંનો માલ ઇંગ્લંડમાં ખપે અને ઇંગ્લંડનો માલ અહીં ખપે એવો આ મુક્ત વેપારનો ખુલાસો છે. બ્રિટિશ રાજ્યકર્તાઓ આ તાત્વિક ઉપપત્તિને અનુસરીને હિન્દના કાપડ ઉપરની જકાત ઉઠાવી લેવા તૈયાર ન હતા. જ્યારે આપણા દેશના વ્યક્તિવાદી આગેવાનો ઇંગ્લંડનો માલ, ત્યાંની મૂડી અને તેની સાથે સાથે અંગ્રેજ બગીચાવાળાઓ, વેપારીઓ તેમ જ પેઢીવાળાઓ આવે, એ બધાં માટે સમાધાન વ્યક્ત કરતા હતા! બંગાળના તે વખતના ( ઈ. સ. ૧૮૨૮ ) આગેવાનોના આવા અર્થશાસ્ત્રીય મતોની સરખામણીમાં, તે પછી વીસ વરસમાં સ્વદેશી તથા બહિષ્કારનો પોકાર ઉઠાવનાર 'લોકહિતવાદી'ના દેશાભિમાન અને દૂરદર્શી આર્થિક વિચારસરણીનું કૌતુક થયા વિના રહેતું નથી.

૧૮૨૦ થી ૧૮૩૦ ના દાયકામાં રામમોહન રાય વગેરે બંગાળી આગેવાનો હિન્દુસ્તાન દેશ સમૃદ્ધ થતો જાય છે એમ કહેતા હતા; પણ તે પછી પંદર વીસ વરસની અંદર જ મહારાષ્ટ્રમાં સર્વાંગી સુધારાનો પાયો નાખનાર 'લોકહિતવાદી'એ વિલાયતી માલના બહિષ્કારનો અને સ્વદેશી વ્રતનો પોકાર ઉઠાવ્યો, એ મહારાષ્ટ્ર માટે સાચે જ અભિમાન લેવા જેવી અને તેને શોભાવનારી બીના છે, એમ કહ્યા વિના છૂટકો નથી. હિન્દુસ્તાન ધનવાન થઈ રહ્યો છે, એ ૧૮૩૦ના અરસાનો બંગાળી આગેવાનોનો મત, અને હિન્દુસ્તાન નિર્ધન અને બેકાર થઈ રહ્યો છે, એ 'લોકહિતવાદી'એ પ્રતિપાદન કરેલી વિચારસરણી, એ બે વચ્ચેનો ફેર અનેક દૃષ્ટિથી બોધપ્રદ છે, એમ અમને લાગે છે. પણ 'લોકહિતવાદી' અને મહારાષ્ટ્રના સર્વાંગી સુધારાવાદનો વિચાર કરતા પહેલાં રાજા રામમોહન રાયના રાજકીય વિચારોનો વાચકોને થોડો પરિચય આપવાની જરૂર છે.

રાજા રામમોહન રાયને જે કેટલાંક ખાસ કારણોને લીધે બ્રિટિશ રાજ્ય પરમેશ્વરની કૃપારૂપ લાગતું હતું, તે કારણોનો વિચાર કરતાં, તેમના રાજકીય

વિચારોને પણ આપણે સમજી શકીશું. સત્તરમા અને અઢારમા સૈકામાં ભૌતિક તેમ જ સામાજિક શાસ્ત્રોમાં જેવી પ્રગતિ યુરોપમાં થઈ હતી તેવી આપણે ત્યાં થઈ નહોતી, અને એ પ્રગતિમાં બ્રિટિશ રાષ્ટ્ર સૌને મોખરે હતું તે જોઈને તેમને બ્રિટિશ રાજ્યકર્તાઓના આગમનથી આનંદ થતો હતો. તે જ પ્રમાણે બ્રિટિશ લોકો સંસ્કૃતિમાં ખૂબ આગળ વધેલા છે અને પોતાના સામ્રાજ્યમાં સમાયેલા લોકોને પણ તેઓ ધીમે ધીમે સુધારીને પોતાની પદવીએ પહોંચાડશે એવી આશા તેમને હતી. વેપાર, ઉદ્યોગધંધાઓ અને બીજા આર્થિક વહેવારોની બાબતમાં હિન્દી અને બ્રિટિશ પ્રજાઓનો હિતવિરોધ છે, એ વસ્તુ તરફ તેમનું ધ્યાન ગયું હોય એમ દેખાતું નથી. બ્રિટિશ માલ આપણા દેશમાં ખપે અને આપણો માલ બ્રિટનમાં ખપે, બ્રિટિશ મૂડી આપણા દેશમાં આવે અને બ્રિટિશ વેપારીઓ, બગીચાવાળાઓ, કારખાનાંવાળાઓ, ધર્મોપદેશકો તથા બ્રિટિશ વિદ્વાનો આપણા દેશમાં આવીને કોઈ પણ જાતના પ્રતિબંધ વિના વસતા થાય તેમાં જ આપણા પછાત લોકોનો સાચો ઉદ્ધાર છે એમ તેમને લાગતું હતું. જૂના વખતના મુસલમાન જમીનદારોના રાજ્યમાં હિંદુઓને મોટા મોટા હોદ્દાઓ અને અધિકારો મળતા તે બ્રિટિશ રાજ્યમાં મળતા નથી તે જોઈને માત્ર તેમને બહુ દુઃખ થતું. તેમ છતાં મુસ્લિમોના અમલ કરતાં બ્રિટિશ અમલમાં આપણને નાગરિક અને ધાર્મિક સ્વતંત્રતા વધારે મળે છે, આપણા જાન-માલની સલામતી વધી છે અને બ્રિટિશોના સહવાસથી આપણા દેશમાં અનેક વિદ્યાઓ અને કળાઓનો ઉદય થઈ રહ્યો છે, એ બધી વાતોનું મહત્ત્વ તેમને વિશેષ લાગતું. નાગરિક તેમ જ ધાર્મિક સ્વતંત્રતા મળવાથી સર્વાંગી સુધારાના જે જ્ઞાન-રવિનો આપણા દેશમાં ઉદય થઈ રહ્યો છે અને તેથી આપણું જેટલું હિત થઈ રહ્યું છે તેની સરખામણીમાં જૂના જમાનામાં મળતા મોટા મોટા હોદ્દાઓ અથવા જાગીરોની કશી વિસાત નથી એમ તેમને લાગતું હતું. પણ લૉર્ડ હેસ્ટિંગ્સની કારકિર્દી દરમ્યાન આ નાગરિક સ્વતંત્રતા પર જ્યારે અંકુશ મુકાયો અને છાપાંઓની સ્વતંત્રતા ઝૂંટવી લેવામાં આવી ત્યારે તેમની બ્રિટિશ રાજ્ય વિષેની શ્રદ્ધાને મોટો ધક્કો લાગ્યો. અને ઇસ્ટ ઇંડિયા કંપનીની સરકાર વિરુદ્ધ તેમણે બ્રિટિશ રાજા સુધી જઈને દાદ મેળવવાનો પ્રયત્ન કર્યો. હિન્દુસ્તાન સરકારના જુલમી કૃત્યનો બંધારણીય માર્ગે પ્રતિકાર કરવાના પ્રયત્નનો આ પહેલવહેલો દાખલો છે, એમ કહી શકાય. પહેલાં આપણે ત્યાંના કેટલાક રાજારજવાડાંઓએ અથવા નવાબોએ બ્રિટિશ પાર્લમેન્ટની કે રાજાની પાસે ભલે દાદ માગી હોય, પણ તે આમ જનતાના નાગરિક હકો માટે નહોતી, એ ધ્યાનમાં રાખવું જોઈએ. નાગરિક હકોના રક્ષણ માટે હિંદી લોકોએ કરેલી બંધારણીય ચળવળના ઇતિહાસની શરૂઆત ઈ. સ. ૧૮૨૨–૨૩માં રામમોહન

રાયે કરેલી આ અરજીથી જ થાય છે. એ દૃષ્ટિથી તે અરજીમાંના નીચેના ઉતારા વાંચવા જેવા છે.

"સૌ કોઈ એ વાત જાણે છે કે, જુલમ અને કેર વર્તાવવાથી પોતાની જે અપકીર્તિ થાય છે તેને લોકો આગળ જાહેર રીતે મૂકવા માગતા મતપ્રચારને દબાવી દેવાની ઇચ્છા બધી આપખુદ સરકારોને હોય છે; અને તેઓ હંમેશ એમ કહે છે કે, કાયદાથી પ્રસ્થાપિત થયેલી કોઈ પણ સત્તાને લોકોમાં થતા જ્ઞાનપ્રસારને લીધે જોખમ જ ઊભું થાય છે; કારણ કે વસ્તુસ્થિતિ જાણી લીધા પછી માંહોમાંહે સંપ કરીને અલ્પ સંખ્યાવાળાઓની સત્તા સહેજે ઉખેડી નાખીને આપણે બધી જાતના નિયંત્રણમાંથી સદાને માટે મુક્ત થઈ શકીશું, એમ બહુસંખ્ય લોકોને લાગે છે. પણ એમ કહેનારા લોકો એ વાત ભૂલી જાય છે કે, જે દેશો સુધારાની બાબતમાં તદ્દન પછાત હોય છે ત્યાં જ ક્રાન્તિઓ અને અરાજકતા સૌથી વધારે જોવામાં આવે છે. એથી ઊલટું, જે દેશો ખૂબ સુધરેલા છે ત્યાં પ્રજાના હક અબાધિત રાખનારી સરકારની વિરુદ્ધ ભાગ્યે જ બળવો થાય છે; અને સુધરેલા લોકો જ્યારે પ્રતિકાર કરે છે, ત્યારેયે તેઓ સમગ્ર રાજ્યસંસ્થાનો પ્રતિકાર કરતા નથી, પણ રાજસત્તાનો દુરુપયોગ થાય છે, તેટલા પૂરતો તેમનો પ્રતિકાર મર્યાદિત હોય છે એમ ઇતિહાસ કહે છે. આ દલીલનો યાદ રાખવા જેવો સચોટ પુરાવો અમેરિકા સાથે થયેલા યુદ્ધ વખતે કૅનેડાએ જે વર્તન કર્યું તે છે. બ્રિટિશ સરકાર આપણી સગવડો અને હકોનું બરાબર સંરક્ષણ કરે છે, આપણી ફરિયાદો સાંભળીને તેમનું નિવારણ કરે છે, એ જોઈને તે વસાહતના સુધરેલા લોકો, અમેરિકાએ તેમને ઇંગ્લંડ વિરુદ્ધ બળવો કરવાને લલચાવવાનો પ્રયત્ન કર્યો તો પણ તેમની સાથે ખેંચાયા નહોતા. તેથી લોકો જેટલા પ્રમાણમાં વધારે સંસ્કારી હોય તેટલા પ્રમાણમાં પ્રજાના હકો અને છૂટોનું સંરક્ષણ કરનારી દયાળુ અને ન્યાયી સરકાર સામે બળવો કરે એવો સંભવ પણ ઓછો જ હોય છે, એમ બેધડક કહી શકાય.

"નાગરિકતા તેમ જ ધર્મસ્વાતંત્ર્યના હકો બ્રિટિશ સરકારની હકૂમત નીચે સુરક્ષિત રહેશે, એવી આપના વફાદાર પ્રજાજનોને આશા હતી; તે હકો પર જ આ અત્યાચારી કાયદાથી તરાપ પડે છે અને તેથી આપની પ્રજાને વિશેષ દુઃખ થાય છે. રાજા સાહેબ જાણે જ છે કે, અગાઉના મુસલમાન રાજાઓના અમલમાં આ દેશના વતનીઓને મુસલમાનોના જેટલા જ રાજકીય હકો અને છૂટો મળતી હતી; મોટામાં મોટા દરજ્જાના અધિકારો તેમને મળતા; તેઓ સેનાપતિઓ થતા; પ્રાંતોના સૂબાઓ થતા અને રાજાઓને સલાહ આપનારા પ્રધાનો પણ થતા. આ બાબતમાં દેશ અને ધર્મના ભેદ ઊભા કરીને તેમને હલકા ગણવામાં આવતા નહોતા. સરકારની મહેસૂલની માફીવાળી જમીનોનાં તેમને ઇનામ મળતાં, અને મોટાં મોટાં કામો કરવાથી મળે તેટલા મોટા પગારો ઉપરાંત વિશ્વાસ અને મોભો વધારનારી મોટી મોટી જાગીરો પણ તેમને મળતી હતી. તે જ પ્રમાણે ચતુર અને વિદ્વાન હિંદુઓને માનઅકરામની અને પુષ્કળ ધન મળે એવી જગ્યાઓ પણ સારા પ્રમાણમાં મળતી. બ્રિટિશ હકૂમત હેઠળ દેશના લોકોનો આ રાજકીય દરજ્જો જોકે લગભગ નાબૂદ થયો છે તો પણ જે નાગરિક અને ધાર્મિક સ્વતંત્રતાના હકો પૂર્વે અનેક વાર પગતળે કચડી નાખવામાં આવતા, તે હકો હવે આપણે ભોગવી શકીશું એવી ખાતરી આપની હિંદી પ્રજાને

મળવાથી તેને સંતોષ હતો. . . . અને રાજકીય સત્તા તથા દરજ્જો જતો રહ્યો હતો તે છતાં આપણા પૂર્વજોના કરતાં નાગરિક અને ધાર્મિક સ્વતંત્રતાના હકો આપણે વિશેષ ભોગવી શકીએ છીએ, અને તેથી આપણે તેમના કરતાં વધારે સુખી છીએ, એમ તેને લાગતું હતું. પણ એ રહ્યાસહ્યા હકો પણ જોરજુલમથી છીનવી લેવામાં આવે અથવા તેમાંના મહત્ત્વના હકો એકાદ બે વ્યક્તિની મરજી પર છોડી દેવામાં આવે તો, બ્રિટિશ રાજ્યમાં આપણને સુખ અને શાંતિ મળશે એવી જે આશા તેમણે બાંધી હતી તેનો આધાર જ જતો રહેશે."*

બ્રિટિશોની કારકિર્દીમાં હિન્દીઓ રાજકીય દૃષ્ટિથી ગુલામ બન્યા અને મુસલમાની રિયાસતમાં હિન્દુઓનું રાજકીય દૃષ્ટિથી જે મહત્ત્વ હતું તેમ જ તેમની આકાંક્ષાઓ પૂરી કરવાનો તેમને જેટલો અવકાશ મળતો તેટલું મહત્ત્વ કે તેટલો અવકાશ પણ બ્રિટિશોની હકૂમત નીચે રહ્યો નથી, એનું સ્પષ્ટ ભાન આ ઉતારામાં વ્યક્ત થયેલું છે. તેમ છતાં આપણને જે વિચારસ્વાતંત્ર્ય, પ્રચારસ્વાતંત્ર્ય અને ધર્મસ્વાતંત્ર્ય પ્રાપ્ત થયું છે, તેમાં જ આપણા ભાવિ ઉત્કર્ષનાં બીજ છે એમ સમજીને હિંદી લોકો પોતાના મન સાથે સમાધાન માની લેતા. પણ મુદ્રણસ્વાતંત્ર્ય ઉપર તરાપ પડવાથી આપણા નાગરિક સ્વાતંત્ર્યનો પણ નાશ થઈ રહ્યો છે તે જોઈને રાજા રામમોહન રાયને ખૂબ રોષ થયો હતો. પણ એ રોષનું કે એ અરજીનું કશું જ પરિણામ ન આવ્યું. મુદ્રણસ્વાતંત્ર્ય છીનવી લેવામાં આવ્યું અને છાપાંવાળાઓને સરકારની પરવાનગી લેવાની ફરજ પાડતો કાયદો કરવામાં આવ્યો અને છાપાંઓનાં લખાણો પર અંકુશ મૂકવામાં આવ્યો. આ કાયદા સામે સક્રિય વિરોધ વ્યક્ત કરવાનો જે એક માત્ર માર્ગ રામમોહન રાયની પાસે તે વખતે હતો તે તેમણે લીધો — તેમણે પોતાનું છાપું જ બંધ કર્યું.

આ વખત પછી રામમોહન રાયનો સરકારી અમલદારો સાથે વિશેષ સારો સંબંધ રહ્યો નહીં. પછી જ્યારે ૧૮૩૧માં તેઓ વિલાયત ગયા ત્યારે મોગલ બાદશાહે ઈસ્ટ ઈંડિયા કંપની પાસેથી પોતાને મળતા પેન્શનમાં વધારો કરાવવાને માટે પ્રયત્ન કરવાનું કામ તેમને સોંપ્યું, અને પોતાના પ્રતિનિધિ તરીકે તેમને 'રાજા'નો ખિતાબ આપ્યો, તે વખતે પણ કંપનીના અધિકારીઓને તેમનું એ કાર્ય ગમ્યું નહોતું. તેમ છતાં ઇંગ્લંડમાં તેમનું ખૂબ ગૌરવ કરવામાં આવ્યું અને બ્રિટિશ પ્રધાન મંડળે પણ તેમનું પ્રતિનિધિત્વ માન્ય રાખ્યું. એટલે છેવટે કંપનીના ડિરેક્ટરોએ પણ તેમને એક 'ખાનગી' મિજબાની આપી તેમનું સન્માન કર્યું. ઇંગ્લંડમાં જઈને ત્યાંના અધિકારી વર્ગને તથા મોટા મોટા વિદ્વાન અને તત્ત્વજ્ઞ લોકોને હાથે સત્કાર મેળવવાનું

---

* 'ઇંડિયન સ્પીચિઝ ઍન્ડ ડોક્યુમેન્ટ્સ ઑન બ્રિટિશ રૂલ',—મજમુદાર, પૃ. ૨૫–૨૬

માન હિંદી આગેવાનોમાં પહેલવહેલું રામમોહન રાયને જ મળ્યું હતું. એ વખતે ઈસ્ટ ઇંડિયા કંપનીને નવી સનદ આપવાનો વિચાર કરવા માટે પાર્લમેન્ટની સિલેક્ટ કમિટી નીમવામાં આવી હતી. તે કમિટી આગળ જુબાની આપીને હિંદના રાજ્યકારભાર વિષે પોતાના વિચારો રજૂ કરવાની રામમોહન રાયને વિનંતી કરવામાં આવી હતી; પણ તેમણે તેમ કરવાની ના પાડી. તેમ છતાં કંપનીના બોર્ડ ઑફ કંટ્રોલ સમક્ષ પોતાની સૂચનાઓ મોકલીને હિંદુસ્તાનના રાજ્યકારભારમાં સુધારો કરવાને લગતા પોતાના અભિપ્રાયો તેમણે સ્પષ્ટપણે જણાવ્યા હતા. એ પત્રિકાઓમાં તેમણે નીચેના રાજકીય સુધારાઓની હિમાયત કરી હતી. (૧) કેળવાયેલા હિંદી લોકોને ઊંચા અધિકારની જગ્યાઓ વધારે પ્રમાણમાં આપવી અને અભણ જનતાને લશ્કરી તાલીમ આપીને તેમનાં લશ્કરી સ્વયંસેવક દળો તૈયાર કરવાં. (૨) ન્યાયખાતું અને વહીવટખાતું એ બંનેને અલગ પાડીને ન્યાયખાતામાં હિંદીઓની ભરતી વધારે પ્રમાણમાં કરવી. (૩) 'સદર દીવાની' અદાલતને 'હેબિયસ કોર્પસ રિટ' આપવાની સત્તા આપીને નાગરિક સ્વતંત્રતાને સુરક્ષિત બનાવવી. (૪) ન્યાયખાતામાં પંચાયત પદ્ધતિ તથા જ્યૂરીની પદ્ધતિ દાખલ કરવી. (૫) જમીનદારો રૈયત પાસેથી જે સાંથ લે છે તેમાં ઘટાડો કરાવવો. (૬) જમીનદારો પાસેથી સરકાર જે મહેસૂલ લે છે તેમાં ઘટાડો કરવો અને તેથી રાજ્યની આવકમાં જે ઘટાડો થાય તે પૂરો કરવા માટે મોજશોખની વસ્તુઓ પર કર નાખવો. (૭) ઇંગ્લંડમાંથી કેટલાક નમૂનેદાર જમીનદારોને બોલાવીને તેમની મારફતે અહીંના લોકોને ખેતીમાં સુધારો કરવાની કેળવણી આપવી. (૮) રૈયતને જમીન ઉપર કાયમનો હક મળે એવી વ્યવસ્થા કરવી. (૯) હિંદુસ્તાન સરકાર વિલાયતમાં જે ખરચ કરે છે તે ઘટાડવું અને (૧૦) હિંદુસ્તાનની સરકારને કેટલીક બાબતોમાં વિલાયતની સરકારના અંકુશમાંથી મુક્ત કરવી. આમ કરવાથી હિંદીઓને જોકે સ્વરાજ્યના હકો પ્રાપ્ત નહીં થાય, તો પણ હિંદના રાજ્યકારભાર તરફ તેઓ વધારે ધ્યાન આપતા થશે અને તેને વિષે તેમનામાં આત્મીયતાનો ભાવ જાગશે. હિંદુસ્તાન સરકારે પ્રતિનિધિ સંસ્થાઓ સ્થાપવી જોઈએ એમ તેમણે પ્રત્યક્ષ કહ્યું ન હોય તો પણ પોતાની નીતિ નક્કી કરતી વખતે તેમ જ કાયદાઓ ઘડતી વખતે તે લોકમતને માન આપે અને એ લોકમત ઘડનારાં છાપાંઓને પૂરેપૂરું મુદ્રણસ્વાતંત્ર્ય આપવામાં આવે, એવી પણ તેમની ઇચ્છા હતી. આ બાબતમાં પણ રામમોહન રાયના અવસાન બાદ આશરે પંદર વરસની અંદર મહારાષ્ટ્રમાં આગળ આવેલા લેખક 'લોકહિતવાદી' ઈ. સ. ૧૮૪૮માં, હિંદુસ્તાનમાં પાર્લમેન્ટ સ્થાપન થવી જોઈએ, એમ સ્પષ્ટપણે લખે છે, એ ખાસ ધ્યાનમાં રાખવા જેવી બીના છે. તાત્પર્ય, સ્વદેશીની

માફક સ્વરાજની કલ્પનાનો પણ પહેલવહેલો સ્પષ્ટ ઉચ્ચાર અને પ્રચાર કરવાનું માન મહારાષ્ટ્રના સર્વાંગી સુધારાવાદી આગેવાનને જ આપવું જોઈએ.

પ્રાતિનિધિક લોકસત્તાનો સિદ્ધાંત હિંદુસ્તાનને લાગુ કરવો જોઈએ, એવી સ્પષ્ટ માગણી કરવાનું તે સમયની પરિસ્થિતિમાં રામમોહન રાયને વહેવારુ લાગ્યું ન હોય તો પણ તેઓ લોકશાહીના પ્રશંસક અને હિમાયતી હતા એ વિષે શંકા નથી. દુનિયામાં કોઈ પણ ઠેકાણે લોકસત્તાનો વિજય થયો સાંભળીને તેમને આનંદ થતો. તેઓ વિલાયત ગયા હતા તે વખતે ફ્રેંચ પ્રજાના લોકશાહી ઝંડાને વંદન કરવામાં તેમણે ધન્યતા અનુભવી હતી અને તેમ કરવા માટે જતા હતા તે વખતે બોટ ઉપરથી નીચે ઊતરતાં તેઓ ઠોકર ખાઈને પડી ગયા, એમ કહેવાય છે. ઇંગ્લંડમાં તેઓ ગયા તે વખતે ૧૮૩૨ના પાર્લમેન્ટના સુધારાના કાયદાની ચળવળ ચાલુ હતી. આ કાયદો પસાર નહીં થાય તો હું બ્રિટિશ સામ્રાજ્યનો ત્યાગ કરીને અમેરિકામાં જઈને રહીશ, એવા ઉદ્‌ગારો તેમણે એક વખત કાઢ્યા હતા. આપણા લોકો હજી લોકશાહીને માટે લાયક નથી એમ તેમને લાગતું હતું, તો પણ સો એક વરસની અંદર આપણા લોકો બ્રિટિશ લોકોના સંપર્કથી સુધરશે, અને પછી પોતાના ઉપર થતા અન્યાયોનો પ્રતિકાર કરવાને તેઓ શક્તિમાન થશે, એવી તેમને આશા હતી. એવો વખત આવશે ત્યારે આયર્લૅંડ કરતાં હિંદના પ્રતિકારનું નિવારણ કરવાનું બ્રિટિશ લોકોને ભારે પડશે, કારણ કે, આયર્લૅંડ તદ્દન નજીક હોવાથી ત્યાં ગમે ત્યારે પોતાનો કાફલો તે લોકો મોકલી શકે અને તે દેશ નાનો હોવાથી તેને કચડી પણ શકે; પણ હિંદુસ્તાન જેવો વિશાળ, સમૃદ્ધ અને દૂરનો દેશ જો શત્રુ બને તો ઇંગ્લંડ તેને દબાવીને તેનો પરાભવ કરી શકશે નહીં, એવું તેમણે એક કાગળમાં સૂચન કર્યું છે. પણ આમ બને એવી તેમની ઇચ્છા ન હતી. ઇંગ્લંડે હિંદને સમાન દરજ્જાનો મિત્ર બનાવવો જોઈએ, એટલે કૅનેડાની માફક તે પણ સામ્રાજ્યની સામે બળવો નહીં કરે, એમ તેઓ કહેતા. તેમ છતાં ભોગજોગે ઇંગ્લંડ અને હિંદુસ્તાન એ બે દેશો એકબીજાથી વિખૂટા પડી જાય તો પણ તેમના સંબંધો મિત્રતાભર્યા રહે, અને એ બે દેશો વચ્ચે વેપારનો, વિચારોનો તથા સંસ્કૃતિનો વિનિમય સતત ચાલુ રહે એવી તેમની અંતિમ ઇચ્છા હતી.* તેમનું એવું માનવું હતું કે, આવી સ્થિતિ આવશે ત્યારે હિંદુસ્તાને ખ્રિસ્તી ધર્મનાં બધાં ઉદાત્ત તત્ત્વોને અપનાવી લીધાં હશે, અંગ્રેજી ભાષા બધાને આવડી ગઈ હશે, અને ભૌતિક

---

* આ વિષયને લગતા તેમના વિચારો નીચેના ઉતારામાં વ્યક્ત થયેલા છે:

"યુરોપિયન લોકોની સાથેના અખંડ સંપર્કને પરિણામે, તેમ જ રાજકારણના અને સામાન્ય વિષયોના તથા આધુનિક ભૌતિક વિદ્યાઓ અને વિજ્ઞાનના

શાસ્ત્રો, યંત્રકળા અને રાજ્યશાસ્ત્ર, ઇત્યાદિ વિષયોનો પાશ્ચાત્ય જ્ઞાનભંડાર પોતાનો કરીને હિંદુસ્તાન પોતાની આસપાસના એશિયાના બીજા દેશોને સંસ્કારી બનાવવાનું કાર્ય ઇંગ્લંડના સહકારથી કરતો હશે.

---

જ્ઞાનને પરિણામે આપણા લોકોનું ચારિત્ર્ય વધારે ને વધારે ઉન્નત થશે, ત્યારે માનવસમાજની દૃષ્ટિમાં પોતાને હલકાં પાડનારા અન્યાયી અને જુલ્મી કાયદાઓનો અસરકારક રીતે સામનો કરવાની વૃત્તિ અને હિંમત તેમનામાં નહીં આવે એમ બને ખરું ? આ બાબતમાં હિંદની સ્થિતિ આયર્લેંડના કરતાં તદ્દન જુદી છે, એ વાત ધ્યાનમાં રાખવી જોઈએ. કારણ આયર્લેંડના કોઈ પણ ભાગમાં બ્રિટિશ કાફલો બ્રિટિશ લશ્કરને તરત ઉતારી શકે અને તે લશ્કર પોતાને ફાવે તે ઠેકાણે જબરદસ્તીથી પહોંચી જઈને બળવાના હરકોઈ પ્રયત્નને દબાવી દઈ શકે. હિંદુસ્તાનમાં એ દેશના ચોથા ભાગનું પણ જ્ઞાન અને જોમ હોત તો તેનું લાંબું અંતર, તેની સંપત્તિ તેમ જ તેની મોટી વસ્તીને કારણે તે જો બ્રિટિશ સામ્રાજ્યનો રાજીખુશીથી મિત્ર રહે તો ઘણો ઉપયોગી અને લાભકારક નીવડે અને જો કટ્ટો દુશ્મન થાય તો પજવણી અને દુઃખનું જ કારણ થાય."

—'રાજા રામમોહન રાય',— ગાંગુલી, પૃ. ૧૦૬-૧૦૭.

"પણ જો કોઈ અણધાર્યા બનાવોને પરિણામે એ બે દેશ એક બીજાથી વિખૂટા પડે તો પણ કેટલાક યુરોપિયનો અને તેમના વંશજો વગેરે સુધરેલા વસાહતીઓની મોટી સંખ્યા ત્યાં જરૂર વસતી હશે; તેઓ તથા પ્રજાનો મોટો ભાગ અંગ્રેજી ભાષા બોલતા હશે. . . . અને તેમણે ઉચ્ચ કોટિનું વૈજ્ઞાનિક, યાંત્રિક અને રાજનૈતિક જ્ઞાન મેળવેલું હશે; એટલે તેઓ એ પૂર્વના વિશાળ સામ્રાજ્યને યુરોપના બીજા મહાન રાષ્ટ્રોની ઉન્નતિની સપાટીએ લઈ જશે. . . . અને હિંદુસ્તાનની આસપાસના દેશોને પણ જ્ઞાનનો પ્રકાશ પહોંચાડશે"

—એ જ, પૃ. ૨૧૦

# પ્રકરણ ૪ થું

## મહારાષ્ટ્રના આદ્ય સુધારકો

"અંગ્રેજોએ પોતાની હોશિયારીથી આ રાજ્ય કબજે કર્યું છે. તેમના પુરુષાર્થની સરખામણીમાં આ બધા લોકો (શિંદે, હોળકર, રાસ્તે, પટવર્ધન વગેરે) અનાડી દેખાય છે. તેઓ આળસુના પીર છે અને અજ્ઞાનને લીધે મદાન્ધ છે. તેથી મુલકમાં શું બની રહ્યું છે તે તેમને દેખાતું નથી. હજી પણ જેમની પાસે પેટપૂરતું સાધન રહ્યું છે તેઓ કહે છે કે 'અમારાં છોકરાંછૈયાંને કોઈ જાતની ચિન્તા નહીં કરવી પડે, બધા લોકો ભિખારી થયા તો છો થયા.' એમ કહી તેઓ નિરાંતે બેસી રહે છે; અને ડાહ્યા અંગ્રેજો તેમના પર રાજ્ય કરે છે. ગોવાળિયો એક જ હોય છે છતાં તે સો ઢોરને હાંકે છે તેના જેવું આ છે. એનું કારણ શું? ગોવાળિયામાં બુદ્ધિ હોય છે, ઢોરોમાં નથી હોતી. . . . તેથી પચાસ ઢોરનું વાસ્તવિક બળ જોઈએ તો એક માણસ કરતાં સો ગણું હોય છે, પણ તે શા કામનું? તે શરીરનું બળ કહેવાય, બુદ્ધિનું નહીં. શરીરનું પચાસ મણ બળ અક્કલના રતી ભાર બળ સામે રાંક થઈને રહે છે. દાખલા તરીકે, હાથી અંકુશને લીધે માણસના કાબૂમાં રહે છે. તેનામાં અક્કલ હોત તો તે મહાવતને ફેંકી દેતાં વાર ન લગાડત. સારાંશ, અક્કલ એ જ સૌથી ચડિયાતી વસ્તુ છે."

—'લોકહિતવાદી': 'શતપત્રે', નં. ૨૬, ૨૬ જુલાઈ, ૧૮૪૮.

બંગાળમાં સર્વાંગી સુધારાની ચળવળ ઈ. સ. ૧૮૧૮ની આસપાસ રાજા રામમોહન રાયની આગેવાની નીચે શરૂ થઈ. ગયા પ્રકરણમાં અમે તેના સ્વરૂપનું વર્ણન કર્યું. આ પ્રકરણમાં મહારાષ્ટ્રના આદ્ય સુધારકોના વિચારોનો અને તેમની પ્રવૃત્તિઓનો પરિચય વાચકોને આપીશું. મહારાષ્ટ્રમાં સુધારાની ચળવળનો જન્મ મુંબઈમાં ૧૮૪૦ની આસપાસ થયો એમ કહેવામાં કશો વાંધો નથી. શ્રી બાળશાસ્ત્રી જાંભેકરે ઈ. સ. ૧૮૩૨ના અરસામાં 'દર્પણ' નામનું સાપ્તાહિક અને 'દિગ્દર્શન' નામનું માસિક પ્રથમ મુંબઈમાં શરૂ કર્યું. મરાઠીનાં પહેલવહેલાં સામયિકો આ જ ગણાય. બાળશાસ્ત્રીએ ઈ. સ. ૧૮૪૦માં શ્રી ગંગાધર શાસ્ત્રી ફડકે પાસે વિધવાવિવાહના સમર્થનમાં એક પુસ્તક તૈયાર કરાવીને વિધવાવિવાહની હિલચાલને પ્રોત્સાહન આપ્યું. તેમણે શ્રીપાદ શેષાદ્રિ નામના ખ્રિસ્તી થયેલા ગૃહસ્થને ફરી હિન્દુ ધર્મમાં લઈને પતિતોને પાછા લેવાની ચળવળનો આધુનિક કાળમાં પહેલોવહેલો દાખલો બેસાડ્યો; અને પોતાના સામાયિકોની મારફત હિન્દુઓમાં પાશ્ચાત્ય વિદ્યાઓનો પ્રસાર થયા વિના તેમનો ઉદ્ધાર થવાનો નથી, એનું ભાન આપણા લોકોને

કરાવવાનો પ્રયત્ન કર્યો. ૧૮૪૨માં તેમની એલફિન્સ્ટન કૉલેજમાં અધ્યાપક તરીકે નિમણૂક થઈ. જાંભેકરનો જન્મ ઈ. સ. ૧૮૧૦માં થયો હતો અને ૧૮૪૬માં તેમનું અવસાન થયું. છત્રીસ વરસની ટૂંકી જિંદગીમાં તેમણે પશ્ચિમની વિદ્યાનો પ્રસાર કર્યો, સામાયિકોનું સંચાલન કર્યું, વિધવાવિવાહને ઉત્તેજન આપ્યું અને વટલાયેલા લોકોને હિન્દુ સમાજમાં પાછા લેવાની પ્રવૃત્તિને સક્રિય મદદ કરી. એ ઉપરથી તેમની બુદ્ધિ, વિચારની ઉદારતા, ધર્મનિષ્ઠ સુધારાની વૃત્તિ તેમ જ સાર્વજનિક હિતબુદ્ધિ, વગેરે ગુણોનો આપણને ખ્યાલ આવે છે. પણ તેઓ બહુ થોડું જીવ્યા તેથી તેમના ગુણોનો મહારાષ્ટ્રને જોઈએ તેવો લાભ મળ્યો નહીં.

શ્રી બાળશાસ્ત્રી જાંભેકરને એ વખતે મરાઠીના પ્રખ્યાત વ્યાકરણકાર શ્રી દાદોબા પાંડુરંગ તર્ખડનો સાથ હતો; અને શ્રીપાદ શેષાદ્રિને ખ્રિસ્તી ધર્મમાંથી પાછો હિન્દુ ધર્મમાં લેવાના કાર્યને અંગે શ્રી બાળશાસ્ત્રી ઉપર તોફાન ઊલટયું હતું તેમાંથી તેમને બચાવવામાં તે વખતના મુંબઈના નગરશેઠ જગન્નાથ નાના શંકરશેટે પણ સારી મદદ કરી હતી. શ્રી નાના શંકરશેટની સરકારદરબારમાં સારી પ્રતિષ્ઠા અને લાગવગ હતી; અને સતીનો રિવાજ બંધ કરવામાં પોતાનો અનુકૂળ અભિપ્રાય જણાવી તેમણે સરકારને સહાય કરી હતી. પણ તે વખતે મહારાષ્ટ્રમાં એટલે કે મુંબઈ અને પૂનામાં સાર્વજનિક જીવન જેવી વસ્તુ નિર્માણ થઈ ન હતી, અને છાપાંઓ પણ નહોતાં. છાપાંઓ મારફતે સાર્વજનિક વિચારો પર અસર પાડવાનું પહેલું માન જાંભેકરને ફાળે જાય છે. તેમણે એ કાર્ય શરૂ કર્યું તે વખતે સતીનો રિવાજ કાયદાથી બંધ થયો હતો. એ વખતે સ્ત્રીસ્વાતંત્ર્યની દૃષ્ટિથી વિધવાના પુનર્લગ્નનો પ્રશ્ન, એટલે સ્વામી રામતીર્થે એક ઠેકાણે વાપરેલા શબ્દોમાં કહીએ તો, ‘જીવતી સતી’નો પ્રશ્ન, સમાજ સામે ઊભો થયો હતો. એ પ્રશ્નને આગળ ધપાવવાનું કાર્ય શ્રી જાંભેકરે ઈ. સ. ૧૮૪૦માં એક પુસ્તક લખાવીને શરૂ કર્યું હતું. શ્રી જાંભેકરનું ધ્યાન શુદ્ધિ તરફ ગયું, તે ઉપરથી તેમનું સ્વધર્મનું તથા સ્વસંસ્કૃતિનું અભિમાન બરાબર દેખાઈ આવે છે. આ બાબતમાં પણ બંગાળના સુધારકો કરતાં મહારાષ્ટ્રીય સુધારકોની કંઈક વિશેષતા છે તે હવે પછી આ જ પ્રકરણમાં પ્રાર્થનાસમાજનો વિચાર કરતી વખતે દર્શાવવામાં આવશે.

શ્રી દાદોબા પાંડુરંગે ૧૮૪૦ની સાલમાં જ મુંબઈમાં ‘પરમહંસ મંડળી’ નામની એક ‘ગુપ્ત’ સંસ્થા જ્ઞાતિભેદ નાબૂદ કરવાના ઉદ્દેશથી કાઢી હતી. આ સંસ્થાની માહિતી રે. બાબા પદમંજીએ પોતાની આત્મકથામાં નીચે પ્રમાણે આપી છે :

"આ મંડળીની મુખ્ય માન્યતાઓ એવી હતી કે, જ્ઞાતિભેદ ન માનવો, વિધવાઓના પુનર્લગ્નને સંમતિ આપવી અને મૂર્તિપૂજા ન કરવી; એ સિવાયના ધર્મસંબંધી બીજા વિચારો કેવા હોવા જોઈએ, તે બાબતમાં કશો ચોક્કસ નિર્ણય કરવામાં આવ્યો ન હતો. મંડળીના સભ્યોની સંખ્યા ખૂબ વધે નહિ ત્યાં સુધી આ માન્યતાઓ ગુપ્ત રાખવી, એટલે કે મંડળીની હકીકત ક્યાંય જણાવવી નહીં, પણ મંડળીની સંખ્યા વધારવાના પ્રયત્નો કરવા, એ મંડળીમાં દાખલ થવા માટેની એક શરત હતી. આ મંડળીની સભાઓ છૂપી રીતે ભરવામાં આવતી. મંડળીમાં દાખલ થનારને તેના નિયમો વાંચી સંભળાવવામાં આવતા અને તેને વિષે તે પોતાની સંમતિ બતાવે તે પછી તે ખોબામાં પાણી લઈને નીચે જમીન ઉપર ઢોળતો. તે પછી દૂધનો એક પ્યાલો લાવીને પ્રથમ પ્રમુખ અને તેની પછી બીજા કેટલાક સભ્યો તે મોઢે માંડતા ને પછી નવા આવનારને પીવા આપતા અને પાંઉરોટીનો એક કકડો ખાવા આપતા. સભાની શરૂઆતમાં અને છેવટે મરાઠીમાં પ્રાર્થનાઓ વાંચતા. આ પ્રાર્થનાઓ દાદોબા પાંડુરંગે રચેલી હતી. તે વખતના કસ્ટમ ખાતાના એક અધિકારી રા. બ. રામચંદ્ર બાળકૃષ્ણજી (રામ બાળકૃષ્ણ) સભાના પ્રમુખ હતા. રા બ. દાદોબા પાંડુરંગ તથા રા. રા. ભાઉ મહાજન એ બે જોકે મંડળીની માન્યતાઓ ધરાવનારા તથા તેના હિમાયતી હતા, છતાં કદી સભામાં આવતા નહોતા. ક્યારેક આવી ચઢતા તો બીજા ઓરડામાં બેસતા અને સભા વિસર્જન થયા પછી પ્રમુખને અને બીજા કેટલાક ખાસ સભ્યોને મળતા. રા. બા. દાદોબા પાંડુરંગના ભાઈ રા. રા. ડૉકટર આત્મારામ પાંડુરંગ આ મંડળીના સભ્ય હતા, પણ તેમનું વર્તન આવી જાતનું ન હતું. તેઓ સભામાં આવતા, એટલું જ નહીં, પોતાને ત્યાં પણ સભા ભરતા."×

રાજકારણને અંગે સ્થપાયેલાં ગુપ્ત મંડળો વિષે આપણે ઘણી વાર સાંભળીએ છીએ, પણ જ્ઞાતિભેદ જેવી સામાજિક સંસ્થાને નાબૂદ કરવાના ઉદ્દેશથી આવું ગુપ્ત મંડળ સ્થાપન થયું હોય એવું બહુ જાણ્યામાં નથી. પણ રાજકીય મતસ્વાતંત્ર્ય ન હોય એવા રાજ્યમાં રાજકીય જુલમને લીધે રાજકીય ગુપ્ત મંડળો સ્થપાય એ જેટલું સ્વાભાવિક છે, તેટલું જ સામાજિક બાબતોમાં મતસ્વાતંત્ર્ય અને આચારસ્વાતંત્ર્ય ભોગવવા માગનારાઓની જે જમાનામાં પજવણી થતી હતી, તે જમાનામાં સામાજિક સુધારકોમાંથી કેટલાકને અમુક હદ સુધી પોતાની સંખ્યા ન થાય ત્યાં સુધી આવી સંસ્થા સ્થાપીને ગુપ્તપણે કામ કરવાની કલ્પના સૂઝે તો તેમાં નવાઈ પામવાનું કશું કારણ નથી. આ સભાના સભ્યોમાં ખ્રિસ્તી અને મુસલમાન લોકો પણ હતા અને તેની શાખાઓ મુંબઈની બહાર પણ કેટલેક ઠેકાણે સ્થપાઈ હતી. રાજકીય કાર્યકર્તાઓનાં ગુપ્ત મંડળોમાં પણ જેમ અનેક વાર અનૈતિક આચરણવાળા લોકો ઘૂસી જતા જોવામાં આવે છે, તેમ આ સંસ્થાની બાબતમાં પણ થયું હતું, એવા આક્ષેપો સંભળાય છે. એ ગમે તેમ હોય, પણ તેથી સભાના મૂળ હેતુઓ અશુદ્ધ હતા એમ

× શ્રી ન. ર. ફાટક કૃત 'રાનડેચરિત્ર' (મરાઠી), પૃ. ૧૨૬–૨૭.

સિદ્ધ થતું નથી. દાદોબા પાંડુરંગે આ સભાના માર્ગદર્શન માટે 'પારમહંસિક બ્રાહ્મ ધર્મ' નામનો એક પદ્યમય ગ્રંથ લખ્યો છે. તે ઉપરથી આ સંસ્થાના ધર્મસુધારા સંબંધીના વિચારો આપણને જાણવા મળે છે. તેમાંથી થોડોક ભાગ નીચે આપીએ છીએ :

"જેમના મનમાં દયા અને ભક્તિ વસતી હોય, જેમનું હ્રદય કોમળ હોય અને જેઓ દેશહિત માટે તલસી રહ્યા છે તેમણે આ સીધા અને સરળ માર્ગે ચાલવા માટે હાથમાં સંકલ્પનું જળ લઈને બ્રાહ્મમંડળીમાં અથવા તેના સભ્યની પાસે જઈને તેને પોતાનો વિચાર જણાવવો. પછી પત્રકમાં પોતાની સહી કરીને તે બ્રાહ્મને આલિંગન આપવું. પછી ત્યાં જ બધાની સાથે સહભોજન કરવું. એટલે આ દીક્ષા વિધિ પૂરો થયો ગણાય. બ્રાહ્મોએ એકબીજા સાથે એવી રીતે વર્તવું કે, જેથી સ્નેહમાં વૃદ્ધિ થાય. અમે બ્રાહ્મ છીએ અને તમે પણ હો તો તમને અમે પૂજીશું, એમ છડેચોક કહી દેવું."

"ધર્મના બાહ્ય આચરણનો સ્વાંગ રાખો કે ફેંકી દો, પણ અંતર શુદ્ધ રાખજો. બોલવાનું થોડું રાખો અથવા સાવ બંધ કરો, પણ સત્કર્મમાં હાથપગને રોકેલા રાખજો. કર્મો જ માણસને ત્રણે લોકમાં ફળ આપે છે, એમ બુદ્ધ અને બીજા બધા દેવો કહી ગયા છે ને ? તેથી જ્ઞાનની પરિસમાપ્તિ સદાચારમાં થાઓ, એમ દાદો કહે છે."*

આ 'મંડળી'નું કામ ઈ. સ. ૧૮૬૦ સુધી એટલે લગભગ વીસ વરસ સુધી ચાલ્યું. પણ તે વખતે સભાસદોમાંથી કોકે સંસ્થાની વાત જાહેરમાં કરી દીધી અને તેના સભ્યોનાં નામ પ્રસિદ્ધ કર્યાં, એટલે બધા જ સભાસદો સંસ્થા સાથે સંબંધ તોડીને છૂટા થઈ ગયા અને સામાજિક બહિષ્કારના ડરના માર્યા પોતપોતાને ઠેકાણે ચૂપચાપ બેસી ગયા. નૈતિક હિંમત વિના

* "दयाभक्तिशील। मनाचे मवाळ। करिती हळहळ देशाचिया ॥
ध्यावें हातीं त्यांणीं। संकल्पाचें जळ। मार्ग हा प्रांजल। चालावया ॥
ब्राह्ममंडळींत। कीं एकासमोर। बोलावा विचार। आपला हा ॥
प्रविष्ट पुस्तकीं। स्वनाम लिहून। द्यावें आलिंगन। ब्राह्मास पैं ॥
तिथेंच करावें। प्रीतीचें भोजन। विधि हा संपूर्ण। होय तेव्हां ॥
वृद्धिंगत होई। स्नेहीं एकमेकीं। ऐशा वागणुकी। चालवाव्या ॥
उघडें सांगावें। आहों ब्राह्म आम्ही। असां जरी तुम्ही। पुजूं तुम्हां ॥

*　　　*　　　*

"करा किंवा टाका। बाह्य धर्म सोंग। ठेवा अंतरंग शुद्ध तरी ॥
बोला अल्प किंवा। नका कांहीं बोलूं। सत्कर्मी या चालूं। हात पाय ॥
कर्मेंचि देताती। फलें सर्व लोकीं। सांगे बुद्ध ना कीं। देव सारे ॥
म्हणोणिया दावा। सदाचरणांत। ज्ञानाचा तो अंत। दादो म्हणे ॥"

સામાજિક સુધારો પણ શી રીતે થવાનો હતો? તેમ છતાં આ સંસ્થાની રાખમાંથી જ આગળ જતાં ૧૮૬૭માં મુંબઈમાં પ્રાર્થના સમાજનો ઉદ્ભવ અને સ્થાપના થઈ, એમ ન્યા. રાનડેના ચરિત્રકાર શ્રી ફાટક લખે છે. પ્રાર્થના સમાજને ન્યાયમૂર્તિ રાનડે તથા ડૉ. ભાંડારકર જેવા વિદ્વાન અને ચારિત્ર્યશીલ સદ્ગૃહસ્થો મળ્યા તેથી થોડા વખત સુધી તે બરાબર ફાલી. પણ બંગાળના બ્રાહ્મ સમાજની માફક એ સમાજને મહારાષ્ટ્રના જીવનમાં વિશેષ મહત્ત્વનું સ્થાન કદી ન મળ્યું. એનું કારણ એમ જણાય છે કે, મહારાષ્ટ્રમાં ઈ. સ. ૧૮૮૦માં ચિપળુણકર, આગરકર અને લોકમાન્ય ટિળક, એ ત્રણ મહાન વિભૂતિઓએ આગળ પડીને મહારાષ્ટ્રમાં રાષ્ટ્રવાદ અને બુદ્ધિવાદની સ્થાપના કરી.

મહારાષ્ટ્રમાં ૧૮૮૦ના અરસામાં ટિળક–આગરકર વગેરેએ આજન્મ દેશસેવાને વરેલા લોકોનો એક સંપ્રદાય સ્થાપીને જે એક અપૂર્વ પ્રથા પાડી તેની પ્રભા આગળ પ્રાર્થનાસમાજની સુધારક મંડળીનું તેજ ફીકું પડી ગયું અને મહારાષ્ટ્રીય યુવકોનાં દિલ બીજા જ લોકોએ આકર્ષી લીધાં.

આ ક્રાન્તિકારક ઘટનાનો વિચાર કરતાં પહેલાં આપણે મહારાષ્ટ્રના આદ્ય સુધારકોના કાર્યનો વિચાર પ્રથમ કરી લઈએ. ઉપર જણાવ્યા મુજબ એ સુધારાનું કાર્ય ૧૮૪૦માં બાળશાસ્ત્રી જાંભેકર, દાદોબા પાંડુરંગ, ડૉ. ભાઉ દાજી લાડ વગેરેએ શરૂ કર્યું હતું, તો પણ એ કાર્યને સાચો વેગ આપવાનું, સર્વાંગી સુધારા વિષે વ્યાપક અને સર્વસ્પર્શી મૌલિક વિચારો લોકો આગળ રજૂ કરીને તેમને તેમની આર્થિક અને રાજકીય, અવનતિમાંથી માથું ઊંચું કરવાનો માર્ગ બતાવવાનું, કાર્ય એ પેઢીમાંથી જો ખરેખર કોઈએ કર્યું હોય તો તે કૈ. સરદાર ગોપાળરાવ હરિ દેશમુખ ઉર્ફે 'લોકહિતવાદી'-એ જ કર્યું હતું એમ કહેવું જોઈએ. જાંભેકર, દાદોબા અથવા ભાઉ દાજી, એમાંથી કોઈને પણ સાચા અર્થમાં સર્વાંગી સુધારક કહી શકાય નહીં; કારણ કે, તેમણે પોતાના દેશની આર્થિક તેમ જ રાજકીય પરિસ્થિતિ તરફ ધ્યાન આપ્યું હોય એમ જણાતું નથી. તેનું માન પહેલી પેઢીમાં 'લોકહિતવાદી'ને જ આપવું જોઈએ. બીજી પેઢીમાં તે અલબત્ત રાનડેને જ આપવું જોઈએ. બીજી પેઢીમાં ન્યાયમૂર્તિ રાનડેએ જે જે કાર્યો કર્યાં તેમની પાછળ રહેલા તાત્ત્વિક વિચારોનાં બીજ 'લોકહિતવાદી'નાં લખાણોમાં જોવાનાં મળે છે; અને કેટલીક બાબતમાં તો 'લોકહિતવાદી'નાં લખાણમાં રાનડે કરતાં વધારે મૂલગ્રાહી દૃષ્ટિ અને સાહસિક વૃત્તિ નજરે પડે છે.

'લોકહિતવાદી'એ પોતાનાં લખાણોની શરૂઆત ઈ. સ. ૧૮૪૮માં એટલે કે પચીસ વર્ષની ઉંમરે કરી. તેમનો જન્મ ઈ. સ. ૧૮૨૩માં, એટલે કે પેશવાઈના અંત પછી પાંચ વરસે, પૂનામાં જ થયો હતો. તેઓ વીસ પચીસ

વરસના હતા તે વખતે પેશવાઈનો નાશ થવાથી પૂનાના બ્રાહ્મણોની દશા દિવસે દિવસે ખરાબ થવા માંડી હતી. તેથી અંગ્રેજોનું રાજ્ય સારું કે ખરાબ, એ વિષે ઘેરઘેર ચર્ચા ચાલતી હતી. અને તેમાં કશી નવાઈ પણ ન હતી. 'લોકહિતવાદી'ના પિતા હરિપંત દેશમુખ પેશવાઈને નભાવી રાખવાને માટે છેવટ સુધી લડીને રણક્ષેત્ર ઉપર દેહ છોડનાર બાપુ ગોખલેના હિસાબનીસ હતા; અને એલફિન્સ્ટન સાહેબે બોલાવ્યા છતાં તેઓ તેની મુલાકાતે ગયા ન હતા તે માટે તેમની જાગીર જપત કરવામાં આવી હતી. પણ છેવટે પેશવાની જ દરમ્યાનગીરીથી તેમને તેમના મરણ પર્યંત તે પાછી સોંપવામાં આવી હતી. પછીથી તેમના મૃત્યુ બાદ તે જપત થઈ અને ગોપાળરાવ દેશમુખને શરૂઆતની ઉમેદવારી પછી મુનસફની, થોડાક દિવસ આસિસ્ટન્ટ જજની અને છેવટે સ્મૉલકૉઝ કૉર્ટના ન્યાયાધીશ તરીકે સરકારી નોકરી કરવી પડી. તેઓ ૧૮૭૮માં નોકરીમાંથી છૂટા થયા અને ૧૮૯૨માં અગણોતેર વરસની ઉંમરે અવસાન પામ્યા. એટલે અંગ્રેજોના અમલમાં કેળવાયેલી પહેલી પેઢીના લોકો સાથે જાહેર કાર્યની શરૂઆત કરીને રાનડે, ભાંડારકર તેલંગ વગેરેની બીજી પેઢીને તેમ જ ચિપળુણકર, ટિળક, આગરકર વગેરેની ત્રીજી પેઢીને દેશસેવા કરતી જોવાનું સદ્ભાગ્ય તેમને લાધ્યું હતું. ૧૮૪૮માં જ્યારે તેમણે જાહેર હિતના વિષયો પર લેખો લખવાની શરૂઆત કરી, તે વખતે તેઓ ટિળક–આગરકરની માફક જુવાન હતા અને તેમના સમકાલીન સુશિક્ષિત લોકોની સરખામણીમાં વધારે વિદ્વાન, વધારે તેજસ્વી અને વધારે દૂરદર્શી હતા, એ બાબતમાં શંકા નથી. બ્રિટિશ રાજ્યની સામે બળવો કરીને સ્વરાજ્ય પ્રાપ્ત કરી શકાશે અથવા આપણે ત્યાંના સરદાર જાગીરદારો ભેગા થઈને અંગ્રેજોને અહીંથી હાંકી કાઢી શકશે, એ વાત, તેમને બધાં ઢોર ભેગાં મળીને ગોવાળિયાની સત્તા ફગાવી દેશે અથવા હાથી બળવાન છે તેથી અંકુશધારી મહાવતને ભારે પડશે, એના જેવી અસંભવિત લાગતી હતી, એમ આ પ્રકરણને મથાળે આપેલા તેમના ઉતારા ઉપરથી સ્પષ્ટ થાય છે. તેમના વખતના બ્રાહ્મણો અંગ્રેજી રાજ્ય પર ગાળોનો વરસાદ વરસાવતા, એ રાજ્યને લીધે જ આપણી અવદશા થઈ રહી છે એમ કહેતા અને પેશવાઈને યાદ કરી કરીને રોદણાં રડતા; પરંતુ એ અંગ્રેજી રાજ્યનો પ્રતિકાર શી રીતે કરવો તેની તેમને કશી જ ગમ ન હતી. એલફિન્સ્ટને પૂનાનો કબજો લીધો ત્યારે પૂનાના બ્રાહ્મણોએ એક નાનો સરખો બળવોયે કર્યો હતો અને એલફિન્સ્ટને તે તરત જ દબાવી દીધો હતો. પણ ત્યાર પછી એ બ્રાહ્મણો અંગ્રેજો આગળ જે નમી પડ્યા તે એવા દબાઈ ગયા કે, બે પેઢી સુધી તેમણે માથું ઊંચું કર્યું નહીં. એટલે, આવા ડરપોક, અજ્ઞાન અને વ્યક્તિગત સ્વાર્થમાં રચ્યા

પચ્યા રહેલા બ્રાહ્મણોથી અંગ્રેજો હારી જાય એ છેક અશક્ય હતું. એટલે આવા બ્રાહ્મણોના શાપ અને ગાળોથી અથવા પેશવાઈને રડી રડીને યાદ કરવાથી અંગ્રેજોને કશું જ નુકસાન થાય તેમ ન હતું. તે લોકોના એ નિસાસાઓથી એક લાભ જરૂર તે વખતે પૂનામાં રહેનારને થાય એવો હતો. અને તે એ કે, અંગ્રેજોના અમલમાં આપણે કંગાળ અને સત્તાહીન થતા જઈએ છીએ એનું ભાન તેને હંમેશ થયા કરતું. અંગ્રેજોનું રાજ્ય મુસલમાનોના જુલમમાંથી આપણને છોડવવા માટે પરમેશ્વરે અહીં મોકલ્યું છે, એમ બંગાળી હિંદુઓની માફક પૂનાના બ્રાહ્મણોને લાગવાનું કારણ ન હતું; તેમ જ આ રાજ્યમાં આપણી આબાદી થઈ રહી છે એમ પણ તેમને લાગવાનું કારણ ન હતું. અંગ્રેજી વિદ્યાનો પ્રસાર થવા માંડ્યો તે પછી કોંકણમાંથી ખભે ઝોળી નાખીને દેશ (ઘાટ) ઉપર આવતા અને અંગ્રેજી ભણીને મામલતદારની નોકરી મળતાં સ્વર્ગ મેળવ્યાનો આનંદ અનુભવતા ભટજીને થોડોક વખત એવો ભાસ થયો હતો ખરો. પરંતુ પૂનાના સરદાર કુટુંબમાં જન્મીને પિતાની જાગીર જપ્ત થવાથી સરકારી નોકરીનું શરણ લેવાની જેને ફરજ પડી હતી, તે ગોપાળરાવ દેશમુખને અંગ્રેજી રાજ્યને લીધે આપણો દેશ કંગાલ થઈ રહ્યો છે અને તે ગરીબીનું નિવારણ કરવાને માટે રાજકીય સુધારો થાય એ જરૂરનું છે, એવું ભાન થવાને વધારે વખત લાગે એવો સંભવ નહોતો, અને તે લાગ્યોયે નહીં.

'લોકહિતવાદી'એ પચીસ વર્ષની ઉમરે મુંબઈમાં ભાઉ મહાજનના તંત્રીપદ નીચે નીકળતા 'પ્રભાકર' સાપ્તાહિકમાં લેખો લખવાની શરૂઆત કરી. તેમાં તા. ૧૩ ઑગસ્ટ ૧૮૪૮ને દિને 'રાજ્ય સુધારણા' એ નામનો એક લેખ તેમણે લખ્યો. તેમાંનો નીચેનો ઉતારો ખાસ વાંચવા જેવો છે.

"દેશની ગરીબીનું નિવારણ કરવું હોય તો પ્રથમ રાજ્યનો સુધારો થવો જોઈએ. ઉત્તમ રીતે રાજ્ય ચાલે એવી કોઈ પણ યુક્તિ શોધી કાઢવી જોઈએ. હું જાણું છું કે, લોકો મૂરખ છે તેથી તેમનામાં આનો વિચાર કરવાની શક્તિ નથી; તેમ છતાં મને જે ઉપાય સૂઝે છે તે હું લોકો આગળ રજૂ કરું છું. હાલ હિંદુસ્તાનમાં મોટા ભાગનું રાજ્ય કંપની સરકારના હાથમાં છે અને લોકોને તે રાજ્યમાં કશો અધિકાર નથી. અંગ્રેજોના પોતાના દેશના રાજ્ય તરફ જોઈએ તો ત્યાં એવું નથી. ત્યાંના લોકોને રાજ્યકારભારમાં ભાગ લેવાનો અને કાયદાઓ ઘડવાનો અધિકાર છે. વિલાયતના રાજા જજના નાજરના જેવો છે. લોકોની સભા એટલે કે પાર્લમેન્ટ કાયદા પસાર કરે છે. તે કાયદા મુજબ રાજા રાજનો વહીવટ કરે છે. દર વરસે રાજાને ખરચ માટે પૈસાની જરૂર પડે છે, તે પૈસા આગલા વરસનો હિસાબ લોકોને આપીને નવેસર કર વસૂલ કરવાની પરવાનગી મેળવે ત્યારે તેમના હુકમ મુજબ નાખીને વસૂલ કરવામાં આવે છે. આવી રીતે લોકોને જોઈએ તે રીતે રાજ્ય ચાલે છે. કોઈ રાજા કેવળ પોતાની મરજી મુજબ રાજ્ય કરે તેના કરતાં આ પદ્ધતિ સારી છે અને આવી રીતે હિંદુસ્તાનનું

રાજ્ય ચાલે તો ઘણું સારું થશે. જેઓ તે તે વિષયોના જાણકાર અને સમજદાર હોય તેમની મોટા અધિકાર ઉપર નિમણૂક કરી શકાય એવું રાજ્ય અહીં હોવું જોઈએ"

ત્યાર બાદ ૧૮૩૪માં કંપનીને નવેસર સનદ આપવામાં આવી તે જ વખતે કેટલાક અંગ્રેજ લોકોએ હિંદુસ્તાનમાં લોકોના પ્રતિનિધિઓ દ્વારા ચાલતી રાજ્યપદ્ધતિ શરૂ કરવાની સૂચના કરી હતી, પણ તે વખતે હિન્દી લોકો તે માટે લાયક નથી એમ દલીલ કરીને બ્રિટિશ પાર્લમેન્ટે તે સૂચના માન્ય ન રાખી અને કંપનીને વીસ વરસનો નવો પટો આપ્યો. હવે તે પટાની મુદત પૂરી થવા આવી છે, એટલે અત્યારથી જ ઇંગ્લંડ જઈને આ બાબત ચળવળ ઉપાડવી જોઈએ, એવી સૂચના તેમણે નીચેના શબ્દોમાં કરી :

"એટલા માટે આજથી ગરીબ અને તવંગર બધા જ લોકોએ ભેગા મળીને વિલાયતની રાણીસરકારને એવી એક વિગતવાર અરજી કરવી જોઈએ કે, હાલ જે રાજ્યપદ્ધતિ ચાલુ છે તેથી અમને લાભ થતો નથી અને અમારા રાજ્યસંબંધી હકો માર્યા જાય છે. હિંદુઓની માફક અંગ્રેજ લોકો પણ માણસો જ છે. તેથી ઇનસાફ બરાબર થઈ શકે તે માટે હાલ અંગ્રેજો અને દેશી લોકો વચ્ચે જે મોટો ભેદ પ્રવર્તે છે તે નાબૂદ કરીને બધા એક સરખા થાય તે માટે હિંદુસ્તાનમાં પાર્લમેન્ટની સ્થાપના કરવી જોઈએ. આ મોટી સભા મુંબઈમાં ભરવાનું રાખીને તેમાં દરેક શહેરમાંથી તેમ જ જિલ્લામાંથી બબ્બે માણસોની પસંદગી કરીને તેમને કાઉન્સિલમાં બેસાડવા અને ગવર્નરે જાતે કાઉન્સિલના પ્રમુખ થવું જોઈએ. જે લોકોને જિલ્લામાંથી લેવામાં આવે તે બધી જાતિઓમાંથી સરખા પ્રમાણમાં લેવામાં આવે. . . . તેમાં બ્રાહ્મણ, ગૃહસ્થ, શાસ્ત્રી, પરભૂ, કણબી, મુસલમાન, અંગ્રેજ વગેરે જે કોઈ ડાહ્યા જણાય તેમને નીમવા અને એ લોકો રાજ્ય ચલાવે. આથી લોકોને ઘણો લાભ થશે. આવી જાતની અરજી ઘડીને પાંચ દસ માણસોને વિલાયતમાં પ્રચાર અને પ્રયત્ન કરવા માટે નીમી તેમની સાથે તે રવાના કરી દેવી; એટલે આપણા લોકોની સ્થિતિ કંઈક સુધરશે. નહિ તો તેઓ અત્યારની હાલતમાં જ વરસો સુધી સબડ્યા કરશે. તેથી જેમના દિલમાં લોકોનું હિત વસે છે તેમણે આવો વિચાર કરવો જોઈએ — એટલે ગરીબી વગેરે વિષેની લોકોની ફરિયાદો દૂર થશે; અને અંગ્રેજ લોકો અહીંના લોકોને મૂરખ સમજે છે તે પણ સમજતા બંધ થશે, અને રાજ્યમાં ઉત્તમ પ્રકારે સુધારો થવાથી એક આપખુદ વ્યક્તિના ( રાજાના ) રાજ્યમાં કેટલું સુખ મળે છે અને લોકસત્તાત્મક રાજ્યમાં કેટલું સુખ મળે છે, એ બે વચ્ચેનો તફાવત સહેજે જણાઈ આવશે."

બ્રિટિશ હિંદુસ્તાનમાં લોકસત્તાની સ્થાપના થવાથી દેશી રાજ્યો ઉપર શી અસર થશે તે વિષે તેઓ આગળ જતાં જણાવે છે :

"આવી સરકાર થશે ત્યારે શિંદેનું અથવા હૈદરાબાદનું રાજ્ય સારું છે કે નહીં તે તરત જણાઈ આવશે અને સારી રીતે રાજ્ય કેમ ચલાવવું તેનું જ્ઞાન બધા લોકોને થશે; અને ઘણું કરીને એ દાખલો જોઈને બીજાં રાજ્યો પણ એવાં જ થશે; અને એક આપખુદ રાજાના તાબામાં રહીને તેનો જુલમ સહન કરવાની જે બૂરી ટેવ

હિન્દુઓને પડી છે તે તેઓ ભૂલી જશે. રાજ્ય ચલાવવામાં ગરીબ અને તવંગર, નીચ અને ઊંચ, બધી જાતના લોકોને સમાન ગણવા જોઈએ, એ વાત લોકો સમજતા થશે. આવી સભામાં જ્ઞાતિઓનો ખ્યાલ રાખી ચૂંટણી ન થવી જોઈએ તે ઉપર જણાવ્યું જ છે. જેઓ ખૂબ વિદ્વાન અને સારા ચારિત્ર્યવાળા હોય તેમને જ નીમવા જોઈએ. પણ બ્રાહ્મણોમાં ગર્વ પાર વગરનો છે, તેથી તે જ્ઞાતિના સભ્યો ઘણા ઓછા હોવા જોઈએ."×

આ ઉતારાઓમાં 'લોકહિતવાદી'ની બુદ્ધિ, તેમની પ્રતિભા તેમ જ દેશની સ્થિતિ સુધારવાના ઉપાયનું સચોટ નિદાન, એ ગુણો સારી રીતે જોવા મળે છે. હિન્દુસ્તાન દેશ ગરીબ થતો જાય છે અને તેની રાજકીય અવદશા થઈ રહી છે, તેનું ભાન દેશી રાજ્યોમાં રહેનારાઓને કોઈ લાત નહીં મારે ત્યાં સુધી ભલે નહીં થાય, પણ કંઈ નહીં તો પૂનાના બ્રાહ્મણોને તો તે થવું જ જોઈએ; આ અવદશા અને દારિદ્ર્યનું નિવારણ કરવા માટે પ્રથમ રાજ્યવ્યવસ્થામાં સુધારો કરીને હિન્દુસ્તાનમાં લોકસત્તા સ્થાપવી જોઈએ, અને તેને માટે ઇંગ્લન્ડમાં જઈને પ્રયત્ન કરવો જોઈએ; અંગ્રેજો હિન્દુઓના જેવા માણસો જ છે, તેમની અને આપણી વચ્ચેના ભેદો દૂર થવા જોઈએ અને બ્રિટિશ હિન્દમાં પાર્લમેન્ટ સ્થપાવી જોઈએ; તેની અસર દેશી રાજ્યો પર પણ થશે અને ત્યાં પણ લોકોના પ્રતિનિધિઓ દ્વારા ચાલતો રાજ્યવહીવટ સ્થપાશે; પણ આવી લોકસભાઓમાં કોમવાર ચૂંટણી ન હોવી જોઈએ, બધી કોમોમાં જે વિદ્વાન અને ચારિત્ર્યવાળા હોય તેમની જ પસંદગી થવી જોઈએ; વગેરે વિચારો ૧૮૪૮માં લોકો આગળ રજૂ કરનારાની બુદ્ધિ સામાન્ય ન જ કહેવાય. પણ રાજકીય હકોની પ્રાપ્તિ માટે કેવળ સાહસિક બુદ્ધિ અને પ્રતિભાસંપન્ન કવિકલ્પના પૂરતી થતી નથી. તેને માટે અસામાન્ય સ્વાર્થત્યાગ, લાંબા વખત સુધી એકધારી મહેનત કરવાની ચીવટ, સંગઠિત લોકમતની શક્તિ, તે શક્તિ જાગ્રત કરવા માટે જોઈતી મુત્સદ્દીગીરી અને દુર્બળ, ડરપોક તથા સ્વાર્થી બનેલા લોકસમાજમાં સ્વાર્થત્યાગ, હિંમત, આત્મવિશ્વાસ અને પ્રભાવશાળી સામર્થ્ય નિર્માણ કરવા માટે જોઈતું સાહસ, ટેકીલાપણું તેમ જ સ્વાર્થત્યાગ વગેરે ગુણોથી યુક્ત ચારિત્ર્ય આગેવાનોમાં હોવું જોઈએ જ. આવા આગેવાનો પેદા ન થાય ત્યાં સુધી ઉપરના જેવા વિચારો ગમે તેટલા મહત્ત્વના અને રામબાણ જેવા લાગે, તો પણ બિલાડીના ગળામાં ઘંટડી બાંધવાના ઉંદરોએ કરેલા ઠરાવના જેવા જ નિષ્ફળ રહે છે અને તેવા જ રહ્યા. એવી જાતના આગેવાનો મહારાષ્ટ્રમાં પ્રથમ ૧૮૮૦ના અરસામાં ચિપળુણકર, આગરકર અને ટિળકને રૂપે આગળ આવ્યા. એમાંના પહેલા બે જોકે લાંબું ન જીવ્યા, તો પણ ત્રીજાએ

× 'શતપત્રે', પત્ર નં. ૨૫. "પ્રભાકર', તા. ૧૩-૮-૧૮૪૮.

(લોકમાન્યે) પોતાના દેશના ઉદ્ધાર માટે આવશ્યક એવું શક્તિનું રાજકારણ ચાલીસ વરસના અખંડ ઉદ્યોગથી નિર્માણ કર્યું અને હિન્દમાં સાચા રાષ્ટ્રવાદનો ધ્વજ રોપ્યો.' લોકહિતવાદી'એ જે સર્વાંગી સુધારાના તત્ત્વને આધારે બંધારણીય રાજકારણ પ્રથમ કાગળ ઉપર મૂક્યું, તેમાંથી પેદા થતા પ્રાગતિક રાજકારણને પણ આગળ ધપાવીને તેને સંગઠિત અખિલ ભારતીય સ્વરૂપ આપવાનું કામ ટિળક ને આગરકરના સ્વાર્થત્યાગી જીવનમાંથી પ્રેરણા મેળવનાર ના. ગોખલે આગળ આવ્યા ત્યારે થઈ શક્યું. પણ આમ કહીને 'લોકહિતવાદી'ના લખાણની કિંમત અમે ઓછી આંકવા માગતા નથી. જે વખતે આવા વિચારો પ્રગટ કરનારા પણ કોઈ ન હતા, તે વખતે તેમણે તે નીડરપણે લોકો આગળ મૂક્યા તે માટે મહારાષ્ટ્ર જરૂર ગૌરવ લેશે. પણ આવા પ્રતિભાસંપન્ન લેખો લખવા અને કોઈ ચોક્કસ ધોરણ સ્વીકારીને વહેવારુ રાજકારણની શક્તિ નિર્માણ કરવી, એ બે વચ્ચેનો ભેદ વાચકોના ધ્યાનમાં આવે તે માટે આટલું વિવેચન કર્યું છે.

ઈ. સ. ૧૮૪૮ની સાલ યુરોપમાં અત્યંત ક્રાન્તિકારી નીવડી. ફ્રાન્સમાં લુઈ ફિલિપની વિરુદ્ધ ક્રાન્તિ થઈ અને ઇંગ્લંડમાં પણ ચાર્ટિસ્ટ નામથી ઓળખાતી એક ક્રાન્તિકારી હિલચાલ ચાલી. આ સંબંધમાં લોકહિતવાદીએ નીચે પ્રમાણે વિચાર દર્શાવ્યા છે :

"અત્યારે તાજાં આવેલાં યુરોપનાં છાપાંમાં મુખ્ય સમાચાર એ છે કે, ફ્રેંચ લોકોના દેશમાં રાજકીય સુધારાઓ થયા છે. અંગ્રેજીમાં તેને 'ફ્રેંચ રેવોલ્યૂશન' કહે છે અને તેનો અર્થ રાજ્યનો સુધારો એવો થાય છે. લોકો તેને માટે હુલ્લડ, બળવો વગેરે શબ્દો વાપરે છે, પણ એ ભૂલ છે. કારણ કે, તે કંઈ બળવો નથી. હિંદુસ્તાનના લોકોને આપખુદ રાજ્યતંત્રની હકૂમત નીચે રહેવાની ટેવ પડેલી હોવાથી તેમને બીજા કોઈ પ્રકારના રાજ્યની ખબર જ નથી; એટલે રાજ્યનો સુધારો શું, તે તેઓ સમજતા નથી. એટલા માટે હું એ ઘટનાને વિષે થોડીક માહિતી આપું છું . . . જે દેશમાં લોકો ડાહ્યા અને જ્ઞાની તેમ જ સગા ભાઈઓની જેમ એકબીજાનું હિત જોનારા હોય છે, તે દેશમાં જ આવી જાતનો રાજ્યનો સુધારો થાય છે. આજકાલ ટોપીવાળા લોકો ડાહ્યા છે અને તેમનામાં જે અનેક હિતકારક અને સારી વસ્તુઓ છે તે આપણા લોકો હજી જાણતા નથી. પોતાના દેશનું ભલું કરવું એને યુરોપના લોકો પોતાનો મુખ્ય ધર્મ સમજે છે; અને રાજા અથવા પ્રધાન તરફથી જો કોઈ નુકસાનકારક અથવા ખરાબ વર્તન થાય, તો તેને તેઓ બરતરફ કરે છે. આ વાત આપણે ત્યાંના લોકોને અશક્ય અને અચરજ ઉપજાવે એવી લાગશે, કારણ કે આપણા લોકોને મન રાજા એટલે વિષ્ણુનો અવતાર અને પ્રધાન એટલે બ્રહ્મદેવનો અવતાર. તેઓ જો અન્યાય કરે તો લોકો કહે છે કે, 'राजा हरति सर्वस्वं तत्र का परिदेवना?' એવી સ્થિતિ છે. એટલે એ લોકોને રાજ્યના સુધારાનો ખ્યાલ નથી. પણ જેમને જ્ઞાન મેળવવાની ઇચ્છા હોય તેઓ ઇંગ્લંડનો ઇતિહાસ વાંચી જુએ . . . પણ રાજ્યનો સુધારો હજી હિંદુસ્તાનના ઇતિહાસમાં ક્યાં ય દેખાયો નથી. કોઈ કદાચ શિવાજી મહારાજે કરેલાં કૃત્યને

સુધારો કહેશો અને મને પણ લાગે છે કે એ રાજ્યસુધારાનું જ કામ હતું. કારણ, જોકે કેવળ રાજ્યનો સુધારો કરવાના ઉદ્દેશથી શિવાજીએ મોગલો સાથે લડવાની શરૂઆત કરી ન હતી, તો પણ તેની પ્રવૃત્તિનું સ્વાભાવિક પરિણામ એ આવ્યું; અને મરાઠાઓની તેમ જ બીજા બધા હિંદુઓની રાજકીય સત્તા અને મહત્ત્વ લગભગ પાંચસો વરસ સુધી મુસલમાનો પડાવી બેઠા હતા તે ફરીથી શિવાજીના કાર્યથી હિંદુઓને મળ્યાં. તેથી તેને 'રેવોલ્યૂશન' કહેવું જોઈએ. શિવાજીની પછી એના જેવો સદ્બુદ્ધિવાળો પુરુષ ન થયો તેથી તેનું કાર્ય આગળ ચાલ્યું નહીં, અને મુલક પણ અંગ્રેજોના હાથમાં ગયો . . . હવે ફ્રેંચ લોકોના મુલકમાં એમ બન્યું છે કે, રાજા રૈયતને પીડવા લાગ્યો અને વિના કારણે ખોટા ખરચ કરીને જાતજાતના કર નાખી રૈયત પાસેથી પૈસા કઢાવવા લાગ્યો ત્યારે ફ્રાન્સની રાજધાની પૅરિસમાં વસતા મોટા મોટા વિદ્વાન લોકોએ આખી પ્રજા હેરાન હેરાન થાય છે એ જોઈને પૅરિસની લશ્કરી શાળાના વિદ્યાર્થીઓને સાથે લઈને રાજમહેલ પર કૂચ કરી અને ત્યાં જે લશ્કર હતું તેને કહ્યું કે, 'અમે રાજ્યનો સુધારો કરવાનો તેમ જ આપણને આપખુદ રાજાથી સુખ થતું નથી તેથી લોકસત્તાક રાજ્ય સ્થાપવાનો પ્રયત્ન કરીએ છીએ. બધા લોકોને સુખ મળે અને સર્વેના હક કાયમ રહે એટલો જ અમારો ઉદ્દેશ છે. અમે લૂંટારાઓ નથી અને અમારે પોતાને માટે કશું જ જોઈતું નથી.' એ સાંભળી એ લશ્કર તેમને તાબે થયું અને તેમની સાથે જોડાયું. પછી તેઓ બધા લુઈ ફિલિપ રાજાને ગિરફતાર કરવા જતા હતા એટલામાં તે ડરનો માર્યો પોતાની રાણી સાથે નાસી ગયો; એટલે શહેરના લોકોએ રાજમહેલ કબજે કરી ત્યાં સભા ભરી અને હવેથી રૈયતનું રાજ્ય રૈયત પોતે જ કરે, એવો ઠરાવ કર્યો. અને તે મુજબ નવસો માણસોની રાજસભા માટે પસંદગી કરવામાં આવી. રાજાની માલમત્તાને તેઓ અડકચા નહીં. રાજાના મહેલમાંથી જે સીલબંધ કાગળિયાં હાથ આવ્યાં તે પણ તે જેનાં જેનાં હતાં તે તે માણસને નામે તેમણે રવાના કર્યાં. એવી રીતે કોઈ પણ જાતનો અત્યાચાર કર્યા વિના તેઓ વર્ત્યા."

તે પછી પહેલી (૧૭૮૯ની) ક્રાન્તિ વખતે અંગ્રેજોએ ફ્રેંચોનો વિરોધ કર્યો હતો તેવો તેઓ આ વખતે નહીં કરે એની મીમાંસા કરતાં તેઓ જણાવે છે :

"ફ્રાન્સમાં રાજાને જ્યારે ગાદી પરથી ઉઠાડી મૂકવામાં આવ્યો, ત્યારે લશ્કરમાં બોનાપાર્ટ નામનો એક પ્રખ્યાત સરદાર હતો. તેણે અનેક વિજયો મેળવ્યા પછી તેને રાજ્યનો લોભ થયો અને તે રાજ્ય પચાવી બેઠો. તે વખતે અંગ્રેજોએ વેલેસ્લી સાહેબને એટલે કે ડ્યૂક ઑફ વેલિંગટનને મોકલી તેને ગિરફતાર કરાવીને કેદમાં પૂર્યો અને જૂના રાજાના વંશજને ગાદીએ બેસાડચો. પણ આ વખતે ફ્રેંચોના રાજ્યમાં માથું ન મારવાનો અંગ્રેજોએ નિશ્ચય કર્યો છે; કારણ કે, હવે પછી આપણે ત્યાં રાજા જ ન હોવો જોઈએ, એમ આખી પ્રજાએ એક થઈને નક્કી કર્યું છે. અને હવે તે બધા મળીને રાજ્ય ચલાવે છે અને અંગ્રેજો જોડે હરીફાઈ કરતા નથી. તેથી આપણે વચ્ચે પડવાની બિલકુલ જરૂર નથી."

તે પછી એ વખતના ઇંગ્લંડના આંતરિક રાજકારણ વિષે તેઓ લખે છે:

"ઇગ્લન્ડનાં કેટલાંક પરગણાંઓમાં હુલ્લડો થયાં છે, પણ તે બહુ મોટાં ન કહેવાય. કેટલાંક તો શમી પણ ગયાં છે. હુલ્લડ થવાનું કારણ એ જ કે, રાજા તરફથી કેટલીક બાબતોમાં જુલમનો અતિરેક થયો હતો તેથી લોકો ત્રાસી ગયા હતા. એ જોઈને તેમનું ફરી સાંત્વન કરવામાં આવે છે અને અણગમતા કાયદા અને કરવેરા રદ કરવામાં આવે છે, એટલે બંદોબસ્ત થાય છે. આમ એ લોકોએ આજલગી ડહાપણપૂર્વક રાજ્ય ચલાવ્યું છે. આગળ શું થાય છે તે જોવાનું રહે છે." ×

યુરોપનાં રાજકારણ અને લોકસત્તાક રાજ્યક્રાન્તિને વિષે મરાઠી વાચકો આગળ રજૂ થયેલું આ પહેલવહેલું વિવેચન હતું, એમ કહી શકાય. આમાં મુદ્દાની ગણાય એવી બેત્રણ વસ્તુઓ હતી. (૧) યુરોપના લોકો પોતાના દેશનું હિત જોવું, એને પોતાનો મુખ્ય ધર્મ માને છે. (૨) જનતા ઉપર જુલમ થાય ત્યારે દેશના સુજ્ઞ લોકો રાજ્યક્રાન્તિ કરીને રૈયતનું રાજ્ય સ્થાપન કરે છે. એને બળવો ન કહી શકાય. આપખુદ રાજ્ય કરતાં લોકસત્તાક રાજ્ય સારું. (૩) શિવાજી એક રીતે રાજ્યક્રાન્તિકારી જ હતો. પણ તેની પછી કોઈ સદ્‌બુદ્ધિવાળો પુરુષ પેદા ન થવાથી આપણું રાજ્ય અંગ્રેજોએ લીધું. બીજી એક વાત આ લેખ ઉપરથી જાણવાની મળે છે કે, ૧૮૪૮માં ઇંગ્લન્ડમાં પણ કેટલાંક હુલ્લડો થયાં ત્યારે લોકોનું સમાધાન કરીને તે શાંત પાડવામાં આવ્યાં. આવી રીતે અંગ્રેજ લોકો હોશિયારીથી રાજ્ય કરતા આવ્યા છે, પણ 'હવે પછી શું થાય છે, તે જોવાનું રહે છે!' આ હુલ્લડો એટલે ઇંગ્લન્ડના મજૂર વર્ગમાં શરૂ થયેલી 'ચાર્ટિસ્ટ' ચળવળ હતી. એ ચળવળનું વાસ્તવિક જ્ઞાન તે વખતના આપણે ત્યાંના ભણેલા લોકોને થયું ન હતું એ દેખીતું જ છે. જો યુરોપના અથવા વિલાયતના લોકો પોતાના દેશના તમામ લોકો સાથે સગા ભાઈના જેવો વર્તાવ રાખતા હતા, તો આ હુલ્લડો શાથી થયાં હતાં? આ પ્રશ્ન બરાબર સમજવા માટે ઔદ્યોગિક ક્રાન્તિ, મૂડીવાદ તેમ જ વર્ગભેદના જ્ઞાનની જરૂર છે. પણ એવું જ્ઞાન તે વખતના બ્રિટિશ લોકોને પોતાને જ થયું ન હતું, તો તેમને પોતાના ગુરુ માનનારા આપણે ત્યાંના ભણેલાઓને તો ક્યાંથી થાય? બીજું, હિંદમાં તે વખતે એક પણ મિલ ન હતી. એવે વખતે આવું જ્ઞાન થાય એ પણ અશક્ય જ હતું. અને કદાચ થાત તો તે યુરોપ જઈ આવનારને અને એ દૃષ્ટિથી નિરીક્ષણ કરનારને જ થાય તેમ હતું. પણ ઠકરાતી યુગમાંથી નવી જ બહાર પડીને લોકશાહી અને રાષ્ટ્રીયતાનું પ્રથમ જ આકલન કરનારી અને શ્રદ્ધાયુગમાંથી બુદ્ધિયુગમાં તાજો જ પ્રવેશ કરનારી બુદ્ધિથી ઇંગ્લન્ડના મૂડીવાદનું તેમ જ તેમાંથી નીપજતી મજૂર ચળવળનું આકલન થાય, એ કેવળ અશક્ય હતું.

× 'પ્રભાકર,' પત્ર નં. ૧૪, તા. ૨૮ મે, ૧૮૪૮.

એમ હોવા છતાં, 'લોકહિતવાદી'ના વખતમાં જ થઈ ગયેલા વિષ્ણુબુવા બ્રહ્મચારીએ એક જાતના સમાજવાદની હિમાયત 'સુખદાયક રાજ્યપ્રકરણી' નામના પોતાના એક નિબંધમાં કરેલી જોવાની મળે છે, એ નવાઈની વાત છે. વિષ્ણુબુવા બ્રહ્મચારીનો જન્મ ૧૮૨૫માં થયો હતો અને અવસાન ૧૮૭૧માં થયું. પોતાના ધર્મ વિષે તેમને દૃઢ શ્રદ્ધા હતી અને ખ્રિસ્તી ધર્મના પ્રચારકોના હુમલાઓનો પ્રતિકાર કરીને તેમના વક્તૃત્વની બરોબરી કરે, બલ્કે તેનાથી ચડી જાય, એવું વક્તૃત્વ ગજાવીને આપણા લોકોમાં સ્વધર્મનું અભિમાન જાગ્રત કરવું, એ એમનું કાર્ય અને નીતિ હતાં. તેમણે ધર્મને લગતાં જ કેટલાંક પુસ્તકો લખ્યાં છે; પણ 'ધર્મ' શબ્દનો તેમનો અર્થ વ્યાપક હતો અને સમાજના ઐહિક અભ્યુદયનો પણ તેમાં સમાવેશ થતો. આપણા સમાજમાં કેટલાય સુધારાઓ થવા જોઈએ, એમ તેમને લાગતું હતું, તો પણ તે સુધારાઓ કરવા માટે પાશ્ચાત્ય સંસ્કૃતિનો આશ્રય લેવાની તેમની વૃત્તિ ન હતી. આપણી પ્રાચીન સંસ્કૃતિમાંથી જ આપણા ભાવિ અભ્યુદયનો માર્ગ આપણને જડશે, એમ તેમને લાગતું. આવી આધ્યાત્મિક વૃત્તિના બ્રહ્મચારીએ સમાજસત્તાના જે વિચારો પહેલી જ વાર મરાઠી ભાષામાં વ્યક્ત કરેલા છે, તે આપણે જોઈએ.

"આખી પ્રજા પાસે બધી જમીનની ખેતી કરાવવી, તે એવી રીતે કે જ્યાં જે પાક સારી રીતે થઈ શકતો હોય ત્યાં તેનું વાવેતર થાય. અનેક જાતનાં ફળ, કંદ, શાક ભાજી, તથા ખોરાકની બીજી ચીજો પકવીને ગામેગામ કોઠારો ભરી રાખવા અને તેમાંથી બધા ગ્રામવાસીઓએ પોતાને જોઈતું અનાજ અને પોતાન જનાવરોને જોઈતો ઘાસચારો લઈ જવો. આવી રીતે શિયાળો, ઉનાળો તથા ચોમાસું, બારે માસ બધી જમીનમાંથી સતત પાક લેવો અને એ બધી સહિયારી પેદાશ એકત્ર અને એક જ વ્યક્તિના કબજામાં રાખી તેમાંથી જેને જેટલું જોઈતું હોય તેટલું તેણે લઈ જવું. રાજાએ ઊનનાં, શણનાં, રેશમનાં તેમ જ રૂનાં જાત જાતનાં કપડાં તૈયાર કરાવવાં, અને ગામેગામ કોઠારોમાં રાખવાં. તેમાંથી જેને જે કપડું જોઈતું હોય તે તેણે લઈ જવું. સોના ચાંદીનાં તેમ જ હીરા મોતીથી જડેલાં ઘરેણાં પણ તૈયાર કરાવી ગામેગામના કોઠારોમાં રાખવાં. એ ઘરેણાં બધાં સ્ત્રીપુરુષોએ છૂટથી વાપરવાં અને તે ભાંગે તૂટે ત્યારે ફરી રાજાના કોઠારમાં પાછાં મોકલીને બીજાં નવાં લઈ જવાં. તે જ પ્રમાણે જાત જાતનાં શસ્ત્રો અને યંત્રો તૈયાર કરાવીને ગામેગામ રાખવાં અને બધી જાતની રમતગમતનાં સાધનો પણ ગામેગામ રાખવાં. આગગાડી અને તારટપાલની સગવડ દરેક ગામમાં કરવી અને બધી જાતના કારખાનદારોએ, ખેડૂતોએ તેમ જ રાજાએ હંમેશ અહિંસક ખોરાક લેવો; અને તે પણ બધાએ એક જ કોઠારમાંથી લઈ જવો. બધાનાં લગ્ન તે માટેના ખાસ ખાતા મારફતે રાજાએ કરાવવાં, અને જો કોઈને પોતાની સ્ત્રી ન ગમે તો એવા માણસને તેને ગમતી બીજી સ્ત્રી તેમ જ એ સ્ત્રીને બીજો પતિ મેળવી આપવો. એટલે કે, સ્વયંવરનો ચાલ દાખલ કરવો. અને એ ગૃહસ્થાશ્રમી લોકોના છોકરા છોકરીઓ પાંચ વરસનાં થાય એટલે રાજાને સોંપવાં.

પછી રાજાએ તેમને બધી વિદ્યાઓ શીખવીને જેનામાં જે કામની આવડત હોય તેની તે કામ પર નિમણૂક કરવી. સ્ત્રીપુરુષો વૃદ્ધ થાય એટલે તેમની પાસે કામ ધંધો ન કરાવતાં તેમને નિરાંતે બેસીને ખાવાની સગવડ કરી આપવી. તેમણે જુદાં જુદાં ખાતાંના પાર્લમેન્ટના સભાસદ રહીને જગતના સર્જનહારના ઉપકારનું સ્મરણ કરતાં શાંતિથી જીવન ગાળવું." *

વિષ્ણુબુવા બ્રહ્મચારીના આ સામ્યવાદને મળતા વિચારો વાંચીને આજકાલના કેટલાક ભણેલા લોકોને આશ્ચર્ય થશે કે, કાર્લ માકર્સના ગ્રંથો વાંચ્યા વિના આ માણસને સામ્યવાદ (કૉમ્યૂનિઝમ) સૂઝયો ક્યાંથી? પણ આમાં નવાઈ પામવા જેવું કશું નથી, એમ અમને લાગે છે. જેણે પોતાના સ્વાર્થની હોળી કરી છે, જેનું સંન્યાસી હૃદય વર્ગ-સ્વાર્થથી મુક્ત છે, જે વિશ્વકુટુંબના ધ્યેયનું પ્રાચીન ઋષિઓએ પોતાની પ્રતિભાથી આકલન કર્યું હતું તેને આચરણમાં ઉતારવાનો જે સતત પ્રયત્ન કરે છે, એવો પુરુષ આગગાડી, તાર અને બીજાં ધનોત્પાદક યંત્રો જુએ કે તેમને વિષે સાંભળે, એ યંત્રોથી બનેલા માલની હરીફાઈમાં પોતાના દેશના લોકોના હાથઉદ્યોગો પાયમાલ થવાથી તેઓ બેકાર થઈ રહ્યા છે, તેમ જ આખા દેશમાં ગરીબાઈ અને દીનતા વધતાં જાય છે, એનું તેને ભાન થાય, એટલે આ બધી યંત્રકળા અને ભૌતિક વિદ્યા બીજાના દેશો ચૂસવાના કામમાં ન વપરાય, તેમ જ તેની સહાયથી મુઠ્ઠીભર લોકો જાતે કરોડપતિ બનીને કરોડોની જનતાને પોતાના ગુલામ ન બનાવે, પણ એ યંત્રકળા અને વિજ્ઞાનનો ઉપયોગ પોતાનાં સંતાનોની જેમ પ્રજાનું પાલન કરનારી રાજ્યસત્તા કરે અને તેય પ્રાચીન ઋષિઓએ પોતાના પ્રતિભાબળે સાક્ષાત્કારેલા વિશ્વકુટુંબની સ્થાપના કરવામાં કરે, એવી કલ્પના સૂઝે તે માટે કાર્લ માકર્સના ગ્રંથોનું અધ્યયન કરવાની જરૂર નથી. આગગાડી, તારટપાલ, અને યાંત્રિક કારખાનાં જોઈને વૈશ્ય પ્રકૃતિના સ્વાર્થી બુદ્ધિવાળા લોકોને એમ લાગશે કે, આ બધાની મદદથી આપણે કરોડપતિ થઈ શકીશું, હજારો માણસોને ગુલામ બનાવીને આપણી આગળ નમાવી શકીશું અને પાકના દિવસોમાં અનાજનો સંઘરો કરીને દુકાળને સમયે તે વેચીને મોટી હવેલીઓ બંધાવી શકીશું. પણ સંન્યાસી વૃત્તિવાળા અને લોક-કલ્યાણમાં જ આનંદ માનનારા શુદ્ધ સાત્ત્વિક પ્રકૃતિના માણસને એ જ યંત્રકળા અને વિજ્ઞાન જોઈને, આ સાધનો વડે અનાજના મોટા મોટા કોઠારો ભરી શકાશે, આજ સુધી જે દાગીના તથા કીમતી રેશમી વસ્ત્રોનો એકલા પૈસાદાર લોકો જ ઉપભોગ કરી શકતા હતા તે બધી વસ્તુઓ દેશના બધા જ લોકોને પૂરી પાડી શકાશે, વિદ્યા કે જ્ઞાન પ્રાપ્ત કરવાની જોઈએ તેટલી

* 'આજકાલચા મહારાષ્ટ્ર', પૃ. ૧૧૨–૧૩.

તક બધાને આપી શકાશે અને અંગ્રેજ લોકો જેમ પોતાના અધિકારીઓને ઘડપણમાં પેન્શન આપે છે તેવી જ જાતનું વૃદ્ધવેતન આપણા દેશનાં બધાં વૃદ્ધ સ્ત્રીપુરુષોને પણ આપી શકાશે, એવી કલ્પના સૂઝે તો તેમાં જરાય નવાઈ પામવાનું કારણ નથી. એક જ બાહ્ય પરિસ્થિતિ જોઈને સાત્ત્વિક અને રાજસ, અથવા પરાર્થી અને સ્વાર્થી મન પર ભિન્ન ભિન્ન અસર ઊપજે છે. ઇન્દ્રિયો દ્વારા મન ઉપર તેમ જ બુદ્ધિ ઉપર પડતા સંસ્કારો એક જ હોય છે છતાં, જેની બુદ્ધિ સ્વાર્થને લીધે મલિન થઈ છે, તેને તેમાંથી સ્વાર્થનો માર્ગ દેખાય છે અને જેની બુદ્ધિ પરાર્થી છે તેને એ જ પરિસ્થિતિમાંથી પરાર્થનો માર્ગ શી રીતે શોધી કાઢવો તેનું જ્ઞાન થાય છે. આ વિષય હવે અહીં જ છોડી દઈને ફરી આપણે 'લોકહિતવાદી'ના રાજકીય, આર્થિક અને સામાજિક વિચારો તરફ વળીએ.

રાજકીય દૃષ્ટિથી હિન્દુસ્તાનમાં લોકસત્તાની સ્થાપના થાય અને રાષ્ટ્રધર્મનો ઉદય થાય, એમ લોકહિતવાદીને લાગતું હતું, એ આપણે અગાઉ જોઈ ગયા છીએ. પણ એમના અંતિમ રાજકીય વિચારો ઠેઠ રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય સુધી પહોંચ્યા હતા, તે હવે અમે બતાવીશું. તા. ૧ એપ્રિલ, ૧૮૪૯ના 'અંગ્રેજોના રાજ્યનું પરિણામ' એ મથાળાવાળા તેમના લેખ પરથી તે વખતના સામાન્ય બ્રાહ્મણોમાં અંગ્રેજી રાજ્ય વિષે કઈ જાતની વાતો ચાલતી હતી, અને 'લોકહિતવાદી' જેવા અંગ્રેજી કેળવણી પામેલા માણસને અંગ્રેજી રાજ્યનો અંત ક્યારે અને કેવી રીતે આવશે એમ લાગતું હતું, તેની ઠીક ઠીક કલ્પના આવે છે.

"હાલ હિન્દુ લોકો જ્યારે એકત્ર મળે છે, ત્યારે સહેજે વાત નીકળે છે કે, હિન્દુસ્તાનની ભવિષ્યમાં શી દશા થશે? લોકો સાવ ગરીબ થતા જાય છે. વેપાર, ધંધો, રોજગાર, બધું નાશ પામ્યું છે. . . . બ્રાહ્મણોનો આ આર્તનાદ ઈશ્વરને કાને ક્યારે પહોંચશે? . . . એમાં પછી કોઈ જૂના જમાનાનો ડહાપણવાળો વૃદ્ધ હોય તો તે કહે છે, 'અરે ભાઈ, પૂર્વે યાદવો શી રીતે નાશ પામ્યા? રાવણે કંઈ ઓછો ઉત્પાત મચાવ્યો હતો? તેણે બધા દેવોને કેદમાં પૂરેલા. પછી રામે વાનરોની મદદથી લંકા જીતી કે નહીં? પાણી પર પથરા તર્યા ખરા કે નહીં? એવી જ રીતે અંગ્રેજો પણ ક્યારેક નાશ પામશે જ. ધર્મસંસ્થાપના થશે. બ્રાહ્મણો સુખી થશે. અને બીજી વર્ણના લોકો પણ પોતપોતાના વર્ણાશ્રમધર્મ પ્રમાણે વર્તન કરતા થશે. આવી જાતની વાતચીત બ્રાહ્મણો ભેગા મળે છે ત્યારે થાય છે. . . .

"આ બધા વિષે અમને શું લાગે છે તે લોકોની જાણ માટે અમે જણાવીએ છીએ. અમારા કહેવાનો મુખ્ય મુદ્દો એ છે કે, જે જે ઘટનાઓ ઈશ્વરપ્રેરણાથી થાય છે તે બધી આપણા ભલાને માટે જ હોય છે. . . . હિન્દુસ્તાનના મૂર્ખ લોકો ધર્મ અને સદાચારને છોડી દઈને દુરાચાર કરવા લાગ્યા; દાખલા તરીકે સતી થવાનો ચાલ, બાળકોને મારી નાખવાનો ચાલ, ત્રણ વર્ણોની હલકી સ્થિતિ, બ્રાહ્મણોનું માહાત્મ્ય,

તેમનું છીછરું જ્ઞાન, તેમનો પાર વગરનો ગર્વ, આખા દેશના લોકો અમારી આગળ તુચ્છ છે અને અમે સૌથી ચડિયાતા છીએ, એવું ઘમંડ, — આવા બધા દોષોનો સડો પેઠો. એટલે હિન્દુઓની આ માન્યતા તોડી પાડીને તેમને ઠેકાણે લાવવા માટે પરદેશના સુધરેલા લોકોનો અને તેમનો (હિન્દુઓનો) ભેટો થાય, તેના કરતાં બીજો કોઈ સારો ઉપાય હોય એમ લાગતું નથી. તેથી એમ લાગે છે કે, અંગ્રેજોને આ દેશમાં આવવા માટે પરમેશ્વરે પ્રેરણા આપી છે. . . . આનાં બહુ સારાં ફળ આવવાનાં છે. વર્ણસંકર થશે અથવા ધર્મ ડૂબી જશે એવી ધાસ્તી આપણા લોકોએ રાખવાની જરૂર નથી. વર્ણસંકર થવાનો નથી કે નથી ધર્મ ડૂબવાનો. આપણી મૂર્ખતા માત્ર ડૂબી જશે ખરી. અને ધર્મમાં અધર્મનો સડો પેઠો છે, છતાં લોકો તેને ધર્મ સમજે છે, તે માત્ર જ્ઞાનની આંખ ઊઘડતાં જ જતું રહેશે. બીજું, જેને આપણે વર્ણ કહીએ છીએ તે સ્વાભાવિકપણે જ સૃષ્ટિમાં રહેલા છે. એટલે કે કોઈ પણ દેશમાં વર્ણનો સદંતર અભાવ છે એમ નથી. વર્ણ એટલે ટૂંકમાં ચાર પ્રકારના વ્યવસાય, તે કરનારા વર્ગો. જેમ કે, બ્રાહ્મણો એટલે ધર્મનું રક્ષણ અને વિદ્યાની વૃદ્ધિ કરનારા, ક્ષત્રિયો લડવૈયાનું કામ કરનારા, વૈશ્ય વેપાર કરનારા, અને શૂદ્ર ખેતીનું કામ કરનારા, — આ ધર્મો બધે છે. પણ અનાડી લોકો એમ માને છે કે, બ્રાહ્મણ ગમે તેટલો વિદ્વાન હોય તો પણ તે જો સિંધુ નદી ઓળંગીને પાર જાય અથવા ડુંગળી ખાય તો તેનું બ્રાહ્મણપણું જતું રહે છે. . . . આ બધી મૂર્ખામીવાળી માન્યતાઓ જતી રહેશે અને હાલ જે વર્ણસંકર પ્રવર્તે છે, એટલે કે, વાસ્તવિકપણે બ્રાહ્મણ ન હોય છતાં પોતાને બ્રાહ્મણ કહેવડાવે, શૂદ્ર હોય છતાં બ્રાહ્મણ કહેવડાવે, અને સાચો બ્રાહ્મણ હોય તો પણ તેને બ્રાહ્મણ ન ગણે, એ જાતનો વર્ણસંકર માત્ર લુપ્ત થશે અને બધું વ્યવસ્થિત થશે. આપણા લોકોના પગની બેડીઓ તૂટી જશે. તેઓ પરદેશ ખેડતા થઈને વેપાર કરવા માંડશે, વિદ્વાન થશે અને પોતાના દેશમાં કાપડ વગેરે બનાવવાનું શીખશે, અને સુખી થશે.''

''લોકો ડાહ્યા થશે એટલે ધીમે રહીને અંગ્રેજોને કહેશે કે, તમારા દેશમાં છે તેવી પાર્લમેન્ટ અમને આપો. . . . એટલે ઘણું કરીને ગવર્નરનાં જેવાં મોટાં મોટાં કામો પણ તેમના હાથમાં આવશે અને પછી સ્વાભાવિકપણે જ અંગ્રેજો કેવળ વેપારી થઈને અહીં રહેશે. એટલે કે, અંગ્રેજો હિન્દુસ્તાનમાં પ્રથમ આવ્યા ત્યારે જેવા હતા તે સ્થિતિએ આવી જશે, અને આપણા લોકો પાર્લમેન્ટ ચલાવશે અને સ્વરાજ ભોગવશે. રાજ્યકારભારમાં અને વેપારમાં તેમને મહત્ત્વ મળશે. . . . આવી રીતે આ લોકો જોરાવર થશે ત્યારે કેટલોક વખત અંગ્રેજો પ્રત્યે કૃતજ્ઞતા બતાવશે, કારણ કે એમને લીધે તેઓ જ્ઞાની બન્યા. પરંતુ જ્યારે પણ અંગ્રેજો ગડબડ કરશે અથવા કોઈ નવો કાયદો ઘડવા બાબત આગ્રહ રાખશે ત્યારે જોતજોતામાં અમેરિકામાં થયું તેમ અહીં પણ થશે અને આપણા લોકો સ્વતંત્ર થશે, અને અંગ્રેજોને કહેશે કે, 'તમે હવે તમારા દેશમાં ચાલ્યા જાઓ.' આમ થવાને ઓછામાં ઓછાં બસો વરસ જોઈશે. પણ આમ થવાનું છે એ વિષે શંકા નથી. ભૂતકાળના ઇતિહાસ પરથી એમ જ લાગે છે. અને એમ ચોક્કસ બનવાનું છે એવી અમારી ખાતરી છે.''

'લોકહિતવાદી'ના આ સ્વાતંત્ર્યવાદી વિચારો તે વખતના બંગાળી સુધારકોના વિચારોની સાથે સરખાવતાં વધારે આગળ વધેલા દેખાય છે. હિંદુસ્તાનને પાર્લમેન્ટ મળે અને તે સ્વરાજ ભોગવતો થઈ જાય તોય આખરે તે અમેરિકાની માફક સ્વતંત્ર થશે એવો સાર તેઓ 'ભૂતકાળના ઇતિહાસ પરથી' કાઢે છે, તેનું કારણ બ્રિટિશ રાજ્યમાં આપણે ગરીબ બનતા જઈએ છીએ, તેમ જ એ રાજ્ય પરદેશી છે, એ વસ્તુ તેમના મનમાં સતત ખૂંચતી હતી, એ જ હતું.

એ જ વરસે લખેલા બીજા એક લેખમાં તેઓ કહે છે :

"અત્યારના રાજ્યમાં એક ઊણપ એ છે કે, લોકોને કામધંધો નથી, તેમ જ તેમની પાસે પૈસો નથી. પણ ડહાપણને અભાવે આવી સ્થિતિ છે. પરંતુ જો તેમનામાં શાણપણ આવે અને તેમના હાથમાં રાજ્યસત્તા આવે, સ્વદેશી અમલદારો અધિકાર પર આવે અને તેઓ અંગ્રેજોની માફક પક્ષપાત કર્યા વિના વર્તે, તો અંગ્રેજોના રાજ્ય કરતાં સો ગણું સુખ મળે. અને પછી રામરાજ્ય પણ ઝાંખું પડી જાય એમાં શંકા નથી. . . . અંગ્રેજો આ બધું કરે છે ખરા, પણ તેઓ આખરે તો પરદેશી રહ્યા સ્વદેશના લોકો રોજગાર ધંધાને અભાવે એકંદરે ભિખારી થઈ ગયા છે. પરંતુ આપણા લોકો જો સુધરે, ન્યાતજાતનું અભિમાન છોડી દઈને બધા લોકોનું હિત જાળવવા માટે પ્રયત્ન કરતા થાય, બધાને ભણાવવાનો પ્રયત્ન કરે, બ્રાહ્મણ ગમે તેવો હોય તો પણ બધામાં શ્રેષ્ઠ છે, ઇત્યાદિ વાહિયાત માન્યતાઓ છોડી દઈને રાજ્ય કરવા માંડે, ઢેઢ, રામોશી, કૈકાડી, કોમટી વગેરે જાતિઓના લોકોને પણ જો તેઓ સુધારે અને મોટાં મોટાં કામોને માટે પોતે લાયકાત કેળવે તો પરમેશ્વર કૃપા નહીં કરે એવું કંઈ નથી."*

હવે સ્વદેશી હુન્નરઉદ્યોગોનો ઉદ્ધાર કરવા માટે કેવી ચળવળ કરવાનું તેઓ કહે છે તે જોઈએ :

"ટૂંકમાં, વિલાયતની પાર્લમેન્ટ આ દેશ તરફ એવી રીતે જુએ છે કે, જાણે આપણે ત્યાં કોઈ નોકર હોય અને તે કોઈ વેપાર કરે અને તેમાં અન્યાય કરે તો જેમ આપણે તે વાત તરફ બહુ ધ્યાન નથી આપતા, તે રીતે . . . તેવી જ રીતે પાર્લમેન્ટ કહે છે કે, અમારા દેશના કેટલાક શાહુકારોએ અને વેપારીઓએ પરદેશમાં મુલક જીત્યો છે તો ત્યાંની વ્યવસ્થા અને ન્યાય તરફ જોવાની અમને શી પડી છે? . . . શોકના છોકરાની ચિંતા કોણ કરે? એટલા માટે આપણા લોકોએ એક થઈને પાર્લમેન્ટની માગણી કરવી જોઈએ, અને મુંબઈ, કલકત્તા જેવે ઠેકાણે તે ભરવાનું રાખવું અને તેમાં થોડાક અંગ્રેજો અને આપણે ત્યાંના બધી જાત અને કોમના સમજુ લોકોની તેમાં નિમણૂક કરવી અને તેમના હુકમ પ્રમાણે રાજ્યનો કારભાર ચલાવવો જોઈએ; એટલે વિલાયતની બાદશાહજાદી પણ ના પાડી શકશે નહીં. કારણ કે, વિલાયતમાં પાર્લમેન્ટ હોય અને અહીં ન હોય એવો કંઈ આપણે ગુનો કર્યો નથી.

---

* 'પ્રભાકર', પત્ર નં. ૭૮; તા. ૧૪ ઑક્ટોબર, ૧૮૪૯.

આ એક મહત્ત્વનો ઉપાય સિદ્ધ થાય તેવો છે. અને બીજો ઉપાય હાલ તુરત દારિદ્રયનો અંત આણવાનો છે તે એ કે, બ્રાહ્મણોએ પોતાની મૂર્ખતાભરેલી માન્યતાઓ અને વહેમો છોડી દેવા જોઈએ અને કેવળ કારકુન અને ગોરનો જ ધંધો અમે કરીશું, એમ કહેવાનું બંધ કરવું જોઈએ. આ દેશમાં બીજા ઘણા રોજગારો છે અને તે પણ દિવસે દિવસે અંગ્રેજો પડાવતા જાય છે. શાહુકારી, ખેતી વગેરે ધંધાઓ અંગ્રેજોએ કરવા માંડ્યા છે. એ બધા ધંધાઓ આપણા લોકોએ કરવા જોઈએ. દાખલા તરીકે, કાચ, કાપડ, છરીચપ્પાં, કાતર, લાકડાનો સામાન, ઘડિયાળો, ચાબુક, યંત્રો ઇત્યાદિ ઘણી વસ્તુઓ અંગ્રેજો આપણે ત્યાં લાવીને ખપાવે છે. આ બધી વસ્તુઓ આપણા લોકોએ બનાવતાં શીખવું જોઈએ. જે માલ અહીં ન ખપે તે બીજા દેશોમાં લઈ જઈને ત્યાં વેચવો જોઈએ. એવા અણશોધાયેલા ઘણા દેશો પડ્યા છે તે શોધી કાઢવા જોઈએ અને અંગ્રેજોના દેશનો સામાન ખરીદવાનું બંધ કરવું જોઈએ; બલ્કે અહીંનો માલ તેમને વેચવો પણ તેમનો માલ ન ખરીદવો જોઈએ. અહીં જેટલો માલ પેદા થાય તેટલો જ આપણે ખરીદવો જોઈએ. વિલાયતી કાપડ લેવું ન જોઈએ; તેથી જો આપણે જાડાં ખડબચડાં કપડાં પહેરવાં પડે તોય તેથી શું બગડવાનું હતું? પણ પોતાના દેશનું રક્ષણ કરવું જોઈએ. એમ થતાં, ઘણા ઉદ્યોગધંધા આપણે માટે રહેશે . . . માટે તેમણે નિરાંતે બીજા ધંધા કરવા, એટલે અંગ્રેજ લોકોની કે તેમના શિરસ્તેદારોની ગાળો, બ્રાહ્મણોનું અપમાન એ બધું સહન નહીં કરવું પડે. જે ઊઠે છે તે અંગ્રેજી ભણવા માંડે છે. પણ આટલા બધાને માટે તેની જરૂર નથી. તેથી સંખ્યાબંધ ભણેલાઓ લાચાર થઈને રખડે છે." *

આ લેખ ઈ. સ. ૧૮૪૯માં એટલે કે સત્તાવનના બળવાથી આઠ નવ વરસ પહેલાં લખાયેલો છે. આ આઠ નવ વરસમાં 'લોકહિતવાદી'ના સૂચવ્યા મુજબ ઇંગ્લન્ડમાં તેમ જ હિન્દુસ્તાનમાં સ્વદેશીની, બહિષ્કારની તેમ જ સ્વરાજની એટલે કે હિંદુસ્તાનમાં પાર્લમેન્ટ સ્થાપન કરવાની પ્રચંડ ચળવળ થઈ હોત તો સને ૧૮૫૮માં ઈસ્ટ ઇંડિયા કંપનીનું રાજ્ય વિક્ટોરિયા રાણીના હાથમાં એટલે કે બ્રિટિશ પ્રધાનમંડળના કબજામાં જવાને બદલે તે હિન્દી પાર્લમેન્ટના કાબૂ હેઠળ આવ્યું હોત; અને અત્યાર લગીમાં 'અમેરિકામાં થયું તેમ થાત' અને હિન્દુસ્તાન દેશ સ્વતંત્ર થઈ ગયો હોત! પણ એ વખતે આવી હિલચાલ ઉપાડવી એ ઉંદરોએ બિલાડીના ગળામાં ઘંટ બાંધવા જેટલું જ 'અવહેવારુ' હતું. તે વખતે જે ગરીબી અને ગુલામીના સકંજામાં પ્રજા સપડાયેલી હતી તે દૂર કરવાના પ્રયત્નને બદલે તેમાં વધારો કરવાનું જ એ પેઢીને 'વહેવારુ' લાગ્યું! તે પેઢીની વહેવારકુશળતાનાં ફળ આજલગીની પેઢીઓ ભોગવી રહી છે અને આપણી વહેવારકુશળતાનાં ફળ આપણા વંશજો ભોગવવાના છે. પણ મહારાષ્ટ્રના સારે નસીબે સને ૧૮૮૦માં બે ત્રણ વ્યવહારશૂન્ય વિભૂતિઓ ઉદય પામી અને તેમણે દેશોદ્ધારની હિલચાલ કરવા

---

* 'પ્રભાકર', પત્ર નં. ૬૦; તા. ૧૩ મે, ૧૮૪૯.

ખાતર ગરીબીનું વ્રત લઈને આજન્મ દેશસેવાનું કાર્ય કરવાનો નવો માર્ગ લોકોને બતાવ્યો. તેને પરિણામે જે ઘટનાઓ બસો વરસ પછી થશે એમ 'લોકહિતવાદી'ને લાગતું હતું. તે એ સમયથી સો વરસની અંદર જ બનવા લાગી છે. જે વાત અમે ડાહ્યા હોત તો ૧૮૫૮ની સાલમાં જ થઈ ચૂકી હોત, તે વાત ૧૯૫૮ પહેલાં ચોક્કસ થઈ જશે એવી આશા રાખવાને આજે પૂરતાં કારણો છે.

પણ આજની દૃષ્ટિથી 'લોકહિતવાદી'ના લેખોનો વિચાર ન કરતાં તે જમાનાના વિચારોની સાથે તેમની સરખામણી કરી જોતાં, તેમના વિચારો ખૂબ જ આગળ વધેલા દેખાય છે. બંગાળના તે સમયના આગેવાનો બ્રિટિશ માલ અહીં આવે તેથી દુઃખને બદલે આનંદ માનતા હતા અને બ્રિટિશ બગીચાવાળાઓ અહીં આવીને વસાહત કરે તો સારું થાય એમ કહેતા હતા. બરાબર તે જ સમયે એ માલ તેમ જ બગીચાવાળાઓ આપણી ઉપર એક ભારે આફતરૂપ છે એમ વિચારીને 'લોકહિતવાદી'નું હૈયું કકળી ઊઠયું હતું.

"અંગ્રેજો અહીં રાજ્ય કરે છે અને અત્યારથી જ આપણને ગુલામ લેખે છે. થોડા દિવસ પછી અંગ્રેજો ઘરબાર વસાવીને અહીં રહેશે એટલે આપણા મોટા ભાગના ધંધા-રોજગારો તો ક્યારનાય લુપ્ત થયા છે, અને જે બાકી રહ્યા છે તે પણ સમૂળ નાશ પામશે. કારણ કે એ લોકો કાબેલ છે. પછી દરેક અંગ્રેજને ઘેર ગુલામીનું વૈતરું કરવાનો વારો આપણે ભાગે આવશે અને બધી મોટાઈ અને શેઠાઈ અંગ્રેજોને ભાગે જશે. એમ કરતાં કરતાં જેમ ઉત્તર અમેરિકામાં અંગ્રેજ લોકો જઈ પહોંચ્યા અને ચારસો પાંચસો વરસમાં ત્યાંના લોકોનો સમૂળ ઉચ્છેદ થયો અને બધે અંગ્રેજોની વસ્તી થઈ, તેમ આ દેશ પણ કેવળ અંગ્રેજોની જ વસ્તીવાળો થશે કે શું, એવા એવા પ્રશ્નો મારા મનમાં ઊઠે છે; અને તેનો વિચાર કરું છું ત્યારે પરમેશ્વરની શી ઇચ્છા હશે તે સમજાતું નથી. તેથી આ દેશમાં જે સુધરેલા લોકો છે તેમને જ હું સવાલ પૂછું છું કે, જો તમને પણ આ બધી વસ્તુઓ ભયાનક લાગતી હોય તો તમે નિરાંતે કેમ બેસી રહ્યા છો?"*

પૂનામાં, સરદારખાનદાનમાં અને વળી બ્રાહ્મણ જાતિમાં જન્મેલા આ તત્કાલીન વિદ્વાનને પોતાની આસપાસ ચોમેર માત્ર ગાઢ અંધકાર ફેલાયેલો દેખાતો હતો. એવે વખતે એ અજ્ઞાનાંધકારનો નાશ થયા વિના આપણા દેશને સારા દિવસો જોવાના મળશે નહીં એમ તેને લાગે એ સ્વાભાવિક જ હતું. એ વખતના બ્રાહ્મણો અને સરદારો ઘણી જ અવનત દશાએ પહોંચ્યા હતા. તે વખતના સરદારોને વિષે 'લોકહિતવાદી' લખે છે :

---

* 'પ્રભાકર', પત્ર નં. ૬૮, તા. ૨૨ જુલાઈ ૧૮૪૯.

"તેમને જો કોઈ ગાંડા કહે તો તેમને રીસ ચડે છે. અને તેઓ એવો જવાબ આપે છે કે, 'અમે પેશવાઈમાં લાખો રૂપિયા કમાયા અને લશ્કરો રાખ્યાં તે શું અમે મૂર્ખ હતા તેથી રાખ્યાં હતાં શું? . . . તેઓ પૂર્વે ઉજ્જડ ગામમાં એરંડો પ્રધાન એ ન્યાયે ડાહ્યામાં ખપતા. પણ હવે એમ રહ્યું નથી. તેમનામાં પુરુષાર્થ, શૂરાતન, તેમ જ વિદ્યાનો અભાવ છે. લખવા વાંચવાને નામે મીંડું, પ્રવાસની તો જાણે બાધા જ, પરદેશ વિષે કશું જાણે નહીં અને લડાઈની કળાનું પણ જ્ઞાન ન મળે. એટલે તેઓ અભિમાન શું જોઈને કરે છે! હાલ પૂનામાં જે સદ્‌ગૃહસ્થો છે તેમની દશાનો વિચાર કરીએ અને તેમનું ડહાપણ જોઈએ તો બધા હિન્દુ લોકોની દશાનું જ્ઞાન થાય છે. જેમ કોઈ માણસ ગુજરી જાય એટલે એના સ્મરણમાં વૃષોત્સર્ગ (આખલો છૂટો મૂકવાની વિધિ) કરવામાં આવે છે તેવી જ રીતે મરાઠાઓનું રાજ્ય ગયું એટલે બાજીરાવને નામે અંગ્રેજોએ આ આખલાઓને છૂટયા મૂક્યા છે! એટલે કે, અંગ્રેજોએ કેટલાકને જાગીરો અને કેટલાકને પેન્શનો આપ્યાં છે, તેના પર તેઓ પોતાનું ગુજરાન ચલાવે છે અને આખલાની જેમ રખડે છે. આવી જ રીતે, જે જે ઠેકાણે હિન્દુઓનાં રાજ્ય છે અને જ્યાં જ્યાં બ્રાહ્મણોને ખાવાપીવાની સગવડ છે ત્યાં ત્યાં આવું જ ચાલે છે. જુઓ! લોકો કેવા ભાન ભૂલી ગયા છે!"× "આટલા બધા સરદારો પડયા છે પણ તેમાંથી એકને પણ તપાસી જોઈએ અને એ શા કામમાં આવશે એનો વિચાર કરીએ તો એને લાયક એવું એકે કામ દુનિયાભરમાં શોધ્યું જડશે નહીં . . . લખતાં આવડે નહીં કે ન આવડે બોલતાં, પાગલ જેવા દેખાય છે. તેમના કારભારી પોતાના પેટને સારુ તેમને શણગારી સજાવીને દરબારમાં લાવે ત્યારે. મહારાજને ઊઠો એમ કારભારી કહે ત્યારે તે ઊઠવાના . . સૂરજ ઊગ્યો કે આથમ્યો એનું પણ તેમને ભાન ન મળે, કે ન મળે કોઈ પણ જાતની લાયકાત. વેપાર ધંધામાં સાવ નકામા, વિદ્યાનો અભાવ, નોકરી કરવા પૂરતી શરીરમાં તાકાત નહીં, કેવળ જીવતા હોય છે. પણ આ લોકો જે જીવન જીવે છે તે બહુ ભૂંડું અને લજ્જાસ્પદ હોય છે. મને લાગે છે કે, આ લોકોએ હવે ગરાસની અને પેન્શનની આશા છોડી દઈને પોતાની જાતને સુધારવા તરફ વળવું જોઈએ." *

પુરાણિકો, કીર્તનકારો વગેરે લોકોએ હવે સ્વદેશી અને બહિષ્કારનો ઉપદેશ કરવો જોઈએ અને પુરાણોમાં આવતી અર્થહીન અને નીરસ વાતો કહેવાનું બંધ કરવું જોઈએ, એમ તેમણે લખ્યું છે:

"એટલા માટે બધાએ મળીને એવું ઠરાવવું જોઈએ કે, આપણા દેશમાં બને તે જ આપણે પહેરીશું, તે જ વાપરીશું: પછી ગમે તે થાય. અને સાથે સાથે સારી સારી વિદ્યાઓ તથા સરસ સરસ વસ્તુઓ બનાવવાના હુન્નર શીખી લઈશું. પછી હજારો મણ રૂ અહીંથી વિલાયત શું કામ જાય? વેચનારાઓએ એવો નિશ્ચય કરવો જોઈએ કે, અંગ્રેજોને અહીં તૈયાર થયેલું કાપડ આપીશું પણ રૂ નહીં આપીએ. એથી

× 'પ્રભાકર', પત્ર નં. ૩૦.

* 'પ્રભાકર', પત્ર નં. ૪૯.

કરીને આપણા લોકો સુખી થશે. અત્યારે તો આપણા જ લોકો આપણા લોકોને મારી રહ્યા છે. . . . જો હરદાસો અને કીર્તનકારો આ મત સ્વીકારે અને લોકોમાં તેનો ફેલાવો કરે તો ઘણા લોકો એકત્ર થશે. કારણ કે આ વાત દીવા જેવી સ્પષ્ટ છે. . . . સારી વાતો છાપખાનામાંથી જ બહાર પડે એવું કંઈ નથી. હરદાસો પણ આવી વાતો લોકો આગળ મૂકી શકે છે. તેમનામાં લોકોને એકત્ર લાવવાની ભારે શક્તિ રહેલી છે. . . . આવી જાતની કથાઓ કહેવામાં આવે તો ઘણો લાભ થશે. હાલ ગોંસાઈઓ જે જાતની કથાઓ કરે છે તે નકામી છે અને લોકોને વધારે મૂરખ બનાવે છે. કારણ કે તેઓ લોકોને અદ્‌ભુત રસની કથાઓ કહે છે. કાળયવન આવ્યો અને કૃષ્ણે તેને મુચકુંદને હાથે બાળી નંખાવ્યો રામ ઉપર આફત આવી ત્યારે હનુમાનજીએ એક પગ લંકામાં અને બીજો અયોધ્યામાં મૂકયો. . . . આવી વાતોનો કશો ઉપયોગ છે ખરો? આજે લોકો ભિખારી બનેલા છે તેમની ઉપર સોનાનો વરસાદ પડવાનો નથી અને અગાઉ જેવી ઘટનાઓ બની તેવી હવે બનતી નથી."+ "પણ તેમને માણસને શોભે એવી વાતો કહેવી, જેમ કે, અમુક રાજ્ય શાથી નાશ પામ્યું, દિલ્હીનું રાજ્ય, બાજીરાવનું રાજ્ય વગેરે શાથી નાશ પામ્યાં, ઇત્યાદિ. તેમાં શી ખામી હતી તે શોધી કાઢવી. તે જ પ્રમાણે વિલાયતમાં કઈ જાતનું રાજ્ય છે તે બતાવવું. પણ આપણા લોકો મૂર્ખ છે. તેમને પૂછીશું તો તેઓ સામું સંભળાવશે કે સમય ફરે એટલે રાજ્ય જવાનું જ. આ કાળનું માહાત્મ્ય છે. અંગ્રેજોનો કાળ ફરશે એટલે તેમનું રાજ્ય પણ જશે. પણ આ કંઈ જવાબ ન કહેવાય. લોકો સાવ મૂઢ બન્યા છે. અને તેમના ચિત્તમાં ભૂતકાળની અલૌકિક વાતો ઘર કરી બેઠી છે. તેથી તેમને એમ લાગે છે કે, કોઈ અવતારી પુરુષ થશે એટલે તે આપણને ઉગારશે. આ કંઈ માણસનું કામ નથી. આવી મૂર્ખામી ભરેલી માન્યતાઓ લોકોમાં પ્રવર્તે છે. અને એટલા માટે બધી વસ્તુઓનો કરનાર કરાવનાર ઈશ્વર હોય તો પણ માણસો મૂરખની જેમ નસીબ ઉપર આધાર રાખીને આળસમાં પડયા રહે એ બરાબર નથી જે કોઈ ઉદ્યમ કરે છે તેને ઈશ્વર સહાયભૂત થાય છે. એટલે લોકો ઉદ્યમ કરે એ જ સારું. 'સમય' શબ્દનો અર્થ જોતાં તે બીજો કશો નથી પણ આપણા લોકોની મૂર્ખતા જ છે."*

એ વખતના સામાન્ય લોકો, પોતાને વિદ્વાન કહેવડાવનારા બ્રાહ્મણો અને શૂર હોવાનો દાવો કરનારા સરદારો, એ ત્રણે વર્ગોમાં દૈવવાદનું જોર હતું; અને તેમને ઇશ્વર ઉપર જે વિશ્વાસ હતો તેને પરિણામે ભાવિ અવતારી પુરુષના આગમન તરફ મીટ માંડીને બેસી રહેવું અને ભૂતકાળના વૈભવની યાદ કરવી અને આળસમાં, વિલાસમાં અને અનીતિમાં દિવસો કાઢવા એવી વૃત્તિ સર્વત્ર ફેલાઈ હતી. આ દૈવવાદ અને અવતારવાદને નાબૂદ કરીને લોકોને પ્રયત્નવાદી બનાવવા તરફ 'લોકહિતવાદી 'નાં બધાં લખાણનો ઝોક હતો. પ્રારબ્ધ

---

+ 'પ્રભાકર', પત્ર નં. ૫૭, તા. ૨૨ એપ્રિલ, ૧૮૪૯.
* 'પ્રભાકર', પત્ર નં. ૫૬, તા. ૨૨ એપ્રિલ, ૧૮૪૯.

અથવા દૈવ એ કેવળ મૂર્ખામી છે, અને પરમેશ્વર હોય તો પણ તે પ્રયત્નશીલ અને જ્ઞાનવાન માણસને જ સહાય કરે છે એવું 'લોકહિતવાદી'નું કહેવું હતું. અંગ્રેજો પ્રયત્નશીલ અને જ્ઞાનવાન બન્યા એટલે પરમેશ્વરે તેમને અહીંનું રાજ્ય આપ્યું; અને આપણા લોકો પ્રારબ્ધવાદી થયા અને કેવળ અવતારવાદી બનીને પોતાના જ્ઞાનમાં વધારો કરવાનું કે પ્રયત્ન કરવાનું તેમણે છોડી દીધું તેથી તેમનું રાજ્ય ગયું. ઐતિહાસિક ઘટનાઓ તરફ જોવાની આ નવી દૃષ્ટિ તેમણે આપણા લોકોને આપી. તે વખતના પ્રચલિત પ્રારબ્ધવાદ તથા અવતારવાદ કરતાં આ દૃષ્ટિ ચડિયાતી હતી એમાં શંકા નથી. પણ આમાં એક ભ્રમ હતો તે એ કે, હિંદી લોકો ડાહ્યા અને દેશભક્ત બને એટલે અંગ્રેજો આપોઆપ પોતાની મેળે અહીંથી ચાલ્યા જશે; અથવા લોકો તેમની પાસે જઈને પાર્લમેન્ટની માગણી કરશે કે તરત તે તેમને આપી દેશે. વળી દરેક બાબતમાં અંગ્રેજો ડાહ્યા અને આપણા લોકો મૂરખ, એવો જાપ સતત જપ્યા કરવાથી લોકોનું સ્વાભિમાન પણ નષ્ટ થાય છે અને તેઓ પુરુષાર્થી બનવાનો લગીરે સંભવ રહેતો નથી. તેથી અંગ્રેજોની સ્વાર્થી રાજનીતિ લોકો આગળ રજૂ કરીને અને લોકોનું સ્વાભિમાન જાગ્રત કરીને તેમને પુરુષાર્થી બનાવવાના પ્રયત્નો કરવા જોઈએ એમ ચિપળુણકરે નક્કી કર્યું અને લોકમાન્ય ટિળકે તે વસ્તુ અમલમાં મૂકી. તેમ છતાં 'લોકહિતવાદી'એ તત્કાલીન નિષ્ક્રિય પ્રારબ્ધવાદ તેમ જ અવતારવાદ ઉપર કરેલી ટીકા અર્થહીન કે ભૂલભરેલી સાબિત થતી નથી. તે વખતની મહારાષ્ટ્રની જનતા દૈવવાદી શી રીતે બની તેની મીમાંસા 'લોકહિતવાદી' નીચે મુજબ કરે છે:

"જે લોકો ડાહ્યા હોય છે તેઓ ઉદ્યમવાદી હોય છે, કારણ ઉદ્યમ વડે સિદ્ધિ મળે છે એ તેઓ જાણે છે; અને જેઓ મૂર્ખ હોય છે તેઓ પ્રારબ્ધવાદી હોય છે, કારણ ઉદ્યમ વડે સિદ્ધિ મળે છે એ વાતનું તેમને જ્ઞાન હોતું નથી. અને ખરું જોતાં આ સાચું જ છે. કારણ લોકો મૂર્ખ હોય ત્યાં ડાહ્યાએ એવી આશા ન રાખવી જોઈએ કે, મારી આબરૂ વધશે; તેમ જ ગાંડાએ એમ ન કહેવું જોઈએ કે, હું હંમેશ ગાંડાની પ્રતિષ્ઠા (?) જ ભોગવ્યા કરીશ. . . . બાજીરાવ પૂનામાં પેશવા હતો ત્યારે એમ બન્યું કે, જે એક દિવસ રોટલા શેકતા હતા તેઓ બીજે દિવસે પાલખીમાં બેઠા અને જેઓ પાલખીમાં હતા તે ભીખ માગતા થયા. . . ઘઉં અને જુવાર એક જ ભાવે વેચાવા માંડે એટલે લોક નસીબની બલિહારી બોલે છે, એમાંથી જ આળસ જન્મે છે, હિંમત મારી જાય છે અને વધારે લાયકાત મેળવવાનું કોઈને મન થતું નથી. તેને એમ લાગવા માંડે છે કે, આટલી વિદ્યા કમાવાની અને જ્ઞાન મેળવવાની ભાંજગડમાં હું નકામો પડયો; અહીં તો 'ટકે શેર ભાજી ટકે શેર ખાજા' છે. આવી રીતે આ બધો અનર્થ લોકોના અજ્ઞાનને લીધે થાય છે કે રાજાના મૂર્ખપણાને લીધે થાય છે તેનો નિર્ણય થઈ શકતો નથી. તેમ છતાં લોકોનું અજ્ઞાન એ જ આનું

કારણ છે એવો અમારો ચોક્કસ અભિપ્રાય છે. લોકો ડાહ્યા હોય તો સામાન્યપણે રાજ્ય ખરાબ હોઈ શકે નહીં, એ સિદ્ધાન્ત છે." *

દેશની સમાજવ્યવસ્થા અને રાજ્યપદ્ધતિ સારી ન હોય અને ગુણોની કદર ન થતી હોય તો લોકો પ્રારબ્ધવાદી થાય છે એમ આમાં કહ્યું છે. 'राजा कालस्य कारणम्' એ સિદ્ધાન્તનો આ નિષ્કર્ષ છે; પણ તેથી આગળ જઈને આખરે લોકો મૂર્ખ હોય છે તેથી ખરાબ રાજા કે રાજ્યપદ્ધતિ ટકે છે એવો અન્તિમ નિર્ણય આપીને લોકોનાં જ્ઞાન અને પ્રયત્ન ઉપર બધી વસ્તુઓનો આધાર છે એમ તેમણે કહ્યું છે.

ધાર્મિક તત્ત્વજ્ઞાનને પ્રવૃત્તિપર બનાવીને અર્જુનને કર્મયોગી બનાવવાને માટે જ શ્રીકૃષ્ણે તેને ગીતાનો ઉપદેશ કર્યો હતો એમ 'લોકહિતવાદી'એ કહ્યું છે. તેઓ લખે છે:

"વૈરાગ્ય તો મૂર્ખામી છે અને તેનો અર્થ એ થાય છે કે, ઈશ્વરે જે આપ્યું છે તેમ જ જેને સારુ માનવદેહ ઘડયો છે તેને ફગાવી દઈને જાનવરની જેમ વન-વગડામાં રખડવું; કારણ જે કર્મ આપણે માટે કહેલું છે તે ન કરીએ તો આપણા જન્મનું સાર્થક થતું નથી. જન્મનું સાર્થક એટલે જેને માટે જન્મ લીધો તેના બધા અર્થો એટલે હેતુઓ પાર પાડવા તે. હવે આમાંનો પ્રથમ હેતુ તો એ જ છે કે, બધી જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયોના વ્યાપારો યથાસ્થિત અને શાસ્ત્રીય રીતે કરવા અને આશ્રમ પ્રમાણે અને વર્ણ પ્રમાણે પોતપોતાનું આચરણ રાખવું." "હરહંમેશ મારું ભજન કરજો એવો ભાર પરમેશ્વરે માણસ ઉપર લાદ્યો નથી. તે એટલું જ માગે છે કે, જે કોઈ કામ તમારું, તમારા કુટુંબનું કે બીજા કોઈનું હોય તે બધું સારી રીતે પાર પાડો અને પછી જે થોડો ઘણો વખત બચે તે સ્નાન સંધ્યામાં કે પ્રાર્થનામાં તેમ જ મારા નામનું રટણ કરવામાં ગાળો. એટલે તેમાંથી જ અનન્ત વર્ષો સુધી તપ કર્યાનું ફળ તમને મળશે. . . . આટલા માટે માણસ પોતાનું કર્તવ્ય કર્મ કરે એ જ ઈશ્વરનું સૌથી સરસ ભજન છે. શ્રીકૃષ્ણે ગીતામાં આ જ બોધ અર્જુનને આપ્યો છે. અર્જુન વિષાદ પામીને વૈરાગ્યનો માર્ગ લેવા માગતો હતો, ત્યારે શ્રીકૃષ્ણે તેનો ઊધડો લીધો અને તેને સમજાવ્યું કે, અરે ષંઢ, તું કાયરની જેમ વૈરાગ્ય શાનું લે છે? તારું જે કર્તવ્ય કર્મ છે તે કદી પણ છોડીશ નહીં. તેનું આચરણ કર, પણ તેમાં સુખદુઃખ માનીશ નહીં. વૈરાગ્ય એ મૂર્ખામી છે. લાભાલાભમાંથી ઊપજતાં આશા અને દુઃખમાત્ર છોડી દે, પણ આ સંસારમાં જે કર્મ લોકોમાં દેખીતી રીતે ચાલતું આવ્યું છે તેને છોડીશ નહીં."×

મૂર્તિપૂજાનો નિષેધ પણ તેમણે ગીતાને આધારે જ કર્યો છે. તેઓ લખે છે:

* 'પ્રભાકર', પત્ર નં. ૨૪, તા. ૩૦ જુલાઈ, ૧૮૪૮.

× 'પ્રભાકર', પત્ર નં. ૨૬. તા. ૧૩ ઑગસ્ટ, ૧૮૪૮.

"ઈશ્વર કંઈ મનુષ્યને દૃષ્ટિગોચર નથી. સૃષ્ટિ તરફ જોવાથી જ તેનું અસ્તિત્વ કળાય છે. બધા લોકો આ વાત કબૂલ કરે છે. તેથી પરમેશ્વરનું ભજન કરવું યોગ્ય છે. અને પરમેશ્વર જ સૌનો વરિષ્ઠ છે. પણ તેનું ભજન કઈ રીતે કરવું તે સમજવું જોઈએ. તેને આપણે ફૂલ અર્પણ કરીએ છીએ, પણ વિચાર તો કરો કે જેણે આખી પૃથ્વી સરજી છે તેને કશાની ખોટ છે ખરી? તે જ પ્રમાણે તેને આપણે નૈવેદ્ય ધરાવીએ છીએ, પણ તે ભૂખ્યો છે શું? તેને માટે કોઈ પણ જાતનો ઉપચાર કરવાનો અધિકાર કે લાયકાત માણસમાં નથી, કારણ તે પરિપૂર્ણ છે. પૂર્વેના ઋષિઓની તેને વિષેની માન્યતા આવી જ છે. પણ લોકો સામાન્યપણે મૂરખ છે. તેમનાથી ઈશ્વરના વાસ્તવિક સ્વરૂપનું આકલન થતું નથી, તેથી તેઓ તેના પર જબરદસ્તી કરીને તેને સાકાર સ્વરૂપ આપે છે અને સગુણ બનાવે છે. તેના હાથમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ છે એવું તેનું વર્ણન કરે છે; એનો અર્થ એટલો જ કે તે લોકોને શાસન કરનારો છે. ચક્ર કહેતાં તેનું અનાદિત્વ અને અનંતત્વ વ્યક્ત થાય છે. ઈશ્વરનાં અનેક પ્રકારનાં સ્વરૂપો વર્ણવાય છે. અજ્ઞાન લોકોને ઈશ્વર વિષે કંઈક સમજ પડે તેટલા માટે આ વર્ણનો કરવામાં આવેલાં છે; પણ તે બધાનો સાર એટલો જ છે કે, ઈશ્વર એક જ છે. બ્રાહ્મણો પણ આ વાત નાકબૂલ કરતા નથી. આ ઈશ્વરનું જ માણસે મનન કરવું જોઈએ. આમ વિચાર કરતાં જે પરમાત્મા છે તેને માણસે પોતાની મૂર્ખાઈને કારણે સમજ્યા વિના ભજવો એ પણ ઉચિત નથી. બીજું, આ દેવને નાનો માનીને લોકો તેની મૂર્તિઓ બનાવે છે. આ વસ્તુને ગીતામાં બે ઠેકાણે વખોડી કાઢી છે, તે શ્લોકો નીચે મુજબ છે:

अव्यक्तं व्यक्तिमापन्नं मन्यन्ते मामबुद्धयः ।
परं भावमजानन्तो ममाव्ययमनुत्तमम् ॥ (७–२४)*

આવી રીતે ઈશ્વરને સાકાર માનવો એ મૂર્ખપણું છે. ઈશ્વર અમૂર્ત છે એ તેની કૃતિ ઉપરથી સમજાય છે. . . ઈશ્વરનું પ્રત્યક્ષ દર્શન થતું નથી એટલે તેનું ધ્યાન મનથી કરવું જોઈએ. જે કંઈ કૃત્યો અને ઉપચારો કરવા હોય તે પાત્ર–અપાત્ર જોઈને માણસને ઉદ્દેશીને કરવા એ ઉત્તમ છે. બીજું, ઈશ્વર નહીં પણ મનુષ્ય દયાધર્મને પાત્ર છે; ઈશ્વર કેવળ વર્ણન કરવા યોગ્ય છે. જે કંઈ અર્પણ કરવાનું હોય તે માણસને કરવું જોઈએ, નહીં કે ઈશ્વરને. . . આ સૃષ્ટિ ઈશ્વરનું વ્યક્ત સ્વરૂપ કહેવાય. એટલે એ વ્યક્ત સ્વરૂપને વિષે જે કંઈ અર્પણ કરવું હોય તે કરવું. પથ્થર કંઈ ઈશ્વરનું પ્રત્યક્ષ સ્વરૂપ નથી. જડ પથ્થર કરતાં જીવતી વસ્તુ વધારે સારી, તેને ભૂખ અને તરસ હોય છે. કોઈ ગરીબ માણસ અંધારામાં બેઠેલો હોય, દારિદ્ર્યથી પીડાતો હોય, તેને પૈસોય ન મળતો હોય, તો તેને એક પૈસાનું તેલ આણી આપીને અજવાળામાં બેસાડીએ તો તે સારું, કે તેમ કરવાને બદલે તેને અંધારામાં જ બેસાડી રાખીને

---

* ઉપર બે શ્લોકો આપવાનું કહીને એક જ શ્લોક આપેલો છે. બીજો શ્લોક આ હોવો જોઈએ:

नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः ।
मूढोऽयं नाभिजानाति लोको मामजमव्ययम् ॥

મંદિરમાં રાખેલી પથ્થરની જડ મૂર્તિ આગળ પૈસાનો કપૂર બાળવો એ સારું ? આ બેમાંથી ઈશ્વર કયા કામથી પ્રસન્ન થશે ?" ×

આનો સાર એ છે કે, ઈશ્વરપૂજાનો સારો માર્ગ ધ્યાન અને મનનનો છે; અને આપણે દ્રવ્યરૂપે જે કંઈ અર્પણ કરવા માગતા હોઈએ તે માણસને આપવું અને મનુષ્ય સેવા એ જ પ્રભુની પૂજાનું પ્રશસ્ત બાહ્ય સ્વરૂપ છે એમ માનવું. પોતપોતાનાં કૌટુંબિક અને સામાજિક કર્મો કરવાં એ જ ઈશ્વરનું ભજન છે અને તે કરવા માટે આવશ્યક ચિત્તશુદ્ધિ અને અંતઃપ્રસાદ પ્રાપ્ત થાય તેટલા માટે માણસે કેટલોક વખત ધ્યાન અને મનન કરવું, એવો તેમનો કર્મયોગ હતો અને નિવૃત્તિ કરતાં પ્રવૃત્તિ શ્રેષ્ઠ છે એવો -તેમણે વારંવાર ઉપદેશ કર્યો હતો.

"વેદિયા કરતાં વહેવારિયો સારો એવી એક સમજ લોકોમાં પ્રચલિત છે; પણ એ સમજમાં છુપાયેલું રહસ્ય ઘણા લોકોને કદાચ પસંદ નહીં પડે...... વેદિયો કહે છે કે, આ બધું જગત મિથ્યા છે; માયાને લીધે તેનો ભાસ માત્ર થાય છે, પણ તે વસ્તુતઃ સાચું નથી. એ જગતને વ્યાપી રહેલો તેનો ચાલક પરમાત્મા જ એક સત્ય છે, એમ માનીને દુનિયાનો ત્યાગ કરવો અને બધું કામકાજ છોડી દેવું. હવે જે દેખાય છે તે બધું સાચું છે એમ માનીને ચાલનારા અને ઉપર જણાવેલા વેદિયા-ઓને બાદ કરતાં જે રહે તે બધા વહેવારિયાઓ કહેવાય. . . . હવે જેઓ વહેવારિયા છે તેઓ આ દુનિયાના અનિષ્ટોની સામે સતત ઝઘડયા કરે છે, રોગીઓને તેઓ દવા આપે છે, અભણને ભણાવે છે, દુઃખી લોકોનાં દુઃખનિવારણ માટે થાય તેટલો પ્રયત્ન કરે છે, પ્રયત્નપૂર્વક પરોપકાર કરે છે અને દુનિયાના વહેવારમાં રહીને વર્તે છે. તેથી લોકોને તે ઘણા ઉપયોગી થાય છે. એટલે લોકોએ તેમને સારા ગણ્યા. . . . વહેવારિયો લોભી હોય તો પૈસા કમાવા માટે મથાકૂટ કરે છે અને સાધુ હોય તો લોકોના કલ્યાણ માટે મહેનત કરે છે, ગ્રંથ લખે છે, કવિતા રચે છે, લોકોને બુદ્ધિવાદ શીખવે છે. ટૂંકમાં, વહેવારિયો લોભી કે સાધુ — ગમે તેવો હોય તો પણ તે નવરો બેસતો નથી. તેથી તે લોકોને પ્રિય થાય છે. આના દૃષ્ટાન્ત રૂપે જૂની કથાઓ પણ છે. ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનને ઉપદેશ આપીને વહેવારિયો બનાવ્યો. રામદાસ સ્વામીએ રાજ્યનો કારભાર ચલાવવામાં ભારે મહેનત ઉઠાવી. તુકારામ વગેરે સંતોએ દુનિયાના હિતને માટે ખૂબ કામ કર્યું અને પોતાની બુદ્ધિનો યથાશક્તિ ઉપયોગ કર્યો. આમ જો તેઓ ન કરત તો તેમનું નામ આજે કોઈ લેત નહિ અને તેઓ ભુલાઈ જાત... લોકોનાં ઘરોને આગ લાગી હોય તો પણ આ વેદિયાઓ બધું મિથ્યા છે એમ જ કહેવાના. પછી ઘર બળ્યું શું અને રહ્યું શું ? તેનો મનમાં વિચાર સરખો પણ નહીં કરે. આવી રીતે આ દેશમાં આ માર્ગ નીકળ્યો ત્યારથી દેશને ઘણા ગેરલાભ થયા અને ઘણા લોકો આળસુ બની ગયા."

× 'પ્રભાકર', પત્ર નં. ૩૭, તા. ૩ ડિસેમ્બર, ૧૮૪૮.

આ ઉતારામાં એક રીતે કર્મયોગ અને કર્મસંન્યાસનું વિવેચન કરેલું હોઈને કર્મયોગને શ્રેષ્ઠ ઠરાવવામાં આવ્યો છે. વહેવારિયાના બે વર્ગ — એક લોભી અને બીજો સાધુ — કલ્પીને તે બન્નેને વેદિયાના કરતાં શ્રેષ્ઠ કહ્યા છે. વેદિયાને આળસુ ઠરાવ્યો છે. તેનું વર્ણન નીચે મુજબ કરેલું છે:

"મૂળે વેદાન્તી હોય અને તેને જો પૈસે ટકે થોડીક નિરાંત અથવા પેનશન મળતું હોય તો તેના જેવો આળસુ બીજો કોઈ નહીં. નિરાંત ન હોય તો તેને પોતાનું વેદાંત કોરે મૂકીને લોકો આગળ દોડવું પડે છે. તેની પાસે બીજો ઉપાય રહેતો નથી. ભૂખ, તરસ, ગરમી, ઠંડી તેને વહેવાર તરફ ખેંચી જાય છે. પણ તેને સ્વાસ્થ્ય મળતાં તે સોળે કળાએ પોતાનું વેદાન્ત પ્રગટ કરે છે. એટલે સંસારનો ત્યાગ કરીને બાવો બની જાય છે એમ રખે માનતા. પણ લોકોને નિરુપયોગી થવાનો એકે પ્રયત્ન તે ચૂકતો નથી."

આ થયું ઢોંગી વેદાન્તીનું વર્ણન. પણ જે વસ્તુતઃ સંન્યાસી બનીને પરોપકારનાં કામ કરતો નથી તે પણ લોભી જ છે.

"માણસ માત્રને અનેક જાતની જરૂરિયાતો અને મુશ્કેલીઓ હોય છે. એ બધીની બાબતમાં તે જો ઉદાસીન રહે અને કોઈને પણ ઉપયોગી ન થાય તો તેને પોતાનું હિત જોનારો લોભી જ કહેવો જોઈએ. કારણ બધાનો અનાદર કરીને, તેમ જ બધાની ચિંતા કરવાનું છોડી દઈને કેવળ પોતાના જીવની જ તે તજવીજ કરે છે. એટલે તેને સામાન્ય લોભી નહીં પણ લોભીઓનો રાજા ગણવો જોઈએ. . . અમને એમ લાગે છે કે, અજ્ઞાનીઓને અને આળસુઓને પોતાની સ્વભાવગત ખામીઓ છુપાવીને મફતની પ્રતિષ્ઠા મેળવવાના કામમાં વેદાન્ત માર્ગ ઘણો ઉપયોગી થાય છે."*

હવે 'લોકહિતવાદી'ની ધર્મસુધારાની વ્યાપ્તિ કેવડી મોટી હતી તે તેમના જ શબ્દોમાં કલમવાર દર્શાવીને આપણે તેમની રજા લઈશું. તા. ૧૭ જૂન સને ૧૮૪૯ને રોજ 'પ્રભાકર' પત્રમાં લખેલા 'ધર્મસુધારો' નામના લેખમાં તેઓ લખે છે:

"ધર્મ સુધારાની મુખ્ય બાબતો નીચે મુજબ ગણાવી શકાય:

૧. બધાએ અંતઃકરણપૂર્વક ઈશ્વરનું સતત ભજન કરવું.

૨. જેવો પોતાનો તેવો જ બીજાનો જીવ છે એમ માનવું.

૩. જનોઈ, લગ્ન અને અન્ત્યવિધિ, એ ત્રણ સંસ્કારો રાખીને બાકીના બધા રદ કરવા. અને જે જે કર્મ કે વિધિ કરવામાં આવે તે સ્વભાષામાં અર્થ સમજાય એવી રીતે કરવો. ભજન, પૂજન, સંસ્કાર, એ બધું કરનારની ભાષામાં કરવું.

૪. હર કોઈને પોતાના વિચાર કે માન્યતા મુજબ આચરણ કરવાની અને લખવા બોલવાની છૂટ હોવી જોઈએ.

૫. ધર્મવિષયક ક્રિયા કે વિધિઓમાં તેમ જ સાંસારિક બાબતોમાં સ્ત્રીપુરુષોના અધિકાર સમાન હોવા જોઈએ. પુનર્વિવાહ અને પ્રૌઢવિવાહ બન્ને આમાં આવી જાય છે.

---

* 'લેખસંગ્રહ', પૃ. ૮૨૮. વૃત્તવૈભવ.

૬. રૂઢ આચાર કરતાં નીતિનું સ્થાન મહત્ત્વનું હોવું જોઈએ. . . જેમ કેટલીક સ્ત્રીઓ લુચ્ચી હોય છે, પણ પીંપળાની પ્રદક્ષિણા કરવાનું ચૂકતી નથી, એમ ન હોવું જોઈએ.

૭. અર્થ જાણ્યા વિના કશું પણ ભણવું નહીં.

૮. કોઈ પણ માણસને તુચ્છ લેખવો નહીં. ન્યાતજાતનું અભિમાન રાખવું નહીં. બધાની સાથે એકસરખું દયાળુ વર્તન રાખવું. બધાનું કલ્યાણ કરવું.

૯. સ્વદેશ વિષે પ્રીતિ અને સ્વદેશનું કલ્યાણ એ બે બાબતોની ખાસ ચિંતા રાખવી.

૧૦. જેને જે ફાવે તે રોજગાર ધંધો કરવાની છૂટ હોવી જોઈએ.

૧૧. ગુણ અને લાયકાત મુજબ જાતિભેદ (વર્ણભેદ) માનવો, કુળને કારણે નહીં.

૧૨. સરકારના કરતાં પ્રજાના અધિકાર વધારે હોવા જોઈએ. એટલે કે, રૈયતના હિતના જે કોઈ કાયદા હોય તે સરકાર સાથે ઝઘડીને મંજૂર કરાવવા.

૧૩. રાજાએ જે નિયમ કે કાયદા કર્યા હોય તેમ જ જે ઈશ્વરી બુદ્ધિસૂચિત નિયમ હોય તે માનવા.

૧૪. વિદ્યાવૃદ્ધિ માટે સૌ કોઈએ પ્રયત્ન કરવો. દુખિયાને સુખ, રોગીને દવા, મૂર્ખને જ્ઞાન અને ગરીબને દ્રવ્ય, પોતપોતાની શક્તિ પ્રમાણે આપવા કદી ચૂકવું નહીં.

૧૫. છેવટની કલમ એ છે કે, સૌએ સત્યથી ચાલવું. સત્યથી વિરુદ્ધ આચરણ કરવું નહીં."

ઉપર જણાવેલી પંદર કલમોમાં સ્વદેશભક્તિ, લોકસત્તા, વિદ્યાવૃદ્ધિ વગેરે બધી બાબતો આવી જાય છે. તેરમી કલમમાં રાજાના નિયમો અને અને ઈશ્વરી બુદ્ધિસૂચિત નિયમો પાળવાનું કહેલું છે. આ બે વચ્ચે વિરોધ આવે ત્યારે કયો પાળવો અને કયાનો ભંગ કરવો તેનો નિર્ણય આપેલો નથી. એ નિર્ણય બુદ્ધિસૂચિત ઈશ્વરી નિયમની તરફેણમાં આપવામાં આવે એટલે 'સત્યાગ્રહ'નો જન્મ થાય છે. એ વખતે રાજાના નિયમો સામે સત્યાગ્રહ કરવાની વાત કોઈ કરતું ન હતું. શાસ્ત્રો અને રૂઢિની સામે જ સત્યાગ્રહ કરવાની વૃત્તિ હતી એમ દેખાય છે. 'મન એ જ ઈશ્વરી શાસ્ત્ર છે' એ મથાળાવાળા તા. ૨૫ માર્ચ ૧૯૪૯ના 'પ્રભાકર'માં લખેલા એક લેખમાં 'લોકહિતવાદી' કહે છે :

"એટલે મન એ જ માણસના વર્તનને અંગે છેવટનો ઈશ્વરી નિયમ છે. મહાભારતના ગદાપર્વમાં દુર્યોધને પાંડવોનાં બાળકો મારી નાંખ્યાની વાત આવે છે, અને તે સાંભળી શ્રોતાઓ બોલી ઊઠે છે, 'અરેરે! દુર્યોધન કેટલો બધો દુષ્ટ હતો! સાચે જ તે ચાંડાળ હતો.' આવો ધ્વનિ દરેકના મનમાં ઊઠે છે. ખરું જોતાં એ વાતની સાથે સાંભળનારાઓને કશો સંબંધ હોતો નથી. પણ બૂરાનો ઇનકાર અને ભલાનો સ્વીકાર એ મનના ધર્મો છે. અને એ ઈશ્વરની જ પ્રેરણા છે. વારુ, જો સાચે જ એમ હોય તો માણસો પોતાના અંતરથી વિરુદ્ધ કેમ વર્તે છે? . . .

પણ ખરાબ વસ્તુને જેઓ સારી કહે છે તેમના મનને પૂછી જુઓ. તેઓ ખરા દિલથી તેમ કહેતા નથી. બીજા કોઈ કારણસર તેઓ એમ કહેતા હોય છે. કોઈ શાસ્ત્રવચન તરફ આકર્ષાઈને એમ બોલે છે; કેટલાક રૂઢિને અનુસરે છે. અને આ વસ્તુ ખરાબ છે એમ તેમના મનમાં થાય છે છતાં મનના અવાજને દબાવી દઈને તેઓ દુષ્ટબુદ્ધિથી પ્રેરિત થઈને ભાષણ કરે છે. આ ભારે નવાઈની વાત છે. મને લાગે છે કે, જે જે સાધુઓ થઈ ગયા તેમણે મનને શુદ્ધ કરવા માટે અનેક ગ્રંથો લખ્યા છે, ઘણો ઉપદેશ આપ્યો છે અને નિયમો પણ પુષ્કળ બતાવ્યા છે; પણ આ વાત તેમનાથી સાધી શકાઈ નહીં. લોકોનું મન આડુંઅવળું ભમે છે. જો લોકો વાસ્તવિક સત્યનું સ્મરણ કરીને મનમાં વિચાર કરે, તો જે કેટલીક વસ્તુઓ લોકોમાં સારી ગણાય છે અને પ્રચલિત છે તે વસ્તુતઃ ખરાબ છે એ તેઓ જોઈ શકશે. પણ હિંદુ લોકો હજી સ્વતંત્રપણે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા નથી; અને મન એ જ મોટામાં મોટું શાસ્ત્ર છે અને બીજાં બધાં લખેલાં શાસ્ત્રો તેનાથી ઊતરતાં છે એમ તેમને લાગતું નથી."

આ ઉતારામાં આવેલા 'મનનો ધ્વનિ' (અંતરનો અવાજ), 'મનને શુદ્ધ કરવું' (ચિત્તશુદ્ધિ), 'લોકોનું મન આડુંઅવળું ભમે છે', 'સત્ય સ્મરીને મનમાં વિચાર કરીએ તો', ઇત્યાદિ શબ્દોમાં સત્યાગ્રહી વૃત્તિ ચોખ્ખી જણાઈ આવે છે. આ વૃત્તિને કારણે પ્રથમ શાસ્ત્રો અને રૂઢિથી પર રહેલું સાચું શાસ્ત્ર હિન્દી લોકોને દેખાયું; તે પછી રૂઢ કાયદાથી પર રહેલા ઈશ્વરી કાયદા દેખાવા લાગ્યા, અને આજે રૂઢ આર્થિક વ્યવસ્થાથી પર રહેલી ન્યાયી આર્થિક વ્યવસ્થા દેખાવા લાગી છે. હિંદી માનસ શાસ્ત્રોનું, રૂઢિઓનું અને કાયદાઓનું તેમ જ રૂઢ આર્થિક વહેવારનું ગુલામ બનેલું છે. તેના પર તમોગુણનું પડ જામેલું છે. તે દૂર કરવાનું અને સત્યસ્વરૂપ પરમેશ્વરનાં દર્શન કરવાનું માણસે શીખવું જોઈએ. તો જ તેને સર્વાંગી મોક્ષની પ્રાપ્તિ થશે. સર્વાંગી સુધારાનો ધ્વજ રોપનારા લોકોએ શાસ્ત્રોનું અને રૂઢિનું અજ્ઞાનનું પડ ચીરી નાંખ્યું છે; પણ કાયદાનું પડ એમ ને એમ રહેવા દીધું છે; તે કાર્ય તેમની પછીના લોકોએ કર્યું.

સંકુચિત અર્થના ધર્મશાસ્ત્રની અને સામાજિક રૂઢિની પાર જોવાની દૃષ્ટિ જેમ 'લોકહિતવાદ'માં હતી, તેવી જ રીતે તવંગર અને ગરીબ એ સામાજિક વિષમતામાં રહેલા અન્યાયના મૂળનું, કંઈક અસ્પષ્ટ રીતે કેમ ન હોય, પણ 'લોકહિતવાદી'ને ભાન થયું હતું એમ તેમના લેખો પરથી દેખાય છે. તા. ૧૧ ફેબ્રુઆરી ૧૮૪૯ને રોજ 'પ્રભાકરમાં' 'દયા' એ મથાળા નીચે લખેલા લેખમાં તેઓ કહે છે :—

"ખરું જોતાં, જે તવંગર છે તેમને ગરીબને જોઈને પોતાની શ્રીમંતાઈની શરમ આવવી જોઈએ, અને તેમનું હૃદય પીગળવું જોઈએ. કારણ ભિખારી અને

શ્રીમંત એ એના શરીરમાં કે બુદ્ધિમાં કશો તફાવત હોતો નથી. ફેર એટલો જ હોય છે કે, એકે, લાંબા સમય સુધી બીજાનું ધન હરણ કરીને તેનો મોટો જથ્થો એકઠો કરેલો હોય છે, અને બીજાના ધનનું હરણ થવાથી તે ભિખારી બનેલો હોય છે. ઈશ્વરે પૃથ્વી ઉપર જે વિવિધ પદાર્થો પેદા કર્યા છે તેની પાછળ તેનો હેતુ એવો છે કે, તે પદાર્થો બધાને સરખી રીતે મળે. પણ માણસમાં જેટલું ડહાપણ છે તેટલું જ ગાંડપણ અને અજ્ઞાન છે, અને તેથી પચાસ જણને લૂંટીને એક તવંગર બને છે. ગામના પચાસ ખેડૂતો ખેતીની મજૂરી કરે છે અને એક જાગીરદાર કે ઇનામદાર તેમને માટે કુશકા ને છાલાં રહેવા દઈને દાણો બધો પોતે પડાવી લે છે, રેશમી કિનારીનાં ધોતિયાં પહેરે છે અને કોઈ જાતની મજૂરી કરતો નથી. આ શ્રીમંતની બલિહારી ગણાય. જ્યારે બિચારા ગરીબ લોકો પોતાના ઇનામદાર કરતાં વધારે ડહાપણવાળા હોય તો પણ પોતાની મહેનતનું ફળ તેને આપી દે છે. સાચે જ આ અચરજ ઉપજાવે એવી વાત છે. . . . કોઈ રાજાનો વારસ ક્ષયરોગી હોય તે છતાં સર્વ લોકો તેની આજીજી કરે છે, તેને પોતાની બધી દોલત આપી દે છે અને પોતે ભૂખે મરે છે. તે રાજાએ પોતે કશું કામ કર્યું છે કે નહીં એમ તેને પૂછવામાં આવે, તો તે એમ જ કહેશે કે, હું કશી મજૂરી કરતો નથી તેમ છતાં આંધળા થઈને લોકો તેને જોરાવર માને છે ને તેને કિનખાબની ને મખમલની ગાદી પર બેસાડે છે અને તેનાથી હજારગણા ડહાપણવાળા લોકોને ભીખ માગવી પડે છે, ચીંથરાં પણ તેમને પહેરવાને મળતાં નથી. રાજાને ત્યાંથી કોઈ એક પૈસાની ચોરી કરે તો તેને ફાંસી દેવામાં આવે છે અને બધા લોકો એ વસ્તુની વાહવાહ કરીને યોગ્ય ઇન્સાફ થયો એમ કહે છે. અને વધારામાં એણે ચોરી કેમ કરી એમ પૂછે છે! આવી નવાઈઓ દુનિયામાં જોવાની મળે છે. એને લીધે જેટલા પૈસાદાર ઊંચી પદવીએ પહોંચેલા છે તેમને એમ લાગે છે કે, અમે નાલાયક હોઈએ તો પણ અમે આ બધું મેળવ્યું છે, અને તેના ઉપર અમારો હક છે પણ તેમની માન્યતા મૂર્ખામીભરેલી છે. . . . વાસ્તવિક રીતે જોતાં, એવી સંપત્તિની શરમ આવે એ જ તેમને માટે શોભાસ્પદ છે. કારણ કે, તેઓ જે સુખ ભોગવે છે તે તેઓ લોકોની મૂર્ખાઈને લીધે ભોગવે છે. તેથી એ મૂર્ખાઓ પર કંઈક દયા કરવી એ જ યોગ્ય છે."

એટલે કે લોકોની મૂર્ખાઈનો અંત આવશે તો શ્રીમંતોની શ્રીમંતાઈનો પણ અંત આવશે એવો આમાંથી નિષ્કર્ષ નીકળે છે! પણ લોકોની આ મૂર્ખાઈનો ક્યારે અને કેવી રીતે અંત આવશે? તેને માટે રાજકીય અને આર્થિક ક્રાન્તિ થવી જોઈએ. તે ક્રાન્તિ કરવાનું જ્ઞાન એ મૂર્ખ લોકોમાં આવે ત્યાં સુધી તેમને શ્રીમંતોની દયા ઉપર જીવવું રહ્યું. તેથી જ બધા ધર્મોમાં દાનને મહત્ત્વ આપેલું છે; પણ તેથી આર્થિક ક્રાન્તિનું પ્રયોજન રહેતું નથી એમ ન કહેવાય.

હવે આપણે 'લોકહિતવાદી'ના સમકાલીન મહારાષ્ટ્રના બીજા એક મોટા સુધારક જ્યોતિરાવ ફુલે તરફ વળીએ. મહારાષ્ટ્રની બ્રાહ્મણેતર હિલચાલના તેઓ આદ્ય પુરસ્કર્તા હતા અને સમાજસુધારાની હિલચાલને સામાજિક વર્ગ

વિગ્રહનું સ્વરૂપ પ્રાપ્ત થયું તેમાં તેમના સત્યશોધક સમાજની વિચારસરણી કારણ થઈ હતી, એમ કહેવામાં કશો વાંધો નથી. બ્રાહ્મણ જાતિના વર્ચસ્વની સામે આવી જાતની આક્રમણકારી ચળવળ થાય, એ હિન્દુ સમાજની બ્રાહ્મણેતર જાતિઓમાં સ્વાભિમાન પેદા કરવાની દૃષ્ટિથી અપરિહાર્ય હતું, એમ દેખાય છે. તે જ પ્રમાણે બ્રાહ્મણોમાંના જક્કી લોકોને સામાજિક સમતાના સિદ્ધાન્તનો વિચાર કરવાની આ હિલચાલે જ ફરજ પાડી. 'जरी ब्राह्मण झाला भ्रष्ट। तरी तो तिन्हीं लोकीं श्रेष्ठ' ॥ એ સૂત્રને વળગી રહેનારા બ્રાહ્મણો આ હિલચાલની આંચ લાગવાથી ચોંકી ઊઠ્યા અને ગામડાંઓમાં ઉપરના સૂત્રની પ્રતિક્રિયા રૂપે 'जरी ब्राह्मण असला श्रेष्ठ। तरी तो मानावा अतिभ्रष्ट' આ સૂત્ર કેટલોક વખત સુધી પ્રચલિત થયું, એને લીધે પણ એક પ્રકારની જાગૃતિ સમાજના નીચલા થર સુધી પહોંચી ગઈ. તેમ છતાં આ હિલચાલના ઉત્પાદકમાં તેમ જ પ્રચારકોમાં બ્રિટિશ રાજનીતિને ઓળખવાની પાત્રતા ન હોવાથી આ હિલચાલ કેટલાક વખત સુધી નોકરશાહીનું રમકડું બની ગઈ અને મોંટેગ્યુ ચેમ્સફોર્ડ સુધારા પછી તેને રાષ્ટ્રવિરોધી રાજકારણનું વિઘાતક સ્વરૂપ પ્રાપ્ત થયું. તેમ છતાં જ્યોતિરાવ ફુલેની મહારાષ્ટ્રના પ્રમુખ આદ્ય સુધારકોમાં ગણના કરવી જોઈએ.

જ્યોતિરાવનો જન્મ સને ૧૮૨૮માં થયો અને દેહાવસાન ૧૮૯૦માં થયું. ૧૮૭૩માં તેમણે પૂનામાં સત્યશોધક સમાજની સ્થાપના કરી. ૧૮૪૨માં તેમણે પૂનામાં પહેલી કન્યાશાળા શરૂ કરી. ૧૮૬૩માં તેમણે બાળહત્યા પ્રતિબંધક ગૃહ કાઢ્યું અને ૧૮૬૪માં પૂનામાં સારસ્વત જ્ઞાતિમાં પુનર્વિવાહ કરાવવામાં આગેવાની લીધી. મહારાષ્ટ્રમાં અસ્પૃશ્યતાનિવારણની હિલચાલ ઉપાડવાનું પહેલું માન તેમને જ આપવું જોઈએ તે જ પ્રમાણે કેળવણીપ્રસારની બાબતમાં તેઓ પ્રાથમિક કેળવણી અને ગામડાંમાં વસતા લોકોની કેળવણી ઉપર વિશેષ ભાર મૂકતા. ખેડૂત સુખી હોય તો આખો દેશ સુખી, એ વાત તેમના દિલમાં બરાબર વસી હતી; અને હરકોઈ દીન દૂબળાને માટે તેમનું દિલ દ્રવી જતું. તેમણે લોકસેવામાં પોતાનું જીવન વ્યતીત કર્યું અને એક મહારાષ્ટ્રવ્યાપી હિલચાલનો આરંભ કર્યો. ઠેઠ ગામડાંઓ સુધી પહોંચી જનારી સમાજસુધારાની હિલચાલ પ્રથમ આ જ હતી. આ શ્રેય કોઈ પણ બ્રાહ્મણ સુધારકને આપી શકાય તેમ નથી. જ્યોતિરાવ ફુલે બ્રિટિશોનું રાજકારણ અને ખ્રિસ્તી મિશનરીઓની ચાલાકી કળી શક્યા નહીં એમ કહેવું પડે છે, તો પણ રાજા રામમોહન રાયથી માંડીને બધા જ સુધારકોને લાગુ પડતા આ આરોપને એમના એકલાની જ બાબતમાં વિશેષ મહત્ત્વ આપવાનું કશું કારણ નથી. પણ એટલી એક ખામીને લીધે જ હિન્દુ સમાજના સર્વાંગી

સુધારકોમાં તેમની ગણના કરી શકાય નહીં એમ અમને લાગે છે. એ માન પહેલી પેઢીમાં તો માત્ર 'લોકહિતવાદી'ને જ આપી શકાય.

ઈ. સ. ૧૮૬૭ માં મુંબઈમાં પ્રાર્થનાસમાજની સ્થાપના થઈ. તેમાં 'લોકહિતવાદી'નો ભાગ હશે તો પણ તે બહુ મહત્ત્વનો ન હતો. તેમાં ન્યાયમૂર્તિ રાનડે, ડૉ. ભાંડારકર, શ્રી વામન આબાજી મોડક વગેરે બીજી પેઢીના લોકો જ મુખ્ય હતા અને દાદોબા પાંડુરંગના બંધુ ડૉ. આત્મારામ પાંડુરંગે તેમાં આગેવાની લીધી હતી. ડૉ. ભાંડારકર અને ન્યા. રાનડે જ સાચા સર્વાંગી સુધારક હતા. તેમના કાર્યનો અને નીતિનો વિચાર હવે પછીનાં બે ત્રણ પ્રકરણમાં જુદા જુદા સ્વરૂપમાં આપણે કરવાનો છે. એટલે તેનો અહીં વધારે વિસ્તાર કરવાની જરૂર નથી. અહીં કેવળ પ્રાર્થનાસમાજની વિશેષતા શી હતી તે બાબત થોડુંક કહીને આ પ્રકરણ પૂરું કરીશું.

પ્રાર્થનાસમાજની કલ્પના જો કે બંગાળના બ્રાહ્મ સમાજની કલ્પના ઉપરથી સૂઝી હોય અને બ્રાહ્મ આગેવાન બાબુ કેશવચન્દ્ર સેને ઈ. સ. ૧૮૬૪માં મુંબઈને આપેલી મુલાકાત સાથે તેનો નિકટનો સંબંધ હોય તો પણ પ્રાર્થનાસમાજ પ્રથમથી જ બ્રાહ્મ સમાજના હિન્દુ ધર્મથી અલગ પડવાના ધોરણથી વિરુદ્ધ હતો; અને કેશવચન્દ્ર સેને બ્રાહ્મ સમાજને જે સ્વરૂપ આપ્યું તે સાવ ખ્રિસ્તી ધર્મ તરફ ઢળી ગયું, એ વસ્તુ ન્યા. રાનડે તથા ડૉ. ભાંડારકરને કદી પસંદ પડી ન હતી. મૂર્તિપૂજા અને અવતારકલ્પના એ બન્ને સામે તેમનો કટાક્ષ હોવા છતાં પોતાનો પંથ હિન્દુ ધર્મનો જ એક સુધારક પંથ છે એવી ભાવના તેમણે સતત જાગ્રત રાખી અને તેનો વારંવાર ઉપદેશ કર્યો. ડૉ. ભાંડારકર અને ન્યા. રાનડે બન્ને હિન્દુ ધર્મના ભારે અભિમાની હતા અને ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति એ સિદ્ધાન્ત આપણા ધર્મમાં છે તે માટે તેઓ ખૂબ મગરૂબ હતા. ડૉ. ભાંડારકર એક ઠેકાણે કહે છે, પરમેશ્વર આપણી નિકટ વાસ કરે છે, તે 'હૃદયસ્થ' છે, એ અત્યુત્તમ વિચારનો આપણા લોકોમાં વિશેષ ફેલાવો છે; એમ હોવા છતાં તેમને જીવાત્મા અને પરમાત્માનું અદ્વૈત તથા 'अहं ब्रह्मास्मि' એ સિદ્ધાન્ત માન્ય નથી. તે જ પ્રમાણે તેઓ અવ્યક્ત પરમાત્માની ઉપાસના કરતા હતા અને મૂર્તિપૂજાના વિરોધી હતા તો પણ તેઓ પરમેશ્વરને સગુણ માનતા. શંકરાચાર્યનું નિર્ગુણ પરબ્રહ્મ તેમને માન્ય નથી તેમ જ તેમનો (શંકરાચાર્યનો) માયાવાદ પણ તેઓ માનતા નથી. તેઓ ભક્તિમાર્ગી, સગુણોપાસક અને દ્વૈતવાદી હતા; પણ મૂર્તિપૂજા અને અવતારવાદના તેઓ વિરોધી હતા. તેમને પ્રાર્થના આવશ્યક લાગે છે, પણ પ્રાર્થના દ્વારા ભૌતિક ફળની પ્રાપ્તિ થતી નથી એવો તેમનો મત છે. પ્રાર્થના કેવળ આધ્યામિક ઉન્નતિ માટે જ કરવી જોઈએ એ વિષે તેમનો ખાસ આગ્રહ હતો.

પ્રાર્થના વિષે ડૉ. ભાંડારકર કહે છે :

"બાહ્ય વિષયોને લગતી ઇષ્ટપ્રાપ્તિ અને અનિષ્ટપરિહાર બાહ્ય ઉપાયો વડે જ કરવાં જોઈએ. રોગ થાય છે ત્યારે માણસ વૈદ્ય પાસે જાય છે, કેવળ પ્રાર્થના કરીને બેસી રહેતો નથી. અને જેમ જેમ મનુષ્યનું જ્ઞાન વધે છે તેમ તેમ તે વધારે ને વધારે સમજતો થાય છે કે, બાહ્ય વસ્તુઓ અબાધિત નિયમોથી બદ્ધ છે, તે નિયમ પ્રાર્થનાથી ટળતા નથી, જે કંઈ થાય છે તે પેલા નિયમોને અનુસરીને જ થાય છે. ગ્રીષ્મ ઋતુમાં સૂર્યનાં કિરણોથી આપણને તાપ લાગે છે તેને બદલે તે સમયે હેમંત ઋતુની ઠંડી હવા આપણને મળી શકવાની નથી. વરસાદનું પડવું ન પડવું એ આવા જ અબાધિત નિયમો ઉપર અવલંબે છે, આપણી પ્રાર્થનાઓથી તેમાં કશો ફેર પડવાનો નથી. આવી સ્થિતિ હોવાથી જ્યારે માણસને ધર્મનું શુદ્ધ જ્ઞાન થાય છે અથવા ધર્મનું ઉન્નત સ્વરૂપ તેના અંતઃકરણમાં પ્રગટ થાય છે, ત્યારે તે આવી બાહ્ય ભૌતિક વસ્તુઓને અનુલક્ષીને પરમેશ્વરની પ્રાર્થના કરતો નથી. તુકારામ, નામદેવ જેવા સાધુઓ આવી બાહ્ય વસ્તુઓને તુચ્છ માનતા અને માત્ર બાહ્ય ઉપાયો વડે જ તે સિદ્ધ કરતા . . . તેથી અહંભાવ દૂર કરીને મારામાં નમ્રતા આણ, વિષયોમાંથી મને છોડાવ, અંતઃકરણ શુદ્ધ રાખવા માટે નિશ્ચયબળ આપ, દુષ્ટ વિચારો મનમાં ન આવે તેમ કર . . . આવી જાતની આધ્યાત્મિક વિષયોને લગતી પ્રાર્થનાઓ કરવી એ સાધુઓના ઉદાહરણો પરથી તેમ જ આપણી બુદ્ધિ પ્રમાણે યોગ્ય છે એવી આપણી માન્યતા બંધાય છે. હવે કોઈ એવો સવાલ પૂછશે કે, આ બાબતમાં પણ પ્રાર્થના કરવાથી આપણું હૃદય ઉન્નત થાય છે એમ શા ઉપરથી કહી શકાય? બાહ્ય વસ્તુઓ જેમ અબાધિત નિયમોને અધીન છે અને પ્રાર્થના કરવાથી તેમાં કશો ફેર પડવાનો નથી, તે જ પ્રમાણે અન્તઃકરણની શુદ્ધિ અને ઉન્નતિ પણ કોઈ અબાધિત નિયમોને જ અધીન છે, અને પ્રાર્થનાને લીધે તેમાં કશો ફેરફાર થઈ શકવાનો નથી. મત્સરાદિ વિકાર મનમાં પેદા થાય તો તેમનો મનના નિશ્ચયબળે કરીને નિગ્રહ કરવો, વિષયોમાં મન અયોગ્યપણે લુબ્ધ થાય તો તેને પોતાના બળથી પાછું ખેંચી લેવું. અને આવી રીતે પોતે જ પોતાના પ્રયત્ન થકી પોતાની ઉન્નતિ સાધવી. પ્રાર્થનાની શી જરૂર છે? તેનાથી કશું વળવાનું નથી. પરંતુ અહીં જે વિચારવાનું છે તે એ છે કે, આવી જાતનો સતત પ્રયત્ન કરવા માટે જે દૃઢ સંકલ્પબળ જોઈએ તે આપણ માનવીઓમાં નથી. . . . અને તુકારામ, નામદેવ, વગેરે સંતોનો પણ એવો જ અનુભવ છે. પરંતુ અનન્યભાવે પ્રભુને શરણે જઈને પ્રાર્થના કરવાથી આ નિશ્ચયસામર્થ્ય આપણને મળી રહે છે અને આપણું અંતર શુદ્ધ અને ઉન્નત કરવાનો માર્ગ સુલભ થાય છે, એવો પણ બધા સંતોનો અનુભવ છે."*

આવી રીતે ભૌતિક વહેવારમાંથી અશાસ્ત્રીય ચમત્કારોને પ્રાર્થનાસમાજે દૂર કર્યા છે. પ્રાર્થનાની આ આધ્યાત્મિક ઉપયોગિતા વિષે બધા એકમત થશે એમ તો ન કહી શકાય. આગરકર જેવા બુદ્ધિવાદીને તે માનવી મનની એક દુર્બળતા લાગશે, જ્યારે લોકમાન્ય ટિળક જેવા તર્કકર્કશ અદ્વૈત વેદાન્તીને દ્વૈતાવસ્થામાં તેની ઉપયોગિતા માન્ય થશે તો પણ પારમાર્થિક દૃષ્ટિથી તેમને

* 'ડૉ. ભાંડારકર યાંચે ધર્મપર લેખ વ વ્યાખ્યાનેં', પૃ. ૬૬–૬૭.

તે એક માયા જ ભાસશે. પણ આ કાળ આગરકર – ટિળકના વિવેકવાદ અને વેદાન્તવાદની પહેલાંનો કાળ છે. મહારાષ્ટ્રના સુશિક્ષિતોનું મન એ વખતે ભક્તિ-યુગમાં જ લીન હતું અને પ્રાર્થનાસમાજનો વિવેકવાદના જેટલો જ અદ્વૈત વેદાન્તની સામે પણ વિરોધ હતો.

અવતાર કલ્પનાને વિષે ડૉ. ભાંડારકર કહે છે કે,

"આ જે ઋષિઓ અથવા ધર્મોપદેશકો છે તેમને ધર્મની ગ્લાનિ થતાં અને અધર્મની વૃદ્ધિ થયેલી જોઈને માણસની સુધારણા થાય એ હેતુથી માણસે જ પેદા કર્યા છે; અને તેમના અંતઃકરણમાં વિશેષ રૂપે પ્રભુ વસે છે, તેથી તેના અંશવાળા તેઓ પરમેશ્વરના અવતારો જ છે એમ માનવું યોગ્ય છે . . . તેથી ભગવદ્‌ગીતાના ઉપર ઉતારેલા વચનમાંના 'तदात्मान सृजाम्यहम्' એ વાક્યનો એવો અર્થ ઘટાવવો જોઈએ કે, આવા પુરુષો પેદા કરીને તેમની બુદ્ધિમાં હું સંચાર કરું છું. આ બધા પુરુષો અત્યન્ત આદરણીય અને પૂજ્ય છે ખરા, પણ તેઓ સર્વાંશે દેવ નથી. અજત્વ, અનાદ્યનન્તત્વ, સર્વવ્યાપિત્વ, સર્વજ્ઞત્વ, કેવળ શુચિત્વ વગેરે પરમેશ્વરના ગુણો તેમનામાં ન હતા; તેમ છતાં તે બધા આપણને વંદ્ય જ છે."*

હવે મૂર્તિપૂજા પરના પ્રાર્થનાસમાજના આક્ષેપો ડૉકટર સાહેબના શબ્દોમાં જ કહીને મહારાષ્ટ્રના આદ્ય સુધારકોનું આ પ્રકરણ પૂરું કરીશું. કારણ તેમણે પ્રતિપાદન કરેલા વિશિષ્ટ સામાજિક સુધારાઓનો ઉલ્લેખ લોકહિતવાદીની પંદર કલમી ધર્મ સુધારણાની યાદીમાં આવી જ ગયો છે.

"કેટલાક જૂના નિબંધોમાં આવી જાતનાં વાક્યો છે:– 'હું બધાંનો પ્રભુ છું અને મારા થકી જ બધું પ્રવૃત્ત થાય છે, એમ સમજીને જેઓ ડાહ્યા છે તેઓ મને ભજે છે. ઈશ્વર સર્વેના હૃદયમાં વાસ કરીને બધાને ચકરીએ ચડાવે છે, તેને તું શરણે જા, તેના પાસેથી જ તને આત્યન્તિક શાન્તિ પ્રાપ્ત થશે.' આવી જાતનાં વાક્યોમાં જે દેવનું ભજન કરવાનું છે અથવા જેને શરણે જવાનું છે તે દેવ એ પ્રકારનો હોવો જોઈએ એમ કહ્યું છે. સારાંશમાં માણસની વૃત્તિ ઉન્નત થાય એ જો ઇષ્ટ હોય તો આવા પ્રકારના પ્રભુનું ધ્યાન ધરો, ભજન કરો એમ લોકોને કહેવું બરાબર છે. અમુક દેવતા કે પ્રતિમાને ભજ અથવા શરણે જા, એમ કહેવું બરાબર નથી. કેવળ પ્રતિમાને જ નજર આગળ રાખીને ભજન પૂજન કરવાનાં અનેક અનિષ્ટ પરિણામો આવે છે. પ્રતિમા પુરુષની કે સ્ત્રીની હોય તો સાચા દેવનો મહિમા અને ઉન્નતિ ભૂલી જવાય છે અને તે દેવના ઉપાસકો તેની ઉપર મનુષ્યના ધર્મોનું આરોપણ કરે છે. એટલે દેવ જો પુરુષ હોય તો તેને માટે પત્ની શોધી કાઢે છે અને સ્ત્રી હોય તો તેને માટે પતિની જોગવાઈ કરે છે. પછી તેને માટે માણસોના જેવી શય્યા તૈયાર કરવામાં આવે છે; અને ઉપાસક તમાકુ ખાનારો હોય તો પાન, સોપારી અને તમાકુની પિકદાનીની વ્યવસ્થા પણ દેવઘરમાં કરી રાખવામાં આવે છે! આવી રીતે પ્રભુની કેવળ વિડંબના જ થાય છે . . . એટલા માટે આવા અનિષ્ટ પ્રકાર ન બને તેટલા માટે મૂર્તિપૂજાને ધર્માચરણમાં સ્થાન આપવું ન જોઈએ. . . . હવે કોઈ કહેશે કે, તુકોબા, નામદેવ

* 'ડૉ. ભાંડારકર યાંચે ધર્મપર લેખ વ વ્યાખ્યાને', પૃ. ૧૬૩-૬૪.

વગેરે જેવા કેટલાક ભાગ્યશાળી પુરુષો તો પ્રતિમાપૂજનથી આરંભ કરીને . . . પરમાત્મા સુધી જઈ પહોંચે છે અને આનંદમાં નિમગ્ન રહે છે. પણ આવા પુરુષો વિરલા જ હોય છે. ઘણું કરીને તે પ્રતિમાપૂજનને લીધે લોકો સંસારના કીચડમાં ફસાઈ જાય છે. હવે કોઈ એમ કહે કે, સામાન્ય માણસો માટે મૂર્તિની આવશ્યકતા છે તો તે પણ બુદ્ધિને અનુસરીને નથી. મુસલમાનો અને ખ્રિસ્તીઓને મૂર્તિપૂજાની આવશ્યકતા લાગતી નથી. અને આપણા દેશમાં વૈદિક યુગમાં ઇન્દ્ર, વરુણ, પૂષા, સવિતા ઇત્યાદિ જે અનેક દેવતાઓ હતા તેમની પ્રતિમાઓ બનાવવામાં આવી હોય એમ જોવામાં આવતુ નથી; પણ એ દેવતાઓને ઉદ્દેશીને રચેલાં સૂક્તો અને કરેલી પ્રાર્થનાઓ પુષ્કળ મળી આવે છે. એટલે આ આક્ષેપ નિરાધાર છે."*

હવે આપણે આધુનિક મહારાષ્ટ્રના વિચારપ્રવાહમાં પ્રવાસ કરતાં કરતાં ઈ. સ. ૧૮૭૦ સુધી આવી પહોંચ્યા છીએ. તે પછી મહારાષ્ટ્રના ઇતિહાસને નવું વલણ મળ્યું અને તેની અસર આખા હિન્દુસ્તાન ઉપર પહોંચી. ૧૮૭૧માં પૂનામાં સાર્વજનિક સભા નામની સંસ્થા સ્થાપન થઈ. ૧૮૭૪માં વિષ્ણુશાસ્ત્રી ચિપળુણકરની 'નિબંધમાલા' શરૂ થઈ. ૧૮૮૦માં 'ન્યૂ ઇંગ્લિશ સ્કૂલ', 'કેસરી' અને 'મરાઠા' નો જન્મ થયો. ૧૮૮૫માં રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના થઈ. ૧૮૮૮માં આગરકરના 'સુધારક' નો જન્મ થયો. ૧૮૯૫માં લો. ટિળકે સાર્વજનિક સભા કબજે કરી, આગરકર મૃત્યુ પામ્યા અને પૂનામાં જે ઉદ્ધારક વિરુદ્ધ સુધારક એવો વાદ ચાલતો હતો તેને બદલે જહાલ અને મવાળનો રાજકારણી વાદ ચાલુ થયો. તેથી ૧૮૭૦ થી ૧૮૯૫ સુધીનો મહારાષ્ટ્રીય વિચારમંથનનો ઇતિહાસ ઘણો જ બોધક અને મહત્ત્વનો છે. ૧૮૯૫માં મહારાષ્ટ્રમાં જે બે રાજકીય પક્ષો પેદા થયા હતા તેમણે આખા હિન્દમાં પ્રચંડ આંદોલન નિર્માણ કર્યું અને ૧૯૨૦ સુધીના દેશના ઇતિહાસ ઉપર પોતાની છાપ પાડી. પણ ૧૮૭૦થી ૧૮૯૫ સુધીના મહારાષ્ટ્રના ઇતિહાસની સાંસ્કૃતિક મીમાંસાની શરૂઆત કરતા પહેલાં હિન્દી રાજકારણનો અને અર્થકારણનો પાયો તેમ જ રાષ્ટ્રીય મહાસભાનું પ્રાથમિક કાર્ય એ બેનો બે જુદાં જુદાં પ્રકરણોમાં પરિચય કરી લઈશું. ઈ. સ. ૧૮૮૫માં રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના થઈ તેની પૂર્વે જ દાદાભાઈ અને રાનડેએ હિન્દી રાજકારણ અને અર્થકારણનો પાયો નાખ્યો હતો, એમ કહેવાને કશી હરકત નથી. તે જ પ્રમાણે આ બે રાષ્ટ્રવિભૂતિઓના વિચારોનો બારીકાઈથી અભ્યાસ કરતાં તેમાં હિન્દી રાષ્ટ્રમાં પાછળથી નિર્માણ થએલાં જહાલ–મવાળ રાજકારણોનાં બીજ પણ જોવાનાં મળશે. તેથી હવે એ વિષય તરફ વળીએ.

* 'ડૉ. ભાંડારકર યાંચે ધર્મપર લેખ વ વ્યાખ્યાને', પૃ. ૧૫૯–૬૧.

## પ્રકરણ ૫ મું

# હિંદી રાજકારણ અને અર્થકારણનો પાયો

"મારી ઘણા જ આગ્રહપૂર્વક વિનંતી છે કે, મેં જણાવેલી બાબતોમાંથી પહેલી બાબતની એટલે કે હિંદુસ્તાનની આર્થિક સ્થિતિની બહુ જ કાળજીપૂર્વક તપાસ કરવામાં આવે અને તેને માટે આવશ્યક જણાય તે ઉપાયો લેવાય. જો આ સવાલનો હિંમતપૂર્વક અને ન્યાયથી ઉકેલ આણવાનો પ્રયત્ન નહીં થાય, તો મારા નમ્ર અભિપ્રાય મુજબ બ્રિટિશ રાજ્યનું વહાણ એ સવાલના ખડક ઉપર અથડાઈને જ ભાંગી જશે. આવી રીતે કોઈ રાષ્ટ્ર સતત ચુસાયા કરે અને ગરીબ થતું જાય, તો તેનો વિનાશ થયા વિના રહે નહીં, સિવાય કે એ મૂળ કારણને જ દૂર કરવામાં આવે."

—દાદાભાઈ (૧૮૭૧)

"એક થાઓ, ખંતથી મંડયા રહો અને સ્વરાજ હાંસલ કરો એમ કરશો તો જ દારિદ્રય, દુકાળ અને પ્લેગથી નાશ પામતા લાખો માણસો અને પેટપૂરતું ખાવા ન મળવાથી ભૂખે મરતા કરોડો માણસો જીવતા રહી શકશે. અને તો જ હિંદ દુનિયાનાં મહાન અને સુધરેલાં રાષ્ટ્રોની હરોળમાં તેનું પ્રાચીન કાળનું ગૌરવવંતુ સ્થાન ફરી એક વાર પ્રાપ્ત કરી શકશે."

"સ્વરાજ એ જ એકમાત્ર અને મુખ્ય ઇલાજ છે. આપણી આશા, આપણું બળ અને આપણી મહત્તા સ્વરાજમાં જ રહેલાં છે."

—દાદાભાઈ (૧૯૦૬)

અર્વાચીન હિંદી રાજકારણનો પાયો ઓગણીસમી સદીની અધવચમાં નાખવામાં આવ્યો એમ કહેવાય. ઈ. સ. ૧૮૩૩માં ઇસ્ટ ઇંડિયા કંપનીને નવી સનદ આપતી વખતે પાર્લમેન્ટે જે કાયદો ઘડ્યો તેમાં "કોઈ પણ હિંદી પ્રજાજનને તેના ધર્મ, દેશ, વંશ કે વર્ણ, એમાંથી કોઈ પણ કારણને લીધે કંપનીની કોઈ પણ નોકરી માટે, અધિકાર માટે કે જગ્યા માટે નાલાયક ગણવો નહીં." એવી એક કલમ મૂકવામાં આવી હતી. આ કલમનો અર્થ સ્પષ્ટ કરતાં કંપનીના ડિરેક્ટરોની બોર્ડે (સંચાલક મંડળે) એવી સમજૂતી આપી હતી કે, "આ કલમનો અર્થ અમને એવો લાગે છે કે, બ્રિટિશ રાજકર્તાઓની જુદી ન્યાત રાખવાની નથી."* આ કલમની ચર્ચામાં તેનું સમર્થન કરતી વખતે લોર્ડ મેકોલેએ નીચેના ઉદ્ગારો કાઢ્યા હતા:

---

* આ કલમ નીચે મુજબ છે: "અને એવો કાયદો કરવામાં આવે છે કે, ઉપર જણાવેલા મુલકનો કોઈ વતની અથવા ત્યાં રહેતો કે ત્યાં જન્મેલો શહેનશાહનો કોઈ પ્રજાજન કેવળ તેના ધર્મ, જન્મસ્થાન, વંશ અને વર્ણને લીધે અથવા એમાંથી કોઈ પણ એકને લીધે આ કંપનીના શાસન હેઠળ કોઈ પણ નોકરી, હોદ્દો કે પદને માટે નાલાયક ગણાશે નહીં."

"આપણા હિંદી સામ્રાજ્યનું ભાવિ ગાઢ અંધકારમાં ઢંકાયેલું છે. જે રાજ્યની ઐતિહાસિક કાળના બીજા કોઈ પણ રાજ્ય સાથે સરખામણી થઈ શકે તેમ નથી અને જેના સ્વરૂપનું વર્ણન કરવા માટે રાજકીય સંસ્થાઓનો એક નવો જ વર્ગ ઊભો કરવો પડે, તેવા આ રાજ્યના ભાવિ વિષે અનુમાન કરવું મુશ્કેલ છે. તેની વૃદ્ધિના તેમ જ વિનાશના નિયમો હજી આપણને સમજાયા નથી. આપણી રાજ્યપદ્ધતિ હેઠળ હિંદુસ્તાનના સાર્વજનિક માનસનો વિકાસ થશે અને તે એ પદ્ધતિની પાર જશે; સુરાજ્યની સ્થાપના થવાથી આપણા હિંદી પ્રજાજનોમાં વધારે સારી રાજ્યપદ્ધતિની આકાંક્ષા જાગશે અને તે માટેની કેળવણી તેમને મળશે અને યુરોપીય જ્ઞાનનો લાભ મળશે એટલે કોઈક દિવસે પણ તેઓ યુરોપીય સંસ્થાઓની માગણી કરવા માંડશે. આવો દિવસ ઊગશે કે નહીં, તે હું જાણતો નથી. પણ એ દિવસ ન આવે અથવા તો તે મોડો આવે એવો પ્રયત્ન હું કદી કરીશ નહીં. એ દિવસ જ્યારે ઊગશે તે દિવસ ઇંગ્લંડના ઇતિહાસમાં અત્યંત ધન્ય દિવસ ગણાશે."

આ જ ભાષણમાં આની પહેલાં તેમણે કહ્યું હતું કે,

"પૂર્વ તરફની આ પ્રચંડ માનવમેદનીમાં યુરોપીય સંસ્કૃતિનો પ્રચાર થાય તો તેથી આપણું જે હિત થશે તેનો અંદાજ કરવો બહુ મુશ્કેલ છે. આ પ્રશ્નનો આપણે સ્વાર્થી દૃષ્ટિથી વિચાર કરીએ તો પણ હિંદી જનતા આપણી ગુલામ રહે અને તેની રાજ્યવ્યવસ્થા ખરાબ હોય, તેના કરતાં તેની રાજ્યપદ્ધતિ સારી રહે અને તે સ્વતંત્ર બને તેમાં જ આપણું અધિક હિત છે. હિંદી લોકો અંગ્રેજ કલેક્ટર અને મેજિસ્ટ્રેટને સલામ ભરતા હોય, પણ બ્રિટિશ માલ વાપરવાનું જ્ઞાન તેમને ન હોય અથવા તે ખરીદવા પૂરતા પૈસા તેમની પાસે ન હોય, એવી સ્થિતિ થાય તેના કરતાં તેઓ પોતાના જ રાજાઓના શાસન તળે રહેતા હોય, પણ આપણું કાપડ અને આપણાં ચપ્પાં અને કાતરો વાપરતા હોય, એ સ્થિતિ આપણી દૃષ્ટિથી વધારે ઇષ્ટ છે. જંગલી લોકો ઉપર રાજ્ય કરવા કરતાં સુધરેલા લોકો જોડે વેપાર કરવામાં આપણને અનંતગણો વધારે લાભ છે."

સારાંશમાં, સ્વાર્થ, કીર્તિ અને રાજકરણ એ બધી દૃષ્ટિથી જોતાં હિન્દી લોકોને ધીમે ધીમે સુધારવા, તેમને વરિષ્ઠ અધિકારો આપવા અને તેમની સુસ્થિતિમાં આપણો પોતાનો સ્વાર્થ માનવો એ જ આપણે માટે ઇષ્ટ છે, એમ તે સમયના બ્રિટિશ મુત્સદ્દીઓની માન્યતા હતી.

આની ઉપર કંપનીના સંચાલક મંડળનું ભાષ્ય નીચે મુજબ છે:

"કંપનીનું ચાલક મંડળ આ કલમનો એવો અર્થ માને છે કે, બ્રિટિશ હિંદુસ્તાનમાં રાજ્યકર્તાઓની એક નોખી ન્યાત કે જાત રહેશે નહીં; લાયકાત માટે બીજી ગમે તે કસોટીઓ સ્વીકારવામાં આવે તો પણ વંશ, જાતિ કે ધર્મનો તેમાં સમાવેશ નહીં થાય, તેમ જ રાજાનો કોઈ પણ પ્રજાજન, પછી એ હિંદી, બ્રિટિશ અથવા તો મિશ્ર ઓલાદનો હોય તો પણ, જો તે બીજી બધી રીતે તે તે જગ્યા માટે લાયકાત ધરાવતો હોય તો તેને હિંદુસ્તાનમાં સનદી નહીં એવા નોકરોને (Uncovenanted servants) જે જગ્યાઓ સામાન્યપણે આપવામાં આવે છે તેમાંથી અથવા તો સનદી નોકરીમાંથી પણ બાકાત રાખવામાં આવશે નહીં."

વેપારી સંસ્કૃતિનું આ ઉચ્ચતમ સ્વરૂપ છે; તેમાં દૂરદર્શી સ્વાર્થને જ 'પરાર્થ' એવો અર્થ કરવામાં આવે છે. પરાર્થના ઓઠા નીચે પારકાને લૂંટવો એ આ સંસ્કૃતિનું હીન સ્વરૂપ કહેવાય. બ્રિટિશો રાજ્યકર્તાઓ હોય તો પણ મુખ્યત્વે વેપારીઓ છે, અને સામ્રાજ્યના લોભ કરતાં વેપારનો લોભ તેમના રોમેરોમમાં અધિક ભરેલો છે. તેમની દેશવિદેશ ઉપરની ચડાઈઓ વેપારી, તેમની ધાડો વેપારી, તેમની નીતિ વેપારી, અને તેમનો ધર્મ પણ વેપારી જ છે. લક્ષ્મી તેમની આરાધ્ય દેવતા અને સ્વાર્થને આડે ન આવે, બલ્કે પોષક બને, એવો પરાર્થ એ જ તેમનો પરમાર્થ અને એ જ તેમનો મોક્ષ છે!! લોર્ડ મેકોલેએ જ્યારે ઉપરનું ભાષણ કર્યું તે વખતે (૧૮૩૩) અમેરિકાને સ્વતંત્ર થયે પચાસ વરસ વીત્યાં હતાં અને એ દેશ સ્વતંત્ર થયો હતો તો પણ તેની સાથેના વેપારથી ઇંગ્લન્ડને થતો નફો ઘટી જવાને બદલે ઊલટો વધ્યો હતો. એ દૃશ્ય જોઈને પોતાના સામ્રાજ્યના બધા જ દેશો સંસ્કારી અને સાધનસંપન્ન બનીને સ્વતંત્ર થાય તો તેમાં પોતાની આર્થિક હાનિ જરાય નથી એવી વૃત્તિ બ્રિટિશ લિબરલ પક્ષમાં વધતી જતી હતી. નેપોલિયનના પરાભવ (૧૮૧૫) પછી પોતાના સામ્રાજ્યની સત્તા હેઠળના પ્રદેશો બીજા કોઈ યુરોપિયન સામ્રાજ્યના કબજામાં જશે એવી ધાસ્તી બ્રિટિશ વેપારી વર્ગને લાગતી ન હતી; તે જ પ્રમાણે આદ્યૌગિક ક્રાંતિને પરિણામે તેમને ધનોત્પાદનનાં જે પ્રચંડ સાધનો મળ્યાં હતાં તેને કારણે ખુલ્લા વેપારમાં પોતાની સાથે બીજા કોઈ પણ ટક્કર ઝીલી શકશે નહીં એવો અનુભવ તેમને થતો હતો. અલબત, એ સમયે વેપારના લોભમાંથી ઉદ્ભવેલો તેમનો સામ્રાજ્ય-લોભ કંઈક ઓછો થયો હતો. દુનિયા સુધરે તેમાં આપણને લાભ જ છે, કારણ જંગલી લોકો આપણો માલ ખરીદી શકે નહીં, એ ફિલસૂફી બ્રિટિશ લિબરલ પક્ષના મુત્સદ્દીઓ તે વખતે આખી દુનિયાને શીખવતા હતા.

એ વખતે હિન્દુસ્તાનમાં જે ગોરા અધિકારીઓ, વેપારીઓ તેમ જ ધર્મપ્રચારકો આવ્યા હતા, તેઓ આ ફિલસૂફીનો પ્રસાર અહીંના લોકોમાં કરીને તમે સુધરી જાઓ, ધનવાન થાઓ અને સ્વતંત્ર બનો તેમાં જ અમારું હિત રહેલું છે અને એ જ અમારું ધ્યેય છે, એમ કહીને અહીંના ભણેલા વર્ગના મનમાં બ્રિટિશ રાજ્યને વિષે રાજનિષ્ઠા ઉપજાવવાનો પ્રયત્ન કરતા હતા. અને દુનિયાની સંસ્કૃતિમાં બે અઢી સૈકા પશ્ચાત પડી ગયેલા આપણા લોકો તેમની આ ફિલસૂફી સાંભળીને તેમને દેવ માનવા લાગ્યા હતા. જૂની પરંપરામાં ઊછરેલા લોકો સત્યયુગમાં દેવો પૃથ્વી ઉપર રહેતા હતા, તે હવે સ્વર્ગમાં જતા રહ્યા છે એમ કહીને અફસોસ કરતા હતા; તો નવી પદ્ધતિથી ભણેલા લોકો અંગ્રેજો એ જ આપણને સ્વતંત્ર, સુખી અને સંપન્ન બનાવવા માટે પરમેશ્વરે પૃથ્વી

ઉપર ખાસ મોકલેલા દેવદૂતો છે એમ લોકોને સમજાવતા હતા. આમ ખરી રીતે હિન્દીઓની બુદ્ધિ એક ગુલામીમાંથી છૂટીને બીજીમાં સપડાતી જતી હતી; અને તે બીજી ગુલામીને જ સ્વતંત્રતાને નામે ઓળખાવતી હતી. આવી અવસ્થામાં સપડાયેલું ભારતીય માનસ બ્રિટિશ મુત્સદ્દીગીરીનું કૃષ્ણ અંતરંગ અને બ્રિટિશ સામ્રાજ્યની કાળી બાજુ જોઈ શકે એ અત્યન્ત મુશ્કેલ હતું. આ મુશ્કેલ કામ જે મહાપુરુષે કર્યું તેને જ આપણે 'હિન્દના દાદા'ના બહુ જ માનભર્યા બિરુદથી ઓળખીએ છીએ. આ પ્રકરણમાં હિન્દના દાદા દાદાભાઈ નવરોજી તથા ન્યાયમૂર્તિ રાનડે એ બે અર્થશાસ્ત્રવિશારદ મુત્સદ્દીઓએ હિન્દી રાજકારણનો અને અર્થકારણનો પાયો કઈ રીતે અને ક્યારે નાખ્યો એનો જ વિચાર કરવાનો છે.

ઈ. સ. ૧૮૩૨માં ઇંગ્લન્ડની પાર્લમેન્ટમાં સુધારો થયો અને તેને પરિણામે નવા ઉદય પામેલા વેપારી કારખાનદારોનું પાર્લમેન્ટમાં વજન વધ્યું. એ જ વખતે આ વર્ગના હિતની સાથે મેળ ખાય એવું એક નવું સામાજિક તત્ત્વજ્ઞાન ઇંગ્લન્ડમાં અસ્તિત્વમાં આવ્યું. આ તત્ત્વજ્ઞાનનો બધો આધાર વ્યક્તિસ્વાતંત્ર્યના સિદ્ધાન્ત પર હતો. વ્યક્તિસ્વાર્થ અને રાષ્ટ્રહિત, રાષ્ટ્રસ્વાર્થ અને જગત્કલ્યાણ એમાં વાસ્તવિકપણે જરાય દ્વૈત નથી, એવું પ્રતિપાદન આ તત્ત્વજ્ઞાન કરતું હતું. આ તત્ત્વજ્ઞાનમાંથી બે નિષ્કર્ષ તારવી શકાય છે. એક નિષ્કર્ષ એવો કાઢી શકાય કે, પરાર્થ કરનારનો સ્વાર્થ આપોઆપ સધાય છે. અથવા બીજો નિષ્કર્ષ એવો પણ કાઢી શકાય કે, સ્વાર્થ સાધવાનો પ્રયત્ન કરીએ તો પરાર્થ આપોઆપ સધાય છે. સૂક્ષ્મ દૃષ્ટિથી વિચાર કરીને જોઈએ તો આ બન્ને સિદ્ધાન્તો ભ્રામક છે. પરાર્થ સાધવાનો પ્રયત્ન કરવામાં આપણો સ્વાર્થ સધાય છે એમ જ્યારે કહેવામાં આવે છે ત્યારે સ્વાર્થ એ શબ્દનો અર્થ ઘણો જ વ્યાપક અને આધ્યાત્મિક દૃષ્ટિથી કરવો પડે છે. 'कोणी वंदा कोणी निंदा । आमुचा स्वहिताचा धंदा' એ વાક્યમાં જે 'સ્વહિત' અને 'ધંદા'ની વાત કરવામાં આવી છે તે સ્વહિત અને ધંધો તથા બ્રિટિશ વેપારીઓ જે 'ધંધો' કરીને 'સ્વહિત' સાધે છે તેમાં જમીન આસમાનનો તફાવત છે. તેમ છતાં સ્વાર્થબુદ્ધિથી પરાર્થ કરવાનો સિદ્ધાન્ત સ્વીકારીને તે મુજબ થોડું ઘણું આચરણ કરનારા માણસો દ્વારા દુનિયાનું ઝાઝું નુકસાન નહીં થાય. 'ધોરણ કે નીતિને હિસાબે પ્રામાણિકપણે' વર્તનાર માણસ લોકોનું સામાન્યપણે નુકસાન કરતો નથી. તેમ છતાં ધોરણ અને પ્રામાણિકપણું એ બે વચ્ચે જ્યારે અંતર પડે છે ત્યારે એવા લોકો પ્રામાણિકપણાને કોરે મૂકીને ધોરણને જાળવે એવું એક જોખમ આમાં રહેલું છે. પણ બીજા અર્થ પ્રમાણે સ્વાર્થ સાધવામાં જ પરાર્થ આવી જાય છે, એવો સિદ્ધાન્ત સ્વીકારીને તે મુજબ વર્તન કરનારા

લોકો જગતનું અત્યન્ત નુકસાન કરે છે. ઓગણીમી સદીના મધ્યકાળમાં બ્રિટનના સામાજિક તત્ત્વવેત્તાઓ પોતાની ફિલસૂફીનું પહેલા અર્થ મુજબ પ્રતિપાદન કરતા હતા એ વાત સાચી હોય તો પણ ત્યાંના મુત્સદ્દીઓનું આચરણ બીજા અર્થની સાથે જ વધારે બંધબેસતું હતું. આપણે ત્યાંના સુશિક્ષિત લોકો બ્રિટિશ તત્ત્વવેત્તાઓથી અંજાઈ ગયા હતા અને બ્રિટિશ મુત્સદ્દીઓએ અને વેપારીઓએ આપણી જનતાને લૂંટવા માંડી હતી. આ 'લૂંટ' લોકહિતને અને લોકસેવાને નામે ચાલતી હતી. વેપારી અથવા આર્થિક સામ્રાજ્યશાહીનું આવું જ માયાવી અને મોહક સ્વરૂપ હોય છે. આ માયાની પેલી પાર જોવું, તેનું રક્તશોષક રાક્ષસી સ્વરૂપ ઓળખવું અને લોકોને તેમ જ રાજ્યકર્તાઓને સતત બતાવતા રહેવું, રોજ બરોજના અનેક વહેવારોમાં ડૂબેલી જનતાના દિલને ફરી ફરીને સત્ય તરફ ખેંચી લાવવું, આજન્મ એ જ એક સિદ્ધાન્તનું અને તેના ભીષણ પરિણામોનું ચિંતન કરવું અને ધ્યાન ધરવું, એ જ તે જમાનામાં સાચા જ્ઞાનની પ્રાપ્તિનો અને નવા મંત્રના સાક્ષાત્કારનો માર્ગ હતો. રાષ્ટ્રપિતામહ દાદાભાઈ પોતાના આખા જીવન દરમ્યાન આ એક જ કાર્યમાં મંડી રહ્યા; અને પોતાની જિંદગીની આખરે હિન્દી જનતાને અને રાષ્ટ્રીય મહાસભાને સ્વરાજનો મંત્ર આપીને તેઓ એંશી વરસની ઉમરે રાષ્ટ્ર સેવાના કાર્યમાંથી નિવૃત્ત થયા. પારતંત્ર્યના મોહાંધકારમાં ફાંફા મારનારા તથા ઠોકરો ખાનારા અને તેમાં જ રાચનારા પોતાના અજ્ઞાન દેશબાંધવોના અંતરમાં તેમણે જ્ઞાનનો દીવો પ્રગટાવ્યો; અને બ્રિટિશોના આ માયાવી સામ્રાજ્યમાં પોતાના કરોડો દેશબંધુઓ દારિદ્ર્યથી અને ભૂખમરાથી મરણને શરણ થઈ રહ્યા છે, અને મોહાંધકારની કાળરાત્રિમાં આપણે આ રીતે ઊંઘ્યા કરીશું તો આખરે આપણા બધાનો વિનાશ થશે એનું જ્ઞાન ભારતવાસીઓને તેમણે જ પ્રથમ આપ્યું. એટલું જ નહીં, પણ આપણી ઉપર આવતી આ ભાવિ આપત્તિ ટાળવા માટે શા પ્રયત્નો કરવા જોઈએ, એનું પણ શિક્ષણ તેમણે લોકોને આપ્યું; તે માર્ગે જવા માગનારાઓની તેમણે આગેવાની કરી અને જિંદગીના છેવટના દિવસોમાં ભવિષ્યની પેઢીને તેનું કર્તવ્ય બતાવીને માતૃભૂમિનું ઋણ પૂરેપૂરું ચૂકવ્યું. અને આ જ કારણે 'રાષ્ટ્રપિતામહ'નું ઉદાત્ત અને અસાધારણ બિરુદ તેમને મળેલું છે.

દાદાભાઈ નવરોજીનો જન્મ ઈ. સ. ૧૮૨૫માં મુંબઈ મુકામે પારસીઓના એક દસ્તૂર કુટુંબમાં થયો. તેમના પિતા દાદાભાઈ ચાર વરસના હતા ત્યારે જ ગુજરી ગયા. તેમની માતુશ્રીએ પોતાના એકના એક પુત્રને ઉચ્ચ પદવી સુધીની કેળવણી આપી. એ વખતે ઉચ્ચ કેળવણી સુધીની બધી જ કેળવણી મફત મળતી હતી. અને તેથી જ પોતે કેળવણી પામી શક્યા અને એટલા જ માટે ઉચ્ચ કેળવણી સુધીની બધી જ કેળવણી સમાજના બધાં

સંતાનોને મફત મળવી જોઈએ, એ મતના પોતે થયા હતા એમ દાદાભાઈએ પોતાના એક આત્મચરિત્રપર લેખમાં કહ્યું છે. તે જ પ્રમાણે મારું શિક્ષણ લોકોના એટલે કે દેશના પૈસાથી થયું છે તેથી બને તેટલી દેશસેવા કરીને મારે એ ઋણ ફેડવું જોઈએ એવો વિચાર મારા મનમાં દૃઢ થયો, એમ તેઓ એ જ લેખમાં જણાવે છે. દેશસેવા કરવાની સ્ફૂર્તિ મને ક્લાર્કસનનું 'ગુલામોનો વેપાર' એ પુસ્તક અને 'પરોપકારી હોવર્ડનું ચરિત્ર' વાંચીને થઈ એમ તેઓ કહે છે. ૧૮૪૫માં એટલે વીસ વરસની ઉંમરે તેમનું ભણતર પૂરું થયું. તે પછી લગભગ દસ વરસ તેઓ મુંબઈમાં જ રહ્યા. ૧૮૫૦માં તેઓ એલ્ફિન્સ્ટન કૉલેજમાં ગણિત અને ભૌતિક વિજ્ઞાનના લેક્ચરર નિમાયા અને ૧૮૫૪માં પ્રોફેસર થયા. પછી ૧૮૫૫માં તેઓ કામા કંપનીના નોકર તરીકે વિલાયત ગયા અને ત્યાં જ લગભગ પંદર વરસ રહ્યા. ૧૮૬૯માં તેઓ હિન્દુસ્તાન પાછા આવ્યા. તે પછી ૧૮૭૪માં કેટલોક સમય મલ્હારરાવ ગાયકવાડના દીવાન તરીકે તેમણે કામ કર્યું; પણ ત્યાંના રેસિડેન્ટ સાથે મતભેદ થવાથી તેમણે તે જગ્યાનું રાજીનામું આપ્યું અને મુંબઈ જઈને રહ્યા. તે પછીનું તેમનું આખું જીવન દેશસેવાના કાર્યમાં જ વ્યતીત થયું એમ કહેવાને હરકત નથી.

તેમની દેશકાર્યની શરૂઆત તેઓ કૉલેજમાંથી બહાર પડ્યા ત્યારથી જ થઈ હતી. ઈ. સ. ૧૮૪૮ના અરસામાં એલ્ફિનસ્ટન કૉલેજના જે વિદ્યાર્થીઓએ 'જ્ઞાનપ્રસારક સભા' નામની સંસ્થા સ્થાપીને તેની મારફત પોતાના અજ્ઞાન દેશબાંધવોમાં જ્ઞાનપ્રસાર કરવાનું અને સામાજિક જાગૃતિ આણવાનું નવું કાર્ય શરૂ કર્યું તેમાં દાદાભાઈ એક પ્રમુખ કાર્યકર્તા હતા; અને તે સભાની ગુજરાતી શાખા તરફથી ચાલતા વર્ગમાં મફત ભણાવવાનું કાર્ય પણ તેઓ કરતા. આ સંસ્થાના આદ્ય પ્રમુખ દાદોબા પાંડુરંગ હતા. આગળ જતાં ડૉ. ભાઉ દાજી લાડ, રાવસાહેબ વિશ્વનાથ નારાયણ મંડલીક વગેરે સદ્‌ગૃહસ્થોએ આ સંસ્થાને ખૂબ આગળ આણી પ્રતિષ્ઠિત બનાવી. આ સંસ્થામાં સામાજિક અને ધાર્મિક વિષયોની ચર્ચાઓ જ મુખ્યત્વે થતી. ત્યાં રાનડેને પણ દેશસેવાની પ્રેરણા આ સંસ્થાના કાર્યમાંથી જ મળી એમ તેમના ચરિત્રકાર લખે છે. મુંબઈમાં પ્રથમ કન્યાશાળા નીકળી તેની સ્થાપનાના કાર્યમાં પણ દાદાભાઈનો ભાગ હતો. સને ૧૮૫૧માં તેમણે 'રાસ્ત ગોફ્તાર' એટલે 'સત્યવાદી' નામનું એક ગુજરાતી સાપ્તાહિક કાઢ્યું. તે પછી થોડા જ દિવસમાં તેમણે મુંબઈમાં 'બોમ્બે એસોસિયેશન' નામની પહેલી રાજકીય સંસ્થા સ્થાપન કરી. આ સંસ્થા સ્થાપવામાં નાના શંકરશેટનો મુખ્ય ફાળો હતો. નાનાની ઉમર એ વખતે લગભગ પચાસ વરસની હતી અને તેમની સરકાર દરબારમાં સારી એવી લાગવગ હતી. ૧૮૬૧માં

જ્યારે બિનસરકારી સભ્યો ધારાસભામાં લેવાનું નક્કી થયું ત્યારે મુંબઈના ગવર્નરે તેમની જ નિમણુક કરી. ત્યારથી ૧૮૬૫માં તેઓ ગુજરી ગયા ત્યાં સુધી તેઓ ધારાસભાના સભ્ય રહ્યા હતા. લોકોની વતી સરકાર સાથે બોલનાર અને મધ્યસ્થી કરનાર તેઓ જ મુંબઈના આદ્ય રાજકીય આગેવાન હતા એમ કહેવામાં વાંધો નથી. પણ તેમને બ્રિટિશ સામ્રાજ્યના કૃષ્ણ અંતરંગનું યથાર્થ જ્ઞાન થયું હતું અથવા જનતાના વધતા જતા દારિદ્ર્યનાં ભીષણ પરિણામો તેમના ધ્યાનમાં બરાબર આવ્યાં હતાં એમ કહી શકાય નહીં. તેનું શ્રેય બોમ્બે એસોસિયેશનની સ્થાપના કરવામાં તેમને સાથ આપનાર તેમના પચીસ વરસના યુવાન સાથી દાદાભાઈ નવરોજીને જ આપવું જોઈએ. આ બે આગેવાનો મુંબઈમાં બોમ્બે એસોસિયેશનની સ્થાપના કરી રહ્યા હતા (૧૮૫૨માં) એ જ અરસામાં (૧૮૫૧) શ્રી પ્રસન્નકુમાર ઠાકુર, ડૉ. રાજેન્દ્રલાલ મિત્ર, હરિશ્ચન્દ્ર મુકરજી વગેરે સદ્‌ગૃહસ્થો બંગાળમાં બ્રિટિશ ઇન્ડિયા એસોસિયેશન નામની એવી જ એક રાજકીય સંસ્થા સ્થાપન કરતા હતા. એવી જ એક સંસ્થા મદ્રાસમાં 'મદ્રાસ નેટિવ એસોસિયેશન' એ નામથી અસ્તિત્વમાં આવી હતી. સને ૧૮૩૪માં પાર્લમેન્ટે ઇસ્ટ ઇન્ડિયા કંપનીને નવેસર આપેલી ૨૦ વર્ષની સનદની મુદત ૧૮૫૪માં પૂરી થવા આવી હતી તેથી ફરી નવી સનદ આપવા બાબત ઇંગ્લન્ડમાં વિચારણા ચાલુ હતી. એવે વખતે બ્રિટિશ પાર્લમેન્ટ આગળ હિંદી જનતાનો મત રજૂ કરીને અહીંના રાજ્યકારભારમાં હિંદી જનતાને પ્રવેશ મળે તે માટે પ્રયત્ન કરવો, એ આ નવી સ્થપાયેલી સંસ્થાઓ આગળ મુખ્ય કામ હતું. એ જ સમયે મુંબઈની જેમ પૂનામાં પણ સરદારોની અને સામાન્ય લોકોની મળીને 'ડેક્કન એસોસિયેશન' નામની એક સંસ્થા અસ્તિત્વમાં આવી હતી; પણ તે થોડા જ વખતમાં મૃત્યુપંથે ઊપડી ગઈ.

"હિંદી લોકોને અત્યાર સુધી પોતાના દેશનો રાજ્યકારભાર ચલાવવામાં જેટલો હિસ્સો આપવામાં આવ્યો છે, તેથી વધારે ભાગ લેવાનો હક મળવો જોઈએ અને તે માટેનો સમય હવે આવી ગયો છે. તે જ પ્રમાણે સ્થાનિક (પ્રાન્તિક) સરકારની ધારાસભામાં કાયદા ઘડતી વખતે તેમ જ સામાન્ય કાર્યપદ્ધતિ નક્કી કરતી વખતે બુદ્ધિશાળી અને પ્રતિષ્ઠિત હિંદીઓનો સમાવેશ કરવામાં આવે અને લૉર્ડ એલિનબરો, એલ્ફિન્સ્ટન વગેરે અધિકારીઓએ સૂચવ્યું હતું તે મુજબ તેઓ દેશના હિતને લગતા પ્રશ્નોની ચર્ચા થતી હોય તે વખતે તેમાં ભાગ લઈ શકે, એવી વ્યવસ્થા કરવાની જરૂર છે." એવી મતલબનો ઠરાવ બોમ્બે એસોસિયેશને પસાર કરીને વિલાયત રવાના કર્યો. એવા જ અર્થના ઠરાવો કલકત્તા અને મદ્રાસની સંસ્થાઓએ પણ પસાર કરીને વિલાયત રવાના કર્યા હતા. આ ઠરાવોમાં ધારાસભામાં હિંદી લોકોના

પ્રતિનિધિઓ હોવા જોઈએ અને વરિષ્ઠ અધિકારી વર્ગમાં હિંદી લોકોને વધારે પ્રમાણમાં લેવા જોઈએ, એવી બે માગણીઓ હતી. ઇંગ્લન્ડમાં જઈને બ્રિટિશ પ્રજાજનોની જેમ હિંદી પ્રજા માટે પણ પાર્લમેન્ટની માગણી કરવી જોઈએ, એમ લોકહિતવાદીએ સને ૧૮૪૮માં લખ્યું હતું તે પાછલા પ્રકરણમાં કહેવામાં આવ્યું છે. એ જાતના વિચારોનું આ પ્રત્યક્ષ મૂર્તફળ છેક નજીવું ગણાય. કારણ કે, રાજકારણ એ એક સંગઠિત શક્તિનો ખેલ હોવાથી વહેવારુ રાજકારણની મૂર્ત માગણીનું ભાવિ તેની પાછળ રહેલા સંગઠન અને શક્તિના પ્રમાણ ઉપર આધાર રાખે છે; અને એ સંઘશક્તિ રાષ્ટ્રીય આગેવાનોનું સાહસ, દૃઢ નિશ્ચય, સ્વાર્થત્યાગ, પોતાના દેશનું તેમ જ દુનિયાનું જ્ઞાન, લોકોમાં રહેલી સંગઠનની પરંપરા વધારવાનું કૌશલ્ય, ઇત્યાદિ ગુણો ઉપર અવલંબે છે. તે વખતે આમાની બધી જ વસ્તુઓનો હિંદુસ્તાનમાં અભાવ હતો તેથી લોકસત્તાક રાજકારણ સાવ બાલ્યાવસ્થામાં બલ્કે ગર્ભાવસ્થામાં હતું. એ રીતે જોતાં આ માગણી યોગ્ય જ હતી અને તે પણ તે વખતે સંતોષાઈ નહીં એ પણ ઉચિત જ હતું. કારણ કે, બ્રિટિશોએ સો વરસના સતત પ્રયત્ન પછી હિંદુસ્તાનને જીત્યું હતું તે કંઈ અહીંના લોકોને પાર્લમેન્ટ આપીને તેઓ પોતાને આ દેશમાંથી હાંકી કાઢે તેટલા સારુ જીત્યું ન હતું. આવી રીતે ૧૮૫૧–૫૨ના અરસામાં મુંબઈ, કલકત્તા અને મદ્રાસ જેવા મોટા ઇલાકાઓની રાજધાનીઓમાં લોકસત્તાક રાજકારણનો જન્મ થયો.

૧૮૫૩માં પાર્લમેન્ટના જે કાયદાથી બ્રિટિશ ઇન્ડિયા કંપનીને નવી સનદ આપવામાં આવી તે કાયદાની રૂએ જ હિંદુસ્તાનમાં ધારાસભાઓની પ્રથમ સ્થાપના થઈ. પણ આ ધારાસભાઓમાં જનતાના ચૂંટેલા પ્રતિનિધિઓ અથવા બિન-સરકારી સભ્યો ન હતા. ગવર્નર જનરલની વડી ધારાસભામાં કુલ બાર સભ્યો હોવા જોઈએ એમ નક્કી કરવામાં આવ્યું હતું. અને તે મુજબ ગવર્નર જનરલ પોતે અને સર સેનાપતિ એ બે, ચાર ગવર્નર જનરલના કાર્યકારી મંડળના સભ્યો, બે હાઈકોર્ટ જડ્જો અને મુંબઈ, મદ્રાસ, બંગાળ અને આગ્રા એ ચાર પ્રાન્તોની સરકારે નીમેલા ચાર સરકારી અધિકારીઓ, એમ કુલ બાર સભ્યોની મધ્યવર્તી ધારાસભા ૧૮૫૩ના કાયદાની રૂએ ૧૮૫૮માં અસ્તિત્વમાં આવી. પણ આ પ્રશ્નની તપાસ કરવા માટે સમિતિ નીમતી વખતે લૉર્ડ ડર્બીએ પાર્લમેન્ટમાં જે ભાષણ કર્યું તેમાં આવું એક વાક્ય હતું: "હું આ સભાને યાદ આપવા માગું છું કે, માનવતા, પરોપકાર, નીતિ તેમ જ ધર્મની દૃષ્ટિથી વિચાર કરતાં, હિંદુસ્તાનના વતનીઓને તેમની પોતાની આંતરિક બાબતોનો વહીવટ કરવાનું કામ ધીમે ધીમે ને વધારે ને વધારે તમે સોંપતા જાઓ એ તમારી ફરજ છે અને તે પાર પાડવાને તમે બંધાયેલા છો. સલામતી,

ડહાપણ અને સાવચેતીનો ખ્યાલ રાખીને આપી શકો તેટલી બધી સત્તા બનતી ત્વરાએ તમારે હિંદના લોકોને આપી દેવી જોઈએ.” *

આ વાક્યમાં હિંદી લોકોને તેમના અન્તર્ગત રાજ્યકારભાર ઉપર દેખરેખ રાખવાની સત્તા બને તેટલી જલદી અને બને તેટલા વધારે પ્રમાણમાં આપવી એ માણસાઈ, ઉપકારબુદ્ધિ, નીતિ અને ધર્મ એ બધી જ દૃષ્ટિથી અંગ્રેજોની અનિવાર્ય ફરજ છે, એમ કહેલું છે. પણ એ સ્વાર્થની દૃષ્ટિથી આવશ્યક છે એમ નથી. બ્રિટિશ રાજનીતિનો વહેવાર સ્વાર્થ પર મંડાયેલો હોઈને માણસાઈ, પરોપકાર, નીતિ અને ધર્મ જેવાં ઉદાત્ત નામ કેવળ પાર્લમેન્ટમાં પોતાના પક્ષ તરફથી રજૂ કરવામાં આવેલા ઠરાવનું કે કાચા ખરડાનું સમર્થન કરવા માટે જ વાપરવામાં આવે છે, એનો પહેલવહેલો અનુભવ આ વખતે હિંદી આગેવાનોને થયો. પણ એટલાથી બ્રિટિશ મુત્સદ્દીઓ પરનો તેમનો વિશ્વાસ સાવ ઊડી ગયો નહીં.

એ જ વખતે બ્રિટિશ મુત્સદ્દીઓનાં પાર્લમેન્ટમાં થયેલાં ભાષણો જ નહીં, પણ તેમણે આપેલી કાયદેસરની બાંયધરીઓ પણ નિષ્ફળ નીવડે છે, એવો અનુભવ બીજી એક બાબતમાં થઈ રહ્યો હતો. ૧૮૩૩ના કાયદાથી હિંદુસ્તાનમાં રાજ્યકર્તાઓની અલગ ન્યાત નહીં બને અને જાતિ, ધર્મ કે દેશનો વિચાર ન કરતાં કેવળ લાયકાત જોઈને હિન્દી લોકોને ઉપલા અધિકારી વર્ગમાં દાખલ કરવામાં આવશે એવી બાંયધરી આપવામાં આવી હતી; પણ ૧૮૫૩ સુધીના વીસ વરસના ગાળામાં એક પણ હિન્દીને આ કાયદાનો લાભ મળ્યો ન હતો. ગવર્નર જનરલની કારોબારી સમિતિના એક સભ્ય મિ. કેમેરોને આ વાત સ્પષ્ટ શબ્દોમાં કબૂલ કરેલી છે.× તેમ છતાં આટલાથી હિન્દી આગેવાનોનો બ્રિટિશ મુત્સદ્દીઓ પરનો વિશ્વાસ ઊડી ગયો નહીં. દાદાભાઈએ ૧૮૫૨–૫૩ થી માંડીને ૧૯૦૬ સુધી, એટલે કે લગભગ પંચાવન વરસ હિન્દનું રાજકારણ ચલાવ્યું અને પોતાની પછીની પેઢીનો વિશ્વાસ બ્રિટિશ મુત્સદ્દીઓના શબ્દો ઉપર રહ્યો નથી તે નજરે જોયું, તો પણ બ્રિટિશ રાષ્ટ્રની ન્યાયપ્રિયતાને વિષે પોતાનો વિશ્વાસ ઊડી ગયો નથી, એવો તેમણે ૧૯૦૬ની સાલમાં જાહેર એકરાર કર્યો. પણ એ વખતે તેમણે એવા ઉદ્‌ગારો કાઢ્યા

* ‘લૅંડમાકર્સ ઇન ઇન્ડિયન કૉન્સ્ટિટ્યુશનલ ઍન્ડ નૅશનલ ડેવલપમેંટ’, ગુરુમુખ નિહાલસિંગ, પૃ. ૯૭.

× “કાયદામાં આવી કલમ ન મુકાત તો જે જગ્યા તેને મળત તેના કરતાં કાયદામાં આ કલમ દાખલ થઈ તેથી વધારે ઊંચી જગ્યાએ જેની નિમણૂક થઈ હોય એવા એક પણ હિન્દીનો દાખલો મારી જાણમાં નથી.”

—‘ઇંડિયા ઇન ધ વિક્ટોરિયન એજ’–દત્ત પૃ. ૧૮૭.

હતા ખરાં કે, "મેં મારા પ્રયત્નની શરૂઆત કરી ત્યારથી એટલા બધા વખત મને નિરાશા થઈ છે કે, તેથી બીજા કોઈ માણસનું હૈયું ફાટી જાત. અને મને એમ પણ લાગે છે કે, તેણે સાવ નિરાશ થઈને બળવો કર્યો હોત. 'પરસીવિયરન્સ' 'ખંત' એ એક ઉત્કૃષ્ટ અંગ્રેજી શબ્દની અસર મારા મન ઉપર હોવાથી અને એ ગુણને મેં મારું જીવનસૂત્ર બનાવેલું હોવાથી જ હું હતાશ થયો નથી." *

ટૂંકમાં, ૧૮૫૩ થી ૧૯૦૬ સુધી બ્રિટિશ ન્યાય વિષેનો વિશ્વાસ એ જ હિન્દી રાજકરણનો પાયો હતો; અને બ્રિટિશ સામ્રાજ્યમાં રહીને બ્રિટિશ પ્રજાજનોની બરોબરીના નાગરિક હકો અથવા સામ્રાજ્યાન્તર્ગત સ્વરાજ પ્રાપ્ત કરવું એ જ તેનું અંતિમ સાધ્ય હતું. આ જ ધ્યેય દાદાભાઈએ તદ્દન સ્પષ્ટ શબ્દોમાં ૧૯૦૬ની સાલમાં રાષ્ટ્રીય મહાસભા આગળ મૂક્યું અને તેને માટે પ્રયત્ન કરવો એ જ તેનું (મહાસભાનું) એક માત્ર કાર્ય હોઈ ને ભૂખમરો, બેકારી અને દારિદ્રને લીધે લાખો હિન્દીઓના થતા અપમૃત્યુ અટકાવવાનો તેમ જ આપણા રાષ્ટ્રનાં પ્રાચીન વૈભવ અને ગૌરવ ફરી પાછાં મેળવવાનો એ જ એક ઉપાય છે એવો તેમણે ખૂબ દર્દભર્યા અંતઃકરણથી ઉપદેશ આપ્યો. અને આ મહાન કાર્ય પાર પાડવા માટે અવિરતપણે પ્રચંડ ચળવળ આ દેશમાં તેમ જ ઇંગ્લંડમાં બન્ને ઠેકાણે એકીસાથે ચલાવવી જોઈએ એમ તેમનું કહેવું હતું; આ ચળવળ કરનારા અનેક માણસો હિન્દમાં પેદા થાય અને તેઓ દેશના એક છેડાથી બીજા છેડા સુધી આ ચળવળના પેગામને પહોંચાડે, એટલે બ્રિટિશ લોકો સ્વરાજના હક આપણને આપી દેશે એવો તેમને વિશ્વાસ હતો. તેથીજ 'ચળવળ કરો, ચળવળ કરો, અખંડ ચળવળ ચલાવો' એ જ આખરી સંદેશો તેમણે દેશને આપ્યો છે.+

---

* ૧૯૦૬ની મહાસભાના પ્રમુખ તરીકેનું દાદાભાઈનું ભાષણ.

+ "જોન બુલ પાસેથી આપણે જો ન્યાય મેળવવા માગતા હોઈએ, તો ચળવળ કરો, હિન્દુસ્તાનને એક છેડેથી બીજા છેડા સુધી, ખૂણેખૂણામાં ચળવળ ચલાવો. અલબત, એ ચળવળ શાન્તિથી જ ચલાવવાની હોય, એ કહેવાપણું ન હોય. આપણે આપણી માગણીના બાબતમાં પૂરેપૂરા ગંભીર છીએ એવી તેની ખાતરી કરી આપો બંગાળીઓ આ પાઠ શીખ્યા છે અને તેઓ આપણી કૂચની મોખરે છે તે જોઈ ને મને આનંદ થાય છે. દ્રવ્યનો ત્યાગ કરતાં અને મન મૂકીને જાતે કામ કરતાં બધા હિન્દીઓએ શીખવું જ જોઈએ. ચળવળ કરો, ચળવળ કરવી એટલે લોકોને કેળવણી આપવી, જ્ઞાન આપવું. હિન્દુસ્તાનની જનતાને તેના હકો કયા છે અને તે તે હકો શી રીતે મેળવી શકે તેનું જ્ઞાન આપો; હિન્દી જનતાના હકો કયા છે તેનું બ્રિટિશ જનતાને જ્ઞાન આપો અને એ હકો તેને શા માટે તેણે આપવા જોઈએ તે સમજાવો. આપણે નથી બોલતા તો આપણને પૂરેપૂરો સંતોષ છે અને આપણને કશું જોઈતું નથી એમ તેઓ કહે છે. આપણે બોલીએ છીએ તો આપણે 'ચળવળિયા' માં ખપી

આપણા દેશના લોકોએ દેશભરમાં સતત ચળવળ ચલાવવી જોઈએ તેમ જ જાતે કષ્ટ ઉઠાવીને નાગરિક હકો મેળવવા માટેનો પોતનો દૃઢ સંકલ્પ વ્યક્ત કરવો જોઈએ એવી દાદાભાઈની શરૂઆતથી જ ઇચ્છા હતી. તેઓ જ્યારે પહેલવહેલા ઇંગ્લન્ડ ગયા ત્યારે તે દેશમાં આયાત થતા અનાજ ઉપરની જકાતો રદ કરાવવાને માટે એક જબરદસ્ત હિલચાલ જોન બ્રાઇટ અને કોબ્ડને ઉપાડેલી હતી. એ હિલચાલ સફળ થઈ તેની એમના મન ઉપર એવી અસર થઈ હતી કે, કોઈ પણ વસ્તુ બ્રિટિશ પાર્લમેન્ટને ગળે ઉતારવી હોય તો તે માટે આગેવાનોએ જનતામાં અખંડ અને પ્રચંડ ચળવળ કરવી જોઈએ; પણ આપણા લોકો તેમ કરતા નથી અને તેથી જ આપણને તેમના જેવી સફળતા મળતી નથી. આપણી નિષ્ફળતાની મીમાંસા તેઓ આવી કરતા. બંગાળી લોકોએ બંગભંગ પછી જગાવેલું જબરદસ્ત આંદોલન જોઈને તેમને સંતોષ થયો અને તે માટે તેમણે બંગાળીઓને અભિનંદન આપ્યું. પોતે કરેલા પ્રયત્નોને લીધે જ જાગ્રત થયેલી પોતાની પછીની પેઢીને સ્વાર્થત્યાગપૂર્વક અને દૃઢ નિશ્ચયથી ચળવળ કરવા આગળ પડતી જોઈને તેમનું હૈયું આનંદથી છલકાઈ ગયું. ૧૯૦૫માં લૉર્ડ કર્ઝનની જોહુકમી કારકિર્દીનો વિરોધ કરવા માટે વિલાયતમાં ભરાયેલી સભામાં તેમણે નીચે મુજબના સ્ફૂર્તિદાયક ઉદ્‌ગારો કાઢ્યા હતા:–

"આજે આપણે અહીં એક ઘણા જ મહત્ત્વના કામ માટે ભેગા થયા છીએ. કાળનો પ્રવાહ શી રીતે વહે છે તે બતાવનારી એક અપૂર્વ ઘટના આજે બની છે. હિંદુસ્તાનમાં એક જબરદસ્ત હિલચાલ ઉપાડવામાં આવી છે અને ત્યાંના મોટા મોટા શહેરોમાં પ્રચંડ સભાઓ ભરીને તેમાં ત્યાંના સર્વશ્રેષ્ઠ અધિકારીના (વાઇસરૉયના) ભાષણનો અને કરણીનો વિરોધ કરી તેને વખોડી કાઢવામાં આવે છે. હિંદુસ્તાનમાં જે રાજ્યપદ્ધતિ ચાલુ છે તેનો સ્પષ્ટ, અસંદિગ્ધ શબ્દોમાં લોકો વિરોધ કરી રહ્યા છે. બ્રિટિશ હિંદુસ્તાનના ઇતિહાસમાં આવી ઘટના પૂર્વે કદી બની હોય તો મારી જાણમાં નથી. હિંદી લોકોએ એકે અવાજે, અંતરના ઊંડાણમાંથી અને અત્યંત મક્કમતાથી એવી જાહેરાત કરી છે કે, અમારા ઉપર જે રાજ્યપદ્ધતિનો આજે અમલ ચાલી રહ્યો છે તેનો હવે અંત આવવો જ જોઈએ. . . . પહેલા ઠરાવમાં જે મુદ્દાઓનો ઉલ્લેખ કર્યો છે તે જે કોઈ વાંચશે તેને લૉર્ડ કર્ઝને હિંદી લોકોની સાથે ગુલામો જેવું વર્તન રાખવાનું કામ કેવા જોરથી અને ચીવટથી ઉપાડ્યું છે તે જાણશે. તેમનો દેશ ઇંગ્લંડની મિલકત રૂપે રહેવો જોઈએ, અને તેમની સંપત્તિ ફાવે તેમ પડાવી લેવાની કે લૂંટવાની સગવડ અને સત્તા ઇંગ્લંડને હોવી જોઈએ, આ મહાસિદ્ધાંત સ્થાપવાનું કાર્ય લૉર્ડ કર્ઝને ઉપાડ્યું છે. આ પરિસ્થિતિને અંગે હિંદીઓની પણ જઈએ છીએ! સરકાર પોતે ગમે તેવી ગેરકાયદે જોહુકમી ચલાવે છે અને આપણને માત્ર એમ કહેવામાં આવે છે કે, તમે બંધારણસરનું વર્તન રાખો!"

—૧૯૦૬ની મહાસભાના પ્રમુખ તરીકેનું દાદાભાઈનું ભાષણ.

કંઈક ફરજ છે જ. તેમણે હવે પોતાનું કાર્ય બરાબર શરૂ કરી દેવું જોઈએ. અમે હવે ગુલામ તરીકે રહેવા માગતા નથી, એમ તેમણે જાહેર કર્યું છે. હવે તેમણે પોતાનાં દૃઢ સંકલ્પનું પારખું આપવું જોઈએ. કારણ હિંદી જનતાએ સ્વરાજ હાંસલ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો છે એવી જો એક વાર ઇંગ્લંડની ખાતરી થાય તો તે તેને સ્વરાજ આપી દેશે એ વિષે મને શંકા નથી. એ સુદિન જોવા હું કદાચ જીવતો નહીં હોઉં, પણ આ કાર્યનું એ જ ફળ આવવાનું છે, એ વિષે મને નિરાશા નથી."

ટૂંકમાં, પોતાના દેશબંધુઓ સ્વાર્થત્યાગ કરીને ચળવળ ઉપાડવા તૈયાર થયા છે તે જોઈને વૃદ્ધ દાદાભાઈના અન્તઃકરણને સમાધાન થયું અને જનતાનો આ ઉત્સાહ જોઈને જ તેમણે ૧૯૦૬ની સાલમાં રાષ્ટ્રીય મહાસભાને સ્વરાજનો મંત્ર આપ્યો !

પોતાની કારકિર્દીની શરૂઆતમાં એટલે ૧૮૫૦–૫૧માં કેવળ વરિષ્ઠ અધિકારની જગ્યાઓ પર તેમ જ પ્રાતિનિધિક ધારાસભાઓમાં હિન્દી ગૃહસ્થોની વધારે પ્રમાણમાં નિમણૂકો થાય તે માટે પ્રયત્ન કરનારા દાદાભાઈ, ૧૯૦૫ની સાલથી કેવળ સ્વરાજ એ જ હિન્દી જનતાને માટે જીવન ટકાવી રાખવાનો અને પોતાના ઉદ્ધારનો એક માત્ર માર્ગ છે, એમ કહેવા લાગ્યા; અને સ્વરાજના એ એક હકને માટે હિંદુસ્તાનમાં તેમ જ ઇંગ્લંડમાં અખંડ ચળવળ કરનારી સંસ્થાનું સ્વરૂપ આપણી મહાસભાને પ્રાપ્ત થાય એવી તેમણે અન્તિમ ઇચ્છા બતાવી. "એક થાઓ, ખંત રાખો અને સ્વરાજ હાંસલ કરો, એટલે આજે આપણા જે લાખો દેશબાંધવો દારિદ્ય, દુકાળ અને પ્લેગથી મરી રહ્યા છે, તેઓ જીવતા રહેશે અને જે કરોડો અર્ધા ભૂખ્યા રહે છે તેમને ખાવાનું મળશે; અને દુનિયાના સૌથી મોટા અને સુધરેલા રાષ્ટ્રોની હરોળમાં પહેલાંની જેમ ગૌરવનું સ્થાન હિંદુસ્તાનને પ્રાપ્ત થશે." એ જ દાદાભાઈનો તેમની પછીની પેઢીને મહત્ત્વનો સંદેશ છે.

હિન્દના સ્વરાજ્યનો સવાલ કેવળ ઉપલા વર્ગોના સ્વમાનનો, સંસ્કૃતિ-રક્ષણનો અથવા દેશના ગૌરવનો સવાલ નથી; પણ તે કરોડોની સામાન્ય જનતાના પેટનો, પ્રાણ ટકાવી રાખવાનો અને ક્લેશરહિત અને રોગરહિત જીવનનો સવાલ છે, એનું ભાન હિન્દી જનતાના મન પર જો કોઈએ પ્રથમ ઠસાવ્યું હોય તો તે દાદાભાઈએ જ ઠસાવ્યું હતું. આર્થિક સામ્રાજ્યશાહી એટલે શું, અને એક રાષ્ટ્ર બીજા કોઈ રાષ્ટ્રને જીતે છે ત્યારે તે જિતાયેલા રાષ્ટ્રનું કેવી રીતે રક્તશોષણ થાય છે તેની યથાર્થ કલ્પના દાદાભાઈ નવરોજીના લેખો અને ભાષણો વાંચતાં આપણને આવે છે. જેમ કાર્લ માર્ક્સે મૂડીવાદની મીમાંસા અથવા પૃથક્કરણ કરીને તેના ઘડતરમાં જ તેના વિનાશનાં બીજ કેવી રીતે રહેલાં છે તે શોધી કાઢ્યું, તેવી જ રીતે આ મૂડીવાદમાંથી નિર્માણ થયેલી આર્થિક સામ્રાજ્યશાહી કેવી ભયાનક છે તેમ જ તેની રક્તશોષણની

નીતિમાં જ તેના વિનાશનાં બીજ કેવી રીતે રહેલાં છે તે દાદાભાઈએ દુનિયાને દર્શાવ્યું. કાર્લ માર્ક્સનો જન્મ એક સ્વતંત્ર મૂડીવાદી રાષ્ટ્રમાં થયો હતો અને તેથી તેણે એક જ રાષ્ટ્રનો એક વિશિષ્ટ વર્ગ ત્યાંની સામાન્ય જનતાનું રક્તશોષણ કેવી રીતે કરે છે એ સવાલનો શાસ્ત્રીય ઢબે અભ્યાસ કર્યો; જ્યારે દાદાભાઈનો જન્મ સામ્રાજ્યશાહીના સકંજામાં સપડાયેલા પરાધીન રાષ્ટ્રમાં થયો હતો, અને તેથી તેમણે એક રાષ્ટ્ર બીજા રાષ્ટ્રનું રક્તશોષણ કઈ રીતે કરે છે, તેનું શાસ્ત્રીય સંશોધન કર્યું અને એ જ રક્તશોષણમાં સામ્રાજ્યશાહીના વિનાશનાં બીજ કઈ રીતે રહેલાં છે તે પોતાના દેશવાસીઓને તેમ જ બ્રિટિશ રાજ્યકર્તાઓને બતાવી આપ્યું. માર્ક્સે એક વર્ગનું બીજા વર્ગ દ્વારા થતું રક્તશોષણ અટકાવવા માટે સમાજવાદ એ જ એક ઉપાય છે એમ બતાવી આપ્યું; જ્યારે દાદાભાઈએ એક રાષ્ટ્ર દ્વારા બીજા રાષ્ટ્રનું રક્તશોષણ અટકાવવા માટે સ્વરાજ એ જ એક માત્ર અને મહત્ત્વનો ઉપાય છે, એમ બતાવી આપ્યું. માર્ક્સનો જન્મ જે દેશમાં થયો હતો તે દેશ ઔદ્યોગિક પ્રગતિની તેમ જ રાજકીય સ્વતંત્ર્યની દૃષ્ટિથી આગળ વધેલો હતો, જ્યારે દાદાભાઈનો જન્મ જે દેશમાં થયો હતો તે એ બંને દૃષ્ટિથી પછાત હતો. તેથી દાદાભાઈએ જે પ્રશ્નો હાથ ધર્યા, તે પ્રશ્નોની પછીની સામાજિક અવસ્થામાં ઊભા થતા પ્રશ્નોનો વિચાર માર્ક્સ કરી શક્યો, એ તેની પરિસ્થિતિનું પરિણામ છે. માનવસંસ્કૃતિમાં પછાત પડી ગયેલા કોઈ પણ દેશમાં જન્મેલા માણસને તે ગમે તેટલો મહાન હોય તો પણ, સંસ્કૃતિને મોખરે વિરાજતા સમાજોના પ્રશ્નોનો ઉકેલ શોધવામાં પોતાની બુદ્ધિ વાપરવાને બદલે પછાત પડી ગયેલા સમાજો શી રીતે આગળ વધે, એ જ પ્રશ્નનો ઉકેલ શોધવા માટે પોતાની બુદ્ધિ અને બધી શક્તિ ખર્ચી નાખવી પડે છે. પણ તેથી તેની મહત્તા ઓછી છે એમ પુરવાર થતું નથી. પારતંત્ર્યને લીધે રાષ્ટ્ર ઉપર જે અનેક આપત્તિઓ ઊતરે છે તેમાંની જ આ એક આપત્તિ છે એમ માનવું પડે છે.

આપણા રાષ્ટ્રનું જે રક્તશોષણ ચાલી રહ્યું છે તેનું સ્વરૂપ દાદાભાઈએ કેવું વર્ણવ્યું છે તેનો હવે આપણે થોડો વિચાર કરીએ. ઈ. સ. ૧૮૫૧થી સને ૧૮૭૧ સુધીના લગભગ વીસ વરસના કાળમાં હિંદુસ્તાનની સંપત્તિનું શોષણ કઈ કઈ રીતે થયું અને તેથી હિન્દી જનતા કેટલી દરિદ્રી થઈ ગઈ, તેનો ચોક્કસ અંદાજ દાદાભાઈએ કાઢ્યો હતો; અને આ દ્રવ્યશોષણ અટકે નહીં તો હિન્દી જનતાનો કોઈ પણ રીતે ઉદ્ધાર થવાનો નથી એવો નિશ્ચિત સિદ્ધાન્ત તેમણે તેમાંથી તારવી કાઢ્યો. ઈ. સ. ૧૮૭૧માં 'ઈસ્ટ ઈંડિયા ફિનૅન્સ કમિટી' નામની એક નાણાકીય તપાસ સમિતિ હિન્દુસ્તાનની રાષ્ટ્રીય

આવકખર્ચનો વિચાર કરવાને ઇંગ્લન્ડમાં નીમવામાં આવી હતી. દાદાભાઈએ આ બાબત વિષેના પોતાના નિશ્ચિત વિચારો એ સમિતિ આગળ રજૂ કરેલા છે. હિન્દી જનતાની માથાદીઠ સરેરાશ વાર્ષિક આવક માત્ર વીસ રૂપિયા છે. અને આ આવક સરકાર જેલના કેદીઓ માટે માથાદીઠ જે ખરચ કરે છે તેનાથી પણ ઓછી છે, એમ તેમણે સપ્રમાણ બતાવી આપ્યું. જનતાનું દારિદ્ય જો આમ ને આમ જ વધતું જાય તો બ્રિટિશ સામ્રાજ્યનું વહાણ આ ખડક ઉપર અથડાઈને તૂટી જશે એમ તેમણે બ્રિટિશ સરકારને તેમ જ હિન્દની પ્રજાને ચેતવણી આપી. હિન્દની સંપત્તિનું જે શોષણ થઈ રહ્યું છે તેનું વાસ્તવિક સ્વરૂપ દ્વિવિધ છે: એક રાજકીય અને બીજું વેપારી કે ઔદ્યોગિક. આ વિષયમાં તેમણે તારવેલા મુદ્દાઓ નીચે મુજબ છે:

"હિન્દુસ્તાનની સંપત્તિનું આ જે શોષણ થઈ રહ્યું છે તેનું સ્વરૂપ દ્વિવિધ છે; પહેલું એ કે, અંગ્રેજ અધિકારીઓ અહીંથી ધન ભેગું કરીને વિલાયતમાં મોકલી દે છે તે, વિલાયતમાં તેમ જ અહીં પોતાની જુદી જુદી જરૂરિયાતોને અંગે જે ખરચ કરે છે તે, ઇંગ્લન્ડમાં નિમાયેલા લોકોને જે પગાર અને પેન્શનો મળે છે તે અને હિન્દુસ્તાન સરકાર વિલાયતમાં જે ખરચ કરે છે તે; — આ બધાનો પહેલા સ્વરૂપમાં સમાવેશ થાય છે. અને આ શોષણના બીજા સ્વરૂપમાં બિનઅધિકારી અંગ્રેજ લોકો જે પૈસો અહીં કમાઈને વિલાયત રવાના કરે છે તેનો સમાવેશ થાય છે. આ શોષણને પરિણામે હિન્દુસ્તાનમાં મૂડી એકઠી થતી નથી અને તેથી જે બ્રિટિશ લોકો અહીંથી શોષણ કરીને એકઠું કરેલું ધન પોતાના દેશમાં લઈ જાય છે તેને ફરી મૂડીના રૂપમાં અહીં પાછું લઈ આવે છે તેમને અહીંના વેપારનો અને ઉદ્યોગધંધાનો જાણે કે ઇજારો મળે છે; અને આમ તેઓ હિન્દુસ્તાનના દ્રવ્યનું વધારે પ્રમાણમાં હરણ કરે છે. સરકાર મારફતે થતું દ્રવ્યનું હરણ એ જ આ બધાનું મૂળ કારણ છે.×

આ દ્રવ્યહરણના સ્વરૂપ વિષે તેમ જ તેનાં ભયંકર પરિણામો વિષેની દાદાભાઈની વિચારસરણીમાં અનેક ખામીઓ બતાવવાના તે વખતના બ્રિટિશ અધિકારીઓએ પ્રયત્નો કર્યા હતા; અને આપણે ત્યાંના અતિ નરમ પ્રકૃતિના કેટલાક મુત્સદ્દીઓએ દાદાભાઈ આ બાબતમાં ઘણી અતિશયોક્તિ કરે છે, લોકોમાં નિરાશાવાદ ફેલાવે છે, તેમની ભાષા જોઈએ તે કરતાં વધારે કડક હોય છે, એવા એવા આક્ષેપો કર્યા હતા.

હિન્દુસ્તાનના અનેકમુખી દ્રવ્યહરણના સિદ્ધાન્તનો પહેલો જવાબ એવો આપવામાં આવતો કે, બ્રિટિશ અધિકારીઓને જે પૈસો પગાર તરીકે આપવામાં આવે છે તે બધો જ નિષ્ફળ જાય છે એમ કેમ કહી શકાય? બ્રિટિશ

× 'પૉવર્ટી ઍન્ડ અનબ્રિટિશ રૂલ ઇન ઇંડિયા', —દાદાભાઈ, પૃ. ૩૮.

અધિકારીઓ અહીં જે નોકરી બજાવે છે તેના યોગ્ય વળતર જેવું કંઈક હોય ખરું કે નહીં? તેમની સેવાથી તમને જે શાંતિ અને સલામતી મળે છે તેની પણ કંઈ કિંમત ખરી કે નહીં? આ આક્ષેપો જો ખરા હોય તો, એ અમલદારોને જે પગાર અપાય છે તેને દ્રવ્યહરણ કહી શકાય નહીં. વાજબી કરતાં જે વધારે પગાર તેમને મળતો હોય અને તે જો તેઓ વિલાયત રવાના કરતા હોય તો તેને જ બહુ તો શોષણ તરીકે ઓળખાવી શકાય. દાદાભાઈને આ દલીલ માન્ય ન હતી. અંગ્રેજ અમલદારોને જે કંઈ પગાર મળે છે તેની એકેએક પાઈ આપણી દોલતનું અપહરણ છે, કારણ આ પૈસો વાસ્તવિકપણે હિન્દીઓને જ મળવો જોઈતો હતો, પણ આજે તે એક અંગ્રેજના ખિસ્સામાં જાય છે. એ પૈસો અહીં વપરાય કે વિલાયતમાં, પણ તે બધાને જ દ્રવ્યહરણ માનવું જોઈએ. મહાસભાના પહેલા અધિવેશનમાં કરેલા ભાષણમાં આ ઉદારમતવાદી આક્ષેપકોને તેમણે નીચે મુજબ જવાબ આપ્યો હતો. તેઓ કહે છે:

"એક વક્તાએ કહ્યું કે, હિંદીઓની નિમણૂક કરવાથી ખરચ ઓછું આવશે. મને લાગે છે કે આ મુદ્દો લોકો હજી બરાબર સમજ્યા નથી. સાચી વાત તો એ છે કે, હિંદી લોકોને નીમવાથી ખરચ ઓછું આવશે, એટલું જ નહીં, પણ આજે જે પગાર અંગ્રેજને મળે છે તેની પાઈએ પાઈ આપણે ત્યાં જ રહેશે. જ્યારે જ્યારે કોઈ યુરોપિયનની નિમણૂક કરવામાં આવે છે, તે તે વખતે જે જગ્યા સ્વાભાવિકપણે હિંદી માણસને મળવી જોઈએ એ જગ્યા એક અંગ્રેજ પડાવી જાય છે. તેની જગ્યાએ હિંદી માણસની નિમણૂક થાય એ જ સ્વાભાવિક છે. અને આવો હિંદી માણસ જે જે પૈસા વાપરે તે રાષ્ટ્રની દૃષ્ટિથી લાભ જ છે; અને જે પૈસો તે સંઘરે છે તેનો પણ રાષ્ટ્રમાં જ સંગ્રહ થાય છે અને તેનો લાભ રાષ્ટ્રના બધા લોકોને મળે છે. પરદેશી માણસને આપવામાં આવતી એકેએક પાઈ રાષ્ટ્રીય દૃષ્ટિથી ખોટ છે અને હિંદીને મળતી એકેએક પાઈ રાષ્ટ્રીય દૃષ્ટિથી બચત જ છે. મેં વારંવાર તમને સમજાવવાનો પ્રયત્ન કર્યો છે તેમ દેશના દારિદ્રય અને સમૃદ્ધિના મૂળમાં આ જ એક પ્રશ્ન વસ્તુતઃ રહેલો છે. . . . પરદેશમાં ઘસડાઈ જતા ધનનો આ પ્રવાહ જો અટકે, જનતાનું આ રક્તશોષણ જો બંધ થાય, તો હિંદુસ્તાન પોતાની કુદરતી સંપત્તિ, પોતાની મહેનત અને પોતાની મૂડીને જોરે ઇંગ્લંડ જેટલું જ શ્રીમંત થશે. એમાં જ ઇંગ્લંડનું તેમ જ આખી માનવજાતિનું સાચું હિત રહેલું છે; અને બ્રિટન જો આમ કરશે તો જ બ્રિટિશ રાષ્ટ્રને અને તેની કીર્તિને ગૌરવ પ્રાપ્ત થવાનું છે."*

હિંદુસ્તાનમાં આજે મૂડી ભેગી થતી નથી તેનું મૂળ કારણ પરદેશ તણાઈ જતા પૈસાનો પ્રવાહ જ છે એમ દાદાભાઈ કહેતા. તેથી આપણા દેશમાં જે યુરોપિયન મૂડીવાળા અને વેપારીઓ આવે છે તેઓ પણ આપણા દેશની તેટલા પ્રમાણમાં વધારે લૂંટ જ કરે છે એમ તેમને લાગતું. આપણા

* 'સ્પીચિઝ એન્ડ રાઇટિંગ્ઝ ઑફ દાદાભાઈ', પૃ. ૧૧૯-૧૨૦.

દેશમાંથી પ્રથમ બધો પૈસો લૂંટીને વિલાયત લઈ જવામાં આવે છે અને પછી તેમાંનો જ કેટલોક ભાગ ફરી મૂડીને રૂપે પાછો આવે છે; અને લોકોને વળી વધારે લૂંટીને અનેકગણો થઈને તે પાછો વિલાયત જાય છે. રક્તશોષણનું આ કાળચક્ર આવી રીતે સતત ફર્યા જ કરે છે. તેથી બ્રિટિશ મૂડીદારો અહીં આવીને વેપાર કરે છે અને કારખાનાં કાઢે છે એ આપણા દેશ ઉપર એક આપત્તિ છે એમ દાદાભાઈ કહેતા.

"હવે મને કોઈ એવો સવાલ પૂછશે કે, બ્રિટિશ મૂડીવાળાઓ હિંદુસ્તાનમાં જઈને ત્યાં પોતાની મૂડી રોકે નહીં તેમ જ વેપાર કરે નહીં, એમ તમે કહેવા માગો છો? મારા કહેવાનો આશય એવો બિલકુલ નથી. તેઓ તેમ કરે એની સામે મને જરાય વાંધો નથી . . . પણ એમ કરવા માટે તેઓ પોતાની જ મૂડી લાવે અને પછી તે મૂડી વડે ગમે તેટલો નફો ભલે મેળવે. એને માટે હિંદુસ્તાન તેમને દુવા દેશે. પણ મારા કહેવાનો અર્થ એટલો જ છે કે, એક તો તેમણે હિંદુસ્તાનને લૂંટવું નહીં; તેને દુઃખી અને લાચાર બનાવવું નહીં; અને તેને લૂંટીને મેળવેલા ધનમાંથી થોડોક ભાગ અહીં લાવીને તેને પોતાની મૂડી તરીકે રોકવો નહીં. આ લૂંટનો પૈસો પાછો અહીં લાવીને તેને જોરે હિંદુસ્તાનની કુદરતી સંપત્તિનો અને શ્રમશક્તિનો હિંદને જ લૂંટવાના કામમાં ઉપયોગ કરવો નહીં અને આખો નફો પોતે જ પચાવી જવો નહીં અને દેશના વતનીઓને કેવળ લાકડાં ચીરનારા અને પાણી ભરનારા વૈતરા બનાવીને તેમની અમેરિકાના દક્ષિણનાં રાજ્યોમાં ગુલામોની જે સ્થિતિ છે તેનાથી પણ વધારે હીન સ્થિતિ કરવી નહીં."*

ઈ. સ. ૧૮૮૦માં ફેમિન કમિશનના અહેવાલની પોતાનો મતભેદ દર્શાવનારી પુરવણીમાં તેઓ કહે છે:

"હવે હિંદુસ્તાન ઉપર એક નવી જ આફત આવી પડશે એવી ધાસ્તી રહે છે. અત્યાર સુધી હિંદુસ્તાનની ભૂમિના પૃષ્ઠ ભાગ ઉપર જે ધન હતું તે ઇંગ્લંડ ઉઠાવીને સાફ કરી ગયું છે. હવે પછી હિંદુસ્તાનની ભૂમિની અંદરનું ધન પણ ત્યાં લઈ જવામાં આવશે અને હિંદુસ્તાન લાચાર બનીને જમીનદોસ્ત થઈ જશે. તેની મૂડી ઇંગ્લંડ લઈ ગયું છે. હવે હિંદુસ્તાનમાં જે ખનિજ સંપત્તિ છે અને જેને ખોદી કાઢવા માટે મોટી મૂડી અને કિંમતી યંત્રો જોઈશે તે ખનિજ સંપત્તિને લઈ જવાને માટે એ જ મૂડી અહીં પાછી લાવવામાં આવશે. તદ્દન હલકા દરજ્જાનું શારીરિક તેમ જ બૌદ્ધિક વૈતરું કરનારા લોકોને મળતું વળતર બાદ કરતાં બાકીની બધી સંપત્તિ યુરોપિયન લોકો અહીંથી હોઇયાં કરી જશે અથવા જુદે જુદે રૂપે ત્યાં હરણ કરી જશે. આ હરણ પ્રથમ નોકર તરીકે પગારના રૂપમાં અને પછીથી વેપારના નફા કે ડિવિડંડના રૂપમાં થશે; અને ગરીબ બિચારી ભારતભૂમિને પોતાના સંતાનોને હલકી કોટીનાં કામ કરવાની પણ તક મળી તે માટે પોતાના નસીબનો પાડ માનવાનો

* 'સ્ટેટમેન્ટ ટુ ધ કરન્સી કમિટી'—'દાદાભાઈઝ સ્પીચિઝ ઍન્ડ રાઇટિંગ્ઝ,' પૃ. ૧૩૨

રહેશે! અને હિંદુસ્તાનમાં ખૂબ ખનિજ સંપત્તિ મળી આવી છે અને હિંદુસ્તાન ઉપર ભારે મહેર વરસી છે એવી ઘોષણાઓ કરવામાં આવશે. આજે રેલવે, પરદેશ સાથેનો વેપાર વગેરેનો વિકાસ થયો છે તે માટે નગારાં વગાડીને અમારા કાન ફોડી નાખવામાં આવે છે. . . . ”

“બ્રિટિશ મૂડી આજે બીજા દેશોમાં જાય છે અને તે હિંદુસ્તાનમાં પણ આવે છે એ ખરું છે, પણ તે બેમાં એક મોટો તફાવત છે. બીજા બધા દેશોને બ્રિટિશ મૂડીદારો પોતાના પૈસા વ્યાજે ધીરે છે અને તેમની સાથે તેમનો સંબંધ તેટલા પૂરતો જ રહે છે. તે દેશોના લોકો એ મૂડીનો પોતાની મરજી પ્રમાણે ગમે તેવો ઉપયોગ કરે છે અને મૂડી ધીરનાર શાહુકારને ફક્ત વ્યાજ આપે છે; અને કેટલીક વખત તે પણ મળતું નથી તેથી તેમનું અમુક નુકસાન પણ થાય છે. પરંતુ હિંદુસ્તાનનો મામલો આથી સાવ જુદો છે. અહીં બ્રિટિશ મૂડીવાળાઓ કેવળ વ્યાજે પૈસા ધીરીને થોભતા નથી, પણ પોતાની મૂડીની સાથે સાથે આ દેશ ઉપર ચઢાઈ લઈને આવે છે. આ મૂડીની સહાયથી જે ધન પેદા થાય છે તે તેમના જ દેશબાંધવો મોટે ભાગે આ દેશમાં વાપરી નાખે છે અને બાકીનું નફા કે ડિવિડંડને રૂપે ઇંગ્લંડ ખેંચી જાય છે.

“તેથી અંગ્રેજ લોકોની નિમણૂકો કરવાની હાલની હાનિકારક નીતિ બંધ કરીને તેને બદલે હિંદુસ્તાનની તાકાત વધે અને ખુલ્લી હરીફાઈમાં પોતાના સ્વાવલંબનને જોરે તે ટકી રહેવાને સમર્થ ન થાય ત્યાં સુધી, જે ધંધાઓ હિંદુસ્તાન પોતાની મૂડીથી કાઢી શકે તેમ ન હોય તે બધા ધંધાઓ સરકારે તેની વતી કાઢવા જોઈએ અને એ કામ હિંદી લોકો મારફતે કરાવીને તેમને તે માટે કેળવવા જોઈએ. આવું થશે ત્યારે જ હિંદુસ્તાનના આખા શરીરમાં ફરી લોહી વહેતું થશે. હિંદુસ્તાનને બ્રિટિશ મૂડીની અત્યંત જરૂર છે એ વાત ખરી; પણ તેને બ્રિટિશોની એકલી મૂડી જ જોઈએ છે; બ્રિટિશો પોતાની મૂડી સાથે આ દેશ ઉપર સવારી કરે અને મૂડીની સાથે તે જ મૂડીની મદદથી પેદા થતું ધન તે લોકો જ પડાવી જાય એ હિંદુસ્તાનને પરવડે તેમ નથી.” *

આવી રીતે હિંદી રાષ્ટ્રની સંપત્તિની ચારે તરફથી લૂંટ ચાલી રહી છે એવું એક જ દૃશ્ય દાદાભાઈને દેખાતું હતું. તેઓ એમ કહેતા કે, જ્યાં સુધી આ દ્રવ્યશોષણનાં પરિણામ આપણને બરાબર સમજાતાં ન હતાં ત્યાં સુધી તેને બહુ તો આપણે એક દુર્દૈવ માન્યું; પણ એ પરિણામ સમજાયા પછી એ દ્રવ્યાપહરણ ચાલુ રહેવા દેવું એટલે હિંદના ધનની બુદ્ધિપૂર્વક ચાલતી લૂંટ થવા દેવી એમ જ કહેવું જોઈએ. +

---

* ‘નોટ ઑન ઇંડિયન ફેમિન કમિશન’—‘દાદાભાઈઝ સ્પીચિઝ ઍન્ડ રાઇટિંગ્ઝ,’ ઍપેંડિક્સ એફ. પૃ. ૨૦૬–૮.

+ “ભૂત કાળમાં થયેલી વગર વિચારી લૂંટને આપણે બહુ તો દુર્દૈવ ગણી શકીએ; પણ એવી જ લૂંટ હવે પછી થશે તો તેને હેતુપૂર્વક કરેલી લૂંટ અને વિનાશ કહેવાં પડશે.” —‘નોટ ઑન ઇંડિયન ફેમિન કમિશન’ –દાદાભાઈ.

આ લૂંટને લીધે બ્રિટિશ શાસન હેઠળ હિંદુસ્તાનનાં ધન અને જીવિત સુરક્ષિત છે એ દાવો પણ સાચો ઠરતો નથી. ફેમિન કમિશનના હેવાલની સાથેના પોતાના જુદા અભિપ્રાયમાં તેઓ જણાવે છે:

હિંદુસ્તાનમાં લોકોનાં જીવિત અને વિત્ત સુરક્ષિત છે એમ કહેવું એ કેવળ એક કાલ્પનિક કથા જ છે. પણ વસ્તુસ્થિતિ જોતાં એવું કશું જ દેખાતું નથી. એક અર્થમાં અથવા એક રીતે જોતાં હિંદી જીવિત તથા વિત્ત સુરક્ષિત છે. એટલે કે લોકોના એકબીજા ઉપર થતા અત્યાચાર અથવા હિંદી આપખુદ રાજાઓના અત્યાચારોમાંથી લોકો સુરક્ષિત છે. એટલા પ્રમાણમાં લોકોનાં જીવિત અને વિત્તની સલામતી સિદ્ધ થઈ છે અને તે માટે હિંદ બ્રિટનનું હંમેશ ઋણી રહેશે. પણ ઇંગ્લંડ પોતે જે લૂંટ ચલાવી રહ્યું છે તેનાથી હિન્દુસ્તાનમાં વિત્તની અને તેથી જ જીવિતની પણ લગીરે સલામતી રહી નથી. હિન્દુસ્તાનની સંપત્તિ સુરક્ષિત નથી. જો કોઈ ખરેખર સુરક્ષિત હોય તો તે કેવળ ઇંગ્લંડ જ છે. અને તેથી હાલના હૂંડિયામણના દર મુજબ તે દર વરસે હિન્દુસ્તાનનું ત્રણથી ચાર કરોડ પાઉન્ડ જેટલું ધન અહીં ને અહીં જ હોઇયાં કરે છે અથવા લૂંટીને પોતાના દેશમાં લઈ જાય છે. . . તેથી હું એમ કહેવાની હિંમત કરું છું કે, હિંદુસ્તાનમાં પ્રજાનાં જીવિત અને વિત્તની સલામતી નથી; એટલું જ નહીં, પણ જ્ઞાન અને ડહાપણ પણ સુરક્ષિત નથી. અર્ધપેટે જીવવું, ભૂખમરાથી મરણશરણ થવું, અથવા દુકાળને લીધે કે રોગચાળાને લીધે મરવું, એ જ હિંદુસ્તાનના લાખો લોકોનું જીવન છે એમ કહી શકાય.*

જૂના જમાનાની ચડાઈઓ અને ધાડો સાથે હાલ ચાલી રહેલી લૂંટને સરખાવીને તેનું ભયાનક પ્રમાણ અને પરિણામ જણાવતાં તેઓ કહે છે:

"જે દ્રવ્યાપહરણનું પ્રમાણ આ (ઓગણીસમા) સૈકાની શરૂઆતમાં દર વરસે ત્રીસ લાખ પાઉંડ જેટલું હતું, તે વધીને આજે ત્રણ કરોડનું થયું છે. મહમદ ગઝનીએ અઢાર સવારીઓ કરીને અઢાર વખત હિન્દુસ્તાનને લૂંટ્યો એમ ઇતિહાસના જાણકારો આપણને કહે છે; પણ એ અઢારેય સવારીઓ મળીને તેણે લૂંટેલી કુલ સંપત્તિ તમે (અંગ્રેજો) જેટલી સંપત્તિ દર વરસે હિન્દમાંથી લૂંટી જાઓ છો તેનાથી તો ઓછી જ હતી. બીજું, તેણે હિન્દુસ્તાનને જે ઘા કર્યા તે કંઈ નહીં તો અઢારમા ઘા પછી થતા અટક્યા હતા. પણ જે ઘા તમે કરો છો અને તેથી જે રક્તપાત થાય છે તેનો અંત જ આવતો નથી. જેમ ઋતુઓનુ ચક્ર નિયમિતપણે ચાલુ હોય છે, તેમ અમે જીવીએ કે મરીએ, ગમે તે થાય તો પણ અમારા પેદા કરેલા ધનમાંથી ત્રણ કરોડ પાઉંડ જેટલું ધન અમારે દર વરસે દેશની બહાર રવાના કરવું જ રહ્યું.

"તમારું આ વૈભવશાળી સામ્રાજ્ય હિન્દી જનતાના પૈસા અને લોહીના પાયા પર ઊભું કરેલું છે. યુદ્ધોના આ જબરદસ્ત ખરચોને લીધે તેમ જ તમે દર વરસે હિન્દના દ્રવ્યનું જે અપહરણ કરો છો તેને પરિણામે, હિન્દુસ્તાન પૂરેપૂરો થાકી

---

* 'દાદાભાઈઝ સ્પીચિઝ ઍન્ડ રાઇટિંગ્ઝ', ઍપેંડિક્સ એફ. પૃ. ૨૦૩-૪.

ગયો છે અને તેને રક્તસ્રાવ થઈ રહ્યો છે. આજે જો એ રક્તસ્રાવને લીધે હિન્દુસ્તાન મરણપથે પડયો હોય તો તેમાં નવાઈ પામવા જેવું કંઈ નથી.”×

આ બ્રિટિશ સામ્રાજ્યનો ઉદય શી રીતે થયો તે વિષે તેઓ કહે છે:

“અઢારમા સૈકાની અધવચમાં અંગ્રેજ લોકો તે વખતના હિન્દી સૂબાઓની હકૂમત નીચે રહીને મહેસૂલ વસૂલ કરવાનું કામ કરતા. હિન્દુસ્તાન અને ઇંગ્લંડનો આવી રીતે સંબંધ થવાથી જે રાજ્યવહીવટની પદ્ધતિ અમલમાં આવી તેનો પાયો લોભ અને અન્યાય પર રચાયેલો હતો. જે લોકો ત્યાં (હિન્દ) જતા તે બધા કેવળ પોતાનું નસીબ અજમાવવાના ઉદ્દેશથી જ જતા. અને તેઓ જ્યાં સુધી તેમાં ફાવતા ત્યાં સુધી હિન્દના લોકોની શી દશા થાય છે તેની જરાય પરવા કરતા નહીં”.+

આવી રીતે બ્રિટિશ રાજ્યની ઉત્પત્તિ અને સ્થિતિ લોભ, લૂંટ અને જનતાના રક્તશોષણમાંથી જ થઈ છે અને તેના પર જ ટકી રહી છે, તે જોઈને તેનો વિનાશ પણ એમાંથી જ થવાનો છે એવું ભવિષ્ય તેમણે ભાખ્યું હતું.

“હિન્દુસ્તાનની આર્થિક અને નૈતિક પાયમાલી જો આવી રીતે જ ચાલુ રહેશે તો એક ભયંકર ઉત્પાત થયા વિના રહેવાનો નથી, એ રસ્તે ચાલતા આંધળાને પણ સૂઝે તેવું છે. એ ઉત્પાતને પરિણામે કાં તો હિન્દુસ્તાન જાતે આપખુદ રાજસત્તાની એડી નીચે કચડાતું જઈને આખરે વિનાશ પામશે, અથવા એ વિનાશક સત્તાનો ઉચ્છેદ કરી નાખશે.”÷

બ્રિટિશ રાજ્યની ઉત્પત્તિ, સ્થિતિ અને વિનાશનું આવું શાસ્ત્રીય વિવેચન દાદાભાઈએ સને ૧૮૭૧માં જ કર્યું હતું અને તે પછી પણ આ એક સવાલ સિવાય બીજા કોઈ પણ પ્રશ્ન તરફ પોતાનું ધ્યાન તેમણે વિચલિત થવા દીધું ન હતું. તેમની સમાધિતુલ્ય એકાગ્ર તપશ્ચર્યાને લીધે જ તેમને સ્વરાજના મંત્રનું પ્રથમ દર્શન થયું. હિંદી જનતાનાં જીવિત અને વિત્તનું અપહરણ અટકાવવાનો સ્વરાજ એ જ એકમાત્ર ઉપાય છે અને તે માટે સંપથી અને ખંતથી પ્રયત્ન કરો, એવો છેવટનો સંદેશો આપીને તેમણે પોતાનું જાહેર જીવન સમાપ્ત કર્યું. આ આર્થિક રક્તશોષણ અને રાજકીય સ્વરાજની સરખામણીમાં તેમને સામાજિક અને ઔદ્યોગિક ચળવળો ગૌણ લાગતી. ૧૯૦૬ની મહાસભાના પ્રમુખ તરીકેના પોતાના ભાષણમાં તેઓ આ વિષે કહે છે:

“હવે સમાજ સુધારાનો અને ઔદ્યોગિક પ્રગતિનો પ્રશ્ન બાકી રહે છે. . . એ બન્નેમાં જે કંઈ પ્રગતિ આપણે કરીશું તેની બાકીના બધા પ્રશ્નો ઉપર અસર થવાની જ . . . પણ મિ. મોર્લેએ પોતાની વેધક દૃષ્ટિથી સાચું જ કહ્યું છે કે, ‘રાજકીય સિદ્ધાન્તો

× ‘દાદાભાઈઝ સ્પીચિઝ ઍન્ડ રાઇટિંગ્ઝ’, પૃ. ૨૩૬–૩૮.

+ એ જ, પૃ. ૨૩૪–૩૫

÷ એ જ, પરિશિષ્ટ ડી. પૃ. ૧૮૫.

જ છેવટે આપણી રાષ્ટ્રીય મહત્તા, બળ અને આશાનો પાયો છે.' અને આ ઉદ્ગારની સાથે જ તેનો બીજો એક મહત્ત્વનો ઉદ્ગાર હું તમારી આગળ રજૂ કરું તો હિન્દના સવાલનું યથાર્થ વર્ણન તેમાં આવી જશે. તેણે કહ્યું છે કે, 'આર્થિક સવાલોમાં ખોટી રીતે માથું મારવાની અસર, ઠેઠ રાષ્ટ્રના જીવન સુધી, તેના પ્રાણ સુધી, અરે તેના અંતરના ઊંડાણ સુધી થયા વિના રહેતી નથી.' આ આર્થિક બાબતોમાં ખોટી રીતે થતી દખલગીરી એ જ હિન્દુસ્તાનને માથે મોટામાં મોટી આફત છે. અને તેનો એક માત્ર ઉપાય સ્વરાજ છે. કેમકે, 'રાષ્ટ્રીય ગૌરવ, શક્તિ અને આશાઆકાંક્ષાઓનો આધાર આખરે તો રાજકીય સિદ્ધાન્તો પર જ છે. અને એ બધા રાજકીય સિદ્ધાન્તો એક 'સ્વરાજ' શબ્દમાં સમાઈ જાય છે.'"*

આવી રીતે હિન્દુસ્તાન સામેનો સૌથી મહત્ત્વનો પ્રશ્ન જનતાના દારિદ્ર્યનો અને ભૂખમરાનો છે અને તેને માટે એકમાત્ર ઉપાય સ્વરાજ છે, એ વિચારનો પ્રથમ પુરસ્કાર દાદાભાઈ નવરોજીએ કર્યો. એવી જ રીતે બ્રિટિશ સામ્રાજ્યની ઉત્પત્તિ, સ્થિતિ તેમ જ વિનાશ ત્રણેય હિન્દી જનતાના રક્તશોષણમાં તેમ જ તેના ભયાનક દારિદ્ર્યમાં રહેલાં છે, એ વસ્તુની શાસ્ત્રીય રજૂઆત પણ તેમણે જ પ્રથમ કરી. તેમની આ આખી વિચારસરણીને પરિણામે રાષ્ટ્રના બધા કાર્યકર્તાઓ પોતાની બધી શક્તિ રાજકારણમાં જ વાપરવાનો વિચાર કરતા થાય એ તદ્દન સ્વાભાવિક હતું. તે જ પ્રમાણે હિન્દુસ્તાનની રાજ્યપદ્ધતિમાં સુધારો નહીં થાય તો થોડા જ વખતમાં જનતાની ગરીબીને પરિણામે પ્રચંડ બળવો જાગશે અને તેથી કાં તો બ્રિટિશ સામ્રાજ્યનો અંત આવશે અથવા હિન્દુસ્તાન દેશની હસ્તી જ મટી જશે, એવા વિચારોને ફેલાવીને તેમણે જ હિન્દના જહાલ રાજકારણનો પાયો નાખ્યો. ઈ. સ. ૧૮૮૦ પછી ચિપળુણકર, આગરકર તથા લોકમાન્ય ટિળકે જે જહાલ વિચારોવાળો નવો રાષ્ટ્રીય પક્ષ સ્થાપ્યો તેને આધારભૂત થાય એવા રાજકારણનાં તથા અર્થકારણનાં તત્ત્વો કે સિદ્ધાન્તો દાદાભાઈએ ૧૮૭૧ના અરસામાં ઈસ્ટ ઇંડિયા ફિનૅન્સ કમિટી આગળ જે જુબાની આપી તેમાં અથવા ૧૮૮૦ના ફૅમિન કમિશનના અહેવાલ સાથે પોતાનો જે જુદો અભિપ્રાય તેમણે જોડયો હતો તેમાંથી મળી આવે છે. ફેર એટલો જ હતો કે, દાદાભાઈને બ્રિટિશ ન્યાય પર જેટલો વિશ્વાસ હતો તેટલો તેમની પછીની પેઢીને રહ્યો નહીં. બ્રિટિશો ઉપરનો વિશ્વાસ ઊડી ગયો અને આપણા લોકોના પુરુષાર્થ પર વિશ્વાસ બેઠો તે પછી દાદાભાઈના સિદ્ધાન્તોને આધારે જહાલ રાષ્ટ્રીય રાજકારણની ઇમારત ઊભી થવાને માટે વખત લાગે એમ ન હતું. ૧૮૮૦થી ૧૮૯૫ સુધીના કાળમાં મહારાષ્ટ્રમાં એ ઇમારત ચણાઈ. એ ઘટના મહારાષ્ટ્રમાં જ શાથી બની અને તેનું સ્વરૂપ કેવું હતું એ

* દાદાભાઈનું ૧૯૦૬ની મહાસભાના પ્રમુખ તરીકેનું ભાષણ.

સમજવા માટે આપણે હવે આધુનિક મહારાષ્ટ્રીય રાજકારણનો પાયો નાખનાર ન્યા. રાનડેના વિચારોનો અને કાર્યનો વિચાર કરીશું.

ન્યાયમૂર્તિ રાનડેનો જન્મ નાશિક જિલ્લામાં નિફાડ ગામે ઈ. સ. ૧૮૪૨માં થયો હતો. એટલે તેઓ ઉમરમાં દાદાભાઈના કરતાં સત્તાવીસ વરસ નાના હતા. ટિળક–આગરકરનો જન્મ ૧૮૫૬માં થયો. એટલે ન્યા. રાનડે તેમના કરતાં ચૌદ વરસ મોટા હતા. ચિપળુણકરનો જન્મ ૧૮૫૦માં થયો હતો. એટલે રાનડે તેમનાથી આઠ વરસ મોટા હતા. મહારાષ્ટ્રના જાહેર જીવનમાં સને ૧૮૭૦ થી ૧૮૮૦ સુધીનો દસ વરસનો કાળ ન્યા. રાનડેના અપ્રતિહત વર્ચસ્વનો હતો; અને તે પછી ૧૮૮૦થી ૧૮૯૫ સુધીના કાળને મહારાષ્ટ્રના વિચાર-મંથનનો કાળ કહી શકાય. આ વિચારમંથન પછી મહારાષ્ટ્રમાં રાનડે પક્ષ અને ટિળક પક્ષ એવા બે સ્વતંત્ર પક્ષો પેદા થયા અને આગરકરની સરસ્વતી આ ગંગા યમુનાના ત્રિવેણી સંગમમાં ક્યાંક અલોપ થઈ ગઈ. આ વિચારમંથનનો આપણે પાછળથી વિચાર કરીશું. હાલ કેવળ રાનડેના અર્થકારણનો અને રાજકારણનો વિચાર કરીને તેમના વિચારોમાં પછીના ઉદારમતવાદી પ્રાગતિક રાજકારણનાં બીજ શી રીતે રહેલાં હતાં તે આપણે જોઈશું.

દાદાભાઈ અને રાનડે એ બેની વિચારસરણીમાં એક અત્યન્ત મહત્ત્વનો તફાવત છે; પણ એની હજી સુધી કોઈએ સ્પષ્ટપણે રજૂઆત કરેલી નથી. તે ભેદ એ હતો કે, દાદાભાઈના એકે એક ભાષણમાં અને લેખમાં હિન્દની આર્થિક લૂંટ અને તેનાં રાજકીય કારણો ઉપર બધો ભાર મૂકીને સામાજિક અને ઔદ્યોગિક સુધારાના પ્રશ્નોને ગૌણ સ્થાન આપવામાં આવ્યું હતું. તે જ પ્રમાણે હિન્દુસ્તાનના ભયાનક દારિદ્રયમાંથી ઉદ્‌ભવનારી ભાવિ ક્રાન્તિની આગાહી આપીને રાજ્યકર્તાઓને તેમ જ હિન્દી જનતાને જાગ્રત કરવાનો તેમનો સતત પ્રયત્ન અને આગ્રહ ન્યાયમૂર્તિ રાનડેની સામાન્ય વૃત્તિથી જુદી જાતનો હતો. ન્યાયમૂર્તિના જેવા વિચારો ધરાવનારાઓને દાદાભાઈ જહાલ રાજકારણના હિમાયતી લાગતા. "જ્યારે રાષ્ટ્રીય મહાસભા પ્રથમ સ્થાપવામાં આવી અને દાદાભાઈના મતો, જે આજે વિનીત પક્ષના મનાય છે, તે જનતા આગળ રજૂ થયા ત્યારે તેમને જહાલ નામથી ઓળખાવવામાં આવ્યા હતા એટલે તમે જોશો કે, 'જહાલ' શબ્દ પ્રગતિનો દ્યોતક છે." એવા ઉદ્‌ગાર ૧૯૦૭માં લોકમાન્ય ટિળકે કલકત્તામાં 'ટેનેટ્સ ઑફ ધ ન્યુ પાર્ટી' (નવા પક્ષના સિદ્ધાન્તો) એ વિષય ઉપર આપેલા પોતાના ભાષણમાં કાઢેલા છે. આપણું દારિદ્રય નષ્ટ થાય તે માટે પ્રથમ સ્વરાજ મળવું જોઈએ એ દાદાભાઈના વિચારોનો સીધો નિષ્કર્ષ છે. એમાંથી એમ ફલિત થાય છે કે, બ્રિટિશ રાજ્યપદ્ધતિમાં કશો ફેરફાર કે સુધારો ન થાય ત્યાં સુધી ઔદ્યોગિક સુધારો પણ થઈ શકવાનો

નથી, અને તેને લીધે એક જાતનો નિરાશાવાદ ફેલાય છે એમ ન્યાયમૂર્તિ રાનડેને લાગતું. તે જ પ્રમાણે દાદાભાઈનો રક્તશોષણનો અને દ્રવ્યાપહરણનો સિદ્ધાન્ત પણ ન્યાયમૂર્તિને પૂરેપૂરો માન્ય હતો એમ દેખાતું નથી. સને ૧૮૯૦માં પૂનામાં ભરાયેલી ઔદ્યોગિક પરિષદમાં આપેલા ભાષણમાં ન્યા. રાનડે કહે છે:

"જ્યાં સુધી આપણે દર વરસે લગભગ વીસ કરોડ રૂપિયાની જબરદસ્ત ખંડણી વધારાનો માલ નિકાસ કરીને ઇંગ્લંડને આપવી પડે છે, ત્યાં સુધી આપણો ઉદ્ધાર થવાનો નથી, તેમ જ આપણે પોતાની મેળે કશું કરી શકવાના નથી, એમ માનનારા કેટલાક લોકો છે. તેમ છતાં આ વિચારસરણી ન્યાયની અથવા પૌરુષની છે એમ કહી શકાય નહીં. આ ખંડણીના બોજાનો કેટલોક ભાગ આપણા દેશમાં રોકેલા અથવા ધીરેલા પૈસાનો જ હોય છે; અને તેને માટે ફરિયાદ કરવાને બદલે આટલા થોડા વ્યાજથી આપણી ભીડ દૂર કરનારા શાહુકાર આપણને મળ્યા તે બદલ આપણે તેમનો (બ્રિટિશોનો) ઉપકાર જ માનવો ઘટે. એમાંનો (એ ખંડણીનો) બીજો ભાગ, જે માલ આપણે આપણા દેશમાં તૈયાર કરી શકતા નથી તેની કિંમત પેટે આપવી પડતી રકમનો છે. બાકીનો ભાગ રાજ્યવહીવટ, સંરક્ષણ, અને પેન્શનો વગેરેને પેટે આપવો પડે છે, એમ કહે છે; અને એને માટે આટલો બધો પૈસો આપવો પડે એ બરાબર નથી એવી ફરિયાદ કરવાને યોગ્ય કારણ હોય તો પણ બ્રિટિશ રાજ્યને લીધે જ આપણને અફીણના ઇજારાની ચીન પાસેથી ખંડણી મળે છે એ ભૂલવું ન જોઈએ. તેથી આ ખંડણીની નિષ્ફળ ચર્ચામાં આપણી શક્તિ અને સમયનો બગાડ ન કરવો જોઈએ, એમ મને લાગે છે. આ સવાલ આપણા રાજકીય આગેવાનોને આપણે સોંપીએ એ જ ઉચિત છે."*

આ ભાષણમાં ન્યાયમૂર્તિએ આ રાજકીય ખંડણીનો પ્રશ્ન રાજકારણનો હોવાથી એની ચર્ચા ઔદ્યોગિક પરિષદમાં ન કરવી જોઈએ અથવા તેનો ઉકેલ ન આવે ત્યાં સુધી આપણી ઔદ્યોગિક પ્રગતિ બિલકુલ થઈ શકશે નહીં, એમ માનીને નિરાશ થઈને નિરાંતે બેસી રહેવું એ બરાબર નથી, એટલું જ કહ્યું હોત તો તેમાં ખાસ વાંધો લેવા જેવું કશું ન હતું. પણ ઇંગ્લંડને ચૂકવવી પડતી ખંડણીની દરેક વિગતના બદલામાં આપણને જે લાભ થાય છે, તેને લીધે એ ખંડણી એક રીતે સમર્થનીય ઠરે છે અથવા બ્રિટિશ મૂડીવાળાઓ આપણી ઔદ્યોગિક ઉન્નતિ માટે જરૂરી મૂડી હલકે વ્યાજે આપણને ધીરે છે અને તેને માટે આપણે તેમનો ઉપકાર માનવો જોઈએ, એટલે સુધી જ્યારે રાનડેના પ્રતિપાદનનો ઝોક જઈ પહોંચ્યો ત્યારે પૂનામાં નવા નિર્માણ થતા જહાલ રાજકીય વિચારના કેટલાક લોકોએ તેના જવાબમાં 'અરે ભાઈ, આ મૂડી અમારા દેશની લૂંટ કરીને જ તેમણે ભેગી કરેલી છે અને આ રાજકીય લૂંટ ચાલુ છે તેથી જ ઉદ્યોગધંધા માટે જોઈતી

* 'એસેઝ ઑન ઇન્ડિયન ઈકૉનૉમિક્સ' – રાનડે, પૃ. ૧૮૦–૧૮૧.

મૂડી આપણા દેશમાં ભેગી થઈ શકતી નથી.' એ દાદાભાઈની દલીલ રજૂ કરી હોય તો તેમાં નવાઈ પામવા જેવું નથી. ૧૮૯૦માં બનેલી આ ઘટના વિષે ન્યા. રાનડેના ચરિત્રમાં તેના લેખક શ્રી. ન. ર. ફાટક લખે છે:

"પરદેશી મૂડી હિંદુસ્તાનમાં આવે તો તેથી આપણે કશું ખોવાપણું નથી, એવી માધવરાવ (રાનડે)ની પૂરેપૂરી ખાતરી થયેલી હોવાથી તેમણે પરદેશી મૂડીવાળાઓને પોતાની વિચારણામાંથી બાદ રાખ્યા ન હતા. પૂનામાં ૧૮૯૦ પછી ઉદય પામેલા નવા દેશભક્તોને માધવરાવે પરદેશી મૂડી વિષે બતાવેલો અનુકૂળ અભિપ્રાય ગમ્યો નહીં અને માધવરાવે એ અભિપ્રાય (તે) સભામાં વ્યક્ત ન કરવો, એવો ટિળક, નામજોશી વગેરે નવા દેશભક્તોનો આગ્રહ હોવાથી તેમણે પોતાના ભાષણનો તેટલો ભાગ રદ કરવાનું કબૂલ કર્યું હતું, એનો અર્થ એવો કરવાનો નથી કે એ દેશભક્તોના આગ્રહમાં કંઈક વજૂદ હતું એમ સ્વીકારીને તેમણે આવી કબૂલાત આપી હતી. પરિષદના કાર્યની નૌકા ફાટફૂટના ખડક ઉપર અથડાઈને બીજે જ વરસે તૂટી જવાનાં ચિહ્નો દેખાવા લાગ્યાં હતાં તેથી તે આફતમાંથી બચવાને માટે રાનડેએ નમતું આપ્યું હતું. પણ એમ કરતી વખતે 'તમારે પણ પરદેશી મૂડી વિષે એક અક્ષર પણ ઉચ્ચારવો નહીં,' એવી સામી શરત આ નવા દેશભક્તોની પાસે તેમણે કબૂલ કરાવી હતી. બંને પક્ષો પોતપોતાની શરતથી બંધાયા હતા, પણ વ્યાસપીઠ ઉપર આરોહણ કરતાંવેંત નવા દેશભક્તોનું દેશાભિમાન એકાએક સળગી ઊઠયું અને તેમણે માતૃભાષાનો આશ્રય લઈને પરદેશી મૂડીવાળાઓ ઉપર ભારે આવેશથી ટીકાનો વરસાદ વરસાવ્યો. એક પક્ષે શરતનો ભંગ કર્યો એટલે માધવરાવને મૂંગા રહેવાની જરૂર રહી ન હતી. તેમણે પરદેશી મૂડીને લીધે થતા લાભોનું વિવેચન શરૂ કર્યું, કે તરત જ આ દેશભક્તોએ તેમ જ તેમના સાગરીતોએ 'પ્રતિજ્ઞાનો ભંગ કરે છે, બોલવામાં અને કાર્યમાં મેળ નથી' એવા પોકારો શરૂ કર્યા. ઔદ્યોગિક પરિષદમાં કેટલાય અંગ્રેજો આવ્યા હતા અને બધી જાતિઓ અને બધા વર્ગો આ કાર્યમાં એકત્ર થાય તો સારું એમ માનીને માધવરાવે પોતે જ તેમને આમંત્રણ આપ્યું હતું. . . . એટલું સારું થયું કે, ભાષણો મરાઠીમાં થયાં, નહીં તો અંગ્રેજ મહેમાનોની એવી ગેરસમજ થાત કે, ભરી સભામાં અમારા મોઢા પર બીજા લોકો પાસે બારોબાર અમને ઉતારી પડાવવાને માટે માધવરાવે અમને બોલાવ્યા. શરત અને શિષ્ટાચાર એ બંને બંધનોનો આવી રીતે ભંગ થયા પછી માધવરાવ બોલવા ઊભા થયા, પણ પોતાના કામમાં દખલ કરવામાં આવે છે એમ જોઈને તેઓ ક્રોધે ભરાયા. એ વખતે તેમણે ઘણી જ સખત ભાષામાં પેલા દેશભક્તોની ઝાટકણી કાઢી હતી, એમ તે વખતનાં છાપાંઓ પરથી જણાય છે. . . . પણ પ્રતિપક્ષની કેટલીક વ્યક્તિઓનો રોષ કેવળ તે પ્રસંગ પૂરતો જ મર્યાદિત રહ્યો નહીં. પરિષદમાં ઊપજેલા રોષે તેમના અંતઃકરણમાં દીર્ઘદ્વેષ અને ખુન્નસનાં બીજ રોપ્યાં અને તેનું પ્રતિબિંબ કેસરીના એક લેખમાં પડ્યું. આ લેખનો 'પરદેશી મૂડીના વખાણ કરનારા માધવરાવ દેશદ્રોહી છે' એવો સ્પષ્ટ ધ્વનિ છે." *

* 'ન્યા. રાનડે યાંચેં ચરિત્ર'—ન. ર. ફાટક, પૃ ૪૬૮-૬૯.

ઉપલા ઉતારામાં નવા દેશભક્તોને જે ગાળો આપી છે તે તત્કાલીન ચર્ચાના આવેશમાં બેઉ પક્ષે એકબીજા ઉપર કરેલી કડવી ટીકા કરતાં વધારે નિંદાસ્પદ છે, એમ તટસ્થ વાચકોને લાગશે એવી અમને ખાતરી છે. તેમ છતાં આ વાદના મૂળમાં એક મહત્ત્વનો તાત્ત્વિક મતભેદ હતો અને નવા દેશભક્તોને દાદાભાઈ નવરોજીનાં સંખ્યાબંધ વચનોનો અને લખાણોનો ભરપૂર આધાર હતો, એ ધ્યાનમાં રાખવા જેવું છે. આ ઘટનાનું પૃથક્કરણ કરતી વખતે બન્ને પક્ષોએ શિષ્ટાચારની તથા કાર્યની દૃષ્ટિથી એક બીજા ઉપર સામસામી કઈ શરતો મૂકી હતી તથા તેમનો ભંગ કોણે કેટલી હદે કર્યો હતો, એ મુદ્દાનું આજે ઝાઝું મહત્ત્વ રહ્યું નથી. પણ આ સવાલને અંગે બે પક્ષો વચ્ચે મૂળમાં જ તીવ્ર તાત્ત્વિક વિરોધ હતો અને એ વિરોધમાંથી જ આગળ જતાં જહાલ–મવાળ રાજકીય પક્ષભેદ પેદા થયો હતો, એ વાત અમારા અભિપ્રાય મુજબ વધારે મહત્ત્વની છે. એક પક્ષનું કહેવું એવું હતું કે, આજે જો આપણી ઔદ્યોગિક ઉન્નતિ આપણે કરવી હોય અને જો તેને સારુ જરૂરી મૂડી આપણી પાસે નથી, તો અંગ્રેજો તે આપણને આપે તો તે આપણે શા માટે ન લેવી? બીજા દેશો જો અંગ્રેજોની મૂડી લઈને ધનાઢ્ય બને છે તો આપણે પણ તેમ શા માટે ન કરીએ? બીજો પક્ષ કહેતો કે, આપણે ત્યાંની મૂડી અંગ્રેજો લૂંટી ગયા છે અને હજી પણ સતત તેમ કરી રહ્યા છે તેથી અહીં મૂડી ભેગી થઈ શકતી નથી. આવી હાલતમાં અંગ્રેજી મૂડી અહીં આવે છે એટલું જ નહીં પણ અંગ્રેજ મૂડીવાળાઓ પણ તેની સાથે અહીં ઘૂસી જાય છે અને આપણી નિર્ધનતાનો લાભ લઈને આપણને ઔદ્યોગિક ગુલામ બનાવે છે. તેમનો ઉપકાર શાનો માનવાનો હોય? ઉપરાંત, અહીં અંગ્રેજોની જે મૂડી આવે છે તે પણ અંગ્રેજોએ આપણને લૂંટીને જ એકઠી કરેલી છે ને? આપણી રાજકીય ગુલામીને પરિણામે આવતી આ ઔદ્યોગિક ગુલામી એક વધારાની આફત છે. બ્રિટિશ મૂડીવાળાઓની આપણા અસહાય દેશ ઉપર થતી આ એક ઔદ્યોગિક ચડાઈ છે. આવી દલીલ કરવી એ આપણી ઔદ્યોગિક ઉન્નતિની બાબતમાં નિરાશાવાદ સેવવા જેવું છે એમ ન્યાયમૂર્તિ રાનડે માનતા. એનો અર્થ આપણે સ્વરાજ્ય ન મળે ત્યાં સુધી આપણી ઔદ્યોગિક ઉન્નતિ થવાની નથી એવો થાય છે. ઉપલી વિચારસરણીમાંથી આવો અર્થ નીકળે છે ખરો, પણ એને નિરાશાવાદને નામે ઓળખાવવો એ બરાબર નથી. આપણી ઔદ્યોગિક પડતીનું કારણ આપણી રાજકીય ગુલામી છે અને તેનો અંત આવે નહીં ત્યાં સુધી આપણી ઔદ્યોગિક ઉન્નતિ થવાની નથી, એ મતને નિરાશાવાદ કે નિષ્ક્રિયતાવાદ શી રીતે કહી શકાય? એથી ઊલટું ન્યાયમૂર્તિનો આશાવાદ એ ભ્રામક આશાવાદ હતો અને રાજકારણ તરફ દુર્લક્ષ કરીને જે

કોઈ ગોરા મૂડીવાળાઓ અહીં આવી ચઢે તે બધાનો ઉપકાર માન્યા કરીએ તો આપણે તેમના ઔદ્યોગિક ગુલામ બનીશું અને તેના રાજકીય પરિણામો પણ ભયાનક આવશે એવી સાધાર ભીતિ દાદાભાઈના લખાણો ઉપરથી પૂનાના યુવાન દેશભક્તોને લાગતી હતી. વેપાર અને ઉદ્યોગધંધાની ઉન્નતિના પ્રયત્નો આપણે કંઈક ખુલ્લી રીતે કરી શકીએ છીએ અને રાજકીય ઉન્નતિ માટેના પ્રયત્નો તેટલી ખુલ્લી રીતે કરી શકતા નથી, એ વાત સાચી છે; છતાં અંગ્રેજો જ આપણી ઔદ્યોગિક ઉન્નતિના માર્ગમાં આડે આવે છે એ વસ્તુ ભૂલી ગયે ચાલે તેમ નથી. અલબત્ત, રાજકીય ઉન્નતિ કરતાં ઔદ્યોગિક ઉન્નતિ ઉપર ઉપરથી સહેલી જણાતી હોય તોપણ તે વસ્તુતઃ સહેલી નથી; અને રાજકીય કારણો તરફ દુર્લક્ષ કરીને તેમજ સ્વકીય–પરકીય મૂડીવાળાઓ વચ્ચેનો ભેદ ભૂલી જઈને ઔદ્યોગિક ઉન્નતિની હિમાયત કરવી અને તેને આગળ ધપાવવાની ઇચ્છા કરવી એ બરાબર નથી, એવો આ નવા દેશભક્તોનો અભિપ્રાય હતો. આગરકર પણ આ બાબતમાં ટિળક-નામજોશીની જેમ જ દાદાભાઈના મતના હતા અને તેમણે ઔદ્યોગિક ઉન્નતિ એક રીતે સ્વરાજ મેળવવા કરતાં પણ મુશ્કેલ કામ છે એમ સ્પષ્ટ લખેલું છે.

"અંગ્રેજ લોકોએ આપણા વેપારધંધાનો નાશ કર્યો છે તેથી બેકારીથી નીપજતી હાડમારી આપણે સહન કરવી પડે છે. હવે આની સામે કોઈ એવો સવાલ પૂછશે કે, અંગ્રેજોને તમે તમારા ધંધાઓનો નાશ શું કામ કરવા દીધો ? તો એનો જવાબ એટલો જ છે કે, જે કારણોને લીધે અમે અમારું રાજ્ય એમને લેવા દીધું તે જ કારણોને લીધે અમે તેમને અમારા ધંધાઓ પણ સાફ કરવા દીધા ! અને રાજ્ય પાછું મેળવવા માટે જે જાતના પ્રયત્નો અમે શરૂ કર્યા છે તે જ જાતના પ્રયત્નો આપણો વેપારધંધો ફરી આપણા કબજામાં લેવા માટે શરૂ કર્યા છે. બન્ને પ્રશ્નો એક બીજા સાથે સંકળાયેલા છે; તેથી જ્યારે તે સિદ્ધ થવાના હશે ત્યારે એકીસાથે થશે. એમાં ફેર એટલો જ છે કે, વેપારધંધાની બાબતમાં આપણે આપણી સરકાર સાથે વધારે ખુલ્લી રીતે લડત ચલાવી શકીએ છીએ. પણ એ લડત કરતી વખતે એક વાત આપણે બરાબર ધ્યાનમાં રાખવી જોઈએ કે, અંગ્રેજોને હિન્દુસ્તાનના રાજ્યના કરતાં હિન્દુસ્તાન સાથે તેમ જ હિન્દુસ્તાન તેમના કબજામાં હોવાથી તેની મારફતે આખા એશિયા ખંડ સાથે તેઓ જે વેપાર ચલાવી શકે છે તે વેપારમાંથી ભૌતિક દૃષ્ટિથી વધારે લાભ થાય છે. તેથી જો આપણે આપણા વેપારનું પુનરુજ્જીવન કરવામાં મન મૂકીને મંડી પડીએ તો તેની સામે તેઓ ખુલ્લી રીતે જો કે વાંધો ન ઉઠાવી શકે, તો પણ આપણો બધો વેપાર આપણા હાથમાં ફરી આવવા દેવા કરતાં આપણું રાજ્ય આપણને પાછું સોંપી દેવાનું વધારે પસંદ કરશે."*

ટૂંકમાં, બ્રિટિશ લોકોના અને આપણા હિતસંબંધો પરસ્પર વિરોધી છે એ વિષે દુર્લક્ષ કરીને જેમ આપણે આપણું રાજકારણ ચલાવી શકતા

* 'આગરકર નિબંધ સંગ્રહ', ભાગ ૨, પૃ. ૪૨૯.

નથી, તેવી જ રીતે આપણું અર્થકારણ પણ આ વિરોધ અથવા આ દ્વૈત ધ્યાનમાં રાખ્યા વિના બરાબર ચાલવાનું નથી, આ વસ્તુનું ભાન ટિળક આગરકરની પેઢીને પૂરેપૂરું થયેલું હતું અને રાનડેનું રાજકારણ તેમ જ અર્થકારણ બન્ને તેને નરમ અથવા વધારે પડતાં આશાવાદી લાગતાં હતાં.

એ જ લેખમાં આગરકર આગળ ચાલતાં જણાવે છે:

"આપણા વેપાર અને આપણી ખેતીને અર્થશાસ્ત્રના નિયમોનું ઉલ્લંઘન ન કરતાં કઈ રીતે મદદ કરી શકાય એની મીમાંસા, મિ. જસ્ટિસ તેલંગ, રા. બ. રાનડે, દાદાભાઈ નવરોજી વગેરે અનુભવી, શાસ્ત્રજ્ઞ અને વિચારશીલ લોકોએ કરી છે. પણ તેથી વળવાનું શું? ઊંઘતાને જગાડી શકાય છે, પણ જાગતાને કોણ જગાડી શકે? અંગ્રેજ લોકોના સ્વભાવમાં એકાએક પ્રચંડ ક્રાન્તિ નહીં થાય ત્યાં સુધી જાપાન કે યુનાઈટેડ સ્ટેટ્સની સરકારોને જેવી પોતાના દેશના વેપારની ખિલવણી માટે તાલાવેલી હોય છે તેવી આપણા વેપારની વૃદ્ધિ માટે અંગ્રેજોને થશે એવી આશા રાખવી વૃથા છે."×

ટૂંકમાં, અંગ્રેજ લોકોના અને હિન્દી લોકોના ભૌતિક હિતવિરોધને ખ્યાલમાં રાખીને રાજકારણ કરનારો એક નવો સંપ્રદાય ૧૮૮૦થી મહારાષ્ટ્રમાં પેદા થયો હતો; અને એ તરુણ મંડળીને ન્યાયમૂર્તિ રાનડે વગેરે જૂની પેઢીનું અર્થકારણ અને રાજકારણ મિથ્યા આશાવાદી અથવા માનવસમાજના સ્વભાવ તરફ દુર્લક્ષ કરીને રચાયેલાં છે એમ લાગતું હતું. બ્રિટિશોની ન્યાયબુદ્ધિ ઉપરનો તેમનો વિશ્વાસ ઊડી ગયો હતો, પણ સ્વાવલંબન ઉપરનો વિશ્વાસ વધતો જતો હતો. એટલે તેમની આ વિચારસરણીને નિરાશાવાદ કહેવામાં કશો અર્થ નથી. અને આ તાત્ત્વિક મતભેદોમાંથી ઊપજેલા ઝઘડાઓને દીર્ઘદ્વેષ-પ્રેરિત કે ઈર્ષ્યાપ્રેરિત માનવાનું કશું કારણ નથી. બ્રિટિશ સામ્રાજ્યશાહી અને મૂડીવાદે ચલાવેલા હિન્દી જનતાના દ્રવ્યાપહરણનો અથવા રક્તશોષણનો જે સિદ્ધાન્ત દાદાભાઈએ દુનિયા આગળ રજૂ કર્યો હતો તેના સ્વાભાવિક પરિણામ રૂપે જ આ નવા યુવાન દેશભક્તોના સંપ્રદાયની હસ્તી હતી. દાદાભાઈની આ બાબતની વિચારસરણી જ ન્યાયમૂર્તિને એકપક્ષી અને અતિરેકવાળી લાગતી હતી, તેથી તેમને આ નવો સંપ્રદાય ઉચ્છૃંખલ લાગ્યો હોય તો નવાઈ નથી.

પણ આ નવા સંપ્રદાયનો વિચાર કરતાં પહેલાં આપણે ન્યાયમૂર્તિ રાનડેના અર્થકારણનો અને રાજકારણનો જરા વિગતે વિચાર કરી લઈએ. દાદાભાઈના વિચારોથી ન્યાયમૂર્તિની વિચારસરણી કેવી રીતે જુદી પડતી હતી તે અત્યાર-સુધી આપણે જોઈ ગયા છીએ. તે ઉપરથી જ દાદાભાઈ પ્રધાનપણે રાજકારણી

× 'આગરકર નિબંધ સંગ્રહ', ભા. ૨, પૃ. ૪૨૯.

કેમ બન્યા અને રાનડે છેવટ સુધી સર્વાંગી સુધારક જ કેમ રહ્યા તેનો ખુલાસો થશે. તેમની સરકારી નોકરી પણ આ ભેદનું કદાચ કારણ હોય. તેમ છતાં તેમના વિચારોનો પાયો અને ઘડતર દાદાભાઈના વિચારોના પાયા અને ઘડતરથી ભિન્ન હતાં, એ કોઈને પણ સ્પષ્ટપણે દેખાય તેવું છે. રાનડેનો જાહેરજીવનમાં પ્રથમ પ્રવેશ મુંબઈની કૉલેજમાં તેઓ ફેલો હતા ત્યારે ૧૮૬૨ની સાલમાં 'ઇન્દુપ્રકાશ' પત્રમાં તેમણે લખેલા લેખોદ્વારા એટલે કે દાદાભાઈએ મુંબઈમાં 'બોમ્બે એસોસિયેશન' સંસ્થા સ્થાપન કર્યા બાદ દસ વરસ પછી થયો હતો. એ વખતે ૧૮૫૭નો બળવો થઈ ગયો હતો અને બધું ઠરીઠામ થઈ ગયું હતું. ૧૮૫૮નો રાણીનો ઢંઢેરો, યુનિવર્સિટીઓની સ્થાપના, ઇસ્ટ ઇંડિયા કંપનીના હાથમાંથી બ્રિટિશ પ્રધાનમંડળના હાથમાં હિન્દી રાજ્યસૂત્રોની ફેરબદલી અને ૧૮૬૧ના ધારાસભાના સુધારાના કાયદાની રૂએ કેટલાક બિનસરકારી સભ્યોનો ધારાસભાઓમાં પ્રવેશ, વગેરે ઘટનાઓને લીધે ભણેલા લોકોના અંતઃકરણમાં રાજનિષ્ઠા ફરીથી જાગ્રત થઈ રહી હતી. ૧૮૫૨–૫૩ના અરસામાં એટલે કે દાદાભાઈએ જાહેરજીવનમાં પગ મૂકચો તે વખતે સુશિક્ષિત પેઢીને કંઈક નિરાશા થવા માંડી હતી. ૧૮૩૩ની સાલમાં આપેલા સમતાના વચનનો ઇસ્ટ ઇંડિયા કંપનીએ હજી અમલ કર્યો ન હતો અને લૉર્ડ ડલહાઉસીનો અમલ ચાલુ હતો. ૧૮૫૩માં જનતાના પ્રતિનિધિઓ ધારાસભામાં લેવા જોઈએ એવી માગણી કેળવાયેલા લોકોએ કરી હતી પરંતુ તેને પણ ધુતકારી કાઢવામાં આવી હતી. ૧૮૫૭ના બળવા પછી હિંદી લોકોને પંપાળવાની નીતિ ફરી અખત્યાર કરવામાં આવી. અલબત, તે વખતે નવી યુનિવર્સિટીઓ-માંથી પસાર થઈને બહાર પડનારા કેળવાયેલા વર્ગના મનમાં નવી આશા જાગી હતી. આ પરિસ્થિતિનું પરિણામ પણ ન્યાયમૂર્તિ રાનડેના વિચારો ઉપર થયું હશે. આનું કારણ ગમે તે હોય, તો પણ રાનડેની વિચારસરણી દાદાભાઈની વિચારસરણીથી ભિન્ન હતી અને તેમાં જ પછીના ઉદારમતવાદી રાજકારણનાં બીજ રહેલાં હતાં એમાં શંકા નથી.

પણ બીજી એક દૃષ્ટિથી રાનડેના કાર્યનું મહત્ત્વ વિશેષ છે અને તેમાં જ તેમનું સર્વગ્રાહી મુત્સદ્દીપણું વિશેષ જણાઈ આવે છે. ૧૮૭૧ના નવેંબર માસમાં તેઓ પૂનામાં આવીને રહ્યા ત્યારથી ૧૮૮૦ સુધીના કાળમાં સરકારી નોકરીમાં હોવા છતાં તેમણે પૂનાની 'સાર્વજનિક સભા'ના કાર્યને રાજકીય ચળવળનું સ્વરૂપ આપ્યું. તેથી મહારાષ્ટ્રમાં એક નવું જીવન નિર્માણ થયું અને બંધારણીય રાજકારણનો પાયો નંખાયો એમાં શંકા નથી. તેમના આ જ કાર્યને ઉદ્દેશીને લોકમાન્ય ટિળકે તેમને વિષેના મૃત્યુલેખમાં નીચેના ઉદ્ગાર કાઢેલા છે :

"લોકોનું તેજ સાવ નષ્ટ થયું હતું એમ તો ન કહેવાય, પણ ઉપર જણાવેલા કારણોને લીધે મહારાષ્ટ્ર એ વખતે એક ઠંડો ગોળો થઈને પડ્યો હતો. એ ઠંડા ગોળાને કઈ રીતે ગરમી આપવાથી તે ફરી ચેતનવાળો થશે અને હાથપગ હલાવતો થશે તેનો રાત દિવસ અખંડ વિચાર કરીને અનેક દિશાએથી, અનેક ઉપાયો વડે, અનેક પ્રકારે તેને ફરી સજીવન કરવાનું મહા વિકટ કામ માથે લઈને તેને માટે જો કોઈએ તનતોડ મહેનત કરી હોય તો તે પ્રથમ માધવરાવજીએ જ કરી હતી એમ કહેવું જોઈએ; અને તે જ તેમની પ્રતિષ્ઠાનું અને અસાધારણ મહત્તાનું લક્ષણ છે એમ અમને લાગે છે."

૧૮૭૧ પછી રાનડેએ સાર્વજનિક હિલચાલનું અને રાજકારણનું જે નવજીવન પૂનામાં નિર્માણ કર્યું તેને પરિણામે દસ પંદર વરસની અવધિમાં પૂના શહેરની મુંબઈ ઇલાકાની 'બૌદ્ધિક અને રાજકીય રાજધાની' તરીકે આખા હિંદુસ્તાનમાં ખ્યાતિ થઈ.*

ઈ. સ. ૧૮૮૫માં રાષ્ટ્રીય મહાસભા સ્થાપવાનું નક્કી થયું ત્યારે તેનું પહેલું અધિવેશન પૂનામાં ભરવાનું મુકરર કરવામાં આવ્યું હતું, એટલું જ નહીં પણ પછી પણ દર વરસે એ અધિવેશન પૂનામાં જ ભરવું એવી પણ કલ્પના કેટલાક લોકોના મનમાં હતી. એ વખતે પૂના શહેરને જે આટલું બધું મહત્ત્વ મળ્યું તેનું શ્રેય જો કોઈ એક વ્યક્તિને આપી શકાય તો તે ન્યા. રાનડેને જ આપવું પડે. તે પછી ૧૮૯૫ની આસપાસ પૂનામાં જ રાજકારણનો જહાલ રાષ્ટ્રીય પક્ષ નિર્માણ થયો અને પૂનાને અખિલ ભારતીય રાજકારણમાં મળેલું આ મહત્ત્વ ઈ. સ. ૧૯૨૦માં લોકમાન્યનું મૃત્યુ થયું ત્યાં સુધી બરાબર ટકી રહ્યું. હિન્દી રાજકારણનો પ્રાગતિક પક્ષ ન્યા. રાનડેને જ 'આધુનિક ભારતના જનક'નું બિરુદ આપે છે; અને રાષ્ટ્રીય પક્ષ પોતાના સંપ્રદાયના જનકત્વનું માન લોકમાન્ય ટિળકને આપે છે એ વાત જાણીતી છે. આથી ૧૮૭૧માં ન્યા. રાનડેએ પૂનામાં જે સાર્વજનિક જીવન નિર્માણ કર્યું તેને કેવાં રૂડાં ફળ બેઠાં, તેનો કંઈક ખ્યાલ આવશે. ૧૮૭૧માં પૂનાના જાહેરજીવનની આગેવાની તેમણે લીધી ત્યારથી સને ૧૮૯૩માં હાઈકોર્ટના ન્યાયાધીશના હોદ્દા ઉપર તેઓ મુંબઈ ગયા ત્યાં સુધી તેમની પાસે જ રહી. તે પછી માત્ર એક બે વરસમાં જ એ આગેવાની લોકમાન્ય પાસે જવા લાગી તેનાં સ્પષ્ટ ચિન્હો દેખાવા લાગ્યાં. લગભગ પચાસ વરસનો આ કાળ આખા હિન્દુસ્તાનના ઇતિહાસમાં ઘણો મહત્ત્વનો હોઈને રાષ્ટ્રીય મહાસભાના ઇતિહાસનો પહેલો દાયકો પણ આ જ ગાળામાં આવી જાય છે. આ પહેલા દાયકાની આખરે મહાસભાના રાજકારણમાં પણ કેટલાક મતભેદોનો અસ્પષ્ટ

* 'લાઈફ ઑફ જી. કે. ગોખલે', – નામદાર શાસ્ત્રી.

સૂર ઊઠવા લાગ્યો હતો, પણ તે અસ્પષ્ટ રહીને જ શમી ગયો. તેની હકીકત આગળ ઉપર આવશે.

પૂનાના સાર્વજનિક જીવનની રાનડેએ કરેલી લગભગ પચીસ વર્ષની આગેવાનીના પાછા બે ખંડ પડે છે. સને ૧૮૭૧ થી ૧૮૮૦ સુધીનો પહેલો ખંડ અને ૧૮૮૦ થી ૧૮૯૩ સુધીનો બીજો ખંડ. પહેલા ગાળા દરમ્યાન કૈ. ગણેશ વાસુદેવ જોશી ઉર્ફે 'સાર્વજનિક કાકા' રાનડેના જમણા હાથ જેવા હતા. સાર્વજનિક કાકાનો જન્મ ઈ. સ. ૧૮૨૮ માં સતારા મુકામે થયો અને સને ૧૮૪૮માં તેઓ પૂનામાં નાઝરની કચેરીમાં નોકરી મળવાથી ત્યાં આવીને રહ્યા. થોડા જ વખતમાં તેમના ઉપર કશુંક તહોમત આવતાં તેમને નોકરી છોડી દેવી પડી. તે પછી ૧૮૬૫માં તેમણે વકીલાતની પરીક્ષા આપી અને પૂનામાં જ વકીલાત શરૂ કરી. ઈ. સ. ૧૮૭૦માં તેમણે પૂનામાં 'સાર્વજનિક સભા'ની સ્થાપના કરી. આ વરસની સભાની પહેલી કારોબારીમાં ઔંધના પંત પ્રતિનિધિ પ્રમુખ; ભોર, જમખિંડી, સાંગલી, કુરુંદવાડ, મેણવલીના રાજાઓ તથા સરદાર પુરંદરે ઉપપ્રમુખો; અને રાજમાચીકર, ગંગાધર વિશ્વનાથ ગોખલે, બાલાજી કૃષ્ણ ગોખલે, પાંડુરંગ દિનકર કર્વે અને ગણેશ વાસુદેવ જોશી ઉર્ફે 'સાર્વજનિક કાકા' મંત્રીઓ હતા. ૧૮૭૩ માં થયેલી ચૂંટણીમાં મિરજ, અક્કલકોટ, જત અને ફલટણના રાજાઓ ઉપપ્રમુખ તરીકે સભામાં જોડાયા. આવી રીતે દક્ષિણના દેશી રાજાઓના સહકારથી પૂનામાં એક પ્રકારના જાહેર જીવનનો પ્રારંભ થયો. સભાનો મૂળ ઉદ્દેશ કેવળ પર્વતી સંસ્થાનની વ્યવસ્થા બરાબર કરાવવી એટલો જ હતો, તો પણ થોડા જ વખતમાં એટલે કે એક બે વર્ષમાં તેને રાષ્ટ્રીય રાજકારણી સંસ્થાનું સ્વરૂપ પ્રાપ્ત થયું અને તેને તે સ્વરૂપ આપવાનું કાર્ય ન્યાયમૂર્તિ રાનડેએ કર્યું. ૧૮૭૧ની આખરે રાનડે પૂનામાં જડજ તરીકે નિમાઈને આવ્યા, તે વખતથી તેમણે સાર્વજનિક કાકાના સહકારથી હિન્દુસ્તાનના બંધારણીય રાજકારણનો તેમ જ હિન્દની ઔદ્યોગિક ઉન્નતિની ચળવળનો પાયો નાખ્યો. સાર્વજનિક કાકાની ઉમર તે વખતે ચાલીસની ઉપર હતી જ્યારે માધવરાવની ઉમર ત્રીસની આસપાસ હતી; છતાં બુદ્ધિનું કામ માધવરાવ કરે અને અમલી કામ કાકા કરે એવો શ્રમવિભાગ થોડા જ વખતમાં અમલમાં આવ્યો અને તે ૧૮૮૦ની સાલમાં કાકાનું મૃત્યુ થયું ત્યાં સુધી અખંડ ચાલુ રહ્યો.

મહારાષ્ટ્રના આદ્ય સર્વાંગી સુધારક લોકહિતવાદીએ સને ૧૮૪૮માં જ સ્વદેશીની હિલચાલનો ઉપદેશ પોતાના લેખો દ્વારા કર્યો હતો તે આપણે જોઈ ગયા જ છીએ. પણ એ ઉપદેશ કેવળ સામાને ઉદ્દેશીને કરેલો હતો. તેનું આચરણ કરવાનું શરૂ કરીને તેનો પ્રચાર અને સંગઠન કરવાનું કાર્ય ૧૮૭૨થી

પૂનામાં શરૂ થયું. આ કાર્ય શરૂ કરવાનું શ્રેય સાર્વજનિક કાકા અને ન્યાયમૂર્તિ રાનડેને ફાળે જાય છે. રાનડેએ ૧૮૭૨માં અને ૧૮૭૩માં સ્વદેશી ઉદ્યોગધંધાની પાયમાલી કેમ થઈ અને તેની ઉન્નતિ કેમ કરવી તે વિષે બે વિદ્વતાભર્યાં ભાષણો આપ્યાં. આ ભાષણોમાં તેમણે દાદાભાઈ નવરોજીએ આપણા દેશની સંપત્તિનાં અપહરણ અને શોષણનો જે સિદ્ધાન્ત રજૂ કર્યો હતો તે સામાન્ય લોકોને સમજાય એવી સહેલી ભાષામાં મૂકયો; અને સહિયારી મૂડીની સહકારી મંડળીઓ સ્થાપીને યાંત્રિક કારખાનાં ઊભાં કર્યા વિના આપણા દેશની ઔદ્યોગિક ઉન્નતિ થવાની નથી, એ વસ્તુ લોકોના મન પર બરાબર ઠસાવી. સાર્વજનિક કાકા જાતે કાંતેલા સૂતરની ખાદી વાપરતા; તેમ જ ઠેકઠેકાણે સ્વદેશી વસ્તુઓની દુકાનો કાઢીને તેમણે સ્વદેશી વેપારને ઉત્તેજન આપવાનો પ્રચાર પણ શરૂ કર્યો. અલબત, તે વખતે તેમની આ કલ્પનાની સારી પેઠે ઠેકડી ઉડાવવામાં આવી હતી. તેમ છતાં કાકાએ પોતાનું સ્વદેશીનું વ્રત મરણપર્યંત ચાલુ રાખ્યું. આપણા દેશમાં પશ્ચિમની ઢબની ઔદ્યોગિક ક્રાન્તિ થાય તેટલા માટે રાનડેએ થોડા જ વખતમાં સંરક્ષક જકાતની નીતિની હિમાયત કરીને પોતાનો મત અર્થશાસ્ત્રના સિદ્ધાન્તોને આધારે સરકારને ગળે ઉતારવાનો પ્રયત્ન શરૂ કર્યો; પણ આગળ આગરકરના એક ઉતારામાં આપણે જોઈ ગયા છીએ તેમ જાગતાને જગાડવાનું કામ અશક્ય હોવાથી રાનડેએ હિંદી રાષ્ટ્રીય અર્થશાસ્ત્રનો જે પાયો નાખ્યો અથવા બીજ રોપ્યું, તેને સંરક્ષક જકાતનું મામૂલી ફળ આવતાં પણ એક જર્મન મહાયુદ્ધ થઈ જવાની જરૂર પડી! એ મહાયુદ્ધ પછી જ્યારે પોતાના માલને બીજા આગળ વધેલા દેશો હિંદનાં બજારોમાંથી પણ હાંકી કાઢે છે, એમ બ્રિટિશોને માલૂમ પડયું ત્યારે તેમણે સામ્રાજ્યના માલને માટે ખાસ છૂટછાટો રાખીને સામ્રાજ્યની બહારના માલ ઉપર સંરક્ષક જકાતો બેસાડવાની હિંદુસ્તાનને થોડીક છૂટ આપી. એમાં પણ હિંદી કારખાનાંઓને રક્ષણ આપવા કરતાં સરકારની તિજોરીમાં પડતી ખાધ પૂરવાનો ઉદ્દેશ જ મુખ્ય હોવાથી તેનો પણ હિંદુસ્તાનને જોઈએ તેવો લાભ થતો નથી. આવી સ્થિતિમાં રાનડેના વિદ્વત્તાભર્યા ભાષણોથી જે હિંદી રાષ્ટ્રીય અર્થશાસ્ત્રનો પાયો નંખાયો, તેના કરતાં સાર્વજનિક કાકાના સ્વાર્થત્યાગ અને ધગશમાંથી જે સ્વદેશીની ચળવળ ઉદય પામી તેણે જ સ્વદેશી ઉદ્યોગધંધાને ખરું ઉત્તેજન આપ્યું અને સાચો દેશપ્રેમ જાગ્રત અને સંગઠિત બનાવ્યો, એમ કહેવું પડે છે.

રાનડેએ હિંદી અર્થશાસ્ત્રનો જે પાયો નાખ્યો તે તેમણે ફ્રેડ્રિક લિસ્ટ, કેરી વગેરે જર્મન અને અમેરિકન અર્થશાસ્ત્રીઓના વિચારોને આધારે નાખ્યો હતો. એડમ સ્મિથ, રિકાર્ડો વગેરે અંગ્રેજ અર્થશાસ્ત્રીઓએ વ્યક્તિસ્વાતંત્ર્યવાદી

ખુલ્લી હરીફાઈનું અર્થશાસ્ત્ર યુરોપમાં રૂઢ કર્યું હતું. તેમાં વ્યક્તિનું હિત તે જ રાષ્ટ્રનું હિત અને રાષ્ટ્રનું હિત તે જ આખી દુનિયાનું હિત, એમ સ્થૂલપણે પ્રતિપાદન કરવામાં આવતું. વ્યક્તિગત હરીફાઈ, વ્યક્તિગત સ્વાર્થ અને આંતરરાષ્ટ્રીય મુક્ત વેપાર, એ ત્રિવિધ કસોટીમાંથી જે વ્યક્તિઓ, જે રાષ્ટ્રો અથવા જે વર્ગો આગળ આવશે તે લોકો જ પોતાનું તેમ જ દુનિયાનું ભૌતિક કલ્યાણ કરી શકશે; અને આ કુદરતી પસંદગીનો વિરોધ કરીને વિશિષ્ટ વ્યક્તિઓને, વર્ગોને કે રાષ્ટ્રોને કાયદાની કૃત્રિમ વાડો રચીને સંરક્ષણ આપવું એ નાલાયકોને મદદ કરવા બરાબર છે, અને તેથી દુનિયાનું ધનોત્પાદન નાલાયક વ્યક્તિઓના હાથમાં જશે અને જગતનું સરવાળે નુકસાન જ થશે, એવો ઉપદેશ આ બ્રિટિશ અર્થશાસ્ત્રીઓ કરતા. આ ખુલ્લા મેદાનની અને વ્યકિત વ્યકિત વચ્ચે નિરંકુશ હરીફાઈની ફિલસૂફીનો સર્વત્ર પ્રસાર થાય તો દુનિયાનાં પછાત રાષ્ટ્રો, દુર્બળ વ્યકિતઓ અને નિર્ધન વર્ગો પાયમાલ થશે અને તેમને આગળ વધેલા રાષ્ટ્રો, પ્રબળ વ્યકિતઓ અને સધન વર્ગની રાજકીય તેમ જ આર્થિક ગુલામીમાં સદાને માટે સબડવું પડશે એ ઉઘાડું જ છે. પરંતુ આ ઉઘાડું સત્ય પણ નેપોલિયનને પરાસ્ત કર્યા પછી 'निर्वीरम् उर्वीतलतम्' કર્યું હતું તેના મદથી છકી ગયેલા બ્રિટિશ મૂડીવાદને ઓગણીસમા સૈકાના આખર સુધી ગળે ઊતર્યું ન હતું. પોતાના સ્વાર્થથી અવિરોધી, બલ્કે તેને પોષક થાય એવું, તત્ત્વજ્ઞાન બનાવીને તેનો અભિમાનપૂર્વક પ્રચાર કરવામાં અર્વાચીન કાળમાં બ્રિટિશ મૂડીવાદે અપૂર્વ સફળતા મેળવી છે. પણ ઓગણીસમી સદીના મધ્યકાળથી ઔદ્યોગિક પ્રગતિમાં પછાત પડી ગયેલા જર્મની અને અમેરિકા એ બે રાષ્ટ્રોમાં રાષ્ટ્રીય અથવા રાષ્ટ્રવાદી અર્થશાસ્ત્ર અસ્તિત્વમાં આવ્યું, અને તેમાં સંરક્ષક જકાતના સિદ્ધાન્તનો જોરશોરથી પુરસ્કાર કરવામાં આવ્યો. આ અર્થશાસ્ત્રનું રહસ્ય રાનડેએ બહુ જ માર્મિકપણે નીચે મુજબ ટૂંકમાં રજૂ કરેલું છે.

"બુદ્ધિ અને સાધનસંપત્તિની બાબતમાં જ્યાં બંને પક્ષો સરખા હોય ત્યાં જ અર્થશાસ્ત્રના નવા સિદ્ધાન્ત મુજબ સ્વતંત્રતા આપવામાં વાંધો નથી; પણ જ્યાં આવી સ્થિતિ ન હોય ત્યાં સમાનતા અને સ્વતંત્રતાની વાત કરવી, એ દાઝયા પર ડામ દેવા બરાબર છે. સંપત્તિનું ઉત્પાદન થયા પછી મુઠ્ઠીભર બળવાન લોકો અને તેની ગરજવાળા સંખ્યાબંધ લોકો વચ્ચે વહેંચણી કરતી વખતે આ તત્ત્વોનો એટલે કે ન્યાય અને સમતાનો ખ્યાલ રાખીને વ્યવસ્થા કરવી જોઈએ. અને આવી બાબતોમાં જૂના પંડિતો જેને અંતિમ અને અફર નિયમો તરીકે ઓળખાવે છે તેમનો સમગ્ર જીવનની દૃષ્ટિથી ફરી વાર વિચાર કરવો જોઈએ." *

---

* 'એસેઝ ઓન ઇંડિયન ઇકોનોમિક્સ' –રાનડે, પૃ. ૩૧.

'ઇંડિયન પોલિટિકલ ઇકૉનૉમી' (હિન્દનું રાષ્ટ્રીય અર્થશાસ્ત્ર) એ વિષય ઉપર આપેલા ભાષણમાં રાનડેએ વ્યક્ત કરેલા ઉપરના વિચાર ઘણા દૂરદર્શી અને વ્યાપક છે અને તેમાં સંપત્તિની વહેંચણીમાં ન્યાય અને સમતાના સિદ્ધાન્તોની સ્થાપના કેવળ નિરંકુશ વેપારનાં તત્ત્વાનુસાર થઈ શકે નહીં એ બતાવી આપ્યું છે. મૂડીવાળા અને મજૂરો વચ્ચેના ઝઘડામાં આ સિદ્ધાન્તને અનુસરીને સરકારે નિર્ધન મજૂરવર્ગનો પક્ષ લઈને તેને મદદ કરવી જોઈએ, એ તત્ત્વ પણ આ સિદ્ધાન્તમાં સમાયેલું છે. રાનડેએ જે હિન્દી અર્થશાસ્ત્રનો પાયો નાખ્યો તેમાં આવી રીતે ભારે દૂર દૃષ્ટિ હોય તો પણ તેનાથી આગળ જવાનો વખત હવે આવી ગયો છે. હિન્દુસ્તાન દેશ પછાત છે એટલા માટે તેનું અર્થકારણ જુદી જાતનું હોવું જોઈએ એવું પ્રતિપાદન રાનડેએ કર્યું હોય, તો પણ વ્યક્તિવાદી સ્પર્ધાપ્રધાન આર્થિક વ્યવસ્થા એ જ તેમનો આદર્શ હતો એમ તેમની વિચારસરણી ઉપરથી એકંદરે જણાય છે; પણ આજે આ સ્પર્ધાપ્રધાન વ્યક્તિવાદી અર્થશાસ્ત્રનો પાયો જ કકડભૂસ થઈને તૂટી પડ્યો છે અને નવાં તત્ત્વોને આધારે રાષ્ટ્રીય અર્થશાસ્ત્રનો નવેસર પાયો નાખવાની આવશ્યકતા ઊભી થઈ છે. આજે અર્થશાસ્ત્રની દુનિયામાં નિયોજિત આર્થિક વ્યવસ્થા, સમાજવાદ અને સ્વયંપૂર્ણ પ્રદેશો ઇત્યાદિ સંખ્યાબંધ નવા વિચારો સંચાર કરી રહ્યા છે તે બધાને તપાસીને નવા રાષ્ટ્રીય અર્થ-શાસ્ત્રનો પાયો નાખવાની જરૂર ઊભી થઈ છે. આ વિષયનો વિચાર આપણે ફરી કરવાનો જ છે. અહીં એટલું જણાવવાને હરકત નથી કે, ન્યાયમૂર્તિ રાનડેએ જે અર્થશાસ્ત્રનો પાયો નાખ્યો તેનો આધાર ગયું જર્મન મહાયુદ્ધ આવીને ગયું ત્યાં સુધી હિન્દી રાજકીય તેમ જ ઔદ્યોગિક પ્રશ્નોના વિચાર કરનારાઓને પૂરતો થયો હતો. તે પછી આજે ગાંધીવાદ અને સમાજવાદનો ઉદય થયેલો છે અને ઔદ્યોગિક ક્રાન્તિમાંથી ઉદ્ભવતા સમાન અને ન્યાય્ય વહેંચણીના પ્રશ્નો આજે રાષ્ટ્રની આગળ આવતા જાય છે. આ નવા પ્રશ્નોનો ઉકેલ આણવા માટે રાનડેનું હિન્દી અર્થશાસ્ત્ર પૂરતું કામ આવતું નથી.

હિન્દુસ્તાન દેશપર બ્રિટિશોનું એકલું રાજકીય પ્રભુત્વ સ્થપાયેલું નથી પણ ઔદ્યોગિક પ્રભુત્વ સ્થાપન થયેલું છે, અને ઝટ દઈને ધ્યાનમાં ન આવનારું આ ઔદ્યોગિક પ્રભુત્વ પરિણામની દૃષ્ટિથી દેશને ઘણું જ વધારે નુકસાનકર્તા છે. તેને લીધે રાષ્ટ્રીય જીવનની બધી જ શક્તિઓ નાશ પામે છે અને દેશ પાંગળો બને છે, એનો સિદ્ધાન્ત * ન્યાયમૂર્તિ રાનડેએ પ્રથમ દેશ આગળ મૂક્યો

* "એક દેશ બીજા દેશ પર રાજકીય પ્રભુત્વ સ્થાપે, તો તે તેણે સ્થાપેલા અને વસ્તુતઃ પરિણામની દૃષ્ટિથી તેનાથી વધારે ભયંકર અને વ્યાપક એવા ઔદ્યોગિક પ્રભુત્વ કરતાં ઘણું વધારે ધ્યાન ખેંચે છે. તેમ છતાં સહેજે ન દેખાતા એ પ્રભુત્વમાં

અને તે આજે પણ તેટલો જ સાચો છે. તેમ છતાં એક દેશને જ્યારે બીજા દેશ ઉપર ઔદ્યોગિક પ્રભુત્વ મળે છે ત્યારે તેનો ઉગમ તેણે પ્રથમ સ્થાપેલા રાજકીય પ્રભુત્વમાંથી જ થાય છે એ રાષ્ટ્રપિતામહ દાદાભાઈએ બતાવેલો સિદ્ધાન્ત કદી પણ ભુલાવો જોઈએ નહીં. આજના વેપારી અને ઔદ્યોગિક જમાનામાં રાજકીય સામ્રાજ્યશાહીનું પર્યવસાન ઔદ્યોગિક પ્રભુત્વમાં થાય છે અને તેથી આ સામ્રાજ્યશાહી જૂના જમાનાની ઠકરાતી સામ્રાજ્યશાહી કરતાં પરિણામની દૃષ્ટિથી વધારે ભયાનક હોય છે, એટલો જ આનો અર્થ છે. તેથી જે દેશ જૂના વખતના અનેક ઠકરાતી સામ્રાજ્યોમાંથી સલામત બહાર પડ્યો તે જ દેશ આ નવા ઔદ્યોગિક સામ્રાજ્યની પચાસ પોણોસો વરસની કારકિર્દીમાં મરણશરણ થવાની અણી ઉપર છે! જે દેશ ખેતી અને ઉદ્યોગ હુન્નર બન્ને માટે પંકાયેલો હતો તે કેવળ કૃષિમય બન્યો, અને જે દેશનો તૈયાર માલ યુરોપમાં વેચાતો હતો તેને આજે પોતાને ત્યાંના કાચા માલને પાકો બનાવવા માટે પરદેશ ઉપર આધાર રાખવાનો પ્રસંગ આવ્યો છે. બ્રિટિશ રાજનીતિ અને રાજકીય લૂંટનું આ અપરિહાર્ય પરિણામ હોવાથી આવા દેશમાં રાજકારણને સ્વાભાવિકપણે જ પ્રાધાન્ય મળવા લાગ્યું. દાદાભાઈ નવરોજી ૧૮૮૦માં લખે છે કે, 'લોકોનું લક્ષ હવે રાજકારણ તરફ વધારે ને વધારે જવા માંડ્યું છે.'

હવે આપણે રાનડેનું રાજકારણનું ધોરણ કેવું હતું તેનો વિચાર કરીએ. હિન્દુસ્તાનના પ્રાગતિક બંધારણીય રાજકારણનો પાયો નાખવાનું શ્રેય તેમને જ આપવામાં આવે છે તેથી તેનું વિશેષ મહત્ત્વ છે. ઐતિહાસિક ઘટનાઓમાં દૈવી હેતુઓ જોવાની તેમની સ્વાભાવિક મનોવૃત્તિ હોવાથી અનિષ્ટ ઘટનામાંથી પણ કંઇક ને કંઇક સારું નીપજે છે એવી તેમની દૃઢ શ્રદ્ધા હતી. મુસલમાનોના રાજ્યમાં પણ હિન્દુ લોકોની તદ્દન પડતી થઈ હતી એમ તેઓ માનતા ન હતા; અને અઢારમા સૈકામાં મરાઠાઓએ અને શીખોએ મોગલોને હરાવીને પોતાનાં સ્વતંત્ર રાજ્યો સ્થપાન કર્યાં એ હકીકત પણ મુસલમાની હકૂમતની હિન્દુ સંસ્કૃતિ ઉપર સારી અસર થયાનો જ પુરાવો છે એમ તેઓ કહેતા. હિન્દુ મુસલમાનની એકતાના આધાર ઉપર જ હિન્દુસ્તાનમાં કોઈપણ

તે દેશની મૂડી, સાહસ અને કુશળતા બીજા દેશના વેપાર ઉદ્યોગપર ઘણી ઊંડી અસર નીપજાવે છે. આ ઔદ્યોગિક પ્રભુત્વની ઘણી જ માઠી અસર થાય છે; તેને લીધે રાષ્ટ્રના જીવનની વિવિધ પ્રવૃત્તિઓની પાછળની પ્રેરણાનાં મૂળ જ નાશ પામે છે અને દેશ પાંગળો થઈ જાય છે. એક વખતે આ ઔદ્યોગિક પ્રભુત્વની અસર બ્રિટિશ હિંદ પર એટલી હદ સુધી પહોંચી હતી કે, આ અનિવાર્ય ક્રાન્તિનાં રાષ્ટ્ર ઉપર ઘણાં જ અનિષ્ટ પરિણામ થશે એવી ધાસ્તી લાગતી હતી અને તેને માટે પૂરતાં ગંભીર કારણો હતાં." —'એસેઝ ઑન ઇંડિયન ઇકોનૉમિક્સ'— રાનડે, પૃ. ૯૩.

રાજસત્તા ચિરસ્થાયી થઈ શકશે એ સત્યની શોધ અકબરના કાળમાં થઈ; અને જ્યારે એ સત્ય ભુલાયું ત્યારે જ મોગલોના સામ્રાજ્યની પડતી અને વિનાશ થયો એવો બીજો એક સિદ્ધાન્ત તેમણે આપણા ઇતિહાસના અભ્યાસમાંથી તારવ્યો છે. દેશમાં સર્વત્ર કાયદાનું શાસન સ્થાપીને શાંતિ શી રીતે પ્રસ્થાપિત કરવી, તેની કેળવણી આપવા માટે જ પરમેશ્વરે બ્રિટિશોને આ દેશમાં મોકલેલા છે એવી તેમની શ્રદ્ધા હતી; અને દેશમાં પ્રસ્થાપિત થયેલા કાયદાના રાજ્યને જેથી કરીને ધક્કો પહોંચે એવું કોઈપણ કૃત્ય આપણે ન કરવું જોઈએ એ વિષે તેમનો ખાસ આગ્રહ હતો. દેશમાં કાયદો પ્રસ્થાપિત કરવો એ રાજ્યકર્તાઓનો ધર્મ છે અને તે કાયદાનું મૂંગે મોઢે પાલન કરવું એ પ્રજાનો ધર્મ છે એ તેમના રાજકીય તત્ત્વજ્ઞાનનું પ્રમુખ સૂત્ર હતું. એની સાથે જ પ્રજાજનોને રાજ્યકર્તાઓની બરોબરીનો દરજ્જો મેળવી આપવો એ પણ પ્રજાના આગેવાનોની ફરજ છે એમ તેઓ માને છે. ટૂંકમાં, બ્રિટિશ રાજ્યકર્તાઓએ હિન્દી લોકો સાથે સમાનતાથી વર્તવું અને હિન્દીઓએ બ્રિટિશ સામ્રાજ્યને વફાદાર રહેવું, એ તેમનું રાજકીય તત્ત્વજ્ઞાન હતું. માણસ માણસ વચ્ચેના બધા વહેવારોમાં ન્યાય પ્રસ્થાપિત થાય અને વંશભેદ કે ધર્મભેદ ધ્યાનમાં લીધા સિવાય સૌ કોઈને સમાન દરજ્જો પ્રાપ્ત થાય, એ સિદ્ધાન્તને જ તેઓ પ્રાગતિકતાનો સિદ્ધાન્ત (સ્પિરિટ ઑફ લિબરૅલિઝમ) માને છે. બ્રિટિશ રાજ્યકર્તાઓએ આ સિદ્ધાન્ત ૧૮૩૩માં ઇસ્ટ ઇન્ડિયા કંપનીને નવેસરથી સનદ આપતી વખતે કરેલા કાયદામાં માન્ય કરેલો છે અને ૧૮૫૮ના રાણીના જાહેરનામામાં પણ "જે કર્તવ્યોનાં બંધનો વડે અમે અમારા બીજા પ્રજાજનો સાથે બંધાયેલા છીએ, તે જ બંધનોથી અમે અમારી હિન્દી પ્રજાની સાથે પણ બંધાયેલા છીએ, એમ અમે માનીએ છીએ; અને સર્વશક્તિમાન પરમેશ્વરની કૃપાથી અમે અમારાં એ કર્તવ્યો પૂરેપૂરી નિષ્ઠાથી અને સાચા દિલથી પાર પાડીશું,"* એવું સ્પષ્ટ વચન હિન્દી લોકોને આપવામાં આવ્યું હતું.

ન્યાયમૂર્તિ રાનડે વગેરે હિન્દી મુત્સદ્દીઓ રાણીના આ ઢંઢેરાને હિન્દી પ્રજાનો 'મૅગ્ના ચાર્ટા' માનતા આવ્યા છે. આ સનદ (જાહેરનામા) અનુસાર આપણને બ્રિટિશ પ્રજાજનોની જેમ પ્રાતિનિધિક રાજ્યપદ્ધતિ પ્રાપ્ત થવી જોઈએ અને હિન્દુસ્તાનને બ્રિટિશ છત્ર નીચે સંસ્થાનિક સ્વરાજ મળવું જોઈએ, એ રાનડેનું અંતિમ રાજકીય ધ્યેય હતું. ૧૮૮૩ માં લૉર્ડ રિપનના અમલ દરમ્યાન 'ઇલબર્ટ બિલ'ને નામે જાણીતા થયેલા કાયદાના ખરડાની ચર્ચા ચાલતી હતી. ફોજદારી મુકદ્દમાઓમાં ગોરા અને કાળાનો ભેદભાવ

* ૧૮૫૮ નો રાણીનો ઢંઢેરો.

નાબૂદ કરવાનો સિદ્ધાન્ત આ મુસદ્દામાં ગ્રથિત થયો હતો. આ સિદ્ધાન્તની ચર્ચા કરતી વખતે રાનડેએ હિન્દુસ્તાનના અંતિમ ધ્યેયનો નીચેના શબ્દોમાં ઉલ્લેખ કર્યો હતો.

"મારી ખાતરી છે કે, કેવળ પશુબળને જોરે પચીસ કરોડની વસ્તીવાળા રાષ્ટ્રને સદાને માટે કાબૂમાં રાખી શકાશે નહીં; અને વહેલું કે મોડું, પરમેશ્વરની કૃપાથી અને બ્રિટિશ લોકોના ઉદાહરણ અને તાલીમના પ્રોત્સાહનથી આ દેશના લોકો સ્વયંશાસિત સમાજની પદવીને પહોંચશે અને ઇંગ્લંડના અધિરાજ્યની છત્રછાયા હેઠળ પોતાનું રાજ્યતંત્ર ચલાવતાં શીખશે."*

રાનડેએ હિન્દુસ્તાનના અંતિમ રાજકીય ભાવિનું દોરેલું આ ચિત્ર તેમના વખતના બધા જ લોકોને યથાર્થ કે યોગ્ય લાગતું હતું એમ માનવાની જરૂર નથી. તળ પૂનામાં જ ૧૮૮૦ની સાલથી ચિપળુણકર, આગરકર, અને ટિળક વગેરેનો તરુણ રાષ્ટ્રીય પક્ષ આગળ આવતો હતો, તેમાંના એકેયને આ સંસ્થાનિક સ્વરાજનું અંતિમ ધ્યેય ઉત્સાહવર્ધક લાગતું ન હતું. તાત્કાલિક કાર્યની દૃષ્ટિથી તેમને એ પૂરતું લાગ્યું હોય તો પણ અન્તિમ દૃષ્ટિથી તેમાંના કોઈને તે માન્ય ન હતું. ઈ. સ. ૧૮૮૨માં ચિપળુણકર વિષેના મૃત્યુલેખમાં આગરકર લખે છે: "કોક વાર તેમની કલ્પના કોઈ વિહંગમની પેઠે પોતાની પાંખો પૂરેપૂરી ફેલાવીને ઊડવા માંડતી ત્યારે તેને હિન્દુસ્તાન દેશ સ્વતંત્ર બનીને પ્રજાસત્તાક રાજ્યતંત્ર હેઠળ સુખેથી જીવન ગુજારી રહ્યો છે એમ દેખાતું."

આ નવા તરુણ પક્ષની કલ્પનાના આકાશમાં સ્વૈરપણે ઊડવાની વૃત્તિ ન્યાયમૂર્તિ રાનડેના રાજકારણમાં સમાય એવી ન હતી અને એ બેનો કદી મેળ ખાધો નહીં. ન્યાયમૂર્તિ રાનડે જેવા પ્રાગતિક (લિબરલ) હતા તેવા જ તે મધ્યમમાર્ગી (મૉડરેટ) પણ હતા. પ્રાગતિકત્વ એટલે વંશભેદ અને ધર્મભેદ ન ગણતાં માણસ માણસ વચ્ચે સમાનતા અને ન્યાય પ્રસ્થાપિત કરવાં; અને વિનીત એટલે ખૂબ દૂરના ધ્યેય તરફ લક્ષ ન આપતાં એક ડગલું બસ થાય એ વૃત્તિથી કામ કરવું અને એવી રીતે કામ કરતી વખતે ધરછોડની અને ઉભય પક્ષે આપલેની સમજુપણાની વૃત્તિ રાખવી એવો તે શબ્દોનો તેઓ અર્થ કરતા.×

---

* 'ન્યાયમૂર્તિ રાનડે યાંચે ચરિત્ર,' ન. ર. ફાટક, પૃ. ૩૯૨.

× પૂનાની સાર્વજનિક સભામાંથી નીકળી ગયા પછી પ્રાગતિક પક્ષે ડેક્કન સભા કાઢી તે વખતે 'પ્રાગતિક' અને 'વિનીત' એ બે શબ્દોની વ્યાખ્યાઓ રાનડેએ નીચે પ્રમાણે આપી હતી:

"પ્રાગતિકતાનો અર્થ એવો છે કે, વંશ અને ધર્મને અંગેના પૂર્વગ્રહોથી મુક્ત રહીને માણસ માણસ વચ્ચે ન્યાય સ્થાપવાના પ્રયત્નને નિષ્ઠાપૂર્વક વળગી રહેવું, અને

લોકહિતવાદીએ પોતાના એક લેખમાં અમેરિકામાં જેમ થયું તેમ હિંદુસ્તાનમાં થશે અને હિંદી લોકો બ્રિટિશોને પોતાના દેશમાંથી ચાલ્યા જાવ એમ કહેશે એમ સ્પષ્ટ કહેલું છે, તે આપણે અગાઉ જોઈ ગયા છીએ. પણ રાનડેના મધ્યમસરના રાજકારણને આવી વાતો બોલવી કે લખવી એ અનુકૂળ ન હતું. અલબત, લોકહિતવાદી કેવળ વિચારપ્રવર્તક લેખક હતા, જ્યારે ન્યા. રાનડે એક ચોક્કસ અને સંગઠિત રાજકારણના કાર્યકર્તા અને વ્યવહારકુશળ મુત્સદ્દી હતા એ આ બે વચ્ચેનો ભેદ ધ્યાનમાં રાખવો જોઈએ, એ અમને કબૂલ છે. તેમ છતાં કોઈ પણ રાષ્ટ્રના ઉત્સાહી તરુણ માણસને સંસ્થાનિક સ્વરાજ અંતિમ રાજકીય ધ્યેય તરીકે માન્ય થાય એ શક્ય નથી, એ વાત પણ મુત્સદ્દીઓએ ધ્યાનમાં રાખવી આવશ્યક છે.

ઇંગ્લંડના લિબરલ પક્ષના ધોરણે જ ન્યા. રાનડેએ પોતાનું રાજકારણ-વિષયક ધોરણ નક્કી કર્યું હતું એમ કહેવામાં વાંધો નથી. ઇંગ્લંડની જેમ આપણા દેશમાં લિબરલ (ઉદારમતવાદી) અને કૉંઝરવેટિવ (રૂઢિચુસ્ત) જેવા પક્ષો પેદા થતાં ઘણો વખત લાગશે, એમ તેમને લાગતું હતું; તોપણ અહીંનો ગોરો નોકરવર્ગ, તેને ટેકો આપનારો આ દેશમાં રહેતો બિનસરકારી એંગ્લો ઇંડિયન સમાજ અને તેમની પાછળ ઇંગ્લંડમાં રહીને હંમેશ સ્વાર્થથી અને ક્યારેક અજ્ઞાનથી હિંદી પ્રગતિનો વિરોધ કરનારો મોટા ધનિકોનો વર્ગ, એ જ આજે હિંદી રાજકારણનો કૉન્ઝર્વેટિવ પક્ષ છે; અને અલ્પસંખ્ય સુશિક્ષિત હિંદીઓનો વર્ગ, તેમનાં છાપાંઓ અને તેમની સંસ્થાઓ અને જ્ઞાનપૂર્વક તેમને ટેકો આપનારી હિંદી જનતા, એ બધાના સંગઠનમાંથી જ હિંદુસ્તાનમાં સાચો પ્રાગતિક કે લિબરલ પક્ષ નિર્માણ થશે એવું ન્યાયમૂર્તિ રાનડેનું કહેવું હતું.× પણ આવો સાચો પ્રાગતિક પક્ષ આપણા દેશમાં હજી અસ્તિત્વમાં આવ્યો નથી, એમ તેઓ કહેતા. આ પરિસ્થિતિ ધ્યાનમાં લઈને પોતાનું ધોરણ તેમણે પ્રાગતિક પણ મધ્યમસરનું રાખ્યું હતું, એ તે કાળને અનુરૂપ હતું એમ મનાય. પણ એ પ્રાથમિક અવસ્થા વીતી ગયા પછી પણ જેમણે

---

તેમ કરતી વખતે જે કાયદાનો અમલ કરવાની રાજ્યકર્તાઓની ફરજ છે તેની પ્રત્યે એટલે જ રાજ્યકર્તાઓ પ્રત્યે વફાદાર રહેવું અને તેની સાથે જ એ કાયદાથી જે સમાનતાનો હક પ્રજાને મળવો જોઈએ તે તેમને મેળવી આપવો. મધ્યમ માર્ગનો એટલે કે વિનીતનો એવો અર્થ થાય છે કે, સાવ અશક્ય કે બહુ જ દૂરનાં ધ્યેયોની પાછળ ન પડતાં બાંધછોડ અને સમજુપણાની વૃત્તિથી પોતાની પાસે જે કામ આવી પડ્યું હોય તે કરતા રહીને સ્વાભાવિક વિકાસને ક્રમે રોજેરોજ એક એક ડગલું આગળ ભરવાનો પ્રયત્ન કરવો."

× 'ન્યાયમૂર્તિ રાનડે યાંચેં ચરિત્ર', ન. ર. ફાટક, પૃ. ૩૬૧.

એ મધ્યમ નીતિ તે ને તે જ સ્વરૂપમાં ચાલુ રાખવાનો પ્રયત્ન કર્યો તેમના કૃત્યનું એટલું પણ સમર્થન થઈ શકે તેમ નથી.

ઇગ્લન્ડના લિબરલ પક્ષને ધોરણે ન્યા. રાનડેએ પોતાની નીતિ ઘડી હતી એમ ઉપર કહેવામાં આવ્યું છે, પણ તેનું વધારે વિગતે સ્પષ્ટીકરણ કરવાની જરૂર છે. ઇંગ્લન્ડના લિબરલ પક્ષમાં પણ નરમ અને ગરમ (મૉડરેટ અને રૅડિકલ) એવા બે ઉપપક્ષો હતા. નરમ લિબરલોમાં બર્ક અથવા ગ્લૅડસ્ટન જેવાનો સમાવેશ થતો અને જહાલ ઉર્ફે રૅડિકલ લિબરલોમાં મોર્લે, બ્રાઈટ, બ્રૅડલૉ અથવા મિલ જેવા લોકોનો અન્તર્ભાવ થતો. આ બન્ને ઉપપક્ષો ક્રાન્તિના ઉપાયને સામાન્યતઃ ત્યાજ્ય માનતા ખરા, પણ વિશિષ્ટ પરિસ્થિતિમાં ક્રાન્તિ અપરિહાર્ય છે અને જ્યારે રાષ્ટ્રની પ્રગતિ શાંતિને માર્ગે ન થઈ શકે ત્યારે રાષ્ટ્રજીવનનો પ્રવાહ બંધિયાર થઈ જાય અને તે જીવન સડી જાય તેના કરતાં તે પોતાને રોકનારી પાળને તોડીને ક્રાન્તિ કરીને આગળ વધે એ જ ઇષ્ટ છે, એમ બીજા પક્ષને એટલે રૅડિકલ લિબરલ પક્ષને લાગતું. આ વૃત્તિ રાનડેને બિલકુલ માન્ય ન હતી અને આપણા દેશમાં ક્રાન્તિકારક વિચારોને જરાય અવકાશ ન મળે એવું તેમનું સ્વાભાવિક વલણ હતું. સામાજિક, ધાર્મિક કે રાજકીય, કોઈ પણ ક્ષેત્રમાં ક્રાન્તિનો વિચાર તેમનાથી સહન થતો નહીં. બ્રિટિશોએ હિંદુસ્તાનને કાયદાનું રાજ્ય આપ્યું એ તેમની એક કીમતી બક્ષિસ છે, તેથી તેને આઘાત પહોંચે એવું કોઈ પણ કામ કરવું એ રાષ્ટ્રહિતવિઘાતક છે, એ વિષે તેમની ખાતરી હતી. ફ્રેંચ રાજ્યક્રાન્તિનાં ભયંકર દુષ્પરિણામોનાં વર્ણનનું બર્કનું પુસ્તક પ્રાગતિક પક્ષની રાજનીતિનું નિદર્શક થાય એવી તેમની ખાસ ઇચ્છા હતી. તેમના પટ્ટશિષ્ય ના. ગોખલે અને ગોખલેના શિષ્ય ના. શાસ્ત્રી એ બન્નેના ભાષણોમાં કાયદાના રાજ્યને રખેને ધક્કો પહોંચશે એવો ડર વારંવાર વ્યક્ત થતો આવ્યો છે; અને તેથી ન્યાયપ્રસ્થાપના માટે અથવા સત્યનિષ્ઠાને ખાતર કાયદાભંગ કરવાના સિદ્ધાન્તનો પુરસ્કાર કરનારા મહાત્મા ગાંધી ભારતસેવક સમાજમાં દાખલ થઈ શક્યા નહોતા એ જાણીતું છે.

આ બાબતમાં દાદાભાઈ અને હ્યૂમની વૃત્તિ પણ ન્યાયમૂર્તિની વૃત્તિથી કંઈક જુદી હતી. તેમને પણ રાજ્યક્રાન્તિ જોઈતી ન હતી. પણ બ્રિટિશ રાજ્યનીતિને પરિણામે હિન્દુસ્તાનમાં જે ભયાનક ગરીબી ફેલાઈ રહી છે તે ગરીબીને લીધે અહીં રાજ્યક્રાન્તિ થશે, એવો ભય તેમના મનમાં ઘર કરી ગયેલો હોવાથી તેમની ચળવળ રાજ્યકર્તાઓને જહાલ બલ્કે રાજદ્રોહી જ લાગતી; અને આ ગરીબીના મુદ્દા ઉપર વારંવાર ભાર દઈને લોકોમાં જાગૃતિ આણવાની તેમની નીતિ મધ્યમસરની પ્રાગતિક વૃત્તિવાળાઓને કંઈક વધારે

પડતી અને ઉદ્દામપણાની લાગતી. આવી રીતે દાદાભાઈ અને હ્યૂમના પ્રચારમાં પાછળની પેઢીના યુવાનોને રૅડિકલ લિબરલ વૃત્તિનાં બીજ દેખાતાં હતાં તેથી તેમની પ્રવૃત્તિ ઉપર એ વૃત્તિની પૂરેપૂરી અસર પડેલી દેખાઈ આવે છે. એમાંથી જ જહાલ રાજકારણનો ઉદય પ્રથમ મહારાષ્ટ્રમાં અને પછીથી આખા હિન્દમાં થયો હતો. એના ઉદયનાં ચિહ્નો દેખાવા માંડ્યાં કે તરત જ ન્યા. રાનડેએ પોતાના મધ્યમસરના પ્રાગતિક પક્ષનાં તત્ત્વોને નિશ્ચિત સ્વરૂપ આપીને તેને માટે સાર્વજનિક સભાથી ભિન્ન એવી ડેક્કન સભાની સ્થાપના કરી. ટિળક આગરકરના સ્વાર્થત્યાગથી પ્રેરિત થયેલો એક સચ્છિષ્ય ન્યા. રાનડેને લાધ્યો અને તેણે આજન્મ રાષ્ટ્રસેવા કરવાનું વ્રત લઈને અખિલ હિન્દમાં પોતાના ગુરુનું રાજકારણ ફેલાવ્યું. કેટલોક વખત સુધી રાષ્ટ્રીય મહાસભાનાં સર્વ સૂત્રો આ પક્ષના હાથમાં રહ્યાં પણ છેવટે લોકમાન્યના જહાલ રાષ્ટ્રીય પક્ષનું વર્ચસ્વ એ સભામાં સ્થપાતાં જ આ વિનીત પ્રાગતિક પક્ષે રાષ્ટ્રીય મહાસભાનો ત્યાગ કરીને પ્રાગતિક પરિષદ નામની સંસ્થા કાઢી અને પોતાની પરંપરા જેમ તેમ ચાલુ રાખી.

પાછળનો ઇતિહાસ આવો છે છતાં રાનડેએ ૧૮૭૧–૭૨માં શરૂ કરેલા રાજકારણને પરિણામે, એક બે વરસમાં પૂનાના રાજકીય વાતાવરણમાં એક જાતની ગરમી અને નવજીવન પેદા થયાં એમાં શંકા નથી. મુંબઈ અને કલકત્તા જેવા શહેરોમાં જે રાજકીય પ્રવૃત્તિઓ તે વખતે ચાલતી હતી તેવી પ્રવૃત્તિઓ પૂનામાં ચલાવવાનું ધોરણ તેમણે સાર્વજનિક સભામાં દાખલ કર્યું અને થોડા જ વખતમાં પૂનાની આ સભા બીજા પ્રાન્તિક શહેરોને પણ એક રીતે વટાવીને આગળ ગઈ. ઈ. સ. ૧૮૭૨માં હેન્રી ફૉસેટને પાર્લમેન્ટમાં ચૂંટી આપવા માટે બ્રાયટનના મતદારોને ધન્યવાદ આપવાની કલ્પના કલકત્તા અને મુંબઈમાં નીકળી ત્યારે સાર્વજનિક સભાએ તેને ટેકો આપ્યો. ૧૮૭૩માં મહારાષ્ટ્રના જુદા જુદા જિલ્લાઓના ખેડૂતોની આર્થિક સ્થિતિની તપાસ કરવાનું કામ સભાએ માથે લીધું. ૧૮૭૪માં બ્રિટિશ પાર્લમેન્ટમાં હિન્દી જનતાના પ્રતિનિધિઓ હોવા જોઈએ એવી માગણીની એક અરજી પાર્લમેન્ટના સભાસદો ઉપર સભા તરફથી મોકલવામાં આવી હતી. ૧૮૭૫માં વડોદરાના મલ્હારરાવ ગાયકવાડ ઉપર ત્યાંના રેસિડેન્ટને ઝેર આપવાનું તહોમત મુકાયું, તે વખતે મલ્હારરાવને કાયદાની તેમ જ આર્થિક સહાય કરવા માટે સભાએ ચળવળ કરી હતી. ૧૮૭૬–૭૭માં મહારાષ્ટ્રમાં દુકાળ પડ્યો ત્યારે દુકાળથી પીડાયેલા ખેડૂતોને રાહત આપવાનું અને ખેડૂતોની ફરિયાદો સરકાર આગળ રજૂ કરીને તેમને દાદ મેળવી આપવાનું કામ પણ સભાએ કર્યું હતું. ખેડૂતોની અપાર ગરીબી તરફ લોકોનું તેમ જ સરકારનું

ધ્યાન ખેંચવાનું કામ જેમ પ્રથમ દાદાભાઈએ કર્યું તે જ પ્રમાણે ખેડૂતો વતી સરકાર પાસે દાદ મેળવવાની ચળવળ આખા હિન્દુસ્તાનમાં પૂનાની સાર્વજનિક સભાએ સૌથી પ્રથમ કરી એમ કહેવામાં કશી હરકત નથી.

૧૮૭૬ની સાલથી લૉર્ડ લિટનની હિન્દુસ્તાનના વાઇસરૉય તરીકેની કારકિર્દી શરૂ થઈ. ઇંગ્લન્ડમાં લિબરલ પ્રધાન ગ્લૅડસ્ટનની કારકિર્દી પૂરી થઈ હતી અને સામ્રાજ્યવાદી મુત્સદ્દી ડિઝરાયલીનું પ્રધાનમંડળ સત્તારૂઢ થયું; અને મધ્ય એશિયામાં સામ્રાજ્ય ફેલાવવાના રશિયાના પ્રયત્નનો સામનો કરવાને નિમિત્તે અફ્ઘાનિસ્તાન ઉપર ચઢાઈ કરવામાં આવી. એ વખતે હિન્દી જનતા અને દેશી રજવાડાંઓ બ્રિટિશ સામ્રાજ્યની પડખે વફાદારીથી ઊભાં રહ્યાં છે એવું દુનિયાની આગળ પ્રદર્શન કરવાના ઇરાદાથી સને ૧૮૭૭ના જાનેવારી માસમાં દિલ્હીમાં એક મોટો દરબાર ભરીને હિન્દુસ્તાનની રાજનિષ્ઠાનું, એટલે કે ખરું જોતાં ગુલામીનું, પ્રદર્શન બ્રિટિશ મુત્સદ્દીઓ કરવા માગતા હતા; અને આ દરબારમાં ઇંગ્લન્ડની રાણીને ‘ હિન્દુસ્તાનની સમ્રાજ્ઞી ’ની પદવી અર્પણ કરવાની તેમની યોજના હતી. હિન્દુસ્તાનના કંગાલ ખેડૂતો દુકાળમાં સપડાઈને ખોરાકને અભાવે મરણશરણ થઈ રહ્યા છે, એવે વખતે હિન્દુસ્તાનના દ્રવ્યબળ અને મનુષ્યબળનો ભવ્ય વૈભવ બ્રિટિશ સામ્રાજ્યની સમ્રાજ્ઞીના પગ પાસે આળોટે છે, એમ આ દરબારના ભપકાથી તેઓ જગતના મન ઉપર ઠસાવવા માગતા હતા. હિન્દનો બ્રિટિશ હિન્દુસ્તાનને નામે ઓળખાતો ભાગ જ બ્રિટિશોએ જીતેલો છે, અને દેશી રાજાઓના કબજામાં રહેલો હિન્દુસ્તાન હજી સ્વતંત્ર છે એવી માન્યતા દુનિયાના બીજા દેશોમાં હજી પ્રચલિત હતી; અને ૧૮૫૭ના બળવા પછી કાઢવામાં આવેલા રાણીના ઢંઢેરામાં દેશી રાજાઓ સાથે કરાયેલી સંધિઓમાં તેમના જે હક્કો સ્વીકારવામાં આવ્યા છે તે અબાધિત રહે છે અને બ્રિટિશ હિન્દુસ્તાનના પ્રજાજનોને બ્રિટિશ નાગરિકોના હક હવે મળ્યા છે એવી માન્યતા હિન્દી લોકોમાં ફેલાવા માંડી હતી. આ માન્યતા કેવળ ભ્રામક છે અને ઇંગ્લન્ડની રાણી કેવળ બ્રિટિશ હિન્દની જ નહીં પણ આખાય હિન્દુસ્તાનની સમ્રાજ્ઞી છે અને તેના બ્રિટિશ હિન્દના પ્રજાજનો સ્વતંત્ર નાગરિકો નથી પણ જિતાયેલા પ્રજાજનો ઉર્ફે બ્રિટિશ રાણીના ગુલામ છે એમ ‘ ભારતીય સમ્રાજ્ઞી ’ એ પદવીથી દુનિયા આગળ તેઓ જાહેર કરવા માગતા હતા.

જેવી રીતે જર્મન મુત્સદ્દી બિસ્માર્કે રશિયાના રાજાને જર્મનીનો શાહેનશાહ બનાવીને બીજા જર્મન રાજાઓનો દરજ્જો ઉતારી પાડ્યો તેવી જ રીતે ડિઝરાયલીએ યોજેલા આ સમારંભ દ્વારા તેમ જ પદવીદાન દ્વારા હિન્દના

દેશી રાજાઓ બ્રિટિશ રાણીના તાબેદાર છે એમ દુનિયા આગળ જાહેર થવાનું હતું.

એ વખતે વિકટોરિયા બ્રિટિશ પ્રજાની રાણી છે પણ હિન્દી જનતાની સમ્રાજ્ઞી છે એવો ભેદ ઊભો કરીને હિન્દી પ્રજાને સ્વતંત્રતાના હકો મળવાના નથી એમ આપણે જાહેર કરીએ છીએ, એવો આક્ષેપ ગ્લૅડસ્ટને કર્યો હતો. ત્યારે એ તથા બીજા આક્ષેપોનો જવાબ આપતાં લૉર્ડ લિટને એવો ખુલાસો કર્યો કે, કેવળ નવી પદવી લેવાથી દેશી રાજાઓના દરજ્જામાં કશો ફેર પડતો નથી ! આવી રીતે ૧૮૫૭ના બળવા પછી વીસ વરસની અંદર જ રાણીના ઢંઢેરામાં આપેલાં વચનોનો છડેચોક ભંગ કરવાનો સમારંભ દિલ્હીમાં ભપકાબંધ દરબાર ભરીને પાર પાડવામાં આવ્યો; અને જર્મન સામ્રાજ્યવાદના જન્મ વખતે બ્રિટિશ સામ્રાજ્યનો વૈભવ દુનિયાના પ્રદર્શનમાં મૂકવામાં આવ્યો !

નેપોલિયનના પરાભવ પછી ઇંગ્લન્ડના ઉદારમતવાદી પક્ષના લોકો (રાજકીય) સામ્રાજ્યની બાબતમાં ઉદાસીન બન્યા હતા; દુનિયામાં વેપારી સામ્રાજ્ય ટકાવી રાખવા માટે રાજકીય સામ્રાજ્ય જરૂરનું છે એ વાત તેઓ વીસરી ગયા હતા; અને આપણા સામ્રાજ્યમાં આવેલા દેશો એકે એકે સુધરી જઈને ધીમે ધીમે સ્વતંત્ર થશે, પણ તેઓ સ્વતંત્ર થાય તો પણ તેથી આપણા વેપારી સામ્રાજ્યને ધક્કો લાગવાનો નથી એવી ફિલસૂફી તેમણે ઉચ્ચારવા માંડી હતી.. આપણું વેપારી સામ્રાજ્ય જો ટકાવવું હોય તો આપણા રાજકીય સામ્રાજ્યને પણ ટકાવવું અને વધારવું જોઈએ એમ એ ફિલસૂફીને કોરે મૂકીને છડેચોક કહેનારો અને તેનો પુરસ્કાર કરનારો સામ્રાજ્યવાદ ઇંગ્લન્ડમાં આગળ વધતો હતો. દિલ્હીનો દરબાર તેનું એક પ્રદર્શન હતું.

તે વખતે પૂનાની સાર્વજનિક સભાએ એક મહત્ત્વનું કાર્ય કર્યું. દિલ્હીના ઉપર જણાવેલા દરબારમાં સભાએ પોતાનો એક પ્રતિનિધિ મોકલ્યો. તેણે ભારતની સમ્રાજ્ઞીને એક માનપત્ર સમર્પણ કર્યું; અને એ માનપત્રમાં હિન્દી જનતાના હકો અને હિન્દી રાષ્ટ્રના અંતઃકરણમાં રહેલી રાજકીય આકાંક્ષાઓ વફાદારી ભરેલા પણ ચોખ્ખા શબ્દોમાં રાજકર્તાઓ આગળ રજૂ કરી. તે વખતે ત્યાં ભેગા થયેલા હિન્દના જુદા જુદા પ્રાન્તોના લોક પ્રતિનિધિઓ આગળ તેમ જ રાજારજવાડાઓ આગળ સભાના પ્રતિનિધિએ અખિલ ભારતીય એકતાની, તેમ જ હિન્દી પાર્લમેન્ટની કલ્પના રજૂ કરી અને જુદા જુદા પ્રાન્તોમાંથી આવેલા રાજકીય કાર્યકર્તાઓ આગળ રાષ્ટ્રીય મહાસભાની કલ્પના મૂકી. આ માનપત્ર સમર્પણ કરવા માટે પૂનાથી ખાદી વેષધારી સાર્વજનિક કાકાને મોકલવામાં આવ્યા હતા અને તેમણે એ કામ બહુ જ સારી રીતે પાર

પાડયું. તે વેળાએ સાર્વજનિક સભા તરફથી અપાયેલા માનપત્રનો મહત્ત્વનો ભાગ નીચે મુજબ હતો :—

"भारतीय सम्राज्ञीना चरणे विदित थाय के :— અમે નીચે સહી કરનારા પૂનાના તથા પૂના બહારના મહારાષ્ટ્રના વતનીઓ આજના આ યાદગાર પ્રસંગે આપને પ્રેમાદરપૂર્વક અને સાચા દિલથી અભિનંદન આપીએ છીએ. આ સામ્રાજ્ય ઉપરનો આપનો સુખદાયક અમલ ચિરસ્મરણીય બને તે માટે આપે જે નવી પદવી ધારણ કરી છે તેથી અમ હિંદી પ્રજાજનોનું બહુમાન થયું છે. બ્રિટિશ રાજ્યતખ્તને અંકિત થયેલા આ દેશને બ્રિટિશ સામ્રાજ્યમાં દાખલ કરી લેવાનું કામ વીસ વર્ષ ઉપર આપે આપનો પ્રખ્યાત ઢંઢેરો પ્રસિદ્ધ કર્યો ત્યારે જ પૂરું થયું હતું. રાષ્ટ્રીય એકીકરણનું આ કાર્ય ગઈ એક પેઢીથી અખંડ ચાલુ છે, અને હવે આપે આ નવો ખિતાબ ધારણ કરીને તેની ઉપર કળશ ચઢાવ્યો છે. છેલ્લાં વીસ વરસથી દેશમાં ચોમેર અખંડ શાંતિ પ્રવર્તે છે. આખા દેશમાં સુધારાની જાળ પ્રસરેલી છે. બધા લોકોમાં એકરાષ્ટ્રીયતાની ભાવનાનો જોશભેર વિકાસ થઈ રહ્યો છે. બધા નાના મોટા દેશી રાજાઓનું સંરક્ષણ સાર્વભૌમ સત્તા કરી રહી છે અને સામ્રાજ્યના માંડલિક તરીકે તેમનું સ્થાન કાયમ થયું છે. સામાન્યપણે બધાને સરખા ગણનારો એક નિશ્ચિત વૈયક્તિક કાયદો દેશ આખામાં હવે ચાલુ થયો છે. લશ્કરી સત્તા ઉપર મુલકી સત્તાનું નિયંત્રણ, ન્યાય અને વહીવટી ખાતાની વહેંચણી, નવા કાયદાઓ, ન્યાયના નિયમ અને કરવેરાની જાહેર પ્રસિદ્ધિ, અને વાણીસ્વાતંત્ર્ય, સંઘસ્વાતંત્ર્ય તેમ જ મુદ્રણસ્વાતંત્ર્ય એમ ત્રણ પ્રકારનું સ્વાતંત્ર્ય, ધાર્મિક બાબતોમાં તટસ્થપણાનું અને સહિષ્ણુતાનું ધોરણ, કેળવણીનાં સુપરિણામ, પરદેશી વેપારની વૃદ્ધિ, સ્વદેશી ઉદ્યોગધંધાઓનું પુનરુજ્જીવન, આ અને એવાં જ બીજાં સુખો અને સગવડો આપના પ્રજાજનો આપની કારકિર્દીમાં ભોગવી રહ્યા છે, તેથી આપ તેમનાં બહુ માનીતાં થયાં છો

### ઇંગ્લંડથી હિંદનો દરજ્જો ઓછો થયો કે શું ?

"આ નવો ખિતાબ ધારણ કરવા બાબતનો ખરડો પાર્લમેન્ટમાં પ્રથમ જ્યારે રજૂ થયો ત્યારે હિંદી જનતાની એવી અપેક્ષા હતી કે, આજે કેટલાંય વર્ષોથી રૂઢ થયેલી અને બધાને સુપરિચિત થયેલી પદવી ગ્રહણ કરવાનું આપનું પ્રધાનમંડળ ઠરાવશે. એમ થયું હોત તો તેથી ઇંગ્લંડની અને આયર્લૅન્ડની રાણીના પ્રજાજનો અને હિંદુસ્તાનની રાણીના પ્રજાજનો વચ્ચે સમતા નિર્માણ થાત અને બન્ને દેશો વચ્ચે એકતાનું બંધન દૃઢ કરવામાં તે મદદરૂપ થાત. આ રાષ્ટ્રીય અપેક્ષા જોકે પૂરી પડી નથી, અને કેટલાંક મહત્ત્વનાં રાજકીય કારણોને લીધે 'સમ્રાજ્ઞી'ની પદવી ગ્રહણ કરવાનું નક્કી થયું છે, તો પણ તે બદલ અમારાં મનમાં કશો ખટકો રહ્યો નથી અને આપના અમલ દરમ્યાન સ્વતંત્રતાની સંસ્થાઓ અને યોગ્ય ન્યાયની દિવસે દિવસે પ્રગતિ થશે એવી અમને ખાતરી હોવાથી આ નવી પદવીને અમે વધાવી લઈએ છીએ.

### વડા પ્રધાને આપેલી ખાતરી

"પાર્લમેન્ટમાં થયેલી ચર્ચાને લીધે અમને એક એવી ધાસ્તી રહેતી હતી કે, સમ્રાજ્ઞી પદગ્રહણને અંગે હિંદુસ્તાનનું નામ મુખ્યત્વે આગળ આવવાથી હિંદુસ્તાનના

લોકો ઊતરતા દરજ્જાના પ્રજાજનો છે તેમ જ બ્રિટનમાં અને વસાહતોમાં જન્મેલા પ્રજાજનો કરતાં તેમના હકો વધારે મર્યાદિત છે, એવો અર્થ કેટલાક લોકો કાઢશે. પણ એ ધાસ્તી હવે વડા પ્રધાને પાર્લમેન્ટમાં આપેલી ખાતરીથી દૂર થઈ છે. આ દેશના રજવાડાઓ સાથે કરેલા કરારો અનુસાર તેમને મળેલા હકો અને તેમની સ્વતંત્રતા ઉપર પણ આ નવી પદવીથી કંઈક કાપ પડશે એવી ભીતિ પણ પેદા થઈ હતી. તે પણ વડા પ્રધાનના આશ્વાસનથી દૂર થઈ છે. આ પદવીગ્રહણથી તો કેવળ હાલ જે બ્રિટિશ રાજ્યસત્તાનું સાર્વભૌમત્વ પ્રત્યક્ષ આચારમાં રૂઢ છે તેને કાયદાના ચોકઠામાં બેસાડવામાં આવ્યું છે. તેથી તેમના કરારોમાં જણાવેલા હકો કે સ્વતંત્રતામાં કશો ફેરફાર થવાનો નથી એવી ખાતરી આપવામાં આવી છે અને એ જ ખાતરી આપે ફરીથી સમ્રાજ્ઞીપદ ઉપરથી કાઢેલા જાહેરનામામાં આપી છે. આટલા મોટા પ્રચંડ વિસ્તારવાળા સામ્રાજ્યની વિશાળતા તરફ પણ દુર્લક્ષ કરીને આજ સુધી હિંદુસ્તાનને દૂર ને દૂર રાખવાનું જે ધોરણ ચાલુ હતું, તે સામ્રાજ્યની વધતી જતી આકાંક્ષાઓને લીધે ઓગળી ગયું છે અને સમ્રાજ્ઞીના રાજમુગટમાંનો આ સૌથી ચળકતો હીરો હવે યોગ્ય સ્થાને ચમકવા લાગ્યો છે, તે જોઈને આપના પ્રજાજનોને આજે આનંદ થાય છે.

### હિન્દી લોકોની પુરાણપ્રિયતા

"હિન્દુસ્તાનના લોકો સ્વભાવત: જ ભારે રૂઢિપ્રિય છે. રાજ્યારોહણ કે નવીન પદવીધારણ જેવે પ્રસંગે રાજા પ્રજાને કોઈ નવા હકો બક્ષે, સરદારઉમરાવોના દરજ્જામાં વધારો કરીને તેમનું સન્માન કરે અને દાનધરમ કરીને નવી ધર્માદા સંસ્થાઓ નિર્માણ કરે એવી તેમની અપેક્ષા હોય છે. આ સનાતન હિન્દી રૂઢિ તરફ આજને શુભ પ્રસંગે અમે આપનું ધ્યાન ખેંચીએ છીએ અને અમારી માગણીઓ રજૂ કરીએ છીએ, તે એટલા માટે કે તેથી શાંતિ, પ્રગતિ અને સ્વતંત્ર શાસનસંસ્થાના વિજયના પ્રતીક તરીકે આજનો પ્રસંગ યાદગાર બને.

### ફેડરેશનની કલ્પનાનો ઉગમ

"૧. અંગ્રેજી છાપાંઓમાં હાલ ચાલતી ચર્ચા ઉપરથી અમારા મનમાં એવી આશા જાગી છે કે, બ્રિટિશ હિન્દની રાજ્યવ્યવસ્થામાં હિંદી રજવાડાઓની સહાય વધારે પ્રમાણમાં લેવામાં આવશે; તેમના રાજ્યોમાં, પોલિટિકલ એજન્ટ અથવા લશ્કરી થાણું નાખવાની પદ્ધતિ રદ કરવામાં આવશે; મધ્યવર્તી સત્તા સાથે તેમના સંબંધો વધારે મિત્રાચારીના થશે અને આખા દેશના રાજ્યકારભારમાં વખતોવખત તેમની સલાહ લેવામાં આવશે અને ડાયેટ અથવા ઍસેમ્બ્લી જેવી એકાદ સંસ્થા ઊભી કરીને તેમાં બ્રિટિશ મુલકના સત્તાધારીઓ અને અધિકારીઓ અને દેશી રાજાઓ વચ્ચે ચર્ચા અને વિચારવિનિમય થઈ શકે એવો પ્રયત્ન કરવામાં આવશે. આવી જાતનો સુધારો કરવાનો સમય હવે આવ્યો છે.

"આજે પણ વખતોવખત જે દરબારો ભરવામાં આવે છે તેમાં આવી જાતની ઍસેમ્બ્લીનાં બીજ રહેલાં જ છે. આજે જે કેવળ શિષ્ટાચાર કે મહેરબાની તરીકે કરવામાં આવે છે તેને જ હવે કાયદેસરના હકોનું સ્વરૂપ આપવાનું છે. સરહદ

ઉપરની જંગલી જાતિઓ સામે થતાં યુદ્ધો, દેશી રાજાઓ વચ્ચેના સરહદોને લગતા ઝઘડા, બ્રિટિશ હદ અને દેશી રાજ્યની હદ બાબતના એવા જ વાદગ્રસ્ત સવાલો, યોગ્ય રીતે રાજ્યકારભાર ન ચલાવનાર દેશી રાજાઓને સીધા કરવાનું કામ, દત્તક પ્રકરણો, ચલણ તેમ જ મધ્યસ્થ વડી સરકારના કાયદાકાનૂન ઘડવાના હકો વગેરે બાબતો આ મંડળને સોંપાવી જોઈએ.

### સતારા અને વરાડ (બિરારના) પ્રશ્નો

"૨. દેશી રાજ્યો ખાલસા કરવાની બળવા પહેલાંની નીતિ છોડી દઈને એનો ફરી અમલ નહીં થાય એવી ખાતરી પ્રજાને મળવી જોઈએ. ધાર અને મૈસુરના રાજ્યોની માફક સતારાની ગાદી પણ (શિવાજી) મહારાજના વંશજને પાછી આપવામાં આવે અને વરાડના પ્રશ્નનો પણ નિર્ણય કરવામાં આવે, એ જરૂરનું છે.

### હિન્દી લોકોનો બહિષ્કાર

"૩. મોગલ બાદશાહો ગમે તેટલા જુલમી અને ધર્માંધ હતા તો પણ તેમણે હિંદુ સરદારોને પોતાની નોકરીઓમાંથી કદી બાકાત રાખ્યા ન હતા. જમાબંધીનું આખું ખાતું હિંદુઓના જ કબજામાં હતું. કેટલાય રાજપૂત અને બીજા હિન્દુ સરદારો મોટા મોટા લશ્કરી હોદ્દાઓ ધરાવતા અને તેમણે સ્વતંત્રપણે દિગ્વિજય પણ કરી બતાવેલા છે. પણ હિંદુસ્તાનમાંના તમારા અધિકારીઓ આજ સુધી આથી તદ્દન ઊલટી રીતે વર્તતા આવ્યા છે. લશ્કરની જગ્યાઓ હિંદી પ્રજાજનોને માટે ખુલ્લી કરાવવાના પ્રયત્નોનો અત્યંત તીવ્ર વિરોધ કરવામાં આવ્યો છે. હિંદી આશા-આકાંક્ષાઓને અત્યંત સંકુચિત ક્ષેત્રમાં રૂંધી રાખવામાં આવી છે. આ મત્સર અને બહિષ્કારને લીધે લોકોમાં ભારે નિરાશાનું વાતાવરણ ફેલાયું છે અને તેઓ સાવ હિંમત હારી ગયા છે.

### લશ્કરી અને મુલકી ખાતાઓમાં અધિક પ્રવેશ

"આજના શુભ પ્રસંગને નિમિત્તે વધારે ઉદારતાવાળી નીતિ અખત્યાર કરવામાં આવે અને લશ્કરી નોકરીમાં ઉચ્ચ દરજ્જાના હિંદીઓને વધારે પ્રમાણમાં દાખલ કરવામાં આવે. હિંદી લોકોની મહત્ત્વાકાંક્ષાને જરાય અવકાશ આજે આપવામાં આવતો નથી એ વાત આખા રાષ્ટ્રના દિલમાં સાલે છે અને તેથી દિવસે દિવસે પોતાનું રક્ષણ કરવા માટે તેમ જ રાજ્યકર્તાઓને આણીને વખતે મદદ કરવાને માટે લોકો અસમર્થ થતા જાય છે. આ આપત્તિ આખા રાષ્ટ્રને નિઃશસ્ત્ર બનાવવાને પરિણામે વધારે ઉગ્ર બની છે. હાલની આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ જોતાં બ્રિટિશ સામ્રાજ્યને ક્યારે યુદ્ધમાં ઊતરવું પડે તેનું ઠેકાણું નથી; તેથી આ ગંભીર પ્રશ્નનો જલદી વિચાર થાય એ ખાસ જરૂરનું છે.

"૪. લશ્કરની માફક સિવિલ સર્વિસમાં હિંદીઓને કાયદાથી બંધી નથી એ ખરું છે; તો પણ હાલની પરીક્ષાઓ લેવાની પદ્ધતિને લીધે તેમાં પ્રવેશ મેળવવો હિંદી પ્રજાજનોને માટે વહેવારમાં અશક્ય થઈ પડ્યો છે. આ બાબતમાં પણ વધારે ઉદાર ધોરણ અખત્યાર કરવામાં આવે એ જરૂરનું છે.

## પાર્લમેન્ટમાં હિન્દી પ્રતિનિધિઓ

"૫. હવેથી પાર્લમેન્ટ જ સર્વસત્તાધીશ થઈ હોવાથી તેની આગળ અહીંની સાચી વસ્તુસ્થિતિ રજૂ થાય એ અગત્યનું થઈ પડ્યું છે. આને અંગે બે વરસ ઉપર આપના હિન્દી પ્રજાજનોએ એક અરજી કરીને પાર્લમેન્ટમાં હિન્દી જનતાના કેટલાક પ્રતિનિધિ હોય એ જરૂરનું છે એવી માગણી કરી હતી; એ માગણીનો આ વેળાએ આપ સહાનુભૂતિથી વિચાર કરો એવી અમારી આગ્રહભરી વિનંતિ છે.

## ધારાસભાઓની સુધારણા

"૬. હિન્દી ધારાસભાઓમાં મોટા પ્રમાણમાં સુધારા દાખલ થવાની જરૂર પણ હવે લાગવા માંડી છે. હાલની ધારાસભાઓમાં બિનસરકારી સભાસદોની લઘુમતી હોવાથી તેમનું કશું ચાલતું નથી. ઉપરાંત તેઓની નિમણૂક સરકાર તરફથી થતી હોવાથી તેમના અને લોકોના હિતસંબંધ એક થઈ શકતા નથી; અને પોતે લોકોને જવાબદાર છે એમ પણ તેમને લાગતું નથી. તેથી હાલની ધારાસભાઓને વધારે વિસ્તૃત બનાવીને તેમનું બંધારણ વધારે ઉદાર ધોરણે ઘડવું જોઈએ. અને તેમને ચાલુ જમાનાને યોગ્ય બનાવવી જોઈએ.

## કાયમી મહેસૂલપદ્ધતિ

"૭. આખા હિન્દુસ્તાનમાં કાયમી મહેસૂલપદ્ધતિ જારી કરીને આજના પ્રસંગને અપૂર્વ અને અજોડ બનાવી દો, એવી અમારી આપને વિનંતિ છે. ૧૮૬૨ની સાલમાં સર ચાર્લ્સ વુડે એમ કરવાનું વચન આપ્યું હતું, અને ૧૮૬૫માં તેને ફરી વાર બહાલી આપવામાં આવી હતી.

"આ કાયમી મહેસૂલ અનાજના રૂપમાં લેવામાં આવે. તેની રૂપિયામાં કિંમત વખતોવખત બદલાતા બજારભાવ પ્રમાણે કોઈ નક્કી કરેલી મુદત પછી ઓછીવત્તી કરવામાં આવે. એવી વ્યવસ્થા કરવામાં આવે તો કાયમ ધારા પદ્ધતિની સામે ઉઠાવવામાં આવતા વાંધાઓનું આપોઆપ નિરાકરણ થશે અને હાલની મહેસૂલી પદ્ધતિને લીધે લોકોને જે ત્રાસ અને જુલમ વેઠવો પડે છે તે નાબૂદ થશે.

## હિન્દના રાષ્ટ્રીય કરજની જવાબદારી ઇંગ્લન્ડ લે

"૮. હિન્દી રાષ્ટ્રીય કરજનું એકીકરણ કરીને તેને ચૂકવવાની જવાબદારી બ્રિટિશ સરકાર પણ હિન્દની સાથે સંયુક્તપણે લે. હવે બન્ને દેશોના હિતસંબંધ એકબીજા સાથે એટલા સંકળાઈ ગયેલા છે કે, આવી જાતની જવાબદારી ઇંગ્લંડ લે તો તેથી ઇંગ્લન્ડની તિજોરી ઉપર કશો વધારે બોજો ન પડતાં હિન્દી તિજોરી ઉપરનો ભાર માત્ર કંઈક હલકો થશે; અને હાલ વરસે વરસે ઇંગ્લન્ડને ભરવા પડતા સાલિયાણા (હોમ ચાર્જિઝ)ના અમર્યાદપણે વધતા જતા બોજા ઉપર કંઈક અંકુશ મુકાશે.

## બ્રિટિશ રાજ્યની સાથે સમાન દરજ્જો અને જવાબદારીના હક

"હિન્દના રાજ્યકારભારમાં કઈ જાતના સુધારા અમે માગીએ છીએ તેનું અમે અહીં માત્ર દિગ્દર્શન જ કરાવ્યું છે. 'સમ્રાજ્ઞી'ની પદવી ધારણ કરવાના આ મંગલ પ્રસંગે હિન્દી જનતાને નવા હકો આપીને આ રાષ્ટ્રની રાજ્યસંસ્થાઓના વિકાસના

નવા યુગનો આરંભ કરો, હિન્દી જનતાને બ્રિટિશ રાષ્ટ્રની બરોબરીનો રાજકીય અને સામાજિક દરજ્જો આપો, અને તેમને જવાબદારીના હકો ભોગવતા કરીને સ્વાવલંબી અને પુરુષાર્થી બનવાની કેળવણી આપો. આપે 'સમ્રાજ્ઞી'નું પદ ધારણ કર્યું, એ ઘટના અમને ભવિષ્યકાળમાં પ્રાપ્ત થનારા અને આપની પાસે અનામત મૂકેલા અમારા સુખના ભંડારની આગાહી જ છે, એમ અમે માનીએ છીએ. એટલા જ માટે અમે પરમેશ્વરને પ્રાર્થના કરીએ છીએ કે, આપને તે લાંબુ આવરદા બક્ષે અને ઇંગ્લન્ડ અને હિન્દુસ્તાન વચ્ચે બંધાયેલા વાત્સલ્યના સંબંધો વધતા જઈ ને વધારે મજબૂત બને."

આ માનપત્ર અર્પણ કર્યા પછી કાકાએ ત્યાં ભેગા થયેલા રજવાડાઓને ઉદ્દેશીને ભાષણ કર્યું. તેમાં દરબારમાં એકત્ર થયેલા બીજા લોકોને ઉદ્દેશીને તેમણે નીચેની ભાવનાઓ વ્યક્ત કરી હતી.

"અંગ્રેજ સરકારે ઊંચી પદવીઓ ધરાવતા, ખાનદાન કુટુંબના, શ્રીમંત, વિદ્વાન, ઉદારતાવાળા, લોકહિતતત્પર, ધાર્મિક ક્ષેત્રમાં મહત્ત્વનું સ્થાન ધરાવનારા, લાંબા વખત સુધી ઉત્તમ કામગીરી જેમણે બજાવી છે એવા, એમ હિન્દુસ્તાનના બધા પ્રાન્તોના ગૃહસ્થોને દરબારમાં હાજર રહેવાનું આમંત્રણ આપીને તેમનું સન્માન કર્યું છે, એટલે આખા રાષ્ટ્રને જ તેણે માન આપ્યું છે એમ કહેવાય. એટલે આજે બધી કોમોના તથા ધર્મોના લોકો તેમ જ તેમના આગેવાનોના એકત્ર સંમેલનનો જે પ્રસંગ આવ્યો છે, તે આખા રાષ્ટ્રની દૃષ્ટિએ ઘણો મહત્ત્વનો છે; અને તે બધી કોમો અને ધર્મના માણસો વચ્ચે એકતા સાધવાના જ નહીં, પણ હિન્દુસ્તાનના રાષ્ટ્રીય પુનરુજ્જીવનના આરંભના સૂચક તરીકે ઇતિહાસમાં નોંધાશે . . . . . . આપ આ રાષ્ટ્રના મહાન અને પ્રસિદ્ધ પુરુષો છો, અખંડ હિન્દુસ્તાનની પાર્લમેન્ટ છો, તેમ જ હિંદુસ્તાનના બધા દેશી રાજ્યોની તથા રાષ્ટ્રના રાજકીય હિતોની સભા છો. તેથી જે મંડળ અહીં ભેગું થયું છે, તે ભવિષ્યમાં હિન્દુસ્તાનનો અને ઇંગ્લન્ડનો કદી પણ ન તૂટે એવો જે સંબંધ બંધાયો છે તેને પરિણામે દુનિયામાં જે મહાન ઘટનાઓ બનવાની છે તેના કેવળ પ્રારંભ રૂપ છે."

આ મતલબના પત્રો તે વખતે જુદા જુદા આગેવાનોને મોકલીને પૂનાની સાર્વજનિક સભાએ રાષ્ટ્રીય મહાસભાની કલ્પના લોકો આગળ મૂકી હતી એમ કૈ. મંડલિકના ચરિત્રમાં જણાવવામાં આવેલું છે. એ વખતે તાજા જ આઇ. સી. એસ.માંથી નિવૃત્ત થયેલા કલકત્તાના બાબુ સુરેન્દ્રનાથ બૅનરજી દરબાર વખતે દિલ્લી ગયા હતા, અને એ દરબાર વખતે જ પોતાને રાષ્ટ્રીય સભાની કલ્પના પ્રથમ સૂઝી એમ તેમણે કહેલું છે.*

આવી રીતે ડિઝરાયલી અને લૉર્ડ લિટને જે દરબાર પોતાની નિરંકુશ, અનિયંત્રિત અને અમર્યાદ સામ્રાજ્યસત્તાનું પ્રદર્શન કરવા માટે ભર્યો હતો એ જ દરબારનો પ્રસંગ જોઈને પૂનાના મુત્સદ્દીઓએ અખિલ ભારતીય સંયુક્ત રાજ્ય, જવાબદારીના હકો, બ્રિટિશ રાષ્ટ્રની બરોબરીનો દરજ્જો અને હિંદી

* 'ઇંડિયન નેશનલ એવોલ્યૂશન' – એ. સી. મઝુમદાર, પૃ. ૩૨–૩૩.

પાર્લમેન્ટ વગેરે વિચારોનાં બીજ હિંદી લોકોના માનસમાં રોપ્યાં! આમ સામ્રાજ્ય પ્રત્યેની વફાદારીમાંથી જન્મેલું એક બંધારણીય રાજકારણ પ્રથમ હિંદુસ્તાનમાં સંચાર કરવા લાગ્યું.

બ્રિટિશ સરકાર જો પોતાના સામ્રાજ્યના વૈભવનું પ્રદર્શન દુનિયાને બતાવવા માટે બધાને એકઠા કરી શકે છે, તો લોકો તરફથી સરકાર પાસે દાદ માગનારા જુદા જુદા પ્રાન્તોના આગેવાનો આ સામ્રાજ્યનિષ્ઠ બંધારણીય રાજકારણ માટે શા માટે ભેગા ન થાય, એવો વિચાર ત્યાં એકત્ર થયેલા લોકોને સ્વાભાવિકપણે જ સૂઝ્યો. પણ આ વિચારને અંકુર ફૂટે તે પહેલાં બીજાં સાત આઠ વરસ પસાર થયાં, અને કેટલાક ગોરા અધિકારીઓની અને ખુદ વાઇસરૉયની સહાનુભૂતિનું જલસિંચન એ બીજ ઉપર થયું. આ સહાનુભૂતિ કેમ અને કેવી રીતે મળી, તેમ જ એ જલસિંચન કઈ રીતે થયું, તેનો વિચાર આપણે હવે પછીના પ્રકરણમાં કરીશું.

ન્યા. રાનડેએ આ જે બંધારણીય અને વફાદાર રાજકારણ રચ્યું તેનું સ્વરૂપ ઉપરઉપરથી બ્રિટિશ રાજકારણના જેવું જ દેખાતું હતું. ૧૮૫૮ના રાણીના ઢંઢેરાને જ 'મૅગ્ના ચાર્ટા' કલ્પીને એના પાયા ઉપર આ રાજકારણની રચના કરવામાં આવી હતી; અને ઇંગ્લંડમાં જેમ ઉમરાવોથી માંડીને સામાન્ય ખેડૂત સુધીના બધા વર્ગો એક ઝંડા નીચે એકઠા થતા અને પોતાના હકોની માગણી વફાદારીભર્યા શબ્દોમાં રાજા આગળ રજૂ કરતા, તે જ પ્રમાણે હિંદી સરદારોથી માંડીને ખેડૂતો સુધીના બધા વર્ગોના હકોની માગણી એવા જ રાજનિષ્ઠ શબ્દોમાં રાનડેએ ભારતીય સમ્રાજ્ઞીના પ્રતિનિધિ (વાઇસરૉય) આગળ દરબારી ભાષામાં આ માનપત્ર દ્વારા રજૂ કરી હતી. પણ આ બધું બ્રિટિશ ઉમરાવો અને પ્રજાજનોની ઉપરઉપરની રાજનિષ્ઠાનું નિર્જીવ અનુકરણ હતું. ઇંગ્લિશ ઉમરાવોની અને પ્રજાની રાજનિષ્ઠા તથા તેમણે અખત્યાર કરેલો બંધારણીય માર્ગ અને ન્યાયમૂર્તિએ તેમ જ તેમના અનુયાયીઓએ હિંદુસ્તાનમાં જે રાજનિષ્ઠાનું બીજ અંકુરિત કરવાનો પ્રયત્ન કર્યો હતો તે રાજનિષ્ઠા તથા બંધારણીય રાજકારણ એ બેમાં જમીનઆસમાનનો તફાવત હતો. બ્રિટિશ ઉમરાવોએ જૉન રાજાનો રણક્ષેત્ર ઉપર પરાભવ કરીને તેની પાસેથી મૅગ્ના ચાર્ટા લખાવી લીધો હતો. એટલું જ નહીં, પણ તે જો તે કરારનો ભંગ કરે તો તેને ગાદી ઉપરથી ઉઠાડી મૂકવાનો હક પણ બ્રિટિશ સરદારોને છે, એમ તેમણે તેની પાસેથી લખાવી લીધું હતું. "આ કરારનું પાલન જો હું ન કરું, તો તમે મારી સામે બળવો કરી શકો, મારું આખું રાજ્ય લઈ શકો, માત્ર મારા અને મારા કુટુંબીઓના જાનને ઈજા ન પહોંચાડો અને હું જો આ કરારનો ફરી અમલ કરતો થાઉં તો મારું રાજ્ય મને પાછું

સોંપો," એવી મતલબની એક કલમ એ કરારમાં રાખવામાં આવી હતી. ઇંગ્લિશ રાજ્યબંધારણનો પ્રસિદ્ધ ઇતિહાસકાર ટૅસ્વેલ લૅંગમીડ લખે છે:

"આ કરારથી જોને પોતાના બધા પ્રજાજનોને અમુક મર્યાદિત સ્વરૂપમાં બળવો કરવાનો જ અધિકાર આપ્યો હતો. જો રાજા અથવા તેનો કોઈ અધિકારી આ કરારથી વિરુદ્ધ જરા સરખું વર્તન કરે તો બધા સરદારો ભેગા મળીને પચીસ ઉમરાવોનું એક મંડળ નીમે અને એ મંડળ પોતાની બધી શક્તિ વાપરીને કરારની શરતોનું પાલન થાય એવી વ્યવસ્થા કરે. આ મંડળે અથવા તેમાંના ચાર જણે પ્રથમ રાજા પાસે ફરિયાદ કરવી અથવા રાજાની ગેરહાજરીમાં ન્યાયાધીશ પાસે ફરિયાદ કરવી અને પોતાની મુશ્કેલીઓનું તાકીદે નિરાકરણ કરવાની વિનંતિ કરવી. જો આ ફરિયાદોનું નિરાકરણ કરવાની બાબતમાં ચાળીસ દિવસ સુધી કશાં પગલાં લેવામાં ન આવે, તો 'આ પચીસ સરદારો આમ જનતાની સહાયથી ફાવે તે રીતે અમારી સંપત્તિ જપત કરી શકશે; અને અમારા કિલ્લાઓ, અમારી જમીનો, જપત કરીને અથવા બીજી કોઈ પણ રીતે પોતાની ઇચ્છા મુજબ પોતાની ફરિયાદોનું નિરાકરણ ન થાય ત્યાં સુધી અમારા ઉપર સખતાઈ કરી શકશે. માત્ર અમારી રાણીના કે અમારા સંતાનોનાં શરીરને તેમણે કશી ઈજા પહોંચાડવી નહીં. અને બધી ફરિયાદોનું નિરાકરણ થતાં ફરી વાર અમારી આજ્ઞાઓ તેમણે પાળવી. અમે આપેલાં વચનો અમારી પાસે પળાવવા માટે આ પચાસ સરદારો અમારી સામે જે કોઈ સખતાઈનાં પગલાં લેશે તેમાં દેશનો કોઈ પણ વતની સામેલ થઈ શકશે અને એ ઉમરાવોને વફાદાર રહેશે અને તેઓ ફરમાવે તે હુકમ ઉઠાવવાની પ્રતિજ્ઞા તે લઈ શકશે. આવા સોગન લેવા અમે રાજીખુશીથી છૂટ આપીએ છીએ અને એવા સોગન લેવાની બાબતમાં અમે તેમને કોઈ પણ જાતની હરકત કરીશું નહીં."*

પણ બ્રિટિશ ઉમરાવો એટલેથી જ અટક્યા નહીં. જોન રાજાએ જ્યારે તે પછી કરારનો ભંગ કર્યો અને ઉપરની કલમ મુજબ વર્તીને પોતાના હકોનું રક્ષણ કરવાનું તેમને માટે મુશ્કેલ બન્યું, ત્યારે તેઓ એથી પણ આગળ ગયા અને ફ્રાન્સના રાજા લુઈને ઇંગ્લન્ડની રાજગાદી ઉપર આવીને બેસવાનું તેમણે આમંત્રણ આપ્યું. ત્યારે તે ઉમરાવોની શરતો માન્ય કરીને પોતાના લશ્કર સાથે ઇંગ્લન્ડમાં આવીને દાખલ પણ થયો. પણ એટલામાં જોન રાજા મરણ પામ્યો અને આ ઝઘડો એટલેથી જ પતી ગયો. બ્રિટિશોના બંધારણીય રાજકારણનું અને રાજનિષ્ઠાનું સ્વરૂપ આવું છે અને તેમણે મેળવેલા મૅગ્ના ચાર્ટાનો ઇતિહાસ આવો છે.

હવે ન્યા. રાનડે અને આપણા બીજા રાજકીય આગેવાનો 'મૅગ્ના ચાર્ટા' કહીને જેનું ગૌરવ કરતા હતા, તેનો ઇતિહાસ અને સ્વરૂપ આથી સાવ ઊલટાં

* 'હિસ્ટરી ઑફ ધિ ઇંગ્લિશ કૉન્સ્ટિટ્યૂશન' — ટૅસ્વેલ લૅંગમીડ, પૃ. ૧૨૧-૨૨.

હતાં. બ્રિટિશ મૅગ્ના ચાર્ટા વિજયી બનેલા ઉમરાવોએ પરાભૂત રાજા પાસે લખાવી લીધેલો કરાર હતો અને રાજા તેનો ભંગ કરે તો તેને ઠેકાણે લાવવાની સ્પષ્ટ યોજના તેમાં દાખલ કરેલી હતી; તેમ જ એ યોજનાનો અમલ કરવાની તાકાત બ્રિટિશ ઉમરાવોમાં પૂરતા પ્રમાણમાં હતી. જ્યારે, રાણીનો ઢંઢેરો બળવાખોર સિપાહીઓની કેડ ભાંગીને વિજયી થયેલી રાણીએ પોતાની વફાદાર પ્રજાને અને દુર્બલ રજવાડાઓને આપેલું લૂખું વચન હતું. એ વચનને કોઈ કાયદેસરના કરારનું નિશ્ચિત સ્વરૂપ ન હતું, તેમ જ રાજ્યકર્તાઓ જો તેનો ભંગ કરે તો તેમને શાસન કરવાનો ઉપાય કે તાકાત જેમને તે વચન આપવામાં આવ્યું હતું, તેમની પાસે લેશમાત્ર ન હતી. પરંતુ, અશ્વત્થામા જેમ પોતાની માએ આપેલું લોટ ને પાણીનું મિશ્રણ દૂધ માનીને પીતો, તેવી જ રીતે લોકસત્તાક રાજકારણમાં પછાત રહેલા હિન્દી રાષ્ટ્રના ઓગણીસમી સદીના બાળમુત્સદ્દીઓ આ રાણીના ઢંઢેરાને જ પોતાના હકોની મોટી સનદ સમજતા હતા ! આપણી રાજકીય માગણીની પાછળ બળ હોવું જોઈએ એનું ભાન રાષ્ટ્રીય મહાસભાના રાષ્ટ્રીય પક્ષને ૧૯૦૫ પછી જ થવા માંડયું. તે વખતે આ નવો રાષ્ટ્રીય પક્ષ રાજકારણ જરાય સમજતો નથી, એમ કહીને મહાસભાના વૃદ્ધ પ્રાગતિક આગેવાનો એ પક્ષની સાથે અવહેલનાપૂર્વક તુચ્છતાથી વર્તવા લાગ્યા. અને જ્યારે પોતાના પક્ષની બહુમતી કરીને રાષ્ટ્રસભાનો કાબૂ આ નવા પક્ષે પોતાના હાથમાં લેવાનો પ્રયત્ન કર્યો, ત્યારે તેને મહાસભામાંથી હાંકી કાઢવામાં જ પોતાની રાજકીય મુત્સદ્દીગીરીનો વિજય છે એમ તેમણે ( વૃદ્ધ આગેવાનોએ ) માન્યું !

પરંતુ એ વખતે પણ આ બંધારણીય રાજકારણની નિષ્ફળતા ઓળખી લઈને સશસ્ત્ર બળવાના ભાવનાપ્રધાન પણ અશાસ્ત્રીય અને તેથી જ અવહેવારુ રાજકારણના ખેલ ખેલનારા કેટલાક યુવાનો હતા. તેમની આગેવાની લઈને કૈ. વાસુદેવ બળવંત ફડકેએ ૧૮૭૬ના દુકાળ વખતે શરૂ થયેલા ખેડૂતોનાં હુલ્લડોની તક સાધીને અહમદનગર, નાશિક, ખાનદેશ વગેરે જિલ્લાના રામોશીઓ અને ભીલોનો સાથ મેળવીને શિવાજી મહારાજને નામે લોકસત્તાક રાજ્ય સ્થાપવાનો એક પ્રયત્ન કર્યો. આ બળવાનો ઉપદ્રવ ઠેઠ પૂના સુધી આવી પહોંચ્યો અને એક દિવસ તો પૂનામાં આવેલા પેશવાના શનિવારવાડાને પણ આગ લાગી ! વાસ્તવિકપણે વાસુદેવ બળવંતના બળવા સાથે આ આગનો બિલકુલ સંબંધ ન હતો, તેમ જ સાર્વજનિક સભાના આગેવાનો ન્યા. રાનડે અને સાર્વજનિક કાકાનો પણ વાસુદેવ બળવંતની સાથે કશો સંબંધ ન હતો. પણ સરકારને આ બધી ઘટનાઓ એક સળંગ સૂત્રમાં પરોવેલી હોય એમ લાગ્યું; અને મુંબઈના તે વખતના ગવર્નર સર રિચર્ડ ટેંપલને આ બધું કારસ્થાન

ન્યાયમૂર્તિ રાનડેનું જ રચેલું હોવું જોઈએ, અને ઉપરઉપરથી રાજનિષ્ઠ રાજકારણનો બંધારણીય દાવ ખેલનાર પૂનાના બ્રાહ્મણોનો અને દક્ષિણના સરદારોનો આ બુદ્ધિશાળી નેતા બ્રિટિશ રાજ્યને ઉથલાવી પાડવાનું ગુપ્ત કારસ્તાન કરી રહ્યો હોવો જોઈએ એવી શંકા થઈ! આથી ન્યાયમૂર્તિની બદલી તરતોતરત પ્રથમ નાશિક અને પછી ધુળિયા થઈ; અને કેટલોક સમય તેમના પત્રવ્યવહાર ઉપર છૂપી પોલીસનો જાપ્તો બેઠો. પણ એમાંથી કશું જ નીપજ્યું નહીં. વાસુદેવ બળવંત ઉપર રીતસર ખટલો થયો અને તેમને કાળાપાણીની સજા થઈ. તેમની વકીલાત માત્ર સાર્વજનિક સભાના આગેવાન સાર્વજનિક કાકાએ કરી. એમાં પણ તેમણે અલૌકિક હિંમત બતાવી એવો જ તે વખતનો લોકમત હતો. ફડકેએ જે જાતનું રાજકારણ કર્યું તે ભૂલભરેલું હોય, તો પણ તેઓ દેશભક્ત છે અને તેથી તેમની વતી વકીલાત કરવાના કારણસર મને જો કોઈ ફાંસીએ ચડાવે તો તેથી મને જરાય દુઃખ નહીં થાય, એવા ઉદ્‌ગાર તે વખતે કાકાએ કાઢ્યા હતા એવી લોકવાયકા છે.*

તે પછી થોડા જ વખતમાં (૧૮૮૦માં) સાર્વજનિક કાકાનું અવસાન થયું અને પૂનામાં એક નવા જ વિચાર સંપ્રદાયનો પક્ષ આગળ આવવા લાગ્યો. તેનો વિચાર કરતા પહેલાં આ જ રાજકારણમાંથી અસ્તિત્વમાં આવેલી રાષ્ટ્રીય મહાસભાની સ્થાપનાનો તેમ જ તેની શરૂઆતની નીતિનો ઇતિહાસ આપણે સમજી લઈશું. એ ઇતિહાસ કહેતા પહેલાં સાર્વજનિક કાકાની એક બે કામગીરીઓનો નિર્દેશ કરીને આ પ્રકરણ પૂરું કરીશું.

લૉર્ડ લિટને છાપાંઓને મોઢે ડૂચા દેનારો એક કાયદો કર્યો હતો. તેનો વિરોધ કરવા માટે મુંબઈમાં પત્રકારોનું એક સંમેલન ભરવાનું કામ કાકાએ પાર પાડ્યું. તેમ જ આવું એક સંમેલન કલકત્તામાં ભરવામાં આવ્યું હતું તેમાં કાકા હાજર રહ્યા હતા. એ સંમેલનની આગેવાની બાબુ સુરેન્દ્રનાથ બૅનરજીએ લીધી હતી. તે પછી આવું એક સંમેલન પંજાબમાં ભરવાનો પ્રયત્ન કાકાએ કર્યો, પણ તે સફળ થયો નહીં.

આથી પણ એક રીતે વધારે મહત્ત્વનું એક કામ કરવાની અપૂર્વ કલ્પના તે વેળાએ કાકાને સૂઝી આવી. તે કલ્પના એ હતી કે, અફઘાનિસ્તાનના અમીર અને બ્રિટિશ સરકાર વચ્ચે દરમ્યાનગીરી કરીને બન્ને વચ્ચેનો યુદ્ધનો પ્રસંગ ટળે અને તે બે વચ્ચે સ્નેહનો સંબંધ બંધાય એવો પ્રયત્ન કરવા પોતે તૈયાર છે અને તેને માટે અફઘાનિસ્તાન જવાની તેમને રજા મળે એવી અરજી કાકાએ હિન્દુસ્તાન સરકારને કરી. એ વેળાએ બ્રિટિશોના

* 'સાર્વજનિક કાકા યાંચેં ચરિત્ર' – લે. બોરવણકર, પૃ. ૫૯–૬૦.

એલચીને અફઘાનિસ્તાનના અમીરે ગિરફતાર કરીને કેદમાં પૂર્યો હતો. એવે વખતે અફઘાનિસ્તાનમાં જઈને બ્રિટિશો તરફથી વકીલાત કરવામાં જેમ કાકાની હિંમત જણાઈ આવે છે, તેવી જ રીતે અમે અમારા દેશનું પરરાષ્ટ્રીય રાજકારણ ચલાવી શકીએ છીએ એવો એક પ્રકારનો આત્મવિશ્વાસ પણ તે ઉપરથી જણાઈ આવતો હતો. પણ આવા ધૈર્યને અને આવા આત્મવિશ્વાસને પોષવાની ઇચ્છા બ્રિટિશ સરકારને લગીરે ન હોવાથી અને અફઘાનિસ્તાનનું રાજકારણ પૂનાના બ્રાહ્મણોના હાથમાં સોંપવામાં તેમને ભારે જોખમ લાગતું હોવાથી તેમણે કાકાની રાજનિષ્ઠા બદલ તેમને ધન્યવાદ આપીને જ તેમનો ઉપકાર માન્યો; અને અફઘાનિસ્તાન ઉપર ચડાઈ કરવાનું અગાઉથી નક્કી થયેલું હોવાથી તેમણે પોતાનો કાર્યક્રમ જ આગળ ધપાવ્યો.

# પ્રકરણ ૬ ઠ્ઠું

## રાષ્ટ્રીય મહાસભાનો ઉદ્ભવ અને ફેલાવો

"જે સમયે અને જે સ્થળે શાહી દરબાર ભરાયો અને તેને પ્રમુખ સ્થાનેથી લૉર્ડ લિટન ઇંગ્લંડની રાણી હવેથી ભારતની સમ્રાજ્ઞીનો ખિતાબ ધારણ કરે છે એમ જાહેર કરી રહ્યો હતો, લગભગ તે જ સમયે અને તે જ સ્થળે 'પાછના મહાન બળવા પછી વીસ વરસની અંદર જ હિંદુસ્તાનની રાષ્ટ્રીય હિલચાલનો જન્મ થયો."

— **લાલા લજપતરાય** : 'યંગ ઇંડિયા', પૃ. ૧૨૪.

ઈ. સ. ૧૮૭૫ પછી હિંદુસ્તાનના ઇતિહાસમાં એક નવી શક્તિ પ્રગટ થઈ. હિંદુસ્તાનના જુદા જુદા પ્રાંતોનો ઇતિહાસ તપાસતાં એ સમયે કેટલીક મહત્ત્વની ઘટનાઓ બનતી આપણે જોઈએ છીએ. ગયા પ્રકરણમાં પૂનાની સાર્વજનિક સભા, સાર્વજનિક કાકા અને ન્યાયમૂર્તિ રાનડે વગેરેના લોકજાગૃતિના કાર્યની માહિતી આપવામાં આવી છે. પરંતુ એથી પણ વધારે મહત્ત્વની બીજી એક ઘટના એ જ અરસામાં પૂનામાં બની; તે એ કે, ઈ. સ. ૧૮૭૪ના જાનેવારી માસમાં કૈ. વિષ્ણુશાસ્ત્રી ચિપળુણકરની 'નિબંધમાલા' શરૂ થઈ. 'નિબંધમાલા'ના પહેલા જ અંકમાં 'મરાઠી ભાષાની હાલની સ્થિતિ' એ નામનો નવા જ જુસ્સાવાળો અને દેશાભિમાનથી ભરપૂર એક લેખ પ્રસિદ્ધ થયો હતો. તેમાં તેઓ જણાવે છે: "જે ભાષા બોલનારાઓએ દિલ્હી અને ઠેઠ અટક સુધી પોતાનો ઝંડો રોપ્યો, જે ભાષામાં તુકારામ, રામદાસ જેવા ભગવત્પરાયણ સાધુઓએ પોતાના શ્રુતિવંદ્ય ગ્રંથો રચ્યા, જેને મુકતેશ્વર, વામન પંડિત, મોરોપંત ઇત્યાદિ કવિઓએ પોતાની રસઝરતી અને પ્રાસાદિક વાણીવડે સંસ્કૃત ભાષાની પ્રતિષ્ઠા અને પ્રગલ્ભતા આપી, તે ભાષાને જુસ્સો, ગાંભીર્ય અને રસાળપણું ઇત્યાદિ ગુણો માટે કોઈ પણ બીજી ભાષાની સામે વીલે મોંએ જોઈ રહેવાની જરાય જરૂર નથી એવી અમારી ખાતરી છે." તે પછી મરાઠી ભાષા ઉપર તે વખતે અંગ્રેજી ભાષાનું જે આક્રમણ થઈ રહ્યું હતું, તેને ઉદ્દેશીને શાસ્ત્રીજી કહે છે:

"આ આપત્તિ ધીરે ધીરે એવું ભયંકર સ્વરૂપ લેશે કે, આખરે તે આપત્તિ જેવી ન લાગતાં આપણી ભાષાને અંગ્રેજી વિદ્યા અને ભાષાના સંસર્ગથી લાભ થયો એવો શબ્દપ્રયોગ અર્થહીન થઈ જશે. કારણ, અત્યારની જેમ જો અંગ્રેજી શબ્દો તથા રચનાઓનું આપણી ભાષામાં સતત મિશ્રણ થતું જ જશે અને તેને અટકાવનારું

કશું નહીં બને તો આવું થયા વિના રહેવાનું નથી.—અને તેનું સ્વરૂપ પલટાતાં પલટાતાં આખરે એવું બનશે કે, તેને અંગ્રેજીથી જુદી ભાષા તરીકે ઓળખી શકાશે નહીં; તેમ જ તેના મૂળ સ્વરૂપનું નામનિશાન રહેશે નહીં. અને આવું થશે એટલે 'આપણી ભાષાને અમુક અમુક લાભ થયા' એમ કહેવામાં 'આપણી' એ શબ્દનો કશો અર્થ રહેશે ખરો? તે જ પ્રમાણે, મરાઠીને ઉપર જણાવ્યા પ્રમાણેની અંગ્રેજીની સાથે સારૂપ્યમુક્તિ મળી જશે એટલે તેનો પહેલાનો દેહ (સ્વરૂપ) ક્યાંય રહેશે ખરો? અને તેથી જ તેને આપત્તિ પણ કેમ કહેવાશે? એટલા માટે જ મૅક્સમુલર સાહેબે ધર્મની બાબતમાં આપણા દેશના લોકોને જે ઉપદેશ કર્યો છે, તે જ ઉપદેશ આપણી દેશી ભાષાઓની બાબતમાં અમે તેમને કરીએ છીએ. એટલે કે, આપણે બધા જો અંગ્રેજ અને ખ્રિસ્તી બની જઈએ તો આપણું સ્વત્વ સમૂળ નષ્ટ થયું કહેવાશે; પછી આપણે આપણા દેશનું પુનરુજ્જીવન કર્યું એ શબ્દપ્રયોગમાં અલબત કશો અર્થ રહેશે નહીં! એવી જ રીતે મરાઠી ભાષા ધીમે ધીમે અંગ્રેજી જ બની જશે, તો આપણા લોકોની તેમાં ગ્રંથો લખવાની બધી મહેનત ફોકટ જશે."

ઉપરના ઉતારામાં સ્વભાષાને અંગે જે ઉદ્ગારો શાસ્ત્રીજીએ કાઢેલા છે એ જ 'સ્વદેશ' તથા 'સ્વધર્મ'ને લાગુ કરીએ તો શાસ્ત્રીજીની 'નિબંધમાલા'ની સાત વરસની કામગીરીને પરિણામે મહારાષ્ટ્રમાં કેવા પ્રકારની વિચારક્રાંતિ થઈ તેનો યથાર્થ ખ્યાલ આવશે. નિબંધમાલાના છેવટના એટલે ૮૨મા અંકમાં શાસ્ત્રીબુવા લખે છે:

"નિબંધમાલા હમણાં બંધ કરવાનું બીજું એક કારણ એ છે કે, જે ઉદ્દેશથી આ નિબંધો લખવાને અમે પ્રેરાયા હતા તે હવે મોટે ભાગે પાર પડ્યો છે. આઠ વરસ પહેલાં 'આપણી ભાષાની સ્થિતિ' એ વિષય ઉપર લખવા માટે જ્યારે અમે કલમ ઉપાડી તે કાળમાં અને આજના કાળમાં ઉપરની બાબતમાં તો શું, પણ એકંદરે સામાન્ય લોકસ્થિતિની બાબતમાં પણ ખૂબ ફરક પડ્યો છે. તે વખતે અને તેની પૂર્વે એવી સ્થિતિ હતી કે, દેશોન્નતિના સુકાની તરીકે જે નવા વિદ્વાનો આગળ પડ્યા હતા તે લોકો હાથમાં કલમ લઈને કાગળ ઉપર મરાઠી અક્ષર ભૂલેચૂકે પણ પડવા દેતા નહીં, આપણા દેશના ઇતિહાસ વિષેની તેમની માહિતી જોશો તો જણાશે કે, કેટલાક નાદાન અંગ્રેજ ગ્રંથકારોની મહેરબાનીથી જે માહિતી તેમને કોઈ કાળે મળેલી હોય તેટલી જ માહિતી તેમને હોય છે; તે જ પ્રમાણે લોકહિતવાદીએ જે મતોનો પોતાના 'નિબંધસંગ્રહ'માં ઠેકઠેકાણે ઉલ્લેખ કર્યો છે, તેટલાનો જ પ્રચાર તેઓ કરે છે; અને અંગ્રેજ ગ્રંથકારની 'પેન'માંથી જે કંઈ ઊતર્યું હોય તે જ બ્રહ્મવાક્ય, તેમાં અસત્યનો છાંટો ન હોઈ શકે, એવી તેમની દૃઢ માન્યતા હોય છે. આ અત્યંત શોચનીય સ્થિતિ દિવસે દિવસે તદ્દન પલટાતી જાય છે. તે જોઈને કોઈને પણ સંતોષ થયા વિના રહેશે નહીં. તેથી અમારા જે દેશબાંધવો ઉપર જણાવ્યા મુજબ સાવ બહેકી ગયા હતા તેમને ઠેકાણે લાવવાનો સંકલ્પ કરીને અમે કલમ હાથમાં લીધી હતી, તેને હવે અમે નીચે મૂકી દઈએ છીએ અને તેથી હવે કશો વાંધો નહીં આવે એમ અમને લાગે છે."

અલબત, સ્વભાષા, સ્વધર્મ, સ્વસમાજ તથા સ્વદેશ એ બધી બાબતોને અંગે ભણેલા લોકોમાં જે ક્રાન્તિ થવા લાગી હતી તે કેવળ 'નિબંધમાલા'ના લેખોને જ આભારી હતી એવું કહેવાનો આ લેખનો આશય નથી.

આ લેખ શાસ્ત્રીબુવાના ભાઈએ તેમના અવસાન પછી પ્રસિદ્ધ કર્યો હતો અને તે શાસ્ત્રીબુવાનો છેલ્લો લેખ છે. વિષ્ણુશાસ્ત્રી ૧૮૮૨ના માર્ચ માસની ૧૭મીએ અવસાન પામ્યા. તે વખતે તેમણે ટિળક અને આગરકરની સહાયથી ન્યૂ ઇંગ્લિશ સ્કૂલની સ્થાપના કરીને 'કેસરી' અને 'મરાઠા' એ બે છાપાં શરૂ કર્યાં હતાં. તે ઉપરાંત ચિત્રશાળા, કિતાબખાના વગેરે સંસ્થાઓ પણ તેમણે શરૂ કરી હતી. ચિપળૂણકર, આગરકર અને ટિળકે એ વખતે મહારાષ્ટ્રમાં નવો યુગ શરૂ કર્યો હતો. એવી જ જાતનો નવયુગનો અરુણોદય બંગાળ, પંજાબ તથા મદ્રાસ પ્રાંતમાં પણ એ જ વખતે થઈ રહ્યો હતો. બંગાળમાં સને ૧૮૭૬માં બાબુ સુરેન્દ્રનાથ બૅનરજીએ સરકારી નોકરીમાંથી છૂટા થયા પછી કલકત્તામાં 'ઇંડિયન ઍસોસિયેશન' નામની એક રાજકીય સંસ્થા બાબુ આનંદમોહન બોસના સહકારથી સ્થાપન કરી હતી. એની પૂર્વે ૧૮૫૧ની આસપાસ બ્રિટિશ ઇંડિયન ઍસોસિયેશન નામની એક રાજકીય સંસ્થા કલકત્તામાં સ્થાપન થઈ હતી, પણ તે હવે પાછળ પડી અને 'ઇંડિયન ઍસોસિયેશન' એ સંસ્થા આગળ આવી. પહેલી સંસ્થામાં બંગાળનો જમીનદાર વર્ગ પ્રમુખપણે હતો, અને બીજીમાં અંગ્રેજી કેળવણી પામેલો સુશિક્ષિત વર્ગ પ્રમુખ હતો. પહેલી સંસ્થાનો બધો ઝોક સરકારને અરજીઓ મોકલવા ઉપર હતો, જ્યારે આ નવી સંસ્થાના ચાલકો લોકજાગૃતિ, રાજકીય ચળવળ ઇત્યાદિ બાબતો પર ભાર મૂકતા. બાબુ સુરેન્દ્રનાથ ૧૮૭૬માં કલકત્તામાં જોસેફ મૅઝિનીના ચરિત્ર ઉપર બોલતાં કહે છે :

"આપણા સરકારી અધિકારીઓનાં પવિત્ર માથાં ઉપર ગાડાં ભરીને અરજીઓનો ઢગલો ચડાવવા પૂરતી જ જે રાજકીય સંસ્થાઓ ફિકર રાખતી હોય તેવી સંખ્યાબંધ રાજકીય સંસ્થાઓની આપણને જરૂર નથી. એથી ઊલટું, ડૅનીયલ ઓ'કૉનેલની 'કૅથલિક ઍસોસિયેશન બિલ'ની ઢબે રચાયેલી રાજકીય સંસ્થાઓ આપણે સ્થાપન કરવી જોઈએ. 'કૅથલિક ઇમૅન્સિપેશન' જેવી કીમતી બક્ષિસ બ્રિટિશ પાર્લમેન્ટ તથા બ્રિટિશ વડા પ્રધાનની નામરજી છતાં એ મહાન આયરિશ તારણહારે તેમના હાથમાંથી કેવી રીતે પડાવી તે તમે જાણો છો? બ્રિટિશ પાર્લમેન્ટ કે લૉર્ડ લેફ્ટેનન્ટ ઉપર અરજીઓનો ધોધ વરસાવીને તો નહીં જ, પણ એ બિલની તરફેણમાં પોતાના દેશબાંધવોના મનમાં ઉત્કટ અને ઊંડી લાગણી પેદા કરીને તેણે તે કામ પાર પાડ્યું હતું. માટે આપણી રાજકીય સંસ્થાઓએ હવે લોકમત કેળવવાનું કામ પૂરા ઉત્સાહથી અને ગંભીરતાથી ઉપાડી લેવું જોઈએ; અને એમ તેઓ કરશે તો જ તેઓ આપણી સાચી જરૂરિયાત પૂરી પાડશે અને મહત્ત્વની જાહેર ફરજ અદા કરશે એમ હું માનું છું" *

* 'સ્પીચિઝ ઑફ સુરેન્દ્રનાથ બૅનરજી', પૃ. ૪૧૨-૧૩.

બાબુ સુરેન્દ્રનાથ બૅનરજીએ ૧૮૭૯માં 'બંગાળી' પત્ર પોતાના હાથમાં લીધું, ૧૮૮૨માં તેમણે એક નાનકડું વિદ્યાલય પોતાના હાથમાં લીધું અને એમાંથી જ આગળ જતાં તેમણે 'રિપન કૉલેજ'ની સ્થાપના કરી. સુરેન્દ્ર બાબુની આ બધી પ્રવૃત્તિઓ તેમ જ પૂનામાં ચિપળુણકર, આગરકર અને ટિળકે આદરેલી ન્યૂ ઇંગ્લિશ સ્કૂલ, ફર્ગ્યુસન કૉલેજ, કેસરી, મરાઠા વગેરે પ્રવૃત્તિઓ સમકાલીન હતી. એ જ અરસામાં એટલે કે સને ૧૮૭૮માં મદ્રાસમાં 'હિન્દુ' પત્રની સ્થાપના થઈ. એની સ્થાપનામાં એમ. વીર રાઘવાચાર્ય, રંગય્યા નાયડૂ, જી. સુબ્રહ્મણ્ય ઐય્યર અને એમ. સુબ્બારાવ પંતલુ, એ ગૃહસ્થોએ પ્રમુખપણે ભાગ લીધો હતો. આગળ જતાં એ જ ગૃહસ્થોની પ્રેરણાથી ૧૮૮૪માં 'મદ્રાસ મહાજન સભા' નામની સંસ્થા અસ્તિત્વમાં આવી. એની પહેલાં એટલે ૧૮૫૧ની આસપાસ સ્થાપન થયેલી 'મદ્રાસ નેટિવ ઍસોસિયેશન' હવે પાછળ પડી અને થોડા જ વખતમાં નામશેષ થઈ. ૧૮૭૫થી ૧૮૮૫ સુધીના દાયકામાં આ જે નવજીવન રાષ્ટ્રમાં નિર્માણ થઈ રહ્યું હતું તેને એક સાંસ્કૃતિક બાજુ પણ હતી. આ સાંસ્કૃતિક બાજુ એટલે ભારતીય સંસ્કૃતિના શ્રેષ્ઠત્વ વિષેનું અભિમાન. મહારાષ્ટ્ર, બંગાળ, પંજાબ તથા મદ્રાસ એ ચાર પ્રાન્તોમાં આપણી ભારતીય સંસ્કૃતિના શ્રેષ્ઠત્વનું અભિમાન પોષે એવી હિલચાલો આ કાળમાં થયેલી છે. મહારાષ્ટ્રમાં આ નવી ચળવળે જે રૂપ પકડયું તેને 'મહારાષ્ટ્ર-ધર્મનો પુનરુદ્ધાર', નામથી ઓળખાવી શકાય. બંગાળમાં રામકૃષ્ણ પરમહંસના શિષ્ય સ્વામી વિવેકાનન્દે એ જ વખતે ભારતીય વેદાન્તનો ઝંડો દુનિયાભરમાં ફરકાવવા માટે સંન્યાસની દીક્ષા લીધી અને પાછળથી રામકૃષ્ણ મિશનની સ્થાપના કરી. પંજાબમાં સ્વામી દયાનન્દે સ્થાપેલા આર્ય સમાજની શાખાએ ૧૮૭૭માં લાહોરમાં જડ ઘાલી અને તેણે પંજાબમાં નવજીવન નિર્માણ કર્યું. મદ્રાસ તરફ આ જ અરસામાં થિયૉસૉફીનો વિશેષ પ્રચાર થયો. એ પ્રાન્તમાં રાષ્ટ્રીય સ્વાભિમાન જાગ્રત કરવાનું કામ પણ થિયૉસૉફીએ જ કર્યું. આવી રીતે મહારાષ્ટ્ર ધર્મ, રામકૃષ્ણ મિશન, આર્યસમાજ તથા થિયૉસૉફી દ્વારા મહારાષ્ટ્ર, બંગાળ, પંજાબ અને મદ્રાસ એ ચાર પ્રાન્તોમાં એક રાષ્ટ્રીયતાની ભાવનાનો એક નવો યુગ શરૂ થયો.

આ નવા સ્વાભિમાની યુગનો અવતાર આ વખતે આખા ભરતખંડમાં થઈ રહ્યો હતો; તેમાંથી જ આગળ જતાં જહાલ રાષ્ટ્રીય રાજકારણનો જન્મ થયો. પણ આ જહાલ રાષ્ટ્રીય રાજકારણનો ઉદય પ્રથમ મહારાષ્ટ્રમાં થયો. આનું કારણ શોધવા માટે આપણે મહારાષ્ટ્રમાં થયેલી આ નવી જાગૃતિની સાંસ્કૃતિક બાજુનો વધારે વિસ્તારથી વિચાર કરવો જોઈએ. પણ

એ વિષયની મીમાંસા પછીના એક પ્રકરણમાં કરવાનું ધાર્યું છે. આ પ્રકરણમાં આપણે ફક્ત રાજકીય હિલચાલનો જ વિચાર કરીશું. એ દૃષ્ટિથી અહીં એટલું કહેવું પૂરતું થશે કે, તે વખતે જે જુવાનો દેશભક્તિની દીક્ષા લઈને સ્વાર્થત્યાગપૂર્વક દેશસેવાના કામમાં પડ્યા, તેમના અને તેમની પૂર્વેની પેઢીના રાજકીય વિચારોમાં ભારે અંતર પડી ગયું હતું એમ આપણને દેખાય છે.

આ નવી પેઢીના અને જૂની પેઢીના વિચારોમાં પડેલો પહેલો મોટો ફેર તે એ હતો કે, આ યુવાન દેશભક્તોને આપણા રાજકીય પારતંત્ર્યનો અંત લાવવાની તાલાવેલી લાગી હતી. અને તેથી તેમના બધા વિચારોમાં રાજકીય સુધારાને પ્રાધાન્ય મળ્યું હતું. વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકરે 'આમચ્યા દેશાચી સ્થિતિ' નામના પોતાના જાણીતા લેખમાં કહ્યું છે:

"આપણી હાલની ગરીબીનું કારણ શું છે તે કોઈનેયે કહેવાની જરૂર રહેતી નથી. પરદેશી રાજ્યની સત્તા તેનું કારણ છે, એ ઉઘાડું છે. અંગ્રેજોએ અહીંની રાજ્યસત્તાનો કબજો લીધો તે પહેલાં આ દેશ સમૃદ્ધ હતો, અને મુસલમાનોનો જુલમી કહેવાતો અમલ પણ હાલના સુધરેલા રાજ્યના અમલ કરતાં સો ગણો સારો હતો, ઇત્યાદિ વિધાનો હવે સિદ્ધાન્ત જેવાં બની ગયાં છે; એટલું જ નહીં, પણ અંગ્રેજો પોતે પણ એ વસ્તુઓ છડેચોક કહેતા થયા છે, એ આજે ઘણું કરીને બધાને જાણીતું હશે. તો હવે જો આપણા પશ્ચિમના આર્યબાંધવોનું આધિપત્ય જ આપણી અવદશાનું મોટામાં મોટું કારણ હોય, તો તેનું નિરાકરણ થશે એટલે આપણી સ્થિતિ સુધરશે એમ જો કોઈને લાગે તો તે સ્વાભાવિક છે. . . . આપણી અન્નાન્ન દશા થઈ છે, દુકાળનો ફટકો લાગતાં જ લાખો લોકો રામશરણ થઈ જાય છે, સરકારી કરવેરા વગેરેના ભારથી રૈયતનો કચ્ચરઘાણ થઈ રહ્યો છે, લોકોને પોતાના સામાન્ય હકોનું તથા બીજી સાદી બાબતોનું પણ ભાન નથી, તેથી તેમની સ્થિતિ પશુ જેવી થઈ ગઈ છે; દેશ આટલો સાધનસંપન્ન છે, અહીંની વસ્તી આટલી મોટી છે, લોકોની બુદ્ધિ પ્રખર છે, અને કેટલેક ઠેકાણે અર્થસંચય પણ જોઈએ તેટલો છે અને છતાં કલ્પવૃક્ષની નીચે ઉપવાસ એ ન્યાયે આવડી મોટી પ્રજા વિનાકારણ કષ્ટ વેઠી રહી છે, . . . એવી સ્થિતિ બધાની નજર આગળ છે; તેમ છતાં દેશોન્નતિ માટે નીકળી પડેલા મહાવીરો ઉપરની આપત્તિના પ્રતિકાર માટે શી પ્રવૃત્તિ આદરી રહ્યા છે તે જોવા જેવું છે. કોઈ આકાશવાસી પિતાને નામે બૂમ પાડે છે, તો કોઈ પોતાની લેડી મારફતે કોઈ ગૌરકાય અધિકારીનું હસ્તપીડનપૂર્વક સ્વાગત કરી રહ્યા છે; કોઈ પાર્લમેન્ટની ધમાલમાં મશગૂલ છે, તો કોઈ અર્વાચીન સોમરસમાં તલ્લીન થઈને જાતિભેદરૂપે જે મહાન અરિષ્ટ દેશને ઘેરી બેઠું છે, તેનું શમન થાય અને દેશને આરામ થાય તેટલા માટે અર્વાચીન ઋષિઓનો સંઘ જમાવીને ગવાલંભનું અનુષ્ઠાન કરી રહ્યા છે; કોઈ સરકારી અધિકારીઓના પ્રતિદિન ઉંબર પૂજીને તેમની આગળ સતત લાંગૂલચાલન કરી રહ્યા છે, વગેરે વગેરે. આ બધી વસ્તુઓ અમને કેવળ શરમજનક લાગે છે."

આપણા દારિદ્ર્યનો અને રાજકીય ગુલામીનો અંત લાવવાનો પ્રશ્ન પ્રથમ હાથ ધરવો જોઈએ, એમ એકલા ચિપળુણકર જ કહેતા હતા એવું નથી; પરંતુ આપણા સામાજિક તથા ધાર્મિક વિચારોમાં પણ ક્રાન્તિ થવાની જરૂર છે એવું પ્રતિપાદન કરનારા આગરકરને રાજકીય સુધારાને અને તે દ્વારા થઈ શકતા દારિદ્રવિનાશને અગ્રસ્થાન આપવું જોઈએ એ વાત માન્ય હતી. એટલું જ નહીં, પણ બ્રિટિશ રાજ્યકર્તાઓ આપણને કેવળ ધાર્મિક અને સામાજિક સુધારાના કામમાં દટાઈ જાઓ એવો ઉપદેશ આપે છે, ત્યારે એમાં તેમનો રાજકીય તેમ જ આર્થિક સ્વાર્થ રહેલો હોય છે, એ વસ્તુ પણ આગરકરે લોકો આગળ સ્પષ્ટપણે રજૂ કરેલી છે. "ફેરજમાબંદી અને લશ્કરી ખર્ચ" એ મથાળાથી 'સુધારક'માં લખેલા પોતાના લેખમાં તેઓ લખે છે:

"આપણા પરદેશી માલિકો આપણા સામાજિક આચારની ખોડખાંપણો શોધી કાઢીને તે દૂર કરવા માટે ભારે પ્રેમથી આપણને ઉપદેશ કરે છે; પણ તેમના કારભારમાં જે ભૂલો થાય છે, અને જે ભૂલોને લીધે આપણું પારાવાર નુકસાન થઈ રહ્યું છે, તેને વિષે કલમથી અને જીભથી વરસોના વરસો સુધી તેમની આગળ બકવાટ ચાલુ રાખવા છતાં તેમને તે સંભળાતો નથી અને સંભળાય તો પણ ભૂલો સુધારવાની તેમને હિંમત થતી નથી. સામાજિક સુધારો જેમ આવશ્યક છે તેમ જ રાજકીય સુધારો પણ આવશ્યક છે. બલ્કે થોડા દિવસ ઉપર એક પ્રસંગે ઑ. મિ. તેલંગે બહુ જ સરસ રીતે બતાવી આપ્યું હતું તેમ, સામાજિક સુધારા કરતાં રાજકીય સુધારો વધારે જરૂરી છે અને તેથી રાજકીય સુધારા સામાજિક સુધારાની પહેલાં થવા જોઈએ. સુધારાનો આ જ ક્રમ સ્વાભાવિક છે, છતાં સરકાર તે ક્રમને ઉલટાવવા માગે છે એ નવાઈ જ કહેવાય ને? પણ એમાં નવાઈ શી? ઉપર કહ્યું તેમ એ જ માનવસ્વભાવ છે. સરકાર એટલે કોઈ શરીર વગરનો બાઉ અથવા દેવ છે, એમ જેમને લાગતું હોય તે લોકોને આ વાતની નવાઈ ભલે લાગે; પણ સરકાર એટલે માણસોના બીજા પ્રકારના સમૂહોના જેવો એક સમૂહ જ છે, એ વાત જેમને બરાબર સમજાઈ હોય તેમને આપણી સરકારની આપણા સામાજિક સુધારા બાબતની ફિકર અને આપણા રાજકીય સુધારાની બાબતની બેદરકારી જોઈને ખાસ નવાઈ નહીં લાગે. તેમ છતાં સરકારી સત્તાવાળાઓએ એક વાત હંમેશ ધ્યાનમાં રાખવી જોઈએ કે, સ્થિતિ અને પ્રગતિ (ઑર્ડર ઍન્ડ પ્રોગ્રેસ)ના અન્યોન્ય સંબંધ જેવો જ રાજકીય અને સામાજિક સુધારાઓનો અરસપરસ સંબંધ છે. પ્રથમ જીવવું, ને પછી સારી રીતે કેમ જીવવું, એ જીવનનો સ્વાભાવિક ક્રમ છે. માણસનું ભરણપોષણ જ ન થતું હોય તો તેનો સુખેથી જીવવાનો સવાલ જ ક્યાં રહે છે? મૂળમાં દ્રવ્યની હસ્તી જ ન હોય તો કારીગરી ક્યાંથી આવવાની હતી? વિશેષ પ્રકારની રાજકીય વ્યવસ્થાઓ સમાજની કેવળ હસ્તી માટે પણ જરૂરી છે; એટલે કે તેને અભાવે સમાજ છિન્નભિન્ન થઈ જાય છે. સામાજિક સુધારાની બાબત એવી નથી. તે સમાજને શોભા આપે છે અથવા વિશેષ પ્રકારનો આનંદ આપે છે તેથી તે સુધારો પાછળથી થાય તો પણ ચાલે. ન્યાતિભેદ, બાલવિવાહ, ફરજિયાત વૈધવ્ય, કેશવપન વગેરે ભૂંડી રૂઢિઓથી આપણને ખૂબ ત્રાસ થાય છે. પણ મીઠા

ઉપરનો જબરદસ્ત વેરો, દર ત્રીસ વરસે આપણી ખેતીની છાતી પર ચઢી બેસનારી જમાબંદી અને દર વરસે કાળની માફક કરોડો રૂપિયા હોઇયાં કરીને ફરી પાછું ખાઉધરાની જેમ મોં પહોળું કરીને બેસનારું લશ્કરી ખાતું, વગેરેને લીધે આપણને જે ત્રાસ થાય છે તેની સરખામણીમાં આપણા સામાજિક શોચનીય દુરાચારોથી થતો ત્રાસ સાવ નજીવો ગણાય. આ ક્ષણે જેટલી વિધવાઓ વૈધવ્યનું દુ:ખ ભોગવી રહી છે અથવા હવે પછીના સો બસો વરસમાં જેટલી વિધવાઓને તે ભોગવવું પડશે, તે બધું એકઠું કરીએ તો પણ તે ૧૮૭૫-૭૬-૭૭ના દુકાળોમાં જે સાઠ લાખ માણસો ભૂખે ટળવળીને મરી ગયાં તેમના દુ:ખની બરોબરી નહીં કરી શકે."*

રાજકીય સુધારાઓ વિષે આગરકરનો આવો સ્પષ્ટ મત હોવા છતાં તેમણે સામાજિક તથા ધાર્મિક વિચારક્રાન્તિ વિષે આગ્રહ શા માટે રાખ્યો હતો, તેની યોગ્યાયોગ્યતાનું વિવેચન આગળ આવશે. અહીં અમે એટલું જ બતાવવા માગીએ છીએ કે, સને ૧૮૮૦ની સાલથી દેશના બધા વિચારવાન જુવાનોની દૃષ્ટિથી દેશનું દારિદ્ય અને દાસ્ય નાબૂદ કરવાનો પ્રશ્ન સૌથી વધારે મહત્ત્વનો બન્યો હતો. આ બાબતમાં ચિપળુણકર, આગરકર તથા ટિળક વચ્ચે બિલકુલ મતભેદ ન હતો. લોકમાન્ય ટિળક લખે છે :

"૧૮૮૮ સુધી કેસરીમાં રાજકીય વિષયો ઉપર જે લેખ પ્રગટ થયા તેમાંના ઘણાખરા આગરકરના છે, અને તે પછી સુધારકમાં પણ એવી જાતના કેટલાય લેખો આવેલા છે. એ બધાનો બારીકાઈથી અભ્યાસ કરતાં એમ દેખાશે કે, આગરકર પૂરેપૂરા સ્વરાજવાદી હતા, અને કૈ. વિષ્ણુશાસ્ત્રી ચિપળુણકરની માફક દેશનું દારિદ્રય, પરાવલંબન, પરતંત્રતા, શ્રેષ્ઠ હિન્દીઓનો તેજોવધ, ગોરા અધિકારીઓની લીલાલહેર અને પસંદગી, વેપારની પાયમાલી વગેરે રાજકીય તેમ જ આર્થિક અવનતિ જોઈને તેમનું હૈયું કેશવપનાદિ રૂઢિઓ જોઈને જેટલું દુ:ખી થતું હતું તેના કરતાં પણ વધારે સંતપ્ત અને દુ:ખી થતું હતું; અને આ બધાના નિવારણ માટે મિલ અને સ્પેન્સરે પ્રતિપાદેલા સ્વરાજ્યના તત્ત્વ વિના બીજો ઉપાય નથી એવી તેમની પાકી ખાતરી થઈ હતી. મિલે જેમ પોતાની કલમ કેવળ સ્ત્રીસ્વાતંત્ર્યના પ્રશ્ન વિષે જ ચલાવી ન હતી, તેવી જ રીતે આગરકરે પણ કેવળ સમાજસુધારા માટે ચલાવી ન હતી; અને જે તાર્કિકપણું સમાજસુધારાની બાબતમાં તેમણે બતાવ્યું, એ જ તાર્કિકપણું રાજકીય પ્રશ્નો વિષે લખેલા લેખોમાં પણ તેમણે પૂરેપૂરું બતાવ્યું છે. ટિળક અને આગરકર એ બન્ને વચ્ચે જે મતભેદ થયો હતો તે રાજકીય બાબતોને અંગે કે કેળવણીને અંગે ન હતો. તેમનો મતભેદ ધાર્મિક અને સામાજિક પ્રશ્નોને અંગે હતો. ધર્મની બાબતમાં આગરકર કેવળ બુદ્ધિવાદી હતા અને તે જ વલણ તેમણે કંઈ નહીં તો સામાજિક પ્રશ્નો વિષેના પોતાના લેખોમાં સ્વીકારેલું હતું. . . . સુધારો જોઈતો જ નથી એમ કેસરીએ કદી કહ્યું નથી, પણ કેવળ બૌદ્ધિક દૃષ્ટિથી કે તર્કની દૃષ્ટિથી સુધારાનો વિચાર

* 'નિબંધસંગ્રહ', ભાગ ૩, પૃ. ૧૧૫-૧૬.

કરવા કેસરી તૈયાર ન હતું. એટલે પોતાની જ નીતિને વળગી રહેવું હોય તો આગરકરે બીજું છાપું કાઢવું આવશ્યક હતું અને તે તેમણે કાઢ્યું પણ ખરું."×

લોકમાન્ય ટિળકે અહીં પોતાના અને આગરકર વચ્ચેના મતભેદનું તેમ જ મતૈક્યનું સ્પષ્ટ અને તાત્વિક વિવેચન કર્યું છે અને એને અનુસરીને જ આ પછીના પ્રકરણમાં અમે તેનું વિસ્તારથી વિવેચન કરવાના છીએ. કેસરી શરૂ કર્યા પછી એક વરસમાં જ ચિપળુણકર અવસાન પામ્યા. તેથી આ નવા રાજકીય પક્ષના વિચારો મહારાષ્ટ્ર આગળ રજૂ કરવાનું કામ કેસરીનું તંત્ર ટિળકના હાથમાં ગયું ત્યાં સુધી મુખ્યત્વે આગરકરને માથે જ આવી પડયું હતું. ૧૮૮૮ સુધીના કાળમાં કેસરીમાં પ્રગટ થયેલા લેખો વાંચતાં આ નવા રાજકીય વિચારોના સ્વરૂપનો સ્પષ્ટ ખ્યાલ આવે છે.

જૂની પેઢીના લોકોમાં અંગ્રેજો અને હિન્દીઓ વચ્ચે મૈત્રી સ્થાપન કરવાની જે એક વૃત્તિ દેખાતી હતી તે કેસરીને ભ્રામક અને અનર્થકારક લાગતી હતી. હિન્દુસ્તાનમાં આવેલા અંગ્રેજો અને હિન્દી લોકો વચ્ચેની મૈત્રી દિવસે દિવસે વધતી જશે અને જુદાપણું ઘટતું જશે એમ માનવાને બદલે તે મૈત્રી દિવસે દિવસે ઘટતી જશે અને આખરે હિન્દુસ્તાન સ્વતંત્ર થશે, એવું ધ્યેય નજર આગળ રાખીને જ આપણે વર્તવું જોઈએ, એ વાતનું કેસરીના લેખોમાં આગરકરે આગ્રહપૂર્વક પ્રતિપાદન કર્યું છે.

"જેમ જડ બાહ્યસૃષ્ટિમાં પદાર્થોના સંયોગવિયોગ તેમની સમાનધર્મતા અને અસમાનધર્મતાને કારણે થાય છે, તેવી જ રીતે સચેતન અંતઃસૃષ્ટિની બાબતમાં પણ થાય છે. પથ્થર અને લાકડું, ધાતુ અને માટી, એ જેમ એકત્ર થઈ શકતાં નથી, તે જ પ્રમાણે અધિકારી અને અનધિકારી, સ્વામી અને સેવક, સકાંચન અને નિષ્કાંચન, સ્વતંત્ર અને પરતંત્ર, એમની વચ્ચે મિત્રતા બંધાતી નથી. સમાનશીલત્વ એ અરસપરસ મિત્રતાનું આદ્ય બીજ અથવા અનન્યથાસિદ્ધ આદિકારણ છે. સ્વભાવવિપર્યાસ જ્યાં હોય ત્યાં ગાઢો સંબંધ બંધાવાની બિલકુલ અપેક્ષા રાખી શકાય નહીં. ઉપરના વાક્યોની યથાર્થતા જેમને પૂરેપૂરી ગળે ઊતરશે તેમને યુરોપિયનો અને હિન્દીઓ વચ્ચે ગાઢી મૈત્રી કદી પણ થવાની નથી એમ અમે જે આગ્રહપૂર્વક કહીએ છીએ તેની નવાઈ લાગશે નહીં. મનુપ્રણીત બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર વર્ણોને લીધે પેદા થયેલા જ્ઞાતિભેદ કરતાં પરાભવને પરિણામે પેદા થતો જાતિભેદ ઘણો જ વધારે તીવ્ર હોય છે. બીજી લાખો બાબતોમાં એકતા કે સમાનતા હોય તો પણ 'રાજા–પ્રજા'નો ભાવ દાખલ થતાંની સાથે જ બાકીના બધા સંબંધો ડૂબી જાય છે અને એકજીવ થવાનો સંભવ નષ્ટ થાય છે."

ફરી આ જ દૃષ્ટિનું અવલંબન કરીને તેઓ આપણા રાજકીય ભાવિ વિષે આગળ જતાં લખે છે:

---

× 'લોકમાન્ય ટિળકાંચે કેસરીંતીલ લેખ', ભાગ ૪, પૃ. ૫૩૪-૩૫.

"કોઈ પણ રાષ્ટ્ર ગમે તેટલું સમર્થ હોય તો પણ તેણે એવો ઘમંડ કદી ન રાખવો જોઈએ કે, 'ફલાણો દેશ મેં જીત્યો છે, તેની માલિકી ચિરકાળ મારી પાસે જ રહેશે.' હવે પરાજિત દેશના એકેએક માણસને ખતમ કરી દેવામાં આવે તો વાત જુદી. પરંતુ કોઈ પણ રીતે તેમની એકદેશત્વની ભાવના બાકી રહે તો તે વિજયી બનેલા રાષ્ટ્રને સમૂળ ઉખાડી નાખ્યા વિના કદી જંપીને બેસશે નહીં . . . હિન્દુસ્તાન દેશનું જ્ઞાન અને ધન પ્રતિવર્ષે વધતાં જાય છે એ જો સાચું હોય, તો અંગ્રેજ અને હિન્દી એ બન્ને વચ્ચે ઉત્તરોત્તર મિત્રતા વધવાની નથી; એટલું જ નહીં, પણ દિવસે દિવસે તેમની વચ્ચે નવા નવા ઝઘડાઓ પેદા થશે અને આખરે મામલો મારામારી ઉપર આવી જશે; અને આમ હિન્દુસ્તાન પોતાની મુક્તિ મેળવી લેશે એમ માન્યા વિના છૂટકો નથી. . . . ગમે તે થાય તો પણ હિન્દીઓ ધનસંપન્ન અને જ્ઞાનસંપન્ન થાય એટલે અંગ્રેજ લોકો એક દિવસ પોતાની મેળે પોટલા બાંધીને ચાલ્યા જશે એમ રખે કોઈ માને. રાજ્યશાસ્ત્રના સિદ્ધાન્ત પ્રમાણે તેમ જ ઐતિહાસિક અનુભવ જોતાં હિન્દુસ્તાનના લોકોની અક્કલ અને તાકાત દિવસે દિવસે વધતી જશે અને અંગ્રેજો અને તેમની વચ્ચે વધારે ને વધારે ફાટફૂટ થતી જશે અને આખરે ઘરનો ધણી પરોણાને પોતાના ઘરમાંથી હાંકી કાઢશે."*

ઇતિહાસ અને રાજ્યશાસ્ત્ર તરફ ઈશ્વરી કૃપાની શ્રદ્ધાળુ દૃષ્ટિથી જોવાના યુગનો અંત આવ્યો હતો અને શુદ્ધ ભૌતિક તેમ જ બૌદ્ધિક દૃષ્ટિથી તેમના તરફ જોવાનો યુગ હવે મહારાષ્ટ્રમાં શરૂ થયો હતો, એમ ઉપરનો ઉતારો વાંચવાથી કોઈ પણ વાચકના ધ્યાનમાં આવશે.

આવી રીતે વિચાર કરનારા યુવાનોને ન્યા. રાનડેની કે લોકહિતવાદીની દૃષ્ટિ તદ્દન માન્ય થાય એવી ન હતી. શાસિત અને શાસકના હિતો વચ્ચેનો વ્યાવહારિક વિરોધ તેમને ચોખ્ખો દેખાતો હતો, અને લોકો આગળ તે સ્પષ્ટપણે રજૂ કરીને તેમણે લોકજાગૃતિનું કાર્ય શરૂ કર્યું હતું. એટલે રાજ્યકર્તાઓ પાસે 'ભિક્ષાં દેહિ' કરવાથી આપણી દાદ ફરિયાદ સંભળાવાની નથી એમ લોકોને તેમણે સમજાવવાની શરૂઆત કરી હતી. 'અંગ્રેજી રાજ્યમાં પેટપૂરતું ખાવાનું પણ મળતું નથી' એ લેખમાં આગરકર લખે છે:

"સરકાર અને પ્રજા અથવા શાસનકર્તા અને શાસિત એ બેનો સ્વભાવિકપણે જ એકબીજા સાથે હિતવિરોધ હોય છે. કોઈ પણ સરકાર જુલમી હોય કે ન હોય એ તેના શાસન હેઠળ જે પ્રજા વસે છે તેની પ્રકૃતિ પર આધાર રાખે છે. જેમનામાં સ્વભાવથી જ સ્વતંત્રતા અને સુખ મેળવવાની વૃત્તિ હોય છે તે લોકો પ્રસંગવશાત્ કેટલોક વખત લાચારીથી પારતંત્ર્યને વશ થશે અથવા કષ્ટ સહન કરશે; પણ યોગ્ય અવસર મળતાં જ પોતાનું સ્વાતંત્ર્ય પાછું મેળવ્યા વિના રહેશે નહીં. રાજકીય હકો, ભૌતિક સુખસગવડો, અથવા સ્વતંત્રતાનું દાન 'ભિક્ષાં દેહિ' એટલું કહેવાથી કોઈ આપી દેતું નથી. આ વસ્તુઓ કેવળ બુદ્ધિ અને પુરુષાર્થ વડે જ પ્રાપ્ત

* 'કેસરીંતીલ નિવડક નિબંધ', પહિલેં પુસ્તક, પૃ. ૧૫૮–૬૦.

કરી શકાય તેવી છે. . . . સરકારની કૃપાથી કે તેની ન્યાય અથવા વિવેકબુદ્ધિથી આપણને જે હક અથવા તે હકોને પરિણામે જે સુખસગવડો મળે છે તે બહુ જ મર્યાદિત હોય છે. તેથી હિન્દુસ્તાનની ગરીબાઈ વિષે આજ સુધી અમે જે લખ્યું છે, અને હવે પછી લખીશું, તેમાં આપણા રાજ્યકર્તાઓના દોષો કાઢવા કરતાં અથવા તેમની આગળ ઝોળી ધરીને તેમાં એકાદ ટુકડો નાખવા માટે તેમને પ્રાર્થના કરવા કરતાં આપણા લોકોને પોતાની પરિસ્થિતિનું યથાર્થ જ્ઞાન થાય અને તે સુધારવા માટે તેમનામાં ઉત્સાહ પેદા થાય એ જ અમારો મુખ્ય હેતુ હતો, છે અને રહેશે, એમ અમારા વાંચકોએ ચોક્કસ ધ્યાનમાં રાખવું."+

આ જુવાન પક્ષની રાજકીય અને ઔદ્યોગિક બાબતોને અંગે એવી વૃત્તિ હતી કે, સ્વાતંત્ર્ય એ સાધ્ય છે અને સ્વાવલંબન એ સાધન છે. વળી, માનવ-સ્વભાવ તથા ઐતિહાસિક ઘટનાઓ તરફ ભોળી, ભાવનાશીલ અથવા આધિદૈવિક દૃષ્ટિથી ન જોતાં વાસ્તવવાદી વહેવારુ દૃષ્ટિથી જોવાનો ઉપદેશ પણ એ પક્ષ લોકોને આપતો હતો. જૂની પેઢીની ભાવિક વફાદારી તેમને પ્રશંસાપાત્ર લાગતી ન હતી અથવા તેનું વારંવાર પ્રદર્શન કરવામાં તેમને સ્વમાન-હાનિ લાગતી. આનો અર્થ એવો નથી કે, તેઓ રાજદ્રોહી અથવા બળવાખોર હતા; પણ તેમની રાજનિષ્ઠા ભાવિક નહીં પણ કાયદેસરની અને વહેવારુ હતી. સામ્રાજ્યશાહીનું શાસ્ત્રીય વિવેચન કરતાં આગરકર ઉપર ઉતારેલી કેસરીની લેખમાળામાં કહે છે :

"સાત સમંદરની પેલી પારથી આપણા માલિકો અહીં પધાર્યા છે અને તેમણે સ્વપરાક્રમથી આપણને જીત્યા છે અને પોતાનું શાસન આ સુવર્ણ ભૂમિમાં સ્થાપ્યું છે. એટલે તેમની આ પરમાર્થબુદ્ધિ માટે આપણે સ્વાભાવિકપણે કૃતજ્ઞ ન થઈ શકતા હોઈએ તોય વિચારપૂર્વક તેમની પ્રત્યે કૃતજ્ઞ અને રાજનિષ્ઠ થવું, એ આપણી ફરજ છે. પરંતુ કોઈ એક રાષ્ટ્રને જ્યારે બીજું રાષ્ટ્ર જીતે છે ત્યારે તે પોતાના લાભ માટે જીતે છે એવું ક્યાંય બને છે ખરું ? કોઈ પણ રાષ્ટ્રની સ્વતંત્રતા ખૂંચવી લઈને તેને તાબે કરવામાં તેનું કલ્યાણ કરવાનો જ જીતનાર રાષ્ટ્રનો ઉદ્દેશ હોય છે ને ! અને જે હેતુથી ઇંગ્લંડે હિન્દુસ્તાનનું રાજ્ય જીતી લીધું છે, તે જ હેતુથી આયર્લેંડને પણ અંગ્રેજોએ પોતાના કબજામાં રાખ્યું નથી શું ! અને આજે ત્રણસો ચારસો વરસથી તેઓ પોતાના નફાનુકસાનની પરવા કર્યા વિના તેની ઉન્નતિ માટે શુદ્ધ પરોપકારની બુદ્ધિથી રાતદિવસ તનતોડ પ્રયત્ન કરતા આવ્યા છે ને ! તેમ છતાં આયર્લેંડના બટાટાખાઉ નિમકહરામ કૅથલિક લોકો બન્ને ટાપુઓની પૂરેપૂરી એકતા થવા દેતા નથી ! અંગ્રેજ લોકોની સાથે પૂરેપૂરા ભળી જઈને એકજીવ થઈ જવાથી પોતાનું કેટલું હિત થવાનું છે તે કેમે કરીને એ મૂર્ખાઓના ભેજામાં ઊતરતું નથી ! . . . ઑસ્ટ્રિયા, પ્રશિયા અને રશિયા એ ત્રણે મળીને અઢારમા સૈકામાં પોલાન્ડના મુલકના ભાગલા પાડીને તેને હોઇયાં કરી ગયા. આ બધું પણ તેમણે પોલાન્ડના કલ્યાણાર્થે જ નહોતું કર્યું કે ! ટ્યૂનિસ પ્રકરણ, ઝુલૂ પ્રકરણ, ટ્રાન્સવાલ પ્રકરણ, અફઘાનિસ્તાન સાથેની લડાઈ ઇત્યાદિ વસ્તુઓ પણ તે તે દેશના લોકોના ભલાને માટે જ ચાલી રહી છે ! . . .

+ 'નિબંધસંગ્રહ'–ભાગ ૨ રા, પૃ. ૩૪૪-૪૫-૪૬.

પરંતુ આટલે દૂર જવાની જરૂર નથી. મહારાષ્ટ્ર બહાર મરાઠાઓએ જે સવારીઓ કરી તે પણ શુદ્ધ પરમાર્થબુદ્ધિથી થઈ હતી એમ છાતી પર હાથ દઈને કોઈથી કહી શકાય ખરું ? હરગિજ નહિ. ટૂંકમાં, 'બળિયાના બે ભાગ' એ ન્યાય દુનિયામાં જ્યાં જુઓ ત્યાં નજરે પડે છે અને એ જ ન્યાયે જ્યાં સુધી રાષ્ટ્રોનું વર્તન ચાલ્યા કરશે, ત્યાં સુધી તેમની પરમાર્થની પોલી વાતો ઉપર કોઈ પણ સમજુ માણસ વિશ્વાસ રાખશે નહીં; અને આવાં બે રાષ્ટ્રો એકજીવ થઈને તેમની વચ્ચે ગાઢી મિત્રતા બંધાય અથવા તેમનું અન્યોન્ય સંગઠન થાય એવો સંભવ બહુ ઓછો છે." *

બીજી એક બાબતમાં પણ જૂની પેઢી અને નવી પેઢીની દૃષ્ટિમાં જે ફરક પડતો જતો હતો, તે આપણા લોકોની કાયદા પાળવાની વૃત્તિને અંગેનો હતો. આ વૃત્તિ વિષે આગરકર કહે છે :

"રાજ્યકર્તાઓએ ઘડી આપેલા નિયમોનું અંતઃકરણપૂર્વક પાલન કરવું એ જ માનવસંસ્કૃતિનું પ્રમુખ કારણ છે એમ કહેવાને વાંધો નથી. પણ આ પાલન બે પરસ્પર ભિન્ન હેતુઓથી કરવામાં આવે છે, એટલું જ નહીં, પણ એ હેતુભેદ અનુસાર તેનાં પરિણામોમાં પણ ભારે ફરક પડે છે. કોઈ પણ કાયદાને લીધે જુલમ કે ત્રાસ થતો હોય તો એકદમ તે કાયદાથી વિરુદ્ધ વર્તન ન કરતાં તેને યોગ્ય રીતે રદ કરાવવાનો અથવા તેમાં ફેરફાર કરાવવાનો પ્રયત્ન કરવો અને તે પ્રયત્ન સફળ થાય ત્યાં સુધી તેને લીધે થતી હેરાનગતિ શાંતપણે વેઠી લેવી એ નિયમપાલન, અને દંડની, કેદની કે બીજી કોઈ જાતની સજાના ભયથી કાયદાનો જુલમ વરસોના વરસો સુધી મૂંગે મોઢે સહન કર્યા કરવો, એ બેમાં ઘણો ફેર છે. ગમે તે માણસ કાયદો પોતાના હાથમાં લઈને સમાજમાં અંધેર ફેલાવે તો તેથી સર્વને નુકસાન થાય છે, એવી પાકી ખાતરી થવાથી સરકારી અધિકારીઓના હુકમનો ભંગ ન કરવો એ જેટલું પ્રશંસાપાત્ર છે, તેટલું જ કેવળ ડરપોકપણાને લીધે યુગોના યુગો સુધી પારતંત્ર્યમાં રહેવું એ સાચી માણસાઈને અત્યંત લજાવનારું છે." ×

ટૂંકમાં, ધર્મની બાબતમાં જેમ શબ્દપ્રામાણ્યને મર્યાદા છે, તેવી જ રીતે રાજકીય બાબતોમાં પણ કાયદાપાલનની વૃત્તિને મર્યાદા છે; અને ધર્મને નામે જેવો જુલમ થાય છે તેવો જ કાયદાને નામે પણ થાય છે. એ જુલમનો સામનો કરવાની તાકાત જેમનામાં નથી તેમની કાયદો પાળવાની વૃત્તિનું અભિનંદન કરવામાં કશો સાર નથી. પોતાના પારતંત્ર્યનો તેમ જ પોતાની ઉપર થતા જુલમનો પ્રતિકાર કરવો એ માણસનું આદ્ય કર્તવ્ય છે; અને લોકોમાં કેવળ કાયદાપાલનની વૃત્તિ ફેલાવવાનો પ્રયત્ન કરવો એટલું જ આગેવાનોનું કર્તવ્ય નથી, પણ તેમની જુલમનો સામનો કરવાની બુદ્ધિ તેમ જ સ્વતંત્રતાની ધગશ જાગ્રત કરવી એ લોકનાયકોનું આદ્ય કર્તવ્ય છે. ચિપળુણકરઆગરકરની પહેલાં આ સિદ્ધાન્ત કોઈને માન્ય નહીં હોય એવું કંઈ નથી; પણ આ

* 'કેસરીંતીલ નિવડક નિબંધ', ૧ લે પુસ્તક, પૃ. ૧૫૬-૫૮.

× આગરકર 'નિબંધસંગ્રહ,' ભાગ ૧ લા, પૃ. ૧૮૨.

સિદ્ધાન્તની કેવળ જાણ હોવી અને તેનો છડેચોક પ્રચાર કરવા માટે આગળ પડીને તેને પરિણામે આવી પડે તે કષ્ટ સહન કરવા તૈયાર થવું એ બે વચ્ચે મોટું અંતર છે. એ અંતર પ્રથમ વટાવી જવાનું માન બંધારણીય હિલચાલ કરનારાઓમાં મહારાષ્ટ્રના આ જુવાન નેતાઓને જ આપવું ઘટે. "કોઈએ એક વખત વિષ્ણુશાસ્ત્રીને એવો સવાલ પૂછ્યો કે, આવા કડક લેખો લખવાની તમે શી રીતે હિંમત કરો છો?" ત્યારે તેમણે તેનો એવો જવાબ વાળ્યો કે, "પહેલેથી જ એક પગ જેલમાં મૂકીને દેશોન્નતિને માટે અમે અમારી કલમ ઉપાડી છે." એવા ઉદ્‌ગાર આગરકરે ચિપળુણકર વિષેના મૃત્યુલેખમાં કાઢેલા છે. આ શબ્દો સાચેસાચ તેમનો પગ બર્વે પ્રકરણમાં જેલના દરવાજામાં હતો એ અરસામાં તેમણે લખેલા છે, તે જોતાં તેમનું ઔચિત્ય અને મહત્ત્વ બરાબર ધ્યાનમાં આવે છે. પછી થોડા જ દિવસમાં ટિળક આગરકરને ડોંગરીની જેલમાં જવું પડ્યું. ત્યાં તેમણે કયા કયા વિષયોની ચર્ચા કરી તેનું વર્ણન કરતાં આગરકર જણાવે છે, "અત્યારની જેમ ફરી વાર જેલમાં ન આવવું પડે તેટલા માટે કઈ બાબતોમાં સાવચેતી રાખવી; ફરી જેલમાં આવવું પડે તો ભલે, પણ જે કામ કરવાં જ જોઈએ એવાં કામ કયાં, ઇત્યાદિ જાતજાતના વિષયો ઉપર અમારી કોઈ કોઈ વખતે એટલા જોરશોરથી ચર્ચા ચાલતી કે આસપાસના સિપાઈઓ 'આસ્તે બોલો, આસ્તે બોલો' એવો અમને ઇશારો કરતા અને અમારી રાત વાતો કરતાં કરતાં જ પૂરી થઈ જતી."

આવી રીતે એ વખતે મહારાષ્ટ્રમાં ઉદય પામતા એ નવા યુગના હિમાયતીઓની બુદ્ધિ ઊંચે આકાશમાં ઉડ્ડાણ કરીને કાયદાના ક્ષિતિજની પેલી પારના પ્રદેશમાં થતી હિલચાલો પોતાની દૃષ્ટિમર્યાદામાં લઈ શકતી. જાણીબૂજીને કાયદાનો ભંગ આગરકરે તો શું પણ ખુદ લોકમાન્ય ટિળકે પણ પોતાની ચાલીસ વરસની રાજકીય કારકિર્દીમાં કે ચળવળમાં કર્યો નથી; તેમ છતાં રાજ્યનો કાયદો આપણી ચળવળની અંતિમ મર્યાદા નથી, તેમ જ કોઈ પણ ઉપાયે જેલની બહાર રહેવું એ જ લોકનાયકોનું નિત્યકર્તવ્ય નથી, એનું ભાન મહારાષ્ટ્રમાં પ્રથમ ટિળક–આગરકરના ડોંગરીનિવાસે જ કરાવી આપ્યું. 'ડોંગરીની જેલના અમારા એકસો ને એક દિવસ' નામની પોતાની નાનકડી ચોપડીમાં આગરકર લખે છે :

"સોક્રેટીસને પૂરેપૂરી ખાતરી હતી કે, મને જે સજા થઈ છે તે તદ્દન અન્યાયી છે; છતાં તેના ન્યાયાધીશોની નજરે જે વસ્તુ યોગ્ય લાગી તે તેણે સંતોષપૂર્વક સ્વીકારી લીધી . . . સોક્રેટીસ ઉપર મુકાયેલા આરોપોની તપાસ કરવા માટે પાંચ કે દસ માણસો જ બેઠા ન હતા. એથેન્સના પ્રજાસત્તાક રાજ્યની પ્રજાની બહુમતીથી તે ગુનેગાર ઠર્યો હતો, અને તેને ઝેરનો કટોરો પીવો પડ્યો હતો. પણ

કાળે કરીને તેને વિષેનો મત એટલો બધો પલટાઈ ગયો છે કે, તે નિર્દોષ ગણાવા લાગ્યો છે અને તેના પાંચસો છસો ન્યાયાધીશોએ જ ભૂલ કરી હતી એવી લોકોની ખાતરી થઈને આજ સુધી બધા સુધરેલાં રાષ્ટ્રોની એ જ માન્યતા કાયમ છે. 'सत्यमेव जयते' એ અનાદિ કાળથી ચાલતો આવેલો સિદ્ધાંત છે, પણ તે સિદ્ધ થાય તે પહેલાં લાંબો વખત પસાર થવાની જરૂર પડે છે. . . . એટલું ખરું કે, ગમે તે પક્ષ જ્યાં સુધી અધિકારપદે વિરાજમાન હોય છે ત્યાં સુધી તેની ભૂલભરેલી કરણી માટે તેની નિંદા કે ટીકા કરવાની કોઈ હિંમત કરી શકતું નથી; કારણ કે તેમ કરવા જતાં સજા થવાનો સંભવ હોય છે . . જાનની પરવા કર્યા વિના જગતનું કલ્યાણ કરવાને અર્થે અધિકારી વર્ગની ટીકા કરવામાં કે તેને વખોડવામાં મોટાઈ માનનારા ગૅલીલિયો, ક્રેનમર, રામશાસ્ત્રી વગેરે જેવા પાગલો ક્યાંક ક્યાંક મળી આવે છે; પણ જે પૂરેપૂરો વ્યવહારકુશળ છે તે આવા લોકોનું અનુકરણ કદી કરતો નથી . . . સારાંશ, સરકાર જોકે કોઈ સ્વર્ગમાંથી ઊતરી આવેલી વસ્તુ નથી અને સરકારના અધિકારો તેને લોકો પાસેથી જ મળેલા હોય છે, તો પણ તે અધિકારો લાંબા વખત સુધી તેની પાસે રહેવાથી તે ( સરકાર ) એ અધિકારોને જ જોરે લોકો પર શિરજોરી કરવા માંડે છે અને તેમને પોતાના ગુલામ બનાવવાનો પ્રયત્ન કરે છે. આમ થાય છે ત્યારે લોકોમાં જો કંઈક તેજસ્વિતા પરંપરાગત ઊતરી આવી હોય તો જ તેઓ ઉદાસીનતાની નિદ્રામાંથી જાગે છે ને આપખુદ સરકારોને ચાર શબ્દ સંભળાવીને તેને ઠેકાણે લાવે છે. આવી જાતના લોકો જે દેશમાં હોતા નથી ત્યાંની સરકારો પ્રજાની કેટલી કનડગત કરતી હશે તેનું ઠેકાણું નથી. સરકાર જુલમી અને પ્રજા અજ્ઞાન હોય તો થોડા જ વખતમાં બન્નેનો નાશ થાય છે."

આવી રીતે સને ૧૮૮૨માં ટિળક-આગરકરને ત્રણ મહિનાની જે ટૂંકી મુદતની સાદી કેદની સજા થઈ, તેમાંથી જ મહારાષ્ટ્રને એક નવી દૃષ્ટિ પ્રાપ્ત થઈ; અને એ દૃષ્ટિને પરિણામે ટિળક-આગરકર બન્ને તેને ગૅલીલિયો, ક્રેનમર, રામશાસ્ત્રી, સૉક્રેટીસ વગેરે દિવ્ય વિભૂતિઓ જેવા દેખાવા લાગ્યા. દેશભક્તિ વિષેની ઉદાસીનતાની ઘોર નિદ્રામાં પડેલા, અત્યંત વહેવારકુશળ લોકોએ જોકે તેમનું અનુકરણ કર્યું નહીં, અને તેમની વહેવારુ દૃષ્ટિને જોકે તે બન્ને પાગલ દેખાતા હતા, તો પણ એવા પાગલો જે દેશોમાં થોડા ઘણાયે નીકળે છે તેમનો જ ઉદ્ધાર થાય છે, અને જ્યાં નથી નીપજતા ત્યાંની સરકારો અને પ્રજા બન્નેનો કાળે કરીને વિનાશ થાય છે, એ આગરકરનું લખાણ મહારાષ્ટ્રીય જુવાનોનાં હૈયાંમાં કોતરાઈ ગયું! આ નવા પ્રકાશમાં જૂની પેઢીના આગેવાનોનું તેજ થોડુંઘણું પણ ઝાંખું પડે અને તેમાંના સામાન્ય ગણાતા આગેવાનોનો અસ્ત થાય એ તદ્દન સ્વાભાવિક હતું.

કાયદાની મર્યાદામાં રહીને લોકજાગૃતિનું કાર્ય કરનારા જુવાનોનો આવો નવો પક્ષ જે વખતે મહારાષ્ટ્રમાં ઉદય પામતો હતો, તે જ વખતે સશસ્ત્ર ક્રાંતિને માર્ગે જનારા કેટલાક લોકો પણ દેશમાં હતા. આપણી તરફના વાસુદેવ

બળવંત ફડકે આવા લોકોમાંના એક પ્રખ્યાત પુરુષ હતા. પણ આ સંપ્રદાયનો આશ્રય કરીને હિંદુસ્તાનમાં ફરી એક વાર બળવો જગાડવાનો પ્રયત્ન કરનારા અનેક અપ્રસિદ્ધ લોકો એ વખતે દેશભરમાં ફરતા હતા. તેમણે સંન્યાસીનો વેષ ધારણ કરેલો હતો, છતાં દેશની ગરીબ જનતાનો ભૂખમરો જોઈને તેમનું હૈયું ચિરાતું હતું; અને આમ જનતાની મુક્તિનો તેમ જ રાષ્ટ્રના ઉદ્ધારનો બળવા વિના બીજો માર્ગ નથી એમ તેમને લાગતું હતું. સંન્યાસીને વેષે દેશમાં સંચાર કરનારા આવા લોકો હિંદુસ્તાનમાં એક મોટો બળવો જગાડશે, એવો ભય મિ. એ. ઓ. હ્યૂમ જેવા હિંદુસ્તાન સરકારના ગૃહમંત્રીના ચિટણીસને લાગતો હતો. વેડરબર્ને લખેલા હ્યૂમના ચરિત્રમાં આ માહિતી આપેલી છે અને તે વખતે લોકોમાં કેવી જાતનો ભય ફેલાયો હતો તેનું વર્ણન તેઓ નીચે મુજબ કરે છે.

"સ્વયંપ્રેરિત અત્યાચારો, દુષ્ટ માણસોનાં ખૂન, શાહુકારોને ત્યાં ધાડો અને બજારોની લૂંટાલૂંટ ચોમેર એકદમ શરૂ થશે. આજે તદ્દન નીચલા વર્ગોના લોકોને અર્ધા ભૂખ્યા રહેવું પડે છે, તે સ્થિતિમાં આવા થોડાક ગુના શરૂ થતાંની સાથે જ એવી જાતના સંખ્યાબંધ બનાવો જ્યાં ત્યાં બનવા માંડશે. એમ થતાં બધે અંધેર ફેલાશે અને રાજસત્તા નબળી પડી જવાથી પ્રતિષ્ઠિત લોકોના બધા વહેવારો અટકી જશે એક પાંદડા ઉપર પડેલાં પાણીનાં નાનાં નાનાં ટીપાં જેમ એકબીજા સાથે ભળી જાય છે, તેમ દેશમાં જુદે જુદે સ્થળે કેર વર્તાવતી હુલ્લડખોરોની ટોળીઓ એકબીજી સાથે ભળી જશે અને એટલી જોરાવર થઈ જશે કે, તેમને દબાવવાનું મુશ્કેલ થશે. એવા સંજોગોમાં સરકારનો વિરોધ કરનારા કેટલાક અણસમજુ ભણેલા લોકો તેમની સાથે જોડાશે અને ઠેકઠેકાણે હુલ્લડખોરોની આગેવાની લઈને આ હુલ્લડોને સંગઠિત કરશે અને તેને એક રાષ્ટ્રીય બળવાનું સ્વરૂપ આપશે."*

કૈ. વાસુદેવ બળવંત ફડકેનો પ્રયત્ન આ જાતનો હતો. અદાલત સમક્ષ કરેલા પોતાના એકરારમાં તેઓ કહે છે:

"ચાર ચાર માણસોની ટુકડીઓ એક એક મહિના અગાઉથી હું રવાના કરીશ અને . . . દેશમાં નાના નાના બળવા જગાવીશ. આટલાથી જ અંગ્રેજોના મનમાં ધ્રાસકો પડશે . . . આવા બળવાઓથી ટપાલ બંધ થશે, આગગાડી બંધ થશે, તારવહેવાર બંધ પાડી શકાશે, . . . એટલે જેલો ખોલી નાખવામાં મુશ્કેલી નહીં નડે . . . આવા નાના નાના બળવા થશે એટલે . . . બધે જ જાણે એક ચમત્કાર થશે; અને અંગ્રેજોને હાંકી કાઢીને પ્રજાસત્તાક રાજ્યસ્થાપના કરવાનો આપણો હેતુ પાર પડશે."+

ભણેલો વર્ગ આ રસ્તે જાય, તો ફ્રેંચ રાજ્યક્રાન્તિ જેવી ક્રાન્તિ આ દેશમાં થવાનો પૂરતો સંભવ છે એવો ભય તે વખતના અનેક હિન્દી

* 'એ. ઓ. હ્યૂમ' — વેડરબર્ન, પૃ. ૮૧.

+ ખેરવણકરકૃત 'વાસુદેવ બળવંત ફડકેયાંચે ચરિત્ર', પૃ. ૨૯ – 'આજકાલચા મહારાષ્ટ્ર' ઉપરથી.

આગેવાનોને પણ લાગતો હતો. ૧૮૮૦ની સાલમાં ઇંગ્લન્ડના 'સ્ટેટ્સમન' માસિકમાં ડૉ. હંટરને જવાબ રૂપે એક લેખ ગુરુ ગોવિંદની સહીથી પ્રસિદ્ધ થયો હતો. તેનો વિગતવાર સાર કેસરીના બીજા વર્ષના ૨૧થી ૨૫ સુધીના અંકોમાં એટલે કે શાસ્ત્રીબુવાના અવસાન પછી ત્રણ ચાર મહિનાની અંદર જ પ્રસિદ્ધ થયો હતો; અને તે આગરકરે પ્રસિદ્ધ કરેલા 'નિવડક નિબંધો'માં આખો છપાયેલો છે. તેમાંનો નીચે ઉતારેલો ભાગ તે વખતની પરિસ્થિતિ પર પ્રકાશ નાખવાની દૃષ્ટિથી મહત્ત્વનો છે.

"હું સત્યને સ્મરીને જણાવું છું કે, હિન્દુ લોકોના માનસમાં જબરદસ્ત વિચારક્રાન્તિ થઈ રહી છે, અને મોટું તોફાન થવાનું હોય ત્યારે પ્રથમ જેમ થોડોક વખત ચોમેર શાંતિ પથરાય છે, તે જ પ્રમાણે અત્યારે દેખાતી શાંતિ એ કેવળ દક્ષિણનાં હુલ્લડો અને રંપાનું બંડ એ બે બનાવોથી સૂચિત થતા પ્રચંડ બળવાની પુરોગામી શાંતિ છે. વાસુદેવ બળવંત ફડકે નામનો દક્ષિણનો બહારવટિયો બધે જાણીતો છે. તેની ઉપર સરકારે રાજદ્રોહનો આરોપ મૂક્યો તેથી સ્વદેશના કલ્યાણ માટે જાન કુરબાન કરવાને તે તૈયાર છે એવી તેની ચોમેર ખ્યાતિ ફેલાઈ છે. આ વાસુદેવને પૂનાના રસ્તા ઉપરથી જેલ તરફ લઈ જવામાં આવતો હતો તે વખતે લોકોએ 'વાસુદેવ બળવંતકી જય'ના પોકારો કર્યા હતા. આ વસ્તુ જોકે બહુ મહત્ત્વની નથી, છતાં એટલા ઉપરથી સરકારે લોકોનું માનસ ઓળખીને સાવચેતીથી વર્તવું જોઈએ. દેશની રાજકીય પરિસ્થિતિ હાલ બહુ અસ્થિર અને અવ્યવસ્થિત થઈ ગઈ છે, અને તેને ઠેકાણે લાવવા માટે બહુ જ મોટા મનવાળા મુત્સદ્દીની જરૂર છે. દેશી લોકોમાંથી આગળ વધેલા માણસોનું એમ કહેવું છે કે, પાર્લમેન્ટની સભામાં તેમ જ અહીંની ધારાસભાઓમાં લોકોએ ચૂંટી કાઢેલા પ્રતિનિધિઓ હોવા જોઈએ, અને હિન્દુ લોકોને રાજ્યકારભારમાં ઠીક ઠીક ભાગ મળવો જોઈએ. ધંધાદારીઓનું એમ કહેવું છે કે કરનો બોજો ઘટાડવો જોઈએ અને તેમના શ્રમને અને માલને ઉત્તેજન મળવું જોઈએ.

આ સાવ મોળી અને વ્યાજબી માગણીઓ માન્ય કરવાની સરકાર જો ના પાડે તો ભણેલાઓ અને ધંધાદારીઓ એક થશે; અને આવી એકતાનાં અનિવાર્ય પરિણામો હું જ્યારે કલ્પું છું ત્યારે મારું હૈયું ફફડી ઊઠે છે. લોકો નિઃશસ્ત્ર છે અને આપણી પાસે પ્રચંડ લશ્કર પડ્યું છે, એવો ઘમંડ રાખીને સરકાર નિરાંતે બેસી રહે એ ખતરનાક છે. લોકો કયે વખતે શું કરશે તેનું ઠેકાણું હોતું નથી. તેથી સરકારે ખૂબ ચેતીને ચાલવું જોઈએ. સને ૧૭૮૯ના જુલાઈ મહિનાની ૧૪મી તારીખે પારિસના નિઃશસ્ત્ર લોકોએ શસ્ત્રાગાર ઉપર દરોડો પાડી તેમાંનાં શસ્ત્રો લૂંટી લીધાં, તેથી એક દિવસની અંદર આખું શહેર સશસ્ત્ર બન્યું અને રાજાના પક્ષના ભલભલા વીરોનાં ગાત્ર શિથિલ થઈ ગયાં! એક સૈકા પછી એ જ ઐતિહાસિક ઘટનાની પુનરાવૃત્તિ થાય તો નવાઈ નહીં. અત્યારની નેટિવ લોકોની કંગાળ દશા એવી ને એવી જ કાયમ રહે તો હિંદુસ્તાન સરકારે ફરી દુકાળ પડે ત્યારે ખૂબ સાવચેતી લેવી જોઈએ, એવી મારી તેમને ખાસ સૂચના છે. તેમ છતાં લોકોનાં મન આવી રીતે બેફામ થવા દેવાથી

આ દેશના લોકો ઉપર જે ભારે આપત્તિ આવી પડશે, તે ઇંગ્લન્ડના લોકો જરૂર ટાળી શકે તેમ છે.'' *

આવી જ જાતનો ભય દાદાભાઈએ ૧૮૮૦માં વ્યક્ત કર્યો હતો, એટલું જ નહીં, પણ હવે પછી બ્રિટિશોને તેમની ભેદનીતિ કામ આવવાની નથી, એવી તેમણે ચોખ્ખી ચેતવણી આપેલી છે.

"હિંદુસ્તાનની જુદી જુદી જાતો અને જમાતો વચ્ચે જે કુસંપ અને ભેદભાવ પ્રવર્તે છે, તેને લઈને ઇંગ્લંડનું હિંદી સામ્રાજ્ય સલામત છે એવી કલ્પના ઉપર મદાર રાખીને અંગ્રેજો મુસ્તાક રહે છે પણ આ પરિસ્થિતિમાંય નવાં બળો કામ કરી રહ્યાં છે. જે અંગ્રેજો આવી જાતની મૂર્ખતાભરેલી સલામતીની ઊંઘમાં પડ્યા છે તેમને હિંદમાં શું ચાલી રહ્યું છે તેની ખબર નથી. જે જાતની કેળવણી આજે બધી ન્યાતજાતના હજારો લોકો પામી રહ્યા છે તે એ બધાને એક જ બીબામાં ઢાળી રહી છે; તેમનામાં સમાન લાગણીઓ, વિચારો અને આકાંક્ષાઓ વધતી જાય છે અને તેથી તેઓ વધારે પરસ્પરાનુકૂલ બનતા જાય છે; અને ખાસ કરીને પોતાના દેશની કંગાલિયત, માનહાનિ, અવનતિ અને પાયમાલી બધાને જ સરખી રીતે ખટકતી હોવાથી આ જાગૃતિનું પહેલું પરિણામ રાજકીય એકતા ને સહાનુભૂતિમાં આવ્યું છે. આ સમાન આદર્શને લીધે જાતિ અને ધર્મના બધા ભેદભાવ અને સ્પર્ધા ધીમે ધીમે નાબૂદ થઈ રહ્યા છે. એનો પ્રારંભ હાલ નજીવો ગણાય તેવો છે; પરંતુ ધીમે ધીમે પણ ચોક્કસપણે તેની પ્રગતિ થઈ રહી છે એમાં શંકા નથી. હિંદુઓ, મુસલમાનો તેમ જ પારસીઓ, બધા જ પૂછી રહ્યા છે કે, અંગ્રેજી રાજ્યથી આપણું ભલું થવાનું છે કે બરબાદી? હવે રાજકારણ તેમનું વધુ ને વધુ ધ્યાન ખેંચતું જાય છે.''

તે પછી આ રાજકીય ક્રાન્તિનો અને ઔદ્યોગિક ઉન્નતિની આકાંક્ષાઓનો સંયોગ બ્રિટિશ માલના બહિષ્કારની હિલચાલમાં પરિણમશે અને આગળ જતાં એ માલના બહિષ્કારમાંથી જ બ્રિટિશ સરકારના બહિષ્કારની હિલચાલ ઊભી થશે એવું ભવિષ્ય દાદાભાઈએ છેક ૧૮૮૦ની સાલમાં ભાખ્યું હતું. તેઓ કહે છે :

"ડૉ. બર્ડવુડે હિન્દુસ્તાનના હુન્નરઉદ્યોગની પાયમાલીના વિરોધમાં પશ્ચિમ હિન્દના લોકોમાં હાલ જે કેટલાંક ગીતોનો પ્રચાર થઈ રહ્યો છે તે તરફ અંગ્રેજ પ્રજાનું ધ્યાન ખેંચ્યું છે. હાથબનાવટની મોંઘી વસ્તુઓના ધંધાને ટકાવી રાખવા માટે યંત્રની મદદથી બનેલી સસ્તી વિલાયતી વસ્તુઓને દૂર રાખવાનો આ પ્રયત્ન નિરર્થક છે એમ માની આપણે તેને કદાચ હસી કાઢીએ. પણ વખત જતાં આ હિલચાલ કેવું સ્વરૂપ પકડશે અને તેનાં શાં પરિણામ આવશે તેનો આપણને ખ્યાલ નથી. હાલ તો એ ગીતો અંગ્રેજી બનાવટના માલના વિરોધમાં છે; પણ અંગ્રેજો આંધળા થઈને આવી વસ્તુઓને અટકાવવાનો યોગ્ય માર્ગ ન શોધી કાઢે, તો અંગ્રેજોની બીજી વસ્તુઓના વિરોધને માટે પણ એ ગીતો સ્વાભાવિકપણે જ એક અસરકારક તૈયારીની

* 'કેસરીંતીલ નિવડક નિબંધ', પુસ્તક ૧ લે' — આગરકર, પૃ. ૨૪-૨૫.

ગરજ સારશે. એ ગીતો વફાદારીની ભાવનાથી ભરેલાં છે, અને એ રાજનિષ્ઠાની સચ્ચાઈની બાબતમાં મને જરાય શંકા નથી. પણ અત્યારની હિન્દુસ્તાનની અધોગતિનો પ્રવાહ આમ ને આમ ચાલુ રહેશે, આમ જનતા પોતાની કંગાલ દશા સુધરવાની બાબતમાં સાવ નિરાશ થઈ જશે, અને દુનિયાનાં જ્ઞાન અને અનુભવ વિનાના ભણેલા જુવાનો તેમના આગેવાન બનશે, તો એ રાજનિષ્ઠાનું રાજદ્રોહમાં રૂપાંતર થતાં અને વિલાયતી માલના વિરોધની લાગણીનો પ્રવાહ વિલાયતી શાસનની સામે વહેતો થતાં ઝાઝી વાર લાગવાની નથી. આ ગીતો તો છે તેવાં જ રહેશે, પણ તેમાં રાજ્યના વિરોધનો એક જ શબ્દ ઉમેરાશે તો તે એક તણખાની ગરજ સારશે અને આખું વાતાવરણ સળગી ઊઠશે."*

ઉપર આપેલા ત્રણ ચાર ઉતારા ધ્યાનથી વાંચવાથી ૧૮૫૭ પછી વીસ વરસની અંદર હિન્દુસ્તાનની સ્થિતિમાં કેવો ફેર પડવા લાગ્યો હતો તેનો કંઈક ખ્યાલ આપણને આવશે. હિન્દની આમ પ્રજા એટલે ખેડૂત વર્ગ મહેસૂલના જબરદસ્ત બોજા નીચે કચડાઈ શાહુકારના પાશમાં ફસાતો જતો હતો અને તેને તોડવાના ઇરાદાથી દુકાળ જેવા પ્રસંગોએ હુલ્લડો કરવા તેમ જ ધાંધલ મચાવવા પ્રવૃત્ત થતો હતો. ભણેલાઓમાંથી કેટલાક સાહસિક લોકો તેમની આગેવાની લઈને પ્રજાસત્તાક સ્વરાજ સ્થાપવાનો સાહસભર્યો ખેલ ખેલવા બહાર આવે એવો સંભવ દેખાતો હતો. હિન્દની પ્રાચીન સંસ્કૃતિમાં ઊછરેલા સંન્યાસી બાવાઓ ફરીથી ૧૮૫૭ની સાલના જેવો બળવો જગાવવાની આશા સેવતા હતા અને ચિપળૂણકર, આગરકર, ટિળક વગેરે લોકો કાયદેસરના રાજ-કારણમાં જ કેટલીક નવી ઉત્કટ, સ્વાર્થત્યાગી, સ્વાવલંબી અને સ્વાતંત્ર્યવાદી ભાવનાઓનો જુસ્સો રેડીને જહાલ રાષ્ટ્રીય રાજકારણનું બીજારોપણ કરી રહ્યા હતા. પૂર્ણ સ્વાતંત્ર્ય એ આ સુશિક્ષિત યુવાનોનું સાધ્ય હતું અને આજન્મ ઉત્કટ દેશસેવા એ તેમનું સાધન હોઈ જૂની પેઢીનું વસાહતી સ્વરાજનું ધ્યેય અને પરાવલંબી સાધનો તેમને માન્ય ન હતાં. ઉપરાંતમાં, બ્રિટિશ રાજ્યમાં શાંતિ હોવાથી વેપાર ઉદ્યોગની સહેજે ઉન્નતિ થશે એવી જે આશા રાખવામાં આવતી હતી તે ધૂળમાં મળી ગઈ હતી; અને ધંધાવાળાઓને પણ સરકાર પોતાની ઉન્નતિની આડે આવે છે તેનું ભાન થવાથી એ વર્ગ પણ અસંતુષ્ટ થઈને રાજકારણ તરફ વળવા લાગ્યો હતો. ધર્મભેદ અને જાતિભેદમાંથી ઊપજતા ભેદભાવ કરતાં 'રાજા અને પ્રજા'ના સંબંધમાંથી ઊપજતો 'જાતિભેદ' વધારે તીવ્ર હોય છે, તેનું ભાન લોકોને થઈ ચૂક્યું હતું અને પરિણામે જુદા જુદા ધર્મ અને ન્યાતજાતની વ્યક્તિઓમાં ગરીબી અને પરતંત્રતાનો નાશ કરવાને માટે એક થવાની આકાંક્ષા નિર્માણ થતી હતી. આ બધાં બળો

* 'પોવર્ટી ઍન્ડ અનબ્રિટિશ રૂલ ઇન ઇંડિયા' — દાદાભાઈ, પૃ. ૨૦૭.

વચ્ચે પરસ્પર પૂર્ણ સહકાર હોત અને બધાના અંતરમાં એક જ ધ્યેયરૂપ પ્રાણશક્તિ સંચાર કરતી હોત તો તે વખતે જ હિન્દમાં ક્રાન્તિ થઈ જાત. પણ હિન્દુસ્તાનના વિશાળ દેશમાં તે વખતે એકરાષ્ટ્રીયતાની પ્રાણશક્તિ હજી પેદા થઈ ન હતી. હિન્દી રાષ્ટ્રમાં તેની પ્રાણપ્રતિષ્ઠા કરવાનું કાર્ય રાષ્ટ્રીય મહાસભા જેવી સંસ્થા વિના થઈ શકે તેમ ન હતું અને આવી પ્રાણપ્રતિષ્ઠા કરી શકે એવી રાષ્ટ્રીય સંસ્થા સ્થાપવાનું કામ ઉપર જણાવેલી શક્તિઓમાંથી કોઈ પણ શક્તિ એકલી કરી શકે તેમ ન હતું.

જેઓ તત્કાળ હિન્દમાં ક્રાન્તિ કરવાની નીતિ અખત્યાર કરવા માગતા હતા તેમનાથી રાષ્ટ્રીય સભા જેવી ખુલ્લી રીતે કાર્ય કરતી અને રાષ્ટ્રીયતાનો પ્રાણ નિર્માણ કરનારી સંસ્થા સ્થાપન થઈ શકે એમ ન હતું. જેમની નજરે ક્રાન્તિ દૂરના ભવિષ્યકાળમાં દેખાતી હતી અને જેઓ કાયદેસરના રાજકારણને જહાલ રાષ્ટ્રીય સ્વરૂપ આપી રહ્યા હતા, તેઓ આ કાર્યની દૃષ્ટિથી સાવ કાચા અને બિનઅનુભવી હતા. દસવીસ વરસ જાહેરપણે દેશસેવા કરીને પ્રસિદ્ધિ, કીર્તિ અને લોકપ્રિયતા સંપાદન કર્યા પછી તેમનામાં અખિલ ભારતીય રાજકારણ ચલાવવાની તાકાત આવવાની હતી. બાકી રહ્યો વિનીત પ્રાગતિક રાજકારણ કરનારાઓનો વર્ગ. એ વર્ગમાં કલકત્તાના ઉમેશચન્દ્ર બેનરજી, આનંદમોહન બોસ અને સુરેન્દ્રનાથ બેનરજી; મુંબઈના મંગળદાસ નથુભાઈ, નવરોજી ફર્દુનજી, વિશ્વનાથ નારાયણ મંડળીક, કાશીનાથ ત્ર્યંબક તેલંગ, ફિરોજશાહ મહેતા; મદ્રાસના એસ. સુબ્રહ્મણ્ય ઐય્યર, પી. રંગય્યા નાયડૂ, પી. આનંદચાર્લુ વગેરે મુખ્ય હતા; અને દાદાભાઈ નવરોજી અને ન્યાયમૂર્તિ રાનડે એ બધાના આગેવાન હતા. આ લોકો ૧૮૭૭થી એક અખિલ ભારતીય રાષ્ટ્રીય સંસ્થા સ્થાપવાનો વિચાર કરતા હતા અને એ દૃષ્ટિથી તેમના પ્રયત્નો પણ ચાલુ હતા. પણ આ કાર્યની પાછળ સતત મંડી રહીને તેને મૂર્ત સ્વરૂપ આપવા જેટલો આત્મવિશ્વાસ આ વર્ગમાં ન હતો. ના. ગોખલેએ એક વાર કહ્યું હતું કે, "રાષ્ટ્રીય મહાસભાને સ્થાપન કરનાર જો એક મહાન અંગ્રેજ અને પ્રતિષ્ઠિત નિવૃત્ત સરકારી અધિકારી ન હોત તો કોઈ પણ હિન્દી તેની સ્થાપના કરી શક્યો ન હોત અને જો કદાચ કોઈ હિન્દી કરી શક્યો હોત તો પણ તે વખતે રાજકીય ચળવળની બાબતમાં રાજ્યકર્તાઓમાં એટલો બધો વહેમ હતો કે તેમણે એક યા બીજે બહાને તે ચળવળને જરૂર દબાવી દીધી હોત."*

ગોખલેના આ ઉદ્ગાર તત્કાલીન રાનડે વગેરે હિન્દી રાજકારણી

* લજપતરાય કૃત 'યંગ ઇંડિયા', પૃ. ૧૧૪ પરથી ઉદ્ધૃત.

પુરુષોની મનોવૃત્તિના દ્યોતક છે. તેમ છતાં જુદા જુદા પ્રાંતોમાં જે હિન્દી આગેવાનો તે વખતે કાર્ય કરી રહ્યા હતા તે બધાને રાષ્ટ્રીય મહાસભા જેવી એક અખિલ ભારતીય સંસ્થાની આવશ્યકતા જણાવા લાગી હતી એટલું નિશ્ચિત છે.

થોડા જ વખતમાં હિન્દી રાજકારણની આ પહેલી પેઢીને રાષ્ટ્રસભાની સ્થાપનામાં સહકાર આપવા માટે બ્રિટિશ રાજ્યકર્તાઓના વર્ગમાંથી બે ત્રણ પ્રતિષ્ઠિત ગૃહસ્થો આગળ આવ્યા. તે હતા એલન ઑક્ટેવિયન હ્યૂમ, સર વિલિયમ વેડરબર્ન અને સર હેન્રી કૉટન. એમાંના હ્યૂમ ૧૮૭૦થી ૧૮૭૯ સુધી હિન્દુસ્તાન સરકારના ગૃહમંત્રીના ચિટણીસ હતા. વેડરબર્ન મુંબઈ ઇલાકામાં અને કૉટન બંગાળ ઇલાકામાં અધિકારપદે હતા. ૧૮૫૭ના બળવા વખતે હ્યૂમ ઇટાવા જિલ્લામાં મૅજિસ્ટ્રેટ હતા. અને બળવાના તોફાન વખતે બ્રિટિશ સામ્રાજ્યનું રક્ષણ કરવાનું કામ તેમણે ઉત્તમ રીતે કર્યું હતું. તેમ છતાં બ્રિટિશ સામ્રાજ્ય ઉપરથી દેખાય છે તેટલું સલામત નથી અને હિન્દી લોકોના મનમાં તેને વિષે અસંતોષ ફાટી નીકળે તો તે દાવાનળના ભડકામાં તે સ્વાહા થઈ જશે એનો તેમને બરાબર ખ્યાલ હતો. સર વિલિયમ વેડરબર્ન મુંબઈ ઇલાકામાં અમલદાર હતા તે વખતે દખ્ખણનાં હુલ્લડોમાંથી ઉદ્ભવેલું વાસુદેવ બળવંત ફડકેનું બંડ તેમણે પોતાની નજરે જોયું હતું અને બ્રિટિશ સત્તાની નબળાઈ તેમના ધ્યાનમાં પણ પૂરેપૂરી આવી હતી. સર હેન્રી કૉટનના મન ઉપર આવી જ જાતની છાપ પડી હતી અને 'હિંદુસ્તાનનું બ્રિટિશ રાજ્ય તરવારને જોરે નભતું નથી, હિંદી લોકો તેને ચાલવા દે છે તેથી જ ટકી રહ્યું છે' એવો તેમનો પણ મત હતો. 'ન્યૂ ઇંડિયા' નામનું એક પુસ્તક તેમણે ૧૮૮૬માં પ્રસિદ્ધ કર્યું હતું. તેમાં તેમણે પોતાનો મત નીચેના શબ્દોમાં રજૂ કર્યો છે. "હિંદુસ્તાન આપણા કાબૂમાં તરવારને જોરે રહ્યું છે એ વાત આખી સાચી નથી. . . . તરવારનો ઉપયોગ કરવાનો તો અહીં અવસર જ નથી, કારણ પ્રતિકારનો જ અભાવ છે. હિન્દુસ્તાનના આપણા રાજ્યને લોકોના વિરોધને અભાવે નભતું રાજ્ય કહીએ, તો વસ્તુસ્થિતિનું યથાર્થ વર્ણન કર્યું કહેવાય."* લોકો જો સરકારનો સતત પ્રતિકાર કરવા માંડે તો હિંદુસ્તાનમાં રાજ્ય ચલાવવું અશક્ય થશે એમ તેમને લાગતું હતું. જ્યાં સુધી હિન્દુસ્તાનમાં રાષ્ટ્રીયતાની ભાવના સંગઠિત થઈ નથી, ત્યાં સુધી એ પ્રતિકારને હંમેશ દબાવી શકાશે એમ માનીને ચાલીએ, તો પણ તેથી દેશમાં અંધાધૂંધી ફેલાશે અને આપણાં વેપાર અને જીવિત જોખમમાં પડશે, અને આપણા આપ-

* 'ન્યૂ ઇંડિયા'–સર હેન્રી કૉટન, પૃ. ૮.

દાદાઓએ સ્થાપન કરેલું આ પ્રચંડ રાજ્યતંત્ર ઊથલી પડશે એવી ધાસ્તી આ બધાને લાગતી હતી. તેથી એ આપત્તિ ટાળવાને માટે કેવળ શસ્ત્ર અને સૈન્ય ઉપર આધાર ન રાખતાં હિન્દુસ્તાનમાં જે રાષ્ટ્રીયતા નિર્માણ થઈ રહી છે તેને રાજનિષ્ઠા અને શાંતિનું સ્વરૂપ આપવું, એમાં જ આપણા સામ્રાજ્યનું તેમ જ હિન્દી રાષ્ટ્રનું હિત છે એવી તેમની માન્યતા હતી. તેમની આ માન્યતાને લીધે હિંદુસ્તાનનું હિત અને બ્રિટિશ રાષ્ટ્રનું હિત એ બે વચ્ચે તેમને વિરોધ દેખાતો ન હતો. હિન્દુસ્તાન પૂર્ણપણે બ્રિટિશ સામ્રાજ્યની હકૂમત હેઠળ આવ્યો તે વખતના એલ્ફિન્સ્ટન, મનરો, માલકમ, મેટ્કાફ્ વગેરે બ્રિટિશ મુત્સદ્દીઓ અને હ્યૂમ, વેડરબર્ન, કૉટન વગેરે ૧૮૫૭ના બળવા પછી વીસ વરસ બાદ રાષ્ટ્રસભાની સ્થાપના કરવામાં સહાય કરનારા બ્રિટિશ મુત્સદ્દીઓ, એ બન્નેની દૃષ્ટિ એક જ છે. જે કંઈ થોડો ફેર છે તે પરિસ્થિતિનો છે. એલ્ફિન્સ્ટન, મનરો, માલકમ વગેરેના વખતમાં હિન્દી લોકોમાં પશ્ચિમની કેળવણીનો પ્રસાર કરવો કે નહીં, તેમને વાણીસ્વાતંત્ર્ય અને લેખનસ્વાતંત્ર્ય આપવું કે નહીં તેની ચર્ચા ચાલતી હતી. એ માર્ગ લેવામાં આવે તો હિન્દુસ્તાનમાં રાષ્ટ્રીય ભાવના પેદા થશે એવી ધાસ્તી તે વખતે વ્યક્ત કરવામાં આવતી હતી. હવે તેનાં સ્પષ્ટ ચિહ્નો દેખાવા લાગ્યાં હતાં. એટલે આ રાષ્ટ્રીયતાની આગેવાની લઈને તેને રાજનિષ્ઠાનું સ્વરૂપ આપી શકાય કે નહીં એ સવાલ તેમની આગળ ખડો થયો હતો. એવું સ્વરૂપ આપી શકાશે એવો હ્યૂમ, વેડરબર્ન અને કૉટન વગેરેનો મત હતો. અલબત, તેમનો આવો મત થવાનું કારણ તેમનામાં રહેલી ઉદારતા અને સ્વાતંત્ર્યપ્રેમ જ હતો એમાં શંકા નથી. તેઓ મુત્સદ્દી હતા, સામ્રાજ્યનિષ્ઠ પણ હતા; પણ તેની સાથે જ તેઓ ઉદાર વૃત્તિવાળા અને સ્વાતંત્ર્યભક્ત પણ હતા. તેમની સ્વાતંત્ર્યપ્રીતિ કેવળ રાનડે, દાદાભાઈની પેઢીને જ માન્ય હતી એમ નથી; પણ લોકમાન્ય ટિળક, લાલા લજપતરાય વગેરેની પેઢીને પણ તે બાબત ખાતરી થયેલી હતી. તેમની પછીની પેઢીને માત્ર તે તેટલી માન્ય થયેલી દેખાતી નથી; પણ એ પેઢીનો તેમની સાથે સીધો સંબંધ આવ્યો ન હતો તેથી આ મતને અમે વિશેષ મહત્ત્વ આપતા નથી. પોતે શું કરી રહ્યા છે તેનો હ્યૂમ-વેડરબર્નને પૂરેપૂરો ખ્યાલ હતો. હ્યૂમના ચરિત્રમાં વેડરબર્ન લખે છે, "જાપાનમાં એક અહિંસક ક્રાન્તિ થઈ અને તેને પરિણામે ત્યાંની મધ્યયુગીન આપખુદ રાજસત્તાનું સ્વરૂપ બદલાયું અને તેની જગ્યાએ ત્યાં જનતાની મરજી મુજબનું બંધારણીય રાજ્યતંત્ર ઊભું થયું. એટલી જ શાંતિભરી ઉત્ક્રાન્તિની પ્રક્રિયાથી મિ. હ્યૂમના અનુયાયીઓએ પરદેશી નોકરશાહીના સ્વૈર આપખુદ અને અસ્થિર તંત્રને બ્રિટિશ સામ્રાજ્યના

આશ્રય હેઠળ ધીમે ધીમે એક સ્થિર રાષ્ટ્રીય સરકારના રૂપમાં ફેરવવાનું કાર્ય હાથમાં લીધું છે."*

પરદેશી નોકરશાહીના અસ્થિર કાબૂને સામ્રાજ્યના છત્ર હેઠળ ધીમે ધીમે એક સ્થિર રાષ્ટ્રીય સરકારનું સ્વરૂપ ક્રમે ક્રમે આપવું, એ હ્યૂમ અને વેડરબર્નનું ધ્યેય હતું; અને તેમની સામે જાપાનની અહિંસક ક્રાન્તિનો આદર્શ હતો. રાષ્ટ્રસભાની સ્થાપના કરનારા હિન્દી આગેવાનો પણ બીજી એક દિશાએથી વિચાર કરતાં કરતાં આવા જ નિર્ણય ઉપર આવ્યા હતા. દેશમાં અશાન્તિ ફેલાવાથી આપણા દેશનું હિત નહીં પણ નુકસાન થવાનું છે, એમ તેમને લાગતું હતું. બ્રિટિશ સામ્રાજ્યને લીધે હિન્દુસ્તાનમાં જે શાંતિ પ્રસ્થાપિત થઈ છે તેની શીતળ છાયા હેઠળ હિન્દુસ્તાનનો સાંસ્કૃતિક વિકાસ થઈ રહ્યો છે એમ તેમને લાગતું હતું. હિન્દુસ્તાન બ્રિટિશ સામ્રાજ્યમાં રહે તેમાં જ તેની સાંસ્કૃતિક દૃષ્ટિએ ઉન્નતિ રહેલી છે એવી જોકે તેમનામાંના ઘણાખરાની માન્યતા હતી, જોકે ઔદ્યોગિક દૃષ્ટિથી જોતાં બ્રિટિશ સામ્રાજ્યને લીધે હિન્દુસ્તાનનું નુકસાન થઈ રહ્યું છે એનું તેમને ભાન હતું, તેમ છતાં બ્રિટિશોની આગેવાની હેઠળ અને બ્રિટિશ મૂડીની સહાયથી ધીમે ધીમે હિન્દુસ્તાનમાં ઔદ્યોગિક ક્રાન્તિ થઈ શકશે એમ તેમને લાગતું હતું. આ ઔદ્યોગિક ક્રાન્તિને માટે જકાત દ્વારા સ્થાનિક ઉદ્યોગોને માટે સંરક્ષણ મેળવવું તેમ જ રાજ્યકારભારમાં થોડો થોડો હિસ્સો મેળવતા રહીને છેવટે સામ્રાજ્યની છત્રછાયા નીચે વસાહતી સ્વરાજ્ય મેળવવાનો બંધારણીય પ્રયત્ન કરવો એવી તેમની નીતિ હતી. આ કાર્યમાં ઇંગ્લન્ડના ઉદારમતવાદી લોકો, બ્રિટિશ અધિકારીઓમાંના દૂરંદેશી મુત્સદ્દીઓ તેમ જ હિન્દુસ્તાનમાં આવેલા ગોરા વેપારીઓ તથા મૂડીવાદીઓની આપણને સહાય થશે એવી તેમને આશા હતી. આત્મપ્રત્યય જેટલો ઓછો તેટલો પરપ્રત્યય વધારે એવો એક માનસશાસ્ત્રીય સિદ્ધાન્ત જ છે. આત્મપ્રત્યય પણ નથી, અને પરપ્રત્યય પણ નથી, એવી માનસિક અવસ્થા લાંબો વખત ટકી શકતી નથી. આશાને માટે માણસ ક્યાંકથી આધાર શોધ્યા જ કરે છે. કર્મપ્રવણ માણસ કોઈ પણ એક યા બીજી શ્રદ્ધાથી કાર્ય કરે છે. દુર્બળ માણસ સ્વાભાવિકપણે જ પરપ્રત્યયી હોય છે અને તેથી જ તેની દુર્બળતા વધતી જાય છે. એ પેઢીની રાષ્ટ્રીય ભાવના અંગ્રેજી સંસ્કૃતિના પરિચયથી જાગ્રત અને પુષ્ટ થઈ હતી. અંગ્રેજી સાહિત્યના ખાતરપાણીનું પોષણ તેને મળ્યું હતું. એટલે એ રાષ્ટ્રીયતા દુર્બળ રહે ત્યાં સુધી પરપ્રત્યયી હોય એ સ્વાભાવિક જ હતું. બીજું, આ રાષ્ટ્રીયતાને માટે ગમે તેવો સ્વાર્થત્યાગ કરવાની એ પેઢીના લોકોની

* 'એ. ઓ હ્યૂમ' — વેડરબર્ન, પૃ. ૪૮.

તૈયારી ન હતી. તેમના હાડમાં રહેલી આ એક દુર્બળતા હતી અને તે દુર્બળતાને કારણે જ તેમનો પરપ્રત્યય અને તેમની પરશ્રદ્ધા અજાણતાં વચ્ચે જતાં હતાં. એમનામાંના ઘણાખરા લોકો સ્વાર્થ સાધીને પરાર્થ કરવા-વાળા હતા; સ્વાર્થને ઠોકરે મારીને પરાર્થને માટે ભેખ લેનારા માણસો તેમનામાં આંગળીને ટેરવે ગણી શકાય એટલા પણ ન હતા. એનો અર્થ એવો નથી કે, તે વખતે સ્વાર્થનો સર્વથા ત્યાગ કરીને પરાર્થ પાછળ આખી જિંદગી આપનારા લોકો બિલકુલ ન હતા; પણ જે લોકો રાજકારણમાં પડ્યા હતા તેમનામાં એવા લોકો ઝાઝા ન હતા, એટલો જ એનો અર્થ છે. તેથી જ એ લોકોને હ્યૂમ, વેડરબર્ન, કોટન જેવા સેવાનિવૃત્ત બ્રિટિશ અધિકારીઓની મદદ મળી ન હોત, તો રાષ્ટ્રીય મહાસભાની સ્થાપનાનું અને પ્રચારનું કાર્ય તેમને હાથે ન થઈ શકત, એમ કહેવામાં કશો વાંધો નથી. આ જાતની પરિસ્થિતિમાં મહાસભાની સ્થાપના થયા પછી લગભગ આઠ દસ વરસ સુધી તેના કામનો તેમ જ પ્રચારનો ઘણોખરો ભાર હ્યૂમને પોતાને જ ઊંચકવો પડ્યો હતો. અને તે પછી જ્યારે તેમને સ્વદેશ જવાની ઇચ્છા થઈ ત્યારે હવે આ રાષ્ટ્રસભા બંધ કરવી કે ચાલુ રાખવી એ બાબત ભારે મોટી ચર્ચા આખા દેશભરમાં ચાલી હતી. પણ એક વાર સ્થાપન કરેલી સંસ્થા તદ્દન બંધ કરી નાખવી એ ઘણું જ નામોશીભરેલું છે એમ માનીને એ પેઢીએ તેને દસેક વરસ જેમ તેમ નભાવી રાખી, એને એ પેઢીનો ભાવિ પેઢી ઉપર મોટો ઉપકાર ગણવો જોઈએ. આગળ જતાં, આ જ સંસ્થામાં ટિળક અને ગોખલે જેવા આજન્મ રાષ્ટ્રસેવકો દાખલ થયા અને તેમણે તેમાં કંઈક નવો પ્રાણ પૂર્યો. ટૂંકમાં, હ્યૂમ, વેડરબર્ન જેવા સેવાનિવૃત્ત બ્રિટિશ અધિકારીઓ અને દાદાભાઈ, રાનડે, બૅનરજી, બોસ, તેલંગ વગેરે હિન્દી રાષ્ટ્રીય આગેવાનો, એ બધાના સહકારથી સામ્રાજ્યનિષ્ઠાના પાયા પર અને બંધારણીય ચળવળને આધારે હિન્દી રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના સને ૧૮૮૫ના ડિસેંબર માસની ૨૮મી તારીખે મુંબઈમાં કરવામાં આવી.

પણ મહાસભાની ઉત્પત્તિનું બીજ કેવળ આ બે વિચારપ્રવાહોના સંગમમાં જ રહેલું નથી. તે બીજની શોધ કરવા માટે આપણે તે વખતના હિન્દના વડા હાકેમ લૉર્ડ ડફરિનની વિચારસરણીનો પરિચય કરી લેવાની જરૂર છે. અખિલ ભારતીય સ્વરૂપની એકાદ રાષ્ટ્રીય સંસ્થા સ્થાપન કરવાની કલ્પના હ્યૂમને પ્રથમ સૂઝી હોય તો પણ તેનું સ્વરૂપ મુખ્યત્વે સામાજિક જ હોવું જોઈએ એવો તેનો અસલ ખ્યાલ હતો; પણ આ સંસ્થાનું સ્વરૂપ રાજકીય હોવું જોઈએ એમ લૉર્ડ ડફરિને જ તેને સૂચવ્યું હતું. હ્યૂમની સાફ દાનત વિષે તેમ જ સ્વાતંત્ર્યપ્રીતિ વિષે તત્કાલીન હિન્દી આગેવાનો એકમુખે ગવાહી

આપતા જણાય છે તેવું લૉર્ડ ડફરિનની બાબતમાં દેખાતું નથી. એટલે રાષ્ટ્રીય સભા સ્થપાય તો તેથી પોતાના રાજ્યકારભારમાં મદદ થશે એ વિચારના કરતાં હિન્દી રાષ્ટ્રીય હિલચાલની આગેવાની કોઈ યુરોપિયન ગૃહસ્થ લે તો અંતિમ પરિણામની દૃષ્ટિથી તે સામ્રાજ્યને હિતકારક થશે એ વિચાર તેમના મનમાં વધારે પ્રબળ હોય તો તેમાં નવાઈ નથી. ઇંગ્લન્ડમાં જેમ પાર્લમેન્ટના વિરોધપક્ષ દ્વારા લોકલાગણી શી છે તે અધિકાર ઉપર આરૂઢ પક્ષ જાણી શકે છે, તેના જેવું જ કાર્ય કરનારી કોઈ સંસ્થા હિન્દુસ્તાનમાં નિર્માણ થાય તો રાજ્યકર્તાઓને તે ઉપયોગી થશે એવો તેમનો મત હતો અને હ્યૂમ જેવા માણસો જો આવી જાતનું રાજકીય કામ ઉપાડે તો તેથી રાજ્યકારભારને ધોખો નહીં પહોંચે, ઊલટું તે વધારે મદદરૂપ થશે એમ તેમને લાગતું હતું; અને એવું સૂચન તેણે હ્યૂમને કર્યું હતું. પણ રાષ્ટ્રીય સભાની સ્થાપના કરવા વિષે તેણે હ્યૂમને સલાહ આપી છે એ વાત કંઈ નહીં તો તે સેવાનિવૃત્ત ન થાય ત્યાં સુધી કોઈને જણાવવી નહીં એવી ચેતવણી તેણે હ્યૂમને આપી હતી.* પોતે કરવા ધારેલા કાર્યને વાઇસરૉયની પણ સંમતિ, બલ્કે ઉત્તેજન છે, એમ જ્યારે તે વખતના આગેવાનોએ જાણ્યું, ત્યારે તેમણે આગળ ડગલું ભરીને રાષ્ટ્રીય સભા સ્થાપવાનો પોતાનો વિચાર અમલમાં મૂકવાની હિંમત કરી.

રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના ૧૮૮૫માં થઈ તે પહેલાં જેને અખિલ ભારતીય કહી શકાય એવી એક બે હિલચાલો દેશમાં થઈ ચૂકી હતી. એ હિલચાલો કરવાનું શ્રેય બંગાળના તે વખતના ઉદયમાન આગેવાન બાબુ સુરેન્દ્રનાથ બૅનરજી તથા તેમણે સ્થાપેલી 'ઇંડિયન અસોસિયેશન'ને આપવું ઘટે. આ સંસ્થા ૧૮૭૬માં સ્થપાયાનું આગળ કહેવામાં આવ્યું છે. તે જ પ્રમાણે તેનું ધોરણ સરકાર પાસે કેવળ અરજીઓ કરવાનું નહીં પણ લોકોમાં જોરદાર ચળવળ ચલાવવાનું હતું એ પણ અગાઉ કહેવામાં આવ્યું છે. આ સંસ્થાએ પ્રથમ સિવિલ સર્વિસ પરીક્ષામાં બેસનાર ઉમેદવારની ઉંમર ૨૧ ને બદલે ૧૯ હોવી જોઈએ એવો સરકારે જે ઠરાવ કર્યો હતો તેના વિરોધમાં ચળવળ શરૂ કરી હતી

* "લૉર્ડ ડફરિને તેમને (હ્યૂમને) એમ કહ્યું હોય એમ જણાય છે કે, રાજ્યતંત્રના વડા તરીકે લોકોની સાચી લાગણીઓ શી છે તે ચોક્કસપણે જાણવામાં મને ઘણી મુશ્કેલી પડે છે, અને રાજ્યકારભાર ચલાવવાની દૃષ્ટિથી સાચો અને શ્રેષ્ઠ હિંદી લોકમત શો છે તેની સરકારને વખતોવખત જાણ કરે એવી કોઈ જવાબદાર સંસ્થા દેશમાં હોય તો તે ઘણી ઉપયોગી અને મદદરૂપ થાય. બીજું, ન્યાત, જાત ને ધર્મના તીવ્ર ભેદભાવોને લીધે હિંદમાં સમાજસુધારાનું કાર્ય કરવું હોય તો તે માટે અખિલ રાષ્ટ્રવ્યાપી સંસ્થાની દોરવણી કરતાં સ્થાનિક સ્વરૂપની પ્રવૃત્તિઓ ઉપાડવામાં આવે તો તે વધારે ઉપયોગી નીવડે."—'એ. ઓ. હ્યૂમ'–વેડરબર્ન, પૃ. ૬૦.

અને તેને અંગે બૅનરજીએ આખા હિન્દુસ્તાનમાં મુસાફરી કરીને ૧૮૭૭માં દેશના મોટા મોટા શહેરોમાં સભાઓ ભરી હતી. એ જ અરસામાં તેઓ પૂને આવ્યા હતા ત્યારે ત્યાંની સાર્વજનિક સભાએ તેમનું સન્માન કર્યું હતું. ત્યારે હિન્દુસ્તાનમાં અનેક ભાષાભેદ તથા પ્રાન્તભેદ છે તે છતાં રાજકીય હિલચાલ ચલાવવા માટે બધા પ્રાન્તોના હિન્દી લોકો એક થઈ શકે છે, એવા ઉદ્ગાર શ્રી. નામજોશીએ કાઢ્યા હતા. તે પછી લૉર્ડ લિટનના મુદ્રણનિયંત્રણના કાયદા સામે પણ એ જ સંસ્થાએ ચળવળ ઉપાડી ત્યારે તે કામમાં પૂનાની સાર્વજનિક સભાએ તથા સાર્વજનિક કાકાએ કેવો સહકાર આપ્યો હતો તે આપણે જોઈ ગયા છીએ. ૧૮૮૨–૮૩માં આ સંસ્થાએ એક અખિલ ભારતીય રાષ્ટ્રીય સંસ્થા સ્થાપવાનો પ્રયત્ન કર્યો હતો. એ જ અરસામાં બાબુ સુરેન્દ્રનાથ ઉપર કલકત્તા હાઈ કોર્ટના એક ન્યાયાધીશના ચુકાદા ઉપર ટીકા કરવા માટે અદાલતની બેઅદબીના આરોપસર કેસ થયો હતો અને તેમાં તેમને ૧૮૮૩માં બે માસની સાદી કેદની સજા થઈ હતી. ટિળક અને આગરકરને પણ એ જ અરસામાં બર્વે પ્રકરણમાં ત્રણ માસની સાદી કેદની સજા થયાનું આગળ કહેવામાં આવ્યું છે. અને તેમના કારાવાસથી જેમ મહારાષ્ટ્રમાં તેમનું વજન અને લોકપ્રિયતા વધ્યાં તેવો જ અનુભવ બંગાળમાં સુરેન્દ્રબાબુને પણ થયો. એ વરસે તેઓ છૂટીને બહાર આવ્યા પછી થોડા જ દિવસમાં એટલે કે એ વર્ષના ડિસેંબર માસમાં, તેમની 'ઇંડિયન ઍસોસિયેશન' સસ્થાએ 'નૅશનલ કૉન્ફરન્સ' નામની એક પરિષદ કલકત્તામાં ભરી. આ પરિષદમાં મુંબઈ, મદ્રાસ અને યુક્ત પ્રાન્તના પ્રતિનિધિઓએ હાજરી આપી હતી. આવા જ પ્રકારની બીજી એક પરિષદ આ ઇંડિયન ઍસોસિયેશને ૧૮૮૫ના ડિસેંબરમાં કલકત્તામાં ભરી હતી. બરાબર એ જ વખતે રાષ્ટ્રીય મહાસભાની પહેલી બેઠક દાદાભાઈ, રાનડે, હ્યૂમ વગેરે મંડળીએ મુંબઈમાં બોલાવી હતી. તેથી જ બાબુ સુરેન્દ્રનાથ આ પ્રથમ અધિવેશનમાં હાજર રહી શક્યા ન હતા. પણ પછી ૧૮૮૬માં આ બન્ને પ્રયત્નોનું એકીકરણ થયું અને સુરેન્દ્રબાબુ રાષ્ટ્રસભાના એક ઉત્સાહી કાર્યકર્તા બન્યા. સને ૧૮૮૬થી ૧૯૧૭માં તેમણે રાષ્ટ્રસભાનો ત્યાગ કર્યો ત્યાં સુધી દર વરસે ધારાસભાના સુધારા અંગેના ઠરાવ ઉપર તેમનું વક્તૃત્વપૂર્ણ ભાષણ થતું અને તે દ્વારા તેઓ પોતાના દેશબાંધવોને સ્વરાજ્યનો સંદેશ અસરકારક રીતે આપતા. બાબુજીએ એ જ વખતે બીજી એક અખિલ ભારતીય સ્વરૂપની ચળવળ કરી હતી. ફોજદારી કાયદાના અમલમાં રાખવામાં આવતો રંગભેદ દૂર કરવાને માટે લૉર્ડ રિપનની સરકારે વડી ધારાસભામાં રજૂ કરેલા 'ઇલબર્ટ બિલ' નામના કાયદાના ખરડાને ટેકો આપવાની ચળવળ તેમણે કરી હતી. પણ આ ચળવળને સમયે આ બિલનો વિરોધ કરનારો ઍંગ્લો ઇંડિયન સમાજ હિન્દી આગેવાનોની

હિલચાલને કૂદી ગયો અને આન્દોલન જગવવામાં પોતે વધારે કુશળ છે એમ હિન્દી આગેવાનોને તેણે બતાવી આપ્યું. એ વખત ઍંગ્લો ઇંડિયન પત્રકારોએ અને ચળવળિયાઓએ ગોરા કાળાના વર્ણભેદની લાગણીને ઉશ્કેરી અને મનુપ્રણીત વર્ણ-જાતિ-ભેદ નાબૂદ કરવા કરતાં આ નવો જાતિભેદ નાબૂદ કરવો વધારે મુશ્કેલ છે એનું હિન્દીઓને ભાન કરાવી આપ્યું. એટલું જ નહીં, પણ પોતાની બંધારણીય ચળવળ સફળ ન થાય તો પ્રસ્થાપિત રાજ્યસત્તાની વિરુદ્ધ ગુપ્ત કાવતરું રચીને અમે હિંસાનો માર્ગ પણ અખત્યાર કરી શકીએ છીએ એમ આ ગોરા બ્રાહ્મણોએ શૂદ્રસદશ બનેલા બધા હિન્દુ લોકોને પોતાના દાખલા વડે બતાવી આપ્યું. કારણ તે વખતે હિન્દુસ્તાનના ઍંગ્લો ઇંડિયન લોકોએ કાયદામાં સ્વીકારવામાં આવેલું પોતાનું વર્ણવર્ચસ્વ નાબૂદ કરવા ઇચ્છતા લૉર્ડ રિપન વિરુદ્ધ એક ગુપ્ત કાવતરું રચી તેમને પકડીને એક બોટમાં નાખી વિલાયત રવાના કરી દેવાની બધી તૈયારી કરી રાખી હતી. એ ઉપરથી જાતિભેદ નાબૂદ કરવાની શિખામણ આપનારા આ ગોરા બ્રાહ્મણો અંતરમાં કેટલા કાળા છે તેનો સુશિક્ષિત હિન્દુઓને ઠીક ઠીક ખ્યાલ આવ્યો; અને પોતાનું વર્ણવર્ચસ્વ પોતાની મેળે છોડી દેવાની કલ્પના સામાન્ય મનુષ્યસ્વભાવને ગળે ઊતરતી નથી, અને કોઈ ઉદાર વિચાર ધરાવનાર મુત્સદ્દી કાયદાની રૂએ પ્રસ્થાપિત અને રૂઢ વર્ણવર્ચસ્વને ઉતારી પાડવાનો જરા સરખો પણ પ્રયત્ન કરે, તો એ વર્ચસ્વ ભોગવનારા રાજનિષ્ઠ લોકો રાજદ્રોહી બને છે અને ગુપ્ત કાવતરાંનો આશ્રય લઈને તેમ જ અત્યાચારોનું અવલંબન કરીને પ્રસ્થાપિત રાજ્યસત્તાને પોતાની આગળ નમાવે છે, એવો અનુભવ હિન્દી લોકોને તે વખતે થયો. એ જોઈને રાજકીય સુધારાની પ્રગતિ કેવળ ચર્ચા અને દલીલથી થઈ શકતી નથી અને રાજકીય મતભેદો હિતવિરોધ ઉપર અધિષ્ઠિત થયેલા હોવાથી તેમાં એક મતની હાર થાય અને બીજા મતની પ્રસ્થાપના થાય તે માટે બે સંગઠિત હિતવિરોધોના ઝઘડામાં એક હિતસંબંધના સંગઠન કરતાં બીજા હિતસંબંધના સંગઠનને વધારે જોરાવર બનાવવું પડે છે, એનું ભાન પણ તે વખતની ઍંગ્લો ઇંડિયન ચળવળે ચતુર હિન્દી દેશભક્તોને કરાવી આપ્યું. એ જ વખતે આગરકરે હિન્દુઓનું અને યુરોપિયનોનું એકત્ર સંગઠન થવું શક્ય નથી એમ દર્શાવનારી એક લેખમાળા કેસરીમાં લખ્યા તે ઉપરથી પણ એ જ વસ્તુ દેખાઈ આવે છે.

રાષ્ટ્રીય મહાસભાની કલ્પના લૉર્ડ લિટનની કડક કારકિર્દી દરમ્યાન પ્રથમ જન્મ પામી, લૉર્ડ રિપનની કારકિર્દીના સૌમ્ય અને સહાનુભૂતિવાળા વાતાવરણમાં તેને પોષણ મળ્યું અને લૉર્ડ ડફરિનના વખતમાં એ કલ્પનાને અંકુર ફૂટ્યો અને રાષ્ટ્રીય મહાસભાની વિધિસર સ્થાપના થઈ. લૉર્ડ લિટનની

કારકિર્દી દરમ્યાન (૧૮૭૬–૧૮૮૦) વાસુદેવ બળવંત ફડકે જેવા ક્રાન્તિકારકો નિર્માણ થવા લાગ્યા ત્યારે હિન્દુસ્તાનમાં પેદા થતી આ ક્રાન્તિશક્તિને બંધારણીય ને કાયદેસરને માર્ગે પોતાનો વિકાસ સાધવાનો માર્ગ કરી આપવો જોઈએ, એમ ન્યા૦ રાનડે જેવા હિન્દી મુત્સદ્દીઓને તથા હ્યૂમ અને વેડરબર્ન જેવા યુરોપિયન અધિકારીઓને લાગવા માંડયું હતું. પછી ૧૮૮૦થી ૧૮૮૪ સુધીના લૉર્ડ રિપનના સહાનુભૂતિભર્યા અમલ દરમ્યાન આ બંધારણીય વૃત્તિના રાજ-કારણનો પવન જોરથી વહેવા માંડ્યો. ઇંગ્લંડમાં કૉનઝરવેટિવ પક્ષ પદભ્રષ્ટ થયો અને ઉદારમતવાદી ગ્લૅડસ્ટનનું મંત્રીમંડળ અધિકાર પર આવ્યું. લૉર્ડ રિપને હિન્દુસ્તાનમાં આવતાની સાથે જ અફઘાનિસ્તાન સાથેનું યુદ્ધ બંધ કરીને સામ્રાજ્યશાહી ધોરણને અટકાવી દીધું. હિન્દુસ્તાન સરકારનાં જમાખર્ચનાં પાસાં સરખાં કરવામાં આવ્યાં. વર્તમાનપત્રોને ફરી સ્વતંત્રતા આપવામાં આવી. હથિયારના કાયદામાં કંઈક સુધારો થયો. મીઠા ઉપરનો વેરો થોડોક ઘટાડવામાં આવ્યો અને જનતામાં કેળવણીનો પ્રસાર શી રીતે કરી શકાય તેની તપાસ કરવા માટે એક કમિશન નીમવામાં આવ્યું. સ્વદેશી માલને ઉત્તેજન આપવાનું ધોરણ સરકારને માન્ય છે, એમ જાહેર કરવામાં આવ્યું અને હિંદી લોકોને રાજ્યકારભારમાં ભાગ આપવાને બ્રિટિશ સરકાર તૈયાર છે, એમ બતાવવા માટે સ્થાનિક સ્વરાજમાં લોકોએ ચૂંટી કાઢેલા પ્રતિનિધિઓ કામ કરી શકે એવી સગવડ કરવામાં આવી. આ સ્થાનિક સ્વરાજ્યનો સુધારો જાહેર કરતી વેળાએ 'રાષ્ટ્રીય સ્વરાજ્યની પહેલાં સ્થાનિક સ્વરાજનો અવતાર થવો જોઈએ' એવા ઉદ્ગાર લૉર્ડ રિપને કાઢ્યા હતા. એટલે હવે બ્રિટિશ મુત્સદ્દીઓની કામધેનુ આપણી ઉપર પ્રસન્ન થઈ છે એવો ભાસ કેટલાક વખત સુધી હિંદી આગેવાનોને થયો અને તેમણે 'प्रसादचिह्नानि पुरःफलानि' એ ભાવનાથી ભાવિ રાષ્ટ્રીય સ્વરાજ્યના પાયા તરીકે સ્થાનિક સ્વરાજ્યના આ કાયદાનું કૃતજ્ઞતાપૂર્વક સ્વાગત કર્યું; અને હવે થોડા જ વખતમાં ધારાસભામાં આપણા ચૂંટેલા પ્રતિનિધિઓ મોકલવાનો હક આપણને રીતસર પ્રાપ્ત થશે એવી આશા તેમને લાગવા માંડી. એ ઉપરાંત, જ્યારે કાળા ન્યાયાધીશ આગળ ગોરા લોકોએ કરેલા ગુનાની તપાસ થવામાં કશી હરકત હોવી ન જોઈએ, એવો કાયદાનો ખરડો ધારાસભામાં રજૂ કરીને ફોજદારી કાયદાના અમલને અંગે જે રંગભેદ પળાતો હતો તે નાબૂદ કરવાનો પ્રયત્ન જ્યારે ઇલ્બર્ટ સાહેબે શરૂ કર્યો, ત્યારે હવે તો આપણને હિંદુસ્તાનમાં સ્વરાજ્ય પ્રસ્થાપિત કરવા માટે તેમ જ કાળાગોરાનો વર્ણભેદ નાબૂદ થઈને બ્રિટિશ નાગરિકના બધા હકો મળે તે માટે ક્રાન્તિકારક માર્ગનો આશરો લેવાનું કશું જ કારણ નથી એવી ભણેલા હિંદી લોકોની ખાતરી થઈ. આવી રીતે લૉર્ડ લિટનના વખતમાં

ભણેલાઓમાં પેદા થવા માંડેલું ક્રાન્તિકારક વિચારોનું વાતાવરણ લૉર્ડ રિપનના વખતમાં લુપ્ત થયું, અને લૉર્ડ રિપન ભણેલા લોકોમાં ખૂબ માનીતા થઈ પડ્યા. રાજા અને પ્રજા એ બે વચ્ચેના હિતવિરોધ તરફ ધ્યાન આપવાની જરૂર નથી, બલ્કે જિત અને જેતાઓ એ બે વચ્ચેનો હિતવિરોધ પણ વાસ્તવિકપણે ખરો નથી, તેમ જ રાજપ્રતિનિધિ તથા લોકનાયકની વચ્ચે જણાતો ભેદ પણ કાયમનો નથી, એમ માનવા સુધી તે વખતના હિંદી આગેવાનો આગળ વધ્યા હતા! પણ સારે નસીબે કહો કે કમનસીબે કહો, ઇલ્બર્ટ બિલના વિરોધમાં એંગ્લો ઇન્ડિયન જમાતે કરેલી ચળવળને પરિણામે તેમ જ એ પ્રકરણમાં આખરે લૉર્ડ રિપનને પણ પીછેહઠ કરવી પડી તેથી રાજકારણને માટે પ્રત્યક્ષ ક્રાન્તિ કરવાની જરૂર ન હોય તો પણ ઓછામાં ઓછું સંગઠિત ચળવળ તો કરવી જ પડે છે એ વાતનું તેમને ભાન થયું. લૉર્ડ રિપને 'ઇલ્બર્ટ બિલ'ની બાબતમાં પીછેહઠ કરી હોય તો પણ તેમનો વિરોધ ન કરતાં તેમનું સન્માન કરવાની નીતિ તે વખતના હિંદી મુત્સદ્દીઓએ નક્કી કરી. કારણ, તેમ કરવાથી લૉર્ડ રિપને જે ઉદાર ધોરણ સ્વીકાર્યું હતું તેનું ફળ લોકપ્રિયતાના રૂપમાં તેમને મળી ચૂક્યું છે, એમ પોતાના એંગ્લો-ઇન્ડિયન હિતશત્રુઓને બતાવી આપવું અને હિંદુસ્તાનમાં બ્રિટિશ રાજ્યને જો લોકપ્રિય બનાવવું હોય તો તે લોકકેળવણી, મુદ્રણસ્વાતંત્ર્ય, સ્થાનિક સ્વરાજ, સ્વદેશી, તેમ જ પ્રાતિનિધિક સંસ્થાઓની હિમાયતથી જ કરી શકાશે એમ બ્રિટિશ રાજ્યકર્તાઓને બતાવી આપવું એવો તે વખતના હિંદી આગેવાનોનો ઉદ્દેશ હતો. લૉર્ડ રિપન જ્યારે ૧૮૮૪માં વિલાયત રવાના થયા તે વખતે તેમને ઠેકઠેકાણે માનપત્રો આપવામાં આવ્યાં, તેમનાં સરઘસો કાઢવામાં આવ્યાં અને બધા પ્રાંતોના આગેવાનોએ મુંબઈમાં ભેગા થઈને તેમનું મોટું સન્માન કર્યું! એ ગૌરવમાં જેમ સામ્રાજ્યના એક રાજપ્રતિનિધિનું ગૌરવ થાય છે, તે જ પ્રમાણે સામ્રાજ્યમાંના કાળાગોરા વચ્ચેનો ભેદભાવ નાબૂદ થવો જોઈએ, હિંદી લોકોને મુદ્રણસ્વાતંત્ર્ય મળવું જોઈએ, તેમ જ તેમને સ્થાનિક અને રાષ્ટ્રીય સ્વરાજનો લાભ મળવો જોઈએ, એ સિદ્ધાંતોનું પણ ગૌરવ પોતે કરી રહ્યા છે, એમ આપણા તે વખતના આગેવાનો માનતા હતા. આવી રીતે રાજનિષ્ઠાના પાયા ઉપર જ સ્વરાજનિષ્ઠાનું રાજકારણ રચીને આપણે બ્રિટિશ મુત્સદ્દીઓમાં ઉદાર અને અનુદાર એવા બે ભાગલા પાડવામાં સહાયભૂત થઈએ છીએ એવી તેમની માન્યતા હતી. એ બે પક્ષો વચ્ચેનું અંતર વધતું જાય અને આપણા રાષ્ટ્રની અંદરના પક્ષો વચ્ચેનું અંતર ઘટતું જાય તો આપણે કેવળ બંધારણીય માર્ગે સ્વરાજને શિખરે પહોંચી શકીશું અને બ્રિટિશ સામ્રાજ્યમાંનો કાળાગોરાનો વર્ણભેદ નાબૂદ કરી શકીશું એવી તેમને દૃઢ આશા રહેતી હતી! આ આશાને લીધે જ

તેમણે રાષ્ટ્રીય મહાસભાને બંધારણીય અને વફાદારીનું રાજકીય ધોરણ મુકરર કરી આપ્યું. પણ તેમની એ આશા સફળ થઈ નહીં! બ્રિટિશ રાષ્ટ્ર બધાં રાષ્ટ્રોમાં વધારે સુધરેલું છે એવી તેમની દૃઢ માન્યતા હતી અને આપણે દુનિયાના ઇતિહાસમાં એક નવું પ્રકરણ લખી રહ્યા છીએ, બલ્કે બ્રિટિશ મુત્સદીઓ જ વાસ્તવિકપણે એ પ્રકરણ લખી રહ્યા છે અને પોતે કેવળ તે વાંચી રહ્યા છે એવો ખ્યાલ તે હિંદી મુત્સદીઓ રાખતા હતા. આ રાજનિષ્ઠ રાજકારણમાં સાચું કર્તૃત્વ બ્રિટિશોની ઉદારતાને ફાળે જાય છે અને પોતાને હિસ્સે તો અનુકરણ કરવાનું જ રહે છે, એ એક પ્રકારનો ઈશ્વરી યોગ છે એમ તેઓ માનતા અને આવો યોગ નિર્માણ કરનાર પરમેશ્વરનો તેઓ અંતઃકરણપૂર્વક ઉપકાર માનતા!

આવી રીતે અખિલ ભારતીય રાજકારણના શ્રીગણેશ કરવાનો વિચાર હિંદી આગેવાનો કરી રહ્યા હતા, એવામાં સને ૧૮૮૨માં મિ. હ્યૂમ પેનશન પર ઊતર્યા અને આ રાષ્ટ્રીય સંગઠનના કાર્યની આગેવાની લેવા આગળ આવ્યા. તેમણે લૉર્ડ ડફરિનની સલાહથી આ સંગઠનનું ધોરણ નક્કી કરી લીધું, અને ૧૮૮૪માં 'ઇંડિયન નૅશનલ યુનિયન' નામની એક સંસ્થા સ્થાપન કરી. આ સંસ્થા મારફતે પૂનામાં ૧૮૮૫ના ડિસેંબરમાં એક પરિષદ (કૉન્ફરન્સ) ભરવાનું ઠરાવવામાં આવ્યું અને સંસ્થા તરફથી ૧૮૮૫ના એપ્રિલ માસમાં નીચેની જાહેરાત પ્રસિદ્ધ કરવામાં આવી.

"ઇંડિયન નૅશનલ યુનિયનની એક પરિષદ તા. ૨૫મી ડિસેંબરથી તા. ૩૧મી ડિસેંબર સુધી પૂનામાં ભરાશે. આ પરિષદમાં બંગાળ, મુંબઈ, મદ્રાસ વગેરે પ્રાન્તોના જુદા જુદા વિભાગોમાંથી અંગ્રેજી ભાષા સારી રીતે જાણનારા રાજકીય આગેવાનો પ્રતિનિધિ તરીકે હાજર રહેશે.

"આ પરિષદના ઉદ્દેશો બે છે: (૧) રાષ્ટ્રીય પ્રગતિના કાર્યમાં અત્યંત લાગણીપૂર્વક ભાગ લેનારા લોકોનો પરસ્પર પરિચય સાધવો, અને (૨) આવતા વર્ષ દરમ્યાન કરવાનાં રાજકીય કાર્યોની ચર્ચા કરીને કાર્યક્રમ નક્કી કરવો.

"આ પરિષદ એક રીતે હિંદી લોકોની પાર્લમેન્ટના બીજરૂપ થવાની છે; અને એ સંસ્થાને જો આપણે બરાબર ચલાવીશું, તો હિંદુસ્તાન હજી કોઈ પણ જાતની પ્રાતિનિધિક સંસ્થાઓ ચલાવવા લાયક નથી એ આક્ષેપનો થોડા જ વરસમાં આ કાર્ય દ્વારા સચોટ જવાબ મળી રહેશે. હવે પછીની વાર્ષિક પરિષદો પૂનામાં જ ભરવી કે બ્રિટિશ એસોસિએશનની માફક તે દર વરસે જુદા જુદા પ્રમુખ કેન્દ્રોમાં ભરવી એ આ બેઠકમાં નક્કી કરવામાં આવશે. . . . પૂના સિવાયના સિંધ સાથેના મુંબઈ ઇલાકામાંથી તથા વરાડમાંથી વીસ પ્રતિનિધિઓ આ પરિષદમાં હાજરી આપશે. મદ્રાસ તથા દક્ષિણ બંગાળ એ દરેક પ્રાન્તમાંથી તેટલા જ પ્રતિનિધિઓ આવશે; અને વાયવ્ય પ્રાન્ત, અયોધ્યા અને પંજાબમાંથી એથી અર્ધી સંખ્યાના પ્રતિનિધિઓ આવશે એવી અપેક્ષા છે."

એ પછી હ્યૂમે વાઇસરૉયની મુલાકાત લીધી અને વિલાયતની સફર કરીને ત્યાંના લોકો સાથે પોતાના કાર્યની ચર્ચા કરી તેમની સહાનુભૂતિ મેળવી. તે જ પ્રમાણે આ પરિષદના સમાચાર ઇંગ્લંડમાં નિષ્પક્ષપણે પ્રસિદ્ધ થાય એવી પણ વ્યવસ્થા તેમણે કરી. તે પછી આ પરિષદનું પ્રમુખસ્થાન મુંબઈના ગવર્નર લૉર્ડ રે સ્વીકારે એવી સૂચના લૉર્ડ ડફરિન આગળ રજૂ કરવામાં આવી; પણ રાજા અને પ્રજા વચ્ચે આટલું અદ્વૈત અત્યારથી જ ન બતાવવું જોઈએ એમ કહી તેમણે એ સૂચના નામંજૂર કરી; અને તેની સાથે એ કાર્ય માટે પોતાની પૂર્ણ સહાનુભૂતિ વ્યક્ત કરી. આવી રીતે બધી તૈયારી થઈ; પણ અણીને વખતે પૂનામાં કૉલેરા ફાટી નીકળવાથી આ અધિવેશન મુંબઈમાં ભરવામાં આવ્યું. એટલે પૂનાની સાર્વજનિક સભા આ રાષ્ટ્રીય પ્રતિનિધિઓનું સ્વાગત કરવાની હતી તેને ઠેકાણે મુંબઈમાં નવી જ સ્થાપન થયેલી 'પ્રેસિડેન્સી એસોસિએશન' એ કામ કરવા આગળ પડી. આ સંસ્થા ના. બદ્રુદ્દીન તૈયબજી, ના. કાશીનાથ ત્ર્યંબક તેલંગ અને શ્રી ફિરોઝશાહ મહેતા એ હિંદુ, મુસલમાન અને પારસી ધર્મના યુવાન, તેજસ્વી અને ઉત્સાહી રાષ્ટ્રભક્તોએ સ્થાપન કરી હતી અને દરેક પેઢીના જુવાનોને આશિષ આપનારા દાદાભાઈ નવરોજી તો આ ત્રણેની પડખે હતા જ.

મુંબઈમાં ભરાયેલા રાષ્ટ્રસભાના આ પહેલા અધિવેશનમાં કુલ ૭૨ પ્રતિનિધિઓ હાજર હતા. તેમાં મુંબઈના ૧૮, પૂનાના ૮, કરાંચીના ૨, વીરમગામના ૧, સુરતના ૬ અને અમદાવાદના ૩ એમ મુંબઈ ઇલાકાના કુલ ૩૮ સભ્યો હતા. મદ્રાસના ૮, કલકત્તાના ૩, લખનૌના ૩, તાંજોરના ૨, અને લાહોર, અંબાલા, બરહાણપુર, મછલીપટ્ટણ, ચિંગલપુટ, મદુરા, તિનેવેલ્લી, કોઇમ્બતુર, કુંભકોણમ, સાલેમ, કુડપ્પા, અનંતપુર, બલ્લારી અને સિમલા એ દરેક ઠેકાણેથી એક એક પ્રતિનિધિ આવ્યો હતો. કલકત્તાના ત્રણ પ્રતિનિધિઓ ઉમેશચંદ્ર બૅનરજી, નરેન્દ્રનાથ સેન તથા ગિરિજાભૂષણ મુકરજી જાણીતી વ્યક્તિઓ હતી અને તેમાંના પહેલા તો આ અધિવેશનના નિયોજિત પ્રમુખ હતા. ઉમેશચંદ્ર કલકત્તા હાઈકોર્ટના પ્રખ્યાત ઍડવોકેટ હતા અને ધર્મે ખ્રિસ્તી હતા. તેમનો વકીલાતનો ધંધો ધમધોકાર ચાલતો હતો અને તેમની માસિક આવક દસ બાર હજાર સુધીની હતી. તેઓ બ્રિટિશ સંસ્કૃતિના ભારે પ્રશંસક હતા અને હિંદુસ્તાનમાં લોકસત્તાક રાજ્યપદ્ધતિ સ્થાપન થાય તે માટે પ્રયત્ન કરવામાં આપણે બ્રિટિશ સામ્રાજ્યનો દ્રોહ કરીએ છીએ એમ માનવાનું કશું કારણ નથી, એમ તેમણે પોતાના ભાષણમાં સ્પષ્ટપણે જણાવ્યું હતું. કલકત્તામાં એ જ વેળાએ બાબુ સુરેન્દ્રનાથ વગેરેએ એક રાષ્ટ્રીય પરિષદ બોલાવી હતી. તેથી કલકત્તાના વધુ લોકો આ પરિષદમાં આવી શક્યા ન હતા.

બીજે વરસે એ રાષ્ટ્રીય પરિષદ રાષ્ટ્રીય મહાસભામાં ભળી ગઈ અને બાબુ સુરેન્દ્રનાથ બૅનરજી તથા આનંદમોહન બોસ એ બે ઉત્સાહી રાષ્ટ્રભક્તો મહાસભાને મળ્યા. ઉમેશચંદ્ર, સુરેન્દ્રનાથ અને આનંદમોહન એ ત્રણ જણ રાષ્ટ્રીય સભાના શરૂઆતના મુખ્ય આધારસ્તંભોમાંના બંગાળી આગેવાનો હતા. મુંબઈના આગેવાનોમાં હિંદના દાદા વયોવૃદ્ધ દાદાભાઈ અને તેમની સાથે તેમની આગેવાની નીચે ફિરોઝશાહ, વાચ્છા અને તેલંગ એ ત્રણ ઉત્સાહી યુવાન દેશભક્તો રાષ્ટ્રસભાની ધુરા વહન કરવા આગળ પડચા હતા. પૂનાથી ન્યા. રાનડે, ડૉ. ભાંડારકર, નૂલકર, સાઠે, આગરકર, ટિળક, આપટે વગેરે જૂની અને નવી પેઢીના આગેવાનો આવ્યા હતા. મદ્રાસના પ્રતિનિધિઓમાં ત્યાંની મહાજન સભાના પ્રમુખ રંગય્યા નાયડૂ, જી. સુબ્રહ્મણ્ય ઐય્યર, વીર રાઘવાચાર્ય, આનંદાચાર્લૂ, અને એસ. સુબ્રહ્મણ્ય ઐય્યર, એ મુખ્ય આગેવાનો હતા. યુક્ત પ્રાન્તોમાંથી ગંગાપ્રસાદ વર્મા અને પંજાબથી લાલા મુરલીધર એ બે મુખ્ય ગૃહસ્થો આવેલા હતા. આવી રીતે ૭૨ પ્રતિનિધિઓમાં જુદા જુદા પ્રાન્તોના ઉત્સાહી અને અનુભવી એવા લગભગ બધા જ રાજકીય કાર્યકર્તાઓ આવી ગયા હતા.

મહાસભાના આ પ્રથમ અધિવેશનનું કામ ત્રણ દિવસ ચાલ્યું અને તેમાં કુલ નવ ઠરાવો પસાર કરવામાં આવ્યા. હિન્દના રાજ્યકારભારની તપાસ કરવા માટે એક શાહી કમિશન નીમવામાં આવે, તેમાં યોગ્ય પ્રમાણમાં હિન્દી પ્રતિનિધિઓ લેવામાં આવે અને એ કમિશન ઇંગ્લન્ડ અને હિન્દુસ્તાન બન્ને દેશોમાં ફરીને જુબાનીઓ લઈને તપાસ કરે, એવી માગણી સરકાર પાસે પહેલા ઠરાવથી કરવામાં આવી હતી. બીજા ઠરાવથી ભારતમંત્રીની 'ઇંડિયા કાઉન્સિલ' રદ કરવાની માગણી કરવામાં આવી હતી. ત્રીજો ઠરાવ એ હતો કે, હિન્દની વડી તેમ જ પ્રાન્તિક ધારાસભાઓમાં લોકોના ચૂંટેલા પ્રતિનિધિઓ વધારે પ્રમાણમાં લેવામાં આવે, અંદાજપત્રો ધારાસભાઓની આગળ રીતસર રજૂ કરવામાં આવે, સભ્યોને રાજકારભારને અંગે સવાલો પૂછવાનો અધિકાર આપવામાં આવે, અને અહીંના અધિકારીઓને ધારાસભાની સલાહ વિરુદ્ધ વર્તવાની સત્તા ભલે રહે, પણ ધારાસભા પોતાનો મત પાર્લમેન્ટ આગળ રજૂ કરી શકે તેટલા માટે પાર્લમેન્ટની એક કાયમી સમિતિ નીમવામાં આવે. આ બીજા અને ત્રીજા ઠરાવનો એકત્ર વિચાર કરતાં, તેમાં અહીંનો અધિકારી વર્ગ એ એક પક્ષ, હિન્દના લોકનિયુક્ત પ્રતિનિધિઓ એ બીજો પક્ષ, અને એ બે વચ્ચે મતભેદ થાય તો તેનો અન્તિમ નિર્ણય આપનારી બ્રિટિશ પાર્લમેન્ટ અથવા તેની સ્થાયી સમિતિ એ ત્રીજો પક્ષ, એવા ત્રણ પક્ષોનું અસ્તિત્વ સ્વીકારીને પાર્લમેન્ટનો અન્તિમ અધિકાર માન્ય કરવામાં આવ્યો હતો એમ

દેખાય છે. તેમ છતાં નોકરશાહી હિંદના કેળવાયેલા વર્ગને રાજ્યકારભારમાં પોતાના જેટલો જ ભાગ આપતી થાય એવી માગણી એ ઠરાવોમાં સમાયેલી છે. ભારતમંત્રીને સલાહ આપનારી જે ઇંડિયા કાઉન્સિલ હતી તેમાં અહીંની નોકરશાહીના જ બધા પ્રતિનિધિઓ હોવાથી અહીંનું રાજ્યતંત્ર પાર્લમેન્ટને જવાબદાર છે એમ તત્ત્વતઃ ભલે કહી શકાય, પણ હકીકતમાં તે તંત્ર એક આપખુદ નોકરશાહીના તાબામાં હતું. આ આપખુદ રાજ્યવહીવટનો અંત આણીને અહીંનો રાજ્યવહીવટ લોકપ્રતિનિધિઓની સલાહથી ચાલે, નોકરશાહી એ સલાહથી વિરુદ્ધ વર્તે તો તેની સામે પાર્લમેન્ટ પાસે દાદ માગી શકાય, અને આવી રીતે નોકરશાહી પર લોકમતનો કંઈક ધાક બેસે, એ દૃષ્ટિથી એ માગણીઓ ઘડવામાં આવી હતી. એ વખતે ધારાસભામાં એકે લોકનિયુક્ત પ્રતિનિધિ ન હતો એ વસ્તુસ્થિતિ ધ્યાનમાં લેતાં આ સુધારાઓ જો વિના વિલંબે અમલમાં મુકાયા હોત તોયે લોકોમાં એક જાતનો આત્મવિશ્વાસ પેદા થાત અને હિન્દમાં ક્રાન્તિકારક રાજકારણ પેદા થવા ન પામત; અને બંધારણીય માર્ગથી સ્વરાજ મળશે એવી આશા ઘણાખરા ભણેલાઓમાં બંધાઈ હોત. તેમ છતાં આ આવી છેક મર્યાદિત માગણી પણ પૂર્ણપણે સ્વીકારવામાં આવી નહીં, ઊલટું ધારાસભામાં લોકનિયુક્ત પ્રતિનિધિઓને રીતસર પ્રવેશ મળે, એ સાદી માગણી પણ ત્યાર પછી છેક ૧૯૦૯માં મંજૂર થઈ. પરંતુ તે વખત સુધીમાં હિન્દી આગેવાનોનો બંધારણીય માર્ગ ઉપરનો વિશ્વાસ ઊડી ગયો હતો; અને દેશમાં નિઃશસ્ત્ર ક્રાન્તિવાદી અને સશસ્ત્ર ક્રાન્તિવાદી એવા બે પક્ષ નિર્માણ થઈ ચૂક્યા હતા. એટલે ૧૯૦૯ના સુધારા પણ એ બેમાંથી કોના પ્રયત્નોનું પરિણામ છે એ સવાલ અનિર્ણીત જ રહ્યો અને તે એવો જ રહેવાનો !

તે પછી સરકારી તંત્રમાં હિન્દી લોકોને વધારે પ્રમાણમાં પ્રવેશ મળે તેટલા માટે સિવિલ સર્વિસની પરીક્ષા ઇંગ્લન્ડની જેમ હિન્દુસ્તાનમાં પણ લેવામાં આવે, ઉમેદવારની ઉમરની મર્યાદા ૨૩ વરસ સુધી વધારવામાં આવે, લશ્કરી ખર્ચમાં વધારો ન કરવામાં આવે, અને જો કરવાની જરૂર પડે તો સંરક્ષક જકાતો નાખીને કરવામાં આવે, હિન્દુસ્તાન સરકારના કરજ માટે સામ્રાજ્ય સરકાર જામીન રહે, બ્રહ્મદેશ ખાલસા ન કરવામાં આવે, વગેરે બીજા ઠરાવો પણ આ બેઠકમાં કરવામાં આવ્યા હતા. તેમ છતાં મહાસભાનાં પહેલાં આઠ વરસ મુખ્યત્વે કરીને ઉપર કહેલા રાજ્યબંધારણના સુધારા કરાવવા માટે કસીને પ્રયત્ન કરવામાં જ ગયાં. ૧૮૯૨માં લૉર્ડ ક્રૉસનું ‘ઇંડિયન કાઉન્સિલ’ બિલ પાર્લમેન્ટમાં રજૂ થયું અને તે પસાર થવાથી તે કાયદો ૧૮૯૩માં અમલમાં મુકાયો એટલે હવે બીજાં દસ પંદર વરસ સુધી તો રાજ્યબંધારણમાં

કશા સુધારા થવાની શકયતા નથી એવી હિન્દી આગેવાનોની ખાતરી થઈ. આ કાયદાથી પોતાના પ્રતિનિધિઓ ચૂંટવાનો લોકોનો હક પણ સ્પષ્ટપણે માન્ય કરવામાં આવ્યો નહીં. માત્ર સ્થાનિક સ્વરાજની સંસ્થાઓ ઉમેદવારોનાં નામ સૂચવે અને સરકાર તે માન્ય રાખે એવી પદ્ધતિ અસ્તિત્વમાં આવી. બીજું, આ પ્રતિનિધિઓને કોઈ જાતના હક આપવામાં આવ્યા ન હતા. પણ સુધારાના આ પહેલા હપ્તા પછી થોડા જ વખતમાં દેશમાં જહાલ અને મવાળ એવા બે રાજકીય પક્ષો અસ્તિત્વમાં આવ્યા, હિન્દુમુસલમાનોનાં રમખાણો શરૂ થયાં અને મહાસભાએ રાજ્યબંધારણના સુધારાની હિલચાલ કરવાનું છોડી દીધું; અને તેને લોકમત પ્રદર્શિત કરનારા કેવળ એક વાર્ષિક સંમેલનનું સ્વરૂપ પ્રાપ્ત થયું. જહાલ રાજકારણ અને લોકજાગૃતિની ચળવળ કરનારા પક્ષને નોકરશાહીના રોષનો ભોગ બની રાજદ્રોહના ગુના માટે જેલનો રસ્તો પકડવો પડ્યો. નરમ અને રાજકીય પક્ષભેદ કે મતભેદ, હિન્દુ-મુસલમાનોનાં રમખાણો તેમ જ ગરમ પક્ષનો કારાવાસ, આ બધી ઘટનાઓ મુંબઈ પૂના તરફ જ મુખ્યતઃ બની હતી, તેથી એ કાળમાં મુંબઈ પૂનાના આગેવાનો તરફ આખા દેશનું ધ્યાન ખેંચાય એ તદ્દન સ્વાભાવિક હતું. પણ આ બધી વાતો ૧૮૯૩ના ધારાસભાના સુધારાના કાયદા પછીની છે. તેની પહેલાંનાં આઠ વરસનો ઇતિહાસ જરા વિસ્તારથી તપાસીએ.

મહાસભાનું બીજું અધિવેશન કલકત્તામાં દાદાભાઈના પ્રમુખપદે અને ત્રીજું મદ્રાસમાં બદ્રુદ્દીન તૈયબજીના પ્રમુખપદે ભરાયું. મહાસભાના પહેલા પ્રમુખ ખ્રિસ્તી, બીજા પારસી અને ત્રીજા મુસલમાન હતા; એ દૃશ્ય જોઈને નોકરશાહીને મનમાં મહાસભાની અદેખાઈ થવા લાગી અને તેની ધાસ્તી લાગવા માંડી. એમાંય વળી મદ્રાસમાં ભરાયેલા ત્રીજા અધિવેશન પછી મિ. હ્યૂમે મહાસભાની વધતી જતી લોકપ્રિયતા જોઈને તેનું કેવળ વાર્ષિક સંમેલનનું સ્વરૂપ બદલીને તેને ઇંગ્લન્ડના 'ઍન્ટી કૉર્ન લૉ લીગ' જેવી લોકોમાં સતત ચળવળ કરનારી સંસ્થાનું રૂપ આપવાનું ઠરાવ્યું. હ્યૂમે પોતાના ભાષણમાં જણાવ્યું :

"મહાસભાના પ્રતિનિધિઓએ આજ લગી સરકારને જગાડવાનો પ્રયત્ન કર્યો છે, પરંતુ સરકારે જાગવાનો ઇન્કાર કર્યો છે. બધી આપખુદ સરકારોની જેમ આપણી સરકાર પણ નવો બોધ લેતી નથી, એટલે હવે આપણે રાષ્ટ્રને જાગ્રત કરવું જોઈશે. વિલાયતના ટાપુમાં વસતું મહાન બ્રિટિશ રાષ્ટ્ર (જનતા) તેમ જ તેથી પણ મોટું આ બંડખોરી રાષ્ટ્ર (હિન્દી જનતા) એ બન્નેને આપણે જગાડવાં જોઈશે. ક્રૉમ્વેલની જેમ આપણે આપણા હકો માટે, સ્વતંત્રતા માટે તેમ જ ન્યાયને માટે જે લડત ઉપાડી છે તેમાં આપણી ભારતમૈયાની પવિત્ર ભૂમિ ઉપર જીવતો દરેક

હિન્દી આપણો સહકારી, આપણો બંધુ, તેમ જ પ્રસંગ પડ્યે આપણો સૈનિક બનવો જોઈએ."

લોકજાગૃતિની આ ચળવળનું નવું ધોરણ રાષ્ટ્ર સભાએ સ્વીકાર્યું કે તરત જ સરકાર અને મહાસભા એ બેની વચ્ચે વિરોધ પેદા થયો. ૧૮૮૬માં કલકત્તામાં મહાસભાનું બીજું અધિવેશન પૂરું થયા પછી લૉર્ડ ડફરિને મહાસભાના પ્રતિનિધિઓને ખાણું (ગાર્ડન પાર્ટી) આપ્યું હતું અને મદ્રાસના અધિવેશન વખતે તો ત્યાંના ગવર્નરે સભા ચાલુ હતી તે વખતે તેની મુલાકાત લીધી હતી. પણ ચોથા અધિવેશન વખતે અલાહાબાદમાં મહાસભાને મંડપ બાંધવા માટે જગ્યા ન મળે એવી કારવાઈ સરકારી અધિકારીઓ તરફથી શરૂ થઈ! આખરે દરભંગાના મહારાજે ગવર્નરના બંગલાની નજીક એક વિશાળ બગીચાવાળો બંગલો ખરીદી લઈને ત્યાં મહાસભાનું અધિવેશન ભરવા જગ્યા આપી. તેથી આપણી પ્રત્યક્ષ નજર આગળ આ રાષ્ટ્રભક્તોનું સંમેલન ભરાતું આંખે જોવા કરતાં ક્યાંક મુસાફરી કરવા ઊપડી જવું સારું, એમ મન સાથે નક્કી કરી ગવર્નર સાહેબ અલાહાબાદ છોડી ગયા!

તેમ છતાં એ વખતે મહાસભામાં હાજર રહેવાને જુદાં જુદાં સ્થળોએથી જનારા પ્રતિનિધિઓની સામે પ્રતિબંધ મૂકવાની નીતિ સરકારે સ્વીકારી હતી. મહાસભાના કાર્યકર્તાઓ પાસે સારી ચાલચલગત માટે જામીનની માગણી થવા માંડી અને મહાસભામાં હાજરી આપવી એ દુર્વર્તન છે એમ જાહેર થવા લાગ્યું. પંજાબમાં એ વરસે પાંચ છ હજાર લોકો પાસેથી એવી જાતના જામીન લેવામાં આવ્યા હતા, એમ મહાસભાના તે વરસના અહેવાલ ઉપરથી જણાય છે. એ અહેવાલ આગળ જણાવે છે:

"મહાસભાની કલ્પના આજે લોકોમાં એટલી દૃઢમૂળ થઈ છે કે, કોઈ પણ દુન્યવી શક્તિ તેને દબાવી શકે તેમ નથી. આજેય જો મહાસભાનું કાર્ય કરનારા દસ હજાર માણસોને હદપાર કરવામાં આવે, તો પણ આ કલ્પના ફેલાતી જ રહેશે અને હિન્દુસ્તાનના આબાલવૃદ્ધ દરેક સ્ત્રીપુરુષનું દિલ કબજે કરશે. જે જે હૃદયમાં તે પ્રવેશ કરશે તે તે હૃદય તેને વધુ ને વધુ બળ આપશે. એનું સ્વરૂપ મૂળે કલ્યાણકારી અને લોકોમાં શાંતિ અને સદ્વૃત્તિના વિકાસને પોષક છે. પણ અધિકારી વર્ગ જો તેનો વિરોધ અને પજવણી કરશે તો તેથી એનું સામર્થ્ય વધશે, એટલું જ નહીં પણ તેને પરિણામે તેનું આજનું ખુલ્લું, સંશયાતીત અને બંધારણીય સ્વરૂપ લુપ્ત થશે અને તેને ગુપ્ત કારસ્થાનોનું અબંધારણીય ક્રાન્તિકારક ચળવળનું સ્વરૂપ પ્રાપ્ત થશે."

આ વૃત્તાન્ત હ્યૂમ સાહેબે લખેલો છે અને તેમાં લૉર્ડ લિટનની કારકિર્દીમાં થયેલા દમનને પરિણામે ક્રાન્તિકારક વાતાવરણ શી રીતે નિર્માણ થયું હતું અને પાછળથી લૉર્ડ રિપનની ઉદાર નીતિને લીધે તે કેવી રીતે શમી ગયું હતું એ તેમણે બતાવી આપ્યું છે. મહાસભાની લોકપ્રિયતા સાથેસાથ

આ અધિકારી વર્ગના વિરોધને કારણે વધવા માંડી હતી. આ અધિવેશનમાં જુદા જુદા પ્રાન્તોમાંથી કુલ ૧૨૪૮ પ્રતિનિધિઓએ હાજરી આપી હતી. કલકત્તાના વેપારી મિ. યૂલ પ્રમુખપદે બિરાજ્યા હતા. તેમણે પોતાના ભાષણમાં પ્રાતિનિધિક રાજ્યપદ્ધતિની હિમાયત કરી અને સને ૧૮૫૮માં જ ઇગ્લન્ડના વડા પ્રધાન લૉર્ડ પામર્સ્ટને પ્રાતિનિધિક સંસ્થાઓની એક યોજના ઘડીને પાર્લમેન્ટ આગળ મૂકવાનો વિચાર કર્યો હતો, પણ તે વખતે દેશમાં અશાંતિ ફેલાયેલી હોવાથી શાંતિ પ્રસ્થાપિત થાય ત્યાં સુધી ઇગ્લન્ડે હિંદુસ્તાનના ટ્રસ્ટી તરીકે ત્યાંનું રાજ્ય ચલાવવું એમ નક્કી કરવામાં આવ્યું હતું, એ હકીકતનો ઉલ્લેખ કરીને મહાસભાની હિલચાલ પાર્લમેન્ટના તેમ જ મહારાણીના ઉદ્દેશોને અનુસરીને જ ચાલે છે એમ પ્રતિપાદન કર્યું.

આ અધિવેશન પછી મહાસભાના મહામંત્રી હ્યૂમ અને યુક્ત પ્રાન્તોના ગવર્નર સર ઑકલન્ડ કૉલ્વિન વચ્ચે પત્રવ્યવહાર ચાલ્યો. તેમાં સર ઑકલન્ડ કૉલ્વિને પોતાનું મન્તવ્ય નીચે પ્રમાણે રજૂ કર્યું હતું.

"કેવળ તાત્ત્વિક દૃષ્ટિથી મને મહાસભા માટે સહાનુભૂતિ છે. કાર્યપદ્ધતિની બાબતમાં પણ પહેલી ત્રણ બેઠકો થઈ ત્યાં સુધી તેમાં આક્ષેપ કરવા જેવું કશું ન હતું. પણ ૧૮૮૭માં થયેલા મદ્રાસના અધિવેશન પછી મારી સહાનુભૂતિને જબરો આઘાત લાગ્યો અને તેણે પલટો ખાધો 'ઍંટી કૉર્ન લૉ લીગ'ની ઢબે જે આક્રમણશીલ નીતિનો પ્રચાર શરૂ થયો છે તે હિંદુસ્તાનની આજની પરિસ્થિતિમાં કવખતનો છે અને તેથી મૂળ ઉદ્દેશ પાર પડવાનો નથી. આ પ્રચાર દરમ્યાન સરકાર તથા તેના અધિકારીઓની વિરુદ્ધ કડક શબ્દો વપરાય છે અને તેથી દ્વેષ ફેલાય છે; અને એની વિરુદ્ધમાં પણ પ્રચાર શરૂ થાય છે અને દેશમાં બે સામસામા વિરોધી પક્ષો ઊભા થાય એવી ધાસ્તી રહે છે. અમે જ રાષ્ટ્રના પ્રતિનિધિઓ છીએ એ મહાસભાનું કહેવું સાચું નથી. છેવટે તેમણે મહાસભાના કાર્યકર્તાઓને એવી સલાહ આપી કે, લોકહિતની દૃષ્ટિથી રાજકીય સુધારા કરતાં સામાજિક સુધારો અધિક મહત્ત્વનો છે એ વાત લોકોને સમજાવવાનું કામ મહાસભા કરે."*

આનો હ્યૂમે જે જવાબ વાળ્યો તેના મુખ્ય મુદ્દાઓ નીચે મુજબ હતા:

"આ પ્રચાર તમે કહો છો તેમ કવખતનો નથી, પણ ઊલટું બહુ મોડો શરૂ થયો છે. ગામડાંના લોકોમાં રાજ્યકારભારની બાબતમાં ખૂબ અસંતોષ ફેલાયો છે અને એકબીજાની સાથે વાત કરતી વખતે તેઓ સરકાર માટે બહુ જ કડવા શબ્દો વાપરે છે. દુઃખ અને અન્યાય અસહ્ય થયાં છે, તેમનું નિરાકરણ કર્યા વિના ભાવિ સંકટ ટળવાનું નથી. અમે અમારો (મહાસભાનો) પ્રચાર કરતી વખતે ઇંગ્લિશ સરકાર વિષે દ્વેષનો નહીં પણ પ્રેમનો પ્રચાર કરીએ છીએ અને અત્યાચારોનો વિરોધ કરીએ છીએ. આની વિરુદ્ધ પ્રચાર કરનારા લોકો મુઠ્ઠીભર ઍંગ્લો-ઇંડિયનો છે. દેશના બધા સંસ્કારી, બુદ્ધિશાળી તેમ જ દેશદાઝવાળા લોકોનું મહાસભાને જ પીઠબળ છે

* 'એ. ઓ. હ્યૂમ' — વેડરબર્ન, પૃ. ૬૮-૬૯.

અને મુસલમાન સમાજને મહાસભા વિરુદ્ધ ઉશ્કેરવાનું કાર્ય ભેદનીતિને જોરે રાજ્ય ટકાવવા માગતા બ્રિટિશ અધિકારીઓ જ કરી રહ્યા છે.”

આવી રીતે નોકરશાહીના રોષની પરવા ન કરતાં હ્યૂમ સાહેબે પોતાનું અંગીકૃત કાર્ય ચીવટથી આગળ ચલાવ્યું. એ જ વખતે દાદાભાઈ ઇંગ્લન્ડ ગયા હતા અને મહાસભાના કાર્ય માટે ત્યાંની પાર્લમેન્ટના સભ્યોની સહાનુભૂતિ મેળવી રહ્યા હતા. તે પહેલાં જોન બ્રાઈટ અને ફોસેટ હિન્દી રાજકરણ તરફ ધ્યાન આપતા હતા. હવે ચાર્લ્સ બ્રેડલૉ નામના એક ઉત્સાહી, સ્વાતંત્ર્યપ્રેમી અને સાહસી પાર્લમેન્ટના સભાસદને હિન્દી આગેવાનોએ પોતાના કાર્યને માટે અનુકૂળ બનાવી લીધો અને તેની મારફતે બ્રિટિશ પાર્લમેન્ટમાં ધારાસભાના સુધારા બાબતનું એક બિલ રજૂ કરાવવાનું ગોઠવ્યું. ૧૮૮૯માં મુંબઈમાં ભરાયેલી મહાસભાની બેઠકમાં બ્રેડલૉ જાતે હાજર રહ્યા અને અહીંની પરિસ્થિતિ જોઈ ને મહાસભાના આગેવાનોની સલાહથી તેમણે પોતાનો ખરડો ઘડ્યો. આ બેઠકમાં બ્રેડલૉનું ભાષણ પણ થયું, તેથી આ બેઠક તે વખતે સારી પેઠે ગાજી. બ્રેડલૉને મહાસભાના કાર્યમાં ખેંચવાનું શ્રેય મિ. ઉમેશચન્દ્ર બૅનરજીને આપવામાં આવે છે. આ વરસે મિ. વેડરબર્ન પ્રમુખ હતા. તે પછીનું અધિવેશન ફિરોઝશાહ મહેતાના પ્રમુખપણા હેઠળ કલકત્તામાં ભરાયું. તે વખતે સરકારી અધિકારીઓએ મહાસભામાં પ્રેક્ષક તરીકે પણ હાજર રહેવું નહીં એવો હુકમ કાઢવામાં આવ્યો હતો. ત્યારથી ન્યા. રાનડે જેવા લોકોને ભારે મૂંઝવણ થવા લાગી. તો પણ સામાજિક પરિષદને નિમિત્તે તેઓ મહાસભાના અધિવેશન વખતે તે તે સ્થળે હાજર રહેતા અને તેને ખાનગી રીતે સલાહમસલતનો લાભ આપતા. ચાર્લ્સ બ્રેડલૉએ પાર્લમેન્ટમાં જે બિલ રજૂ કર્યું છે તેમાં આપણે જે સુધારાઓ માટે ચળવળ કરીએ છીએ તેમનો અંશતઃ સમાવેશ થયેલો હોવાથી મહાસભા તેને ટેકો આપે છે, એવો ઠરાવ એ છઠ્ઠા અધિવેશનમાં પસાર કરવામાં આવ્યો. તે જ પ્રમાણે સરકારી અધિકારીઓ પ્રેક્ષક તરીકે પણ મહાસભામાં હાજર રહી શકે નહીં એ સરકારી હુકમને વખોડી કાઢવામાં આવ્યો. એ જ વખતે ઇંગ્લન્ડ જનાર પ્રતિનિધિમંડળમાં દાદાભાઈ નવરોજી, જ્યોર્જ યૂલ, હ્યૂમ, ઍડામ, નૉર્ટન, હૉવર્ડ, ફિરોઝશાહ મહેતા, સુરેન્દ્રનાથ બૅનરજી, મનમોહન ઘોષ, શરીફુદ્દીન, મુધોળકર અને ઉમેશચન્દ્ર બૅનરજીની આગલે સાલ નિમણૂક કરવામાં આવી હતી તે કાયમ રાખીને શ્રી. દાજી આબાજી ખરે અને કાલીચરણ બૅનરજી જેવા એક બે વધારે માણસોની નિમણૂક કરવામાં આવી. એટલું જ નહીં, પણ ૧૮૯૨માં ખુદ ઇંગ્લન્ડમાં જ મહાસભાનું અધિવેશન ભરવું અને તે માટે હિન્દુસ્તાનમાંથી સો પ્રતિનિધિઓ મોકલવા એવો એક ઠરાવ પસાર કરવામાં આવ્યો!

આ ઠરાવ થયો ત્યારથી મહાસભાના સૂત્રસંચાલક મિ. હ્યૂમના વિચારોએ એક નવી જ દિશા પકડી. મહાસભાનું હિન્દુસ્તાનમાંનું કાર્ય હવે થોડા વરસ માટે મોકૂફ રાખવું અને તે કેવળ ઇંગ્લંડમાં ચાલુ રાખવું, એમ તેમને લાગવા માંડ્યું હતું. ૧૮૯૧ની આખરે નાગપુરમાં મહાસભાનું સાતમું અધિવેશન ભરાવાનું હતું. તેના થોડાક દિવસ પહેલાં તેમણે પોતાની આ કલ્પના લોકો આગળ જાહેરપણે રજૂ કરી. પોતાના આ નિર્ણયનાં કારણો તેમણે નીચે મુજબ રજૂ કર્યાં હતાં, એમ તા. ૨૧–૮–૯૧ના 'સુધારક' પત્રમાં આગરકર જણાવે છે:

"હિન્દુસ્તાનના લોકોને કઈ કઈ વસ્તુઓ જોઈએ છે, અને તે કઈ રીતે મેળવી શકાય તેમ છે, એ બાબત આખા દેશભરમાં ચર્ચા થાય, એ બાબત બધા સમજુ લોકોના વિચાર ચોક્કસ થાય, અને તે તેમના માનસમાં ઊંડા ઊતરે, એવો જે મહાસભાનો મૂળ ઉદ્દેશ હતો તે હ્યૂમ સાહેબને મતે પૂરેપૂરો પાર પડ્યો છે. સમ્રાટ અશોકના શિલાલેખમાંથી કેટલાક ભૂંસાઈ ગયા છે અને બાકીનાની થોડાક વરસ પછી એ જ વલે થવાની છે; પણ મહાસભાએ ભારતીયોના હૃદય પર જે છાપ પાડી છે તે કદી ભૂંસાય તેવી નથી! એટલે થોડાંક વરસ સુધી આ સભા મોકૂફ રાખવાને હરકત નથી! બીજું, આ સભાના કામને અંગે લોકોને દર વરસે દોઢ લાખ રૂપિયાનો ખરચ કરવો જરૂરી હતો. પણ હવે મહાસભાએ કરવા જેવું કોઈ પણ કામ રહ્યું નથી. એટલે હવે બીજું કોઈ વિશેષ મહત્ત્વનું કામ નીકળે ત્યાં સુધી આ ખરચ નકામો જવાનો છે. સવા લાખ કે દોઢ લાખની રકમ કંઈ નાની ન કહેવાય. એટલે તે નિષ્કારણ ખરચ કરવી વ્યાજબી નથી. ત્રીજું, હ્યૂમ સાહેબની તબિયત સારી રહેતી નથી તેથી તેમનામાં હવે પછી મહાસભાના મંત્રીનું કામ કરવાની શક્તિ રહી નથી. એ કામ તેઓ ઇંગ્લંડમાં રહીને કરે તો પણ દર વરસે મહાસભાની બેઠક વખતે અમુક વખત સુધી અહીં રહેવાની તકલીફ તેમનાથી ઉઠાવી શકાય એમ લાગતું નથી. ઉપરાંત, હવે પછી ઇંગ્લંડમાં રહીને પોતાની શક્તિ પ્રમાણે આ દેશને અધિક લાભ કરી શકશે એમ તેમને લાગવા માંડ્યું છે. આ અને આવાં જ બીજાં કારણોસર મહાસભા કેટલાંક વરસ બંધ રાખવી એવો હ્યૂમ સાહેબનો અભિપ્રાય બંધાયો છે અને કોંગ્રેસની બ્રિટિશ કમિટિની તેને સંમતિ મળી છે."

આ લેખને છેવટે આગરકર લખે છે,

"અહીંની સભાએ (મહાસભાએ) કરવા જેવું કશું જ કામ હવે રહ્યું નથી, એ અભિપ્રાય હ્યૂમ સાહેબે આપણા કર્તૃત્વ વિષે, પુરુષાર્થ વિષે, દેશાભિમાન વિષે તેમ જ ઉદ્યોગપરાયણતા વિષે સાવ નિરાશ થઈને આપ્યો હોવો જોઈએ, એવું અમારું માનવું છે.*

તે પછી આ વિષયને અંગેના બીજા લેખમાં તેઓ લખે છે, "હ્યૂમ સાહેબે અહીંના કેટલાક મિત્રો ઉપર લખેલા પત્રો પરથી અમારું અનુમાન

---

* 'નિબંધસંગ્રહ', ભાગ ૩, પૃ. ૧૨૦.

ખરું છે, એમ અમારો લેખ લખાઈ ગયા પછી અમે જાણ્યું છે.'' આ લેખને અંતે મહાસભા બંધ ન જ કરવી જોઈએ એમ આગ્રહપૂર્વક પ્રતિપાદન કરતાં તેઓ લખે છે :

''આપણા દેશમાંની મોટા મોટા પગારની જગ્યાઓ પરદેશી લોકોના હાથમાં ગયેલી છે; જવાબદારીનાં અને પ્રતિષ્ઠાનાં બધાં કામો પારકાઓ જ કરી રહ્યા છે; આપણા વેપારનો મોટો ભાગ પરદેશીઓના હાથમાં ગયો છે; અનેક વર્ષો સુધી પરરાજ્યના તાપથી આપણે તવાયા છીએ તેથી આપણું સ્વાવલંબન, આપણી કર્તૃત્વ-શક્તિ, આપણો ઉલ્લાસ, આપણું શૂરાતન વગેરે ગુણોનો હ્રાસ થયો છે, અથવા તેમની ઝપાટાબંધ અવનતિ થઈ રહી છે; મહાસભા જેવી વસ્તુનું મહત્ત્વ જેઓ સમજે છે તેઓ નિર્ધન છે અને જેઓ સધન છે તેઓ એ મહત્ત્વ સમજતા નથી, તેથી પચીસ ત્રીસ કરોડની લોકસંખ્યાવાળા આપણા દેશમાં શુદ્ધ રાષ્ટ્રીય કાર્ય માટે લાખ દોઢ લાખ રૂપિયા ભેગા કરવાની પંચાત પડે છે. — આ બધું જોકે સાચું છે અને એથી આપણી ઉદાસીનતા સાવ નિષ્કારણ નથી એમ બતાવી શકાય તેમ છે; તો પણ આવી હાલતમાંયે આપણે પોતાના હાથપગ બિલકુલ ન હલાવીએ અને ગઈ કાલના દિવસ કરતાં આજના દિવસને સારો બનાવવાનો પ્રયત્ન ન કરીએ, તો આજના કરતાં આવતી કાલનો દિવસ વધારે ખરાબ આવશે. અને એમ કરતાં કરતાં આપણી સ્થિતિ અત્યંત શોચનીય થતી જઈને આખરે પર્શિયન, ગ્રીક અને રોમન લોકોની જેમ ભારતીયોને પણ નામશેષ થવાનો વખત આવશે, એ સૌ કોઈએ ધ્યાનમાં રાખવું ઘટે; અને આ દુર્ધર અને દુઃખદાયક પ્રસંગ આપણા ઉપર આવી ન પડે તેટલા માટે દરેક જણે પોતાનાથી બને તેટલું બધું કરી છૂટવું જોઈએ. આ દુઃખનો પ્રસંગ ટાળવાને માટે મહાસભાનું અપ્રતિહત અસ્તિત્વ એ એક બળવાન સાધન આપણા સદ્ભાગ્યે કરીને આપણને પ્રાપ્ત થયેલું છે; તેથી તે આપણા હાથમાંથી જતું ન રહે તે માટે હરકોઈ પ્રયત્ન કરવો એ આપની બધાની પહેલી ફરજ છે. મહાસભાનું કાર્ય અને ઉપયોગિતા હજી પૂરાં થયાં નથી. તે કેમ તે હવે પછીના અંકમાં બતાવવાનું આશ્વાસન આપી આજે અહીં જ વિરમીશું.''

પછીના અંકમાં રાષ્ટ્ર સભાનું કાર્ય કયું અને તે ક્યારે પૂર્ણ થયું કહેવાય, એ વિષે તેમણે નીચે મુજબ વિવેચન કર્યું છે :

''આપણા રાષ્ટ્રમાં સાચું રાષ્ટ્રત્વ આણવા માટે રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના થયેલી છે એમ અમે સમજીએ છીએ. એટલે એવી રાષ્ટ્રીયતા આપણામાં ન આવે ત્યાં સુધી આપણી રાષ્ટ્રીય સભાનું કાર્ય પૂરું થયું એમ કોઈ પણ કહે તો તે યોગ્ય ગણાય નહીં. આધુનિક રાજકીય વિચારપદ્ધતિ મુજબ કોઈ પણ રાષ્ટ્રમાં રાષ્ટ્રત્વ આવવું એટલે તેની ઉપર શાસન ચલાવનાર સરકારનું નિયંત્રણ કે નિયમન કરવાની સત્તા તેમાં વસતા લોકોના હાથમાં આવવી એ છે. . . . જેટલા પ્રમાણમાં હિંદુસ્તાનનું રાજ્ય ઇગ્લંડમાંથી ચાલ્યા કરશે તેટલા પ્રમાણમાં ઇંગ્લન્ડની ઢબે અહીં સ્થાપેલી રાજકીય સંસ્થાઓમાં અધિકારની કે સત્તાની ઊણપ રહેવાની જ. પણ જો આ બાબતમાં ઇંગ્લન્ડનું પૂરેપૂરું અનુકરણ કરવું ઇષ્ટ હોય, તો ત્યાંની આમની સભા

જેવી રાજસભા અહીં ન સ્થપાય ત્યાં સુધી રાષ્ટ્રીય સભાનું કામ પૂરું થયું એમ કહેવું અવાસ્તવિક છે." *

આખરે આ વિષયની નાગપુરના અધિવેશનમાં સારી પેઠે ચર્ચા ચાલી ને તેનો વિચાર કરવા માટે એક સમિતિ નીમવાનો ઠરાવ પસાર કરવામાં આવ્યો. આ સમિતિમાં સુરેન્દ્રનાથ બૅનરજી, વીર રાઘવાચાર્ય, હાફિઝ અબદુલ રહીમ, ગંગાપ્રસાદ વર્મા, પ્રિંગલ કેનેડી, ગુરુપ્રસાદ સેન, દી. એ. વાચ્છા, માધવરાવ નામજોશી, હમીદ અલ્લીખાન, વિષ્ણુ મોરેશ્વર ભિડે, લાલા મુરલીધર, મુધોળકર, વિનાયકરાવ દેવ, ગોપાળ કૃષ્ણ ભિડે, વિપિન કૃષ્ણ બોસ, દાજી આબાજી ખરે, મદનમોહન માલવીય, શાલિગ્રામ સિંગ અને શંકરન નાયરની નિમણુક કરવામાં આવી હતી; અને તે ઉપરાંત અધિવેશનના પ્રમુખ, સ્વાગતાધ્યક્ષ, મંત્રી, સલાહકારો વગેરે અધિકારની રૂએ સભ્યો હતા. પછી રાષ્ટ્રસભા બંધ ન કરતાં ચાલુ રાખવાનો જ નિર્ણય કરવામાં આવ્યો એ વાત સાચી હોય, તો પણ તેને જનતામાં જાગૃતિ આણનાર પ્રચારક સંસ્થાનું રૂપ આપવાની હ્યૂમદાદાભાઈની જે મૂળ કલ્પના હતી તે જરાય સિદ્ધ ન થતાં એ સંસ્થા કેવળ વાર્ષિક સંમેલનના રૂપમાં જ જીવતી રહી. ૧૮૯૨માં હ્યૂમે લોકોમાં ચળવળ ચલાવવાની કેમ અને કેવી જરૂર છે તેની ચર્ચા કરતો એક ગુપ્ત પરિપત્ર મહાસભાના સભાસદોને મોકલ્યો અને તે જુદે જુદે ઠેકાણે કામ કરતા મહાસભાના કાર્યકર્તાઓને વહેંચવાની પ્રાંતિક સમિતિઓને વિનંતિ કરી. આ પરિપત્ર મહાસભાના કાર્યકર્તાઓને વહેંચવામાં ભારે જોખમ છે, એમ અલાહાબાદ અને મુંબઈની પ્રાન્તિક સમિતિઓએ હ્યૂમ સાહેબને જણાવ્યું. આખરે હ્યૂમ સાહેબના ખાસ આગ્રહથી અલાહાબાદની સમિતિએ તે મહાસભાના સભ્યોમાં વહેંચ્યો, પણ મુંબઈની સમિતિએ તેમ કરવાની સાફ ના પાડી અને પરિપત્ર વહેંચવામાં આવે તો મહાસભા ઉપર રાજદ્રોહનો આરોપ આવશે, એવો પોતાનો અભિપ્રાય જણાવ્યો !

આ બધું પ્રકરણ જોઈને પૂનાના જુવાન પક્ષના આગેવાનો ટિળક અને આગરકરનાં મન સંતપ્ત થયાં અને તેમણે હ્યૂમના પત્રકનો સાર પોતાના છાપામાં છડેચોક પ્રસિદ્ધ કરીને એક રીતે સરકારને પોતાની ઉપર કામ ચલાવવાને પડકાર કર્યો. એ સંબંધમાં આગરકર લખે છે :

" પણ આથીયે વધુ ચમત્કાર અને નવાઈ પામવા જેવી વાત તો એ છે કે, જે હ્યૂમ સાહેબે રાષ્ટ્રીય સભા અસ્તિત્વમાં આણી અને પોતાની બધી શક્તિ તેની પાછળ વાપરીને તેનું દરેક રીતે આજ સાત વરસ સતત રક્ષણ કર્યું, તેમની ઉપર તેમના જાતિભાઈઓએ રાજદ્રોહનો ડંડો ઉપાડતાંની સાથે પોતાને ડાહ્યા ડમરા કહેવડાવતા

* 'નિબંધસંગ્રહ', ભાગ ૩, પૃ. ૧૨૦.

આપણામાંના લોકો પણ તેમની ઉપર તૂટી પડ્યા છે! ખાસો ન્યાય! ખાસી બહાદુરી! ખાસી દેશભક્તિ! હિંદુસ્તાનના જમીન મહેસૂલની ઊપજ આશરે વીસ કરોડની છે અને એટલું જ લશ્કરી ખાતાનું ખરચ છે. હિંદુસ્તાનના લશ્કર જેટલું મોંઘું લશ્કર બીજા કોઈ પણ દેશમાં નથી, અને લશ્કર પાછળ કરવામાં આવતા આ ગંજાવર ખરચનો મોટો ભાગ હિંદી લોકોના ખિસ્સામાં પડતો નથી. લગભગ આવી જ સ્થિતિ બીજાં ખાતાંઓની પણ છે. આને પરિણામે હિંદુસ્તાન સરકારની પોણોસોથી એંશી કરોડની ઊપજના લગભગ બે તૃતીયાંશ ભાગમાંથી લોકોને દ્રવ્યને રૂપે કશું જ વળતર મળતું નથી. આવી પરિસ્થિતિ એક વરસ નહીં, બે વરસ નહીં, લગભગ સો વરસથી ચાલુ છે. આ સો વરસ દરમ્યાન હિન્દુસ્તાન (સરકાર)ની સરેરાશ ઊપજ ચાલીસ કરોડ થઈ એમ માનીએ અને તેનો ફક્ત અડધો હિસ્સો અંગ્રેજોના ખિસ્સામાં આબાદ જઈને પડ્યો એમ માનીએ, તો એક સૈકામાં બસો અબજ રૂપિયા આ દેશમાંથી વિલાયત ઘસડાઈ ગયા એમ હિસાબ થાય છે. જે દેશની આવકનું આવું શોષણ ચાલતું હોય તે દેશના લોકોને ખાવાના સાંસા પડે તેમાં શી નવાઈ? બ્રિટિશ રાજ્યને લીધે આ દેશ ઉપર થતી આવી ભયાનક અસરોની પૂરેપૂરી કલ્પના જેમના મનમાં વસી ગઈ હોય, તેમને બીજાં વધુ પાંચ પચીસ વરસ સુધી આવો જ ક્રમ ચાલુ રહે તો હિંદુસ્તાનના લોકો એકબીજાને ખાવા ધાશે અથવા ભૂખની અસહ્ય પીડાથી બેફામ થઈને પોતાના રાજ્યકર્તાઓની ધૂંસરી ફગાવી દેવા તૈયાર થશે એવું સ્પષ્ટ ચિત્ર નજર આગળ દેખાયા વિના રહેશે ખરું? અને જેમના હૈયામાં સાચા દેશાભિમાનનો અને સાચી માણસાઈનો થોડોક અંશ હોય એવા માણસથી આ વાત છડેચોક બોલ્યા વિના જંપીને રહેવાશે ખરું? હ્યૂમ સાહેબે પોતાના પત્રમાં આથી વધુ બીજું શું લખ્યું છે? હિંદુસ્તાનના ભયાનક દારિદ્રયનું તેમાં જે ભયંકર ચિત્ર દોરેલું છે તે ખોટું છે એમ કહેવાની કોઈ હિંમત કરી શકે ખરું? દાદાભાઈ નવરોજી, સર એવલિંગ બેરિંગ, ડૉક્ટર હંટર, સર ચાર્લ્સ ડિલ્ક વગેરે જેવા વિદ્વાન ગૃહસ્થો તો રાજદ્રોહી નથી ને? પણ તેમણે પ્રસિદ્ધ કરેલા આંકડા પરથી સ્પષ્ટ થાય છે કે, બ્રિટિશ હકૂમત તળે વસતા હિંદીની માથાદીઠ વાર્ષિક આવક સરેરાશ ત્રીસ રૂપિયાથી વધુ નથી; તેમ જ હિંદુસ્તાનના લોકોમાંથી અર્ધા કે બે તૃતીયાંશ ભાગના લોકો આખો જન્મારો ભૂખે પેટે કાઢે છે! રાજનિષ્ઠ લોકોએ આવી જુબાનીઓ આપેલી હોવા છતાં એંગ્લો ઇંડિયન પત્રકારોની સાથે આપણા લોકો પણ હ્યૂમ સાહેબ અતિશયોક્તિ કરે છે, કાગનો વાઘ કરે છે, ઘડપણને લીધે તેમનું ભેજું ચસકી ગયું છે, એમ બકવાટ કરે એમાં કેટલો પ્રમાદ અને કૃતઘ્નતા છે! બે ચાર સાહેબ લોકોને મોઢે સારા કહેવડાવવા ખાતર હિંદુસ્તાનના તેમ જ ઇંગ્લંડના સાચા હિતચિંતક ઉપર આવી રીતે હુમલો કરવાનું આપણા જેવા બીકણ, લોભી, અવિચારી અને સ્વાર્થી હિંદુ લોકો વિના બીજા કોઈથી થઈ શકે તેમ નથી. જેમણે હ્યૂમ સાહેબનું ભેજું ગેબ થયું છે એમ ઠરાવ્યું છે તેમનું જ ભેજું ગેબ થયું હોય એમ લાગે છે! હ્યૂમ સાહેબ આપણા દેશની જેટલી ફિકર કરે છે તેટલી આપણે જાતે કરતા હોત તો રાજ-દ્રોહનો કે બીજા કોઈ પણ જાતનો આરોપ વહોરી લેવા તેમ જ તેનાં પરિણામ વેઠવા આપણે તૈયાર થયા હોત હ્યૂમ સાહેબને બેવકૂફ ઠરાવવા માગતા આ દોઢડાહ્યા

ડોસાઓને એટલું સમજાવું જોઈતું હતું કે, હ્યૂમ સાહેબને પ્રથમ ફાંસીને માંચડે ચડાવ્યા વિના ફાંસીની રસ્સી તેમને ગળે વીંટાવાનો સંભવ નથી. પણ આટલી હિંમત આપણામાં હોત તો આપણી હાલ જે ગુલામીની દશા છે તેમાં આપણે ક્યાંથી આવી પડત ?" ×

લો. ટિળક આ પરિપત્રની બાબતમાં તા. ૫ એપ્રિલ ૧૮૯૨ના 'કેસરી'ના અંકમાં લખે છે :

"હ્યૂમ સાહેબનું કહેવું એમ છે કે, તમે આ જે બેપરવાઈ બતાવી રહ્યા છો તેનાં ભયાનક પરિણામ તમારે કોઈ ને કોઈ વખતે સોસવાં પડશે. તમે પોતાની આંખ પર પડદો રાખીને વસ્તુસ્થિતિ ઓળખવાની ના પાડશો, પણ આખી પ્રજા દારિદ્રય અને ભૂખમરાની ભઠ્ઠીમાં પડીને તવાઈ જશે ત્યારે તમારી આંખ ઉપરની ચામડી ચીરી નાખતાં એને લગીરે વાર લાગશે નહીં. તમને એમ લાગતું હશે કે, આ ગરીબ પ્રજા શું કરી શકવાની છે; પણ તમારી એ માન્યતા સાવ ભૂલભરેલી છે. ભૂખ અને દારિદ્રય માણસ પાસે શું શું કરાવે તેનું ઠેકાણું નથી હોતું. ફ્રાન્સમાં રાજ્યક્રાંતિ થઈ તે પહેલાં ત્યાં આવી જ શાંતિ દેખાતી હતી; પણ પ્રસંગ આવ્યો ત્યારે એ બધી શાંતિ ક્ષણવારમાં ઊડી ગઈ અને ચોમેર એક જ ધમાલ મચી ગઈ. આવે વખતે સરકાર તમારું રક્ષણ કરશે એમ તમને લાગતું હોય તો એ પણ તમારી ભૂલ છે. દારિદ્રય અને ભૂખથી ત્રાસેલી પ્રજા આગળ સરકાર અને તમે બંને ટકી શકવાના નથી. ગરીબ લોકોને આગેવાનો ક્યાંથી મળવાના હતા, એમ તમે માનતા હશો, પણ વખત આવ્યે આગેવાનો પણ પેદા થઈ રહે છે, એ સિદ્ધાંત યાદ રાખજો. જેમાં સરકારનું હિત છે તેમાં જ તમારું હિત પણ સમાયેલું છે; જ્યાં લગી અંગ્રેજ સરકારનું રાજ્ય છે ત્યાં લગી તમારી આબાદી થશે અને તમે ઓળખાશો. આ રાજ્યનો અંત આવ્યા પછી તમારો કોઈ ભાવ પૂછવાનું નથી અને તમારી સંપત્તિ પણ તમારી પાસે રહેવાની નથી; તેથી વખતસર જાગી જાઓ, અને સરકાર જો ઊંઘતી હોય તો તેને પણ જગાડો. હિંદુસ્તાનની પ્રજાની સ્થિતિ સુધાર્યા વિના તમારી કે સરકારની હસ્તી સ્થિર ન કહી શકાય . . . આપણા મરી જવાથી દુનિયા આખીનો કંઈ અંત આવી જતો નથી, માટે હિંદુસ્તાનની પ્રજાની આ જે કફોડી સ્થિતિ થઈ રહી છે તેનો પૂરતો વિચાર કરીને તેનો પ્રતિકાર કરવા માટે તમારે તનતોડ પ્રયત્ન કરવો જોઈએ, અને તેને માટે દ્રવ્યની જે કોઈ મદદ કરવાની જરૂર પડે તે બધી ઉત્સાહ અને ઉમંગથી તમારે આપવી જ જોઈએ"

તે પછી લોકમાન્ય પોતા થકી કહે છે:

"હ્યૂમ સાહેબનો પરિપત્ર આમ જનતાને ઉદ્દેશીને લખાયેલો નથી. અંગ્રેજી રાજ્યમાં કે અંગ્રેજોની મહેરબાનીથી જેમણે સંપત્તિનો સંગ્રહ કર્યો છે તેમને ઉદ્દેશીને એ કાઢેલો છે. એ લોકોની વિદ્યા, ધન, હોશિયારી અધિકાર અને પદવીઓ બધું જ અંગ્રેજી રાજ્યની સલામતી પર આધાર રાખે છે. તેથી અંગ્રેજી રાજ્ય ટકી રહે તે માટે સામાન્ય જનતા કરતાં એમણે જ તનતોડ પ્રયત્ન અને ઉદ્યમ કરવાની જરૂર છે.

× 'નિબંધસંગ્રહ,' ભાગ ૧, પૃ. ૧૮૫.

હ્યૂમ સાહેબ કંઈ કોઈને બળવો કરવા કહેતા નથી કે કોઈની ઉશ્કેરણી કરતા નથી. પ્રજા વધારે ને વધારે ગરીબ થતી જાય છે, તેનો વખતસર પ્રતિકાર કરવામાં નહીં આવે તો કેવું પરિણામ આવશે તે જ તેમણે સરકારને તેમ જ ધનવાન લોકોને જણાવ્યું છે. અને જે લોકોને તેમણે આ વાત જણાવી છે તેઓ પોતે કદી પણ બળવો કરે એવા નથી; ઊલટું, અંગ્રેજી રાજ્ય ચિરસ્થાયી થાય એમાં જ તેમનું હિત રહેલું છે. આવા લોકોને જો કોઈ તેમના કર્તવ્યનો સ્પષ્ટ શબ્દોમાં ઉપદેશ કરે તો તે માણસ પીનલ કોડમાં આપેલી રાજદ્રોહની વ્યાખ્યા મુજબ 'લોકોમાં સરકારને વિષે અપ્રીતિ પેદા કરે છે' એમ કહેવું કદી વ્યાજબી થાય નહીં. . . . કેટલાક ડાહ્યા લોકોએ એવી દલીલ કરી છે કે, હ્યૂમ સાહેબ સાથે અમારે કશી લેવાદેવા નથી, પણ ઓછામાં ઓછું મહાસભાના કામને આંચ ન આવે એટલા માટે આ પરિપત્ર પ્રસિદ્ધ થાય એ ઇષ્ટ નથી. શી આ મહાસભા માટેની જબરી ચિંતા! કેમ જાણે આજે તેને જે સ્વરૂપ મળ્યું છે તે આ લોકોના વિચાર અને ચિંતાનું જ પરિણામ ન હોય! આપણી કાયરતા કેવી રીતે છુપાવવી તે આપણે બહુ સારી રીતે શીખ્યા છીએ. બાકી રાષ્ટ્રહિતને કાજે તનતોડ મહેનત કરીને, સાચી દાઝથી અને સ્વાર્થની પરવા કર્યા વિના કામ કરવાનો ઇજારો માત્ર આપણે હ્યૂમ સાહેબને આપી દીધો છે! તેઓ ભલે મહેનત કર્યા કરે, અને કોઈ વખત એકાદ કડક પરિપત્ર કાઢે તો આપણે ડરી જઈને તેનો વિરોધ કરીએ, એવા પ્રકારનો શ્રમવિભાગ તેમની અને આપણી વચ્ચે સ્થપાયેલો છે. આવી રીતે મહાસભા હ્યૂમ સાહેબની પછી શી રીતે ચાલશે એ બાબત અમને પણ ભારે ચિંતા થાય છે."*

બ્રિટિશ સરકાર એ વખતે એક બાજુથી ધારાસભાના સુધારાનો એક સાવ નજીવો હપતો આપતી હતી, અને બીજી બાજુથી હ્યૂમ જેવા લોકો સામાન્ય જનતામાં જાગૃતિ આણવાની નીતિ મહાસભામાં દાખલ ન કરે તેટલા માટે રાજદ્રોહનો ડર બતાવતી હતી, અને બાલ્યાવસ્થામાં રહેલી આપણી મહાસભાના હિન્દી આગેવાનો સાવચેતી અને મુત્સદ્દીગીરીને નામે હ્યૂમ સાહેબને ગાંડામાં ખપાવવા માગતા હતા, એવો આ આખા પ્રકરણમાંથી સાર નીકળે છે. આવી રીતે પહેલાં સાત આઠ વરસની અંદર જ મહાસભાની છાવણીમાં જહાલ અને મવાળ એવા ભાગલા પડવાનો ભય લાગવા માંડયો. એને અંગે લો. ટિળક બીજા એક લેખમાં લખે છે:

"હ્યૂમ સાહેબનો પરિપત્ર નીકળ્યો ત્યારથી મહાસભાવાદી પક્ષની શી સ્થિતિ થશે તે વિષે બધાને જ ચિંતા થવા માંડી છે. . . . મુંબઈ, મદ્રાસ, અલાહાબાદ વગેરે પ્રાંતિક સમિતિઓ તરફથી તેનો છડેચોક વિરોધ કરવામાં આવ્યો છે, અને કેટલાક લોકો રાજદ્રોહની બીકે શાંત બેસી રહ્યા છે. પણ સદ્‌ભાગ્યે આ કાયરતા બધે ફેલાઈ નથી. . . . આપણામાં આવી રીતે સ્પષ્ટ મતભેદ ઊભો થયો હતો, તો પણ એકંદરે દેશી પત્રકારોએ ધીમે ધીમે હ્યૂમ સાહેબનો પક્ષ લઈને તેમની સાથે પોતાની

* 'લોકમાન્ય ટિળકાંચે કેસરીંતીલ લેખ', ભા. ૧, પૃ. ૪૪–૪૫–૪૬.

પૂર્ણ સંમતિ વ્યક્ત કરી અને મહાસભામાં ભંગાણ પડવાનો જે સંભવ ઊભો થયો હતો તે મોટે ભાગે ટાળી દીધો. એ વખતે બ્રિટિશ કમિટીનો જો આપણને ટેકો મળ્યો હોત તો હિંદુસ્તાનમાંના મહાસભા પક્ષમાં ખૂબ હિંમત આવત. પણ ખુદ બ્રિટિશ કમિટીમાં પણ મતભેદ થયો અને ડિગ્બી અને વેડરબર્ન બાદ કરતાં લગભગ બધા સભ્યોએ હ્યૂમ સાહેબનો પરિપત્ર બ્રિટિશ કમિટીને માન્ય નથી એમ જ્યારે જાહેર કર્યું, ત્યારે આપણે ત્યાંના કેટલાક શંકાખોર લોકોને ફરી વાર થોડીક તક મળી અને એ (બ્રિટિશ કમિટીમાંના) મતભેદને લીધે મહાસભાના કામમાં પાછી કોઈ મુશ્કેલી આવશે કે શું એવી શંકાઓ કેટલાક લોકોએ ઉઠાવી હતી. આવી હાલતમાં અલાહાબાદમાં ઓણસાલની મહાસભાનું કામ પૂર જોશથી ચાલી રહ્યું છે એમ સાંભળીને ઘણા લોકોને સમાધાન થશે એમાં શંકા નથી. રાજદ્રોહી પરિપત્રના લેખક હ્યૂમ સાહેબને હજી પણ મહાસભાના મંત્રીપદે રાખવામાં આવશે કે નહીં, એવો કુટિલ પ્રશ્ન કેટલાક વિઘ્નસંતોષી લોકો પૂછી રહ્યા છે; પણ આવો પ્રશ્ન પૂછનારાઓની ઇચ્છા પૂરી થાય એવો સંભવ કંઈ નહીં તો આપણે ત્યાં તો દેખાતો નથી, એટલું જ અમે તેમને ખાતરીપૂર્વક જણાવીએ છીએ."*

આવી રીતે મહાસભામાં આ વખતે ભાગલા પડવાનો પ્રસંગ આવ્યો હતો, તે ટળી ગયો. એનું કારણ આખી મહાસભાએ હ્યૂમ સાહેબની કલ્પના મુજબ પ્રચંડ ચળવળ કરવાનું ઠરાવ્યું એ ન હતું, પણ એ કલ્પનાને કોઈએ પણ ટેકો આપ્યો નહીં અને હ્યૂમ સાહેબ વિલાયત રવાના થયા એ હતું! પૂનાના જે બે જુવાન દેશભક્તોએ હ્યૂમ સાહેબને ટેકો આપ્યો હતો તેમાંના એક (શ્રી. આગરકર) થોડા જ સમયમાં અવસાન પામ્યા; અને લોકમાન્ય ટિળકે સાર્વજનિક સભામાં નવી હિલચાલની ગરમી દાખલ કરી તેની સાથે જ જૂના લોકો તેમાંથી નીકળી ગયા. અને તે લોકોએ વિનીત રાજકારણ ચલાવવાને માટે નવી ડેક્કન સભા સ્થાપી. આ બધી ઘટનાઓ એ ત્રણ વર્ષના ગાળામાં જ બની અને તેથી મહાસભાને પ્રચારક સંસ્થાનું રૂપ મળ્યું નહીં. ૧૮૯૩માં નવા સુધારાનો કાયદો પસાર થયો તે વખતે આ સુધારા પૂરતા ન હોય તો પણ તેનો વફાદારીથી સ્વીકાર કરવો એમ મહાસભાએ ઠરાવ્યું અને પોતાનું વાર્ષિક સંમેલન ભરવાનું કાર્ય તેણે દસ બાર વરસ સુધી જેમ તેમ ચાલુ રાખ્યું. પહેલા દાયકાના હ્યૂમ અને દાદાભાઈના યુગમાં તેનો જે ઉત્સાહ હતો તે બીજા દાયકામાં એટલે કે ફિરોઝશાહ મહેતા અને વાચ્છાના યુગમાં રહ્યો નહીં; અને મહાસભા સરકારી રોષ આગળ નમી પડી એમ દેશની જુવાન પેઢીના આગેવાનોને લાગવા માંડ્યું.

લાલા લાજપતરાયે આને અંગે આવો જ અભિપ્રાય આપ્યો છે. 'યંગ ઇંડિયા' નામના પોતાના પુસ્તકમાં તેઓ લખે છે:

* 'લોકમાન્ય ટિળકાંચે કેસરીંતીલ લેખ', ભાગ ૧, પૃ ૪૪–૪૫–૪૬.

"ઇગ્લંડમાંની ચળવળ પૈસાને અભાવે બંધ પડી અને હિન્દુસ્તાનમાંની ચળવળ ચીવટ, જુસ્સો અને લાગણીને અભાવે તૂટી પડી. આ બાબતમાં અમારો એવો મત છે કે, હ્યૂમે પાછળથી જે ધોરણ સ્વીકાર્યું તે તેમની પોતાની બુદ્ધિના નિર્ણય અનુસાર સ્વીકાર્યું ન હતું, પણ હિંદી આગેવાનોનું ડરપોકપણું તેમ જ પોતાની જાત બચાવવાની વૃત્તિને કારણે હ્યૂમના મન ઉપર જે અસર થઈ તેને લીધે તેમને સ્વીકારવું પડ્યું હશે. હિન્દી આગેવાનો બેસી ન પડ્યા હોત અને તેમણે પ્રચારનું કાર્ય આગળ ધપાવ્યું હોત, તો દેશ તેમને પૈસા જરૂર પૂરા પાડતઃ અને તેમના ઝંડા નીચે દેશ આખો એકત્ર થાત. કદાચ દેશમાં થોડાંક હુલ્લડો થાત અને કેટલાક લોકોની પજવણી થાત; પણ એને લીધે જ તેમણે ઇગ્લન્ડમાં વીસ વરસ જે કામગીરી બજાવી તેના કરતાં બ્રિટિશ લોકોનું ધ્યાન હિન્દુસ્તાનની સ્થિતિ તરફ વધારે અસરકારક રીતે ખેંચાયું હોત. લોકોની રાજકીય કેળવણી વધારે ઝપાટાથી ચાલત અને ચળવળમાં એટલું જોમ આવત કે, તેને દબાવવી લગભગ અશક્ય થઈ જાત. એવો પૂરતો સંભવ છે કે, સરકારે આ ચળવળ દબાવી દીધી હોત. પણ એ જ એક મોટો વિજય થાત અને લોકોની રાજકીય કેળવણી ચોક્કસપણે એક ડગલું આગળ વધી હોત. ક્રાન્તિકારક ચળવળ પણ કદાચ થઈ તે કરતાં વહેલી થાત અને ૧૯૦૯ કરતાં ઘણા વખત પહેલાં મવાળોને સંતોષવાનું ડહાપણ સરકારને સૂઝત. ૧૯૦૯માં આપણને જે મળ્યું તે તેથી વીસ વરસ પહેલાં મળી જાત. ૧૯૦૯માં મુસલમાનોને જે મળ્યું તે જ તેમને ૧૮૮૯માં મળ્યું હોત તો તેમને પણ આનંદ થાત. પણ હિન્દી આગેવાનોને લાગ્યું કે હજી આપણામાં પૂરતી તાકાત નથી અને આપણી ચળવળ દબાઈ જાય એવો સંભવ છે. તેથી તેમણે પીછેહઠ કરી અને પોતાની રાજકીય ફરિયાદોનું નિવારણ કરાવવાનું જે એક હથિયાર તેમના હાથમાં તૈયાર થયું હતું તે તેમણે ફેંકી દીધું.

"અમારી માગણીઓને નકારવામાં આવે તો બન્ને પક્ષોને ગંભીર પરિણામો ભોગવવાં પડે એવી સામા પક્ષની ખાતરી થાય તેવી ચીવટ અને ધગશ જો કોઈ પણ રાષ્ટ્ર અથવા રાજકીય પક્ષ કેવળ વાણીમાં જ વ્યક્ત કરે અને કાર્ય દ્વારા વ્યક્ત ન કરે તો તે રાષ્ટ્ર કે રાજકીય પક્ષ પોતાની પ્રવૃત્તિ કદી પણ સફળપણે પાર પાડી શકે નહીં. ઇગ્લંડ, જર્મની, ફ્રાન્સ વગેરે દેશોની રાજકીય પ્રગતિનો ઇતિહાસ આ જ વાત સાબિત કરે છે. કોઈ પણ રાજકીય હિલચાલના પુરસ્કર્તાઓ પોતાની પ્રવૃત્તિને પોતાના દ્રવ્યના તેમ જ નિશ્ચયના બળનો ટેકો આપવા તૈયાર ન હોય તો તે શરૂ ન કરવામાં આવે એ જ બહેતર છે."*

ટૂંકમાં, મહારાષ્ટ્રના લોકમાન્ય ટિળક વગેરે જુવાન નેતાઓના જેવો જ પંજાબના આગેવાન લાલાજીનો આ આખી ઘટના વિષે મત છે.

હવે આ પ્રકરણ પૂરું કરતાં પહેલાં ૧૮૯૩–૯૪ માં જે હિંદુમુસલમાનોનાં રમખાણો થયાં તે વિષે તત્કાલીન લખાણોને આધારે બે બોલ કહી આ વિષય પૂરો કરીશું. ૧૮૯૩ના સુધારાના કાયદાનો તેમ જ મહાસભાની હિલચાલનો આ રમખાણો સાથે સંબંધ છે અને તેમની પાછળ નોકરશાહીની

* 'યંગ ઇંડિયા' – લાલા લાજપતરાય, પૃ. ૧૫૨ – ૫૩.

ભેદનીતિનું રાજકારણ છે એ વાત લો. ટિળક અને આગરકર બંનેએ બહુ જ સ્પષ્ટ શબ્દોમાં લોકો આગળ મૂકેલી છે :

"આજ સુધી કોઈ પણ રાજ્યમાં જે હુલ્લડો અથવા મારામારીઓ થઈ તે ગ્લૅડસ્ટન કે રિપન જેવાના વર્તનને લીધે થયેલી નથી; એને માટે ડિઝરાયલી, લિટન કે ટેંપલ જેવા ટૂંકી બુદ્ધિના મુત્સદ્દીઓ જ જોઈએ છે! પોતાની હકૂમત લાંબો વખત ટકે તેટલા માટે પોતે થઈને લોકોને એકબીજા સાથે લડાવી મારવા કદાચ આવશ્યક ન હોય, તો પણ તેમનો ઝઘડો પોતાને નુકસાનકર્તા નથી, બલ્કે કેટલેક અંશે ઉપકારક છે એમ આવા લોકોને લાગે છે. તે જ પ્રમાણે પ્રસંગ પડ્યે મુસલમાન લોકો આપણને કામ આવે એવા છે, તો ખાસ પ્રયત્ન કર્યા વિના જો એમની મિત્રાચારી સાધી શકાય તો તેમ કરવું એ આપણી ફરજ છે એમ તેઓ માને છે. પણ તેમને એટલું કેમ નથી સમજાતું કે, જ્યારે આપણે હિંદુ લોકો બ્રિટિશ પલટણોની પરવા કર્યા વિના બ્રિટિશ લોકોના હાથમાંથી આપણું રાજ્ય ઝૂંટવી લેવા તૈયાર થઈશું, તે વખતે તેમને ટેકો આપનાર મુસલમાન લોકોની પણ આપણે સહેજે ખબર લઈ શકીશું! જે અંગ્રેજ અધિકારીઓને મુસલમાનો માટે ખાસ લાગણી થતી હોય તેઓ ભલે પોતાના પગારો તેમને નામે લખાવી દે, પણ તેમની ખાતર ગરીબ હિંદુઓ ઉપર જુલમ ન કરે. કારણ કે, હિંદુ જોકે અત્યંત કૃતજ્ઞ, રાજનિષ્ઠ, શાંતિપ્રિય પ્રાણી છે, છતાં પણ અન્યાયનો અતિરેક થતાં તે પણ પોતાનો મિજાજ ખોઈ બેસે એ સાવ સ્વાભાવિક છે, એ વાત આવા અધિકારીઓએ હમેશ ધ્યાનમાં રાખવી ઘટે."

આવા સાવ અંતિમ સ્વરૂપના ઉદ્‌ગાર આગરકરે સને ૧૮૯૬ના જુલાઈ માસમાં કાઢેલા છે.

લોકમાન્ય ટિળકે તો આ વિષય ઉપર અનેક લેખો લખીને સરકારનો પીછો જ પકડ્યો હતો. તેમણે ૧૮૯૫માં મહાસભાના દસ વરસના કાર્યનું જે સરવૈયું કાઢ્યું છે, તેમાં આ રમખાણોનો પ્રત્યક્ષ સંબંધ મહાસભાના વધતા જતા બળ સાથે કઈ રીતે છે તે નીચેના શબ્દોમાં બહુ જ સચોટપણે બતાવ્યું છે:

"રાષ્ટ્રીય સભા કેવળ સરકારને ગાળો દેવા માટે જ જન્મી નથી; પણ હાલની રાજ્યવ્યવસ્થામાં જે દોષો છે તે દૂર થાય અને સરકારનું તેમ જ જનતાનું ભલું થાય એવી તેની સાચેસાચ ઇચ્છા છે અને તેને માટે યોગ્ય ઉપાયો સૂચવવા તે તૈયાર છે. આ વાત સરકારના ધ્યાનમાં પૂરેપૂરી આવી ગઈ છે. પરિણામે રાષ્ટ્રીય સભાના ઠરાવોને અલબત વધારે મહત્ત્વ મળ્યું અને તેનું પરિણામ આખરે એ આવ્યું કે, ૧૮૯૨ની સાલમાં લૉર્ડ ક્રૉસ સાહેબે મોટી મહેરબાની કરીને ધારાસભાસુધારાનો કાયદો પાર્લમેન્ટમાં રજૂ કર્યો અને તે પસાર થયો. એ કાયદો કેવળ આપણને ફોસલાવવા માટે અને આપણું મોઢું બંધ કરવા માટે આપણા ઉપર ફેંકવામાં આવ્યો હતો. આ વાત તે જ વખતે બધાના ધ્યાનમાં આવી ચૂકી હતી અને હવે અનુભવ પણ એવો જ થયો છે, એ સાચું; પણ આવો ઢોંગ કરવાની ભારતમંત્રીને તેણે ફરજ પાડી, એ

મહાસભાનો નાનોસૂનો વિજય ન કહેવાય. . . . મહાસભાની કાર્યદિશા નક્કી થઈ અને તેથી તેની માગણીઓ તથા સૂચનાઓ પણ નિયમિત થવા લાગી. પહેલી પંચવાર્ષિક યાત્રા વડે આટલો ફેરફાર થયા પછી મહાસભાની બીજી યાત્રા શરૂ થઈ. ફરી કલકત્તા, નાગપુર, પ્રયાગ, લાહોર, મદ્રાસ, એમ આવૃત્તિ થઈ અને દર વરસે તેનું ડગલું આગળ જ પડતું ગયું. આમ મહાસભાની ચડતી કળા જોઈને આપણા એંગ્લો ઇંડિયન હિતશત્રુઓને ભારે ધ્રાસ્તી પેદા થઈ. પેલી બાજુ પાર્લમેન્ટમાં પણ અહીંના ગોરા અમલદારોનાં કાળાં કૃત્યો એક પછી એક બહાર આવવા માંડ્યાં. ચેપી રોગના કાયદાને અંગે લૉર્ડ રૉબર્ટ્સ જેવા વીરને પણ બે બહેનોની માફી માગવી પડી. અફીણ બાબત કમિશન બેઠું અને છેવટે સિવિલ સર્વિસની બાબતમાં આમની સભામાં આપણને અનુકૂળ ઠરાવ પસાર થયો. આ બાજુએ સરકારની તિજોરી ખાલી થવાનો વખત આવ્યો એટલે પૂછવું જ શું? હવે હિંદુસ્તાનના અંગ્રેજોના રાજ્યનો એટલે કે ગોરા અમલદારોની મોજમજાનો ચોક્કસ અંત આવવાનો એમ તેમને લાગવા માંડ્યું. આ અનર્થનું કારણ મહાસભાએ શરૂ કરેલી રાજકીય ચળવળ છે એમ પણ તેમના મનમાં વસ્યું અને તેથી 'મૂળે કુઠાર' લગાવવા માટે સામદામાદિ ચાર ઉપાયોમાંનો ચોથો ઉપાય યોજવાની કેટલાકે શરૂઆત કરી દીધી. સર સૈયદ અહમદ વગેરે જેવાઓને વશ કરી લઈને મુસલમાનોને ફોડવાનો પ્રયત્ન શરૂ થયો. પણ મુસલમાનોને પોતાના પક્ષમાં ખેંચવા માટે કંઈક લાલચ તો આપવી જોઈએ ને? પણ ગોરા જમાઈઓનાં લહેરપાણીમાં કાપ મૂક્યા વિના મુસલમાનોને આપી પણ શું શકાય? અને લૂખા આશ્વાસનો પર કેટલો વખત ચલાવી શકાય? એટલે કંપની સરકારનો ઇતિહાસપ્રસિદ્ધ માર્ગ સરકારને પસંદ પડ્યો અને દેશમાં ઠેકઠેકાણે હિંદુમુસલમાનનાં રમખાણો પેદા થયાં! ૧૮૯૩ના જૂન માસમાં સિવિલ સર્વિસને અંગેનો અનુકૂળ ઠરાવ પસાર થયો ન હોત તો ઑગસ્ટ મહિનાથી હિંદુ મુસલમાનના ઝઘડા કદાચ શરૂ થયા ન હોત, એમ ઘણાને લાગે છે; અને એ માન્યતા સાવ પાયા વગરની છે એમ અમે કહી શકતા નથી. ટૂંકમાં, ગયા વરસથી મહાસભા ઉપર એક નવી જ આફત આવી પડી અને તેમાંથી પસાર થવાનું એક રીતે અગાઉના કરતાં પણ વધારે મુશ્કેલ હતું . . . પરંતુ અહીં પણ આપણા દેશના સદ્ભાગ્યે જોર કર્યું અને રમખાણોના ધાંધલમાંથી ગયા બે વરસ મહાસભા નિર્વિઘ્નપણે પાર ઊતરી"*

મહાસભાનાં પહેલા દાયકાનાં અધિવેશનોનો ટૂંકમાં આવો ઇતિહાસ છે. આ દાયકામાં મહાસભા ઉપર બે મોટી આપત્તિઓ આવી ગઈ; એક, સરકારના રોષની અને બીજી, હિન્દુ મુસલમાનોનાં રમખાણોની; અને તેને પ્રત્યક્ષ પ્રાપ્તિ થઈ ૧૮૯૩ના ધારાસભાસુધારાના સાવ નજીવા કાયદાની. તેમ છતાં એ વખતની પરિસ્થિતિમાં એટલી પ્રગતિને પણ સમાધાનકારક માન્યા વિના બીજો ઉપાય ન હતો. તે પછી, એટલે ૧૮૯૫ પછી, મહારાષ્ટ્રમાં લોકમાન્યનો સ્વતંત્ર રાષ્ટ્રીય પક્ષ અસ્તિત્વમાં આવ્યો. તેના અસ્તિત્વની જાણ તો બીજા પ્રાન્તના લોકોને પ્રથમ ૧૮૯૫ના મહાસભાના પૂનામાં ભરાયેલા અધિવેશન વખતે તેનો

* 'લોકમાન્ય ટિળકાંચે કેસરીંતીલ લેખ', ભાગ ૧, પૃ. ૩૯૮–૯૯.

મંડપ સામાજિક પરિષદવાળાઓને આપવો કે નહીં, એ ક્ષુદ્ર ઝઘડાના સ્વરૂપમાં થઈ અને તેથી એ પક્ષની બાબતમાં બીજા પ્રાન્તના લોકોની થોડી ગેરસમજ પણ થઈ. પણ આગળ જતાં એ ગેરસમજનાં વાદળ વિખેરાઈ ગયાં અને તેનો પ્રકાશ આખા હિન્દુસ્તાનમાં ફેલાયો. એ ઇતિહાસનું વર્ણન કરતાં પહેલાં ૧૮૭૫થી ૧૮૯૫ સુધીના કાળમાં સામાજિક અને ધાર્મિક દૃષ્ટિએ ભારતીય સંસ્કૃતિને અંગેના કયા કયા નવા વિચારપ્રવાહો હિન્દના વાતાવરણમાં સંચાર કરવા લાગ્યા હતા તેમનો વિચાર એક પ્રકરણમાં આપણે કરી લઈએ.

# પ્રકરણ ૭ મું

# ભારતીય સંસ્કૃતિનું તત્ત્વમંથન

"આપણું મનુષ્યત્વ બધાં બંધનોમાંથી મુક્ત થવું જોઈએ; આપણી આશાની ઊર્મિઓ ઊછળવી જોઈએ; ફરજ અદા કરવામાં કદી પાછી ન પડે એવી શ્રદ્ધા આપણામાં જાગવી જોઈએ; સૌ કોઈની પ્રત્યે સમતાથી વર્તવાની ન્યાયબુદ્ધિ આપણામાં પ્રગટવી જોઈએ; આપણી બુદ્ધિ ઉપરના બધા અંધારપટ વિખેરાઈ જવા જોઈએ; આપણી બધી શક્તિઓ બરાબર કેળવાવી જોઈએ; અને આપણા ઉરમાં વસતી પ્રેમગંગા બધાં બંધનોને વટાવીને વહેવી જોઈએ; — તો જ આપણા દેશને નવજીવન કે નવજન્મ પ્રાપ્ત થશે અને ત્યારે જ તે દુનિયાનાં બીજાં રાષ્ટ્રોની હરોળમાં પોતાનું યોગ્ય સ્થાન પ્રાપ્ત કરી શકશે, તેમ જ આસપાસની પરિસ્થિતિ ઉપર કાબૂ મેળવી પોતાનું ભાવિ પોતાની મરજી મુજબ ઘડી શકશે.

"આપણે પ્રાપ્ત કરવાનું છે તે ધ્યેય આ છે, — આપણે મેળવવાની છે તે પુણ્યભૂમિ આ છે. જેઓ એ ભૂમિની દૂરથી કલ્પનામાં પણ ઝાંખી કરી શકે છે તેઓ ધન્ય છે, જેઓને પોતાના જીવનકાર્ય દ્વારા એ ભૂમિ તરફ જવાનો રસ્તો તૈયાર કરવાની તક મળી છે તેઓ ધન્યતર છે, અને જેઓ આ ભવે તે ભૂમિનાં સાક્ષાત્ દર્શન કરી તેની ઉપર પગલાં માંડી શકશે તેઓ ખરેખર ધન્યતમ છે. દુકાળ અને રોગ, જુલમ અને દુઃખ ત્યારે દંતકથાના વિષય થશે, અને આપણા પૌરાણિક યુગની જેમ સ્વર્ગમાંથી દેવો આ ધરતી પર ફરી અવતરશે અને આપણા માનવ-સમાજમાં હરતાફરતા થશે."

— **ન્યાયમૂર્તિ રાનડે**

દસમી સામાજિક પરિષદ, કલકત્તા, ૧૮૯૬

"આકાશમાંથી દેવો કદી અહીં ઊતર્યા નથી અને અહીંથી કદી પાછા ગયા નથી. આપણે જ તેમને અહીંને અહીં નિર્માણ કરીએ છીએ, તેમનાં ગુણગાન ગાઈએ છીએ, અને મરજીમાં આવે ત્યારે તેમની હસ્તી મિટાવી દઈએ છીએ. જેમ જેમ બુદ્ધિનો વિકાસ થાય છે અને કાર્યકારણનો સંબંધ બરાબર સમજાય છે, તેમ તેમ પ્રાથમિક અને પૌરાણિક માન્યતાઓ મિથ્યા ભાસે છે અને ભૂત, પિશાચ, દેવ, દાનવ વગેરે કેવળ કલ્પનાને જોરે ઉપજાવી કાઢેલી શક્તિઓના અસત્યની ખાતરી થાય છે, પૂજા અને પ્રાર્થના ઓછી થાય છે, અને થોડા વખત માટે અખિલ બ્રહ્માંડને પેદા કરીને તેનું પરિપાલન તેમ જ નાશ કરનાર એક પરમાત્મા છે એવી કલ્પનાનો ઉદય થાય છે. પણ આગળ જતાં વેદાન્તવિચારના કુંડમાં સળગતા અગ્નિમાં આ દ્વૈત પણ બળીને ખાખ થઈ જાય છે અને 'अहं ब्रह्माऽस्मि।' એટલો જ એક અનિર્વચનીય વિચાર બાકી રહે છે! વ્યક્તિના તેમ જ રાષ્ટ્રના ધર્મવિચારની આ પરાકાષ્ઠા છે. આટલે સુધી જે પહોંચ્યો તેને માટે બધા ધર્મો તુચ્છ છે!"

— **ગો. ગ. આગરકર**

"આથી કર્મ, બુદ્ધિ (જ્ઞાન) અને પ્રેમ (ભક્તિ) એ ત્રણ વચ્ચેનો વિરોધ દૂર કરીને આખું જીવન યજ્ઞમય બનાવવાનો બોધ આપતા ગીતાધર્મમાં સમગ્ર વૈદિક ધર્મનો સાર આવી જાય છે. આ નિત્યધર્મ ઓળખીને કેવળ કર્તવ્ય સમજીને સર્વભૂતહિતાર્થે સેંકડો પ્રકારની પ્રવૃત્તિઓ ઉપાડનારા પુરુષાર્થી પુરુષો જ્યારે આ ભરતભૂમિને શોભાવતા હતા તે વખતે આ દેશ પરમેશ્વરની કૃપાને પાત્ર થયો હતો અને કેવળ જ્ઞાનની જ નહીં પણ ઐશ્વર્યની પણ ઊંચી ટોચે જઈ પહોંચ્યો હતો. આ ઐહિક તેમ જ પારલૌકિક કલ્યાણ સાધનાર જૂનો ધર્મ લોપ પામ્યો ત્યારે તેને આજની અવનત દશા પ્રાપ્ત થઈ, એ કોઈને પણ ભાગ્યે જ કહેવાની જરૂર હોય."

—લો. ટિળક

સને ૧૮૭૫થી ૧૮૯૫ સુધીના કાળ દરમ્યાન હિન્દી લોકોને પોતાની સંસ્કૃતિના શ્રેષ્ઠત્વનું ભાન થયું અને અગાઉ પાશ્ચાત્ય સંસ્કૃતિના ઝગઝગાટથી ભણેલા લોકોની દૃષ્ટિ અંજાઈ ગઈ હતી તે સ્થિતિ જતી રહી ને તેમનામાં પોતાના પુરુષાર્થ વિષે આત્મવિશ્વાસ જાગ્યો અને પોતાના રાષ્ટ્રના ભાવિની બાબતમાં ઉજ્જવળ આશા બંધાઈ. ૧૮૭૫ પહેલાંના આપણા આગેવાનોના બધા ઉદ્‌ગારો અને તે પછીના દેશભક્ત કાર્યકર્તાઓના ઉદ્‌ગારો, એ વચ્ચે આ જ મોટો તફાવત નજરે પડે છે. એ અરસામાં જે નવી હિલચાલો શરૂ થઈ તે બધી આ નવા આત્મવિશ્વાસની ભાવના ઉપર મંડાયેલી હતી, અને આ નવું દૃશ્ય જોઈને આપણા રાષ્ટ્રના ભાવિને વિષે જૂની પેઢીના કાર્યકર્તાઓમાં પણ નવી આશા પ્રગટી હતી. પારતંત્ર્યના આઘાતથી મૂર્છિત થઈને પડેલા આ ખંડ જેવડા પ્રચંડ રાષ્ટ્રમાં નવા ચેતને સંચાર કરવા માંડ્યો અને પોતાના સ્વાતંત્ર્યની આછી સરખી ઝાંખી તેને થવા માંડી. આ નવજીવનના અને નૂતન આશાવાદના જમાનામાં લોકજાગૃતિના જુદા જુદા સંપ્રદાયો અસ્તિત્વમાં આવ્યા અને એ સંપ્રદાયોએ આધુનિક ભારતના માનસ ઉપર જુદા જુદા સંસ્કાર પાડવાની શરૂઆત કરી. મહારાષ્ટ્રમાં ૧૮૭૪માં વિષ્ણુશાસ્ત્રી ચિપળુણકરે 'નિબંધ-માલા' શરૂ કરીને એક નવો રાષ્ટ્રીય સ્વાભિમાની વિચારસંપ્રદાય નિર્માણ કર્યો. ત્યાર પછી તેને જ વિકસાવીને લો. ટિળક અને ઇતિહાસાચાર્ય રાજવાડેએ મહારાષ્ટ્રના ઇતિહાસની ભૂમિકા પર આધુનિક ભારતનું ચિત્ર દોરવાની શરૂઆત કરી. આ સંપ્રદાયની સામાજિક સુધારા વિષેની તાત્ત્વિક ભૂમિકા લોકમાન્યના શબ્દોમાં નીચે મુજબ કહી શકાય. "સ્વતંત્રતાનું અથવા રાષ્ટ્રીયતાનું અભિમાન કે અસ્મિતા રૂપી એક પ્રકારનું જોમ જ્યાં લગી જાગ્રત હોય છે ત્યાં લગી સમાજરચના ગમે તેવી હોય તો પણ તેના દોષો રાષ્ટ્રની ઉન્નતિને અથવા સમૃદ્ધિને આડે આવતા નથી. પણ એક વાર જો એ જોમ જતું રહ્યું, તો એ જ દોષો રાવણના ધનુષ્યની પેઠે છાતી પર ચડી બેસે છે અને માણસને આખી દુનિયાના ઉપહાસને પાત્ર બનાવે છે! સારાંશ, વિશેષ પ્રકારની સમાજરચના

કરવાનો પ્રયત્ન કરવા કરતાં લોકોમાં પોતાની સંસ્થાઓ તેમ જ દેશ માટે એક પ્રકારનું અભિમાન જાગ્રત રાખવાની કાળજી દેશકલ્યાણ માટે પ્રયત્ન કરનારા દરેક માણસે પ્રથમ લેવી જોઈએ." * આને જ અમે 'સ્વાભિમાની રાષ્ટ્રવાદ'નું નામ આપીએ છીએ. સામાન્યપણે આ રાષ્ટ્રવાદનો આધાર આપણો વર્ણાશ્રમ ધર્મ છે, અને એને જ મહારાષ્ટ્રના ઇતિહાસમાં 'મહારાષ્ટ્ર-ધર્મ' એ નામ મળેલું છે, એવો ઇતિહાસાચાર્ય રાજવાડેનો મત છે. આ પરંપરાગત વર્ણાશ્રમ ધર્મમાં કે મહારાષ્ટ્ર ધર્મમાં આધુનિક રાષ્ટ્રઘડતર માટે આવશ્યક એવાં ઘણાંખરાં તત્ત્વો હોઈને ભગવદ્ ગીતા અને સમર્થ રામદાસનું દાસબોધ વગેરે સાહિત્ય આ રાષ્ટ્રવાદના અગર રાષ્ટ્રધર્મના આધારભૂત ગ્રંથો છે. શ્રી શિવાજીમહારાજ આ ધર્મના આરાધ્ય દેવતા છે અને ભગવાન શ્રીકૃષ્ણનો પ્રવૃત્તિપર કર્મયોગ અને શંકરાચાર્યનો અદ્વૈત સિદ્ધાન્ત તેમ જ સનાતન ધર્મનિષ્ઠા એ તેનું પરંપરાપ્રાપ્ત સાંસ્કૃતિક ધન છે. આ સંપ્રદાયને સામાજિક સુધારા ઇષ્ટ લાગતા હોય તો પણ, આપણી સંસ્કૃતિનો પાયો પાશ્ચાત્ય સંસ્કૃતિ કરતાં વધારે ઉચ્ચ સિદ્ધાન્તો ઉપર રચાયેલો છે, એવી તેની માન્યતા છે અને આખા જગતને માર્ગદર્શન આપવાની લાયકાત ભારતીય સંસ્કૃતિમાં છે એવી શ્રદ્ધા મહારાષ્ટ્રમાં પેદા કરવાનું શ્રેય આ જ સંપ્રદાયને આપવું પડે છે. મહારાષ્ટ્રના જહાલ રાજકારણનો વિકાસ અને સંવર્ધન આ જ સંપ્રદાયે કર્યાં છે; અને અખિલ ભારતીય રાષ્ટ્રીય પક્ષની રાજકીય આગેવાની લઈને પ્રાગતિક પક્ષના હાથમાં રહેલી અને તેણે જ સ્થાપન કરેલી મહાસભા જહાલ રાષ્ટ્રીય પક્ષના હાથમાં લાવવાનું મહાન કાર્ય આ જ પક્ષના ધુરંધર નેતા લોકમાન્ય ટિળકે સિદ્ધ કર્યું હતું.

પણ મહારાષ્ટ્રના રાષ્ટ્રવાદના ઇતિહાસમાં કૈ. આગરકરનું એક વિશિષ્ટ સ્થાન છે. શુદ્ધ બુદ્ધિવાદના પાયા પર જહાલ રાષ્ટ્રીયત્વ નિર્માણ કરવાનો પ્રયત્ન તેમણે ૧૮૮૦થી ૧૮૯૫ સુધીના કાળ દરમ્યાન કર્યો. તેમના કાર્યનું અને નીતિનું સાંસ્કૃતિક સ્વરૂપ તેમના નીચે આપેલા ઉદ્ગારો પરથી બરાબર સમજાશે. તેઓ કહે છે :

"અંગ્રેજી જ્ઞાન, અંગ્રેજી સ્વાતંત્ર્ય, અંગ્રેજી એશઆરામ, અંગ્રેજી સ્ત્રીપુરુષોનું સમાન વર્તન, પહેલાં ન ચાખેલા અપૂર્વ સ્વાદો, અંગ્રેજી ખાણું, ચિત્તને ઉલ્લસિત કરે એવાં અંગ્રેજી પીણાં ઇત્યાદિ વસ્તુઓથી આપણે ત્યાંના કેળવાયેલા વર્ગનો પહેલો કાલ અંજાઈ ગયો, ગાંડો બન્યો, અને ભાન ભૂલી ગયો હતો. પણ એ જમાનો હવે બદલાતો જાય છે. સાહેબ લોકોનું હોય તેટલું બધું સારું, અને આપણું તેટલું ખરાબ, એમ માનવાની ફેશન ઓછી થતી જાય છે; અને કેટલાક દેશાભિમાની કેળવાયેલા લોકોમાં તો એથી સાવ ઊલટી રીતે વિચાર કરવાની પદ્ધતિ રૂઢ થતી જાય છે; અને

* 'લોકમાન્ય ટિળકાંચે કેસરીંતીલ લેખ', ભાગ ૪, પૃ. ૧૮૮–૮૯.

તેથી અમને કદાચ થોડાક દિવસ પછી આ એક નવું જ લફરું આપણને વળગશે એવી ધાસ્તી લાગવા માંડી છે !

"એક વખત આપણા વિદ્વાનો સાવ દેશાભિમાન શૂન્ય બન્યા હતા. હવે કેટલાક દેશાભિમાનના અતિરેકથી ઘેરાયા છે ! અમને આ બન્ને પંથો માન્ય નથી. અમારો એવો અભિપ્રાય છે કે, સાચો રાહ આ બન્નેની બરાબર મધ્યમાં થઈને જાય છે અને એ જ માર્ગે ચાલવાનો અમારો ઇરાદો છે."*

આ ઉતારા પરથી આગરકરના વિચારસંપ્રદાયની બરાબર કલ્પના આપણને આવે છે. અમે એ સંપ્રદાયને 'વિવેકનિષ્ઠ રાષ્ટ્રવાદ' એવું નામ આપીશું. એની સમાજ સુધારા વિષેની નીતિ આગરકરે 'સુધારક કાઢવાનો હેતુ' નામના પોતાના લેખમાં નીચે મુજબ સમજાવી છે.

"મૂળ આર્ય શાખા અહીં આવી ને તેમાંથી જે વૃક્ષ અહીં ચોંટયું તે જ વૃક્ષ આજદિન સુધી કાયમ છે, એમ કહેવામાં કશો વાંધો નથી ગ્રીક (યવન), રોમન, સિથિયન, તાર્તર, મંગોલ, અફઘાન (પઠાણ) વગેરે લોકોનાં અનેક તોફાન તે વૃક્ષ પર ઊતર્યાં; તેથી તેને સારી પેઠે પીડા થઈ કોઈ તોફાનમાં તેની કેટલીક ડાળીઓ ભાંગી ગઈ; કોઈમાં તે મૂળમાંથી ઊખડી જશે કે શું એમ પણ લાગ્યું; પણ તેનાં સત્કર્મ અને પુણ્યને જોરે તે આર્યવૃક્ષની યુરોપની ગ્રીક અને રોમન શાખાઓ ઉપર અને આ તરફની ઈરાની શાખા ઉપર જે પ્રસંગ ગુજર્યો તે આ ભારતીય શાખા ઉપર ગુજર્યો નહીં ! તેથી કરીને આ જરઠ વૃક્ષ હજી ઊભું છે, પણ તેમાં કશું જોમ દેખાતું નથી ! અંદરથી તે છેક સૂકાઈ જવા બેઠું છે અને તેનાં થડ અને ડાળીઓ ટગી ગયાં છે. એ વૃક્ષને જેવું ને તેવું ઊભું રાખવા માટે તેમ જ તેને નવી શાખાઓ ફૂટે અને ફરીથી નવજીવન પ્રાપ્ત થાય તેને માટે એક જ ઉપાય છે. પ્રથમ તેની ડાળીઓની કાપકૂપ કરીને તેને નૂતન કલ્પનાઓનું ભરપૂર પાણી પાવું જોઈએ ! આમ કરવામાં આવશે તો જ તેનું પૂર્વસ્વરૂપ સદંતર નાશ ન પામતાં, તેમાંથી નૂતન શાખાવાળું વૃક્ષ અસ્તિત્વમાં આવશે; પણ તેમ નહીં થાય તો તેની ઉપર હાલ જે તીવ્ર આઘાતો ચોમેરથી થઈ રહ્યા છે તેને લીધે તે સાવ જેર થઈને આખરે જમીન ઉપર ઊથલી પડશે. . . . અહીં એટલું કહેવું જરૂરનું છે કે, મૂળ પ્રકૃતિ એટલે ભારતીય આર્યત્વનો નાશ ન થવા દેતાં, પશ્ચિમની નવી કેળવણીનો અને તેની સાથે જે નવીન વિચારો આપણે ત્યાં આવી રહ્યા છે તેમનો આપણે વિવેકપૂર્વક સ્વીકાર કરીશું તો જ આપણે નભી શકીશું. . . . "જે સિદ્ધાન્તોનું અવલંબન કરીને બીજાં રાષ્ટ્રો ઝપાટાભેર પ્રગતિ કરી રહ્યાં છે, તે સિદ્ધાન્તોનો સ્વીકાર કરવાને આપણે તત્પર થવું જોઈએ."×

૧૮૭૫થી ૧૮૯૫ સુધીના મહારાષ્ટ્રના સાંસ્કૃતિક વિચારમંથનનો ઇતિહાસ તપાસતાં તેની બે વિશેષતાઓ નજરે પડે છે. એ જ અરસામાં

* 'નિબંધસંગ્રહ', ભાગ ૨, પૃ. ૪૬૯.

× 'નિબંધસંગ્રહ', ભાગ ૧, પૃ. ૬-૯.

બંગાળ, પંજાબ તથા મદ્રાસ એ ત્રણ પ્રાન્તોમાં એક જાતની વિચારક્રાન્તિ થઈ રહી હતી અને એ બધે ઠેકાણે ભારતીય સંસ્કૃતિનું શ્રેષ્ઠત્વ, વેદાન્ત-વિચારનું માહાત્મ્ય, વર્ણાશ્રમ ધર્મની વિચારસરણીમાં રહેલા સમાજસુધારાને ઉપયોગી થાય એવાં તત્ત્વો — એ બધાંને ખાસ મહત્ત્વ મળવા લાગ્યું હતું. બંગાળનું રામકૃષ્ણ મિશન, પંજાબનો આર્યસમાજ તથા મદ્રાસની થિયોસૉફી એ બધા વિચારસંપ્રદાયો ભારતીય સંસ્કૃતિના શ્રેષ્ઠત્વના પાયા પર રચાયેલા હતા. પણ એ બધામાં લોકમાન્ય ટિળકના જેવો સામાજિક સુધારાનો કસીને વિરોધ કરનારો તેમ જ રાજકીય સ્વતંત્રતા ઉપર જ આપણા રાષ્ટ્રની બધી શક્તિ કેન્દ્રિત કરનારો એક પણ આગેવાન દેખાતો નથી. બીજાં સ્થળોએ ચુસ્ત સનાતની વૃત્તિથી સમાજસુધારાનો વિરોધ કરનારા ઘણા લોકો હતા, પણ તેમના એ સમાજસુધારાના વિરોધનો જહાલ રાજકારણ સાથે કશો જ સંબંધ ન હતો. ઉપરાંત રામકૃષ્ણ મિશન, આર્યસમાજ, અથવા થિયોસૉફી ભારતીય સંસ્કૃતિના શ્રેષ્ઠત્વનું પ્રતિપાદન કરતા હતા છતાં તેમનો તત્કાલીન સમાજસુધારા સામે વિરોધ ન હતો અને એકલા મહારાષ્ટ્રના રાષ્ટ્રીય પક્ષનો સુધારક પક્ષની સામે વિરોધ હતો. આપણને રાજકીય સ્વાતંત્ર્ય ન મળે ત્યાં સુધી સમાજનો આમૂલાગ્ર સુધારો કરવાના પ્રયત્ન કરવામાં રાષ્ટ્રીય શક્તિનો દુર્વ્યય થાય છે એવો તેનો સ્પષ્ટ અભિપ્રાય હતો. મરાઠાઓના ઇતિહાસમાં સ્વરાજ્યસ્થાપના થઈ, એટલા ઉપરથી જ જે જાતની સામાજિક ક્રાન્તિ સુધારકોની દૃષ્ટિથી ઇષ્ટ હતી તે જાતની સામાજિક ક્રાન્તિ સ્વરાજ્ય-સ્થાપનાને માટે આવશ્યક નથી એમ સિદ્ધ થાય છે, એવી આ પક્ષની દલીલ હતી. મહારાષ્ટ્રના સાધુસંતોએ એક જાતની સામાજિક તથા ધાર્મિક ક્રાન્તિ કરી, ત્યારે જ શિવાજી મહારાજની રાજકીય ક્રાન્તિ સફળ થઈ, એમ પાછળથી જ્યારે ન્યા. રાનડેએ પ્રતિપાદન કર્યું ત્યારે કૈ. રાજવાડેએ તેમના મતનું ખંડન કરીને સંતોએ જે ધાર્મિક કે સામાજિક ક્રાન્તિ કરી, તે ક્રાન્તિ આજે સુધારકો જે જાતની ક્રાન્તિ કરવા માગે છે તેનાથી સાવ જુદી જાતની હતી; ચાતુર્વર્ણ્ય અને મૂર્તિપૂજાને ધક્કો ન લગાડતાં તે કરવામાં આવી હતી; ચાતુર્વર્ણ્યનો પાયો ઉખેડી નાખવાની કે મૂર્તિપૂજાનો નાશ કરવાની તેમની વૃત્તિ ન હતી, પણ તે જ વસ્તુઓને આધારે તેઓ નવા રાષ્ટ્રનું ઘડતર કરવા માગતા હતા; તેઓ બૌદ્ધો કે જૈનોના જેવા ભારતીય સંસ્કૃતિની પરંપરા તોડનારા નાસ્તિકો ન હતા, પણ તેનો ઉદ્ધાર કરનારા હતા; આજના સુધારકો આપણી સનાતન પરંપરાને ઉખેડી રહ્યા છે અને સબગોલંકાર કરવા મથી રહ્યા છે; આપણી વર્ણાશ્રમધર્મવાળી સમાજરચના પાશ્ચાત્યોની વ્યક્તિસ્વાતંત્ર્યવાદી સમાજરચના કરતાં શ્રેષ્ઠ છે, તેથી

તેનો પાયો ઉખેડવાની બિલકુલ જરૂર નથી, એવું પ્રતિપાદન રાજવાડેએ કર્યું છે. અને જો તેને ઉખેડવાની જરૂર હોય તો સ્વરાજ્ય મળ્યા પછી આપણે આપણી મેળે જ તેને ઉખેડી નાખીશું; તે પહેલાં પરકીય લોકોને આશરે રહીને એવો પ્રયત્ન કરવાથી આપણું 'રાષ્ટ્રત્વ' નાશ પામતું જાય છે, એવો પક્ષ લો. ટિળકે લીધો હતો. તે વખતની મહારાષ્ટ્રની જાગૃતિની આ એક વિશેષતા કહી શકાય. એની એવી જ બીજી વિશેષતા આગરકરે શુદ્ધ બુદ્ધિવાદનો આશ્રય લઈને સર્વાંગી સુધારાના સિદ્ધાન્તનો પુરસ્કાર કર્યો એ હતી. જેમ લો૰ ટિળક જેવો આગેવાન તે વખતે બીજા કોઈ પ્રાન્તમાં ન હતો, તેવી જ રીતે આગરકર જેવો બુદ્ધિવાદી સુધારક પણ બીજે કયાંય ન હતો; કંઈ નહીં તો સ્વાર્થત્યાગી, ટેકીલા અને સત્યનિષ્ઠ દેશભક્તોની કોટીમાં મૂકી શકાય એવો કોઈ બુદ્ધિવાદી સુધારક આખા હિન્દમાં તે વખતે હોય એમ દેખાતું નથી. આગરકરના આ ગુણોને લીધે જ તેમની મહત્તા લોકમાન્ય પણ સ્વીકારતા હતા અને તેમણે આગરકરનો ગમે તેટલો વિરોધ કર્યો હોય તો પણ તેમની વ્યક્તિગત મહત્તાનો લોકમાન્યે કદી ઇન્કાર કર્યો નથી. બલ્કે ખુદ સુધારકો આગરકરની સાચી મહત્તા પારખી શકયા નથી, તેમ જ તેઓ આખા આગરકરને પચાવી શકયા નથી એવો તેમનો છેવટ સુધી મત હતો. તેથી મહારાષ્ટ્રમાં ચાલેલા કેસરી-સુધારકના વાદસંગ્રામનું એક વિશેષ મહત્ત્વ છે અને આ પ્રકરણના ઉત્તરાર્ધમાં અમે તેનું જ વિશેષ તાત્ત્વિક વિવેચન કરવાના છીએ.

અહીં ટૂંકમાં એટલું કહી દઈએ કે, સુધારાની બાબતમાં રાનડે પક્ષ અને આગરકર પક્ષ તત્ત્વતઃ એકબીજાથી સાવ ભિન્ન હતા. હિંદુ સંસ્કૃતિના ઇતિહાસમાં ગૌતમ બુદ્ધ અને શંકરાચાર્ય એ બે મહા વિભૂતિઓ પ્રાચીન કાળમાં થઈ ગઈ. તેમના જેવી જ આગરકર અને ટિળક એ બે મહા વિભૂતિઓ મહારાષ્ટ્રમાં આધુનિક જમાનામાં થઈ છે એવો અમારો અભિપ્રાય છે. બુદ્ધ અને શંકરાચાર્ય બન્ને પ્રખર બુદ્ધિવાદી હતા; પણ એકે વૈદિક પરંપરા ઉપર અને ચાતુર્વર્ણ્ય ઉપર ખુલ્લેખુલ્લો હુમલો કર્યો અને બુદ્ધિવાદનો આશ્રય લઈને તે નિરીશ્વરવાદની ટોચે જઈને બેઠા; અને બીજાએ અદ્વૈત-વેદાન્તને આધારે ઈશ્વરનું અસ્તિત્વ પણ માયાને કારણે છે એમ સ્વીકારીને વૈદિક પરંપરા તથા ચાતુર્વર્ણ્યને આઘાત ન પહોંચે એ રીતે હિંદુ સંસ્કૃતિનો ઉદ્ધાર કર્યો. આગરકરના પ્રયત્નને ગૌતમ બુદ્ધના પ્રયત્નની સાથે સરખાવી શકાય, અને ટિળકના પ્રયત્નને શંકરાચાર્યના પ્રયત્નની સાથે. અલબત, લોકમાન્યને જેમ શંકરાચાર્યનો નિવૃત્તિમાર્ગ માન્ય ન હતો, તેવી જ રીતે આગરકરને બુદ્ધનો નિવૃત્તિમાર્ગ માન્ય ન હતો, એ વાત સાચી છે. પરંતુ આ ભેદ હોવા છતાં લોકમાન્યને આધુનિક મહારાષ્ટ્રના શંકરાચાર્ય અને આગરકરને તેના

ગૌતમ બુદ્ધ કહી શકાય, એમ અમને લાગે છે. આ જ દૃષ્ટિથી મહારાષ્ટ્રના આ સાંસ્કૃતિક વિચારસંઘર્ષનું ખાસ મહત્ત્વ છે. લોકમાન્ય પોતાના તાત્ત્વિક વિચારોનો પૂર્ણપણે વિકાસ કરી શકે ત્યાં સુધી જીવ્યા. આગરકર એટલું ન જીવ્યા, એ મહારાષ્ટ્રનું અને આખા હિંદુસ્તાનનું દુર્દૈવ ગણાય.

ભારતવર્ષનો આધુનિક સુધારક પક્ષ ખ્રિસ્તી સંસ્કૃતિ સાથેના સંઘર્ષમાંથી જન્મ્યો હતો તેથી સુધારક પક્ષના ઘણાખરા આગેવાનો દ્વૈતી ભક્તિમાર્ગથી આગળ ગયા ન હતા. ન્યા. રાનડેને પણ અદ્વૈતવાદ તેમ જ બૌદ્ધમત બન્ને નાસ્તિક મતો લાગતા, એ જાણીતું છે.

પોતે સ્થાપેલા 'પ્રાર્થના સમાજ'નું નામ બદલીને તેને 'બ્રહ્મ સમાજ' એ નામ ન આપવું જોઈએ એમ આગ્રહપૂર્વક પ્રતિપાદન કરતાં 'બ્રહ્મ' શબ્દથી વેદાન્તીઓનું 'નિર્ગુણ પરબ્રહ્મ' સૂચિત થાય છે, તેથી આપણી દ્વૈતી અથવા વિશિષ્ટાદ્વૈતી ભૂમિકાને પ્રાર્થનાસમાજ નામ જ વધારે શોભે છે, એમ તેમણે લખેલું છે. ઉપરાંત, સમાજની ધારણા માટે અદ્વૈતવાદ કે બૌદ્ધમત કરતાં શ્રદ્ધાની વધારે આવશ્યકતા છે, એમ પણ તેમને લાગતું. મૂર્તિપૂજા અને જન્મજાત ચાતુર્વર્ણ્ય બન્ને તેમને માન્ય ન હતાં. તો પણ પરંપરાનો ત્યાગ કર્યા વિના જ સુધારો થવો જોઈએ એવો તેમનો આગ્રહ હોવાથી આગરકરનો બુદ્ધિવાદ તેમનાથી સહન થતો નહીં. ૧૮૮૫માં ડેક્કન કૉલેજના વાર્ષિક સંમેલન પ્રસંગે ડૉ. ભાંડારકરના ધર્મવિષયક વિચારો પર આગરકરે ટીકા કરી અને લોકમાન્ય ટિળકે તેને સંપૂર્ણ ટેકો આપ્યો. પણ ન્યાયમૂર્તિ આ બે જુવાનિયાઓનો બુદ્ધિવાદ સાંખી શક્યા નહીં અને તેથી તેમણે પોતાની હંમેશની સમતોલ શાંતવૃત્તિ છોડી દીધી અને તપી જઈને તેમણે આવેશપૂર્વક એક ભાષણ આપ્યું. એ વખતે કેવળ બુદ્ધિવાદથી નીતિમત્તા ટકી શકતી નથી, તેને ઈશ્વરવિષયક શ્રદ્ધાનો આધાર જરૂરી છે, એવા ઉદ્ગાર તેમણે કાઢ્યા. તે વખતે વિષ્ણુ મોરેશ્વર મહાજનીએ આગરકર અજ્ઞેયવાદી હોવા છતાં તેમનું શીલ શુદ્ધ અને યુવાનોને આદર્શભૂત છે એવો ન્યાયમૂર્તિને જવાબ આપ્યો હતો. આ બધાનો સાર એ છે કે આગરકરનો બુદ્ધિવાદ જેમ લોકમાન્યને આગળ જતાં અમાન્ય થવા લાગ્યો તે જ પ્રમાણે રાનડેને શરૂઆતથી જ તે માન્ય ન હતો. ન્યાયમૂર્તિ રાનડેનું રાજકારણ પણ શ્રદ્ધાયુગનું હતું અને પરંપરાનો નાશ થાય તેના કરતાં રાજશાસનનો નાશ થાય તેની ભીતિ તેમને વધારે લાગતી, એ ગયા પ્રકરણમાં અમે બતાવ્યું છે. અને આગરકરની સ્વતંત્ર બુદ્ધિ પરંપરા અને રાજશાસન એ બન્નેનું પ્રસંગ પડ્યે ઉલ્લંઘન કરીને પોતાની સત્યનિષ્ઠા કાયમ રાખવી જોઈએ, એ મતનો પુરસ્કાર કરનારી હતી. તેમની આ સ્વતંત્ર બુદ્ધિને લીધે જ તેમણે જહાલ રાજકારણ તેમ જ જહાલ સમાજકારણ એ

બન્નેનો ઝંડો મહારાષ્ટ્રમાં રોપ્યો; અને આપણી સંસ્કૃતિના ગુણગાનમાં તેના દોષો ભૂલી જશો નહીં અને દુનિયાનાં બીજાં રાષ્ટ્રોમાં સફળ થયેલા રાજકીય તથા સામાજિક સિદ્ધાન્તોનો સ્વીકાર કરવાને તત્પર રહો, એવો ઉપદેશ તેમણે મહારાષ્ટ્રને આપ્યો. લોકમાન્ય ટિળકે પરંપરારક્ષણનો સિદ્ધાન્ત સામાજિક અને ધાર્મિક બાબતોમાં સ્વીકાર્યો હતો; અને રાજકીય પારતંત્ર્યની પરંપરાનું રક્ષણ કરવું એ સાચું પરંપરારક્ષણ નથી, પણ આ પારતંત્ર્યની શૃંખલાઓ તોડી નાખ્યા વિના આપણી ધાર્મિક તથા સામાજિક પરંપરાઓનું સંરક્ષણ તથા સંવર્ધન થઈ શકવાનું નથી, એ મતનો પુરસ્કાર કર્યો, અને પોતાના પ્રખર બુદ્ધિવાદને વેદાન્તનું કવચ પહેરાવી વર્ણાશ્રમધર્મના પાયાને જરા સરખો ધક્કો લાગવા ન દેતાં વર્ણાશ્રમના જ સિદ્ધાન્ત ઉપર રાષ્ટ્રઘડતર કરવાનો પ્રયત્ન કર્યો અને રાષ્ટ્રની બધી શક્તિ તેમ જ બુદ્ધિ કેવળ જહાલ રાજકારણ ઉપર કેન્દ્રિત કરી. બીજા બધા પ્રાન્તોની પહેલાં મહારાષ્ટ્રમાં જહાલ, બલ્કે ક્રાન્તિકારક, રાજકારણનો જન્મ થયો તેનું બધું શ્રેય લોકમાન્યને જ આપવું જોઈએ. અલબત તેમની સામાજિક વિચારસરણીનો એ પરિણામ સાથે અપરિહાર્ય સંબંધ છે કે કેમ, અને હતો તો તે કેટલા પ્રમાણમાં હતો, એ બાબત મતભેદ સંભવે ખરો; પણ તેમણે જ આખા હિન્દુસ્તાનમાં પહેલ પ્રથમ બ્રિટિશ સામ્રાજ્યને ધક્કો માર્યો, અને અખિલ ભારતીય જહાલ રાજકારણની આગેવાની લઈને મરણ પર્યંત અખંડપણે તેને ટકાવી રાખવાનું માન પણ તેમના વિના બીજી કોઈ વ્યક્તિને આપી શકાય તેમ નથી, એ બાબત મતભેદને જરાય અવકાશ નથી. એટલે, શુદ્ધ તાત્ત્વિક ભૂમિકા છોડી દઈએ તો વહેવારુ સફળતાની દૃષ્ટિથી લોકમાન્ય ટિળકની સામાજિક વિચારસરણી રાષ્ટ્રીયતાને પોષવામાં કંઈ નહીં તો તે કાળ પૂરતી વધારે મદદરૂપ થઈ હતી, એ વાત પણ ઐતિહાસિક દૃષ્ટિએ જોઈએ તો માન્ય કરવી જોઈએ. આગરકરના બુદ્ધિવાદ વડે આ કાર્ય થવું શક્ય ન હતું, એમ કહેવાથી આગરકરના વ્યક્તિમાહાત્મ્યમાં ઊણપ આવે છે એમ અમને લાગતું નથી. આ બેઉ વિભૂતિઓએ મહારાષ્ટ્રના આધુનિક ઇતિહાસમાં મહત્ત્વનો ફાળો આપ્યો છે અને એકનું કાર્ય બીજાથી ન થઈ શકત. આ વસ્તુ લોકમાન્ય બરાબર જાણતા હતા અને તેથી જ તેમણે આગરકરના અવસાન પછી પચીસ વરસ બાદ કેસરીમાં લખ્યું હતું કે, "ગોપાળ-રાવજી (આગરકર)નો અને ટિળકનો કેટલીક બાબતોમાં ગમે તેટલો મતભેદ હતો, તો પણ ગોપાળરાવજીની યોગ્યતા ટિળક પૂરેપૂરી જાણતા હતા." એ જ વખતે પોતાના મતભેદોનું કારણ જણાવતાં લોકમાન્યે નિર્વિકાર મનથી એમ કહ્યું છે કે, દુનિયામાં મતવૈચિત્ર્ય હોવું એ વસ્તુ એટલી સ્વાભાવિક છે કે, સ્વયંવરમાં અનેક શ્રેષ્ઠ કોટિના રાજાઓ આવ્યા હોવા છતાં તે બધાને છોડી

દઈને અજને જ ઇંદુમતી શા સારુ વરી તેનું કારણ આપતાં 'नाडसौ न काम्यो न च वेद सम्यक् द्रष्टुं हि सा भिन्नरुचिर्हि लोक:' એ સિદ્ધાન્તનો હવાલો આપી કાલિદાસને ઇંદુમતીનો બચાવ આપવો પડયો છે. શ્રી ચંદાવરકર જેવા પ્રાર્થના સમાજના આગેવાનને પણ આગરકરના મહિમાનું વર્ણન કરવું પડયું હતું, એ વાતને અનુલક્ષીને લોકમાન્ય કહે છે :

"સત્યનો, ટેકનો, એકનિષ્ઠાનો અને સ્વાર્થત્યાગનો મહિમા એટલો વિલક્ષણ છે કે, 'निःस्वो वष्टि शतं शती दशशतं लक्षं सहस्राधिपः' (જે અકિંચન છે તે સોની ઇચ્છા કરે છે, સોવાળો હજાર કરવા ચાહે છે અને જેની પાસે હજાર છે તે લખપતિ થવા ઇચ્છે છે) એ ન્યાયે દુનિયાદારીની દૃષ્ટિથી સમૃદ્ધિની પાછળ પડેલા માણસને પણ ગરીબાઈમાં રહીને અનન્ય નિષ્ઠાથી દેશસેવાનું કાર્ય કરનાર માણસનો મહિમા આખરે ગાવો પડે છે . . . . પરિસ્થિતિના ગુલામ ન બનતાં પરિસ્થિતિને યથાસંભવ, યથાશક્તિ અને યાવચ્છક્ય પોતાના કાબૂ હેઠળ લાવવા માટે જે મનોનિગ્રહ, સ્વાર્થત્યાગ અને ધ્યેયનિષ્ઠાની જરૂર હોય છે, તે જેનામાં છે, તેમ જ જે દુઃખોની અથવા સંકટોની ભીતિ કે પરવા રાખ્યા વિના પોતાનામાં રહેલા ઉપર ગણાવેલા ગુણોનો લોકોના ભલા માટે ઉપયોગ કરે છે તે જ વ્યક્તિને મહાન કહી શકાય. ગોપાળરાવ આગરકર એ કોટિની વ્યક્તિ હતા."

હવે આપણે ટિળક–આગરકરના આ મતભેદની વિગતમાં ઊતરવાનું છોડી દઈને, બીજા પ્રાન્તોમાં એ વખતે જે વિચારક્રાન્તિ આ ક્ષેત્રમાં ચાલી રહી હતી તેને વિષે જાણી લઈએ.

---

પ્રથમ બંગાળ તરફ નજર કરીએ. ત્યાં દેખાય છે કે, ૧૮૫૭થી ૧૮૮૫–૮૬ સુધીના કાળમાં ત્યાંના ભણેલા વર્ગના ચિત્તને બ્રાહ્મ સમાજ પરથી વાળીને વેદાન્ત તરફ ખેંચનાર એક મહાન વિભૂતિ કલકત્તા પાસે આવેલા દક્ષિણેશ્વરના મંદિરમાં એ વખતે આવીને વસી હતી. એ વિભૂતિ તે રામકૃષ્ણ પરમહંસ. બ્રાહ્મ સમાજમાં રામમોહન રાયના મૃત્યુ પછી મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુર તથા કેશવચંદ્ર સેન એ બે પ્રસિદ્ધ આગેવાનો થયા. સમાજનું નેતૃત્વ ૧૮૪૨માં દેવેન્દ્રનાથ પાસે આવ્યું અને ૧૮૫૭ પછી કેશવચંદ્ર આગળ આવવા લાગ્યા. કેશવચંદ્રે બ્રાહ્મ સમાજને ખ્રિસ્તી ધર્મનું વલણ આપવા માંડયું હતું; અને ૧૮૬૬ની સાલમાં પોતાના વિચારના અનુયાયીઓની 'ભારતવર્ષીય બ્રાહ્મસમાજ' નામની એક સ્વતંત્ર શાખા તેમણે સ્થાપન કરી. એટલે આ નવી શાખા નીકળ્યા પછી જૂના વૃક્ષનું રક્ષણ તથા સંવર્ધન કરનારાઓને 'આદિ બ્રાહ્મ સમાજ' નામ મળ્યું. આ આદિ બ્રાહ્મ સમાજ ભારતીય સંસ્કૃતિના શ્રેષ્ઠત્વ ઉપર ખાસ ભાર મૂકતો અને પશ્ચિમની તેમ જ પૂર્વની સંસ્કૃતિઓનો સમન્વય થાય તો જ અખિલ માનવસંસ્કૃતિની સાચી

પ્રગતિ થશે એવી તેની શ્રદ્ધા છે. જગપ્રસિદ્ધ કવિવર્ય રવીન્દ્રનાથ ઠાકુર આ જ બ્રાહ્મ સમાજની ('આદિ બ્રાહ્મ સમાજ'ની) આધુનિક ભારતને એક મહામૂલી બક્ષિસ છે અને ભારતવર્ષની કીર્તિ દુનિયાનાં બીજાં રાષ્ટ્રોમાં ફેલાવનારા લોકોમાં મહાત્મા ગાંધી પછી પ્રથમ તેમનું જ નામ લેવું ઘટે. બંગાળના જહાલ રાષ્ટ્રીય પક્ષના રાજકારણમાં પણ તેમણે કેટલોક વખત ભાગ લીધો હતો, પણ થોડા જ વખતમાં એ કાર્ય પોતાની પ્રકૃતિને અનુકૂળ નથી એમ માનીને તેમણે તે છોડી દીધું. તેઓ જેમ એક શ્રેષ્ઠ કવિ છે તેમ મહાન તત્ત્વજ્ઞ પણ છે; અને તેમનાં તાત્ત્વિક ધર્મપ્રવચનો ભક્તિરસથી તરબોળ અને ઔપનિષદિક તત્ત્વજ્ઞાનથી ભરેલાં હોય છે. પાશ્ચાત્યોની સંકુચિત રાષ્ટ્રભાવનામાંથી પેદા થયેલો સામ્રાજ્યવાદ, ભૌતિક સુખો માટેની તેમની અપાર તૃષ્ણા, મૂડીવાદનો સંગઠિત લોભ તથા લશ્કરશાહીની સંગઠિત હિંસા, એ બધાની આગમાં યુરોપિયન સંસ્કૃતિ બળીને ખાખ થઈ રહી છે, માટે તે સંસ્કૃતિનું આંધળું અનુકરણ કરશો નહીં, તેમ જ આપણી સંસ્કૃતિની પ્રાચીન આધ્યાત્મિક ભૂમિકા છોડીને જાપાનની જેમ અંદરથી અને બહારથી પાશ્ચાત્ય, જડવાદી અને હિંસક બનશો નહીં, એવો સંદેશો તેઓ ભારતવર્ષને આપ્યા કરે છે. તેમનું આ કાર્ય ઘણું મહત્ત્વનું છે ખરું, પણ તેથી કરીને આદિ બ્રાહ્મ સમાજ જેવા વિશિષ્ટ સંપ્રદાયનું મહત્ત્વ ઝાઝું વધ્યું નથી.

કેશવચંદ્ર સેનનો ૧૮૭૫ પછી રામકૃષ્ણ પરમહંસ સાથે વિશેષ સ્નેહ-સંબંધ બંધાયો અને તેમની પાસેથી તેમને યોગપ્રાપ્તિનું મહત્ત્વ જાણવાનું મળ્યું. તેમની આ પ્રવૃત્તિનું પરિણામ આખરે બ્રાહ્મ સમાજમાં જ 'નવ વિધાન' નામની એક નવી શાખાની સ્થાપનામાં આવ્યું. આ ઘટના સને ૧૮૮૧માં બની. ત્યારથી બંગાળમાં બ્રાહ્મ સમાજનું મહત્ત્વ બહુ જ ઘટી ગયું અને રામકૃષ્ણ પરમહંસ તરફ સુશિક્ષિત બંગાળી યુવકો આકર્ષાવા લાગ્યા. નરેન્દ્રનાથ દત્ત નામના એક ગ્રેજ્યુએટનો પરમહંસની સાથે પ્રથમ મેળાપ ૧૮૮૨માં થયો. નરેન્દ્રનાથ વિચારમાં સ્પેન્સરના અનુયાયી હતા અને તેમણે સ્પેન્સરની ફિલસૂફીના કેટલાક દોષો બતાવનારો એક પત્ર સ્પેન્સરને મોકલ્યો હતો, જે વાંચીને તેઓ ખૂબ ખુશ થયા હતા એમ કહેવાય છે. ભૌતિક શાસ્ત્રીય વિચારસરણીના પાયા પર તત્ત્વજ્ઞાનની રચના કરવાની સ્પેન્સરની અભિનવ પદ્ધતિ નરેન્દ્રનાથને આકર્ષક લાગી હતી; અને આપણા બધા જ્ઞાનનો આધાર અનુભવ જ હોવો જોઈએ એ સિદ્ધાંત તેમની બુદ્ધિને પૂરેપૂરો માન્ય થયો હતો. એમ કહેવાય છે કે, પરમહંસદેવ જોડે જ્યારે તેમની પ્રથમ મુલાકાત થઈ ત્યારે, તમે મને પરમેશ્વરનો સાક્ષાત્કાર કરાવી આપશો કે, એવો પ્રશ્ન તેમણે તેમને પૂછ્યો હતો. અને પરમહંસદેવે આત્મપ્રત્યયથી 'હા'

પાડી હતી. એ જવાબ સાંભળીને નરેન્દ્રનાથ તેમના શિષ્ય બન્યા. આવી એક આખ્યાયિકા છે. હિંદુસ્તાનમાં પરમેશ્વરપ્રાપ્તિનું એક અનુભવગમ્ય શાસ્ત્ર છે; અને આ અધ્યાત્મશાસ્ત્રના સિદ્ધાન્તો ભૌતિક શાસ્ત્રના સિદ્ધાન્તોના જેવા જ પ્રમાણસિદ્ધ અને અનુભવગમ્ય છે એવી તેમની ધીમે ધીમે ખાતરી થતી ગઈ. ધર્મ કંઈ બાહ્ય વિધિવિધાનોની કે કર્મકંડપણાની કસરત નથી, પણ તે આત્મસાક્ષાત્કારની વસ્તુ છે; અને આ આત્મસાક્ષાત્કારની પ્રાપ્તિ એ જ બધા ધર્મોનું સાધ્ય હોવાથી, તે ધર્મોનાં બાહ્ય સ્વરૂપો ગમે તેટલાં વિવિધ, બલ્કે વિરોધી ભાસતાં હોય તો પણ સાચો ધર્મ તો એક જ છે, અને દુનિયાના જુદા જુદા ધર્મો એક સાચા વિશ્વધર્મના વિશિષ્ટ સંપ્રદાયો કે પંથો છે, એવા એ સિદ્ધાન્તો તેમણે ગુરુ પાસેથી મેળવ્યા. મૂર્તિપૂજા દ્વારા આત્મસાક્ષાત્કારને સહાય મળી શકે છે, તો પછી તેની સામે આટલી તકરાર શાની? એમ તેમને લાગવા માંડયું. 'अहं ब्रह्मास्मि' એ સિદ્ધાન્તમાં અંતર્ભૂત થતું અદ્વૈત તત્ત્વજ્ઞાન દુનિયાનાં બધાં તત્ત્વજ્ઞાનોમાં શ્રેષ્ઠ છે અને તેની દ્વારા જ દુનિયાને વિશ્વધર્મની પ્રાપ્તિ થશે એવો સંદેશો આપવા માટે તેઓ ૧૮૯૩માં ચિકાગોમાં ભરાયેલી સર્વધર્મપરિષદમાં ગયા હતા. સ્વામી વિવેકાનંદ એ તેમનું સંન્યાસ આશ્રમનું નામ તે વખતે બધે જાણીતું થયું અને તેમની કીર્તિ ચારે કોર ફેલાઈ. ૧૮૮૬ની સાલમાં પરમહંસદેવનો દેહ પડયા પછી થોડા જ દિવસમાં તેમના શિષ્યોએ પોતાના ગુરુનો સંદેશો આખી દુનિયામાં ફેલાવવા માટે 'રામકૃષ્ણ મિશન' નામની સંસ્થાની સ્થાપના કરી હતી; પણ તેની ખ્યાતિ ૧૮૯૩ પછી જ બધે ફેલાઈ. સનાતન હિંદુ ધર્મને આધારે વ્યાપક વિશ્વધર્મનો સંદેશો જગતને આપવો, અદ્વૈત વેદાન્ત ભૌતિક શાસ્ત્રોની પ્રગતિથી ખોટું પુરવાર થતું નથી એવી લોકોને પ્રતીતિ કરાવવી, ભૌતિક પ્રગતિ તેમ જ પ્રવૃત્તિપરતાને પ્રાધાન્ય આપી વેદાન્તને કર્મપ્રવણ બનાવવો, ખ્રિસ્તી મિશનરીઓની જેમ ધર્માચરણમાં લોકસેવાને પ્રમુખ સ્થાન આપવું અને ધર્મને આધારે રાષ્ટ્રભક્તિની તેમ જ સ્વાભિમાનની જ્યોતિ પ્રગટાવીને લોકોમાં પારતંત્ર્યનો વિરોધ કરવાની ક્રાન્તિકારક વૃત્તિ ફેલાવવી,—આવું અનેકવિધ કાર્ય રામકૃષ્ણ મિશને કર્યું છે.

બંગાળમાં જે જાતની વિચારક્રાન્તિ ચાલતી હતી એ જ જાતની એક વિચારક્રાંતિ એ જ અરસામાં અથવા કંઈક અગાઉથી પંજાબમાં ચાલુ થઈ હતી. તેનું શ્રેય સ્વામી દયાનંદે સ્થાપેલા આર્યસમાજને છે. સ્વામી દયાનંદનો જન્મ કાઠિયાવાડમાં મોરબી રાજ્યમાં આવેલા ટંકારા ગામે એક બ્રાહ્મણ કુટુંબમાં ૧૮૨૪માં થયો હતો. તેમનું પૂર્વાશ્રમનું નામ મૂળશંકર હતું. એક શિવરાત્રીની રાત્રે મહાદેવના મંદિરમાં દેવના આગળ ધરેલો નૈવેદ્ય એક ઉંદર આવીને ખાઈ

ગયો, એ જોઈને દેવની મૂર્તિમાં કશું સામર્થ્ય હોતું નથી અને તેથી મૂર્તિપૂજા કરવામાં ડહાપણ નથી, એવી શંકા તેમના મનમાં તેઓ છેક નાના હતા ત્યારથી જ પેદા થઈ હતી. આવી નાસ્તિકપણાની શંકા જ્યારે તેમણે પોતાના પિતા પાસે વ્યક્ત કરી ત્યારે તેમના વૃદ્ધ પિતાએ તેમની આવી અધાર્મિક વિચારસરણી માટે સારી પેઠે ઝાટકણી કાઢી. તેમ છતાં એ વખતથી જ એમની ધર્મજિજ્ઞાસા જાગ્રત થઈ અને પરમેશ્વરનું સત્ય જ્ઞાન પ્રાપ્ત કરવું એને જ તેમણે પોતાનું જીવનકાર્ય બનાવ્યું. તેમનાં માતપિતાએ જ્યારે તેમનું લગ્ન કરવાનો પ્રયત્ન કર્યો ત્યારે તેઓ ઘર છોડીને ચાલ્યા ગયા અને ધર્મપ્રચારનું કાર્ય કરવા માટે તેમણે આજીવન બ્રહ્મચર્યનું વ્રત લીધું. પછીથી તેમણે સરસ્વતી સંપ્રદાયની સંન્યાસની દીક્ષા લીધી અને દયાનંદ સરસ્વતી નામ ધારણ કર્યું. તેઓ શરૂઆતમાં બ્રાહ્મ સમાજ તથા તેની શાખાઓના સહકારથી ધર્મપ્રચારનું અથવા ધર્મસુધારાનું કામ કરતા; પણ પાછળથી ૧૮૭૫માં તેમણે મુંબઈમાં 'આર્ય સમાજ' નામે પોતાનો નવો સ્વતંત્ર સંપ્રદાય સ્થાપન કર્યો અને તેની એક શાખા ૧૮૭૭માં પંજાબમાં કાઢી. લાલા હંસરાજ, લાલા મુન્શીરામ ઉર્ફે સ્વામી શ્રદ્ધાનંદ અને લાલા લાજપતરાય, એ ત્રણ મહાન વિભૂતિઓને કારણે આર્ય સમાજની આ પંજાબની શાખા ખૂબ મહત્ત્વની બની. લાલા હંસરાજની દયાનંદ ઍંગ્લો-વેદિક કૉલેજ, સ્વામી શ્રદ્ધાનંદનું ગુરુકુલ એ કેળવણીની સંસ્થાઓ તો જાણીતી છે જ; જ્યારે લાલા લાજપતરાય રાષ્ટ્રીય પક્ષની લાલ, બાલ ને પાલ એ ત્રિપુટીના એક જહાલ રાજકીય આગેવાન તરીકે હિંદુસ્તાનમાં તેમ જ યુરોપ અને અમેરિકામાં પ્રખ્યાત થયા. તેમણે લોકમાન્યના રાજકારણના સ્મારક તરીકે ના. ગોખલેના 'ભારત સેવક સમાજ'ની ઢબે 'ટિળક સ્કૂલ ઑફ પૉલિટિક્સ' નામની રાષ્ટ્રીય રાજકારણની એક સંસ્થા સ્થાપન કરી હતી. હિંદુસ્તાનમાં સમાજવાદી વિચારોનો પ્રથમ પુરસ્કાર કરવાનું શ્રેય પણ લાલાજીને જ આપવું પડે છે. તેમના ધર્મવિષયક મતો પાછળથી નાસ્તિકવાદી બન્યા હતા. તેમના અવસાન પછી 'પીપલ' પત્રમાં પ્રસિદ્ધ થયેલા તેમના પત્રો ઉપરથી તેમણે શુદ્ધ બુદ્ધિવાદનો સ્વીકાર કર્યો હોય એમ જણાય છે. તેમ છતાં તેમની દેશભક્તિની શરૂઆત તેમની આર્યસમાજી ધર્મસુધારાની વૃત્તિમાંથી જ થઈ, એ વાત જાણીતી છે.

સ્વામી દયાનંદે સ્થાપેલા આર્યસમાજના ધાર્મિક તેમ જ સામાજિક મતો ટૂંકમાં નીચે મુજબ ગણાવી શકાય. પરમેશ્વરના શુદ્ધ સ્વરૂપનું જ્ઞાન વેદમાં છે, તેથી વેદનું અધ્યયન કરવું એ હિંદુમાત્રની ફરજ છે. વેદાધ્યયન કરવાનો અધિકાર મનુષ્યમાત્રને છે; વેદ આર્યોનો પવિત્રતમ ધર્મગ્રંથ છે તેથી તેનું પ્રામાણ્ય બધા આર્યોએ સ્વીકારવું જોઈએ. વૈદિક યુગમાં માનવસંસ્કૃતિ પૂર્ણ-

વસ્થાએ પહોંચી હતી તેમ જ સમાજરચનાનાં બધાં શ્રેષ્ઠ તત્ત્વો વર્ણાશ્રમ ધર્મમાં રહેલાં છે. ચાતુર્વર્ણ્યનો આધાર જન્મ નહીં પણ ગુણકર્મ હોવો જોઈએ, અને જેનામાં જે વર્ણના ગુણ હોય તેને તે વર્ણનો અધિકાર મળવો જોઈએ; આર્યોના વૈદિક ધર્મના દરવાજા બધા ધર્મના લોકો માટે ખુલ્લા હોવા જોઈએ; તેમ જ શુદ્ધીકરણથી કોઈ પણ વ્યક્તિને આ ધર્મમાં પ્રવેશ મળવો જોઈએ. આર્યધર્મની દીક્ષા આખા જગતને આપવી એ જ જગદુદ્ધારનો માર્ગ છે અને આર્યાવર્ત એકલા આર્યોનો જ દેશ છે.

આર્યસમાજે હિન્દુ સમાજને આક્રમણશીલ સ્વરૂપ આપવાનો પ્રયત્ન કર્યો. ખ્રિસ્તી તથા મુસલમાન ધર્મપ્રચારકોનાં ઝનૂન અને આક્રમણવૃત્તિ હિંદુ લોકોમાં લાવવાનો તેણે પ્રયત્ન કર્યો. તે જ પ્રમાણે મૂર્તિપૂજા, બાલવિવાહ, સ્ત્રીઓની ગુલામી, જન્મજાત અસ્પૃશ્યતા વગેરે હિંદુસમાજમાં ઘર કરી ગયેલા દોષો પર પણ તેણે હુમલો શરૂ કર્યો. તેના આ હુમલાખોર ધોરણને લીધે કેટલોક સમય સનાતની હિંદુઓ તથા આર્યસમાજી સુધારકો એ બેની વચ્ચે એક તુમુલ વાદયુદ્ધ જામ્યું હતું અને તેને પરિણામે સુધારકોની છાવણીમાં ત્યાગી સંન્યાસી વૃત્તિ, લોકસેવાનું વ્રત તથા તેજસ્વી ધર્મનિષ્ઠા વગેરે ગુણો દાખલ થયા. ખ્રિસ્તી ધર્મપ્રચારકોને હિંદુ સમાજમાં પેદા થયેલા આ લડાયક સંપ્રદાયની અદેખાઈ થવા લાગી અને હિંદુ સમાજમાં જાગ્રત થતી આ નવી અસ્મિતાને લીધે પોતાના રાજકીય પ્રભુત્વને ધક્કો મારી શકે એવી ક્રાન્તિકારક વૃત્તિ હિંદુ લોકોમાં પેદા થશે એવી ધાસ્તી બ્રિટિશ રાજ્યકર્તાઓને પણ લાગવા માંડી. એને લીધે ખ્રિસ્તી મિશનરીઓ તેમ જ અંગ્રેજ અધિકારીઓ, બંનેને આર્યસમાજ ક્રાન્તિકારક છે એવી શંકા થવા લાગી. પણ થોડાં વરસ પછી એ એક ધર્મસંપ્રદાય છે એવી સરકારની ખાતરી થઈ અને આજે તેણે (આર્યસમાજે) નિર્માણ કરેલી આક્રમક વૃત્તિ આપણા ઉપર થતા મુસલમાન સમાજના હુમલાઓનો સામનો કરવામાં ઉપયોગી છે એમ સમજીને હિંદુસભા અને આર્યસમાજની ઠીકઠીક મૈત્રી બંધાતી જાય છે; પણ આર્યસમાજની સુધારણા વૃત્તિ હજી હિંદુસભામાં દાખલ થઈ નથી. એક જમાનામાં આર્ય-સમાજે રાષ્ટ્રીયત્વને તેમ જ જહાલ રાજકારણને અને હિંદુ સમાજની રાજકીય ક્રાન્તિવૃત્તિને પ્રેરણા આપી હતી એ વિષે શંકા નથી. પણ મહારાષ્ટ્રમાં ઉદય પામેલા મહારાષ્ટ્ર ધર્મને વિકૃત સ્વરૂપ આપનારા કેટલાક મહારાષ્ટ્રીય આગેવાનો અને આર્યસમાજમાં ઊછરેલા કેટલાક 'પંજાબી આગેવાનો' હિંદુસભામાં ઘૂસી ગયા છે અને રાષ્ટ્રીય મહાસભાનો વિરોધ કરવાનું અરાષ્ટ્રીય રાજકીય ધોરણ હાલ લઈ બેઠા છે.

સ્વામી દયાનંદે કરેલું બીજું એક કાર્ય ભારતીય સંસ્કૃતિનું પુનરુજ્જીવન કરવામાં સહાયભૂત થયું છે. એ કાર્ય તે તેમણે હિંદુસ્તાનમાં થિયૉસૉફીના આગેવાનોને બોલાવી આણ્યા તે. 'થિયૉસૉફી'ના ધર્મસંપ્રદાયની સ્થાપના ૧૮૭૫માં ન્યૂયૉર્ક શહેરમાં મૅડમ બ્લૅવાટ્સ્કી તથા કર્નલ ઑલ્કૉટે કરી હતી. મૅડમ બ્લૅવાટ્સ્કી એક રશિયન વિદુષી હતાં, જ્યારે કર્નલ ઑલકૉટ અમેરિકાના એક લશ્કરી અધિકારી હતા. સ્વામી દયાનંદનું આમંત્રણ સ્વીકારીને થિયૉસૉફીના આ બે સંસ્થાપકો ૧૮૭૯ના ફેબ્રુઆરીની ૧૬મી તારીખે મુંબઈ આવી પહોંચ્યા. એ જ વરસના માર્ચની ૨૩મીએ મુંબઈમાં તેમનાં ફરામજી કાવસજી હૉલમાં ભાષણો થયાં. તેમાં તેમણે હિન્દી રાષ્ટ્રની આગેવાની હિન્દી નેતાઓએ જ કરવી જોઈએ, હિન્દુસ્તાને પોતાની આધ્યાત્મિક સંસ્કૃતિનું અભિમાન કદી ન છોડવું જોઈએ અને તેથી જ હિંદુસ્તાનનો સાચો ઉદ્ધાર થશે એવો ઉપદેશ કર્યો. કેટલાક દિવસ સુધી આર્યસમાજ અને થિયૉસૉફી એક જ ધર્મની બે શાખાઓ છે એવી માન્યતા રહી, પણ થોડા જ દિવસમાં થિયૉસૉફી અને આર્યસમાજનાં કાર્યો એકબીજાથી ભિન્ન છે એની સ્પષ્ટ કલ્પના બંને સંપ્રદાયોના આગેવાનોને આવી ગઈ. થિયૉસૉફી એક સર્વધર્મસંગ્રાહક વિચારસંપ્રદાય છે, જ્યારે આર્યસમાજ વૈદિક ધર્મની એક શાખા છે. કર્નલ ઑલકૉટ જેવા એક વિદ્વાન અમેરિકન ગૃહસ્થને હિંદુસ્તાનમાં આવીને આપણી આધ્યાત્મિક સંસ્કૃતિના ગુણગાન કરતા સાંભળીને અથવા જોઈને ભારતીયોનું સ્વાભિમાન અને અસ્મિતા જાગ્રત થઈ; અને આપણું પ્રાચીન ઐશ્વર્ય આપણને ફરી વાર પ્રાપ્ત થશે અને રાષ્ટ્રોના ગુરુપદનું માન ભારતમાતાને ફરી મળી શકશે એવી આશા અહીંનાં લોકોને બંધાવા લાગી. ૧૮૮૨માં કર્નલ ઑલકૉટે મદ્રાસ પાસે અડયારમાં એક જગ્યા ખરીદી અને ત્યાં પોતાના સંપ્રદાયનું એક 'ગૃહ' સ્થાપન કર્યું.

મહારાષ્ટ્ર, બંગાળ અને પંજાબ કરતાં મદ્રાસ ઇલાકો પોતાના કાર્ય માટે વધુ અનુરૂપ અને અનુકૂળ છે એમ જોઈને તેમણે આ 'ગૃહ' ત્યાં સ્થાપન કર્યું હોવું જોઈએ. ૧૮૯૩માં શ્રીમતી ઍની બેઝંટ હિન્દુસ્તાનમાં આવ્યાં. તેમનો જન્મ આયર્લૅન્ડમાં થયો હતો અને તેમના પતિ અંગ્રેજ હતા. તેઓ ચાર્લ્સ બ્રેડલૉના સહકારી હતાં અને હિંદ આવ્યાં તે પહેલાં નાસ્તિક મતનાં હતાં. પાછળથી આધ્યાત્મિક સંસ્કૃતિનું મહત્ત્વ તેમને ગળે ઊતર્યું અને બૌદ્ધ તત્ત્વજ્ઞાનને માર્ગે તેમણે ભાગવત ધર્મમાં પ્રવેશ કર્યો. કર્નલ ઑલકૉટનું બૌદ્ધ ધર્મ તરફ વલણ હતું, તો બેઝંટબાઈ શ્રીકૃષ્ણનાં ભક્ત બન્યાં હતાં. તેથી હિંદુ સમાજ તેમની પ્રત્યે વિશેષ આત્મીયતાની ભાવનાથી જોવા લાગ્યો. પછી તેમણે બનારસમાં 'સેંટ્રલ હિંદુ કૉલેજ' નામની સંસ્થા

સ્થાપન કરી અને પ્રથમ કેટલાક દિવસ સુધી ચાલુ રાજકારણથી અળગાં રહીને હિન્દુ લોકોમાં ધર્મજાગૃતિ તથા રાષ્ટ્રભક્તિ પેદા કરવાના પ્રયત્નો કર્યા. પાછળથી તેમણે રાજકારણમાં સીધો ભાગ લીધો હતો, પણ તેનો વિચાર આપણે હવે પછી કરીશું. જહાલ રાષ્ટ્રીય રાજકારણને તેમણે ઝાઝી સહાય આપી નથી; બલ્કે અનેક પ્રસંગોએ તેનો વિરોધ કર્યો છે. તેમ છતાં હિંદી લોકોમાં પોતાની સંસ્કૃતિ વિષે અભિમાન પેદા કરવામાં થિયૉસૉફીનો ઉપયોગ થયેલો છે. મહારાષ્ટ્ર ધર્મ, રામકૃષ્ણ મિશન તથા આર્યસમાજે ઉત્પન્ન કરેલી જાગૃતિમાંથી ક્રાન્તિકારક રાજકીય વૃત્તિ નિર્માણ થયેલી જેમ આપણી નજરે પડે છે તેમ થિયૉસૉફીમાંથી નિર્માણ થઈ હોય એવું દેખાતું નથી. થિયૉસૉફીએ ઘડેલી મનોવૃત્તિમાંથી નિર્માણ થયેલું રાજકારણ સામ્રાજ્યની વફાદારી અને કાયદાની મર્યાદાઓનું ઉલ્લંઘન કરીને આગળ વધી હોય એવું સામાન્યપણે ક્યાંયે દેખાતું નથી.

મહાસભાની સ્થાપના થઈ તે અરસામાં જેમ જુદાં જુદાં સ્થળોએ એવી સંસ્થા કાઢવા વિષે વિચારો ચાલતા હતા, તે જ પ્રમાણે ૧૮૮૪ની સાલમાં ભરાયેલા થિયૉસૉફીના વાર્ષિક ઉત્સવને પ્રસંગે જુદા જુદા પ્રાન્તોમાંથી જે લોકો અડયાર આવ્યા હતા, તેમણે રાષ્ટ્રીય સભાની સ્થાપનાની યોજના પ્રથમ નિશ્ચિત કરી હતી, એમ શ્રીમતી ઍની બેઝંટનું કહેવું છે. આ ઉત્સવને નિમિત્તે ૧૮૮૪ના ડિસેંબરમાં અડયારમાં ભેગા થયેલા લોકોમાં મદ્રાસના એસ. સુબ્રહ્મણ્ય ઐય્યર, પી. રંગય્યા નાયડૂ, પી. આનંદા ચાર્લુ, કલકત્તાના સુરેન્દ્રનાથ બૅનરજી, નરેન્દ્રનાથ સેન અને મનમોહન ઘોષ, મુંબઈના દાદાભાઈ નવરોજી, તેલંગ અને મંડલિક, સંયુક્ત પ્રાન્તોના બાબુ કાશીપ્રસાદ અને પંડિત લક્ષ્મીનારાયણ વગેરે અનેક પ્રાન્તોના આગેવાનો હતા અને તેમણે બધાએ મળીને મહાસભાની સ્થાપના કરવાનો નિશ્ચય તે જ વખતે કર્યો હતો, એમ બેઝંટબાઈ લખે છે. અલબત, તેમના આ નિશ્ચયનો થિયૉસૉફીના કાર્ય સાથે કશો સીધો સંબંધ ન હતો; વળી, આ કાર્ય માટે એ લોકોની જે સભા ભરવામાં આવી હતી તે સભા પણ થિયૉસૉફીના અધ્યક્ષના 'ગૃહ'માં ન ભરતાં દીવાન બહાદુર રઘુનાથરાવને ઘેર ભરવામાં આવી હતી. એટલે એ લોકોની મહાસભા સ્થાપવાની કલ્પનાનો કે તે બાબતના સંકલ્પનો થિયૉસૉફીની સાથે કશો પણ સંબંધ ન હતો. તે જ પ્રમાણે ઉપર જણાવેલા આગેવાનોમાં પ્રત્યક્ષ થિયૉસૉફિસ્ટ હોય એવા કોઈ ખાસ દેખાતા નથી. આ ઘટનાનો બહુ તો એટલો જ અર્થ થઈ શકે છે કે, તે વખતે દેશના બધા આગેવાનો આ પ્રશ્નની ચર્ચા કરતા હતા અને તેવી જ તેમણે આ ઉત્સવને નિમિત્તે અડયારમાં એકત્ર થયા ત્યારે પણ કરી હોવી જોઈએ.

અત્યાર સુધી આપણે સાધારણપણે ૧૮૭૫થી ૧૮૯૫ સુધીનાં વીસ વરસના કાળમાં ભારતવર્ષના જુદા જુદા પ્રાન્તોમાં સાંસ્કૃતિક વિચારોમાં જે એક ક્રાન્તિ ચાલુ થઈ હતી તેનું વિહંગાવલોકન કર્યું. આ બધી હિલચાલોનું પરિણામ આગળ જતાં લોકોમાં રાષ્ટ્રીય વૃત્તિવાળું જહાલ રાજકારણ નિર્માણ કરવામાં આવ્યું હોય, તો પણ એવા રાજકારણનો પ્રત્યક્ષ ઉદય પ્રથમ મહારાષ્ટ્રમાં જ થયો અને તેનું શ્રેય લોકમાન્ય ટિળકને જ આપવું ઘટે. અમે આગળ કહી ગયા છીએ તેમ, ચિપળુણકર તથા ટિળકે મહારાષ્ટ્રના નજીકના ભૂતકાલીન ઇતિહાસનો આધાર લઈને આપણી સંસ્કૃતિ સ્વરાજસ્થાપનાના કાર્યને માટે પૂરેપૂરી લાયક છે એવો એક જાતનો આત્મવિશ્વાસ લોકોમાં પેદા કર્યો હતો, તે આત્મવિશ્વાસને આધારે હિન્દુસ્તાનના જહાલ રાષ્ટ્રીય રાજકારણે પ્રથમ મહારાષ્ટ્રમાં અને પછી બીજા પ્રાન્તોના સુશિક્ષિત મધ્યમ વર્ગમાં પોતાની જડ ઘાલી; અને આ ઘટનાથી લોકમાન્યે સમાજસુધારાનો જે વિરોધ કર્યો હતો તેના દોષનું અંશતઃ પરિમાર્જન અને કંઈક અંશે તે વિરોધનું સમર્થન થઈ શકે તેવું છે. એટલે હવે આપણે ફરીથી મહારાષ્ટ્રના નેતાઓ ટિળક, આગરકર તથા રાનડેના સાંસ્કૃતિક વિચારો તરફ વળીએ.

સંસ્કૃતિ વિષેનું અભિમાન અને જહાલ રાષ્ટ્રીય રાજકારણ એ બેનો અપરિહાર્ય નિત્ય સંબંધ નથી, એ વાત આ વિષયની ચર્ચા કરતી વખતે હંમેશ ધ્યાનમાં રાખવી જોઈએ. બ્રિટિશ રાજ્યકર્તાઓએ હિન્દુસ્તાન જીતતી વખતે તેમ જ જીત્યા પછી અમે તમારી સંસ્કૃતિમાં તેમ જ ધર્મમાં દખલગીરી કરીશું નહીં, એવી બાંયધરી આપી હતી અને એ ધોરણ તેમણે સામાન્યપણે આખર સુધી પાળ્યું હતું. તેથી કેવળ સંસ્કૃતિરક્ષણ અથવા ધર્મરક્ષણની દૃષ્ટિથી વિચાર કરનારને સ્વરાજ્યની કે સ્વતંત્રતાની હંમેશ નિરપવાદપણે આવશ્યકતા જણાય છે એમ કહી શકાય નહીં. સંસ્કૃતિ અને ધર્મની વ્યાપક કલ્પના કરીને તેમાં રાજકીય અને આર્થિક ઉન્નતિનો સમાવેશ કરવામાં આવે તો જ સ્વધર્મ, સ્વસંસ્કૃતિ તથા સ્વરાજનો કેવો નિકટનો સંબંધ છે તે ધ્યાનમાં આવે છે; અને પછી જ સ્વધર્મને માટે સ્વરાજ અથવા સ્વસંસ્કૃતિરક્ષણને માટે સ્વરાજ એ શબ્દપ્રયોગનો અર્થ સમજાય છે. પણ મહારાષ્ટ્રમાં મરાઠી સામ્રાજ્યની કલ્પના કે સ્મૃતિ જીવતી જાગતી હોવાથી સ્વધર્મને માટે અથવા સ્વસંસ્કૃતિને માટે સ્વરાજ્યની આવશ્યકતા છે, એ ભાવના મહારાષ્ટ્ર ધર્મને નામે જાગ્રત કરવાનું શક્ય હતું; અને એ જ કાર્ય લોકમાન્ય ટિળકે તેમ જ ઇતિહાસાચાર્ય રાજવાડેએ વહેવારુ રોજિંદા રાજકારણમાં અને ઇતિહાસ-સંશોધનના ક્ષેત્રમાં કર્યું હતું. પણ લોકહિતવાદી, ન્યા. રાનડે ને આગરકર એ બધા મહારાષ્ટ્રીય આગેવાનો તરફ જોઈએ તો એક વાત સ્પષ્ટ જણાશે કે, એમાંનો

કોઈ પણ કેવળ સંસ્કૃતિસુધારા ઉપર અથવા ધર્મસુધારા ઉપર ભાર દઈને અટકતો નથી, પણ તે દરેકને સ્વરાજ્યની તેમ જ રાજકીય સુધારાની આવશ્યકતાની બાબતમાં જરાય શંકા ન હતી. 'લોકહિતવાદી'એ ચોખ્ખેચોખ્ખું બતાવી આપ્યું છે કે, બ્રિટિશ રાજ્યમાં બધા જ લોકો શૂદ્ર બની ગયા છે. સાચો બ્રાહ્મણ, સાચો ક્ષત્રિય અને સાચો વૈશ્ય એ સર્વના ઉદ્ધારમાં આપણી પરતંત્રતા એ જ મોટી અડચણ છે એનું ભાન બધા મહારાષ્ટ્રીય આગેવાનોમાં બીજા પ્રાન્તોના આગેવાનો કરતાં વધારે તીવ્ર હતું, એમ સ્પષ્ટ જણાય છે. બ્રિટિશોએ બધા જ વેપારધંધા તેમ જ રાજ્યસંરક્ષણ અને રાજ્યકારભાર ચલાવવાનું કાર્ય પોતે જ લઈ લીધું હોવાથી વૈશ્ય અને ક્ષત્રિય વર્ણની સ્થાપનામાં પારતંત્ર્ય આડે આવે છે એ સ્પષ્ટ દેખાય છે ખરું; પણ બ્રાહ્મણ વર્ણની સ્થાપનામાં તે શી રીતે આડે આવે છે એની કેટલાક લોકોને બરાબર કલ્પના નહીં આવે. એનું કારણ સાચું બ્રાહ્મણ્ય એટલે શું, તેની યથાર્થ કલ્પના ઘણા લોકોને હોતી નથી એ છે. લોકહિતવાદીએ એક ઠેકાણે આખી પેશવાઈમાં રામશાસ્ત્રી જ એક સાચા બ્રાહ્મણ હતા એમ કહ્યું છે. આની પાછળનું રહસ્ય સમજી લઈએ તો સાચા બ્રાહ્મણો નિર્માણ કરવાને માટે રાજકીય પારતંત્ર્ય કેટલેક અંશે પ્રતિકૂળ હોય છે એ વાત બરાબર સમજાશે. કારણ કે, બ્રાહ્મણ વર્ણનું મુખ્ય કર્તવ્ય રાજસત્તા ઉપર ન્યાયનું નિયંત્રણ મૂકવું અને બધી વર્ણોના બધા વહેવારો ન્યાય અને નીતિ અનુસાર ચાલે તે માટે પ્રયત્ન કરવો, અને પોતે સત્તા કે સંપત્તિનો લોભ ન રાખતાં ગરીબાઈમાં રહીને ભૌતિક તેમ જ આધ્યાત્મિક વિદ્યાઓની ઉપાસના કરવી અને સમાજમાં ન્યાય પ્રસ્થાપના કરવામાં આનંદ માનવો એ જ છે. આ કર્તવ્ય પાર પાડવાની દૃષ્ટિથી સ્વરાજ્ય કરતાં પરરાજ્ય વધારે પ્રતિકૂળ હોય છે અને તેથી પારતંત્ર્યમાં વસતા બ્રાહ્મણ વર્ણનું પહેલું કર્તવ્ય રાજકીય ક્રાન્તિ કરીને સ્વરાજ્યની સંસ્થાપના કરવી એ છે એમ કહેવું પડે છે. પરકીય ઔદ્યોગિક સામ્રાજ્યની હકૂમત નીચે કચડાતા ક્ષત્રિય અને વૈશ્ય વર્ણોનો ઉદ્ધાર અશક્ય હોય છે; કારણ કે, પરકીય રાજ્યકર્તાઓની નેમ એ જ વર્ણોનો સમૂળ ઉચ્છેદ કરવાની હોય છે. આ દૃષ્ટિએ વિચાર કરતાં વર્ણાશ્રમ ધર્મની સાચી સંસ્થાપના સ્વરાજ્ય વિના થઈ ન શકે અને આ દૃષ્ટિ સ્વીકારવામાં આવે તો જ સંસ્કૃતિરક્ષણ અને સ્વરાજ-સંસ્થાપના એ બે વચ્ચે રહેલો નિકટ સંબંધ અને કાર્યકારણ ભાવ ધ્યાનમાં આવે છે. છતાં સ્વરાજ્ય સંસ્થાપનાનું કામ કોણે કરવું, એવો જો કોઈ પ્રશ્ન ઉઠાવે તો તેનો જવાબ એ જ આપવો પડે કે, તે માટે પ્રથમ થોડાક સદ્-બ્રાહ્મણ અને સત્ક્ષત્રિય નિર્માણ થવા જોઈએ. સમર્થ રામદાસે તેમ જ શિવાજી મહારાજે એ જ કાર્ય મહારાષ્ટ્રમાં સત્તરમા સૈકામાં કર્યું હતું, એમ રાજવાડે

કહે છે. ઉપરાંત તેમણે કહ્યું છે કે, મહારાષ્ટ્ર પારતંત્ર્યમાં શાથી પડ્યો તેનો જવાબ એ છે કે, બ્રાહ્મણો અને ક્ષત્રિયો ભ્રષ્ટ થયા તેથી. ટૂંકમાં, પારતંત્ર્યને કારણે સંસ્કૃતિ ટકતી નથી એ જેટલું સાચું છે, તેટલું જ આપણી સંસ્કૃતિની પડતી થતાં આપણું સ્વાતંત્ર્ય ટકતું નથી એ સાચું છે; તેમ જ આપણી સંસ્કૃતિને ફરી ઉન્નત સ્થિતિએ લઈ જવા માટે ત્યાગવૃત્તિના બ્રાહ્મણો અને ક્ષત્રિયો પેદા થાય તે વિના સ્વાતંત્ર્ય સ્થાપન કરી શકાતું નથી, એ વાત લોકમાન્ય ટિળક તથા રાજવાડે બન્નેને માન્ય હતી. આ દૃષ્ટિથી સ્વરાજ્યની રાજકીય ક્રાન્તિ થાય તે પહેલાં એક પ્રકારની ધાર્મિક તથા સામાજિક વિચારક્રાન્તિ થવાની જરૂર છે અને એ વિચારક્રાન્તિ થોડાક પુરુષાર્થી લોકોએ પોતાના જીવનમાં ઉતારવી જોઈએ, એ વાત રાજકીય ક્રાન્તિકારકોએ પણ સ્વીકારવી જોઈએ. 'મહારાષ્ટ્રની શિવ(શિવાજી)કાલીન સમાજરચના' એ નિબંધમાં રાજવાડેએ વ્યકત કરેલા નીચેના વિચાર ખાસ મનન કરવા જેવા છે. તેમાં સાંસ્કૃતિક અવનતિ મહારાષ્ટ્રના સ્વાતંત્ર્યના નાશનું કારણ શી રીતે બની તેમ જ સામાજિક ક્રાન્તિ કઈ રીતે સિદ્ધ થઈ હતી એ તેમણે બહુ સારી રીતે બતાવ્યું છે. પ્રથમ આપણા સ્વાતંત્ર્યના છેવટના દિવસોમાં આપણી સાંસ્કૃતિક પડતી કઈ રીતે થઈ રહી હતી, તેનું વર્ણન કરતાં રાજવાડે લખે છે:

"દક્ષિણમાં શકે ૪૦૦ (ઈ. સ. ૪૭૮)ની આસપાસ શબરસ્વામી તથા શંકરાચાર્ય જેવા મહાન બ્રાહ્મણોના બુદ્ધિપ્રભાવથી તથા ચાલુક્યો જેવા ક્ષત્રિયોના બાહુબળને પ્રતાપે ચાતુર્વર્ણ્ય સંસ્થાની ફરી સ્થાપના થઈ હતી, તે શકે ૧૨૪૦ (સને ૧૩૧૮) સુધી અખંડપણે ટકી રહી. આ પુનરુજ્જીવિત થયેલા ચાતુર્વર્ણ્યમાં ખાસ ધ્યાનમાં રાખવા જેવી એક વાત એ હતી કે, બ્રાહ્મણોએ એ વખતથી મદ્ય અને માંસનો સર્વથા ત્યાગ કર્યો અને તેમના સેવનને મહાપાતકમાં ગણાવ્યું. આ આઠસો વરસ દરમ્યાન ક્ષત્રિયોનું રાજ્ય બ્રાહ્મણોની સલાહથી ચાલતું હતું. આ કાળમાં વિજ્ઞાનેશ્વર તથા હેમાદ્રિ જેવા ધર્મશાસ્ત્રવિશારદો આ ભૂમિમાં અવતર્યા હતા. તેમ છતાં આ કાળના અંતમાં બ્રાહ્મણ વર્ણ બહુ એશઆરામી અને સ્વધર્મપરાઙ્મુખ થયેલો હતો, એમ દેખાય છે. ઋગ્વેદકાળમાં જેમ યજ્ઞયાગ વગેરેનો અતિરેક થયો હતો, તેમ આ કાળમાં વ્રતો, ઉત્સવો ઇત્યાદિનો અતિરેક થયો. ચાલુક્ય, રાષ્ટ્રકૂટ તથા યાદવ રાજાઓએ જેટલાં મંદિરો બાંધ્યાં તેટલાં બીજા કોઈ રાજાઓએ બાંધ્યાં જણાતાં નથી. હેમાદ્રિના વ્રતખંડમાં રોજનાં ચાર ચાર પાંચ પાંચ વ્રતો અને ઉદ્યાપનો કહેલાં છે. એ કાળે ઘણા બ્રાહ્મણોએ કાયસ્થ-કર્મ સ્વીકાર્યું હતું એમ દેખાય છે. દક્ષિણમાં કાયસ્થ જાતિ પહેલેથી ન હતી, એટલે તલાટી, જોશી, દેશલેખક (મોજણીદાર?) એ બધાનાં કામો બ્રાહ્મણોને કરવાં પડતાં . . . હેમાદ્રિની કચેરીમાં બ્રાહ્મણો જ કારકુન હતા. એ કામમાં બ્રાહ્મણોના શમદમાદિ સત્ત્વગુણ કેટલા સચવાયા હશે તેનો સહેજે અંદાજ કરી શકાય છે. તે કાળે કેટલાક બ્રાહ્મણોએ લશ્કરી ધંધો એટલે કે ક્ષાત્રકર્મ પણ સ્વીકાર્યું હતું એમ દેખાય છે. ટૂંકમાં આ કાળના અંતનાં બ્રાહ્મણ વર્ણ સ્વધર્મથી

ભ્રષ્ટ થઈ રહ્યો હતો, એમ નજરે પડે છે. ક્ષત્રિયો પણ આ કાળની આખરે આખરે યાદવોના વિરોધી બનેલા દેખાય છે. . . . બ્રાહ્મણોમાં સ્વધર્મચ્યુતિ અને ક્ષત્રિયોમાં ફાટફૂટ પડે એટલે ભીષ્માચાર્યના વેણની ફરી એક વાર પ્રતીતિ થયા વિના રહે ખરી? પરિણામે, શકે ૧૨૪૦ (સને ૧૩૧૮)માં દક્ષિણમાં મુસલમાનોનું એટલે કે શક, યવન વગેરેના વંશજોનું ફરી રાજ્ય થયું!"

તે પછી પારતંત્ર્યમાં સંસ્કૃતિની વધુને વધુ અવનતિ શી રીતે થઈ તેનું વર્ણન કરતાં રાજવાડે લખે છે:

"આ કાળમાં બ્રાહ્મણો અને ક્ષત્રિયોની જે વલે થઈ તે કહી જાય તેવી નથી. શકે ૧૩૫૦ના અરસામાં એક પણ ક્ષત્રિય રાજા રહ્યો ન હતો. બધાં ક્ષત્રિય રાજ્યો ખાલસા થઈ ગયાં હતાં. મુસલમાનો હિંદુમાત્રને પકડી પકડીને તેમની જબરદસ્તીથી સુન્નત કરવા લાગ્યા હતા. મંદિરોનો નાશ કરવામાં આવ્યો, દેવની મૂર્તિઓ તોડી નાખવામાં આવી, સ્ત્રીઓને ભ્રષ્ટ કરવામાં આવી, સાધુસંતોને કનડવામાં આવ્યા, અને લાખો લોકો દુકાળને લીધે મરણશરણ થયા હતા. સ્વધર્મનું પાલન ચોરીછૂપીથી કરવાનું બ્રાહ્મણોને નસીબે આવ્યું તથા ક્ષત્રિયોનું શૌર્ય વાંઝિયું બની ગયું. ફરી વાર ચાતુર્વર્ણ્યની સંસ્થાની પનોતી બેઠી. વૈશ્ય વર્ગ સાવ લૂંટાઈ ગયો અને મહાજન કે શેઠશાહુકાર કોઈ રહ્યાં નહીં. મહારાષ્ટ્રમાંથી વૈશ્ય વર્ગ સાવ લુપ્ત થયો. બ્રાહ્મણો તથા ક્ષત્રિયો સ્વધર્મભ્રષ્ટ શી રીતે થયા એમ પૂછો તો બન્ને વર્ગો જાણે પોતાનું કશું જ ગયું નથી એવો ડોળ કરીને યવનોની એટલે કે શત્રુઓની ચાકરી કરવા લાગ્યા. . . . વળી, યાદવોના વખતથી બ્રાહ્મણો ને ક્ષત્રિયો નોકરી કરવાને ટેવાઈ ગયા હતા."

આવા પડતીના કાળમાં આપણી સંસ્કૃતિના રક્ષણનું કાર્ય ભક્તિમાર્ગી સાધુસંતોએ કર્યું એ વાત રાજવાડેને માન્ય હતી; પણ કેવળ ભકિતમાર્ગ ચાલુ રાખવામાં જ આખું સ્વધર્મરક્ષણનું કાર્ય આવી જતું નથી, એમ તેઓ આગ્રહપૂર્વક પ્રતિપાદન કરે છે. ભકિતમાર્ગ અને મહારાષ્ટ્રધર્મ એ બેની વચ્ચે નીચે મુજબનો તફાવત છે એમ તેઓ માને છે. ભકિતમાર્ગ કેવળ વ્યકિતગત મુકિતનો માર્ગ છે, અને મહારાષ્ટ્ર ધર્મ સમગ્ર રાષ્ટ્રનો ધર્મ છે. તેમ છતાં ભકિતમાર્ગે પડતીના કાળમાં ભારે મોટું કાર્ય કરેલું છે એ પણ તેમણે સ્વીકાર્યું છે. ઉપરના લેખમાં જ તેઓ કહે છે:

"ભક્તિધર્મ એ વ્યક્તિનો મોક્ષધર્મ છે . . . ચાતુર્વર્ણ્ય યુક્ત સમાજરચનામાં વર્ણાશ્રમધર્મોનાં બંધનો વડે જ સમાજનું ઘડતર તથા તેનું જીવન શક્ય બને છે. વર્ણાશ્રમ સંસ્થા ઢીલી પડવાથી દરેક માણસ કેવળ એક વ્યક્તિ બની રહ્યો અને એક સ્વતંત્ર વ્યક્તિ તરીકે ભક્તિમાર્ગનું અવલંબન કરી મોક્ષ તરફ જવા લાગ્યો. એ ભક્તિ કૃષ્ણ, દત્ત, સ્કંદ વગેરે હિંદુ દેવતાઓની હતી તેથી એ માણસ જેમ હિન્દુ ધર્મમાં ગણાતો તેવી જ રીતે મ્લેચ્છ રાજ્યકર્તાઓના જુલમ અને અવહેલનાનો ભોગ બનતો. આ જુલમ તથા અવહેલનાનો કેવળ ભક્તિમાર્ગથી અંત આણી શકાય તેમ ન હતું. ભક્તિમાર્ગ સશસ્ત્ર પ્રતિકારનો તો નહીં જ, અશસ્ત્રપ્રતિકારનો માર્ગ

પણ નથી. પ્રતિકાર એટલે પ્રવૃત્તિ તો ખરી જ. નિવૃત્ત્યેકપ્રધાન ભક્તિથી તે સાવ ઊલટી હોય છે. એટલે મહારાષ્ટ્રના ભક્તિમાર્ગી લોકો તામસપ્રવૃત્તિ એ જ જેમની મુખ્ય પ્રવૃત્તિ ગણાય એવા મ્લેચ્છ રાજ્યકર્તાઓની પજવણીના દિવસે દિવસે ભોગ બનવા લાગ્યા. સાધુસંતોના ભક્તિમાર્ગે જે ઉપયોગી કામ કર્યું તે એટલું જ કે, એકેએક ભક્તિમાર્ગી તેથી હિન્દુ ધર્મને વળગી રહ્યો. અને એટલું પણ કંઈ ઓછું ન હતું. જો ભરતખંડમાં તથા મહારાષ્ટ્રમાં તે કાળે ભક્તિમાર્ગ ન હોત તો અફ્ઘાનિસ્તાન, ઈરાન વગેરે દેશોની જેમ આ દેશની સમસ્ત જનતા એકવર્ણી મુસલમાન થઈ ગઈ હોત; અને આર્ય સંસ્કૃતિ, આર્ય સાહિત્ય, આર્ય સમાજ, આર્ય ચાતુર્વર્ણ્ય તેમ જ આર્ય શીલનો આ દુનિયામાંથી સમૂળ ઉચ્છેદ થઈ જાત. . . . જ્ઞાનેશ્વર મહારાજથી માંડીને એકનાથ મહારાજ સુધી જે સાધુસંતો મહારાષ્ટ્રમાં થયા તેમણે મહારાષ્ટ્રીય જનતાને હિન્દુ ધર્મમાં ટકાવી રાખી, એ તેમની અદ્વિતીય કામગીરી હતી એમાં તો શંકા જ નથી. એ પુરુષાર્થ કરતાં પણ ચડી જાય એવો બીજો એક અજબ પુરુષાર્થનું વર્ણન હવે કરવાનું છે. વર્ણાશ્રમધર્મનો લોપ એટલે જ કલિયુગનો અવતાર અને વર્ણાશ્રમધર્મ ફરી સ્થપાય છે ત્યારે જ બીજા યુગોની સ્થાપના શક્ય બને છે. આવા ઉત્તમ યુગની સ્થાપના કરવાનો કેટલીક મહાન વ્યક્તિઓએ શિવાજીના વખતમાં પ્રયત્ન કર્યો . . . વર્ણાશ્રમ ધર્મનો લોપ થયો છે: બ્રાહ્મણો, ક્ષત્રિયો તથા વૈશ્યો ફક્ત નામના રહ્યા છે; રાજા ક્ષત્રિય વર્ણનો નથી; બ્રાહ્મણો તેમના વર્ણધર્મો કે ષટ્કર્મો કરતા નથી અને કેવળ વૃષલો બન્યા છે, એવી પ્રતીતિ સાધુસંતોની જેમ સામાન્ય લોકોને પણ થઈ હતી શકે ૧૨૦૦ (ઈ. સ. ૧૨૭૮)થી શકે ૧૫૦૦ (સને ૧૫૭૮) સુધીના ત્રણસો વરસના ગાળામાં આ પ્રતીતિ લોકોને થઈ હતી એકવર્ણી મુસલમાન થવાનું ઉચ્છૃંખલ કુધારાનું ગાંડપણ પહેલા પા અર્ધા સૈકામાં જ ઓસરી ગયું પછી ભક્તિમાર્ગને પરિણામે આચારશુદ્ધિ, ચિત્તશુદ્ધિ તેમ જ પૂર્વેતિહાસનું જ્ઞાન થયું; અને ચાતુર્વર્ણ્ય તથા વર્ણાશ્રમ એ બે શ્રેષ્ઠ સમાજસંસ્થાઓ તરફ લોકોનું ધ્યાન ગયું. આપણે સાચા બ્રાહ્મણ અને સાચા ક્ષત્રિય બનવું જોઈએ, એમ બ્રાહ્મણો તથા ક્ષત્રિયોને લાગવા માંડયું. પણ તે કેમ, તે તેમને સમજાયું નહીં. એટલે એ સમજણ રામદાસ વગેરે સાધુસંતોએ તે વખતના જન્મજાત બ્રાહ્મણો તથા ક્ષત્રિયોને આપી.

"ભક્તિમાર્ગની ટેવ તો સ્વધર્મશૂન્ય તથા સંસ્કૃત વિદ્યાશૂન્ય બ્રાહ્મણોને સાધુસંતોએ પાડી હતી જ; અને વિઠોબા, ખંડોબા, દત્ત વગેરે દેવતાઓની ઉપાસના મહારાષ્ટ્રના કુલકર્ણીઓ તથા દેશપાંડેઓ ઘણા વખતથી કરતા જ હતા. એમાં જ રામદાસે બીજા એક દેવની ઉપાસના ઉમેરી. રામરાજ્ય ચલાવનારા ચાતુર્વર્ણ્યાભિમાની સીતાપતિ દાશરથિ રામની ઉપાસનાનો ગુરુમંત્ર મહારાષ્ટ્રના એકેએક કુલકર્ણીને તથા દેશપાંડેને રામદાસે આપ્યો. . . . પણ એટલાથી ઝાઝું પરિણામ આવ્યું નહીં. કુલકર્ણીઓ તથા દેશપાંડેઓ જોકે ન્યાતે બ્રાહ્મણો હતા, તો પણ તેઓ બ્રાહ્મણ્યને લજવે એવાં કાયસ્થનાં કામો કરતા હતા. આવા નામના બ્રાહ્મણો વિષે જનતાના મનમાં આદરની લાગણી ઊભી કરવાનું કામ બહુ મુશ્કેલ હતું. જેઓ દરરોજ રૈયતને લૂંટતા હોય તેવા બ્રાહ્મણો માટે બીજા વર્ણોને દ્વેષ થયા વિના શી રીતે રહે? . . . કાયસ્થનો

ધંધો છોડી દઈને તમે સાચા બ્રાહ્મણ બનો એમ જો રામદાસ તેમને કહેત, તો તો તેઓ તેમની વાત સાંભળત નહીં. તેમને ભારે પડી જાય એવું વ્રત સમર્થે પણ તેમને ઉપદેશ્યું નહીં. આ મુશ્કેલ કામ તેમણે બીજા જ એક વર્ગ પાસે કરાવ્યું. એ વર્ગ સમર્થોના ખાસ શિષ્યોનો હતો. . . . મરાઠાઓને એટલે ક્ષત્રિયોને સાચા દિલથી ચાહનારા, કોઈ પણ વર્ણનો દ્વેષ ન કરનારા, કેવળ કાચા સીધાની ભિક્ષા પર ગુજરાન ચલાવનારા અને એવી ભિક્ષા પણ એક ગામમાંથી એકાદબે દિવસને માટે જ લેનારા, વર્ણાશ્રમ ધર્મના જાણકાર, સ્વધર્મનિષ્ઠ, તપોબળને કારણે બીજા સૂર્યના જેવા, લોકસ્થિતિનું બારીક અવલોકન કરનારા, બધાને પ્રિય થનારા અને કોઈને તકલીફ ન આપનારા, સાક્ષાત્ વેદના અવતાર સમા, અને સર્વનું ભલું કરનારા, એવા ચાર પાંચ હજાર સ્ત્રીપુરુષ શિષ્યપ્રશિષ્યો રામદાસ સ્વામીએ બાર બાર વરસ સુધી પોતાની દેખરેખ નીચે તાલીમ આપી તૈયાર કરી જુદા જુદા પ્રાંતોમાં મોકલ્યા. આ જ ચારપાંચ હજાર શિષ્યો તે વખતના અસલ નાખશિખાંત બ્રાહ્મણો હતા. . . . બ્રાહ્મણોની માફક મહારાષ્ટ્રમાં ધર્મનો લોપ થવાથી ક્ષત્રિયોની પણ દુર્દશા થઈ હતી. લગભગ બધા જ મરાઠાઓ મ્લેચ્છોના નોકર બન્યા હતા; અને કેટલાક ખેતી કરીને ગુજરાન ચલાવતા હતા. આ લોકોને રામદાસી બ્રાહ્મણોએ ક્ષાત્રધર્મ સમજાવ્યો. બ્રાહ્મણો તથા ક્ષત્રિઓએ કોઈની નોકરી કરવી નહીં, એવો ઉપદેશ આ રામદાસી બ્રાહ્મણો હિંમતથી કહી શકતા હતા, અને તેથી તેની અસર કેટલાયે યુવાન ક્ષત્રિયો ઉપર સચોટપણે થઈ. જે મરાઠાઓ પેઢી દર યવનોની નોકરી કરતા આવ્યા હતા તેમણે તો પોતાની નોકરીઓ કે મનસબદારીઓ છોડી નહીં; પણ તેમના છોકરાઓના તથા યુવાન સગાસંબંધીઓના મનમાં ક્ષાત્રધર્મનો આ ઉપદેશ વસી ગયો અને તેને અનુરૂપ કર્મ આપણે હવે કરવું જોઈએ એવી ઉત્કંઠા તેમના દિલમાં જાગી. આ ઉત્કંઠા સહ્યાદ્રિ પર આવેલા માવળ વિભાગમાં તથા તળ કોંકણમાં વિશેષે કરીને પ્રગટ થઈ જે ક્ષત્રિયોમાં આ ઉત્કંઠા જાગી તેમાંના લગભગ બધા સ્કંદના ઉપાસકો હતા અને હવે રામોપાસક ઉર્ફે રામદાસ સંપ્રદાયના અનુયાયીઓ બન્યા. આ લોકો જ મહારાષ્ટ્રમાંના નવા સ્વધર્મનિષ્ઠ ક્ષત્રિયો હતા.

"આવી રીતે સ્વધર્મનિષ્ઠ બ્રાહ્મણો તથા ક્ષત્રિયો નિર્માણ થયા તે પછી તેમણે લુપ્ત થયેલો વૈશ્ય વર્ગ નવેસરથી નિર્માણ કર્યો અને ગુજરાતમારવાડમાંથી વાણિયાઓને આણીને તેમને મહારાષ્ટ્રને ગામેગામ વસાવ્યા. શૂદ્ર અતિશૂદ્રો પહેલા હતા તેવા જ આ વખતે પણ રહ્યા.

"આવી રીતે રામદાસસ્વામીએ ચાતુર્વર્ણ્યયુક્ત સમાજરચના ફરી નિર્માણ કરી. રામદાસે સમર્થ સંપ્રદાયની સ્થાપનાથી જે અદ્ભુત કાર્ય પાર પાડયું તે આ. પૂર્વેના શિથિલ થઈ ગયેલા સમાજમાં સ્વધર્મનિષ્ઠ ત્રણ વર્ણ ફરી પેદા થયા એટલે એ સામાજિક ક્રાન્તિનું રાજકીય ક્રાન્તિમાં રૂપાંતર થાય તે સ્વાભાવિક હતું. રામદાસે સામાજિક ક્રાન્તિ કરી તે પછી તરત જ શિવાજીએ રાજકીય ક્રાંતિનો આરંભ કર્યો એ યોગ્ય જ હતું. પહેલી વિના બીજી થાય એ કેવળ અશક્ય હતું. રાષ્ટ્રના બધા ઘટકો ઉર્ફે વર્ગો ઉર્ફે વર્ણો જ્યારે એકબીજાના સહાયક બને છે, ત્યારે જ તેમને હાથે કોઈ મહત્વની રાષ્ટ્રીય કામગીરી પાર પડે છે. ચારેય વર્ણમાં પરસ્પર સહાયક થવાની

ભાવનાવાળા જેટલા લોકો હોય છે તેટલા જ સમાજ અથવા રાષ્ટ્ર નામને લાયક હોય છે, એ વાત આપણે ધ્યાનમાં રાખવી ઘટે."*

ઉપરનો ઉતારો ધ્યાનપૂર્વક વાંચતાં જણાશે કે, આપણી સંસ્કૃતિને આધારે સ્વરાજ્યની ચળવળ કરવી જોઈએ, એમ કહેનારાઓને પણ એક જાતની સામાજિક ક્રાન્તિ કરવાની આવશ્યકતા લાગતી હતી; અને રાજકીય ક્રાન્તિ થાય તે પહેલાં સામાજિક ક્રાન્તિ થવી જોઈએ એ અભિપ્રાયનું રહસ્ય તેઓ બરાબર સમજતા હતા; પણ એ સામાજિક ક્રાન્તિ કયા પાયા ઉપર તથા કયો આદર્શ રાખીને કરવી જોઈએ, એ બાબત તેમનો તત્કાલીન સુધારકો સાથે મતભેદ હતો. ચિપળુણકર, રાનડે અને આગરકરના સામાજિક કે સાંસ્કૃતિક ક્રાન્તિ સંબંધેના વિચારો એકબીજાથી ભિન્ન હતા. દૃષ્ટિનો આ મૂળભૂત ભેદ ધ્યાનમાં લીધા વિના તેમના મતભેદોનો સ્પષ્ટ ખુલાસો થતો નથી. 'આમચ્યા દેશાચી સ્થિતિ' નામની પોતાની લેખમાળામાં ચિપળુણકર કહે છે :

"સોળમા સૈકા પહેલાં આખો યુરોપ ખંડ આપણા દેશની જેમ ગાઢ નિદ્રામાં સૂતેલો પડ્યો હતો. પણ ચીનમાંથી મુદ્રણકલાએ આવીને યુરોપના દેશોમાં પ્રવેશ કર્યો તેની સાથે જ પચાસ સાઠ વરસની અંદર ચોમેર જાગૃતિ અને ચળવળ દેખાવા લાગી. જૂના ગ્રીક તથા લેટિન ગ્રંથોનો ખંડસરમાં અભ્યાસ થવા માંડ્યો અને લાંબા વખતથી ઊંઘમાં પડેલી યુરોપની બુદ્ધિ એકદમ જાગ્રત થઈ. એનું ફળ તે યુરોપમાં સોળમા સૈકામાં થયેલી જગપ્રસિદ્ધ ધર્મક્રાન્તિ. એવી જ રીતે ફ્રાન્સમાં પણ અઢારમા સૈકા સુધી લોકોમાં કોઈ પણ જાતની હિલચાલ જોવામાં આવતી ન હતી અને ગમે તેવી રાજકીય અંધાધૂંધી ચાલતી હતી, તે છતાં આખું રાષ્ટ્ર ગાડરિયા પ્રવાહે ચાલ્યા કરતું હતું. સરકારી અમલદારો ગમે તેવા જુલમો કરતા તે પ્રજા મૂંગે મોઢે સહન કરી લેતી. પણ રૂસો, વૉલ્ટેર વગેરે મોટા મોટા લેખકોએ માતૃભાષામાં લખાણો કરીને લોકોનાં મન ઉશ્કેર્યાં અને તેમને જગાડ્યા એટલે તરત એ સૈકાને અન્તે એવું તોફાન ઊઠ્યું, જેથી એકલું ફ્રાન્સ જ નહીં પણ આખો યુરોપ ખંડ ખળભળી ઊઠ્યો ! જ્ઞાનના પ્રસારનો મહિમા આવો છે ! તેથી આપણા દેશની દીન દશા જોઈને જેમને સાચે સાચ દુઃખ થતું હોય, અને જેઓ એમાંથી તેને ઉગારવાનો પ્રયત્ન કરતા હોય, તેમણે ઉપર જણાવેલા જ્ઞાનાંજનનો પ્રયોગ કરવાનો સંકલ્પ કરવો જોઈએ."

એ જ લેખમાં પહેલાં તેમણે લખ્યું છે :

"માણસની કે રાષ્ટ્રની સુધારણા કરવા માટે પ્રથમ તેની આત્મસ્થિતિનું પૂર્ણ જ્ઞાન તેને થવું આવશ્યક છે. એ જ તેની સુધારણાનો પાયો હોય છે. જેને પોતાની સ્થિતિ કેવી છે, ભવિષ્યમાં કેવી થવાની છે, પોતાનું બળાબળ કેટલું છે વગેરે બાબતોનો બરાબર ખ્યાલ નથી, તેની સ્થિતિ કદી સુધરતી નથી. તેથી આપણા લોકોને પ્રથમ તેમને પોતાને વિષે જ્ઞાન થાય એ જરૂરી છે."*

---

* 'રાજવાડે લેખસંગ્રહ', ભાગ ૩ રા, પૃ. ૧૦૦–૧૧૫

* 'નિબંધમાલા', અંક ૮૩

ઉપરના ઉતારામાં યુરોપમાં થયેલી ત્રણ વિચારક્રાંતિઓનો ઉલ્લેખ છે. (૧) ગ્રીસ અને રોમની પ્રાચીન વિદ્યાઓનું પુનરુજ્જીવન, (૨) માર્ટિન લ્યૂથરે સોળમા સૈકામાં કરેલી ધર્મક્રાંતિ, અને (૩) ફ્રેંચ રાજ્યક્રાંતિ પહેલાં વૉલ્ટેર વગેરેએ કરેલી બુદ્ધિવાદી વિચારક્રાંતિ. એમાં ચિપળુણકર, ટિળક તથા રાજવાડે વગેરેનું વલણ પહેલા પ્રકારની વિચારક્રાંતિ તરફ હતું; ન્યા. રાનડે વગેરેનો ઝોક બીજા પ્રકારની વિચારક્રાંતિ તરફ હતો અને આગરકરનો ઝોક ત્રીજા પ્રકારની વિચારક્રાંતિ તરફ હતો. આમાંના પહેલા પ્રકારના સંશોધકોએ મહારાષ્ટ્રીય તેમ જ ભારતીય સંસ્કૃતિના પુનરુદ્ધાર ઉપર ભાર મૂકીને મહારાષ્ટ્રના સાધુસંતોએ કરેલા કાર્ય તરફ પોતાની દૃષ્ટિથી જોતાં લોકોને શીખવ્યું અને વર્ણાશ્રમ ધર્મની સંસ્થા એ દુનિયામાં સર્વશ્રેષ્ઠ સમાજરચના છે એવું અભિમાન કે સાંસ્કૃતિક અસ્મિતા તેમણે લોકોમાં જાગ્રત કરી. બીજા પંથના ન્યા. રાનડે વગેરેએ જ્ઞાનેશ્વરતુકારામને લ્યૂથર જેવા ધાર્મિક સુધારકો ગણાવ્યા અને આગરકરે વૉલ્ટેરની માફક બુદ્ધિવાદી યુગની સ્થાપના કરવાના ઇરાદાથી 'સુધારક' પત્ર કાઢયું. તેમને આપણા દેશમાં એક સર્વાંગી ક્રાંતિ થતી દેખાતી હતી અને તેનું સ્વરૂપ ફ્રેંચ રાજ્યક્રાંતિ જેવું થવાનું છે, એમ તેઓ વારંવાર જણાવતા હતા.

"ફ્રાન્સના ઉપલા વર્ગના લોકો, ધર્માધિકારીઓ, દરબારી લોકો, અને સરકારી અમલદારો પોતાના મુલકનાં બંધનો વખતસર ચેતીને થોડાક ઢીલાં કરત, તો ૧૭૮૯માં ત્યાં જે જબરદસ્ત રાજ્યક્રાન્તિ થઈ તે કદાચ તેઓ ટાળી શકત, એમ કેટલાક ઇતિહાસકારોનું માનવું છે. પણ યોગ્ય વખતે તેમ કરવાનું તેમણે ઉચિત માન્યું નહીં, તેથી ફ્રાન્સમાં પ્રચંડ દાવાનળ ફાટી નીકળ્યો, અને તેની આગમાં બધા લોકોને દારુણ યાતનાઓ વેઠવી પડી ! આપણા હાલના ધાર્મિક સંઘર્ષની એવી જ સ્થિતિ થવાની છે."

આ વચનો તેમણે સુધારકોના બહિષ્કાર કરનારા સનાતનીઓને ઉદ્દેશીને લખેલાં છે. આપણા સામાન્ય ખેડૂતનું વધતું જતું દારિદ્ય જોઈને આવી જ ચેતવણી આપણા રાજ્યકર્તાઓને પણ તેઓ આપતા હતા, એ ગયા પ્રકરણમાં કરેલા વિવેચન ઉપરથી ધ્યાનમાં આવ્યું હશે. 'ગુરુ ગોવિંદ' મથાળા હેઠળ લખેલા કેસરીના એક લેખમાં વિદ્વાનો અને ધંધાદારીઓ હાલના રાજ્યકર્તાઓનો સામનો કરવાને એક થશે અને આપણે ત્યાં ફ્રેંચ રાજ્યક્રાન્તિની પુનરાવૃત્તિ થશે, એમ આગરકરે કહ્યું છે. આમાં થોડો ફેરફાર કરીને રાજવાડેના શબ્દોમાં કહીએ, તો આ દેશના સદ્બ્રાહ્મણો તથા સદ્વૈશ્યો એક થઈને દેશમાં રાજ્યક્રાન્તિ કરશે એમ આગરકરને લાગતું હતું. અમેરિકા અને ફ્રાન્સમાં જે રાજ્યક્રાન્તિઓ થઈ તે ત્યાંના બ્રાહ્મણો અને વૈશ્યોએ એક થઈને કરી અને તે વ્યક્તિસ્વાતંત્ર્યના ક્રાન્તિકારક તત્ત્વને આધારે કરી હતી. બ્રિટિશો ગમે તેટલા

સુધરેલા હોય તો પણ "હિંદુ (હિંદી) લોકો ધનસંપન્ન અને જ્ઞાનસંપન્ન થશે એટલે અંગ્રેજ લોકો એક દિવસ ઊઠીને પોતાના બિસ્તરા પોટલાં બાંધીને અહીંથી ચાલ્યા જશે એમ કોઈએ માની લેવાનું નથી. રાજ્યશાસ્ત્રના સિદ્ધાન્ત તેમ જ ઇતિહાસના અનુભવ મુજબ હિંદુસ્તાનના લોકોની બુદ્ધિ અને તાકાત દિવસે દિવસે વધતી જશે અને આખરે દેશનાં સંતાનો આ આગંતુકોને હાંકી કાઢશે," એવો તેમનો આ બાબતમાં અભિપ્રાય હતો. ચિપળૂણકર, ટિળક તથા આગરકર એ સાચા અર્થમાં તે વખતના 'સદ્બ્રાહ્મણ' જ હતા, પણ તેમને સાથ આપનારા સત્ક્ષત્રિઓ અને સદ્વૈશ્યો તે વખતે આગળ આવ્યા નહીં, અને હજી પણ આગળ આવતા નથી. હવે હિંદી રાજ્યક્રાન્તિ કરવા માટે ખેડૂતો અને મજૂરો જ આગળ આવશે એવી આશા દેખાવા લાગી છે અને આજના સદ્બ્રાહ્મણોની દૃષ્ટિ તેમના તરફ વળવા માંડી છે! પણ આ વિષય પછીનો છે; અને તેનું સવિસ્તર વિવેચન આ પુસ્તકના છેવટના બે પ્રકરણોમાં કરવામાં આવશે.

ન્યાયમૂર્તિ રાનડેએ મહારાષ્ટ્રના સાધુસંતોના કાર્યની તુલના યુરોપના ધર્મસુધારકોના કાર્ય સાથે કરી છે તે બરાબર નથી, તેમ જ તેમના કાર્યનો આધાર આધુનિક સુધારકોએ ન લેવો જોઈએ, એમ રાજવાડેએ આખો જન્મારો આગ્રહપૂર્વક પ્રતિપાદન કર્યું હતું. રાજવાડેનો એવો મત હતો કે, હિંદુ સંસ્કૃતિ વર્ણાશ્રમ ધર્મના ચોકઠા બહાર કદી પણ ગઈ નથી, અને જે જૈન, બૌદ્ધ અથવા મહાનુભાવ વગેરે સંપ્રદાયોએ તેમ કરવાનો પ્રયત્ન કર્યો તેમને હિંદુ સંસ્કૃતિએ બહિષ્કૃત કર્યા અને તેમનો પરાભવ કર્યો. સાધુસંતોએ પણ આ પરંપરાગત ચોકઠામાં રહીને જ ધર્મસંસ્કરણનું કાર્ય કર્યું હતું અને તે કાર્યનો ઉપયોગ મહાનુભાવ વગેરે 'નાસ્તિક' મતોનો નાશ કરવા માટે જ થયો છે. વર્ણાશ્રમ ધર્મસંસ્થાનું ગુણવર્ણન રાજવાડે નીચે મુજબ કરે છે; "ધર્મ એટલે કાયદો, બધા પ્રકારનો કાયદો,— કુટુંબનો કાયદો, નિત્યકર્મનો કાયદો, ન્યાય તોળવાનો કાયદો, સ્વચ્છતાથી અને નીતિથી વર્તવાનો કાયદો, . . . આવું આ કાયદાનું, ધર્મનું કે ચાતુર્વર્ણ્યનું રાજ્ય, સંસ્થાન અથવા સમાજીકરણ શૌનક ઋષિએ પ્રવર્તિત કર્યું હતું. આને જ ધર્મરાજ્ય કહે છે. રામરાજ્ય નામથી જેનાં ગુણગાન ગવાય છે તે પણ આ જ. સૌરાજ્ય કહે છે તે પણ આ જ." આધુનિક સુધારકોએ ધર્મના મૂર્તિપૂજાદિ કર્મકાંડ ઉપર કરેલા હુમલાઓ તેમને વૈદિક ધર્મ ઉપર બુદ્ધે કરેલા આઘાતો જેવા પરંપરાનો ભંગ કરનારા ભાસતા, તેમ જ જ્ઞાતિભેદનો ઉચ્છેદ કરવાનો તેમનો પ્રયત્ન પણ બુદ્ધના પ્રયત્ન જેવો જ તેમને લાગતો હતો. યુરોપની ધર્મક્રાન્તિ જેવી ધર્મક્રાન્તિ કરવાનો પ્રયત્ન આપણે ત્યાં કોઈએ કર્યો હોય તો તે જૈનોએ

અને બૌદ્ધોએ. પણ તેમનો પ્રયત્ન નિષ્ફળ ગયો હતો. ભાગવતધર્મી સાધુસંતોએ ભૂતદયા, સમતા વગેરે તત્ત્વોનો પુરસ્કાર કર્યો હતો તો પણ તે લોકો બુદ્ધના જેવા નાસ્તિક ન હતા, પરંપરાને તોડનારા ન હતા, તેમ જ વર્ણાશ્રમધર્મના દુશ્મન ન હતા. તેઓ વર્ણાશ્રમધર્મનો ઉદ્ધાર કરવા માગતા હતા, એવો રાજવાડેના કહેવાનો આશય છે. કેવળ ઐતિહાસિક દૃષ્ટિથી જોતાં સાધુસંતોના કાર્ય વિષેનો રાજવાડેનો આ મત રાનડેના મત કરતાં વધારે યથાર્થ છે એમ અમને લાગે છે.

રાનડેની ધર્મસુધારાની તેમ જ સમાજસુધારાની કલ્પના આથી વધારે ઉદાર હોય તો પણ પરંપરાનો ભંગ ન કરાય એવી જે તેમની સહજ વૃત્તિ હતી તે તેમના સુધારાના કાર્યની સાથે વિસંગત દેખાય છે. બુદ્ધ ધર્મ વિષે તેઓ લખે છે: "બુદ્ધધર્મના હુમલામાંથી આપણે વિજયી થઈને બહાર નીકળ્યા છીએ અને તેમ કરતી વખતે તેમાંની સારી વસ્તુઓ અપનાવીને તેના દોષો આપણે ફેંકી દીધા છે." એ ઉપરથી બુદ્ધધર્મની પરંપરા આપણે ચલાવતા નથી એવો તેમનો સ્પષ્ટ અભિપ્રાય દેખાય છે. પણ પ્રાર્થનાસમાજ અને બ્રાહ્મ સમાજ મૂર્તિપૂજા ઉપર હુમલો કરવામાં અને જ્ઞાતિભેદ તોડવામાં બુદ્ધધર્મની પરંપરા નહોતા ચલાવતા? બુદ્ધે મૂર્તિપૂજા પર હુમલો કર્યો નહીં એ ખરું છે, પણ તેનું કારણ તો તેના વખતમાં મૂર્તિપૂજાનું અસ્તિત્વ જ ન હતું એ છે. બુદ્ધે તે વખતના ધર્મના કર્મકાંડ ઉપર છડેચોક હથિયાર ઉગામ્યું હતું. એ તત્કાલીન કર્મકાંડ એટલે યજ્ઞયાગની સંસ્થા. બુદ્ધના કાળમાં જેમ યજ્ઞયાગનો અતિરેક થયો હતો તેવી જ રીતે તેના પછીના કાળમાં મૂર્તિપૂજાનું ધતિંગ જામ્યું હતું.

આ દૃષ્ટિથી વિચાર કરતાં અથવા જાતિભેદના ઉચ્છેદની દૃષ્ટિથી વિચાર કરતાં, પ્રાર્થનાસમાજનું કાર્ય ભાગવતધર્મી સાધુસંતોના કાર્ય કરતાં બૌદ્ધ ધર્મના કાર્યને વધારે મળતું દેખાય છે. પણ પરંપરાનો ભંગ કર્યા વિના જો સુધારો કરવો હોય તો પછી વર્ણાશ્રમધર્મના પાયા ઉપર તે શું કામ ન કરવો, એવો સવાલ ઊઠે છે. પરંતુ સુધારકોમાંથી કોઈનેય જન્મસિદ્ધ ચાતુર્વર્ણ્ય માન્ય થાય એમ ન હતું. બુદ્ધના કાર્ય વિષે નાપસંદગી વ્યક્ત કરવાનું આગરકરને કશું જ કારણ ન હતું. કેવળ જન્મજાત ચાતુર્વર્ણ્ય ન માનવાની દૃષ્ટિથી જ નહીં, પણ અજ્ઞેયવાદની દૃષ્ટિથી પણ આગરકરને બુદ્ધની મહત્તા લાગતી હતી. આપણે ત્યાંના બધા તત્ત્વવેત્તાઓમાં ગૌતમ બુદ્ધ એકલો જ તેમને સૌથી વધારે બુદ્ધિવાદી લાગતો. એનો એવો અર્થ નથી કે બુદ્ધના બધા જ મતો તેમને માન્ય હતા. પણ જો કોઈ પ્રાચીન કાળના સંસ્કૃતિસુધારકનો તેમણે ગૌરવપૂર્વક ઉલ્લેખ કર્યો હોય તો તે ગૌતમ બુદ્ધનો જ કર્યો છે.

હવે સમાજસુધારાની દૃષ્ટિથી ટિળક અને આગરકર વચ્ચે મુખ્ય મતભેદ શો હતો તે તપાસીએ. વ્યક્તિનું સ્વાતંત્ર્ય એ આગરકરના બધા સુધારાઓનો પાયો હતો.

"સમાજનું ક્ષેમ જળવાય અને તે વધારે ને વધારે ઉન્નત થાય તે માટે જેટલાં બંધનો અનિવાર્યપણે આવશ્યક હોય તેટલાંને જ કાયમ રાખીને બાકીની બધી બાબતોમાં હરકોઈ વ્યક્તિ, સ્ત્રી કે પુરુષ, જેટલું સ્વાતંત્ર્ય ભોગવી શકે તેટલું તેને મળવું જોઈએ, એ અર્વાચીન પાશ્ચાત્ય સુધારાનો મુખ્ય સિદ્ધાન્ત છે; અને આ તત્ત્વ જેમને ગળે ઊતર્યું હોય તેમને આપણી સમાજવ્યવસ્થામાં અનેક દોષો દેખાય એ ઉઘાડું છે. આ દોષો તરફ વારંવાર લોકોનું ધ્યાન ખેંચવું, તે દૂર કરવાના ઉપાયો સૂચવવા, અને યુરોપિયન સુધારણામાં અનુકરણ કરવા જેવું શું છે તે ફરી ફરી લોકોને બતાવવું, એટલા માટે આ 'સુધારક' પત્ર કાઢયું છે."

આ રીતે તેમણે પોતાના પત્રની નીતિનું વર્ણન કર્યું છે. જન્મસિદ્ધ ચાતુર્વર્ણ્ય-પદ્ધતિ વ્યક્તિસ્વાતંત્ર્યના સિદ્ધાન્તની વિરોધી હોવાથી તેમને તે પસંદ ન હતી. આપણા સમાજમાં માણસને જીવનની ઘણીખરી મહત્ત્વની બાબતોમાં સ્વાતંત્ર્ય ભોગવવાનું મળતું નથી અને તેને સમાજની ગુલામીમાં રહેવું પડે છે. ધાર્મિક તેમ જ સામાજિક આચાર હજારો વર્ષથી ચાલતી આવેલી રૂઢિઓને રૂપે તેને જડ શૃંખલાઓની જેમ જકડી રાખે છે; સ્ત્રીપુરુષોનાં લગ્ન બાળપણમાં થતાં હોવાથી એ બાબતમાં પણ તે સ્વતંત્ર નથી; આની સાથે ચાતુર્વર્ણ્ય જન્મ-સિદ્ધ હોય તો ગુજરાનની કે ધંધાની બાબતમાં પણ તેને સ્વાતંત્ર્ય મળતું નથી. તાત્પર્ય એ કે, વિચારસ્વાતંત્ર્ય, વિવાહસ્વાતંત્ર્ય તેમ જ વ્યવસાય-સ્વાતંત્ર્ય એ ત્રણે બાબતોમાં હિન્દુ સંસ્કૃતિની વ્યવસ્થામાં રહેતી વ્યક્તિ ચારે તરફથી જકડાયેલી હોય છે. વિચાર, વિવાહ અને વ્યવસાયની બાબતમાં વ્યક્તિને સ્વતંત્રતા મળે નહીં ત્યાં સુધી તેનો વિકાસ થતો નથી અને તેને સુખ મળતું નથી એ જેટલું સાચું છે, તેટલું જ એ પણ સાચું છે કે, તે સ્વતંત્રતા વિના સમાજની ઉન્નતિ થતી નથી તેમ જ તે પ્રગતિશીલ રહેતો નથી; એવો આગરકરનો મત હતો. મનુષ્યના જીવનના ત્રણ પ્રમુખ પુરુષાર્થો તે ધર્મ, અર્થ અને કામ છે. આ ત્રણની બાબતમાં જે સમાજની બધી વ્યક્તિઓ કેવળ પરંપરાગત રૂઢિનું જ અવલંબન કરે છે તે સમાજ પ્રગતિશીલ થઈ શકે નહીં. એ સમાજની હરકોઈ વ્યક્તિ દરેક મહત્ત્વની બાબતમાં પોતાના પુરુષાર્થ કરતાં ભૂતકાલીન પેઢી તરફ જોતી રહેવાની અને તેની દૃષ્ટિ આગળ નહીં પણ પાછળ રહેવાની. તેથી જન્મસિદ્ધ ચાતુર્વર્ણ્ય એ સમાજનું સ્થિતિતત્ત્વ છે એમ તેઓ કહેતા. સમાજની પરંપરાગત સ્થિતિ કાયમ રાખવાનું સામર્થ્ય તેનામાં ગમે તેટલું હોય તો પણ સમાજની પ્રગતિની દૃષ્ટિએ તે સાવ નકામું છે. એટલે એ બાબતમાં આપણે પાશ્ચાત્ય સમાજનું

અનુકરણ કરવું પડશે અને જન્મસિદ્ધ ચાતુર્વર્ણ્યની વ્યવસ્થાનો ત્યાગ કરવો પડશે, એમ બીજા સુધારકોની જેમ તે પણ માનતા હતા.

લોકમાન્ય ટિળકનો આ વિષયમાં ચોક્કસ મત શો હતો તે સમજાતું નથી. રાનડેની ટીકા કરતાં તેઓ કહે છે:

"વર્ણવ્યવસ્થામાં દરેક માણસના ધંધા અથવા વ્યવસાય પર તેની ઇચ્છા ઉપરાંત બીજા કેટલાક કારણોની અસર પહોંચે છે; પણ યુરોપમાં ગમે તે માણસને ગમે તે ધંધો કરવાની છૂટ હોય છે તેથી કરીને પરસ્પર ચડસાચડસી થાય છે અને પરિણામે ખાસ લાયકાતવાળા લોકો આગળ વધે છે અને બાકીનાને પેટ પૂરતું મેળવવાના સાંસા પડે છે, એમ હવે ત્યાં સર્વત્ર જોવામાં આવે છે. સારાંશ, કોઈ પણ સમાજરચના પૂરેપૂરી નિર્દોષ હોઈ શકતી નથી, એ વાત હવે ઘણા લોકોના ધ્યાનમાં આવી ચૂકી છે. 'चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः' એ હિંદુ સમાજવ્યવસ્થાનો પાયો છે; અને ખાસ કરારથી બંધાયેલી ન હોય તે સિવાય પોતાની મરજીમાં આવે તેમ વર્તવાને દરેક વ્યક્તિને છૂટ છે, એ પાશ્ચાત્ય રાષ્ટ્રોની સમાજરચનાનું મુખ્ય તત્ત્વ છે. હવે રા. બ. રાનડે જેવા કેટલાક સદ્‌ગૃહસ્થોનું એમ કહેવું છે કે, આપણા સમાજની ઇમારત તેના અસલ પાયા ઉપરથી ઊંચકીને આ બીજા પાયા ઉપર ગોઠવવી જોઈએ; નહીં તો ઓગણીસમી સદીના જીવનકલહમાં આપણે નભી શકશું નહીં! અમને આ તર્કસંગત લાગતું નથી. યુરોપનાં રાષ્ટ્રોની સમાજરચના ભિન્ન તત્ત્વોને આધારે થઈ હોય તો પણ તેમાંથી ખરાબ પરિણામો આવતા નથી એમ કહી શકાય નહીં. હરીફાઈના તત્ત્વને આધારે રચાયેલા સમાજમાં સંપત્તિની સરખી વહેંચણી થતી નથી અને થોડાક અત્યંત શ્રીમંત અને બાકીના બધા અત્યંત ગરીબ બને એવી સ્થિતિ નિર્માણ થાય છે; અને વિવાહસંસ્કારને કરારનું સ્વરૂપ મળેલું હોવાથી વિધવાઓને બદલે કુમારિકાઓની સંખ્યા વધે છે અને તેથી સંખ્યાબંધ સ્ત્રીઓ ગૃહસ્થાશ્રમના સુખથી વંચિત રહે છે. આ બે દાખલાઓ ઉપરથી અમુક એક તત્ત્વને આધારે સમાજની રચના થાય તો તે રાષ્ટ્ર સુખી થાય, એમ કહેવું કેટલું ભૂલ ભરેલું છે તે ધ્યાનમાં આવશે હિંદુ સમાજના સ્વરૂપમાં કે તેની રચનામાં ફેરફાર કરવાની જરૂર નથી અથવા કોઈ ફેરફાર થવાનો નથી એમ અમારું કહેવું નથી. પ્રાચ્ય અને પાશ્ચાત્ય, આધ્યાત્મિક અને આધિભૌતિક અથવા વર્ણવ્યવસ્થાંકિત અને યદૃચ્છાચારપ્રવર્તક એવી નવી જૂની સંસ્કૃતિઓનો સંયોગ થવાથી જૂની સમાજરચનાનાં તત્ત્વોમાં થોડોઘણો ફેરફાર થવો જરૂરનો છે અને તે થશે, એ વાત સૌ કોઈ કબૂલ કરશે, એમાં શંકા નથી. જે વાદ છે તે એટલો જ છે કે, ઉપર જે બે સમાજવ્યવસ્થાઓ ગણાવી છે તેમાંની એકનો સદંતર નાશ કરીને તેની જગ્યાએ બીજીની સ્થાપના કરવી કે જૂની વ્યવસ્થામાં જ યોગ્ય જણાય તેવા ફેરફારો કરી લેવા અને તેનું પુનરુજ્જીવન કરવું? યુરોપની સમાજરચનાનું તત્ત્વ આપણે સર્વાંશે લેવાનો પ્રયત્ન કરીએ તો આપણો પ્રયત્ન સફળ થાય એવી ઝાઝી આશા રાખી શકાય નહીં. વર્ણવ્યવસ્થાને લીધે જ હજારો વરસ સુધી આપણે આપણું સ્વત્વ ટકાવી રાખીને હમેશ સ્વતંત્ર નહીં તો પણ જીવતા રહી શક્યા છીએ. આ સ્વત્વનો એક વાર ત્યાગ કરીશું, એટલે આપણી પાસે જે કંઈ છે તે પણ આપણે ખોઈ બેસશું; એટલું જ

નહીં પણ 'इदं च नास्ति' અને 'परं च न लभ्यते' એવી આપણી સ્થિતિ થશે અને ઈસપનીતિના રોટલાનો કકડો મોંમાં પકડી જનાર કૂતરાના જેવી આપણી હાલત થશે અને આપણને પેટિયું મળવાનું પણ મુશ્કેલ થશે. સુધારો અમને જોઈતો નથી એમ નથી, પણ સુધારા સુધારામાં ફેર છે એ ઉપરના વિવેચન ઉપરથી વાચકના ધ્યાનમાં આવશે."+

ઉપરની દલીલમાં આપણી પરંપરાગત વર્ણવ્યવસ્થાનું સમર્થન અને પાશ્ચાત્ય વ્યક્તિવાદી સમાજરચનામાં રહેલા દોષોનું દર્શન એ બન્ને વસ્તુઓ એકત્ર ભેગી કરીને આખું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. બીજું, આપણી પરંપરાગત જન્મસિદ્ધ વર્ણવ્યવસ્થા હજી કાયમ છે એમ માની લેવામાં આવ્યું છે. સાચું જોતાં વર્ણવ્યવસ્થા તેમ જ આનુવંશિક વ્યવસાયપદ્ધતિ લુપ્ત થયાને તે વખતે પણ ઘણો કાળ વીતી ગયો હતો. તેની ફરી સ્થાપના કરવાનું ઉપરનો લેખ લખાયો ત્યારે શક્ય ન હતું. ૧૮૯૩માં શ્રીમતી ઍની બેઝંટ હિન્દુસ્તાનમાં આવ્યાં ત્યારે તેમણે પૂનામાં એક ભાષણ આપી તેમાં ભારતીય અને પાશ્ચાત્ય સમાજરચનાની સરખામણી કરતાં વર્ણવ્યવસ્થાવાળી ભારતીય સમાજરચના શ્રેષ્ઠ છે અને પાશ્ચાત્ય સમાજમાં હરીફાઈના તત્ત્વને લીધે અતિ શ્રીમંત અને અતિ દરિદ્રી એવા બે વર્ગો પડે છે તેથી તે સમાજરચના વર્ણવ્યવસ્થા કરતાં ઊતરતી છે એવું પ્રતિપાદન કર્યું હતું. તે બાબતમાં આગરકર લખે છે:

"હિન્દુસ્તાનનાં જે જે મોટાં શહેરોમાં મિસિસ ઍની બેઝંટનાં ભાષણો થયાં, તે તે સ્થળે પોતાને ધર્માભિમાની કહેવડાવનારા લોકોને એમ થઈ ગયું છે કે, આ અસામાન્ય બાઈને માટે જાણે શું કરીએ ને શું રહેવા દઈએ! અને એમાં કશી નવાઈ નથી. પોતાના દેશની અને પોતાના પૂર્વજોની સ્તુતિ કોને ગમતી નથી? . . . હવે હિન્દુસ્તાન આખી દુનિયાને દોરવણી આપશે, એમ મિસિસ બેઝંટનું કહેવું છે તે કેટલે દરજ્જે યથાર્થ કે અયથાર્થ છે એની ચર્ચામાં હાલ તુરત અમે પડવા માગતા નથી. . . અતિ પ્રાચીન કાળમાં હિન્દુસ્તાનનો ધર્મ, વિચાર અને તેની સમાજ-રચના તદ્દન પૂર્ણાવસ્થાએ પહોંચ્યાં હતાં, તેમાં સુધારો કરવાને તલપૂર જગ્યા રહી ન હતી અને બધા દેશો તેનું અનુકરણ કરતા થાય તો તેમાં આખી દુનિયાનો તરણોપાય છે, એમ નિર્વિવાદપણે સિદ્ધ થાય એમ અમને લાગતું નથી, તો પણ આપણા પ્રાચીન કાળના ધર્મવિચારો તથા આપણી પ્રાચીન સમાજરચના અને આજનું આપણું ધર્માચરણ અને આપણી સામાજિક સ્થિતિ એમાં આસમાન જમીનનો ફેર છે; એ વાતનો કોઈથી ઇન્કાર થઈ શકે તેમ નથી. દાખલા તરીકે, આપણી વર્ણસંસ્થા લઈએ તો, એક વિશિષ્ટ વર્ગ ઐહિક વૈભવ પ્રાપ્ત કરવાની પંચાતમાં ન પડતાં પોતાનો બધો સમય અધ્યયન અને અધ્યાપનમાં ગાળે, બીજો વર્ગ ક્ષાત્રધર્મ સ્વીકારે, ત્રીજો વર્ગ ધનપ્રાપ્તિ પર મંડ્યો રહે અને ચોથો નોકરીચાકરી કરીને જીવે, એવી

+ 'લો. ટિળકાંચે કેસરીંતીલ લેખ'. — ભાગ ૪, પૃ. ૧૮૮–૧૯૦.

વ્યવસ્થા નૈસર્ગિક છે અને બીજા દેશોમાં પણ તત્ત્વતઃ તેવી જ વ્યવસ્થા આજે અસ્તિત્વમાં છે, આવું પ્રતિપાદન કરનારી, વર્ણસંસ્થાની હિમાયત કરનારી આ બાઈને આ ચાર વર્ણોમાં જે અસંખ્ય પેટા ભેદો પડ્યા છે તે બિલકુલ માન્ય નથી, એ વાત ધ્યાનમાં રાખવી ઘટે છે. એ પેટા ભેદોનો નાશ કરવો જોઈએ એવો તેનો મત છે. આપણા લોકો એમ કરવા તૈયાર છે ખરા? જો તૈયાર હોય તો હિન્દુ આચાર-વિચારોની હિમાયત કરનારી આ વિદુષીનો આપણા પર અપાર ઉપકાર થયો છે એમ અમે અતિ આનંદથી કબૂલ કરીશું. તે જ પ્રમાણે આજે જે લોકો બ્રાહ્મણ વર્ણના ગણાય છે તેમને એ નામ ધારણ કરવાનો હક તો જ મળે, જો તેઓ પોતાનો બધો સમય કેવળ આધ્યાત્મિક ચિંતનમાં ગાળે; પણ ભાષણકર્ત્રીના ઉપદેશ મુજબ બધો આધિભૌતિક વૈભવ કેવળ અનર્થનું ઘર છે એમ માનીને ધનાર્જનની અને ઐહિક ઉન્નતિની બધી કડાકૂટ છોડી દઈને તે લોકો જો આધ્યાત્મિક ઉન્નતિને અર્થે જ પોતાની બુદ્ધિનો ઉપયોગ કરવા તૈયાર ન હોય તો તેઓ પોતાની જાતને બ્રાહ્મણ નામે ઓળખાવીને નકામી બડાશો મારે, અને તાલીઓના ગડગડાટથી વ્યાખ્યાત્રીને અભિનંદન આપે એમાં કશો અર્થ છે ખરો? ટૂંકમાં, અતિ પ્રાચીન કાળમાં આપણા ધર્મ વિચારો અને આપણી સમાજવ્યવસ્થા ગમે તેટલાં સ્પૃહણીય હોય અને ભવિષ્યકાળમાં આપણે આખા જગતને દોરવણી આપવાના છીએ તે વાત સાચી હોય, તો પણ વર્તમાન કાળમાં તો આપણી સ્થિતિ દરેક રીતે અવનત થયેલી છે એ વાત નિર્વિવાદ છે; અને આસપાસ ચાલી રહેલા જીવનાર્થ કલહમાં આપણે આગળ વધવું હોય અથવા મિસિસ બેઝંટ કહે છે તેમ, આખા જગતને આધ્યાત્મિક ચિંતનનો બોધપાઠ આપવો હોય, તો આપણે પ્રથમ આપણી જાતને સુધારવાનું કામ હાથ ધરવું જોઈએ, એમાં મતભેદને જરાય અવકાશ નથી. કેવળ આપણા બાપદાદા આવા હતા અને તેવા હતા એમ કહી બડાશ હાંકવાથી આપણી સુધારણા થવાની નથી. તે થાય તે માટે આપણે આપણો જીવનક્રમ બદલવો જોઈએ; પણ આપણી મૂળ ખામી અહીં છે . . .
એક વખત એવો હતો કે પૂર્વ દિશા જ્ઞાનસૂર્યના ઉદયને કારણે તેજથી પ્રકાશતી હતી અને પશ્ચિમ દિશા અજ્ઞાનાંધકારથી છવાયેલી હતી; પણ આજે જ્યારે એ સ્થિતિ ઊલટી થઈ છે અને પૂર્વ દિશા અંધારામાં અથડાઈ રહી છે ત્યારે અસ્ત પામેલા જ્ઞાનસૂર્યની પ્રભાના કેવળ સ્મરણથી આપણો વહેવાર શી રીતે વ્યવસ્થિતપણે ચાલવાનો હતો?"

ટૂંકમાં, જે વર્ણવ્યવસ્થાને આપણે આપણી આધારભૂત પાયાની સંસ્થા માનતા આવ્યા હતા તેને તો આપણે ક્યારની છોડી દીધી હતી, તો પછી વ્યક્તિવાદી સમાજરચના તરફ આપણે જઈ રહ્યા નથી એમ કહેવામાં શો સાર છે? આ પ્રશ્ન વિષે આગળ જતાં શકે ૧૮૪૪માં એટલે સને ૧૯૨૩માં પ્રસિદ્ધ થયેલા 'રાધામાધવવિલાસચંપૂ'ની પ્રસ્તાવનામાં રાજવાડે કહે છે:

"વર્ણોનું અને ન્યાતિઓનું સમાજરચનામાં જે કાર્ય હતું તે ઘણુંખરું પાર પડ્યું છે એથી વધારે ઊંચી કક્ષાની સમાજરચનાનો કાળ હવે પછી આવશે એવો ચોક્કસ અંદાજ થઈ શકે છે. ચાતુર્વર્ણ્ય અને ન્યાતિ અનાદિસિદ્ધ નથી. ચાતુર્વર્ણ્ય

પ્રથમ ઉત્તર કુરુ પ્રદેશમાં અસ્તિત્વમાં આવ્યું અને બૌદ્ધ યુગમાં તેનું ન્યાતિસંસ્થામાં રૂપાંતર થયું. બધા જ વર્ણોનો આજે એક શબલ વર્ણ થઈ ગયેલો હોવાથી વર્ણભેદનું હવે કારણ રહ્યું નથી. અને લગભગ બધી જ ન્યાતિઓ એકબીજાના ધંધાની મર્યાદાનું ઉલ્લંઘન ગયા હજાર વર્ષથી કરતી આવી છે. તેથી કાતકરી, ભીલ વગેરે રાનીપરજના લોકો બાદ કરતાં ન્યાતિભેદનું મહત્ત્વ વૃત્તિદૃષ્ટિથી એટલે કે ગુજરાન ચલાવવાના ધંધાની દૃષ્ટિથી હવે રહ્યું નથી. પરંતુ પેઢીજાત એટલે પેઢી દર પેઢી ઊતરી આવતા આનુવંશિક ગુણોની દૃષ્ટિથી ન્યાતિસંસ્થાને એકાએક અથવા ઉતાવળ કરીને તોડવી ઇષ્ટ એટલે રાષ્ટ્રહિતપોષક નહીં થાય."

તાત્પર્ય, માનવવંશોનું મિશ્રણ અને આનુવંશિક વૃત્તિનું ઉલ્લંઘન એ બન્ને ઘટનાઓ ધ્યાનમાં લેતાં ચાતુર્વર્ણ્યસંસ્થા આજે ટકી શકે તેમ નથી, એટલું જ નહીં, પણ હવે એથી પણ ચડિયાતી સમાજરચનાનો કાળ આવી રહ્યો છે, એમ રાજવાડેને પોતાની જિંદગીના આખરના દિવસોમાં દેખાવા માંડયું હતું એવો તેમના ઉપરના વિવેચનનો અમે ટૂંકમાં અર્થ કરીએ છીએ; એટલે પછી ન્યાતિસંસ્થાનો ઉતાવળથી નાશ કરવો નહીં, એ તેમણે કરેલા ઉપદેશમાં કોઈ ખાસ અર્થ રહેતો નથી. લોકમાન્ય ટિળકે પણ પોતાના જીવનના આખરના દિવસોમાં જન્મસિદ્ધ ચાતુર્વર્ણ્ય માનવું એ લોકશાહીના યુગને અનુરૂપ નથી, તેમ જ બધી ન્યાતિઓના લોકોએ સ્વરાજ્યના કામમાં પડવું જોઈએ અને ન્યાતિભેદ જન્મસિદ્ધ ન માનતાં ગુણકર્માનુસાર માનવો એ જ ઉચિત છે એવા ઉદ્ગાર કાઢયા છે.

"આલ જમાનામાં વેપારની દૃષ્ટિએ, ખેતીની દૃષ્ટિએ, ધંધાની દૃષ્ટિએ, લશ્કરી દૃષ્ટિએ તેમ જ રાજકીય કે આર્થિક દૃષ્ટિએ દેશહિતના જુદા જુદા પ્રકાર હોઈ શકે છે એ ખરું છે; પણ તેથી દેશહિતના એ ભિન્ન ભિન્ન પ્રકારો સાધવાને માટે લોકોના ન્યાતવાર ભાગલા પાડવા જોઈએ,એમ સિદ્ધ થતું નથી. અધિકાર પર નિયુક્ત થયેલો માણસ તે તે વિષયમાં નિષ્ણાત હોય એટલે થયું, પછી તે ન્યાતે બ્રાહ્મણ છે કે બ્રાહ્મણેતર છે, જૈન છે કે લિંગાયત છે, એ જોવાની જરૂર નથી હાલ ઉદય પામી રહેલી લોકશાહીમાં આપણે જે કંઈ શીખવાનું છે તે આ છે. પછી નોકરશાહી અથવા તેના અનુયાયીઓ તે માટે આપણી નિંદા કરે અથવા સ્તુતિ કરે, તેની આપણે લગીરે પરવા રાખવી ન જોઈએ. સમરાંગણ પર તરવાર ચલાવનારો જે કોઈ હોય તેની જેમ ક્ષત્રિય અથવા મરાઠામાં ગણના થાય, તેમ જ આજને આણીને પ્રસંગે ખપી ગયેલો કે ઉપયોગી થનારો માણસ બ્રાહ્મણેતર હોય તો પણ તેને બ્રાહ્મણ માનવો જોઈએ. ન્યાતિભેદને જન્મસિદ્ધ ન માનતાં ગુણકર્મસિદ્ધ માનવાની અહીંથી જ શરૂઆત થાય છે અને થવી જોઈએ. આપણા હિન્દુ ધર્મગ્રંથોમાં જ નહીં, પણ સુત્તનિપાતમાં પણ કહ્યું છે કે,

" न जच्चा वसलो होति । न जच्चा होति ब्राह्मणो ।
कम्मणा वसलो होति । कम्मणा होति ब्राह्मणो ॥ "

એટલા માટે કયા કામ વિના ચાલી શકે તેમ નથી તે જોઈને તે પાર પાડવા માટે બધાએ જ બ્રાહ્મણ કે બ્રાહ્મણેતર થવું જોઈએ." ×

આવી રીતે ન્યાતિને કારણે કોઈ વૃષલ કે બ્રાહ્મણ બનતો નથી, પણ કર્મથી વૃષલ કે બ્રાહ્મણ બને છે, એ સિદ્ધાન્ત આખરે બૌદ્ધ ગ્રંથને આધારે હિન્દુ સમાજ આગળ રજૂ કરવાનો પ્રસંગ લોકમાન્ય ઉપર આવ્યો હતો! આપણું સ્વરાજ્ય લોકશાહીના સ્વરૂપનું હશે; અને ન્યાતિભેદ કાયમ રહેશે તો ન્યાતિવિશિષ્ટ પ્રાતિનિધિક પદ્ધતિ દાખલ થશે અને તેથી લોકશાહીનો સર્વાંશે નાશ થઈ જશે એમ જોઈને લોકમાન્યે ઉપરના ઉદ્ગાર કાઢ્યા હતા. તેમ છતાં સ્વરાજ્ય માટે વર્ણસંકરની આવશ્યકતા નથી એવું પ્રતિપાદન તેમણે કર્યું છે. તેઓ આ લેખની શરૂઆતમાં કહે છે:

"હિન્દુ સમાજની રચના વર્ણવ્યવસ્થાના પાયા ઉપર થયેલી છે અને તેમાં આધુનિક જમાનાની દૃષ્ટિથી બીજા ગમે તે દોષ હોય તો પણ પોતપોતાના ગુણકર્મ પૂરતો દરેક વર્ણ સ્વતંત્ર છે અને તેથી દરેક વર્ણની સમૃદ્ધિ અને વિકાસનો આધાર તે તે વર્ણના લોકોની હિંમત અને ઉદ્યમ ઉપર રહે છે, બીજો વર્ણ તેમાં દખલ કરી શકતો નથી. આ હિન્દુ સમાજની ખાસિયત છે એ ભુલાવું ન જોઈએ. કાળે કરીને એવી સ્થિતિ આવે કે, આ વર્ણવ્યવસ્થા તૂટી જાય અને આખો સમાજ પશ્ચિમના સમાજની જેમ ધર્મને બદલે કરારના પાયા ઉપર નવેસર રચાય. એ સ્થિતિ સર્વથા ઇષ્ટ છે કે નથી તે વિષે બોલ્શેવિકોના ઉદયને લીધે હવે કંઈક શંકા થવા માંડી છે. એ ગમે તેમ હો, આપણો એ પ્રસ્તુત પ્રશ્ન નથી."

"શિવાજી મહારાજે જ્યારે સ્વરાજ્યસ્થાપના કરી ત્યારે તે કંઈ વર્ણસંકર કરીને કરી ન હતી અને આજે આપણે અંગ્રેજી સામ્રાજ્યની અંદર રહીને જે સ્વરાજ્યની સ્થાપના કરવા માગીએ છીએ તે સ્વરાજ્ય મેળવવાને માટે વર્ણસંકર થાય. તેની રાહ જોઈને બેસવાની જરૂર નથી. . . . પશ્ચિમની દૃષ્ટિથી ન્યાય્ય ગણાતી હોય તો પણ, જેની પાછળ હજારો વર્ષોની પરંપરા છે એવા પૂર્વના સમાજમાં આ નવી વસ્તુઓ રૂઢ થવાને બીજું કંઈ નહીં તોય ખૂબ લાંબો કાળ જાય એટલું તો જરૂરનું છે જ."

તાત્પર્ય, ભવિષ્યમાં વર્ણસંકર થવાનો સંભવ હોય તો પણ સ્વરાજ્ય પ્રાપ્તિને માટે તેની આવશ્યકતા નથી, એ બતાવવા પૂરતી જ આ દલીલ છે. તે જ પ્રમાણે સમાજ વ્યક્તિસ્વાતંત્ર્યની વિચારસરણી તરફ જાય તો પણ આગળ જતાં તેમાંથી બોલ્શેવિઝમ થવાનો સંભવ રહે છે, એટલે એ પણ ઇષ્ટ છે કે નહીં એ વિષે શંકા છે, એવું પ્રતિપાદન અહીં કરવામાં આવેલું છે. અગાઉ ૧૮૯૬માં પશ્ચિમના સમાજમાં અતિ શ્રીમંત અને અતિ ગરીબ એવા બે વર્ગો પડે છે તેથી તે સમાજરચના પણ ઇષ્ટ નથી એમ લોકમાન્યે કહ્યું હતું, તેના જેવું જ ઉપરનું પ્રતિપાદન છે.

× 'લો. ટિળકાંચે કેસરીંતીલ લેખ', ભાગ ૩, પૃ. ૪૫૩–૫૮.

પણ ચાતુર્વર્ણ્ય જન્મસિદ્ધ હોવું જોઈએ કે ગુણકર્મસિદ્ધ હોવું જોઈએ, એ વાદ અને શ્રીમંત અને ગરીબનો વર્ગભેદ શી રીતે નાબૂદ કરવો, એ વાદ એ બન્નેને ભેળવી દેવાથી કશો અર્થ સરતો નથી. ચાતુર્વણ્ય જન્મસિદ્ધ હોય તો પણ ઉત્પાદનની જૂની પદ્ધતિ છોડી દઈને નવી કારખાનદારી પદ્ધતિ સ્વીકારવામાં આવે, તો શ્રીમંત અને ગરીબ વચ્ચેનું અંતર વધતું જાય છે, અને એક બાજુએ સંખ્યાબંધ લોકો દારિદ્ર્ય અને બેકારીમાં સબડતા હોય અને બીજી બાજુએ મુઠ્ઠીભર લોકો મોજમજામાં અને ઐશઆરામમાં જિંદગી પસાર કરતા હોય એવું બને છે. ઔદ્યોગિક ક્રાન્તિને પરિણામે સમાજની આવી સ્થિતિ થાય છે; અને તેને જો ટાળવી હોય, તો એક તો, નવા ધનોત્પાદનનાં સાધનો લેવાં ન જોઈએ, એટલે કે મોટાં મોટાં કારખાનાં ન કાઢવાં જોઈએ; અથવા કાઢીએ તો એમને વ્યક્તિની માલિકીનાં ન થવા દેતાં સમાજની માલિકીનાં રાખવાં જોઈએ. ચાતુર્વર્ણ્ય જન્મસિદ્ધ હોવું જોઈએ કે નહીં, એ સવાલ સાથે આ બીજા સવાલનો ઝાઝો સંબંધ નથી, કારણ બાપનો જ ધંધો દીકરો કરે એમ કહીએ તોય યાંત્રિક કારખાનાં નિર્માણ થાય એટલે આર્થિક વિષમતા તથા સામાન્ય જનતાનાં દારિદ્ર્ય અને બેકારીમાં વધારો જરૂર થતો જવાનો. બીજું, જે જમાનામાં ધનોત્પાદનની પદ્ધતિમાં નિત્ય નવી શોધો થાય છે અને નવી કળાઓ ઉદય પામે છે તેમ જ જૂના ધંધાઓ તથા કળાઓ મરી જતાં જોવામાં આવે છે, ત્યારે આનુવંશિક ધંધો કરીને પેટ પણ શી રીતે ભરાય? અને પેટ ન ભરાય તો સમાજ ટકે કેવી રીતે? અગાઉ જે માલ પેદા કરીને સમાજને પૂરો પાડવા માટે સો માણસોની જરૂર પડતી તે જ માલ આજે દસ માણસોની મહેનતથી પેદા થાય છે અને એ દસમાંથી નવ ગુલામ બને છે અને દસમો તેમનો શેઠ બને છે, અને તેમને પેટિયું આપીને બાકી રહેતો બધો નફો એકલો ખાઈ જાય છે. નવ જણા તેના ગુલામ કે જાનવર બને છે અને અગાઉના સો માણસોમાંથી નેવું માણસો બેકાર થઈ ઘરબાર વિના રઝળે છે. આ રઝળતા બેકારોનું ધારણપોષણ જન્મસિદ્ધ ચાતુર્વર્ણ્ય કરી શકતું નથી અને ગુણકર્મસિદ્ધ ચાતુર્વર્ણ્ય ને જાતિભેદ પણ કરી શકતાં નથી. બ્રાહ્મણથી માંડીને ચમાર સુધીની બધી ન્યાતો અંદર અંદર લગ્ન કરે કે ન કરે, તેથી નેવું જણની બેકારી, નવની ગુલામી અને એકની શ્રીમંતાઈ અને શેઠાઈ નાબૂદ થઈ શકતી નથી. આ નવા પ્રશ્નો નવી ધનોત્પાદનની પદ્ધતિને કારણે ઊઠે છે અને તેમને ટાળવા હોય તો આધુનિક ધનોત્પાદનનાં સાધનો વસાવવાં ન જોઈએ. તેમ છતાં આ સાધનો ન લઈએ તો પણ જે ચાતુર્વર્ણ્ય સમાજમાં તે વખતે રહેશે તે જન્મસિદ્ધ હોવું જોઈએ કે ગુણકર્મસિદ્ધ, એ સવાલ રહેવાનો જ. એટલા માટે આ બે

સવાલોને ભેળવી ન દેતાં બન્નેનો ઉકેલ એકબીજાથી સ્વતંત્રપણે આણવો જોઈએ.

ચાતુર્વર્ણ્યની બાબતમાં યુરોપિયન સમાજની અને આપણા સમાજની તુલના કરતાં આગરકર લખે છે :

"જે કોઈ આ પ્રશ્નનો તટસ્થપણે વિચાર કરશે તેને એમ જણાશે કે, હરકોઈ સમાજની વિશિષ્ટ સ્થિતિમાં, આપણા દેશની વર્ણવ્યવસ્થા કે ન્યાતિવ્યવસ્થાને ધોરણે સમાજની વહેંચણી થયા વિના રહેતી નથી એક પ્રજા બીજી પ્રજાને જીતી લઈને તેને અમુક ધંધા કરવાની ફરજ પાડે તેને પરિણામે અથવા લડાઈ થવાથી જેતાઓ અને જિત એવા ભેદો પેદા ન થતાં, શુદ્ધ શ્રમવિભાગને પરિણામે સ્વાભાવિકપણે પેદા થતા વ્યવસાયભિન્નત્વને પરિણામે જાતિભેદ ઘણું કરીને પેદા થાય છે. જેને આપણે સુધરેલી કહીએ છીએ એવી ગમે તે જૂની કે નવી પ્રજા લો, તેમાં આ જાતિભેદનું અસ્તિત્વ એક કે બીજે રૂપે જણાયા વિના રહેશે નહીં. વિશેષ કારણોને લઈને ક્યાંક તે સાવ ક્ષીણ કે હળવો હશે તો ક્યાંક અત્યંત કડક જુલમી હશે. પણ દરેક સુધરેલા દેશમાં ઓછેવત્તે અંશે તે જણાયા વિના રહેતો નથી. પોતાની ન્યાતિની ભારે ગર્વથી બડાશ હાંકનારા અને આપણા દેશના અદ્વિતીય ન્યાતિભેદની ઠેકડી કરનારા મિ. લીવોર્નર જેવા લોકોના દેશમાં પણ ટ્રેડ ગિલ્ડ્ઝ અથવા ક્રેફ્ટ ગિલ્ડ્ઝને નામે ઓળખાતા ગિલ્ડો આપણી જાતિઓ કે ન્યાતો જેવા જ ચોખ્ખેચોખ્ખા જુદા જુદા વર્ગો નથી કે ?

"જે ધંધામાં જે જન્મ્યો હોય તેણે જ તે ધંધો કરવો, બીજાઓએ તેમાં પડવું નહીં, એ બાબત ઇંગ્લન્ડના દરેક મુખ્ય ધંધાના જૂના લોકોનો કેટલો આગ્રહ હતો એ ઇતિહાસપ્રસિદ્ધ વાત છે. . . . તેથી જાતિભેદના વિચારમાત્રથી ભડકી ન જતાં, તેણે સમાજના પ્રાથમિક અવસ્થામાં કયું કામ આપ્યું તે ધ્યાનમાં લઈને અને હવે તે કયાં કારણોને લઈને અહિતકારક થતો જાય છે તેની ચિકિત્સા કરીને તે કારણો દૂર કરવાના ઉપાયો શાંતપણે યોજવા તેમાં ડહાપણ છે. આપણે ત્યાંના જે ન્યાતિભેદ વિષે આપણામાંથી કેટલાકને આટલો બધો તિરસ્કાર છૂટે છે, તે ન્યાતિભેદને લીધે આપણને એક વખતે જે લાભ થયા તેનું વર્ણન ફ્રાન્સના પ્રસિદ્ધ તત્ત્વવેત્તા ઓગસ્ટ કોંટે પોતાના ગ્રંથમાં કરેલું છે. ન્યાતિભેદને લીધે ગમે તેટલા ગેરલાભ થતા હોય, તો પણ તેથી એક લાભ ચોક્કસ થાય છે. અને તે એ કે તેને લીધે પ્રસ્થાપિત આચાર વ્યવસ્થિતપણે ચાલે છે અને સમાજમાં એક જાતની સ્થિરતા આવે છે. હરકોઈ માણસ પરંપરાથી ચાલતો આવેલો કે કુટુંબમાં ચાલતો આવેલો માર્ગ ખુશીથી સ્વીકારે છે; લાભ માટે એક વર્ગ બીજા વર્ગ સાથે હરીફાઈ કરતો નથી; એક વર્ગની બીજા વર્ગ ઉપર રોહ રહે છે; વખત આવ્યે ભલું કે બૂરું કામ કરવા માટે ઝટ દઈને સંગઠન થઈ શકે છે; મહામહેનતે કેળવેલી કળાનું સંગોપન બહુ સારી રીતે થાય છે; ટૂંકમાં, પરંપરાગત દોષો અને ગુણોનું સંરક્ષણ કરવા માટે તેમ જ સમાજની વ્યવસ્થામાં બગાડ ન થાય તે માટે ન્યાતિસંસ્થા જેવું બીજું સાધન નથી. દરેક વ્યક્તિ પોતાને સ્થાને સ્થિર રહીને પોતપોતાનું કામ વ્યવસ્થિતપણે પાર પાડે છે.

તેથી ન્યાતિઓ સામાજિક મેળનું સ્થિતિતત્ત્વ છે, એમ કહેવામાં વાંધો નથી."×

આગરકરને ન્યાતિભેદે એક જમાનામાં કરેલું કાર્ય ઐતિહાસિક દૃષ્ટિથી માન્ય હતું, અને તે સમાજનું એક સ્થિતિતત્ત્વ છે એ પણ માન્ય હતું, છતાં તે આજે આપણી પ્રગતિની આડે આવે છે અને સામાજિક સમતાના સિદ્ધાન્તનો વિરોધી છે તેથી તેને નાબૂદ કરવા માટે આપણે હથિયાર ઉપાડવું જોઈએ એવો પોતાની બુદ્ધિ સાથે તેમણે નિર્ણય કર્યો હતો.

બીજા એક લેખમાં તેઓ લખે છે:

"બધા માનવ પ્રાણીઓ જન્મતઃ સરખી યોગ્યતાના અધિકારી હોઈને તેમના હક પણ સરખા જ હોય છે; અને તે યોગ્યતા અને તે હકોનું તેમની પાસે રહેવું કે ન રહેવું એ કેવળ તેમની બુદ્ધિના ઓછાવત્તા વિકાસ ઉપર તથા ઉદ્યમ ઉપર આધાર રાખે છે. આ શ્રેષ્ઠ તત્ત્વની દુનિયામાં પ્રસ્થાપના કરવા માટે સર્વ કાળના અને સર્વ દેશોના સુધારકોએ આજ લગી અનેક દિશામાં પ્રયત્નો કરેલા છે, અને તેમના એ પ્રયત્નોને ધીમે ધીમે કાળક્રમે સફળતા મળતી જાય છે. . . . કાળવશાત્ ન્યાતિભેદની માન્યતાના વૃક્ષનો આજે આપણે ત્યાં એટલો બધો વિલક્ષણ વિસ્તાર થઈ ગયેલો છે અને તે વૃક્ષનાં મૂળિયાં એટલાં ઊંડાં ગયેલાં છે કે, તેમનું સમૂળ છેદન કરવાનું કામ એક સુધારકને તો શું પણ હજાર સુધારકોની એક કંપનીને પણ ગજા ઉપરાંતનું અને તાખમવાળું લાગે તો નવાઈ નહીં. તેમ છતાં સુધારાનો વિજયધ્વજ સતત ફરકતો રહે એટલા માટે ઉપર ઉલ્લેખેલા શ્રેષ્ઠ નીતિએ કહેલા તત્ત્વનું સામ્રાજ્ય બધે સ્થપાવું જોઈએ, એવી જેમની મોએ સો ટકા ખાતરી થયેલી છે, તેમણે આ વૃક્ષના અમર્યાદ વિસ્તારથી ડરી ન જતાં 'ટીપે ટીપે સરોવર ભરાય' એ ન્યાયે ઓછામાં ઓછું જે જે ડાળ તેમના માર્ગમાં આડે આવતી હોય તેની ઉપર પોતાનું હથિયાર ચલાવી બની શકે તેટલી ગૂંચ કાપી નાખવાનો પ્રયત્ન કરવો જોઈએ. દરિયામાં રહેતાં સાવ નજીવાં જીવડાંઓના સતત પ્રયત્નથી મોટમોટાં વહાણોના પણ ચૂરેચૂરા કરી નાખનારા પ્રચંડ ખડકો જો નિર્માણ થઈ શકે છે, તો સદસદ્‌વિચાર રૂપી કુહાડની આગળ આ અજ્ઞાનમૂલક ન્યાતિભેદના વૃક્ષની વિસાત શી?"*

હિન્દુસ્તાનની જન્મસિદ્ધ વર્ણવ્યવસ્થા અને ન્યાતિભેદ એ બે સંસ્થાઓ ગમે તેટલી જૂની હોય તો પણ તે હવે ટકી રહે તે શક્ય તેમ જ ઇષ્ટ નથી, એ બાબત જેમ આગરકરને ખાતરી હતી, તે જ પ્રમાણે અહીં જે વ્યવસાય-સ્વાતંત્ર્ય નિર્માણ થઈ રહ્યું છે તેને પરિણામે કેવળ દ્રવ્ય ઉપર અધિષ્ઠિત એવો એક નવો વર્ગભેદ અસ્તિત્વમાં આવતો જાય છે અને તેથી આપણું રાજકીય પારતંત્ર્ય વધારે દૃઢ થવામાં તે સહાયભૂત થઈ રહ્યો છે એ તરફ પણ તેમનું ધ્યાન ગયું હતું. 'કેસરી'ના એક લેખમાં આનું બહુ માર્મિક વિવેચન કરવામાં આવ્યું છે:

× 'નિબંધસંગ્રહ', ભા. ૩. પૃ. ૩૪–૩૫.

* 'નિબંધસંગ્રહ', ભાગ ૩, પૃ. ૩૪–૩૫.

"આપણે ત્યાં વિચારસ્વાતંત્ર્ય અને વ્યવસાયસ્વાતંત્ર્ય દાખલ થયું છે, તેને પરિણામે અગાઉ આપણા સમાજનું ન્યાતિભેદ અને ધર્મભેદને કારણે જે વર્ગીકરણ થયું હતું તે વર્ગીકરણ લોપ પામતું જાય છે અને કમાણી અને સંપત્તિને આધારે નવું વર્ગીકરણ અસ્તિત્વમાં આવતું જાય છે. આવા વર્ગીકરણનાં મૂળભૂત કારણો બે છે: એક, આપણને આપણી પ્રાચીન રીતભાતો વિષે દ્વેષ અને ઘૃણા થવા માંડી છે એ; અને બીજું, અંગ્રેજ લોકોની રીતભાતોનું અનુકરણ કરવાની ઉત્કટ ઇચ્છા આપણામાં પેદા થઈ રહી છે તે. દરેક માણસ પોતાની આવકના પ્રમાણમાં આ બન્ને વસ્તુઓ સિદ્ધ કરવાનો પ્રયત્ન છે, અને આવકના પ્રમાણમાં તે સિદ્ધ થાય છે. . . . . હવે આવી રીતે આર્થિક પ્રાપ્તિ અનુસાર સમાજનું વર્ગીકરણ થવાથી, દરેક ઉપલા વર્ગનો નીચલા વર્ગ સાથેનો સંબંધ તૂટી જાય અને તેમની પરસ્પર ભાઈચારાની લાગણી લુપ્ત થાય એ રાજ્યકારણની દૃષ્ટિથી સમાજને કેટલું નુકસાનકારક છે તથા તેને લીધે આપણી ઉપર કેટલો જુલમ થઈ રહ્યો છે, તેનો થોડોક વિચાર કરીએ. આજ કાલ આપણામાં જેની કમાણી બહુ મોટી હોય એવા લોકો મોટે ભાગે સરકારી અમલદારો, હાઈ કોર્ટના મોટા મોટા વકીલો વગેરે હોય છે. આ લોકોને આમ જનતા સાથે ભળવું, અથવા તેને માટે લાગણી રાખવી એ કેટલું ગમે છે એ બધા જાણે છે. . . . આપણા સમાજની આવી દશા થયેલી હોવાથી આપણામાં એકતા જરાય રહી નથી; સ્વહિતબુદ્ધિ જ દરેકના મનમાં વાસ કરી રહી છે; દુરાચારનો દિવસે દિવસે ઉત્કર્ષ જ થતો જાય છે; રાજ્યકારણની બાબતમાં સતત જુલમ થઈ રહ્યો છે છતાં તેની સામે કશું કરવાની તાકાત કોઈનામાં પણ રહી નથી અને વ્યક્તિસ્વાતંત્ર્યની એક બક્ષિસ આપીને તેના બદલામાં સરકારે આપણા બધા હકો ઝૂંટવી લીધા છે. અને આપણામાંથી ઘણાખરાને કાં તો સરકારના દાસાનુદાસ બનીને રહેવું અથવા ભૂખમરાની હાલતમાં જિંદગી પસાર કરવી, એ વિના શરીરયાત્રા ચલાવવાનો ત્રીજો ઉપાય દેખાતો નથી."

એ જ લેખમાળામાં આગળ જતાં આગરકર કહે છે:

"અંગ્રેજ સરકારે એક પછી એક દેશી રાજ્યો હોઈયાં કર્યાં પછી, શરૂઆતમાં રાજ્યકારભાર ખૂબ દક્ષતાથી ચલાવ્યો, અને ધર્મ વિષેની જૂની માન્યતાઓ બની શકે ત્યાંસુધી ન દુભાવવાનો પ્રયત્ન કર્યો ખેડૂતોના જમીન મહેસૂલમાં ઘટાડો કર્યો. આવી અનેક વસ્તુઓથી આપણા ભોળા લોકોમાં સ્વરાજ્ય કરતાં આ પરદેશી રાજ્ય જ સારું છે એવી લાગણી પેદા કરી. જુલમ થાય ત્યારે તેનો પ્રતિકાર કરવા માટે એકત્ર થવાની લોકોમાં રહેલી—ભલે પછી બળવાને રૂપે કેમ ન હો — સ્વાભાવિક પ્રવૃત્તિ આવી રીતે ઘણા દિવસનો કાટ ચડવાથી અને એટલા પ્રમાણમાં અંગ્રેજી હકૂમત દિવસે દિવસે વધારે મજબૂત થતી જવાથી, આજે હવે સરકારી જુલમનો સામનો કરવાનો એકે ઉપાય રહ્યો નથી, એમ લોકોને લાગવા માંડ્યું છે; અને સભા-સંગઠનનું મહત્ત્વ અને તેમાં રહેલી તાકાત તેઓ હવે સમજી પણ શકતા નથી. . . . ખરું જોતાં, આપણામાં વ્યક્તિપરતા અને દારિદ્રય જેમ જેમ વધતાં જશે, તેમ તેમ સભા-સંગઠન વિના આપણે માટે બીજો તરણોપાય રહેવાનો નથી."*

* 'કેસરીંતીલ નિવડક નિબંધ', પુસ્તક ૧, પૃ. ૨૨૯ – ૨૩૫.

આપણા દેશમાં જેમ જેમ કારખાનદારી ફેલાતી જશે તેમ તેમ એ મોટાં મોટાં કારખાનાંઓમાં કામ કરતા લોકોને પોતાના હકો માટે પોતાના શેઠની સાથે ઝઘડવું પડશે અને તેમાંથી સ્વામી અને સેવકનો વર્ગકલહ પેદા થશે એ તેમને દેખાતું હતું. આપણા દેશના રેલવેના નોકરોએ પોતાના હકોની લડત ચલાવવા માટે પોતાનો એક સંઘ સ્થાપન કરવો જોઈએ, એવો ઉપદેશ આગરકરે સને ૧૮૯૧માં કર્યો હતો. ' રેલવે કંપનીઓ અને રેલવેના નોકરો ' એ લેખમાં તેઓ લખે છે :

"કોઈ પણ માણસ પોતાનો લાભ સહેજે છોડતો નથી. તેથી રાજા અને પ્રજા એ બે વચ્ચે જેમ અનાદિકાળથી દ્વંદ્વ ચાલતું આવ્યું છે તે જ પ્રમાણે સ્વામી અને સેવકનો ઝઘડો પણ અનાદિસિદ્ધ થઈ બેઠો છે. . . . ઘણાખરા રાજાઓનો અને શેઠોનો પોતપોતાની પ્રજાઓ અને નોકરો સાથે હંમેશ ઝઘડો ચાલુ હોય છે. અને તે એટલે સુધી કે એ કલહ બન્નેની મનોવૃત્તિઓનું સ્વાભાવિક પરિણામ છે અને બન્નેનો મેળ કે સારો સંબંધ એ અપવાદ રૂપ છે એમ કહીએ તોય ચાલે ! આપણી રેલવે કંપનીઓ અને તેમના નોકરો આ બીજી કોટિમાં પડે છે. રેલવેના નોકરોએ પોતાના શેઠ સાથે ઝઘડવાનો નિશ્ચય કર્યા વિના તેમની હાડમારી દૂર થવાનો સંભવ નથી. . . . "

તે પછી યુરોપમાં તથા અમેરિકામાં ત્યાંના મજૂર વર્ગો શી રીતે હડતાળ પાડે છે તેનું વર્ણન કરીને આગરકર કહે છે :

"હડતાળ ચાલુ રહે ત્યાં સુધી આવા લોકોનું ગુજરાન હડતાળ માટેના ખાસ ફાળામાંથી ચલાવવું જોઈએ. એવા કામ માટે અમેરિકાના હડતાળિયાઓ યુરોપના હડતાળિયાઓને અને યુરોપના હડતાળિયાઓ અમેરિકાના હડતાળિયાઓને મદદ કરવા લાગ્યા છે. તેથી કરીને હડતાળ પર ઊતરનારાઓનો ગમે તેટલા દિવસ નિર્વાહ થઈ શકે છે અને કારખાનાંના માલિકો જેર થઈને હડતાળિયાઓની માગણીઓ કબૂલ કરે છે ! કોલસાની ખાણો, ગોદીઓ, રેલવે, તારટપાલ વગેરે અનેક ધંધાઓમાં ઇંગ્લંડના તેમ જ યુરોપના બીજા દેશોના મજૂરોએ જબરદસ્ત હડતાળો ચલાવી છે અને તેઓ એકબીજાને સંગીન ટેકો આપતા હોવાથી તેમને સતત યશ મળતો જાય છે. હડતાળના હેતુઓ જેમને માન્ય ન હોય તેઓ તેમાં ભલે ન જોડાય; પણ હડતાળમાં એક વાર જોડાયા પછી તેમાંથી છટકી જવું અને બીજાને દગો દેવો એના જેવું બીજું અધમપણું નથી. . . . રેલવેમાં જો આવી જાતના ઘણા લોકો હોય તો તેમને આવી જાતની હડતાળમાંથી જરાસરખો પણ લાભ ન થતાં ઊલટું તેમને ભારે નુકસાન, ઉપહાસ અને નામોશી સહન કરવી પડશે. પણ તેમાંના મોટા ભાગના લોકોમાં પૂરતું પ્રામાણિકપણું, બધાના હિત માટે થોડી ઘણી તકલીફ ઉઠાવવાની તથા પ્રસંગ પડ્યે બે પૈસા ખરચ કરવાની તૈયારી અને સારા આગેવાનોની દોરવણી અનુસાર વર્તવા પૂરતી હિંમત હોય, તો રજા, પેન્શન, પગાર, ગ્રેચ્યુઈટી, કામના કલાક, ભથ્થું વગેરે સરકારી નોકરોના જેવા હકો તેમને થોડી જ મહેનતથી પ્રાપ્ત થશે, એવી અમારી ખાતરી છે."+

+ 'નિબંધસંગ્રહ', ભાગ ૩, પૃ. ૬૮–૭૦.

ટૂંકમાં, વ્યક્તિવાદી સમાજરચનાની સાથે જ અહીંના ઔદ્યોગિક ક્ષેત્રમાં સ્વામીસેવકોનો વર્ગકલહ નિર્માણ થઈ રહ્યો છે અને તે ઝઘડો ચલાવવા માટે મજૂર વર્ગ પોતાની સંસ્થાઓ સ્થાપીને હડતાળની તૈયારી ન કરે તો માલીકો તેમની ન્યાય્ય માગણીઓ પણ માન્ય કરશે નહિ; અને રાજા–પ્રજાના કલહની માફક આ એક કાયમનો ઝઘડો પણ હવે પછી શરૂ થશે એ વાત તેમણે લોકોને કહી રાખી છે. સમાજમાં આર્થિક અને કેળવણીની બાબતમાં વિષમતા વધે તો આખરે તે રાજ્યક્રાન્તિમાં પરિણમે છે, એ વાત પણ તેમણે લોકો આગળ સ્પષ્ટપણે મૂકી હતી. તેઓ કહે છે :

"વિચાર કરવો, સુખદુઃખનો અનુભવ લેવો, અને ક્રિયા કરવી આ ત્રણમાંથી ગમે તે એકમાં દરેક માણસ તલ્લીન હોય છે. મોટા મોટા ગ્રંથોનાં પારાયણો કરવાં, અનેક રાત્રીઓ ચિંતનમાં પસાર કરવી, વિચાર નિશ્ચિત રૂપ પકડે એટલે તેને પુસ્તક લખીને કે બીજા કોઈ સાધન દ્વારા લોકો આગળ મૂકવો. આવી રીતે કેટલાક લોકો પોતાનું જીવન ગુજારે છે. આવા લોકોને બાહ્ય સુખોનો ઉપભોગ મળતો નથી તેમ જ બાહ્ય ક્રિયા કરવાને અવસર મળતો નથી. વાચનથી મળતો આનંદ એ જ તેમનું કાયમનું અને મનગમતું સુખ અને વિચાર કરવા માટે અને લખવા માટે કરવું પડતું શારીરિક હલનચલન એ જ તેમની બાહ્ય ક્રિયા હોય છે. બીજો વર્ગ સુખાભિલાષી લોકોનો છે. આ લોકોને માનસિક સુખ કરતાં શારીરિક સુખની ઇચ્છા વધારે હોય છે. રાફડામાં જેમ કશું કામ ન કરનારી એક રાણી હોય છે એમ કહે છે, તેના જેવા આ સુખપરાયણ લોકો હોય છે. સુખોપભોગ માટે બધા પ્રાણીઓ સતત ફાંફાં મારે છે; અને જેને જેટલું સુખ ભોગવવાને મળે તેટલું તે ભોગવે અને આનંદ મેળવે, એ ઠીક છે. પણ જે સુખોપભોગને પરિણામે તે સતત ભોગવી શકવાનો સંભવ નષ્ટ થાય છે, બુદ્ધિ મંદ બને છે, ગાત્રો શક્તિહીન થાય છે, ઉત્સાહ જતો રહે છે, અને કુટુંબને અથવા રાષ્ટ્રને કોઈ પણ જાતનો લાભ ન થતાં ઊલટું નુકસાન કે ત્રાસ સહન કરવો પડે છે, એવા સુખોપભોગમાં રચ્યાપચ્યા રહેવામાં શો લાભ છે વારુ? પણ આવા લોકોની સંખ્યા કોઈ પણ દેશમાં નાનીસૂની નથી હોતી. જ્યાં અવિદ્યા અને વિત્ત એ બેનો સંયોગ નજરે પડે છે ત્યાં વ્યસનાસક્તિ ન જોવામાં આવે એવું ભાગ્યે જ બને છે. જેમને સદ્‌ભાગ્યે કરીને સુખોપભોગ મેળવવાની સ્થિતિ પ્રાપ્ત થઈ હોય તેમણે એ સુખો પોતાની જાતને તેમ જ બીજાઓને છેવટ સુધી હિતકારક થશે કે નહીં તે જોતાં રહેવું જોઈએ. આ સુખપરાયણ વર્ગ ઉપરાંત લોકોનો ત્રીજો એક વર્ગ હોય છે. આ વર્ગના લોકોમાં ક્રિયા કરવાની વૃત્તિ બહુ જબરદસ્ત હોય છે અને એક રીતે તેમને સમાજના આધારસ્તંભ જ કહી શકાય. આ લોકો અંગમહેનત અને વૈતરું કરીને આવશ્યક અને મોજશોખની વસ્તુઓ પેદા કરે, અને તે વસ્તુઓનો ઉપભોગ ઉપલા બે વર્ગોના અથવા વચલા વર્ગના લોકો કરે એમ મોટે ભાગે આજ લગી ચાલતું આવ્યું છે અને ભવિષ્યમાં પણ થોડા વખતમાં આ સ્થિતિમાં વિશેષ ફેરફાર કરી શકાશે એમ લાગતું નથી. તેમ છતાં નિરપેક્ષ બુદ્ધિથી અને આસ્થાપૂર્વક પરિશ્રમ કરવામાં આવે તો આ અસમતા થોડા વરસોમાં ઘણે અંશે દૂર કરી શકાય.

જે દેશમાં આ વિષમતા વધવા માંડી હોય, તે દેશની પડતીની શરૂઆત થઈ ચૂકી છે એમ જાણવું. જ્યારે આ અસમાનતા પરાકાષ્ઠાએ પહોંચે છે, ત્યારે ભયંકર રાજ્યક્રાન્તિ થાય છે અને આખા સમાજના સમાજ લય પામે છે, ધૂળભેગા થાય છે અથવા તેમાં અપૂર્વ ફેરફારો થાય છે. સતત કષ્ટ સહન કરવાને નીચલી કોટિના પ્રાણીઓ પણ તૈયાર થતા નથી, પછી માણસ તો શી રીતે હોઈ શકે? કષ્ટ વેઠવાં એ જીવનતત્ત્વને ક્ષીણ કરવા જેવું છે; અને તેમ કરવાને મોટા ભાગના માણસો જો તૈયાર થાય તો આખી માનવ જાતિનો અંત આવે! પણ માણસો અસ્તિત્વમાં આવ્યા છે અને દિવસે દિવસે તેમની સંખ્યા વધતી જાય છે, એટલા ઉપરથી તેમના નાશને અનુકૂળ તત્ત્વો કરતાં તેમના અસ્તિત્વને અને વૃદ્ધિને અનુકૂળ બને એવાં તત્ત્વો પૃથ્વીના પરમાણુઓમાં ગુપ્તપણે રહેલાં છે એમ સિદ્ધ થાય છે એટલે આમાંથી ફલિત એ થાય છે કે, વિચાર કરનારા, ઉપભોગ લેનારા, અને કામ કરનારા, એવા જે ત્રણ સ્પષ્ટ અને ભિન્ન વર્ગો હાલ દરેક દેશમાં જોવામાં આવે છે, તે કાયમના નથી. ધીમે ધીમે દરેક વ્યક્તિને વિચાર, ઉપભોગ અને કામ સરખા પ્રમાણમાં કરવાનો વખત આવવાનો છે. અને બધાના સુખનું ધોરણ સરખું થવાનું છે; અને જેમ જેમ તે સરખું થતું જશે તેમ તેમ સાચી ઉન્નતિ થવા માંડી છે એમ આપણે કહી શકીશું. એટલું ખરું છે કે, ગમે તેવાં પરિવર્તનો થાય તો પણ બધાની બુદ્ધિઓ એકસરખી તીવ્ર બનશે, અને ગમે તે કામમાં ગમે તે માણસ પડે તો તેને તે કામ સારામાં સારી રીતે પાર પાડતાં આવડશે, એવી સ્થિતિ પૂર્ણપણે થવાનો સંભવ ઘણો ઓછો છે. તેમ છતાં હાલ જુદા જુદા વર્ગોના લોકો વચ્ચે તેમ જ સ્ત્રી પુરુષો વચ્ચે જે ભારે વિષમતા જોવામાં આવે છે, તે ઘણી ઘટાડી શકાય તેમ છે; અને જે દેશોમાં તેમ કરવાનો પ્રયત્ન ઝડપભેર ચાલુ રહેશે તે જ દેશો આખરે ટકવાના છે. બાકીના દેશો ચોમેર જે જીવનાર્થ કલહ ભારે ઉગ્રતાથી ચાલી રહ્યો છે તેમાં ઝપટાતાં ઝપટાતાં નાશ પામવાના છે."÷

સમાજમાં સત્તા અને સંપત્તિની સમાન વહેંચણી કરવી એ સમાજ-સુધારાનું સાચું ધ્યેય છે એમ જણાવતાં આગરકર લખે છે:

"કેટલાક લોકો આ સામાન્ય અર્થને સંકુચિત બનાવીને દેશના રાજાનું કે તેના ઉપલા વર્ગોના લોકોનું હિત તે જ આખા દેશનું કે સમાજનું હિત એવો વિશિષ્ટ અર્થ કરે છે. હિતનો આવો અર્થ સમજીને જે સમાજમાં વર્તન થાય છે તેમાં એક પક્ષને ભાગે સત્તા અને સંપત્તિ અને બીજાને ભાગે દારિદ્રય અને દાસ્ય એવી વહેંચણી થાય છે. આવા સમાજના સામાન્ય લોકોને સાવ જંગલી અવસ્થામાં મળતા સુખ કરતાં વધારે સુખ મળે છે એમ માની લઈએ, તો પણ તેમાં તેમનું પૂરેપૂરું સમાધાન તો ન જ થઈ શકે. . . . પણ માણસો સમાજ સ્થાપન કરવાની શરૂઆત કરે કે તરત જ તેમાં જેઓ શારીરિક કે માનસિક સામર્થ્યમાં બીજાઓ કરતાં ચડિયાતા હોય છે તેમના હાથમાં સત્તા અને ઘણાખરા લોકોના શ્રમનું ફળ જાય એ સ્વાભાવિક છે. એટલે સમાજની પ્રાથમિક અવસ્થામાં જેઓ બળવાન હોય

÷ 'નિબંધસંગ્રહ', ભાગ ૧, પૃ. ૫૬-૫૮.

તેમના હાથમાં સત્તા જાય અને દુર્બળોને ગુલામી કરવાની ફરજ પડે એ જે દિશા તરફ ઢાળ હોય તે દિશામાં પાણી વહે તેના જેવું છે. આ પ્રવાહને અટકાવીને બધાને સરખા, કંઈ નહિ તો બની શકે તેટલે અંશે સરખા, સુખની વ્યવસ્થા કરવી એટલે સુધારો થયો એમ કહેવામાં કશી હરકત નથી."*

એકંદરે આખા સમાજમાં કયા સુધારા થાય એમ તમે ઇચ્છો છો એવો સવાલ પૂછવામાં આવતાં તેમણે નીચે મુજબ જવાબ આપ્યો હતો :

"આપણે ત્યાં જે સુધારાઓ બાબત ચર્ચા ચાલી રહી છે તે અમલમાં આવ્યા પછી જાતિભેદ નાબૂદ કરવો, ધર્મસંસ્કરણ કરવું, મદિરા ને માંસનું સેવન બંધ કરવું વગેરે વસ્તુઓ તરફ લોકોનું ધ્યાન ખેંચવું જોઈએ. સૌથી વધારે આવશ્યકતા સાર્વજનિક કેળવણીની છે. હિન્દુસ્તાનના એકેએક પ્રૌઢ સ્ત્રીપુરુષને લખતાવાંચતાં આવડવું જોઈએ; તેમ જ દરેક વ્યક્તિને પોતાનું ગુજરાન ચલાવવા પૂરતો કોઈ પણ ધંધો આવડવો જોઈએ. ટૂંકમાં, ઉમર લાયક થયેલી કોઈ પણ વ્યક્તિને પોતાના ગુજરાન માટે બીજા તરફ જોવાનો વારો ન આવવો જોઈએ. એટલું જ નહીં, પણ સહેલાઈથી પોતાનું ગુજરાન ચલાવવા ઉપરાંત દિવસનો કેટલોક સમય આત્મચિંતન, પોતાને પ્રિય હોય એવા શાસ્ત્રનું અધ્યયન, મનને ગમે એવી પ્રવૃત્તિ કે આરામ લેવામાં ગાળવાની સવડ હોવી જોઈએ. આ બધું થવાને કેટલા સૈકાઓ જોઈશે તે કહી શકાય નહીં પણ એક અપરિચિત મિત્રે સમાજમાં કયા સુધારા તમે માગો છો એવો પ્રશ્ન પૂછ્યો છે તેથી કેટલાક મહત્ત્વના સુધારાઓનું દિગ્દર્શન અમે કર્યું છે."÷

હવે આપણે ટિળક અને આગરકરના ધાર્મિક મતભેદોનો થોડોક વિચાર કરીએ. એ વિચાર કરતી વખતે આપણે એક વાત ધ્યાનમાં રાખવી જોઈએ કે, બ્રહ્મવિદ્યાના અંતિમ સિદ્ધાંતની બાબતમાં બંનેના વિચાર મોટે ભાગે સરખા જ હતા. અદ્વૈતવેદાંતનું નિર્ગુણ પરબ્રહ્મ અને સ્પેન્સરના ગ્રંથમાં વર્ણવેલું 'અજ્ઞેય જગત્કારણ' એ બંને એક જ છે એમ બંને જણ માને છે. લો. ટિળક ૧૯૦૩માં હર્બર્ટ સ્પેન્સરના મૃત્યુ પ્રસંગે લખેલા લેખમાં કહે છે :

"વેદાન્તનું પરબ્રહ્મ પણ આવી જ રીતે અજ્ઞેય હોઈને તે સત્, ચિત્ અને આનંદરૂપ છે, એથી વધારે તેને વિષે કશું કહી શકાતું નથી, એવો જ વેદાન્તીઓનો સિદ્ધાંત છે તેનો અને સ્પેન્સર સાહેબે સિદ્ધ કરેલા સત્તારૂપ અજ્ઞેયનો ઘણેખરે અંશે પૂર્ણ મેળ છે, એમ આ ઉપરથી ધ્યાનમાં આવશે. સારાંશ, જગતના મૂળમાં જે તત્ત્વ છે તે અજ્ઞેય હોય તો પણ ચિદ્રૂપ છે એટલું તો તે વિષે આપણને જ્ઞાન થાય છે, એમ સ્પેન્સર સાહેબે બધા આધુનિક શાસ્ત્રોનો અભ્યાસ કરીને સપ્રમાણ અને વ્યવસ્થિતપણે સિદ્ધ કર્યું છે. . . . સ્પેન્સરના તત્ત્વજ્ઞાનથી આવી રીતે આપણા વેદાંતને પુષ્ટિ મળતી હોય તો પણ બીજી એક બાબતમાં સ્પેન્સર સાહેબનો મત ઘણાખરા પ્રાચીન તત્ત્વવેત્તાઓના મતોથી તદ્દન વિરુદ્ધ છે. એ મત ચૈતન્ય અથવા જીવને લગતો છે. ચૈતન્યરૂપી જીવ નિત્ય છે, અવિનાશી છે, દેહના આશ્રય વિના તે

* 'નિબંધસંગ્રહ', ભાગ ૧, પૃ. ૪૧-૪૨.

÷ 'નિબંધસંગ્રહ', ભાગ ૧, પૃ. ૧૭૯-૮૦.

રહી શકે છે, એમ સાંખ્ય, વેદાન્ત, ન્યાય તેમ જ વૈશેષિક, એ બધા દર્શનોનું કહેવું છે. પણ સ્પેન્સર સાહેબ એમ કહે છે કે, ગતિ જેમ હંમેશ દ્રવ્યને આશ્રયે રહેલી હોય છે તે જ પ્રમાણે ચૈતન્ય પણ દેહમાંના વિશિષ્ટ રીતે પરિણત થયેલા મગજ સિવાય બીજે કોઈ ઠેકાણે જણાતું નથી . . . મતલબ કે, સંજ્ઞા અથવા સંવેદનશક્તિ દેહના નાશની સાથે જ નાશ પામે છે, એમ સ્પેન્સર સાહેબ માને છે. એટલે આ બાબતમાં 'न हि प्रेत्य संज्ञाऽस्ति।' (મરી ગયા પછી સંજ્ઞા કે ચેતન-શક્તિ રહેતી નથી), એ ચાર્વાકનો મત તેમને ગ્રાહ્ય હોય એમ લાગે છે. . . . જીવ અને આત્માની બાબતમાં સ્પેન્સર સાહેબનો મત ચાર્વાકના મત જેવો અને જગતના મૂળમાં જે અજ્ઞેય તત્ત્વ છે તેની બાબતમાં તેમનો મત વેદાન્તના મત જેવો છે . . . જગતમાં નજરે પડતા જુદા જુદા ભેદોની ઉત્પત્તિ દ્રવ્ય અને શક્તિની સામ્યાવસ્થામાંથી થાય છે એ તેમનો મત વૈશેષિકોના મતથી વિરુદ્ધ હોય તો પણ તે સાંખ્ય મત સાથે મળતો આવે છે. એટલે એકંદરે વિચાર કરતાં, પરમેશ્વર, જીવ અને જડસૃષ્ટિ સંબંધેના સ્પેન્સર સાહેબના મતો અનુક્રમે વેદાંત, ચાર્વાક અને સાંખ્યના મતોના મિશ્રણથી બનેલા છે એમ કહેવું પડે છે. પણ આમાં જે ચાર્વાક મતનું મિશ્રણ છે તે જૂના ચાર્વાક મતથી સાવ જુદું છે. દેહના નાશ સાથે, જીવનો પણ નાશ થાય છે એમ જોકે સ્પેન્સર સાહેબ માને છે તો પણ ચાર્વાકની જેમ 'ऋणं कृत्वा घृतं पिबेत' (દેવું કરીને ઘી પીઓ) એ સિદ્ધાંતનો તેમણે ક્યાંય સ્વીકાર કરેલો નથી. એટલું જ નહીં, પણ ઉત્ક્રાન્તિનો સિદ્ધાંત સમાજ તેમ જ નીતિ-શાસ્ત્રને લાગુ કરીને આખા સમાજનું બલ્કે માનવજાતિનું હિત સાધીને પરોપકાર કરવો, એ જ જગતમાં પ્રાણીના કર્તવ્યની સીમા છે એમ તેમણે ઉપપત્તિ સાથે અને તેમની હંમેશની પદ્ધતિ મુજબ અનેક શાસ્ત્રોમાંથી દૃષ્ટાંતો આપીને પ્રતિપાદન કર્યું છે. વેદાંતની જેમ તેઓ સૃષ્ટિને કેવળ આભાસ કે માયા માનતા નથી, તેમ જ સાંખ્યોની જેમ પ્રકૃતિ અને પુરુષથી પર કશું નથી એમ પણ કહેતા નથી, એ તેમના અને વેદાંત તથા સાંખ્યના મતો વચ્ચે મોટો તફાવત છે."+

સ્પેન્સર સાહેબનું તત્ત્વજ્ઞાન વેદાંત વિચાર સાથે સુસંગત છે તેમ જ તે બુદ્ધિવાદી માણસને પણ માન્ય થાય તેવું છે, એ ખ્યાલથી ટિળક અને આગરકર બન્નેને તે પ્રથમ માન્ય થયું હતું. એથી જ આગરકર 'अहं ब्रह्मास्मि'ને ધર્મની બાબતમાં અંતિમ સિદ્ધાંત માને છે. પણ સ્પેન્સરની જેમ જ તેમનો પુનર્જન્મ ઉપર વિશ્વાસ ન હતો. આગરકરના લેખોમાં શંકરાચાર્યનો ઝાઝો ઉલ્લેખ ક્યાંય મળતો નથી, પણ ગૌતમ બુદ્ધનો માત્ર ઠેકઠેકાણે ગૌરવપૂર્વક ઉલ્લેખ કરેલો મળે છે. તેમ છતાં બુદ્ધે પોતે જીવાત્માનું અમરત્વ માનેલું છે એ તેમને માન્ય નથી. એ બાબતમાં તેઓ એક ઠેકાણે લખે છે:

"પ્રાણીને થતા સુખદુ:ખાદિ બધા વિકારો તેના પોતાના કર્મ ઉપર સર્વથૈવ આધાર રાખે છે, એમ ગૌતમ કહે છે તે સાચું છે; અને એક વાર બધી જ વસ્તુઓ કર્માધીન છે એવી તેની બુદ્ધિની પ્રતીતિ થયા પછી ઈશ્વરનું અસ્તિત્વ માનવાની

+ 'લોકમાન્ય ટિળકાંચે કેસરીંતીલ લેખ', ભા. ૪, પૃ. ૩૬.

આવશ્યકતા એને જણાઈ નહીં એ પણ ખરું છે; તેમ છતાં કર્મની કલ્પનાને પાયારૂપ ગણીને જ્યારે તે નવા ધર્મની રચના કરવા લાગ્યો ત્યારે તેને પૂર્વજન્મ અને પુનર્જન્મની કલ્પનાઓ માનવાનું આવશ્યક જણાયું. એ કલ્પનાઓ વિના તેનો નિરીશ્વર ધર્મ લોકોને માન્ય થાય અથવા તેની ઉપર તેમની શ્રદ્ધા બેસે એવો બિલકુલ સંભવ ન હતો. સત્કર્મને બક્ષિસ મળે અને દુષ્કર્મને સજા થાય એ જરૂરનું છે એ માણસની પ્રરૂઢ નીતિમત્તાની દૃષ્ટિથી અત્યન્ત આવશ્યક છે, એમ લાગે છે. પણ દુનિયાની હાલની અવસ્થામાં એમ થાય છે જ એવો અનુભવ બત્રે થતો નથી. એટલે જગતની વાસ્તવિક સ્થિતિ અને શાશ્વત નીતિના ફળ બાબત માણસના મનમાં ઘર કરીને બેઠેલી વિશિષ્ટ માન્યતા, એ બે વચ્ચે ઊભા થતા વિરોધનું પુનર્જન્મનું અસ્તિત્વ માન્યા વિના નિરાકરણ કરી શકાતું નથી એમ તે ધર્મસંસ્થાપકને લાગવાથી તેણે એ કલ્પનાનો સ્વીકાર કર્યો હોવો જોઈએ."

પુનર્જન્મના સિદ્ધાંત ઉપર વિશ્વાસ રાખવા માટે બુદ્ધિને ગળે ઉતારે એવી આ જ એક દલીલ છે, પણ એ પણ પૂરતી સમાધાનકારક નથી. કારણ અમુક વસ્તુ ઇષ્ટ છે એટલું કહેવામાત્રથી એ તેવી હશે જ એવો નિષ્કર્ષ કાઢી શકાય નહીં. ઉપરાંત, પૂર્વજન્મ અને પુનર્જન્મ વિષેની શ્રદ્ધા માનવસમાજોના સુધારાને પ્રતિકૂળ પણ બને છે. કારણ સમાજની વ્યક્તિઓનાં સુખદુઃખ તેમના પૂર્વજન્મના કર્મનું ફળ છે એમ એકવાર નક્કી થતાં દુઃખ, અન્યાય કે વિષમતાને નાબૂદ કરવાનો ઉત્સાહ રહેતો નથી. માણસને તેના પાપનું ફળ આ જન્મે નહીં તો આવતે જન્મે આપોઆપ મળવાનું છે, એમ માની લેવામાં આવે તો તેને સજા કરવાની મનુષ્યકૃત સંસ્થાઓ ઊભી કરવાનો ઉત્સાહ પણ મંદ થવાનો. એટલે માણસને કર્તવ્યપરાયણ તેમ જ સમાજ-સુધારણાપરાયણ બનાવવો હોય તો તેને પૂર્વજન્મ–પુનર્જન્મના અજ્ઞાત પ્રદેશ તરફ જોઈને પોતાનાં ઐહિક કર્તવ્યો નક્કી કરવાની ટેવથી પરાઙ્મુખ કરવો જોઈએ; અને આજના સમાજમાં સત્કર્મનું સારું ફળ આવે અને દુષ્કર્મનું માઠું ફળ આવે તો પણ તે જેનું તેને મળે જ છે એવું કંઈ નથી એમ સ્પષ્ટપણે જણાવવું જોઈએ, અને ફળની બાબતમાં અનાસક્ત રહીને સત્કર્મનું આચરણ કરવાનું લોકોને શીખવવું જોઈએ. તો જ મનુષ્યસમાજની સ્થિતિ સુધરતી જશે અને આખરે સમાજને પૂર્ણાવસ્થા પ્રાપ્ત થશે. તેથી જ્યાં સુધી પુનર્જન્મ ઉપર વિશ્વાસ રાખવા માટે પ્રત્યક્ષ પુરાવો ઉપલબ્ધ થયો નથી, ત્યાં સુધી તેના પાયા ઉપર નીતિની કે સમાજધારણાની રચના કરી શકાય નહીં. ગૌતમ બુદ્ધના એ વિશ્વાસ બાબત આગરકર લખે છે:

"બુદ્ધિ ગમે તેટલી કેળવાય અને હરકોઈ બાબતમાં સાધકબાધક પ્રમાણો બરાબર તોળીને નિર્ણય કરવાના કામમાં પાવરધી બને; મનોનિગ્રહનો જોઈએ તેટલો વિકાસ થઈને કામક્રોધાદિ મનોવિકાર પૂરેપૂરા કાબૂમાં આવે અને શાંતિ, ક્ષમા,

દયાદિ ગુણોનો પૂર્ણ વિકાસ થાય; અને ખુદ પોતાના કે પારકાના અનુભવ ઉપરથી પુનર્જન્મ ઉપર વિશ્વાસ રાખવાને જરા સરખો પણ આધાર ન મળે; તો પણ સો પચાસ વર્ષનો ચૈતન્યનો અનુભવ માણસને એટલો બધો પ્રિય થઈ જાય છે કે, જ્યાં સુધી તે એ ચૈતન્યનો ભોક્તા હોય છે ત્યાં સુધી તેને એ ચૈતન્ય અમર થાય એવી ઇચ્છા અવારનવાર થયા કરે છે અને ક્યારેક ક્યારેક તો એ ચૈતન્ય અમર હશેય ખરું એમ તેને લાગે છે સુશિક્ષિત અને સંસ્કારી માણસની બુદ્ધિ ઉપર જો આ કલ્પનાની આવી જાતની અસર થતી હોય, તો પ્રાથમિક અવસ્થામાં રહેતા અબુધ અને અજ્ઞાન માણસની બુદ્ધિને તે ઠેક ગળી જાય, એ તદ્દન સ્વાભાવિક છે. "×

આ ઉતારામાં એક બે મુદ્દા ઘણા મહત્ત્વના છે. માણસની બુદ્ધિ યોગ્ય પ્રકારના નિર્ણય કરી શકે તેટલા માટે તેને વિચાર કરવાની ટેવ પાડવી જોઈએ તેમ જ કેળવવી જોઈએ, એટલું જ નહીં પણ તેણે કામક્રોધાદિ મનોવિકાર ઉપર પ્રભુત્વ મેળવવું જોઈએ અને શાંતિદયાદિ સદ્‌ભાવનાઓનો અંતઃકરણમાં વિકાસ થવો જોઈએ એમ અહીં કલ્પેલું છે. એ ઉપરથી આગરકરના બુદ્ધિવાદને એક પ્રકારની 'સ્થિતપ્રજ્ઞતા' આવશ્યક લાગતી હતી, બલ્કે એ બુદ્ધિવાદમાં તે અન્તર્ભૂત હતી એમ કહેવામાં હરકત નથી. પરંતુ આવી સ્થિર થયેલી પ્રજ્ઞા પણ પ્રમાદ કરી શકે છે, એમ તેમણે માની લીધું છે. મોટા મોટા ગહન પ્રશ્નોનો ઉકેલ શોધવા માણસે સ્થિતપ્રજ્ઞ, નિર્વિકાર, મનોનિગ્રહી અને સદ્‌ભાવનાયુક્ત બનવું પડે છે, એ સાચું હોય, તો પણ આવા માણસના નિર્ણયો ત્રિકાલાબાધિત સત્ય છે એમ માનવાનું કારણ નથી, એમ કહ્યા વિના બુદ્ધિવાદ સંપૂર્ણ થઈ શકતો નથી. બુદ્ધિની આ અવસ્થાને જ વેદાન્તીઓ આત્મનિષ્ઠ અવસ્થા અથવા યોગસ્થ બુદ્ધિ કહે છે. આવી જેની બુદ્ધિ થાય અને જે સુખદુઃખાદિ દ્વન્દ્વોથી પર થઈને કેવળ નિષ્કામ બુદ્ધિથી માનવ સમાજને પૂર્ણાવસ્થા તરફ લઈ જવાનો પ્રયત્ન કરે તે જ નિષ્કામ કર્મયોગી કહેવાય.

આ બાબતમાં 'સાયકિકલ રિસર્ચ સોસાયટી' પૂર્વજન્મ અને પુનર્જન્મને અંગે કંઈક પુરાવો ખોળી કાઢશે એવો લોકમાન્યનો મત હતો, અને પૂર્વજન્મ અને પુનર્જન્મનું અસ્તિત્વ સિદ્ધ થવાનું હોય તો તે કેવળ તર્ક વડે નહિ પણ આવા અનુભવગમ્ય શાસ્ત્રીય માર્ગ વડે થઈ શકશે એમ તેઓ માનતા હતા. ૧૯૦૫ માં 'દેહ અને આત્મા' એ નામના લેખમાં તેઓ કહે છે:

"જડ શરીર તે જ આત્મા એ સિદ્ધાન્ત ખોટો ઠર્યો છે અને આત્માનું દેહથી સ્વતંત્ર સ્વરૂપ અને દેહ પડતા પહેલાં અને પછી રહેનારું અસ્તિત્વ શાસ્ત્રીય પદ્ધતિથી નિશ્ચિત કરવામાં આવેલું છે. આ સિદ્ધાન્ત ગમે તેવા ક્ષુદ્ર લોકોના નથી પણ મોટા તત્ત્વવેત્તાઓનો તથા શાસ્ત્રજ્ઞોનો છે એ આપણે ભૂલવું જોઈએ નહીં. તેમ છતાં

× 'નિબંધસંગ્રહ', ભાગ ૩, પૃ. ૧૫૧-૫૨

પાશ્ચાત્ય પંડિતોએ જે સિદ્ધાન્ત બે વરસ ઉપર વૈજ્ઞાનિક પ્રયોગોની સહાયથી શોધી કાઢયો એ જ સિદ્ધાન્ત હજારો વરસથી આપણા વેદાન્તના ગ્રંથોમાં નોંધાયેલો પડયો છે. પણ આજની નવી કેળવણી પામેલા લોકોને વેદાન્તશાસ્ત્રનો આ સિદ્ધાન્ત ભૂલભરેલો લાગે છે અને આપણામાંના ઘણા લોકો પાશ્ચાત્યોએ શોધી કાઢેલા સિદ્ધાન્તો જેવા ને તેવા જ ગ્રહણ કરીને જડવાદી બનતા દેખાય છે. નવા લોકો આમ પારકાની બુદ્ધિએ ચાલનારા છે તો જૂના શાસ્ત્રીપંડિતો સનાતન ધર્મગ્રંથોનો હવાલો આપીને સ્વસ્થ બેસી રહે છે! બેઉ જણા ખાબોચિયાના બંધિયાર પાણી જેવા છે."*

આગરકરે પૂર્વજન્મ, પુનર્જન્મ વગેરે કલ્પનાઓ છોડી દીધી એટલે 'માનવજાતિના ઐહિક સુખનું વર્ધન' એ જ તેમનો ધર્મ બની જાય, એ સ્વાભાવિક હતું. આ જ ધર્મના તેઓ મરણપર્યંત ઉપાસક હતા. તેઓ એક ઠેકાણે કહે છે: "માનવતાનું ઐહિક સુખવર્ધન' એવા ભવિષ્યમાં સાર્વજનિક બનનાર ધર્મની જેમણે દીક્ષા લીધી હોય, તેમણે કોઈથી ડર્યા વિના પોતાને જે શુદ્ધ, પ્રશસ્ત, અને કલ્યાણકારક લાગતું હોય તે બીજાને કહેવું જોઈએ, અને તે મુજબ બની શકે તેટલું આચરણ કરવું જોઈએ."×

પણ 'માનવતાનું ઐહિક સુખ' એટલે કેવળ જડ ઇંદ્રિયસુખ એટલો જ અર્થ તેમને અભિપ્રેત ન હતો, એ ધ્યાનમાં રાખવું જોઈએ. પરોપકાર, સદાચાર, સત્યનિષ્ઠા અને આત્મસંયમ વડે પ્રાપ્ત થનારાં આત્મિક અને બૌદ્ધિક સુખો પણ આ ઐહિક સુખમાં અંતર્ભૂત થાય છે. માનવસમાજને આ સુખ જો કોઈ કાળે મળવાનું હોય તો તેની દૃષ્ટિ પરલોક, દેવ-દાનવ, ભૂતપિશાચ તેમ જ પૂર્વજન્મ અને પુનર્જન્મ વગેરે કલ્પના ઉપરથી વાળીને કેવળ ઐહિક ઉન્નતિ ઉપર ચોંટે એ જરૂરનું છે, એ હેતુથી તેઓ આ બધી કલ્પનાઓ ભ્રામક અને અજ્ઞાનમૂલક છે એવો ઉઘાડો ઉપદેશ કરતા; અને માનવસમાજની આવી ખાતરી થશે એટલે તેમાંની વ્યક્તિઓનું કેવળ નીતિના નિયમોથી નિયંત્રણ થશે, અને આજના જે ધાર્મિક આચારો ઐહિક દૃષ્ટિથી સમજણ વિનાના લાગે છે, છતાં પણ પરલોક અને પુનર્જન્મ ઉપરના વિશ્વાસને લીધે લોકો પાળી રહ્યા છે તે બધા લોપ પામશે એવો તેમનો દૃઢ વિશ્વાસ હતો.

"અમારા અને અમારા સહધર્મી લોકોના પરિશ્રમને લીધે આવતી પેઢીમાં અમારા વિચારના અનેક યુવાનો પેદા થશે અને તેઓ વાણીથી અને કલમથી આ વિષયોની ચર્ચાનો સતત મારો ચલાવતા રહેશે, તો થોડા જ વરસમાં તમારા દેવો માણસમાંથી અને ભૂતપિશાચમાંથી નિર્માણ થયેલા છે, એવી ઘણાખરા લોકોની ખાતરી થઈ જશે; એટલું જ નહીં, પણ તમારા ધાર્મિક આચારોમાં પણ જબરદસ્ત ક્રાન્તિ થશે અને તમારું વર્તન અત્યંત સાદું અને કેવળ નીતિના નિયમોથી ચાલતું

* 'લો. ટિળકાંચે કેસરીંતીલ લેખ', ભાગ ૪, પૃ. ૪૮૩.

× 'નિબંધસંગ્રહ', ભાગ ૧, પૃ. ૧૭૮.

થશે. સંધ્યા, બ્રહ્મયજ્ઞ, શ્રાવણી (બળેવ)ને દિવસે જનોઈ બદલવી, સાદા યજ્ઞો કે હોમહવનો, તેમ જ શ્રાદ્ધ વગેરે બીજા ધર્માચારો પૂર્ણપણે લુપ્ત થશે અને તેમની જગ્યાએ વધારે ઉપયોગી અને સમજણપૂર્વકના આચારો પ્રચલિત થશે; અને સત્યપરાયણતા, ન્યાયરતિ, પરોપકાર અને ડહાપણ વગેરે સદ્ગુણોનો વિકાસ થઈને લોકોને આજના કરતાં સો ગણું વધારે સુખ મળતું થશે."+

ધર્મ અને નીતિ વચ્ચે દ્વૈત પેદા થવાનું કારણ પરલોક, દેવદેવતાઓ, અને ભૂતપિશાચ વગેરે ભ્રામક માન્યતાઓ છે; આ માન્યતાઓ ભૂલભરેલી છે એવી માણસની ખાતરી થશે એટલે નીતિ એ જ ધર્મ અને ધર્મ એ જ નીતિ એવી સ્થિતિ આવશે; અને સત્યનિષ્ઠા, ન્યાયપ્રીતિ, પરોપકાર અને ડહાપણ વગેરે સદ્ગુણોની વૃદ્ધિ થઈને માણસો સ્વાવલંબનથી પોતાનો માર્ગ કાપવા માંડશે. પૂજા અને પ્રાર્થના કરવાથી માણસ પરાવલંબી બને છે, અને કુદરતની જુદી જુદી શક્તિઓની ઉપાસના કરીને તેમની ઉપર કાબૂ મેળવવાનો પ્રયત્ન કરવા માંડે છે. આ દાસ્યવૃત્તિ છોડી દઈને સ્વાવલંબનની અને 'अहं ब्रह्मास्मि'ની પ્રભુત્વની વૃત્તિ તેણે ધારણ કરવી જોઈએ.

"અત્યાર સુધી આ વિષયને અંગે જે લખવામાં આવ્યું છે તેટલા ઉપરથી વાચકોના ધ્યાનમાં એ આવ્યું હશે કે, માણસ અજ્ઞાન અવસ્થામાં હોય છે ત્યારે બાહ્ય સૃષ્ટિની સચેતન અને અચેતન વસ્તુઓના વ્યાપારોની જે અસર તેના અંતઃકરણ ઉપર થાય છે, તેને લીધે તે તે વસ્તુઓને ઠેકાણે પોતાની મનોવૃત્તિઓ જેવી મનોવૃત્તિઓ વાસ કરતી હશે એવી કલ્પના કરે છે. અને તે નિર્જીવ પદાર્થોની, પ્રાણીઓની, વનસ્પતિઓની અને આખરે આખા વિશ્વની પૂજા કરવા માંડે છે. આ વસ્તુઓની પૂજા કરવામાં કશો અર્થ નથી; તેમનામાં આપણા જેવી મનોવૃત્તિઓ છે એમ માનવું એ ભૂલભરેલું છે; માણસ જ બધા પ્રાણીઓમાં શ્રેષ્ઠ પ્રાણી છે; નિર્જીવ અને સજીવ વસ્તુઓના વ્યાપાર ચોક્કસ નિયમો અનુસાર ચાલે છે; એ વસ્તુઓ દ્વારા પોતાનું કોઈ હિત સાધવું હોય તો તેમના ઉપર ગુસ્સે થવામાં, તેમને સજા કરવામાં કે તેમની પ્રાર્થના કરવામાં કશો અર્થ નથી; તેમના વ્યાપારના નિયમો શોધી કાઢીને તે મુજબ તેમની પાસેથી પોતાનું કામ કરાવવું જોઈએ; આવી માણસના મનની ખાતરી થવાને માટે ખૂબ લાંબા વખતની જરૂર પડે છે."

આગરકરે વર્ણવેલી માનવસમાજના માનસની આ અવસ્થા એટલે જ જેને ઑાગસ્ટ કૉંટ 'પૉઝિટિવ' અવસ્થા કહે છે તે છે. આપણી સંસ્કૃતિ હજી આ પૉઝિટિવ અવસ્થા સુધી આવી પહોંચી નથી તેથી જ આપણી સંસ્કૃતિ યુરોપની સંસ્કૃતિ આગળ ટકતી નથી એમ રાજવાડેએ અનેક સ્થળે કહેલું છે. 'રાધામાધવવિલાસચંપૂ'ની પ્રસ્તાવનામાં તેઓ લખે છે:

"અહીં એક આનુષંગિક સવાલ એવો ઊભો થાય છે કે ટોપીવાળાઓ પાસેથી જે બંદૂકો, તોપો અને દારૂગોળો શહાજી લેતો, તે બધું મહારાષ્ટ્રમાં બનાવવાની વ્યવસ્થા

+ 'નિબંધસંગ્રહ', ભાગ ૨, પૃ. ૬૧૭–૧૮.

તેણે કેમ કરી નહીં? અથવા શહાજીના પુત્ર શિવાજીએ પણ કેમ ન કરી? . . આ સવાલનો જવાબ એક જ છે, અને તે તદ્દન સાદો છે. સુરેખ અને સચોટ હથિયાર બનાવવાની કળા અસ્તિત્વમાં આવે તે માટે જે શાસ્ત્રીય જ્ઞાનની પૂર્વ તૈયારી રાષ્ટ્રમાં થવી જોઈએ તે તે વખતે મહારાષ્ટ્રમાં થઈ ન હતી. શહાજીના વખતમાં યુરોપમાં ડેકાર્ટ, બેકન વગેરે વિચારકો અને વૈજ્ઞાનિક સંશોધનના હિમાયતીઓ પંચમહાભૂતોની શોધો કરવાને લોકોને ઉત્તેજન આપતા હતા. જ્યારે આપણે ત્યાં એકનાથ, તુકારામ, દાસોપંત, નિપટરંજન વગેરે સંતો પંચમહાભૂતોને અવગણીને આખા રાષ્ટ્રને બ્રહ્મસાક્ષાત્કારને પંથે લઈ જઈને તેને મુક્ત કરવાના પ્રયત્નમાં પડ્યા હતા. એવા લોકોને સ્ક્રૂ, ટાંકણી, બંદૂક તથા તોપના વિચારથી સૂગ ચડે તેમાં કશી નવાઈ છે ખરી? ટૂંકમાં, ઓગસ્ટ કોંટની ભાષામાં કહીએ તો મહારાષ્ટ્ર તે વખતે 'આધ્યાત્મિક' (મેટફિઝિકલ) અવસ્થામાં હતો અને 'આધિભૌતિક' (પોઝિટિવ)માં આવવાને તેને હજી પાંચસો વરસની વાર હતી. એટલે કે ઈ. સ. ૨૦૦૦ની આસપાસ મહારાષ્ટ્ર આધિભૌતિક બનવાનું હતું."*

પશ્ચિમની યુરોપીય સંસ્કૃતિનું શ્રેષ્ઠત્વ તેની ભૌતિક વૈજ્ઞાનિક વૃત્તિમાં રહેલું છે એવો પોતાનો મત રાજવાડે આ જ પ્રસ્તાવનામાં નીચે મુજબ રજૂ કરે છે:

"આ પ્રચંડ સંસ્કૃતિપ્રવાહ એટલે આજની ભૌતિક શાસ્ત્રો પર અધિષ્ઠિત થયેલી સંસ્કૃતિ. આ વૈજ્ઞાનિક સંસ્કૃતિના પ્રવાહે એકલી ઇસ્લામી વિકૃતિને જ ક્ષીણ બનાવી દીધી એમ નથી. તેણે ખ્રિસ્તી વિકૃતિને પણ દૂબળી કરી દીધી. આ સંસ્કૃતિ કાળે કરીને હિન્દુ અને બૌદ્ધ વિકૃતિઓને પણ મચરીને મારી નાખવાની હતી. આવી આ અજેય, ત્રિભુવનવિજયી તેમ જ કાલત્રયવ્યાપક ભૌતિક શાસ્ત્રીય સંસ્કૃતિના ધગધગતા તેજ આગળ મધ્યમ યુગની જુનવાણી અને જંગલી ઇસ્લામી વિકૃતિ શકે ૧૪૦૦થી જે ક્ષીણ થવા માંડી તે શકે ૧૫૫૦ સુધીમાં સાવ ક્ષીણ બની ગઈ."*

આપણી સંસ્કૃતિને પણ આવી જાતનું ભૌતિક શાસ્ત્રીય સ્વરૂપ મળે એ બાબતમાં ટિળક, આગરકર તથા રાજવાડે એ ત્રણે એકમતના હતા, એમાં શંકા નથી. પણ એ ત્રણે જણા આ બાબતમાં કોંટના અનુયાયીઓ ન હતા, પણ ઇંદ્રિયાનુભવગમ્ય સૃષ્ટિની પાછળ ઇંદ્રિયોને અગોચર એવું એક અજ્ઞેય તત્ત્વ છે અને એ જ તત્ત્વ આપણા અંતઃકરણમાં પણ વસે છે એવો તેમનો મત હતો એટલે તેઓ કોંટના કરતાં સ્પેન્સરના કે વેદાન્તના વિચારો સાથે વધારે મળતા હતા. પણ વેદાન્તને નિવૃત્તિમાર્ગી ન રહેવા દેતાં તે પ્રવૃત્તિપર થવો જોઈએ એવો તેમનો મત હતો અને એ ત્રણમાંથી ટિળક અને રાજવાડે ગીતા અને દાસબોધમાં એ પ્રવૃત્તિપર, વેદાન્તનો જ ઉપદેશ કરેલો છે એમ માનતા હતા અને તેથી જ તેઓ એ ગ્રંથોને આધારે આપણી સંસ્કૃતિનું પુનરુજ્જીવન કરવામાં આવે તો આપણે યુરોપિયન સંસ્કૃતિનો પરાભવ કરી શકીશું એવો આત્મવિશ્વાસ લોકોમાં જાગ્રત કરતા હતા.

---

* 'રાધામાધવવિલાસચંપૂ', પૃ. ૧૦૭-૧૦૮.

* 'રાધામાધવવિલાસચંપૂ', પૃ. ૧૧૬.

લોકમાન્ય ટિળક અને ઇતિહાસાચાર્ય રાજવાડે એ બેની વૃત્તિમાં મૂળથી જ ઘણું સામ્ય હતું, તો પણ પહેલાનો ઝોક અધ્યાત્મ તરફ વિશેષ હતો, અને બીજાનું વલણ ભૌતિકવાદ તરફ અધિક હતું. લોકમાન્યે મનુષ્ય-સમાજને નીતિશાસ્ત્ર જોઈતું હોય તો અધ્યાત્મશાસ્ત્ર છોડી દીધે ચાલવાનું નથી એ સિદ્ધ કરવા માટે પોતાની જિંદગીની આખરે 'ગીતારહસ્ય' લખ્યું, જ્યારે રાજવાડે જિંદગીના છેલ્લા દિવસોમાં નાસ્તિક–શિરોમણિ નીત્શેના અનુયાયી બન્યા. ઑગસ્ટ કોંટની જેમ નીત્શેએ પણ ચાતુર્વર્ણ્યનું સમર્થન કરેલું છે; અને આનુવંશિક જાતિસંસ્થાને પણ તેનો આધાર મળે છે તે જોઈને તેમને નીત્શેને વિષે વિશેષ આદર થયો હોય તો નવાઈ નહીં. 'મહિકાવતીચી બખર'ની પ્રસ્તાવનામાં આપણો વેદાન્ત એ કેવળ નાસ્તિક-વાદ જ છે એવું પ્રતિપાદન તેમણે કરેલું છે. તેઓ લખે છે :

"દેવ એક છે એ જેટલું સાચું છે તેટલું જ તે કરોડોની સંખ્યામાં છે એ પણ સાચું હોવાથી, એટલે કે બંને માન્યતાઓ કેવળ બાઉ જેવી અસત્ય હોવાથી કાતકરી, યહૂદીઓ, ખ્રિસ્તીઓ તેમ જ હિંદુઓ એ બધા પાયાવિનાની એ મિથ્યા કલ્પનાઓની પાછળ દોડતા હતા. . . . દેવકલ્પનાનો અસત્ય યુગ ચાર પાંચ હજાર વરસ ટક્યો ને હવે પૂરો થવા આવ્યો છે, એ વાત આ ભોળા ધર્મજડ લોકોના ધ્યાનમાં હજી આવી ન હતી. અદ્વૈતવેદાન્તીએ એકલાએ જ કેવળ દેવકલ્પનાને ઠોકરે મારી ઉડાવી દીધી હતી."*

રાજવાડેને લોકશાહીમાં વિશ્વાસ ન હતો, તેમ જ સામાજિક સમતામાં પણ ન હતો. તેમ છતાં ચાતુર્વર્ણ્ય કરતાં શ્રેષ્ઠ સમાજરચના કરવાનો સમય આવ્યો છે અને મહારાષ્ટ્રના બ્રાહ્મણો તથા ક્ષત્રિઓએ 'મરાઠા–ક્ષત્રિય, મરાઠા–કણબી, અને નાગવંશી મહારોને સાક્ષર બનાવવાનો મનઃપૂર્વક પ્રયત્ન ન કર્યાથી, તેમ જ એ લોકોની સંખ્યા દેશમાં ખૂબ વધી જવાથી, બુદ્ધિશાળી અને પુરુષાર્થી ઉચ્ચ વર્ણના બ્રાહ્મણોને અને ક્ષત્રિયોને તેમની સાથે અધોગતિની દશામાં રઝળતા રહેવાની યથાયોગ્ય સજા મળેલી છે' એવા ઉદ્‌ગારો તેમણે કાઢેલા છે. "મહારાષ્ટ્ર દેશનું ગુરુત્વમધ્યબિંદુ ઉપર જણાવેલી ચાર જાતિઓમાં રહેલું છે, અને તેઓ જે કંઈ કરવા માગશે તે જ, કાળે કરીને પણ, આખરે થવાનું છે — થાય છે."× એમ કહીને તેમણે મહારાષ્ટ્રના ભણેલાઓને જાણે કે આ સામાન્ય જનતાને ઊંચે આણ્યા વિના તમારો ઉદ્ધાર થવાનો નથી એવો આખરી સંદેશો આપી દીધો છે.

લોકમાન્ય ટિળક શુદ્ધ ભૌતિકવાદી કદી પણ ન હતા. તેઓ વેદાન્તી જ હતા અને નીત્શેના કેટલાક મતો વિષે તેમને આદર હોય તો પણ તેઓ કદી

* 'મહિકાવતીચી બખર', પ્રસ્તાવના, પૃ. ૯૭.
× 'રાધામાધવવિલાસચંપૂ', પૃ. ૨૭૧.

તેના અનુયાયી બન્યા ન હતા. સ્પેન્સરે અદ્વૈત વેદાન્તના 'નિર્ગુણ પરબ્રહ્મ'નું જ 'અજ્ઞેય તત્ત્વ' નામથી પ્રતિપાદન કર્યું, તેથી તેઓ સ્પેન્સરને આધુનિક ઋષિ કહેતા; તે જ પ્રમાણે નીત્શેએ જર્મનીને કર્મપ્રવણ બનાવ્યું તેટલા માટે તેને તેઓ મહાન ગણતા. તે જ પ્રમાણે તેણે ચાતુર્વર્ણ્યનું મહત્ત્વ ઓળખ્યું હતું એટલા માટે પણ તેમને તેને વિષે એક પ્રકારનો આદર થાય એ સ્વભાવિક હતું; પણ ભૂતદયા, સમતા, સ્વતંત્રતા વગેરે વિષેનો તેનો અનાદર તેમને જરાય માન્ય ન હતો. નીત્શેના ભૌતિક તત્ત્વજ્ઞાનનો અને વિકૃત નીતિશાસ્ત્રનો ઉલ્લેખ તેમણે 'ગીતારહસ્ય'માં નીચે મુજબ કરેલો છે:

"તેથી અધ્યાત્મની દૃષ્ટિથી નીતિશાસ્ત્રના આધાર તરીકે માની લીધેલી સર્વભૂતાત્મૈક્યરૂપ પરબ્રહ્મની અવ્યક્ત કલ્પના છોડી દઈએ, તો પણ આખરે તેને બદલે આંખ વડે પ્રત્યક્ષ દેખી ન શકાય એવી અખિલ માનવજાતિ જેવી અવ્યક્ત વસ્તુને જ પરમેશ્વરના જેવી પૂજ્ય માનવાની ફરજ પડે છે; અને તેમાં જ ભૂતકાળની અને ભવિષ્યમાં થનારી પેઢીઓનો સમાવેશ કરવાથી અમૃતત્ત્વ વિષેની માણસની સ્વાભાવિક ભાવના તૃપ્ત થવી જોઈએ એમ માનીને, એ મહાન દેવતાની પ્રેમથી અને અનન્ય નિષ્ઠાથી ઉપાસના કરવી, તેની સેવામાં પોતાનું આખું જીવન અર્પણ કરવું, અથવા તેને માટે પોતાના બધા સ્વાર્થનો ત્યાગ કરવો — યજ્ઞ કરવો, એ જ માણસનું આ દુનિયામાં પરમ કર્તવ્ય છે, એવો ઉપદેશ નવ્વાણું ટકા આધિભૌતિક પંડિતો પણ હવે ખૂબ લાગણીપૂર્વક કરવા લાગ્યા છે. ફ્રેંચ પંડિત કોંટે પ્રતિપાદન કરેલા ધર્મનો આ જ સાર છે અને આ ધર્મને જ 'સકલ-માનવજાતિ-ધર્મ' અથવા ટૂંકમાં 'માનવધર્મ' એવું સુંદર નામ તેણે પોતાના ગ્રંથમાં આપેલું છે. આધુનિક જર્મન પંડિત નીત્શેની વાત પણ આવી જ છે. ઈસવી સનના ઓગણીસમા સૈકામાં 'પરમેશ્વર ગુજરી ગયો' એમ તેણે ચોખ્ખું જાહેર કર્યું હતું અને અધ્યાત્મશાસ્ત્ર સબ જૂઠ છે એવું તેનું કહેવું હતું. તેમ છતાં આધિભૌતિક દૃષ્ટિથી જ કર્મવિપાક અને પુનર્જન્મનું ચક્ર માન્ય રાખીને આપણે ફરી જન્મે જન્મે કરી શકીએ એવાં કૃત્યો કરવાં અને જેની બધી મનોવૃત્તિઓ અત્યંત વિકાસ પામીને પૂર્ણાવસ્થાએ પહોંચી છે એવું 'માનવી જાનવર' (નરવર-સુપરમૅન) જેથી કરીને આ જગતમાં અવતરે એવી સમાજવ્યવસ્થા રાખવી, એ જ આ જગતમાં માણસમાત્રનું કર્તવ્ય અને પરમ સાધ્ય છે એમ તેણે પોતાના બધા ગ્રંથોમાં પ્રતિપાદન કરેલું છે. અધ્યાત્મશાસ્ત્રમાં જેઓ માનતા નથી તેમને પણ કર્માકર્મનું વિવેચન કરતી વખતે કોઈક પરમ સાધ્ય તો માનવું જ પડે છે અને તે એક રીતે અવ્યક્ત જ હોય છે એમ આના ઉપરથી દેખાશે." *

ઉપરના ઉતારામાં નીત્શેનો જે ઉલ્લેખ છે તે ઉપરથી નીત્શેના મતો લોકમાન્યને માન્ય હોય એમ જરાય દેખાતું નથી. ઊલટું, નીત્શેના 'સુપર-મૅન'ને જેની બધી મનોવૃત્તિઓ વૃદ્ધિ પામતી પામતી પૂર્ણાવસ્થાએ પહોંચેલી છે એવું 'માનવી જાનવર' નામ તેમણે આપ્યું છે. એટલા ઉપરથી પણ

* 'ગીતારહસ્ય', પૃ. ૫૦૦.

તેના માનવાદર્શને વિષે લોકમાન્યને અનાદર થતો હતો એમ સિદ્ધ થાય છે. તેમનો વર્ણવ્યવસ્થા ઉપર વિશ્વાસ હતો તે પણ તેમાં એક નિષ્કામ કર્મયોગી માનવધર્મ ગ્રથિત થયેલો છે એટલા માટે હતો. રાજકારણમાં તેઓ શુદ્ધ લોકશાહીના હિમાયતી હતા અને તેમનો એ વિશ્વાસ આખર સુધી સતત વધતો ગયેલો છે. આપણને આપણી ગુલામીમાંથી મુક્ત કરવાની શક્તિ આ સામાન્ય જનતામાં જ છે, એવો તેમનો પ્રથમથી મત હતો અને જ્યારે તેઓ એમ કહેતા કે, સ્વરાજ્ય માટે લોકોએ સંન્યાસી અથવા રામદાસી થવું જોઈએ, ત્યારે તેમાં પોતાના વર્ણશ્રેષ્ઠત્વનું પ્રદર્શન કરનારા બ્રાહ્મણોના ન્યાતિ-અભિમાનનો જરા સરખો પણ અંશ ન હતો. સામાન્ય જનતા સાથે, ભળીને તેની સેવા કરવા સંબંધે તેઓ એક ઠેકાણે કહે છે :

"એ લોકો પશુ જેવા છે એમ કહીને તેમનો તિરસ્કાર કરવામાં કંઈ પુરુષાર્થ નથી. તેમનાં અને આપણાં બંધનો એક જ પ્રકારનાં છે અને આખરે આપણને જો કોઈ તારનાર કે મારનાર હોય તો તે આ લોકો જ છે. ક્ષણવાર યુરોપિયનો સાથે ભળીને વાહવાહ મેળવવાથી આપણું કશું વળવાનું નથી. . . . સાર્વજનિક હિતનો માર્ગ આથી જુદો છે. તેને માટે આપણે બધી ન્યાતજાતના અને બધા પ્રકારના લોકો સાથે ભળીને કામ કરવું જોઈએ અને પોતાનો બધો સ્વાર્થ છોડી દઈને નિષ્કામ બુદ્ધિથી રામદાસીની જેમ અથવા મુક્તિફોજવાળાની જેમ આ બાબતમાં ઉપદેશકનો અને માર્ગદર્શકનો ધંધો સ્વીકારવો જોઈએ."

બ્રાહ્મણ્યના ઉંચા આદર્શમાંથી લોકનાયકત્વની આ જે કલ્પના નીકળે છે તે સામાજિક સમતા, લોકસત્તા કે સમાજસત્તાની વિરોધી નથી, પણ એ બધીને પોષક છે. આવી જાતના ગુણશ્રેષ્ઠ અને લોકસેવારત બ્રાહ્મણોની કોઈને યે અદેખાઈ નહીં. થાય અને તેમનો જન્મ કોઈ એક વિશિષ્ટ જાતિમાં જ હોવો જોઈએ એવું નથી. એમ વિચારીને જ લોકમાન્યે આખરે સ્વરાજ્યની લડતમાં શાંતિથી અને સ્વાર્થત્યાગપૂર્વક લડનારા સર્વ જાતિના લોકો ખરેખર બ્રાહ્મણો છે, એવો ઉપદેશ કર્યો અને આ જ વૃત્તિનું અવલંબન કરતા રહીશું તો જન્મસિદ્ધ ચાતુર્વર્ણ્ય નષ્ટ થશે અને ગુણકર્મપ્રધાન વર્ણવ્યવસ્થાની સ્થાપના થઈ શકશે, એમ 'મહાસભાવાદી લોકશાહી' પક્ષની સ્થાપના કરતી વેળાએ તેમણે લોકોને કહ્યું હતું. ટૂંકમાં, લોકશાહી આપણા દેશમાં આવી રહી છે, અને આપણા પરાપૂર્વથી ચાલતા આવેલા સામાજિક તથા ધાર્મિક આચારવિચારોમાં તેને અનુરૂપ ફેરફારો થવાના છે એ વસ્તુ લોકમાન્યને દેખાતી હતી તો પણ તેના પર ભાર મૂકવો એ લોકોનું ધ્યાન ગૌણ વસ્તુઓ તરફ ખેંચીને સ્વરાજ્યના મુખ્ય કાર્યમાં અંતરાયો ઊભા કરવા જેવું છે એમ તેમને લાગતું હતું.

હવે આગરકર આ બાબતમાં શું કહે છે તે જોઈએ. તેઓ કહે છે :

"આ દેશમાં જે વિદ્યા દાખલ થઈ છે તે આપણા રાજકીય વિચારોની જેમ આપણા ધાર્મિક તેમ જ સામાજિક વિચારોમાં પણ પ્રચંડ ક્રાંતિ કરશે અને આપણું આચરણ તેને અનુસરીને બદલાતું જશે. . . . આપણા નવા વિચારોને જે ધાર્મિક અને સામાજિક બાબતો કે રીતરિવાજો હવે અઘટિત લાગવા માંડ્યા છે, તેમને માટે સેંકડો મનુઓના તથા હજારો પારાશરોના આધાર બતાવવામાં આવે, અને તેમનો ફેલાવો ન થાય તે માટે કરોડો લોકોની મૂર્ખતા, વૃથા ધર્માભિમાન અને બળવાની ધમકીઓના અંતરાયો મૂકવામાં આવે, તો પણ જેમ પર્વતના માથા ઉપર આવેલા સરોવરની પાળ તોડીને પૂરજોશથી કરાડા ઉપરથી કૂદી પડતા જલપ્રપાતની ગતિ રોકવાની હિંમત કોઈ કરતું નથી, તે જ પ્રમાણે આપણી મૂર્ખતાભરેલી સામાજિક તથા ધાર્મિક માન્યતાઓને સળગાવી દેતો દાવાનળ કરોડો મૂર્ખ અને ક્ષુદ્ર કીટકોની પાંખોના ફફડાટથી અથવા મોટા કીડાઓના સૂકા શ્વાસવાયુથી હોલવાય એવો જરાય સંભવ નથી"×

ટિળક કહેતા કે અમુક જાતની સામાજિક અને ધાર્મિક જાગૃતિ કે વિચારક્રાન્તિ થાય એ આવશ્યક હોય તો પણ તે જો આપણી પ્રાચીન પરંપરાને અનુકૂળ થાય એવી રીતે કરવામાં આવે તો જ લોકોને માન્ય થશે. આજે ને આજે જ બધી ન્યાતો તોડી નાખો, ધર્મબંધનો ફગાવી દો, અને બધા શુદ્ધ બુદ્ધિવાદી બનો એટલું કહેવાથી જ લોકો તેવા થઈ જતા નથી અને નાહકના મતભેદો અને પક્ષો પડવાથી સ્વરાજ્યના કાર્યને હાનિ પહોંચે છે. લોકનાયકો પૂર્વ પરંપરા ઉપર એકદમ તૂટી પડે અને સમાજ ઉપર કેવળ તાર્કિક હલ્લા કરે તો તેથી કોઈ પણ રીતે આપણું હિત થતું નથી, ઊલટું, લોકોની શક્તિના ભાગલા પડી જાય છે; લોકમત ધીમે ધીમે બદલાતો જાય તે પ્રમાણમાં પરિસ્થિતિ પ્રમાણે જે ધાર્મિક અને સામાજિક આચારો સ્વરાજ્યની આડે આવશે તે લોકો પોતાની મેળે છોડી દેશે. એટલા માટે તેમનામાં પ્રથમ સ્વરાજ્યની આકાંક્ષા જગાડો, અને તેમને સ્વરાજ્યોન્મુખ બનાવો, તેમનામાં સ્વાભિમાન જાગ્રત કરો, પોતાની સંસ્કૃતિ શ્રેષ્ઠ છે એવી તેમને પ્રતીતિ કરાવો, એટલે તેમનામાં જોમ પેદા થશે અને આત્મશ્રદ્ધાનું એવું જોમ પેદા થશે એટલે બધા સુધારાઓ યથાક્રમે ધીમે ધીમે થયા વિના રહેવાના નથી. આના જવાબમાં આગરકર એમ કહેતા કે, આપણી પ્રાચીન સંસ્કૃતિનું અભિમાન જાગ્રત કરો, પણ તેની સાથે જ તેના દોષો દૂર કરવાનું પણ કહેતા રહો. આપણી સંસ્કૃતિ દુનિયાની પાછળ પડી ગઈ છે એનું ભાન જાગ્રત રાખીને તેને આગળ લઈ જવાની વૃત્તિ જાગ્રત કરો. આ વાદ આમને આમ ચાલ્યા કરતો.

આ વાદમાં શુદ્ધ તાત્ત્વિક મતભેદ સારી પેઠે હતો એ સાચું છે તોય લો. ટિળકની રાજકીય વ્યાવહારિકતા તેમને આગરકરના મતોથી દૂર દૂર લઈ જતી હતી એ વાત ખોટી નથી. આગરકરનાં મન્તવ્યો બીજા સુધારકોનાં

× 'નિબંધસંગ્રહ', ભા. ૧, પૃ. ૧૪૬–૪૭.

મન્તવ્યો કરતાં વધારે તર્કશુદ્ધ તેમ જ સર્વાંગી ક્રાંતિવાદી છે એ લોકમાન્ય જાણતા હતા. આગરકર જેમ સામાજિક અને ધાર્મિક ક્ષેત્રમાં રાનડે કરતાં વધારે પ્રગતિશીલ છે તેમ જ રાજકીય બાબતમાં પણ તેઓ જહાલ છે એ વાતનો તેમણે કદી ઇન્કાર કરેલો નથી; પણ તેમની આ તાર્તિક વૃત્તિને લીધે જ આપણા રાજકારણમાં વધારે અન્તરાયો ઊભા થાય છે એમ તેમને લાગતું. રાજકીય સુધારકે એકાંતિક ધાર્મિક તેમ જ સામાજિક સુધારાની હિમાયત કરવી એ, કંઈ નહીં તો પરતંત્ર રાષ્ટ્રમાં, યોગ્ય નથી એમ તેમને લાગતું. આમ કરવામાં સત્યને દગો થાય છે એમ આગરકરને લાગતું. તેઓ કહેતા કે, સીતા નિર્દોષ છે એ જાણવા છતાં રામચન્દ્રે જેમ કેવળ લોકારાધન માટે તેનો ત્યાગ કર્યો, તેવું વર્તન સમાજસુધારાને દૂર ઠેલીને ટિળક કરી રહ્યા છે.

આગરકરના આમ કહેવામાં જરાય તથ્ય ન હતું એમ નથી; પણ રાજકારણ કરતી વખતે આવી લોકારાધના કરીએ તો તેમાં સ્વાર્થ કે પ્રમાદ ક્યાં છે એમ ટિળક પૂછતા. રામે સીતાનો ત્યાગ કર્યો તે પછી વાલ્મીકિએ તેને જંગલમાંથી આણીને પોતાના આશ્રમમાં રાખી ત્યાં તેની સુવાવડ કરી અને તેના બાળકોને ઉછેરીને મોટા કર્યા. 'રામચંદ્રના પરાક્રમ માટે મને ગમે તેટલો આદર હોય તો પણ તું નિરપરાધી હોવા છતાં તારો તેણે ત્યાગ કર્યો છે તે માટે મને તેના પર ગુસ્સો થાય છે', એમ વાલ્મીકિએ સીતા આગળ પોતાની લાગણી વ્યક્ત કરી હતી.

વાલ્મીકિ જેવા નિઃસ્પૃહ ઋષિ કરતાં અણઘડ લોકોના અભિપ્રાયોને માન આપવું અને પોતાના અંતરના અવાજને બાજુએ ઠેલી દઈને સીતાનો ત્યાગ કરવો એ રામને શોભતું નથી એવો આગરકરનો મત હતો.

"વ્યક્તિએ અથવા સરકારે સામાન્યપણે લોકમતને અનુસરીને વર્તન કરવું જોઈએ અથવા કાયદા ઘડવા જોઈએ. એ સામાન્ય બાબતોમાં ઠીક છે; પણ લોકોના ગાઢ અજ્ઞાનને લીધે અથવા દુરાગ્રહને લીધે વ્યક્તિને લોકોના કે લોકમતની પરવા કર્યા વિના સ્વતંત્રપણે વર્તવું પડે છે, તેમ જ સરકારને લોકમતથી વિરુદ્ધ કાયદા કરવાની ફરજ પડે છે. તેમ છતાં સામાન્યતઃ સરકારનું વર્તન લોકમતને અનુસરીને હોય તેટલું સારું. પણ જે લોકો આ સિદ્ધાંત માન્ય રાખે છે તેઓ લોકમત દિવસે દિવસે સુધરતો જાય છે એમ માનીને તેમ કરે છે. તો હવે સવાલ એ થાય છે કે, લોકમતના સુધારણા શી રીતે થઈ શકે? . . . તેથી પ્રચલિત લોકમતમાં જે દોષો હોય તે બતાવવાનું અને સમાજના મોટા ભાગના લોકોને ન ગમે એવા પથ્યકારક વિચારો તેમના આગળ મૂકવાનું અળખામણું કામ કરવા કોઈ તો તૈયાર થવું જ જોઈએ. આવું કામ કરવા માટે આવશ્યક ધૈર્ય જો સમાજની થોડી વ્યક્તિઓમાં પણ ન હોય તે સમાજે ઊંચે આવવાની આશા કદી રાખવી નહીં." [૪]

---

[૪] 'નિબંધસંગ્રહ', ભાગ ૧, પૃ. ૭.

"એ ચાર બાબતોને અંગે તમારા વિચારો લોકોને ન ગમે તેવા હોય, અને તે તમે છડેચોક વ્યક્ત કરો, તો થોડાક દિવસ તેઓ તમને ત્રાસ આપશે, તમારો તિરસ્કાર કરશે, અને તમારી વાત સાંભળવા તૈયાર નહીં થાય, એ જોકે સાચું છે, તો પણ સત્ય જો તમારા પક્ષમાં હોય, ઓછામાં ઓછું કોઈ પણ નજીવા સ્વાર્થને માટે તમે અંગીકારેલા પક્ષ વતી તમે ઝઘડતા ન હો, લોકોના સાચા કલ્યાણની દાઝ તમારા હૈયામાં વસતી હોય અને તે કલ્યાણ સાધવા માટે નિરપેક્ષ બુદ્ધિથી તમે પોતાનાથી થાય તેટલા બધા પ્રયત્નો કરતા હો, તો તમારે હાથે તે કલ્યાણ સિદ્ધ થાઓ અથવા ન થાઓ, તમારી શુભ દાનત અને તમારા નિરપેક્ષ કષ્ટને કારણે તમારે વિષે લોકોના મનમાં બંધાયેલી ગાંઠ ધીમે ધીમે છૂટી જશે. તેમને તમારા ગુણોનું મહત્ત્વ સમજાતું થશે અને તમારે માટે કૃતજ્ઞતા અને પૂજ્યભાવ પેદા થશે." +

પણ આવી વૃત્તિથી વર્તનાર માણસ વહેવારુ રાજકારણને દોરવણી આપી શકે નહીં, એવો લોકમાન્યનો મત હતો. આગળ આવી ગયેલા દૃષ્ટાન્તની ભાષામાં કહીએ તો લોકમતની વિરુદ્ધ જઈને સીતાને પોતાના આશ્રમમાં આશ્રય આપવો, એ વાલ્મીકિ ઋષિને માટે શક્ય હતું; પણ પ્રત્યક્ષ રાજ્ય ચલાવનાર રામચંદ્રને માટે લોકમત શાંત ન પડે ત્યાં સુધી તેમ કરવું શક્ય ન હતું. વાલ્મીકિ સીતાને પોતાના આશ્રમમાં આશ્રય આપે અને તેના બાળકોને ઉછેરે તેમાં અને લોકમત અનુકૂળ થયા પછી તેને પાછી બોલાવવામાં રામને કશો વાંધો ન હતો; પણ રાજકારણના હેતુસર કેટલાક સમય માટે તેનો ત્યાગ કર્યા વિના રામનો છૂટકો ન હતો. આ દૃષ્ટાંત બાજુએ રાખીને વસ્તુ સ્પષ્ટ કરવી હોય તો એમ કહેવું જોઈએ કે, ટિળક અને આગરકરની મનોભૂમિકાઓ એકબીજાથી ભિન્ન હતી. પહેલાની ભૂમિકા રાજકીય મુત્સદ્દીપણાની અને રાષ્ટ્રીય સંગઠનની હતી, જ્યારે બીજાની કેવળ તત્ત્વનિષ્ઠ સર્વાંગી સંસ્કૃતિ—સુધારકની હતી.*

---

+ 'નિબંધસંગ્રહ', ભા ૧, પૃ. ૧૯૭.

* જે વિષયને અંગે લોકમત તૈયાર થયેલો હોય તે વિષય પૂરતો તેને સંગઠિત કરીને તેના પ્રભાવથી પ્રસ્થાપિત રાજ્ય સંસ્થામાં પોતાને ઇષ્ટ લાગતા સુધારાઓ કરાવવા માગતા મુત્સદ્દીને ઘણી વાર કેવળ તાત્ત્વિક સુધારાના વિચાર લોકો આગળ રજૂ કરીને લોકમતની શક્તિ દ્વિધા કરનારા તત્ત્વનિષ્ઠ સુધારકોનું કામ હાનિકારક લાગે છે તેમ છતાં, આવા મુત્સદ્દીઓ એ કામ પોતે ન ઉપાડે તો પણ સમાજમાં જે કોઈ તત્ત્વનિષ્ઠ અને સ્વાર્થત્યાગી સુધારકો હોય તેઓ એ કામ કરતા રહે એ સમાજની પ્રગતિ તેમ જ લોકમતની કેળવણીની દૃષ્ટિએ આવશ્યક છે આવા સંજોગોમાં આ બે વૃત્તિવાળા લોકો એકબીજાના માર્ગમાં આડે ન આવતાં શ્રમવિભાગના સિદ્ધાંતનું અવલંબન કરે, એ આનો તાત્ત્વિક દૃષ્ટિએ યોગ્ય ઉપાય દેખાય છે. તેમ છતાં આ ઉપાયનું અવલંબન કરવામાં કેટલીક વહેવારુ મુશ્કેલીઓ ઊભી થાય છે; અને તેથી બેઉ પક્ષે અરસપરસ ગેરસમજ અને તિરસ્કાર વ્યક્ત થાય છે. આમ છતાં સમાજની પ્રગતિને માટે ઉપરનાં બંને કાર્યો ચાલુ રહેવાં જોઈએ. લૉર્ડ મોર્લીએ પોતાના 'ઑન

લોકમાન્ય ટિળકને રાષ્ટ્રીય સ્વાતંત્ર્યની પ્રાપ્તિની દૃષ્ટિથી ધાર્મિક અને સામાજિક ક્રાન્તિને માટે રાષ્ટ્રના યુવકોની આટલી બધી શક્તિ ખર્ચી નાખવાનું યોગ્ય લાગતું ન હતું. તેથી તેમણે આપણી સંસ્કૃતિના અભિમાનના પરંપરાગત પાયા ઉપર જ જહાલ રાજકારણની રચના કરી હતી. આગરકરના જહાલ રાજકારણનો પાયો કેવળ જનતાનું વધતું જતું દારિદ્ર્ય અને સ્વતંત્રતા, સમતા અને સત્યનિષ્ઠાની સાર્વત્રિક આકાંક્ષા એ હતો. જ્યારે લોકમાન્યને આપણા સમાજના એવા લાખો માણસો દેખાતા હતા, જેમને સામાજિક તથા ધાર્મિક સુધારા માન્ય ન હોવા છતાં જેમનામાં પોતાની સંસ્કૃતિને વિષે ચોક્કસ અભિમાન હતું. તેમનું સંસ્કૃતિ વિષેનું એ અભિમાન જગાડવામાં આવે તો તેઓ સ્વરાજ્ય માટે લડવા જરૂર તૈયાર થાય. તેઓ તેમ તૈયાર થશે અને તેમનામાં જોમ પેદા થશે એટલે સ્વરાજ્યના માર્ગમાં આડે આવતાં ધાર્મિક તેમ જ સામાજિક બંધનો તેઓ પોતાની મેળે દૂર કરશે. એને માટે આટલી બધી ધમાલ મચાવવાની જરૂર નથી. બીજું, આપણે આજે પાછળ પડી ગયા હોઈએ તો પણ આપણી સંસ્કૃતિ હીન દરજ્જાની નથી, પણ તે શ્રેષ્ઠ દરજ્જાની છે. તો પછી આપણી સંસ્કૃતિનો પાયો ઉખાડવાનો આગ્રહ નાહક શા સારુ રાખવો, એવી પણ તેમની વૃત્તિ હતી. આ વૃત્તિથી જ લોકમાન્યે રાષ્ટ્રીય જાગૃતિની જોશભેર શરૂઆત કરી અને પોતાના કાર્ય વડે બ્રિટિશ સત્તાને હચમચાવી મૂકી! તેમના સ્વતંત્ર રાજકીય કાર્યનો આરંભ ૧૮૯૫થી શરૂ થયો કહેવાય. ત્યાર પછી ચારપાંચ વરસમાં તો તેમની ખ્યાતિ આખા દેશમાં ફેલાઈ અને મહારાષ્ટ્રમાં સુધારક પક્ષનો વિરોધ કરનારો ટિળકનો પક્ષ રાજકીય ખળભળાટ અથવા ક્રાન્તિવાદનો જનક છે એવી બૂમાબૂમ બ્રિટિશ નોકરશાહીએ કરવા માંડી. પણ એ બુમરાણથી અથવા તો અહીંના રાજ્ય-કર્તાઓએ તે પક્ષને આપેલા ત્રાસથી તેનું બળ ઘટયું નહીં, ઊલટું એક સરખું વધતું ગયું. અને ૧૯૦૫ના અરસામાં તેમના નેતૃત્વ હેઠળ આખા દેશના

---

કોમ્પ્રોમાઈઝ' નામના પુસ્તકમાં આવા સંજોગોમાં વ્યવહારમગ્ન મુત્સદ્દી અને તત્ત્વનિષ્ઠ સુધારક એ બંને સમાજને કઈ રીતે જરૂરના છે તેનું નીચે મુજબ વિવરણ કરેલું છે:

"અલબત, રોજ બરોજનો વહેવાર ચલાવવાના કામમાં મગ્ન થયેલા મુત્સદ્દીએ પોતાના કામ તરફ એકાગ્રપણે ધ્યાન આપવા માટે પૂરતાં અને સબળ કારણો હોય છે. પણ આગળ પડતા પ્રમુખ મુત્સદ્દીઓને તાત્કાલિક જરૂરિયાતના કામોમાં એટલું બધું મશગૂલ રહેવું પડે છે કે, તે જ કારણસર જેમનાથી બને તેટલા બીજા માણસોએ લોકોને અપરિચિત પણ મહત્ત્વના અને ભવિષ્યમાં હિતકારી થાય એવા સુધારાઓ સૂચવવા, તેમના ગુણદોષની સતત અને તટસ્થપણે ચર્ચા કરતા રહેવું અને તેમને વહેવારમાં લાગુ કરવાને અંગે લોકમત કેળવવામાં મંડી રહેવું જોઈએ."

—'ઑન કોમ્પ્રોમિઝ' (સત્યાગ્રહની મર્યાદા), પૃ. ૯૮.

જુવાન દેશભકતો એકઠા થયા અને તેમણે રાષ્ટ્રીય રાજકારણની નવી નીતિ રાષ્ટ્રીય મહાસભામાં દાખલ કરવાનો પોતાનો સંકલ્પ જાહેર કર્યો. આ નવી નીતિ શી હતી અને મહારાષ્ટ્રમાં જહાલ ક્રાન્તિકારક રાજકારણનો ઉદ્ભવ અને પ્રસાર શી રીતે થયો તેનો વિચાર હવે પછીના પ્રકરણમાં આપણે કરીશું.

પણ આ નવો વિષય શરૂ કરતા પહેલાં અહીં એટલું જણાવી લેવું જરૂરનું છે કે, લોકમાન્યે સાંસ્કૃતિક પુનરુજ્જીવનનો આધાર લઈને જે રાષ્ટ્રીયત્વ નિર્માણ કર્યું તેથી તેમની હયાતીમાં મહારાષ્ટ્રની બ્રાહ્મણેતર જનતામાં કશી ખાસ રાજકીય જાગૃતિ થઈ શકી નહીં; અને તેમના મૃત્યુ પછી એ સાંસ્કૃતિક રાષ્ટ્રીયત્વનો જ આધાર લઈને તેમના અનુયાયી કહેવડાવનારા કેટલાક લોકો આજે રાષ્ટ્રીય મહાસભાનો વિરોધ કરી રહ્યા છે; અને અમારી વિશિષ્ટ હિન્દુ સંસ્કૃતિનું જેમાં રક્ષણ ન થતું હોય તેવું સ્વરાજ્ય પણ અમારે જોઈતું નથી, એમ કહીને તેઓ પરકીય સત્તા સાથે સહકાર કરવાની હદ સુધી ગયા છે! એ ઉપરથી એમ ફલિત થાય છે કે સ્વસંસ્કૃતિનું અભિમાન હંમેશ પ્રખર રાષ્ટ્રીય રાજકારણને પોષક થતું નથી, એટલું જ નહીં પણ પાશ્ચાત્ય મૂડીવાદની સંસ્કૃતિ તે આપણી જ સંસ્કૃતિ છે એમ કહી તેને પ્રેમપૂર્વક વળગનારા અને હિન્દુ સંસ્કૃતિને નામે ફેસીઝમની હિમાયત કરનારા પણ અનેક લોકો આજે આગળ આવ્યા છે. એથી ઊલટું, આપણા આજના રાજકારણને માટે પ્રાચીન સંસ્કૃતિનો આધાર ન લેતાં બીજા દેશોમાં સફળ નીવડેલા તત્ત્વોનો આધાર લઈને તેને ક્રાન્તિકારક સ્વરૂપ આપવું જોઈએ, એમ કહેનારો એક સમાજવાદી પક્ષ હિન્દી રાજકારણમાં આજે પ્રગટ થયો છે. રાષ્ટ્રીય રાજકારણ માટે પ્રાચીન ઇતિહાસમાંથી પ્રેરણા મેળવનારા મહાત્મા ગાંધી અને જગતના ઇતિહાસમાંથી તેમાં સ્ફૂર્તિ રેડનારા પંડિત જવાહરલાલ નેહરૂ એ બે જણ એક રીતે વિચાર કરતાં મહારાષ્ટ્રના આધુનિક ઇતિહાસના ટિળક અને આગરકરના નવા અવતારો સમા ભાસે છે. ટિળક-આગરકરના જમાનામાં મિલ-સ્પેન્સરની ફિલસૂફી આપણે ત્યાં પ્રવેશ કરતી હતી; આજે માર્કસ-એન્જલ્સની ફિલસૂફીની આયાત થઈ રહી છે. લોકસત્તા અને સામાજિક સમતાના સિદ્ધાન્તોને માન્યતા આપીને હિન્દુસ્તાને આજે મિલ અને સ્પેન્સરની ફિલસૂફીને મોટે ભાગે અપનાવી લીધી છે. અને તેમ છતાં પોતાની પ્રાચીન સંસ્કૃતિનું અભિમાન તેણે જાળવી રાખ્યું છે. હવે આ નવી સમાજવાદી ફિલસૂફીનું આપણે ત્યાં શું થશે એ સવાલ આપણી આગળ ઊભો છે. અમારું એમ માનવું છે કે, આ નવી ફિલસૂફીને આત્મસાત કર્યા પછી પણ ભારતીય સંસ્કૃતિની વિશિષ્ટતા અને શ્રેષ્ઠતા કાયમ રહેશે. પણ અમારા આ મન્તવ્યના ખુલાસાને માટે વાચકે આ પુસ્તકના અંત સુધી ધીરજ રાખવી પડશે.

## પ્રકરણ ૧૯ મું

# મહારાષ્ટ્રનું જહાલ અને ક્રાન્તિકારક રાજકારણ

"આવી રીતે હિન્દુસ્તાનમાં પહેલી સામુદાયિક રાજકીય હિલચાલ મહારાષ્ટ્રમાં શરૂ થઈ. પૂના એનું કેન્દ્ર હતું અને એને પ્રેરણા આપનાર ટિળક હતા. અને ટિળકે પોતે જોકે ક્રાન્તિકારી ચળવળમાં કદી પણ ભાગ લીધો ન હતો, તો પણ તેમની પાસેથી અથવા તેમના લખાણોમાંથી રાજકારણના પ્રથમ પાઠ જેમને મળ્યા હતા તેમાંના જ કેટલાક લોકો પાછળથી ક્રાન્તિકારી બન્યા હતા; અને તેથી ક્રાન્તિકારક કે ત્રાસવાદી ચળવળ શરૂ કરવાનું શ્રેય કે અપજશ પણ મહારાષ્ટ્રને જ ભાગે જાય છે."*

-ગુરુમુખ નિહાલસિંગ

મહાસભાના વિનીત પ્રાગતિક રાજકારણને વ્યવસ્થિત સ્વરૂપ આપવાનું તેમ જ તેના સિદ્ધાન્તો ઘડવાનું કાર્ય મુખ્યતઃ ન્યા. રાનડેએ મહારાષ્ટ્રમાં કર્યું હતું, તો પણ એ પક્ષની વિચારપ્રણાલિકાનો ઉગમ બંગાળના આદ્ય સમાજ-સુધારક અને બ્રાહ્મ સમાજના સંસ્થાપક રાજા રામમોહન રાયને આભારી છે, એ અગાઉ સૂચવવામાં આવેલું છે. આ વિચારપ્રવાહનું મુખ્ય લક્ષણ એ હતું કે, હિંદુસ્તાન અને ઇંગ્લાંડનો જે રાજકીય સંબંધ જોડાયો છે તે પરમેશ્વરની કૃપાથી થયો છે અને તે એવો ને એવો જ હંમેશ ચાલુ રહે તેમાં હિંદુસ્તાનનું અને તેની સાથે આખા જગતનું હિત છે. એટલે આ વિચારસંપ્રદાયવાળા લોકોને ભવિષ્યમાં કોઈ કાળે હિન્દુસ્તાન સામ્રાજ્યમાંથી બહાર પડશે એવો ડર કોઈ કોઈ વખત રહેતો હશે ખરો; પરંતુ તે ઇષ્ટ નથી અને તેથી એ અનિષ્ટ આપત્તિ ટાળવાને માટે અત્યારથી પ્રયત્ન કરવો એ આપણી ફરજ છે, એવું આ સંપ્રદાયવાળા લોકોનું મુખ્ય રાજકીય ધોરણ હતું. બંગાળની હિન્દુ જનતા મુસલમાન સૂબાઓના વર્ચસ્વથી ત્રાસી ગઈ હતી; પણ તેને નાબૂદ કરવાનું સામર્થ્ય ત્યાંના શેઠશાહુકારોમાં અને હિન્દુ રાજાઓમાં ન હતું. તેથી તેમણે મુસલમાન સૂબાઓ વિરુદ્ધ ઇસ્ટ ઇંડિયા કંપનીને મદદ આપી અને બંગાળમાં ક્રાન્તિ કરી. પણ આ ક્રાન્તિથી બંગાળનો તમામ વેપાર અને રાજકીય સત્તા ગોરા લોકોના હાથમાં ગઈ. તેમ છતાં ગોરા લોકોના સહવાસથી આપણા દેશની સર્વાંગી

* 'લૅન્ડમાર્ક્સ ઇન ઇંડિયન કૉન્સ્ટિટ્યૂશનલ ઍન્ડ નૅશનલ ડેવલપમેન્ટ'— ગુરુમુખ નિહાલસિંગ, પૃ. ૩૦૨.

ઉન્નતિ થઈ રહી છે, એવો ભાસ બંગાળી સુધારકોને એ ત્રણ પેઢીઓ સુધી થતો જ રહ્યો.

મહારાષ્ટ્રની રાજધાનીમાં એટલે કે પૂનામાં રહેનારા લોકોને શરૂઆતથી જ અંગ્રેજોએ આપણું રાજ્ય પડાવી લીધું છે તેમ જ આપણો બધો વેપારધંધો કબજે કર્યો છે એ જોઈને સ્વરાજ્યની તેમ જ સ્વદેશી ઉદ્યોગધંધાની ઉન્નતિની તાલાવેલી લાગી હતી. તેથી મહારાષ્ટ્રના આદ્ય સુધારક 'લોકહિતવાદી'એ 'બ્રિટિશ રાજ્યપદ્ધતિ એ એક પ્રભુની બક્ષિસ છે' એ રાજા રામમોહન રાયે પ્રચલિત કરેલી વિચારપ્રણાલી આ તરફ શરૂ કરી હતી, છતાં આખરે હિન્દુસ્તાન અમેરિકાની જેમ બ્રિટિશ સામ્રાજ્યમાંથી નીકળી જાય એ અપરિહાર્ય છે એવો પોતાનો મત જાહેર કર્યો હતો. પણ પાછળથી ન્યા. રાનડેએ આ મતને આધારે પોતાનું રાજકારણ ન રચતાં બંગાળના આદ્ય સુધારક રાજા રામમોહન રાયના વિચારોની ભૂમિકા ઉપર જ રચ્યું. તેમ છતાં એ જ વખતે મહારાષ્ટ્રમાં એક જહાલ રાજકીય વિચારપ્રણાલી અસ્તિત્વમાં આવવા માંડી હતી. હિન્દુસ્તાનના વધતા જતા દારિદ્ર્યમાંથી અહીં ફ્રેંચ રાજક્રાન્તિ જેવી એક પ્રચંડ ક્રાન્તિ થશે એવા વિચારો દાદાભાઈ તથા હ્યૂમના લેખો તથા ભાષણોને આધારે લોકો આગળ રજૂ થવા લાગ્યા હતા. લોકમાન્ય ટિળક અને આગરકરે આ વિચાર-પ્રણાલી પ્રથમ લોકો આગળ રજૂ કરવાની શરૂઆત કરી અને રાજા–પ્રજા તથા જિત–જેતાના સંબંધમાંથી પેદા થતા હિતવિરોધ ઉપર ભાર મૂકીને જહાલ રાજકીય વિચારોનો લોકોમાં ફેલાવો કરવા માંડ્યો હતો. લોકમાન્ય ટિળકે આ જહાલ રાજકારણને સર્વાંગી ક્રાન્તિનું સ્વરૂપ ન આપતાં આપણી સંસ્કૃતિનો આધાર આપ્યો; અને હિંદુસ્તાન રાજકીય સ્વાતંત્ર્ય ભોગવતું ન થાય ત્યાં સુધી તો ઓછામાં ઓછું આપણે ત્યાં સામાજિક અને ધાર્મિક વિચારક્રાન્તિને પ્રાધાન્ય આપવું ન જોઈએ, એવું નવું રાષ્ટ્રવાદી રાજકારણ શરૂ કર્યું. ન્યા. રાનડેનો વિનીત સર્વાંગી સુધારણાવાદ, આગરકરનો જહાલ સર્વાંગી સુધારણાવાદ અને ચિપળુણકર–ટિળકનો જહાલ રાજકારણવાદ, એ ત્રણ સ્વતંત્ર વિચારપ્રવાહો છે. ૧૮૯૫ની પૂર્વે દસ પંદર વરસ મહારાષ્ટ્રમાં જે વિચારમંથન ચાલ્યું તેમાં આ વિચારપ્રવાહોનો ત્રિવેણી સંગમ જોવા મળે છે. તે પછી માત્ર આગરકરની વિચારસરસ્વતી લોપ પામી અને રાનડેનો વિનીત પ્રાગતિક પક્ષ અને ટિળકનો જહાલ રાષ્ટ્રીયપક્ષ એ બે જ મહારાષ્ટ્રમાં સ્થિર થયા.

લો. ટિળકનો જહાલ રાષ્ટ્રીય પક્ષ સામાજિક તથા ધાર્મિક સુધારાની બાબતમાં પછાત અથવા વિનીત હતો છતાં તે રાજકારણમાં જહાલ કેમ થઈ શક્યો, એ વિષે કેટલાક લોકોને ભારે નવાઈ લાગે છે. તેમને રાનડેની સર્વાંગી વિનીત વૃત્તિ તેમ જ આગરકરની સર્વાંગી જહાલ વૃત્તિ પણ સુસંગત લાગે

છે. પણ ટિળક પક્ષની સામાજિક બાબતમાં વિનીત વૃત્તિ અને રાજકીય બાબતમાં જહાલ વૃત્તિ એ એમાં વિસંગતિ દેખાય છે. પણ અમારું એવું ચોક્કસ માનવું છે કે, આમાં કશી વિસંગતિ નથી. બારીકાઈથી તપાસતાં એમ જણાઈ આવશે કે પરતંત્ર રાષ્ટ્રમાં જ નહીં પણ સ્વતંત્ર રાષ્ટ્રમાં પણ આવો પક્ષ હોય છે. ઇંગ્લંડનો કૉંઝરવેટિવ પક્ષ અથવા જે આજે રાષ્ટ્રીય પક્ષ કહેવાય છે તે પક્ષ એક રીતે જોતાં આવી જ જાતનો છે. એ પક્ષ રાજકીય, આર્થિક તેમ જ સામાજિક એવા બધા જ અંતર્ગત સુધારાની બાબતમાં વિનીત વૃત્તિવાળો દેખાય છે; પણ પરકીય સત્તાનું આક્રમણ સહન કરવાની અથવા પરરાષ્ટ્ર ઉપર ચડાઈ કરવાની બાબતમાં તેની વૃત્તિ જહાલ છે, એ કોઈનેયે કબૂલ કર્યા વિના છૂટકો નથી. પરતંત્ર રાષ્ટ્રમાં 'રાજકીય સુધારણા' એ શબ્દોનો અર્થ અને સ્વતંત્ર રાષ્ટ્રમાં તેનો કરવામાં આવતો અર્થ એ એમાં મોટો તફાવત હોય છે. સ્વતંત્ર રાષ્ટ્રમાં રાજકીય સુધારણાનો અર્થ એવો થાય છે કે, કોઈ વિશિષ્ટ વર્ગના હાથમાંથી રાજ્યસત્તા સામાન્ય જનતાના હાથમાં જાય; અને એ સુધારાને (સત્તાસંક્રમણને) અનુકૂળ હોય એવા લોકો એટલા પ્રમાણમાં સામાન્ય જનતાની સામાજિક, આર્થિક અને ધાર્મિક સુધારણાને પણ અનુકૂળ હોય; અને ત્યાં જેઓ રાજકીય દૃષ્ટિએ જહાલ હોય છે તેઓ સામાજિક દૃષ્ટિથી પણ જહાલ હોય છે. પણ પરતંત્ર રાષ્ટ્રમાં રાજકીય ક્ષેત્રમાં જહાલ હોય એવા લોકો સામાજિક ક્રાન્તિને પણ અનુકૂળ થશે એમ ચોક્કસ કહી શકાતું નથી; બલ્કે, તેઓ મોટે ભાગે તેને પ્રતિકૂળ હોય છે. પોતાની ઉપર થયેલા પરકીય આક્રમણનો પ્રથમ અંત આણવો, અને પછી જ સામાજિક પુનર્ઘટનાનો વિચાર કરવો, એવી વૃત્તિ સામાન્યપણે બધા લોકોમાં દેખાઈ આવે છે. ખાસ કરીને જિતાયેલા રાષ્ટ્રના ઉપલા વર્ગના લોકોમાં આ વૃત્તિ ઉત્કટ સ્વરૂપે વાસ કરે છે. આ વૃત્તિમાંથી જ રાજકીય દૃષ્ટિથી જહાલ અને સામાજિક દૃષ્ટિથી વિનીત હોય એવો પક્ષ અસ્તિત્વમાં આવે છે. બીજી બાજુએ, સ્વતંત્ર દેશમાં પ્રથમ સામાજિક ક્રાંતિ થાય છે અને તે થયા પછી જ રાજકીય ક્રાંતિના વિચાર શરૂ થાય છે અને પ્રત્યક્ષ અમલમાં આવે છે. દાખલા તરીકે, ઇંગ્લંડમાં સોળમા સૈકામાં એક સામાજિક ક્રાંતિ થઈ અને જૂનો ઠકરાતી વર્ગ પાછળ પડ્યો અને તેની જગ્યાએ મધ્યમ વેપારી વર્ગ આગળ આવ્યો, અને આ વર્ગે લોકસત્તાની રાજ્યક્રાન્તિ કરી. તેવી જ રીતે અઢારમા સૈકાના મધ્યકાળથી ઓગણીસમા સૈકાના પહેલા ચરણના અંત સુધી એક બીજી ઔદ્યોગિક ક્રાંતિની ઘટના બની અને તે પછી ફરી સમાજવાદી ક્રાંતિના વિચારો ફેલાવા લાગ્યા. પણ પરતંત્ર દેશોમાં રાજકીય ક્રાંતિના વિચારો આવી રીતે સામાજિક ક્રાંતિમાંથી ઉદ્‌ભવતા નથી; પણ

પોતાની ઉપર થઈ રહેલું પરકીય આક્રમણ જોઈને જે રોષ પેદા થાય છે તે રોષમાંથી ક્રાંતિકારક રાજકારણનો જન્મ થાય છે. આ રોષ જેમને થાય છે તેમની જો એવી ખાતરી થાય કે સામાજિક ક્રાંતિ થયા વિના પરકીય રાજ્યનો નાશ કરી શકાશે નહીં તો જ તેઓ સામાજિક ક્રાંતિને અનુકૂળ થશે, તે વિના નહીં થાય. એથી ઊલટું, જેમને એવો રોષ નથી થતો તેઓ રાજકીય ક્રાંતિનો વિચાર નહીં કરે એ દેખીતું છે. તેથી પરકીય આક્રમણ વિષે જનતામાં જોશ પેદા કરવું, એ જ પરતંત્ર રાષ્ટ્રમાં જહાલ રાજકારણનો ફેલાવો કરવાનું પ્રમુખ સાધન હોય છે. લોકમાન્યે આ સાધનનો સારી પેઠે ઉપયોગ કર્યો અને તે કરતી વેળાએ સામાજિક વ્યવસ્થાની પરંપરાને આઘાત પહોંચવા ન દીધો. પણ એ સામાજિક વ્યવસ્થા આપોઆપ જ તૂટી પડવા માંડી હતી, કારણ કે, એ વ્યવસ્થા જે ઠકરાતી રાજકીય સંસ્થાઓના આધાર પર કરેલી હતી તે રાજકીય સંસ્થાઓનો બ્રિટિશ સત્તાએ અંત આણ્યો હતો.

ચાતુર્વર્ણ્ય અને જન્મસિદ્ધ ન્યાતિવ્યવસ્થાવાળી સમાજરચના મધ્યયુગીન ઠકરાતી અને વતનદારી રાજ્યવ્યવસ્થા ઉપર રચાયેલી હતી. બ્રિટિશોએ એ આખી રાજ્યપદ્ધતિ ઉથલાવી પાડી એટલું જ નહીં, પણ દેશના વતનીઓના પરાપૂર્વથી ચાલતા આવેલા ધંધાઓને મારી નાખીને પરદેશી વેપારીઓની કે મૂડીવાળાઓની દલાલી તેમ જ પરદેશી સામ્રાજ્યશાહીની નોકરી, એ બે સિવાય લોકોને માટે પોતાનું ગુજરાન ચલાવવાનું કોઈ સાધન જ રહેવા દીધું નહીં. તેથી કરીને બ્રિટિશોની નોકરીમાં કે દલાલીમાં જેમને પ્રવેશ ન મળ્યો તે બધા ખેતી ઉપર ગુજરાન ચલાવવા લાગ્યા; પણ ખેતીની ઊપજથી પણ તેમનો ઉદરનિર્વાહ થઈ શક્યો નહીં. તેને લીધે જે સામાજિક ક્રાંતિ થઈ, તેમાંથી રાજકીય લોકસત્તાની આકાંક્ષા લોકોમાં પેદા થવા લાગી. પણ એ સામાજિક ક્રાંતિ કેવળ અહીંના સુધારકોના પ્રયત્નોને લીધે થતી ન હતી પણ બ્રિટિશ સત્તાના આક્રમણને લીધે થઈ રહી હતી. તેથી તે ક્રાંતિનું સર્વાંગી સ્વરૂપ કોઈના ધ્યાનમાં આવતું ન હતું. પારકી સત્તાના આક્રમણને લીધે ગરીબાઈ અને બેકારી વધતી જતી હતી એનું ભાન માત્ર બધાને થયા કરતું હતું. આ ભાન અને આપણી પરાપૂર્વથી ચાલતી આવેલી સંસ્કૃતિનું અભિમાન એ બેનો સંયોગ થતાં ક્રાંતિવાદી જહાલ રાજકારણનો જન્મ થયો. આ મેળ સાધી આપવાનું કાર્ય લોકમાન્યે કર્યું. તેની સાથે જ સ્વદેશી, સ્વરાજ, બહિષ્કાર, ક્રાંતિ તથા સ્વાતંત્ર્યની ભાવનાઓ દેશમાં ચોમેર ફેલાવા લાગી.

આ ભાવનાઓથી પ્રેરિત થઈને જુદા જુદા લોકોએ જુદી જુદી દિશાએથી અને જુદા જુદા માર્ગો દ્વારા સ્વાતંત્ર્યપ્રાપ્તિના પ્રયત્નો શરૂ કર્યા. કેટલાક લોકોએ 'લડ્યા વિણ સ્વાતંત્ર્ય કોને મળ્યું છે?' એ મંત્રને આધારે

શસ્ત્રાસ્ત્રો ભેગાં કર્યાં અને સ્વરાજસ્થાપનાના પ્રયત્નો કર્યા; કેટલાક લોકોએ જુલમી અમલદારોનાં ખૂન કર્યાં, કોઈ કોઈએ શિવાજી કલબ (અખાડો) સ્થાપીને બલોપાસના શરૂ કરી, કોકે દેશી રાજાઓની સહાયથી આપણે ત્યાં ક્રાન્તિ થઈ શકશે એવી ગણતરી કરી; તો વળી બીજા કેટલાકે આપણે ત્યાંના બધા દેશી રાજાઓ નમાલા થઈ ગયેલા છે એ ઓળખીને અફઘાનિસ્તાન, નેપાળ વગેરે દૂરનાં સ્વતંત્ર રાજ્યોનો આશ્રય ખોળ્યો; કોકે રામદાસી મઠોનું પુનરુજ્જીવન કરવાની કલ્પના કાઢી, તો કેટલાકે મંત્રસામર્થ્યથી અને યોગબળે કરીને બ્રિટિશ રાજ્ય ઉથલાવી પાડવાનો પ્રયત્ન આદર્યો! આ બધા પ્રયત્નો એક જ વખતે અને એક જ ઠેકાણે થયા એવું નથી; અને લોકમાન્યને જુદે જુદે સ્થળેથી જુદે જુદે વખતે આ બધા પ્રયત્નોના સમાચાર મળ્યા કરતા હોય તો પણ તેમણે જાતે આવી જાતના રાજકારણમાં ભાગ લીધો નહીં અથવા તેને સીધી કે આડકતરી રીતે ઉત્તેજન પણ આપ્યું નહીં. આપણું રાજકારણ ગમે તેટલું જહાલ ભલેને બને, પણ તે ઉઘાડું અને કાયદેસરનું રહેવું જોઈએ; તેમ જ સામાન્ય જનતામાં મોટી જાગૃતિ થાય ને તેને મહાસભા જેવી સંગઠિત રાજકીય સંસ્થાની દોરવણી મળે તે વિના હિંદુસ્તાનને સ્વરાજ મળવાનું નથી એવો તેમની બુદ્ધિનો જે પાકો નિશ્ચય થયેલો હતો તે તેમણે કદી પણ શિથિલ થવા દીધો ન હતો. તેમનું રાજકારણ સાર્વજનિક સભા અને રાષ્ટ્રીય મહાસભા જેવી જાહેર રીતે કામ કરનારી સંસ્થાઓ દ્વારા ચાલતું હતું. પણ સાર્વજનિક સભાનું સૂત્રસંચાલન જ્યાં સુધી ન્યા. રાનડેના પક્ષના હાથમાં છે ત્યાં સુધી તેના રાજકારણનું કાર્ય પોતે ઇચ્છે છે તેવી રીતે ચાલવાનું નથી, તેમ જ તે રાજકારણમાં સાચું જોમ આવવાનું નથી એ તેમને ધીમે ધીમે સ્પષ્ટ દેખાવા માંડયું હતું. ૧૮૯૫માં જ્યારે નવી ધારાસભાઓની ચૂંટણીઓ થઈ ત્યારે લો. ટિળક અને નામદાર ગોખલે એ બે ઉમેદવારો એક બીજાના વિરોધી તરીકે પૂના તરફથી ઊભા રહ્યા હતા. એટલું જ નહીં, પણ મુંબઈના ગવર્નર લૉર્ડ હેરિસ પોતાની કારકિર્દી પૂરી થતાં જ્યારે વિલાયત જવાના હતા તે વખતે તેમને માનપત્ર આપવાના કામમાં જૂના લોકોએ ભાગ લીધો; ત્યારે જે ગવર્નરના અમલ દરમ્યાન પૂના, મુંબઈ જેવાં મહારાષ્ટ્રનાં મુખ્ય શહેરોમાં હિંદુ મુસલમાનોનાં રમખાણો થયાં અને સરકારી અધિકારીઓની ભેદનીતિનો લોકોને કડવો અનુભવ થયો, તેમ જ જેણે લોકમતનું છડેચોક અપમાન કરીને લોકોના આગેવાનોને ધમકીઓ આપી, તેવા ગવર્નરને માનપત્ર આપવાનું રાજકારણ ભૂલભરેલું છે એમ લોકમાન્યે જાહેરપણે લોકોને કહ્યું. એટલે હવે પૂનાના સ્થાનિક મતભેદો કે પક્ષભેદો સામાજિક ક્ષેત્રમાંથી નીકળીને રાજકીય ક્ષેત્રમાં

દાખલ થવા લાગ્યા હતા, એ સ્પષ્ટ થવા માંડ્યું. લોકમાન્યે એ જ વરસે સાર્વજનિક સભામાં પોતાના પક્ષની બહુમતી કરી અને ના. ગોખલેને એકલાને બાદ કરીને રાનડે પક્ષના બીજા બધા લોકોને તેની કારોબારીમાંથી ધકેલી કાઢ્યા.

સાર્વજનિક સભા આવી રીતે લો. ટિળકના રાષ્ટ્રીય પક્ષના હાથમાં ગઈ અને તેનું રાજકારણ હવે વિનીત વૃત્તિથી ચાલે એ શક્ય નથી તે જોઈને ન્યા. રાનડેની સલાહથી જૂની ઢબે વિનીત રાજકારણ ચલાવનારી અને પેન્શનરો તથા સરદારજાગીરદારોથી જેમાં ભાગ લઈ શકાય એવી 'ડેક્કન સભા' નામની એક નવી સંસ્થા પૂનામાં સને ૧૮૯૬માં સ્થાપવામાં આવી. પૂનાની રાજકીય કાર્ય કરનારી સાર્વજનિક સભા ટિળક પક્ષના હાથમાં ગયેલી જોઈને એંગ્લોઇંડિયન પત્રોને જેટલો ખેદ થયો તેટલો જ આનંદ તેમને વિનીત પક્ષે આ નવી સભા સ્થાપી ત્યારે થયો! નવા યુવાન પક્ષે પોતાની સંસ્થામાં નવું જોમ પેદા કરેલું જોઈને ઘરડાઓએ પોતાનું જૂનું રાજકારણ ચાલુ રાખવા માટે બીજી સ્વતંત્ર સંસ્થા કાઢવાનો હિંદના રાજકારણમાં આ પહેલો જ દાખલો છે. દેશની રાજકીય સંસ્થાઓ બહુમતીના જોરે પોતાના હાથમાં લેવાને નવા યુવાન પક્ષને કુદરતી હક છે અને તે હક જૂના પક્ષે ખુશીથી માન્ય રાખવો જોઈએ. જેમને નવી પેઢીએ નિર્માણ કરેલી વૃત્તિ પસંદ ન હોય તેમણે પોતાના રાજકારણના દિવસ હવે ખતમ થયા છે, એમ માનીને નિરાંતે બેસી જવું જોઈએ અને નવા પક્ષને પોતાના રાષ્ટ્રનું રાજકારણ તેની પોતાની જવાબદારી ઉપર ચલાવવા દેવું જોઈએ, અથવા તેને પોતાનાથી બને તેટલી મદદ કરવી જોઈએ; પણ આ બંને માર્ગ છોડી દઈને જ્યારે ન્યાયમૂર્તિએ નવી રાજકીય સંસ્થા સ્થાપન કરીને બહુમતીને ન રુચતા પોતાના રાજકારણને કાયમ કરવાનો પ્રયત્ન કર્યો, ત્યારે ટિળકે તેમની ઉપર ટીકાની ઝડી વરસાવી, અને આ 'સાઠી બુદ્ધિ નાઠીનું લક્ષણ છે કે બચ્ચાંની રમત છે,' એવો સીધો સવાલ પૂછ્યો.

લોકમાન્યે રાનડે ઉપર કરેલી આ ટીકાની પાછળ એક ઘણો જ મહત્ત્વનો સિદ્ધાન્ત રહેલો હતો અને એ ટીકાની ભાષા વધારે પડતી કડક હતી તો પણ જે સિદ્ધાન્તનો તેમણે એ લેખમાં પુરસ્કાર કર્યો છે તે સિદ્ધાન્તનું જો આપણા રાજકારણમાં પાલન કરવામાં આવ્યું હોત, તો એક પેઢી જેટલી તો તેની પ્રગતિ જરૂર આગળ વધી હોત. જૂની પેઢીએ સ્થાપન કરેલી રાજકીય સંસ્થા બહુમતીને જોરે નવી પેઢીએ પોતાના કબજામાં લીધી હોય તે સંજોગોમાં જૂની પેઢી બહુમતીના નિર્ણયને ઠોકરે મારી પોતાના રાજકારણને કાયમનું ચાલુ રાખવાને માટે પોતાની જુદી રાજકીય સંસ્થા કાઢે તો રાષ્ટ્રમાં એકતા શી રીતે રહી શકે અને રાષ્ટ્રની શક્તિ સંગઠિત થઈને તેનો પ્રભાવ

પણ પરદેશી સત્તા ઉપર શી રીતે પડે? તેથી રાનડેનું તે વખતનું વર્તન રાષ્ટ્રીયતાના વિકાસને અને લોકશાહીના સિદ્ધાન્તને પૂરેપૂરું ઘાતક હતું, તેમ જ ફાલી રહેલા રાષ્ટ્રવૃક્ષ ઉપર ફાટફૂટના વિષરસનું સિંચન કરવા સરખું હતું. ન્યાયમૂર્તિએ ૧૮૯૬માં જે આ સંકુચિત વૃત્તિનો દાખલો બેસાડ્યો તેનું જ અનુકરણ ૧૯૦૭માં સુરતમાં મહાસભાની બાબતમાં અખત્યાર કરવામાં આવ્યું; પછી ૧૯૧૭માં જ્યારે લોકમાન્યે એ વિનીતોની મહાસભાનો પણ કબજો લીધો ત્યારે બાબુ સુરેન્દ્રનાથે રાનડેનો એ જ એકડો ફરીથી ઘૂંટ્યો અને લોકમાન્યના મૃત્યુ પછી શ્રી. કેળકરે પણ મહાસભા છોડીને રાનડેનું જ અનુકરણ કર્યું. પોતાની એ જ વૃત્તિને અનુસરીને રાનડે ઉપર લોકમાન્યે કરેલા બધા આરોપોમાંથી કેળકરે ટિળકચરિત્રમાં તેમને દોષમુક્ત ઠરાવ્યા અને લોકમાન્યના લેખસંગ્રહમાંથી તેમનો એ લેખ પણ બાકાત રાખવામાં આવ્યો છે. પરંતુ લોકમાન્યે જે બે ચાર સિદ્ધાન્તોનું પોતાના રાજકારણના પાયા તરીકે પ્રતિપાદન કર્યું છે, તેમાંનો જ આ એક સિદ્ધાન્ત હોવાથી તેનું લોકમાન્યની રાષ્ટ્રીય વિચારસરણીમાં ઘણું જ મહત્ત્વનું સ્થાન છે એમ અમારું માનવું છે.

લો. ટિળકનું રાષ્ટ્રીય રાજકારણ અંતિમ દૃષ્ટિથી જોતાં ક્રાન્તિવાદી છે, પણ તાત્કાલિક દૃષ્ટિથી તે કાયદાની મર્યાદા જાળવનારું હતું. તે જો, અંતિમ દૃષ્ટિથી કેમ ન હોય, ખરેખર ક્રાન્તિવાદી હતું તો તેમણે કાયદેસરનું રાજ-કારણ જ શા માટે ચલાવ્યું? એનો જવાબ એ જ છે કે, મહાસભા જેવી સામાન્ય જનતાની પ્રાતિનિધિક સંસ્થા જ હિન્દુસ્તાનમાં ક્રાન્તિ કરાવી શકશે એવી તેમની પ્રતીતિ હતી. તેના સંગઠનમાં જ્યાં સુધી સામાન્ય જનતા સામેલ થઈ નથી અને તેથી તેના રાજકારણને ક્રાન્તિવાદી સ્વરૂપ આપવાનો સમય આવ્યો નથી, ત્યાં સુધી કોઈ પણ ક્રાન્તિવાદી રાજકારણ સફળ થતું અશક્ય છે, એમ તેઓ માનતા હતા. તેમના કાયદેસરના રાજકારણનું રહસ્ય આ જ છે. મહાસભા આમ જનતાની સાચેસાચી પ્રાતિનિધિક સંસ્થા શી રીતે બને, તેમ જ તેનું રાજકારણ પુરોગામી કેમ થાય, એટલા માટે જ તેમના બધા પ્રયત્નો થયા હતા. જેણે દેશની રાજકીય આગેવાની કરવાની છે તેણે સતત આગળ વધ્યે જવું જોઈએ, પણ પોતાની પાછળ દેશ આવે છે કે નહીં એ તરફ પણ સતત ધ્યાન રાખવું જોઈએ, એવો તેમનો મત હતો. અલબત, કોઈ એક ચોક્કસ સમયે રાષ્ટ્રની કેટલી તૈયારી થયેલી છે એ બાબતમાં જુદા જુદા આગેવાનોમાં મતભેદ હોઈ શકે છે, પણ આ બાબતમાં બધાએ બહુમતીનો નિર્ણય માન્ય રાખવો જોઈએ એવો તેમનો આગ્રહ હતો. લોકમાન્યે પોતાના ચાલીસ વરસના સાર્વજનિક જીવન દરમ્યાન આ સિદ્ધાન્તની વિરુદ્ધ કદી આચરણ કર્યું નથી, અને જે કોઈએ તેની વિરુદ્ધ આચરણ કર્યું તેની ઉપર

તેમણે અરાષ્ટ્રીય વૃત્તિનો આરોપ કર્યો છે. ન્યા. રાનડેએ પોતાના અનુયાયીઓને ડેક્કન સભા સ્થાપવાની સલાહ આપી હતી તે કેવળ અહંકારને વશ થઈને આપી ન હતી; તેમના દિલમાં પણ દેશદાઝ વસતી હતી અને એ દાઝથી પ્રેરાઈ ને જ તેમણે તે સલાહ આપી હશે એમ તેમની વતી કહી શકાય અને તે સાચું પણ હોય. પણ તેમની દેશભક્તિનો માર્ગ ભૂલભરેલો હતો, અને તેને લીધે રાષ્ટ્રમાં ભાગલા પડવાના છે એવી જેમની પ્રામાણિક માન્યતા હતી તેઓ પણ કેવળ વ્યક્તિસ્વાર્થથી પ્રેરાઈને ટીકા કરતા ન હતા. લોકમાન્ય ટિળકનું રાજકારણ જેમને માન્ય છે, તેઓ આ ટીકા વિષે બહુ બહુ તો એમ કહી શકે કે, આ ટીકા વધારે પડતી આકરી છે, પણ તેની પાછળ સિદ્ધાન્ત વિષેની નિષ્ઠાની પ્રેરણા હતી, તેમ જ તે મહત્ત્વના સિદ્ધાન્તનું લોકમાન્યે પોતે આખા જન્મારામાં ઉલ્લંઘન કર્યું ન હતું, એટલું તો તેમણે કબૂલ કરવું જોઈશે.

"ટિળકે ડેક્કન એજ્યુકેશન સોસાયટી છોડી તે પછી પોતાની એવી જુદી કેળવણીની સંસ્થા કાઢી નહીં, એ સાચું છે; તેમ છતાં એક જાહેર કાર્યકર્તાને સાર્વજનિક પ્રવૃત્તિ માટે જેટલાં સાધનો જરૂરનાં હોય છે તે બધાં સાધનો ટિળકને સ્વતંત્ર ને નવેસર ઊભાં કરવાં પડ્યાં. રાનડે–ગોખલે પક્ષે ડેક્કન સભા સ્થાપી તેમાં જુદું શું કર્યું હતું? આ બધામાં જે ખરાબ લાગે છે તે એટલું જ છે કે, ગોખલે પક્ષનાં છાપાં ટિળક વિષે ગમે તે લખતાં, તો પણ રાનડેએ પોતે અથવા ખુદ ગોખલેએ ટિળક વિષે બોલતાં કે લખતાં વાણીની મર્યાદા એટલી હદ સુધી કદી વટાવી ન હતી, એ વાત ભુલાવી જોઈએ નહીં. સરકાર સાથેના વર્તનમાં થોડીક નરમાશનો દોષ રાનડે પક્ષને દેવો જો યોગ્ય ગણાય તો ઉપર આપેલા લેખમાં રાનડે જેવા ઉપર જે ગાળો વરસાવી છે તે બદલ ટિળકનો પણ દોષ કાઢવો જોઈએ. દરેક વસ્તુનું ઔચિત્ય અને અનૌચિત્ય જુદું જુદું હોય છે, અને જનતામાં રાજકીય પક્ષભેદો દેખાવાથી સરકારને લાભ થાય છે, એ ટિળકના કહેવામાં તથ્ય હોય તો પણ એટલા ખાતર કેવળ જુદી સભા કાઢી તે માટે આવા અપશબ્દ લખવા એ અનુચિત હતું એમ કહેવું પડે છે."*

આવો સમતોલ નિર્ણય શ્રી કેળકરે આપ્યો છે! પણ લો. ટિળક જે સિદ્ધાન્તોને માટે ન્યા. રાનડે સાથે ઝઘડતા હતા તે સિદ્ધાન્તમાંથી પોતે ભ્રષ્ટ થયા છે તેથી શ્રી. કેળકર પોતાનું સમતોલપણું આ બાબતમાં ખોઈ બેઠા છે એમ અમને લાગે છે. ડેક્કન એજ્યુકેશન સોસાયટી છોડ્યા પછી લોકમાન્યે પોતાની જુદી શિક્ષણસંસ્થા કાઢી નહીં એ માન્ય કર્યા પછી તેમણે પોતાના સાર્વજનિક કાર્ય માટે આવશ્યક સાધનો સ્વતંત્રપણે ઊભાં કર્યાં, એમ કહેવામાં શો મુદ્દો છે? બીજું એ સાધનો પણ કયાં હતાં? 'કેસરી'-'મરાઠા' પત્રો તો તેમણે અગાઉથી જ પોતાના હાથમાં લીધાં હતાં. અને તેમણે તે સ્વતંત્રપણે નવાં

* 'લો. ટિળક યાંચે ચરિત્ર', ભાગ ૧, પૃ. ૪૬૦.

શરૂ કર્યાં હોત તો પણ તેમાં કશું અજુગતું ન હતું. સાર્વજનિક સભા કે રાષ્ટ્રીય મહાસભા જેવી સંસ્થાઓ કોઈ વ્યક્તિની સાર્વજનિક કામની હોંશ પૂરી પાડવા ખાતર સ્થાપવાની હોતી નથી. તેઓ જો જનતા વતી સરકારની સાથે લડત ચલાવવા માગતા હોય તો તેમાંના કોઈ એક પક્ષનો પરાભવ થતાં જ તે પક્ષે, બીજી સંસ્થા સ્થાપન ન કરતાં, મૂળ સંસ્થામાં રહીને તેનો મત પોતાની બાજુએ વાળવાનો પ્રયત્ન પોતાનાં બુદ્ધિબળથી તેમ જ આત્મબળથી કરવો જોઈએ, પણ લોકોની વતી સરકાર સાથે ઝઘડવા માટે દરેક પક્ષે પોતાની જુદી સંસ્થા સ્થાપવી યોગ્ય નથી. ૧૮૭૦થી માંડીને ૨૫ વરસ સુધી જે સંસ્થા પૂનામાં વિકાસ પામતી ગઈ અને જેનું પ્રાતિનિધિક સ્વરૂપ ખુદ રાજ્યકર્તાઓને પણ માન્ય કરવું પડયું હતું, તે સભામાં પોતાના પક્ષની બહુમતી રહી નથી એ જોતાં જ તે છોડી દઈને બીજી સંસ્થા કાઢવી એ રાષ્ટ્રીયતાનો વિકાસ તથા લોકશાહીનું તત્ત્વ એ બન્નેને હાનિકારક છે, એવો લો. ટિળકનો મત હતો. લોકમાન્યનું રાજકારણ વધતી જતી રાષ્ટ્રીયતાનું અને વર્ધિષ્ણુ ક્રાન્તિવાદનું હતું; અને તેમણે જો પોતાના એ રાજકારણને માટે સાર્વજનિક સભાની બહુમતીની માન્યતા મેળવી હતી, તો એ સભામાંથી ખસી જઈને વિનીત રાજકારણની એક સ્વતંત્ર સંસ્થા સ્થાપવાને બદલે જૂના પક્ષે થોડોક સમય શાંત રહીને બહુમતીને પોતાની તરફ વાળવાનો પ્રયત્ન કરવાનું ધોરણ સ્વીકારવું જોઈતું હતું. પણ સાર્વજનિક સભા અથવા રાષ્ટ્રીય મહાસભા જેવી સંસ્થાઓની પાછળ કોઈ પણ જાતની દંડશક્તિ નથી ત્યાં સુધી સરકાર આગળ વિનીત ભાવે નમવામાં મુત્સદ્દીપણું છે, તેમ જ એક વાર કાયદો થયો એટલે તે ગમે તેટલો ખરાબ હોય તો પણ તેનું પાલન કરવું એ જ દરેકની ફરજ છે, એમ વખતે કવખતે પ્રતિપાદન કરનારા બંધારણીય વૃત્તિના લોકો આવી લોકસંસ્થાઓ વિરુદ્ધ બંડ કરવામાં જ તત્ત્વનિષ્ઠા છે, કંઈ નહીં તો તેમાં ખાસ કશું ખોટું તો નથી, એમ કહ્યા જ કરવાના!

આવી રીતે સને ૧૮૯૫-૯૬ની સાલમાં પૂનામાં બે સ્વતંત્ર રાજકારણોનો જાહેરપણે ઉદય થયો અને સાર્વજનિક સભા નવા પક્ષે પોતાના કબજામાં લીધી. એ જ અરસામાં પોતાના રાજકારણમાં શક્તિ પેદા કરવાના હેતુથી લોકમાન્ય ટિળકે ગણપતિ ઉત્સવને ૧૮૯૪માં સાર્વજનિક સ્વરૂપ આપ્યું; અને ૧૮૯૫માં એ જ હેતુસર શિવાજી ઉત્સવ ઊજવવાની પણ શરૂઆત કરી. આવી રીતે લોકોમાં રહેલી ધર્મભાવના તથા ઐતિહાસિક વિભૂતિઓ વિષેની તેમની પૂજ્યભાવના એ બેનું પીઠબળ પોતાના રાજકારણને આપવાનો તેમણે પ્રયત્ન શરૂ કર્યો. જે વખતે નવી રાષ્ટ્રીય ભાવના હજી લોકોમાં મજબૂત અને સ્થિર બની ન હતી, તે વખતે આવા ઉત્સવો દ્વારા તેનાં બીજ લોકોના માનસમાં

ઊંડાં વાવવાનો એ પ્રયત્ન હતો. રાષ્ટ્રીય મહાસભા જે કાર્ય તે વખતે કરી રહી હતી, તેનો સામાન્ય જનતામાં બહોળો પ્રસાર કરવાનો એ પ્રયત્ન હતો.

"જેવી રીતે આપણે આપણા બાપદાદાઓનું સ્મરણ કાયમ રાખીને તેને પોતાના કુટુંબની પરાપૂર્વથી ચાલતી આવેલી લૌકિક ખ્યાતિ અને પ્રતિષ્ઠા કાયમ રાખવાનું સાધન બનાવીએ છીએ, તે જ પ્રમાણે રાષ્ટ્રના મહાપુરુષોનું સ્મરણ રાષ્ટ્રીયતા કાયમ રાખવાનું એક ઉત્કૃષ્ટ સાધન છે. એકરાષ્ટ્રીયતા એ કોઈ આંખે જોઈ શકાય તેવી વસ્તુ નથી. એ એક જાતની કલ્પના છે અને તેને સતત જાગ્રત રાખવામાં આવે તો જ તે ટકી શકે છે; અને જે જે રાષ્ટ્રોએ તેને ટકાવી રાખી છે તેમણે પોતાના મહાન ઐતિહાસિક પુરુષોના ઇતિહાસનો આ કામમાં યોગ્ય ઉપયોગ કરેલો છે, એમ થોડોક વિચાર કરતાં કોઈ પણ માણસ જોઈ શકશે. છત્રપતિ શિવાજી મહારાજનું ચરિત્ર આવી જ જાતનું છે. મહારાષ્ટ્રની જુદી જુદી જ્ઞાતિઓનું ચિત્ત ચોંટે એવું એક જ સ્થળ જો કોઈ હોય તો તે છત્રપતિ શિવાજી મહારાજનું ચરિત્ર છે, એ શિવછત્રપતિનો ઉત્સવ ઊજવનારા બધા લોકોએ હંમેશ યાદ રાખવું જોઈએ. આ ઉત્સવમાં મરાઠા અને બ્રાહ્મણ, બ્રાહ્મણ અને પરભુ, એવી જાતનો કોઈ પણ ભેદભાવ રાખવો તદ્દન અયોગ્ય છે. ઓણ સાલના ઉત્સવમાં એક બે ઠેકાણે આવું થયાનું સાંભળ્યું છે; અને આ વાત જો સાચી હોય તો તેને વખતસર નાબૂદ કરવી ઘટે."*

ગણપતિ ઉત્સવ ચાલુ કરવામાં લોકમાન્યનો રાષ્ટ્રીય અને ખાસ કરીને રાજકીય જાગૃતિ કરવાનો ઉદ્દેશ હતો, એ જાણીતું છે. 'રાષ્ટ્રીય મહોત્સવોની આવશ્યકતા' એ મથાળાવાળા 'કેસરી'ના ૧૮૯૬ની ૧લી સપ્ટેંબરના અંકમાં લખેલા લેખમાં તેઓ લખે છે :

"પશ્ચિમના લોકોમાં ધર્મ સમાજ માટે હોય છે અને સમાજ માત્ર ધર્મ માટે નથી એમ માનવા તરફ વિશેષ વલણ છે. અને તેથી રાષ્ટ્રીય મહોત્સવોમાં જે ધાર્મિક શ્રદ્ધાનો અંશ હતો તે ધીમે ધીમે લોપ પામ્યો છે અને નવી જાતના રાજકીય અને ઔદ્યોગિક મહોત્સવો અસ્તિત્વમાં આવતા જાય છે, એ તેમની બદલાયેલી સ્થિતિને અનુરૂપ જ છે. આપણે ત્યાં ધર્મ હંમેશાં શ્રેષ્ઠ પદે જ રહેવાનો; એટલે આપણા ઉત્સવોમાં ધર્મનું તત્ત્વ જ મુખ્ય રહેવાનું. ધર્મશ્રદ્ધામાંથી ઉત્પન્ન થતા આપણા આ મહોત્સવોનો લાભ પાશ્ચાત્યોની જેમ આપણે પણ લેતા હતા. આ ઉત્સવોને પ્રસંગે લોકોની ધર્મબુદ્ધિ જાગ્રત કરવામાં આવતી અને આબાલવૃદ્ધ જનતાને નૈતિક, સામાજિક અને રાજકીય કેળવણી સહેજે મળી રહેતી. . . રામનવમીનો ઉત્સવ કરનારા ઓછામાં ઓછા સો સવાસો મઠો સ્વામી રામદાસે મહારાષ્ટ્રમાં સ્થાપ્યા હતા. એ જ રાષ્ટ્રીય મહોત્સવ દ્વારા મહારાષ્ટ્રની ધર્મબુદ્ધિ તે વખતે જાગ્રત થઈ. 'शिवरायासि आठवावें', 'मराठा तितुका मेळवावा', 'महाराष्ट्रधर्म वाढवावा', એવાં એવાં ઉદાત્ત સૂત્રો આ મહોત્સવને લીધે મહારાષ્ટ્રની આબાલવૃદ્ધ જનતાને મોઢે તે વખતે કાયમનાં ચડી ગયાં; અને તેનું પરિણામ એ આવ્યું કે, ઔરંગઝેબ જ્યારે પોતાના પ્રચંડ લશ્કર સાથે દક્ષિણ ઉપર ચડી આવ્યો ત્યારે ઘૂંટણિયાં કરતાં બાળકો

* 'લોકમાન્ય ટિળકાંચે કેસરીંતીલ લેખ', ભાગ ૧, પૃ. ૫૩૨.

પણ સ્વધર્મનું રક્ષણ કરવા માટે અમારી સાથે લડવા તૈયાર થઈ ગયા છે કે શું, એમ તેને લાગે એટલો મહારાષ્ટ્ર દેશ તૈયાર થયો હતો. આપણે ત્યાંના સ્થાનિક મેળાઓ કે ઉત્સવોની ઓછાવત્તા પ્રમાણમાં આખા રાષ્ટ્ર ઉપર અસર થતી હતી. જૂના જમાનાની યાત્રાઓના મેળાઓ એ રાષ્ટ્રમાં ચાલતી ધાર્મિક, સામાજિક તથા ઔદ્યોગિક હિલચાલોનાં ગંજાવર પ્રદર્શનો હતાં. આ સામાન્ય લાગતા મેળાઓને તેમ જ નાના નાના ઉત્સવોને પ્રતિષ્ઠિત લોકોનો ટેકો મળે તો તેમાંથી લોકોને ઘણો લાભ થવાનો છે.”* “આ કામ રાષ્ટ્રીય મહાસભાના કામ જેટલું કડાકૂટિયું કે ખર્ચાળ નથી; એમ છતાં, રાષ્ટ્રીય મહાસભા દ્વારા જે કાર્ય પાર પાડવાનું શક્ય નથી એ કાર્ય આ મહોત્સવો દ્વારા ભણેલા લોકો સહેજે પાર પાડી શકશે. મોટા મોટા મેળાઓને આપણે વિરાટ સભાઓનું સ્વરૂપ કેમ ન આપીએ? એમ કરવાથી આપણી રાજકીય ચળવળનો ગામડે ગામડે અને ઝૂંપડે ઝૂંપડે પ્રવેશ નહીં કરાવી શકાય કે? મહામહેનતે તમે મેળવેલું નૈતિક અને ધાર્મિક જ્ઞાન, જેમને લખતાં વાંચતાં નથી આવડતું એવાં ગામડાંઓમાં વસતાં તમારાં ભાઈબહેનોને તમે તદ્દન સહેલાઈથી કરાવી નહીં શકો કે? હિન્દુ લોકો જેલના કેદીઓ નથી, તેઓ જિતાયેલા હોય તો પણ ગુલામ નથી, એટલે મહોત્સવના દિવસો તેઓ આનંદથી ઊજવવાના જ. મેળો હોય ત્યાં તેઓ આપોઆપ ભેગા થવાના. એવે વખતે આપણી સાચી સ્થિતિ કેવી છે તેનું જ્ઞાન જનસમાજને ભણેલાઓ કેમ ન પહોંચાડે? સરકાર પ્રજા ઉપર જે જુલમો ગુજારી રહી છે તેનું ભાન તે વખતે ભણેલાઓ લોકોને ત્યાં કેમ ન કરાવે? અથવા બધામાં ધર્મબુદ્ધિ જાગ્રત કરીને આપણી રાષ્ટ્રીયતાને વધારે દૃઢ કેમ ન બનાવે? આપણા બાપદાદાઓએ જાહેર સંસ્થાઓ આપણે માટે નિર્માણ કરી રાખેલી છે; પણ પીરસેલું ભોજન આરોગવા જેટલી તાકાત પણ આપણામાં રહી નથી. આપણાં ધાર્મિક આખ્યાનો કે કથાઓમાં જેટલા લોકો ભેગા થાય છે તેટલા રાષ્ટ્રીય મહાસભાની બેઠકમાં આવતા નથી એવી આપણે બૂમો પાડીએ છીએ; પણ લોકો જ્યાં ભેગા થાય છે ત્યાં જવાની આપણને ક્યાં પડી છે? ઈશ્વર આપે છે અને તકદીર લઈ જાય છે, એના જેવી આપણી દશા થયેલી છે. લોકો એક ઠેકાણે ભેગા થઈ શકે તેવા પ્રસંગો આપણા પૂર્વજોએ આપણે માટે આયતા તૈયાર કરી રાખેલા છે, પણ સુશિક્ષિતોને મન એ નકામા જેવા છે. પોતે ઘણા ભણેલા ખરાને! સામાન્ય લોકોની સાથે આપણાથી કેમ ભળાય? એમને જે ભારે મૂંઝવણ થાય છે તે આવી છે. પર્વત મહંમદ પાસે ન જાય તો મહંમદે પર્વતની પાસે જવું જોઈએ, એ સિદ્ધાન્ત આપણામાંના ઘણા જુવાનો તથા ઘરડાઓ અનેક વાર ગોખ્યા પછી પણ ભૂલી જાય છે.”×

આવી રીતે એક બાજુથી ગણપતિ ઉત્સવ તથા શિવાજી ઉત્સવ જેવા ધાર્મિક અને ઐતિહાસિક ઉત્સવોને રાષ્ટ્રીય અને રાજકીય સ્વરૂપ આપવાનું કામ ચાલુ હતું તે જ વખતે બીજી બાજુથી સામાન્ય રૈયત પ્રાન્તીય તેમ જ

* ‘લોકમાન્ય ટિળકાંચે કેસરીંતીલ લેખ’, ભાગ ૧, પૃ. ૫૬૩–૫.
× એ જ, પૃ. ૧૬૯.

રાષ્ટ્રીય સભાઓમાં શી રીતે ભાગ લેતી થાય તે માટે પણ તેમના પ્રયત્નો ચાલુ હતા. ૧૮૯૬ના મે માસમાં પ્રાંતિક પરિષદની બેઠક કરાંચીમાં થઈ હતી અને તે પછીનું અધિવેશન સતારામાં ભરવાનું નક્કી થયું હતું. એને અંગે લખતાં લોકમાન્ય કહે છે :

"આવતી સાલની બેઠક સતારામાં ભરવાનું નક્કી થયું છે. સતારા અને પૂના કંઈ જુદાં નથી. એટલે અત્યાર લગી પરિષદ પાંચ વાર પૂનામાં ભરાઈ તેવી જ આ દસમી પણ સતારામાં થવાની હોય તો તેમાં કશી વિશેષતા નથી. એટલે સતારાવાસીઓને અમારી એવી સૂચના છે કે, તેમણે આવતી સાલ કંઈક વિશેષ કામ કરી બતાવવું જોઈએ; એટલે કે, ખેડૂતો વગેરે સામાન્ય જનતામાં આ પ્રાન્તિક પરિષદ વિષે જાગૃતિ પેદા કરવી જોઈએ. સતારા જિલ્લામાં દર વરસે એક નાનકડી કૉંગ્રેસ ભરાય છે. તેને જ આવતે વરસે પ્રાન્તિક પરિષદનું સ્વરૂપ આપીને એ પરિષદના ઉદ્દેશો, હેતુઓ તથા ઠરાવો ખેડૂતોને સમજાવવાની કોઈ વ્યવસ્થા કરી શકાય તો એવી વ્યવસ્થા હવે જરૂર કરવી જોઈએ. રાષ્ટ્રીય મહાસભાનાં તેમ જ પ્રાન્તિક પરિષદનાં વક્તાઓ, ભાષણો અને ઠરાવો હવે મોટે ભાગે એક જ બીબાનાં બની ગયાં છે. આ બીબાંને રદ કરીને ધૂળની પાટી ઉપર જ્યારે એ ઠરાવો લખાતા થશે ત્યારે તેમનો કંઈક સાચો ઉપયોગ થશે એવું અમારું માનવું છે. પ્રો. ગોખલે ઠરાવ રજૂ કરે અને મિ. વાચ્છા તેને ટેકો આપે એ રમત હવે બસ થઈ. જમીનમહેસૂલ, જંગલ, મીઠું, આબકારી ખાતું વગેરે બાબતોમાં ગરીબ રૈયતના શા હકો છે તેનું ભાન તેને કરાવવાનું કામ હવે આપણે ઉપાડી લેવું જોઈએ . . . રૈયતનાં દુ:ખો તેણે જાતે પરિષદમાં આવીને કહેવાં જોઈએ; કંઈ નહીં તો જેમનાં દુ:ખો કે હાડમારીઓને અંગે આપણે સરકાર પાસે દાદ માગીએ છીએ તે લોકોએ આવી પરિષદોમાં હાજરી તો આપવી જ જોઈએ. ટૂંકમાં, રાષ્ટ્રીય કહો કે પ્રાન્તિક કહો, તે તે સભાઓમાં ધીમે ધીમે અભણ ગરીબ રૈયતને જેટલો વધારે પ્રવેશ મળે તેટલું સારું; અને આ હેતુથી અમે અમારા સતારાવાળા મિત્રોને ઉપરની સૂચનાઓ કરી છે."*

સને ૧૮૯૬ના નવેંબર–ડિસેંબરથી પૂનાની સાર્વજનિક સભા સામે દુકાળનો ભારે સવાલ આવીને ઊભો રહ્યો. અને તે વખતે ખેડૂતોને બને તેટલી મહેસૂલ મોકૂફી અને માફી મળી શકે તે માટે તેમનામાં જાગૃતિ કરવાનો નિશ્ચય લોકમાન્યે કર્યો. આ વખતનો દુકાળ ૧૮૭૬–૭૭ના દુકાળના જેવો જ ભયંકર હતો, તેમ છતાં આ વખતની અને તે વખતની પરિસ્થિતિમાં એક ભારે ફેર એ હતો કે, ૧૮૭૬ના દુકાળ પછી સરકારે 'ફેમિન રિલીફ કોડ' (દુકાળરાહતનો કાયદો) તૈયાર કરીને તથા 'ફેમિન રિલીફ ફંડ' (દુકાળ રાહત ફાળો) ભેગું કરીને દુકાળમાં લોકોને શી રીતે મદદ કરવી, ક્યાં અને ક્યારે મહેસૂલ માફી અને મોકૂફી આપવી, વગેરે બાબતોને અંગે નિયમો

* 'લોકમાન્ય ટિળકાંચે કેસરીંતીલ લેખ', ભાગ ૧, પૃ. ૫૩૫–૬.

ઘડીને અને એક રીતે રૈયતનો સલામતીનો વીમો ઉતારીને દુકાળને લીધે લોકોને ભૂખે મરવાનો વારો ન આવે તે માટેની જવાબદારી પોતાને માથે લીધી હતી.

"દુકાળમાં રાજાએ પ્રજાનું રક્ષણ કરવું જોઈએ. તેમાંય વળી આપણી સરકારે આપણી પાસેથી પૈસા ઉઘરાવીને દુકાળનો વીમો ઉતારેલો છે. મૂળે જ સરકાર માબાપ કહેવાય છે તેણે રૈયતની સલામતીને માટે વીમો ઉતારી રાખેલો છે. પછી બાકી શું રહ્યું? દુકાળમાં બધાના જ જીવ સરકારે બચાવવા જોઈએ અને સરકારને એ વાત કબૂલ છે. બલ્કે ખુદ મહારાણી સાહેબનો જ હુકમ નીકળ્યો છે કે, દુકાળમાં લોકોને મરવા દેતા નહીં. હવે આથી વધારે આપણે શું જોઈએ? આપણા પૈસા સરકાર પાસે પડેલા છે, અને સરકાર પણ પોતાની ફરજ બજાવવા તૈયાર છે; છતાં આપણે ભૂખે મરીએ તો તેમાં આપણો જ વાંક ને? . . . લોકોએ માત્ર એટલું જ કરવાનું છે કે સરકારે જે કંઈ કરવાનું કબૂલ કર્યું છે તે બધું તેની પાસે કરાવવું જોઈએ. દુકાળ રાહત કાયદામાં મહેસૂલ ક્યારે અને કેટલું મોકૂફ રાખવું, જંગલો ક્યારે ખુલ્લાં કરવાં, મજૂરીથી રોજી કેટલી આપી શકાય અને અનાથાલયમાં કે દારિદ્રયગૃહમાં મફત ખાવાનું કોને આપી શકાય, વગેરે બધી ઝીણી ઝીણી વિગતો આપેલી છે, તે બધી વાંચીને તે તે સ્થળના આગેવાનોએ લોકોને સમજાવવી જોઈએ. આજે જ જુઓને, બધાં જંગલો ઢોર ચારવા માટે સરકારે ખુલ્લાં કર્યાં છે; અને ઓછા પગારવાળા લોકોને મોંઘવારી આપવાના હુકમો નીકળ્યા છે. તે જ પ્રમાણે, સોલાપુર, વિજાપુર, અહમદનગર વગેરે જિલ્લાઓમાં રાહતનાં કામો શરૂ કરવા માટે ઠરાવો થયેલા છે. પણ લોકોને એ બાબત જેટલી માહિતી મળવી જોઈએ તેટલી મળેલી દેખાતી નથી. જંગલો તમારાં અને સરકાર પણ તમારી જ છે; માટે સરકારને ગમે તેટલું ખરચ કરવું પડે તો પણ તેણે લોકોનું પોષણ કરવું જોઈએ. સને ૧૮૭૬ના અને ૧૮૯૬ના દુકાળોમાં જે મોટો ફેર છે તે આ છે. સરકાર ઉપર પોતાનો એક જાતનો હક છે એમ હવે લોકોને લાગવા માંડયું છે, અને એમાં કશું અજુગતું નથી. તેમ છતાં હજી લોકોને એ બાબત જોઈએ તેટલું જ્ઞાન થયું નથી. . . . આવા કામમાં નીચલા અધિકારીઓ તરફથી ક્યારેક ક્યારેક દાંડાઈ થાય છે તે અમે જાણીએ છીએ; પણ એ દાંડાઈ આપણે ચલાવી લઈએ છીએ તેથી થાય છે, એ સિદ્ધાંત આપણે ધ્યાનમાં રાખવો જોઈએ. ખેડૂતની જમીન કે ઢોર વેચીને મહેસૂલ વસૂલ કરવું નહીં એવી ફેમિન કોડમાં સ્પષ્ટ કલમ છે. પણ તેની કોઈને ખબર નથી. . . . તે તે સ્થાનના આગેવાનોએ આ વસ્તુ લોકોને સમજાવવાની છે . . . ગરીબ કે માતબર વેપારીઓને લૂંટવાથી કશો લાભ થવાનો નથી. નાહકના અંદર અંદર લડી મરશો. તેથી જે કોઈને પોતાના કે પોતાનાં ઢોરના જાન બચાવવા હોય તેમણે સરકાર પાસે પહોંચી જવું; તેમને કામ આપવા સરકાર સમર્થ છે. બલ્કે હાલ તિજોરીમાં જે પૈસા છે તે પૂરતા ન થાય તો દેવું કરીને પણ લોકોના પ્રાણ દુકાળમાં બચાવીશું, એમ હિંદુસ્તાનની વિલાયતમાંની કાઉન્સિલના અંદર સેક્રેટરીએ–ઉપભારતમંત્રીએ–ભર પાર્લમેન્ટમાં જાહેરપણે કહેલું છે. સરકારની આટલી બધી તૈયારી હોય ત્યારે લોકોએ નાહકના શું કામ મરી જવું તે અમે સમજી શકતા નથી. દાતા હોય પણ માગનારાઓનો જ તોટો હોય, એમ ન

થવું જોઈએ. પછી દાતા સાચો હોય તો ટકશે, નહીં તો તેનું પોગળ તો ખુલ્લું પડશે."*

આવી રીતે ખુદ સરકારે આપેલાં વચનો અને કાયદા મુજબ સ્વીકારેલી જવાબદારી એ બન્નેને આધારે ખેડૂતોમાં પોતાના હકોનું ભાન પેદા કરીને સરકાર સાથે શી રીતે ઝઘડવું અને કાયદાથી અપાયેલા હકો શી રીતે લેવા તેની તાલીમ લોકમાન્યે જનતાને આપવાની શરૂઆત કરી. આ કામ વ્યવસ્થિત-પણે કરવા માટે થોડા જ વખતમાં સાર્વજનિક સભાના પ્રચારકો ગામેગામ જઈને લોકોમાં જાગૃતિ ફેલાવવા લાગ્યા; અને તમારી પાસે પૈસા ન હોય અને પાક પૂરતો ન આવ્યો હોય તો મહેસૂલ ભરશો નહીં; આવી પરિસ્થિતિમાં તમે મહેસૂલ ન ભરો તો તે માટે તમારી જમીન કે તમારાં ઢોરો વેચીને તે વસૂલ કરવાનો હક સરકારી અધિકારીઓને નથી, એમ ગામેગામ જઈ લોકોને કહેવા લાગ્યા. 'કેસરી'ના દરેક અંકમાં આને અંગે ધમધોકાર પ્રચાર શરૂ થયો. એટલે સરકારી અધિકારીઓએ બુમરાણ શરૂ કર્યું અને ઍંગ્લો ઇંડિયન પત્રકારોએ તો ટિળકે આયરિશ નેતા પાર્નેલની જેમ હિન્દના ખેડૂતોમાં મહેસૂલબંધીની ચળવળ શરૂ કરી છે એવી બૂમાબૂમ કરી મૂકી. દિવસે દિવસે ખેડૂતોની ચળવળ ખૂબ ફેલાવા લાગી અને સરકારી અધિકારીઓની દાંડાઈ અને ધાકધમકી વધવા માંડી. લોકોમાં પણ હિંમત આવવા માંડી અને સાર્વજનિક સભાના પ્રચારકોની સભાઓમાં ખેડૂતો પોતાના હકો શા છે તે જાણી લેવા હજારોની સંખ્યામાં હાજર રહેવા લાગ્યા. "પોલીસની ભરેલી બંદૂકોના ટપ્પામાં મળેલી ખેડૂતોની પ્રચંડ સભા" એવા લંબાણ પણ જનતાના ઉત્સાહ અને શૂરાતનમાં આવેલી ભરતીને દર્શાવનારા મથાળાવાળા 'કેસરી'ના લેખમાં લોકમાન્ય લખે છે:

"પૂનાની સાર્વજનિક સભાએ મોકલેલા મુખત્યારો કે પ્રતિનિધિઓ ઠેકઠેકાણે જઈને લોકોને ફેમિન રિલીફ કોડની કલમો વિષે સમજૂતી આપે છે અને તે મુજબ વર્તવાની રૈયતને સૂચના અને ભલામણ કરી રહ્યા છે, એ મોટા આનંદની વાત છે. . . . તેમ છતાં જોહુકમી ચલાવવાની સરકારી અધિકારીઓને હંમેશની ટેવ હોવાથી તેમણે કેટલેક ઠેકાણે દાંડાઈ કરવા માંડી છે, એમ જુન્નર, કરમાળે, સોલાપુર, વગેરે ઠેકાણેથી આવેલા પત્રો ઉપરથી માલૂમ પડે છે. પણ આવી દાંડાઈને આપણે મચક ન આપવી જોઈએ. આ જમાનો દાંડાઈનો નથી, કાયદાનો છે, એ રૈયત અને સરકારી અમલદારો બંનેએ ધ્યાનમાં રાખવું જોઈએ. અમુક આની પાક ન ઊતરે તો મહેસૂલ મોકૂફ રહેશે અથવા માફ થશે એવો જો કાયદો હોય તો સરકારી અધિકારીઓએ લોકોને તે માફી અવશ્ય આપવી જોઈએ. અને લોકોએ પણ શાંતિથી તેમ જ નિશ્ચયથી તે આગ્રહપૂર્વક માગી લેવી જોઈએ. જંગલ બાબત પણ એવી જ

* 'લોકમાન્ય ટિળકાંચે કેસરીતીલ લેખ', ભાગ ૧, પૃ. ૫૭૮-૮૦.

વ્યવસ્થા કરવામાં આવેલી છે. જંગલો સરકારે હવે ઢોર ચારવા માટે ખુલ્લાં કર્યાં છે, એટલે તેમાં ઢોર ચારવા મોકલતાં હવે કોઈથી ડરવાની જરૂર નથી. . . . સરકાર સાથે કાયદેસરની લડત ચલાવતાં લોકોને શી રીતે શીખવવું તેની કળા આપણા આગેવાનોએ પોતે હજી શીખવાની બાકી છે અને એ વિદ્યા જ્યારે તેઓ હસ્તગત કરશે ત્યારે જ સરકારી અધિકારીઓની જોહુકમી ઓછી થશે અને રૈયતને કંઈક લાભ મળશે. . . . કાયદા કરવાનું કામ સરકારનું છે, પણ તેનો અમલ કરાવવાનું કામ આપણું છે; અને તેમ કરાવવા માટે સો વખત તો શું પણ હજાર વખત પણ બૂમ મારવાની જરૂર પડે તો હજાર વખત મારવી જોઈએ. ધ્યાનમાં રાખજો કે, આ રાજ્ય કાયદાનું છે દાંડાઈનું નથી. ઝઘડવાનું થાય તો આપણે કાયદેસર ઝઘડવું; અને આપણે તેમ લડીશું ત્યારે જ આપણને કંઈક હક મળી શકશે. આનો એક પ્રત્યક્ષ દાખલો હમણાં જ બન્યો છે તે આપીએ. ગઈ તા. ૧૩મીને રવિવારને રોજ ઉંબરગામ પેટાના ખત્તલવાડ ગામે લગભગ બે હજાર ઉપર કોળીઓ, વારલીઓ તેમ જ ઉજળિયાત વર્ગના લોકોની એક પ્રચંડ સભા ભરાઈ હતી.

"થાણા જિલ્લાના કોળી, વારલી વગેરે લોકો એક ઠેકાણે ભેગા થાય છે ત્યારે હુલ્લડ મચાવે છે એવી સરકારની માન્યતા બંધાયેલી હોવાથી આ સભાને ઠેકાણે મહાલકરી, પોલીસ ફોજદાર તથા આસિસ્ટંટ કલેક્ટર મિ. દુબોલે જાતે હાજર હતા અને ભરેલી બંદૂકવાળા પોલીસોએ સભાને ઘેરી લીધી હતી. ઉદ્દેશ એ કે કોઈ ભૂલથી પણ વાંકું બોલે અથવા જરા પણ ગરબડ કરે તો ગોળી છોડવી. આવી પરિસ્થિતિમાં સભા શી રીતે પાર પડશે તેની બધાને ભારે ચિંતા થતી હતી, પણ સાર્વજનિક સભાની દુકાળ સમિતિના મંત્રી પ્રો. સાઠે અહીંથી આ સભા માટે ખાસ ત્યાં ગયા હતા, તેમણે આ૦ કલેક્ટરના દેખતાં લોકોને ત્રણ ત્રણ વાર સમજાવીને કહ્યું કે, 'તમારા પાકનો નાશ થયો હોય તો તમે સરકારને મહેસૂલ આપતા નહીં' બલ્કે. ત્રણ કલાક સુધી અસ્ખલિતપણે ચાલેલું પ્રો. સાઠેનું ભાષણ લોકોએ શાંતિપૂર્વક સાંભળ્યું તે કામમાં, લોકોને ગોળીથી વીંધવાની તૈયારીથી જે પોલીસ આવી હતી તેમની જ સારી મદદ મળી એમ કહીએ તોય ચાલે."*

આવી પરિસ્થિતિમાં તાલુકાના આગેવાનોની ફરજો શી છે તે સમજાવતાં લોકમાન્ય લખે છે:

"દરેક ગામમાં કે તાલુકામાં સમિતિઓ સ્થાપીને સ્થાનિક આગેવાનોએ કરવાનાં કામ ઘણાં છે; અને તે બધાં એવાં છે કે ભણેલા લોકોના સહકાર વિના ગરીબ રૈયતથી ન થઈ શકે. એ કામો નીચે મુજબ ગણાવી શકાય: ૧. દરેક તાલુકામાં ઓછામાં ઓછું એક પણ રાહત કામ અને એક પણ અન્નસત્ર છે કે નહીં તે જોવું અને ન હોય તો તેની માગણી કરવી; ૨. રાહતના કામ ઉપર જે લોકો જાય છે તેમને મજૂરી અથવા સીધું બરાબર મળે છે કે નહીં તેની ભાળ રાખવી અને જરૂર પડે ત્યારે તેમની પાસે અરજીઓ કરાવી તેમને દાદ મેળવી આપવી ૩. પાક મોટે ભાગે નાશ પામ્યો હોય ત્યાં મહેસૂલમોકૂફી અને માફી બાબત અરજીઓ કરાવવી.

* 'લોકમાન્ય ટિળકાંચે કેસરીંતીલ લેખ', ભાગ ૧, પૃ. ૫૮૮-૯૦.

જેની પાસે પૈસા નથી તેની પાસેથી ઓછામાં ઓછું દુકાળના વરસનું મહેસૂલ તો ન જ લેવું એમ ફેમિન કોડમાં સ્પષ્ટપણે કહેલું છે. ૪. દરેક ગામમાં કે તેની આસપાસ ગોચર કે જંગલ હોય તો તે ખુલ્લું થયું છે કે નહીં તે જોવું, અને ન થયું હોય તો . . . ફલાણું જંગલ અમને ખાલી કરી આપો એવી ગામ લોકો પાસે અરજી કરાવવી. ૫. પોતાના ગામમાં કે તાલુકામાં કમિશનર, કલેક્ટર કે બીજા સરકારી અધિકારીઓ આવે ત્યારે રૈયતની સાચી સ્થિતિ તેમને સ્પષ્ટ જણાવવી. ૬. કોષ્ટી, વણકર વગેરે લોકોને ફેમિન કોડમાં જણાવ્યા પ્રમાણે રાહત મળે છે કે નહીં તેની તપાસ કરીને તે મુજબ સરકાર પર તેમની પાસે અરજીઓ કરાવવી. ૭. જાનવરોની તે તે ગામમાં જ વ્યવસ્થા કે સગવડ થઈ શકે તેમ ન હોય તો તેમને મામલતદારની મારફત જિલ્લાના સરકારી જંગલોમાં રવાના કરાવવાની ગોઠવણ કરવી. આવી આવી જાતનાં અનેક કામો છે.

"આ કામમાં ઓછાવત્તા પ્રમાણમાં જેઓ ભાગ લેશે તેમની ઉપર અમલદારોની કંઈક ઇતરાજી થશે, અને થોડા જ દિવસ ઉપર જેમ જુન્નરમાં એક દોઢ ડાહ્યા આસિસ્ટંટ કલેક્ટરે કેટલાક લોકો ઉપર ફરિયાદ કરી, તેવી ફરિયાદ કરતાં પણ કેટલાક અમલદારો પાછું જોવાના નથી. પણ આવી બાબતોમાં હવે ડર રાખ્યે નહીં ચાલે; બલ્કે રૈયતને પેટિયું મળે તે માટે યોગ્ય રીતે લડતાં લડતાં કોઈને જેલમાં જવાનો વારો આવે તો પણ વાંધો નથી; પણ ઠેકઠેકાણેના આગેવાનોએ આ વખતે મન મૂકીને કામ કરવું જ જોઈએ, એમ અમારું તેમને આગ્રહપૂર્વકનું કહેવું છે. આ રાજ્ય કાયદાનું અને ચળવળનું છે. કાયદો સરકારે કર્યો છે. ચળવળ કરવાનું કામ આપણું છે. અને એ કામ જો આપણે બરાબર નહીં કરીએ તો તેનો બધો દોષ આપણે જ માથે આવવાનો છે." *

આવી રીતે ખેડૂત વર્ગમાં સરકારી કાયદાને આધારે જ ચળવળ ધમધોકાર શરૂ થઈ હોય તો પણ તેમાં ચળવળ કરનારાઓ ઉપર કેસ થાય એ નક્કી હતું. તે મુજબ સને ૧૮૯૬ના ડિસેંબર માસમાં સાર્વજનિક સભાના પ્રચારકો ઉપર તેમ જ બીજાઓ ઉપર સરકાર તરફથી કેસ કરવામાં આવ્યા. તેમાં પ્રો. અચ્યુતરાવ સાઠે તથા શ્રી. દત્તોપંત આપટે ઉપર કુલાબા જિલ્લામાં અને ઉંબરગામના પરાંજપે, કાસળકર તથા પિંપુટકર ઉપર થાણા જિલ્લામાં ફરિયાદો થઈ. એમાંથી એકલા શ્રી. દત્તોપંત આપટેને એક વરસની સાદી કેદ અને બસો રૂપિયા દંડની સજા થઈ હતી. બાકીના બધા છૂટી ગયા હતા.

આવી રીતે સાર્વજનિક સભાનું કાર્ય ધમધોકાર ચાલી રહ્યું હતું. એવામાં ૧૮૯૭ના માર્ચ માસમાં તેના એક પ્રતિનિધિએ કાઢેલા પત્રકમાં કેટલોક પાયા વગરનો મજકૂર છાપ્યો છે, એ બહાને સરકારે એ સભાએ કરેલી અરજીઓનો હવે પછી અમારા તરફથી વિચાર કરવામાં નહીં આવે એવો ઠરાવ કરીને તેની સભાને જાણ કરી. અલબત, એટલાથી સભાનું કામ

* 'લો. ટિળકાંચે કેસરીંતીલ લેખ', ભાગ ૧, પૃ ૫૯૫-૯૬.

અટકવાનું કશું જ કારણ ન હતું. લોકમાન્યે એ ઠરાવ ઉપર ટીકા કરતાં લખ્યું કે:

"હંસ ઉપર બ્રહ્મા ગુસ્સે થાય તોય તે શું કરી શકવાનો હતો? બહુ તો કમળના વનમાંથી તે તેને હાંકી કાઢે, પણ દૂધ અને પાણી જુદાં પાડવાની હંસની આવડતને તેની પાસેથી ઝૂંટવી લઈ લેવાનું સામર્થ્ય બ્રહ્મા પાસે પણ નથી! એ જ ન્યાય પ્રસ્તુત પ્રકરણમાં લાગુ પડે છે. લોકોને તેમના હક શા છે તે સમજાવવું, અને પોતાનાં દુઃખો સરકારને જણાવીને તેનું નિવારણ કરાવવાને તેમને કહેવું અથવા તેમની હાડમારીઓ સરકાર આગળ રજૂ કરવી વગેરે કામ કરવામાં સરકારના ઉપલા ઠરાવથી કોઈ પણ જાતનો બાધ આવતો નથી. સભાએ કરેલી અરજી કચરાની ટોપલીમાં ફેંકી દેવી કે તેનો વિચાર કરવો, એ કામ સરકારનું છે, અને તેને ફાવે તેમ તે કરશે. . . . સભાનું કામ તો સભા કર્યે જ જશે."

લોકમાન્યનું આ કહેવું તદ્દન બરાબર હતું.

હવે રૈયત પોતે જ સરકાર પાસે દાદ માગતાં શીખી છે અને સભાએ જ તેનામાં એ જાગૃતિ આણી છે એટલે એક રીતે સરકારના જુલમનો પ્રત્યક્ષ પ્રતિકાર કરવાની કેળવણી આપવાની નીતિ તેણે સ્વીકારી હોવાથી સાર્વજનિક સભાને સરકાર માન્યતા આપે કે ન આપે, એ બહુ મહત્ત્વનું રહ્યું ન હતું. જે સંસ્થાને લોકોની માન્યતા મળેલી હોય અને જેનું લોકો ઉપર વજન હોય તે શું કહેવા માગે છે તેનો જેમને રાજ્યકારભાર ચલાવવો છે તેમને પોતાના કારભારની ખાતર પણ વિચાર કરવો પડે છે. લોકોમાં પ્રત્યક્ષ પ્રતિકારની શક્તિ વધવા માંડે એટલે અમે તમારી સભાને કે તમારા આગેવાનોને માનતા જ નથી એમ જો સરકાર કહે તો તેનું કહેવું નાદાનીભરેલું ઠરે છે. અને સરકારનો આ ઠરાવ પણ એવો જ બાલિશ છે એમ લોકમાન્યે જણાવ્યું હતું. આવી રીતે જાહેર જીવન હવે રાજમાન્યતાના યુગમાંથી નીકળીને લોકમાન્યતાના યુગમાં જઈ રહ્યું હતું.

આમ ૧૮૯૬–૯૭ની સાલમાં એક બાજુએ ગામડાંની પ્રજામાં પણ કાયદાની મર્યાદામાં રહીને પ્રત્યક્ષ પ્રતિકારની ચળવળ ચાલુ હતી તે જ વખતે બીજી બાજુએ શહેરના મધ્યમ વર્ગમાં સરકારના જુલમી કાયદાનો પ્રત્યક્ષ પ્રતિકાર કરવાની સ્વદેશીની ચળવળ લોકમાન્ય સંગઠિત કરતા હતા. ૧૮૯૬માં સરકારે વિલાયતથી અહીં આયાત થતા સૂતર ઉપરની જકાત રદ કરી અને વિલાયતથી આયાત થતા કાપડ ઉપર તેમ જ અહીંની મિલોમાં તૈયાર થતા બધી જાતનાં કાપડ પર સેંકડે પાંચને બદલે સાડાત્રણ ટકાની જકાત નાખી. મેંચેસ્ટરના કાપડને ઉત્તેજન આપવાના હેતુથી હવે અહીંના ગરીબ લોકોની વપરાશના દેશી જાડા કાપડ ઉપર પણ સાડાત્રણ ટકાની જકાત નાખી, એ નવો અન્યાય આમાં સરકારે કર્યો હતો. અત્યાર સુધી વિલાયતથી અહીં

આવતા સૂતર તેમ જ કાપડ ઉપર પાંચ ટકા જેટલી જકાત હતી. પણ દેશી સૂતર ઉપર અને કાપડ ઉપર જે જકાત હતી તે માત્ર વીસથી ઉપરના આંકના સૂતર ઉપર અને કાપડ ઉપર જ હતી. પણ હવે ઓછા આંકના જાડા સૂતર ઉપર પણ સેંકડે સાડાત્રણ ટકાની જકાત પડી અને ઊંચા આંકના દેશી તેમ જ વિલાયતી સૂતર અને કાપડની જકાત પાંચ ટકા ઉપરથી સાડાત્રણ ટકા ઉપર ઉતારવામાં આવી. તેથી વિલાયતના મિલવાળાઓને જાડા કાપડની બાબતમાં પણ સ્વદેશી મિલવાળાઓ સાથે હરીફાઈ કરવામાં મદદ મળી, અને ઝીણું કાપડ વાપરનારા શ્રીમંતો પરનો કર ઓછો થઈને સ્વદેશી કાપડ વાપરનારા ગરીબો ઉપર નવો કર બેઠો. આ અન્યાયી કાયદાનાં પરિણામો ગણાવીને લોકમાન્ય કહે છે :

"બધા લોકોને અમારી આગ્રહભરી વિનંતિ છે કે, તેમણે આ અન્યાયનો પોતાનાથી બની શકે તેટલો પ્રતિકાર કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. હિન્દુસ્તાન સરકારની ધારાસભાના સભ્યો આપણને અનુકૂળ હોત તો સારું જ થાત; પણ તેઓ અનુકૂળ નથી. તેનાં રોદણાં રડવામાં કશો સાર નથી સરકારે ભલે અન્યાય કર્યો હોય, તો પણ તેનો પ્રતિકાર કરવાનું કેટલેક અંશે તો તમારા હાથમાં જ છે. એ પ્રતિકાર એ છે કે, સૌ કોઈએ દેશી કાપડ વાપરવાની શરૂઆત કરવી. મુંબઈની સભામાં શેઠ વસનજી ખીમજીએ આ જ અર્થની સૂચના જ્યારે કરી ત્યારે બધાએ તાળીઓના ગડગડાટથી તેને વધાવી લીધી. પૂના, સતારા, અહમદનગર, અમરાવતી વગેરે ઠેકાણે જાહેર સભાઓ ભરાઈ છે ને સ્વદેશી કાપડ વાપરવાના ઠરાવો પસાર કરવામાં આવ્યા છે; અને બીજાં સ્થળોના લોકો તેમનું અનુકરણ કરશે એવી અમે આશા રાખીએ છીએ. જ્યાં સુધી તમારામાં આવી રીતે પ્રતિકાર કરવાની તાકાત આવી નથી, ત્યાં સુધી તમારી અરજીઓનો ,અથવા ધારાસભામાં બેઠેલા તમારા પ્રતિનિધિઓનાં ભાષણોનો કે દલીલોનો કોઈ ભાવ પૂછવાનું નથી. આથી વધુ લખવાની ભાગ્યે જ જરૂર હોય."*

સ્વદેશીની કલ્પના 'લોકહિતવાદી'ના જમાના જેટલી જૂની હોઈને સાર્વજનિક કાકાએ તેને માટે આશરે વીસ વરસ ઉપર સંગઠિત ચળવળ કરી હતી. પણ ધારાસભામાંના પ્રતિકાર કે વિરોધ કરતાં વધુ પ્રભાવી પ્રત્યક્ષ પ્રતિકારની આ શક્તિ લોકોમાં પડેલી છે, અને તેના ટેકા વિના સરકાર આપણાં ભાષણોનો કે દલીલોનો વિચાર સરખો કરે એવો સંભવ નથી, એ રાજકીય દૃષ્ટિ આ પ્રતિપાદનમાં નવી જોવાની મળે છે. આપણી માગણી પાછળ લોકસંગઠનની શક્તિ હોવી જોઈએ અને એ સંગઠન માટે લોકોમાં તથા તેમના આગેવાનોમાં સ્વાર્થત્યાગનું તેમ જ હિંમતનું બળ જાગ્રત હોવું જોઈએ, એ વિચારસરણી મહાસભાના રાજકારણમાં પહેલવહેલી દાખલ કરવાનું શ્રેય લોક-

* 'લો. ટિળકાંચે કેસરીંતીલ લેખ', ભાગ ૧, પૃ. ૫૧૦–૧૨.

માન્ય ટિળકને જ આપવું ઘટે. આ નવી શક્તિનો જન્મ ૧૮૯૬–૯૭માં શહેરોમાં વસતા મધ્યમ વર્ગના લોકોમાં સ્વદેશીની ચળવળને રૂપે અને ગામડાંના ખેડૂતોમાં દુષ્કાળનિવારણની ચળવળને રૂપે થઈ રહ્યો હતો; અને એ શક્તિને સંગઠિત કરીને તેમ જ તેનું સંવર્ધન કરીને તેને જોરે સરકારની સત્તાને પડકાર આપવાનું અત્યંત મહત્ત્વનું કાર્ય લોકમાન્ય ટિળક મહારાષ્ટ્રમાં કરી રહ્યા હતા. આવી જાતનું કામ તે વખતે આખા હિન્દુસ્તાનમાં ક્યાંય ચાલતું ન હતું અને રાષ્ટ્રીય મહાસભાનાં સૂત્રો એ વખતે જેમના હાથમાં હતાં તે મુંબઈના મહેતા–વાચ્છા વગેરે આગેવાનોને આ સ્વાર્થત્યાગી પ્રતિકાર-શક્તિનું મહત્ત્વ કદી પણ સમજાયું નહીં, એ આપણું દુર્દૈવ છે. મિ. વાચ્છાએ તો આ વખતે આગળ પડીને એવી દલીલ પણ કરી હતી કે, બધા જ લોકો જો સ્વદેશી કાપડ વાપરવાનું વ્રત લે તો તેમને પૂરતું થાય એટલું કાપડ આ દેશમાં પેદા થઈ શકે તેમ નથી! તેને જવાબ આપતાં લોકમાન્ય લખે છે:

"આજે બધા જ દેશી કાપડ વાપરવાનો નિશ્ચય કરે તો તેમને તે પૂરતા પ્રમાણમાં મળે એમ નથી; પણ બધાનો નિશ્ચય પણ આજે ક્યાં છે? મિ. વાચ્છા ભૂલ ખાય છે તે અહીં જ. તેઓ કહે છે કે, દેશી કાપડ વાપરવાનો નિશ્ચય કરવાનું કહેવામાં કશો અર્થ નથી. સંખ્યાબંધ લોકો આવો નિશ્ચય કરે તો દેશી કાપડની માગ વધશે અને તેથી માલ પેદા કરવાને ઉત્તેજન મળશે, એ અર્થશાસ્ત્રના સિદ્ધાન્તનો મિ. વાચ્છા ઇન્કાર કરતા નથી, અને તે એટલો સ્પષ્ટ છે કે તેઓ તે સિદ્ધાન્તનો ઇન્કાર કરી શકે તેમ પણ નથી. એટલે તેમણે એવો સવાલ ઉઠાવ્યો છે કે, આવા ઉપદેશથી આજ સુધી કશો લાભ થયો નથી તો તે હવે પછી શી રીતે થશે? મિ. વાચ્છાનો આ સવાલ જોઈને અમને સાચે જ નવાઈ લાગે છે; કારણ તેઓ આજ સુધી એવાં ઘણાં કામો કરતા આવ્યા છે કે જેમાંથી આજ લગી કશો લાભ થયો નથી . . . પ્રથમ સ્વદેશી કાપડ વાપરવાની સાર્વજનિક કાકાએ શરૂ કરેલી ચળવળથી કશો જ લાભ થયો નથી એમ કહેવું, એ જ મૂળમાં ભૂલ ભરેલું છે. લાભ જોઈએ તેટલો થયો નથી, એમ કોઈ કહે તો તે અમે સ્વીકારીશું; પણ બિલકુલ થયો નથી એમ કહેવું તે અને કેટલાક મહાસભાના વિરોધીઓ જે કહે છે કે, મહાસભા અને પ્રાન્તિક પરિષદો ભર્યાથી કશો જ લાભ થયો નથી એ બન્ને વસ્તુઓ સરખી જ ભૂલભરેલી, દુરાગ્રહવાળી અને જૂઠાણાથી ભરેલી છે. દેશી કાપડ વાપરવું એ જો સારી વસ્તુ હોય તો તે બાબતમાં લોકોમાં લાગણી અને અભિમાન પેદા કરવું એ સ્વદેશભક્તિનું એક કાર્ય છે એમ માનવું જોઈએ; અને તે કરવા માટે જો સાર્વજનિક સભા તૈયાર છે, તો તે બદલ સભાને વખોડવી એ ઘણું અનુચિત છે."*

દુર્દૈવની વાત એ છે કે, લોકમાન્યના અવસાન પછી મહાત્મા ગાંધીએ જ્યારે ખાદીની ચળવળ શરૂ કરી, તે વખતે પણ મિ. વાચ્છાએ કરેલી દલીલોના જેવી દલીલો ખાદીની વિરુદ્ધમાં 'કેસરી'માં આવવા લાગી હતી! બધા જો

* 'લોકમાન્ય ટિળકાંચે કેસરીંતીલ લેખ', ભાગ ૧, પૃ. ૫૨૬-૨૭.

ખાદી વાપરવાનું વ્રત લે તો ખાદીની પેદાશ વધારવી એ જેટલું સહેલું છે તેટલું દેશી મિલો કાઢવાનું સહેલું નથી, એ જેમના ધ્યાનમાં આવશે તેઓ જોઈ શકશે કે, મિ. વાચ્છાની ટીકા જેટલી દેશી મિલકાપડને લાગુ પડે છે તેટલી તે ખાદીને લાગુ પડતી નથી. એટલે ખાદીની વિરુદ્ધ આવી ટીકા કરનારા લોકોનું અજ્ઞાન વધારે વ્યક્ત થાય છે. પણ લોકોમાં વધતી જતી દેશભક્તિ, સ્વાર્થત્યાગ અને સ્વાવલંબનના સંગઠન ઉપર જેમને વિશ્વાસ નથી તેઓ એ ને એ જ આક્ષેપો આવી ચળવળોની સામે કર્યા કરવાના; અને જેમને આવા લોકસંગઠનમાં વિશ્વાસ છે તથા તેનો પ્રભાવ જેમને ગળે ઊતર્યો છે તેઓ લોકસંગઠનનું બળ વધારવા માટે એ આક્ષેપોને એ ને એ જ જવાબો આપીને તોડી પાડવાના. 'ખાદી' અથવા 'સ્વદેશી'ની ચળવળો કેવળ આંકડાબાજીના નિર્જીવ અર્થશાસ્ત્રની નથી, પણ વધતી જતી દેશભક્તિમાંથી નિર્માણ થતી લોકોની પ્રત્યક્ષ પ્રતિકારશક્તિના સંગઠનની છે. આ પ્રતિકારશક્તિનો પ્રભાવ તેમ જ તેનું માહાત્મ્ય જેમણે રાષ્ટ્રઘડતરની કળા હસ્તગત કરેલી છે એવા લોકમાન્ય ટિળક કે મહાત્મા ગાંધી જેવા જ કળી શકે છે. મહાસભાની પહેલી પેઢી આ માહાત્મ્ય કદી સમજી શકી નહીં અને તે તેમને ગળે ઉતારવા માટે લોકમાન્યને તેના જૂના આગેવાનો સાથે આખો જન્મારો ઝઘડવું પડયું. આ પ્રતિકારશકિતનો જન્મ મહારાષ્ટ્રમાં આ વખતે થયો.

લોકોમાં નિર્માણ થઈ રહેલી આ પ્રતિકારભાવના એ વખતે સાવ બાલ્યાવસ્થામાં હતી અને કેટલીક વખતે એ બાલ્યાવસ્થાને જ શોભે એવું ઉચ્છૃંખલ સ્વરૂપ પણ તે ધારણ કરતી. લોકમાન્ય એ ઉચ્છૃંખલપણું જોઈ શકતા હતા, તો પણ તેથી તેમણે આપણી પ્રતિકારશકિતનો વિકાસ સાધવાના કામમાં ખંડ પડવા દીધો નહીં; આવી વસ્તુઓ અપરિહાર્ય છે એમ માનીને તેઓ પોતાનું કાર્ય ચીવટથી આગળ ધપાવતા રહ્યા. લોકોમાં પ્રતિકારશકિત જાગ્રત થઈ રહી છે તે જોઈને તેમને આનંદ થતો; અને તેના ઉચ્છૃંખલપણાને બહેકવા ન દેતાં તેની ઉપર પ્રભાવી સંગઠનનું નિયંત્રણ અને આવરણ મૂકવાનો પ્રયત્ન તેઓ કરતા હોય તો પણ લોકોનો ઉત્સાહભંગ કરવો, અથવા લોકો ઉત્સાહના અતિરેકને લીધે કોઈ ભૂલ કરી બેસશે એટલા માટે તેમના ઉત્સાહને ભરતી ન આવવા દેવી, એવું ધોરણ તેમણે કદી અખત્યાર કર્યું નહીં. આપણી ચળવળ વર્તમાન પરિસ્થિતિમાં કાયદાની મર્યાદામાં રહેવી જોઈએ એવું તેમણે પોતાની બુદ્ધિ સાથે નક્કી કરેલું હતું અને એ મર્યાદામાં રહીને લોકોમાં જેટલી પ્રતિકારશકિત નિર્માણ કરી શકાય તેટલી તેઓ કરી રહ્યા હતા. આ નીતિ પ્રમાણે ચાલવાથી ભાવિ હિન્દી સ્વરાજ અસ્તિત્વમાં લાવનારી શકિત પેદા થઈ રહી છે અને એ જ શકિતને જોરે હિન્દુસ્તાનમાં સ્વરાજની સ્થાપના

થવાની હોવાથી તે સ્વરાજ લોકશાહી સ્વરૂપનું હશે, એ બાબત તેમને શંકા ન હતી. અને પોતે જે શક્તિ પેદા કરી રહ્યા છે તે શક્તિ આજે કે કાલે બહુમતીને જોરે મહાસભામાં પોતે દાખલ કરાવી શકશે, એવો તેમને આત્મ-વિશ્વાસ હતો; તેમ જ મહાસભા એ શક્તિનું અવલંબન અને સત્કાર ન કરે ત્યાં સુધી તેનું રાજકારણ યશસ્વી થવાનું નથી એવી પણ તેમની ખાતરી હતી. પણ મહાસભા પાસે એ શક્તિનો સ્વીકાર કરાવવો એ જ પોતાનું કર્તવ્ય છે એમ તેઓ માનતા. મહાસભાનો ત્યાગ કરીને પોતાનું રાજકારણ સ્વતંત્રપણે ચલાવવાનો વિચાર તેમણે પોતાના મનને કદી અડવા દીધો નથી. કારણ હિન્દુસ્તાનને જે સ્વરાજ મળવાનું છે તે મહાસભા જેવી સંસ્થાઓ દ્વારા જ મળવાનું છે અને એ સંસ્થાઓ જ હિન્દી રાજકારણને પ્રત્યક્ષ પ્રતિકારનું અથવા ક્રાન્તિવાદનું સ્વરૂપ આપી શકશે, એવી તેમની શ્રદ્ધા હતી. તેઓ ક્રાન્તિવાદી હતા તો પણ તેમનો ક્રાન્તિવાદ વિકાસક્ષમ હતો અને સામાન્ય જનતાની પ્રતિકારશક્તિ એ તેનો પાયો કે આધાર હતો. એ ક્રાન્તિવાદ તેની શક્તિ જેમ વધે તેમ વધનારો અને તેની શક્તિ ઘટે ત્યારે તેટલા પૂરતો થોડોક વખત મંદ પડીને ફરી તે શક્તિને વધારનારો હતો. લોકો ક્રાન્તિ માટે તૈયાર નથી એમ કહીને તેમણે ક્રાન્તિવાદનો ત્યાગ કર્યો નહીં; અને હું તો ક્રાન્તિવાદી છું પણ લોકો ક્રાન્તિ માટે તૈયાર થતા નથી એમ કહીને તેમણે લોકોનો ત્યાગ પણ કર્યો નહીં. તેઓ ક્રાન્તિવાદી હતા તેથી લોકનાયક થયા અને લોકોને સાથે લઈને ચાલ્યા તેથી લોકમાન્ય થયા. તેમની લોકમાન્યતા તેમના લોકનાયકત્વ ઉપર નિર્ભર હતી અને 'मुखरस्तत्र हन्यते' એ ન્યાયે લોકોના આગેવાન ઉપર થતા આઘાતો તેમણે પોતાની છાતી ઉપર ઝીલ્યા હતા; અને સરકારનો અને લોકોનો સામનો શરૂ થતાં તેમણે સમરાંગણમાંથી પલાયન કર્યું નહીં તેથી તેમની એ લોકમાન્યતા કદી ઝાંખી પડી નહીં. તેમના પ્રતિપક્ષીઓ કે તેમના જ અંધાનુયાયીઓ માને છે તેમ તેમને મળેલી 'લોકમાન્યતા' લોકાનુરંજનની સસ્તી કિંમતથી પ્રાપ્ત થયેલી કોઈ કંગાલ વસ્તુ ન હતી, પણ મરણિયા નિશ્ચયબળથી, અલૌકિક ધૈર્યથી તથા સુખ અને સ્વાર્થને ભોગે મેળવેલી તે એક મહામૂલી વસ્તુ હતી. તેમના આ ત્રણે ગુણોની કસોટીનો સમય હવે આવી પહોંચ્યો હતો.

એ કસોટીનો પ્રસંગ તે સને ૧૮૯૭ની સાલનું પૂનાનું પ્લેગ-પ્રકરણ. ૧૮૩૭માં વિક્ટોરિયા રાણી ગાદી ઉપર બેઠાં તેને આ વરસે સાઠ વરસ પૂરાં થતાં હતાં. આ સાઠ વરસની જ્યુબિલીનો મહોત્સવ (હીરક મહોત્સવ) ૧૮૯૭ના જૂનની ૨૨મી તારીખે ઊજવવામાં આવ્યો અને એ જ રાતે પૂનામાં પ્લેગને અંગે બંદોબસ્ત કરવા માટે નિમાયેલા પ્લેગ કમિશનર મિ. રેંડનું ગણેશ-ખિંડમાં આવેલા ગવર્નરના બંગલામાંથી પાછા ફરતાં પિસ્તોલની ગોળી મારીને

કોકે ખૂન કર્યું અને તેમની આગળની ગાડીમાં બેઠેલા મિ. આયર્સ્ટનું પણ તેજ વખતે ખૂન થયું. આયર્સ્ટ તો એ ને એ જગ્યાએ મરણ પામ્યો જ્યારે મિ. રૅંડ પાંચ સાત દિવસ હોસ્પિટલમાં રહીને ગુજરી ગયો. એ વખતે પૂનામાં પ્લેગ બંધ પડયો હતો અને લોકો શહેરમાં પાછા રહેવા લાગ્યા હતા અને તે વખતે આવો કોઈ ભયંકર બનાવ બનશે એવી કોઈને કલ્પના ન હતી. પણ આ ઘટના બનતાંની સાથે આખું બ્રિટિશ સામ્રાજ્ય થથરી ગયું અને ઠેઠ વિલાયતથી માંડીને પૂના સુધી બધે હિન્દુસ્તાનમાં વધતા જતા અસંતોષની અને રાજદ્રોહની ચર્ચા શરૂ થઈ. પૂના ઉપર પોલીસનો જાપ્તો બેઠો અને તપાસ શરૂ થઈ અને વધારાની પોલીસ લાદવામાં આવી અને ચોમેર ત્રાસનું અને વહેમનું વાતાવરણ ફેલાયું. મિ. રૅંડની પૂનાના પ્લેગકમિશનર તરીકે નિમણૂક થઈ ત્યાર પછી એટલે કે સને ૧૮૯૭ના ફેબ્રુઆરીથી મે મહિના સુધી પ્લેગના નિવારણ માટે એક જાતના કડક લશ્કરી અમલનો દોર પૂનામાં ચાલુ હતો અને શહેરમાં ગોરું અને કાળું લશ્કર આણીને ગોરા સોલ્જરો મારફતે લોકોનાં ઘરો તપાસવાં, લોકોને જબરદસ્તીથી હોસ્પિટલમાં અને સેગ્રિગેશન કૅમ્પમાં ખસેડી જવાં, લોકોનાં ઘરો સાફ કરવાં, ઘરોને ધુમાડો આપીને સફેતો ફેરવવો અને ગોરા સોલ્જરો પાસે ગમે તે ઘરની તેમ જ ઘરની ગમે તે ઓરડીની જડતી લેવડાવવી – એવા એવા બનાવો બનતા હતા અને લોકો ઉપર ભારે જુલમ થઈ રહ્યો હતો. એટલે મિ. રૅંડનું ખૂન થયાનું સાંભળતાંની સાથે આ ખૂનનો સંબંધ તેની પ્લેગકમિશનર તરીકેની કારકિર્દી દરમ્યાન લોકો ઉપર જે ભારે જુલમ થયો હતો તેની સાથે છે અને તેના ખૂનની પાછળ કોઈ ભારે મોટું કાવતરું હોવું જોઈએ એવી શંકા સરકારને આવે એ સ્વાભાવિક હતું; અને લોકોએ જો ખૂન કરનારનો પત્તો લાગતા પહેલાં ખૂનનો અને પ્લેગના વખતના જુલમનો કાર્યકારણ સંબંધ જોડી દીધો હોય તો તેમાં કંઈ નવાઈ નથી. પણ ખૂનની પાછળ કાવતરું હતું અને તેની યોજના લોકમાન્ય ટિળક જેવા કાયદેસરની ઉઘાડી ચળવળ કરનારા માણસે કરી હશે એમ માનવાને કોઈ પણ જાતનો પુરાવો તે વખતે મળ્યો ન હતો અને પાછળથી પણ મળી આવ્યો નહીં. તેમ છતાં ટિળકના જહાલ રાજકારણને લીધે લોકોમાં પ્રતિકારબુદ્ધિ જાગ્રત થાય છે અને લોકોમાં પ્રતિકારબુદ્ધિ જાગ્રત થતાં આવા બનાવો બને છે, એવો બાદરાયણ સંબંધ જોડીને પૂનાનાં વર્તમાનપત્રો ઉપર ગાળો વરસાવવાની સરકારી અમલદારોએ તેમ જ એંગ્લો ઇંડિયન પત્રોએ શરૂઆત કરી; એટલે લોકમાન્ય ટિળકે પણ 'સરકારનું ભેજું ઠેકાણે છે કે?' એવો સ્પષ્ટ સવાલ પૂછવામાં અને 'રાજ્ય કરવું એટલે વેરની વસુલાત નથી!' એવો હિંમતભેર ઉપદેશ કરવામાં આઘું પાછું જોયું નહીં.

આ બાબત 'કેસરી'માં જે પહેલો લેખ લોકમાન્યે લખ્યો તેમાં તેઓ કહે છે:

"અંગ્રેજી છાપાંવાળાઓ ક્રોધના આવેશમાં ગમે તેમ બકવા લાગ્યા છે. પૂનાના આગેવાન બ્રાહ્મણોએ પ્લેગ કમિટીને એટલી બધી મદદ કરેલી છે કે, બ્રાહ્મણો જ એ કમિટી પૂનામાં લઈ આવ્યા એમ લોકો કહેવા લાગ્યા હતા. તેમ છતાં સરકારનો રોષ ફરી બ્રાહ્મણો ઉપર પહેલાં જેવો હતો તેવો જ હજીયે છે. . . . . અમારું એમ માનવું છે કે, આવું ભયંકર કૃત્ય કરનારાઓ ઘણું કરીને આવા કામમાં રીઢા થયેલા હોવા જોઈએ, તે વિના આવું સાહસ કર્મ તેમને હાથે થાત નહીં. . . . લે. આયર્સ્ટ ઉપર ગોળી છોડનાર માણસ એક તો તેમની સાથે અણબનાવવાળો લશ્કરનો કોઈ માણસ હોવો જોઈએ અથવા રેંડ સાહેબની પાછળ જ તેમની ગાડી હોવાથી નાસી જવાનું સહેલું બને તેટલા માટે રેંડ સાહેબ ઉપર ગોળી મારનારે તેમની ઉપર પણ ગોળી છોડી હશે, એવું અમારું અનુમાન છે. પણ આ બધાં અનુમાનો આજે કહી બતાવવાનો કશો અર્થ નથી. સાહેબ લોકોનાં દિલ આજે બહુ જ ઊકળી ઊઠેલાં છે અને તેઓ કેટલા તપી ગયેલા છે તે અન્યત્ર આપેલા કલેક્ટર સાહેબના ભાષણ ઉપરથી જણાઈ આવશે. આજ સુધી પૂનાવાસીઓએ બતાવેલી ધીરજ એક અવિચારી માણસના ભયંકર કૃત્યને કારણે સરકાર ભૂલી જાય એ સાચે જ ભારે કમનસીબ છે. પણ ખૂનીઓના પત્તો લાગે અને વાતાવરણ જરા શાંત થાય તે વિના હાલ આ બાબત ખાસ કશું લખી શકાય તેમ નથી. પૂનાવાળાઓ ઉપર આ પહેલી જ વાર આફત ઊતરી છે એમ નથી, પણ ૧૮૭૮માં બુધવારવાડાને આગ લાગી તે વખતે પણ આવી જ સ્થિતિ થઈ હતી; અને એ આફત જેમ ટળી ગઈ તેમ આ પણ ટળી જશે, એવી અમને પૂરેપૂરી આશા છે. માત્ર લોકોએ પોતાની ધીરજ ન ખોવી અને પોતા થકી સરકારને મદદ કરવાનો તેમનો જે ક્રમ છે તે ચાલુ રાખવો." *

૧૮૭૮માં બુધવારવાડો બળી ગયો તે વખતે ન્યાયમૂર્તિ રાનડે પૂનાના આગેવાન હતા; અને વાસુદેવ બળવંત ફડકેના બંડમાં તેમનો હાથ હોવો જોઈએ એવી શંકા તે વખતના મુંબઈના ગવર્નર સર રિચર્ડ ટેંપલના મનમાં આવી હતી, અને તે તેઓ સિદ્ધ કરી શક્યા નહીં તોય તેમના મનમાંથી આખર સુધી તે દૂર થઈ ન હતી. તે પછી આજે હવે વીસ વરસે એ જ ઇતિહાસની પુનરાવૃત્તિ વધુ મોટા પ્રમાણમાં પૂનામાં થઈ રહી હતી. ફેર એટલો જ કે, ન્યા. રાનડેની જગ્યાએ હવે લોકમાન્ય ટિળક હતા. ખરી રીતે ફડકેના બંડના પ્રયત્ન કરતાં ચાફેકર ભાઈઓનો ખૂનનો પ્રયત્ન પ્રમાણમાં ઘણા નાના પાયાપર હતો. તેમ છતાં, વીસ વરસ ઉપર જેટલી ક્રાન્તિકારક પ્રવૃત્તિ ભણેલાઓમાં ફેલાતી હતી તેના કરતાં હવે વધારે પ્રમાણમાં ફેલાવા માંડી હતી અને કોલ્હાપુરની નાગપુર સુધી આખા મહારાષ્ટ્રમાં બધા સુશિક્ષિત વર્ગોમાં લોકમાન્યના જહાલ રાજકારણનો ફેલાવો જોશભેર થઈ રહ્યો હતો.

* 'લોકમાન્ય ટિળકાંચે કેસરીંતીલ લેખ', ભાગ ૧, પૃ ૬૭૧–૭૨.

દામોદર અને બાળકૃષ્ણ એ બે ચાફેકર ભાઈઓની સંસ્થા ૧૮૯૫થી પૂનામાં નીકળેલી હતી અને ધર્મરક્ષણ એ જ એક અર્થમાં સ્વરાજ્ય પ્રાપ્તિ છે, એવું તે સંસ્થાના જુવાનોનું ધ્યેય હતું. સ્વધર્મરક્ષણ અને સ્વરાજ્યપ્રાપ્તિ એ બે વચ્ચે તે વખતે ભેદ માનવામાં આવતો ન હતો અને શિવાજીના તથા ગણપતિના ઉત્સવોમાં એ જ ધોરણે ઉપદેશ કરવામાં આવતો હતો. ચાફેકર ભાઈઓની સંસ્થાના માણસે જ મુંબઈના વિકટોરિયા રાણીના પૂતળાને ડામર ચોપડ્યો હતો એમ પાછળથી જાણવામાં આવેલું. ટૂંકમાં, સ્વધર્મરક્ષણના હેતુથી તેમ જ સ્વસંસ્કૃતિના અભિમાનથી પ્રેરિત થયેલા યુવાનો તે વખતે ગુપ્ત કાવતરાં રચીને અને અખાડા સ્થાપીને શિવાજી મહારાજનો દાખલો પોતાની નજર આગળ રાખી સ્વાતંત્ર્યપ્રાપ્તિના પ્રયત્નો કરતા હતા અને લો. ટિળક અને તેમનું 'કેસરી' તેમના અન્તઃકરણમાં દેશાભિમાનની જ્યોત પ્રગટાવતાં હતાં. આ સાચું હોય તો પણ એ ક્રાન્તિકારકોનો માર્ગ લોકમાન્યને પસંદ હોય એમ દેખાતું નથી. રૅંડ ને આયર્સ્ટનાં ખૂનને અંગે લખતાં લોકમાન્ય કહે છે :

"જે કોઈએ ખૂન કર્યું હોય તેને જરૂર ફાંસી દો; તેમાં અમારું કલ્યાણ છે અને તેથી અમને સમાધાન પણ છે. વર્તમાનપત્રકારોના લેખો ગુનાને ઉશ્કેરણી કરે તેવા જણાય તો ઇન્ડિયન પીનલ કોડ પ્રમાણે તેમને ગુનેગાર ઠરાવીને તેમને પણ સજા કરો, તેના સામે અમારો કશો વાંધો નથી પણ નિર્દોષ લોકોને વિનાકારણે ધમકી આપીને તેમની ઉપર જુલમ ગુજારવો એ સાચા મુત્સદ્દીપણાનું કે ડહાપણનું લક્ષણ નથી. . . અમને એમ લાગે છે કે, દેશી વર્તમાનપત્રકારોએ આ ધમાલ દરમ્યાન પોતાની ફરજ સરસ બજાવી છે; અને જો કોઈ દોષી હોય તો તે સરકાર પોતે જ છે; કારણ કે, તેણે લોકોની ફરિયાદો તરફ સાવ દુર્લક્ષ કર્યું છે. આ દોષ પોતાને માથેથી ટાળવાના હેતુથી દેશી પત્રકારોને રાજદ્રોહી ઠરાવવાનો સરકારનો આ આખો પ્રયત્ન છે. અને એમાં બીજું કશું નથી." *

ટૂંકમાં, સરકારી અમલદારો ખૂનની જવાબદારી દેશભક્તોનાં વર્તમાનપત્રો ઉપર ઓઢાડવા માગતા હતા. એમ હોય તો પણ દેશમાં આવા જે અત્યાચારો થાય છે તેની વાસ્તવિક જવાબદારી સામાન્યપણે અધિકારી વર્ગ તરફથી લોકો ઉપર જે જુલમ થાય છે અને રાજ્યકારભાર ચલાવતી વખતે જે અત્યાચારો થાય છે તેમના ઉપર હોય છે. એવે વખતે એ સરકારી જુલમો અને અત્યાચારો ઉપર ટીકા કરીને તે કાયદેસર રીતે દૂર કરવાનો પ્રયત્ન કરવો અને લોકો ઉપર ગેરકાયદે જુલમ થતો હોય તો તેના પ્રતિકાર કરવાના ન્યાય્યમાર્ગો તેમને બતાવવા એ દેશભક્ત લોકનાયકોનું આવશ્યક કર્તવ્ય છે. લોકોમાં પારતંત્ર્ય વિષે ચીડ પેદા કરવી અથવા પ્રતિકારબુદ્ધિ જાગ્રત કરવી એ રાજદ્રોહ નથી, પણ પોતાની ઉપર થતા અન્યાયની

---

* 'લો. ટિળકાંચે કેસરીંતીલ લેખ', ભાગ ૧, પૃ. ૬૭૭.

સામે અથવા પારતંત્ર્યની સામે હથિયાર ઉપાડવાં કે સશસ્ત્ર બળવો કરવા લોકોને ઉશ્કેરવા એ જ સાચો રાજદ્રોહ છે. તેમ કોઈ કરે તો તેને સજા કરવી અને અત્યાચારી વ્યક્તિઓને શોધી કાઢી તેમને શાસન કરવું એ અધિકારીઓની ફરજ છે. પણ એ ફરજ બજાવતી વખતે અપરાધી અને નિરપરાધી એ બન્નેને સરખા ગણીને તેમને ઝૂડ્યા કરવા એમાં ડહાપણ નથી. અત્યાચારની પ્રવૃત્તિને નાબૂદ કરવાનો માર્ગ આ નથી; પણ લોકો ઉપર અત્યાચાર ન ગુજારવા એ તેનો માર્ગ છે. સરકાર કાયદાનું પાલન કરે અને ભેજું ઠેકાણે રાખે તો લોકોનું મગજ પણ શાંત રહે છે. સશસ્ત્ર ક્રાંતિ ટાળવાની જવાબદારી જેમ લોકનાયકો ઉપર છે તેવી જ તે સરકારી અધિકારીઓ પર પણ રહેલી છે; અને તેઓ જો એ જવાબદારી બરાબર પાર ન પાડે તો લોકનાયકોને લોકોના અત્યાચારો માટે જવાબદાર ગણીને તેઓ દેશભક્તિ, ધર્મભક્તિ તથા પ્રતિકારબુદ્ધિ જાગ્રત કરે છે, એટલા માટે જ કેવળ તેમને રાજદ્રોહી ઠરાવવા એ અન્યાય છે. રાજ્યદ્રોહના ગુનાની મીમાંસા કરતાં લોકમાન્ય લખે છે :

"અંગ્રેજોનું રાજ્ય અને રાજ્યસત્તાની વિરુદ્ધ જે ગુનાઓ કહેલા છે તેમાંનો આ એક ગુનો છે; એટલે જે લેખોને લીધે રાજ્યની ઊથલપાથલ અથવા બંડ થવાનો સંભવ હોય તેવા લેખોને આ કાયદો લાગુ પડે છે. પણ આ લેખમાં જે ખુલાસો આપેલો છે તે ઉપરથી આપણી સરકારને હાથે જે ભૂલો કે અન્યાયનાં કૃત્યો થાય છે તે સ્પષ્ટપણે સરકારને જણાવવામાં અથવા લોકોને સમજાવવામાં અથવા તેની ઉપર સખત ટીકા કરવામા કોઈ પણ જાતની હરકત હોય એમ અમને લાગતું નથી"

અલબત, આ મીમાંસા તે વખતે જે કાયદો કાયદાપોથીમાં હતો તેને અનુલક્ષીને છે. પાછળથી એ કલમમાં સુધારો કરીને અત્યાચારને ઉત્તેજન ન હોય તો પણ સરકાર વિષે અપ્રીતિ પેદા કરવાના કાર્યને પણ ગુનો ઠરાવવામાં આવ્યો, અને કાયદાની કલમમાં એ સુધારો થયો તે અગાઉ લોકમાન્ય ઉપર ચાલેલા રાજદ્રોહના કેસનો ચુકાદો આપનાર સર જૉન સ્ટ્રેચીએ 'પ્રીતિનો અભાવ' એટલે 'અપ્રીતિ' (એટલે દ્વેષ) એવો અર્થ કરીને લોકમાન્યને દોઢ વરસની સજા ઠોકી હતી. એ જ વખતે પૂનાના સરદાર કુટુંબના બે નાતુ ભાઈઓને ૧૮૨૭ના ૨૫મા રેગ્યુલેશનની રૂએ ગિરફતાર કરીને બિનતપાસ કેદમાં પૂરી દેવામાં આવ્યા હતા.

પૂનામાં એ વખતે બીજાં પણ કેટલાક વૃત્તપત્રો ઉપર કેસ કરવામાં આવ્યા હતા; તેમ જ પૂના બહારનાં 'મોદવૃત્ત', 'પ્રતોદ', વગેરે પત્રો ઉપર પણ કેસ થયા હતા. પણ લોકમાન્ય ઉપરના કેસથી આખા રાષ્ટ્રનું ધ્યાન એ તરફ ખેંચાયું અને સરકારી અધિકારીઓના રોષના ભોગ બનેલા આ

યુવાન મહારાષ્ટ્રીય આગેવાનની કીર્તિ આખા હિન્દુસ્તાનમાં ફેલાઈ. 'કેસરી'માં શિવાજી ઉત્સવની જે હકીકત પ્રસિદ્ધ થઈ હતી અને એ ઉત્સવમાં થયેલા ભાષણમાં લોકમાન્યે શિવાજીએ કરેલા અફઝુલખાનના વધનું જે સમર્થન કર્યું હતું તે ઉપરથી સરકારે આ કેસ કર્યો હતો. પૂનામાં થયેલાં ખૂનો સાથે આ કેસનો કશો પ્રત્યક્ષ સંબંધ નથી એમ ઍડવોકેટ જનરલે કેસની શરૂઆતમાં જ માન્ય કર્યું હતું, તો પણ ન્યાયાધીશે જ્યૂરીને કેસ સમજાવતી વખતે એવા ઉદ્ગાર કાઢ્યા હતા કે, રૅંડ આયર્સ્ટના ખૂન સાથે આ લેખોનો સીધો સંબંધ ભલે ન હોય, તો પણ એ લેખોને લીધે જે વાતાવરણ પેદા થયું તેનું પરિણામ આ ખૂનમાં આવે એ તદ્દન સંભવિત છે. જ્યૂરીના નવ સભ્યોમાંથી છ જણાએ ટિળકને ગુનેગાર અને બાકીના ત્રણ જણે નિર્દોષ જાહેર કર્યા અને ન્યાયાધીશે તેમને અઢાર માસની સખત મજૂરીની કેદની સજા ફરમાવી.

૧૮૯૭ના ડિસેંબર મહિનામાં શંકરન નાયરના પ્રમુખપણા હેઠળ રાષ્ટ્રીય મહાસભાનું તેરમું અધિવેશન અમરાવતીમાં ભરાયું. લોકમાન્યના મિત્ર દાદાસાહેબ ખાપર્ડે તેના સ્વાગતાધ્યક્ષ હતા. એટલે સ્વાભાવિકપણે તેમણે પોતાના ભાષણમાં પૂનામાં ચાલતી સરકારની દમનનીતિ. તે વરસમાં ત્યાં ફાટી નીકળેલો પ્લેગ અને ત્યાં પડેલો દુકાળ, એ બધાને પ્રાધાન્ય આપ્યું. અધિવેશનના પ્રમુખ શ્રી. શંકરન નાયરે પણ પૂનાની દમનનીતિ, નાતુ-ભાઈઓની વિના તપાસ અટકાયત, અને લોકમાન્ય ટિળકને થયેલી સજા તરફ લોકોનું ધ્યાન ખેંચ્યું. ટિળકના કેસમાં જ્યૂરીના કુલ નવ માણસોમાંથી ત્રણ હિન્દી અને છ યુરોપિયન હતા. એટલે અલબત છ વિરુદ્ધ ત્રણ મતથી તેમને દોષી ઠરાવવામાં આવ્યા અને ન્યાયાધીશે કડક સજા ફરમાવી. આ વાત દાખલા દલીલ સાથે મુદ્દાસર પ્રમુખે સભા આગળ રજૂ કરી હતી. અને બીજા એક કેસમાં સાત વિરુદ્ધ બે મતથી જ્યૂરીએ આરોપીને દોષિત ઠરાવ્યો હોવા છતાં જ્યૂરીમાં ફક્ત એક જ હિન્દી છે એ હકીકત ધ્યાનમાં લઈને અંગ્રેજ ન્યાયાધીશે આરોપીને નિર્દોષ ગણીને છોડી મૂકવાનો દાખલો આપીને અહીંની ન્યાયની પદ્ધતિને લીધે લોકમાન્ય ઉપર અન્યાય થયેલો છે એમ સિદ્ધ કર્યું હતું; રાજદ્રોહનો કેસ હોય તો પણ તે હિન્દુસ્તાનમાં હિન્દી જ્યૂરી આગળ ચાલવો જોઈએ, એવો પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો. પોતાના ભાષણમાં તેમણે હિન્દી અને બ્રિટિશ નાગરિકોના સમાન હક અને દરજ્જાના સિદ્ધાન્તોનું આવેશપૂર્ણ પ્રતિપાદન કર્યું. અને સ્વરાજ્ય તથા વાણીસ્વાતંત્ર્ય અને લેખનસ્વાતંત્ર્ય, એ આપણાં ધ્યેયો આપણે હાંસલ કરવાં જ જોઈએ; તે વિના આપણા દેશવાસીઓનું દારિદ્ર્ય અને રોગથી રક્ષણ

થઈ શકશે નહીં એમ પ્રતિપાદન કર્યું હતું. પોતાના ભાષણની આખરે તેઓ બોલ્યા :

"મારે એટલું જણાવવું જોઈએ કે, જ્યારે અમે સરકારની ટીકા કરીએ છીએ ત્યારે બ્રિટિશ રાજ્યને અથવા રાજાને અમે વફાદાર છીએ, અને બ્રિટિશો સાથેનો સંબંધ તોડી નાખવાનું ધ્યેય ઇષ્ટ છે એમ કહેનારાઓ સાથે અમારી જરાય સહાનુભૂતિ નથી, એમ જાહેર કરવાની જરૂર મને લાગતી નથી. સ્વદેશસેવાને જેમણે પોતાનું જીવન અર્પણ કરેલું છે એવા આપણા મહાન ઐતિહાસિક પુરુષો માટે આપણને અભિમાન થાય એ તદ્દન સ્વાભાવિક છે; તેમ જ આપણા ઇતિહાસમાં આપણા રાજ્યકર્તાઓએ બોધ લેવા જેવી જે ઘટનાઓ હોય તે તેમની આગળ રજૂ કરવાની આપણને ઇચ્છા થાય એ પણ સ્વાભાવિક છે પણ તેની સાથે જ આપણી વર્તમાનકાળમાં જે દશા થયેલી છે તેનાં બીજ આપણા ભૂતકાળમાં રહેલાં છે અને આપણી આજની અવનત દશાને માટે આપણો ભૂતકાળ જવાબદાર છે તેનું ભાન પણ અમને છે. જે વખતે અમુક એક વર્ગ કે જાતિને, દાખલા તરીકે બ્રાહ્મણોને, કાયદાથી વિશેષ હકો કે છૂટછાટો આપવામાં આવતી હતી અને સજા થતી ન હતી, તે ભૂતકાળનું કોઈ પુનરુજ્જીવન કરવાનો પ્રયત્ન કરે તો અંગ્રેજો સાથે સમતા માટે લડનારા આપણે તેની સામે ક્યારે પણ લડીશું. બ્રાહ્મણોથી માંડીને અસ્પૃશ્યો સુધી બધાની સમાનતા માટે આપણે લડી રહ્યા છીએ. આ જ સમતાની ભાવનાથી અમે અમારા રાજ્યકર્તાઓનાં જે કૃત્યોમાં વિષમતાને માન્યતા મળેલી જણાય તેના ઉપર પણ ટીકા કરીએ છીએ. યુરોપિયનો અને હિંદીઓ વચ્ચે કાયદાથી રાખવામાં આવેલી વિષમતા જેટલા પ્રમાણમાં ઓછી થશે તથા જેટલા પ્રમાણમાં અમને સ્વરાજ આપવામાં આવશે તેટલા પ્રમાણમાં સ્વાતંત્ર્યની દિશામાં આપણી પ્રગતિ થઈ રહી છે એમ અમે માનીએ છીએ."*

આ ઉદ્દગારમાં પૂનામાં ઊજવાતા શિવાજી ઉત્સવનો ઉલ્લેખ ધ્વનિત હોઈને બ્રાહ્મણી રાજ્ય ફરી સ્થાપવા માટે આવા ઉત્સવોની હિલચાલ કોઈ પણ સમજુ માણસ નહીં કરે અને એવો પ્રયત્ન જો કોઈ કરે તો પણ તેને કોઈનો ટેકો નહીં મળે એવો ચોખ્ખો ધ્વનિ છે. પણ એની સાથે જ અંગ્રેજ અને હિન્દી વચ્ચેની વિષમતા પણ અમે સહન નહીં કરીએ, તેમ જ સ્વરાજ્યના હકો અમને મળશે તેટલા પ્રમાણમાં જ અમારું સમાધાન થશે એ વસ્તુ પણ ચોખ્ખા શબ્દોમાં કહેવામાં આવેલી છે.

નાતુ ભાઈઓની વિના તપાસ અટકાયતના વિરોધના ઠરાવ ઉપર ભાષણ કરતાં બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ લો. ટિળક માટે આખા રાષ્ટ્રનું હૈયું દુઃખથી કેવું પિડાઈ રહ્યું છે તે વ્યક્ત કરતાં નીચે મુજબના ઉદ્દગારો કાઢ્યા હતા :

"પૂના ઉપર વધારાની પોલીસ લાદવામાં આવી એ ભૂલ છે એવો અમારો મત છે. શ્રી ટિળક અને પૂનાના બીજા પત્રકારોને કેદમાં પૂરવા એ તેથી પણ મોટી ભૂલ છે એમ અમને લાગે છે. શ્રી. ટિળક માટેની સહાનુભૂતિથી મારું હૈયું ભરાઈ આવ્યું છે. આખા રાષ્ટ્રની આંખોમાંથી આંસુ વહી રહ્યાં છે. . . ."

* 'કોંગ્રેસ પ્રેસિડેન્શિયલ એડ્રેસિસ', વો. ૧, પૃ. ૩૩૭-૩૮.

આવી રીતે પોતાના સ્વાર્થત્યાગ અને અલૌકિક ધૈર્ય વડે રાષ્ટ્રના દિલને કબજે કરી તેના પર લોકમાન્યે પોતાનું સિંહાસન જમાવ્યું હતું. અને તુરંગનાં કષ્ટો વેઠીને આખા રાષ્ટ્રનાં હૈયાં દુઃખિત બનાવીને હિન્દુસ્તાન એ એક રાષ્ટ્ર છે, તેની સંવેદનાશક્તિ હજી જાગ્રત છે, અને પોતાની ઉપર જુલમ ગુજારનારાઓ કરતાં તેને માટે જુલમ સહન કરનારાઓ વિષે અધિક નિષ્ઠા હોવા જેટલી માણસાઈ તેનામાં હજી જીવતી છે એમ દુનિયાને બતાવી આપ્યું. જનતા ઉપર રાજ્ય કરવાનો કુદરતી અધિકાર તેના દ્રવ્યનું અપહરણ કરીને તેની ઉપર જોહુકમી શાસન ચલાવનારાઓને નથી, પણ એ જુલમનો તથા દ્રવ્યાપહરણનો પ્રતિકાર કરવા માટે કાયદેસર અને ન્યાય્ય માર્ગે ઝઘડનારા તેમ જ તે માર્ગમાં આવતી અપરિહાર્ય આપત્તિઓ વેઠવા ખુશીથી તૈયાર થનારા લોકોને છે, એ વાત પણ એ જ વખતે સાબિત થઈ. પણ એ સિદ્ધાન્તનું સંપૂર્ણપણે ભાન થાય અને તેને અનુસરીને મહાસભાનું ધોરણ ઘડાય એવો સમય હજી પાક્યો ન હતો. હજી પણ કાયદેસર તપાસ પછી રાજ્યકર્તાઓએ દોષી ઠરાવેલા દેશભક્તને ખુલ્લું અભિનંદન આપવાનો ઠરાવ કરવાની હિંમત મહાસભામાં આવી ન હતી.

એ જ અરસામાં મહારાષ્ટ્રનો બીજો એક જુવાન આગેવાન અખિલ ભારતીય રાજકારણના ક્ષિતિજ ઉપર પોતાના પુરુષાર્થને જોરે ઉદય પામતો હતો. આ જુવાન મહારાષ્ટ્રીય આગેવાન તે પ્રો. ગોપાળ કૃષ્ણ ઉર્ફે નામદાર ગોખલે. નામદાર ગોખલે રાજદરબારમાં કરેલા રાજકારણને લીધે એટલા જાણીતા થયા હતા કે તેમની ‘નામદાર’ એ ઉપાધિ કાયમની થઈ ગઈ છે; અને ટિળકને જેમ ‘લોકમાન્ય’ એ પદવી લોકોએ અર્પણ કરી, તે જ પ્રમાણે ગોખલેને નામદાર પદવી પણ લોકોએ આપી હશે એવો ભાસ થાય છે. લોકોની વતી રાજ્યકર્તાઓનો રાજદરબારમાં વિરોધ કરવા છતાં રાજમાન્યતા ટકાવી રાખવાનું પ્રથમ માન તેમને જ ફાળે જાય છે. પણ રાજમાન્યતા અને લોકમાન્યતા એ બન્ને વૈભવો તેમણે ભોગવ્યા એમ જે કેટલાક લોકો કહે છે તે માત્ર સાચું નથી. ટિળકને જેમ તેમની હયાતીમાં રાજમાન્યતા મળી ન હતી, તેવી જ રીતે લગભગ ગોખલેને પણ તેમની હયાતી દરમ્યાન ઝાઝી લોકમાન્યતા કદી પ્રાપ્ત થઈ ન હતી. રાજમાન્યતા અને લોકમાન્યતા બન્નેનો ભરપૂર લહાવો લેવાનું સદ્ભાગ્ય આધુનિક ભારતના ઈતિહાસમાં એકલા મહાત્મા ગાંધીને જ પ્રાપ્ત થયેલું છે. તેમ છતાં દરબારી રાજકારણમાં ના. ગોખલેએ અગ્રસ્થાન પ્રાપ્ત કરેલું હતું અને ૧૮૯૭થી માંડીને વીસ વરસનો આધુનિક ભારતનો ઇતિહાસ એટલે ના. ગોખલે અને લો. ટિળક એ બે મહારાષ્ટ્રીય નેતાઓની આગેવાની નીચે

કાર્ય કરતા એ અખિલ ભારતીય રાજકીય પક્ષોનો ઇતિહાસ છે, એમ કહીએ તો તેમાં અતિશયોક્તિ નહીં થાય.

ના. ગોખલે લો. ટિળક કરતાં દસ વરસે નાના હતા; છતાંય રાજકીય વિચારોની બાબતમાં તેમણે લો. ટિળકની પહેલાંની પેઢીનું શિષ્યત્વ સ્વીકાર્યું હતું તેથી પાછળની પેઢીના રાજકારણની આગેવાની લેવાનું માન તેમને મળ્યું અને દરબારી રાજકારણમાં અને રાષ્ટ્રીય મહાસભાના કાર્યમાં તેમની પ્રગતિ તેમની ઉંમરના પ્રમાણમાં ઝપાટામાં થઈ. પ્રથમ તેઓ જ્યારે ડેક્કન એજ્યુકેશન સોસાયટીમાં જોડાયા તે વખતે આગરકર કરતાં ટિળકના મત તરફ તેમનો ઝોક વધારે હતો એમ કહે છે. પણ થોડા જ વખતમાં એક સુધારકને નાતે તેમણે આગરકરનું નેતૃત્વ સ્વીકાર્યું અને આગરકરે 'સુધારક' પત્ર શરૂ કર્યું ત્યારે ચાર વરસ સુધી તેમણે તેના અંગ્રેજી વિભાગના તંત્રી તરીકે કામ કર્યું. પણ થોડા જ વખતમાં તેઓ ન્યા. રાનડેની અસર નીચે આવ્યા અને તરત જ તેઓ તેમના શિષ્ય બન્યા. ટિળક તથા આગરકરે જેમ પોતાની સ્વતંત્ર પ્રજ્ઞા વડે પોતાના સ્વતંત્ર માર્ગો નક્કી કરી લીધા હતા તેવી ગોખલેની સ્થિતિ ન હતી. તેમણે ન્યાયમૂર્તિનું શિષ્યત્વ શ્રદ્ધાપૂર્વક સ્વીકાર્યું અને પોતાનું આખું જીવન અને બુદ્ધિસર્વસ્વ એ શ્રદ્ધાના પ્રકાશમાં દેખાતા માર્ગનું અનુસરણ કરવામાં વાપર્યું. રાનડે તેમના દ્રષ્ટા ગુરુ હતા અને પોતે તેમના એકનિષ્ઠ શિષ્ય છે, એ ભાન ગોખલેએ ઝાંખું પડવા દીધું ન હતું. તેમની પ્રજ્ઞા અલૌકિક ન હોય તોય તેમની શ્રદ્ધા જરૂર અલૌકિક હતી. એ શ્રદ્ધાને બળે તેમણે મહાસભાનું નેતૃત્વ પ્રાપ્ત કર્યું અને પ્રાગતિક રાજકારણને સ્વાર્થત્યાગની આધ્યાત્મિક ભૂમિકા પર અધિષ્ઠિત કર્યું. પ્રાગતિક રાજકારણમાં ક્રાન્તિકારકોની વીરવૃત્તિને ઝાઝો અવકાશ ન હોય તો પણ અખંડ લોકસેવાનું વ્રત લેવું હોય તો, તેને માટે આજીવન સ્વાર્થત્યાગી જીવનની આવશ્યકતા છે એ ઓળખીને, તેમણે 'ભારત સેવક સમાજ' નામની એક અપૂર્વ સંસ્થા સ્થાપન કરી. પ્રાગતિક રાજકારણ એટલે સ્વાર્થ સાધવાનો વેપાર નથી, અને પ્રાગતિક પક્ષ એટલે રાવસાહેબ રાવબહાદુરોની પાંજરાપોળ નથી, અથવા ધનિક વર્ગનો કોઈ હિતસંરક્ષક સંઘ નથી; પણ ક્રાન્તિને માર્ગે થતી પ્રગતિની નિષ્ફળતા જોઈને, ચીવટપૂર્વક નિત્યસેવાની સ્વાર્થત્યાગી વૃત્તિથી ક્રમવિકાસનો માર્ગ અનુસરનારા સેવકોનો સ્વદેશભક્તિનો સંપ્રદાય છે, એ સિદ્ધ કરવાનું શ્રેય ના. ગોખલેને જ આપવું પડે છે. સામાન્ય માણસની સરખામણીમાં ના. ગોખલેની બુદ્ધિ અસાધારણ કહેવાય એવી હતી. પણ રાષ્ટ્રીય ઉન્નતિના શિખર તરફ જનારો સ્વતંત્ર માર્ગ શોધી કાઢવા માટે જોઈતી દ્રષ્ટાની સ્વતંત્ર પ્રજ્ઞા પોતાનામાં નથી એ ઓળખીને, એક દ્રષ્ટા ગુરુના ઉપદેશાનુસાર અવિચળ શ્રદ્ધાથી પ્રગતિને પંથે દ્રુત ગતિથી પ્રવાસ કરીને ધ્યેયના ગુરુશિખરે

પહોંચનારા તેઓ એક અસામાન્ય ભારતપુત્ર હતા એમાં શંકા નથી. 'अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति।' એ ગીતાની ઉક્તિ મુજબ નહીં સાચા શિષ્ય કે નહીં સાચા દ્રષ્ટા, એવી અવસ્થામાં હોવા છતાં સ્વતંત્ર માર્ગ આંકવાની અને આગેવાની કરવાની મહત્ત્વકાંક્ષા સેવીને, તેઓ પોતાનો અને પોતાના અનુયાયીઓનો વિનાશ ઓઢી લેનારા આગેવાન ન હતા. હિન્દુસ્તાન જેવા એક ખંડવ્યાપી અને પ્રાચીન રાષ્ટ્રને સ્વાતંત્ર્યનો અભિનવ માર્ગ બતાવવાનું કાર્ય બહુ થોડા માણસો કરી શકે. પણ દ્રષ્ટા પુરુષે બતાવી આપેલા માર્ગનું અનુસરણ કરવું હરકોઈ સામાન્ય પ્રજ્ઞાવાળો માણસ નિશ્ચય, સંકલ્પ, સ્વાર્થત્યાગ અને શ્રદ્ધાને બળે કરી શકે છે. પણ આ ગુણો પણ વિરલ હોય છે. આજીવન શિષ્યત્વ સ્વીકાર્યા પછી સ્વતંત્ર પ્રજ્ઞાનો અહંકાર ન છૂટયો હોય, એટલે આખરે નહીં આ પાર કે નહીં પેલે પાર એવી સ્થિતિમાં ગોથાં ખાઈને પોતાના અહંકારને લીધે દુનિયાની હાંસીને પાત્ર થનારા અને સાવ સામાન્ય કોટિની પ્રજ્ઞા વડે રાષ્ટ્રનું સ્વતંત્રપણે નેતૃત્વ કરવાનું માન ખરીદવાની મહત્ત્વાકાંક્ષાવાળા લોકો ઘણા હોય છે. પણ આ માનનો સોદો આવો સસ્તો નથી એમ જગતનો ઇતિહાસ સાક્ષી પૂરે છે.

હિન્દુસ્તાનના જમાખર્ચની તપાસ કરવા માટે ૧૮૯૬માં વેલ્બી કમિશન નામનું એક શાહી કમિશન વિલાયતમાં બેઠું હતું. એ કમિશનની નિમણૂક કરાવવામાં દાદાભાઈ વગેરે હિંદી આગેવાનોનો તેમ જ હિંદી જનતાના અંગ્રેજ હિમાયતીઓનો એવો આશય હતો કે, તેની મારફતે હિન્દુસ્તાનની પ્રચલિત રાજ્યપદ્ધતિને લીધે તે દિવસે દિવસે કેવો કંગાળ થતો જાય છે એ પાર્લમેન્ટને સમજાવવું અને હિન્દના રાજ્યકારભારમાં હિન્દીઓને દાખલ કરાવવા, લશ્કરી ખરચમાં ઘટાડો કરાવવો, સામ્રાજ્યશાહીની વૃદ્ધિને માટે હિન્દુસ્તાન ઉપર લાદવામાં આવતા લશ્કરી ખરચની જવાબદારી ઇંગ્લન્ડ પાસે સ્વીકારાવવી, વિલાયતમાં ભારતમંત્રી અને તેની કાઉન્સિલને અંગે થતો ખર્ચ ઇંગ્લન્ડ પાસે કરાવવો,—ટૂંકમાં હિન્દુસ્તાન અને ઇંગ્લન્ડ એ બે વચ્ચે ચાલતા બધા આર્થિક વહેવારો માલિક અને ગુલામના સિદ્ધાન્ત ઉપર ન ચાલતાં તે એક જ સામ્રાજ્યના બે સમાન દરજ્જાના ભાગીદારો છે એ પાયા પર ચાલે, અને હિન્દી જમાખર્ચ ઉપર હિન્દી જનતાનું થોડુંઘણું નિયંત્રણ મુકાય એ જરૂરનું છે, એ વાત બ્રિટિશ પાર્લમેન્ટને ગળે ઉતારવી. આ કમિશનમાં દાદાભાઈની નિમણૂક કરવામાં આવી હતી, તેથી લોકોમાં સારી પેઠે આશા ઊભી થઈ હતી. આ કમિશન આગળ જુબાની આપવા માટે કલકત્તાના સુરેન્દ્રનાથ બૅનરજી, મુંબઈના દીનશા વાચ્છા અને મદ્રાસના સુબ્રહ્મણ્ય ઐય્યર જેવા મોટમોટા આગેવાનો ગયા હતા. એ વખતે પૂનાથી ડેક્કન સભા

તરફથી પ્રો. ગોખલેને મોકલવામાં આવ્યા હતા. ઇંગ્લન્ડમાં જઈને કાર્ય કરવા માટે પૂનાથી લોકપ્રતિનિધિ મોકલવાનો આ પહેલો જ સુયોગ હતો. આજ લગી ઇંગ્લન્ડમાં વાટાઘાટો ચલાવવા માટે પૂનાવાસીઓ તરફથી તળ પૂનાથી કોઈ પણ ગયું ન હતું. અને પૂનાની સાર્વજનિક સભા અહીંની ચળવળમાં જોકે સારી પેઠે ગાજી હતી, તોય ઇંગ્લન્ડમાં ચાલતું હિન્દી રાજકારણ બંગાળી બાબુઓ અથવા મુંબઈના પારસીઓની મારફતે મોટે ભાગે ચાલતું હતું. નામદાર ગોખલેની પહેલાં શ્રી. ચંદાવરકર વિલાયત ગયા હતા ખરા; પણ તેમની આખી જિંદગી સરકારી નોકરીમાં જ પસાર થઈ હતી તેથી તેને ઝાઝું મહત્ત્વ ન આપી શકાય. નામદાર ગોખલેએ વેલ્બી કમિશન આગળ જે જુબાની આપી તે બહુ જ મુદ્દાસર અને સચોટપણે રજૂ થઈ હતી એવો ઘણાખરા લોકોનો તે વખતે મત બંધાયો હતો, અને ત્યારથી જ ન્યા. રાનડેનો આ જુવાન શિષ્ય ભવિષ્યમાં ઇંગ્લન્ડમાં વિષ્ટિ કરવા લાયક ઠરશે એવી લોકોની ખાતરી થઈ હતી. લો. ટિળકને પણ એમ કબૂલ કરવું પડ્યું હતું કે, ગોખલેએ પોતાની વિલાયતની સફરને તેમ જ પોતાના વિદ્વાન ગુરુને સાર્થક કર્યા.

હિન્દી રાજકારણનું સ્વરૂપ શરૂઆતથી અત્યાર લગી એક બાજુથી સરકારાભિમુખ તેમ જ બીજી બાજુથી લોકાભિમુખ એમ બે પ્રકારનું છે. આ બે સ્વરૂપો પાછળનું અંતઃકરણ અને શક્તિ એક ન હોય ત્યાં સુધી એ રાજકારણને સાચો યશ મળવાનો નથી. સાર્વજનિક સભા અથવા રાષ્ટ્રીય મહાસભા જેવી લોકપ્રતિનિધિ સભાઓ મારફતે તથા તેમના નિયંત્રણ હેઠળ લોકસત્તાના સિદ્ધાન્ત પ્રમાણે બહુમતીને ધોરણે એ રાજકારણ ચાલે તેમાં જ સાચો સાર અને સાચું બળ રહેલું છે. પણ રાષ્ટ્રના કમનસીબે મહારાષ્ટ્રમાં રાનડે પક્ષ અને ટિળક પક્ષ એવા જે બે પક્ષો આ વખતે નિર્માણ થયા હતા, તે આવી રીતે એક સંસ્થામાં રહીને કામ કરી શક્યા નહીં. તેથી સરકારાભિમુખ રાજકારણ અને લોકાભિમુખ રાજકારણ એ બન્નેનાં અંતઃકરણો એક રહી શક્યાં નહીં. એથી રાષ્ટ્રનું ભારે નુકસાન થયેલું છે એમ સ્વીકારવું જોઈએ; પછી તેમાં કોનો દોષ કેટલો તે જોવામાં પડવાની જરૂર નથી.

પ્રો. ગોખલે વિલાયતમાં હતા તે વખતે તેમને પૂનાની રેંડશાહીના જુલમોના સમાચારો મળ્યા કરતા હતા અને રેંડ અને આયર્સ્ટના ખૂનની બાતમી તેમને ત્યાં જ મળી હતી. તે વખતે કેટલાક અંગત મિત્રોના પત્રો દ્વારા પૂનાની બે બહેનો ઉપર ગોરા સોલ્જરોએ અત્યાચાર કર્યાના તથા તેમાંની એકે પાછળથી આત્મહત્યા કર્યાના સમાચાર તેમને મળ્યા હતા; અને તેમણે એ બધી હકીકત 'મેંચેસ્ટર ગાર્ડિયન' પત્રમાં એક મુલાકાત આપીને પ્રસિદ્ધ કરાવી. પણ એ સમાચારો અતિશયોક્તિ ભર્યા છે અને પોતે કરેલાં વિધાનો

સિદ્ધ કરવા પૂરતો પુરાવો મળી શકતો નથી એ જોઈને તેમણે એ વિધાનો પાછાં ખેંચી લઈને જાહેરપણે માફી માગી. આવી માફી માગવાને માટે તથા તેમાં તેમણે જે જાતનું લખાણ કર્યું હતું તેને માટે પૂનાના તેમના પ્રતિપક્ષીઓએ તેમની ઉપર ટીકાની ઝડી વરસાવી અને તેને પરિણામે થોડો વખત તેઓ લોકોમાં અપ્રિય થયા. પણ તેમણે પોતાની સદસદ્‌વિવેક બુદ્ધિને સ્મરીને અપ્રિયતા સહન કરી લીધી અને પોતે નક્કી કરેલો દેશસેવાનો કાર્યક્રમ પહેલાંની જેમ ચાલુ રાખ્યો. પ્રાગતિક રાજકારણની આગેવાની લેનારાઓ ઉપર લોકનિંદા સહન કરવાના આવા પ્રસંગો વારંવાર આવવાના જ; તેમાંનો જ આ એક પ્રસંગ છે એમ સમજીને તેમણે પોતાના ભાવિ કાર્યની દિશા નક્કી કરી. આ પ્રકરણનો તટસ્થ દૃષ્ટિથી વિચાર કરતાં એમાં ગોખલેએ કોઈ ભૂલ કરી હતી એમ કહી શકાય નહીં. તેમ છતાં આવી માફી માગતી વખતે તેમાં લખેલા શબ્દોમાં વ્યક્ત થતી સદ્‌ભાવનાઓનો સામો પક્ષ પોતાના પક્ષને અનુકૂળ આવે તેવી રીતે કેવો ગેરલાભ ઉઠાવે છે અને સદ્‌ભાવનું શ્રેય આપતા નથી, એ ધ્યાનમાં રાખીને માફીના શબ્દો જેટલા તોળી તોળીને વાપરવા જોઈએ તેટલા જોખીને વાપરવામાં આવ્યા નથી એમ ટિળક જેવા મુત્સદ્દીને લાગે એ તદ્દન સ્વાભાવિક હતું. બ્રિટિશ મુત્સદ્દીઓ આપણા શત્રુઓ છે એવી ભાવનાથી તેમને જોવાની લો. ટિળકની ભૂમિકા, અને બ્રિટિશ સામ્રાજ્ય તરફ પરમેશ્વરી પ્રસાદની દૃષ્ટિથી જોવાની ગોખલેની લાગણીપ્રધાન ભૂમિકા, એ બે મૂળ ભૂમિકાઓ વચ્ચેનો આ ભેદ છે એમ અમને લાગે છે. ટિળકના રાજકારણમાં માફીને અવકાશ હોય તોય તે કેવળ કાયદાની ગરજ સારવા પૂરતી જ. ગોખલેના રાજકારણમાં માફીને એક જાતના ધાર્મિક પ્રાયશ્ચિત્તનું સ્વરૂપ મળે છે. આ રાજકારણની મૂળ ભૂમિકા ભૂલભરેલી છે અને તેથી તેમાં આવી જાતની ભૂલો થાય એ અનિવાર્ય છે, એમ કોઈ તટસ્થ માણસ કહી શકે ખરો; અને એ દૃષ્ટિથી આ બે રાજકારણ વચ્ચે વારંવાર વાદજંગ જામે એ પણ અપરિહાર્ય હતું. પરંતુ આ ઝઘડા અપરિહાર્ય હોય તો પણ રાષ્ટ્રીયતા અને લોકસત્તાના સિદ્ધાન્ત અનુસાર જોતાં આ બન્ને પક્ષો એક જ સંસ્થામાં રહી કામ કરે એ અશક્ય ન હતું, બલ્કે તેમ થાય એ જ રાષ્ટ્રહિતની દૃષ્ટિથી આવશ્યક અને ઇષ્ટ હતું. એ ગમે તેમ હો, ૧૮૯૭ની અમરાવતીમાં ભરાયેલી મહાસભામાં આ બે રાજકારણો ભિન્ન છે અને તે બેમાંથી ટિળકનું રાજકારણ જ લોકોને માન્ય થવા લાગ્યું છે એ જણાઈ આવ્યું હતું.

વેલ્બી કમિશન પછી થોડા જ દિવસમાં હિન્દમાં લૉર્ડ કર્ઝનની કારકિર્દી શરૂ થઈ. લૉર્ડ કર્ઝન ૧૮૯૯માં હિન્દુસ્તાનનો વાઇસરોય નિમાઈને કલકત્તા આવી પહોંચ્યો. તેની કારકિર્દીને ઔરંગઝેબની કારકિર્દીની ઉપમા

લોકમાન્યે 'કેસરી'માં આપી હતી અને એ જ ઉપમા ના. ગોખલેએ પણ ૧૯૦૫ની મહાસભાના પ્રમુખ તરીકેના ભાષણમાં આપીને એક રીતે તે ઉપમાને અમર કરી છે. ઔરંગઝેબની ઉદ્દામ અને ઝનૂની વૃત્તિ, માનવસ્વભાવ વિષેની તેની અનુદારતા, સામ્રાજ્યશાહીની અપાર તૃષ્ણા, પોતાના લશ્કરી સામર્થ્યનો અમર્યાદ અહંકાર અને જિતાયેલી પ્રજાઓની પ્રતિકારશકિત બાબત અત્યંત તુચ્છબુદ્ધિ, એ બધા ગુણો અવગુણો ખ્યાલમાં રાખીને આ ઉપમા કર્ઝનશાહીને અપાય છે. ઉપરાંત, મહારાષ્ટ્રની જનતાને શિવાજી-ઉત્સવને લીધે પોતાના ભૂતકાલીન સ્વરાજ્યની સ્મૃતિ ઉત્કટપણે થઈ હતી તે કાળમાં સામ્રાજ્યશાહીનો દમામ બતાવીને એ સ્વરાજ્યની વધતી જતી ભાવનાને પોતાના રાજકારણમાં ડુંગરના એક ઉંદરના જેવી તુચ્છ લેખનાર અહંભાવી દુર્દાન્ત સામ્રાજ્યપ્રતિનિધિને મહારાષ્ટ્રીય આગેવાનો ઔરંગઝેબની ઉપમા આપે એ તદ્દન સ્વભાવિક જ હતું. લૉર્ડ કર્ઝન એક ભારે હોશિયાર પણ ઘણો જુવાન વાઇસરૉય હતો અને તેના દરબારમાં એટલે કલકત્તાની વડી ધારાસભામાં તેનો જનતાની વતી વિરોધ કરનારો લોકપ્રતિનિધિ પણ એટલો જ જુવાન હતો. ના. ગોખલે ૧૯૦૨માં વડી ધારાસભામાં લોકનિયુક્ત સભ્ય તરીકે દાખલ થયા અને જિંદગીની આખર સુધી તેના સભાસદ રહ્યા. આ કાળમાં તેમણે ધારાસભાના કામમાં અદ્વિતીય પ્રવીણતા બતાવી અને પોતાની વિદ્વત્તા, વક્તૃત્વ, કાર્યનિષ્ઠા તથા દેશભક્તિ વગેરે ગુણોવડે તેઓ અખિલ ભારતીય પ્રાગતિક પક્ષના નેતા બન્યા. પોતાનાથી ઉમરે મોટા એવા ઘણાખરા પ્રાગતિક આગેવાનોને એક પછી એક વટાવીને તેઓ આગળ નીકળી ગયા; અને આગળ જતાં મોર્લી–મિન્ટો સુધારાને વખતે વિષ્ટી કરવાનું કામ એ ગુણોને લીધે તેમને ભાગે આવ્યું. પરંતુ તેનો વિચાર હવે પછીના પ્રકરણાં થશે.

લૉર્ડ કર્ઝન હિન્દમાં આવ્યો એ કાળ હિન્દના દારિદ્ર્યનો તથા દુર્દૈવનો હતો. ૧૮૯૭ની સાલથી હિન્દી જનતા ઉપર દુકાળ અને પ્લેગની આફતો સતત આવ્યા કરતી હતી અને લૉર્ડ કર્ઝનની કારકિર્દીની શરૂઆત એ આફતોથી લોકોમાં મચેલા હાહાકારથી થઈ. ૧૮૯૭નો દુકાળ તે સૈકાના બધા દુકાળોમાં અત્યંત ભયંકર હતો એમ લોકો કહેતા; પણ ૧૮૯૯–૧૯૦૦નો દુકાળ તો તેને પણ વટાવી ગયો, અને લાખ્ખો માણસો અન્ન માટે ટળવળતાં ટળવળતાં મરણશરણ થયાં. તે પછીનાં ચાર વરસ લાગલાગટ દુકાળનાં જ પસાર થયાં. એટલે સ્વાભાવિકપણે જ આ દુકાળનાં કારણો શાં છે એવો સવાલ લોકો આગળ પ્રમુખપણે આવીને ઊભો રહ્યો. દુકાળ અને પ્લેગની આફતોની આ જોડી જોઈને ઇહલોકને મૃત્યુલોક માનનારી અને કહેનારી હિન્દી જનતાને આપણો દેશ એ મૃત્યુલોકમાંનું એક કસાઈખાનું કે સ્મશાનભૂમિ છે એમ

લાગવા માંડયું. હિન્દુસ્તાન એક કાળે અમરભૂમિ હતી, તે આજે સ્મશાનભૂમિ કેમ થઈ ગઈ છે, એ વાત લોકોમાં સતત ચર્ચાવા માંડી. દુકાળ અને પ્લેગના આ હુમલા શાથી આવે છે અને બીજા દેશો આ આફતોથી કેમ હેરાન થતા નથી એવો સવાલ પણ લોકો પૂછવા લાગ્યા. આપણા દેશને પ્રાપ્ત થયેલું આ સ્મશાનભૂમિનું કે કસાઈખાનાનું સ્વરૂપ કુદરતી નથી પણ કૃત્રિમ છે, અને તેનાં કેટલાંક કુદરતી કારણો હોય તો પણ તે દૂર કરવાનાં સાધનો ઉપલબ્ધ હોવા છતાં, તેમનો ઉપયોગ આપણે કરી શકતા નથી તેનું કારણ આપણું રાજકીય પારતંત્ર્ય છે, એનું ભાન હિન્દુસ્તાનની નિવૃત્તિમાર્ગી અને અલ્પ-સંતોષી જનતાને પણ થવા લાગ્યું હતું. ઇહલોક એ મૃત્યુલોક હોવાથી દરેકને ક્યારેક મરવાનું આવે છે અને તેથી માણસે મરણથી બીવું ન જોઈએ એ સાચું છે, પણ દરેક કુટુંબના જુવાન કરતાકારવતા પુરુષોની અને છોકરાંછૈયાંની ચિતાઓ રચવાનો પ્રસંગ રાષ્ટ્ર ઉપર આવે અને દરેક ઘરમાં બાળવિધવાઓની સંખ્યા વધ્યા કરે એ કંઈ આ મૃત્યુલોકનું કાયમી લક્ષણ ન હોય, એટલું સમજવા માટે વિશેષ વૈજ્ઞાનિક જ્ઞાનની જરૂર ન હતી. તે જ પ્રમાણે આપણા દેશમાંથી લાખો મણ અનાજ પરદેશ ચડતું હોય, તે વખતે આપણે ત્યાંના ખેડૂતો લાખોની સંખ્યામાં ભૂખમરાથી મરતા હોય, એમાં પણ પરમેશ્વરનો કે કુદરતનો કશો દોષ નથી, પણ આપણો પોતાનો અથવા આપણી રાજકીય પરિસ્થિતિનો કંઈક દોષ હોવો જોઈએ, એટલું અણઘડ માણસને પણ સહેજે સૂઝે તેમ હતું.

પણ આ વિચારોને ગતિ આપીને આપણા રાજકીય દાસ્યને લીધે જ આપણી ઉપર આ આફતો ઉપરાછાપરી આવ્યા કરે છે, એનું ભાન થયું તેનું બીજું પણ એક કારણ હતું; અને તે એ કે, દેશની આમ જનતા જ્યારે દારિદ્ર, દુકાળ અને રોગચાળાથી મૃત્યુમુખે પડી રહી હતી ત્યારે આ જ દેશનો અમલદાર વર્ગ સુખમાં અને એશઆરામમાં રહેતો હતો અને જ્યારે ખેડૂત સાવ દેવાળિયા થઈ ગયા હતા ત્યારે સરકારી તિજોરીમાં પૈસાના ઢગલા થતા હતા. લૉર્ડ કર્ઝનની કારકિર્દી એટલે જનતાના ભૂખમરાની અને સરકારની સમૃદ્ધિની કારકિર્દી હતી અને એ બે વચ્ચેની વિષમતા આંધળાને પણ દેખાય તેવી હતી. બાબુ સુરેન્દ્રનાથ બૅનરજીએ ૧૯૦૨માં ભરાયેલી મહાસભાના પ્રમુખ તરીકેના પોતાના ભાષણમાં આ વિરોધી દૃશ્યનું ખૂબ માર્મિક વિવેચન કર્યું છે. તેમાં તેઓ કહે છે, "એક બાજુએ ભૂખમરાથી પીડાતી જનતા અને બીજી બાજુએ પૈસાથી ઊભરાતી સરકારી તિજોરી એ બે વચ્ચેનો વિરોધ કોઈને પણ ચકિત કરે એવો છે." આ ભાષણમાં તેમણે ઓગણીસમા સૈકાના બધા દુકાળોનું સરવૈયું કાઢીને નીચે મુજબ ઉદ્‌ગાર કાઢ્યા છે:

"કોઈ પણ જાતની અતિશયોક્તિ વિના હિસાબ કરીએ, તો પણ ૧૮૭૭, ૧૮૭૮, ૧૮૮૯, ૧૮૯૨, ૧૮૯૭ અને ૧૯૦૦ એ બધા દુકાળો મળીને: ઓછામાં ઓછાં દોઢ કરોડ માણસો તો મરણનો ભોગ થયાં છે. આ સંખ્યા બે કરોડ સાઠ લાખ છે, એવી બીજી એક ગણતરી છે. . . . જો યુરોપિયન તુર્કસ્તાનના મુસલમાન રાજ્યકર્તાઓએ પોતાના યુરોપિયન મુલકમાં મરણસંખ્યાનો આંકડો આટલો બધો થવા દીધો હોત તો એ રાજ્યકર્તાઓને તેમના બિસ્તરાપોટલાં સાથે યુરોપમાંથી હાંકી કાઢો, એવી આગ્રહભરી માગણી યુરોપના બધા લોકોએ કરી હોત; એટલું જ નહીં, પણ તેમને ગમે તેવી સજા કરવામાં આવત તોય તે સૌમ્ય ગણાત. પણ હિંદુસ્તાન જગતના સુધરેલા લોકમતની કક્ષામાં આવતું નથી અને જે મોટા રાષ્ટ્રને હવાલે સર્વજ્ઞ પરમેશ્વરે હિંદનું ભાવિ સોંપ્યું છે તેનું અંતર પણ હિંદી જનતા ઉપર ઉપરાછાપરી આવતી આફતોથી જાગ્રત થતું નથી એમ જણાય છે. પણ ઉપર આપેલા આંકડા ઉપરથી જે કલ્પના આવે તેના કરતાં આપણું દુકાળને લીધે થતા મરણનું પ્રમાણ વધારે ભીષણ સ્વરૂપનું છે. તેની વધુ સ્પષ્ટ કલ્પના આવે તે માટે આપણે આ સૈકાના ચાર ભાગ કરીએ. પહેલા ચરણમાં ચાર દુકાળ પડ્યા, અને તેમાં મૃત્યુ સંખ્યા કુલ દસ લાખ થઈ હશે. બીજા ભાગમાં બે દુકાળ પડ્યા, અને તેમાં પાંચ લાખ માણસો મરી ગયાં. ત્રીજા ચરણમાં છ દુકાળ પડ્યા અને તેમાં મરણ પામેલાંઓનો આંકડો પચાસ લાખનો નોંધાયેલો છે. આપણે છેવટના ચોથા ચરણમાં આવીએ એટલે પરિસ્થિતિ કેવી રીતે વધારે ને વધારે ભીષણ બનતી જાય છે તે જણાય છે, અને મૃત્યુસંખ્યાનું પ્રમાણ ખૂબ મોટું અને ભયાનક નજરે પડે છે. આ પચીસ વરસમાંનાં અઢાર વરસ દુકાળનાં ગયાં અને એ બધા દુકાળો મળીને બે કરોડ અને સાઠ લાખ માણસો મરણના ભોગ બન્યાની નોંધ આપણને મળી આવે છે. તેમાંય વળી ગયા સૈકાના છેલ્લા વર્ષમાં જે દુકાળ પડ્યો તે સૌથી વધારે ભીષણ હતો એવો ખુદ વાઇસરૉય જેવા વડા અમલદારનો મત છે. આ ઉપરથી સ્પષ્ટ જણાશે કે, ગયા સૈકામાં દુકાળ એક હંમેશની આપત્તિ થઈ પડી હતી, લાખો માણસો તેના ભોગ બન્યા હતા; અને જેમ જેમ એ સૈકો પસાર થતો ગયો અને તેનો અંત નજીક આવતો ગયો તેમ તેમ દુકાળો વારંવાર પડવા માંડ્યા હતા અને તેમની ભીષણતા પણ વધવા લાગી હતી. આ સૈકાના પૂર્વાર્ધ કરતાં ઉત્તરાર્ધમાં દુકાળો વધારે વારંવાર અને વધુ ભીષણ કેમ થવા લાગ્યા? છેલ્લા ચરણમાં દુકાળોની સંખ્યા તેમ જ ભીષણતા આગલાં ચરણોના કરતાં શાથી વધી ગઈ? અને સૈકાના છેવટના વર્ષમાં પડેલો દુકાળ એ બધાથી ભીષણતામાં કેમ ચડી ગયો? આનાં કારણો કોઈ સમજાવશે? લોકોનું દારિદ્રય વધતું જાય છે તે આ ઉપરથી નથી સ્પષ્ટ થતું?"

તે પછી આ દુકાળનું કારણ અનાવૃષ્ટિ નથી એ સમજાવીને તેઓ કહે છે:

"બીજા દેશોમાં પણ અનાવૃષ્ટિ થાય છે, પણ ત્યાં દુકાળ પડતા નથી. તેથી હિંદી દુકાળનાં કારણો આપણે વધુ ઊંડા ઊતરીને તપાસવાં જોઈએ. કેવળ અનાવૃષ્ટિનું કારણ બતાવવાથી તેનો ખુલાસો મળતો નથી. નિર્ધનતા એ જ હિંદી દુકાળોનું મુખ્ય કારણ છે. લોકો જો આજના કરતાં વધુ સારી સ્થિતિમાં હોત, કાયમના દારિદ્રયથી

ઘેરાયેલા ન હોત, તો કોઈ એક પ્રદેશમાં અનાવૃષ્ટિ થાત તો તેઓ પડોશના પ્રદેશમાંથી અનાજ વેચાતું લઈ આવત અથવા પોતાના ગામમાં સારી ફસલના દિવસોમાં દુકાળને માટે અનાજના કોઠારો ભરી રાખત. પણ આજે તો તેઓ સાવ અકિંચન થયેલા છે, તેઓ દારિદ્રયની ઊંડી ખાઈમાં પડેલા છે, તેઓ હાથમાં આવે તેટલું ખાઈને જેમ તેમ જીવે છે. ઘણી વાર તો ટંક ખાઈને અર્ધા ભૂખ્યા રહે છે. દુકાળનો પહેલો સપાટો લાગતાંની સાથે હજારો અને લાખોની સંખ્યામાં મરણો થાય છે અને પરિસ્થિતિની ભીષણતા વધી જતાં, લાખો અને કરોડોની સંખ્યામાં થનારાં આ મૃત્યુઓ નિવારણ કરવાના ગમે તેવા ઉદાર પ્રયત્નો સરકાર કરે તો પણ તેમનું નિવારણ થઈ શકતું નથી."*

એ જ અરસામાં સરકારે રૂપિયાનો હૂંડિયામણનો દર એક શિલિંગ બે પેન્સ હતો તે બદલીને ૧ શિ. ૪ પે. નો કર્યો હતો. એથી આખરે લોકોનું શી રીતે નુકસાન થતું હતું તેનો હિસાબ સુરેન્દ્રબાબુએ નીચે પ્રમાણે ગણાવ્યો હતો:

"અનાજ, કઠોળ, તેલી બિયાં, રૂ, શણ, વગેરે પાકની નિકાસ કરવાથી ખેડૂતને જે પૈસા મળે છે તેની કુલ કિંમત સને ૧૯૦૧–૦૨ માં ૬૧ કરોડ ૩૦ લાખ રૂપિયા હતી. ૧ શિ. ૪ પેન્સના દરથી એની કિંમત ૪ કરોડ ૮ લાખ ૬૦ હજાર પાઉન્ડ થાય. પણ એને ઠેકાણે રૂપિયાનો પહેલાંનો ભાવ (૧ શિ. ૨ પેન્સ) હોત તો ખેડૂતને એટલા જ પાકની કિંમત પેટે ૭૦ કરોડ ૪ લાખ ૫૭ હજાર રૂપિયા મળત, એટલે કે તેમને આજે જે કિંમત મળી તેના કરતાં ૮ કરોડ ૭૪ લાખ ૫૭ હજાર રૂપિયા વધુ મળ્યા હોત. એટલે હૂંડિયામણના દરમાં વધારો કર્યાને પરિણામે ખેડૂતોને દર સાલ પોણા નવ કરોડનું નુકસાન વેઠવું પડે છે."×

પણ એ હૂંડિયામણનો દર વધાર્યાથી સરકારને વિલાયતનાં ખરચ માટે જે રકમ મોકલવી પડે છે, તેમાં ઘટાડો થયો હતો અને સરકારની તિજોરીમાં સિલક દર વરસે વધતી જતી હતી. ૧૮૮૪–૮૫ની સાલથી ૧૯૦૨ સુધીની સરકારી તિજોરીની પરિસ્થિતિનું સિંહાવલોકન કરીને સુરેન્દ્રબાબુ કહે છે:

"આ કાળ દરમ્યાન કુલ બાર વરસ બચતનાં ગયાં, અને સરકાર અઠ્ઠાવીસ કરોડ રૂપિયાની બચત કરી શકી; જ્યારે સાત વરસ ખોટનાં ગયાં, તેમાં સાડાચૌદ કરોડ રૂપિયાની ખોટ તેને સહન કરવી પડી. અને હવે તો ૧૮૯૮ની સાલથી દર સાલ બચત જ થયા કરે છે."÷

આ બચતનું મુખ્ય કારણ એ છે કે, સરકારે ૧૮૮૫ની સાલથી દર વરસે લગભગ નવ કરોડની આવક વધારે થઈ શકે એ હિસાબે કરવેરામાં વધારો કર્યો હતો; અને હવે હૂંડિયામણનો ભાવ વધવાથી વિલાયત મોકલવી

---

* 'કોંગ્રેસ પ્રેસિડેન્શિયલ અડ્રેસિસ', પ્ર. નટેશન, પૃ. ૫૭૨–૭૪.

× એ જ પૃ. ૫૭૫.

÷ એ જ પૃ. ૫૯૮.

પડતી રકમમાં ઘટાડો થયો છે, તોય સરકારે કરનો બોજો ઘટાડ્યો ન હતો. ના. ગોખલેએ લૉર્ડ કર્ઝનની કારકિર્દી દરમ્યાન સરકારી અંદાજપત્રકો ઉપર જે મુદ્દાસર, સુબોધ અને સરસ ભાષણો કર્યાં, તેમાં સરકારની તિજોરીમાં દર વરસે આ સિલક શી રીતે રહે છે, રાષ્ટ્રના હિતસંવર્ધનના કામમાં તેનો ઉપયોગ શી રીતે કરી શકાય, લોકો પર પડતો કરવેરાનો ભાર થોડો હળવો કરીને આ સિલકમાં ઘટાડો કરવો એ સરકારની ફરજ શી રીતે છે, તેમ જ આ સિલકથી દેશની આબાદી વ્યક્ત થવાને બદલે જનતા ઉપર વ્યાજબી કરતાં વધારે કરોનો બોજો લદાય છે તથા તેની ઉપર વધારે જુલમ થઈ રહ્યો છે એ શી રીતે સિદ્ધ થાય છે, તે બહુ સચોટપણે બતાવી આપ્યું છે. હિંદુસ્તાન જેવા ગરીબ દેશનું અંદાજપત્રક શી રીતે ઘડવું, કયો કર કેવી રીતે ઘટાડવો, આમ જનતાની સ્થિતિ સુધારવા માટે શી રીતે મદદ આપવી, તેમ જ તેના સુશિક્ષિત આગેવાનોને તેમના દેશનાં આવકખર્ચ ઉપર નિયંત્રણ કરવાનો હક આપવામાં આવે તો તેઓ પોતાનું અંદાજપત્રક શી રીતે ઘડે તેનું શાસ્ત્રશુદ્ધ છતાં સુબોધ, અને સાધાર છતાં રસિક વિવેચન જો કોઈને વાંચવું હોય તો તે ના. ગોખલેનાં તે વખતનાં અંદાજપત્રકો પરનાં ભાષણોમાં મળશે. તેથી જ તે વખતના જે ઍંગ્લો ઇંડિયન પત્રકારોએ લો. ટિળકને પાર્નેલની ઉપમા આપી હતી તેમણે ના. ગોખલેને ગ્લૅડસ્ટનની ઉપમા આપી; અને એ બંને ઉપમાઓ યથાર્થ હતી એમ અમારું માનવું છે. ફેર હોય તો એટલો જ કે, ગ્લૅડસ્ટન ભરપૂર પગાર લઈને પોતાના દેશનો રાજવહીવટ ચલાવતો હતો, અને ના. ગોખલેનો દેશ પરતંત્ર હોવાથી તેમણે દારિદ્ર્યનું વ્રત લીધું હતું અને સરકારી ધોરણો ઉપર નિષ્ફળ ટીકા કરી કેવળ પોતાની બુદ્ધિમત્તા અને દેશભક્તિ પુરવાર કરી તેમને લાચાર થઈને બેસી રહેવું પડતું. એવો જ ફરક લો. ટિળક અને પાર્નેલ વચ્ચે હતો. ચારિત્ર્યની વિશુદ્ધિ તથા તેજસ્વિતા એ બે ગુણોની બાબતમાં લોકમાન્ય પાર્નેલ કરતાં શ્રેષ્ઠ હતા, પણ તેમનો દેશ આયર્લૅન્ડ કરતાં પંદર વીસ ગણો મોટો હતો અને તેની સ્થિતિ પણ તેટલા પ્રમાણમાં વધારે અવનત થયેલી હતી. આવા ખંડ જેવડા વિશાળ રાષ્ટ્રને જાગ્રત કરીને તેને પ્રતિકારક્ષમ બનાવવું એ કામ આયરિશ આગેવાનોના કાર્યના કરતાં અનેક ગણું વધારે કઠણ છતાં અલ્પફળદાયી હતું. આટલા વિશાળ દેશનું આ ભગીરથ કાર્ય કોઈ નિષ્કામ કર્મયોગી જ પાર પાડી શકે. આ દૃષ્ટિથી વિચાર કરતાં નામદાર ગોખલે અને લોકમાન્ય ટિળક એ બેની વાસ્તવિક યોગ્યતા ગ્લૅડસ્ટન કે પાર્નેલ કરતાં વ્યક્તિ તરીકે ઘણી વધારે હતી. પણ તેમનો જન્મ પછાત પડેલી સંસ્કૃતિમાં થયો હોવાથી તેમની સરખામણી યુરોપની આગળ વધેલી સંસ્કૃતિમાં જન્મેલા શ્રેષ્ઠ કોટિના મુત્સદ્દીઓ

સાથે થઈ શકે છે તે જોઈને તે વખતના લોકોને એક પ્રકારનું અભિમાન થતું; અને આપણું પ્રાચીન શ્રેષ્ઠત્વ આપણે ફરી પ્રાપ્ત કરી શકીશું અથવા આપણે બીજાં રાષ્ટ્રોની હરોળમાં આવી શકીશું એવો આત્મવિશ્વાસ તેમને આવતો. ગોખલેના રાજકારણમાં હિંદુસ્તાનમાં વસતો અંગ્રેજો ઇંડિયન સમાજ, નોકરશાહી તથા બ્રિટિશ મૂડીવાળાઓની પ્રતિનિધિ હિંદુસ્તાનની સરકાર, એ ત્રણ મળીને કૉન્ઝરવેટિવ પક્ષને સ્થાને, અને હિંદી જનતાના પ્રતિનિધિસમો કેળવાયેલા આગેવાનોનો વર્ગ પ્રાગતિક અથવા લિબરલ પક્ષને સ્થાને — એવી ભૂમિકા માની લેવામાં આવી હતી; જ્યારે લોકમાન્યના રાજકારણમાં બ્રિટિશ સરકાર એટલે પરકીય વિજેતાઓ અને હિંદી આગેવાનો તે દેશને પારતંત્ર્યમાંથી સ્વાતંત્ર્યની દિશામાં દોરનારા જનતાના વિશ્વાસપાત્ર લોકનાયકો — એવી ભૂમિકા માની લેવામાં આવી હતી. પહેલા પક્ષની માન્યતા મુજબ હિંદી રાજકારણ એટલે અનિયંત્રિત રાજસત્તાનું લોકસત્તામાં રૂપાંતર કરવાનું કાર્ય; અને બીજો પક્ષ એક રાષ્ટ્રના સકંજામાંથી બીજા રાષ્ટ્રને છોડાવવું, એ હિંદી રાજકારણનું કાર્ય કે સ્વરૂપ છે એમ માનતો. આપણે જિત રાષ્ટ્ર છીએ એ નરી આંખે દેખાતું દૃશ્ય ભૂલી જવું એ જેમ ટિળક પક્ષ માટે શક્ય ન હતું, તેવી જ રીતે આપણું ભાવિ સ્વરાજ લોકશાહીવાળું જ હશે એ વસ્તુ ગોખલે પક્ષ ભૂલી શકે તેમ ન હતું. પણ પહેલાનો ભાર લોકશાહીના ઉદાર સિદ્ધાંતો ઉપર વિશેષ હતો, અને બીજાનો સ્વાતંત્ર્ય પ્રાપ્તિની ધગધગતી રાષ્ટ્રીય ભાવના ઉપર વિશેષ હતો. પહેલા પક્ષની રાષ્ટ્રીય ભાવના ચંદ્રમા જેવી શીતળ અને સૌમ્ય હતી, જ્યારે બીજાની સ્વાતંત્ર્યભાવના મધ્યાહ્નના સૂર્યસમી પ્રખર અને તેજસ્વી હતી.

પહેલા પક્ષના કેટલાક લોકો ક્યારેક ક્યારેક આપણે એક જિત રાષ્ટ્ર છીએ તે ભૂલી જઈને અધિકારારૂઢ પક્ષની સાથે પોતે જાણે એક જ દેશના પણ ભિન્ન વર્ગના કે પક્ષના હોય એવી રીતે વર્તતા; તો બીજા પક્ષના કેટલાક લોકો હિન્દી સ્વરાજ સામાન્ય જનતાના બળે જ મળવાનું છે, તેમ જ તેનું સ્વરૂપ લોકશાહીનું જ હશે, એ વસ્તુ વીસરી જઈને દેશના ભૂતકાલીન સ્વાતંત્ર્યના અવશેષો જે મધ્યયુગીન રજવાડાઓ કે દેશી રાજાઓ તેમની તરફ સ્વાતંત્ર્યપ્રાપ્તિની આશાથી જોયા કરતા. આવો મૂળભૂત ભેદ આ બે પક્ષની તાત્ત્વિક દૃષ્ટિમાં હતો. લૉર્ડ કર્ઝનની જોહુકમી અને ઉદ્દંડ કારકિર્દી દરમ્યાન આ તાત્ત્વિક મતભેદ વધારે ને વધારે સ્પષ્ટ અને ચોક્કસ સ્વરૂપ લેતો ગયો; અને તેટલા પ્રમાણમાં આ બે પક્ષો વચ્ચેનું અંતર પણ વધતું ગયું.

હિંદુસ્તાનના પ્રાગતિક પક્ષના રાજકારણનો પાયો ખોદી કાઢવો, એને લૉર્ડ કર્ઝને પોતાનું ધ્યેય બનાવ્યું હતું. બ્રિટિશ રાણીનો ૧૮૫૮નો ઢંઢેરો,

અને બ્રિટિશ મુત્સદ્દીઓએ તે પછી વખતોવખત આપેલાં અભિવચનો, એ અહીંના પ્રાગતિક રાજકારણનો પાયો હતો. રાણીનું જાહેરનામું એ રાજા અને પ્રજા વચ્ચે થયેલો કાયદેસરનો કરાર નથી એમ કર્ઝને ચોખ્ખેચોખ્ખું સંભળાવી દીધું; તેમ જ એ ઢંઢેરાની મહાભારત વગેરે પુરાણોમાં વર્ણવેલા રાજધર્મ કરતાં વધારે કિંમત નથી, એટલે કે આ પોથીમાંના રીંગણાંથી ભૂખ્યા થયેલા હિંદી સુશિક્ષિત લોકોનું પેટ કદી ભરાવાનું નથી એમ તેણે તે વર્ગને ચોખ્ખું સંભળાવી દીધું હતું. તે જ પ્રમાણે, હિંદીઓ ગમે તેટલું ભણે તો પણ અંગ્રેજ નોકરશાહીને જે કાર્યક્ષમતા આનુવંશિક સંસ્કારોને લીધે અને અનેક વરસોના પરંપરાગત સંસ્કારોને પરિણામે પ્રાપ્ત થયેલી છે તે હિન્દી સુશિક્ષિતોને કદી પ્રાપ્ત થાય એ અશક્ય હોવાથી દેશમાંના બધા વરિષ્ઠ અધિકાર હંમેશ અંગ્રેજોના હાથમાં રાખવા જોઈએ એવો તેનો મત હતો, અને તે મત તે છડેચોક બોલી બતાવતો.* એટલે, હિંદી લોકોને ધીમે ધીમે કેળવીને તેમના હાથમાં તેમના દેશનો રાજ્યકારભાર સોંપી દેવો એ અમારું ધ્યેય છે એમ જે અગાઉના કેટલાક અંગ્રેજ મુત્સદ્દીઓ કહેતા તથા જેની ઉપર ભરોસો રાખીને રાષ્ટ્રીય મહાસભાની પહેલી પેઢી પોતાની બધી પ્રવૃત્તિઓ ચલાવતી, એ બધું કેવળ ધતિંગ છે અને તેની ઉપર વિશ્વાસ રાખનારા લોકો મૂઢ છે, એમ તે પોતાની ઉક્તિ અને કૃતિ દ્વારા બતાવી આપતો. એથી પણ આગળ જઈને તે એમ કહેતો કે, આ જે અંગ્રેજી ભણીને લોકસત્તાની વાતો કરનારા મુઠ્ઠીભર ભણેલા લોકો પોતાને જનતાના આગેવાન કહેવડાવે છે તેઓ જનતાનું હિત બિલકુલ સમજતા નથી, તેમ જ તે તરફ તેમનું જરાય ધ્યાન નથી. આ ભણેલાઓને પહેલાંની જેમ નોકરીઓ મળતી નથી તેથી તેઓ રાજદ્રોહી બન્યા છે. પણ આમજનતા તો વફાદાર છે. તેનું ભલું શી રીતે કરી શકાય તે એકલી બ્રિટિશ નોકરશાહી જ સમજે છે અને આ ગોરી નોકરશાહી ઉપર જનતાનો સાચો પ્રેમ છે, એમ તે કહેતો. આવી હાલતમાં સુશિક્ષિત લોકો પોતાની લાયકાત સિદ્ધ કરવા માટે ગમે તેટલી દલીલો કરે તોય તે નિષ્ફળ જતી. લોર્ડ કર્ઝનનો આ મત ખોટો છે એમ

* "અધિકારની બધી ઊંચી જગ્યાઓ અંગ્રેજો માટે અનામત રાખવાનું તેણે નક્કી કર્યું; કારણ કે, એ કામ બરાબર પાર પાડવા માટે જે ચારિત્ર્યબળ, માનસિક ટેવો તથા રાજ્યશાસનના સિદ્ધાંતોનું જ્ઞાન બહુ જ આવશ્યક છે તે કંઈક આનુવંશિક સંસ્કારોને લઈને, કંઈક પોતાની આસપાસના વાતાવરણ અને પોતાના ઉછેરને લઈને અને કંઈક અંશે તેમને મળેલી કેળવણીને લઈને તેમનામાં ખચૂસ હોય છે."

—'લૅંડમાર્ક્સ ઇન ઇંડિયન કૉન્સ્ટિટ્યૂશનલ ઍન્ડ નૅશનલ ડેવલપમેન્ટ'—ગુ. નિ. સિંગ, પૃ. ૨૨૩.

સિદ્ધ કરવાનો એક જ માર્ગ બાકી હતો; અને તે એ કે, નોકરશાહી માને છે તેમ સામાન્ય જનતામાં તેને વિષે રાજનિષ્ઠા નથી, અને ગોરી નોકરશાહી લોકો ઉપર રાજ્ય ચલાવવાની ગમે તેટલી બડાશ હાંકે તોય જનતા બ્રિટિશ રાજ્યતંત્રનું ગાડું નોકરશાહીને ચલાવવા દેવા માગતી નથી તેની પ્રત્યક્ષ પ્રતીતિ તેને કરાવી આપવી. આ પરિસ્થિતિ ઓળખીને એ તંત્રને અટકાવવાની પોતાની નીતિ ઘડવી એ જ કામ હવે ભણેલા આગેવાનો માટે ક્રમપ્રાપ્ત હતું. પણ આ કામ ના. ગોખલેના પક્ષથી થાય એવી આશા ન હતી. એ કામ કરવાની નીતિ હવે મહાસભાએ પોતે અખત્યાર કરવી જોઈએ, એવો તર્કશુદ્ધ નિષ્કર્ષ લોકમાન્યે કાઢ્યો અને તે નીતિ તેની પાસે સ્વીકારાવવા માટે મહાસભાને પોતાના હાથમાં લેવાનો પ્રયત્ન કરવાનો નિશ્ચય તેમણે લૉર્ડ કર્ઝનના અમલને અંતે કરી લીધો.

લૉર્ડ કર્ઝને રાજસત્તાનાં સૂત્રો હાથમાં લીધાં ત્યારથી જ આજે યુનિવર્સિટીની સિનેટમાં સરકારનિયુક્ત સભ્યોમાં વધારો કરવો, તો કાલે કલકત્તા કૉર્પોરેશનમાં સરકારનિયુક્ત સભાસદોની સંખ્યા વધારવી, પછી વળી પ્રાન્તિક ગવર્નરોના તથા પ્રાન્તિક સરકારોના અધિકારો ઘટાડીને તેમની ઉપર દેખરેખ રાખનાર હિન્દુસ્તાન સરકારના અધિકારીઓ વધારવા, ક્યારેક અધિકારી વર્ગમાં ભરતી કરતી વખતે હરીફાઈની પરીક્ષાઓનું ધોરણ કોરે મૂકીને સરકારી નિમણૂકોનું ધોરણ દાખલ કરવું, એવાં એવાં અનેક પગલાંઓથી તેણે હિન્દુસ્તાનનો રાજ્યકારભાર સાવ આપખુદ અને એકહથ્થુ બનાવવાનો પ્રયત્ન શરૂ કર્યો. હિન્દનો અન્તર્ગત રાજ્યકારભાર સાવ આપખુદ અને એકહથ્થુ કરવામાં તેની મુખ્ય નેમ હિન્દની બહાર બ્રિટિશ સામ્રાજ્યની વૃદ્ધિ કરવાની હતી. વાયવ્ય સરહદના પ્રાન્તને સ્વતંત્ર બનાવીને અફઘાનિસ્તાનને શેહ આપવી, તિબેટ ઉપર ચઢાઈ કરીને ચીનને ધાક દેખાડવો, અને રશિયાને આગળ વધતું અટકાવવું, એ તેની સામ્રાજ્યશાહી અને લશ્કરી નીતિ હતી. અનિયંત્રિત સત્તાનું કેન્દ્રીકરણ તેમ જ આક્રમણશીલ પરરાષ્ટ્રીય નીતિ એ એને કારણે હિન્દી આગેવાનોની વધતી જતી લોકશાહી વિષેની આકાંક્ષાઓને માટે જરાય અવકાશ રહ્યો ન હતો.

લૉર્ડ કર્ઝનનું વર્ણન લોકમાન્ય ટિળકે તા. ૨૯ ઑગસ્ટ સને ૧૯૦૫ના 'કેસરી'ના અગ્રલેખમાં બહુ જ માર્મિકપણે નીચે મુજબ કરેલું છે :

"લૉર્ડ કર્ઝનની કારકિર્દીની તોલે આવે એવો જૂનો દાખલો આપવો હોય તો ઔરંગઝેબનો જ આપી શકાય. સામ્રાજ્ય, અખંડિત સામ્રાજ્ય, અપ્રતિહત અને ચિરસ્થાયી સામ્રાજ્ય, બસ સામ્રાજ્ય ને સામ્રાજ્ય; એટલે કે, સામ્રાજ્યમાં રહેતી પ્રજાની કાયમની ગુલામી, એ જ કર્ઝન સાહેબની નીતિનું મુખ્ય લક્ષ્ય છે. હિંદુસ્તાનના

અથવા એશિયા ખંડના લોકોને માટે તેને થોડીક સહાનુભૂતિ હશે ખરી, પણ તેનું સ્વરૂપ માબાપ પોતાનાં નાનાં બાળબચ્ચાં માટે જે મમતા બતાવે છે તેના જેવું છે. અમે, એટલે કે અંગ્રેજ રાજ્યકર્તાઓ, શારીરિક તથા માનસિક ગુણોની બાબતમાં ચડિયાતા છીએ તેથી તમે, એટલે કે હિંદી જનતા, અમારા હાથ નીચે નાનાં બાળકોની જેમ વર્તો, એમાં જ તમારું કલ્યાણ છે એવો એ સહાનુભૂતિનો અર્થ થાય છે. જ્યાં લગી હિંદુસ્તાનના લોકો આવી રીતે વર્તશે ત્યાં સુધી તેમની બીજી બાબતોમાં કનડગત ન થવી જોઈએ એવો લૉર્ડ કર્ઝનનો મત હતો; અને એ મતને અનુસરીને અંગ્રેજ સોલ્જરોની નાદાની અથવા નીચલા દરજ્જાના અંગ્રેજ અમલદારોનો જુલમ અટકાવવા માટે તેણે કડક હુકમો આપ્યા હતા. સામ્રાજ્યને ટકાવવા માટે, તેને ચિરસ્થાયી બનાવવા માટે અથવા તેનો દમામ અને મોટાઈ વધારવા માટે હિંદી પ્રજાના હાથપગ જકડવાની જેટલી જરૂર હોય, અથવા તેમની આશા આકાંક્ષાઓને જેટલા પ્રમાણમાં ખંડિત કરવાની જરૂર જણાય તે બધું કરવામાં લૉર્ડ કર્ઝન કદી પણ અચકાયો નથી; પણ આવી રીતે જીતેલા દેશોનો કે પ્રજાઓનો તેજોવધ કરીને તેમને સદાને માટે રોળી નાખ્યા પછી કોઈ તેમને વિનાકારણે કનડે નહીં એ વિશે લૉર્ડ કર્ઝન બહુ આગ્રહ રાખતો. બલ્કે, સામ્રાજ્ય ચલાવવાની દૃષ્ટિથી આવી જાતની કનડગત કરવી એ અહિતકારક છે એમ તે માનતો. આપણે જેમ આપણા ઘરનાં જનાવરોનાં શીંગડાં કાપી નાખીને અથવા વાળીને તેમને નિરુપદ્રવી બનાવીએ છીએ, અને એવી રીતે તેમનો ડર દૂર થયા પછી તેમની સંભાળમાં કે તેમને વખતસર ઘાસચારો નીરવામાં કોઈ ગફલત કરે અથવા તેમને વિનાકારણે કોઈ કનડે તો તેની ખબર લઈ નાખીએ છીએ; બરાબર એ જ પ્રકારનો પ્રેમ લૉર્ડ કર્ઝનને હિંદુસ્તાનને માટે હતો. શૂરાતન, વિદ્યા, વેપાર અથવા સંપત્તિની બાબતમાં હિંદુસ્તાન હંમેશાં બ્રિટનનો આશ્રિત રહેવો જોઈએ, તે ઇંગ્લંડના રાજ્યકર્તાઓ સાથે સ્પર્ધા કરે એ કદી પણ ચલાવી લેવાય નહીં, એવી આ ભાઈસાહેબની પાકી માન્યતા હતી."*

ભણેલાઓની સ્વાતંત્ર્ય માટેની આકાંક્ષાને આવી રીતે દબાવી દીધા છતાં પોતે સામાન્ય જનતાના હિતાર્થે અનેક વસ્તુઓ કરી છે એની જે બડાશ તેણે હાંકી હતી તેમાં રહેલો હેત્વાભાસ ના. ગોખલેએ ૧૯૦૫ની મહાસભાના પોતાના પ્રમુખ તરીકેના ભાષણમાં નીચે મુજબ બતાવી આપ્યો હતો :

"મેં મીઠા ઉપરનો વેરો ઉડાડ્યો, દુકાળના વરસો દરમ્યાન મોકૂફ રાખેલું જમીન મહેસૂલ માફ કર્યું, પ્રાથમિક કેળવણી અને બંધારાઓ માટે વધારે રકમ મંજૂર કરી અને પોલીસ ખાતું સુધારવાના પ્રયત્નો કર્યા, એમ જણાવી પોતે જનતાનું હિત કર્યાની બડાશ લૉર્ડ કર્ઝન હાંકે છે. આથી તે એમ સૂચવવા માગે છે કે, આ બધી વસ્તુઓ મેં કેળવાયેલા વર્ગના વિરોધને — કંઈ નહીં તો તેમની ઉદાસીનતાને — ગણકાર્યા વિના અમલમાં મૂકી છે; પણ સાચી હકીકત તો એમ છે કે, આ બધી વસ્તુઓ કરવા માટે

* 'લો. ટિળકાંચે કેસરીંતીલ લેખ', ભા. ૩, પૃ. ૧૫-૧૬.

મહાસભા સરકારને વરસો થયાં વિનંતિ કરતી આવી છે અને તેની અનેક વરસની ચળવળ પછી સરકારે આ ઇષ્ટ દિશામાં કંઈક પ્રગતિ કરેલી છે. ચાર વરસ ઉપર સરકારી તિજોરીમાં સાત કરોડ રૂપિયા અથવા લગભગ પચાસ લાખ પાઉન્ડની સિલક હોવા છતાં, જ્યારે સરકારે કરોનો બોજો જરા સરખો ઘટાડવાની ના પાડી અને મેં મીઠા ઉપરનો વેરો ઘટાડવાની સૂચના કરી તે વખતે 'જનતા ઉપરના કરના બોજા વિષે તેમ જ મીઠા ઉપરનો વેરો ઘટાડી તેને સહાય કરવાની જેઓ બકબક કરે છે' તેમની લોર્ડ કર્ઝને કેવી ઠેકડી કરી હતી તે મને બરાબર યાદ છે. લોર્ડ લૅન્સડાઉન અને સર ડેવિડ બાર્બુરે રૂપિયાનો હૂંડિયામણનો ભાવ કૃત્રિમપણે વધારવાનો કાયદો કર્યાને પરિણામે હિંદુસ્તાન સરકારને વિલાયત મોકલવી પડતી રકમમાં આશરે ચાલીસ લાખ પાઉન્ડ (૭ કરોડ રૂપિયા)ની બચત થવા લાગી. એવે વખતે જ લોર્ડ કર્ઝન હિંદુસ્તાનમાં આવ્યો એ તેનું સદ્‌ભાગ્ય હતું. એની સાથે જ અફીણની આવકમાં પણ સરકારને વધારે ફાયદો થવા લાગ્યો હતો તેથી લોર્ડ કર્ઝનની કારકિર્દી પૂરી થઈ ત્યાં સુધી સરકારી તિજોરીમાં ભેગી થતી મોટી સિલક હંમેશ તેના હાથમાં રહેતી અને તેની પૂર્વેના અધિકારીઓની જેમ તેને નાણાની ભીડ કદી પણ વેઠવી પડી ન હતી. એ બચત રહેતી રકમ કેટલી મોટી હતી તેનો વિચાર કરતાં, લોર્ડ કર્ઝને કર ભરનારાઓનો બોજો ઘટાડવામાં ઝાઝી ઉદારતા બતાવી છે એમ મને લાગતું નથી. ગયા માર્ચ મહિનામાં તેણે પોતે જાહેર કર્યું હતું કે આ ભાર ૭૦ લાખ પાઉન્ડ જેટલો ઓછો થયો છે. પણ એ જ ગાળામાં સરકારના ચાલુ ખરચ માટે જોઈતી રકમ કરતાં ૩ કરોડ ૩૦ લાખ પાઉન્ડ તેણે કર ભરનારી જનતા પાસેથી વધારે પડતા વસૂલ કર્યા એનો ઉલ્લેખ તે વખતે તેણે કર્યો ન હતો. ઉપરાંત, રૂપિયાનો ભાવ કૃત્રિમપણે વધારવાથી લોકોએ ચાંદીમાં સંઘરેલી બચતની કિંમત કેટલી ઘટી ગઈ, અને રૂપિયાના નવા ભાવના પ્રમાણમાં માલની કિંમતોમાં મંદી આવવાથી જનતાના દેવાનો ભાર કેટલો વધ્યો, એનો વિચાર કરીએ તો મીઠા ઉપરનો વેરો ઘટાડીને તથા મહેસૂલની મોકૂફ રહેલી રકમ માફ કરીને તેણે કરેલું જનતાનું હિત કેટલું નજીવું છે તેનો ચોક્કસ ખ્યાલ આવશે. લોર્ડ કર્ઝને પ્રાથમિક કેળવણીને માટે આપેલી ગ્રાંટનાં (મદદનાં) ખૂબ ગીતો ગાવામાં આવે છે. પણ હિંદની સરકાર જનતાની કેળવણી માટે કેટલા ઓછા પૈસા આપે છે એ ધ્યાનમાં લઈએ તો આવડી મોટી રકમો તિજોરીમાં સિલક પડતી હોવા છતાં, લોર્ડ કર્ઝને જનતાની કેળવણી માટે જેટલી રકમ આપી તેટલી ન આપી હોત તો તે નવાઈનું કારણ બનત. પરંતુ તેણે એક તરફ કેળવણીને માટે અઢી લાખ રૂપિયા વધારે આપ્યા હોય તો બીજી તરફ લશ્કરી ખર્ચમાં દર સાલ પચાસ લાખનો વધારો કર્યો છે, તેમ જ અનેક ખાતાઓના યુરોપિયન અધિકારીઓના પગારો વધારીને તથા તેમને માટે નવી જગ્યાઓ ઊભી કરીને તેણે ઉડાઉપણે દેશના પૈસા બગાડ્યા છે. તેના સમયમાં ગ્લૅડસ્ટન કહેતો હતો તેમ બધાં ખાતાંઓમાં ખરચ કરવાની વૃત્તિ ફેલાતી ગઈ અને જૂના લોકોમાં દેખાતો કરકસરનો ગુણ તેણે કદી જ બતાવ્યો નહીં. પણ રાજ્યકર્તાઓના કરકસરના ગુણ ઉપર જ જનતાના સાચા હિતનો આધાર હોય છે."*

* ગોખલેનું ૧૯૦૫ની મહાસભાના પ્રમુખ તરીકેનું ભાષણ.

લૉર્ડ કર્ઝનની કારકિર્દીનું રાજકીય તથા આર્થિક ધોરણ સામાન્યપણે કેવું હતું તેની કલ્પના લો. ટિળકના તથા ના. ગોખલેના આ બે ઉતારા પરથી વાચકને આવશે. પણ તેમના જે એક આપખુદ મહત્કૃત્યને લીધે તેમનું નામ આધુનિક ભારતના ઇતિહાસમાં ચિરંતન બન્યું છે તેની માહિતી હજુ વાચકને આપવાની બાકી છે. એ મહત્કૃત્ય એટલે બંગભંગ અથવા બંગાળાના ભાગલા પાડવાનું તેણે કરેલું કામ. બંગાળમાં જે નિઃશસ્ત્ર અને સશસ્ત્ર ક્રાન્તિવાદ પેદા થયો અને બંગાળના જે રાષ્ટ્રવાદની શક્તિનું પીઠબળ મહાસભાના રાજકારણને મેળવી આપવા માટે લો. ટિળકે તનતોડ મહેનત કરી તેનો પ્રથમ આવિષ્કાર બંગભંગના પ્રતિકારની ચળવળને રૂપે હિન્દમાં થયો. આધુનિક ભારતના ઇતિહાસનો આ અત્યંત મનોરંજક અને ઉત્સાહવર્ધક ભાગ હવે પછીના પ્રકરણમાં વાચકને કહેવામાં આવશે.

# પ્રકરણ ૨ જું

## બંગાળનો ક્રાંતિવાદી આધ્યાત્મિક રાષ્ટ્રવાદ

"તેથી જુલમ થાય એ અનિવાર્ય હતું; અને સમસ્ત જનતા રાષ્ટ્રવાદનો સ્વીકાર કરવા તૈયાર થાય તેટલા માટે જુલમ આવશ્યક પણ હતો. પણ સરકારના જુલમમાંથી કે દમનમાંથી રાષ્ટ્રીયતા જન્મી ન હતી. કંસે યાદવો ઉપર જે જુલમ ગુજાર્યો અને હત્યાકાંડ ચલાવ્યો તેમાંથી કંઈ કૃષ્ણની ઉત્પત્તિ થઈ ન હતી; પણ મથુરાના લોકો પોતાના તારણહાર માટે ઝંખે અને તે આવે ત્યારે તેને સ્વીકારે એટલા માટે એ જુલમ અને હત્યાકાંડ જરૂરી હતાં. રાષ્ટ્રવાદ એક અવતાર છે; તેનો નાશ કરી શકાય નહીં. રાષ્ટ્રવાદ એ એક ઈશ્વરપ્રેરિત શક્તિ છે; અને જે વિશ્વશક્તિમાંથી તે અહીં અવતરી છે તેના ઉદરમાં તે પાછી પહોંચી જાય તે પહેલાં તેણે પોતાનું ઈશ્વરનિયત કાર્ય પાર પાડવું જ જોઈએ." × —'વંદેમાતરમ્'

ઈ. સ. ૧૯૦૪, ૧૯૦૫, ૧૯૦૬ તથા ૧૯૦૭ નાં મહાસભાનાં અધિવેશનો અત્યન્ત ઉત્સાહભર્યાં અને વધતા જતા મહત્ત્વનાં થયાં. ઓગણીસમા સૈકાના છેલ્લા ચરણમાં જે જુવાન દેશભક્તો ૧૮૭૫થી ૧૮૮૫ સુધીના કાળમાં જુદા જુદા પ્રાન્તોમાં દેશસેવાના કાર્યમાં પડ્યા હતા, તેમને ૧૯૦૪–૫ સુધીમાં અખિલ ભારતીય કીર્તિ પ્રાપ્ત થવા માંડી હતી, અને તેમની સ્વાભિમાની રાષ્ટ્રીય વૃત્તિમાંથી એક પ્રભાવશાળી નવો રાષ્ટ્રીય પક્ષ સંગઠિત થઈ રહ્યો હતો. વળી, ઇંગ્લન્ડમાં ૧૯૦૫માં પાર્લમેન્ટની નવી ચૂંટણીઓ થશે ત્યારે કૉંઝરવેટીવ પક્ષને ઠેકાણે લિબરલ પક્ષ અધિકાર ઉપર આવશે તો રાષ્ટ્રસભાની માગણીઓ થોડે ઘણે અંશે સંતોષવામાં આવશે, એવી આશા દાદાભાઈ, હ્યૂમ, વેડરબર્ન વગેરે ઇંગ્લન્ડમાં કામ કરતા મહાસભાના કાર્યકર્તાઓને બંધાઈ હતી. મુંબઈમાં થનારી મહાસભાને પ્રમુખપદે સર હેનરી કૉટનની યોજના કરવાની સલાહ ઇંગ્લન્ડના કાર્યકર્તાઓએ એક ચોક્કસ હેતુથી આપી હતી, એમ દેખાય છે. સર હેનરી કૉટન બંગાળ પ્રાન્તમાં નોકરી કરી ગયેલા સેવાનિવૃત્ત સનદી નોકર હતા. તેઓ આસામના લેફ્ટેનન્ટ ગવર્નર પણ હતા; અને પોતે નોકરી ઉપર હતા ત્યારે જ તેમણે બંગાળ પ્રાન્તના ભાગલા પાડવાની દરખાસ્તનો વિરોધ કર્યો હતો. બીજું, મહાસભાની શરૂઆતથી જ તેઓ તેના હિતચિંતક હતા. તેમણે ૧૮૮૭ માં 'ન્યૂ ઇંડિયા' નામનું એક પુસ્તક લખ્યું હતું, અને તેની આ જ અરસામાં નવી આવૃત્તિ

---

× 'સિલેક્શન્સ ફ્રૉમ ધ બંદે માતરમ્', પૃ. ૧૯૮–૯૯.

કાઢીને તેમાં હિંદુસ્તાનમાં અમેરિકા જેવું એક સંયુક્ત લોકસત્તાક રાજ્ય સ્થાપન કરવું જોઈએ, એવી હિમાયત કરી હતી. ઉપરાંત, મહાસભાની વતી ઇંગ્લન્ડમાં નીકળતા 'ઇંડિયા' પત્રના તંત્રીનું કામ પણ તેઓ કરતા હતા. સર હેનરી કૉટનની સાથે સર વિલિયમ વેડરબર્ન આવવાના હતા. મહાસભાની જૂની અને નવી પેઢીના રાજકારણમાં તથા દૃષ્ટિમાં જે મોટું અંતર પડવા માંડયું હતું તે દૂર કરીને મહાસભાને સંગઠિત, પ્રભાવશાળી અને જુવાન પક્ષના ઉત્સાહથી શક્તિશાળી બનાવવી અને એવી રીતે સંગઠિત થયેલી રાષ્ટ્રીય શક્તિને જોરે બ્રિટિશ મુત્સદ્દીઓ પાસે હિન્દના રાજ્યબંધારણમાં કેટલાક મહત્ત્વના સુધારાઓ કરાવવા, એવું ઇંગ્લંન્ડમાં રહેલા દાદાભાઈ, હ્યૂમ, વેડરબર્ન વગેરેનું ધોરણ હતું. દાદાભાઈ તથા કૉટન એ બે જણ બ્રિટિશ પાર્લમેન્ટની ચૂંટણીમાં ઊભા રહેવાના હતા.

દાદાભાઈ, વેડરબર્ન વગેરે નેતાઓએ નવા પક્ષના આગેવાનોને મુદ્દામ કાગળો લખ્યા અને મહાસભામાં ઉત્સાહપૂર્વક ભાગ લેવો, તથા બહુમતીથી જે નિર્ણયો થાય તે બન્ને પક્ષોએ માન્ય રાખીને મહાસભાને પ્રબળ બનાવવી, એવી વિનંતિ કરી હતી. તે વખતે ટિળકને લખેલા કાગળમાં દાદાભાઈ કહે છે:

"હું જે કંઈ લખી રહ્યો છું તે કેવળ મિત્રતાને દાવે લખું છું, એમ માનજો. પૂર્વે તમે ન્યૂ ઇંગ્લિશ સ્કૂલ કાઢી તે વખતે આપણે થયેલી વાતચીત મને બરાબર સાંભરે છે. ત્યાર પછી તમારું કામ સરસ ચાલ્યું છે. તમે જુલમ પણ ખૂબ વેઠયો છે. હું આજે તમને કાગળ લખી રહ્યો છું તેનું કારણ આમ છે: હવે પછી રાજકારણના ક્ષેત્રમાં લડત કરવાને માટે રાષ્ટ્રીય મહાસભા એ જ આપણું એક શસ્ત્ર છે. આજે તે સર્વગુણસંપૂર્ણ નથી. પણ ધીમે ધીમે આપણે તેને પ્રબળ બનાવવા માગીએ છીએ. 'કેસરી'ના લેખોદ્વારા તમે તેને ઉતારી પાડો છો, એમ જાણવા મળ્યું છે; અને આવી રીતે જો એક વાર તે નબળી પડી જાય અને તેને હાનિ પહોંચે તો તેનો ઉપાય કરતાં ઘણો વખત લાગશે. સરકારની સાથે લડતી વખતે આપણે બધાએ એક દિલના થવું જોઈએ. ટીકા કરવી પડે તો તે સ્નેહભાવભરી અને ઉત્તેજન આપનારી હોવી જોઈએ. મહાસભા જો આજે તૂટી જાય તો તે હિન્દ માટે એક ભારે મોટી આપત્તિ અને એંગ્લો ઇંડિયન લોકો માટે એક ભારે મોટો વિજય થશે. તમે મુંબઈની બેઠકમાં હાજર રહીને વિષયવિચારિણી સમિતિમાં સૂચનાઓ રજૂ કરો. બહુમતીથી જે નિર્ણય થાય તે સૌ કોઈએ સ્વીકારવો જોઈએ. રાષ્ટ્રીય કાર્ય માટે તમે ઘણું વેઠયું છે, તેથી તમારા પ્રયત્નની સહેજે અસર પડશે. તેથી તમે તમારા હંમેશના ઉત્સાહથી મહાસભાને વધુ મજબૂત બનાવવાનો પ્રયત્ન કરો. એકતાની ભાવના વધારીને કામમાં પ્રગતિ થાય અને કામ કરવા માટે વધુ માણસો મળે એમ અમે કરવા માગીએ છીએ. તમારાં બે પત્રો તથા તમે પોતે દેશહિતનું કેટલું યે કાર્ય સાધી શકો તેમ છો. હું લખું છું તે સ્નેહને નાતે લખેલું માનજો."

આ કાગળ તા. ૨ નવેમ્બર ૧૯૦૪ને રોજ લંડનથી રવાના થયેલો છે.

પાર્લમેન્ટના એક આયરિશ સભ્ય મિ. સ્વિનિનો આવા જ અર્થનો તા. ૯ નવેમ્બરને રોજ રવાના થયેલો પત્ર લોકમાન્ય ટિળક ઉપર આવ્યો હતો. તેમાં તેમણે જણાવ્યું હતું :

"પ્રો. ગોખલેને તેમના ઉદ્યમને કારણે રાષ્ટ્રીય મહાસભામાં વ્યાજબી કરતાં વધારે પડતું મહત્ત્વનું સ્થાન આપવાનો અમારી મંડળીનો વિચાર હોવા વિષેના સમાચાર તમારે કાને આવતા હશે. પણ એવી અમારી ઇચ્છા નથી. ગોખલેના ઉત્સાહ અને વક્તૃત્વનો ઉપયોગ કરી લેવાનું અમને સહેજે મન થાય. પણ એટલા ઉપરથી હિંમત તથા કોઈથી પણ હારે નહીં એવો આગ્રહી સ્વભાવ કે ટેકીલાપણું એ ગુણો જે બીજા આગેવાનોમાં છે તેમની કિંમત અમે ઓછી આંકીએ છીએ એમ માનશો નહીં. રાષ્ટ્રના મહાન કાર્યને માટે અનેક પ્રકૃતિના લોકોની જરૂર પડે છે."

ટૂંકમાં, ટિળકપક્ષ તથા ગોખલેપક્ષ એ બંનેની રાષ્ટ્રને સરખી જ આવશ્યકતા છે, કેવળ જૂની પેઢીનું રાજકારણ ચલાવતા ગોખલે જ એકલા અમને વહાલા નથી; નવા પક્ષની 'હિંમત અને ટેકીલાપણા'નો મહાસભાના રાજકારણમાં પ્રવેશ થવો જોઈએ, અને નવા જૂના બેઉ પક્ષોએ એકતા જાળવીને બહુમતીથી જે નિર્ણયો થાય તેને વળગી રહેવું જોઈએ, એવું દાદાભાઈ વગેરે જે આગેવાનો ઇંગ્લંડમાં હતા તેમનું ધોરણ હતું. સર વિલિયમ વેડરબર્નનો તા. ૧૭મી નવેંબરનો લોકમાન્ય ઉપરનો પત્ર આ જ અર્થનો હતો.

"હું મહાસભા માટે આવવાનો છું એ તમે સાંભળ્યું જ હશે. પાર્લમેન્ટની આગામી ચૂંટણી વખતે હિંદના રાજ્યવહીવટની ચર્ચા કરવાની બહુ સરસ તક આપણને મળવાની છે. માટે આપણે બધા મળીને પ્રયત્ન કરીએ. મેં 'ઇંડિયા' પત્રમાં આને અંગે સૂચનાઓ કરી છે. તે તમને ઘણું કરીને પસંદ પડશે. ગમે તેમ હો, તમે અમે બધા ભેગા મળીને વિચાર કરીએ."

આ ત્રણ પત્રો ઉપરથી મહાસભાના જે આગેવાનો ઇંગ્લંડમાં હતા તેમની નીતિ સ્પષ્ટ થાય છે.

હવે લો. ટિળકે તે વખતે મહાસભા પર શી ટીકા કરી હતી તે જોઈએ. ૧૯૦૩ની સાલની આખરથી લો. ટિળકે મહાસભાનું કામ તેના મૂળ ઉદ્દેશ પ્રમાણે ચીવટથી અને જોમથી ચાલતું નથી, તેને હિંદુસ્તાન અને ઇંગ્લંડ બેઉ દેશોમાં અખંડ ચળવળ ચલાવનારી સંસ્થા બનાવવાનો હ્યૂમ અને દાદાભાઈનો જે મૂળ ઉદ્દેશ હતો તે અમલમાં આવતો નથી એવો પોકાર શરૂ કર્યો હતો. ૧૯૦૩ના ડિસેંબરમાં મિ. હ્યૂમે મહાસભાને મોકલેલો સંદેશો ટાંકીને લોકમાન્ય લખે છે :

"વારુ, પણ હ્યૂમ સાહેબનું કહેવું શું છે તે તો તપાસીએ. બંધારણીય રાજકીય ચળવળ ઉપર તેમને હવે વિશ્વાસ રહ્યો નથી તેથી તેને હવે છોડી દેવી જોઈએ, એવો

તેમનો મત થયો છે? હરગિજ નહીં. કાયદેસરની રાજકીય ચળવળ ઉપર તેમને હજી વિશ્વાસ છે; પણ તેમનું એમ કહેવું છે કે, આપણે કે આપણા આગેવાનોએ જેટલી ચીવટથી, સ્વાર્થત્યાગથી, ઉમંગથી અને હિંમતપૂર્વક લગાતાર ઉદ્યમ કરવો જોઈએ તેટલો આપણે કરતા નથી. તેઓ એમ કહે છે કે, રાજકીય હકો મેળવવા અથવા રાજકીય ઉન્નતિ સાધવી એ કંઈ રમત નથી. . . . તમને અત્યારની રાજ્યપદ્ધતિ અસહ્ય થઈ હોય તો તે અસહ્ય થઈ છે એ તમારે તમારા વર્તનથી બતાવવું જોઈએ. વરસમાં એક વાર વરાળ કાઢવાથી કશું કામ નીપજતું નથી. તમારાં ભાષણો ખૂબ મીઠાં અને આલંકારિક હોય છે ખરાં; અને ન્યાયની દૃષ્ટિએ જોતાં તમારું કહેવું યુક્તિસંગત છે. પણ સરકાર પાસેથી ન્યાય મેળવવાની, અને તે પણ જલદી મેળવવાની તમારી ઇચ્છા હોય, તો તે આવાં સુમધુર ભાષણોથી અથવા વરસમાં એક વાર નાતાલમાં ભેગા મળીને ભાષણો કરીને ગળાં સૂકવવાથી પાર પડવાની નથી. ઇંગ્લંડ અને હિંદુસ્તાન એ બંને દેશોમાં આખું વરસ સતત ચળવળ ચાલુ રાખી અંગ્રેજ લોકોને બેજાર કર્યા વિના, અને આ લોકોને કંઈક આપીને આ લપને એક વાર અહીંથી કાઢો, એવી તેમના મનની સ્થિતિ કર્યા વિના તમને યશ મળવાનો નથી. મહાસભાની સ્થાપના કરી તે વખતે તેનો આવો જ હેતુ હતો; પણ દુર્દૈવે આજે દર વરસે જે સમારંભ થાય છે તે તે ઉદ્દેશના વાર્ષિક શ્રાદ્ધના જેવો બની ગયેલો છે."*

ઉપરના ઉતારા પરથી સ્પષ્ટ થશે કે, લો. ટિળકનો ઝઘડો હ્યૂમ ને દાદાભાઈ સાથે ન હતો, પણ ગોખલે ને મહેતા જોડે હતો; અને હ્યૂમસાહેબ ૧૮૯૩માં હિન્દુસ્તાન છોડીને વિલાયત ઊપડી ગયા તે વખતે રાજદ્રોહના ડરથી મહાસભાએ અખંડ ચળવળ કરવાનું જે ધોરણ છોડી દીધું હતું, તે જ ફરી પાછું તેણે સ્વીકારવું જોઈએ અને આપણને અત્યારની રાજ્યપદ્ધતિ અસહ્ય થઈ છે એમ આપણા વર્તનથી બતાવી આપીને અંગ્રેજ લોકોને સારી પેઠે અસ્વસ્થ કરી મૂકવા જોઈએ, એવો તેમની ટીકાનો બધો ઝોક હતો. આગળ જતાં, ૧૯૦૬માં દાદાભાઈએ 'ચળવળ કરો', 'ચળવળ કરો', 'અખંડ ચળવળ કરો' અને 'ચીવટ તથા ખંતથી' અને 'એકતા સ્થાપીને સ્વરાજ પ્રાપ્ત કરો', કારણ આપણાં બધાં દુઃખોનો સ્વરાજ એ જ એકમાત્ર અને સર્વશ્રેષ્ઠ ઉપાય છે, એવો જે સંદેશો મહાસભાને પ્રમુખસ્થાનેથી આપ્યો, તે સંદેશાની નીતિ મહાસભામાં દાખલ કરવા લો. ટિળક મથી રહ્યા હતા. એ કાર્ય કરવા માટે કેવળ ગોખલે પક્ષનાં વક્તૃત્વ અને ઉત્સાહ બસ નહીં થાય, પણ ટિળક પક્ષની 'હિંમત અને કોઈથી પણ હારે નહીં એવા ટેકીલાપણા'ની આવશ્યકતા છે, એ વસ્તુ દાદાભાઈ વગેરેને સમજાઈ હતી; અને તેથી જ ટિળકપક્ષના એ ગુણો મહાસભાને ઉપયોગી થાય અને તેના ભાગલા ન પડે એવી તેના મૂળ સંસ્થાપક વૃદ્ધ આગેવાનોની અંતરની ઇચ્છા હતી. લો. ટિળકનો પણ

* 'લો. ટિળકાંચે કેસરીંતીલ લેખ', ભાગ ૨, પૃ. ૪૮૮.

એવો જ મત હતો. તેમના વિચારો ગમે તેટલા જહાલ અને ક્રાન્તિકારક હતા, તો પણ "હવે પછી રાજકારણના ક્ષેત્રમાં લડત કરવા માટે રાષ્ટ્રીય મહાસભા એ જ આપણું એકમાત્ર શસ્ત્ર છે," એ દાદાભાઈનો મત તેમને માન્ય હતો તેથી નવા જહાલ પક્ષે બહુમતીને જોરે પોતાનું રાજકારણ મહાસભાને ગળે ઉતારવું, પોતાનું નવું ધોરણ તેની પાસે સ્વીકારાવવું, પણ તેમાંથી નીકળી ન જવું, એવો શરૂઆતથી છેવટ સુધી તેમનો મત હતો. સ્વરાજ્યની લડત ચલાવવા માટે જ હિન્દુસ્તાનની રાષ્ટ્રીય મહાસભાનો જન્મ થયેલો છે અને તે જ તે કામ પાર પાડી શકશે એવી તેમની દૃઢ શ્રદ્ધા હતી. એટલે તેઓ ૧૯૦૪ની મહાસભાની મુંબઈની બેઠકમાં હાજર રહ્યા અને પોતાના વિચારના સાથીઓની સાથે તેમણે તેના કામકાજમાં ઉત્સાહથી ભાગ લીધો. હિન્દી રાજ્યબંધારણમાં સુધારા કઈ દિશામાં થવા જોઈએ તે જણાવતાં પ્રમુખ સર હેનરી-કૉટને પોતાના ભાષણમાં નીચેના વિચારો વ્યક્ત કર્યા હતા:

"ઇંગ્લન્ડનો તેની મહાન વસાહતો સાથે જે વાસ્તવિક સંબંધ છે તેની સાચી અને મુખ્ય ચાવી તે તે વસાહતોનું સ્વરાજ છે. હિન્દના ભાવિની પણ એ જ મુખ્ય ચાવી છે. એ (સ્વરાજ) એથી પણ વિશેષ છે: આખી દુનિયાનું ભાવિ એની સાથે સંકળાયેલું છે. . . . હિન્દના સ્વતંત્ર અને સ્વરાજ ભોગવતા પ્રાન્તો કે રાજ્યોનો સંઘ બનાવીને હિન્દુસ્તાનમાં સંયુક્ત રાજ્યની સ્થાપના કરવી એ હિન્દી દેશભક્તોનું ધ્યેય છે. વળી તેમનો એવો પણ આગ્રહ છે કે, પોતાના પ્રદેશમાં પૂર્ણ સ્વરાજ ભોગવતી અને પોતાનું રાજ્યતંત્ર ચલાવતી તથા ગ્રેટ બ્રિટનના છત્ર નીચે એકત્ર સંકળાયેલી વસાહતોની સાથે તેને સમાન દરજ્જો મળવો જોઈએ."

આ જ વિચારોનો અનુવાદ લોકમાન્ય ટિળકે ૧૯૦૫ના જાન્યુઆરીના 'કેસરી'ના એક અગ્રલેખમાં નીચે મુજબ કરેલો છે:

"અંગ્રેજી રાજ્યનાં કે લાર્ડ કર્ઝનનાં ઠાલાં વખાણ કર્યાં કરવાનો કશો અર્થ નથી, અથવા તો કેટલીક નાની મોટી ફરિયાદો લઈને તેમની બાબતમાં એકેએક વિવેચન કરવામાં માલ નથી. મુખ્ય સવાલ રાજ્યપદ્ધતિનો છે, કોઈ માણસનો કે નાની મોટી કોઈ ખાસ ફરિયાદોનો નથી. કૅનેડા કે ઑસ્ટ્રેલિયાના જેવું સ્વરાજ્ય હિન્દુસ્તાનને જોઈએ છે અને તે જેથી મળે એવી જાતની રાજ્યપદ્ધતિ હિન્દુસ્તાનમાં દાખલ થવી જોઈએ એ મુદ્દો મુખ્ય છે; અને એને જ સતત નજર આગળ રાખીને ચીવટથી અને નિષ્ઠાથી આપણે મહેનત કરીશું અને આ સવાલનો ઉકેલ આણ્યા વિના બીજો રસ્તો નથી એવી સરકારને ખાતરી કરાવી આપીશું, તો આજની બદલાયેલી પરિસ્થિતિમાં આપણને થોડીઘણી સફળતા મળ્યા વિના રહેવાની નથી."*

જુવાન બંગાળના આગેવાન બાબુ બિપિનચન્દ્ર પાલે ૧૯૦૫ના ફેબ્રુઆરી માસમાં મુંબઈમાં ભરાયેલી મહાસભાની વીસમી બેઠકના કાર્યનું સરવૈયું કાઢીને

* 'લો. ટિળકાંચે કેસરીંતીલ લેખ', ભાગ ૨, પૃ. ૫૯૮.

'નવા પક્ષ અને જૂના પક્ષ'ની દૃષ્ટિમાં રહેલો મૂળભૂત ભેદ નીચે મુજબ સ્પષ્ટ કર્યો છે:

"મુંબઈમાં ભરાયેલા મહાસભાના અધિવેશનના કાર્યનો શાંત ચિત્તથી અને વિવેચક બુદ્ધિથી હિસાબ કાઢવાનો વખત હવે આવ્યો દેખાય છે. દરેક કેળવાયેલો હિન્દી પોતાના ઊંડા અંતરમાં મહાસભાવાદી જ હોય છે, કારણ દેશમાં સંગઠિત રાજકીય કાર્ય ચાલવાની આવશ્યકતા એકેએક કેળવાયેલો હિન્દી સ્વીકારે છે; અને મહાસભામાં કોઈ ઊણપો હોય કે તેની કોઈ ભૂલો હોય તોયે આપણા દેશમાં કંઈ કે રાજકીય પ્રભાવવાળી જો કોઈ સંસ્થા હોય તો તે રાષ્ટ્રીય મહાસભા છે. મહાસભાને છોડયે ચાલે તેમ નથી. પણ એ મહાન સંસ્થાના ધ્યેયનો તથા કાર્યપદ્ધતિનો તાકીદે નવેસરથી વિચાર કરવાની આજે જરૂર છે, એવો મત ધરાવનારાઓની સંખ્યા દરેક પ્રાન્તમાં વધી રહી છે એ વિષે શંકા નથી; અને એ વધતા લોકમતને અપનાવ્યા વિના રાષ્ટ્રીય મહાસભાનું ભાવિ સલામત છે એમ વિશ્વાસથી અથવા સમજપૂર્વક કહી શકાય તેમ નથી.

"કેટલાક મહાસભાભક્તો જે જાતની ભાષા બોલે છે, તેવી જ તેમની ભાવના હોય તો હિન્દુસ્તાનના દરેક પ્રાન્તમાં વધતો જતો પ્રબળ લોકમત તથા જૂના લોકોના મતો તથા ધ્યેયોની વચ્ચે આજે નહીં તો કાલે મોટું અંતર પડયા વિના રહેવાનું નથી. આજે બીજરૂપે દેખાતા એ મતભેદોને જો એમ ને એમ વધવા દેવામાં આવે તો આપણા દેશમાં રાજનિષ્ઠ અને રાષ્ટ્રનિષ્ઠ એવા બે અલગ અલગ રાજકીય પક્ષો થોડા વખતમાં અસ્તિત્વમાં આવ્યા વિના રહેશે નહીં. મુંબઈમાં ભરાયેલા ગયા અધિવેશનના સ્વાગતાધ્યક્ષનું ભાષણ હિન્દી રાજકારણના ઉપર જણાવેલા બીજરૂપ રાજનિષ્ઠ રાજકીય પક્ષનું એક જાહેરનામું છે એમ કહેવામાં જરાયે વાંધો નથી. બ્રિટિશ હિન્દુસ્તાનની 'સર' ઉપાધિ એનાયત કરીને શ્રી મહેતાનું હમણાં જ જે ગૌરવ કરવામાં આવ્યું તે પછી થોડા જ દિવસમાં તેમણે યોજેલા 'રાજનિષ્ઠ રાષ્ટ્રભક્તિ' શબ્દો આ પક્ષનું માનસ બરાબર દર્શાવે છે: અને મુંબઈના અધિવેશનમાં તેમણે કરેલા ભાષણનું ખરું રહસ્ય એ જ બે શબ્દોમાં વ્યક્ત થયેલું છે.

"અમે વખતોવખત આ પત્રમાં લખ્યું છે તે મુજબ, આપણા અંતઃકરણમાં સાચી રાજનિષ્ઠા કેવળ એક જ અર્થમાં હોઈ શકે છે. દેશમાં પ્રસ્થાપિત થયેલા કાયદાનાં બંધન પાળવાં એ જે રાજનિષ્ઠાનો એક અર્થ છે તે જ અર્થની રાજનિષ્ઠા અમે અહીં સૂચવવા માગીએ છીએ. કાયદાનું પાલન કરનારો નાગરિક તે વફાદાર પ્રજાજન છે, એ અર્થમાં આપણે બધા રાજનિષ્ઠ જ છીએ; અને જે એંગ્લો-ઇંડિયન ડિફેન્સ એસોસિયેશને લૉર્ડ રિપનને પકડીને જબરદસ્તીથી વિલાયત મોકલી આપવાની ધમકી આપી હતી, તેમના કરતાં તો આપણે વધારે રાજનિષ્ઠ છીએ એમાં જરાયે શંકા નથી. પણ રાજાની વ્યક્તિ વિષેની ભાવના કે નિષ્ઠાના અર્થમાં આપણા અંતઃકરણમાં હાલની પરિસ્થિતિમાં રાજનિષ્ઠાનો આવિર્ભાવ થવો શકય નથી અને સાચું જોતાં આ દેશમાં તેને અવકાશ પણ નથી. દેશના કાયદા પાળવા એ અર્થમાં આપણે રાજનિષ્ઠ છીએ, સાચા દિલથી રાજનિષ્ઠ છીએ. આવી જાતની રાજનિષ્ઠા એ આપણી રાષ્ટ્રભક્તિનું એક અંગ છે. કારણ, હિન્દુસ્તાનની રાજ્યપદ્ધતિમાં ધરમૂળથી ફેરફાર

કરવો જોઈએ એવી આપણી માગણી છે છતાં, દેશમાં હાલ શાંતિ રહે અને ભવિષ્યમાં તેની પ્રગતિ થાય એટલા માટે દેશમાં કોઈ પણ જાતની અંધાધૂંધી ફેલાય એવું આપણે ઇચ્છતા કે કહેતા નથી. અમારું ધ્યેય ક્રાન્તિકારક હોઈ શકે — અને તે સાચે જ તેવું છે એમ અમે કબૂલ કરીએ છીએ — પણ એ ધ્યેય ક્રાન્તિકારકોનાં સાધનો વડે પ્રાપ્ત કરવું એવો અમારો પ્રયત્ન નથી, અને એવી ઉમેદ પણ અમે રાખતા નથી. અમારી દેશભક્તિનું અંતિમ ધ્યેય રાજનિષ્ઠ છે; પણ કાયદાનો ભંગ ન કરવો એ અર્થમાં જ, બીજા કોઈ અર્થમાં નહીં.

"પણ મિ. મહેતા તથા તેમના મિત્રોની 'રાજનિષ્ઠ દેશભક્તિ' અથવા મુંબઈના ભાષણમાં તેમણે કરેલો તેનો અર્થ જુદી વસ્તુ છે. હિંદુસ્તાનમાં સ્થપાયેલું બ્રિટિશ રાજ્ય પરમેશ્વરની એક કૃપા છે, એવા લૉર્ડ કર્ઝનના છેતરપિંડીભર્યા મતને અપનાવી તેમણે તેને ખુલ્લે ખુલ્લો ટેકો આપ્યો, અને હિન્દુસ્તાન વિષેનું બ્રિટિશ રાષ્ટ્રનું ધોરણ તથા તેની વૃત્તિ ઉદારતાભરેલી અને ભૂતદયાથી પ્રેરિત છે એવું લૉર્ડ કર્ઝને હમણાં જ આપેલું વિશ્વાસનું વચન ટાંકીને તેમણે તેના પર ભાર મૂકયો છે. આ બધી વાતો કેટલી પોલી છે તે શ્રી. લાલમોહન ઘોષે મદ્રાસના અધિવેશન વખતે પોતાના પ્રમુખ તરીકેના ભાષણમાં બહુ સારી રીતે સમજાવેલું છે.

"આ ભાષા મુત્સદ્દીપણાની છે કે સીધું સાદું સત્ય છે? આ પ્રામાણિક મત છે કે અન્તરની શ્રદ્ધા છે? આ જો મુત્સદ્દીગિરીની ભાષા હોય તો તે અર્થવગરની અને મૂર્ખતાભરેલી છે. અને જેમને ઉદ્દેશીને તે યોજવામાં આવી છે તે લોકો તો તેનાથી જરાયે છેતરાવાના નથી. તેનાં સારાં સરખાં માઠાં ફળ ચાખવાનો આપણને વખત આવે એવો પૂરેપૂરો સંભવ છે. કોઈ પણ બ્રિટિશ મુત્સદ્દી તે જેવો ભાસે છે તેના કરતાં બહુ વધારે ભોળો ન હોય તો આ રાજનિષ્ઠાના જાહેર એકરાર પર તેનો વિશ્વાસ નહીં બેસે. એડવર્ડ બાદશાહની હિન્દી પ્રજાની જે અવસ્થા છે તથા તેને જે પ્રકારનો દરજ્જો પ્રાપ્ત થયેલો છે તેવી સ્થિતિ સુધી તેમ જ તેવા દરજ્જા સુધી પોતાને પહોંચાડનારી રાજસત્તાને ઇગ્લન્ડનો કોઈ પણ વતની સાચા દિલથી વફાદાર રહી નહીં શકે; તો પછી આપણી રાજનિષ્ઠાની ઘોષણા સાચા દિલની છે એ વાત પર તેનો ભરોસો શી રીતે બેસવાનો હતો? આટલા બધા વરસથી આપણે પોકારી પોકારીને જાહેર કર્યા કરીએ છીએ કે, અમે રાજનિષ્ઠ છીએ, વફાદાર છીએ; અને તેમ છતાં વફાદાર પ્રજાના મૂળભૂત હકો એ જ કાળ દરમ્યાન એકધારી રીતે અને કાયમ વધતા જતા પ્રમાણમાં આપણી પાસેથી ઝૂંટવી લેવામાં આવ્યા છે. . . . જે લોકો ઉપર આપણો વિશ્વાસ ન હોય તેમની પાસેથી જ આપણે હથિયારો ઝૂંટવી લઈએ છીએ, કારણ તેમના હાથમાંનાં શસ્ત્રો આપણી સામે ક્યારે ઉગામવામાં આવશે અથવા વપરાશે તેની આપણને ખાતરી હોતી નથી. મિ. ગ્લેડસ્ટને હથિયારબંધીનો કાયદો રદ કર્યો નથી, તે હજી જેવો ને તેવો કાયદાપોથીમાં પડેલો છે, એટલી એક વાત પરથી આપણી રાજનિષ્ઠા વિષે અંગ્રેજોને કેટલો વિશ્વાસ છે તે સ્પષ્ટ થાય છે. . . આ ઉપરથી જેમનો વિશ્વાસ મેળવવાનો આપણે પ્રયત્ન કરીએ છીએ તે આપણા વફાદારીનાં પોકારોથી અથવા રાજનિષ્ઠાના એકરારોથી છેતરાતા નથી એવો સાર કાઢવો જ રહ્યો, અને તો પછી આવા નિષ્ફળ પ્રયત્નોમાં આપણી શક્તિ અને સમય ગુમાવવામાં

શો લાભ છે? ખાસ કરીને જ્યારે તે લોકો પોતે એ એકરારો અને જાહેરાતો પર વિશ્વાસ ન રાખતાં છતાં સુધરેલી દુનિયા આગળ એ જાહેરાતોને મૂકીને તેમનો ઉપયોગ પોતાના રાજકારણને અનુકૂળ આવે તે રીતે કરે છે એમ આપણને ચોખ્ખું દેખાય છે, ત્યારે પણ આપણે આવી જાહેરાતો શા સારુ કર્યા કરવી?

"ધર્મના જ્ઞાનની જેમ રાજકારણનું જ્ઞાન પણ ભયની લાગણીમાંથી જન્મે છે. અનિયંત્રિત નોકરશાહીના રાજ્યમાં જનતાનો ડર એ જ બધા સુધારાનો જનક હોય છે. બેજવાબદાર નોકરશાહીને લાગતો જનતાનો આ આરોગ્યપ્રદ ડર દૂર કરવો એ મૂર્ખામીનું કાર્ય છે અને તેથી રાજ્યકર્તાઓ તેમ જ પ્રજાજનો બન્નેને નુકસાન થાય છે. એટલે ગયા અધિવેશનમાં શ્રી. મહેતાના ભાષણમાં રાજનિષ્ઠાના જે નિરર્થક એકરારો કરવામાં આવ્યા છે તે મુત્સદ્દીપણાની દૃષ્ટિથી ભૂલભરેલા છે; અને તેમાં વ્યક્ત કરવામાં આવેલી ભાવનાઓ સાચી હોય તો પણ તેમનું આવી રીતે પ્રદર્શન કરવું આપણને હિતકારક નથી."*

આવી રીતે પાલબાબુએ જૂની પેઢીના રાજકારણના મુખ્ય આધારરૂપ જે સામ્રાજ્યનિષ્ઠા તેના પર જ ફટકો લગાવ્યો; પરંતુ તેમ કરતી વખતે પણ કાયદેસરની વફાદારી પોતાને માન્ય છે, તેમ જ એક મહાસભા જ આખા દેશની મુખ્ય રાજકીય સંસ્થા હોવાથી હરકોઈ સમજુ કાર્યકર્તાએ તેને વિષે હંમેશ ભક્તિ રાખવી જોઈએ, એમ ખુલ્લા દિલથી સ્વીકારેલું છે. દેશમાં અંધાધૂંધી ન ફેલાય એ આપણી રાષ્ટ્રીયતાના વિકાસને માટે પણ આવશ્યક હોવાથી અમે દાંડાઈની ગેરકાયદે વૃત્તિનો લોકોમાં ફેલાવો કરતા નથી. એ રીતે જોતાં અમારી ચળવળ કાયદેસર હોવાથી તે રાજનિષ્ઠ પણ છે; પણ સાચા દિલની સામ્રાજ્યનિષ્ઠા પરતંત્ર હિંદી લોકોના દિલમાં હોય નહીં, તેથી તેને આધારે આપણા રાજકારણની યોજના કરવામાં સત્યનો દ્રોહ છે, અને ડહાપણનો પણ અભાવ છે. રાષ્ટ્રભક્તિ એ જ આપણા રાજકારણનો સાચો અને પ્રામાણિક પાયો હોઈ શકે, તેને આધારે જ આપણે આપણા રાષ્ટ્રીય રાજકારણની યોજના કરવી જોઈએ, એ નવા પક્ષનું મન્તવ્ય બિપિનબાબુએ સ્પષ્ટ શબ્દોમાં રજૂ કરેલું છે. આ નવા રાજકારણની શાસ્ત્રશુદ્ધ રચના ૧૯૦૫ની બનારસમાં ભરાયેલી મહાસભા વખતે કરવામાં આવી, અને આ નવા રાષ્ટ્રીય પક્ષની આગેવાની હકીકતમાં લોકમાન્ય ટિળકને મળી.

બાબુ બિપિનચંદ્ર પાલ જેમ બંગાળમાં એક નવી ક્રાન્તિકારક વૃત્તિ નિર્માણ કરી રહ્યા હતા તેવી જ રીતે મહારાષ્ટ્રમાં એ વખતે કૈ૦ શિવરામ મહાદેવ ઉર્ફે અપ્પાસાહેબ પરાંજપે પોતાના 'કાળ' પત્ર દ્વારા ક્રાંતિકારક વૃત્તિવાળા રાજકારણનો જુવાનોમાં ફેલાવો કરી રહ્યા હતા. આપણા રાજકીય પ્રયત્નોનું ધ્યેય સંપૂર્ણ સ્વાતંત્ર્ય છે એમ છડેચોક પ્રતિપાદન કરીને દુનિયાના બીજા

* 'ન્યૂ સ્પિરિટ ઇન ઇંડિયા' — બી. સી. પાલ, પૃ. ૨૧૩-૨૩.

દેશોમાં સ્વાતંત્ર્યવાદી પક્ષોએ જે માર્ગનું અવલંબન કર્યું, તેવા જ માર્ગનું અવલંબન જો આપણે કરીએ તો તેમાં કશું ખોટું નથી એવો સામાન્યપણે તેમના લેખોનો સૂર હતો. સ્વાતંત્ર્યવાદનું તેમણે કરેલું પ્રતિપાદન એકંદરે મહારાષ્ટ્રીય માનસને બહુ આકર્ષક અને પ્રોત્સાહક લાગતું; અને તેનાથી મહારાષ્ટ્રના ભૂતકાળના ઐશ્વર્યની તેમ જ સ્વાતંત્ર્યની સ્મૃતિ જાગ્રત થવાથી મહારાષ્ટ્રીય જુવાનોને સ્વાતંત્ર્યપ્રાપ્તિની તાલાવેલી લાગવા માંડે અને તે તાલાવેલીને કારણે તેઓ ગમે તેટલો સ્વાર્થત્યાગ કરવા તૈયાર થાય તેવી ઉત્કટ દેશભક્તિની ભાવના તેમના લેખો વડે મહારાષ્ટ્રમાં જાગ્રત થતી હતી. તેમનું આવું ક્રાંતિકારક વૃત્તિવાળું લખાણ મુંબઈના વિનીત પક્ષના લોકોને જરાયે રુચતું ન હતું; અને તેમના એ લેખોનો તમે જાહેરપણે વિરોધ કરો, એવી સર ફિરોઝશાહ મહેતા વગેરે વિનીત પક્ષના આગેવાનો તરફથી લો. ટિળક ઉપર વારેવારે સૂચનાઓ આવતી હતી. તેમ છતાં લોકમાન્ય કદી 'કાળ' પત્રનો વિરોધ કરતા નહીં. હિંદુસ્તાનની જિતાયેલી પ્રજાના અંતઃકરણમાં એક જાતની ક્રાંતિકારક ભાવના સતત જાગ્રત રહે એ તેમને અત્યંત જરૂરી લાગતું. એ ભાવના જ્યાં લગી કાયદાની મર્યાદા વટાવીને અથવા શાંતિનો ભંગ કરીને હિંસા કે અત્યાચારને રૂપે પ્રગટ ન થાય ત્યાં સુધી તેનો વિરોધ કરવાની તેમને જરૂર જણાતી નહોતી. લોકમાન્યના પક્ષમાં આવી જાતના ક્રાંતિકારક માણસો ઘણા હતા; અને તેમના અંતઃકરણમાં રહેલી આ તેજસ્વી શક્તિનો ઉપયોગ તેઓ પોતાના કાયદેસરના રાજકારણને માટે કરી લેતા. હિંદનું રાજકારણ ઇંગ્લંડ જેવા સ્વતંત્ર અને લોકશાહી દેશના બંધારણીય રાજકારણના સ્વરૂપનું કદી પણ ન થઈ શકે અને તેને કોઈ પણ પ્રકારનું ક્રાંતિકારક સ્વરૂપ મળે એ અપરિહાર્ય છે એ તેમને ચોખ્ખું દેખાતું હતું. હિંદના અંતઃકરણમાં રહેલી આ ક્રાંતિકારક સ્વાતંત્ર્યની ભાવનાને બહિષ્કારયોગની નિઃશસ્ત્ર ક્રાંતિનું સ્વરૂપ આપીને તે શક્તિનું મહાસભાના રાજકારણને પીઠબળ આપવું અને તેને જોરે મહાસભાની માગણીઓ માન્ય રાખવાની બ્રિટિશ મુત્સદીઓને ફરજ પાડવી એમાં જ સાચું મુત્સદીપણું છે એવી લોકમાન્યની તે વખતે નીતિ હતી.

હવે ૧૯૦૪ની મહાસભામાં મંજૂર થયેલા ઠરાવો ટૂંકમાં તપાસીએ; એટલે તે વખતના મહાસભાના કાર્યનો કંઈક વધારે ખ્યાલ આવશે. (૧) પહેલા ઠરાવમાં પ્રાન્તિક નોકરશાહીમાં હરીફાઈની પરીક્ષાઓને બદલે નિમણૂક કરીને ભરતી કરવાની જે નીતિ લૉર્ડ કર્ઝને અખત્યાર કરી હતી, તેનો વિરોધ કરવામાં આવ્યો હતો; અને રાજ્યના અમલદારોની ભરતી કરવાની હોય ત્યારે તે હરીફાઈની પરીક્ષાઓ લઈને જ કરવામાં આવે, તેમ જ ઉપલા દરજ્જાની જગ્યાઓ પર હિન્દી લોકોને વધારે પ્રમાણમાં લેવામાં આવે, એવી

માગણી કરવામાં આવી હતી. (૨) બીજો ઠરાવ કેળવણી વિષયક હતો. તેમાં યુનિવર્સિટીઓના તંત્રમાં સરકારે જે વધારે પડતી દખલગીરી કરવાની નીતિ અખત્યાર કરી હતી તેનો વિરોધ જાહેર કરવામાં આવ્યો હતો. પ્રાથમિક કેળવણીનો ફેલાવો કરવામાં આવે તથા તેને ફરજિયાત બનાવી તે મફત આપવામાં આવે, શારીરિક મહેનતનાં કામો તથા શાસ્ત્રીય ઢબે ખેતી કરવાની કેળવણી આપવાની જોગવાઈ કરવામાં આવે, સરકારી હાઈસ્કૂલો તથા કૉલેજોને નમૂનેદાર સંસ્થાઓ બનાવવા માટે તેમાં વધારે લાયકાતવાળા માણસોની નિમણૂક કરવામાં આવે, દેશમાં ઓછામાં ઓછી એક તો ઊંચી જાતની હુન્નરઉદ્યોગની કેળવણી આપતી સંસ્થા સ્થાપન કરવામાં આવે અને દરેક પ્રાંતમાં ધંધાઓની કેળવણીની શાળાઓ અને કૉલેજો કાઢવામાં આવે, એવી આ ઠરાવમાં માગણી કરવામાં આવી હતી. (૩) ત્રીજો ઠરાવ જનતાની કંગાલ આર્થિક સ્થિતિને લગતો હતો અને તેમાં એમ જણાવવામાં આવ્યું હતું કે, એ દશાનું કારણ દેશની સંપત્તિનું એકધારું શોષણ છે અને એ શોષણને લીધે સ્વદેશી ઉદ્યોગધંધાઓનો સાવ નાશ થયો છે, જમીનમહેસૂલનું પ્રમાણ હદ બહાર વધી ગયું છે, તેમ જ સરકારના ખરચનો ભાર સહન ન થઈ શકે તેટલો વધી ગયો છે, એમ પણ તે ઠરાવમાં કહ્યું હતું. ઉપરાંત, તેને માટે કેળવણીનો ફેલાવો કરવો, કાયમી મહેસૂલની પદ્ધતિ બધે ચાલુ કરવી, ઓછામાં ઓછું જમીન મહેસૂલના વધારા પર કોઈક જાતનો કાયદાનો અંકુશ મૂકવો અને અધિકારની જગ્યાઓએ હિન્દી લોકોની વધારે સંખ્યામાં નિમણૂક કરવી, એવા ત્રણ ઉપાય સૂચવવામાં આવ્યા હતા. (૪) ચોથા ઠરાવથી ખેડૂતો દેવાંમાં ડૂબેલા છે તેથી તેમના દેવાંની તપાસ કરવાની માગણી કરી હતી. (૫) પાંચમા ઠરાવથી બ્રિટિશ વસાહતોમાં વસતા હિંદી લોકો સાથે સમાનતાનું અને ન્યાયનું વર્તન રાખવામાં આવે એવી માગણી કરી હતી. (૬) છઠ્ઠા ઠરાવથી જે. એન. તાતા તથા ડિગ્બીના અવસાન બદલ શોક વ્યક્ત કરવામાં આવ્યો હતો. (૭) સાતમા ઠરાવથી ભારત-મંત્રીનો પગાર બ્રિટિશ તિજોરીમાંથી આપવામાં આવે એવી માગણી કરવામાં આવી હતી. (૮) આઠમો ઠરાવ હિંદુસ્તાન સરકારની તિજોરીમાં વરસોવરસ ફાજલ પડતી પુરાંતને લગતો હતો. આ સિલક, રૂપિયાનો હૂંડિયામણનો ભાવ વધારવામાં આવ્યો હતો તેથી દર સાલ વિલાયત મોકલવા પડતા આશરે પાંચ કરોડ રૂપિયામાંથી જે બચત રહે છે તેથી ભેગી થાય છે; આ સિલક જનતાની આબાદીની નહીં, પણ તેની પાસેથી વધારે પડતા કર વસૂલ કરવામાં આવે છે તે શોષણની નિદર્શક છે; તેથી મીઠા ઉપરનો વેરો હજી ઘટાડવામાં આવે, જમીન-મહેસૂલમાં ઘટાડો કરવામાં આવે, તેમ જ સ્વદેશી કાપડ ઉપરની જકાતો

રદ કરવામાં આવે; અને આ કરોનો બોજો કમી ન થાય ત્યાં સુધી આ બચત લોકોને શાસ્ત્રીય ખેતીવાડીની તથા ઔદ્યોગિક કેળવણી અને તબીબી સારવાર આપવાના કામમાં વાપરવી અને બાકી રહે તે રકમ સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓને આપવી, એવી માગણીઓ કરવામાં આવી હતી. (૯) નવમો ઠરાવ ખાસ મહત્ત્વનો છે અને તેમાં રાજ્યબંધારણમાં સુધારા કરવાને અંગે સૂચનાઓ કરવામાં આવી હતી. દરેક પ્રાંતમાંથી બે સભ્યો બ્રિટિશ પાર્લમેન્ટમાં લેવા; મધ્યસ્થ તથા પ્રાંતિક ધારાસભાઓને વધુ વિસ્તૃત બનાવીને તેમાંના બિનસરકારી સભાસદોની સંખ્યા વધારવી; રાષ્ટ્રીય આવકખર્ચના અંદાજની બાબતમાં તેમને વધારે અધિકારો આપવા; ભારતમંત્રીની કાઉન્સિલમાં તેમ જ મધ્યસ્થ અને પ્રાન્તિક સરકારોની કારોબારીઓમાં હિંદીઓને દાખલ કરવા તથા તેમની નિમણૂક ધારાસભાના લોકનિયુક્ત સભ્યોએ કરવી; ઇત્યાદિ માગણીઓ તે ઠરાવથી કરવામાં આવી હતી. (૧૦) દસમો ઠરાવ પરરાષ્ટ્રીય રાજકીય નીતિને લગતો હોઈને તેમાં તિબેટ, અફઘાનિસ્તાન, ઈરાન વગેરે દેશોમાં બ્રિટિશ સામ્રાજ્યને વધારવાનું અને તે માટે કરવામાં આવતું બધું ખર્ચ હિંદુસ્તાન ઉપર લાદવાનું જે ધોરણ લૉર્ડ કર્ઝને તથા બ્રિટિશ પ્રધાન-મંડળે અખત્યાર કર્યું હતું તેનો વિરોધ કરવામાં આવ્યો હતો. (૧૧) અગિયારમો ઠરાવ પોલીસ ખાતાની સુધારણા બાબત હતો. (૧૨) બારમા ઠરાવમાં વધતા જતા લશ્કરી ખર્ચનો વિરોધ કરીને હિંદી લશ્કર બ્રિટિશ સામ્રાજ્યના હિતરક્ષણાર્થે હોવાથી તેના ખરચનો યોગ્ય તેટલો ભાગ ઇંગ્લન્ડે પોતાને માથે લેવો જોઈએ, એમ સૂચવવામાં આવ્યું હતું. (૧૩) તેરમા ઠરાવથી ન્યાયખાતું તથા કારોબારી ખાતું એ બેને જુદા પાડવાની માગણી કરવામાં આવી હતી (૧૪) ચૌદમા ઠરાવથી બંગાળના ભાગલાની યોજનાનો વિરોધ કરવામાં આવ્યો હતો. (આ વિષય પાછળથી ખૂબ જ મહત્ત્વનો થઈ પડ્યો. તેનો સ્વતંત્ર વિચાર આપણે આગળ કરવાના છીએ.) (૧૫) પંદરમો ઠરાવ એક પ્રતિનિધિમંડળ વિલાયત મોકલવા અંગેનો તથા તેને માટે સાઠ હજારનો ફાળો ભેગો કરવા બાબતનો હતો. (૧૬) સોળમા ઠરાવથી પાર્લમેન્ટની ચૂંટણીમાં દાદાભાઈ નવરોજી, સર હેનરી કૉટન તથા સર જૉન જાર્ડિન એ ત્રણ જણાની ઉમેદવારીને આખા હિન્દનો ટેકો છે એમ જાહેર કરવામાં આવ્યું હતું. (૧૭) સત્તરમા ઠરાવથી બ્રિટિશ કમિટીનો આભાર માનવામાં આવ્યો હતો. (૧૮) અઢારમા ઠરાવથી મિ. હ્યૂમની મહાસભાના મહામંત્રી તરીકે અને મિ. ગોખલે તથા મિ. વાચ્છાની સહાયક મહામંત્રીઓ તરીકે નિમણૂકો કરવામાં આવી હતી. (૧૯) ઓગણીસમા ઠરાવથી મહાસભાનું બંધારણ ઘડવા માટે જુદા જુદા પ્રાન્તોના સભ્યોની એક સમિતિ નીમવામાં

આવી હતી. (૨૦) વીસમા ઠરાવથી મહાસભાનું આગામી અધિવેશન બનારસમાં ભરવામાં આવશે એમ જાહેર કરવામાં આવ્યું. (૨૧,૨૨) એકવીસમા તથા બાવીસમા ઠરાવો સ્વાગતમંડળના તથા અધિવેશનના પ્રમુખોના આભાર માનવાને અંગેના હતા.

આ બાવીસ ઠરાવોની યાદી ઉપરથી તે વખતની મહાસભાના રાજકીય કાર્યનું સ્વરૂપ બરાબર કળી શકાય છે. (૧) આમ જનતાની આર્થિક ઉન્નતિ માટે કરવેરાનો તથા જમીન મહેસૂલનો બોજો હળવો કરો; કાયમી મહેસૂલ પદ્ધતિ ચાલુ કરો; ઔદ્યોગિક ઉન્નતિ માટે ઔદ્યોગિક, વૈજ્ઞાનિક તેમજ ખેતીવાડીની કેળવણી આપો; સ્વદેશી કાપડ ઉપરની જકાતો રદ કરીને તે ધંધાને સંરક્ષણ આપો; અને દેશનો રાજ્યકારભાર ચલાવવા માટે લીધેલો પૈસો દેશમાં જ રહે તથા દેશનો રાજ્યકારભાર સ્વદેશી બને તેટલા માટે મોટા અધિકારની જગ્યાઓ ઉપર હિંદીઓની નિમણૂકો કરો; ઇત્યાદિ માગણીઓ કરવામાં આવતી હતી. (૨) રાજ્યબંધારણમાં સુધારો થાય અને રાજ્યકારભાર ઉપર લોકોના પ્રતિનિધિઓનો કાબૂ રહે તેટલા માટે બ્રિટિશ પાર્લમેન્ટમાં હિંદી પ્રતિનિધિઓને લેવામાં આવે; ભારતમંત્રી, વાઇસરૉય તથા ગવર્નરોની કારોબારીઓમાં હિન્દી પ્રતિનિધિઓને સ્થાન મળે; મધ્યસ્થ અને પ્રાન્તિક ધારાસભાઓમાં હિન્દી પ્રતિનિધિઓની સંખ્યા વધારીને તેમને વધુ હક્કો આપવામાં આવે; ઇત્યાદિ માગણીઓ રાજ્યકારભાર લોકનિયંત્રિત થાય એ દૃષ્ટિથી કરવામાં આવતી અને એમ થયા વિના જનતાની આર્થિક સ્થિતિ પણ સુધરવાની નથી એમ પ્રતિપાદન કરવામાં આવતું હતું. (૩) ન્યાયદાનનું કામ સારી રીતે ચાલે અને કારોબારી ખાતાના અમલદારોના જુલમ તેમજ દમદાટી બંધ થાય તેટલા માટે રાજસત્તાનાં એ બે અંગો જુદાં પાડવાની માગણી કરવામાં આવતી હતી; અને (૪) સામ્રાજ્યશાહી તથા લશ્કરશાહીનો દોર કાબૂમાં રહે તે માટે આક્રમણકારી પરરાષ્ટ્રીય નીતિનો તેમ જ વધતા જતા લશ્કરી ખરચનો વિરોધ કરવામાં આવતો. આ ચાર જાતની માગણીઓ નિત્ય સ્વરૂપની હતી; અને બંગભંગની યોજનાના કે દમનનીતિના કાયદાઓના વિરોધ જેવા નૈમિત્તિક ઠરાવો પણ વારંવાર કરવામાં આવતા. કેવળ રાજકીય સુધારાનું તાત્વિક વિવેચન તેમ જ કેળવાયેલા દેશભક્તોનો દેશના રાજ્યકારભારને વિષેનો અભિપ્રાય વરસે વરસે દર્શાવવા પૂરતું આ કાર્ય ઠીક હતું. પણ આ રાજકીય તત્ત્વજ્ઞાનને વહેવારુ રાજકારણનું પરિણામકારક સ્વરૂપ મળે તે માટે આ માગણીઓની પાછળ સંગઠિત લોકશક્તિ ઊભેલી હોવી જોઈએ અને તેની મદદથી પ્રચલિત રાજ્યઘટના અમને અસહ્ય થઈ છે એમ પ્રત્યક્ષ કૃતિ દ્વારા લોકોએ બતાવી આપવું જોઈએ; તે વિના એ માગણીઓ સામા પક્ષની પાસે

માન્ય કરાવી શકાય નહીં, એવી વિચારસરણી લો. ટિળક, બાબુ બિપિનચન્દ્ર પાલ તથા લાલા લાજપતરાય એ ત્રણેએ ૧૯૦૫માં એક જ સમયે મહાસભા આગળ રજૂ કરવાની શરૂઆત કરી. મહાસભાના રાજકારણને આ ધોરણ તરફ લઈ જવાનો તેમણે ૧૯૦૫, ૧૯૦૬ અને ૧૯૦૭ એ ત્રણ સાલ દરમ્યાન પ્રયત્ન કર્યો. આ પ્રયત્નને સફળ ન થવા દેવાનો દુરાગ્રહ સર ફિરોઝશાહ મહેતાની આગેવાની હેઠળ જૂના પક્ષે રાખ્યો અને તેથી જ એ દુરાગ્રહના ખડક ઉપર મહાસભાની નૌકા ૧૯૦૭માં સુરતમાં ભાગી ગઈ અને લાલ–બાલ–પાલના નવા પક્ષના પ્રયત્નો ફોકટ નીવડ્યા. દાદાભાઈ વગેરેની જૂના નવા પક્ષોને એકત્ર રાખીને રાષ્ટ્રીય મહાસભાને પ્રબળ અને પ્રભાવશાળી બનાવવાની નીતિ પણ આ રીતે અયશસ્વી થઈ. અને બ્રિટિશ મુત્સદ્દીઓની ભેદનીતિ યશસ્વી થઈને મહાસભા નબળી પડી; મોર્લી-મિન્ટોના સત્ત્વહીન સુધારા રાષ્ટ્રને સ્વીકારવા પડ્યા; રાષ્ટ્રીય પક્ષ સરકારની દમનનીતિનો ભોગ બની દબાઈ ગયો; ઉત્સાહી જુવાન રાષ્ટ્રભક્તોએ સશસ્ત્ર ક્રાન્તિનો અવહેવારુ માર્ગ અખત્યાર કર્યો; અને કેટલોક વખત બ્રિટિશ સામ્રાજ્યની સંગહિત, શાસ્ત્રીય અને ભેદનીતિપ્રધાન દમનનીતિનું તાંડવ નૃત્ય દેશભરમાં વ્યાપી ગયું!

બંગભંગનો વિરોધ આ નવા રાજકારણના અવતારનું નિમિત્તકારણ હતું. તેથી એ પ્રકરણની થોડીક માહિતી અહીં આપવી જરૂરી છે. પહેલાંનો બંગાળ પ્રાંત એક લેફ્ટેનંટ ગવર્નરના વહીવટ નીચે હતો અને રાજ્યવ્યવસ્થાની દૃષ્ટિથી તે સાચે જ બહુ ભારી અથવા અતિ વિસ્તારવાળો બની ગયો હતો. એ પ્રાન્તની વસ્તી લગભગ આઠ કરોડની હોવાથી તેના ભાગ પાડવાની જરૂર છે એ વિષે ઝાઝો મતભેદ ન હતો. મતભેદ હતો કેવળ વિભાગ શી રીતે પાડવા તે વાત પૂરતો જ. આ આઠ કરોડની વસ્તીમાંથી ૪ કરોડ ૩૦ લાખ બંગાળીઓ હતા અને બાકીના ૨ કરોડ ને ૨૦ લાખ બિહાર ઓરિસા પ્રાન્તના વતનીઓ હતા. બધા બંગાળી લોકોનો એક પ્રાન્ત બનાવીને આ વહેંચણી કરવામાં આવી હોત તો તે વિષે લોકોની કશી ફરિયાદ ન ઊઠત અને રાજ્યવહીવટની સગવડ પણ સચવાઈ હોત. એ જ માર્ગનું પાછળથી ૭ વરસ પછી એટલે ૧૯૧૧માં સરકારને અવલંબન કરવું પડ્યું, પણ તેમ થાય તે પહેલાં આખા હિન્દમાં ક્રાન્તિકારક રાજકારણનો ફેલાવો થવાની જરૂર પડી! એ રાજકારણને પરિણામે નમાલા, સત્ત્વહીન અને રાષ્ટ્રભાવનાવિનાના લોકો ઉપર રાજ્ય કરવા માટે લાયક પુરવાર થયેલું નોકરશાહીનું તંત્ર સ્વાભિમાની, રાષ્ટ્રભાવનાપ્રેરિત અને જાગ્રત લોકો ઉપર રાજ્ય કરવા માટે સાવ નાલાયક છે એમ સિદ્ધ થયું; અને હિન્દી લોકોમાં રાષ્ટ્રીય ભાવનાનો તદ્દન અભાવ છે અને તેમના વહેમો અને ગાંડપણથી ભરેલી ધાર્મિક માન્યતાઓને આઘાત ન

પહોંચવા દઈએ તો આપણે તેમના ઉપર યાવચ્ચંદ્રદિવાકરૌ રાજ્ય કરી શકીશું, એ બ્રિટિશ મુત્સદ્દીઓની કલ્પના ખોટી નીવડી. હિન્દુ ધર્મના પાયા ઉપર પણ બ્રિટિશ સામ્રાજ્યને થથરાવી મૂકે એવો તેજસ્વી રાષ્ટ્રવાદ નિર્માણ થઈ શકે છે એની તેમને ખાતરી થઈ. જે બંગાળી લોકો આખા હિંદુસ્તાનમાં સૌથી નમાલા છે એમ માનવામાં આવતું હતું, તથા જે વેદાન્ત માનવસમાજને આ દુનિયામાં નભવા માટે નાલાયક બનાવે છે એમ પ્રતિપાદન કરવામાં આવતું હતું, તે જ બંગાળી લોકોને તે જ. વેદાન્તે રાજકીય ક્રાન્તિકારીઓ બનાવી દીધેલા જોઈને બ્રિટિશ મુત્સદ્દીઓ આશ્ચર્યથી ચકિત થઈ ગયા !

લૉર્ડ કર્ઝને બંગાળાના ભાગલા પાડવાની જે યોજના પ્રથમ ઘડીને ૧૯૦૩ના ડિસેંબરમાં લોકો આગળ મૂકી તેમાં બંગાળના ઢાકા અને મૈમનસિંગ એ બે જિલ્લા તથા બીજો કેટલોક ભાગ આસામ પ્રાંત સાથે જોડી દેવો એવી દરખાસ્ત કરવામાં આવી હતી. આ યોજનાને પરિણામે પૂર્વ બંગાળના કેટલાક બંગાળી લોકો ઉપર આસામ જેવા પછાત પ્રાન્તમાં જવાની આફત આવી પડતી હતી તેથી એ યોજનાની વિરુદ્ધ ખૂબ હોહા થઈ. તેથી તે યોજના પાછી ખેંચી લઈને આખા ને આખા પૂર્વ બંગાળાને પશ્ચિમ બંગાળાથી અલગ કરવામાં આવ્યો અને પૂર્વ બંગાળમાં આસામનો સમાવેશ કરી દેવામાં આવ્યો. આ યોજનાથી બંગાળી પ્રજાના બે ભાગલા પડ્યા અને પૂર્વ બંગાળને એક મુસલમાન પ્રાન્ત બનાવી આ વહેંચણીને મુસલમાન લોકોનો ટેકો મેળવવાનો પ્રયત્ન લૉર્ડ કર્ઝને ઉઘાડે છોગ શરૂ કર્યો. આ યોજના ૧૯૦૫ના ફેબ્રુઆરીમાં ભારતમંત્રી પર મોકલવામાં આવી, અને તે મંજૂર થઈ ત્યાં સુધી એ બાબતમાં સંપૂર્ણપણે મૌન અને ગુપ્તતા રાખવામાં આવી. તેને સંમતિ મળતાંની સાથે જ ૧૯ જુલાઈ ૧૯૦૫ને રોજ એ યોજના જાહેર કરવામાં આવી અને ૧૬મી ઑક્ટોબર ૧૯૦૫ને દિવસે તેનો અમલ પણ શરૂ કરવામાં આવ્યો. આ યોજનાને પરિણામે બંગાળ ૫ કરોડ ૪૦ લાખની વસ્તીનો પ્રાંત બન્યો. તેમાંના ૧ કરોડ ૮૦ લાખ જેટલા જ બંગાળીઓ હતા અને બાકીના બિહાર, ઓરિસ્સા તથા છોટા નાગપુર પ્રાન્તના વતનીઓ હતા. એટલે આ પ્રાન્તમાં પણ બંગાળીઓની લઘુમતી જ હતી. બીજો નવો રચાયેલો પૂર્વ બંગાળા પ્રાંત ૩ કરોડ ૧૦ લાખની વસ્તીનો બનાવવામાં આવ્યો. તેમાંના ૧ કરોડ ૮૦ લાખ લોકો મુસલમાન હતા. આમ કોઈ પણ વિભાગમાં બંગાળી લોકોની બહુમતી ન થાય તથા પૂર્વ બંગાળ મુસલમાનોની બહુમતીવાળો પ્રાન્ત બને એવી યોજના થઈ હતી. બંગાળના ભાગલા પાડવા અને તેને મુસલમાનોનો ટેકો મેળવવો એવી ભેદનીતિનો બેવડો બોમ્બ બંગાળની વધતી જતી રાષ્ટ્રીય ભાવનાના માથા ઉપર ફોડીને તેને છિન્નભિન્ન કરી જમીનદોસ્ત

કરવાનો આ પ્રયત્ન હતો. પણ આ બેવડા બોમ્બને પણ દાદ ન દેતાં બંગાળનો ક્રાન્તિકારક રાષ્ટ્રવાદ આખા હિન્દુસ્તાનમાં ફેલાયો; અને ઔરંગઝેબના મૃત્યુ પછી જેમ મોગલ સામ્રાજ્યના પાયા ડેલી ઊઠયા તે જ પ્રમાણે લૉર્ડ કર્ઝન 'નિજ ધામ' સિધાવ્યા પછી હિન્દુસ્તાનના બ્રિટિશ સામ્રાજ્યના પાયા પણ ડગમગી ગયા અને હિન્દી મુત્સદ્દીઓએ લૉર્ડ કર્ઝનને ઔરંગઝેબની જે ઉપમા આપી હતી તે બીજી રીતે પણ યથાર્થ ઠરી !

બંગભંગના વિરોધની ચળવળની શરૂઆત ૧૯૦૫ની ૭મી ઑગસ્ટને રોજ કલકત્તામાં તથા બંગાળના બીજા શહેરોમાં મોટી મોટી જાહેર સભાઓ ભરીને કરવામાં આવી; અને એ જ સભાઓમાં વિલાયતી માલનો બહિષ્કાર કરવાની પ્રતિજ્ઞાઓ લેવામાં આવી. આ બહિષ્કારની ચળવળને મહારાષ્ટ્રમાંથી લોકમાન્ય ટિળકે તાબડતોબ ટેકો આપ્યો. તા. ૧૫મી ઑગસ્ટના 'કેસરી'માં 'કટોકટીની ઘડી' એવા મથાળાવાળા એક સ્ફૂર્તિદાયક લેખમાં લોકમાન્યે પોતાના સ્વાવલંબી સ્વતંત્ર રાજકારણનું નવું જ ધોરણ મહારાષ્ટ્ર સમક્ષ રજૂ કર્યું; અને પરતંત્ર દેશનું રાજકારણ સ્વતંત્ર દેશના બંધારણીય અને કાયદેસરના રાજકારણ કરતાં જુદા પ્રકારનું હોવું જોઈએ એવી જાહેર ઘોષણા કરી. આ લેખમાં કલકત્તાની એ પ્રચંડ વિરોધસભાનું વર્ણન તેમણે નીચે મુજબ કર્યું છે :

"અંગ્રેજોનું રાજ્ય હાલ જેટલી જબરદસ્તીથી ચાલી રહ્યું છે તેટલી જોહુકમીથી હિંદ ઉપર યાવચ્ચન્દ્રદિવાકરૌ ચાલ્યા કરશે, એ સિદ્ધાંત જ ઐતિહાસિક દૃષ્ટિથી ખોટો છે. પુરાણોમાં આપેલી રાવણ વગેરેની કથાઓ છોડી દઈએ, તો પણ ઇતિહાસમાં એનો એક પણ દાખલો જડતો નથી, જેમાં એક રાષ્ટ્રે બીજા રાષ્ટ્રના ગળામાં ભેરવેલો પારતંત્ર્યનો ફાંસો જરા પણ ઢીલો ન પડવા દેતાં હજારો વરસ સુધી એવો ને એવો સખત રાખ્યો હોય ! લૉર્ડ કર્ઝન એટલા ચાલાક અને બુદ્ધિશાળી છે કે, તેને આ વાત સહેજે સમજાવી જોઈએ; પણ વૈભવ અને અધિકારનો મદ તેની બુદ્ધિ ઉપર એવો તો સવાર થયેલો છે કે માતેલા હાથીની જેમ બંગાળના લોકમતને તે ઘાસની માફક કચડી રહ્યો છે. ગયા સોમવારે કલકત્તામાં જે પ્રચંડ સભાઓ ભરાઈ તેથી જો કોઈ વાતની સારી પેઠે પ્રતીતિ થઈ હોય તો તે ઉપર કહી છે તે જ છે. વૉરન હેસ્ટિંગ્ઝને જે બંગાળી લોકોએ મદદ કરી હતી તેમના વંશજો તથા બીજા અનેક રાજાઓ, મહારાજાઓ, વકીલો, બૅરિસ્ટરો તથા મારવાડી વેપારીઓ પણ એ સભાઓમાં હાજર હતા. અરે, એટલું જ નહીં, પણ સભામાં હાજર રહેલી માનવમેદિનીની સંખ્યા એટલી જબરદસ્ત હતી કે એક જ ઠેકાણે તે સભા ભરી શકાઈ નહીં અને ગંગાના પ્રવાહની જેમ તે સભા ઉપર, નીચે અને બહાર એમ ત્રણ ઠેકાણે ભરવી પડી. આવી પ્રચંડ સભા બંગાળામાં આ પહેલાં કદી પણ થઈ ન હતી એમ કહીએ તો ચાલે; તેમ જ ત્યાંના લોકો પણ કદી આટલા બધા ઊકળેલા કે અસંતુષ્ટ થયા ન હતા"

તે પછી હવે કેવળ લોકમતને જાગ્રત કરવાથી અને જાહેર કરવાથી કામ ચાલવાનું નથી એમ જણાવી લોકમાન્ય લખે છે :

"બંગાળની સભામાં એવો ઠરાવ થયો છે કે, સરકાર અથવા વિલાયતના લોકો આપણું કહેવું જો સાંભળતા નથી તો આપણે વિલાયતી માલ ન વાપરવાની પ્રતિજ્ઞા લઈએ. નાક દબાવ્યા વિના મોઢું ઊઘડતું નથી અને સરકારને ઝાળ ઊઠે એવું કશુંક આપણે ન કરીએ તો સરકારનો ગર્વ કદી ઊતરવાનો નથી. મદોન્મત્ત હાથી જેમ કમળની દાંડીની અથવા તણખલાંની અવગણના કરે છે, તેમ આ સરકાર આજે લોકમતની ઉપેક્ષા કરી રહી છે એ વાત સાચી છે; પણ એ જ તરણાં ભેગા થઈને તેનું દોરડું થશે એટલે એક કવિએ કહ્યું છે તેમ तृणैरावेष्टूत्रते रज्जुर्यया नागोऽपि बध्यते એ જ તરણાં વડે હાથીને પણ બાંધી શકાય છે. . . . દસ પંદર હજાર માણસો કલકત્તાના ટાઉન હૉલમાં જ શું પણ હિંદુસ્તાનના બીજા કોઈ પણ શહેરમાં ભેગાં કરી શકાય; પણ એક પોલીસ સિપાઈની દમદાટીથી પવનથી જેમ તણખલાં ચોમેર ઊડી જાય છે એમ જો એ લોકો વિખેરાઈ જાય તો તેઓ ભેગા મળ્યા તો શું ને ન મળ્યા તો શું? હજારો, લાખો લોકોનો સમુદાય એક નિશ્ચયથી બંધાઈ જવો જોઈએ. લોકમતનું બળ નિશ્ચયમાં છે, કેવળ સમુચ્ચયમાં નથી. . . . ખાલી શબ્દો નથી જોઈતા, કૃતિ જોઈએ છે; અને તે કૃતિ પણ દૃઢનિશ્ચયવાળી હોય, એવો સમય હવે આવી લાગ્યો છે. આવે વખતે જો આપણે આપણી ફરજમાં ચૂકીશું અને યુવરાજ અહીં આવે કે તરત વિલાયતી ડાયમંડ લેધરના બૂટ ચડાવીને સાષ્ટાંગ પ્રણિપાત કરતા તેની પાસે જઈશું, તો આપણે સાવ દમ વગરના છીએ અને આપણો મત પણ તેવો જ છે એમ કેવળ આપણા રાજ્યકર્તાઓને જ નહીં પણ આખી દુનિયાને માલૂમ પડી જશે. ટૂંકમાં, હિંદુસ્તાનના લોકમતના વિકાસના ઇતિહાસમાં આજે એવો વખત આવી પહોંચ્યો છે કે, આપણા આગેવાનોએ એક તો નિશ્ચયથી આગળ વધીને પોતાનું કાર્ય પાર પાડવું જોઈએ, અથવા ખાલી મોઢાની વરાળ કાઢીને તેનાથી દૂષિત થયેલા વાતાવરણમાં નાહકના ગૂંગળાઈને મરી જવું જોઈએ. એ બેમાંથી કયો માર્ગ આપણા નેતાઓ લેવા માગે છે તે તરફ બધાની નજર મંડાઈ રહી છે તેથી અમારી આ બધા આગેવાનોને એવી સૂચના છે કે, આ વખતે જો તમારું પગલું યોગ્ય દિશામાં નહીં પડે, અથવા તે પગલું ઢીલું પડશે તો તમારી વિદ્યા, તમારી ભાષણની છટા તેમ જ તમારા દેશાભિમાન ઉપરનો લોકોનો વિશ્વાસ જોતજોતામાં છેક ઊઠી જશે."

સ્વતંત્ર દેશનું બંધારણીય અને કાયદેસરનું રાજકારણ પરતંત્ર દેશના લોકોને કામ આવતું નથી, એ સમજાવવા માટે એ લેખની શરૂઆતમાં લોકમાન્યે નીચે મુજબ વિવેચન કરેલું છે.

"પરકીય રાજસત્તા હેઠળ જિતાયેલા લોકોએ પોતાના હકોના સંરક્ષણ માટે અથવા નવા હકો મેળવવા માટે શું કરવું જોઈએ એ એક મહત્ત્વનો સવાલ છે . . . ઇંગ્લંડ અને હિંદુસ્તાન એ બે દેશની સ્થિતિ સાવ જુદી છે. ઇંગ્લંડ સ્વતંત્ર દેશ છે અને ત્યાંની રાજ્યપદ્ધતિ મુજબ પ્રજાના જુદા જુદા પક્ષો એક પછી એક અધિકાર ઉપર આવે એવો સંભવ હોય છે. . . . ટૂંકમાં, જેમની તરફેણમાં બહુમતી હોય તેમના હાથમાં રાજવહીવટની સત્તા આવે એવો ત્યાંની રાજ્યપદ્ધતિને લીધે સંભવ હોવાથી બહુમતીને પોતાના પક્ષમાં વાળવાનો પ્રયત્ન ઇંગ્લંડના આગેવાનો કરતા રહે છે. હિંદની સ્થિતિ એવી નથી. એ દેશ પરદેશીઓએ જીતી લીધેલો છે, અને પ્રજાની

લાગણી બહુ ન દુભાય એવી રીતે અહીંનું રાજ્યતંત્ર ચલાવવાનો જોકે તેમનો સંકલ્પ છે, તો પણ લોકોની બહુમતીની વિલાયતની રાજ્યવ્યવસ્થામાં જે પ્રતિષ્ઠા છે તેટલી તો શું પણ તેના સોમા ભાગ જેટલી પણ પ્રતિષ્ઠા અહીંની પદ્ધતિમાં અહીંના લોકમતને મળતી નથી. . . . દસ, પંદર, કે વીસ હજારની, બલ્કે લાખો માણસોની સભામાં વ્યક્ત થયેલા અભિપ્રાયને સરકાર જરાસરખું પણ વજન આપતી નથી, એ અત્યારના દાખલા ઉપરથી બરાબર પુરવાર થાય છે; અને આ દશાનો પ્રતિકાર કરવાનો કોઈ માર્ગ આપણે શોધી નહીં કાઢીએ તો આવી જાતની ચળવળો વિષેનો લોકોનો વિશ્વાસ થોડા જ વખતમાં ઊડી જશે ”

એ લેખના અંતમાં તેઓ કહે છે:

“આજનો સમય એવો છે કે કાં તો આપણે હાલની મોટાની ચળવળને વટાવીને આગળ વધીએ અથવા કાયમની ગુલામીમાં રહેવા તૈયાર થઈએ.”*

બંગાળીઓની આ ચળવળ જોઈને જેમ મહારાષ્ટ્રમાં લો. ટિળકનું હૈયું ઉત્સાહથી ઊભરાઈ આવ્યું હતું, તે જ પ્રમાણે વિલાયતમાં વૃદ્ધ દાદાભાઈની આંખમાંથી પણ આ દૃશ્ય જોઈને આનંદાશ્રુ વહ્યાં હતાં. વિલાયતમાં લૉર્ડ કર્ઝનનો વિરોધ કરવાને માટે જે સભા કેકસ્ટન હૉલમાં ભરાઈ હતી, તેમાં ભાષણ કરતાં તેઓ બોલ્યા:

“આ એક સ્પષ્ટ અને ઉઘાડી રીતે વાદગ્રસ્ત સવાલ આપણી આગળ ઊભો થયેલો છે. અમારા રાજ્યકર્તાઓ — અમલદારો — અમને કહે છે કે, તમારા દેશને સ્વરાજ કદી પણ મળવાનું નથી; તમારામાં સ્વરાજની લાયકાત આવવાની તક જ અમે તમને નહીં આપીએ. ગયા દાયકામાં પસાર કરેલા બધા કાયદાઓનો ઝોક આવો જ છે, અને લૉર્ડ રિપનની કારકિર્દીમાં થોડોક વખત જે વૃત્તિ ધારણ કરવામાં આવી હતી તે છોડી દેવાનો હેતુ આ કાયદાઓ પરથી સ્પષ્ટ થાય છે. એથી ઊલટું, હિન્દી લોકો પહેલી જ વાર જાગ્રત થઈને આ વસ્તુ હવે અમે ચાલવા દેવાના નથી એમ કહીને ખડા થયા છે. રાજ્યકર્તાઓ અને જનતા એ બન્ને વચ્ચેનો આ સીધેસીધો ઝઘડો છે. તેઓ એકબીજાની સામે મેદાને પડ્યા છે. રાજ્યકર્તાઓ કહે છે, ‘અમે પરકીય વિજેતાઓ તરીકે જ તમારા પર રાજ્ય કરીશું અને તમારા દેશની સંપત્તિ ઉલેચી લઈ જઈને લાખો લોકોને દુકાળ, પ્લેગ, ગરીબી અને ભૂખમરામાં હોમી દઈશું.’ એથી ઊલટું, પ્રજાજનો કહી રહ્યા છે કે, ‘અમે આવું કશું ચાલવા દેવાના નથી.’ કલકત્તામાં આને લગતી પહેલી સભા જે દિવસે ભરાઈ તે દિવસ હિંદના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે લખાવા જેવો છે એમ મને લાગે છે. હિંદી લોકોના સ્વાતંત્ર્યનો જન્મદિવસ જોવા હું જીવતો રહ્યો છું તે માટે હું પરમેશ્વરનો પાડ માનું છું. હવે સહેજે સવાલ એવો ઊઠે છે કે પ્રજાજનો અને રાજ્યકર્તાઓ વચ્ચે આ જે ખુલ્લી લડાઈ ઊપડી છે તેનાં પરિણામો કેવાં આવશે? આ પ્રશ્ન વિષે હું મારા પોતાના વિચાર કે અભિપ્રાય તમને જણાવવા માગતો નથી. ઍંગ્લો-ઇંડિયન અધિકારીઓએ જ અત્યારની નીતિ હવે પછી પણ ચાલુ રહેશે તો શાં પરિણામ આવશે તેનો જવાબ

* ‘લો. ટિળકાંચે કેસરીંતીલ લેખ’, ભાગ ૪, પૃ. ૧ થી ૬.

આપેલો છે. મુંબઈ ઇલાકાનો સુવિખ્યાત ગવર્નર અને પોલિટિકલ એજન્ટ (તેમ જ બીજાં કામો માટે પણ નામના પામેલો અધિકારી) સર જૉન માલ્કમ બ્રિટિશ રાજ્યપદ્ધતિનું વર્ણન કરીને તેનાં અપરિહાર્ય પરિણામો વિષે કહે છે: 'આપણું નૈતિક અધઃપતન થશે એટલું જ આનું પરિણામ આવશે એમ નથી, તેનાં બીજાં ફળ પણ આપણે ભોગવવાં પડશે. આમાં જ સામ્રાજ્યના વિનાશનાં બીજ રહેલાં છે.'"

તે પછી બીજા કેટલાક બ્રિટિશ મુત્સદ્દીઓના અભિપ્રાયો ટાંકીને દાદાભાઈ કહે છે:

"મેં તમને ફક્ત ચાર પાંચ મોટા સરકારી અમલદારોના તથા જાણીતા ઍંગ્લો-ઇંડિયનોના અભિપ્રાયો વાંચી સંભળાવ્યા છે. એ બધાનો સાર એ છે કે, અત્યારની અનર્થકારી રાજ્યપદ્ધતિ જો આવી ને આવી જ ચાલુ રહેશે તો બ્રિટિશ સામ્રાજ્ય ઉપર મોટી આફત ઊતરશે — સાચું કહીએ તો હિંદુસ્તાનમાંના બ્રિટિશ સામ્રાજ્યનો અંત આવશે! આ નુકસાનકારક રાજ્યપદ્ધતિને લીધે આજે અમે આવી સ્થિતિમાં આવી પહોંચ્યા છીએ. એટલે એક તો આ અનર્થાવહ રાજ્યપદ્ધતિનો અંત આવવો જોઈએ, અથવા તો બ્રિટિશ સામ્રાજ્ય પર આફત ઊતરવી જોઈએ આપણી આગળનો મુદ્દો તદ્દન સ્પષ્ટ છે. . . . આમ હોવાથી લોકો ઉપર પણ એક ફરજ પાર પાડવાની જવાબદારી આવી છે. તેમણે હવે કાર્ય શરૂ કરી દીધું છે. હવે અમે ગુલામોની જેમ રહેવાના નથી એમ તેમણે જાહેર કર્યું છે; હવે તેમણે કાયમનો નિર્ણય કરી લઈને કામ આગળ ધપાવવું જોઈએ. કારણ કે સ્વરાજ્ય મેળવવાનો હિંદીઓએ છેવટનો સંકલ્પ કરેલો છે, એવી એક વાર બ્રિટિશ લોકોની ખાતરી થાય તો તેઓ તેમને સ્વરાજ્ય આપ્યા વિના રહેશે નહીં, એ બાબત મને ઝાઝી શંકા નથી. એ શુભ દિન જોવાને કદાચ હું ન હોઉં, પણ એ કાર્ય પાર પડશે જ એ વિષે મને હવે નિરાશા રહી નથી."*

આવી રીતે લૉર્ડ કર્ઝનની જોહુકમી સામે હિંદી રાષ્ટ્ર એકે અવાજે ઝઘડવા માટે સજ્જ થયું. તે જ વખતે મુંબઈની મહાસભાના પ્રમુખ સર હેનરી કૉટનની આગેવાની નીચે એક પ્રતિનિધિમંડળ વાઇસરૉય આગળ પોતાની ફરિયાદો રજૂ કરવાને જવાનું હતું. પણ લૉર્ડ કર્ઝને એ મંડળને મળવાની જ ના પાડી દીધી! મહાસભાને લોકોની વતી રાજ્યકર્તાઓ સાથે વાતચીત કરવાનો બિલકુલ હક નથી, એવો લૉર્ડ કર્ઝનના આ ઇનકારનો ચોખ્ખો અર્થ હતો. મહાસભા ઇંગ્લંડની પાર્લમેન્ટમાં જેમ સરકારવિરોધી પક્ષ હોય છે તેના જેવી સંસ્થા છે એ માન્યતા ખોટી છે, તેમ જ લોકો તરફથી ધારાસભામાં ચૂંટાઈને બેસતા ગોખલે જેવા પ્રતિનિધિ ગમે તેટલા વિદ્વાન કે દેશભક્ત હોય તો પણ તેમનેયે ઇંગ્લંડમાંના સરકારવિરોધી પક્ષની પ્રતિષ્ઠા કે માન આપવાને અમે તૈયાર નથી, એમ પણ લૉર્ડ કર્ઝન પોતાના

* 'સ્પીચિઝ ઍન્ડ રાઇટિંગ્ઝ ઑફ દાદાભાઈ', પૃ. ૨૭૪–૭૫.

ઇન્કારથી બતાવવા માગતો હતો. સાર્વજનિક સભા લોકમાન્ય ટિળકના હાથમાં જવાથી એ ઉચ્છૃંખલ બની અને તેથી જ તેનું લોકપ્રતિનિધિત્વ સરકારે અમાન્ય કર્યું, એમ કહેનારા વિનીત આગેવાનોને પણ મહાસભાની બાબતમાં એવો જ અનુભવ હવે થયો; અને વાઇસરૉયે અમને મુલાકાત ન આપી તેથી અમારું મહત્ત્વ થોડું જ ઘટવાનું હતું એમ કહીને તેમને બેસી રહેવું પડ્યું! એટલે તે પછી મુંબઈના ઠરાવ મુજબ વિલાયતમાં પ્રતિનિધિ મંડળ મોકલીને પોતાની વાત ત્યાંના લોકોને ગળે ઉતારવાનો પ્રયત્ન કરવાનો એકમાત્ર માર્ગ તેમની પાસે બાકી રહ્યો.

ના. ગોખલે તથા લાલા લાજપતરાય એ બે યુવાન આગેવાનો તે વખતે મહાસભા તરફથી ઇંગ્લંડ ગયા. તે વખતની ના. ગોખલેએ દેશની વતી કરેલી વકીલાત લો. ટિળક જેવાને પણ વખાણવી પડી એટલી સરસ થઈ હતી. લો. ટિળકને ના. ગોખલેની તે વખતની કામગીરી આટલી બધી શાથી ગમી ગઈ તેનું રહસ્ય તપાસીએ. તે વખતે દાદાભાઈ નવરોજીની સલાહથી ના. ગોખલેએ હિંદુસ્તાનમાં શરૂ થયેલી બહિષ્કારની ચળવળનો બ્રિટિશ જનતા આગળ છડેચોક પુરસ્કાર કર્યો, અને કેવળ દલીલબાજીના બંધારણીય માર્ગથી કામ પતતું નથી તે જોઈને તેઓ પ્રત્યક્ષ પ્રતિકારના સાધન તરફ વળ્યા! તા. ૨૦ નવેમ્બર ૧૯૦૫ના 'કેસરી'માં 'હવે ધીરજ ખૂટી'! એ મથાળાનો એક લેખ છે, તેમાં લોકમાન્ય લખે છે:

"મહાસભા છેલ્લાં વીસ વરસથી ભીખ માગતી આવી છે; પણ અમલદાર વર્ગના મન પર હજી તેની કશી અસર થઈ નથી, એ આપણે પ્રત્યક્ષ જોઈએ છીએ. આપણા જે પ્રતિનિધિઓ વિલાયત ગયા છે તેમને પણ ત્યાંના લોકો એમ પૂછવા લાગ્યા કે, 'ભાઈ સાહેબ, હિંદુસ્તાનના ગોરા નોકરો જે જુલમ ગુજારી રહ્યા છે તેનો કૃતિથી પ્રતિકાર કરવાને તમે કદી તૈયાર થવાના નથી, એમ પેલા અમલદારો તથા તેમના સાથીઓ અમને કહે છે તે સાચું છે કે?' આવો પ્રશ્ન સાંભળીને અત્યારે ચાલતી સ્વદેશીની ચળવળનો પુરસ્કાર અથવા અભિનંદન ન કરે એવો કયો હિન્દુસ્તાનનો હિમાયતી છે? મિ. દાદાભાઈ નવરોજી, પ્રો ગોખલે અથવા લાલા લાજપતરાય અહીંના બહિષ્કારયોગનું આટલા આગ્રહપૂર્વક શા માટે મંડન કરે છે તેનું કારણ હવે વાચકના ધ્યાનમાં આવશે." *

મહાસભાના બન્ને પક્ષના નવા જૂના આગેવાનો હવે કેવળ બુદ્ધિના બળનો માર્ગ છોડીને પ્રત્યક્ષ કાર્યના અથવા પ્રત્યક્ષ પ્રતિકારના માર્ગ તરફ આવતા જાય છે એવું દૃશ્ય ૧૯૦૫માં લો. ટિળકને દેખાવા લાગ્યું હતું; અને તેથી જ તેમને આનંદ થતો હતો. એ સમયે સર બૅંફીલ્ડ ફુલ્લર

* 'લો. ટિળકાંચે કેસરીંતીલ લેખ', ભાગ ૩, પૃ. ૬૧-૬૨.

પૂર્વ બંગાળના લેફ્ટેનન્ટ ગવર્નર હતા અને ભેદનીતિ અને દમનનીતિનો છૂટથી ઉપયોગ કરીને લોકોમાં નિર્માણ થતી આ પ્રત્યક્ષ પ્રતિકારની ક્રાન્તિકારક વૃત્તિને દબાવી દેવાનો આસુરી પ્રયત્ન જોહુકમી તેમ જ અત્યાચારને માર્ગે કરી રહ્યા હતા. પણ આ વખતે લોકો એક થઈને પ્રત્યક્ષ પ્રતિકારના માર્ગને દૃઢતાથી અનુસરે તો તેની આગળ ફુલ્લરશાહીને પણ નમતું આપવું પડશે એવો આત્મવિશ્વાસ લોકમાન્ય ટિળકને આવ્યો હતો. ઉપરના લેખની શરૂઆતમાં તેઓ કહે છે:

"પ્રજાની શિસ્ત અને એકતાની શક્તિ જેવી તેવી નથી. આપણા અંગ્રેજ સરકારના અમલદારો કરતાં રશિયાના ઝાર તથા તેના અમલદારો વધુ જુલમી અને ઘમંડી છે એ વાત જાણીતી છે. પણ રશિયાના નાના મોટા લોકોએ, અધ્યાપકોએ તેમ જ વિદ્યાર્થીઓએ, મજૂરોએ તેમ જ કારખાનાવાળાઓએ, છાપાંના તંત્રીઓએ, અરે! ખુદ નાના નાના દુકાનદારોએ પણ સર્વત્ર હડતાલ પાડીને પોતાની માગણીઓ આગ્રહપૂર્વક અને હિંમતથી કોઈ પણ જાતનો ડર રાખ્યા વિના જ્યારે ઝાર સમક્ષ રજૂ કરી, ત્યારે યુરોપના બલકે આખી દુનિયાના બાદશાહોમાં સૌથી પ્રબળ અને વીસ બાવીસ લાખ લશ્કરના અધિપતિ 'સમગ્ર રશિયાના ઝાર'ને પણ નમતું આપવું પડ્યું; અને પ્રજાની માગણીઓ મોટે ભાગે કબૂલ રાખવી પડી. . . . કેટલાંક વરસ પહેલાં ઇંગ્લન્ડમાં એવી માન્યતા હતી કે, રશિયન લોકોથી આવી જાતની હડતાળ કદી પણ પાડી શકાવાની નથી. કારણ, એક તો દેશનો વિસ્તાર ઘણો મોટો, બીજું લોકો જુદા જુદા ધર્મોના તથા જાતિના અને ઝારના કે બાદશાહના હાથમાં અસાધારણ આપખુદ સત્તા હોઈને લશ્કરનું બળ પણ અપાર, એટલે આવી સત્તાની વિરુદ્ધ કે તેના સામર્થ્યની વિરુદ્ધ ગડબડ કરવાની કોણ હિંમત કરવાનો હતો? પણ એ ભ્રમનો હવે પૂરેપૂરો નિરાસ થયો છે; અને કીડીઓમાં પણ હાથીને જેર કરવાનું સામર્થ્ય છે એ વાત નિર્વિવાદપણે સિદ્ધ થઈ છે! હિન્દુસ્તાનમાં આવી જાતની લડત ઊપડવાનાં હમણાં હમણાં ક્યાંક ક્યાંક થોડાંઘણાં ચિહ્નો દેખાવા માંડ્યાં છે. પણ દુર્દૈવની વાત છે કે, એટલામાં જ આપણામાંના કેટલાક લોકો 'બસ થઈ હવે આ ધાંધલ, હવે શાંતિ થવા દો!' એમ કહેવા લાગ્યા છે. મૂર્ખા ક્યાંના! રાષ્ટ્રીય ચળવળ એટલે શું એ તેઓ સમજે છે કે નહીં તેની જ શંકા થાય છે."

ટૂંકમાં, પૂર્વ બંગાળામાં સ્વદેશી અને બહિષ્કારની ચળવળ શરૂ થઈ હતી, અને ફુલ્લર સાહેબે તેને દબાવી દેવા માટે કમર કસી હતી; અને તેમની દમનનીતિનું વિકરાળ રૂપ જોઈને હિન્દુસ્તાનના કેટલાક લોકો મુત્સદ્દીપણાનો ડોળ કરીને હવે આ ચળવળ બસ થઈ એમ કહેવા લાગ્યા હતા. એવે વખતે ઇંગ્લન્ડમાં દાદાભાઈ અને લાલા લાજપતરાયની જેમ ના. ગોખલે પણ બહિષ્કારનું સમર્થન કરવા લાગ્યા હતા તે જોઈને લોકમાન્યને આનંદ થયો હતો અને તે આનંદ તેમણે ના. ગોખલે હિન્દુસ્તાનમાં પાછા આવ્યા પછી પૂનામાં તેમનું જાહેર અભિનંદન કરીને વ્યક્ત કર્યો હતો.

કુલ્લર સાહેબનું દમન જોઈને લોકમાન્યને ૧૮૯૭માં પૂનામાં ચાલેલી રૅંડશાહીનું સ્મરણ થયું. ઉપરના જ લેખમાં તેઓ કહે છે :

"બંગાળી લોકોએ સ્વદેશીની ચળવળનું જે નવું શસ્ત્ર યોજ્યું છે તેથી હિંદુસ્તાનની નોકરશાહી આગળ ઉપર ત્રાસી જઈને નમી પડશે, એવો ચોક્કસ ખ્યાલ મનમાં બંધાવાથી જ કુલ્લર સાહેબ ગાંડો બની ગયો છે; અને કોઈ માતેલા હાથીની જેમ બંગાળી લોકોને બસ અત્યારે ને અત્યારે જેર કરી નાખું, એમ તેણે પોતાના મન સાથે નક્કી કર્યું લાગે છે. ગંગાને કિનારે આવેલાં બારિસાલ શહેરમાં એ સાહેબ જઈ પહોંચ્યો અને શહેરના આગેવાનોને આગબોટ ઉપર બોલાવીને તેમને તેણે દમદાટી આપ્યાના સમાચાર ગયા અંકમાં પ્રસિદ્ધ થયેલા જ છે. અને હવે એમ જાણવાનું મળે છે કે, શહેરમાં ગોઠવેલા ગુરખા સિપાહીઓ દ્વારા લોકો પોતાના ઘરમાં પણ 'વંદેમાતરમ્'નો ઉચ્ચાર ન કરે એવી ગોઠવણનો જુલમ ચાલી રહ્યો છે. . . . ૧૮૯૭માં પૂના-મુંબઈમાં, અને પૂનામાં તો ખાસ આવી જાતનો જુલમ અને કેર વર્ત્યો હતો. પણ કુલ્લર સાહેબ તો તેને પણ ટપી ગયો! જનતાના આગેવાનોને બોલાવી લાવીને તેમના મોઢા પર ગાળો આપીને જ કુલ્લર સાહેબ અટક્યો નથી; જે શહેરમાં તેના આવતા પહેલાં સર્વત્ર શાંતિ હતી, ત્યાં તેણે ગુરખા સિપાહીઓ આણીને લોકોને તોબા પોકરાવી છે. અને આ બધું શા માટે, તો લોકો સ્વદેશીની ચળવળ કરે છે તેટલા માટે! કુલ્લર સાહેબનો એવો મત બંધાયો લાગે છે કે, આ સ્વદેશીની ચળવળ એટલે ફ્રાન્સ દેશમાં પૂર્વે થયેલી રાજ્યક્રાન્તિના જેવો જ એક બળવો છે; અને એને સવેળા ન દબાવી દેવામાં આવે તો હિંદુસ્તાનના બ્રિટિશ સામ્રાજ્ય ઉપર થોડા જ વખતમાં આફત ઊતરશે ને તે સમૂળગું નાશ પામશે. . . વિદ્યાર્થીઓને વિદ્યાર્થીઓ તરીકે, જુવાનોને નોકર તરીકે, અને ઘરડાઓને પેનશનર તરીકે આ ચળવળમાં સામેલ થવાની મનાઈ થશે; સરકારી તેમ જ અર્ધસરકારી સંસ્થાઓમાં તેમને નોકરીઓ ન આપવાનો ઠરાવ થશે; અને સને ૧૮૯૮માં પીનલ કોડમાં જેમ સુધારો થયો હતો તે જ પ્રમાણે અત્યારે પણ થશે અને સરકારની હકૂમત વિરુદ્ધ જ નહીં પણ 'વિલાયતી માલની વિરુદ્ધ' ચળવળ કરવી એ પણ રાજદ્રોહનો ગુનો ગણાશે. પણ લોકોના મનની આજે જે સ્થિતિ છે તે ઉપરથી અમે એમ કહીએ છીએ કે, આ બધા પ્રયત્નો છેવટે નિષ્ફળ ગયા વિના રહેવાના નથી."

પછી દાદાભાઈ અને ગોખલેનું અભિનંદન કરીને તેઓ લખે છે :

"બધી રીતે હતભાગી બનેલા આપણા લોકોને ઊંચે આવવાનો જો કોઈ ઉપાય હોય તો તે સ્વાવલંબન, સ્વાર્થત્યાગ, નિશ્ચય અને હિંમત એ જ છે. દેશની હાલની પરિસ્થિતિમાં શાંતિથી પણ દૃઢ નિશ્ચયથી થઈ શકે તેટલી એકતાથી અને સંપીને આપણે જ આપણી જાતને મદદ ન કરીએ તો આપણો આરો નથી."

એ વખતે હિંદના રાજકારણમાં બહિષ્કારની જે હિલચાલ શરૂ થઈ હતી તેનો વિકાસ થતાં થતાં તેમાંથી જ આખરે નિઃશસ્ત્ર કે સશસ્ત્ર ક્રાંતિનું સ્વરૂપ તે લેશે એ લોકમાન્યે પૂરેપૂરું ઓળખ્યું હતું, એમ તેમના ઉપરના લેખ પરથી સ્પષ્ટ જણાય છે. હિંદનું રાજકારણ જેમ જેમ ક્રાંતિવાદી બનતું

ગયું તેમ તેમ તેનો ઇંગ્લંડના સમાજવાદી પક્ષ સાથે વધારે ને વધારે સંબંધ થવા લાગ્યો. અત્યાર સુધી હિંદી આગેવાનોનો સંબંધ ઇંગ્લંડના લિબરલ પક્ષ સાથે જ હતો અને દાદાભાઈ વગેરે રાષ્ટ્રીય આગેવાનોને એ પક્ષના નેતાઓ પર જ વિશ્વાસ હતો. પણ ૧૯૦૪ના સપ્ટેમ્બર માસમાં ઍમ્સ્ટરડૅમમાં સમાજવાદી આગેવાનોની એક આંતરરાષ્ટ્રીય પરિષદ ભરાઈ હતી; તેમાં દાદાભાઈ હાજર રહ્યા અને ત્યાં હિંદની દયાજનક દુર્દશાનું હૃદયસ્પર્શી શબ્દચિત્ર દોરીને તેમણે બ્રિટિશ સામ્રાજ્યશાહી તળે કચડાઈ રહેલા હિંદુસ્તાન તરફ દુનિયાના સમાજવાદી ક્રાંતિકારકોનું ધ્યાન ખેંચ્યું. એ વખતે દાદાભાઈના ભાષણનું બધા સમાજવાદી ક્રાંતિકારકોએ ઊભા રહીને ગૌરવ કર્યું અને તેમની જય બોલાવી! મોટી કમનસીબીની વાત છે કે, એ પરિષદ આગળ દાદાભાઈએ આપેલા ભાષણનો હેવાલ તેમનાં પ્રસિદ્ધ થયેલા લેખો અને ભાષણોના સંગ્રહમાં છપાયો નથી! એ વખતે દાદાભાઈનો ઇંગ્લંડના સમાજવાદી નેતા હિંડમન સાથે સારી પેઠે સ્નેહ બંધાયો હતો. આ બધી ઘટના હિંદુસ્તાનના મહાસભાના સૂત્રસંચાલકોને પસંદ ન હતી અને દાદાભાઈએ સમાજવાદી પક્ષ જોડે સંબંધ બાંધ્યો તે માટે તેમણે દાદાભાઈને ઠપકો આપવાનું પણ બાકી રાખ્યું નહોતું. તેમ છતાં દાદાભાઈએ તેમની સાથેનો પોતાનો સબંધ તોડયો નહીં. ૧૯૦૫ના જુલાઈ માસમાં ઇંગ્લંડમાંથી શ્યામજી કૃષ્ણવર્માએ ‘ઇંડિયા હાઉસ’ નામની એક સંસ્થા કાઢી, અને તેનું ઉદ્‌ઘાટન હિંડમનને હસ્તે કરાવ્યું; તે વખતે પણ દાદાભાઈ હાજર હતા. એ પ્રસંગે ભાષણ કરતાં હિંડમને બહિષ્કાર-યોગની વ્યાપ્તિ વિષે જે ઉલ્લેખ કર્યો તેને ઉદ્દેશીને લોકમાન્ય લખે છે:

"રાજ્યકર્તાઓ જ્યારે પ્રજાનું સાંભળતા નથી, ત્યારે પ્રજા ખળભળી ઊઠે છે અને રાજાને શાસન કરવા પ્રવૃત્ત થાય છે, તેનો એક મોટો દાખલો ખુદ ઇંગ્લંડના ઇતિહાસમાં બનેલો છે જાતજાતના આચારવિચારોને લઈને ખેરવિખેર થયેલા તેમ જ રાજ્યકર્તાઓએ નિઃશસ્ત્ર બનાવેલા ગરીબ બિચારા હિંદુસ્તાનને માટે એ ઉપાય શકય નથી એ કહેવાની જરૂર નથી. પણ તેથી ઉત્તમ રામબાણ દવા મળતી નથી માટે સામાન્ય દવાનો ઉપયોગ પણ ન કરવો, એમ કોઈ કહી શકશે ખરો? . . . વિલાયતના લોકો આગળ આપણાં દુઃખોનાં રોદણાં રડવાથી તે કંઈક કામ આવશે એમ પહેલાં લાગતું હતું. પણ આપણી એ માન્યતા ખોટી છે એમ મિ. હિંડમને પંડિત શ્યામજી કૃષ્ણવર્માએ સ્થાપન કરેલું ‘ઇંડિયા હાઉસ’ ખુલ્લું મૂકતી વખતે જે ભાષણ કર્યું તેમાં સ્પષ્ટપણે કહ્યું છે. અમલ અને સ્વાર્થનાં આંખ ઉપર ચઢેલાં પડળ કેવળ મોઢાની ફૂંકથી કદી પણ દૂર થઈ શકતાં નથી. . . . લૉર્ડ કર્ઝન સાંભળતો નથી, મિ. બ્રૉડરિક સાંભળતો નથી, અને પાર્લમેન્ટ સાંભળતી નથી; તો પછી કરવું શું? એ બધાની આંખ ઊઘડે એવો કાંઈ ઇલાજ કરવાની જરૂર છે. હથિયારોને જોરે આ જોહુકમીનો પ્રતિકાર કરવો અશકય છે, તે ઉપર જણાવ્યું છે. અને શસ્ત્રાસ્ત્રો

બાદ કરીએ એટલે કેવળ સંઘશક્તિજ બાકી રહે છે આ સંઘશક્તિનો ઉપયોગ કાયદેસરપણે રાજ્યકર્તાઓનો કેફ ઉતારવાના કામમાં જો કરી શકાય, તો ધીરજથી અને હિંમતપૂર્વક એવી જાતનો ઉદ્યમ કરવો એ હિન્દુસ્તાનના હિતની જેને પડી છે તે દરેક વ્યક્તિની ફરજ છે . . . . . મિ. હિંડમને આ જ સિદ્ધાન્ત 'ઇંડિયા હાઉસ' ખુલ્લું મૂકતી વેળાએ પોતાના ભાષણમાં કહ્યો છે. . . . . ઐતિહાસિક દૃષ્ટિએ વિચાર કરતાં 'રાષ્ટ્રીય બહિષ્કાર' એ આમાંનો જ એક ઉપાય છે એમ જોઈ શકાય છે. સર ડબલ્યુ વેડરબર્ને હમણાં જ વિલાયતમાં 'ગ્રીનિચ એથિકલ સોસાયટી' આગળ મહાસભા વિષે એક ભાષણ આપ્યું અને તેમાં તેમણે એમ કહ્યું કે, ઇટાલી દેશ જ્યારે ઑસ્ટ્રિયાના કબજામાં હતો, ત્યારે ઇટાલિયન લોકોએ પરદેશી ઑસ્ટ્રિયન અમલદારોનો બહિષ્કાર કરીને રાજ્યવહીવટનું કામ અશક્ય જેવું કરી મૂક્યું હતું. વધુમાં તેમણે કહ્યું કે, હિન્દુસ્તાનના લોકો પણ જો એ જ રીત અખત્યાર કરે તો બ્રિટિશ રાજ્યકર્તાઓને હિન્દમાં રાજ્યકારભાર ચલાવવો ભારે થઈ પડશે . . વિલિયમ વેડરબર્નને જે જાતની બહિષ્કારની ધાસ્તી લાગતી હતી એ જ પ્રસંગ આજે ઊભો છે.''*

અલબત એ બહિષ્કારમાં કેવળ વિલાયતી કાપડના બહિષ્કારનો જ સમાવેશ થતો નહોતો. માલનો બહિષ્કાર એ, બહિષ્કારયોગનું કેવળ પહેલું પગથિયું હતું. આ પગથિયા ઉપર થઈને ચડતાં ચડતાં આખરે કાયદાભંગની તથા નાકરની હિલચાલની નિઃશસ્ત્ર ક્રાન્તિને અન્તિમ શિખરે પહોંચવાનું હતું. બહિષ્કારયોગની વ્યાપ્તિ આટલી વિશાળ હતી. દાદાભાઈએ સને ૧૮૮૦માં જ સ્વદેશીની ચળવળ તથા વિલાયતી માલના બહિષ્કારની ચળવળ આખરે બ્રિટિશ રાજ્યના બહિષ્કારમાં પરિણમશે અને હિન્દુસ્તાનમાં ક્રાન્તિવાદી રાજકારણ ફેલાશે એમ કહ્યું હતું, તે આપણે પાંચમા પ્રકરણમાં જોયું છે. હવે એ માર્ગનો છડેચોક ઉપદેશ કરનારો એક પક્ષ હિન્દમાં નિર્માણ થયો હતો અને તેનું નેતૃત્વ લો. ટિળક પાસે આવતું હતું. એ જ અરસામાં આયર્લૅન્ડમાં પણ એક નિઃશસ્ત્ર ક્રાન્તિવાદી પક્ષ આર્થર ગ્રિફિથની આગેવાની હેઠળ કેળવાતો હતો; અને પ્રથમથી જ આયર્લૅન્ડના આગેવાનોની પદ્ધતિમાંથી બોધ લેનાર લો. ટિળકને ગ્રિફિથનો નિઃશસ્ત્ર ક્રાન્તિનો માર્ગ અખત્યાર કરવાનું મન થયું હોય તો તેમાં નવાઈ નથી. પાર્નેલના મૃત્યુ પછી આયર્લૅન્ડનું રાજકારણ પાર્લમેન્ટમાં જઈને રાજ્યવહીવટમાં અડચણ ઊભી કરવાની નીતિ ઉપરથી રાજ્યયંત્રને થંભાવી દેવાના તથા પ્રતિસ્પર્ધી રાજ્યતંત્ર ઊભું કરવાના નિઃશસ્ત્ર ક્રાન્તિના માર્ગ સુધી પહોંચી ગયું હતું. એટલે બહિષ્કાર-યોગને આધારે હિન્દી રાજકારણનો નિઃશસ્ત્ર ક્રાન્તિને માર્ગે વિકાસ થાય એ સ્વાભાવિક હતું. આર્થર ગ્રિફિથનો સિનફીન પક્ષ શરૂઆતમાં નિઃશસ્ત્ર ક્રાન્તિવાદી હતો અને પોતાનું સાધ્ય પ્રાપ્ત કરવા માટે તેને હથિયાર ઉપાડવાની જરૂર જણાતી

* 'લો. ટિળકાંચે કેસરીંતીલ લેખ', ભાગ ૩, પૃ. ૮–૯.

ન હતી. તેનો બધો ભાર સ્વદેશી, સ્વાવલંબન, બહિષ્કાર અને નિઃશસ્ત્ર પ્રતિકાર, એ ચાર સાધનો ઉપર હતો. આ નિઃશસ્ત્ર ક્રાન્તિનો માર્ગ એક બાજુએ પાર્લેમેન્ટમાં જઈને પજવણી કરવાનો માર્ગ અને બીજી બાજુએ સશસ્ત્ર ક્રાન્તિવાદ એ બે વચ્ચેનો હતો. એ વિષેની માહિતી પી. એસ. ઓ, હેગાર્ટીએ 'સિનફીન: એન ઇલ્યુમિનેશન' નામના પોતાના પુસ્તકમાં આપેલી છે.* આવી રીતે હિન્દુસ્તાનમાં તેમ જ આયર્લેન્ડમાં એકી વખતે નિઃશસ્ત્ર ક્રાન્તિવાદનો ઉદય થયો હતો. એ જ અરસામાં સમાજવાદી ક્રાન્તિકારીઓ પણ 'સાર્વત્રિક હડતાળ'ના રૂપમાં નિઃશસ્ત્ર ક્રાન્તિવાદનો એક પ્રકાર નિર્માણ કરી રહ્યા હતા. પણ એ બધી નિઃશસ્ત્ર ક્રાન્તિવાદી કલ્પનાઓને મૂર્ત સ્વરૂપ આપવાનું કામ કેવળ હિન્દુસ્તાનમાં જ થયું છે અને તેનું ઘણુંખરું શ્રેય મહાત્મા ગાંધીને તથા તેમની સત્યાગ્રહી ફિલસૂફીને ફાળે જાય છે. પણ એ વાત મહાસભાના ઇતિહાસનો આગળનો ભાગ છે. અહીં ફક્ત ૧૯૦૫માં નિઃશસ્ત્ર ક્રાન્તિવાદની કલ્પના હિન્દમાં પ્રથમ શી રીતે પેદા થઈ અને તે કલ્પનાને આધારે મહાસભામાં નવી નીતિ દાખલ કરવાનો પહેલો પ્રયત્ન લાલા લાજપતરાય, લો. ટિળક તથા બાબુ બિપિનચંદ્ર પાલે ૧૯૦૬ અને ૧૯૦૭માં શી રીતે કર્યો એટલું જ આપણે જોવાનું છે.

ના. ગોખલે ઇગ્લંડમાંનું પોતાનું કાર્ય પૂરું કરીને બનારસની મહાસભાનું પ્રમુખસ્થાન લેવા માટે તેની પહેલાં થોડા જ દિવસ અગાઉ હિંદુસ્તાનમાં આવી પહોંચ્યા. તેમના કાર્યનું તેઓ અહીં આવ્યા પછી બધા તરફથી કેમ

---

* "સિનફીનની હિલચાલમાં શસ્ત્રોનો ઉપયોગ કરવાની મૂળમાંજ ધારણા રાખવામાં આવી ન હતી. કારણ તેની એવી માન્યતા હતી કે, આયર્લેન્ડના મોટા ભાગનું પીઠબળ તેને હોવાથી નિઃશસ્ત્ર પ્રતિકારને ધોરણે જ તેની માગણીઓ ચોક્કસપણે સંતોષાશે" –'સિનફીન: એન ઇલ્યુમિનેશન', પૃ. ૨૫.

"સિનફીનની નીતિ એવી નથી કે, કોઈ લઘુમતી તેને પરિણામકારક કે સફળ બનાવી શકે; જોકે, કોઈ લઘુમતી પણ, દૃઢનિશ્ચયી હોય અને તેને કાબેલ આગેવાની મળે તો, પોતાનો પ્રભાવ પાડી શકે ખરી. પણ આયરિશ જનતાનો મોટો ભાગ એ નીતિ સ્વીકારે, તો તે ધાર્યું પરિણામ લાવે એમાં જરાયે શંકા નથી. તે આખા રાજ્યતંત્રને અશક્ય બનાવી શકે. કારણ એક વસ્તુ હંમેશા યાદ રાખવી જોઈએ કે, આધુનિક જમાનામાં કોઈ પણ પરતંત્ર પ્રજા કે રાષ્ટ્ર એક કે બીજી રીતે પોતાની ઉપર હકૂમત ચલાવતી સરકારને પોતે સ્વીકારે છે તેથી જ તે પરતંત્ર હોય છે. સિનફીન નીતિને ધોરણે જો કોઈ રાષ્ટ્ર એકતાથી અને દૃઢનિશ્ચયથી પોતાની ઉપર રાજ્ય કરતી પરદેશી સરકારને અવગણીને સ્વેચ્છાથી પોતાનું સ્વતંત્ર રાજ્યતંત્ર ઊભું કરવા માંડે તો પરદેશી સત્તાને કાં તો નમતું આપવાની ફરજ પડે અથવા પરતંત્ર રાષ્ટ્રના દરેક સંગઠિત એકમ માટે તેને પહેરો ગોઠવવો પડે." એજન, પૃ. ૨૬–૨૭.

અને કેવું ગૌરવ થયું તે અગાઉ કહેવામાં આવ્યું છે. હિંદુસ્તાનમાં ચાલતી સ્વદેશી–બહિષ્કારની ચળવળનું તેમણે વિલાયતમાં કરેલું સમર્થન એ જ તેમના ગૌરવનું મુખ્ય કારણ હતું. પૂનામાં તેમનું જાહેર સ્વાગત કરીને લોકમાન્યે જે વૃત્તિ બતાવી તે ઉપરથી હવે પૂનામાંની પક્ષાપક્ષીનો અંત આવ્યો છે, એવો ભાસ કેટલોક વખત લોકોને થયો અને એ ભાસ લોર્ડ મોર્લી ભારતમંત્રી બનીને તેમની ગોખલે સાથે મુલાકાતો શરૂ થઈ ત્યાં સુધી ટક્યો. તેમ છતાં આ વરસોમાં પણ લો. ટિળક અને ના. ગોખલે એ બેના રાજકારણની મૂળ ભૂમિકાઓ ભિન્ન છે તેનું જ્ઞાન સૂક્ષ્મ દૃષ્ટિથી જોનારને જરૂર થયું હોત. લો. ટિળક હિંદી રાજકારણને બંધારણીય સુધારણાવાદમાંથી કાઢીને નિઃશસ્ત્ર ક્રાન્તિવાદ તરફ લઈ જવાનો પ્રયત્ન કરતા હતા, અને ના. ગોખલે એ જ સમયે પોતાના ગુરુ રાનડેના વિનીત બંધારણીય રાજકારણને ચિરસ્થાયી બનાવવાને માટે 'ભારત સેવક સમાજ' નામની રાષ્ટ્રસેવાને પોતાનું જીવન અર્પણ કરવા માગનારા રાષ્ટ્રસેવકોની એક સંસ્થા સ્થાપી રહ્યા હતા. આ સંસ્થા ૧૯૦૫ના જૂનની ૧૨મી તારીખે તેમણે સ્થાપન કરી. સંસ્થાની ઉદ્દેશપત્રિકામાં બ્રિટિશ સામ્રાજ્યમાં રહીને સ્વરાજ મેળવવું, એ જ આપણું રાષ્ટ્રીય ધ્યેય છે, અને બ્રિટિશો સાથે હિંદુસ્તાનનો સંબંધ થયો તેમાં હિંદુસ્તાનનું હિત કરવાનો પરમેશ્વરનો હેતુ હોવો જોઈએ એવી પોતાની શ્રદ્ધા તેમણે વ્યક્ત કરી છે; એટલે એ સંબંધ તોડીને પૂર્ણ સ્વાતંત્ર્ય પ્રસ્થાપિત કરવું અથવા તેમ કરવાનો પ્રયત્ન કરવો, એ પરમેશ્વરની ઇચ્છાનો અથવા આજ્ઞાનો ભંગ કરવા જેવું છે એવો તેનો અર્થ સહેજે નીકળે અને એવો તેનો અર્થ કરવામાં પણ આવે છે.

દુનિયાની અથવા તો માનવી ઇતિહાસની કોઈ પણ સારીનરસી ઘટના પરમેશ્વરની અગમ્ય લીલાથી જ થાય છે એ જે સર્વમાન્ય ધાર્મિક સિદ્ધાન્ત છે તેથી વિશેષ આધાર કે મહત્ત્વ ઉપર વ્યક્ત કરવામાં આવેલી શ્રદ્ધાને હોય એમ અમને લાગતું નથી. પણ એ સામાન્ય સિદ્ધાન્ત સ્વીકારીને પણ, જગતમાં બનતી બધી ઘટનાઓ આપણા હિત માટે બને છે એમ માનીને તે બધીનો પ્રતિકાર અથવા તેમાંની કોઈ એકનું નિરાકરણ કરવું નહીં એમ ફલિત થતું નથી. આપણા પર આવી પડતી હરકોઈ આપત્તિમાંથી આપણે આપણા ઉદ્ધારને માટે કંઈક તો બોધ લઈ શકીએ એટલો જ એ સિદ્ધાન્તનો વહેવારુ અર્થ ઘટાવી શકાય. પણ એટલેથી જ ન અટકતાં આપણા પર આવી પડેલી આપત્તિ એ પરમેશ્વરની વિશેષ કૃપા છે એમ માનીને તેને જ વહાલથી ભેટી પડવું અથવા પારતંત્ર્ય ઉપર જ સ્વાતંત્ર્યનો અધ્યાસ કરવો એ બરાબર નથી. અને જેઓ આવી ધાર્મિક દૃષ્ટિથી જગતની ઘટનાઓ તરફ જુએ છે તેઓ

તેમ કરતાયે નથી. કોઈ પણ રાષ્ટ્રને સદાને માટે બીજા રાષ્ટ્રના તાબામાં રહેવું પડે એ વસ્તુ ઈશ્વરી ઇચ્છાને અનુસરીને છે એમ કોઈ પણ દૃષ્ટિથી સમાધાનકારક કે બુદ્ધિને રુચે તેવું લાગતું નથી. આગરકરે એક ઠેકાણે કહ્યું છે કે,

"જ્યાં સુધી કોઈ પણ રોગ સુસાધ્ય અથવા કષ્ટસાધ્ય લાગે છે ત્યાં સુધી તેને મટાડવાને માટે બને તેટલો પ્રયત્ન કરવો ઉચિત અને આવશ્યક છે; પણ એક વાર તે તદ્દન અસહ્ય બને અને અસાધ્ય ઠરે તો તેની અનંત યાતનાઓ વેઠનાર રોગીની આંખો જેટલી વહેલી મીંચાય તેટલું સારું એવો વિચાર મનમાં આવે તો તેમાં કશું પાપ છે એમ અમને લાગતું નથી. તે જ પ્રમાણે જે ગુલામી લોકોના હાડમાં (અને માંસમાં પણ) પચી જઈને જામી ગઈ છે, તથા સ્વતંત્ર રાષ્ટ્રોની હરોળમાં બેસવાની જે રાષ્ટ્ર માટે આશા જ રહી નથી; તે રાષ્ટ્ર દુનિયાની સપાટી ઉપરથી સાવ લુપ્ત થાય તો તેમાં કશું અજુગતું નથી, એમ જો કોઈ કહે તો તેને સમાધાનકારક પ્રત્યુત્તર આપવો મુશ્કેલ છે એમ અમારું માનવું છે. એક રાષ્ટ્ર બીજા રાષ્ટ્રને કાયમનું અધીન રહે એ યોગ્ય છે એમ માનવું એ મનુષ્યની બે જુદી જુદી જાતો છે અને તેમાંની એકનું પશુઓ સાથે વિશેષ સામ્ય છે અને કેવળ અકસ્માતથી તેને મનુષ્યની પદવી મળી ગઈ છે એમ માનવા બરાબર છે. પ્લેટો, ઍરિસ્ટૉટલ વગેરે જૂના ગ્રીક તત્ત્વજ્ઞાની કેટલેક અંશે આવી માન્યતા હતી, અને આજે પણ દૂબળી પરદેશી પ્રજાઓ ઉપર રાજ્ય કરનારા બળવાન રાષ્ટ્રના કેટલાક માણસોને મોઢે આવી જાતનાં રોણ સાંભળવાનાં મળે છે. પણ આજકાલ સામાન્યપણે વિચારશીલ માણસ આવા મતોને સ્વીકારતો નથી. હેલેનિક (ગ્રીક) લોકો જ કેવળ રાજ્ય કરવાને લાયક છે એવી દલીલ હવે કોઈ નહીં સાંભળે. પ્રયત્નને બળે ગમે તે લોકો ગમે તેવી સ્થિતિ પ્રાપ્ત કરી શકે છે એવી જાતની માન્યતા નવા જમાનાના રાજ્યશાસ્ત્રવિષયક વિચારોમાં દાખલ થઈ છે. તેમ છતાં જો કોઈ માણસ મનનું સમાધાન થાય તે રીતે એવું સિદ્ધ કરી બતાવે કે અમુક એક પ્રજા ગમે તે કરે તો પણ આગળ ડગલું ભરશે એવી આશા નથી, તો તે પ્રજા ગમે ત્યારે સમૂળગી નાશ પામશે એમ કહેવું એમાં કશો તર્કદોષ નથી; અથવા તે પ્રજા બને તેટલી જલદી નાશ પામે એવી ઇચ્છા રાખવી એ કોઈ પણ નીતિશાસ્ત્રની દૃષ્ટિથી સદોષ છે એમ કહી શકાય તેમ નથી." *

સારમાં, તર્કશાસ્ત્ર કે નીતિશાસ્ત્રની દૃષ્ટિથી વિચાર કરતાં હિન્દુસ્તાન કાયમનું પરાધીન રાષ્ટ્ર રહેશે એમ કહેવા કરતાં તે સમૂળગું નાશ પામશે, તથા એ પારતંત્ર્યમાં રહે તેના કરતાં તે જલદી નાશ પામે એ જ બહેતર છે, એમ કહેવું વધારે ડહાપણભરેલું છે એમ આગરકર કહેતા. અને તેથી વસાહતી સ્વરાજ્ય એ જ આપણું ધ્યેય છે અને સ્વાતંત્ર્યનો વિચાર આપણે સ્વપ્નામાં પણ ન લાવવો જોઈએ એમ કહેનારાઓને લોકનાયક કહેવા કે નહીં એની તેમને શંકા થતી. પણ ૧૯૦૫ સુધીના કાળમાં રાષ્ટ્રીય અભિમાનની જે જાગૃતિ લોકમાન્ય ટિળક વગેરે આગેવાનોએ કરી હતી, તેને લીધે આપણે હવે નાશ

* 'નિબંધસંગ્રહ', ભા ૧, પૃ ૧૮૩.

પામવાના નથી, પણ દુનિયાની આગેવાની લેવા માટે સ્વતંત્ર થવાના છીએ, એવી ચોક્કસ ખાતરી ભારતનાં સંતાનોને થવા લાગી હતી.

હિન્દુસ્તાન પરતંત્ર બન્યો એ એક ઈશ્વરી કૃપા છે, એ કલ્પના જે બંગાળના હિન્દુ આગેવાનોએ પ્રથમ શોધી કાઢી તે જ બંગાળના હિન્દુ આગેવાનોએ હિન્દુસ્તાન હવે સંપૂર્ણપણે સ્વતંત્ર થવો જોઈએ એવો પરમેશ્વરી આદેશ હવે થયો છે અને આધુનિક હિન્દી રાષ્ટ્રીયતા એ ખુદ પરમેશ્વરની એક અવતારશક્તિ છે એવી ભાવના લોકોમાં પેદા કરી. એવે વખતે પહેલા સિદ્ધાન્તના આધાર ઉપર ભારતીય રાષ્ટ્રસેવકોનો સંઘ સ્થાપવાનો પ્રયત્ન ના. ગોખલે કરી રહ્યા હતા ! એટલે એ સંઘ તરફ ઉત્સાહી જુવાનોનાં હૈયાં આકર્ષાય એ અશક્ય હતું. એ વખતે હિન્દી રાષ્ટ્રસેવકોને આકર્ષે એવી શ્રેષ્ઠ ભાવના રાષ્ટ્રીય સ્વાતંત્ર્યની હતી અને એ ભાવના જેમના અંતઃકરણમાં સંચાર કરતી હતી, તેઓ સુખદુઃખના દ્વન્દ્વોથી પર ગયેલા હતા; બલ્કે, એ ભાવનાને વ્યક્ત કરવા માટે ગમે તેવાં કષ્ટ વેઠવામાં જ પોતાના જીવનની સાર્થકતા માનીને પારમાર્થિક આનંદ ભોગવવા લાગ્યા હતા. સુખદુઃખાદિ દ્વૈતની પેલી પાર ગયેલા એ અદ્વૈતાનુભવી મુક્ત આત્માઓને કોઈ પણ કાર્ય અશક્ય લાગતું ન હતું અને તેથી કોઈ પણ આપત્તિ દુસ્તર લાગતી ન હતી. પોતાની ઉપર આવીને અથડાતાં વિપત્તિસાગરનાં મોજાં આપણને ડરાવવાને ચઢી આવ્યાં નથી પણ આપણા અંતરમાં વસતી તે આપત્તિઓથી પણ પ્રચંડ શક્તિને તેનું પ્રચંડતર સામર્થ્ય વ્યક્ત કરવાને માટે પ્રેમપૂર્વક આમંત્રણ આપી રહ્યાં છે એવો અનુભવ તેમને થતો હતો. બહારથી પ્રચંડ દેખાતી ભૌતિક શક્તિ ઉપર પણ પ્રભુત્વ ચલાવનારી એક પ્રચંડતર શક્તિ આપણા અંતરમાં વસે છે અને માનવી બુદ્ધિમાં અવતીર્ણ થતાં ધ્યેયો એ આત્મશક્તિમાંથી નિર્માણ થાય છે, એટલું જ નહીં પણ ઉપરઉપરથી વિરોધી દેખાતી ખુદ ભૌતિક શક્તિ પણ વસ્તુતઃ આપણા અંતરમાં વસતી આત્મશક્તિની વિરોધી નથી, પણ તેનું જ એક બહારથી જડ દેખાતું સ્વરૂપ છે એવો ભાસ તેમને થવા માંડ્યો હતો. એ ઓળખીને પોતાની ઉપર આવી પડતી આપત્તિઓનાં મોજાંને વટાવી જવું એ આપણા અંતરમાં વસતા અપાર પ્રેરણાબળની એક દૈવી લીલા છે એવો અનુભવ લઈ રહેલા બંગાળી જુવાનોની દૃષ્ટિને આધ્યાત્મિક મોક્ષ અને રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય એ બેમાં ભેદ દેખાતો ન હતો. રાષ્ટ્રીય સ્વાતંત્ર્યના વિષમ વિગ્રહમાં આપત્તિઓનાં જે મોજાં તેમની ઉપર એક પછી એક ચઢી આવતાં હતાં તેમની સાથે તેઓ દેહભાન ભૂલીને આનંદથી ઝઘડવા લાગ્યા હતા; અને રાજકીય લડતમાં આધ્યાત્મિક મોક્ષનો અનુભવ તેઓ કરવા લાગ્યા હતા. આવી રીતે આખા હિન્દુસ્તાનમાં દૂબળા ગણાયેલા

બંગાળી જુવાનો રાષ્ટ્રીય સ્વાતંત્ર્યની લડતમાં રાષ્ટ્રને મોખરે જઈને ઊભા રહ્યા અને જે વેદાન્તની દુનિયાના જીવનકલહને માટે તે વ્યક્તિને તેમ જ રાષ્ટ્રને નાલાયક બનાવે છે એવી દુષ્કીર્તિ આખી દુનિયામાં ફેલાઈ હતી, તે જ વેદાન્તને આધારે પ્રવૃત્તિના ક્ષેત્રમાં ઝંપલાવીને આખી દુનિયાને રાષ્ટ્રસંગઠન અને રાષ્ટ્રીય સ્વાતંત્ર્યની બાબતમાં માર્ગદર્શન આપવાનું માન આ પ્રાચીનતમ ભરતભૂમિના સંતાનોને મળવાનું છે એવી આત્મશ્રદ્ધાની ભાષા તેઓ બોલતા થયા.

આ બંગાળી આધ્યાત્મિક રાષ્ટ્રવાદનું યથાર્થ વર્ણન યોગી શ્રી અરવિંદ ઘોષે પોતાના ભાષણમાં નીચે મુજબ કર્યું છે. ઉપનિષદના બે પક્ષીઓની કથાનો આધાર લઈને અરવિંદ બાબુ કહે છે :

"આ કથામાં એમ કહ્યું છે કે, મીઠાં અને કડવાં એમ બે જાતનાં ફળ જેને બેઠાં છે એવા એક પ્રચંડ વૃક્ષ ઉપર બે પક્ષીઓ બેઠાં છે એક ઝાડની ટોચે બેઠું છે અને બીજું નીચેની એક ડાળ પર બેઠું છે. બીજું પક્ષી જ્યારે ઉપર જુએ છે, ત્યારે તેને પોતાનાં સુંદર પીંછાં ફેલાવીને પૂર્ણ વૈભવમાં વિરાજતા પહેલા પક્ષીનું દર્શન થાય છે. અને તેની ઉપરના પ્રેમથી મોહિત થતાં એ વૈભવશાળી પક્ષી બીજું કાંઈ નથી પણ પોતાનો શ્રેષ્ઠતમ અંતરાત્મા છે એવી ભાવના તેનામાં જન્મે છે. પણ જ્યારે તે એ વૃક્ષ ઉપરનાં મીઠાં ફળો ચાખે છે, ત્યારે તેમની મીઠાશથી તે એટલું બધું મોહિત થાય છે કે, તે ઉપરની ડાળીએ બેઠેલા પોતાના પ્રિયતમ પ્રાણસખાને વીસરી જાય છે. થોડા જ વખતમાં એ વૃક્ષનાં કડવાં ફળ ખાવાનો તેને વારો આવે છે અને એ ફળના દુ:ખદ આસ્વાદથી તેની મોહિની ઊડી જાય છે અને તે પાછું પોતાના તેજ:પુંજ સહચર તરફ નજર કરે છે. આ કથા જીવાત્માના મોક્ષ વિષેની છે એ તો ઉઘાડું છે. એ જીવાત્માઓ જ્યારે સંસારવૃક્ષનાં મીઠાં ફળો ખાવા માંડે છે ત્યારે તેમનો અંતરાત્મા જે પરમાત્મા તેના તરફ જોવાનું ભૂલી જાય છે; પણ તેઓ આ જગતની માયાથી ભરમાઈને આત્મસ્વરૂપને ભૂલી જાય છે, ત્યારે તેમની એ માયાનો નાશ કરવાનું કાર્ય કડવાં ફળો કરે છે અને તેમને આત્મદર્શન થાય છે. આ કથા રાષ્ટ્રીય મોક્ષને પણ એટલી જ લાગુ પડે છે. આપણા હિન્દીઓ પરદેશીઓની માયાની જાળમાં ફસાઈ ગયા હતા અને આપણા આત્મા ઉપર પણ એ માયાનો પૂરેપૂરો કાબૂ જામ્યો હતો. જે પરદેશી લોકો આપણા ઉપર રાજ્ય કરી રહ્યા છે, તેમની પરકીય સત્તાની, પરકીય સંસ્કૃતિની તેમ જ તેમની શક્તિની અને સામર્થ્યની એ માયા હતી. આપણા શારીરિક, બૌદ્ધિક તેમ જ નૈતિક જીવનના પગમાં પહેરાવેલી જાણે એ બેડીઓ હતી. આપણે સ્વરાજ્યને તેમ જ રાજકારણ ચલાવવાને નાલાયક છીએ એમ આપણને લાગવા માંડ્યું; ઇંગ્લંડને જ આપણે આદર્શ રાષ્ટ્ર માનવા લાગ્યા અને તે જ આપણને મુક્તિ આપશે એમ આપણે માનતા થયા. પણ એ બધી માયા હતી અને એ જ આપણી શૃંખલાઓ હતી. . . . હિન્દુસ્તાનમાં જે કંઈ ચૈતન્ય હતું તેનો નાશ કરવામાં આપણે જ તેમને મદદ આપી. . . . છટ! આપણે જ આપણી બદ્ધ દશાનાં સાધનો બન્યા. આપણા બંગાળી લોકો તેમની નોકરીઓમાં દાખલ થયા અને આપણે તેમનું રાજ્ય જમાવી આપ્યું. આપણી પડતી થવાથી આપણું રક્ષણ કરવા માટે, આપણને કેળવણી આપવા

માટે, બલ્કે આપણું ગુજરાન ચલાવવા માટે આપણને પારકાની જરૂર જણાવા લાગી. આપણી સ્વાલંબનની શક્તિનો એટલે સુધી લોપ થયો હતો કે માનવી જીવનનું કોઈ પણ કાર્ય કરવા માટે આપણે અસમર્થ બની ગયા હતા.

"આ માયાનો નાશ દમનનીતિ અને ક્લેશ વિના થઈ શકતો નથી બંગભંગનું જે કડવું ફળ ચાખવાની લૉર્ડ કર્ઝને આપણને ફરજ પાડી તેથી એ મોહ નાશ પામ્યો છે. આપણે ઉપર નજર કરીને જોવા લાગ્યા એટલે સંસારવૃક્ષની ટોચ ઉપર બેઠેલું એ તેજઃપુંજ પક્ષી બીજું કોઈ નહીં પણ આપણો અંતરાત્મા છે, આપણો સાચો પ્રત્યગાત્મા છે, એવું જ્ઞાન આપણને થયું. આવી રીતે સ્વરાજ્ય તો આપણી પાસે જ પડેલું છે, અને તેને પ્રાપ્ત કરીને તેનો સાક્ષાત્કાર કરવાની શક્તિ પણ આપણી પાસે જ છે, એ વસ્તુ આપણને સમજાઈ.

"કેટલાક લોકો આપણને ઉપદેશ કરે છે કે, 'તમારામાં પોતાના પગ ઉપર ઊભવાની તાકાત નથી, તેથી તમારે પારકાની સહાય લેવી જરૂરી છે. માટે તેમનો વિરોધ કરતા હો ત્યારે પણ તેમની સાથે સહકાર કરજો.' પણ આપણાથી એકી વખતે પરમેશ્વર અને માયા બન્નેનો આશ્રય શી રીતે લઈ શકાય? . . . . તમારા માર્ગમાં આવતાં સંકટોથી ડરશો નહીં. તમારો માર્ગ રોકી રાખનાર શક્તિઓ ગમે તેટલી જબરદસ્ત હોય તો પણ તેની ફિકર કરતા નહીં. તમે સ્વતંત્ર થાઓ, એ પ્રભુનો જ આદેશ છે અને તમારે સ્વાતંત્ર્ય સંપાદન કરવું જ જોઈએ. . . . તમે પોતાનું આત્મસ્વરૂપ ઓળખીને ચાલો તો તમારે બીવા જેવું કશું જ નથી. સત્ય, પ્રેમ અને શ્રદ્ધાને કશું જ અસાધ્ય નથી. આ જ તમારો ધર્મમંત્ર છે અને એને યોગે કરીને ચમત્કારો થવાના છે. પોતાની સલામતીને ખાતર કે સુખને ખાતર દ્વિઅર્થી શબ્દો વાપરશો નહીં. નબળાઈને આવકારશો નહીં. ટટાર ઊભા રહો. સ્વદેશીને દબાવી દેવાના સરકારના પ્રયત્નને કારણે જ તેનું તેજ વધુ પ્રકાશે છે. લોકો કહે છે, આપણામાં એકતા નથી; એ એકતા શી રીતે સ્થાપી શકાય? માતૃભૂમિની હાકને તેનાં બધાં સંતાનો જવાબ આપે તો એ એકતા પેદા થશે, બીજા ખોટા ઉપાયોથી તે નિર્માણ થવાની નથી. માતાની હાકલના જવાબના પોકારો હજી મંદ છે; પણ તમારા 'અર્ધોદય યોગ'ના કાર્ય ઉપરથી તેમ જ દુકાળરાહતકાર્યના પુરાવા ઉપરથી સ્પષ્ટ દેખાય છે કે, એ જયઘોષ વધારે ને વધારે બુલંદ થતો જાય છે. ઈશ્વરી શક્તિનો આવિર્ભાવ આજે જ આપણામાં થયો છે. તેનું કાર્ય આખા દેશમાં ફેલાઈ રહ્યું છે. પશ્ચિમ બંગાળમાં પણ ઉત્તરપાડા તથા બાડીપુરમાં તેનું કાર્ય શરૂ થઈ ચૂકયું છે. આ આપણું કાર્ય નથી. પણ આપણાથી વધારે પ્રચંડ એવી એક શક્તિ આપણને આગળ ધકેલી રહી છે અને બધાં બંધનો તૂટે અને હિન્દુસ્તાન દુનિયામાં એક સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે પ્રતિષ્ઠિત નહીં થાય ત્યાં સુધી એ કાર્ય કર્યા કરવાને તે આપણને પ્રેરણા આપી રહી છે."*

"રાષ્ટ્રધર્મનો પદાર્થપાઠ બંગાળે આપ્યો છે. બધા હિન્દીઓમાં બંગાળીઓની અવહેલના થતી હતી તેમ જ બંગાળને સૌથી ઓછું માન મળતું હતું; તે બંગાળ છેલ્લા ત્રણ વરસમાં આટલો પલટાઈ ગયો છે; કારણ, ત્યાંના જે લોકોને પોતાના

* 'સ્પીચિઝ ઑફ અરવિંદ ઘોષ', પૃ. ૬૧–૬૬.

અંતઃકરણમાં પરમેશ્વરનું સ્વાગત કરવાની તક મળી તેઓ તેનું સ્વાગત કરવાને સમર્થ હતા. એ શક્તિ સાથે એકરૂપ થવાને, તેની પ્રેરણાથી ગમે તેવાં કષ્ટ વેઠવાને ત્યાંના લોકો તૈયાર હતા એ જ આ પલટાનું કારણ છે. . . . અને તેથી જ આ ત્રણ વર્ષમાં બંગાળનું પૂરેપૂરું પરિવર્તન થયું છે. બંગાળમાં આજે શું ચાલે છે, એવો તમે આશ્ચર્યથી સવાલ પૂછી રહ્યા છો. તેના જવાબમાં હું જણાવીશ કે, કોઈ પણ અંતરાયને ન ગણકારતાં ચાલતી એક હિલચાલ, કોઈ પણ શક્તિથી જેનો પ્રતિકાર ન થઈ શકે એવી એક સતત વધતી જતી પ્રવૃત્તિ, અથવા રાષ્ટ્રમાં નવો જન્મેલો એક અવતાર તમને બંગાળમાં આજે જોવાનો મળશે. અને જો એ પરમેશ્વર તમારા અંતરમાં જાગ્રત થયો હોય, જો એ શક્તિ તમારામાં સંચાર કરતી હોય, તો તમે જોશો કે, આનાથી પણ થોડા સમયમાં પરમેશ્વર આખા હિન્દુસ્તાનનું પરિવર્તન કરશે. કારણ, એ શક્તિ ક્યારનીયે બધે સંચાર કરવા લાગી છે, પોતાના આગમનની ઘોષણા કરવા લાગી છે. એ ઘોષણા થયા પછી તેનું કાર્ય ચઢતા વેગથી થવાનું છે. પરમેશ્વરની પરિપક્વ શક્તિના સામર્થ્યવડે તે પોતાનું કાર્ય ચાલુ રાખશે. જે શ્રીકૃષ્ણ આજે ગોકુળમાં લપાઈને બેઠો છે, જે જગતમાં હડધૂત થયેલી દરિદ્ર જનતા સાથે ભળી ગયેલો છે, જે વૃંદાવનના ગોવાળિયાઓમાં વસે છે, તે શ્રીકૃષ્ણનાં દર્શન તેમ જ તેની ઓળખાણ જગતને નહીં થાય ત્યાં સુધી આ કાર્ય ચાલુ રહેશે. એ પરમેશ્વરી શક્તિથી ભરેલું આ આખું રાષ્ટ્ર અને તેના બધા લોકો જાગીને ઊભા થઈ જશે અને સર્વશક્તિમાન પરમેશ્વર તેમને પ્રેરણા આપશે. પછી કોઈ પણ ઐહિક શક્તિ તેનો પ્રતિકાર કરી શકવાની નથી અને તેનો વેગીલો સંચાર કોઈ પણ આપત્તિઓથી કે અંતરાયોથી અટકવાનો નથી. કારણ એમાં પરમેશ્વરનું અધિષ્ઠાન છે, અને તેનું જ આ કાર્ય છે. આપણને નિમિત્ત બનાવીને કોઈ કાર્ય કરાવવાનું તેણે યોજેલું છે."*

બંગભંગના પ્રતિકારને નિમિત્તે બંગાળમાં જે એક જબરદસ્ત શક્તિ નિર્માણ થઈ રહી હતી તેને નિઃશસ્ત્ર ક્રાન્તિનું રૂપ આપીને તેનું પીઠબળ મહાસભાના રાજકારણને આપવું, એવું લોકમાન્યના રાજકારણનું ૧૯૦૫થી ૧૯૦૮ સુધી ધોરણ હતું; જ્યારે એ નવી શક્તિના પ્રકાશથી દેખાવા માંડેલા માર્ગે મહાસભા ચાલવા માંડે તો તે કોઈ ઊંડી ખાઈમાં જઈ પડશે, એવી ધાસ્તીથી તેને નવે માર્ગે જવા ન દેતાં અગાઉના પરાવલંબનના માર્ગ ઉપર કેવળ દુરાગ્રહથી અને જબરદસ્તીથી તૂટે ત્યાં સુધી ખેંચી રાખવાનો પ્રયત્ન કરવો, એવું સર ફિરોઝશાહ મહેતા વગેરે જૂના આગેવાનોનું રાજકારણ હતું. ના. ગોખલે તથા બાબુ સુરેન્દ્રનાથ જૂના પક્ષના હતા તો પણ સર ફિરોઝશાહનો એ તમોગુણી દુરાગ્રહ જ છે એમ તેમને લાગતું હતું. તેમ છતાં આ નવી શક્તિનું છડેચોક સ્વાગત કરવાની નૈતિક હિંમત તેમનામાં ન હોવાથી તેમ જ તેમની શ્રદ્ધા જૂની ભૂમિકા ઉપર સ્થિર હોવાથી તેમને આખરે સર ફિરોઝશાહના ઝંડા નીચે જવાની ફરજ પડી. આ ગજગ્રાહનું અંતિમ

* 'સ્પીચિઝ ઑફ અરવિંદ ઘોષ', પૃ. ૪૬-૪૮.

પર્યવસાન એ દોરડું તૂટવામાં એટલે કે મહાસભાના ભાગલા પડવામાં આવ્યું અને તેનો લાભ રાજ્યકર્તાઓને મળ્યો જેથી ભારતીય રાષ્ટ્રશક્તિ કેટલોક વખત મૂર્છિત થઈ.

લોકમાન્ય ટિળકે ૧૯૦૫ની મહાસભાના આંગણામાં જ નવા પક્ષને બહિષ્કારયોગની દીક્ષા આપી અને લાલા લાજપતરાય તથા બાબુ બિપિનચંદ્ર પાલની મદદથી નવા નિઃશસ્ત્ર ક્રાન્તિકારક રાષ્ટ્રીય પક્ષની સ્થાપના કરી.* ભારત સેવક સમાજની સ્થાપના કરીને જૂના રાજકારણને ચિરસ્થાયી કરવા માગતા ના. ગોખલે જોકે એ વરસે મહાસભાના પ્રમુખ હતા, અને તેમણે વસાહતી સ્વરાજ્ય એ જ આપણું અંતિમ ધ્યેય છે એમ પોતાના ભાષણમાં જાહેર કર્યું હતું, તો પણ તેમણે બંગાળમાં ચાલતી વિલાયતી માલના બહિષ્કારની ચળવળનું સમર્થન કરીને તેને અભિનંદન આપ્યું હતું, તેમ જ સ્વદેશીની ચળવળને પૂરેપૂરો ટેકો આપ્યો હતો. છતાં તેમના વિચારોની મૂળ ભૂમિકા કાયમ હતી અને રાજનિષ્ઠા અને રાષ્ટ્રનિષ્ઠાનો સંપૂર્ણ સમન્વય કરીને તેમણે પોતાના ભાષણમાં યુવરાજના આગમનનું અંતરના ઊંડાણથી સ્વાગત કર્યું. બંગભંગને લીધે બંગાળના જુવાનોનાં હૈયાં ખળભળી ઊઠ્યાં હતાં, તેથી યુવરાજના સ્વાગતનો ઠરાવ કરવા સામે તેમનો તીવ્ર વિરોધ હતો. તેથી વિષયવિચારિણી સમિતિની ચર્ચાએ બહુ જ ઉગ્ર સ્વરૂપ પકડ્યું અને મહાસભાના કાર્યમાં વિઘ્ન ઉપસ્થિત થશે એવાં ચિહ્નો સ્પષ્ટ જણાવા લાગ્યાં. વાત એટલી હદે પહોંચી કે, આ ઠરાવ પસાર ન થાય તો પોતે પ્રમુખપદનું રાજીનામું આપશે, એમ પ્રમુખે જણાવ્યું; ત્યારે લોકમાન્ય ટિળક તથા લાલા લાજપતરાયે બંગાળી યુવાનોને જેમ તેમ મનાવીને તાત્પૂરતા શાંત રહેવાની આગ્રહપૂર્વક વિનંતિ કરી. આખરે આ ઠરાવ રજૂ થાય તે વખતે તેનો વિરોધ વ્યક્ત કરવા બંગાળી જુવાનોએ સભાગૃહમાંથી ચાલ્યા જવું અને ઠરાવ બહુમતીથી પસાર કરવો એવું સમાધાન લોકમાન્યે સૂચવ્યું તેનો સ્વીકાર થયો ને બનારસનું અધિવેશન નિર્વિઘ્નપણે પાર પડ્યું.

૧૯૦૬ની સાલ હિન્દની રાષ્ટ્રીય હિલચાલમાં બે ત્રણ બનાવો માટે સુપ્રસિદ્ધ છે. ૧૯૦૫ની આખરે જે બહિષ્કારયોગનું બીજારોપણ લો. ટિળકે મહાસભાના આંગણામાં કર્યું હતું તેને બંગાળમાં શાંતિપૂર્વકના કાયદાભંગનો અંકુર ફૂટ્યો ને જે મુદ્દાને અંગે એ કાયદાભંગ કે હુકમભંગ કરવામાં આવ્યો તે મુદ્દાની બાબતમાં બંગાળના આગેવાનોને તાત્કાલિક ફતેહ મળી. એ ફતેહ પછી થોડા જ વખતમાં મધ્યપ્રાંતના શ્રી. દાદાસાહેબ ખાપર્ડેએ મહાસભાની નીતિને નવી દિશા આપવાનું કાર્ય મહાસભાના આગામી અધિવેશનમાં થવું

* 'યંગ ઇન્ડિયા', લાજપતરાય, પૃ. ૧૭૫.

જોઈએ એવા અર્થનો એક પરિપત્ર મહાસભાના કાર્યકર્તાઓને રવાના કર્યો. આ પરિપત્ર અલબત્ત લોકમાન્ય ટિળકની પ્રેરણાથી જ કાઢવામાં આવ્યો હતો. તેને ટેકો આપતાં લો. ટિળકે નિઃશસ્ત્ર કાયદાભંગ તથા બહિષ્કારનું અવલંબન કરીને અહીંના રાજ્યતંત્રમાં આડખીલી નાખ્યા વિના મોર્લી સાહેબ પણ આપણને કશું આપવાના નથી એમ સ્પષ્ટ જણાવ્યું. આવી રીતે લોકમાન્ય ટિળક મહાસભાને નિઃશસ્ત્ર ક્રાન્તિને માર્ગે લઈ જવાનો પ્રયત્ન કરી રહ્યા હતા, તે વખતે વિલાયતમાં ના. ગોખલે અને મિ. જોન મોર્લીની મુલાકાતો અને વાતચીતો ચાલતી હતી. મિ. મોર્લીના ઉદાર વૃત્તિવાળાં સંભાષણોના જલસિંચનને પરિણામે ના. ગોખલેના અંતઃકરણમાં બદ્ધમૂલ થયેલા પણ સૂકાવા માંડેલા સામ્રાજ્યનિષ્ઠાના વૃક્ષને ફરી નવી કૂંપળો ફૂટી અને તે ફરી જોમદાર થયું. એટલે પોતાના જૂના રાજકારણનો ત્યાગ ન કરતાં તેને જ ચીલે મહાસભાનો રથ હાંકવાનો તેમનો નિશ્ચય દૃઢ થયો અને ટિળકના પ્રયત્નનો વિરોધ કરવાનું પણ તેમણે પોતાના મન સાથે નક્કી કર્યું. આ તરફ બંગાળી આગેવાનોએ કાયદાભંગનો જે એક નાનકડો પ્રયત્ન કર્યો તેની સાથે જ તેમને કેદમાં પૂરવામાં આવ્યા; એટલું જ નહીં પણ તેમની પાછળ હજારોની સંખ્યામાં લોકોએ એ જ સરકારી હુકમનો ભંગ કરીને પોતાને કેદમાં પૂરવા નોકરશાહીને પડકાર આપ્યો, ત્યારે તેમને ગિરફતાર કરવાને બદલે તેણે તેમનાં માથાં ફોડ્યાં. એ દૃશ્ય જોઈને લોકમાન્યની પાછળની પેઢીના કેટલાક જુવાનોનો નિઃશસ્ત્ર ક્રાન્તિ ઉપરનો વિશ્વાસ પણ ઊડી ગયો અને તેઓ સશસ્ત્ર ક્રાન્તિના માર્ગ તરફ વળ્યા.

આમ સને ૧૯૦૬માં લોર્ડ મોર્લી ભારતમંત્રી થયા તે પછી થોડા જ દિવસમાં એક બાજુથી મહાસભાના ટિળક પક્ષ અને ગોખલે પક્ષ વચ્ચેનું અંતર વધવા માંડ્યું, અને બીજી બાજુથી સશસ્ત્ર ક્રાન્તિકારક પક્ષની સ્થાપના થઈ. પણ આ બે ઘટનાઓ કરતાં પણ ૧૯૦૬ની સાલ જો કોઈ એક ઘટના માટે આધુનિક ભારતના ઇતિહાસમાં પ્રસિદ્ધ હોય તો તે એ હતી કે એ જ વરસે દાદાભાઈ નવરોજીએ મહાસભાના પ્રમુખપદેથી દેશને સ્વરાજનો મંત્ર આપી નવા જૂના પક્ષોના સદ્ભાવથી અને સહકારથી સ્વદેશી, રાષ્ટ્રીય કેળવણી, બહિષ્કાર અને સ્વરાજને અંગેના ઠરાવો મંજૂર કરાવી લીધા અને નવી જૂની પેઢીને "ચીવટ રાખો, એકતા જાળવો અને સ્વરાજ હાંસલ કરો" એવો દિવ્ય સંદેશો આપ્યો. એ શંદેશાને લીધે જ ૧૯૦૬માં કલકત્તામાં ભરાયેલી મહાસભા આધુનિક ભારતના ઇતિહાસમાં ચિરસ્મરણીય અને યુગપ્રવર્તક ગણાય છે. દાદાભાઈએ આંકી આપેલા એ ધોરણ અનુસાર જૂની પેઢી વર્તી હોત અને કલકત્તામાં રાષ્ટ્રપિતામહની સમક્ષ નક્કી કરેલા ધોરણને તે વળગી

રહી હોત અથવા તેને કાયમ રાખીશું એવી બાંયધરી તેણે નવા પક્ષને આપી હોત, તો મહાસભાનો તેમ જ હિંદુસ્તાનનો ઇતિહાસ જુદો જ બન્યો હોત. પણ એવો ઉજ્જવળ ઇતિહાસ ઘડવા જેટલી રાષ્ટ્રીય બુદ્ધિ આપણા રાષ્ટ્રમાં એ વખતે પેદા થઈ ન હતી. નવી પેઢીનો મહાસભા ઉપર કુદરતી રીતે જ હક છે એવું ભાન હજી જૂની પેઢીને થયું ન હતું. જૂની પેઢીએ પોતાના રાજકારણને કર્મઠ સનાતનીની જેમ અચળ અને ચેતનવિહોણું બનાવીને પોતાની સામ્રાજ્યનિષ્ઠાને પરમેશ્વરનિષ્ઠા જેટલું ત્રિકાલાબાધિત સત્યનિષ્ઠાનું સ્વરૂપ આપવાનો મોહાંધ પ્રયત્ન ચલાવ્યો હતો. આ મોહાંધતાનાં સાચાં કારણો આત્મવિશ્વાસનો અભાવ અને પરદેશી સત્તાના દમન નીચે કચડાઈ જવાની બીતિ, એ બે હતાં. આ મોહાંધકારમાં મહાસભાની નાવ હઠાગ્રહથી હંકારવા જતાં તે ભાંગી જાય તો પણ તે વિષે જૂના પક્ષના સુકાનીને દુઃખ ન થાય એટલો અહંકર તેનામાં તે વખતે પેદા થયો હતો. નવા પક્ષનો અહંકાર પણ કંઈ ઓછો ન હતો; પણ તેની પાછળ આત્મશ્રદ્ધા અને આપભોગની ચૈતન્યશક્તિ હતી. તેથી મહાસભાની નાકા ભાંગી જવામાં બંને પક્ષનો અહંકાર કારણ થયો હોય તો પણ, તેનો દોષ જૂના પક્ષને જ આપવો ઘટે છે. એ શી રીતે તે આગળની હકીકત ઉપરથી જણાઈ આવશે.

૧૯૦૬ની શરૂઆતમાં ઇંગ્લંડમાં લિબરલ મંત્રીમંડળ હોદ્દા ઉપર આવ્યું અને થોડા જ વખતમાં મિ. મોર્લીએ બંગાળના ભાગલા રદ થવાની આશા કોઈ પણ ન રાખે, તેમ જ હિંદના રાજ્યબંધારણમાં પણ લિબરલ પક્ષ તરતોતરત કોઈ પણ જાતના સુધારા કરશે એવી આશા રાખવી એ પણ ગાંડપણ છે એમ ભરી પાર્લમેન્ટમાં જાહેર કર્યું. એટલે તરત 'કેસરી'ના ૬ ઠ્ઠી માર્ચના અંકમાં 'ભ્રમનો પરપોટો ફૂટ્યો' એ મથાળાનો લેખ આવ્યો.

"અમે કંઈ નિરાશાવાદી નથી. આપણી ઉન્નતિ ક્યારેક તો થવાની જ છે એવો અમારો નિશ્ચિત મત છે. સવાલ છે માત્ર તે માટેના પુરુષાર્થની દિશાને અંગેનો. અમારું એમ કહેવું છે કે, આપણા લોકોએ પોતાની ઉન્નતિને માટે વિલાયતવાળાઓને ફટકો બેસે એવી સ્વદેશી અને બહિષ્કારની ચળવળો જેવી હિલચાલો જ કરવી જોઈએ સરકારી કેળવણી તમને પસંદ ન હોય તો તમે પોતાની યુનિવર્સિટી કાઢો. તમારા હુન્નર ઉદ્યોગોને સરકાર ઉત્તેજન ન આપતી હોય તો તમે જાતે આપો. જે લોકો તમને રંજાડી રહ્યા છે તેમની સાથે બને તેટલો ઓછો સંબંધ રાખો. તમારામાં જે કંઈ આવડત અને નિશ્ચયબળ કે નિગ્રહસામર્થ્ય હોય તેની સરકારને ખાતરી કરાવી આપો. એટલે જોન મોર્લી તો શું પણ તેની જગ્યાએ રિચર્ડ ફોક્સ આવે તો તે પણ તમારું કહેવું આદરપૂર્વક સાંભળશે અને તમારી ફરિયાદો દૂર કરશે. આવી જાતના પ્રયત્નમાં હ્યૂમ, વેડરબર્ન, કૉટન વગેરે આપણને સહાય આપતા હોય તો તે આપણને જોઈએ છે, તે કંઈ આપણે ફેંકી દેવાના નથી; ઊલટું તે માટે આપણે તેમનો ઉપકાર માનીશું

પણ એટલું બરાબર યાદ રાખજો કે, આવી જાતના નિગ્રહપૂર્વકના પુરુષાર્થી પરાક્રમ વિના તમને કોઈ દાદ આપવાનું નથી — પછી ભલે તે તત્ત્વજ્ઞ ફિલસૂફ હોય, ગ્રંથકર્તા હોય કે બીજો કોઈ હોય. એવું પરાક્રમ કરવું કે ન કરવું એ સર્વાંશે આપણા જ હાથમાં છે. મોર્લી સાહેબના જવાબ ઉપરથી જો કોઈ ધડો લેવા જેવો હોય તો તે આ જ છે; અને તેમના જવાબનો તાર વાંચતાં જ બંગાળી બાબુઓએ વિલાયતી કાપડની હોળીઓ સળગાવીને એ બોધ લીધો છે, એ આનંદની વાત છે. ફાગણ મહિનો બેઠો છે; એટલે આપણી તરફના લોકો પણ બંગાળી બાબુઓનું અનુકરણ કરે તો તેમાં કશું ખોટું નહીં થાય. 'आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः' એ ગીતાવચન જેટલી વાર ઉચ્ચારીએ તેટલું ઓછું જ છે!"

મોર્લી સાહેબની ઉદારતા ઉપર આપણે ક્યાં સુધી આધાર રાખવો એ વિષે તેઓ લખે છે:

"મોર્લી સાહેબ ઉદાર વૃત્તિવાળા તત્ત્વજ્ઞ છે; પણ ભારતમંત્રી તરીકે તેમનાથી આપણા હિતની કોઈ પણ મહત્ત્વની વસ્તુ, આપણે કશું જોર ન કરીએ તો, કદી પણ થઈ શકવાની નથી, એમ ચોક્કસ માનજો. તે મીઠી મીઠી વાતો કરશે, આપણે ત્યાંથી કોઈ તેમને મળવા જાય તો તેઓ તેને એકાદ ચાનો પ્યાલો પાશે! પણ જ્યાં સુધી હિન્દુસ્તાનની રાજ્યપદ્ધતિને લીધે આપણને પડતાં દુઃખો આપણને અસહ્ય થયાં છે તેનો પ્રત્યક્ષ પુરાવો તેમને મળશે નહીં, અથવા જ્યાં સુધી આપણી પીઠ ઉપર વીંઝાતા કોરડાના સોળ થોડા જ વખતમાં આપણે ભૂલી જઈએ છીએ એવી ખાતરી અહીંના બડા બડા અમલદારો તેમને આપી શકે છે, અથવા જ્યાં સુધી આપણાં દુઃખો દૂર કરવાનો પ્રયત્ન આપણે જાતે આદર્યો છે એટલું જ નહીં પણ તે દુઃખોનું નિવારણ કર્યા વિના અત્યારની રાજ્યપદ્ધતિ સરળતાથી ચાલવાની નથી એવો તેમને અનુભવ નહીં મળે, ત્યાં સુધી લુખ્ખી શાબ્દિક સહાનુભૂતિ સિવાય બીજું કશું મોર્લી સાહેબ પાસેથી આપણને મળવાનું નથી.*

ટૂંકમાં મોર્લીની ઉદારતા પાનો મૂકે તે માટે અહીંનું જુલમી રાજ્યતંત્ર બરાબર ચાલતું નથી એ વાતનો પ્રત્યક્ષ પુરાવો તેમના હાથમાં જવો જોઈએ, તેમ જ આપણે દૃઢ નિશ્ચયથી આપણો ઉદ્ધાર કરવાનો પ્રયત્ન શરૂ કર્યો છે એની તેમને ખાતરી થવી જોઈએ, એવો લો. ટિળકનો મત હતો.

આવો આત્મનિગ્રહ ને દૃઢનિશ્ચય લોકો શી રીતે વ્યક્ત કરી શકે તે દર્શાવતો દાખલો બંગાળમાં એપ્રિલ માસમાં બન્યો. ૧૯૦૫ના નવેંબરમાં પૂર્વ બંગાળાના લેફ્ટનન્ટ ગવર્નર ફુલ્લરના સેક્રેટરીએ રસ્તા ઉપર 'વંદે માતરમ્'ના પોકારો કરવાની મનાઈનો હુકમ બહાર પાડ્યો હતો તેમ જ સ્વદેશી અને બહિષ્કારની હિલચાલ દબાવી દેવાને ઇરાદે ગુરખા સિપાહીઓને આણીને લશ્કરશાહી શરૂ કરી હતી. એ ફુલ્લરશાહીનો વિરોધ કરવાને માટે

* 'લો. ટિળકાંચે કેસરીંતીલ લેખ', ભા ૩, પૃ. ૭૨-૭૪.

બંગાળના આગેવાનોએ પ્રાંતિક પરિષદનું ૧૯૦૬નું અધિવેશન બારીસાલમાં ભરવાનું નક્કી કર્યું હતું. એ પ્રાન્તમાં વિદ્યાર્થીઓએ રાજકીય ચળવળમાં પડવું નહીં તથા જે સરકારમાન્ય શાળાઓના વિદ્યાર્થીઓ ચળવળમાં ભાગ લેશે તેમની ગ્રાંટ બંધ થશે એવો પણ ફતવો કાઢવામાં આવ્યો હતો. 'વંદે માતરમ્'ના પોકારથી શાંતિનો ભંગ થાય છે, એ હુકમ ગેરકાયદેસર છે, એવું લોકોનું કહેવું હતું અને તેની વિરુદ્ધ સત્યાગ્રહ કરવાનું આગેવાનોએ નક્કી કર્યું હતું. આ પરિષદના પ્રમુખના સરઘસ વખતે હજારો લોકોએ 'વંદે માતરમ્'ના પોકારો કર્યા અને સેંકડો વિદ્યાર્થીઓએ સરઘસમાં ભાગ લીધો. 'વંદે માતરમ્'નો પોકાર થતાં જ બાબુ સુરેન્દ્રનાથને ગિરફતાર કરવામાં આવ્યા અને સરઘસ પર પોલીસે લાઠી ચલાવી અનેકોનાં માથાં ભાંગ્યાં! આ બનાવ વિષે 'કેસરી'માં લખતાં લોકમાન્ય કહે છે:

"આવી ક્રૂર રમત અધિકારીઓને રમવા દેવી કાયદેસર છે કે ગેરકાયદેસર છે, તેમ જ બારીસાલના અમલદારોએ રસ્તા ઉપર 'વંદે માતરમ્'ના પોકાર કરવાની મનાઈ કરેલી હોવા છતાં કલકત્તાના આગેવાનો ત્યાં જઈને 'વંદે માતરમ્'ના પોકાર કરવાનો વિચાર કરે એ કાયદેસર છે કે ગેરકાયદે છે, એ સવાલ અત્યારે મુખ્ય નથી. અધિકારીઓનો જુલમ કાયદેસર હોય તો પણ લોકો ઉપર જુલમ ગુજારવાની છૂટ આપવી રાજ્યકર્તાઓને માટે હિતકારક છે કે નથી, એ મુદ્દાનો સવાલ મોર્લી સાહેબ આગળ ખડો થયો હતો. અધિકારીઓએ કાયદેસરપણે લોકોને મોઢે ડૂચા દીધા, અથવા કાયદેસરપણે તેમનાં માથાં ફોડચાં તેથી લોકોએ આ કાયદેસરનો જુલમ મૂગે મોઢે સહન કરવો કે કેમ એ સવાલ બંગાળના લોકો સામે ખડો થયો હતો. જેમ સરકાર લોકોની ઉપર કાયદેસર જુલમ ગુજારી શકે છે, તે જ પ્રમાણે શાંતિથી, સ્થિર બુદ્ધિથી અને ધીરજથી સંકટનો સામનો કરવો, પછી ભલે તેમ કરતાં માથું જાય પણ પાછા હઠવાનું નથી, એવા દૃઢ નિશ્ચયથી જુલમી હુકમોનો પ્રતિકાર પ્રજા પણ જરૂર કરી શકે છે. જુલમ આખરે જુલમ જ છે; પછી તે જુલમ કાયદેસરનો હોય કે ગેરકાયદેસરનો હોય. કાયદેસરનો જુલમ હોય તો શાંતિથી અને કષ્ટ વેઠવાના દૃઢ નિશ્ચયવડે તેનો પ્રતિકાર કરવો ઘટે; જો તે ગેરકાયદેસરનો હોય તો તેનો ગેરકાયદેસર પદ્ધતિથી પણ પ્રતિકાર કરવો રહ્યો. કેટલાકને કષ્ટ વગેરે વેઠવાં પડે તો પણ હરકત નહિ; ડોશી મરે તેનો ભય નથી, જમ પેધો પડે તેનો ભય છે. બારીસાલમાં પ્રાન્તિક પરિષદ માટે જ્યારે બંગાળના પ્રતિનિધિઓ ભેગા થયા, ત્યારે 'વંદે માતરમ્'નો જયઘોષ રસ્તામાં ન કરવા વિષે લિયન સર્ક્યુલરના કાયદેસર હુકમનો ભંગ કરવો કે કેમ, એટલે કે 'વંદે માતરમ્' શબ્દો ઉચ્ચારીને પોલીસના સકંજામાં સપડાઈને દુઃખ વહોરી લેવું કે કેમ એ મુદ્દાનો સવાલ બંગાળી લોકો આગળ ખડો થયો હતો. બંગાળના આગેવાનોએ એ સવાલનો ઘણો જ સંતોષકારક ઉકેલ આણ્યો અને 'વંદે માતરમ્'ના પોકાર કરીને અધિકારીઓના આપખુદ રોષના ખપ્પરમાં પોતાનો ભોગ આપવાનો તેમણે નિર્ણય કર્યો. . . . . કોઈ પણ હુકમને કાયદેસર ઠરાવવાને માટે તેને વિશિષ્ટ સંસ્કારોની ભઠ્ઠીમાંથી પસાર કરવાનો અંગ્રેજ સરકારનો રિવાજ છે; તે જ પ્રમાણે કોઈ પણ

હુકમ જુલમી છે કે નથી તે વાત પુરવાર કરવાને માટે વિશિષ્ટ પ્રકારની અગવડો અને કષ્ટોની ભઠ્ઠીમાંથી પસાર થવાને ફરિયાદ કરનારાઓએ તૈયાર થવું જોઈએ, એવો બ્રિટિશ રાષ્ટ્રનો શિરસ્તો છે. . . . 'વંદે માતરમ્'નો જયઘોષ કરવાની બંધીના હુકમને કાયદેસર બનાવવાને માટે પૂર્વ બંગાળની પ્રાન્તિક સરકારે લિયન સર્ક્યુલરનો સંસ્કાર અગાઉથી કરી રાખેલો હતો; પણ એ બંધી જુલમી છે એ સિદ્ધ કરવાને માટે બંગાળાના બધા આગેવાનોએ એક સ્થળે ભેગા થઈને 'વંદે માતરમ્' શબ્દો રસ્તામાં ઉચ્ચારવા એવો છડેચોક ઠરાવ કરીને, પોલીસોના ડંડાઓવતી માથાં ભંગાવી લઈને, 'દુઃખ વેઠવા માટે અમે તૈયાર છીએ' એમ જાહેર કરવાનો વિધિ ઐતિહાસિક રીતે પાર પાડચો. એ વિધિ સાંગોપાંગ પાર પડવાથી લિયન સર્ક્યુલર ઉપર 'જુલમી'ની છાપ બેઠી. આવી છાપ કેવળ અરજીઓથી કે સભાઓના ઠરાવોથી બેસતી નથી. અંગ્રેજોના ઇતિહાસમાં આ છાપ મારતી વખતે પાળવાની વિશિષ્ટ વિધિઓ કહેલી છે; અને બધાં સુધરેલાં રાષ્ટ્રોના શિષ્ટાચારમાં એ વિધિઓને માન્યતા આપવામાં આવેલી છે. બંગાળના આગેવાનોને દેશભરમાં હાલ જે માન મળી રહ્યું છે, તેનું કારણ એ છે કે, ઉપર જણાવેલી વિધિઓ સશાસ્ત્ર, કાયદેસર, તેમ જ શાંતિપૂર્વક સાંગોપાંગ પાર પાડવાની તાકાત જનતામાં છે, એ તેમણે બારિસાલ મુકામે બતાવી આપ્યું છે. કષ્ટ વેઠવાની તૈયારી તથા સ્વાર્થત્યાગ વડે બંગાળના નેતાઓએ લિયન સર્ક્યુલર જુલમી છે એમ સાબિત કર્યું છે. વિલાયતની સરકાર હિન્દુસ્તાનમાં આમ છડેચોક જુલમ ગુજારવા માગતી નથી તેથી એ સર્ક્યુલર વ્યવહારતઃ રદ કરવામાં આવ્યો છે. તેનું શ્રેય લૉર્ડ મિન્ટો તથા ના. મોર્લી એ બેને આપવું ઘટે. બારિસાલ પ્રકરણની બાબતમાં એ બે અધિકારીઓ નીચલા અમલદારોની છેતરપિંડીમાં ફસાયા નહીં, એ તેમને માટે શોભાસ્પદ છે, અને તેને માટે આપણે તેમનો એક રીતે ઉપકાર માનવો ઘટે. . . . 'વંદે માતરમ્'નો જાહેરપણે પોકાર કરવાનો હક મેળવવાના કામમાં બંગાળના નેતાઓએ નમૂનેદાર ટેકીલાપણું બતાવ્યું છે તે માટે અમે તેમને હાર્દિક ધન્યવાદ આપીએ છીએ અત્યારને પ્રસંગે અમે એટલી જ સૂચના કરવા માગીએ છીએ કે, 'વંદે માતરમ્'નો પોકાર કરવાના હકને પ્રાસંગિક મહત્ત્વ પ્રાપ્ત થયું છે; પણ તે વસ્તુ પ્રાપ્ત કરવા માટે આટલો પ્રયત્ન આપણે કર્યો, તે આટલા હક માટે જ ન હતો, એ બધાએ ધ્યાનમાં રાખવું જોઈએ. . . . . હવે આપણી લડત પુરજોશમાં આવી છે, ત્યારે નજીવા મુદ્દા ઉપર બધો ભાર ન મૂકતાં, એકાદ કૃત્રિમ નજીવી મુશ્કેલી માર્ગમાંથી દૂર થતાં જે પદ્ધતિથી એ મુશ્કેલી દૂર થઈ, તે પદ્ધતિનો વિચારપૂર્વક સ્વીકાર કરીને, રાજ્યકર્તાઓ પાસેથી જે મહત્ત્વના હકો આપણે લેવા માગીએ છીએ તે હકો માટેની આપણી ચળવળ આવા ક્ષણિક વિજયને લીધે શિથિલ ન થવા દેવાની સાવચેતી બંગાળના આગેવાનો લેશે એવી અમને આશા છે. "*

આ ઉતારામાં આવેલા 'કાયદેસર પ્રતિકાર' શબ્દોનો વિશિષ્ટ અર્થ ધ્યાનમાં લેવો જોઈએ. બંગાળી લોકોએ જે હુકમનો ભંગ કર્યો તે કાયદેસર હતો, એમ કહીને તે હુકમનો ભંગ પણ કાયદેસર જ હતો એમ લોકમાન્ય

* 'લો. ટિળકાંચે કેસરીંતીલ લેખ', ભા ૩, પૃ. ૮૯–૯૦.

લખે છે એનો અર્થ શો ? એનો અર્થ એવો છે કે, જુલ્મી કાયદાઓનો ભંગ કરવામાં આવે તો પણ તે કાયદામાં કહેલી શિક્ષા શાંતિથી સહન કરવાને જ્યાંસુધી લોકો તૈયાર હોય ત્યાંસુધી તે પ્રતિકાર કાયદેસર જ છે એવો લો. ટિળકનો મત હતો. અમુક રીતે વર્તો, નહિ તો અમુક સજા ભોગવવી પડશે; એમ કાયદો કહે છે. આ બેમાંથી ગમે તે એક માર્ગનું અવલંબન કરવું એ એક રીતે કાયદેસર જ છે; કારણ બન્ને માર્ગનું અવલંબન કરનારા લોકો કાયદા ઘડનારાઓની સત્તા માન્ય રાખે છે. એટલે કાયદાનો ભંગ કરીને તે માટેની સજા ભોગવવા તૈયાર થવું એ સત્યાગ્રહનો માર્ગ એક રીતે કાયદેસર પ્રતિકારનો, પણ શાંતિનો, જાતે કષ્ટ સહન કરવાનો તથા દૃઢ નિશ્ચયનો માર્ગ છે. એ માર્ગનું અવલંબન કરવાથી લિયન સકર્યુલર રદ થયો, અને કેવળ ભીખ માગવાથી કોઈ કાર્ય પાર પડતું નથી એ મોર્લી સાહેબના વલણ ઉપરથી સિદ્ધ થયું; એ ઉપરથી શાંતિમય પ્રતિકારનો માર્ગ આવશ્યક છે, અને તે સફળ થાય છે એવા બે સિદ્ધાન્ત લોકમાન્ય ટિળકે પોતાની બુદ્ધિથી તારવ્યા અને એ સત્યાગ્રહને માર્ગે જવાનો ઉપદેશ મહાસભાને આપવાનો તેમણે શરૂઆત કરી. ત્યાર પછીના અઠવાડિયામાં ખાપર્ડેનો પરિપત્ર બધે ફરી વળ્યો, અને 'રાષ્ટ્રીય સભાના કામની દિશા' એ મહત્ત્વનો લેખ 'કેસરી'માં પ્રગટ થયો.

"કાયદેસર ચળવળ સફળ થશે એમ કહેનારાઓના ગાલ ઉપર મિ. મોર્લીએ તમાચો માર્યો છે (બંગભંગની બાબતમાં), તે સહન કરીને તથા સૂજેલા ગાલે 'સિંપથી'નું (સહાનુભૂતિનું) તેલ ચોળીને કોઈ હજી પણ ભિક્ષાવૃત્તિનાં કે સહાનુભૂતિનાં ગુણગાન કરવા તૈયાર હોય તો તેને ગાંડો કે બેશરમ જ કહેવો જોઈએ. અમે એમ જરાયે કહેવા માગતા નથી કે, રાજ્યકર્તાઓની આગળ આપણી મુશ્કેલીઓ કે ફરિયાદો રજૂ કરીને કોઈ પણ જાતની માગણી ન કરવી. માગ્યા વિના તો મા પણ ન પીરસે એ સાચું છે; પણ તેની સાથે જ એ પણ યાદ રાખવું જોઈએ કે, રાજકીય બાબતોમાં મહાભારતમાં કહ્યું છે તે મુજબ બામણિયા માગણી ઉપયોગી થતી નથી. . . . મદ્રાસની આ સાલની પ્રાન્તિક પરિષદના પ્રમુખ અને મદ્રાસ ઇલાકાના જાણીતા આગેવાન મિ. કૃષ્ણસ્વામી અય્યરે પોતાના પ્રમુખ તરીકેના ભાષણમાં આ વસ્તુ સ્પષ્ટપણે જણાવીને કહ્યું છે કે, 'આપણી રાજકીય ચળવળની દિશામાં હવે આપણે કોઈક ભારે ફેરફાર કરવાની જરૂર છે.' મિ. કૃષ્ણસ્વામી અય્યરના જેવો જ 'હિન્દુ' પત્રના વિલાયતના ખબરપત્રીનો અભિપ્રાય છે. કોઈ પણ રીતે સ્વદેશી ચળવળ એક વાર શરૂ થઈ જ છે તો તેને જ હવે ચાલુ રાખીને હિન્દુસ્તાનના લોકોએ પોતાનું હિત સાધવું જોઈએ, એવી જાતનો આગ્રહ રાખ્યા વિના આપણું કાર્ય પાર પડવાનું નથી. આને જ અંગ્રેજીમાં 'પેસિવ રેઝિસ્ટન્સ' કહે છે; અને આવી જાતનો આગ્રહ આપણા લોકો રાખે તો વિલાયતના ઉદાર મતવાળા ગૃહસ્થો આપણને મદદ કરશે એમ એ બાતમીદારનું કહેવું છે. સારાંશ, રોદણાં રડવાથી કે ભીખ માગવાથી આપણા હકો આપણને ન

મળી શકે; એ હકો આપણને મળવા જ જોઈએ એવા દૃઢ આગ્રહથી તેને માટે આપણાથી થાય તેટલો પુરુષાર્થ આપણે કરવો જોઈએ; અને જરૂર પડ્યે સરકારના માર્ગમાં જેટલી મુશ્કેલીઓ નાખી શકાય તેટલી નાખીને એ વસ્તુ આપણા પોતાના દૃઢ નિશ્ચયથી પ્રાપ્ત કરવી જોઈએ, એ સિદ્ધાન્ત હવે મોટે ભાગે સર્વમાન્ય થયો છે "*

લો. ટિળકે મહારાષ્ટ્રમાં સત્યાગ્રહના માર્ગનો આવી રીતે ઉપદેશ શરૂ કરીને મહાસભામાં નવું ધોરણ દાખલ કરવાનું જાહેર કરતાંની સાથે જ બંગાળના આગેવાન બાબુ બિપિનચંદ્ર પાલે સંપૂર્ણ શુદ્ધ સ્વાતંત્ર્ય એ આપણું ધ્યેય છે અને સત્યાગ્રહ અથવા નિશઃસ્ત્ર પ્રતિકાર એ આપણું સાધન છે એમ 'વંદે માતરમ્' પત્રદ્વારા જાહેર કર્યું. તે પત્રના ૧૮મી સપટેમ્બર ૧૯૦૬ના અંકમાં તેઓ લખે છે:

"સ્વાતંત્ર્ય એ આપણું ધ્યેય છે, એ સ્વાતંત્ર્યમાં પરદેશી સત્તાની જરાય દખલગીરી નહિ હોય. આપણા જૂની ઘરેડના દેશભક્તો જે જાતના અર્થ વગરના બડબડાટથી વસાહતી સ્વરાજને આપણી આગળ કાયદેસરના ધ્યેય તરીકે રજૂ કરે છે તેના કરતાં આ (સ્વાતંત્ર્યનું) ધ્યેય વધારે સાચા અને ઉદાત્ત અર્થમાં સંપૂર્ણપણે કાયદેસરનું ધ્યેય છે. કારણ કે, આપણા જીવનના ઘડતરમાં જ તે રહેલું છે. આપણું સાધન 'પૅસિવ રેઝિસ્ટન્સ' (નિઃશસ્ત્ર પ્રતિકાર) છે. તેનો અર્થ એવો થાય છે કે, સરકારને કોઈ પણ જાતની મરજિયાત અને માનદ સેવા આપવાની ના પાડવાનો આપણે સંગઠિતપણે નિશ્ચય કરવો. અને 'બંધારણીય' શબ્દનો પ્રાકૃત અને સામાન્ય અર્થ કરીએ તો પણ આ પદ્ધતિ સંપૂર્ણપણે બંધારણીય નથી એમ કહેવાની કોઈ હિંમત કરશે ખરો? જેઓ અમારી સામે ગુપ્તપણે કાવતરું રચી રહ્યા છે તેમને આ ધ્યેય અને આ કાર્યપદ્ધતિ સુધરેલી દુનિયામાં કોઈ પણ ઠેકાણે પૂરેપૂરી કાયદેસર ગણાતી નથી એમ પુરવાર કરવાને અમે પડકાર કરીએ છીએ."×

આવી રીતે સંપૂર્ણ સ્વાતંત્ર્ય એ સાધ્ય અને સત્યાગ્રહ એ સાધન, એ સિદ્ધાન્તના પાયા ઉપર નવા રાષ્ટ્રીય પક્ષની સ્થાપના કરવામાં લો. ટિળક ગૂંથાયા હતા તે જ વખતે ના. ગોખલે પોતાના એક સહકારી શ્રી. દ્રવિડને વિલાયતથી એક પત્ર લખે છે કે, 'તમે શ્રી. ન. ચિં. કેળકરને મળો અને તેમની મારફતે શ્રી. ટિળકને વિનંતિ કરો કે, તેઓ મિ. મોર્લીના માર્ગમાં મુશ્કેલીઓ ઊભી ન કરે અને તેમના ઉપર પોતાનો વિશ્વાસ નથી એમ જાહેર ન કરે'.+

---

* 'લોકમાન્ય ટિળકાંચે કેસરીંતીલ લેખ', પૃ. ૯૩–૯૪

× 'ધ ન્યૂ સ્પિરિટ ઇન ઇંડિયા' બી. સી. પાલ, પૃ. ૨૪૮.

+ "અને હવે તમને એક કામ કરવાની મારી ખાસ ભલામણ છે. મિ. મોર્લી વિષે આપણાં છાપાંઓમાં અનુદાર ટીકા ન આવે તે માટે તમે તમારાથી બનતું કરો. તમે શ્રી. કેળકરને મળો, અને જરૂર જણાય તો તેમની સાથે શ્રી. ટિળકને પણ મળો; અને તેમને મારી વતી ખાસ વીનવો કે, આપણા દેશના હિતની ખાતર અત્યારને

લો. ટિળકના વાડામાં પ્રવેશ કરવા માટે શ્રી. કેળકરનો દરવાજો ના. ગોખલે માટે હંમેશ ખુલ્લો જ રહેતો; પણ એ દરવાજામાંથી આવતી બાતમીઓ ઉપર લોકમાન્યનું રાજકારણ આધાર રાખતું ન હતું. તેમણે ના. ગોખલેના આ સંદેશાને ઝાઝું મહત્ત્વ આપ્યું નહીં. કારણ આપણને મળતા રાજકીય હકોનો ઊગમ મિ. મોર્લીના ઉદાર અંતઃકરણમાં નહીં પણ આપણા લોકોની પ્રતિકારશક્તિમાં છે એવો તેમનો નિશ્ચિત મત હતો. ના. ગોખલેનો આ પત્ર તા. ૩જી ઑગસ્ટનો છે. તે પછી દોઢ મહીને એટલે તા. ૧૮મી સપ્ટેમ્બર ૧૯૦૬ના 'કેસરી'માં લો. ટિળકે 'તત્ત્વજ્ઞ અને મુત્સદ્દી' એ મથાળાવાળો એક તાત્ત્વિક લેખ લખીને મિ. મોર્લી પાસેથી શાની અપેક્ષા રાખી શકાય ને શાની ન રખાય તેની સરસ ચોખવટ કરી છે. તેઓ લખે છે :

"અંગ્રેજ રાજ્યકર્તાઓ પાસેથી જો કોઈ પણ વસ્તુ આપણે લેવી હોય તો કેળવાયેલા અને વગર ભણેલા બન્ને વર્ગના લોકોએ એક થઈને અત્યારે ચાલતા રાજ્યકારભારનું 'ગાડું' અટકી પડયું છે, એવો તેમને (રાજ્યકર્તાઓને) અનુભવ કરાવવો જોઈએ. ક્રોટન કે મોર્લી જેવી એકાદ વ્યક્તિ આ ભાવી મુશ્કેલી જલદી ધ્યાન પર લેશે; પણ એટલાથી આપણને કશો લાભ થવાનો નથી. તેમના બધા જાતભાઈઓને આ મુશ્કેલી વાસ્તવિક લાગવી જોઈએ; અને એ જાતભાઈઓને એ મુશ્કેલીની પ્રતીતિ થાય તે માટે चक्षुर्वै सत्यम् એ જ એક માર્ગ છે એ માર્ગદ્વારા જ્યારે તેમના જાતભાઈઓની ખાતરી નથી થતી, ત્યારે ગ્લેડસ્ટન જેવાના પ્રયત્નો પણ નિષ્ફળ જાય છે, એ આયરીશ પ્રકરણ ઉપરથી સિદ્ધ થયેલું છે સારાંશ, હિન્દુસ્તાની પ્રજાને થોડા ઘણા વિશેષ મહત્ત્વના હકો આપ્યા વિના હવે છૂટકો નથી, એમ કેવળ મોર્લીસાહેબને જ નહિ પણ કર્ઝનસાહેબને પણ લાગવા માંડશે ત્યારે જ હિન્દુસ્તાનને કંઈ કે લાભ થવાનો સંભવ છે . . . તેમ છતાં નિશાળમાં ભણતા છોકરાઓની જેમ આપણે ઉદાત્ત તત્ત્વોના તરંગી ખ્યાલોમાં ગરકાવ થઈને કોઈ તત્ત્વજ્ઞાનીને વિશ્વાસે બેસી રહીશું તો આપણા જેવા કમનસીબ બીજા કોઈ નથી એમ જ સમજવું જોઈએ. આ રાજકારણ છે, તત્ત્વજ્ઞાન નથી, એ વાત કદી પણ કોઈએ ભૂલવી જોઈએ નહીં. અને તે ન ભૂલી જતાં જો આપણે આપણો પુરુષાર્થ ચાલુ રાખીએ તો તેમાં આપણે વહેલે કે મોડે સફળ થઈ શકીશું."*

આ લેખ એક રીતે ગોખલેના પત્રનો ઉત્તર તેમ જ મવાળ પક્ષની ઝાટકણી-રૂપ હતો અને તેમાં રાષ્ટ્રીય પક્ષના નિઃશસ્ત્ર ક્રાન્તિવાદની રૂપરેખા પણ આપેલી છે. તાત્ત્વિક દૃષ્ટિથી હિન્દી લોકોની લાયકાત કે હકો સ્વીકારવા એ રાજકીય

---

સમયે મોર્લી વિષે અવિશ્વાસ જાહેર કરવાનું કોઈ પગલું આપણે ત્યાંનાં છાપાં ભરવા માગે તો તેમને તેમ કરતા રોકવા માટે તમારી બધી લાગવગ તમે વાપરો ."

— ગોખલેનો શ્રી. દ્રવિડ ઉપરનો કાગળ. 'લાઈફ ઑફ ગોખલે'

— વી. એસ. શાસ્ત્રી, પૃ. ૬૮.

* 'લોકમાન્ય ટિળકાંચે કેસરીંતીલ લેખ', ભાગ ૩, પૃ. ૧૧૧.

તત્ત્વજ્ઞાન છે; અને પ્રત્યક્ષ વહેવારમાં તે હકનો અમલ ચાલુ કરવો એ વહેવારુ રાજકારણનો પ્રશ્ન છે. એનો ઉકેલ આણવાને કેવળ તત્ત્વજ્ઞાની અસમર્થ છે. મુત્સદ્દીને હાથે એ વાત બને તે માટે એ હકો ન આપવામાં આવે તો રાજ્ય-કારભાર અટકી પડે છે એવી પ્રતીતિ તેને થાય એ જરૂરનું હોય છે. એટલું જ નહીં પણ પોતાના સહકારીઓની પણ તેવી ખાતરી તેને કરાવવી પડે છે. તેને માટે રાજ્યયંત્ર પ્રત્યક્ષ અટકી પડ્યાનો પુરાવો તેના હાથમાં હોય એ જરૂરનું છે. આ દૃષ્ટિથી જોતાં આપણે રાજ્યતંત્રમાં આડખીલી મૂકીને મોર્લી સાહેબને મદદ જ કરીએ છીએ એમ લોકમાન્ય ટિળક કહેતા. ઉપરાંત, આપણું કાર્ય સફળ થાય તો મોર્લી શું પણ લૉર્ડ કર્ઝન પણ આપણી માગણી માન્ય કરશે. તાત્પર્ય, માગણી કરો, પણ એ માગણી બામણિયા નહીં પણ ક્ષત્રિયની થાય તે જોજો; તેની પાછળ શક્તિ છે તેની ખાતરી કરજો; એ જ લોકમાન્યનું કહેવું હતું. એમાં વ્યક્તિશઃ મોર્લી વિષે અવિશ્વાસ વ્યક્ત કરવાનો સવાલ જ ન હતો. ફક્ત તત્ત્વજ્ઞ મોર્લી અને મુત્સદ્દી મોર્લી એ બે ભૂમિકાઓ વચ્ચેનો ભેદ સ્પષ્ટ કરીને મોર્લીને તેનું તત્ત્વજ્ઞાન કૃતિમાં ઉતારવાની શી રીતે ફરજ પાડવી એટલો જ અહીં સવાલ હતો અને તેનો સશાસ્ત્ર જવાબ લોકમાન્યે ઉપરના લેખમાં આપેલો છે.

એ જ અરસામાં હિંદી રાજકારણમાં બીજી એક મહત્ત્વની ઘટના બની રહી હતી. બારિસાલ પરિષદ વખતે નિઃશસ્ત્ર જનતાનાં માથાં ભાંગ્યાં તે દૃશ્ય જોવાને બાબુ અરવિંદ ઘોષ હાજર હતા. ત્યાંનું નિઃશસ્ત્ર પ્રતિકારનું એ ઉત્સાહ-વર્ધક દૃશ્ય જોઈને તેમણે વડોદરાના કેળવણી ખાતાની નોકરી છોડી દઈને બંગાળની નિઃશસ્ત્ર ક્રાન્તિના કાર્યમાં પડવાનો નિશ્ચય કર્યો અને થોડા જ વખતમાં કલકત્તા આવીને રાષ્ટ્રીય કેળવણીનું કામ પોતાને માથે લીધું. એ જ વખતે બંગાળમાં શરૂ થયેલા 'વંદે માતરમ્' પત્રના તેઓ થોડા જ દિવસોમાં તંત્રી થયા. બાબુ અરવિંદ ઘોષની પ્રકૃતિ પ્રથમથી જ અધ્યાત્મપ્રવણ હોવાથી બંગાળમાં થઈ રહેલી નિઃશસ્ત્ર ક્રાન્તિમાં તેમને જગતનું એક અભિનવ ક્રાન્તિ-શાસ્ત્ર દેખાવા લાગ્યું અને એ દૃષ્ટિથી તેમણે હિન્દી રાજકારણનું એ આધ્યા-ત્મિક સ્વરૂપ લોકો આગળ મૂકવાનું શરૂ કર્યું. પણ તેમના નાના ભાઈ બારીન્દ્રકુમારનો આ નિઃશસ્ત્ર ક્રાન્તિમાર્ગ ઉપર કેમે કરીને વિશ્વાસ બેસે નહિ. તેમણે એ જ સમયે સ્વામી વિવેકાનન્દના બંધુ ભૂપેન્દ્રનાથ દત્તના સહકારથી આધ્યાત્મિક શક્તિને આધારે જ સશસ્ત્ર ક્રાન્તિવાદનો પ્રસાર બંગાળી જુવાનોમાં કરવાની શરૂઆત કરી. ક્રાન્તિકારીઓને વેઠવો પડતો જુલમ અને ત્રાસ સહન કરવા માટે આત્મબળની આવશ્યકતા છે એવો તેમનો મત હોય તો પણ, ભારતીય ક્રાન્તિ નિઃશસ્ત્ર માર્ગે સફળ થશે એવો વિશ્વાસ તેમને ન હતો.

બારીસાલના લાઠીમારના બનાવ પછી થોડા જ દિવસમાં બાબુ સુરેન્દ્રનાથ બૅનરજી પાસે બે જુવાનો પિસ્તોલ સાથે આવ્યા અને પૂર્વ બંગાળના લે. ગવર્નર ફુલ્લરનું ખૂન કરવાનો પોતાનો ઇરાદો તેમણે તેમને જણાવ્યો. પણ પોતે તેમને એ માર્ગથી પાછા વાળ્યા હતા એવી હકીકત બાબુ સુરેન્દ્રનાથે પોતાની આત્મકથામાં લખેલી છે. એ જ અરસામાં દે. ભ. વિનાયકરાવ સાવરકર નાસિકમાં 'અભિનવ ભારતસમાજ' નામની સંસ્થા સ્થાપી તેને સશસ્ત્ર ક્રાન્તિવાદની દીક્ષા આપી રહ્યા હતા એ વરસે લો. ટિળક નાસિક ગયા હતા ત્યારે તેમણે પણ ત્યાંના 'મિત્ર મેળા'ના જુવાનિયાઓને સુરેન્દ્રબાબુના જેવો જ ઉપદેશ કર્યો હતો. તેનો અહેવાલ તા. ૨૪ ઑગસ્ટ ૧૯૦૬ના 'હિન્દુ પંચ'માં નીચે મુજબ આવેલો છે :

"શનિવારે બપોરે ટિળકની અને મિત્રમેળાના છોકરવાદ આગેવાનોની બે એક કલાક સુધી ગુપ્ત મુલાકાત થઈ. મિત્રમેળાનાં ગીતો, તેમણે આપેલું માનપત્ર વગેરે બધું જ વધારે પડતા ડહાપણથી ભરેલું ટાયલું હોવાથી હું તે બાબત કશું જ લખવા માગતો નથી. આ બેફામ જુવાન છોકરાઓ કોઈ દિવસ ફાંસીને માંચડે લટકશે અને નાશિકના આગેવાનોને નીચું જોવાનો પ્રસંગ આવશે એમ તેમની વર્તણુક જોઈને મારી પૂરેપૂરી ખાતરી થઈ છે. ટિળકે તેમના ચારિત્ર્યની તેમ જ તેમની આત્યંતિક નિષ્ઠાની પ્રશંસા કરી, પણ તેની સાથે જ તેમના વાહિયાત વર્તન માટે તેમની સારી પેઠે ઝાટકણી પણ કાઢી. આ ગુપ્ત મુલાકાત વખતે જે અંજન આંજવામાં આવ્યું તેને પરિણામે પણ મિત્રમેળાની આંખ ઊઘડશે તો સારું થશે !"*

તે પછી થોડા જ દિવસમાં લો. ટિળક બેલગામ ગયા. તે વખતનું લોકમાન્યનું એક સંસ્મરણ દે. ભ. ગંગાધર દેશપાંડેએ નીચે મુજબ નોંધેલું છે :

"૧૯૦૬માં ગણપતિ ઉત્સવ નિમિત્તે લો. ટિળક પહેલી જ વખત બેલગામ આવ્યા. ગોવિંદરાવ ચાળગી સ્વયંસેવકોના આગેવાન હતા અને તેમની સાથે સો બસો ઉત્સાહી અને કસરતબાજ જુવાનો હતા તે તેમની નજરે પડ્યા. સરઘસનો કાર્યક્રમ પૂરો થયા પછી લોકમાન્યે મને એક બાજુએ બોલાવીને કહ્યું, 'હું હમણાં જ નાશિકથી આવું છું. ત્યાં પણ આવા જ જુવાનિયાઓ મેં જોયા અને કેટલાક મને મળ્યા પણ ખરા. તેમનો ઉત્સાહ તથા મહત્ત્વાકાંક્ષા અપૂર્વ છે, પણ તેમનામાં થોડુંક ગાંડપણ પણ છે. તમારા જુવાનોને સાચવજો. આવા ગાંડપણથી કામ માર્યું જાય છે.''

આવી જાતના વિચાર તેમના લેખોમાં ઘણી જગ્યાએ મળી આવે છે. 'આપણું આજનું રાજકારણ નિઃશસ્ત્ર ક્રાન્તિને માર્ગે જ ચાલવું જોઈએ એ વિષે તેમની બુદ્ધિનો સંપૂર્ણ નિશ્ચય થયેલો હતો. તેમ છતાં દેશના યુવાનોમાં સશસ્ત્ર ક્રાન્તિવાદ ફેલાવા લાગ્યો હતો એની પણ તેમને ખબર હતી. ગાંડપણથી તેઓ પોતાના કાર્યને હાનિ ન પહોંચાડે તે માટે તેઓ પૂરેપૂરી ખબરદારી

---

* 'લોકમાન્ય ટિળક યાંચે ચરિત્ર', લે. કેળકર, ખંડ ૩, ભા ૪, પૃ. ૯૫.

રાખતા અને તેમને ઉપદેશ આપતા, તથા તેમને યોગ્ય મર્યાદામાં રાખવાનો પ્રયત્ન કરતા. આવી રીતે એક તરફ 'ભિક્ષાં દેહિ'નું બંધારણીય રાજકારણ અને બીજી બાજુએ સશસ્ત્ર ક્રાન્તિનું ઉતાવળિયું તેમ જ અવહેવારુ રાજકારણ, એ બેની વચ્ચેથી નિઃશસ્ત્ર ક્રાન્તિને માર્ગે મહાસભાની નાવ હંકારવી જોઈએ અને તે માટે તેનું સુકાન નવા પક્ષના હાથમાં આવે તેવા ઉપાયો કરવા જોઈએ એમ લોકમાન્યને લાગતું હતું. આ જ દૃષ્ટિથી આગળ જેનો ઉલ્લેખ કરેલો છે તે ખાપર્ડેના પરિપત્રમાં લાલા લાજપતરાયને કલકત્તાના અધિવેશનના પ્રમુખ બનાવવાની સૂચના પણ કરવામાં આવી હતી.

આ જ વખતથી એંગ્લો ઇંડિયન પત્રોએ હવે મહાસભા નવા પક્ષના હાથમાં જશે એવી બૂમાબૂમ શરૂ કરી. બંગાળમાં પાલબાબુએ પ્રમુખપદ માટે લો. ટિળકનું જ નામ સૂચવ્યું. પછી તો પૂછવું જ શું? 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા' જેવા પત્રને જાણે ભૂત જ વળગ્યું! આખરે એ આપત્તિ ટાળવા માટે સુરેન્દ્રનાથ તથા ભૂપેન્દ્રનાથ એ બે વિનીતશ્રેષ્ઠોએ દાદાભાઈ નવરોજીને જ બોલાવવાનું નક્કી કર્યું. દાદાભાઈનું નામ સાંભળતાં જ નવા પક્ષે પ્રમુખપદનો વાદ પડતો મૂક્યો. કારણ દાદાભાઈ નવા પક્ષને કોઈ પણ જાતની હાનિ ન પહોંચે એવી રીતે વર્તશે એમ આ પક્ષને ખાતરી હતી; અને આખરે થયું પણ તેમ જ. દાદાભાઈનું ભાષણ વાંચીને અને કલકત્તાની મહાસભાએ પસાર કરેલા ઠરાવો જોઈને 'ઇંગ્લિશમન' નામના ઍંગ્લોઇંડિયન પત્રે લખ્યું કે, "બ્રિટિશ સામ્રાજ્યની વિરુદ્ધ સળગેલા દ્વેષાગ્નિને હોલવવા માટે જે ગૃહસ્થને બોલાવ્યો તેણે તો ઊલટું તેમાં ઘાસતેલ જ રેડ્યું."* આ અધિવેશનમાં જે ઠરાવો પસાર થયા તેમાં ચાર જ ઠરાવો મુખ્ય હતા. સ્વદેશી, રાષ્ટ્રીય કેળવણી, બહિષ્કાર તથા સ્વરાજ. એમાંના દરેક ઠરાવ ઉપર ભારે વાગ્યુદ્ધ જામ્યું અને સભામાં ભંગાણ પડે એનો પ્રસંગ પણ આવ્યો. પણ પ્રમુખની ડાહપણભરેલી નીતિથી અને તેમની કુનેહથી એ પ્રસંગ ટળ્યો. આગલે વરસે બનારસના અધિવેશન વખતે ના. ગોખલેએ તાર કર્યા છતાં જૂના પક્ષના ધુરંધર આગેવાન ફિરોઝશાહ મહેતા હાજર રહ્યા ન હતા; પણ આ વરસે તે જાતે હાજર રહ્યા હતા અને નવા પક્ષનો ડગલે ને પગલે વિરોધ કરતા અથવા કરાવતા હતા. સ્વદેશીનો ઠરાવ તો વાદગ્રસ્ત ન ગણાવો જોઈએ, પણ 'નુકસાન વેઠીને પણ' સ્વદેશી માલ લેવો, એ વાક્યમાંના 'નુકસાન વેઠીને પણ' (ઇવન ઍટ એ સૅક્રિફાઇસ) એ શબ્દોનો વિરોધ કરવામાં આવ્યો! રાષ્ટ્રીય કેળવણીના ઠરાવમાં 'રાષ્ટ્રીય કાબૂ હેઠળ' (અંડર નૅશનલ

---

* 'હાઉ ઇંડિયા રોટ ફૉર ફ્રીડમ'— ઍની બેઝંટ, પૃ. ૪૪૭.

કંટ્રોલ ) એ શબ્દોનો વિરોધ થયો. પણ એ બન્ને મુદ્દાઓમાં જૂના પક્ષનો પૂરેપૂરો પરાભવ થયો. ત્રીજો મહત્ત્વનો ઠરાવ બહિષ્કાર વિષેનો હતો. એ જ સૌથી વધારે વાદગ્રસ્ત હતો. ના. ગોખલે જેવા અગ્રગણ્ય વિનીતોને બ્રિટિશ માલનો બહિષ્કાર અને તે પણ બંગાળ ઇલાકા પૂરતો માન્ય હતો. પણ નવા રાષ્ટ્રીય પક્ષને બ્રિટિશ માલનો જ નહીં, પણ બ્રિટિશ સરકારનો, બ્રિટિશ ધારાસભાઓનો, બ્રિટિશ નોકરીઓનો, તેમ જ બ્રિટિશ અદાલતોનો પણ બહિષ્કાર અભિપ્રેત હતો; અને તેને અમલમાં મૂકવાનો પ્રયત્ન એ પક્ષ છડેચોક કરી રહ્યો હતો. પૂર્વ બંગાળામાં તેની ચળવળ કાયદાભંગ અને સરકારી નોકરોનો બહિષ્કાર કરવા સુધી પહોંચી ગઈ હતી; અને બહિષ્કારયોગમાં આ બધી વસ્તુઓનો સમાવેશ થાય છે, એમ રાષ્ટ્રીય પક્ષના આગેવાનોએ વારંવાર લખ્યું હતું. આ ઠરાવ ઉપર ખરેખરી ઝુંબેશ ચાલી અને એવો વખત આવ્યો કે પાલબાબુ સભા છોડીને ઊઠી ગયા. પણ આખરે બન્ને પક્ષો વચ્ચે સમજૂતી થઈ, અને નીચે મુજબનો ઠરાવનો મુસદ્દો ઘડાયો: "આથી એવો ઠરાવ કરવામાં આવે છે કે, આપણા દેશના રાજ્યકારભારમાં દેશની જનતાને બિલકુલ ઓછો, બલ્કે નહીં જેવો જ, બોલવાનો અધિકાર હોવાથી, તેમ જ સરકાર પાસે પોતાનાં દુઃખો રજૂ કરતાં પણ જનતાને કોઈ દાદ ન મળતી હોવાથી આ મહાસભા એવો અભિપ્રાય દર્શાવે છે કે, બંગાળના ભાગલાના વિરોધ તરીકે બહિષ્કારની જે હિલચાલ બંગાળે શરૂ કરી છે તે પૂરેપૂરી કાયદેસર હતી અને છે." આ મુસદ્દામાં બંગાળમાં પ્રથમ શરૂ કરવામાં આવેલી (ઇનૉગરેટેડ ઇન બેંગોલ) 'બહિષ્કારની ચળવળ' ન્યાય્ય છે એમ કહેવામાં આવ્યું હતું. એની ઉપર ભાષણ કરતાં પાલબાબુએ જણાવ્યું કે, બંગાળામાં શરૂ થયેલી બહિષ્કારની ચળવળ કેવળ માલના બહિષ્કાર પૂરતી નથી, તેમાં બધી જાતના બહિષ્કારનો સમાવેશ થાય છે; અને એ હિલચાલ પ્રથમ બંગાળે શરૂ કરી છે એમ કહ્યું હોય તો પણ ન્યાય્ય હોવાથી તેનો સ્વીકાર બધાએ કરવો જોઈએ. આ હિલચાલ સર્વત્ર ફેલાવી જોઈએ, તેની વ્યાપકતા વધવી જોઈએ અને સ્વરાજ્યની સ્થાપના થાય ત્યાંસુધી તે ચાલુ રહેવી જોઈએ. ના. ગોખલે તથા પં. માલવીયે તે પછી ભાષણો કરીને એ ઠરાવનો એવો અર્થ થતો નથી પણ તેમાં ફક્ત વિલાયતી માલનો જ બહિષ્કાર અને તે પણ બંગાળ પૂરતો જ ન્યાય્ય ઠરાવવામાં આવેલો છે એવું ભાષ્ય કર્યું. પણ ઠરાવના શબ્દોમાંથી બન્ને અર્થ નીકળી શકતા હતા એટલે તે સર્વાનુમતે પસાર થયો. સમજૂતીના ઠરાવની શબ્દરચના હંમેશ આવી રીતે મોઘમ હોય છે અને બન્ને પક્ષોને પોતપોતાનો અભિપ્રેત હોય એવો અર્થ કરવાની છૂટ આપવામાં આવે તો એ સમજૂતી ટકી શકે છે. પણ દાદાભાઈની

આગેવાની નીચે કરવામાં આવેલી એ સમજૂતી મહેતાપક્ષને બિલકુલ માન્ય ન હતી અને આગામી અધિવેશનમાં એ અસ્પષ્ટ શબ્દરચના બદલીને સમજૂતી તોડવાનો નિશ્ચય એ જ વખતે વિનીત પક્ષે કર્યો. એ પછી બીજો વાદગ્રસ્ત મુદ્દો અંતિમ ધ્યેય અને સ્વરાજ્યની માગણી વિષેનો હતો. આપણું અંતિમ ધ્યેય પૂર્ણ સ્વરાજ્ય હોવું જોઈએ એવો નવા પક્ષનો મત હતો, તો પણ તાત્કાલિક માગણીઓના ઠરાવમાં વસાહતી સ્વરાજ્યનો સ્પષ્ટ ઉલ્લેખ કરીને તેના પહેલા હપતા તરીકે કેટલાક વિશિષ્ટ સુધારાઓ તરતોતરત કરવાનો ઠરાવ કરવાથી નવા પક્ષનું સમાધાન થાય તેમ હતું. અને એવો જ ઠરાવ આખરે થયો.

"એવો ઠરાવ કરવામાં આવે છે કે સ્વરાજ્ય ભોગવતી બ્રિટિશ વસાહતોમાં જે રાજ્યપદ્ધતિ ચાલુ છે તેવી રાજ્યપદ્ધતિ હિન્દમાં પણ સ્થાપન કરવી જોઈએ, એવો આ મહાસભાનો અભિપ્રાય છે; અને એ દિશામાં પ્રથમ પગલા તરીકે નીચે જણાવેલા સુધારાઓ અહીંની રાજ્યપદ્ધતિમાં વિના વિલંબે દાખલ કરવા જોઈએ, એવી મહાસભાની આગ્રહપૂર્વક માગણી છે. . . . ."

એ પછી કેટલાક સુધારાઓ સૂચવવામાં આવ્યા હતા. તેમાં વરિષ્ઠ અધિકારી વર્ગની ભરતી હરીફાઈની પરીક્ષાઓ લઈને કરવામાં આવે, આ પરીક્ષાઓ ઇંગ્લન્ડમાં તેમ જ હિન્દમાં બન્ને ઠેકાણે લેવામાં આવે, ભારતમંત્રી, વાઇસરૉય તથા ગવર્નરોની કારોબારી સમિતિઓમાં હિન્દીઓને પૂરતું પ્રતિનિધિત્વ આપવામાં આવે, વડી અને પ્રાન્તિક ધારાસભાઓને વધારે વિસ્તૃત બનાવી તેમાં લોકપ્રતિનિધિઓની સંખ્યામાં વધારો કરવામાં આવે, તેમ જ તેમને રાષ્ટ્રના આવકખર્ચ અને રાજ્યવહીવટ ઉપર વધારે અંકુશનો હક આપવામાં આવે, અને સ્થાનિક સ્વરાજ્યનો વિકાસ કરવામાં આવે, વગેરે માગણીઓ હતી. આ સ્વરાજ્યનો ઠરાવ બન્ને પક્ષની સંમતિથી થયો હતો એ વાત ધ્યાનમાં લેતાં તાત્કાલિક રાજકીય સુધારાઓની માગણીની બાબતમાં બે પક્ષો વચ્ચે ઝાઝો મતભેદ ન હતો એમ દેખાય છે. પણ સાચી વસ્તુસ્થિતિ તેવી ન હતી. આ તાત્કાલિક સુધારાઓ દાખલ થઈ જાય કે તરત તેમના પાયા પર વસાહતી સ્વરાજ્યને પંથે ચાલવા માંડવું, એવું નવા પક્ષનું ધોરણ હતું અને વસાહતી સ્વરાજ્યના તાત્કાલિક પહેલા હપતાની દૃષ્ટિથી જ એ પક્ષ આ સુધારાઓ તરફ જોતો હતો. ઉપરાંત, પ્રત્યક્ષ કાર્યની દૃષ્ટિથી વસાહતી સ્વરાજ્યનું ધ્યેય તેણે આ ઠરાવથી માન્ય કર્યું હતું તો પણ પોતાનું અંતિમ ધ્યેય પૂર્ણ સ્વાતંત્ર્ય જ છે એમ તે પક્ષ જાહેર કરતો હતો. આપણા એ ધ્યેયને દાદાભાઈએ પોતાના ભાષણમાં સ્વીકાર્યું છે એમ પાલબાબુનું કહેવું હતું. દાદાભાઈના ભાષણમાં ધ્યેયની વાત નીચેના શબ્દોમાં કરવામાં આવી હતી. 'સેલ્ફ-ગવર્નમેન્ટ ઑર સ્વરાજ લાઇક ધૅટ ઑફ ધિ યુનાઇટેડ કિંગડમ ઑર ધિ કૉલોનીઝ' એવા

શબ્દો વાપરીને બ્રિટનના જેવું અથવા વસાહતોના જેવું સ્વરાજ્ય આપણું ધ્યેય છે એમ દાદાભાઈ કહે છે; અર્થાત ઇંગ્લન્ડના જેવું સ્વરાજ્ય એમ કહેવામાં પૂર્ણ સ્વતંત્ર્ય આવી ગયું અને 'ઇંગ્લન્ડ કે વસાહતોના જેવું' એ શબ્દયોજના દાદાભાઈએ જાણીબૂઝીને કરેલી છે એમ પાલખાળુ કહેતા. બીજું, દાદાભાઈએ પોતાના ઉપસંહારના ભાષણમાં ઇંગ્લન્ડ કે વસાહતી એવો કોઈ પણ ઉલ્લેખ ન કરતાં કેવળ 'એકતા સાધો, ચીવટ રાખો અને સ્વરાજ્ય મેળવો' એટલો જ સંદેશો આપ્યો હતો. એ પ્રસંગનું વર્ણન કરતાં લો. ટિળક લખે છે:

"રાષ્ટ્રીય સભા અને સ્વરાજ્ય એ બેને એકત્ર આણી તેમની આ વૃદ્ધ મહાપિતામહે વાળેલી ગાંઠ હવે કોઈનાથી છોડી છૂટવાની નથી . . . . . રાષ્ટ્રીય સભા અને સ્વરાજ્યનો હક એ બેનાં તે સમા ઉંમર લાયક થતાં રાજકીય ચળવળના સન્માનનીય અને વૃદ્ધ મહર્ષિ ઉપાધ્યાય દાદાભાઈને હાથે ગયા ડિસેંબર માસમાં સશાસ્ત્ર રીતે લગ્ન થયાં છે; અને આ વિવાહ સંબંધ રાષ્ટ્રીય સભા સાથે પોતાનો પિતૃત્વનો સંબંધ માનનારા કેટલાક ગૃહસ્થોને પૂરેપૂરો માન્ય ન હોય તો પણ તેને હવે રદ કરવાનું અથવા તેમાં જરા સરખો અંતરાય ઊભો કરવાનું શક્ય નથી. દાદાભાઈ વિના કોઈ પણ ઉપાધ્યાયને હાથે આ કાર્ય પાર પડ્યું ન હોત, અને કદાચ પાર પડત તો પચવું મુશ્કેલ થાત. . . . . . સ્વરાજ્ય — લોકો પોતાની મેળે ચલાવતા હોય એવું સ્વરાજ્ય — આપણને પ્રાપ્ત થયા વિના આપણા ઉદ્ધારનો બીજો માર્ગ નથી, એમ આગ્રહપૂર્વક, સ્પષ્ટપણે અને સહેલી ભાષામાં, ગળગળા થઈને દાદાભાઈએ જ્યારે મહાસભાના વ્યાસપીઠ ઉપરથી પોતાના ભાષણની આખરે કહ્યું, ત્યારે કોઈ વૃદ્ધ દેવદૂત આપણી જુવાન પેઢીને છેવટનો ઉપદેશ આપવા માટે જાણે અવતર્યો ન હોય એવો ક્ષણ વાર આભાસ થયો હતો."*

કલકત્તાની મહાસભા, તેમાં પસાર થયેલા સ્વરાજ્ય, બહિષ્કાર વગેરેના ઠરાવો તેમ જ દાદાભાઈનું ભાષણ, એ બધા વિષે લોકમાન્યે પૂરેપૂરો સંતોષ વ્યક્ત કર્યો તો પણ આપણા પક્ષના બધા જ મુદ્દાઓ મહાસભાએ સ્વીકાર્યા છે એમ તેમને જરાયે લાગતું નહોતું. પોતાના પક્ષનું કહેવું શું છે, તેમ જ તેનો આખો કાર્યક્રમ શો છે, એ વિષે તેમણે મહાસભાના અધિવેશન પછી કલકત્તામાં ભરાયેલી એક પ્રચંડ જાહેર સભામાં નીચે મુજબ નિવેદન કર્યું. તેમના ભાષણનો વિષય 'નવા પક્ષનાં મૂળભૂત તત્ત્વો' હતો અને એ ભાષણ ૨જી જાન્યુઆરી ૧૯૦૭ને રોજ થયું હતું. તેનો મહત્ત્વનો ભાગ નીચે આપ્યો છે:

"આપણા રાજકારણમાં હમણાં હમણાં બે નવા શબ્દો દાખલ થયા છે: 'જહાલ' અને 'મવાળ'. એ શબ્દોનો વિશિષ્ટ કાળ સાથે વિશિષ્ટ પ્રકારનો સંબંધ છે અને વખત બદલાશે તેમ તેમના અર્થો પણ બદલાતા રહેશે. મહાસભાની જ્યારે સ્થાપના થઈ તે વખતે દાદાભાઈના જે વિચારો આજે મવાળ ગણવામાં આવે છે તે જાહેર થતાં જ તેમને જહાલ શબ્દથી ઓળખાવવામાં આવ્યા હતા. આ ઉપરથી તમે જોશો

---

* 'લો. ટિળકાંચે કેસરીંતીલ લેખ', ભાગ ૩, પૃ. ૧૩૩-૪.

કે, જહાલ એ શબ્દ પ્રગતિનો સૂચક છે. આજે અમે જહાલ છીએ, કાલે અમારાં છોકરાં પોતાને જહાલ કહેવડાવશે ને અમને મવાળ કહેશે. દરેક નવો પક્ષ જહાલ તરીકે અસ્તિત્વમાં આવે છે અને મવાળ ઠરીને તેનું પર્યવસાન થાય છે. વહેવારુ રાજકારણનું ક્ષેત્ર અમર્યાદ છે. . . . નોકરશાહી પાસે દાદ માગવી વ્યર્થ છે. આ મુદ્દાની બાબતમાં જૂના અને નવા પક્ષનો એક મત છે. જૂના પક્ષને બ્રિટિશ રાષ્ટ્ર પાસે દાદ માગવાની વાત પર વિશ્વાસ છે, અમને નથી. અમારી ભૂમિકા આવી હોવાથી અમારી પાસે બીજું કોઈ સાધન હોવું જોઈએ એ તર્કસિદ્ધ વાત છે. એવું બીજું સાધન અમારી પાસે મોજૂદ છે. અમે કંઈ નિરાંતે બેસી રહેવાના નથી. અમારે જે વસ્તુ જોઈએ છે તે મેળવવા માટે અમે બીજું કોઈ સાધન યોજીશું. અમે નિરાશ થયા નથી તેમ જ નિરાશાવાદીયે નથી. સ્વપ્રયત્નને જોરે આપણું ધ્યેય પ્રાપ્ત કરવાની અમને હોંશ છે અને તેથી જ આ નવો પક્ષ અસ્તિત્વમાં આવેલો છે. . . . મહાભારતની કથા આપણને કહે છે કે, શ્રીકૃષ્ણને વિષ્ટિ માટે મોકલવામાં આવ્યા હતા, પણ તે જ વખતે કૌરવો અને પાંડવો બન્ને વિષ્ટિ સફળ ન થાય તો તે પ્રસંગનો સામનો કરવાને માટે પોતપોતાનાં લશ્કર સંગઠિત કરી રહ્યા હતા. એનું નામ રાજકારણ. તમારી માગણી જો સ્વીકારાય નહીં તો આવી રીતે લડવાની તમારી તૈયારી છે કે? જો એવી તમારી તૈયારી હોય તો તમારી માગણીનો અસ્વીકાર થવાનો નથી તેની ખાતરી રાખજો. પણ જો એવી તમારી તૈયારી ન હોય તો તમારી માગણીને જરૂર અવગણવામાં આવશે. અને તે પણ કદાચ સદાને માટે, એની પણ પૂરેપૂરી ખાતરી રાખજો. આપણી પાસે શસ્ત્રો નથી અને શસ્ત્રોની આપણને જરૂર પણ નથી. પરંતુ આપણી પાસે એક વધુ પ્રબળ શસ્ત્ર છે. બહિષ્કાર એ આપણું રાજકીય શસ્ત્ર છે. એક વસ્તુ અમે બરાબર જોઈ લીધી છે; અને તે એ કે મુઠ્ઠીભર અંગ્રેજોએ ચલાવેલો આ રાજ્યકારભાર આપણા સહકાર પર જ નભે છે. બધી નીચલી જગ્યાઓ ઉપર આપણા જ લોકો છે. આખું રાજ્ય આપણી સહાયથી ચાલી રહ્યું છે અને તેઓ આપણને આપણી પરસ્પર સહકારની શક્તિની બાબતમાં અજ્ઞાન રાખે છે. આ શક્તિનું ભાન આપણને થાય તો આપણે આપણે પોતાને હાથે જે રાજ્ય ચલાવી રહ્યા છીએ તેના પર આપણો હક સ્થાપી શકીશું અને તે આપણે આપણી મેળે ચલાવી શકીશું. રાજ્યવહીવટના નિયંત્રણની બધી સત્તા આપણા હાથમાં આવવી જોઈએ એ મુખ્ય મુદ્દો છે. મારા ઘરની ચાવી મારા કબજામાં જોઈએ; સરકારના તંત્રમાંથી એકાદબે પારકા માણસોને કાઢી મૂકવાનો આ સવાલ નથી. સ્વરાજ્ય એ આપણું સાધ્ય છે. આપણા રાજ્યકારભાર ઉપર આપણો કાબૂ હોવો જોઈએ. કારકુન તરીકે અમે રહેવા માગતા નથી. આજે આપણે કેવળ કારકુનો છીએ; અને પરદેશી સરકારના હાથા બનીને પોતાની જાત ઉપર આપ-ખુશીથી જુલમ ગુજારીએ છીએ. આ સરકાર આપણા પર જે રાજ્ય કરે છે તે કંઈ પોતાને બળે કરતી નથી; પણ આ વસ્તુસ્થિતિની બાબતમાં આપણને અજ્ઞાનમાં રાખીને કરે છે. પ્રો. સીલીનો એવો જ મત છે. દરેક અંગ્રેજ જાણે છે કે, આ દેશમાં કેવળ મુઠ્ઠીભર અંગ્રેજો છે; પણ તમે દુર્બળ છો અને તેઓ પ્રબળ છે એવો ભ્રમ તમારા દિલમાં પેદા કરવો એ તેમાંના દરેકનો ધંધો જ છે. આ જ રાજકારણ છે. આજ સુધી આપણે આ નીતિની તરકીબથી છેતરાયા છીએ. તમારું

ભાવિ સર્વથા તમારા જ હાથમાં છે. તેનું તમને ભાન થાય એ જ આ નવા પક્ષનો ઉદ્દેશ છે. સ્વતંત્ર થવાની જો તમને ઇચ્છા હોય તો તમે જરૂર સ્વતંત્ર થઈ શકશો. જો તમે સ્વતંત્ર થવા ન માગતા હો તો તમારો અધઃપાત થશે; અને એ અવનત દશામાં તમારે કાયમ રહેવું પડશે. તમારામાંથી ઘણાએ હથિયાર લેવાં જોઈએ, એવી પણ જરૂર નથી. પરંતુ સશસ્ત્ર પ્રતિકાર કરવાની તાકાત તમારામાં ન હોય તો સ્વાર્થત્યાગ અને આત્મસંયમ એ બેનો આશ્રય લઈને આ પરદેશી સરકારને આપણા પર રાજ્ય ચલાવવામાં મદદ ન કરવાનું સામર્થ્ય પણ તમારામાં રહ્યું નથી શું? આ જ બહિષ્કાર કહેવાય. અને બહિષ્કાર એ રાજકીય શસ્ત્ર છે, એમ જ્યારે હું કહું છું ત્યારે તેનો આ જ અર્થ છે. મહેસૂલ ઉઘરાવવામાં તેમ જ શાન્તિ જાળવવામાં આપણે તેમને સહાય નહીં કરીએ. હિન્દનું લોહી રેડીને તેમ જ તેનો પૈસો વાપરીને સરહદની પેલી પાર કે હિન્દુસ્તાનની બહાર યુદ્ધ ચલાવવામાં આપણે તેને મદદ નહીં કરીએ. ન્યાય આપવાના કામમાં મદદ નહીં કરીએ. આપણે પોતાની સ્વતંત્ર અદાલતો સ્થાપીશું અને વખત આવશે ત્યારે તેને કરવેરા પણ નહીં ભરીએ. તમારા સંગઠિત પ્રયત્ન વડે તમે આટલું કરી શકશો ખરા કે નહીં? કરી શકતા હો તો આવતી કાલથી જ તમે સ્વતંત્ર છો. આજે અહીં આવેલા એક ભાઈએ આખા રોટલાની ને અર્ધા રોટલાની વાત કરી. હું કહું છું કે, મારે આખો જ રોટલો જોઈએ, અને એ પણ હમણાં જ જોઈએ પણ મને આખો ન મળે તો હું હિંમત હારી જવાનો છું એમ રખે માનતા. તે લોકો અડધો રોટલો આપે તો તેટલો લઈને બાકીનો મેળવવાનો પ્રયત્ન ચાલુ રાખીશ. પોતાના વિચાર અને કૃતિને આવું વલણ આપવાની કેળવણી તમારે લેવી જોઈએ"*

લોકમાન્યનું ઉપરનું ભાષણ તેમના આખા રાજકારણની અને રાજકીય ફિલસૂફીની દૃષ્ટિથી અત્યંત મહત્ત્વનું છે. પ્રાગતિક પક્ષના રાજકારણની ટીકા કરતી વખતે તેનું પોતાનું એવું કયું રાજકારણ રાષ્ટ્રીય પક્ષ પાસે હતું, એ પ્રશ્નનો સ્પષ્ટ જવાબ આ ભાષણમાં લોકમાન્યે આપ્યો છે. પ્રાગતિક પક્ષનું વિનીત અને બંધારણીય મવાળ રાજકારણ છોડી દઈએ તો સશસ્ત્ર રાજક્રાન્તિના રાજકારણ વિના બીજો કોઈ પણ માર્ગ બાકી રહેતો નથી, એમ માની લઈએ તો લોકમાન્યે અથવા બિપિન બાબુ, લાલા લાજપતરાય વગેરે રાષ્ટ્રીય પક્ષના આગેવાનોએ પ્રાગતિક પક્ષની તે વખતે કરેલી ટીકા કેવળ વિધ્વંસક ઠરે એવો દોષ તેમને માથે આવે છે; બલ્કે, પ્રાગતિક પક્ષ કહેતો હતો તેમ રાષ્ટ્રીય પક્ષનું રાજકરણ એટલે કેવળ નિરાશાથી પ્રેરિત રૂસણું થઈ પડે છે. પણ બંધારણીય રાજકારણ અને સશસ્ત્ર ક્રાન્તિનું રાજકારણ એ બેની વચ્ચે નિઃશસ્ત્ર ક્રાન્તિનું એક સ્વતંત્ર રાજકારણ છે અને તેનો જ પુરસ્કાર ૧૯૦૫ની સાલથી છડેચોક થઈ રહ્યો હતો. આ રાજકારણ નૈતિક દૃષ્ટિથી અથવા સુધરેલા દેશોમાં શિષ્ટ ગણાતા રાજકીય વહેવારની દૃષ્ટિથી ઊતરતું છે, એમ કોઈ પણ કહી શકે તેમ ન હતું. ખુદ ના. ગોખલે પોતે આમાંથી કોઈ

* 'સ્પીચિસ ઓફ બાળ ગંગાધર ટિળક', પૃ. ૧૦૮.

પણ કાર્યક્રમ કેવળ તાત્ત્વિક કે નૈતિક દૃષ્ટિથી નિંદ્ય છે એમ કહી શકતા ન હતા. એમાં એક જ ખામી કાઢી શકાય તેવી હતી અને તે એ કે, તે વખતની પરિસ્થિતિમાં એ કાર્યક્રમ રાષ્ટ્રને માટે વધારે પડતો ભારે હોવાથી તે અવહેવારુ હતો. એ અવહેવારુપણાનો આક્ષેપ જ ના. ગોખલેએ નવા રાજકારણની સામે કર્યો હતો અને એ રાજકારણ આગળ જતાં મહાત્મા ગાંધીએ અસહકારના રૂપમાં દેશની આગળ મૂકયું, અને તે વહેવારુ છે એવી પ્રતીતિ બ્રિટિશ મુત્સદ્દીઓને કરાવી, ત્યારે પણ ના. ગોખલેના અનુયાયીઓ એ જ અવહેવારુપણાનો આક્ષેપ આજ ત્રીસ વરસ થયાં હજી પણ તેની સામે કર્યા કરે છે. પણ નવાઈની વાત એ છે કે, પોતાને લોકમાન્ય ટિળકના અનુયાયીઓ કહેવડાવનારા મહારાષ્ટ્રના કેટલાક લોકો પણ એ જ આક્ષેપ આ કાર્યક્રમ સામે હજી ઉઠાવે છે! લોકમાન્ય ટિળક વગેરે રાષ્ટ્રીય આગેવાનોએ પોતાનું સ્વતંત્ર રાજકારણ આવી રીતે જનતા આગળ સવિસ્તર રજૂ કર્યું તે જોઈને ના. ગોખલેને પણ પોતાના રાજકારણની લોકો આગળ નવેસર રજૂઆત કરવાની જરૂર જણાઈ; અને કલકત્તાની મહાસભા પૂરી થયા પછી થોડા જ દિવસમાં તેમણે તેમ કરવાની શરૂઆત કરી.

૧૯૦૭ની ૪થી ફેબ્રુઆરીને રોજ અલાહાબાદમાં પંડિત મોતીલાલ નેહરુના પ્રમુખપણા હેઠળ 'આપણી સામેનું કાર્ય' એ વિષય પર ના. ગોખલેનું એક યાદગાર ભાષણ થયું હતું. એ ભાષણમાં તેમણે નવા પક્ષના રાજકારણ વિષેના તેમના પોતાના વિચારો નીચે મુજબ રજૂ કરેલા છે. એ ભાષણની શરૂઆતમાં જ તેમણે ચોખ્ખટ કરી કે:

"હું આપણા રાષ્ટ્રની મહત્ત્વાકાંક્ષાને કોઈ પણ જાતની મર્યાદા કલ્પતો નથી. કોઈ પણ જાતનો વર્ણભેદ કે ધર્મભેદ ન કરતાં આપણા દેશમાં એકેએક સ્ત્રીપુરુષને પોતાનામાં જે ગુણો હોય તેનો પૂર્ણ વિકાસ સાધવાને અવકાશ મળવો જોઈએ, તેમ જ તેના પર કોઈ પણ જાતનાં કૃત્રિમ કે વિકાસવિરોધી બંધનો ન હોવાં જોઈએ એવી મારી આકાંક્ષા છે. રાજકીય, ઔદ્યોગિક, ધાર્મિક, સાહિત્યિક, વૈજ્ઞાનિક તેમ જ કળાનાં, એમ બધાં જ ક્ષેત્રોમાં દુનિયાનાં મોટાં રાષ્ટ્રોમાં હિંદુસ્તાનને પોતાનું યોગ્ય સ્થાન મળે એવી મારી ઝંખના છે. આ બધું મારે જોઈએ છે અને આ બધું વસ્તુતઃ અને સારતઃ આપણે આ સામ્રાજ્યમાં રહીને જ મેળવી શકીશું એવી પણ મારી શ્રદ્ધા છે."

એ પછી લો. ટિળકે પણ પ્રત્યક્ષ કાર્યની દૃષ્ટિથી વસાહતી સ્વરાજ્યથી આપણું કામ સરશે એમ સ્વીકાર્યું છે, એમ કહીને એ સ્વરાજ્ય પ્રાપ્ત કરવાના માર્ગ વિષે વિવેચન કરતાં તેમણે કહ્યું:

"બંધારણીય રાજકારણ એ જ આપણો માર્ગ હોવો જોઈએ. બંધારણીય રાજકારણ એટલે શું એવો સવાલ વારંવાર પૂછવામાં આવે છે. એ પ્રશ્નનો જવાબ

આપવાનો હું પ્રયત્ન કરવા માગું છું. કયાં કયાં સાધનોનો ઉપયોગ કરવાનો આપણને અધિકાર છે? એ પ્રશ્નનો વિચાર કરતાં પ્રથમ ખ્યાલ એ આવે છે કે, શસ્ત્રબળને તો બાદ કરવું જ રહ્યું."

આ મુદ્દાની ચર્ચા કરીને તેઓ બોલ્યા :

"બંડ, શત્રુને ચડાઈ માટે આમંત્રણ કે સહાય અને હિંસાનું અવલંબન, એ ત્રણ વસ્તુઓ ત્યાજ્ય છે. સ્થૂળ દૃષ્ટિથી કહેતાં આ ત્રણ વસ્તુઓ બાદ કરતાં બાકીનાં બધાં સાધનો 'બંધારણીય'ના વર્ગમાં આવે છે. અલબત, જે જે કંઈ બંધારણીય હોય તે બધું ડહાપણભર્યું કે વહેવારુ હોય છે એમ નથી એ સાચી વાત છે, પણ એ વાત વળી જુદી છે. એક છેડે અરજીઓ અને વિનંતિઓ અને બીજે છેડે નાકરની પ્રવૃત્તિ પણ જેમાં આવી જાય એવો આત્યંતિક સ્વરૂપનો — ફરિયાદો દૂર થાય ત્યાં સુધી કરવામાં આવતો — નિઃશસ્ત્ર પ્રતિકાર, આ બધાં સાધનો 'બંધારણીય' વર્ગમાં આવે છે. એ દૃષ્ટિથી જોતાં આજે જે જે ઘટનાઓ આપણા દેશમાં બની રહી છે તેમાં ગેરબંધારણીય કશું નથી. પછી, કેટલાક લોકોના ઉદ્ગારો વિષે કોઈને ભલે ગમે તેમ લાગતું હોય. બીજું લક્ષણ એવું દર્શાવી શકાય કે, આપણે જે ન્યાય મેળવવા માગીએ છીએ તે દેશની પ્રસ્થાપિત રાજ્યસત્તા પાસેથી આપણે મેળવવો જોઈએ; એટલા માટે સત્તાધારીઓ ઉપર આપણે સતત દબાણ લાવવું જોઈએ; અને તેથી સત્તાધારીઓ સાથે આપણે કશી જ લેવાદેવા નથી એ ખ્યાલ તદ્દન છોડી દેવો જોઈએ. આ દબાણ કેટલું પહોંચાડી શકાય તેનો આધાર આપણી માગણી પાછળ લોકમતનું જેટલું બળ અને નિર્ધાર હોય તેના પર રહેવાનો એ સ્પષ્ટ જ છે. તેથી એ તાકાત ઘડવાની તથા એ નિર્ધારને દૃઢ બનાવવાની આવશ્યકતા ઘણી છે એ ઉઘાડું છે. પણ આપણા રાજ્યકર્તાઓની સાથે આપણે કોઈ પણ જાતનો સંબંધ રાખવો નથી અને તેમને અવગણીને આપણું સાધ્ય આપણે પ્રાપ્ત કરી લઈશું એ માન્યતા અગ્રાહ્ય અને સમજ વગરની છે."

એ પછી ના. ગોખલેએ વહેવારુપણાની દૃષ્ટિથી બહિષ્કાર-યોગના વિવિધ કાર્યક્રમ વિષે વિચારો દર્શાવ્યા. બ્રિટિશ માલના બહિષ્કારને અંગે તેમણે કહ્યું:

"આપણા દેશના હુન્નરઉદ્યોગોનો વિકાસ થાય એવી પોલી સદિચ્છા સેવીને બેસી ન રહેતાં તે વિકાસ થાય તેટલા માટે દરેક જણે પોતાની પરિસ્થિતિ મુજબ સ્વેચ્છાથી ત્યાગ કરવો જોઈએ એ વિચારનો સ્વદેશીમાં સમાવેશ થાય છે. પણ એ અર્થ દર્શાવવાને માટે બહિષ્કાર શબ્દ વાપરવો બરાબર નથી. કારણ બહિષ્કાર શબ્દ વડે પોતાનું નુકસાન વહોરીને પણ પારકાનું નુકસાન કરવાની વેરબુદ્ધિ વ્યક્ત થાય છે અને સ્વદેશીના માર્ગમાં વિના કારણે વિરોધી લાગણીઓ જાગ્રત થવાથી મુશ્કેલીઓ આવે છે."

તે પછી સ્વદેશીના કાર્ય માટે સરકારના સહકારની આપણને કેવી આવશ્યકતા છે તે વિશદ કરીને તે મુદ્દાને વિષે તેઓ બોલ્યા :

"આ શાબ્દિક વાદવિવાદ વિષે વિશેષ કશું કહેવાની જરૂર નથી."

આગળ જતાં સરકારી કેળવણીના બહિષ્કારના વિષય તરફ વળીને તેઓ બોલ્યા :

"આવી જાતનો બહિષ્કાર આપણા દેશની આજની પરિસ્થિતિમાં શક્ય છે એવો કોઈનો ખ્યાલ હોય તો તે એક નવાઈની વાત કહેવાય. હિંદુસ્તાનમાં સર્વત્ર રાષ્ટ્રીય નિશાળો અને કોલેજો કાઢતાં કેટલાંયે વરસો જોઈશે અને કેટલોયે ત્યાગ કરવો પડશે."

તે પછી સરકારી નોકરીઓના બહિષ્કાર વિષે તેઓ બોલ્યા :

"જો સરકારને જેટલા નોકરોની જરૂર છે તેટલા મેળવવાની તેને મુશ્કેલી પડે તો જ આ બહિષ્કારનું પરિણામ સરકારને વરતાય, પણ આ વાત વહેવારુ છે, એ અભિપ્રાય વિચાર કરવા જેવો પણ નથી."

છેવટે સ્થાનિક સ્વરાજ્ય, મ્યુનિસિપાલિટીઓ, તથા ધારાસભાઓના બહિષ્કાર વિષે તેમણે કહ્યું:

"જો આ મંડળોમાંની પોતાની જગ્યાઓનાં રાજીનામાં લોકો આપે તો તે જગ્યાઓ પર બેસી જવા માટે કેટલાયે લોકો પડાપડી કરશે, અને લોકસેવા કરવાની જે સરસ તક આપણને મળી હતી તે હાથે કરીને આપણે જવા દીધી એમ એ રાજીનામાં આપનારાઓને થોડા જ વખતમાં જણાઈ આવશે. તેથી આ માર્ગનું અવલંબન કરવાથી રાષ્ટ્રનું હિત નથી થવાનું, પણ અહિત જ થશે. આપણા રાજકારણનો જૂનો પાયો ઉખેડી નાખવાનો જે પ્રયત્ન અત્યારે થઈ રહ્યો છે તેનો બધાએ મળીને પ્રતિકાર કરવો જોઈએ. હિંદુસ્તાનની આજની સ્થિતિમાં સ્વરાજ્ય પ્રાપ્ત કરવાનો સાર્વત્રિક બહિષ્કાર એ એક માત્ર ઉપાય છે, અથવા અનેક ઉપાયોમાંનો એક છે એમ જેમનું કહેવું હોય તેમને મારી એક સૂચના છે. નાકરની લડત એ નિઃશસ્ત્ર પ્રતિકારનો અત્યંત પરિણામકારી અને તદ્દન સરળ માર્ગ છે. આપણા દેશની આજની સ્થિતિમાં સ્વરાજ્ય પ્રાપ્ત કરવા માટે નિઃશસ્ત્ર પ્રતિકારનો ઉપયોગ કરવો જોઈએ એમ જેઓ કહેતા હોય, તેઓ નિઃશસ્ત્ર પ્રતિકારનો આ માર્ગ અખત્યાર કરી જુએ તો આપણે ક્યાં ઊભા છીએ, અને આપણને લોકોનું કેટલું પીઠબળ છે તે તેમને તરત માલૂમ પડી જશે."*

ના. ગોખલેએ બહિષ્કારયોગમાં બતાવેલી ખામીઓ ખરી છે એમ માનીએ તો કોઈ પણ બહિષ્કારવાદી કે અસહકારવાદી રાજકારણની ઠેકડી ઉડાવીને તેનું અવહેવારુપણું સિદ્ધ કરવા માટે પૂરતી સામગ્રી મળે તેમ છે. આજ ત્રીસ વરસની અવધિમાં મહાસભાએ આ બહિષ્કારયોગની દિશામાં ગમે તેટલી પ્રગતિ કરી હોય તો પણ ગોખલેની દલીલમાં ન આવ્યો હોય એવો કોઈ પણ નવો આક્ષેપ તેના આક્ષેપકોથી કરી શકાયો નથી. પ્રાગતિક પક્ષે ૧૯૦૬માં લોકમાન્યના બહિષ્કારયોગની સામે આ જ આક્ષેપો કરેલા છે; એ જ આક્ષેપો આજની મહાસભાની સામે તેના અસહકારના કાર્યક્રમની બાબતમાં ના. ગોખલેના, તેમ જ દુર્દૈવે કરીને લો. ટિળકના પણ, કેટલાક અનુયાયીઓ કર્યા કરે છે. એ આક્ષેપોનું સ્થૂળ સ્વરૂપ નીચે મુજબ કહી શકાય: વિલાયતી માલનો બહિષ્કાર

* 'સ્પીચિસ ઑફ ગોપાળ કૃષ્ણ ગોખલે', પૃ. ૧૧૦૪–૧૨

કરો એમ કહો, તો આજે દેશમાં ખપતો બધો વિલાયતી માલ એકદમ તૈયાર કરી બતાવો એમ તેની સામે કહેવું; સરકારી શાળાઓનો બહિષ્કાર કરવાની વાત કાઢો, તો આજે દેશમાં જેટલી સરકારી શિક્ષણ સંસ્થાઓ છે તેટલી કાઢી બતાવો એમ કહેવું; નિઃશસ્ત્ર પ્રતિકાર કે સત્યાગ્રહ શબ્દ ઉચ્ચારાતાંની સાથે જ હિન્દુસ્તાનના બધા જિલ્લાઓમાં મહેસૂલબંધીની જાહેર ઘોષણા કરી જુઓ એવો પડકાર કરવો; ટૂંકમાં, આપણે જે કઠણમાં કઠણ કામ લોકો પાસે કરાવવા માગતા હોઈએ તેની છેવટની ટોચે એકદમ જઈ પહોંચવું અશક્ય છે એટલું બતાવી આપ્યું કે એ માર્ગે જવું કે જવાનો ઉપદેશ કરવો એ હાસ્યાસ્પદ છે અથવા અવહેવારુ છે એમ સિદ્ધ થાય છે, એવી આ આક્ષેપ કરનારા લોકોની હંમેશની માન્યતા હોય છે. લોકોને આગળ લઈ જવાની જેમનામાં ઇચ્છા અથવા સામર્થ્ય નથી હોતું તેમનું આ ટીકાશાસ્ત્ર સનાતન છે. પણ રાષ્ટ્રને આગળ લઈ જવાનું એ શાસ્ત્ર ખસૂસ નથી. જેઓ પોતાના રાષ્ટ્રને આગળ લઈ જવા માગે છે તેઓ પોતે સ્વીકારેલા કાર્યક્રમમાંથી સૌથી સહેલો કાર્યક્રમ લોકો આગળ પ્રથમ મૂકીને લોકો જેમ જેમ તેનો અમલ કરવામાં પ્રગતિ કરતા જણાય તેમ તેમ તેમને આગળ લઈ જવાનું ધોરણ સ્વીકારે છે. લોકોની બુદ્ધિને સંતોષવા માટે તેમ જ પોતે ઉપદેશેલા માર્ગનું તેઓ અવલંબન કરે તેટલા માટે તે માર્ગની છેવટની હદ ક્યાં છે અને તે હદ સુધી પહોંચી જઈએ તો આપણી ઇષ્ટસિદ્ધિ શી રીતે થશે તે બતાવી આપવા માટે પોતાના કાર્યક્રમનું સમગ્ર સ્વરૂપ લોકો આગળ મૂકવું પડે છે. પણ એની સાથે જ એ માર્ગે જવાની તાકાત લોકોમાં આવે તેટલા માટે એ કાર્યક્રમમાંથી સૌથી સહેલા કાર્યક્રમ પ્રથમ અમલમાં મૂકવાનું લોકોને કહેવું પડે છે. બહિષ્કાર-યોગ વિષે લખતી વેળા 'स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात्' અથવા 'न हि कल्याण-कृत्कश्चिद् दुर्गतिं तात गच्छति' એ ગીતાના સિદ્ધાન્તોનો આધાર લોકમાન્ય હંમેશ ટાંકતા. જેને પોતાના રાષ્ટ્રની આમજનતા પાસે કોઈ મહાન કાર્ય કરાવવું છે તેને માટે આના વિના બીજો માર્ગ હોતો નથી. આખા દેશમાંથી કરની એક પાઈ પણ સરકાર વસૂલ ન કરી શકે અથવા રાજ્યકારભાર ચલાવવા માટે તેને એક પણ માણસ ન મળે એવી પરિસ્થિતિ અસ્તિત્વમાં આવે તે પછી જ રાજકીય બહિષ્કાર કે અસહકારના કાર્યક્રમની હિમાયત કરવામાં ડહાપણ હોય તો એ ડહાપણ બતાવવાની અનુકૂળ પરિસ્થિતિ કદી પણ પ્રાપ્ત થાય નહીં. રાષ્ટ્રીય પક્ષ તે વખતે કેવળ વિલાયતી માલનો બહિષ્કાર અને લીયન સર્ક્યુલર જેવા જુલમી હુકમોના ભંગના સ્વરૂપનો સત્યાગ્રહ, એટલી જ વસ્તુઓ તાત્કાલિક કાર્યક્રમ તરીકે લોકો આગળ મૂકવા માગતો હતો; અને તે અમલમાં મૂકતાં મૂકતાં લોકો આખરે બહિષ્કારયોગના અન્તિમ શિખરે પહોંચીને સ્વરાજ્ય

મેળવી શકશે એમ રાષ્ટ્રને બતાવી આપવા માગતો હતો. પણ પ્રાગતિક પક્ષની તૈયારી એટલી પણ ન હતી. તેને સ્વાતંત્ર્યવાદી જુવાનોના પક્ષને મહાસભામાં રહેવા જ દેવો ન હતો અને સત્યાગ્રહ કે નિઃશસ્ત્ર પ્રતિકારનું બીજ તે ખોદી કાઢવા માગતો હતો. પણ દાદાભાઈના પ્રમુખપણા હેઠળ ભરાયેલી મહાસભામાં આ વસ્તુ બની નહીં. ત્યાં તો બહિષ્કાર-યોગને જ માન્યતા મળી! એટલે પછીને વરસે એ બહિષ્કારનો ઠરાવ ફેરવીને તેને કેવળ વિલાયતી માલ પૂરતો અને બંગાળ પૂરતો જ મર્યાદિત કરાવવાનું એ પક્ષે નક્કી કર્યું. મહાસભાનું અન્તિમ ધ્યેય વસાહતી સ્વરાજ્યનું જ છે એમ નક્કી કરાવી લઈએ, એટલે બંગાળનો તરુણ પક્ષ આપોઆપ તેમાંથી નીકળી જશે અને પછી બહિષ્કારના ઠરાવમાં આપણે જોઈએ તેવા ફેરફારો કરાવી લઈશું, એવું આ પક્ષનું તે વખતનું ધોરણ હતું. એથી ઊલટું ગમે તે થાય તો પણ બંગાળના જુવાન પક્ષને મહાસભામાંથી કાઢી મૂકવાનો કોઈ પણ પ્રયત્ન તોડી પાડવો અને બહિષ્કારના ઠરાવમાં કલકત્તાના અધિવેશનના ઠરાવમાંથી પીછેહઠ કરનારો કોઈ પણ ફેરફાર ન થવા દેવો, એવો લો. ટિળકનો નિર્ધાર હતો.

એ વખતના હિન્દી રાજકારણનું અવલોકન કરતાં એક છેડેથી બાબુ બિપિનચન્દ્ર પાલ તથા અરવિન્દ ઘોષ જેવા બંગાળના આગેવાનો તેને આગળ ખેંચી રહ્યા હોય, અને સર ફિરોઝશાહ મહેતા તેને બીજે છેડેથી પાછળ ખેંચી રહ્યા હોય, એવું દૃશ્ય નજરે પડે છે. ના. ગોખલે, સુરેન્દ્રનાથ બેનરજી, લો. ટિળક તથા લાલા લાજપતરાય, એ બધા આ બે છેડાની વચ્ચે ઊભા રહેલા આપણી નજરે પડે છે. મહાસભામાં તડ ન પડે તેમ જ તેની શક્તિ છિન્નભિન્ન થઈ ને પ્રતિપક્ષ તેનો લાભ ન લઈ શકે, એ વિષે આ ચારે આગેવાનોને ભારે ઇન્તેજારી હતી એમ દેખાય છે. એટલે મહાસભામાં ભંગાણ પડે તે આફત શી રીતે ટાળી શકાય એ જ આ ચાર આગેવાનો આગળ ઊભેલો મહત્ત્વનો મતભેદનો સવાલ હતો. તેમાંથી બાબુ બિપિનચન્દ્ર પાલ તથા શ્રી અરવિંદ ઘોષને રોકવાનું કામ લો. ટિળકને ભાગે આવ્યું હતું. મહેતા, વાચ્છા વગેરે આપણા જૂના નેતાઓને પરિસ્થિતિને અનુસરીને થોડાક આગળ ખેંચવાનું કામ ના. ગોખલે તથા સુરેન્દ્રનાથ બેનરજીને કરવાનું હતું. આ બન્ને કાર્યો કલકત્તાની મહાસભામાં મહર્ષિ દાદાભાઈના પ્રમુખપણા હેઠળ તથા તેમની લાગવગથી પાર પડ્યાં. બન્ને પક્ષો એક સંસ્થામાં રહીને કામ કરવા માગતા હોય તો કલકત્તાના ઠરાવોમાં ફેરફાર ન કરવો એ જ એક ઉપાય હતો. એ ઠરાવોને વધારે જહાલ બનાવવાનો આગ્રહ ન રાખવાનું લો. ટિળકે પોતાની લાગવગ વાપરી બંગાળના યુવાનો પાસે માન્ય કરાવ્યું હતું. એટલે પછી એ ઠરાવો વધુ મવાળ ન બને એ વાતને બાબુ સુરેન્દ્રનાથ

તથા ના. ગોખલેએ મહેતા, વાચ્છા વગેરેની સંમતિ મેળવવી જોઈતી હતી. પણ તેમની ઇચ્છા ગમે તેવી હોય તો પણ તેમનામાં એ કામ પાર પાડવાનું સામર્થ્ય ન હતું અને જૂના આગેવાનોની શેહમાંથી નીકળી જઈને એવી ખાતરી આપવા તેઓ તૈયાર પણ ન હતા. મહાસભામાં તડ પડે તો ફિકર નહીં, પણ જુવાન બંગાળાનું નવું બહિષ્કારવાદી રાજકારણ અમે તેમાંથી ખોદી કાઢ્યા વિના રહેવાના નથી, એવો સર ફિરોઝશાહ મહેતાનો દુરાગ્રહ હતો. એ દુરાગ્રહને લીધે તેમ જ ગોખલે, સુરેન્દ્રનાથ વગેરે પણ એ દુરાગ્રહના ભોગ બન્યા તેથી, ૧૯૦૭માં સુરતના અધિવેશન વખતે મહાસભામાં ભંગાણ પડ્યું.

એ સાલની બેઠક નાગપુરમાં ભરવાનું નક્કી થયું હતું; પણ ત્યાંનું વાતાવરણ પોતાની મુરાદને અનુકૂળ નહીં આવે એમ જોઈને છેક છેલ્લી ઘડીએ સુરતમાં બેઠક ભરવાનું મહાસભાના તે વખતના અધિકારી વર્ગે એટલે કે વિનીત પક્ષે નક્કી કર્યું. મહાસભાને છેલ્લી ઘડીએ નાગપુરથી સુરત લઈ જઈને, પોતાને અનુકૂળ આવે એવી ત્યાંની સ્થાનિક વધુમતીને જોરે તેને માથે કોઈ ધ્યેય ઠોકી બેસાડીને તેમ જ તેને આગલે વર્ષે પસાર કરેલા ઠરાવમાંથી પીછેહઠ કરીને તરુણ બંગાળના નવા રાજકારણને મહાસભામાંથી ઉખાડી નાખવાનો દેખીતી રીતે જ એ પ્રયત્ન હતો. આવું ધોરણ આપણે સ્વીકારીએ તો તેને ગેરબંધારણસરનું ઠરાવીને નવો પક્ષ નાગપુરમાં પોતાની સ્વતંત્ર મહાસભા ભરવાનો આગ્રહ રાખશે અને એવી રીતે મહાસભાના બે ભાગલા પડશે એવી ધાસ્તી ના. ગોખલેને લાગતી હતી અને તે તેમણે વેડરબર્નને વિલાયત કાગળ લખીને જણાવી હતી પણ ખરી. એ કાગળમાં મહાસભાના ભાગલા પડે તો નોકરશાહી બન્ને પક્ષોને દાદ નહીં આપે અને પરિણામે રાષ્ટ્રના કાર્યમાં ભારે મુશ્કેલી આવશે એવી ભીતિ પણ તેમણે વ્યક્ત કરી હતી. આ કાગળ વેડરબર્ન મારફતે મિ. મોર્લીના હાથમાં ગયો. એટલે અલબત, મિ. મોર્લીએ કાગળની વિગત લૉર્ડ મિન્ટોને જણાવી અને ના. ગોખલે જહાલ પક્ષને છંદે ચડવામાં છોકરવાદપણું કરી રહ્યા છે, આ વખતે તેમણે જહાલ પક્ષને છોડી દઈને આપણને આવીને મળવું જોઈએ અને આપણે જે કંઈ આપીએ તેથી સંતોષ માનવો જોઈએ, એવો પોતાનો તેમને વિષેનો મત પણ મિ. મોર્લીએ લૉર્ડ મિન્ટોને જણાવ્યો. *

---

* મિ. મોર્લીએ લૉર્ડ મિન્ટોને મોકલેલા પત્રમાંથી ઉતારો :

"આ અઠવાડિયે મારી પાસે જે કેટલીક હિન્દની ચીજો આવેલી છે તેમાં સૌથી વધારે રસ પડે એવી એક વસ્તુ તે શ્રી. . . . એ શ્રી . . ને લખેલો તા. ૧૧મી ઑક્ટોબરનો કાગળ છે. કાગળ લખનાર જણાવે છે કે, 'અત્યારે સૌથી

ના. ગોખલે મહાસભામાં ભાગલા પડે તો તેથી ન બીતાં જો આપણી સાથે 'શાન્તિ અને સુધારા' ને ધોરણે સમજૂતી કરશે તો મહાસભામાં તડ પડે તેથી તેમનું કશું નુકસાન થવાનું નથી, તેમ જ તેઓ જે કોઈ સુધારાઓ માગશે તેમાંના ૬૦–૭૦ ટકા જેટલા તેમને મળી રહેશે, એમ પણ મિ. મોર્લીએ વિનીત પક્ષને આ કાગળમાં મધલાળ આપી હતી. મિ. મોર્લીની આ ઇચ્છા પૂરેપૂરી સફળ થઈ; અને મહાસભામાં તડ પડવાની જે આપત્તિ રાષ્ટ્ર ઉપર તૂટી પડવાનો ડર ગોખલેએ વ્યક્ત કર્યો હતો તે અક્ષરશઃ સાચો પડ્યો. એનો સ્પષ્ટ અર્થ એ થયો કે, મહાસભામાં ભંગાણ પડશે અને તેથી રાષ્ટ્ર ઉપર આફત ઊતરશે એ જાણતા હોવા છતાં મહાસભાની બેઠક સુરત લઈ જવાના દાવપેચ વિનીતપક્ષ તરફથી કરવામાં આવ્યા. નાગપુરમાં નવા જૂના પક્ષો વચ્ચેનો ઝઘડો બહુ ઉગ્ર બન્યો હતો, તેથી જૂનો પક્ષ પોતાનો સ્થળફેરની નીતિનો ઉપલકિયો બચાવ કરી શક્યો. તેમ છતાં, કલકત્તાના ચારે ઠરાવને આગામી અધિવેશનમાં એ ને એ જ રૂપમાં ટેકો આપવાને પોતે તૈયાર છે એવી બાંયધરી જૂના પક્ષે આપી હોત તો વિરોધનું અને ધમાલનું બધું વાતાવરણ તેઓ એકદમ શાંત પાડી શકત, એ ધ્યાનમાં લેતાં નાગપુરમાં ઊઠેલું વિરોધી વાતાવરણ અને સુરતમાં થયેલો કિસ્સો એ બધાની જવાબદારી નવા કરતાં જૂના પક્ષ ઉપર વધારે પડે છે એમ જણાઈ આવશે.

---

મહત્ત્વનો પ્રશ્ન તો એ છે કે, મહાસભામાં ભંગાણ, જે અત્યારે દેખીતી રીતે અનિવાર્ય લાગે છે તેને શી રીતે અટકાવવું?' અત્યારની પરિસ્થિતિ બહુ જ નિરાશાજનક છે તેમાંથી નીકળવાનો કોઈ માર્ગ જડે એવી તેને આશા નથી, સિવાય કે મહાસભાનું અધિવેશન નાગપુર છોડી બીજે ક્યાંક ભરવાનું રખાય. પણ એથી ભંગાણ પડવાનું જ; કારણ કે, 'એમ કરવામાં આવે તો નવો પક્ષ-મહાસભાનું પોતાનું સ્વતંત્ર અધિવેશન નાગપુરમાં ભરવાનો આગ્રહ રાખશે.' 'જો ભંગાણ પડે તો એ ભારે આફત થાય; કારણ પછી નોકરશાહી બન્ને પક્ષોને ખાસ કશી મુશ્કેલી વિના દબાવી દેશે.' તેઓ ગોખલે અને તેમના સાથીઓને દેશમાં તેમની પાછળ ઝાઝાં માણસો નથી એ બહાને બાજુએ ધકેલી દેશે; અને નવા પક્ષને દેશના સૌથી વિચારવાન લોકોને તેમની સામે વિરોધ છે એ બહાને દબાવી દેશે. ગયા આખા વરસ દરમ્યાન મને એવી લાગણી રહી છે કે, શ્રી. ગોખલે, એક પક્ષના નેતા તરીકે, બાળક જેવા છે . . . હવે હું જો ગોખલેને ઠેકાણે હોઉં, તો ઝાઝી ગડબડ કર્યા વિના શાન્તિ અને સુધારાને ધોરણે નોકરશાહી જોડે સમજૂતી કરવાનો આગ્રહ રાખું. આ રસ્તે જવામાં કેટલો લાભ છે તે જોવાની અક્કલ તેમનામાં હોય તો મહાસભામાં વખતે તડ પડે તોય તેથી તેમને કશું નુકસાન થવાનું નથી; કારણ તેથી તેમને વાજબી અને વહેવારુ વસ્તુઓ ઉપર પોતાનું લક્ષ કેન્દ્રિત કરવાની તક મળશે; અને તે માર્ગે તેના સાઠ કે સિત્તેર ટકા જેટલો ભાગ આપણી પાસેથી તેમને મળવાનો પૂરતો સંભવ છે."

—શ્રી. વી. એસ. શાસ્ત્રી કૃત 'લાઈફ ઓફ ગોપાળ કૃષ્ણ ગોખલે', પૃ. ૭૨–૭

પણ જૂના પક્ષનો આગ્રહ ધ્યાનમાં લેતાં, સ્થાનિક બહુમતીને જોરે વધતા જતા નવા પક્ષને મહાસભામાંથી કાઢી મૂકવાની તેની નીતિ તોડી પાડવા માટે નવા પક્ષને પ્રથમથી જ મહાસભાની બેઠકના કામકાજમાં અડચણો ઊભી કરવાનો માર્ગ અખત્યાર કર્યા વિના બીજો ઉપાય રહ્યો ન હતો. જૂનો પક્ષ નવા પક્ષ સાથે કોઈ પણ જાતની સમજૂતી પર આવવા તૈયાર ન હોવાથી બંને પક્ષો વચ્ચેના વિરોધનું વાતાવરણ સુરતના અધિવેશનની શરૂઆત થઈ તે પહેલાં એટલું ગરમ થયું હતું કે, એ વાતાવરણમાં રાષ્ટ્રસભામાં તડ પડ્યાં તેમાં જરાયે નવાઈ નથી. એ આખી ઘટનાની બધી વિગતની ચર્ચા અહીં કરવાની આવશ્યકતા નથી. અધિવેશનને પહેલે દિવસે બાબુ સુરેન્દ્રનાથ બેનરજી પ્રમુખપદ માટેની દરખાસ્તને ટેકો આપવા ઊઠયા ત્યારે બંગાળી લોકોએ બૂમાબૂમ કરી મૂકી અને પછીની ધમાલમાં સભા વિખેરાઈ ગઈ. બીજે દિવસે પ્રમુખપદ માટેની દરખાસ્ત રજૂ થઈ અને તેને અનુમોદન અપાયા બાદ પોતે એક ઉપસૂચના કરવાના છે એમ લોકમાન્ય ટિળકે અગાઉથી જ સ્વાગતાધ્યક્ષને ખબર આપી હતી તે મુજબ તેઓ ઉપસૂચના મૂકવા ઊભા થયા. એમ છતાં તેમને તેમ કરવાની મનાઈ કરવામાં આવ્યાથી અને એ મનાઈને મૂંગે મોઢે તાબે થવાનો લોકમાન્યે ઇન્કાર કર્યો તેથી ફરી ધમાલ થઈ અને તે દિવસની બેઠક પણ પહેલા દિવસની માફક વિખેરાઈ ગઈ. એ વખતનું પોતાનું વર્તન પૂરેપૂરું કાયદેસરનું હતું એમ લો. ટિળકે અનેક આધારો ટાંકીને 'કેસરી'ના લેખ દ્વારા સિદ્ધ કર્યું છે. જેઓ આ પ્રકરણમાં વધારે ઊંડા ઊતરવા માગતા હોય તેમણે તે લેખો તેમ જ તે વખતે વિનીત પક્ષ તરફથી તેને આપવામાં આવેલા જવાબો વાંચી જવા અને આ મુદ્દા ઉપર પોતાનો નિર્ણય બાંધવો. અમે અહીં એ બે પક્ષો વચ્ચે તાત્ત્વિક મતભેદ શો હતો, એ મતભેદ હોવા છતાં પણ બેઉ પક્ષો કલકત્તાના અધિવેશનમાં પસાર થયેલા ઠરાવો તેના તે જ રૂપમાં પસાર કરવાની બાંયધરી આપીને એક જ રાષ્ટ્રીય સંસ્થામાં શી રીતે રહી શકત અને એવી બાંયધરી ન આપવામાં આવી તેથી જ મહાસભાના ભાગલાની આફત શી રીતે આવી પડી એટલું જ અહીં બતાવવા માગીએ છીએ; અને અત્યાર લગી કરેલા વિવેચન પરથી વાચકો એ વાત બરાબર સમજી ગયા હશે એવી અમને આશા છે. આ બાંયધરી અમે આપી શકતા નથી, કારણ વિષયવિચારિણી સમિતિમાં આખરે શો નિર્ણય થશે તે અગાઉથી અમે શી રીતે કહી શકીએ, એવું બહાનું ના. ગોખલે વગેરે વિનીત આગેવાનોએ આગળ કર્યું હતું. પણ આ બહાનું સાવ લૂલું હતું. કારણ, ના. ગોખલે, બાબુ સુરેન્દ્રનાથ, લો. ટિળક તથા લાલા લાજપતરાય એવા બેઉ પક્ષના પ્રમુખ આગેવાનોએ એક મતે રજૂ કરેલા ઠરાવો

વિષયવિચારિણી સમિતિમાં નામંજૂર થવાનો સંભવ ન હતો. સામા પક્ષની સાથે સમજૂતી કરવાની વૃત્તિ બહુમતીવાળા પક્ષમાં હોય છે ત્યારે આવું ધોરણ અનેક વાર અખત્યાર કરવામાં આવે છે. મહાત્મા ગાંધીએ મહાસભાના જુદા જુદા પક્ષોમાં એકતા જાળવવા માટે આવું ધોરણ અનેક વાર અખત્યાર કરેલું છે, એ તેનાં છેલ્લાં કેટલાંક વરસનો ઇતિહાસ જાણનારને કહેવાની જરૂર નથી. એટલે મહાસભાને સંગઠિત શી રીતે રાખી શકાય તેની ચિન્તા કરતાં સ્થાનિક બહુમતીને જોરે નવા પક્ષને તેમ જ તેના રાજકારણને મહાસભામાંથી તગડી મૂકવાનો દુરાગ્રહ જ તે વખતના વિનીત પક્ષના અગ્રણીઓમાં વિશેષ દેખાઈ આવે છે. તે પછી બંને પક્ષો તરફથી પ્રસિદ્ધ થયેલાં નિવેદનો નિર્વિકારપણે વાંચીએ અને સુરતના ઝઘડા પછી પણ રાષ્ટ્રીય પક્ષે બંને પક્ષોની સંયુક્ત મહાસભા ભરવા માટે કરેલા પ્રયત્નો કેવી ઉદ્દામવૃત્તિથી અવગણવામાં આવ્યા તે જોઈએ, તો આવો જ નિર્ણય કરવો પડે છે. છેવટે સર ફિરોઝશાહે બંને પક્ષની એકત્ર મહાસભા ભરવાની ઇચ્છા એ કેવળ ગાંડપણ છે, અને બે નોખી મહાસભાઓ ભરવી એ જ ઇષ્ટ છે, એમ જ્યારે જાહેર કર્યું, ત્યારે બાબુ સુરેન્દ્રનાથે પણ મહેતાનું કહેવું ભૂલભરેલું, લોકશાહીના સિદ્ધાન્તથી વિસંગત અને આપખુદપણાનું નિદર્શક છે એમ પોતાના 'બંગાળી' પત્રમાં સ્પષ્ટપણે જણાવ્યું* હતું. મહાસભા અખંડ રહે તે વિષે બંગાળામાં કેટલી વ્યાપક ભાવના પ્રસરેલી હતી તેની કલ્પના બાબુ સુરેન્દ્રનાથના નીચે આપેલા ઉતારા પરથી બરાબર આવી શકે છે. તે જ પ્રમાણે એકંદરે જોતાં આખા રાષ્ટ્રમાં બહુમતી પોતાની તરફેણમાં નથી એનું ભાન ના. ગોખલેના તેમણે વેડરબર્ન ઉપર લખેલા કાગળમાં વ્યક્ત થયેલું છે. ટૂંકમાં, એ બે વસ્તુઓનો એકત્ર વિચાર કરતાં વિનીત પક્ષની નીતિ તે વખતની રાષ્ટ્રીય ભાવનાથી વિરુદ્ધ હતી એ સ્પષ્ટ છે.

સુરતની મહાસભા ભાંગી પડ્યા પછી થોડા જ દિવસમાં સરકારે રાષ્ટ્રીય પક્ષના આગેવાનો ઉપર અભૂતપૂર્વ ત્રાસ અને દમન ચલાવીને તેનો સમૂળ

* "સર ફિરોઝશાહ મહેતાએ બંને પક્ષની એકત્ર મહાસભા ભરવાની ઇચ્છાને ગાંડું વેવલાપણું કહી ઉતારી પાડી છે. . . . સરકારમાં જે વૃત્તિને આપણે વખોડી કાઢીએ છીએ એ જ વૃત્તિ મહાસભાની અંદર આપણે પોષવા માગતા નથી. સર ફિરોઝશાહ મહેતાની ભાષા ખૂબ જ કડક, લડાયક અને અમને કહેવાની ફરજ પડે છે કે, અત્યન્ત આપખુદપણાની છે. મહાસભાની લોકશાહી વૃત્તિની ઉદાર પરંપરામાં તેમ જ આપણા પ્રાન્તના સ્વતંત્ર જાહેર જીવનમાં જેઓ ઊછર્યા છે તેમની પ્રકૃતિને તેમની આ જોહુકમી અનુકૂળ આવે એવી તો નથી જ. . . બંગાળની રાજકારણી દુનિયાને આજે પ્રેરણા આપી રહેલી વ્યાપક ભાવનાને અનુલક્ષીને તેમણે આવી ભાષા વાપરી છે તેથી અમને બહુ દુઃખ થાય છે."

—'સર ફિરોઝશાહ મહેતા', એચ. પી. મોદી, ખંડ ૨, પૃ. ૫૫૦–૫૧.

ઉચ્છેદ કરવાનો પ્રયત્ન આદર્યો. આ દમનનીતિની શરૂઆત ૧૯૦૭ના મે માસમાં લાલા લાજપતરાયને વિનાતપાસ દેશનિકાલ કર્યા તેની સાથે થઈ. એ પછી થોડા જ દિવસમાં સુરતની મહાસભા ભરાઈ તે પહેલાં તેમને છોડી મૂકવામાં આવ્યા. પણ સુરતમાં મહાસભામાં તડ પડ્યા પછી આ દમનનો દોર ફરી જોશભેર શરૂ થયો. ૧૯૦૮ની અધવચમાં લોકમાન્ય ટિળકને ૭ વરસની કાળાપાણીની સખત સજા ઠોકી દેવામાં આવી. મદ્રાસના ચિદંબરમ્ પિલેને પણ આવી જ ૭ વરસની સજા કરવામાં આવી. બાબુ અરવિંદ ઘોષ ઉપર બંડ કરવાનો આરોપ મૂકી કેસ કરવામાં આવ્યો; પણ એક વરસ પછી તેઓ નિર્દોષ ઠરીને છૂટ્યા. બિપિન બાબુને પણ એ જ અરસામાં ૭ માસની સજા કરવામાં આવી હતી. આ મોટા મોટા આગેવાનોને કેદમાં પૂરવાનું ચાલુ હતું તે જ વખતે અનેક નાના આગેવાનો ઉપર કેસો ચલાવીને લોકો પર ધાક બેસાડી દેવાનો પોતાનો ઇરાદો સરકારે જાહેર કર્યો અને ચોમેર ભીતિનું વાતાવરણ ફેલાવ્યું. રાષ્ટ્રીય પક્ષે ૧૯૦૮ના ડિસેંબરમાં નાગપુરમાં મહાસભા ભરવાનો પ્રયત્ન કર્યો, તે પણ ગેરકાયદેસર જાહેર કરવામાં આવ્યો અને જાહેરપણે કામ કરવું રાષ્ટ્રીય પક્ષને અશક્ય થઈ ગયું.

એ વખતે દેશના જુવાન વર્ગમાં સશસ્ત્ર ક્રાન્તિનું તેમ જ ગુપ્ત કાવતરાંનું રાજકારણ ઘણા મોટા પ્રમાણમાં ફેલાયું. ૧૯૦૭ના ડિસેંબર માસમાં ઇંગ્લંડમાંથી નીકળતા શ્યામજી કૃષ્ણવર્માના 'ઇંડિયન સોશિયોલૉજિસ્ટ' નામના પત્રમાં હિંદુસ્તાનની હિલચાલ હવે ગુપ્તપણે અને રશિયાના ક્રાન્તિકારીઓને રસ્તે ચલાવ્યા વિના છૂટકો નથી, એ જાતના વિચાર પ્રસિદ્ધ થયા. એ જ અરસામાં શ્રી વિનાયકરાવ સાવરકર વિલાયત જઈને શ્યામજી કૃષ્ણવર્મા સાથે જોડાયા હતા. બંગાળમાં છૂપાં કાવતરાંની તથા સશસ્ત્ર ક્રાન્તિની ચળવળ 'યુગાન્તર' અને 'સન્ધ્યા' પત્રો દ્વારા ફેલાવવામાં આવતી હતી. બાબુ બારીન્દ્રકુમાર ઘોષ વગેરે બંગાળી યુવકો તેનું ગુપ્ત સંગઠન કરી રહ્યા હતા. ૧૯૦૮ના એપ્રિલમાં બંગાળમાં પહેલો બૉંબ ફાટ્યો અને તેને અનુલક્ષીને 'કેસરી'માં લખેલા લેખ માટે લો. ટિળકને સજા ફરમાવવામાં આવી. ૧૯૦૮થી બે ત્રણ વરસ સુધી એક બાજુએ ગુપ્ત કાવતરાંવાળાઓ અને બીજી બાજુએ સરકાર એ બે વચ્ચે પરસ્પર અત્યાચારો કરવાનાં છમકલાં ચાલુ રહ્યાં. દરમ્યાન લૉર્ડ મોર્લીએ આપેલા સુધારાઓનો સ્વીકાર કરીને વિનીત પક્ષની મહાસભા અસહાયપણે આ દેખાવો જોયા કરતી હતી; અને શાંતિ જાળવવાના કામમાં ના. ગોખલે જેવા આગેવાનો સરકાર સાથે સહકાર કરી રહ્યા હતા. સરકાર રાષ્ટ્રીય પક્ષ પાસે શાન્તિ જાળવવાના કામમાં ધાક બતાવીને સહકારની માગણી કરી હતી, અને બાબુ અરવિંદ ઘોષ જેવા કેટલાક આગેવાનો તમે અમને નાગરિકના મૂળભૂત

હકો ન આપો તેમ જ સ્વરાજ્યની સ્થાપના ન કરો ત્યાં સુધી તમને આવી જાતનો સહકાર જનતાના નેતાઓ આપી શકશે નહીં એમ બોલતા અને લખતા હતા.

એ અરસામાં બાબુ અરવિંદ ઘોષે કરેલાં ભાષણોમાંથી નીચે આપેલા બે ઉતારા વાંચતાં સરકાર, રાષ્ટ્રીય પક્ષ અને વિનીત પક્ષના ધોરણોની તથા તેમની વૃત્તિઓની ઠીક ઠીક કલ્પના આવે છે. કલકત્તામાં કોલેજ સ્ક્વેઅરમાં કરેલા ભાષણમાં અરવિંદબાબુ કહે છે:

"આપણા પ્રાન્તની ધારાસભા આગળ તાજેતરમાં જ લે. ગવર્નરનું ભાષણ થયું છે. એ ભાષણ બહુ જ નવાઈ પમાડે તેવું છે અને આવો ઊંચો હોદ્દો ધરાવનારો અમલદાર આવું બોલે એ કમનસીબની વાત છે. લંડનમાં થયેલાં કેટલાંક ખૂનોને અંગે તેમણે તે ભાષણ કરેલું છે. એ ગુનાની તપાસ હજી અદાલતમાં ચાલુ છે. એવે વખતે લંડનમાં એક વ્યક્તિએ કરેલા ગુના સાથે આખા રાષ્ટ્રનો સંબંધ જોડી દઈને હકીકતમાં આખા રાષ્ટ્રને તે માટે જવાબદાર ગણવાની વૃત્તિ સ્વીકારીને બંગાળના લે. ગવર્નરને ધારાસભામાં ભાષણ કરવાને માટે આ ઘડી બહુ યોગ્ય લાગી છે કે શું? એટલું જ નહીં પણ આવાં કૃત્યોનો આ દેશમાં ખૂબ વિરોધ કરવામાં આવેલો હોવા છતાં તે હજી પણ જોઈએ તેટલો થયો નથી એમ તેમણે કહી સંભળાવ્યું. વળી તે આપણી પાસેથી બીજી એક વસ્તુની અપેક્ષા રાખે છે. તેમને આપણો સહકાર જોઈએ છે. તેમને આખી જનતાનો સહકાર જોઈએ છે. આ સહકારની વિનંતિની સાથે જ તેમણે એવો પણ એક ધાક બતાવ્યો છે કે, જો અમને જોઈતો સહકાર નહીં મળે તો અમારે એવા ઉપાયો યોજવા પડશે, જેમાં દોષિત નિર્દોષ વચ્ચેનો સૂક્ષ્મ ભેદ સંભાળવાનો અવકાશ નહીં રહે આવા ગુનાઓનો આપણે કેવળ વિરોધ કરીએ અને તેનાથી દૂર રહીએ તેટલાથી જ તેમને સંતોષ નથી. તેમને આપણો સહકાર જોઈએ છે. એ માગણી કરતી વખતે તેમણે જે દાટી આપી છે તેનો અમલ કરતા પહેલાં તેમને કઈ જાતનો સહકાર જોઈએ છે એટલું તેમણે સ્પષ્ટપણે કહેવું જોઈતું ન હતું? આજકાલ વધારે પડતા વ્યાપક અર્થમાં સહકારની ભાષા સાંભળવામાં આવે છે. ભાઈઓ, આપણે સ્વરાજ્યની માગણી કરનારા લોકો છીએ; આપણી ઉપર જે સરકાર રાજ્ય કરી રહી છે તેની સાથે આપણો કોઈ પણ જાતનો સંબંધ નથી અને તેની ઉપર આપણો જરા પણ કાબૂ નથી. આવી જાતની સરકાર આપણી પાસેથી કેવા સહકારની અપેક્ષા રાખી શકે વારુ? આપણે કાયદા પાળીએ અને કાયદો, સુવ્યવસ્થા અને શાંતિ જાળવવામાં તેમની સાથે સહકાર કરીએ એટલી જ માગણી તેઓ કરી શકે. આથી વધારે સહકારની તેઓ આપણી પાસે કઈ રીતે અપેક્ષા રાખી શકે? લે. ગવર્નરે જે બાબતોનો ઉલ્લેખ કર્યો છે, તે બાબતોમાં પણ આપણા જેવી પરિસ્થિતિમાં રહેતા લોકો શી મદદ આપી શકશે તે અમને સમજાતું નથી. તેમ છતાં, હું એક સૂચના કરું. આવા કમનસીબ બનાવો અટકાવવાનો એક જ રસ્તો છે એમ મને લાગે છે. શ્રી ગોખલેએ થોડા જ વખત ઉપર આપેલા ભાષણનો બંગાળાના ગવર્નરે દાખલો આપ્યો છે. એ ભાષણમાં શ્રી ગોખલે જણાવે છે કે કોઈ પણ સમજુ માણસ સ્વાતંત્ર્યનું ધ્યેય સ્વીકારી શકે નહીં।

તેઓ કહે છે કે, સ્વાતંત્ર્યની પ્રાપ્તિ શાંતિને માર્ગે અશક્ય છે. જે લોકો નિઃશસ્ત્ર પ્રતિકારના શાંતિના માર્ગની હિમાયત કરે છે તેઓ બાયલા છે, તેઓ પોતાના મનમાં રહેલા વિચારો બોલી બતાવતા નથી . . . . શ્રી. ગોખલે પોતાના ભાષણમાં જે સિદ્ધાન્તનો પુરસ્કાર છે તે અતિ ભયંકર છે. . . . શ્રી ગોખલેને ખબર હોવી જોઈએ કે, જે ધ્યેયની વિરુદ્ધ તેમને ઝુમરાણ ચલાવ્યું છે તે ધ્યેય હજારો માણસોના હૈયામાં ઊંડે ઊતરીને દૃઢમૂળ થયેલું છે અને તેને હવે ખોદી કાઢી શકાય તેમ નથી. જે ઉત્સાહી હૈયાંમાં એ સ્વાતંત્ર્યનું ધ્યેય દૃઢ થયું છે તથા જેને માટે પ્રયત્ન કરવાનો તેમણે નિશ્ચય કરેલો છે, તેમને તેઓ કહી રહ્યા છે કે, તમારું ધ્યેય અત્યાચારી માર્ગ વિના પ્રાપ્ત થઈ શકવાનું નથી. જો કોઈ સિદ્ધાન્ત ભયંકર હોય અથવા જો કોઈ ઉપદેશક દેશની શાંતિને જોખમમાં મૂકે છે એવો આક્ષેપ તેની સામે કરવો હોય તો તે સિદ્ધાન્ત ઉપર જણાવ્યો તે છે અને તેના ઉપદેશક શ્રી ગોખલે પોતે જ છે. અમે લોકોને એમ કહીએ છીએ કે, સ્વાતંત્ર્યનું ધ્યેય કોઈ પણ સ્વરૂપમાં પ્રાપ્ત કરવું હોય તો તેને માટે આપણી પાસે શાંતિનો એકમાત્ર માર્ગ છે. અમે એમ કહીએ છીએ કે, સ્વાવલંબન વડે, નિઃશસ્ત્ર પ્રતિકાર વડે તે આપણે મેળવી શકીશું. . . . . આપણને એમ કહેવામાં આવે છે કે, તમે નિઃશસ્ત્ર પ્રતિકારનો ઉપદેશ કરીને લોકોને કાયદો તોડવાને અને શાંતિનો ભંગ કરવાને ઉશ્કેરો છો અને તેમને અત્યાચાર અને બંડ કરવા પ્રેરો છો. પણ વસ્તુસ્થિતિ આથી તદ્દન ઊલટી છે. હિંસા કે અત્યાચારનો આશ્રય ન લેતાં અને કાયદાના શાસનને આંચ ન આવવા દેતાં પોતાની ન્યાય્ય આકાંક્ષાઓ સિદ્ધ કરવાનો નિઃશસ્ત્ર પ્રતિકારનો એક જ માર્ગ અમે લોકોને બતાવીએ છીએ. શાંતિ અને સુવ્યવસ્થા જાળવવાના કામમાં અમે આ માર્ગે જ સહકાર આપી શકીએ છીએ. બંગાળના લે. ગવર્નર પાસેથી તેમ જ આ દેશની સરકાર પાસેથી એના બદલામાં અમે જે સહકારની અપેક્ષા રાખીએ છીએ તે એટલી જ છે કે, તે આપણું વાણી-સ્વાતંત્ર્ય, આપણું મુદ્રણસ્વાતંત્ર્ય, તથા આપણું સંઘસ્વાતંત્ર્ય એ ત્રણને લગતા મૂળભૂત હકો માન્ય રાખે. આટલો સહકાર જો તે આપણને આપે તો આ હિલચાલ શાન્તિને માર્ગે જ ચાલ્યા કરશે, એવી ખાતરી અમે તેમને આપી શકીશું અને તેથી જે વસ્તુઓને કારણે તેમને આજે ત્રાસ થાય છે તે કાયમની બંધ પડશે."*

દેશની પ્રસ્થાપિત રાજ્યસત્તા પ્રજાના મૂળભૂત નાગરિક હકોનું રક્ષણ કરે તો પ્રજાની સ્વાતંત્ર્યભાવના ગમે તે સ્વરૂપે પ્રગટ થાય તોયે તે ભાવનાનું કાર્ય નિઃશસ્ત્ર ક્રાન્તિને માર્ગે થાય એવી પૂરેપૂરી શક્યતા હોવાથી સામાન્યપણે તે માર્ગનું અવલંબન લોકો કરે છે; અને દેશની શાંતિનો ભંગ કર્યા વિના પ્રજા પોતાની સ્વાતંત્ર્યની આકાંક્ષા તૃપ્ત કરી શકે છે. પણ પ્રસ્થાપિત સરકાર પ્રજાના નાગરિક સ્વાતંત્ર્ય ઉપર તરાપ મારીને હિંસાનું અત્યાચારી ધોરણ અખત્યાર કરે તો, પ્રજામાં પણ અત્યાચારની પ્રવૃત્તિ વધે છે; અને જે સ્વાતંત્ર્યની ભાવના દબાવી દેવા સરકાર હિંસાની નીતિનું અવલંબન કરે છે તે સ્વાતંત્ર્યની

---

*'સ્પીચિસ ઑફ અરવિંદ ઘોષ', પૃ. ૧૮૯-૧૯૮.

ભાવના નાબૂદ તો નથી જ થતી, ઊલટું તેને અત્યાચારી સ્વરૂપ પ્રાપ્ત થાય છે અને રાજ્યકર્તાઓ અને પ્રજા એ બન્નેને ભારે કષ્ટો વેઠવાનો વારો આવે છે. ઘણી વાર તો એ સરકાર ઊથલી પડે છે એટલે કે, રાજ્યકર્તાઓ અને પ્રજા બન્નેનો નાશ કરનારું અંધેર બધે ફેલાઈ જાય છે. તેથી લોકોમાં જાગ્રત થયેલી સ્વાતંત્ર્યની ભાવના દબાવી દેવાની નીતિ અખત્યાર કરવાને બદલે રાજ્યકર્તાઓએ તેમના નાગરિક હકોનું સંરક્ષણ કરીને તેને અહિંસક અથવા અનત્યાચારી, નિઃશસ્ત્ર ક્રાન્તિનો માર્ગ મોકળો કરી આપવો જોઈએ. આ નીતિ જ બન્ને પક્ષની દૃષ્ટિથી હિતાવહ અને શ્રેયસ્કર છે. પ્રજાના સ્વાતંત્ર્યવાદી આગેવાનો કોઈ પણ સરકાર સાથે આ જ શરતોએ સહકાર કરી શકે. એથી ઊલટું, સ્વાતંત્ર્યની ભાવના દબાવી દેવાના કામમાં લોકનાયકો સરકાર સાથે સહકાર કરે તેનું પરિણામ અનિષ્ટ થાય છે, તેમ જ એ તત્ત્વ ભ્રષ્ટતાનું લક્ષણ છે, એવો બાબુ અરવિંદ ઘોષના ઉપરના ભાષણનો સાર છે. તર્કશાસ્ત્રની, નીતિશાસ્ત્રની કે સંસ્કારી રાજ્યશાસ્ત્રની, એમાંથી કોઈ પણ દૃષ્ટિથી એ વિચારસરણીને ખોટી ઠરાવી શકાય તેમ નથી. તેમ છતાં સરકાર આવી જાતનો સહકાર ન આપવાની મમત પકડે, અને પ્રજાનું દમન કરવાનું હિંસક ધોરણ સ્વીકારે તો પણ એ દમનની કે ધાકધમકીની નીતિ સફળ થતી નથી. એ કેમ સફળ થતી નથી તેનું મુદ્દાસર વિવેચન 'વંદે માતરમ્'માં 'દમનનું નીતિશાસ્ત્ર' (એથિક્સ ઑફ રિપ્રેશન) એ લેખમાં નીચે મુજબ કરવામાં આવેલું છે :

" . . . અત્યારની પરિસ્થિતિને કેવળ દમનથી કે બીજા ઉપાયો ભેગો તેનો ઉપયોગ કરીને પહોંચી વળવાનો જેઓ પ્રયત્ન કરી રહ્યા છે તેઓ એક વાત ભૂલી જાય છે, એમ સ્પષ્ટ દેખાય છે. તે વાત એ છે કે, જે કાયદો કે રાજનીતિ જે સમાજ પર અજમાવવી હોય તેને તે સમાજનો નૈતિક ટેકો ન હોય તો, કોઈ અપવાદરૂપ પરિસ્થિતિ બાદ કરતાં તે કાયદો કે રાજનીતિ સફળ થતી નથી. એ નૈતિક પીઠબળ સક્રિય હોવું જ જોઈએ એવી આવશ્યકતા નથી તે વિરોધના અભાવના સ્વરૂપનું હોય તો પણ ચાલે. પણ તેનું સ્વરૂપ ગમે તેવું હોય તો પણ દરેક કાયદાની કે નીતિની સફળતા માટે સમાજનું આ નૈતિક પીઠબળ નિરપવાદપણે આવશ્યક છે. આપણી સરકારે અથવા તેની અત્યારની દમનની નીતિને પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષપણે સહાય આપનારા આપણા દેશબાંધવોએ આ સાદા પ્રશ્નનો વિચાર કર્યો છે ખરો? . . . અમે કબૂલ કરીએ છીએ કે, સરકાર આ દમનનીતિ વડે લોકો પર ધાક બેસાડી શકશે તો તે નીતિ સફળ થઈ ગણાય. પરંતુ સવાલ એ છે કે તેનાથી લોકોનો એટલી હદ સુધી અધઃપાત થઈ શકે ખરો? હિન્દના અસંતુષ્ટ અને રાજદ્રોહી દિલોમાં તે ડર પેદા કરી શકશે? મોર્લી, મિન્ટો તેમ જ તેમને આ દમનનીતિમાં સહકાર આપનારા હિન્દી, એંગ્લો ઇંડિયન અને બ્રિટિશ લોકોએ આ પ્રશ્નનો વિચાર કર્યો છે ખરો? કારણ એક વાત હંમેશ યાદ રાખવી જોઈએ કે, દમનના કડક ઉપાયો યોજીને પ્રજાના મનમાં દહેશત પેદા કરવાનો પ્રયત્ન કરવો એ દેવતા સાથે રમત કરવા જેવું

છે. પ્રેમની વૃદ્ધિ પ્રેમથી જ થાય છે, વિશ્વાસથી જ સામો વિશ્વાસ પેદા થાય છે, આપણી સમજથી જ સામાની સમજ પ્રગટ થાય છે, અને સહાનુભૂતિ વડે સહાનુભૂતિ જાગ્રત જાય છે. એથી ઊલટું. દ્વેષથી દ્વેષ પ્રસરે છે, સંશયથી સંશય જાગ્રત થાય છે, દહેશતવાદની સામે દહેશતવાદ નિર્માણ થાય છે. આજ સુધી ઇંગ્લંડના હિન્દુસ્તાનના રાજ્યને નૈતિક આધાર હતો; તેને મોહ કહો, શ્રેષ્ઠ સંસ્કૃતિ અથવા શ્રેષ્ઠ બુદ્ધિમત્તા કહો, અથવા બ્રિટિશોનું શ્રેષ્ઠ ચારિત્ર્ય કહો; ગમે તે નામ આપો, તેનું અસલ સ્વરૂપ નૈતિક બળનું હતું. તેની પાછળ અમુક અંશે શસ્ત્રબળ હતું એ વાત અમે કબૂલ કરીએ છીએ; પણ એ શસ્ત્રબળનો ઉઘાડી રીતે કદી ઉપયોગ થતો નહોતો અથવા ક્વચિત જ થતો હતો. વળી તેની આવશ્યકતાનું અથવા રાજ્યની ઉદાર નીતિનું લોકોને જાણેઅજાણે ભાન રહેતું હતું. આ જાતનો પ્રજાનો નૈતિક ટેકો બ્રિટિશ રાજ્યને હતો તેથી જ '૫૭ના બળવા વખતે કરેલા ભયંકર દમનની સામે લોકોની નૈતિક ભાવના વિશેષ ઊકળી ઊઠી નહોતી. એ દમન જે લોકો ઉપર ચલાવવામાં આવ્યું હતું તેઓ પારકાના નોકરો હતા; તેમણે પારકાનું લૂણ ખાધું હતું તથા જૂનાં રાજ્યો જીતવાના કામમાં તેમણે જ પરદેશીઓને મદદ કરી હતી. અને તેથી જ પગાર ખાઈને લડનારા એ ભાડૂતી લોકો વિષે સામાન્ય જનતામાં માનની લાગણી ન હતી. બળવા વખતે કરેલા દમનની અસર આમજનતાના માનસ પર ન થઈ, કારણ સામાન્ય પ્રજા તે વખતે રાજદ્રોહી બની ન હતી. હિન્દી લશ્કર, અને ખરું જોતાં તેનો અમુક એક ભાગ જ, રાજદ્રોહી બન્યો હતો. બળવાખોરોને વિષે સામાન્ય જનતામાં પ્રેમ ન હતો, લોકોને આપવા માટે તેમની પાસે કોઈ સંદેશો ન હતો. આજના જહાલ આગેવાનોની જૂના બળવાખોરો સાથે સરખામણી ન કરી શકાય. તેઓ લોકોથી અલગ રહ્યા નથી. રાષ્ટ્રીય ચળવળ કોઈ એક વર્ગની અથવા કોઈ પણ અર્થમાં કોઈ વિશિષ્ટ વિભાગની ચળવળ નથી. બાળ ગંગાધર ટિળક કે ચિદંબરમ્ પિલે આપણા રાષ્ટ્રીય જીવનમાં અપવાદરૂપ નથી. સમગ્ર દેશની આમજનતાનો જે મહાસાગર ખળભળી ઊઠ્યો છે તેની ભરતીનાં જ આ મોજાંઓ છે. અત્યારનો અસંતોષ તેમણે પેદા કરેલો નથી, ઊલટું એ અસંતોષે જ તેમને નિર્માણ કર્યા છે. લોકોમાં વ્યાપકપણે સંચાર કરતી મહત્ત્વાકાંક્ષાઓ તથા વિચારોનાં તેઓ મૂર્તિમંત પ્રતીકો છે. તેમને દબાવવાથી એ વિચારો કે આકાંક્ષાઓ દબાવાની નથી, ઊલટું, પ્રબળ બનીને ઊંડાં મૂળ ઘાલશે. અત્યારની લડત જોઈને લોકોને એવી ખાતરી થશે કે, એ આગેવાનો જે ધ્યેયો માટે ઝઘડતા હતા તેમની પ્રાપ્તિ હિન્દુસ્તાનમાં બ્રિટિશોનું શાસન છે ત્યાં સુધી શક્ય નથી. ઘણું કરીને એથી દેશમાં જહાલ પક્ષની સંખ્યામાં ખૂબ વધારો થશે અને વિનીત પક્ષ સમૂળગો નાબૂદ થઈ જશે."*

પરદેશી રાજ્યકર્તાઓને તેમ જ વિનીતપક્ષને અરવિન્દબાબુ જે ઉપદેશ આપી રહ્યા હતા તે એક રીતે ફોગટ જશે તેનું ભાન તેમને પોતાને ૧૯૦૯માં પૂરેપૂરું થવા માંડ્યું હતું. હિન્દુસ્તાનનો રાષ્ટ્રવાદ પોતાની સામ્રાજ્યશાહીને મૂળમાંથી ઉખેડી કાઢવાને જ અવતર્યો છે તેનો બ્રિટિશ રાજ્યકર્તાઓને બરાબર ખ્યાલ આવી ગયો હતો. પણ તેને સંતોષ કેવી રીતે આપવો એ વિષે યોગ્ય

* 'સિલેક્શન્સ' ફ્રૉમ 'વંદે માતરમ્,' પૃ. ૧૭૨–૭૩.

સલાહ આપવાના કામમાં વિનીત પક્ષના નેતાઓ પોતાની નાલાયકી દાખવતા હતા. તેનું કારણ એ હતું કે, એ નવી રાષ્ટ્રશક્તિનું સ્વરૂપ તેઓ બરાબર પિછાની શક્યા નહોતા. તેમની એવી માન્યતા હતી કે, આ નવું રાજકારણ લૉર્ડ કર્ઝનની આપખુદ અને જુલમી કારકિર્દીને પરિણામે પેદા થયેલી નિરાશાનું એક ક્ષણિક પરિણામ છે; અને બ્રિટિશ રાજ્યકર્તાઓ થોડાક સુધારા આપીને દમન બંધ કરે ને ઉદાર નીતિ સ્વીકારે તો જહાલ રાષ્ટ્રીય રાજકારણ આપોઆપ મરી જશે. પણ આ તેમની સાવ ભ્રમણા હતી એ વાત શ્રી અરવિંદ ઘોષ બરાબર સમજતા હતા. હિન્દમાં જન્મેલા આ રાષ્ટ્રવાદનું સ્વરૂપ અને સામર્થ્ય તેમણે બરાબર ઓળખી લીધું હતું, અને તેની અને બ્રિટિશ સામ્રાજ્યશાહી વચ્ચે એક જાતની આખરી લડત થોડા જ વખતમાં શરૂ થશે ને તેમાંથી દેશમાં ચોમેર અંધાધૂંધી ફેલાશે એ તેમને સ્પષ્ટ દેખાતું હતું. હિન્દી રાષ્ટ્રવાદનું સ્વરૂપ વર્ણવતાં તેઓ લખે છે:

"નિરાશાની કૂખે ઉછરેલો અને સર બૅમ્ફિલ્ડના સૂતિકાકર્મથી જન્મ પામેલો રાષ્ટ્રવાદ એ લૉર્ડ કર્ઝનનું એક અપત્ય છે, એમ તેના જન્મ વિષેની દંતકથા વિનોદો કહ્યા કરે છે. પણ રાષ્ટ્રવાદનો સંદેશ નિરાશામાંથી જન્મેલો ન હતો, તેમ જ જુલમમાંથી પણ તેનો જન્મ થયેલો નથી. લૉર્ડ કર્ઝને પ્રતિગામી નીતિ સ્વીકારી હતી તેને લીધે કેટલાક લોકોનો ઇંગ્લન્ડ પરનો વિશ્વાસ ઊડી ગયો અને તેથી તેઓ જહાલ બન્યા એ હકીકત સાચી નથી. તેથી નોકરશાહીની કોપમુદ્રામાંથી જન્મેલું આ અપત્ય તે આનંદી મુદ્રા ધારણ કરશે એટલે તરત જ મરી જશે એમ ધારાસભામાં બોલવું એ ભ્રામક રાજકીય દલીલબાજી છે. કર્ઝન અને ફુલ્લર અહીં પધાર્યા તે અગાઉ વરસો સુધી જ્યારે મહાસભા ઉદાર પણ કેટલીક ખામીઓથી ભરેલા બ્રિટિશ સુરાજ્યનાં ગુણગાન કરતી હતી, વફાદારીનો મંત્ર ભણતી હતી, તેમ જ બ્રિટિશ રાજ્યથી થતા લાભોનું વર્ણન કરતી હતી, તે જ વખતે રાષ્ટ્રવાદનો જન્મ થયો હતો, અને તેની શક્તિ ધીમે ધીમે વધતી જતી હતી. તેનો જન્મ મહાસભાના મંડપમાં નથી થયો, મુંબઈની પ્રેસિડેન્સી ઍસોસિયેશનમાં નથી થયો, ડાહ્યા અર્થશાસ્ત્રીઓ કે વિદ્વાન સુધારકોના સંઘમાં પણ નથી થયો. . . . તેનો જન્મ શ્રી કૃષ્ણના જન્મની પેઠે કેદખાનામાં થયેલો છે. ઉદાર ધોરણના સુરાજ્યવાળો પણ આપખુદ રાજ્યકારભાર-વાળો દેશ જેમને મન તુરંગની અંધારકોટડી જેવો અસહ્ય થઈ પડ્યો હતો તેમના અંતઃકરણમાં એ રાષ્ટ્રવાદનો જન્મ થયો હતો. શ્રી કૃષ્ણનું બાળપણ રાજદરબારમાં વીત્યું ન હતું, અથવા બ્રાહ્મણોની પાઠશાળાઓમાં તેમને કેળવણી મળી નહોતી. હલકા ગણાતા ગરીબ અને અજાણ લોકોમાંથી એક અજાણ્યા ઘરમાં તે મોટો થયો હતો. આ રાષ્ટ્રવાદ પણ તે જ પ્રમાણે સંન્યાસીની ગુફામાં, ફકીરના વેષમાં, જુવાનો અને કિશોર કુમારોના અંતઃકરણમાં, જેમને અંગ્રેજી શબ્દનો ઉચ્ચાર પણ આવડતો નહતો, પણ જેમના મનમાં પોતાની માતૃભૂમિ ખાતર ત્યાગપૂર્વક કામ કરવાની ધગશ હતી, તેમના હૈયામાં, તેમ જ જે કેળવાયેલા લોકોએ તેનો મંત્ર કાને પડતાંની

સાથે સંપત્તિનો અને માનઅકરામનો ત્યાગ કરીને લોકસેવા અને લોકજાગૃતિનું કાર્ય કરવા માટે દેશસેવાનું વ્રત લીધું હતું તેમના જીવનમાં તે વિકાસ પામ્યો છે. એના તરફ કોઈનું ધ્યાન ન હતું અને એનો કોઈ ભાવ પણ પૂછતું ન હોતું. પણ યોગ્ય વખતે એ બંગાળમાં આવ્યો અને એ જ તેના આવિષ્કારની ભૂમિ બની. બંગાળ પર તેથી જુલમ થાય એ અપરિહાર્ય હતું તેમ આવશ્યક પણ હતું. એ જુલમને કારણે જ આખા રાષ્ટ્રે આ રાષ્ટ્રવાદનો સ્વીકાર કર્યો. પણ એ જુલમમાંથી પણ તેનો જન્મ થયો નથી. કંસે યાદવો ઉપર ગુજારેલો જુલમ કે તેમની કરેલી કતલમાંથી શ્રી કૃષ્ણનો જન્મ થયો ન હતો; અલબત, એ જુલમોની અને કતલોની પણ આવશ્યકતા તો હતી જ; કારણ કે, તેમને લીધે જ મથુરાની જનતા પોતાના તારણહારની દિશામાં મીટ માંડીને બેઠી હતી; અને તે જ્યારે આવ્યો ત્યારે તેણે તેનું સ્વાગત કર્યું. શાન્તિની નીતિ સ્વીકારવામાં આવે તો રાષ્ટ્રવાદનો અંત આવશે એવી આશા સેવવી, એ આ નવી શક્તિના જન્મ વિષે, તેના સ્વરૂપ વિષે તેમ જ તેના કાર્ય વિષે અજ્ઞાન સૂચવે છે. અંગ્રેજ લોકોની એવી ખાતરી કદી થવાની નથી. તેમને ખબર છે કે. આજે જેને જહાલવાદ કહીને ક્ષુદ્ર ગણવામાં આવે છે, તે અસલમાં રાષ્ટ્રધર્મ છે; અને આવો રાષ્ટ્રધર્મ કેવળ સૌમ્ય નીતિ અખત્યાર કરવાથી કદી પણ નાશ પામતો નથી. તેને જે કોઈ રાજકીય સુધારાઓ અપાશે તેમનો ઉપયોગ, તે પોતાની નવી લડતમાં સંપૂર્ણ વિજય પ્રાપ્ત કરી પોતાનું પૂરેપૂરું પ્રભુત્વ પ્રસ્થાપિત કરવા માટે હાથ આવેલા નવા શસ્ત્રની જેમ કરશે. આ રાષ્ટ્રધર્મ એક ઈશ્વરી અવતાર છે અને તેનો નાશ થવાનો નથી; તે પરમાત્માએ યોજેલી એક શક્તિ છે, અને પોતાનું ઈશ્વર નિયોજિત કાર્ય પાર પાડ્યા વિના તે જેમાંથી જન્મી છે તે વિશ્વની ચિચ્છક્તિમાં પાછી જઈ ને વિલીન થવાની નથી."*

આ અપ્રતિહત રાષ્ટ્રશક્તિના સાચા સ્વરૂપને વિનીતો બરાબર ઓળખી શકતા નથી, સત્તાધારી બ્રિટિશ મુત્સદ્દીઓ તેનો અંત આણવા કમર કસીને ઊભા છે, અને છતાં તેનો ઉત્સાહ તો સતત વધતો જ જાય છે; આવી પરિસ્થિતિમાં દેશમાં જુલમી સામ્રાજ્યશાહી અને ક્રાન્તિકારક રાષ્ટ્રવાદ એ બે વચ્ચે અમુક વખત સુધી એક જાતનું સશસ્ત્ર છમકલું થતું ટાળવું એ અરવિંદ બાબુને લગભગ અશક્ય લાગતું હતું; પણ તેની સાથે જ આવી સશસ્ત્ર લડાઈમાં રાષ્ટ્રવાદ વિજયી થશે એવી પણ તેમને આશા ન હતી. રાષ્ટ્રવાદ નિઃશસ્ત્ર પ્રતિકારના રણક્ષેત્ર ઉપર જ અજેય નીવડશે એવો તેમની બુદ્ધિનો નિર્ણય થયો હતો, પણ તેને નિઃશસ્ત્ર પ્રતિકારના રણક્ષેત્ર ઉપર શી રીતે રોકી રાખવો એ પ્રશ્ન જ તેમને મૂંઝવતો હતો. એ કામમાં વિનીત મુત્સદ્દીઓ તેમ જ સરકાર તેમને જરાય મદદ કરવાને તૈયાર ન હતાં. સરકાર તો બીજા રાષ્ટ્રીય આગેવાનોની જેમ તેમને પોતાને પણ થોડા જ વખતમાં હદપાર કરશે એવા સમાચાર પણ તેમને કાને આવતા હતા. આવી પરિસ્થિતિમાં પોતાની બુદ્ધિને માન્ય થયેલો

* 'સિલેક્શન્સ ફ્રોમ ધ વંદે માતરમ્', પૃ. ૧૬૩–૬૯.

નિઃશસ્ત્ર ક્રાન્તિનો પ્રયોગ સફળ બનાવવા માટે અને આખા રાષ્ટ્ર પાસે તેનું આચરણ કરાવવાને માટે પોતાનું નેતૃત્વ પૂરતું થતું નથી અને એ કાર્ય પોતાને હાથે એ વખતે તો પાર પડી શકતું નથી, એમ જાણીને તેમણે કેટલોક વખત દેશત્યાગ કરીને યોગમાર્ગ દ્વારા પોતાનું કાર્ય કરવાની શક્તિ પ્રાપ્ત કરવાનું નક્કી કર્યું! બ્રિટિશ હિન્દુસ્તાનનો ત્યાગ કરીને તેમણે પોંડીચેરી જઈને ત્યાં ધ્યાનધારણા શરૂ કર્યાં, અને હજી પણ તેઓ ત્યાં જ છે. પરંતુ ત્યાં જતી વખતે તેમણે ૧૯૦૯ના જુલાઈમાં પોતાના દેશબાંધવોને ઉદ્દેશીને એક છેવટનો કાગળ લખી રાખ્યો છે; તેમાંનો મહત્ત્વનો ભાગ નીચે આપીને આ પ્રકરણ અમે પૂરું કરીશું.

"આજે હિન્દમાં પોતાનું કર્તવ્ય કરતા જાહેર કાર્યકર્તાની સ્થિતિ એટલી વિકટ બનેલી છે કે, તેને આવતી કાલનો ભરોસો નથી મને હદપાર કરવામાં આવશે એવી બાતમી બધેથી સંભળાય છે. એવી પરિસ્થિતિમાં મારા દેશબાંધવોને અને વિશેષે કરીને રાષ્ટ્રીય પક્ષના સિદ્ધાન્તોનો જેમણે સ્વીકાર કર્યો છે તે લોકોને ઉદ્દેશીને આજે શું કરવું જરૂરનું છે તે વિષે તેમ જ ભવિષ્યની નીતિ વિષે હું આ કાગળ લખી રહ્યો છું. મને જો હદપાર કરવામાં આવે તો આપણે કયે માર્ગે જવું એ વિષે જેમને શંકા હોય તેમને તે માર્ગદર્શન આપશે; અને હું જો ત્યાંથી પાછો ન આવું તો મારા દેશબાંધવોને લખેલું આ મારું આખરી વસિયતનામું બની રહેશે.

"રાષ્ટ્રીય પક્ષની સ્થિતિ કફોડી બની છે. પરંતુ એ પરિસ્થિતિમાં પણ કાર્ય ચાલુ રાખવાનું અશક્ય નથી. એ પક્ષના આગેવાનોને સજાઓ થયેલી છે, અથવા તેમને હદપાર કરવામાં આવેલા છે. તેથી પક્ષ મરી ગયો છે એવી કેટલાક લોકોની માન્યતા છે તે ભૂલભરેલી છે. કેવળ ઉપર ઉપરથી જોનારની આવી ભૂલ થાય છે. એ પક્ષ જીવતો છે તેમ જ તેની શક્તિ અને તેનો ફેલાવો અગાઉ કરતાં ઓછાં થયાં નથી. તેને એક આગેવાન અને એકધારી નીતિની આવશ્યકતા છે. નીતિ તો તેને મળી રહેશે, પણ આગેવાન તો કેવળ પરમેશ્વર જ તેને આપી શકશે. પોતાનો ઈશ્વર-નિયોજિત આગેવાન આવે ત્યાં સુધી અને પોતે ઈશ્વરી શક્તિના આવિષ્કારનાં યોગ્ય સાધન બને ત્યાં સુધી બધી જ મોટી હિલચાલો અટકી રહે છે. પછી જ્યારે તે આવે છે ત્યારે તે પ્રવૃત્તિઓ પોતાના કાર્યમાં વિજય પ્રાપ્ત કરવા માટે આગળ વધે છે. આજ સુધી જેમણે આ હિલચાલને દોરવણી આપી તેઓ ધુરંધર વીરો હતા. તેમનામાં શ્રેષ્ઠ ગુણો હતા. તેમની પ્રતિભા પ્રભાવશાળી હતી. બીજી કોઈ પણ પ્રવૃત્તિની આગેવાની લેવા માટે જોઈતી મહત્તા પણ તેમનામાં હતી. પણ આ જગદ્વ્યાપી ક્રાન્તિના મુખ્ય પ્રવાહને દોરવા માટે તેમની શક્તિ પણ પૂરી પડી નહીં. તેથી ભવિષ્યકાળના ટ્રસ્ટી તરીકે રાષ્ટ્રીય પક્ષે આવો નેતા આગળ આવે ત્યાં સુધી વાટ જોવી જોઈએ. આપત્તિકાળમાં પણ તેણે શાન્તિ જાળવીને ધીરજ રાખવી જોઈએ; પરાભવમાં પણ આશા ન છોડવી જોઈએ; આખરે વિજય આપણો જ છે એ વિષે ખાતરી રાખીને હિન્દની ભાવી પેઢીઓ તથા જગતનાં બીજાં રાષ્ટ્રો વિષેની પોતાની ગંભીર જવાબદારીની બાબતમાં તેણે સતત જાગતા રહેવું જોઈએ.

"એ વખત આવે ત્યાં સુધી હિંમતથી પણ ધીરજથી તે પક્ષ આગળ ડગલાં ભરતો રહે, એવી આજની પરિસ્થિતિ છે. આ પરિસ્થિતિમાં આપણું બળ નતિક છે, ભૌતિક નથી. આપણા ઉગારાની તથા જીવવાની અને પરિણામે વિજયી થવાની આશા આ નૈતિક બળમાં છે અને તેના પર જ આપણે આધાર રાખવો જોઈએ. અવિચારથી ઉતાવળા થઈને જે ક્ષેત્રમાં આપણે પ્રબળ છીએ તે ક્ષેત્ર છોડીને જે ક્ષેત્રમાં આપણે દુર્બળ છીએ તે ક્ષેત્રમાં જવાનું સાહસ આપણે ન ખેડીએ. સ્વરાજ્ય અથવા પારકા લોકોના અમલમાંથી સંપૂર્ણપણે સ્વતંત્ર થવું, એ આપણું ધ્યેય છે. સ્વાવલંબન અને નિ:શસ્ત્ર પ્રતિકાર એ આપણાં સાધનો છે. આપણા સ્વરાજ્યના ધ્યેયમાં બીજા કોઈ પણ રાષ્ટ્રનો કે આપણા દેશ ઉપર રાજ્ય કરી રહેલી કાયદાથી પ્રસ્થાપિત થયેલી સરકારનો દ્વેષ કરવાની વાતને સ્થાન નથી. એ આકાંક્ષામાં દ્વેષ અને અત્યાચારનો અન્તર્ભાવ થયા વિના રહે જ નહીં, એમ જેઓ કહે છે તેઓ જૂઠું બોલે છે. આપણી દેશભક્તિનું અધિષ્ઠાન પ્રેમ અને બંધુભાવ છે અને તેમાં માનવજાતિની અંતિમ એકતાની ભાવનાનો પણ સમાવેશ થાય છે. આપણા હક્કો માટે લડતી વખતે જેઓ પોતાના અજ્ઞાનને કારણે તે હક્કો આપવાનો ઇનકાર કરે છે તેમનો દ્વેષ કરવાની જરૂર નથી. તેમાં સતત પ્રયત્ન, કષ્ટ સહન કરવાની તૈયારી, કોઈ પણ વ્યક્તિગત સ્વાર્થનો વિચાર મનમાં આણ્યા વિના સત્ય બોલવું, અને આપણી પ્રગતિને રોકતી સત્તાને ઉથલાવી પાડી આપણી સત્તા પ્રસ્થાપિત કરવા માટે હર કોઈ કાયદેસરનું દબાણ, તથા નૈતિક બળ, એટલાં જ સાધનોના ઉપયોગનો સમાવેશ થાય છે.

"સુરતમાં થયેલી આપણી માંહોમાંહેની ચાદવાસ્થળી અને તે પછી થોડા જ વખતમાં શરૂ થયેલો દમનનો દોર, તેને લીધે આપણી સંગઠિત પ્રવૃત્તિઓનો થયેલો વિનાશ, અને સરકારી નોકરોએ સ્વદેશીના કાર્યકર્તાઓમાં અને તેમના સહકારીઓમાં પેદા કરેલી દહેશત, એ બધી વસ્તુઓથી માત્ર આપણી પ્રગતિમાં ગંભીર સ્વરૂપના અંતરાયો ઊભા થયેલા છે અને આપણી આશા આકાંક્ષાઓની સફળતા દૂરના ભવિષ્ય ઉપર ઠેલાઈ ગઈ છે."

તે પછી રાષ્ટ્રીય પક્ષ અને પ્રાગતિક પક્ષ વચ્ચે સમજૂતી કરાવવાના માર્ગ સંબંધે તેઓ કહે છે:

"સ્વરાજ્યના ઠરાવમાં વસાહતોની ઢબનું સ્વરાજ્ય એ શબ્દોને ઠેકાણે 'પૂર્ણ સ્વરાજ્ય' એ શબ્દો મૂકવામાં આવે તો આ ઝઘડો પતી જાય. નિ:શસ્ત્ર પ્રતિકાર વિષેનો ઝઘડો બહિષ્કારના ઠરાવને અંગે છે. એ બાબતમાં રાષ્ટ્રીય પક્ષ પોતાના સિદ્ધાન્તનો ત્યાગ કરી શકે નહીં; અને પ્રાગતિકોમાંથી પણ ઘણા લોકોનો તેને એ બાબતમાં ટેકો છે. પરંતુ એ સવાલનો ફેંસલો પણ સ્વતંત્રપણે ચૂંટી કાઢેલા મહાસભાના સભ્યોની બહુમતી પાસે કરાવવાની તેની તૈયારી છે. એકલી વિષયવિચારિણી સમિતિના નિર્ણયને છેવટના નિર્ણય તરીકે સ્વીકારવા તે તૈયાર નથી."

તે પછી આપણે અસહકારની જે નીતિ સ્વીકારેલી છે તે પૂર્ણ સ્વરાજ્ય પ્રાપ્ત થાય ત્યાં સુધી સતત ચાલુ રાખવાની છે એવો તેનો અર્થ ન કરતાં જ્યાં લગી સત્તા નહીં ત્યાં સુધી સહકાર નહીં, એવો અર્થ કરવો; અને વિશિષ્ટ

ક્ષેત્રમાં સંપૂર્ણ સત્તા આપણા હાથમાં આવે તો તેટલા પૂરતી અસહકારની નીતિ છોડી દઈને તે સત્તા કબજે કરવી અને લડત આગળ ચાલુ રાખવી, એમ તેમણે કહેલું છે.

"પ્રાગતિક પક્ષ અને રાષ્ટ્રીય પક્ષ વચ્ચે જે મતભેદ છે તે એટલો જ છે કે, ગમે તેવા નજીવા અને ભ્રામક સુધારાઓ બ્રિટિશ સરકાર આપે, તો તે પણ સ્વીકારીને પોતાનું ધ્યેય છોડી દેવા અને આપણને સાચા હક્કો પ્રાપ્ત થયા છે એમ લોકોને સમજાવવા રાષ્ટ્રીય પક્ષ તૈયાર નથી."*

આ પત્ર લખ્યા પછી થોડા જ દિવસમાં બાબુ અરવિંદ ઘોષ પોંડીચેરી જઈને રહ્યા. તેમણે ભવિષ્ય ભાખ્યું હતું તેમ, તેમની ગેરહાજરીમાં કંઈ નહીં તો બંગાળ પૂરતું તો વિનીત રાજકારણ કાયમનું મરી ગયું. જુવાન બંગાળ મોટે ભાગે સશસ્ત્ર ક્રાન્તિવાદી બન્યો અને એ સશસ્ત્ર ક્રાન્તિવાદ ત્યાં લગભગ ગઈ કાલ સુધી જીવતો હતો. આ ક્રાન્તિવાદ કેવળ અધિકારીઓનાં વ્યક્તિશઃ ખૂન કરનારો ત્રાસવાદ નથી, અને તેનો એવો મૂળ ઉદ્દેશ પણ નથી, એમ બારીન્દ્રકુમારે અદાલતમાં આપેલી જુબાનીમાં જણાવ્યું હતું. તેઓ કહે છે: "રાજકીય હેતુસર ખૂનો કરવાથી સ્વરાજ મળશે એમ અમે કદી પણ માન્યું ન હતું. લોકો એવાં ખૂન થાય એમ ઇચ્છે છે એમ અમને લાગે છે તેથી જ અમે તે કરીએ છીએ."× એ ક્રાન્તિકારક સંસ્થાઓ રશિયા અને ઇટલીનાં ગુપ્ત કાવતરાંઓની ઢબે સ્થાપવામાં આવી હતી.

મહાત્મા ગાંધીએ હિંદી રાજકારણનાં સૂત્રો હાથમાં લીધાં તે પછી બાબુ અરવિંદ ઘોષ, બિપિનચંદ્ર પાલ તથા લો. ટિળક વગેરે આગેવાનોએ ૧૯૦૫માં શરૂ કરેલા બહિષ્કારયોગનું પુનરુજ્જીવન તેમણે અસહકારયોગના સ્વરૂપમાં કર્યું. તેથી બંગાળની ભૂમિમાં ચોંટેલો સશસ્ત્ર ક્રાન્તિવાદ આખા દેશમાં ફેલાયો નહિ. આજે બંગાળના સશસ્ત્ર ક્રાન્તિવાદીઓ પણ મહાત્મા ગાંધીના નિઃશસ્ત્ર ક્રાન્તિવાદને અનુસરવાની નીતિ જાહેર કરી રહ્યા છે; અને નિઃશસ્ત્ર ક્રાન્તિની દીક્ષા જેણે સ્વીકારી છે તે રાષ્ટ્રીય મહાસભામાં આવીને જોડાય છે. આજે સશસ્ત્ર ક્રાન્તિની અંતિમ આવશ્યકતા માનનારા લોકો પણ કૉમ્યુનિઝમના (સામ્યવાદી) ક્રાન્તિશાસ્ત્રનું અવલંબન કરીને વર્ગસંગઠનનું ખુલ્લું કાર્ય કાયદાની અને કાયદેસર સ્થપાયેલી શાંતિ અને વ્યવસ્થાની વહેવારુ મર્યાદા સાચવીને કરવા લાગ્યા છે.

આવી રીતે આજના હિંદુસ્તાનમાં મહાત્મા ગાંધીનું અહિંસાનિષ્ઠ નિઃશસ્ત્ર ક્રાન્તિશાસ્ત્ર અને કૉમ્યુનિઝમનું શાસ્ત્રીય ક્રાન્તિશાસ્ત્ર એ બે ક્રાન્તિકારક રાજકારણો ઘણુંખરું બાકી રહેલાં છે અને મહાસભાએ આજે મહાત્મા ગાંધીના નિઃશસ્ત્ર

* 'સ્પીચિસ ઑફ અરવિન્દ ઘોષ', પરિશિષ્ટ.

× 'સિડીશન કમિટી રિપોર્ટ'માંથી ઉદ્ધૃત કરેલ છે.

ક્રાન્તિશાસ્ત્રનું ધોરણ સ્વીકારેલું છે. આ બે ક્રાન્તિશાસ્ત્રો વચ્ચેના મતભેદોનો વિચાર આ પુસ્તકના છેવટના બે પ્રકરણોમાં અમે કરવાના છીએ. હવે પછીના પ્રકરણમાં ૧૯૧૦થી ૧૯૨૦ સુધીના વિપત્તિના કાળ દરમ્યાન ભારતીય રાજકારણ કેવા સ્વરૂપમાં અને કયે ધોરણે ચાલતું હતું તેનો વિચાર કરીશું.

## પ્રકરણ ૩ જું

## રાષ્ટ્રીય આપદ્ધર્મ

ઈ. સ. ૧૯૦૯માં હિન્દી રાજ્યબંધારણમાં લૉર્ડ મોર્લીના સુધારા દાખલ કરવામાં આવ્યા. ૧૯૧૦માં લૉર્ડ મિન્ટો નોકરી પરથી ઊતર્યો અને લૉર્ડ હાર્ડિંજ હિંદુસ્તાનનો વાઇસરૉય થયો. તે વખતથી હિંદના રાજકારણમાં એક નવો યુગ શરૂ થયો અને થોડા ઘણા ફેરફાર સાથે ૧૯૨૦ સુધી તે ચાલુ રહ્યો એમ કહી શકાય. આ દસ વરસનો ગાળો હિંદી રાષ્ટ્રીયતાની દૃષ્ટિથી એક આપત્કાળ હતો. મોર્લી–મિન્ટો સુધારાના કાળ તરીકે આનું સ્થૂળપણે વર્ણન કરવામાં આવે છે. મોર્લી–મિન્ટો સુધારાઓ દેશના રાષ્ટ્રીય પક્ષે માન્ય કરેલા સુધારાઓ ન હતા. તે કેવળ વિનીત પક્ષે માન્ય રાખ્યા હતા અને તે પક્ષને પણ સર્વાંશે સંતોષકારક લાગતા ન હતા. વળી, બંગાળના ભાગલા રદ થયા વિના અમે આ સુધારાનો સ્વીકાર કરીશું નહીં તેમ જ નવી ધારાસભામાં પણ જઈશું નહીં, એવું ધોરણ બાબુ સુરેન્દ્રનાથ વગેરે બંગાળના વિનીત પક્ષના આગેવાનોએ પણ અખત્યાર કર્યું હતું. રાષ્ટ્રીય પક્ષને દમનના રોલર નીચે કચડી નાખવામાં આવ્યો હતો અને તેના નેતા લોકમાન્ય ટિળક હજી માંડલેની જેલમાં સજા ભોગવી રહ્યા હતા. દેશના કેટલાક ઉત્સાહી જુવાનો સશસ્ત્ર ક્રાન્તિવાદી બનીને છૂટાછવાયાં અત્યાચારનાં કૃત્યો કરી રહ્યા હતા; અને બીજા કેટલાક અમેરિકા, યુરોપ વગેરે ખંડોમાં જઈને કાવતરાં રચવાની પેરવી કરતા હતા. એ વખતે બંગાળ અને મહારાષ્ટ્રની માફક પંજાબમાં પણ હરદયાળની આગેવાની નીચે એક સશસ્ત્ર ક્રાન્તિવાદી પક્ષ સ્થપાયો હતો અને તેણે અમેરિકામાં ગદર (બળવો) નામ ધારણ કરીને કામ ચલાવ્યું હતું. પાછળથી આ ક્રાન્તિકારક પક્ષનાં સંબંધસૂત્રો યુરોપીય મહાયુદ્ધના વખતમાં જર્મની સાથે ગૂંથી દેવામાં આવ્યાં; અને રશિયાની રાજ્યક્રાન્તિ પછી ભાઈ માનવેન્દ્ર રાય વગેરે હિંદી સામ્યવાદીઓનો રશિયાના બોલ્શેવિક લોકો સાથે સંબંધ જોડાયો. પણ હિંદુસ્તાનમાં કૉમ્યુનિસ્ટોનો ક્રાન્તિવાદ ૧૯૨૨ સુધી એક સ્વતંત્ર પક્ષરૂપે

અસ્તિત્વમાં આવ્યો ન હતો. તે જ પ્રમાણે ૧૯૧૦થી ૧૯૨૦ સુધીના દાયકામાં નિઃશસ્ત્ર ક્રાન્તિવાદી રાષ્ટ્રીય પક્ષ પણ એક રીતે પ્રચ્છન્ન સ્વરૂપમાં જ કાર્ય કરતો હતો.

આ દાયકાના પાંચ પાંચ વરસના વળી બે નોખા વિભાગ પડે છે. ૧૯૧૦થી ૧૯૧૫ના પહેલા ખંડમાં બંને પ્રકારના ક્રાન્તિવાદ અથવા રાષ્ટ્રવાદ પોતાની હસ્તી ટકાવી રાખીને કેવળ પોતાનું સંરક્ષણ કરવાનું ધોરણ જ લઈને બેઠા હતા. ૧૯૧૪ના પાછલા ભાગમાં યુરોપીય મહાયુદ્ધ શરૂ થયું. તેથી આ બંને રાષ્ટ્રવાદને પોતાનું સામર્થ્ય થોડું ઘણું વધારવાની તક સાંપડી. ૧૯૧૪ના જુલાઈમાં લો. ટિળક માંડલેથી છૂટીને પાછા આવ્યા અને તેમણે પોતાના રાષ્ટ્રીય પક્ષનું બળ સંગઠિત કરવાની અને વધારવાની શરૂઆત કરી. એ વખત સુધી મહારાષ્ટ્રના રાષ્ટ્રીય પક્ષની હસ્તી ટકાવી રાખવાનું કામ શ્રી ન. ચિં. કેળકરે 'કેસરી' દ્વારા ચાલુ રાખ્યું હતું. તે પછી ૧૯૧૫થી ૧૯૨૦ના ગાળામાં આ રાષ્ટ્રીય પક્ષના સંગઠનનું અને સંવર્ધનનું કાર્ય લો. ટિળકે કર્યું અને મહાસભાને વિનીત પક્ષના કબજામાંથી પોતાના હાથમાં લઈને મહાત્મા ગાંધીના નિઃશસ્ત્ર ક્રાન્તિવાદી રાજકારણ માટે એક પ્રભાવશાળી રાષ્ટ્રીય સંસ્થાનું હથિયાર તૈયાર કરી રાખ્યું. પણ ૧૯૦૫ના બહિષ્કારયોગના ક્રાન્તિવાદી રાજકારણનું પુનરુજ્જીવન તેમનાથી આ કામ દરમ્યાન થઈ શક્યું નહીં. એ કાર્ય પાછળથી મહાત્મા ગાંધીએ ૧૯૨૦માં કર્યું અને ૧૯૦૭માં સુરતમાં તૂટેલી રાષ્ટ્રીય રાજકારણની સાંકળ તેમણે ફરી સાંધી દીધી. લોકમાન્યના કારાવાસ દરમ્યાન મહારાષ્ટ્રમાં 'કેસરી'ને જીવતું રાખવાનું તેમ જ તેમના જહાલ રાજકારણની સ્મૃતિ કાયમ રાખવાનું મહત્ત્વનું કાર્ય શ્રી ન. ચિં. કેળકરે કરેલું છે. એ વખતે રાષ્ટ્ર સાવ પાંગળું અને અસહાય થઈને પડ્યું હતું. તેના હૈયામાં જહાલ, બલ્કે ક્રાન્તિવાદી ભાવનાઓ જાગ્રત હતી; પણ તેનો કોઈ પણ રીતે સીધો અમલ થાય એટલી તે જોરાવર ન હતી. જહાલ ભાવનાઓ મૂંગી બની હતી. એવે વખતે એ મૂક ભાવનાઓને વ્યક્ત કરવી એ પણ એક મહત્ત્વનું કામ હતું અને એ કાર્યમાં શ્રી કેળકરની કલમ સારી રીતે કામ આવી. આવા પડતીના કાળમાં હુમલો કરવાનું ધોરણ સ્વીકારવું શક્ય નહોતું ને ઇષ્ટ પણ ન હતું. એ વખતે લોકોની જહાલ ભાવનાઓ જાગતી રાખવાનું, છતાં સાથે સાથે તેમનો નિઃશસ્ત્ર કે સશસ્ત્ર કોઈ પણ જાતના પ્રતિકારના રૂપમાં આવિષ્કાર થાય એટલી તેમને ગરમ ન થવા દેવાનું કાર્ય કરવા માટે શ્રી કેળકરની કલમ અને પ્રકૃતિ અત્યંત અનુરૂપ હતી. લોકમાન્ય ટિળકનો આગળ ધપવાની આકાંક્ષા રાખનારો ક્રાન્તિવાદ જ્યારે કાયદાની મર્યાદાઓ ઓળંગીને નિઃશસ્ત્ર પ્રતિકારના ક્ષેત્રમાં પ્રવેશ કરવા લાગ્યો અને

બંગાળના આધ્યાત્મિક ક્રાન્તિવાદી યોગી અરવિંદ ઘોષના સહકાર માટે તેમણે વિનીતો સાથે ઝઘડીને મહાસભામાં ભંગાણ પડે તો તેનીયે પરવા કર્યા વિના તેને પાછળ ન પડવા દેવાનું ઉગ્ર ધોરણ સ્વીકાર્યું ત્યારે તેમની એ તેજસ્વી નીતિ કેટલોક વખત શ્રી કેળકરથી ઝીલી શકાઈ નહોતી. તે વખતે લોકમાન્ય સાથે તેમનો પ્રામાણિક મતભેદ થયો હતો. સુરતની મહાસભા ભાંગી પડ્યા પછી થોડા જ દિવસમાં એ ભંગાણ પાડવા માટે બંને પક્ષો ઓછાવત્તા જવાબદાર છે એવા વિચારો વ્યક્ત કરતો એક લેખ સતારાના શ્રી દાદાસાહેબ કરંદીકરે લખ્યો હતો અને તે શ્રી કેળકરે 'મરાઠા'માં અગ્રલેખને સ્થાને છાપ્યો હતો. તે પછી ધુળિયામાં ભરાયેલી પ્રાન્તિક પરિષદમાં લોકમાન્યે પૂર્ણ સ્વાતંત્ર્યની હિમાયત કરી. એ ભાષણને પણ શ્રી કેળકરે લખેલા ટિળકચરિત્રમાં તેમણે સ્થાન આપ્યું નથી. તે જ પ્રમાણે લોકમાન્યે 'નવા પક્ષના મૂળભૂત સિદ્ધાન્તો' પરના ભાષણમાં પોતાના પક્ષને આંકી આપેલા સિદ્ધાન્તો રાષ્ટ્રીય પક્ષના મૂળભૂત સિદ્ધાન્તો છે એમ પણ તેમને કદી લાગ્યું નથી. એ વખતે લોકમાન્ય સાથે તેમનો એટલો બધો તીવ્ર વિરોધ હતો કે તેઓ તેમનો પક્ષ છોડી જશે એમ કેટલાક લોકોને લાગવા માંડ્યું હતું. પણ એવામાં લોકમાન્ય કેદમાં પુરાયા અને રાષ્ટ્રીય પક્ષના સંરક્ષણનું કાર્ય કરવાની તક તેમને સાંપડી. એ આફતની ઘડીએ તેમણે બહિષ્કારયોગનું હુમલાખોર રાજકારણ છોડી દીધું અને બદલાયેલી પરિસ્થિતિને અનુરૂપ એવું મંદ ધોરણ તેમણે લોકો આગળ મૂક્યું.

દેશત્યાગ કરતી વેળાએ બાબુ અરવિન્દ ઘોષે કહ્યું હતું કે, આપણી નિઃશસ્ત્ર ક્રાંતિની આગેવાની લઈને તેને સફળ બનાવી શકે એવો કોઈ કાબેલ નેતા આજે આપણી પાસે નથી. દેશના સામાન્ય આગેવાનો આ મહાન કાર્ય કરવાને સમર્થ ન હતા. એવે વખતે પોતાની તાકાત ઓળખીને દેશકાર્ય કરતા રહેવામાં જ સાચું મુત્સદ્દીપણું છે એવો શ્રી કેળકરનો મત હતો. બહિષ્કારયોગનો એકસરખો જપ કર્યા કરવામાં કશો લાભ નથી. એના કરતાં જે કાર્ય આપણી સામે પડેલું છે તે કાર્ય કરવામાં અને પોતાનું સામર્થ્ય ઓળખીને વર્તવામાં જ સાચું દેશહિત છે એમ તેઓ કહેતા. એવામાં ૧૯૧૧ની આખરે દિલ્હીમાં દરબાર ભરીને પાંચમા જ્યૉર્જ બાદશાહનો રાજ્યાભિષેક કરવાની જાહેરાત કરવામાં આવી. એ વખતે બંગાળના ભાગલા રદ કરવામાં આવ્યા અને કલકત્તાથી રાજધાની દિલ્હી લઈ જવામાં આવી.

એ જ અરસામાં એટલે કે ૧૯૧૧ના ઑગસ્ટ માસમાં લૉર્ડ હાર્ડિંજે મોર્લી–મિન્ટો સુધારાઓનો વિકાસ હવે પ્રાંતિક સ્વરાજ્યમાં થવો જોઈએ એ અર્થનો એક ખરીતો વિલાયત સરકાર ઉપર રવાના કર્યો. એટલે મોર્લી-મિન્ટો

સુધારાઓ અધૂરા હોઈને તેમનું પ્રાંતિક સ્વરાજ્યમાં આજે કે કાલે રૂપાંતર કરવું આવશ્યક છે, એમ સરકાર તરફથી જ જાણે કે સ્વીકારવામાં આવ્યું. આ બધા ફેરફારોથી બંગાળના આગેવાન બાબુ સુરેન્દ્રનાથ બૅનરજી જ નહીં, પણ બિપિનચંદ્ર પાલ પણ ઠીક ઠીક રાજી થયા. લૉર્ડ હાર્ડિંજ ઉપર દિલ્હીના જાહેર પ્રવેશ સમારંભ અંગેના સરઘસમાં જ કોકે બૉંબ ફેંક્યો. તેમ છતાં તેમણે પોતાનું મગજ સમતોલ રાખ્યું, દમનનીતિનો આશ્રય ન લીધો અને લોકપક્ષ સાથે સમાધાનનું અને સુલેહનું ધોરણ સ્વીકાર્યું. ના. ગોખલેના વિનીત રાજકારણની ચઢતી ભરતીનો આ સમય હતો. દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદી લોકોના સત્યાગ્રહને ટેકો આપવામાં ના. ગોખલે અને લૉર્ડ હાર્ડિંજ બન્ને એકબીજાના સહકારથી કાર્ય કરતા હતા. એવે વખતે શ્રી કેળકરે બહિષ્કારનું ધોરણ છોડી દીધું હોય તો તેમાં તેમનો ખાસ દોષ કાઢી શકાય તેમ નથી.

૧૯૧૨માં 'આપણું સ્થાનિક સ્વરાજ્ય' એ વિષય ઉપર લખેલા લેખમાં તેઓ કહે છે;

"બહિષ્કાર એ એક શસ્ત્ર છે; ચોમેરથી મૂંઝવણમાં પડીને નિરાશ બનેલા માણસ કે રાષ્ટ્ર માટે બહિષ્કારનું શસ્ત્ર ઘણી વાર બહુ ઉપયોગી નીવડે છે, અને તેનો ઉપયોગ જરૂર કરી શકાય. પરંતુ બહિષ્કારશસ્ત્રનો પણ ફાવે તે વખતે, હરહંમેશ, આઠે-પહોર અને બારે માસ ઉપયોગ કર્યે ચાલશે કે કેમ એ એક પ્રશ્ન છે. એનો પણ વિચાર કરવા જેવો છે. કારણ સામ, દામ, દંડ અને ભેદ એ ઉપાયો સરકાર સાથે ચાલતા બંધારણસરના યુદ્ધમાં વખત અને પ્રમાણ સાચવીને યોજવાના હોય છે. બંગાળના ભાગલા પાડવામાં આવ્યા અને તે રદ થયા નહોતા ત્યારે તેના વિરોધમાં બંગાળે અને બંગાળના ટેકામાં બીજા પ્રાન્તોએ બહિષ્કાર આદર્યો હતો અને એ કાયદેસર હતો એવો કલકત્તાની ૧૯૦૬ની સર્વપક્ષીય મહાસભાએ નિર્ણય આપ્યો હતો. તે જ પ્રમાણે બંગભંગ જેવો ઉગ્ર રાષ્ટ્રીય પ્રશ્ન ફરી ઊભો થાય તો બહિષ્કારનું કાયદેસર હથિયાર ફરી વાર હિન્દી રાષ્ટ્ર હાથમાં નહીં લે એમ પણ કોણ કહી શકે? પણ આજે બંગભંગ રદ થયેલો હોવા છતાં સ્વરાજ્ય વિષેની અમારી ફરિયાદ હજી ઊભી છે એ કારણસર, રાજાસાહેબ હિન્દમાં આવ્યા તે વખતે તેમનો બહિષ્કાર કરવાનો વિચાર કોઈનાય મનમાં આવ્યો નહીં અને કોઈએ તેમ કરવાની સૂચના પણ કરી નહીં. . . . પ્રસંગની ઉગ્રતાના પ્રમાણમાં જ શસ્ત્રાસ્ત્રોનો ઉપયોગ કરવામાં ડહાપણ હોય છે."

એ જ લેખમાં શ્રી. કેળકરે સ્વરાજ્ય મળે ત્યાં સુધી સ્થાનિક સ્વરાજ્યનો પણ બહિષ્કાર કરવો, એવી વૃત્તિવાળા જે લોકો હતા તેમને ઉદ્દેશીને કાઢેલા નીચેના ઉદ્ગાર તેમના આખા રાજકીય તત્ત્વજ્ઞાનના તેમ જ સ્વભાવના નિદર્શક ગણી શકાય. શ્રી. કેળકર કહે છે:

"જ્યાં સુધી સાચા (રાષ્ટ્રીય) સ્વરાજ્યના અધિકાર આપણને મળ્યા નથી, ત્યાં સુધી સ્થાનિક સ્વરાજ્યના અધિકાર મળ્યા ન મળ્યા સરખા જ છે। બીજું,

જ્યારે પેલા અધિકારો આપણને મળશે ત્યારે આ પણ તેની સાથે આપોઆપ મળવાના જ; અને તે વખતે પેલા અધિકારો ભોગવવાને જેમ આપણે લાયક ઠરીશું, તેવી જ રીતે આ અધિકારોનો ઉપભોગ કરવાને માટે પણ ચોક્કસ લાયક ઠરીશું. ત્યાં સુધી અમારે આ કામમાં બિલકુલ પડવું નથી. સરકાર જાણે અને તેનું સ્થાનિક સ્વરાજ્ય જાણે ! આવી દલીલ પણ બીજી બાજુથી કરી શકાય. પણ આવી દલીલ કરીને સ્થાનિક સ્વરાજ્યનું કામ દૂર ઠેલનારા માણસો રાષ્ટ્રીય ગુણોની દૃષ્ટિથી એટલા જ શ્રેષ્ઠ અને લોકોત્તર હોવા જોઈએ, એ ન ભુલાવું જોઈએ . . . જેમને શ્રેષ્ઠ અને અંતિમ રાષ્ટ્રીય પ્રશ્ન સિવાય બીજું કશું સૂઝતું જ નથી, એ પ્રશ્નોને અંગે જ જેમની રાતદિવસ પ્રવૃત્તિ હોય છે, જેમને જળે, સ્થળે, કાષ્ઠે અને પાષાણે બધે રાષ્ટ્રનું દર્શન થાય છે તેવા લોકોને જ ઉપર જણાવેલી દલીલમાં બતાવેલા નિમિત્તનો લાભ કદાચ મળી શકે. . . . મૅઝિની, ડૉ. સુન્ યાત સેન, જેમણે સ્વરાજ્યના ગાંડપણમાં દેહ કે વહેવાર તરફ ધ્યાન આપ્યું નહોતું, તેમના જેવા લોકો સ્થાનિક સ્વરાજ્ય તરફ દુર્લક્ષ કરે તો તેમનો તે 'ગુનો' માફ થઈ શકે; પણ જેમનો આખો જન્મારો પારકાની નોકરી કરવામાં, ધીરધાર કરીને પૈસા કમાવામાં અથવા સાહિત્યલેખનનો ધંધો કરીને સ્વાર્થ-બુદ્ધિથી સોનામહોરોની થોકડીઓ સંઘરી રાખવામાં ગયો છે એવા માણસો સ્વરાજ્યની મોટી મોટી વાતો કરીને સ્થાનિક સ્વરાજ્ય જેવી નાનકડી પણ ઉપયોગી બાબત તરફ તિરસ્કાર બુદ્ધિથી જુએ અથવા તો બીજાને તેમ જોવાને કહે તો એ નવાઈ જેવું નથી શું ?"*

ઉપરના લેખમાં કરેલી દલીલ સામાન્ય માણસો અને અસામાન્ય વિભૂતિઓ એ બે વચ્ચેના ભેદ ઉપર રચાયેલી છે, અને તેમાં ઘણું તથ્ય પણ છે. ખાસ કરીને જ્યારે કોઈ પક્ષને બહુ મોટું કાર્ય કરવાનું હોય છે, પણ તે કેમ કરવું એ બતાવી આપીને તેમાં દોરવણી આપી શકે એવો કોઈ અસામાન્ય આગેવાન તેની પાસે નથી હોતો, અને સામાન્ય માણસો જ પોતાની શક્તિની મર્યાદાઓ ઓળખ્યા વિના કોઈ મોટી ચળવળની આગેવાની કરવાની હામ ભીડે, અને પછી હાસ્યસ્પદ બનીને પોતાના અનુયાયીઓને સંકટમાં નાખે, એવું ન બને તેટલા માટે આવો ઉપદેશ કોઈ કોઈ વખત કરવો પડે છે. નિઃશસ્ત્ર ક્રાંતિ જેવી અપૂર્વ પ્રવૃત્તિની આગેવાની લેવા માટે એવા જ અસામાન્ય આગેવાનની જરૂર હોય છે અને એ ન મળે ત્યાં સુધી સામાન્ય આગેવાનો લોકોને એ ક્રાંતિ કરવામાં પ્રેરે તેમાં કશો અર્થ નથી એ સાચું છે. પણ આવો અસામાન્ય આગેવાન આપણને ઉપલબ્ધ હોય ત્યારે આ દલીલમાં વજૂદ રહેતું નથી; બલ્કે તેથી રાષ્ટ્રકાર્યને હાનિ પહોંચે એવો પણ સંભવ હોય છે. શુદ્ધ બુદ્ધિવાદની દૃષ્ટિથી પણ સામાન્ય માણસો અને અસામાન્ય વિભૂતિઓ એ બંને વચ્ચેનો ભેદ અનુભવગમ્ય હોવાથી સાચો માનવો પડે છે. પણ સામાન્ય માણસોએ અસામાન્ય વિભૂતિની પૂજા કરવાની કે તેના અનુયાયી

* 'કેળકરકૃત લેખ સંગ્રહ', ભાગ ૪ થો, પૃ. ૧૩૨–૩૪.

બનીને તે ઘડી આપે તે ધોરણ સ્વીકારવાની આડે આવવા માટે એવા ભેદને કારણ બનાવવો તે બરાબર નથી. અસામાન્ય વિભૂતિઓ જ્યારે પોતાના અનુયાયીઓને કોઈ કાર્યક્રમ ઘડી આપે છે ત્યારે અલબત્ત સામાન્ય આગેવાનો તેનો અમલ કરે છે; પણ તેથી અસામાન્ય વિભૂતિઓનું આંધળું અનુકરણ કરવાનો આક્ષેપ તેમની સામે કરી શકાય નહીં. અસાધારણ વિભૂતિઓ પોતાની અંતઃપ્રેરણાને બળે કોઈ નવું સત્ય શોધી કાઢી શકે છે, તેમ જ તેની દુનિયામાં સ્થાપના પણ કરી શકે છે. એ સત્યની સ્થાપના માટે તેઓ અલૌકિક ત્યાગ પણ કરે છે. પણ દુનિયામાં જ્યારે કોઈ વિભૂતિના આત્મબળ વડે નવા સત્યની સ્થાપના થાય છે, ત્યારે એ અલૌકિક અસામાન્ય સ્વાર્થત્યાગી વિભૂતિને એ સત્યપ્રસ્થાપનાના કાર્યમાં અનેક સામાન્ય લોકોની સહાયની જરૂર પડે છે અને તેમની પાસેથી પણ કેટલીક વખત તો સ્વાર્થત્યાગની અપેક્ષા રાખવી પડે છે. એવે વખતે સામાન્ય લોકો એ અસામાન્ય વિભૂતિનું શિષ્યત્વ સ્વીકારે છે અને પોતાની શક્તિ અનુસાર સ્વાર્થત્યાગ કરીને તેણે ઉપાડેલા મહત્ કાર્યને મદદ કરે છે. તાત્પર્ય, સામાન્ય માણસે અસામાન્ય વિભૂતિનાં બાહ્ય લક્ષણોનું આંધળું અનુકરણ કરવું નહીં એમ કહેવામાં જોકે તથ્ય છે, તો પણ તેની સાથે આવી અસામાન્ય વિભૂતિઓના કાર્યને મદદ કરવા માટે પોતાની શક્તિ અનુસાર ત્યાગ કરવો અને એ ત્યાગ કરવાની અંતઃપ્રેરણાને વિકસિત કરવા માટે તેના અનુયાયી બનીને તેના મહિમાનું ગાન કરવું એ પણ જગતની પ્રગતિને માટે તેમ જ સત્યની પ્રસ્થાપનાને માટે અથવા રાષ્ટ્રીય સ્વાતંત્ર્યપ્રાપ્તિ જેવા મહાકાર્યની સફળતા માટે અત્યંત આવશ્યક છે. રાષ્ટ્રના ઘડતર માટે મહાન નેતાઓની તેમ જ વિભૂતિપૂજાની આવશ્યકતા આટલા માટે જ હોય છે. આને વિષે આગરકરે એક સ્થળે બહુ જ માર્મિક વિવેચન કર્યું છે; અને તે શુદ્ધ બુદ્ધિવાદની દૃષ્ટિથી કોઈને પણ માન્ય થાય તેવું છે. તેઓ કહે છે:

"બુદ્ધિમંદિરમાં સત્યનો દીવો ચેતતાંની સાથે જેની વૃત્તિ આનંદમય બનીને એક રીતે દેહભાન ભૂલી જાય છે એવો કોઈ મહાત્મા જ માબાપની, સગાંવહાલાંઓની, માલમિલકતની, ન્યાતિની, દેશની, બલ્કે સમગ્ર માનવજાતિની પરવા કર્યા વિના પોતાના અંતરમાંથી ઊઠેલી અમર્યાદ પ્રેરણાના બળને વિશ્વાસે ગમે તેવું મોટું કાર્ય માથે લઈને પાર પાડે છે! સામાન્ય માણસોએ આવા નરવરોની વિભૂતિથી ચકિત થવું, તેમનું પૂજન કરવું, સ્મરણ કરવું, તેમના શિષ્ય બનવું, પણ તેમનું અનુકરણ કરવું નહીં."

આનો ભાવાર્થ એટલો જ છે કે, ઘણી વાર સામાન્ય માણસો અસામાન્ય વિભૂતિથી જ થઈ શકે એવા મહાકાર્યની પોતાના એકલાના બળે શરૂઆત કરીને પોતાને હાસ્યસ્પદ બનાવે છે, અને પોતાની સાથે પોતાના સાથીઓને પણ નુકસાન કરે છે. પણ આની સાથે જ સામાન્ય મનુષ્યોએ અસામાન્ય

આગેવાનનું 'પૂજન અને શિષ્યત્વ' કરવું જોઈએ એ પણ ધ્યાનમાં લેવું જોઈએ. શ્રી કેળકરને આવી જાતની વિભૂતિપૂજા જોઈને એક જાતની ચીડ ચડે છે. તેઓ તેને 'બુવાબાજી' અથવા 'બુવાશાહી' જેવાં નામ આપીને ઉતારી પાડે છે અને મહાન વિભૂતિએ આરંભેલા મહાન કાર્યને ઘણી વાર રુકાવટ કરે છે. તેથી જ્યારે આવો કોઈ મહાત્મા રાષ્ટ્રની આગેવાની સ્વીકારીને તેની પાસે સ્વાર્થત્યાગનું કોઈ મહત્કૃત્ય કરાવવા માટે આગળ આવે છે ત્યારે શ્રી કેળકરની ઉપર જણાવેલી વૃત્તિ અને ઉપદેશ તેના કાર્યને મારક બને છે. પણ જે વખતે આવો આગેવાન રાષ્ટ્રમાં ન હોય તે વખતે સામાન્ય માણસોના હિત-સંબંધોને ધક્કો ન લગાડતાં તેમની જહાલ ભાવનાને વ્યક્ત કરવામાં અને તેમને ક્રાંતિકારક ન બનાવતાં પોતાના નેતાની સ્મૃતિ જાગ્રત રાખવામાં તેમની (શ્રી કેળકરની) કલમ બહુ સારું કામ આપે છે. એવો અનુભવ ૧૯૦૮થી ૧૯૧૪ સુધીના કાળમાં મહારાષ્ટ્રને થયો છે અને તે બદલ ટિળકપક્ષ તેમની આ સેવાનું મહત્ત્વ હંમેશ યાદ રાખે છે.

હવે આપણે એ જ કાળમાં એટલે ૧૯૧૦થી ૧૯૧૪ના ગાળામાં બંગાળ અને પંજાબના રાષ્ટ્રીય આગેવાનોની શી સ્થિતિ હતી તે જોઈએ. પંજાબના નેતા લાલા લાજપતરાય સુરતની મહાસભા વખતે વિનીત પક્ષના વસાહતી સ્વરાજ્યના ધ્યેયને સ્વીકારીને તેમની મહાસભામાં રહ્યા. તેથી સરકારે તેમને તરતોતરત જેલખાનામાં ધકેલ્યા નહીં. પછી એક બે વરસે તેઓ મહાસભાના કામને અંગે વિલાયત ગયા અને ત્યાંથી અમેરિકા ગયા. તે પછી હિંદુસ્તાન સરકારની વક્ર દૃષ્ટિ ફરી તેમના ઉપર પડી અને મહાયુદ્ધ પૂરું થતાં સુધી સરકારે તેમને હિન્દ પાછા આવવા દીધા નહીં. અમેરિકામાંના 'ગદર' પક્ષ સાથે તેમનો સંબંધ હોવાનો સરકારને વહેમ ગયો હતો, પણ પાછળથી તે ખોટો ઠર્યો. સને ૧૯૧૪થી ૧૯૧૯ સુધીના મહાયુદ્ધના કાળમાં હિંદુસ્તાનમાં લોકમાન્યે 'હોમરૂલની ચળવળ' શરૂ કરી; તે વખતે લાલાજી હોમરૂલના કાર્યનો પ્રચાર અમેરિકામાં કરતા હતા. પાલ બાબુ સુરત મહાસભાના અરસામાં જ કેદમાં પુરાયા હતા. તેમાંથી થોડા જ વખતમાં તેમનો છુટકારો થયો અને તેઓ કેટલોક સમય ઇંગ્લંડ જઈને જ રહ્યા. ઇંગ્લંડથી પાછા ફર્યા પછી તેમણે પણ પોતાનું જૂનું ધોરણ બદલી નાખ્યું અને બ્રિટિશ સામ્રાજ્ય સાથેનો આપણો સંબંધ કાયમ રાખવામાં જ આપણું તેમ જ બ્રિટિશ સામ્રાજ્યનું હિત છે એમ કહેવાની શરૂઆત કરી. લૉર્ડ હાર્ડિંજની કારકિર્દીમાં હિન્દુસ્તાનની રાજધાની કલકત્તાથી દિલ્હી લઈ જવામાં આવી તે માટે તેમણે પોતાનો સંતોષ વ્યક્ત કર્યો; અને લૉર્ડ હાર્ડિંજે હિન્દુસ્તાનમાં પ્રાંતિક સ્વરાજ્ય સ્થાપન કરવાનું ધ્યેય માન્ય કર્યાથી હિન્દુસ્તાન હવે થોડા

વખતમાં જ સ્વરાજ્ય ભોગવતું એક સંયુક્ત રાજ્ય બનશે અને તેની મદદની આવશ્યકતા બ્રિટિશ મુત્સદ્દીઓને પણ માન્ય થવા લાગી છે એમ લખવાની તેમણે શરૂઆત કરી. ૧૯૧૩માં તેમણે 'હિન્દુ રિવ્યૂ' નામનું એક માસિક કલકત્તામાં શરૂ કર્યું. તેના બીજા વરસના ત્રીજા અંકમાં લૉર્ડ હાર્ડિંજના પ્રાંતિક સ્વરાજ્ય અંગેના ખરીતા વિષે તથા રાજધાની દિલ્હી લઈ જવાના ધોરણ વિષે તેઓ લખે છે:

"૧૯૧૧ના ખરીતામાં જે વ્યાપક ધોરણ આંકવામાં આવ્યું છે તેનો રાજધાનીને દિલ્હી લઈ જવી એ એક મહત્ત્વનો ભાગ છે. મેં અનેક વખત જણાવ્યું છે તેમ સ્વરાજ્ય ભોગવતા અનેક પ્રાન્તોનું એક સંયુક્ત હિન્દી રાજ્ય સ્થાપવું એ તે નીતિનો આશય છે. . . . પ્રાન્તોના રાજ્યકારભારમાં સ્વતંત્રતા અપાશે એટલે મધ્યવર્તી સરકાર એક પૂરેપૂરી બંધારણીય અને લોકોનું પ્રતિનિધિત્વ ધરાવનારી રાજસત્તામાં ધીમે ધીમે પલટાયા વિના રહેશે નહીં"

એટલે હિન્દુસ્તાનને પ્રાંતિક સ્વરાજ્ય આપવું જોઈએ અને આ પ્રાંતિક સ્વરાજ્યનો મધ્યવર્તી સંયુક્ત સ્વરાજ્યમાં વિના વિલંબે વિકાસ થવો જોઈએ, એ વાત બ્રિટિશ મુત્સદ્દીઓએ પોતાના બુદ્ધિચક્ષુથી ઓળખી લીધેલી છે, એવો પાલ બાબુનો તે વખતે મત બંધાયો; એટલું જ નહીં, પણ હિન્દુસ્તાન ઉપર પશ્ચિમ તરફથી મુસલમાન રાષ્ટ્રો અને પૂર્વ તરફથી ચીન ચડી આવવાનો સંભવ હોવાથી આપણને બ્રિટિશ સામ્રાજ્યના સહકારની અને બ્રિટિશ સામ્રાજ્યને આપણા સહકારની આજે આવશ્યકતા ઊભી થઈ છે એવો તેમનો એ વખતે અભિપ્રાય હતો. અને તે મત અનુસાર હિન્દી રાષ્ટ્રીય પક્ષે હવે સરકાર સાથેના અસહકારની નીતિ છોડી દેવી જોઈએ અને ક્રાન્તિકારક રાષ્ટ્રવાદને પોતાના માર્ગમાંનો એક અંતરાય માનવો જોઈએ, એવો ઉપદેશ તેઓ આપવા લાગ્યા. બ્રિટિશ સામ્રાજ્યને મુસલમાની રાષ્ટ્રો તથા ચીન તરફથી સંકટ આવવાની ધાસ્તી પેદા થવાથી અને એ સંકટ આપણા પર પણ આવી પડવાનો સંભવ હોવાથી બ્રિટિશ સામ્રાજ્યશાહીને આજે નહીં તો કાલે હિન્દી રાષ્ટ્રવાદ સાથે સમજૂતી કરવી પડશે એમ તેમણે લખ્યું છે. ૧૯૧૪ના એપ્રિલના 'હિન્દુ રિવ્યૂ'માં તેઓ લખે છે:

"કાયદાની જબરદસ્તીથી સહકાર આપવાની આપણને ફરજ પાડવામાં આવી હતી ત્યારે બધી જાતની સરકારી સંસ્થાઓ અને પ્રવૃત્તિઓથી દૂર રહેવાની રાષ્ટ્રીય પક્ષની નીતિ વાજબી અને સમર્થનીય હતી. પણ હવે તે તેવી રહી નથી. આજે તો હિન્દી રાષ્ટ્રીયતાના માર્ગમાં ક્રાન્તિવાદી દેશભક્તિ એ જ એક મોટામાં મોટું સંકટ છે. નોકરશાહીના આપખુદ તંત્ર કરતાં પણ તે હિન્દના સાચા રાષ્ટ્રવાદ માટે વધારે જોખમકારક છે. હિન્દી રાષ્ટ્ર ઉપર ખરી આફત હવે બ્રિટિશ સામ્રાજ્ય તરફથી નહીં આવે, પણ એક બાજુથી ચીનનું આક્રમણ અને બીજી બાજુએથી મુસલમાની રાષ્ટ્રોનાં

કાવતરાં તેને નડશે એવો સંભવ છે. આવા ભયંકર સંકટોનો સામનો કરવા માટે બ્રિટિશ સામ્રાજ્યશાહીને પોતાના જ સ્વાર્થને ખાતર હિન્દી રાષ્ટ્રવાદ સાથે સમજૂતી કરી લેવાની ફરજ પડશે. ગ્રેટ બ્રિટન અને હિન્દુસ્તાન ઊભા રહેશે તો સાથે ને પડશે તો પણ સાથે જ, એ સૂત્ર આજના કરતાં વધારે સાચું આગળ કદી પણ ન હતું ”

હિંદુસ્તાન અને બ્રિટિશ સામ્રાજ્યના સહકાર વિના એશિયાના રાજકારણમાં હિંદુસ્તાન ટકી શકવાનું નથી ને હિંદ ઉપર ઊતરનારી પૅન-ઇસ્લામિઝની આફત ધ્યાનમાં રાખીને હિંદુસ્તાને ક્રાંતિકારક રાષ્ટ્રવાદ છોડી દેવો જોઈએ અને બ્રિટિશ સામ્રાજ્યની જોડે મિત્રતા કરવી જોઈએ એ વિચારસરણીનો ઊગમ બંગાળના એક વખતના જહાલમાં જહાલ આગેવાન બાબુ બિપિનચંદ્ર પાલના ઉપરના ઉદ્‌ગારોમાં છે. આજે હિંદુ મહાસભાના કેટલાક આગેવાનો આ જ પૅન ઇસ્લામિઝમનો બાઉ આગળ કરીને એક તરફથી હિંદુ રાજ્યની સ્થાપનાની ઘોષણા કરી રહ્યા છે અને બીજી બાજુથી બ્રિટિશ સામ્રાજ્ય સાથે સહકારની નીતિની હિમાયત કરે છે! બંગાળના આગેવાનોમાં મુસલમાની સામ્રાજ્યની ભીતિને અથવા દ્વેષને કારણે પ્રથમ બ્રિટિશ સામ્રાજ્ય માટે પ્રેમ, બલ્કે અંધ-ભક્તિ, પેદા થઈ હતી. એટલે બિપિન બાબુનું વલણ એ પરંપરાને અનુસરીને છે એમ કહી શકાય. પણ મહારાષ્ટ્રીય ક્રાંતિકારકો તરીકે ચારે કોર નામાંકિત થયેલી કેટલીક વ્યક્તિઓએ મુસલમાની સામ્રાજ્યની ભીતિનો બાઉ ઊભો કરીને બ્રિટિશ લોકોના સહકારની એવી જ જરૂરનું પ્રતિપાદન શા માટે કરવું જોઈએ એ કોયડાનો મહારાષ્ટ્રીય પરંપરામાંથી ઉકેલ મળાવો મુશ્કેલ છે! ૧૮૫૭ના બળવા વખતે વૃદ્ધ મોગલ બાદશાહને દિલ્હીના તખ્ત ઉપર બેસાડી સ્વરાજ્ય-સંસ્થાપનાનો પ્રયત્ન કરવામાં નાનાસાહેબ પેશવા, ઝાંસીનાં રાણીસાહેબ અથવા તાત્યા ટોપે વગેરે ક્રાંતિકારીઓને ભય લાગ્યો નહોતો, કારણ હિંદુસ્તાનના હિંદુઓ ઉપર મુસલમાનો કાયમની બેકાબૂ સત્તા ચલાવી શકવાના નથી એટલો આત્મવિશ્વાસ તેમને હતો. અને હિંદુમુસલમાન બંને એક થઈને પ્રથમ પરદેશી સત્તાની ગુલામીનો અંત આણે તો જ બંનેનું કલ્યાણ થશે એ વાત તે મહારાષ્ટ્રીય મુત્સદ્દીઓ જાણતા હતા. એ ગમે તેમ હો, આ વખતે બાબુ બિપિનચંદ્ર પાલ બ્રિટિશ સામ્રાજ્યશાહી સાથે સહકારની નીતિની હિમાયત કરતા હતા એટલી વાત માત્ર સાચી છે. પાછળથી જ્યારે મહાત્મા ગાંધીએ મહાસભાને અસહકારની દીક્ષા આપી ત્યારે પણ તેમણે ગાંધીજીનો વિરોધ કર્યો હતો.

૧૯૧૪માં લોકમાન્ય માંડલેથી છૂટીને આવ્યા ત્યારે આખા ભરતખંડને પોતાનું જતું રહેલું ચૈતન્ય પાછું આવ્યું એમ લાગ્યું; અને રાષ્ટ્રીય પક્ષનું કેવળ જીવન ટકાવી રાખવાનો કાળ પૂરો થઈને તેના બલસંવર્ધનનો કાળ પ્રાપ્ત થયો. સામ્રાજ્યશાહીની સામે બંડ કરી ઊઠેલા હિંદી રાષ્ટ્રના માથા પર

સામ્રાજ્યશાહીએ જે દમનની ગદાનો પ્રહાર કર્યો હતો તેને લીધે તે થોડોક સમય બેભાન થઈને પડ્યું હતું અને એ મૂર્છિત અવસ્થામાં તેને પોતાના આત્મબળનું વિસ્મરણ થયું હતું; ભાન આવ્યા પછી પણ કેટલોક વખત તેને પોતાના પાંગળાપણાનું ભાન રહ્યું હતું; અને તેની બુદ્ધિ પણ નબળી પડી ગઈ હતી. આવી હાલતમાં તેના બળનું સંવર્ધન શી રીતે કરવું અને સામ્રાજ્યશાહી સાથે બાથ ભીડવાની તાકાત તેનામાં શી રીતે પેદા કરવી એ લોકમાન્ય આગળ તે વખતે મુખ્ય સવાલ હતો. એ સવાલનો પૂરેપૂરો વિચાર કરીને અને પોતાની આસપાસની પરિસ્થિતિને જોઈને તેમણે તેનો સંતોષકારક ઉકેલ શોધી કાઢ્યો. ચાર પાંચ વરસની અવધિમાં ભરતખંડને તેમણે ફરી તાજો બનાવ્યો અને સંપૂર્ણ સ્વરાજ્યની લડત માટે તૈયાર કર્યો. રાષ્ટ્ર ગમે તેવી સ્થિતિમાં હોય તો પણ તેને કાર્યપ્રવણ શી રીતે કરવું અને સામા પક્ષ ઉપર તેની શી રીતે અસર પાડવી એ કળામાં લોકમાન્ય પાવરધા હતા. તેઓ જેલમાંથી છૂટીને આવ્યા ત્યારે ત્યાં જતા પહેલાં પોતાના રાજકારણની તેમણે જે પ્રચંડ ઇમારત ઊભી કરી હતી તે આખી જમીનદોસ્ત થઈ ગઈ હતી. એ પરિસ્થિતિનો વિચાર કર્યા વિના છૂટકો ન હતો. પણ પરિસ્થિતિનો વિચાર તેની આગળ નમવાને માટે નહીં, પણ તેને પોતાની આગળ નમાવવાને માટે કરવાનો હોય છે. માણસની બુદ્ધિ પરિસ્થિતિ વડે બદ્ધ હોય છે એ સાચું હોય તો પણ એ જ બુદ્ધિને જોરે તે તેના પર પોતાનું પ્રભુત્વ સ્થાપિત કરે છે. એટલા જ માટે બુદ્ધિ કેવળ પરિસ્થિતિનિષ્ઠ હોય તેટલાથી કાર્ય સરતું નથી. તે આત્મનિષ્ઠ હોય એ પણ જરૂરનું છે. આ આત્મનિષ્ઠ બુદ્ધિ જ્ઞાત કે વર્તમાન પરિસ્થિતિની પાર જઈને ભવિષ્યકાળની અજ્ઞાત પરિસ્થિતિને પોતાને અનુકૂળ શી રીતે બનાવવી તે ઓળખી શકે છે. જ્ઞાતની પેલી પાર ઊડીને જવાની શક્તિ માનવી બુદ્ધિને અંતઃપ્રેરણાથી પ્રાપ્ત થાય છે. સત્યનું સંશોધન, કાવ્યસૃષ્ટિનું સર્જન અને રાષ્ટ્રના ઘડતર જેવા મહાન કાર્ય માટે જોઈતી નેતૃત્વકળા, એ બધા માટે આ આત્મનિષ્ઠ અથવા અંતઃપ્રેરણાયુક્ત બુદ્ધિની આવશ્યકતા હોય છે. લોકમાન્યના જેવું અલૌકિક લોકનાયકત્વ એ બુદ્ધિથી જ પ્રાપ્ત થાય છે. પણ આ અંતઃપ્રેરણાને છંદે ચડવાથી બુદ્ધિનો પરિસ્થિતિ પરનો કાબૂ ઢીલો થતો નથી તે જોવું જોઈએ. તે જો એવી રીતે ઢીલો પડે તો માણસ દુન્યવી પ્રવૃત્તિના ઝઘડામાં જીતવાને માટે નાલાયક બને છે. જે બુદ્ધિની પાછળ આ અંતઃપ્રેરણાનું બળ ન હોય તે બુદ્ધિ પરિસ્થિતિની દાસી બને છે; એથી ઊલટું, અંતઃપ્રેરણાને બુદ્ધિની સહાય ન હોય તો પરિસ્થિતિના જ્ઞાનને અભાવે તેવી અંતઃપ્રેરણાવાળો માણસ વ્યવહારશૂન્ય અને તરંગી ધ્યેયવાદી બને છે. રાષ્ટ્રના નિર્માણ માટે

આવો ધ્યેયવાદ ઝાઝો ઉપયોગી થતો નથી. જે બુદ્ધિ વાસ્તવવાદ અને ધ્યેયવાદનો સમન્વય કરી શકે છે તે જ બુદ્ધિ રાષ્ટ્રનિર્મિતિ કરી શકે છે. લોકમાન્યની બુદ્ધિ આવી જાતની હતી. 'सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ' વાળું બુદ્ધિનું સમત્વ તેમનામાં હતું અને 'योगः कर्मसु कौशलम्'માં વર્ણવેલો કર્મયોગ પણ તેમને સહજપ્રાપ્ત હતો.

લોકમાન્યના રાજકારણનું અંતરંગ ક્રાન્તિવાદી હતું; પણ હિન્દુસ્તાનની ક્રાન્તિ સામાન્ય જનતા પાસે કરાવવી પડશે તેમ જ તે લોકશાહી સ્વરૂપની થશે એવી તેમની પ્રથમથી જ નિષ્ઠા હતી. લોકબળ કેવી રીતે સંગઠિત થાય છે તથા તેનું સામર્થ્ય શી રીતે વધે છે એ તેઓ જાણતા હતા. લોકસંગઠન કરવા માટે મહાસભા જેવી સંસ્થા વિના, તેમ જ તેની શિસ્ત હેઠળ આખું રાષ્ટ્ર અને તેમાંના નાના મોટા બધા પક્ષો એકત્રિત કર્યા વિના હિન્દુસ્તાનની ક્રાંતિની વાત કરવી વ્યર્થ છે એ તેઓ જાણતા હતા. સુરતમાં મહાસભામાં ભાગલા પડ્યા, વિનીતોએ પોતાની મહાસભા જેમ તેમ ચાલુ રાખી, અને રાષ્ટ્રીય પક્ષને જોઈએ તેવી મહાસભા ઊભી થઈ નહીં. એ પરિસ્થિતિનો વિચાર કરીને બની શકે તો પ્રાગતિકોએ મજબૂત બનાવેલી મહાસભાને કબજે કરીને તેની મારફતે રાષ્ટ્રકાર્ય ચાલુ કરવાનો તેમણે વિચાર કર્યો. અલબત્ત, તેનું ધ્યેય માન્ય રાખ્યા વિના તેમાં જવાનું બની શકે તેવું ન હતું. પરંતુ એ ધ્યેય માન્ય કરીને અંદર ગયા પછી પણ યોગ્ય લાગે તે વખતે તેમાં ફેરફાર કરવો રાષ્ટ્ર માટે અશક્ય નથી, એ પણ તેઓ જાણતા હતા. કોઈ પણ રાજકીય સંસ્થામાં એક વાર રાષ્ટ્રશક્તિ દાખલ થઈ એટલે તેનાં સાધનો અને સાધ્યો તેના વિકાસ સાથે બદલાતાં જવાં જ જોઈએ. એટલે આ રાષ્ટ્રશક્તિનો પ્રવેશ કોઈ પણ સંસ્થામાં થાય અને લઘુમતી પક્ષના આગેવાનો તરફથી તેના વિકાસને રોકનારાં કૃત્રિમ બંધનો ન મુકાય એટલી સાવચેતી રાખ્યા પછી સંસ્થા રાષ્ટ્રશક્તિના વિકાસને અનુરૂપ બની શકે છે. આવી સંસ્થાનાં મૂળિયાં સામાન્ય જનતામાં બાઝી જાય અને તેની નીતિમાં બહુમતી પ્રમાણે ફેરફાર કરવાનો હક કોઈ પણ વ્યક્તિને હોય તો તેનું આજનું ધ્યેય શું છે તેની ખાસ ચિન્તા કરવાનું કારણ નથી, એમ તેમણે પોતાના મન સાથે ઠરાવ્યું. કારણ, જેમ જેમ રાષ્ટ્રશક્તિનો વિકાસ થાય છે તેમ તેમ રાષ્ટ્રની બુદ્ધિને અધિક ઊંચી કોટિનાં ધ્યેયો સૂઝે છે ને માન્ય થાય છે. અલબત્ત, વિનીતોની મહાસભામાં પોતાને એવી તક મળવાનો સંભવ ન હોય અથવા બીજા કોઈ કારણસર તેમાં પોતાને પ્રવેશ ન મળે, તો રાષ્ટ્રશક્તિને સંગઠિત કરવા માટે બીજી સંસ્થા કાઢીને તેની મારફતે રાષ્ટ્રીય રાજકારણ ચલાવવાની પણ તેમની તૈયારી હતી.

હવે આપણે એ વખતે મહાસભાનું વલણ કેવું હતું તે જોઈએ. એ વખતની મહાસભા એટલે વિનીતોએ સુરતમાં વસાહતી સ્વરાજ્ય એ સાધ્ય, અને બંધારણીય માર્ગ એ સાધન, એવું ધ્યેય જેની ઉપર ઠોકી બેસાડ્યું હતું તે વિનીતોની મહાસભા જ હતી. સુરતમાં જૂની મહાસભામાં ભંગાણ પડ્યું હતું અને તે ફરી સંધાય એવી ખુદ કેટલાક વિનીતોની ઇચ્છા હતી, પણ તેઓ પોતાનું નવું ધ્યેય છોડવાને તૈયાર ન હતા. બાબુ સુરેન્દ્રનાથ બૅનરજી, પંડિત મદનમોહન માલવીય અને ના. ગોખલે એ ત્રણમાં આ સંધાનની વૃત્તિ વિશેષ હતી. સુરત પછી મહાસભાનું અધિવેશન ૧૯૦૮માં મદ્રાસમાં ડૉ. રાસબિહારી ઘોષના પ્રમુખપણા હેઠળ ભરાયું. ૧૯૦૯માં પંડિત માલવીયજીના પ્રમુખપદે લાહોરમાં મહાસભાની બેઠક થઈ. આ અધિવેશનનું પ્રમુખપદ પ્રથમ સર ફિરોઝશાહ મહેતાને આપવામાં આવ્યું હતું; પણ એ જ સમયે બંગાળના વિનીત આગેવાનો જહાલ પક્ષને રાષ્ટ્રસભામાં આણીને તેને ફરી અખંડ બનાવવાના પ્રયત્નમાં પડ્યા હતા. એ નીતિ સર ફિરોઝશાહને બિલકુલ પસંદ ન હોવાથી તેમણે લાહોરના અધિવેશનના પ્રમુખપદનું છેલ્લી ઘડીએ રાજીનામું આપ્યું. સર ફિરોઝશાહ ગમે તે થાય તો પણ જહાલ પક્ષને પોતાની મહાસભામાં ન લેવાની નીતિને દૃઢપણે વળગી રહ્યા હતા. ના. ગોખલે, પં. માલવીય તથા સુરેન્દ્રબાબુ એ ત્રણ જણ, જહાલ પક્ષ બદલાયેલી પરિસ્થિતિ ઓળખીને મહાસભામાં આવવાનું કબૂલ કરે તો તેને અંદર લઈને સુરતમાં ભાગી પડેલી મહાસભાને ફરી પાછી સાંધી દેવી એવા વિચારમાં ગરકાવ હતા. તેમ છતાં લો. ટિળક પાછા આવે ત્યાં સુધી તેમના એ વિચારને સફળતા મળવાનાં ચિહ્ન જરાય દેખાતાં ન હતાં. ૧૯૧૪માં લો. ટિળક પાછા આવ્યા પછી તેમની સાથે સમજૂતીની વાત શરૂ કરવાની કલ્પનાને મહાસભાને નવાં જ આવી મળેલા ડૉ. ઍની બેઝંટે પણ વિશેષ ગતિ આપી. અત્યાર સુધીના કાળમાં મોર્લી મિન્ટો સુધારા કેટલા નિરાશાજનક છે, અને પ્રાથમિક કેળવણી જેવા પ્રશ્નનો ઉકેલ પણ તેની મદદથી આણવો એ કેવું અશક્ય છે તેની પૂરેપૂરી કલ્પના ના. ગોખલેને પણ સ્વાનુભવથી આવી ગઈ હતી. લૉર્ડ હાર્ડિંજના ૧૯૧૧ના પ્રાન્તિક સ્વરાજ્યને લગતા ખરીતા ઉપરથી એ સુધારાઓનો વધુ વિકાસ કરવાની આવશ્યકતા બ્રિટિશ મુત્સદ્દીઓને પણ ગળે ઊતરવા લાગી હતી એમ દેખાતું હતું. તેમાંય વળી, હવે તો એક યુરોપીય મહાયુદ્ધ શરૂ થયું હોઈ ને મહાયુદ્ધમાં હિંદુસ્તાનની સહાય મળે તે માટે મહાયુદ્ધ પૂરું થયા પછી કોઈ પણ જાતના મહત્ત્વના સુધારા હિન્દને આપવામાં આવશે અને અપાવા જોઈએ એમ બધાને જ લાગવા માંડ્યું હતું. એવે વખતે જહાલ-મવાલ બેઉ પક્ષો એક મહાસભામાં એકત્ર થઈ ને કાર્ય કરવા

માંડે તો દેશનું કલ્યાણ થશે, એવી ઇચ્છા ના. ગોખલે, પં. માલવીય અને બાબુ સુરેન્દ્રનાથ જેવા પ્રાગતિક મુત્સદ્દીઓને થઈ હતી. આને અંગે વાટાઘાટ કરવા માટે મહાસભાના તે વખતના મંત્રી શ્રી સુબ્બારાવ પંતલુ અને ડૉ. ઍની બેઝંટ એ બે જણ ૧૯૧૪ની આખરે પૂને આવ્યાં હતાં. ના. ગોખલે તે વખતે ઘણા જ બીમાર હતા અને લો. ટિળક સાથે પ્રત્યક્ષ વાતચીત ડૉ. બેઝંટ અને સુબ્બારારાવની મારફતે જ થતી હતી. તેમ છતાં ના. ગોખલેની સલાહથી આ બધું કામ ચાલતું હોઈને હવે બદલાયેલી પરિસ્થિતિમાં લો. ટિળકનું આગળનું જહાલપણું અથવા બહિષ્કારયોગ વિષેની શ્રદ્ધા કાયમ નહીં રહી હોય એ અપેક્ષાએ ના. ગોખલે સમાધાનની આ વાતચીતને ટેકો આપી રહ્યા હતા. સુબ્બારાવની જોડે લો. ટિળકની જે વાતચીત થઈ તેને પરિણામે લો. ટિળકે એટલે રાષ્ટ્રીય પક્ષે પ્રાગતિકોના ધ્યેયને માન્યતા આપવી, રાષ્ટ્રીય પક્ષની જે સંસ્થાઓ આ ધ્યેયને માન્ય રાખે તેમને મહાસભામાં પોતાના પ્રતિનિધિઓ મોકલવાનો પ્રાગતિકોએ અધિકાર આપવો, અને બન્ને પક્ષોએ બહુમતીના નિર્ણય અનુસાર એકતાથી વર્તવું, એવું સમાધાન થયું. એ સમાધાન મદ્રાસમાં ભરાનારી મહાસભામાં મંજૂર કરવાનું પણ પ્રાગતિકોએ સ્વીકાર્યું.

આ વાટાઘાટ દરમ્યાન શ્રી સુબ્બારાવ સાથે લો. ટિળકની જે સવિસ્તર વાતચીત થઈ તે ઉપરથી ના. ગોખલેને એક વસ્તુની બાબતમાં નવું જ જાણવાનું મળ્યું. તે વસ્તુ એ હતી કે, બાબુ બિપિનચંદ્ર પાલ વગેરે જહાલ આગેવાનોના અથવા મહારાષ્ટ્રના શ્રી કેળકર વગેરે રાષ્ટ્રીય પક્ષના જ પણ વિનીત વૃત્તિવાળા લોકોનાં ભાષણો અને લખાણો પરથી રાષ્ટ્રીય પક્ષનું વલણ હવે બદલાયું છે અને અગાઉની અંતરાય કરવાની નીતિના રાજકારણ પરનો તેમનો વિશ્વાસ ઊડી ગયો છે, એવી જે તેમને કલ્પના થઈ હતી, તે લોકમાન્ય ટિળકના વિચારોને જરાય લાગુ પડતી ન હતી; અને કેવળ આપદ્ધર્મ માનીને જ તેઓ વિનીતોના ધ્યેય પર સહી કરીને આજે મહાસભામાં આવવા તૈયાર હોય તો પણ, પોતાના રાજકારણ વિષેની તેમની શ્રદ્ધા પહેલાના જેવી જ દૃઢ હતી. તે પછી મધ્યસ્થ મંડળી મદ્રાસ તરફ રવાના થયા પછી ના. ગોખલે પોતે લો. ટિળકને મળવા ગાયકવાડવાડામાં ગયા, અને ત્યાં એ બે વચ્ચે ખુલ્લા દિલથી આખી વસ્તુને અંગે વિગતવાર વાતચીત થઈ. આ મુલાકાતનું વર્ણન શ્રી કેળકરે ટિળકચરિત્રમાં નીચે મુજબ આપ્યું છે:

"૧૯૧૪ની મહાસભાની બેઠક પહેલાં મહાસભાને અંગે વાદ ચાલુ હતો તે વખતે ગોખલે ટિળકને વળતી મુલાકાત આપવા ગાયકવાડવાડામાં આવ્યા. બન્ને જણાએ એકલા જ વ્યવસ્થાપકના ઓરડામાં બેસીને વાતો કરી. ગોખલેના ગયા પછી ટિળક મેડી ઉપર આવ્યા ત્યારે ખાડિલકરે તેમને પૂછ્યું, 'ગોખલે શું કહે છે?' ટિળક

બોલ્યા, 'ગોખલે કહેતા હતા કે, તમે મહાસભામાં નહીં આવતા; મહાસભાના અત્યારના માણસો સાથે તમારો મેળ નહીં ખાય. એટલે મેં જવાબ આપ્યો કે, મહાસભા બધાની જ છે. તે કોઈ પણ એક પક્ષને પરઠણમાં આપેલી નથી. હું પ્રથમ દેશને તૈયાર કરીશ, મહાસભામાં દાખલ થઈશ અને તેને કબજે કરીશ.' એ સાંભળીને ખાડિલકર, લવાટે વગેરે મંડળીને ખૂબ નવાઈ લાગી. તેમને થયું કે ટિળકે આટલા આખાબોલા થવાની જરૂર ન હતી. જે કંઈ થવાનું છે તે તો હજી દૂરની વાત છે. તો પછી આવી ધમકી શા માટે? એ જોઈ ટિળક બોલ્યા, 'પૂરેપૂરા વિચારને અન્તે મારા જે ચોક્કસ અભિપ્રાય બંધાયેલા હોય છે, તે હું સામા પક્ષને શરૂઆતમાં જ ચોખ્ખેચોખ્ખું જણાવી દઉં છું. પોતાની નીતિ સામા પક્ષને ખુલ્લંખુલ્લા જણાવીને જ તેની સાથે લડવામાં સાચો પુરુષાર્થ છે એમ હું માનું છું.''*

આ હકીકત શ્રી. કેળકરે લો. ટિળકના સ્વભાવમાં રહેલા વાદવિવાદમાં તણાઈ જઈને સ્પષ્ટપણે આખી વાત કહી નાખવાના દોષના દાખલા તરીકે આપેલી છે! આ મુલાકાત ઘણી જ મહત્ત્વની હતી; પણ તે ખાનગી હોવાથી લોકોના બહુ જાણવામાં આવી નથી; અને શ્રી. કેળકરે લખેલા ચરિત્રમાં પણ તેને એક ખૂણામાં નાખવામાં આવી છે. તેમ છતાં આ મુલાકાત પછી ના. ગોખલેએ ટિળકપક્ષ સાથે એ વરસે સમાધાન ન કરવાનું નક્કી કરીને તે મુજબનો એક કાગળ મદ્રાસની મહાસભાના વરાયેલા પ્રમુખ બાબુ ભૂપેન્દ્રનાથ બસુને લખ્યો, તેમાં તેમણે તે વખતે લોકમાન્ય ટિળકનું માનસ કેવું હતું અને તેમની સાથે ત્યારે ને ત્યારે જ સમાધાન કરવું કેમ ઇષ્ટ નથી, એ વિષે નીચે મુજબ લખ્યું છે:

'મહાસભામાંથી ખસી ગયેલા રાષ્ટ્રીય પક્ષના લોકોને પાછા અંદર આવવાને માટે આવી જાતની છૂટછાટો મૂકવામાં મારી ઉમેદ એવી હતી કે, તેમ કરવાથી તેઓ, બીજે કોઈ પણ રસ્તે રાજકીય પ્રવૃત્તિ ચલાવવાની અશક્યતા જોઈને, મહાસભાની અત્યારની નીતિ અનુસાર તેના કાર્યક્રમને આગળ ધપાવવામાં આપણને સહકાર આપશે. પણ મારી એ આશાના ચૂરેચૂરા થઈ ગયા છે. શ્રી. ટિળકે શ્રી. સુબ્બારાવને ખુલ્લા દિલથી અને અસંદિગ્ધ ભાષામાં જણાવ્યું છે કે, મહાસભાના 'બંધારણીય સાધનો વડે બ્રિટિશ સામ્રાજ્યની અંદર રહીને સ્વરાજ્ય પ્રાપ્ત કરવું એ મહાસભાનું ધ્યેય છે.' એ ધ્યેયમાં જે ભૂમિકા સ્વીકારવામાં આવી છે તેને તેઓ માન્યતા આપે છે ખરા, પણ બની શકે ત્યાં સરકાર સાથે સહકાર કરવાની અને આવશ્યક જણાય ત્યાં તેનો વિરોધ કરવાની નીતિ ઉપર મંડાયેલી મહાસભાની અત્યારની કાર્યપદ્ધતિ પર તેમને વિશ્વાસ નથી. એને બદલે બંધારણની મર્યાદામાં રહીને સરકારનો સીધો સામનો કરવાની પદ્ધતિ, બીજા શબ્દોમાં કહીએ તો આયરિશ નેતાઓની રાજવહીવટમાં અંતરાય ઊભા કરવાની નીતિ, તેઓ મહાસભામાં દાખલ કરવા માગે છે. આપણે તો, તેથી

---

* 'લોકમાન્ય ટિળક યાંચેં ચરિત્ર', ખંડ ૩જો, ભાગ ૯, પૃ. ૧૮

ઊલટું, દેશના રાજ્યકારભારમાં — ધારાસભાઓમાં, સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓમાં, સનદી નોકરીઓમાં અને એવાં બીજાં સ્થળોમાં — આપણને વધારે ને વધારે અવકાશ મળે તે માટે ચળવળ કરી રહ્યા છીએ. શ્રી. ટિળક તો અહીંની સરકાર પાસે તેમ જ ઇંગ્લંડની જનતા પાસે એક જ માગણી — હિન્દુસ્તાનને સ્વરાજ્ય આપવાની માગણી — કરવા માગે છે; અને એ માગણી ન સ્વીકારાય ત્યાં સુધી સનદી નોકરીઓ, ધારાસભાઓ કે સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ સાથે કોઈ પણ જાતનો સંબંધ ન રાખવા આપણા દેશવાસીઓને હાકલ કરવા માગે છે. અને દેશના કાયદાઓની મર્યાદાઓમાં રહીને બની શકે તેટલી રીતે સરકારનો સતત વિરોધ કરનારું સંગઠન ઊભું કરીને તેનાથી તેના રાજ્યકારભારને અટકાવી પાડી રાજ્યકર્તાઓને નમાવી શકીશું એવી આશા તેઓ રાખે છે. ટૂંકમાં, આ તેમનો કાર્યક્રમ છે; અને તેઓ કહે છે કે તેમને તથા તેમના અનુયાયીઓને મહાસભામાં ફરી જોડાવાને અવકાશ મળે તો મહાસભા મારફતે એ કાર્યક્રમ પાર પાડવાનો તેઓ પ્રયત્ન કરશે, કરવા માગે છે; અને એમ જો ન બની શકે તો તેને માટે 'નૅશનલ લીગ' નામની એક નવી સંસ્થા સ્થાપન કરવા માગે છે."*

તાત્પર્ય, લોકમાન્ય ટિળક વિનીતોનું ધ્યેય માન્ય કરીને મહાસભામાં દાખલ થવા તૈયાર હતા પણ તેમની મારફતે બ્રિટિશ સરકાર પાસે એક સ્વરાજ્યની જ માગણી કરવી અને તે સ્વીકારવામાં ન આવે ત્યાં સુધી મહાસભા દ્વારા સંગઠિત અંતરાયો ઊભા કરીને બ્રિટિશ રાજ્યતંત્રને થંભાવી દેવું, અને બ્રિટિશ મુત્સદ્દીઓને મહાસભાની આગળ નમતું આપવાની ફરજ પાડવી, એવી તેમની નીતિ છે; એ નીતિ પાર પાડવાને માટે મહાસભામાં દાખલ થવું, અને તેમ ન બને તો 'રાષ્ટ્રીય સંઘ' નામથી એક નવું સંગઠન ઊભું કરીને તેની મારફતે પોતાનો કાર્યક્રમ અમલમાં મૂકવાનો તેમણે પાકો નિશ્ચય કરેલો છે અને ટિળક પહેલાં હતા તેવા જ હજી છે, એમ ના. ગોખલેએ ભૂપેન્દ્રનાથ બસુને ઉપલા પત્રમાં જણાવ્યું હતું. એટલે પછી સ્વાભાવિકપણે જ એ વરસે સમાધાનનો ઠરાવ મહાસભામાં મંજૂર થયો નહીં; અને એ કામ પછીના વરસ ઉપર ઠેલાયું. પછી ના. ગોખલેએ લખેલા આ પત્રની હકીકત આખા દેશમાં જાણીતી થઈ; અને તેમણે પ્રથમ સમાધાનને માન્યતા આપી અને પાછળથી તેમના જ પત્રને કારણે તે તૂટી ગયું એમ સાબિત થયું. તેમ છતાં ના. ગોખલેનો આ કાગળ તે વખતે પ્રસિદ્ધ થયો ન હતો. પોતે પ્રથમ સમાધાનને અનુકૂળ સાથી હતા અને પાછળથી પ્રતિકૂળ કેમ બન્યા તે સવાલનો ગોખલેનો જવાબ એવો હતો કે, રાષ્ટ્રીય પક્ષની પહેલાંની વૃત્તિ હવે પલટાઈ ગઈ હશે એવી મારી માન્યતા હતી, પણ એ માન્યતા ખોટી ઠરતાં મારે સમાધાનનો વિરોધ કરવો રહ્યો. આનો જવાબ આપતાં લોકમાન્ય લખે

* 'સર ફિરોઝશાહ મહેતા'–એચ. પી. મોદી, ખંડ ૨ જો, પૃ. ૬૫૪–૫૬

છે, "તેમના એક ઇતિહાસજ્ઞ મિત્રે એવી સફાઈની દલીલ કરી કે ટિળકને સજા થવાથી તેમના મતો બદલાયા હશે એમ ગોખલેએ માન્યું હતું; પણ એ મૂર્ખોના સરદારને એટલું સમજાયું નહીં કે, પૂર્ણ વિચારને અંતે શાસ્ત્રીય રીતે બંધાયેલા મત બદલવાનું જેલખાનું એ કદી કારણ બનતું નથી. ઓછામાં ઓછું ગોખલે અને ટિળકનો આટલાં બધાં વરસોનો સંબંધ હોવાથી ગોખલેને તો આ વાત જરૂર સમજાવી જોઈતી હતી, એ સૌ કોઈ કબૂલ કરશે." આ ઉપરથી લો. ટિળકની અંતરાયો ઊભા કરવાની નીતિ હજી કાયમ હતી એટલો જ સાર વાચકે કાઢવાનો છે. જેલના ડરથી ટિળકના મત બદલાયા હોય એમ ગોખલેને ન લાગ્યું હોય, તો પણ પરિસ્થિતિને કારણે બદલાયા હોય એમ તેમને લાગે એ બનવાજોગ છે. પણ પરિસ્થિતિના ભેદને લીધે લોકમાન્યના મત બદલાયા નથી, તે હતા તેવા જ કાયમ છે એ જોઈને ગોખલેએ સમાધાનને આપેલી સંમતિ પાછી ખેંચી લીધી એ ઉઘાડું છે. પણ વાસ્તવિકપણે જોતાં, ૧૯૦૮માં પણ મહાસભાનું અંતિમ ધ્યેય શું હોવું જોઈએ એ ઝઘડા કરતાં આપણું ધોરણ સાર્વત્રિક અંતરાયો ઊભા કરવાનું હોવું જોઈએ કે નિત્ય સહકાર અને પ્રાસંગિક વિરોધનું હોવું જોઈએ, તેમ જ આપણી બધી શક્તિ કેવળ એક સ્વરાજની મૂલગ્રાહી માગણી ઉપર જ કેન્દ્રિત કરવી કે પરચૂરણ સુધારાઓની પાછળ વેરીને વેડફી નાખવી, એ જ જહાલ અને મવાલ પક્ષ વચ્ચે મુખ્ય વાદગ્રસ્ત પ્રશ્ન હતો. ૧૯૦૮માં સમાધાનની 'ખરી મુશ્કેલી ક્યાં છે' એ મથાળાવાળા લેખમાં ટિળક કહે છે:

"સ્વરાજ્ય અથવા સ્વાતંત્ર્ય એ અંતિમ સાધ્ય અંગેનો વાદ દૂરના ભવિષ્ય કાળનો છે એમ માની તેને ક્ષણવાર બાજુએ મૂકી શકાય. પણ સામા પક્ષ સાથે ધીરજથી સારાસારી રાખવી કે આગ્રહપૂર્વક અંતરાયો ઊભા કરવા, એ સાધન-ભેદને લીધે ડગલે ને પગલે પેદા થતી વિસંગતિ કે વિરોધ શી રીતે ટાળવાં એ જ હાલનો એક મોટો કોયડો છે."

એ જ લેખમાં આની જરા પહેલાં તેઓ કહે છે:

"ગયા પચીસ ત્રીસ વરસ રાજકારણનું કામ જેમણે કરેલું છે તે સર ફિરોઝશાહ મહેતા જેવા જૂના આગેવાનો સરકારના વહીવટમાં અંતરાય ઊભા કરવાનો ઉપદેશ લોકોને છડેચોક કરવાને કદી પણ તૈયાર ન હતા અને આજે નથી; તેમનો માર્ગ સરકારને મુશ્કેલીમાં મૂકવાનો નથી; તે સ્વતંત્ર હશે પણ સારાસારીની મીઠાશ કેળવીને કામ કાઢી લેવાનો છે." *

રાજ્યકારભારને થંભાવી દેવાની લોકમાન્ય ટિળકની આ નીતિ બેશક તેઓ કેદમાંથી છૂટીને આવ્યા પછી એક બે વરસમાં એકદમ અમલમાં મૂકી

* 'લો. ટિળક યાંચે ચરિત્ર', ખંડ ૩, ભાગ ૯, પૃ. ૨૫૬–૫૭

શકાય તેમ ન હતું. તેમ કરવાને માટે પ્રથમ મહાસભા જેવી સંસ્થા પોતાના હાથમાં લઈને તેને સંગઠિત અને પ્રબળ બનાવવાની જરૂર હતી. એટલે મહાસભામાં દાખલ થવું એ જ તે વખતે તેમનું તાત્કાલિક કાર્ય હતું; અને એક વાર તેમાં દાખલ થયા એટલે ધીમે ધીમે તેની પાસે જહાલ ધોરણ સ્વીકારાવી શકાશે એવો તેમને આત્મવિશ્વાસ હતો. લોકમત પોતાની તરફેણમાં જ છે, પણ સરકારી દમનથી તે દબાઈ ગયેલો છે; એ દબાણ દૂર થતાં જ અને દેશમાં ચળવળ શરૂ થતાં જ લોકો પોતાની પાછળ આવશે એવી તેમને ખાતરી હતી. એ જ આત્મવિશ્વાસને જોરે 'હું રાષ્ટ્રીય સભા કબજે કરીશ' એવા આત્મપ્રત્યયના બોલ તેમણે ના. ગોખલે સાથે થયેલી મુલાકાત વખતે ખુલ્લે ખુલ્લા કહી સંભળાવ્યા હોવા જોઈએ. આવો આત્મવિશ્વાસ, અથવા પ્રતિકૂળ પરિસ્થિતિને પોતાની આગળ નમાવવાની આ આત્મપ્રેરણા જેમનામાં નથી તેમને લોકમાન્યની સ્પષ્ટોક્તિ કવખતની લાગે એ સ્વાભાવિક છે. પણ સિંહ ભૂખથી વ્યાકુળ થયો હોય તો પણ ઘાસ ખાતો નથી અને હાથીના ગંડસ્થળ ઉપર તરાપ મારીને તે હું ફાડીશ એવો તેનો આત્મવિશ્વાસ એ પરિસ્થિતિમાં પણ જતો નથી, એ વાત તેમણે ધ્યાનમાં રાખવી ઘટે. ટિળકનો એ સ્વભાવદોષ નહીં પણ નિત્ય પ્રકૃતિધર્મ હતો. એથી ઊલટું, પ્રાગતિકોને અથવા રાષ્ટ્રીય પક્ષમાંના નરમ પ્રકૃતિના લોકોને એ વખતે એમ લાગવા માંડ્યું હતું કે, ટિળકનો બહિષ્કારયોગ નિષ્ફળ ગયો, તેમની અંતરાય નીતિ અવેહવારુ નીવડી, અને તે અવેહવારુ છે એ પ્રથમથી જ ઓળખનારા ના. ગોખલે વગેરે વિનીતો હવે પ્રત્યક્ષ પુરાવાથી ડાહ્યા ઠર્યા. એવા સંજોગોમાં લોકો ટિળકની પાછળ શી રીતે જાય? ટિળકને લોકસ્વભાવનું જ્ઞાન નથી, માણસો — ઓછામાં ઓછું સામાન્ય કોટિના માણસો — ત્યાગ કરવા તૈયાર થતા નથી; તેઓ હવે જહાલ રાજકારણ અપનાવવા કદી પણ તૈયાર નહીં થાય. બહિષ્કારયોગ, અંતરાયનું ધોરણ, એ કેવળ લોકમતના સાગર ઉપર ઊછળનારાં ક્ષણિક મોજાં છે, તે એક ક્ષણિક આવેગ (પાસિંગ ફેઝ) છે; તે રાજકારણનો નિત્યધર્મ નથી પણ નૈમિત્તિક કર્મ છે. બંગભંગને નિમિત્તે એ મોજું ઊછળ્યું અને એ નિમિત્ત દૂર થતાંની સાથે જ તે શમી ગયું. હવે પ્રાગતિક પક્ષને જ લોકમતનો ટેકો મળશે; અને મહાસભા કબજે કરવાની લોકમાન્યની કલ્પના એક હવાઈ તરંગ જ રહેશે!

૧૯૧૫માં ના. ગોખલે અને સર ફિરોઝશાહ મહેતા એ બંને ધુરંધર વિનીત નેતાઓ કાળવશ થયા. એ સાલની મહાસભા મુંબઈમાં ભરાઈ હતી. તેમાં રાષ્ટ્રીય પક્ષ જોડે સમાધાન કરવાનો ઠરાવ પસાર થયો અને ૧૯૧૬માં લખનૌના અધિવેશનમાં એ પક્ષ લો. ટિળકની આગેવાની નીચે આવીને હાજર થયો. એ જ વરસે મહાસભા લો. ટિળકે સાચેસાચ હસ્તગત કરી હોય એવો

દેખાવ નજરે પડ્યો. એ વરસે સર્વ પક્ષોને સંમત એવી એક સ્વરાજ્યની માગણીનો ઠરાવ મહાસભાએ પસાર કર્યો; અને એ માગણીને મુસ્લિમ લીગનો ટેકો મેળવવાને માટે પણ લોકમાન્યે યાદગાર લખનૌ–કરાર બૅ. ઝીણા, મહમુદાબાદના રાજા, ડૉ. અનસારી વગેરે મુસલમાન આગેવાનો મારફતે કરાવ્યો. આ અધિવેશનમાં સ્વરાજ્યના ઠરાવ ઉપર બોલતાં તે બોલ્યા.

"અગાઉ જે બહિષ્કારના ઠરાવને અંગે આપણે લડી પડ્યા તેનાથી આ ઠરાવ વધારે મહત્ત્વનો છે. લખનૌમાં હિન્દુ-મુસલમાન, વિનીતો તથા રાષ્ટ્રીય પક્ષના લોકો એ બધા એક થઈને સ્વરાજ્યની ચળવળ કરવા માટે બંધાયા છે તે જોઈને હવે આપણું દૈવ ઊઘડ્યું છે અને લખનૌ નામની અંગ્રેજી જોડણીમાંથી જે અર્થ નીકળે છે તે (Luck-now) સાચો ઠર્યો છે."

હિન્દુ મુસલમાનોના કરાર વિષે તેઓ બોલ્યા:

"કેટલાક લોકો એમ કહે છે કે, હિન્દુઓએ મુસલમાનો આગળ શરણાગતિ બતાવી છે; પણ હું તો એમ કહું છું કે, મુસલમાનોને એકલાને સ્વરાજ્યના હકો આપવામાં આવે તો પણ અમને ખોટું નહીં લાગે. અને એમ કહેવામાં હિન્દુસ્તાનના બધા હિન્દુઓનું માનસ હું વ્યક્ત કરી રહ્યો છું એવી મારી ખાતરી છે. એ હકો રજપૂતોને આપવામાં આવે તો પણ મને કશું લાગવાનું નથી અને એ હકોનો ઉપયોગ ભણેલાઓ કરતાં હિન્દુઓમાંના પછાત વર્ગના લોકો વધારે સારી રીતે કરી શકશે એમ માનીને તેમને આપવામાં આવે તેથી પણ મને કશું ખોટું લાગવાનું નથી. બલ્કે, હિન્દુસ્તાનમાંના કોઈ પણ એક વર્ગને તે આપવામાં આવે તો પણ તેની મને ફિકર નથી કારણ, તે પછી ઝઘડો એ વર્ગ અને બાકીનો સમાજ એ બે વચ્ચે જ ચાલુ રહેશે; અને આજનું આપણી લડતનું ત્રિરંગી સ્વરૂપ નાબૂદ થશે."*

આપણે જે સ્વરાજ્યના હકો માગીએ છીએ તે કેવળ મહાસભામાં ઠરાવ પસાર કરવાથી જ આપણને મળવાના નથી; તેને માટે આખા દેશમાં આપણે પ્રચંડ ચળવળ ચલાવવી જોઈશે, એવો લોકમાન્યનો ચોક્કસ મત હતો. મહાસભાને અખંડ ચળવળ કરનારી સંસ્થાનું રૂપ આપવાનો તેમનો પહેલેથી જ ઉદ્દેશ હતો, તો પણ એ કામ તે (મહાસભા) એકદમ હાથમાં નહીં લે, તેથી તેમણે 'હોમરૂલ લીગ' (સ્વરાજ્ય સંઘ) નામની એક સ્વતંત્ર સંસ્થા કાઢી હતી. મહાસભાએ કરેલી માગણી માટે અખંડ ચળવળ ચલાવવી એ આ સંઘનું કાર્ય હતું. શ્રીમતી બેઝંટે આવો જ એક સંઘ મદ્રાસ તરફ કાઢ્યો હતો; પણ આ બન્ને સંઘોને એક કરવાને તે રાજી ન હતાં. એમ છતાં મહાસભાનું જ કાર્ય કરનારા આ બે સંઘો ટૂંકમાં જ એક થઈને મહાસભાના આશ્રય હેઠળ કામ કરતા થશે એવી લોકમાન્યની અપેક્ષા હતી. એ બાબત તેઓ લખે છે:

---

* 'ટિળક્સ સ્પીચિસ,' પૃ. ૪૪.

"કેટલાક રાજકીય શાસ્ત્રીઓએ આ સ્વરાજ સંઘો મહાસભાના વિરોધી બનશે, એવી શંકા ઉઠાવી છે. પણ આ શંકા પાયા વગરની છે. હોમરૂલ અથવા સ્વરાજ્યનું ધ્યેય ૧૯૦૬માં જ મહાસભાએ માન્ય કર્યું છે. પણ મહાસભા વરસમાં એક વાર ભરાતી હોવાથી એ રાષ્ટ્રીય ધ્યેયને વ્યવસ્થિત સ્વરૂપ આપી તેને માટે જે પ્રવૃત્તિ ચલાવવી જોઈએ તેની મહાસભાએ હજી કશી ગોઠવણ કરી નથી. આ વ્યવસ્થા કરવી એ હોમરૂમ લીગ કે હિન્દી સ્વરાજ્યસંઘનું મુખ્ય કામ છે. એમાં કોંગ્રેસનો વિરોધ નથી; એટલું જ નહીં, પણ હિન્દુસ્તાનના જુદા જુદા પ્રાન્તોમાં જુદા જુદા સ્વરાજ્ય સંઘો નીકળે તો પણ તેની વચ્ચે અરસપરસ વિરોધ થવાનું કારણ નથી. . . પણ હોમરૂલ લીગ નહીં તો તેના જેવી બીજી કોઈ વ્યવસ્થા મહાસભાને ટૂંકમાં જ કરવી પડશે એમાં શંકા નથી. પછી જુદા જુદા પ્રાન્તોના સ્વરાજ્ય સંઘો તેમાં ભળી જઈને તે એક અખિલ ભારતવર્ષીય સ્વરાજ્યસંઘ બનશે."*

મહાસભાને ચળવળ કરનારી સંસ્થાનું રૂપ આપવાનું લોકમાન્યનું ધોરણ જેટલું જૂનું હતું, તેટલું જ મહાસભાને પ્રત્યક્ષ વિરોધ ન કરતાં તેના ઠરાવોનો જનતામાં પ્રચાર કરીને ચળવળની લોકશક્તિ નિર્માણ કરનારાઓ ઉપર દમનનો કોરડો વીંઝવાનું સરકારનું ધોરણ પણ જૂનું હતું. લોકમાન્યે હવે સ્વરાજ્ય શબ્દને માટે હોમરૂલ એ અંગ્રેજી પર્યાય યોજ્યો હોય અને બાદશાહ વિષેની પોતાની રાજનિષ્ઠા પોતાના એકેએક ભાષણમાં જાહેર કરી હોય, તો પણ તેમની ચળવળમાંથી નિર્માણ થનારી લોકશક્તિ જ આપણને સાચી મારક છે એ જોઈને આ નવા લેબાસમાં તેની તે જ શક્તિના થનારા નવા અવતારને કચડી નાખવા માટે નોકરશાહીએ લોકમાન્ય ઉપર ૧૯૧૬માં રાજદ્રોહનો ત્રીજી વાર કેસ કર્યો; અને ડૉ. બેઝન્ટને એ જ અરસામાં મુંબઈ પ્રાન્તમાં આવવાની મુંબઈ સરકારે મનાઈ કરી. આવી રીતે સ્વરાજ્યની ચળવળ શરૂ થતાં જ દમનનીતિનો પણ અવતાર થવા લાગ્યો. પણ આ કેસમાં આખરે મુંબઈ હાઈકોર્ટે લોકમાન્યને નિર્દોષ ઠરાવ્યા, તેથી તેઓ લખનૌ જઈને મહાસભામાં સ્વરાજ્યના ઠરાવની બાબતમાં એકતા સાધી શક્યા. પણ લખનૌ પછી લો. ટિળક તથા ડૉ. બેઝંટે શરૂ કરેલી હોમરૂલની ચળવળ દબાવી દેવાનો પ્રયત્ન મદ્રાસ ઇલાકામાં ડૉ. બેઝંટ અને મિ. અરુંડેલને ભારત સંરક્ષણ કાયદા હેઠળ અટકમાં લઈને સરકારે ફરી શરૂ કર્યો એટલે હવે ૧૯૦૮નો કાળ ફરી આવશે, એવો ઇશારો લોકમાન્યે 'કેસરી' દ્વારા આખી જનતાને આપ્યો.

"લખનૌની મહાસભામાં અને મુસ્લિમ લીગમાં સ્વરાજ્યનો ઠરાવ એકમતે ગયા ડિસેંબર માસમાં પસાર થયો અને તેની સિદ્ધિ માટે હિન્દુસ્તાનમાં અને વિલાયતમાં લોકમત જાગ્રત કરવાનું નક્કી થયાને હવે લગભગ છ મહિના થઈ ગયા છે. એ અવધિ દરમ્યાન મહાસભાની સ્થાનિક સમિતિઓએ નહીં તો પણ સ્વરાજ્ય

* 'લોકમાન્ય ટિળકાંચે કેસરીંતીલ લેખ'; ભાગ ૩, પૃ. ૨૩૬–૩૭.

સંઘોએ મહાસભાએ તેમને સોંપેલું કામ જોરશોર ચલાવેલું હોવાથી આખરે એવો વખત આવ્યો હતો કે, તેને અંગે કંઈક પણ બોલવાની કે વ્યવસ્થા કરવાની હિન્દુસ્તાન સરકારની ફરજ ઊભી થઈ હતી; અને સરકાર એ બાબત શાં પગલાં લે છે એ તરફ બધા લોકો મીટ માંડીને બેઠા હતા . . . . પણ આખરે ૧૯૦૮ની દમનનીતિએ ફરી માથું ઊંચું કર્યું છે, એમ કહેવું પડે છે . . . સ્વરાજ્યની ચળવળ અને સરકાર એ બેની વચ્ચે શરૂ થયેલા આ યુદ્ધની પહેલી સલામી દાખલ આ લડતમાંથી એકે ઝપાટે જુવાન વિદ્યાર્થીઓને રાજકારણની પ્રવૃત્તિમાંથી દૂર કરવામાં આવ્યા છે . . . આ ચડાઈમાં સરકારનો બીજો મોરચો તો એથી પણ ભયંકર છે. મદ્રાસના સ્વરાજ્ય સંઘના પ્રમુખ કાર્યકર્તાઓ ઉપર અને તેમાંય વળી બેઝંટબાઈ ઉપર સરકારે તરાપ મારી છે! . . . ગયે શનિવારે મદ્રાસમાં શ્રીમતી બેઝંટબાઈ, મિ. અરુંડેલ અને 'કોમન વીલ' પત્રના તંત્રી મિ. વાડિયા એ ત્રણેયને ભારત સંરક્ષણ ધારા હેઠળ અટકમાં લેવામાં આવ્યા છે."

આ બનાવ ૧૯૧૭ના જૂનનો છે. આ દમનનું શસ્ત્ર ઉગામતી વખતે જ મદ્રાસના ગવર્નર લૉર્ડ પેંટલંડે ભેદનીતિ અજમાવવાની પણ શરૂઆત કરી હતી. દમનનીતિ અને ભેદનીતિ એ સામ્રાજ્યશાહીનાં સનાતન હથિયારો છે. લૉર્ડ પેંટલંડની આ ભેદનીતિને અનુલક્ષીને લોકમાન્ય લખે છે:

"લૉર્ડ પેંટલંડે એક ઠેકાણે એમ કહ્યાનું જાહેર થયું છે કે, સરકારનો મહાસભા સામે વિરોધ નથી, પણ અત્યારના સ્વરાજ્ય સંઘોના મત સામે છે. અમને તો આ બધું ગોટબંગાળ જેવું લાગે છે ૧૯૦૮માં હિંદુસ્તાનમાં બે રાજકીય પક્ષો હતા — જહાલ કે રાષ્ટ્રીય અને મવાળ; તેમાંના 'મવાળ પક્ષને હાથમાં લો અને રાષ્ટ્રીય પક્ષને મારો' એવું તે વખતનું ધોરણ હોવાનું મોર્લી સાહેબે જાતે જાહેર કર્યું હતું. એ જ જાતની કારવાઈ અત્યારે ચાલી રહી છે એમ અમને લાગે છે. સ્વરાજ્ય સંઘે જે નીતિ કે ધ્યેય સ્વીકાર્યું છે તેમાં અને મહાસભાની નીતિ કે ધ્યેયમાં વાસ્તવિકપણે કશો જ તફાવત નથી. બન્ને એક જ છે. અને જો કોઈ ભેદ કરવો જ હોય તો તે એટલો જ કરી શકાય કે મહાસભાની પ્રાન્તિક કે સ્થાનિક સમિતિઓ કામ શરૂ કરે તે પહેલાં જ સ્વરાજ્ય સંઘોએ જોરશોર અને ચીવટથી કામ ચલાવ્યું છે. પણ આ ભેદ જોવાને બદલે મહાસભા સામે અમારો વિરોધ નથી, સ્વરાજ્ય સંઘવાળાઓ પૂર્ણ સ્વરાજ્ય માટે ચળવળ કરે છે, તેથી તેમને દબાવી દેવા જોઈએ એવી જાતની દલીલ પોતાના સમર્થન માટે આગળ કરવી, અને તે પણ લખનૌની મહાસભાની બેઠક પછી કરવી, એ સત્યને દબાવી રાખવા જેવું છે; અને અમારી પૂરેપૂરી ઉમેદ છે કે મહાસભામાંના કોઈ પણ પક્ષના લોકો આવી ભ્રામક દલીલથી હવે છેતરાવાના નથી. અત્યારનો સમય કટોકટીનો છે. . . . આ વખતે 'वयं पञ्चोत्तरं शतम्'નો ન્યાય જ આપણે સ્વીકારવો જોઈશે. જે નહીં સ્વીકારે તે ભાવી ઇતિહાસમાં દેશદ્રોહી ગણાશે એ યાદ રાખજો. . . . કામે મંડી જાઓ અને યશ મળે નહીં ત્યાં સુધી ચીવટ ન છોડતાં દમનથી અને અન્યાયથી સત્યપક્ષનો નાશ ન થતાં ઊલટો તે કાપેલા ઝાડની જેમ ફરી વાર વધારે જોરથી વધીને બળવાન થાય છે, એમ આખી દુનિયાને બતાવી આપો. સરકારને જેટલું ઉગ્ર સ્વરૂપ

લેવું હોય તેટલું ભલે લે; આ ડરવાનો સમય નથી. આપણી ચીવટ અને હિંમતની કસોટીનો આ સમય છે એ બરાબર યાદ રાખો.''*

લોકમાન્યે 'કેસરી' દ્વારા આવી ગર્જના કરતાંની સાથે બેઝંટબાઈની અટકાયતના વિરોધનું એક પ્રચંડ મોજું આખા દેશમાં ઊછળ્યું, અને ફરી પાછી સ્વદેશી, બહિષ્કાર, રાષ્ટ્રીય કેળવણી, ધારાસભામાંથી રાજીનામાં, બલ્કે સત્યાગ્રહનું વાવાઝોડું હિન્દી રાજકારણમાં થતું દેખાયું. તા. ૨૬ જૂન ૧૯૧૭ના 'કેસરી'માં લોકમાન્ય લખે છે:

"લોર્ડ પેંટલંડને એવી ઉમેદ હતી કે, હિન્દુસ્તાનમાં ફરીવાર જહાલ-મવાળમાં તડ પડશે ને સરકારી નીતિનું સમર્થન કરનારા કેટલાક ધારાસભાના — તેમને મન સમજુ — સભ્યો તો મને સાથ આપશે; પણ હોમરૂલનું નસીબ એવું સિકંદર છે કે, તેથી બેઝંટબાઈ ઉપરની તરાપથી નોકરશાહીને જોઈતું પરિણામ ન આવતાં, ઊલટું હોમરૂલની ચળવળમાં કેટલું જોમ છે એ જ વધારે ને વધારે જણાતું જાય છે. ગયા અઠવાડિયામાં હજારો લોકોને મોઢેથી પેંટલંડ સાહેબના કૃત્યનો અને માન્યતાનો જોરથી તીવ્ર વિરોધ કરવામાં આવ્યો છે, અને આજ લગી કેવળ ઉદાસીનતાથી સ્વરાજ્યસંઘમાં ન જોડાયેલા સેંકડો જાણીતા ગૃહસ્થો ઝપાટાથી તેના સભ્ય થયા છે અને થતા જાય છે. મવાળ અને જહાલનો ભેદ લોપ પામ્યો છે; કલકત્તામાં આખા બંગાળામાં સ્વરાજ્યની ચળવળ કરવાનું નક્કી થયું; લખનૌના મુસલમાનોએ પેંટલંડ સાહેબના કૃત્યનો પૂર્ણ વિરોધ કરીને બેઝંટબાઈ માટે પોતાની સહાનુભૂતિ વ્યક્ત કરી; ધારાસભાના સભ્યો, વકીલ-બેરિસ્ટરો વગેરે અનેક લોકો દરેક પ્રાન્તમાં હોમરૂલ લીગના સભ્યો થવા લાગ્યા; સરકાર પ્રતિકૂળ થાય તોયે વાંધો નહીં, અમે સ્વરાજ્ય મેળવવા માટે પૂરેપૂરા નિશ્ચયથી પ્રયત્ન કરીશું, પાછા નહીં હઠીએ એવો દૃઢ સંકલ્પ સેંકડો અને હજારો લોકોએ જાહેર કર્યો. સ્વદેશી અને બહિષ્કારની પ્રતિજ્ઞાઓ ફરીવાર લેવાવા માંડી. સરકારના પગલા વિષે નારાજી વ્યક્ત કરવા માટે ધારાસભાના સભ્યોએ પોતાની જગ્યાઓ છોડી દેવી જોઈએ, એવી સૂચનાઓ 'ટ્રિબ્યૂન' જેવા પ્રતિષ્ઠિત પત્રોમાં પણ આવવા માંડી. ભારત સંરક્ષક સૈન્યમાં ભરતી કરવાના જેઓ પ્રયત્ન કરી રહ્યા હતા, તેઓએ જાહેરપણે તે કામ બંધ કરવાનું ઠરાવ્યું. પેંટલંડ સાહેબને ઘેર પાછા બોલાવો એવા તાર વિલાયત રવાના થયા; અને મિ. બમનજીએ એકલાએ જ સ્વરાજ્યની ચળવળ જોરાભેર ચલાવવા માટે એક લાખ રૂપિયા આપવાનું વચન આપ્યું."×

એ વખતે ડૉ. બેઝંટને છોડાવવા માટે સત્યાગ્રહની લડત ઉપાડવી એવો પણ એક વિચાર થયો હતો. એ સત્યાગ્રહનો વિચાર મહાસભાસમિતિ, મુસ્લિમ લીગ વગેરે સંસ્થાઓ કરતી હતી. હોમરૂલ લીગમાં પણ એને અંગે ચર્ચા ચાલતી હતી. તે વખતે અલાહાબાદમાં પં. માલવીયજીના પ્રમુખપણા હેઠળ લો. ટિળકનું

---

* 'લોકમાન્ય ટિળકાંચે કેસરીંતીલ લેખ', ભાગ ૩ જો, પૃ. ૩૬૦–૬૭.

× એ જ, પૃ. ૩૬૮–૬૯.

'સ્વરાજ્ય' વિષય પર ભાષણ થયું. તેમાં સત્યાગ્રહ વિષે કે નિ:શસ્ત્ર પ્રતિકાર વિષે લોકમાન્યે નીચેના ઉદ્ગારો કાઢ્યા હતા:

"જ્યાં સુધી કાયદા ઘડવાની સત્તા આપણા હાથમાં નથી, ત્યાં સુધી ન્યાય અને નીતિને વિરોધી કાયદાઓ ક્યારેક થવાના જ. એવા કાયદા આપણાથી ન પળાય. નિ:શસ્ત્ર પ્રતિકાર એક સાધન છે, સાધ્ય નથી. અમુક ચોક્કસ હુકમો પાળવામાં કે તોડવામાં આપણું શું હિતાહિત છે તે તોળીને વર્તવું એને જ નિ:શસ્ત્ર પ્રતિકાર કહી શકાય. જો આપણી સમતોલ બુદ્ધિ એવો નિર્ણય આપે કે, વિશિષ્ટ પરિસ્થિતિમાં હુકમનો ભંગ કરવો એમાં જ આપણું હિત છે, તો એ નિર્ણય અનુસાર વર્તવું નૈતિક દૃષ્ટિથી સમર્થનીય ઠરે. આ સવાલ ઘણો સૂક્ષ્મ છે, તેથી તેની ચર્ચા આવડી મોટી સભામાં થઈ શકે નહીં. તેનો નિર્ણય તમારે તમારા આગેવાનો ઉપર જ છોડવો જોઈએ. નિ:શસ્ત્ર પ્રતિકાર એટલે શું એ તમારે બરાબર સમજી લેવું જોઈએ. પોતાની ધ્યેયપ્રાપ્તિ માટે દૃઢ નિશ્ચય કરવો, અને જો કોઈ કૃત્રિમ અન્યાયી કાયદાઓ તેની પ્રાપ્તિમાં આડે આવે અથવા આપણા માર્ગમાં કોઈ અન્યાયી પરિસ્થિતિની આડખીલી ઊભી થાય તો તેનો સામનો કરવો, એ તેનો અર્થ છે. તમે આ વસ્તુ સમજી લો એવું હોમરૂલ લીગ ઇચ્છે છે. નિ:શસ્ત્ર પ્રતિકાર શબ્દ તમારે ન વાપરવો હોય તો 'ગમે તેટલો સ્વાર્થત્યાગ કરીને' એવો શબ્દપ્રયોગ કરો. પણ હું બન્ને શબ્દપ્રયોગો એક જ અર્થમાં વાપરીશ. દાંડાઈનો કે બેકાયદાપણાનો હું ઉપદેશ કરતો નથી; પણ ગમે તેટલો સ્વાર્થત્યાગ કરીને પોતાનું ધ્યેય સાધવાનો નિશ્ચય કરો એમ હું તમને કહું છું. નિ:શસ્ત્ર પ્રતિકાર સંપૂર્ણપણે બંધારણસરનો છે. કાયદેસર અને બંધારણસર એ બે શબ્દોનો અર્થ એક નથી, એ ઇતિહાસે સિદ્ધ કરેલું છે. જ્યાં સુધી કોઈ પણ કાયદો ન્યાયને અથવા નીતિને અનુસરતો ન હોય, અને ૧૯મા અને ૨૦મા સૈકાની રૂઢ નીતિ પ્રમાણે લોકમતને અનુસરીને ન હોય, જ્યાં સુધી તે આ બધા સિદ્ધાન્તોને અનુસરીને ન હોય ત્યાં સુધી તે કાયદેસર હોય તો પણ બંધારણસર ન ગણાય. આ બે વચ્ચેનો ભેદ તમારે બહુ જ સ્પષ્ટપણે સમજી લેવો જોઈએ એમ મારું તમને કહેવું છે. 'કાયદેસર રીતે' અને 'બંધારણસર રીતે' એ શબ્દોનો ગોટાળો ન થવા દેતા. તમારે બહુ ચુસ્તપણે બંધારણસરનો માર્ગ અખત્યાર કરવો જોઈએ એમ હું તમને કહું છું અને તેની સાથે જ એ પણ જણાવવા માગું છું કે, દરેક કાયદો શાસ્ત્રીય અર્થમાં બંધારણીય હોય જ એવું કંઈ નથી."*

આવી રીતે ૧૯૧૬માં વિનીતોની ધ્યેયપત્રિકા ઉપર સહી કરીને રાષ્ટ્ર-સભામાં દાખલ થયા પછી એક વરસની અંદર જ લો. ટિળક તે વખતના એક વિનીત આગેવાન, ખુદ પંડિત માલવીયજીના પ્રમુખપણા હેઠળ અલાહાબાદ જઈને નિ:શસ્ત્ર પ્રતિકારનો તથા કાયદાભંગનો જાહેર ઉપદેશ કરતા થઈ ગયા. દેશમાં સ્વરાજ્યની ચળવળ બધે ફેલાઈ. સ્વદેશી, બહિષ્કાર, ધારાસભામાંથી રાજીનામાં, સરકાર સાથે અસહકાર, અથવા સરકારી તંત્રને ગૂંચવવાની નીતિ,

* 'ટિળક્સ સ્પીચિસ', પૃ. ૨૪૩–૪૪.

આ બધી વસ્તુઓ ભારતીય રાજકારણના વાતાવરણમાં સંચાર કરવા લાગી. એ વખતે મહાત્મા ગાંધી હિંદમાં આવીને પોતાનું બે વરસનું દેશનું પ્રાથમિક નિરીક્ષણ પૂરું કરીને ચંપારણમાં સત્યાગ્રહનો પહેલો પ્રયોગ કરી રહ્યા હતા. એ વરસના એપ્રિલમાં જ એ જિલ્લામાં દાખલ ન થવાના ત્યાંના ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટના હુકમનો તેમણે ભંગ કર્યો હતો; અને તેમની સામે ચલાવેલો મુકદ્દમો તેમણે ગુનો કબૂલ કર્યો હોવા છતાં પણ વડી સરકારના હુકમથી પાછો ખેંચી લેવામાં આવ્યો. પણ મહાત્મા ગાંધીના કાર્યનું વર્ણન અમે આવતા પ્રકરણમાં કરવાના છીએ. અહીં એટલું જ જણાવીશું કે, હવે ભારતીય રાજકારણ ધીમે ધીમે સત્યાગ્રહના માર્ગે ચડે એવો વખત સમીપ આવ્યો હતો. ડૉ. બેઝંટની અટકાયતથી ગરમ થયેલા વાતાવરણમાં લો. ટિળક એ સિદ્ધાંતની છડેચોક હિમાયત કરવા લાગ્યા હતા. એવામાં ડૉ. બેઝંટને છોડી મૂકવામાં આવ્યાં; અને અમે હિંદને સ્વરાજ્ય આપીશું, તે હપતે હપતે આપીશું, પહેલો હપતો મહાયુદ્ધ પછી આપવામાં આવશે, પછીના હપતા ક્યારે આપવા તે બ્રિટિશ પાર્લમેન્ટ વખતોવખત નક્કી કરશે, પહેલા હપતાની યોજના ઘડી કાઢવા તેમ જ હિંદનો લોકમત જાણવા માટે ભારતમંત્રી મિ. મૉંટેગ્યૂ હિંદ આવશે, એવી બ્રિટિશ સરકારે જાહેરાત કરી. એટલે અલબત્ત, એ વખતે તપી ગયેલું વાતાવરણ તેટલા પૂરતું શાંત થયું; અને મૉંટેગ્યૂના સુધારા પ્રત્યક્ષ કેવું રૂપ પકડે છે તે જણાય ત્યાં સુધી તો ઓછામાં ઓછું સ્વરાજ્યપ્રાપ્તિ માટે સત્યાગ્રહ કે પ્રત્યક્ષ પ્રતિકાર કરવાનો પ્રશ્ન આગળ આવે એવું કારણ રહ્યું નહીં. તેમ છતાં ૧૯૧૭ની મહાસભાની બેઠક કલકત્તામાં ભરવાની હતી તેના પ્રમુખપદ વિષે ઝઘડો શરૂ થયો. રાષ્ટ્રીય પક્ષે અલબત્ત ડૉ. બેઝંટનું નામ સૂચવ્યું હતું. આ બધો તાલ જોઈને સુરેન્દ્રનાથ બૅનરજી વગેરે બંગાળના વિનીત પક્ષના આગેવાનોને ૧૯૦૭ની ચળવળ સાંભરી આવી હોય તો નવાઈ નહીં. એ વખતે (૧૯૦૭માં) સરકારના દમનના ભોગ બનેલા લાલા લાજપતરાયને પ્રમુખ બનાવવાનો સવાલ હતો; જ્યારે આ વખતે (૧૯૧૭માં) સરકારી રોષનો ભોગ બનેલાં ડૉ. બેઝંટને પ્રમુખ બનાવવાનો સવાલ હતો. વ્યક્તિઓ ભિન્ન હતી પણ સિદ્ધાંત તેનો તે જ હતો. એક બાજુએ દમનનીતિ તો બીજી બાજુએ સત્યાગ્રહ અથવા નિઃશસ્ત્ર પ્રતિકાર! આવી પરિસ્થિતિમાં મહાસભાએ કયું ધોરણ સ્વીકારવું એ મોટો સવાલ હતો. પણ હવે લો. ટિળકે મહાસભાને પૂરેપૂરી કબજે કરી હતી. દેશબંધુ દાસ જેવા નવા રાષ્ટ્રીય આગેવાન બંગાળમાં આગળ આવ્યા હતા અને ત્યાંની સ્વાગત સમિતિમાં પણ જૂના પક્ષની બહુમતી રહી ન હતી. પરિણામે ડૉ. બેઝંટની વરણી કાયમ થઈ અને પાછલો ઇતિહાસ સાંભરી આવતાં વિનીત પક્ષના આગેવાન બાબુ સુરેન્દ્રનાથ બૅનરજીએ પોતાની અલગ સંસ્થા

કાઢવાનું નક્કી કર્યું. માત્ર આ વખતે વિનીતોની સંસ્થા તરીકે જાણીતી થયેલી મહાસભાને જ રાષ્ટ્રીય પક્ષે કબજામાં લીધી; અને પછીને વરસે વિનીતોને પોતાની સ્વતંત્ર પ્રાગતિક પરિષદ કાઢવાની ફરજ પડી!

કલકત્તામાં ૧૯૧૭માં ભરાયેલી મહાસભા આગળ મુખ્ય સવાલ સ્વરાજ્યનો હતો. એ બાબત આગલે વરસે મહાસભા અને મુસ્લિમ લીગ બંનેએ મળીને માગણીઓની એક યોજના તૈયાર કરી જ હતી. તે યોજનાને ફરી કાયમ કરવાનું કામ તો હતું જ, પણ તેની સાથે જ મિ. મૉંટેગ્યૂએ હિંદુસ્તાનને સ્વરાજ્ય આપવા વિષે જે જાહેરાત કરી હતી, તે વિષે પોતાનો મત વ્યક્ત કરવાનું મહત્ત્વનું કામ પણ આ વખતે મહાસભા આગળ આવવાનું હતું. મિ. મૉંટેગ્યૂએ ૨૦મી ઑગસ્ટ ૧૯૧૭ને રોજ જે જાહેરાત કરી હતી, તેના લો. ટિળક વગેરે તે વખતના રાષ્ટ્રીય આગેવાનોએ ત્રણ ભાગ પાડ્યા હતા: (૧) હિંદને સ્વરાજ્ય આપવું, (૨) એ સ્વરાજ્ય હપતે હપતે આપવું, અને (૩) એ હપતાનું સ્વરૂપ અને અવધિ બ્રિટિશ પાર્લમેન્ટે નક્કી કરવું. એમાંના પહેલા બે ભાગ રાષ્ટ્રીય પક્ષના આગેવાનોએ માન્ય રાખ્યા; પણ ત્રીજો ભાગ તેમણે સર્વાંશે અમાન્ય કર્યો; કેમ કે, તેથી પૂર્ણ સ્વરાજ્ય આપણને ક્યારે મળે તેને કોઈ પણ જાતની કાલમર્યાદા રહેતી નહોતી; અને તે વાત કેવળ બ્રિટિશ પાર્લમેન્ટની ઇચ્છા ઉપર સર્વાંશે છોડી દેવી એ સ્વયંનિર્ણયના સિદ્ધાંતને સાવ ફગાવી દેવા જેવું હતું. તેથી મહાસભાએ હિંદુસ્તાનને પૂર્ણ સ્વરાજ્ય આપવાનો એક જ કાયદો તાબડતોબ કરવામાં આવે, તેમાં પૂર્ણ સ્વરાજ્ય એક ચોક્કસ કાલમર્યાદામાં અને જલદી આપવામાં આવે, અને તે બધું એકી વખતે નક્કી થઈ જાય એવી માગણીનો ઠરાવ કર્યો હતો. આવો કાયદો એક વાર પસાર થાય એટલે તેમાં જણાવેલી કાલમર્યાદા પૂરી થતાં જ હિંદુસ્તાનને આપોઆપ સ્વરાજ્ય મળવું જોઈએ, ફરી બ્રિટિશ પાર્લમેન્ટ પાસે જવાની અથવા તે સ્વરાજ્ય માટે બ્રિટિશો જોડે લડવાની હિંદુસ્તાનને જરૂર જ ન પડવી જોઈએ, એવી માગણી આ ઠરાવથી કરવામાં આવી હતી. મહાસભાનો ઠરાવ ત્રણ ભાગમાં હતો. પહેલા ભાગમાં હિંદુસ્તાનને સ્વરાજ્ય આપવાનું સ્વીકાર્યા બદલ કૃતજ્ઞતાપૂર્વક સંતોષ વ્યક્ત કરવામાં આવ્યો હતો; બીજા ભાગમાં અગાઉ નક્કી કરેલી કાલમર્યાદામાં પૂર્ણ સ્વરાજ્ય આપવાનો કાયદો પાર્લમેન્ટમાં તરતોતરત કરવામાં આવે, એમ સૂચવવામાં આવ્યું હતું; અને ત્રીજા ભાગમાં મહાસભા અને મુસ્લિમ લીગે તૈયાર કરેલી સુધારાની યોજના સ્વરાજના પહેલા હપતા તરીકે તાબડતોબ અમલમાં મૂકવામાં આવે એમ જણાવ્યું હતું. આ ઠરાવ પર ભાષણ કરતાં લોકમાન્ય બોલ્યા:

"આ જાહેર ઘોષણા તરફ હું તમારું ધ્યાન ખેંચવા માગું છું. આ ઘોષણા શી છે? તે આમ છે: ૧૦–૧૫ વરસમાં આપણને જવાબદારીવાળું પૂર્ણ સ્વરાજ્ય અથવા કેવળ, કોઈ પણ વિશેષણ વિનાનું, જવાબદારીનું સ્વરાજ્ય આપવામાં આવશે. મિ. મોંટેગ્યૂએ આ જે જવાબ વાળ્યો છે તે બદલ મેં હમણાં જ જણાવેલા અર્થમાં આપણે કૃતજ્ઞતાપૂર્વક સંતોષ વ્યક્ત કરીએ છીએ. તે પછી બીજી કેટલીક શરતો છે. એ સ્વરાજ્ય આપણને હપતે હપતે આપવામાં આવશે એમ કહ્યું છે, એ પણ આપણે માન્ય કરીએ છીએ. જાહેરાતના ત્રીજા ભાગમાં કહ્યું છે કે, આ હપતા બ્રિટિશ સરકાર નક્કી કરે; આ વાત આપણને કબૂલ નથી. એ હપતા નક્કી કરવાનું કામ આપણું છે. તે સરકારની મરજી ઉપર આધાર રાખે તે ન ચાલે. આ બાબતમાં આપણે કોઈ પણ જાતની બાંધછોડ ન કરી શકીએ. એ હપતાઓ અત્યારે જ નક્કી કરી નાખો; અને તેની કાલમર્યાદા પણ એ જ કાયદામાં ઠરાવી દો; કે જેથી તેનો આપોઆપ વિકાસ થાય. આપણી હાલની આકાંક્ષાઓ સંતોષવા માટે મહાસભા ને લીગની યોજના મુજબનું બંધારણ તરતોતરત મળવું જોઈએ, આ આપણી ઓછામાં ઓછી માગણી છે. આમ થાય તો જ હિંદુસ્તાનમાં સ્વરાજ્યસંસ્થાપનનો શુભ પાયો નંખાયો એમ કહી શકાય."

આવી રીતે લો. ટિળકે સંપૂર્ણ સ્વરાજ્યની માગણીનો ઠરાવ મહાસભા પાસે આ વરસે પસાર કરાવ્યો. આ બાબતમાં સામ્રાજ્યશાહી સાથે જો સમાધાન કરવું પડે તો તે કયા સિદ્ધાંત ઉપર કરી શકાય એ સંબંધે એ જ ભાષણમાં તેઓ કહે છે:

"આખું ઘર પોતાના કબજામાં લેવાનો અમારો હક છે; અને આ ઘરમાં તમને જો થોડીક સત્તા અમે ભોગવવા દેતા હોઈએ તો તે તમે બને તેટલા જલદી આ ઘરમાંથી નીકળી જશો એ આશાએ તમને આપેલી એક છૂટ છે, એમ તમારે સમજવું જોઈશે. તમે આટલા દિવસ આ ઘરની વ્યવસ્થા કરી છે, તમે આ ઘરમાં રહ્યા છો, હજી થોડા દિવસ અમે તમને અહીં રહેવા દઈશું; પણ ગમે તેમ થાય તો પણ અમે આજથી આ ઘરના માલિક બન્યા છીએ, એ તમારે સ્વીકારવું જ જોઈશે. એમ થાય તો જ કોઈ સમજૂતીને અવકાશ છે; નહીં તો કોઈ પણ જાતની સમજૂતી થઈ શકવાની નથી"

તે પછી સ્વરાજ્યના પહેલા હપતા તરીકે મહાસભાએ જે માગણી કરી હતી તેની ખાસિયત બતાવતાં તેઓ કહે છે:

"મહાસભાની યોજનાનો પહેલો ગુણ એ છે કે, તેમાં લોકનિયુક્ત ધારાસભાનું વડી સરકાર ઉપર નિયંત્રણ માગવામાં આવ્યું છે. આ વડી સરકારમાં ભાગીદારી — સમાનભાવે ભાગીદારી — મળ્યા વિના રાજ્યની મ્યુનિસિપાલિટીઓ, લોકલ બોર્ડો વગેરે જેવી નાની સંસ્થાઓમાં પણ સ્વરાજ્યની ભાવનાથી કારભાર ચલાવી શકાશે નહીં. નીચેથી ઉપર એમ સ્વરાજ્યની ઇમારતનું ચણતર કરવાની કલ્પના તમારે તમારા ભેજામાંથી કાઢી નાંખવી જોઈએ. એ દાખલો અહીં લાગુ પડતો નથી. મહાસભા–લીગની યોજનાથી કોઈ પણ પ્રકારે ઊતરતા હકો અમે સ્વીકારીશું નહીં. અમને વડી સરકાર પર નિયંત્રણ ચલાવવાનો હક જોઈએ. સિમલાના દેવતાઓથી માંડીને ગામડાના નીચલા

કરજાનના પોલીસ સિપાઈ સુધી હિંદુસ્તાન સરકાર એ એક અખંડ શરીર છે. જો તમે અમારો હક અમને આપવા માગતા હો, અમારી માગણી ન્યાયી છે એમ તમને લાગતું હોય, તો વડી સરકારમાં તમારે અમને ભાગ આપવો જ જોઈએ."*

લોકમાન્ય ટિળકનું આ ભાષણ ભાવી રાજકારણની દૃષ્ટિથી અત્યંત મહત્ત્વનું છે. સ્વરાજ્ય આપવાનું કાર્ય એક જ કાયદાથી પતી જવું જોઈએ, આજથી (આ કાયદો પસાર થાય ત્યારથી) હિન્દીઓ હિન્દુસ્તાનના માલિક થાય છે એ સિદ્ધાન્તના પાયા પર જ જે સમજૂતી થાય તે થવી જોઈએ, સ્વરાજ્યના પહેલા હપતામાં જ મધ્યસ્થ તંત્રમાં સમાન ભાગીદારી મળવી જોઈએ, અને સંપૂર્ણ સ્વરાજ્યપ્રાપ્તિની કાળમર્યાદા આ જ કાયદાથી નિશ્ચિત થવી જોઈએ, એ આ ભાષણનાં મૂળભૂત તત્ત્વો છે. એમાંનું એક પણ તત્ત્વ મૉંટેગ્યૂના સુધારા–કાયદામાં માન્ય કરવામાં આવ્યું ન હતું, પછી સંપૂર્ણ સ્વરાજ્યની વાત જ ક્યાં રહી? એક રીતે એમ કહી શકાય કે, આ ઠરાવથી સંપૂર્ણ સ્વરાજ્યની જે લડત લોકમાન્યે જાહેર કરી હતી તે જ હજી ચાલુ છે. મૉંટેગ્યૂ સુધારાઓની યોજના પ્રસિદ્ધ થયા પછી તેમણે ઉપર જણાવેલાં તત્ત્વોની કસોટી ઉપર તે કસી જોઈને જ તેમને ત્યાજ્ય ઠરાવ્યા; મૉંટેગ્યૂ-ચેમ્સફર્ડની તપાસનો અહેવાલ પ્રસિદ્ધ થતાંની સાથે તેમણે 'કેસરી'માં 'જનાબ, દેહલી તો બહોત દૂર હૈ!' એ મથાળાનો એક માર્મિક લેખ લખ્યો. તેમાં તેઓ લખે છે:

"હિન્દુસ્તાન સરકાર તથા વિલાયત સરકાર એ આપણા આખા રાજકારભારમાં માથાને ઠેકાણે છે. એટલે 'सर्वेषु गात्रेषु शिरः प्रधानम्' એ ન્યાયે એ જ આપણી મુખ્ય સરકાર છે. હિન્દુસ્તાનનું નવું રાજ્ય કે સ્વરાજ્ય એટલે મ્યુનિસિપાલિટીઓ નથી, અને પ્રાન્તિક સરકારો પણ નથી; તેથી હિન્દુસ્તાનની નોકરશાહી નાબૂદ થવી જોઈએ ને સ્વરાજ સ્થપાવું જોઈએ, એમ જ્યારે અમે કહીએ છીએ, ત્યારે અમારી નજર આગળ મ્યુનિસિપાલિટીઓ, લોકલ બોર્ડો, કે પ્રાન્તિક સરકારો નથી હોતી, પણ આખા હિન્દુસ્તાનના રાજ્યકારભારનું ધોરણ જે વરિષ્ઠ સંસ્થામાં નક્કી કરવામાં આવે છે ત્યાં નોકરશાહી પર લોકમતનું નિયંત્રણ હોવું જોઈએ, એવી અમારી માગણી હોય છે, એ પ્રથમ ધ્યાનમાં રાખવું ઘટે. આખા રાજ્યકારભારનું એ કેન્દ્રસ્થાન લોકોના તાબામાં આવે, એટલે બીજા અવયવો આપોઆપ લોકોના તાબામાં આવી જ જાય. તેને માટે નોખી તજવીજ કરવાની જરૂર પડતી નથી . . . હા, એક વાત તેમણે કરી છે; ભારત-મંત્રીનો પગાર અને તેની કચેરીના ખરચના અમુક ભાગનો બોજો હિન્દુસ્તાન પર ન નાખતાં ઇંગ્લન્ડે ઉપાડવો જોઈએ, એવી તેમણે ભલામણ કરી છે. આ ભલામણ મહાસભા-લીગની યોજનાને અનુરૂપ છે. પણ ભારતમંત્રીને કેવળ હિન્દુસ્તાન સરકારના વિલાયતમાંના એજન્ટ બનાવવા અને તેના બધા અધિકારો હિન્દુસ્તાન સરકારને આપી દઈને એ નવી હિન્દુસ્તાન સરકારના કારભારમાં સ્વરાજ્યના અધિકાર લોકોના હોય,

* 'ટિળક્સ સ્પીચિસ', પરિશિષ્ટ.

એ જે મહાસભા–લીગની મુખ્ય માગણી, તે મોંટેગ્યૂ-સાહેબે છેક ધુતકારી કાઢી છે. આ યોજનાને જો કોઈ 'સ્વરાજ્યની યોજના' કહેતો હોય તો તે હિન્દુસ્તાન સરકારનો ભાટ હોવો જોઈએ. . . .

"'હું તમને ચાંદ્રો ન આપી શકું,' એ મોર્લીના જવાબમાં અને મોંટેગ્યૂના ઉપરના જવાબમાં શો ફેર છે વારુ? એના કરતાં તો એ હક અમને ન મળતા હોય તોયે બહેતર છે. સ્વરાજ આજે ન મળતું હોય તો કાલે લડીને લઈશું. પણ ઉપર જણાવેલી માલ વગરની યોજના સ્વીકારીને પોતાની દુર્બળતા અને નાદાનીનું દુનિયા આગળ પ્રદર્શન કરી હાસ્યાસ્પદ બનવું એ યોગ્ય નથી. . . . આ નથી સ્વરાજ્ય કે નથી તેનો પાયો."*

મોંટેગ્યૂ–ચેમ્સફર્ડ અહેવાલ વાંચ્યા પછી લોકમાન્યે લખેલા એક બે લેખ તેમના રાજકારણનું સ્વરૂપ સમજવાની દૃષ્ટિથી અત્યન્ત મહત્ત્વના છે. પણ એ અહેવાલ પ્રસિદ્ધ થતાંની સાથે મહાસભાથી જુદા પડવાનું વિનીતોને એક વધુ બહાનું મળ્યું. ૧૯૧૭માં કલકત્તામાં થયેલા ઠરાવથી સંપૂર્ણ સ્વરાજ્યના કાયદા વિના અમને સંતોષ થવાનો નથી અને ત્યાં સુધી અમે સતત ઝઘડતા રહીશું એમ જાહેર કરવામાં આવ્યું હતું. એ વરસે સરકારે દમનનું ઉગ્ર ધોરણ સ્વીકાર્યું તેની સાથે દેશ ભરમાં સ્વદેશી, બહિષ્કાર અને સત્યાગ્રહની કલ્પનાનો સંચાર જોશભેર શરૂ થયો અને લોકમાન્ય ટિળકનું જે વર્ણન ના. ગોખલેએ ૧૯૧૪માં ભૂપેન્દ્રનાથ બસુને લખેલા કાગળમાં કર્યું હતું તે અક્ષરે અક્ષર સાચું છે, એવી સુરેન્દ્રબાબુ વગેરેની ખાતરી થઈ. ટિળકના હાથમાં ગયેલી મહાસભા હવે મોંટેગ્યૂ જે સુધારાઓ આપવાનું કહે છે તે સ્વીકારવા તૈયાર નહીં થાય, એવી સ્પષ્ટ કલ્પના તે વખતના વિનીત નેતાઓને આવી. લોકમાન્ય ટિળકનો ઉપર જણાવ્યા મુજબનો અભિપ્રાય 'કેસરી' દ્વારા પ્રગટ થતાંની સાથે મોંટેગ્યૂ આપશે તે સુધારાઓ અમલમાં મૂકવાનું કામ હવે મહાસભા મારફતે થઈ શકવાનું નથી, તેથી આટલાં વરસ પછી આપણને મળતા આ સુધારાઓ અસમાધાનકારક હોય તો પણ તેમનો સ્વીકાર કરીને તેમનો અમલ કરી બતાવવા માટે આપણે હવે મહાસભાથી જુદા પડીને આપણી સ્વતંત્ર પ્રાગતિક પરિષદ કાઢવી જોઈએ એવો તેમના અગ્રણીઓએ નિશ્ચય કર્યો. આ વાત બાબુ સુરેન્દ્રનાથ બૅનરજી સૌથી પહેલા સમજી ગયા. કારણ તેમના જ પ્રાન્તમાં દેશબંધુ દાસ અમે ધારાસભામાં જઈશું તોયે આ સુધારાઓનો સામનો કરવાને જ જઈશું અને તેને તોડી પાડી સંપૂર્ણ સ્વરાજ્યનો કાયદો કરવાની બ્રિટિશ પાર્લમેન્ટને ફરજ પાડીશું એમ છડેચોક કહેવા લાગ્યા હતા. લોકમાન્યની અંતરાયો ઊભી કરવાની રાજકીય નીતિને બંગાળી આગેવાનો વધુ સોંસરા

* 'લો. ટિળકાંચે કેસરીંતીલ લેખ', ભાગ ૩, પૃ. ૪૧૮–૨૨.

અને સ્પષ્ટ શબ્દોમાં ટેકો આપે, એ પરંપરા જૂની હતી; અને લોકમાન્યની ભાષા વધુ સાવચેતીભરી અથવા વધુ મુત્સદ્દીગીરીવાળી હોય તો પણ તેમનું દિલ બંગાળી આગેવાનો જેટલું ક્રાન્તિકારક છે અને તેમની બુદ્ધિ અને ધૃતિ વધારે સ્થિર છે, એ વાત સુરેન્દ્રબાબુ સ્વાનુભવથી જાણતા હતા. એ વખતે જૂના વિનીત પક્ષના બીજા મહત્ત્વના આગેવાન પં. મદનમોહન માલવીય હતા. તેઓ સુરેન્દ્રબાબુ જેટલા જ પ્રાગતિક અને મવાળ હતા. પણ સુરતમાં જે થયું હોય તે ભલે થયું, પણ હવે તો ટિળકના રાષ્ટ્રીય પક્ષે પૂરેપૂરી બંધારણીય રીતે મહાસભા કબજે કરી છે તેમ જ દેશની બહુમતીને પોતાના પક્ષમાં વાળી લીધેલી છે; એટલે એ બહુમતીને માન આપવું, પ્રસંગવશાત્ તેને સાવચેતીની સૂચના આપતા રહેવું, પણ તેના નિર્ણયોને માન્ય કરવા, અને તેને વશ રહીને ચાલવું એ જ કર્તવ્ય છે એ તેમણે ઓળખી લીધું. દેશનું રાજકારણ પરિસ્થિતિ અનુસાર બદલાયા કરે, વિકાસ પામે અને તેના એ વિકાસ સાથે તેનું સ્વરૂપ પણ પલટાતું જાય એ અપરિહાર્ય છે. તેના સ્વરૂપમાં એક વાર પલટો શરૂ થયા પછી તેની અગાઉના સ્વરૂપના ચોકઠામાં તેને ગોંધી રાખવાનો પ્રયત્ન કરવો એ કેવળ તમોગુણી મૂઢગ્રાહ છે. એવા દુરાગ્રહને લીધે રાષ્ટ્રનું કેવું નુકસાન થાય છે તે પંડિતજીએ સુરત પછીના કાળમાં બરાબર જોયું હતું; અને તેથી આખા વિનીત પક્ષને મહાસભા ન છોડવા બાબત તેમણે આગ્રહ કર્યો. પણ એ આગ્રહ તે પક્ષને ગળે ન ઊતર્યો. મહાસભાનો નિર્ણય ગમે તે આવે, લોકમતનો પવન ગમે તે દિશામાં વાવા માંડે, તો પણ અમે મોંટેગ્યૂ આપે તે સુધારાઓ સ્વીકારીને તેનો અમલ કરવાના જ, એવી જીદ એ પક્ષે પકડી. દેશબંધુ દાસ કહેતા, 'અમે આ સુધારા તોડી પાડીશું'; સુરેન્દ્રબાબુ કહેતા, 'અમે તેમનો અમલ કરીશું'; જ્યારે લોકમાન્ય કહેતા, 'તોડી પાડનારા અને અમલ કરનારા તમે કોણ? આ કામ કોઈ એકનું નથી, અને કોઈ એક જણથી તે થાય તેવું પણ નથી. બંનેએ એક મહાસભામાં તેની શિસ્ત હેઠળ રહીને તે જેવો હુકમ આપે તેમ કરવું જોઈએ.' લોકમાન્યનું આ સૂત્ર, આ ભાષા, જે પહેલાં હતી તે જ હતી, અને તેમનું અંતઃકરણ પણ પહેલાંના જેવું જ હતું. આનું પરિણામ આખરે સુધારા ચલાવવામાં નહીં પણ તેને તોડી પાડવામાં આવવાનું છે, એ વાત સુરેન્દ્રબાબુ બરાબર સમજી ગયા હતા. ટિળકનો ને અમારો કદી મેળ ખાવાનો નથી એવો આગ્રહ અગાઉ ફિરોઝશાહ મહેતા રાખતા, તેનું શું કારણ હતું તે હવે તેમને સમજાવા લાગ્યું અને તેથી તેમણે પ્રાગતિક પરિષદની સ્થાપના કરી. આ ઘટનાના સંબંધમાં લોકમાન્યે 'મવાળોનું રૂસણું અને મહાસભાત્યાગ' એ લેખમાં પોતાનો મત નીચે મુજબ દર્શાવ્યો છે:

"બધી સંસ્થાઓ બહુમતીથી ચાલે છે, બલ્કે બધાં પ્રજાસત્તાક કે પાર્લમેન્ટરી રાજ્યો પણ બહુમતીથી ચાલે છે. અને એ બહુમતી જો કોઈને માન્ય ન હોય, તો તેણે સંસ્થા છોડીને ચાલ્યા ન જતાં તેમાં રહીને બહુમતીને જ આગળ ઉપર પોતાની તરફેણમાં વાળી લેવી જોઈએ. ૧૯૧૫માં જ્યારે રાષ્ટ્રીય પક્ષ સમજૂતી કરીને મહાસભામાં જવા માગતો હતો, તે વખતે મહાસભાના તે વખતના મવાળ મંત્રી મિ. સુબ્બારાવ સમાધાનની શરતો નક્કી કરવા માટે પૂને આવ્યા હતા. મિ. સુબ્બારાવ તે વખતે ભારત સેવક સમાજના મકાનમાં ઊતર્યા હતા અને ત્યાં તેમની ના. ગોખલે સાથે સારી પેઠે ગુફતેગો થઈ હતી; તે પછી સુબ્બારાવની ટિળક જોડે જે વાતચીત થઈ તેમાં એમ નક્કી થયું કે, 'રાષ્ટ્રીય પક્ષ મહાસભામાં દાખલ થયા પછી બહુમતીના ઠરાવ પ્રમાણે વર્તશે. અને જ્યારે બહુમતી તેની તરફેણમાં ન હોય ત્યારે તે મહાસભામાં રહીને જ બહુમતીને બને ત્યારે પોતાની તરફેણમાં વાળવાનો પ્રયત્ન કરશે. પણ બહુમતી સાથે લડીને તે મહાસભા છોડીને ચાલ્યો નહીં જાય. રાષ્ટ્રીય પક્ષ મહાસભામાં દાખલ થયો તે આ જ શરતે થયો હતો. પછી હોમરૂલની ચળવળને લીધે કહો, યા બીજા કોઈ કારણસર હો, રાષ્ટ્રીય પક્ષનો જે સામાન્ય મત હતો તેવો મત દેશના બહુસંખ્ય લોકોનો આજે થયેલો છે હવે રોદણાં રડ્યે કેમ ચાલે? મવાળ પક્ષે રાષ્ટ્રીય પક્ષ માટે જે શરત મૂકી હતી, તે તેણે હવે પાળવી જોઈએ. લોકમત અમારી તરફેણમાં નથી તેથી અમે સંસ્થા છોડી જઈએ છીએ એમ રોદણાં રડ્યે કેમ ચાલે? સંસારની યાત્રામાં બે દિવસ સાસુના તો બે દિવસ વહુના આવે જ. . . . વેવણની જેમ રૂસણું લઈને મોઢું ચડાવીને બેસવાનો કાંઈ અર્થ નથી. અથવા બીજી કોઈ મમતે ચડીને આજના જેવા અત્યંત મહત્ત્વને પ્રસંગે વિના કારણે સંસ્થામાં ભંગાણ પાડીને નોકરશાહીના હાથા ન બનો. આ વખતે મહાસભા છોડી જવાથી તમારા પક્ષને જ વધારે નુકસાન થવાનું છે."*

એ પછી થોડા જ દિવસમાં મોંટેગ્યૂ અહેવાલને અંગે પોતાની નીતિ જાહેર કરવા માટે મુંબઈમાં મહાસભાની ખાસ બેઠક થઈ; અને તેમાં ડૉ. બેઝન્ટ, લોકમાન્ય ટિળક તથા કેટલાક પ્રાગતિક આગેવાનોની એકમતીથી સ્વરાજ્યની માગણીનો એક ઠરાવ પસાર થયો અને મહાસભાનું પ્રતિનિધિમંડળ વિલાયત ગયું. લો. ટિળક પણ એ વખતે વિલાયતમાં હતા. આ બધા લોકો વિલાયત હતા તે વખતે પં. માલવીયજીના પ્રમુખપણા હેઠળ દિલ્હીમાં ૧૯૧૮ના ડિસેંબરમાં મહાસભાની વાર્ષિક બેઠક થઈ. અને તેમાં મુંબઈની ખાસ બેઠકમાં સ્વરાજ્યની માગણીનો જે ઠરાવ થયો હતો તેમાં બંગાળી આગેવાનોએ ફેરફાર કરાવીને પૂર્ણ પ્રાન્તિક સ્વરાજ્યની અને મધ્યસ્થ રાજ્યતંત્રમાં સમાન ભાગીદારીની સ્વરાજ્યના પહેલા હપતા તરીકે ઓછામાં ઓછી માગણી રજૂ કરવી એવો ઠરાવ મંજૂર કરાવ્યો. એ વખતે મહાસભાનું પ્રતિનિધિમંડળ વિલાયતમાં હતું અને ત્યાં લો. ટિળક અને ડૉ. બેઝન્ટ એ બે વચ્ચે હિંદુસ્તાનની

* 'લો. ટિળકાંચે કેસરીંતીલ લેખ', ભાગ ૩, પૃ. ૪૨૭, ૪૨૮.

રાષ્ટ્રીય માગણી તરીકે કઈ માગણી બ્રિટિશ મુત્સદ્દીઓ આગળ મૂકવી, એ બાબતમાં તીવ્ર મતભેદ ઊભો થયો. ડૉ. બેઝન્ટ મુંબઈના ખાસ અધિવેશનના ઠરાવને વળગી રહ્યાં, જ્યારે લો. ટિળક પોતે આજન્મ આચરેલા રાજકીય તત્ત્વજ્ઞાનને અનુસરીને મહાસભાની આજ્ઞાને એટલે તેના દિલ્હીના અધિવેશનમાં થયેલા ઠરાવને વળગી રહ્યા. આને લીધે પાછળથી લો. ટિળક અને ડૉ. બેઝંટ વચ્ચે બહુ ઉગ્ર ઝઘડો થયો, લોકમાન્ય મહાસભાની સાથે આગળ વધ્યા, ડૉ. બેઝંટ પાછળ પડ્યાં, અને તે પછી કાયમ પાછળ જ રહ્યાં. રાષ્ટ્રીય પક્ષ ઉપર આપદ્ધર્મ આચરવાનો જ્યારે સમય આવ્યો હતો, ત્યારે ડૉ. બેઝંટનો સહકાર આપણને ઘણો ઉપયોગી થઈ પડ્યો હતો, પણ હવે એ પરિસ્થિતિ સાવ પલટાઈ ગઈ છે અને તેમની સાથેનો પોતાનો સંબંધ તૂટવાનો વખત આવ્યો છે એ લોકમાન્યે ઓળખી લીધું અને તેમણે બેઝંટને છોડી દીધાં. વિલાયતથી પાછા આવ્યા પછી બેઝંટ સાથેનો પોતાનો સંબંધ તૂટ્યો તે વિષે લખતાં यथा काष्ठं च काष्ठं च समेयातां महोदधौ । समेत्य च व्यपेयातां तद्वद् भूतसमागमः ॥ એ સિદ્ધાન્ત લોકો આગળ મૂકી રાષ્ટ્રની બહુમતી આગળ દરેક આગેવાને માથું નમાવવું જ જોઈએ, જ્યાં સુધી તેની પાછળ રાષ્ટ્રની બહુમતી હોય ત્યાં સુધી જ તે રાષ્ટ્રનું રાજકારણ ચલાવી શકશે, તેમ જ તે આગેવાન ગમે તેટલો મોટો હોય અને વિશિષ્ટ પરિસ્થિતિમાં તેણે ગમે તેટલું મહાન કાર્ય કર્યું હોય, તો પણ રાષ્ટ્રને મોખરે રહીને તેને દોરવાની તેની તૈયારી ન હોય, તો રાષ્ટ્રે તેને બાજુએ કરીને આગળ વધવું જોઈએ, એ વિચારસરણી તેમણે લોકોને સમજાવી.

મહાસભાનું પ્રતિનિધિ-મંડળ વિલાયતથી પાછું આવ્યું તે પછી ૧૯૧૯ના ડિસેંબરમાં અમૃતસરમાં યોજાયેલી મહાસભાની બેઠક એ લોકમાન્યની સામે સૌથી મહત્ત્વની વાત હતી. તેઓ વિલાયત હતા તે વખતે હિંદુસ્તાનમાં મહાત્મા ગાંધીએ રોલેટ કાયદાના વિરોધમાં એક પ્રચંડ રાષ્ટ્રવ્યાપી સત્યાગ્રહની ચળવળ ૧૯૧૯ની ૬ઠ્ઠી એપ્રિલથી ૧૩મી એપ્રિલ સુધી ચલાવી હતી. એ જ વખતે જલિઆંવાલા બાગનો અમાનુષી હત્યાકાંડ કરીને બ્રિટિશ સામ્રાજ્યશાહીએ પોતાના સેતાની સ્વરૂપનું દર્શન મહાત્મા ગાંધીને કરાવ્યું હતું. પણ જનરલ ડાયરે કરેલી એ રાક્ષસી કતલ સામ્રાજ્યશાહીને પસંદ નથી, અને એ તેનું નિત્ય સ્વરૂપ નથી પણ એક વિશિષ્ટ લશ્કરી અધિકારીની હેવાનિયતનો પુરાવો છે, બ્રિટિશ સામ્રાજ્યનું હાર્દ વ્યક્ત કરનારો આ પુરાવો નથી, એમ સિદ્ધ કરવાની એક વધુ તક પંજાબમાં ચલાવાયેલા લશ્કરી કાયદાના અમલની તપાસ માટે નીમવામાં આવેલી હંટર કમિટીને આપવી, અને ત્યાં સુધી આપણે એટલે મહાસભાએ જૂનું સહકારનું ધોરણ છોડી દઈને અસહકારનું ખુલ્લું યુદ્ધ જાહેર ન કરવું, એવું આ વખતે મ. ગાંધીનું વલણ હતું. હંટર કમિટીનો અહેવાલ

બહાર પડ્યા પછી અને બ્રિટિશ સામ્રાજ્યશાહી એને અંગે કેવું વલણ લે છે તે જોયા પછી, એ જો અસમાધાનકારક જણાય તો આપણે અસહકારની ખુલ્લી લડત ઉપાડવી એવો વિચાર પણ તેમના મનમાં હતો. પણ ત્યાં સુધી તો સહકારનું ધોરણ ચાલુ રાખવું એવો તેમનો આગ્રહ હતો. દેશબંધુ દાસ વગેરે બંગાળી આગેવાનો નવા કાયદાથી આપણે માગેલા હકોમાંથી એક પણ મહત્ત્વનો હક આપણને આપવામાં આવ્યો નથી, તેથી અત્યારથી જ સરકારના વહીવટમાં અડચણ નાખવાની નીતિ અખત્યાર કરીને એ કાયદાનો અંત આણવો જોઈએ એમ છડેચોક કહેતા હતા. એવામાં નવો કાયદો ચાલુ કરવાના પ્રસંગ નિમિત્તે લોકોએ સહકાર આપવો એવું બાદશાહનું જાહેરનામું પ્રસિદ્ધ થયું; અને એની સાથે જ રાજકીય કેદીઓના છુટકારાની નીતિ પણ જાહેર કરવામાં આવી. એ જાહેરનામું લો. ટિળક તથા તેમના સ્વરાજ્ય સંઘના બૅ. બૅપ્ટિસ્ટા વગેરે બીજા આગેવાનો મહાસભાની બેઠક માટે અમૃતસર જતા હતા, ત્યારે રસ્તામાં જ તેમના હાથમાં આવ્યું; એટલે તરત જ અમે સુધારાના કાયદા સાથે પ્રતિયોગી સહકાર કરવા તૈયાર છીએ, એવો તાર તે ગાડીમાં પ્રવાસ કરતા લો. ટિળક વગેરે આગેવાનોએ બાદશાહને કર્યો. પ્રતિયોગી સહકાર એ શબ્દ આ વખતથી જ હિંદી રાજકારણમાં દાખલ થયો. એનો અર્થ ઘણાને તે વખતે સમજાયો નહીં; અને લોકમાન્યના અવસાન પછી સરકાર ગમે તેવું વલણ લે, તો પણ પ્રધાનપદાં અને ધારાસભાની પોતાની બેઠકોને ચોંટી રહેવું અને બિનશરતી સહકાર કરવો, એવો તેનો અર્થ પોતાને લોકમાન્યના શિષ્ય કહેવડાવતા કેટલાક આગેવાનોએ રૂઢ કર્યો. તેથી પ્રતિયોગી સહકાર એ શબ્દપ્રયોગ આજે હાંસીપાત્ર થઈ પડ્યો છે. પણ લોકમાન્યનો આ શબ્દપ્રયોગનો અર્થ વિનીતોના બિનશરતી સહકારના ધોરણથી તદ્દન જુદો હતો. એ અર્થ ન સમજાયાથી ટિળક મવાળ બન્યા એવો આરોપ તેમના પર થવા લાગ્યો. એટલે પ્રતિયોગી સહકારનો પોતે શો અર્થ કરે છે તેની તેમણે નીચે મુજબ ચોખવટ કરી :

"પ્રતિયોગી (રિસ્પૉન્સિવ) શબ્દ સહકારના વિશેષણ તરીકે વાપરવામાં નથી આવતો એ સાચું છે; પણ એટલા જ ખાતર સામાન્યપણે ટીકાકારોનું ધ્યાન બાદશાહ પર મોકલવામાં આવેલા તારના એ શબ્દ તરફ ખાસ જવું જોઈતું હતું. બાદશાહના જાહેરનામામાં સહકારનો ઉપદેશ નોકરશાહી તેમ જ જનતા બન્નેને કરવામાં આવ્યો હતો. એ ઉપદેશ પ્રજાને કરવાની જરૂર ન હતી એમ ટિળકનું કહેવું હતું. કારણ પ્રજાના કલ્યાણની બાબતમાં રાજાએ પોતે કદી આડખીલી મૂકેલી નથી; બલ્કે તે એમ કરે એ શક્ય નથી. આજ સુધી જે કંઈ આડખીલી અને વિરોધ થયો છે તે બધો નોકરશાહી તરફથી જ થયેલો છે. આ નોકરશાહી જો સહકાર કરવા તૈયાર હોય, અને કરે, તો તેના જવાબમાં એટલે કે જવાબના પ્રતિજવાબ તરીકે લોકો પણ સહકાર આપવા તૈયાર છે, એવી બાદશાહને ખાતરી આપશો એવો ટિળકના તારનો અર્થ હતો . . . "

સહકાર હમેશાં જ એક પક્ષ તરફથી સાપેક્ષ હોય છે. તેમાંયે જે બાબત પ્રજાના કલ્યાણની હોય તેમાં સહકાર આપવાનું પ્રજાને કહેવાપણું ભાગ્યે જ હોઈ શકે. પોતાના જ કલ્યાણમાં આડખીલી મૂકનારા માણસને પશુ જ માનવો જોઈએ; તેથી સહકારનો ઉપદેશ પ્રજાને કરવામાં ઔચિત્ય ન હતું. પ્રજાહિતના આ કામમાં કોઈએ અંતરાય મૂક્યો હોય તો તે નોકરશાહીએ મૂક્યો છે. તેથી બાદશાહની આજ્ઞા અનુસાર સહકાર કરવાની નોકરશાહીની તૈયારી હોય તો લોકો પણ પોતાના તરફથી સહકાર કરવા તૈયાર છે, નોકરશાહીની તેવી તૈયારી ન હોય તો માત્ર તેનો વિરોધ કરવો પડશે. ટિળકના તારનો સાચો આશય આ છે."*

પ્રતિપક્ષ સહકાર કરે તો તેની સાથે સહકાર, અને અસહકાર કરે તો અસહકાર, એ જ પ્રતિયોગી સહકારનો સાચો અર્થ છે. અને લોકો સહકાર ક્યારે કરે અને ક્યારે અસહકાર કરે, તેનો આખરી નિર્ણય મહાસભાએ જ આપવો જોઈએ, એવી લોકમાન્યની માન્યતા હતી અને તે તેમનું ધોરણ હતું. અમૃતસરની મહાસભાની આગળ હંટર કમિટીનો અહેવાલ પ્રસિદ્ધ થાય ત્યાં સુધી સહકાર કરવાનું મ. ગાંધીનું ધોરણ, દેશબંધુ દાસનું ઉઘાડે છોગ અંતરાયનીતિનું ધોરણ અને લોકમાન્ય ટિળકનું પ્રતિયોગી સહકારનું ધોરણ, એમ ત્રણ ધોરણો હતાં. ત્રણેય ધોરણોમાં નવા સુધારાના કાયદા મુજબ થનારી ચૂંટણીઓમાં ભાગ લેવા બાબતનો મત સર્વસામાન્ય હતો. આવા સંજોગોમાં ત્રણેય પક્ષને સંતોષ થાય એવી શબ્દયોજના કરવામાં આવી હતી. એ ઠરાવ નીચે મુજબ હતો :

"આથી એવો ઠરાવ કરવામાં આવે છે કે, (૧) હિંદુસ્તાન સંપૂર્ણ જવાબદાર રાજતંત્ર માટે લાયક છે, એવી ગયા વરસે જે જાહેરાત કરવામાં આવી હતી, તેને આ મહાસભા ફરી કાયમ કરે છે, અને તેને વિરોધી હોય એવાં જે કોઈ વિધાનો કે માન્યતાઓ હોય તો તે બધાંને રદ કરે છે. (૨) હિંદના રાજ્યબંધારણના સુધારાઓને અંગે દિલ્હીની બેઠકમાં જે ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો તેને આ મહાસભા વળગી રહે છે; અને એવો મત વ્યક્ત કરે છે કે, સુધારાનો કાયદો અધૂરો, અસમાધાનકારક તથા નિરાશાજનક છે. (૩) આ મહાસભા વધુમાં એવી આગ્રહપૂર્વક સૂચના કરે છે કે, સ્વયંનિર્ણયના સિદ્ધાન્તો અનુસાર હિંદમાં સંપૂર્ણ જવાબદાર રાજ્યતંત્ર સ્થાપવા માટે પાર્લમેન્ટે બને તેટલું વહેલું પગલું લેવું. (૪) ઉપર સૂચવ્યા મુજબનું રાજ્યતંત્ર સ્થપાય ત્યાં સુધી મહાસભા એવી આશા રાખે છે કે, સંપૂર્ણ જવાબદાર રાજ્યતંત્રની સ્થાપના જલદી કરાવી શકાય એ રીતે લોકો પોતાનાથી બની શકે ત્યાં સુધી સુધારાનો અમલ અને ઉપયોગ કરશે; અને છેવટે (૫) આ મહાસભા ના. મોંટેગ્યૂએ સુધારાને અંગે જે શ્રમ ઉઠાવ્યો છે તે માટે તેમનો આભાર માને છે."

આ ઠરાવને દે. દાસ, લો. ટિળક તથા મ. ગાંધીએ ટેકો આપ્યો, પણ વિનીત પક્ષને એ માન્ય થયો નહીં; અને આ ઠરાવ સુધારાઓનો અમલ

* લો. ટિળકાંચે કેસરીંતીલ લેખ, ભાગ ૩જો, પૃ. ૪૪૦.

કરવાનું કહેતો હોય, તો પણ જેથી કરીને પૂર્ણ સ્વરાજ્યની સ્થાપના જલદી થઈ શકે એવા ધોરણથી કામ કરવું એમ તેમાં કહેલું હોવાથી તે વસ્તુતઃ પ્રસ્તુત સુધારાના કાયદાને બને તેટલો જલદી તોડી પાડવાના ધોરણનો જ ઠરાવ છે, એવો વિનીતોનો અભિપ્રાય હતો. એ વખતે પ્રાગતિક પરિષદ સ્વતંત્રપણે અસ્તિત્વમાં આવી ચૂકી હતી તો પણ ના. શાસ્ત્રી વગેરે કેટલાક વિનીતો આ મહાસભામાં હાજર રહ્યા હતા. અને ડૉ. બેઝન્ટે તેમના તરફથી સુધારાઓ દ્વારા બને તેટલું લોકહિત સાધી લેવું અને તેમનો સંપ ને ભલમનસાઈથી અમલ કરવો એવા આશયનો ઠરાવ ઉપરના ઠરાવની વિરુદ્ધ રજૂ કર્યો હતો. પણ તે બહુમતીથી નામંજૂર થયો.

અમૃતસરથી પાછા આવ્યા પછી મુંબઈ ઇલાકાની પ્રાન્તિક પરિષદ સોલાપુરમાં ૧૯૨૦ના એપ્રિલમાં ભરાઈ. આ પરિષદમાં પ્રાગતિક પક્ષ અને નવો અસ્તિત્વમાં આવેલો બ્રાહ્મણેતર પક્ષ બન્ને હાજર હતા અને પહેલાનું નેતૃત્વ ડૉ. પરાંજપેએ ને બીજાનું શ્રી. વાલચંદ કોઠારીએ સ્વીકાર્યું હતું. આ બન્નેને અમૃતસરનો ઠરાવ માન્ય ન હતો, તેથી એ ઠરાવ જેમને માન્ય હોય અને જેઓ મહાસભાની શિસ્ત પાળવા તૈયાર હોય તેવા લોકોને જ આગામી ચૂંટણી વખતે લોકોએ મત આપવા એવા લોકમાન્યના ધોરણને તોડી પાડવા માટે આ બે પક્ષ આ પરિષદમાં એકત્ર થઈને લોકમાન્યની સાથે લડતા હતા. આ કાર્યમાં પોતાને મદદ કરવા માટે અખિલ ભારતીય પ્રતિષ્ઠાવાળાં આગેવાન તરીકે ડૉ. ઍની બેઝંટને પણ તેઓ બોલાવી લાવ્યા હતા. એ પ્રસંગ નિમિત્તે લોકમાન્યે અમૃતસરના ઠરાવનું નીચે મુજબ સ્પષ્ટીકરણ કર્યું છે:

"હાથમાં જે આવ્યું છે તેનો ઉપયોગ કરવાનું મહાસભા કહે છે. પણ હાથમાં જે આવ્યું છે તે સમાધાનકારક નહીં પણ નિરાશાજનક હોવાથી પાર્લમેન્ટ પાસેથી પૂર્ણ સ્વરાજ્યના હક મળે ત્યાં સુધી ચળવળ કરો, એવું દિશાસૂચન મહાસભાએ કર્યું છે. એ દિશામાં ચાલતાં આખા હિન્દી રાષ્ટ્રનું કલ્યાણ થાય તે ખાતર નોકરશાહી જોડે ક્યારેક સહકાર કરવાની તો ક્યારેક અસહકાર કરવાની જરૂર પડશે. મહાસભાના સહકાર અને અસહકાર એ બંને માર્ગે જે પ્રસંગાનુસાર ચાલે તે જ મહાસભાના સાચા અનુયાયીઓ ગણાય; તે સિવાયના બીજા મહાસભાના અનુયાયીઓ નથી. જેઓ મહાસભાના અનુયાયી નથી તેમને ચૂંટશો નહીં."

પછી ૨૦મી એપ્રિલના 'કેસરી'ના અંકમાં ધારાસભામાં ગયા પછી રાષ્ટ્રીય લોકશાહી પક્ષ કેવું વર્તન રાખશે, તેનો ખ્યાલ લોકોને આપતાં લોકમાન્ય લખે છે:

"સારાસારી રાખીને નહીં પણ કાયદેસર રીતે લડીને બને તેટલી જલદી આપણે સરકારને માત કરવી છે. કાળ પલટાયો છે, જમાનો પલટાયો છે, નોકરશાહીમાં ભંગાણ પડયું છે; હવે પછી જે તોપો અને જે ગોળાઓ ફેંકીને આગળનું કાર્ય

સાધવાનું છે તે તે કાર્યને માટે લાયક હોય એવાં જ લેવાં જોઈએ. કેટલાક કહેશે કે, આવી રીતે તમે વર્તો તો નવા કાયદાનું સત્યાનાશ વાળવાનું પાપ તમે તમારે શિરે વહોરી લેશો. પણ આ મૂર્ખાઓ એટલું કેમ નથી સમજતા કે, આ કાયદામાંથી જ આગળ ઉપર પૂર્ણ સ્વરાજ્યનો કાયદો નિર્માણ કરવાનો છે, તો આની આવરદા જેટલી જલદી ખતમ થાય તેટલું આપણને ઇષ્ટ જ છે. જેને પતંગિયું બનવું છે તેનાથી લાંબા વખત સુધી ઇયળના રૂપમાં શી રીતે રહેવાય?"

આ લેખ લોકમાન્યે કોંગ્રેસ ડેમોક્રેટિક પક્ષ સ્થાપન કર્યો તે વખતે તેના જાહેરનામાનો ખુલાસો આપવા માટે લખ્યો છે. એ ઉપરથી કોંગ્રેસ ડેમોક્રેટિક પક્ષના જાહેરનામામાં જે ધોરણ આંકવામાં આવ્યું હતું, તે કઈ જાતનું હતું તે સ્પષ્ટ જણાઈ આવે છે. પોતાના ધોરણથી નવા સુધારાના કાયદાની ધૂળધાણી થશે એ લોકમાન્ય જાણતા હતા. પણ એ કાયદાની આવી ધૂળધાણી કર્યા વિના સંપૂર્ણ સ્વરાજ્યનો કાયદો ઘડાવાનો નથી, એવો સ્પષ્ટ મત તેમણે આ લેખમાં રજૂ કર્યો છે. લોકમાન્યના પ્રસિદ્ધ થયેલા લેખોમાં આ છેલ્લો લેખ છે; અને એ જ તેમના શિષ્યોને તેમનો આખરનો સંદેશો છે એમ માનવામાં વાંધો નથી. આ સંદેશાનો કોણે કેટલા પ્રમાણમાં અમલ કર્યો, એ હવે પછીની હકીકત ઉપરથી વાચકો જોઈ શકશે. કોંગ્રેસ ડેમોક્રેટિક પક્ષના જે જાહેર-નામાને અંગે તેમણે આ લેખ લખ્યો હતો તેમાંનો મહત્ત્વનો ભાગ નીચે આપીને આ પ્રકરણ પૂરું કરીશું.

### મહાસભા લોકશાહી પક્ષની નીતિ

"કોંગ્રેસ ડેમોક્રેટિક પાર્ટીની નીતિ તેના નામ ઉપરથી સ્પષ્ટ થાય છે અને મહાસભા વિષે અટલ નિષ્ઠા અને લોકશાહી ઉપર દૃઢ વિશ્વાસ એ તેનું બીજ છે. હિન્દી રાષ્ટ્રની સામે જે વિવિધ સવાલો પડ્યા છે, તેમનો ઉકેલ લાવવાનું સામર્થ્ય લોકશાહીના સિદ્ધાન્તમાં છે અને તે કાર્ય સાધવા માટે કેળવણીનો ફેલાવો અને મતદારોની સંખ્યાની વૃદ્ધિ એ બે અમોઘ શસ્ત્રો છે, એમ આ પક્ષનું માનવું છે. જાતિભેદ અથવા રૂઢિને કારણે નાગરિક, વ્યાવહારિક કે સામાજિક બાબતોમાં જે કોઈની નાલાયકી મનાતી હોય તો તે નાલાયકી દૂર કરવામાં આવે એમ આ પક્ષ કહેશે. ધાર્મિક બાબતોમાં સહિષ્ણુતા હોય અને દરેક માણસનો ધર્મ તે તે માણસને પોતા પૂરતો પવિત્ર હોઈને બીજાઓ જો તેમાં દખલગીરી કરવાનો પ્રયત્ન કરે તો તેવા લોકોથી તે ધર્મનું રક્ષણ કરવું એ સરકારનું ન્યાય્ય કર્તવ્ય છે, એવું આ પક્ષનું માનવું છે. તે જ પ્રમાણે મુસલમાનોની ધાર્મિક લાગણીઓ અને કુરાનના વચનોને ખ્યાલમાં રાખીને ખિલાફતના પ્રશ્નનો ઉકેલ આણવામાં આવે એવી મુસલમાનોની માગણીને આ પક્ષનો ટેકો છે.

"અખિલ માનવજાતિમાં ભ્રાતૃભાવની વૃદ્ધિ થાય અને એકંદરે માણસમાત્રની ઉન્નતિ થાય તે માટે બ્રિટિશ સામ્રાજ્યમંડળમાં હિંદુસ્તાન સામેલ હોય અને તે તેનો ઘટક બનીને રહે એ આ પક્ષને માન્ય છે; પણ ખુદ ગ્રેટ બ્રિટન, અને આ સામ્રાજ્યના જે બીજા ભાગીદારો છે, તે બધાની બરોબરીનો દરજ્જો હિન્દુસ્તાનને મળવો જોઈએ અને

તેનો કારભાર પૂરેપૂરો તેના પોતાના તાબામાં હોવો જોઈએ, એવી આ પક્ષની માગણી છે. બ્રિટિશ સામ્રાજ્યના કોઈ પણ ભાગમાં હિન્દીઓને બીજા નાગરિકો સાથે સમાન હક મળવા જોઈએ, અને જ્યાં તેવા હકો ન મળે ત્યાં 'જૈસેકો તૈસા' એ ન્યાયે પ્રતિકાર કરવાનો અધિકાર હિન્દુસ્તાનને હોવો જોઈએ. દુનિયામાં શાંતિ સ્થાપવી, આજે હસ્તી ધરાવતાં તેમ જ હવે પછી અસ્તિત્વમાં આવનારાં રાષ્ટ્રોના ભાગલા પાડી બીજું કોઈ પણ રાષ્ટ્ર તેને હોઈયાં કરવા માગતું હોય તો તેને તેમ કરતાં અટકાવીને એ રાષ્ટ્રોને અખંડ રાખવાં, રાષ્ટ્રોના સ્વાતંત્ર્યનું અને તેમની પ્રતિષ્ઠાનું રક્ષણ કરવું અને એક દેશની બીજા દેશ વડે કરવામાં આવતી વેપારી લૂંટ અટકાવવી, વગેરે બાબતો સિદ્ધ કરવાને માટે નિર્માણ થયેલા રાષ્ટ્રસંઘને આ પક્ષ આનંદપૂર્વક વધાવે છે.

"જવાબદાર પ્રાતિનિધિક રાજ્યશાસન-પદ્ધતિથી રાજ્ય ચલાવવા માટે આ દેશના લોકો પૂરેપૂરા લાયક છે, એવો આ પક્ષનો નિશ્ચિત મત છે; અને અહીંની રાજ્યપદ્ધતિ તેમ જ કાયદા કાનૂન કેવાં હોવાં જોઈએ તે નક્કી કરવાનો હક સ્વયંનિર્ણયના સિદ્ધાન્ત અનુસાર કેવળ હિન્દી લોકોનો જ હોવો જોઈએ, એવી આ પક્ષની માગણી છે. માંટેગ્યૂસાહેબનો 'સુધારાનો કાયદો' અધૂરો, અસમાધાનકારક તેમ જ નિરાશાજનક છે એવો આ પક્ષનો અભિપ્રાય હોઈને ઇંગ્લન્ડનો મજૂર પક્ષ તેમ જ હિન્દ માટે સહાનુભૂતિ ધરાવતા પાર્લમેન્ટના બીજા સભ્યોની સહાયથી આ 'સુધારા કાયદા'ની ખામીઓ દૂર કરીને તેને સુધારવાનો ખરડો બને તેટલો જલદી પાર્લમેન્ટમાં રજૂ કરાવવાનો આ પક્ષ તરફથી પ્રયત્ન કરવામાં આવશે. આ સુધારાના ખરડામાં હિન્દુસ્તાનના લોકોને સંપૂર્ણ સ્વરાજ્યના હકો મળે, એટલે કે હિન્દી લશ્કર ઉપર તેમનો પૂરેપૂરો કાબૂ રહે, તેમને આર્થિક સ્વાતંત્ર્ય મળે અને પ્રજાના બધા મૂળભૂત હકોની પ્રજાને કાયદેસર રીતે બાંયધરી આપવામાં આવે એવી યોજના કરવામાં આવશે. આ હેતુ પાર પાડવા માટે હિંદુસ્તાનમાં તેમ જ રાષ્ટ્રસંઘની બહારના બીજા દેશોમાં પણ નિશ્ચયપૂર્વક અને જોશભેર ચળવળ ચલાવવાનો આ પક્ષનો ઉદ્દેશ છે અને બીજા પક્ષોને પણ તેમ કરવાની આ પક્ષની ભલામણ છે. ટૂંકમાં, 'કેળવણી, સંગઠન અને ચળવળ' એ જ આ પક્ષનું જીવનસૂત્ર રહેશે.

"માંટેગ્યૂસાહેબના સુધારાના કાયદાથી જે કંઈ મળે તેનો સ્વીકાર કરીને, પૂર્ણ સ્વરાજ્ય બને તેટલું જલદી પ્રાપ્ત કરવાના કામમાં તેનો ઉપયોગ કરવાનો આ પક્ષનો ઇરાદો છે. અને તે માટે લોકમતાનુસાર, ઇષ્ટ જણાય તેમ, શક્ય ત્યાં સહકાર અને જરૂર પડે ત્યાં સરકારનો બંધારણસર વિરોધ કરવામાં આવશે."*

આવી રીતે લોકમાન્યે 'મહાસભા વિષે અટલ નિષ્ઠા અને લોકશાહી ઉપર દૃઢ વિશ્વાસ'ના નક્કર પાયા ઉપર કૉંગ્રેસ ડેમોક્રેટિક પક્ષની સ્થાપના કરી; અને મવાળ નીતિ અને બિનશરતી સહકારનો કાળ પૂરો થઈ હવે સારી ઘડાયેલી ને દૂર સુધી ગોળા ફેંકી શકે એવી તોપોમાંથી ભંગાણ પડેલી નોકરશાહી ઉપર ગોળા ફેંકીને ચઢાઈ કરવાનો વખત આવ્યો છે એમ જાહેર કર્યું. તેમણે મહાસભાને વિનીતોના હાથમાંથી ખૂંચવી લઈને તેને રાષ્ટ્રીય પક્ષના

* 'લો. ટિળકાંચે કેસરીંતીલ લેખ', ભાગ ૩જો, પૃ. ૪૭૯.

હાથમાં સોંપી; અને મૉંટ-ફર્ડ સુધારાથી મોહી ન જતાં લશ્કર અને તિજોરી ઉપર કાબૂ આપનારું — સંપૂર્ણ કાબૂ આપનારું — પૂર્ણ સ્વરાજ્ય મળે ત્યાં સુધી ઝઘડવા માટે ધારાસભામાં નોકરશાહી સાથે બંધારણસર વિરોધ કરીને લડનારી મહાસભાની એક ટુકડી તૈયાર કરી. ધારાસભાની બહાર તેમ જ હિંદની બહારના દેશોમાં પણ તેને સ્વયંનિર્ણય અને સંપૂર્ણ સ્વરાજ્ય પ્રાપ્ત થાય તે માટે પ્રચંડ ચળવળ ચલાવવાની યોજના ઘડી કાઢી. હવે રાષ્ટ્રીય આપદ્ધર્મના આચરણનો કાળ ખલાસ થયો હતો. અમૃતસરમાં જલિઆંવાલા બાગમાં થયેલી હેવાનિયતભરી કતલ ઉપર સફેતો લગાડનારો હંટર કમિટીનો સરકારી અહેવાલ થોડા જ દિવસમાં બહાર પડ્યો. એ અહેવાલ બહાર પડતાંની સાથે હવે હિંદુસ્તાનમાંના બંધારણસરના રાજકારણનો જમાનો પૂરો થયો એમ મ. ગાંધીએ પોતાના મન સાથે નક્કી કર્યું અને દેશને નિઃશસ્ત્ર ક્રાંતિની દીક્ષા આપવાનો પોતાનો દૃઢ નિશ્ચય જાહેર કર્યો. લોકમાન્યે મહાત્મા ગાંધીને જણાવ્યું કે, 'લોકો તમારે રસ્તે ચાલવા તૈયાર હોય તો હું તમારી સાથે જ છું;' કારણ હંટર કમિટીનો અહેવાલ પ્રસિદ્ધ થયા પછી સામ્રાજ્યશાહી સહકાર કરવા તૈયાર નથી એ સ્પષ્ટ થઈ ચૂક્યું હતું. હવે પ્રતિયોગી સહકાર અસહકારનું રૂપ ધારણ કરે એ અનિવાર્ય હતું. કારણ કે, નિઃશસ્ત્ર ક્રાંતિ અથવા સશસ્ત્ર ક્રાંતિ વિના ત્રીજો માર્ગ મહાસભા માટે હવે રહ્યો ન હતો. એમાંથી નિઃશસ્ત્ર ક્રાંતિવાદનો એક જ માર્ગ આપણી પરિસ્થિતિને અનુરૂપ છે, એમ લોકમાન્ય આખો જન્મારો કહેતા આવ્યા હતા. એવે વખતે મ. ગાંધી જેવો લોકોત્તર નેતા દેશને લાધ્યો, એટલે લોકો તમારે માર્ગે આવતા હોય તો હું તમારો જ છું, એવો ભરોસો તેમણે ગાંધીજીને આપ્યો હોય તો તેમાં જરાયે નવાઈ નથી. આપત્કાળનાં બંધારણસર અને કાયદેસર ચળવળનાં બંધનો તોડી નાખીને હવે નિઃશસ્ત્ર ક્રાંતિની ઉઘાડે છોગે ઘોષણા કરવાનો સમય આવ્યો હતો. દુર્દૈવની વાત છે કે, આ અસહકારના યુદ્ધનું ઐશ્વર્ય પ્રત્યક્ષ જોવા માટે લોકમાન્ય જીવ્યા નહીં. તા. ૧ ઑગસ્ટ ૧૯૨૦ને રોજ તેમનું મુંબઈ મુકામે અવસાન થયું; અને તેમણે પોતાના અંતરમાં આજન્મ સાચવી રાખેલી અને સ્વાર્થની આહુતિઓ આપીને સંવર્ધિત કરેલી ક્રાંતિની જ્યોતિ તેમના દેહના બંધનમાંથી મુક્ત થઈને આખા ભરતખંડમાં ફેલાઈ. લોકમાન્યના અવસાનનો દિવસ એ જ હિંદી રાષ્ટ્રના સ્વાતંત્ર્યયજ્ઞમાં અસહકારની દીક્ષાનો દિવસ નીવડ્યો. લોકમાન્યનો દેહ પંચત્વમાં વિલીન થયો અને તેમનો ક્રાંતિકારક આત્મા આખા ભરતખંડમાં વ્યાપી ગયો !

# પ્રકરણ ૪થું

## ભારતીય સત્યાગ્રહસંગ્રામ

"મેં ઉપર વર્ણવ્યા મુજબના નિશઃસ્ત્ર પ્રતિકાર (પેસિવ રેઝિસ્ટન્સ)નો એકાગ્ર ચિત્તે વિચાર કરીએ તો મને લાગે છે કે, હિન્દુસ્તાનમાં આપણે જે અનેક અનિષ્ટોથી પીડાઈએ છીએ તે બધાં માટે તે (નિઃશસ્ત્ર પ્રતિકાર) એક રામબાણ ઇલાજ છે એમ આપણે કદાચ જોઈ શકીશું. એ શસ્ત્રનો ઝીણવટથી વિચાર કરવો ઘટે છે; અને મારી ખાતરી છે કે, આપણી ભૂમિને અને આપણી જનતાની પ્રકૃતિને અનુકૂળ આવે એવું એ જ એકમાત્ર શસ્ત્ર છે એમ જણાઈ આવશે. આપણો દેશ પ્રાચીનમાં પ્રાચીન ધર્મોનું જન્મસ્થાન છે અને તેને આધુનિક સુધારા પાસેથી ભાગ્યે જ કંઈ શીખવા જેવું છે. કારણ, એ સુધારો ઘોર હિંસા ઉપર રચાયેલો છે, માનવીમાં રહેલા દિવ્ય તત્ત્વનો મોટે ભાગે ઇનકાર કરનારો છે અને પોતે પોતાની ઘોર તરફ પૂરજોશથી દોડી રહ્યો છે." —૧૯૦૯ની મહાસભાને મ. ગાંધીનો સંદેશો.

"નીતિનો માર્ગ સુખનો, સમાધાનનો તથા શાંતિનો હોય છે; અને તે માર્ગે જવાની કુદરતી પ્રવૃત્તિમાં સ્વાર્થને લીધે જો કંઈક ચંચળતા આવવાનો સંભવ હોય તો આ કાયદાનું શાસન તે ચંચળતા દૂર કરીને માણસની સન્માર્ગ તરફ રહેલી સ્વાભાવિક નિષ્ઠાને દૃઢ કરવામાં મદદગાર થાય છે. પણ એથી ઊલટી સ્થિતિમાં, એટલે કે જ્યારે કાયદાએ ઠરાવેલી મર્યાદા ધર્મમૂલક કે ન્યાયમૂલક નથી હોતી અને કેવળ એ કાયદામાં કહેલા શાસનને કારણે જ તેનો અમલ થાય એવું તે કાયદાનું પરિણામ હોય છે, ત્યારે કાયદામાં કહેલી સજા વહોરી લઈને ધર્મતત્ત્વો કે ન્યાયતત્ત્વો વિષેની પોતાની સત્યનિષ્ઠા કસોટીએ ચડાવવી કે કૃત્રિમ કાયદાની સજાથી બી જઈ ઈશ્વરનિર્મિત ન્યાયતત્ત્વોને ફેંકી દેવા તૈયાર થવું, એવો એક મહત્ત્વનો સવાલ ડાહ્યા અને સમજુ માણસોની આગળ પણ ખડો થાય છે. સત્યનિષ્ઠ અને ન્યાયનિષ્ઠ માણસો કાયદાના કૃત્રિમ અંકુશો આવે વખતે પાળવા ઉચિત નથી એમ કહે છે. પણ આ ઉપદેશનો અમલ કરવા માટે સત્ય અને ન્યાય વિષેની નિષ્ઠા એટલી તીવ્ર હોવી જોઈએ કે, પોતાના કે પોતાનાં બૈરીછોકરાંનાં સુખદુઃખનો, તેમ જ સબળતા-દુર્બળતાનો વિચાર સરખો મનમાં આણ્યા વિના માણસ પોતાનું કર્તવ્ય કરવા એકદમ તૈયાર થાય. જેને નૈતિક હિંમત, સાચી સત્યનિષ્ઠા, અથવા સાત્ત્વિક શીલ કે ચારિત્ર્ય કહે છે તે આ જ છે. આ ગુણ કેવળ પંડિતાઈથી નથી આવતો, અને બુદ્ધિમત્તાથી પણ નથી આવતો; અહીં ઉપનિષદમાં કહેલો 'नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुधा श्रुतेन' એ સિદ્ધાન્ત બરાબર યાદ રાખવો જોઈએ. . . .

"દેશમાં શાંતિ જાળવવા માટે જે કાયદાઓ ઘડવામાં આવે છે તેમાં રાજ્યકર્તા અમલદારોની સાથે તોફાન કરવું અથવા તેમના હુકમનો ભંગ કરવો, એ વસ્તુઓ

ગમે તેટલી સદ્બુદ્ધિથી કરવામાં આવે તો પણ તેને સ્વાભાવિકપણે જ ગેરકાયદેસર ગણવામાં આવે છે. આવે વખતે જે દેશભક્ત પોતાને ઇષ્ટ લાગતો સુધારો કાયદેસર રીતે અમલમાં આણવા માગતો હોય, તેના માર્ગમાં અનેક મુશ્કેલીઓ ઊભી થાય છે. તેનું દિલ બળ્યા કરે છે; તેને સુધારો કરવાની તાલાવેલી લાગેલી હોય છે; કાયદાની મર્યાદાનું ઉલ્લંઘન કરવું વ્યાજબી નથી એવી ખાતરી હોય છે, પણ ઉપાય સૂઝતો નથી. ગાંધીજીએ સ્વીકારેલો નિઃશસ્ત્ર પ્રતિકારનો, આડે આવવાનો અથવા તેમના શબ્દોમાં કહીએ તો સત્યાગ્રહનો માર્ગ એવી જાતની મુશ્કેલીઓ વચ્ચે જ તેમને સૂઝ્યો હોઈને તેમણે કષ્ટ વેઠીને તે માર્ગનું અવલંબન કરેલું હોવાથી તે હવે શાસ્ત્રપૂત થયેલો છે."

— શ્રીમતી અવંતિકાબાઈ ગોખલેએ લખેલા મ. ગાંધીના ચરિત્રને લો. ટિળકે લખેલી પ્રસ્તાવનામાંથી.

ગયા પ્રકરણની આખરે જણાવ્યા મુજબ સને ૧૯૨૦ના ઑગસ્ટની ૧લીને રોજ હિન્દુસ્તાને મ. ગાંધીની આગેવાની નીચે બ્રિટિશ સામ્રાજ્યશાહી સામે સત્યાગ્રહ-સંગ્રામ જાહેર કર્યો. આ સત્યાગ્રહનું યુદ્ધ હજી પણ ચાલુ છે, અને હિન્દને સંપૂર્ણ સ્વરાજ્ય નહીં મળે ત્યાં સુધી તેનું કાર્ય પૂરું થયું એમ કહી શકાય નહીં. એનો અર્થ એમ નથી થતો કે, બ્રિટિશોના હાથમાં રહેલી રાજ્યસત્તા હિન્દુસ્તાનને પૂર્ણપણે મળી જાય એટલે તેને સત્યાગ્રહની આવશ્યકતા નહીં રહે. એમ કહેવાનો અર્થ એટલો જ છે કે, મહાસભાએ ૧૯૨૦માં અસહકારની લડતને રૂપે જે સત્યાગ્રહ-સંગ્રામ શરૂ કર્યો તે હિન્દને સંપૂર્ણ સ્વરાજ્ય મળ્યે એ કાર્યમાં સફળ નીવડ્યો ગણાય. બ્રિટિશોના હાથમાંની સત્તા હિન્દી રાષ્ટ્રના હાથમાં આવ્યા પછી એ સત્તાનો ઉપયોગ શી રીતે કરવો, તેનો ઉપયોગ કયાં કામો માટે કરવો, તેમ જ કઈ જાતની સમાજ ધારણાને આ રાજસત્તા ટેકો આપે, વગેરે તે પછીના અત્યંત મહત્ત્વના પ્રશ્નોનો ઉકેલ આણવા માટે હિન્દુસ્તાનને આ સત્યાગ્રહશસ્ત્રનો ઉપયોગ કરવો પડશે. લોકમાન્યનું અવસાન થતાં જ હિન્દી રાજકારણનાં તેમ જ મહાસભાનાં સૂત્રો મ. ગાંધીના હાથમાં શી રીતે આવ્યાં, અને હિન્દુસ્તાનમાં તે વખતે જે જુદા જુદા રાજકીય આગેવાનો કાર્ય કરી રહ્યા હતા તે બધા કરતાં હિન્દુસ્તાનની જનતાનો વિશ્વાસ અને તેનું પીઠબળ મ. ગાંધી વધારે પ્રમાણમાં એકદમ શી રીતે મેળવી શક્યા, એ આધુનિક ભારતના ઇતિહાસનો એક ઘણો જ મહત્ત્વનો પ્રશ્ન છે. આ પ્રશ્નનો સંતોષકારક જવાબ મેળવ્યા વિના આધુનિક ભારતનું સ્વરૂપ યથાર્થપણે સમજવું કોઈને યે શક્ય નથી. તેને માટે સને ૧૯૨૦ પહેલાં મ. ગાંધી હિન્દુસ્તાનમાં શું કરતા હતા, હિન્દની જનતા અને રાષ્ટ્રીય આગેવાનો કઈ દૃષ્ટિથી તેમના તરફ જોતાં, તેમ જ બ્રિટિશ રાજ્યકર્તાઓ મ. ગાંધી તરફ કઈ નજરે જોતા તેનો અહીં થોડો વિચાર કરવો આવશ્યક છે.

સને ૧૯૧૫માં મ. ગાંધી હિંદુસ્તાન આવ્યા એ વખતે હિંદી રાજકારણમાં ના. ગોખલે અને લો. ટિળકના બે પક્ષો મુખ્ય હતા. આ બે પક્ષો ઉપરાંત ત્રીજો એક પક્ષ સશસ્ત્ર ક્રાંતિવાદીઓનો હતો. ગોખલેનું બંધારણીય રાજકારણ, ટિળકનો અંતરાય ઊભો કરવાની નીતિવાળો બહિષ્કારયોગ, તેમ જ સશસ્ત્ર ક્રાંતિવાદીઓનો ગુપ્ત માર્ગ, બધા જ એક રીતે આ વખતે નિષ્ફળ ગયેલા હતા. એવે વખતે મહાત્મા ગાંધી પોતાના સત્યાગ્રહ શસ્ત્રથી આફ્રિકામાં વિજય મેળવીને એક યશસ્વી આગેવાન તરીકે હિંદમાં આવ્યા હતા. આ પ્રકરણની શરૂઆતમાં આપેલા ઉતારામાં લોકમાન્ય ટિળકે કહ્યું છે તે મુજબ એ વખતે મ. ગાંધીનો સત્યાગ્રહનો માર્ગ રાજ્યકર્તાઓની દૃષ્ટિથી પણ એક રીતે શાસ્ત્રપૂત થયેલો હતો. અને મ. ગાંધી હિંદુસ્તાનમાં આવ્યા પછી હવે તેઓ કયું ધોરણ અહીં પણ સ્વીકારશે, એ બાબત જહાલ, મવાળ અને સરકાર એ બધાને જ એક જાતનું કુતૂહલ થતું હતું. એ વખતે મહાયુદ્ધ તાજું જ શરૂ થયેલું હોવાથી, અને આ મહાયુદ્ધમાં પોતે બ્રિટિશ સામ્રાજ્યને મદદ કરશે એવું ધોરણ મહાત્મા ગાંધીએ હિંદ આવતાં પહેલાં ઇંગ્લંડમાં જ જાહેર કરેલું હોવાથી, આપણને આ વખતે મ. ગાંધીના સહકારનો લાભ મળશે, એ જાતની સરકારની તેમના તરફ જોવાની દૃષ્ટિ હતી. હિંદુસ્તાનમાં આવતાંવેંત મુંબઈના ગવર્નર લૉર્ડ વિલિંગ્ડન સાથે તેમની પહેલી જ મુલાકાત મુંબઈમાં થઈ. તે વખતે હું ના. ગોખલેનો શિષ્ય છું એમ તેમણે વિલિંગ્ડનને જણાવ્યું. તેથી સરકારનો તેમને વિષેનો વિશ્વાસ વધારે દૃઢ થયો. ના. ગોખલેએ સર ફિરોઝશાહ મહેતાની સાથે તેમની મુલાકાત કરાવી, તે વખતે સર ફિરોઝશાહે 'હિંદુસ્તાન એટલે દક્ષિણ આફ્રિકા નથી એ ખ્યાલમાં રાખીને આગળનો કાર્યક્રમ નક્કી કરજો,' એવી કંઈક વિનોદી ભાષામાં પણ ગંભીર સ્વરૂપની સલાહ અથવા ચેતવણી ગાંધીજીને આપી. મ. ગાંધીએ ૧૯૦૯માં જ મહાસભાને એક સંદેશો પાઠવ્યો હતો. એ સંદેશામાં હિંદુસ્તાનની બધી આપત્તિઓનું નિવારણ કરવાનો રામબાણ ઇલાજ સત્યાગ્રહ જ છે, તેમ જ એ સાધન આધુનિક ભૌતિક સુધારાને લીધે વિનાશ તરફ વેગથી ધસી જતી માનવજાતિના ઉદ્ધાર માટે પણ કામ આવશે, એમ જણાવ્યું હતું. નિઃશસ્ત્ર પ્રતિકારના માર્ગની હિમાયત કરનારા જહાલ પક્ષને હમણાં જ મહાસભામાંથી કાઢી નાખીને આ બલા હવે ટળી, એમ માનતા થયેલા મહાસભાના વિનીત નેતાઓને એ સંદેશો વાંચીને શું લાગ્યું હશે એ કહેવું જરા મુશ્કેલ છે. દક્ષિણ આફ્રિકામાં ત્યાંની રાજસત્તાનો આત્મબળ વડે સામનો કર્યાથી જે કર્મવીરની કીર્તિ ચોમેર પ્રસરી હતી, તેનો પણ ટેકો પોતાની બંધારણીય અને મવાળ મહાસભાને છે એ દુનિયાને બતાવવા માટે આ ઔપચારિક સંદેશો પૂરતો છે, એ દૃષ્ટિથી જ તેમણે તે

બાંધ્યો હશે. તેમ છતાં, મ. ગાંધી હિંદુસ્તાન આવ્યા પછી હિંદી રાજકારણમાં કોઈ ને કોઈ સ્વરૂપમાં સત્યાગ્રહી વૃત્તિ દાખલ કરશે, એવી અપેક્ષા ના. ગોખલેને હોય એ અશક્ય નથી. આધુનિક યુરોપીય સંસ્કૃતિ વિષેની તેમની તિરસ્કારની લાગણી, પ્રાચીન ભારતીય સંસ્કૃતિ વિષેની તેમની અત્યંત આદરની લાગણી, તેમ જ તેમની આત્મશ્રદ્ધા જોઈને તે આત્મશ્રદ્ધાને જોરે હિંદુસ્તાનની વસ્તુસ્થિતિ ધ્યાનમાં લીધા વિના જ તેઓ ઉતાવળથી કોઈ ચળવળ ઉપાડશે, એવી ધાસ્તી ના. ગોખલેને લાગતી હતી; અને તેથી જ તેમણે ઓછામાં ઓછું એક વરસ સુધી હિંદુસ્તાનની પરિસ્થિતિનું પૂરેપૂરું નિરીક્ષણ કર્યા વિના તમારે પોતાના કાર્યનું ધોરણ નક્કી ન કરવું, એવી ગાંધીજીને ચેતવણી આપી. ગાંધીજીએ તેમને તેમણે માગેલી બાંયધરી તરત જ આપી. એ વરસમાં તેમણે આખા હિંદુસ્તાનમાં પ્રવાસ કર્યો અને જુદા જુદા રાજકીય આગેવાનો સાથે ચર્ચાઓ અને વાતચીતો કરી. એ જ કાળ દરમ્યાન મ. ગાંધી તથા લો. ટિળક કેટલાક દિવસ સિંહગઢ ઉપર સાથે રહ્યા હતા; અને એકબીજાની ફિલસૂફી અને રાજકારણને અંગે ચર્ચાઓ કરીને એકબીજાનાં માનસ તે બંનેએ સમજી લીધાં હતાં. ત્યારથી લોકમાન્ય અને મહાત્માજીનું અરસપરસ પ્રેમ અને આકર્ષણ વધતું જ ગયું.

મહાત્મા ગાંધીના સત્યાગ્રહને વિષે લોકમાન્યનો શો મત હતો તે આ પ્રકરણને મથાળે આપેલા ઉતારામાં વ્યક્ત થયો છે. ચિરોલ કેસમાં તેમને પૂછવામાં આવેલા કેટલાક પ્રશ્નોના તેમણે આપેલા જવાબો વાંચતાં, લો. ટિળક અગાઉ જે નિઃશસ્ત્ર પ્રતિકારનો ઉપદેશ કરતા તેનું સમર્થન આખરે ધાર્મિક બુદ્ધિને આધારે જ કરવું પડે છે, એ તેમણે ઓળખી લીધું હતું એમ દેખાય છે. તે પ્રશ્નોત્તરો નીચે મુજબ હતા :

"પ્રશ્ન — સભાઓ અને અરજીઓને તમે છોકરવાદી રમત કહી છે તે સાચું છે ને?

જવાબ — હા, જ્યારે તેમનો કશો ઉપયોગ થતો નથી ત્યારે તે છોકરવાદપણું જ ગણાય.

પ્રશ્ન — પણ એથી વધારે શું કરવું જોઈતું હતું?

જવાબ — નિઃશસ્ત્ર પ્રતિકાર.

પ્રશ્ન — એટલે શું?

જવાબ — એટલે જાતે દુઃખ વેઠીને પ્રતિકાર કરવો તે.

પ્રશ્ન — પોતે દુઃખ વેઠવાથી પ્રતિકાર કેવી રીતે થાય છે?

જવાબ — ધાર્મિક ભાવનાથી આપણે દુઃખ વેઠીએ તો બીજાઓ ઉપર તેની પણ અસર થાય છે, એમ ધર્મગ્રંથોમાં કહેલું છે."

લો. ટિળકે આપેલા આ જવાબો સરકારી ન્યાયની અદાલતમાં આપેલા હોય તો પણ નિઃશસ્ત્ર પ્રતિકારનું તત્ત્વજ્ઞાન તેમાં બરાબર ગૂંથાયેલું છે. પ્રાચીન

ઉપનિષદોમાં કહેલા આત્મબળના પાયા પર આ તત્ત્વજ્ઞાન રચાયેલું છે અને મ. ગાંધીએ આ માર્ગ પોતાના આચરણ વડે શાસ્ત્રપૂત ઠરાવી લીધો છે, એમ તેમણે ગાંધીજીના ચરિત્રને લખેલી પ્રસ્તાવનામાં કહ્યું છે. આ માર્ગ વિષે તેઓ કહે છે :

"આ માર્ગ બધા પ્રસંગોએ, અને બધે વખતે અવલંબન કરવા જેવો હોય તો પણ દરેક પ્રસંગે તેનો ઉપયોગ કરવો કે કેમ અથવા બધા પ્રસંગોએ તે સરખો જ ફળદાયી થશે કે કેમ એ ચોક્કસ કહેવું મુશ્કેલ છે. તેમ છતાં આ માર્ગની યોગ્યતા ભારે છે એ સૌ કોઈને કબૂલ કરવું પડશે." *

૧૯૧૮ના માર્ચમાં લો. ટિળકે ઉપરના ઉદ્ગારો કાઢેલા છે. એ ઉપરથી તેમની સત્યાગ્રહના માર્ગની શ્રેષ્ઠતા વિષેની ભાવના વ્યક્ત થાય છે. આવી રીતે મ. ગાંધી અને તેમના સત્યાગ્રહ માર્ગ તરફ હિંદના મોટા મોટા આગેવાનો આદરપૂર્વક જોતા હતા; અને ગાંધીજીએ ૧૯૧૫થી ૧૯૨૦ સુધીના કાળમાં જે ભાષણો અને જે પ્રવૃત્તિઓ કરી, તેને લીધે સામાન્ય જનતાનાં ચિત્ત તેમણે પોતાની તરફ આકર્ષી લીધાં હતાં. આ કાળમાં તેમણે કઈ કઈ ચળવળો કરી તેનું હવે આપણે ટૂંકમાં સિંહાવલોકન કરીશું.

મહાત્મા ગાંધીના જે એક ભાષણ વડે આખા હિંદની જનતાનું ધ્યાન તેમની પ્રત્યે વિલક્ષણ રીતે આકર્ષાયું, તે ૧૯૧૬ના ફેબ્રુઆરીમાં બનારસ મુકામે હિંદુ વિશ્વવિદ્યાલયના ઉદ્ઘાટન સમારંભને વખતે તેમણે આપેલું ભાષણ હતું. એ ઉદ્ઘાટન સમારંભમાં હિંદુસ્તાનના બધા જાણીતા નેતાઓને તેમ જ રાજામહારાજાઓને પં. માલવીયજીએ આમંત્રણ આપ્યું હતું. અને એ સમારંભના સ્વરૂપને છાજે એવી રીતે ત્યાં ભેગી થયેલી મોટી મોટી વ્યક્તિઓનાં ભાષણોનું એક મોટું જ્ઞાનસત્ર ત્યાં શરૂ થયું હતું. લૉર્ડ હાર્ડિંજ વગેરે મોટા મોટા અધિકારીઓ આ સમારંભને મુલાકાત આપવા આવતા હતા, અને હિંદુસ્તાનના સેંકડો ઉત્સાહી જુવાનો આ જ્ઞાનસત્રમાં હાજરી આપી શ્રવણભક્તિ દ્વારા પોતાના કર્તવ્યના પાઠ લઈ રહ્યા હતા. તા. ૪થી ફેબ્રુઆરીને રોજ એ મહાન જ્ઞાનસત્રમાં સેંકડો વિદ્યાર્થીઓ, અનેક રાજારજવાડાઓ તથા ડૉ. બેઝંટ જેવાં અનેક રાજકીય આગેવાનોની સભા આગળ મ. ગાંધીનું ઉપર જણાવેલું વિખ્યાત ભાષણ થયું. એ ભાષણનો કેટલોક ભાગ અત્યંત ઓજસ્વી છે અને તેમાં જણાવેલા વિચારો સ્પષ્ટપણે બોલી બતાવવા એ રાજકીય દૃષ્ટિથી જોખમકારક છે, એ મુદ્દાસર ડૉ. બેઝંટે એ ભાષણ ચાલુ હતું તે જ વખતે તેની સામે વિરોધ ઉઠાવ્યો, છતાં ભાષણ એમને એમ ચાલુ રહેવાથી તેઓ વચ્ચેથી જ સભાસ્થાન છોડીને ચાલ્યાં ગયાં. તેમની સાથે ત્યાં ભેગાં થયેલાં

* 'લોકમાન્ય ટિળક યાંચે ચરિત્ર', ખંડ ૩ જો-ભાગ ૪, પૃ. ૫૨.

રાજારજવાડાઓ પણ ઊઠીને ચાલતા થયા અને એ દિવસનું જ્ઞાનસત્ર ત્યાંથી જ અધૂરું રહ્યું. એ ભાષણનો મહત્ત્વનો ભાગ નીચે આપીએ છીએ :

"મહાસભાએ સ્વરાજ્યનો ઠરાવ પસાર કર્યો છે. હવે મહાસભા સમિતિ તથા મુસ્લિમ લીગ થોડા જ વખતમાં એકાદ કાર્યક્રમ લોકો આગળ મૂકશે, એ વિષે મને શંકા નથી; પણ મારા પોતા પૂરતું કહું તો હું સ્પષ્ટપણે તમને જણાવી શકું છું કે, આ આગેવાનો શું કરે છે કે શું કરશે, એ તરફ મારું ઝાઝું ધ્યાન નથી, પણ દેશના વિદ્યાર્થીઓ તેમ જ સામાન્ય જનતા શું કરે છે એ તરફ મારું ધ્યાન છે . . . કાલે જે મહારાજાએ પ્રમુખપદ સ્વીકાર્યું હતું તેઓ હિન્દની ગરીબી વિષે બોલ્યા. બીજા વક્તાઓએ પણ એ મુદ્દા ઉપર ખૂબ ભાર મૂક્યો. પણ જે મંડપમાં વાઇસરોય સાહેબે ઉદ્ઘાટનની વિધિ કરી તે ભવ્ય મંડપમાં આપણે શું જોયું? એ એક ભભકાદાર દૃશ્ય હતું! કોઈ પૅરિસથી આવેલા ઝવેરીની આંખોને સંતોષનારું એ એક જરઝવેરાતનું પ્રદર્શન જ કહી શકાય. મોંઘાંમૂલાં રત્નોથી સજેલા એ રજવાડાઓ અને દેશના કરોડો ગરીબ લોકો એ બેની સ્થિતિની મેં મારા મનમાં સરખામણી કરી. મને એમ થાય છે કે, જ્યાં સુધી તમે આ ઝવેરાતનો ત્યાગ કરીને પોતાની પાસેનું એ ધન રાષ્ટ્રના નિધિ (ટ્રસ્ટ) તરીકે રાખવા તૈયાર નહીં થાઓ, ત્યાં સુધી હિન્દને મુક્તિ મળવાની નથી, એમ આ રજવાડાઓને કહું . . . આપણા દેશના પંચોતેર ટકા લોકો ખેડૂતો છે. અને મિ. હિગિન બૉટમે ગઈ કાલે સાંજે આપણને કહ્યું તેમ ખેતરમાં અનાજના એક સાંઠાને ઠેકાણે બે સાંઠા પકવવાનું સામર્થ્ય આ ખેડૂતોનું જ છે. પણ તેમની મહેનતથી પેદા થયેલું બધું ફળ જો આપણે તેમની પાસેથી ઝૂંટવી લઈએ અથવા બીજાને પડાવવા દઈએ તો આપણામાં સ્વરાજ્યની વૃત્તિ બહુ જાગ્રત છે, એમ કહી શકાય નહીં. આપણી મુક્તિ આ ખેડૂતો દ્વારા જ મળી શકવાની છે; વકીલો, દાક્ટરો કે સરદારો તે આપણને આપી શકવાના નથી.

"ગયા બે ત્રણ દિવસ મારા મનમાં જેને લીધે ક્ષોભ મચી રહ્યો છે તે બાબતને અંગે હવે છેવટે બોલવું એ મારું આવશ્યક કર્તવ્ય છે. આ બાબતનો હું છેવટે ઉલ્લેખ કરું છું તેથી તે ઓછી મહત્ત્વની છે, એમ રખે માનતા. બનારસના રસ્તામાં થઈને વાઇસરૉય સાહેબ પસાર થતા હતા, તે વખતે આપણા બધાનાં મનમાં વારંવાર ચિન્તાના વિચારો આવતા હતા. ઠેકઠેકાણે છૂપી પોલીસ ઊભી હતી. એ જોઈને મને ભારે આઘાત પહોંચ્યો; મને મનમાં થયું, આવો અણવિશ્વાસ શા માટે? આવી રીતે જીવતા મોતની પડખે જીવવા કરતાં લૉર્ડ હાર્ડિંજ મરી જાય તો વધારે સુખી નહીં થાય શું? પણ એક પ્રબળ સમ્રાટના પ્રતિનિધિને એમ કદાચ ન લાગે. તેમને જીવતા મોતના સાન્નિધ્યમાં જીવવું પણ આવશ્યક લાગે, પણ આ ગુપ્ત પોલીસ આપણી ઉપર લાદવાની શાથી જરૂર જણાઈ? આપણને તેથી ગુસ્સો આવશે, ચીડ ચડશે, તિરસ્કાર આવશે; પણ આપણે એટલું ન ભૂલી જવું જોઈએ કે, હિન્દુસ્તાન આજે અધીરો બની જવાથી તેમાં એક અરાજકવાદીઓની સેના પેદા થઈ છે. હું પણ એક અરાજકવાદી જ છું; પણ હું બીજી જાતનો અરાજકવાદી છું. પણ આપણામાં અરાજકવાદીઓનો એક વર્ગ છે ખરો; અને જો હું એ વર્ગની જોડે વાત કરી શકું, તો હું તેમને કહીશ કે, તમારા અરાજકવાદ માટે હિન્દુસ્તાનમાં અવકાશ નથી. હિન્દુસ્તાન જો પોતાના

વિજેતાઓ ઉપર વિજય મેળવવા માગતો હોય, તો આ એક ભીતિનું ચિહ્ન ગણાય. આપણને જો પરમેશ્વર ઉપર વિશ્વાસ હોય તો આપણે કોઈથી પણ ડરશું નહીં, મહારાજાઓથી ડરશું નહીં, વાઇસરૉયથી ડરશું નહીં, છૂપી પોલીસથી ડરશું નહીં, ખુદ જ્યોર્જ બાદશાહથી પણ ડરશું નહીં. અરાજકવાદીઓના દેશપ્રેમ માટે મને માન છે. પોતાના દેશને ખાતર જાન કુરબાન કરવા તૈયાર થવાના તેમના શૌર્ય માટે હું તેમનો આદર કરું છું. પણ હું તેમને પૂછું છું, હિંસા કરવામાં મોટાઈ છે ખરી? ખૂન કરવાનો છરો એ સન્માનપૂર્વકના મૃત્યુનું યોગ્ય ચિહ્ન છે ખરું? હું તેમ માનવાની ના પાડું છું. આવા માર્ગને કોઈ પણ ધર્મનો આધાર નથી. મને જો એમ ચોક્કસ લાગે કે, હિન્દુસ્તાનની આઝાદી માટે અંગ્રેજો અહીંથી ચાલ્યા જાય એ જરૂરનું છે, તેમને કાઢી મૂકવા જોઈએ એ જરૂરનું છે, તો હું તેમ ખુલ્લંખુલ્લા જાહેર કરીશ; અને મને આશા છે કે, હું મારી શ્રદ્ધા ખાતર મારા પ્રાણ અર્પણ કરવાને તૈયાર થઈશ. મારે મન એ જ સન્માનભરેલું મૃત્યુ છે. બૉંબ ફેંકનારાઓ ગુપ્ત કાવતરાં કરે છે, જાહેરમાં આવતાં બીએ છે, અને પકડાઈ જતાં પોતાના ભૂલભરેલા માર્ગ વિષેના ઉત્સાહની સજા ભોગવે છે. મને કેટલાક લોકો કહે છે કે, અમે જો એમ ન કર્યું હોત, અમારામાંથી કેટલાકે બૉંબ ફેંક્યા ન હોત, તો બંગભંગની ચળવળને લીધે જે કંઈ આપણને મળ્યું તે ન મળત. (ડૉ. બેઝંટ—મહેરબાની કરીને આ વિષય બંધ કરો). બંગાળમાં મિ. લિયોનના પ્રમુખપદ હેઠળની સભામાં મેં આ જ વાત કરી હતી. હું જે કહું છું તે કહેવું આવશ્યક છે એમ હું માનું છું. મને મારું બોલવાનું બંધ કરવાની આજ્ઞા થાય તો હું બંધ કરીશ. (પ્રમુખ તરફ વળીને) હું આપના હુકમની રાહ જોઉં છું. જો આપને એમ લાગતું હોય કે, મારા ભાષણ વડે હું રાષ્ટ્રની તેમ જ સામ્રાજ્યની સેવા કરતો નથી, તો હું ચોક્કસ અટકી જઈશ. ('ચાલવા દો, ચાલવા દો'ની બૂમો) (પ્રમુખ—આપના હેતુની વધુ સ્પષ્ટતા કરો.) હું મારો હેતુ જ વિશદ કરી રહ્યો છું. હું કેવળ (ફરી અડચણ થાય છે) . . . ભાઈઓ, મહેરબાની કરીને મને વિક્ષેપ કરનારાઓ વિષે તિરસ્કાર બતાવશો નહીં. મારે અટકવું જોઈએ એમ ડૉ. બેઝંટને લાગતું હશે; તેમનો હિન્દ ઉપર ઘણો જ પ્રેમ છે અને હું મારા વિચારો તમારા જેવા જુવાનિયાઓ આગળ વ્યક્ત કરવામાં ભૂલ કરી રહ્યો છું એમ તેમને લાગે છે, તેથી તેઓ મને અટકાવે છે. પરંતુ તેમ હોય તોય હું એટલું જ કહેવા માગું છું કે, હિન્દુસ્તાનમાં બન્ને પક્ષો વચ્ચે આ જે સંશયનું વાતાવરણ ફેલાયું છે તે હિન્દમાંથી દૂર કરવાની મારી ઇચ્છા છે. જે સામ્રાજ્યને અરસપરસ પ્રેમ અને વિશ્વાસનો આધાર છે એવું સામ્રાજ્ય આપણે જોઈએ છે . . . આપણે આપણા રાજ્યકર્તાઓને જે કંઈ કહેવા માગતા હોઈએ તે ખુલ્લેખુલ્લું, કોઈથી દબાયા વિના, તેમને જણાવી દઈએ; અને તે જો તેમને પસંદ ન પડે તો તેનાં પરિણામ ભોગવવા તૈયાર થઈએ. પણ આપણે અપશબ્દો ન વાપરીએ . . . હું જાણું છું કે, અધિકારી વર્ગના ઘણા માણસો ખૂબ આપખુદ વર્તન ચલાવે છે. તેઓ જુલ્મી છે અને ઘણી વખત અવિવેકથી પણ વર્તે છે. તેમને આવાં ઘણાં વિશેષણો લગાડી શકાય. અને હું એ પણ કબૂલ કરું છું કે, થોડાક વરસ હિન્દુસ્તાનમાં રહ્યા પછી તેમનો કંઈક અધઃપાત થાય છે. પણ એ ઉપરથી શું પુરવાર થાય છે? તેઓ હિન્દમાં આવતા પહેલા સભ્ય હતા; તેમનો એ નૈતિક ગુણ

અહીં આવ્યા પછી જતો રહ્યો હોય તો તેનો દોષ આપણે શિરે છે. જો ગઈ કાલ સુધી સારો હતો એ માણસ મારા સહવાસમાં આવતાંની સાથે આજે ખરાબ બને, તો તેના અધઃપાતની જવાબદારી તેના ઉપર જાય કે મારા પર આવે ? હિન્દુસ્તાનમાં આવ્યા પછી તેમની આસપાસ જે ખુશામતનું અને કૃત્રિમપણાનું વાતાવરણ હોય છે, તેને લીધે તેમનું નૈતિક અધઃપતન થાય છે. એવા સંજોગોમાં આપણામાંના ઘણાનો પણ અધઃપાત થાય. પોતાને માથે દોષ સ્વીકારવાથી પણ કેટલીક વાર તેનું સારું પરિણામ આવે છે. આપણને જો સ્વરાજ્ય મળવાનું હશે તો તે આપણે જાતે મેળવવું પડશે. આપણને બક્ષિસ તરીકે સ્વરાજ્ય કદી કોઈ આપવાનું નથી. બ્રિટિશ સામ્રાજ્યનો તથા બ્રિટિશ રાષ્ટ્રનો ઇતિહાસ જુઓ. તેઓ સ્વતંત્રતાના પૂજારીઓ હશે તો પણ જે લોકો પોતે સ્વાતંત્ર્ય મેળવવાનો પ્રયત્ન નહીં કરે તેમને તેઓ તે નહીં આપે. બોઅર યુદ્ધમાંથી તમે બોધ લઈ શકો છો. જેઓ થોડા જ દિવસ ઉપર આ સામ્રાજ્યના દુશ્મન હતા તેઓ જ આજે તેના મિત્ર થયા છે.” (આ વખતે ડૉ. બેઝંટ અને વ્યાસપીઠ ઉપરના રાજા-રજવાડાઓ ઊઠીને ચાલતા થયા અને સભા બરખાસ્ત થઈ.)*

આ બનાવને લીધે છાપાંઓમાં જે વાદ્દાવાદ શરૂ થયો, તેથી છાપાંઓ વાંચનારાઓનું ધ્યાન મ. ગાંધી તરફ આકર્ષાયું. આ કોઈ નવી જ જાતનું રાજકીય તત્ત્વજ્ઞાન હિન્દુસ્તાનમાં આવી રહ્યું છે એવી ચર્ચા સામાન્ય ભણેલા લોકોમાં શરૂ થઈ. ડૉ. બેઝંટે જાહેર કર્યું કે, મ. ગાંધી સંત તરીકે ગમે તેટલા મહાન હોય તો પણ રાજકારણમાં તેઓ એક અબૂઝ બાળક છે; જહાલ વૃત્તિવાળા લોકો કહેવા લાગ્યા કે, એમનો નિઃશસ્ત્ર પ્રતિકાર એ જૂનો બહિષ્કારયોગ જ છે. વિનીતો કહેવા લાગ્યા કે, એમની અહિંસા અને સામ્રાજ્યનિષ્ઠા સંશયાતીત હોવાથી તેઓ અમારામાંના જ એક છે; સુધારકો કહેવા લાગ્યા કે, આપણી પરતંત્રતાનું કારણ આપણે પોતે જ છીએ, તેથી આપણી પોતાની સુધારણા થયા વિના આપણને સ્વરાજ્ય મળવાનું નથી, એમ મ. ગાંધી કહે છે, એટલે તેઓ સુધારક જ છે; ધર્મસુધારકો કહેવા લાગ્યા કે, મ. ગાંધી ભાગવત ધર્મના સંત હોવાથી અમારા ધર્મસંસ્કરણનું રહસ્ય તેઓ બરાબર સમજ્યા છે; સનાતની લોકો કહેવા લાગ્યા કે, ગાંધીજી ચાતુર્વર્ણ્ય પાળનારા સનાતની હિન્દુ છે અને હિન્દુસ્તાનમાં ધર્મરાજ્યની કે રામરાજ્યની સ્થાપના કદી થવાની હોય તો તેમને હાથે જ થશે; નાસ્તિકો કહેવા લાગ્યા કે, ‘सत्यापरता नाहीं धर्म । सत्य तेंचि परब्रह्म’ એમ માનનારા મ. ગાંધી એક રીતે નાસ્તિક જ કહેવાય; કારણ, સત્ય વિના બીજા કોઈ પણ દેવને તેઓ માનતા નથી; રાજકીય સુધારા પ્રથમ જોઈએ, એમ કહેનારાઓ મ. ગાંધીના ચરિત્ર તરફ આંગળી ચીંધીને કહેવા લાગ્યા કે, પ્રથમ રાજકારણ જોઈએ એવો જ બોધ તેઓ આપણને પોતાનાં આચરણથી આપે

* ‘સ્પીચિસ ઍન્ડ રાઇટિંગ્ઝ ઑફ એમ. કે. ગાંધી’, પ્ર. નટેશન ઍન્ડ કં. પૃ. ૨૫૨.

છે; ક્રાન્તિકારીઓ કહેતા કે, ગાંધીજી પણ એક ક્રાંતિવાદી જ છે, પણ મુત્સદ્દી-પણાથી શાંતિનો અને અહિંસાનો ઉપદેશ કરે છે. એથી ઊલટું, કેટલાક પોતાને જહાલ કહેવડાવનારા અને તેમના આગેવાનો ગણાતા લોકો એમ પણ કહેતા કે, આ ગાંધી તો સરકારની છૂપી પોલીસનો જ એક માણસ હોઈને દેશમાં ચાલતા જહાલ રાજકારણને અને ક્રાન્તિકારી પક્ષને મારી નાખવા માટે બ્રિટિશ મુત્સદ્દીઓ તેનો ઉપયોગ મહાયુદ્ધની આપત્તિ વખતે પોતાના સામ્રાજ્ય ખાતર કરી રહ્યા છે; અને એ અમારામાંનો કોઈ નથી. આવી રીતે કોઈ એક તો કોઈ બીજી એમ સૌ પોતપોતાની બુદ્ધિ તથા સ્વભાવ-પ્રકૃતિ અનુસાર ૧૯૧૬ તથા '૧૭માં ગાંધીજી વિષે વાતો કરતા. ગમે તેમ હો, પણ એ વખતે મ. ગાંધી ભણેલાઓમાં એક ચર્ચાનો વિષય થઈ પડયા હતા અને એ ચર્ચાને ઉપરના બનાવથી સારી પેઠે ચાલના મળી હતી.

૧૯૧૬ની આખરે ગાંધીજીનું ધ્યાન હિંદુસ્તાનમાંથી ફિજી ટાપુમાં જનારા ગિરમિટિયા મજૂરોની સ્થિતિ તરફ ગયું. આ ગિરમિટિયા મજૂરોની પદ્ધતિ એટલે ગોરા બગીચાવાળાઓને હિન્દમાંથી ગુલામો પૂરા પાડવાની એક કાયદાએ માન્ય કરેલી પદ્ધતિ હતી. આ પદ્ધતિનો અંત આણવાનું લૉર્ડ હાર્ડિંજે ૧૯૧૫માં પં. માલવીયજીએ વડી ધારાસભામાં રજૂ કરેલા ઠરાવને સંમતિ આપીને તત્ત્વતઃ માન્ય કર્યું હતું. પણ એ જ અરસામાં ઓછામાં ઓછાં બીજાં પાંચ વરસ તો એ પદ્ધતિ ચાલુ રહેશે એવી બાંયધરી લૉર્ડ હાર્ડિંજે ફિજીના બગીચાવાળાઓને આપ્યાની વાત બધે ફેલાઈ હતી. ૧૯૧૬ની આખરે આને અંગે બધે ખૂબ ખળભળાટ શરૂ થયો હતો. એટલે સ્વાભાવિકપણે જ મ. ગાંધીનું લક્ષ એ તરફ ગયું હોય તો નવાઈ નહીં. લૉર્ડ હાર્ડિંજે આપેલી બાંયધરીની વાત બહાર આવતાંની સાથે મ. ગાંધીએ એ પ્રશ્ન પોતાના હાથમાં લીધો, અને ૧૯૧૭ના મે માસની ૩૧મી પહેલાં જો આ પદ્ધતિ રદ કરવામાં નહીં આવે તો પોતે તેની સામે સત્યાગ્રહની લડત ઉપાડશે એમ જાહેર કર્યું. એ વખતે લૉર્ડ ચેમ્સફર્ડ વાઇસરૉય હતા. તેમણે એપ્રિલની ૧૨મીએ આ પદ્ધતિ ભારત સંરક્ષણ કાયદાની રૂએ મહાયુદ્ધ ચાલુ હોય ત્યાં સુધી બંધ કર્યાનું જાહેર કર્યું. પાછળથી મહાયુદ્ધ પૂરું થયા પછી પણ એ પદ્ધતિ બંધ રાખવામાં આવી. ૧૯૧૭માં મ. ગાંધીને મળેલો આ નાનકડો વિજય તેમની તરફ લોકોનું ધ્યાન ખેંચાવાનું બીજું એક નવું કારણ બન્યું.

આ પછી એ જ સમયની બીજી ઘટના ગાંધીજીએ ચંપારણના ગળીના બગીચાવાળાઓ તરફથી ત્યાંના ખેડૂતો ઉપર થતો જુલમ અટકાવવા માટે ત્યાં જઈને ચલાવેલી ચળવળ હતી. લખનૌની મહાસભા વખતે બિહારના કેટલાક પ્રતિનિધિઓએ મહાત્મા ગાંધીનું ધ્યાન આ સવાલ તરફ ખેંચ્યું. તે

પછી ૧૯૧૭ના એપ્રિલમાં ચંપારણના મોતીહારી ગામે ત્યાંના ખેડૂતોની તપાસ કરવા માટે મહાત્મા ગાંધી જઈ પહોંચ્યા. એટલે તરત જ ત્યાંના મૅજિસ્ટ્રેટે ક્રિ. પ્રો. કોડની ૧૪૪મી કલમની રૂએ તમારા આ જિલ્લામાં રહેવાથી અહીંની શાંતિને જોખમ આવે એવો સંભવ હોવાથી તમારે આ જિલ્લાની હદ છોડીને ચાલ્યા જવું, એવો હુકમ આપ્યો. મ. ગાંધીએ એ હુકમનો ભંગ કર્યો અને તેની સાથે જ સરકારે તેમને આપેલો કૈસર-ઇ-હિંદનો સોનાનો ચાંદ પણ સરકારને પાછો મોકલાવી આપ્યો. મૅજિસ્ટ્રેટ આગળ તેમને ખડા કરવામાં આવ્યા કે તરત જ, તેમણે પોતે ગુનો કર્યાનું કબૂલ કર્યું તથા તે માટે થાય તે સજા ભોગવવા પોતે તૈયાર છે એમ પણ જણાવ્યું. પણ આખરે વડી સરકારના હુકમથી તેમના ઉપરનો આ મુકદ્દમો પાછો ખેંચી લેવામાં આવ્યો અને મ. ગાંધીને તથા તેમના અનુયાયીઓને એ જિલ્લામાં રહીને ત્યાંના ખેડૂતોની સેવા તથા તેમની પરિસ્થિતિનું નિરીક્ષણ કરવાની રજા મળી. બાબુ રાજેન્દ્રપ્રસાદ, પ્રો. કૃપાલાની તથા ભારતસેવક સમાજના ડૉ. દેવ તે વખતે ગાંધીજીની આગેવાની નીચે એ કામ કરતા હતા. મહારાષ્ટ્રના અસહકાર પક્ષના આગેવાન શ્રી શંકરરાવ દેવ એ જ વખતે મહાત્મા ગાંધીના આ કાર્યમાં સ્વયંસેવક તરીકે જોડાયા. પછી સરકારે આ પ્રશ્નની તપાસ કરવા માટે એક કમિશન નીમ્યું અને તેમાં મ. ગાંધીની પણ નિમણૂક કરવામાં આવી. આ કમિશનની ભલામણો અનુસાર સરકારે એક કાયદો પસાર કર્યો. અને આવી રીતે ખેડૂતોની જે ફરિયાદો સો વરસ સુધી કોઈ પણ ઉપાયે દૂર થઈ ન હતી તે ગાંધીજીની સત્યાગ્રહી વૃત્તિથી તેમ જ લોકસેવાના ધોરણથી દૂર થઈ. ત્યારથી મહાત્મા ગાંધી વિષે બિહાર પ્રાંતમાં અને ખાસ કરીને ત્યાંના ખેડૂતોમાં ભારે આદરની લાગણી પેદા થઈ.

૧૯૧૮ના જાનેવારીમાં કલકત્તાની મહાસભામાંથી પાછા આવ્યા પછી ખેડા જિલ્લાના દુકાળ તરફ ગાંધીજીનું ધ્યાન ખેંચાયું. લોકોના પાક નિષ્ફળ ગયા હોવા છતાં, તેમ જ દુકાળના કાયદા પ્રમાણે તેમને મહેસૂલની માફી કે મોકૂફી મળવી જોઈતી હતી છતાં, અમલદારોના ભૂલભરેલા અહેવાલોને આધારે ખેડૂતો પાસેથી જોરજુલમથી મહેસૂલ ઉઘરાવવામાં આવતું હતું, એ જોઈને તેમણે ત્યાં જમીન મહેસૂલ ન ભરવાની લડત શરૂ કરી, અને થોડા જ વખતમાં આ કાર્યમાં પણ તેમને સફળતા મળી. એને પરિણામે મ. ગાંધી એ આપણી ઉપર જોહુકમી ચલાવનારા બ્રિટિશ અધિકારીઓને પોતાની આગળ નમાવનારી એક શક્તિ છે, એવો પ્રત્યય હિન્દુસ્તાનના ખેડૂતવર્ગને થવા લાગ્યો. ચંપારણ અને ખેડાના પ્રકરણોમાં મ. ગાંધીએ સત્યાગ્રહના જે સફળ પ્રયોગો કર્યા, તે ઉપરથી હિન્દની ભૂમિમાં ચોંટે અને સફળ બને એવું લોકોના આત્મોદ્ધારનું

આ એક સાધન છે, એવો વિશ્વાસ ભણેલા લોકોમાં પણ વધવા લાગ્યો, અને મ. ગાંધીને પણ પોતાના કાર્ય વિષે વધારે આત્મવિશ્વાસ આવવા માંડ્યો. ૧૯૧૮માં મહાયુદ્ધ પૂરજોશમાં હતું અને રશિયામાં થયેલી બોલ્શેવિક ક્રાન્તિનો પવન ઈરાન, અફઘાનિસ્તાન, ચીન વગેરે દેશોમાં પણ ફૂંકાવા માંડ્યો હતો. તેથી સરકારને જનતાના સહકારની આવશ્યકતા ખૂબ તીવ્રપણે જણાવા લાગી. એ વખતે દિલ્હીમાં એક દરબાર ભરીને લોકોના નેતાઓ પાસે સરકારે પૈસાની અને સૈનિકોની માગણી કરી. આ દરબારમાં ડૉ. બેઝંટ અને લો. ટિળકને આમંત્રણ ન હોવાથી મ. ગાંધીએ પ્રથમ દરબારમાં હાજર રહેવાની ના પાડી હતી, પણ વાઇસરૉયે ફરી આમંત્રણ આપતાં તેઓ ગયા. તેમણે આ દરબારમાં કરેલા ભાષણ વિષે લોકમાન્ય લખે છે:

"લોકોનું શું કહેવું છે તે બહારથી જ નહીં, પણ દિલ્હી કૉન્ફરન્સમાં વાઇસરૉય સાહેબની રૂબરૂ જણાવવામાં આવ્યું, એ આ બધા પ્રકરણમાં એક સમાધાનકારક બીના બની એમ અમે માનીએ છીએ. નહીં તો આ અપૂર્વ દરબારના — વાઇસરૉયના છત્ર નીચે રાય ને રંક જ્યાં એકઠા મળ્યા હતા તે દરબારના — ભપકાથી અંજાઈ જઈ ને લોકોનું માનસ ત્યાં વ્યક્ત કરવાને આપણા આગેવાનો હિંમત કરશે કે નહીં એવી શંકા થોડાક લોકોને થઈ હતી. પણ હિન્દના સારા નસીબે મ. ગાંધી અથવા ના. ખાપર્ડે જેવા માણસો આ દરબારમાં હાજર હતા અને તેમણે લોકોનો અભિપ્રાય સ્પષ્ટપણે દરબારમાં રજૂ કર્યો. તેમનું આજે કોઈએ સાંભળ્યું નથી એ વાત સાચી છે, પણ અમને એવો દૃઢ વિશ્વાસ છે કે, હિન્દુસ્તાનનું દ્રવ્યબળ તથા મનુષ્યબળ સામ્રાજ્યના રક્ષણને માટે સંગઠિત અને સજ્જ કરવાને ઇરાદે લોકોનાં મન પ્રસન્ન રાખ્યા વિના કરવામાં આવેલા ભાડૂતી પ્રયત્નમાં સરકારને ઝાઝી સફળતા નહીં મળે — અને તે ન મળે તેમાં મનુષ્યસ્વભાવથી વિરુદ્ધ કશું નથી — ત્યારે આ જ પ્રશ્નનો ફરી વિચાર થશે અને હિન્દુસ્તાનના લોકોનાં મન જેથી સંતુષ્ટ થાય એવી જાતનું સ્વરાજ્ય ખુદ અત્યારની નોકરશાહીની સંમતિથી જ આપણને આપ્યા વિના વિલાયતની સરકારનો છૂટકો નથી."*

દિલ્હી પરિષદમાંથી પાછા આવ્યા પછી મ. ગાંધીએ વાઇસરૉયને એક કાગળ લખ્યો. તેમાં તેઓ કહે છે:

"આ પરિષદ મારે મન તેમ જ અમારામાંના ઘણાંને મન એક સમાન કાર્યને પોતાના જીવન અર્પણ કરવાના પ્રથમ પગથિયા જેવી છે. પણ અમારી સ્થિતિ કંઈક જુદી છે. સામ્રાજ્યની ભાગીદારીમાં અમારો પ્રવેશ હજી થવાનો છે. ભવિષ્યકાળની આશા પર આધાર રાખીને અમે અમારાં જીવન અર્પણ કરી રહ્યા છીએ. . . . આ આશા સફળ કરવાનો સોદો હું આપની આગળ મૂકવા માગતો નથી, પણ એટલું જાણી લેવાની જરૂર છે કે, આ આશા ભાંગી જશે તે અમારા લોકોના ભ્રમ ભાંગ્યા બરાબર થશે. અમે જો સામ્રાજ્યના સંરક્ષણ માટે સેવા અર્પીએ, તો એ જ સેવાને લીધે અમને સ્વરાજ્ય મળી ગયું છે એમ અમને દેખાવું જોઈએ. આપણા અંદરઅંદરના

* 'લો. ટિળક યાંચે કેસરીંતીલ લેખ', ભાગ ૩ જો, પૃ. ૨૯૨.

કપડાં પતાવવાની આપે વિનંતિ કરી છે. પણ એ વિનંતિનો જો એવો અર્થ થતો હોય કે, અધિકારીઓના જુલમ અને અન્યાય અમારે સહન કર્યા કરવા તો તે વિનંતિને માન્ય કરવાનું મારી શક્તિની બહારની વાત છે. સંગઠિત જુલમનો પ્રતિકાર મારી બધી શક્તિ વાપરીને હું કરતો જ રહીશ. અધિકારીઓ એક પણ વ્યક્તિને અન્યાય ન કરે અને અગાઉ કદી આપ્યું ન હતું એટલું માન લોકમતને આપીને તેઓ રાજ્યકારભાર ચલાવે, એવી સૂચના તમારે અધિકારીઓને આપવી જોઈએ. ચંપારણમાં વરસો સુધી ચાલતા આવેલા જુલમનો પ્રતિકાર કરીને મેં બ્રિટિશ ન્યાયનું શ્રેષ્ઠત્વ દુનિયાને બતાવી આપ્યું છે. ખેડા જિલ્લાની જે જનતા સરકારને શાપ દેતી હતી, તેને જ આજે એવું લાગવા માંડયું છે કે, આપણને જે સત્યમાં શ્રદ્ધા છે તેને ખાતર જો આપણે કષ્ટ વેઠવા તૈયાર થઈએ, તો સાચી સત્તા સરકારની નહીં પણ આપણી પોતાની જ છે. તેથી તેના મનમાં જે ઇતરાજીની લાગણી હતી તે આજે લોપ પામતી જાય છે; અને તે એમ કહેવા લાગી છે કે, આ સરકાર લોકોની હિતચિંતક જ હોવી જોઈએ. કારણ જ્યાં અન્યાય દેખાય ત્યાં શાંતિપૂર્વક સવિનય કાયદાભંગ કરીએ તો તે ચલાવી લે છે. આવી રીતે ચંપારણ અને ખેડા એ બે પ્રકરણોમાં મેં સામ્રાજ્યની નિશ્ચિત અને વિશિષ્ઠ પ્રકારની સેવા બજાવેલી છે. આ જાતનું મારું કામ મોકૂફ રાખવા તમે મને કહો, એ મને મારો શ્વાસ લેવાનું મોકૂફ રાખવાને કહેવા જેવું છે."

ઉપરનો કાગળ વાંચતાં તથા જનતાને પોતાના હકોના સંરક્ષણ માટે સત્યાગ્રહનું અવલંબન કરવાનું શિક્ષણ મહાયુદ્ધની કપરી પરિસ્થિતિમાં પણ તેઓ આપી રહ્યા હતા એ ધ્યાનમાં લેતાં, એ વખતે ગાંધીજી સ્વરાજ્યની ચળવળમાં વિશેષ ભાગ કેમ લેતા ન હતા તેનો સમાધાનકારક જવાબ આપણને મળી શકે છે. સ્વરાજ્યની પ્રાપ્તિ, તે વખતે જે જાતની ચળવળ ચાલી રહી હતી તેનાથી નહીં, પણ જનતાના સત્યાગ્રહબળથી થવાની છે એવી તેમની શ્રદ્ધા હોવાથી તેઓ એ ચળવળમાં અથવા પ્રતિનિધિ-મંડળ વિલાયત લઈ જવાના કામમાં પડ્યા ન હતા. સત્યાગ્રહના બળનો આધાર આપણને ન હોય તો સ્વરાજ્યની વિષ્ટિ કરવા જવાથી ખાસ કશો લાભ થઈ શકે નહીં, એવો તેમનો અભિપ્રાય હતો. તેથી સ્વરાજ્યની વકીલાત કરવા માટે મહાસભાનું પ્રતિનિધિમંડળ જ્યારે વિલાયત ગયું હતું, ત્યારે તેની સાથે ન જતાં હિંદમાં જ સત્યાગ્રહ-શક્તિનું આવાહન કરવાનું કાર્ય તેઓ પોતાના સિદ્ધાંતો તથા શ્રદ્ધાને અનુસરીને કરતા હતા. ૧૯૧૯માં મ. ગાંધીએ એક રાષ્ટ્રવ્યાપી સત્યાગ્રહનો પ્રયોગ આદર્યો. એ સાલના જાન્યુઆરીમાં રોલેટ કાયદા ઉર્ફે કાળા કાયદાને નામે ખ્યાતિ પામેલા બે કાયદા હિંદુસ્તાન સરકારે ઘડ્યા. મહાયુદ્ધ પૂરું થતાં 'ભારત સંરક્ષણનો કાયદો' આપોઆપ જ રદ થવાનો હતો. તેથી દેશમાં ચાલતાં ગુપ્ત કાવતરાંઓની ક્રાંતિકારક ચળવળનો સમૂળ ઉચ્છેદ કરવાને ઇરાદે સરકારે આ કાયદા ઘડ્યા હતા. આ કાયદાને પરિણામે, કોઈ પણ આરોપીને

તેની ઉપર મુકાયેલા તહોમતની સામાન્ય ન્યાયની અદાલત સમક્ષ ખુલ્લી તપાસ થઈને તે સાબિત થયા વિના તેને સજા થઈ શકે નહીં, એ મૂળભૂત નાગરિક હક રદ થઈને હિંદી નાગરિકના જાનમાલની સલામતી જોખમમાં પડતી હતી. આ કાળા કાયદાઓનો વિરોધ ધારાસભામાંના લોકપ્રતિનિધિઓએ બહુ જ કડક અને સ્પષ્ટ ભાષામાં કર્યો હતો. એટલું જ નહીં, પણ લોકમતને ઠોકરે મારીને આવા કાયદા પ્રજા ઉપર લાદવામાં આવશે તો તેનાં માઠાં પરિણામો રાજ્યકર્તાઓને પણ ભોગવવાં પડશે, એવી ચેતવણી પણ તેમણે આપી હતી. પણ આવી ચેતવણીઓ કે ધમકીઓ પોલી હોય છે એમ જાણીને સરકારે એ કાયદા પસાર કર્યા અને પોતાના હાથમાં અમર્યાદ સત્તા લીધી. બધી જાતનો બંધારણસરનો વિરોધ નિષ્ફળ ગયો હતો અને લોકો ઉપરનો જુલમ સાચેસાચ અસહ્ય બન્યો હતો. એ વખતે મ. ગાંધીએ અખિલ ભારતીય સ્વરૂપની સત્યાગ્રહની પહેલી લડત તા. ૨૮મી ફેબ્રુઆરી સને ૧૯૧૯ને રોજ જાહેર કરી.

આ લડતની શરૂઆત લોકોએ ૩૦મી માર્ચને રોજ ઉપવાસ કરીને અને હડતાળ પાડીને કરવાની હતી. પણ પાછળથી આ દિવસ બદલીને એપ્રિલની ૬ઠ્ઠી તારીખ તે માટે મુકરર કરવામાં આવી. તેમ છતાં કેટલીક ગેરસમજણોને લીધે દિલ્હીમાં ૩૦મી માર્ચને રોજ જ આ દિન ઊજવાયો. એ દિવસે લોકોનું સરઘસ રસ્તામાંથી પસાર થઈ રહ્યું હતું તે વખતે દિલ્હીમાં પહેલો ગોળીબાર થયો; એ જ દિવસે સ્વામી શ્રદ્ધાનંદજીએ ગુરખાઓએ તાકેલી સંગીનો સામે પોતાની છાતી ખુલ્લી કરીને તેમાં પોતાની સંગીનો ભોંકવાનું તેમને આહ્વાન આપ્યું અને સ્વામીજીનો એ અંતિમ સ્વરૂપનો સત્યાગ્રહ યશસ્વી થયો ને ગુરખાઓનાં અંતરમાં વસતો સત્યરૂપી પરમેશ્વર જાગ્રત થયો! દરેક માણસના અંતઃકરણમાં, બલ્કે દરેક ભૂતમાત્રના અંતઃકરણમાં, સત્યસ્વરૂપ પરમેશ્વરનું અધિષ્ઠાન છે અને અનાસક્ત બુદ્ધિથી અર્પણ કરેલી આત્માહુતિ વડે તે પ્રગટ થઈ શકે છે, એ સત્યાગ્રહના મૂળભૂત સિદ્ધાંતનો અનુભવ એ જ વખતે સામાન્ય જનતાને આધુનિક ભારતના ઇતિહાસમાં પહેલી જ વાર થયો. બ્રિટિશોની નોકરી કરનારા ગુરખા સૈનિકો પણ ઈશ્વરઃ સર્વભૂતાનાં હૃદ્દેશેઽર્જુન તિષ્ઠતિ એ ધર્મશાસ્ત્રના અથવા અધ્યાત્મશાસ્ત્રના સિદ્ધાંતને અપવાદ નથી, તે જોઈને વિચારશીલ માણસોનો એ સિદ્ધાંત ઉપરનો વિશ્વાસ વધારે દૃઢ થયો. દિલ્હીના ગોળીબારથી મ. ગાંધીએ પોતે ત્યાં જવાનું નક્કી કર્યું હતું. તેઓ જાય તે પહેલાં જ અગાઉથી નક્કી કર્યા મુજબ તા. ૬ એપ્રિલ, રવિવારને રોજ હિંદુસ્તાનનાં બધાં મોટાં મોટાં ગામોમાં હડતાળ, ઉપવાસ, પ્રાર્થના, સરઘસ અને સભાનો કાર્યક્રમ થયો. ઠેકઠેકાણે સત્યાગ્રહ મંડળો સ્થાપવામાં આવ્યાં. ગેરકાયદે જાહેર થયેલું સાહિત્ય

તથા વગર નોંધાવેલાં વૃત્તપત્રો પ્રસિદ્ધ કરવાનો કાર્યક્રમ મહાત્મા ગાંધીએ તા. ૭મીએ જાહેર કર્યો અને પોતે તેમાં આગેવાની લીધી; અને એ જ દિવસે 'સત્યાગ્રહી' નામનું વૃત્તપત્ર તથા મહાત્મા ગાંધીના રાજદ્રોહી ઠરેલા કેટલાક જૂના લેખો પ્રસિદ્ધ કરીને વહેંચવામાં આવ્યા. તે પછી મહાત્મા ગાંધી દિલ્હી જઈ રહ્યા હતા તે વખતે રસ્તામાં જ 'કોશી' સ્ટેશન ઉપર પંજાબ અને દિલ્હી પ્રાંતોમાં દાખલ થવાની મનાઈનો હુકમ તેમની ઉપર બજાવવામાં આવ્યો. અલબત, ગાંધીજીએ એ હુકમને તાબે થવાની ના પાડી. એટલે તેમને તરત અટકમાં લેવામાં આવ્યા. આ સમાચાર બધે ફેલાવાની સાથે ઠેકઠેકાણે હુલ્લડો થયાં અને કેટલેક ઠેકાણે ગોરા લોકોનાં ખૂન, લૂંટફાટ, આગ, રેલવેના પાટા ઉખાડી નાખવા, તાર કાપવા વગેરે અનેક પ્રકારના અત્યાચારો દેશભરમાં થયા. તા. ૧૧મી એપ્રિલને રોજ મહાત્મા ગાંધીને મુંબઈ આણી છોડી મૂકવામાં આવ્યા. તે વખતે મુંબઈમાં પણ હુલ્લડ ચાલુ હતું, તે તેમણે ત્યાં જઈને શાંત પાડ્યું. તે પછી તેમની ઉપર મુંબઈ પ્રાંતની બહાર ન જવાનો બીજો હુકમ બજાવવામાં આવ્યો. પ્રથમ તો ફરી દિલ્હી તરફ જઈને ગિરફતારી વહોરવાનો તેમનો વિચાર હતો. પણ દેશમાં અનેક ઠેકાણે થયેલા અત્યાચારોના સમાચાર સાંભળીને તેમણે એ વિચાર માંડી વાળ્યો અને અત્યાચારો અટકાવવા માટે ત્રણ દિવસનો ઉપવાસ જાહેર કર્યો. આખરે ૧૮મી એપ્રિલને રોજ તેમણે આ અખિલ ભારતીય સ્વરૂપની પહેલી જ પણ હિંદુસ્તાનના ઇતિહાસમાંની અપૂર્વ એવી સત્યાગ્રહની લડત શાંત વાતાવરણના અભાવે બિનમુદત મોકૂફ રાખી. એ જ અરસામાં પંજાબમાં ઠેકઠેકાણે હુલ્લડો થયાં અને લશ્કરી કાયદાનો અમલ શરૂ થયો. તા. ૧૩મી એપ્રિલને રોજ અમૃતસરમાં જલિઆંવાલા બાગમાં ગોંધાયેલા ૨૦ હજાર લોકોની મેદની ઉપર કેવળ સભાબંધી કરવામાં આવેલી હોવા છતાં સભા ભરવા માટે મશીનગનો ચલાવવામાં આવી અને ત્યાં શરૂ કરેલા લશ્કરી કાયદાના અમલ દરમ્યાન લોકો ઉપર ભારે ત્રાસ અને જુલમ ગુજારીને તેમનું અપમાન કરવામાં આવ્યું. સરકારની ગણતરી મુજબ જલિઆંવાલા બાગમાં ચારસો માણસો મરણ શરણ થયા અને એક હજાર ને બે માણસો ઘાયલ થયાં. આમાં હિંદુ, મુસલમાન, સ્ત્રીઓ, પુરુષો, બાળકો અને વૃદ્ધો બધાં જ હતાં; અને ઘાયલ થયેલાં માણસોને કોઈ પણ જાતનાં દવાદારૂ કે સારવાર વિના પાસે પડેલા મડદાંઓની સોબતમાં આખી રાત પસાર કરવી પડી! આ હેવાનિયતની વાત જ્યારે બહાર આવી અને તેની તપાસ કરવા માટે નિમાયેલી હંટર કમિટીનો અહેવાલ જ્યારે બહાર પડ્યો ત્યારે મ. ગાંધીએ બ્રિટિશ સામ્રાજ્ય સાથે અસહકાર–યુદ્ધની જાહેરાત કરી. હિંદુસ્તાનમાં શરૂ થયેલી સત્યાગ્રહની અને અસહકારની આ પ્રચંડ અને અપૂર્વ ચળવળ અને તે પછી

બ્રિટિશ અમલદારોએ કરેલા અત્યાચારો, એ બધું અહીં ચાલુ હતું તે વખતે લો. ટિળક વગેરે મહાસભાના આગેવાનો વિલાયતમાં સ્વરાજ્યની વિષ્ટિ કરી રહ્યા હતા. વિલાયતમાં જ્યારે આ સમાચાર જઈ પહોંચ્યા ત્યારે એમેર ખળભળાટ મચી ગયો. થોડા જ વખતમાં લો. ટિળક હિંદુસ્તાન પાછા આવ્યા અને મુંબઈમાં તેમના સ્વાગત માટે ભરાયેલી પહેલી સભામાં તેમણે નીચેના ઉદ્‌ગાર કાઢ્યા :

"અહીંની બધી હકીકતો મને જાણવા મળી છે. રોલેટ કાયદા વિરુદ્ધ ગાંધીજીએ સત્યાગ્રહ શરૂ કર્યો ત્યારે તેમાં ભાગ લેવા હું અહીં હાજર નહોતો તેનું જ મને દુઃખ થાય છે."

વિલાયતમાંના પોતાના કાર્ય વિષે તેમણે કહ્યું કે, જે સુધારાનો કાયદો આપણને મળવાનો છે તે સાવ નકામો છે, પણ તેથી નિરાશ ન થતાં આપણે સંપૂર્ણ સ્વરાજ્યનો બીજો કાયદો કરાવવાની ચળવળ જોશભેર ચલાવવી જોઈએ; વિલાયતના મજૂર પક્ષના કેટલાક લોકોએ એવો ખરડો પાર્લમેન્ટ સમક્ષ રજૂ કરવાનું કબૂલ કર્યું છે. આ ભાષણનો સ્પષ્ટ અર્થ એ થયો કે, એ પ્રતિનિધિમંડળનું વિલાયતનું કાર્ય નિષ્ફળ નીવડ્યું હતું અને તેથી સ્વરાજ્યપ્રાપ્તિ માટે હિંદુસ્તાનમાં જ જબરદસ્ત ચળવળો આપણે કરવી રહી. "મ. ગાંધીએ સત્યાગ્રહની ચળવળ શરૂ કરી તેમાં ભાગ લેવા હું અહીં ન હતો તેનું જ મને દુઃખ થાય છે," એમ કહેવાનો અર્થ અહીંના મારા અનુયાયીઓએ તેમાં ભાગ લેવો જોઈતો હતો એવો કરીએ તો તે ખાસ ભૂલભરેલો છે એમ ન કહેવાય. આમ એક રીતે, હિંદુસ્તાનને મળનારું સ્વરાજ્ય વિલાયત પ્રતિનિધિમંડળો મોકલીને મળવાનું નથી પણ આ દેશમાં સત્યાગ્રહસંગ્રામ જેવી પ્રચંડ ચળવળો કરીને મળવાનું છે એમ લોકમાન્યે ઇંગ્લંડથી પાછા ફરતાં જ જાહેર કર્યું એમ અમને લાગે છે.

એ પછી અમૃતસરમાં મહાસભા ભરાઈ. તે વખતે પંજાબમાં બનેલા હત્યાકાંડની તપાસ કરવા નિમાયેલી હંટર કમિટી પોતાનો અહેવાલ હજી તૈયાર કરતી હતી. આ અહેવાલ બહાર ન પડે ત્યાં સુધી સરકાર સાથે સહકારનું ધોરણ ન છોડવા બાબત ગાંધીજીએ આગ્રહ પકડ્યો અને તે મહાસભાએ માન્ય કર્યો. પણ ગાંધીજીના સિદ્ધાન્તોની દૃષ્ટિથી એથી પણ વધુ મહત્ત્વનો ઠરાવ તે પંજાબમાં તેમ જ બીજે લોકોએ કરેલા અત્યાચારોના વિરોધને લગતો હતો. આ ઠરાવ પ્રથમ વિષયવિચારિણી સભામાં નામંજૂર થયો હતો; પણ ગાંધીજીના આગ્રહથી તે ફરી મંજૂર કરવામાં આવ્યો. આ ઠરાવ ઉપર ભાષણ કરતાં ગાંધીજીએ કહ્યું :

"આ ઠરાવ કરતાં વધારે મહત્ત્વનો બીજો કોઈ પણ ઠરાવ આ મહાસભા આગળ નથી. આ ઠરાવના મૂળમાં રહેલા સત્યનો અંતઃકરણપૂર્વક સ્વીકાર કરવો અને તે મુજબ વર્તન કરવું એમાં જ આપણા ભાવી વિજયની ચાવી છે. એના મૂળમાં રહેલા શાશ્વત સત્યને આપણે નહીં ઓળખીએ, તો આપણને અપજશ મળ્યા વિના રહેવાનો નથી, એ ચોક્કસ માનજો. આપણે હાથે અત્યાચારો ન થયા હોત તો ઘણું સારું થાત, પણ મારી પાસે ઢગલાબંધ પુરાવા પડેલા છે. . . . સરકાર એ વખતે ભાન ભૂલીને ગાંડી બની અને લોકો પણ તેની સાથે તેવા જ બન્યા. ગાંડપણનો ગાંડપણથી જવાબ ન આપશો; પણ ગાંડપણનો જવાબ ડહાપણથી આપો; એટલે આખી પરિસ્થિતિ તમારા કાબૂમાં આવશે."

ગાંધીજીનો આ ઠરાવ માન્ય કરવો એટલે તેમની સત્યાગ્રહની ભૂમિકાને તેમ જ તેમના તત્ત્વજ્ઞાનને માન્યતા આપવા જેવું હતું. અમૃતસરમાં ભેગા થયેલા આગેવાનોએ એ ઠરાવ પોતાને પૂરેપૂરો માન્ય ન હોવા છતાં પણ કેવળ ગાંધીજીના આગ્રહથી મંજૂર કર્યો. એટલા ઉપરથી તેમણે મહાસભામાં ભુવાશાહીની સ્થાપના કરવામાં મદદ કરી એવો નિષ્કર્ષ રખે કોઈ કાઢે. આપણા રાજકારણને હવે પછી સત્યાગ્રહ સિવાય બીજું કોઈ અધિષ્ઠાન આપવું શક્ય નથી, અને જો તે અધિષ્ઠાન આપવું હોય, તો 'જૈસેકો તૈસા'ની ફિલસૂફીનું અવલંબન કર્યે ચાલવાનું નથી, પણ ગાંડપણનો જવાબ ડહાપણથી જ વાળવો જોઈએ, એ સિદ્ધાન્ત અનુસાર ચાલવું આવશ્યક છે, એ તેમણે પૂરેપૂરો વિચાર કર્યા પછી માન્ય કર્યું હતું એમ કહેવું જ વધારે બુદ્ધિમાં ઊતરે તેવું ગણાય.

અમૃતસરની મહાસભાના કેટલાક દિવસ પહેલાં એટલે ૧૯૧૯ના નવેમ્બરમાં દિલ્હીમાં અખિલ ભારતીય ખિલાફત કમિટીની સભા ભરાઈ હતી. આ સભામાં બ્રિટિશ મુત્સદ્દીઓ તુર્કી સામ્રાજ્યની બાબતમાં મુસલમાનોનું કહેવું માન્ય ન કરે તો બ્રિટિશ રાજ્યની સાથે મુસલમાનોએ અસહકાર કરવો, એવો ઠરાવ મહાત્મા ગાંધીની સલાહથી કરવામાં આવ્યો હતો. એટલે અમૃતસરની મહાસભા ભરાઈ તેની આગળથી જ મ. ગાંધી પોતાની અસહકારની લડતની યોજના ઘડીને તેનું સંગઠન કરી રહ્યા હતા એમ જણાય છે. પણ પંજાબમાં લશ્કરી કાયદાના અમલ દરમ્યાન કરવામાં આવેલા અત્યાચારો બાબત સરકાર શું કરે છે અને મુસલમાનોએ ખિલાફતને અંગે કરેલી માગણીઓનો શો જવાબ મળે છે, એનો સ્પષ્ટ નિર્ણય ન થાય ત્યાં સુધી અસહકારની લડત જાહેર કરવાનું ધોરણ તેમને પસંદ ન હતું. એ વાત ધ્યાનમાં લેતાં અમૃતસરમાં ગાંધીજી ઉપરથી સહકારવાદી દેખાયા હોય, તો પણ તેઓ બિનશરતી સહકારવાદી નહીં પણ શરતી સહકારવાદી એટલે એક રીતે પ્રતિયોગી સહકારવાદી હતા એમ જ કહેવું પડે. એ ગમે તેમ હો, પણ પછી જ્યારે ખિલાફત અને

પંજાબ એ બંને પ્રકરણોમાં બ્રિટિશ મુત્સદ્દીઓએ તેમને સાવ નિરાશ કર્યાં ત્યારે તેમણે ખુલ્લેખુલ્લું અસહકાર યુદ્ધ જાહેર કર્યું.

ખિલાફતના પ્રકરણ વિષે અહીં બે બોલ કહેવાની જરૂર છે. મહાયુદ્ધ દરમ્યાન તુર્કસ્તાન જર્મનીના પક્ષમાં રહીને બ્રિટિશ સામ્રાજ્ય સાથે લડતું હતું. હિન્દુસ્તાનના મુસલમાનોને એ વખતે બ્રિટિશ સામ્રાજ્યની બાજુએથી તુર્કસ્તાન સામે લડવાનો પ્રસંગ આવ્યો. તે વખતે તુર્કસ્તાનનું એશિયામાંનું સામ્રાજ્ય તેની પાસેથી ઝૂંટવી લેવા માટે અમે આ યુદ્ધ લડતા નથી, તેમ જ મુસલમાનોનાં ધર્મક્ષેત્રો ઉપરથી ખલીફાની એટલે તુર્કસ્તાનના સુલતાનની સત્તા અમે નાબૂદ કરીશું નહીં, એવાં વચનો બ્રિટિશ મુત્સદ્દીઓએ આપ્યાં હતાં. આ વચનો જો પાળવાં હોય તો મેસોપોટેમિયા, અરબસ્તાન, સીરિયા, પૅલેસ્ટાઈન, એ બધા મુલકો ઉપરની ખલીફાની ધર્મસત્તા તેમ જ રાજસત્તાને ધક્કો લગાવી શકાય નહીં. પણ મહાયુદ્ધ પૂરું થતાં બ્રિટિશ તથા ફ્રેંચ મુત્સદ્દીઓએ પૅલેસ્ટાઈન, સીરિયા, મેસોપોટેમિયા અને અરબસ્તાન વગેરે દેશો ઉપરના તુર્કસ્તાનના સામ્રાજ્યનો અંત આણ્યો અને મૅન્ડેટને નામે તેના ભાગો પોતે બે જણ વચ્ચે વહેંચી પણ લીધા. આ વહેંચણી કરવા માટે રાષ્ટ્રસંઘની આગેવાની નીચે એક કમિશન પણ નીમવામાં આવ્યું હતું. આવી રીતે હિંદી મુસલમાનોને આપેલાં બધાં વચનોનો ભંગ કરીને બ્રિટિશ સામ્રાજ્યશાહીએ તેમનો વિશ્વાસઘાત કર્યો હતો, તેમ જ તેમની ધર્મભાવનાઓ દૂભવી હતી. તેથી મુસલમાન લોકો બ્રિટિશ સામ્રાજ્ય સામે બળવો કરવા તૈયાર થયા હતા. એવે વખતે હિન્દુસ્તાનના હિન્દુઓની શી ફરજ હતી? મુસલમાનોની સાથે રહી બ્રિટિશ સામ્રાજ્ય જોડે લડીને હિન્દુસ્તાનનું સ્વાતંત્ર્ય પાછું મેળવવું, કે આવું સ્વાતંત્ર્ય પ્રાપ્ત થાય તો મુસલમાનો કદાચ શિરજોર બનીને આપણી ઉપર રાજ્ય કરશે, એ ધાસ્તીથી બ્રિટિશ સામ્રાજ્યના ગુલામ તરીકે ચાલુ રહેવું? અમારો એવો અભિપ્રાય છે કે, એ વખતે મુસલમાનોની પડખે ઊભા રહીને બ્રિટિશ સામ્રાજ્ય સાથે યુદ્ધમાં ઊતરવું એ જ દરેક રાજકારણી હિંદુ મુત્સદ્દીનું તેમ જ રાષ્ટ્રભક્તનું પવિત્ર કર્તવ્ય હતું, અને એવો જ આ સવાલનો જવાબ તે વખતે લો. ટિળકે તથા મ. ગાંધીએ આપેલો છે. લો. ટિળકે પોતાના કૉંગ્રેસ ડેમોક્રેટિક પક્ષના નિવેદનમાં 'મુસલમાનોની ધાર્મિક લાગણીઓ તેમ જ કુરાનનાં વચનો અનુસાર ખિલાફત પ્રકરણનો ઉકેલ થવો જોઈએ એવી જે મુસલમાનોની માગણી છે, તેને આ પક્ષનો ટેકો છે,' એમ સ્પષ્ટ જણાવેલું છે. તે વખતના ત્રીજા હિન્દુ મુત્સદ્દી અને નેતા લાલા લાજપતરાયે પણ પોતાના કલકત્તાની મહાસભાના પ્રમુખ તરીકેના ભાષણમાં આ જ મતને ટેકો આપેલો હોઈને કેવળ રાજકીય તથા રાષ્ટ્રીય દૃષ્ટિથી પણ આ વખતે મુસલમાનોને સાથ

આપવો એ જ આપણી ફરજ શી રીતે છે, તે બહુ સચોટપણે બતાવી આપ્યું છે. એ ભાષણમાં તેઓ પોતાના ધર્મબાંધવોને ને રાષ્ટ્રબાંધવોને સ્પષ્ટપણે જણાવે છે કે,

"હિન્દુસ્તાન ઉપર મુસલમાનોનું રાજ્ય સ્થાપન કરવાનો હિન્દી મુસલમાનો પૈકી કોઈનો ઇરાદો હોય એવી વાત પર મને વિશ્વાસ બેસતો નથી. પણ જો કદાચ આવા કેટલાક લોકો હોય, તો પણ આપણે તેમનાથી ડરવાની શી જરૂર છે? ભોગજોગે એવી પરિસ્થિતિ આવી જ પડે તો બ્રિટિશો અહીં હોય કે ન હોય, તોયે આપણા સ્વાતંત્ર્યનું રક્ષણ શી રીતે કરવું તે આપણે બરાબર જાણીએ છીએ. પોતાના જોહુકમી અમલનો બચાવ કરવા ખાતર આપણી આગળ ખડા કરેલા આ કાલ્પનિક બાઉથી આપણે ક્યાં સુધી ડર્યા કરીશું?" *

આ ભાષણમાં લાલાજીએ પશ્ચિમ એશિયાનાં બધાં મુસલમાન રાજ્યોને પોતાની સામ્રાજ્યશાહીની શેહ તળે આણવાનો બ્રિટિશ અને ફ્રેંચ મુત્સદ્દીઓ કેવો દાવ રમી રહ્યા છે, એમાં જો તેઓ ફાવી જાય, તો ઇરાન, અરબસ્તાન, મેસોપોટેમિયા અને અફઘાનિસ્તાનમાંથી મુસલમાની પલટણો આણીને તેમને જોરે આપણું પારતંત્ર્ય ચિરંતન બનાવી દેવાનું બ્રિટિશ મુત્સદ્દીઓ માટે શી રીતે શક્ય છે, અને તેથી બ્રિટિશ મુત્સદ્દીઓએ કરેલા વિશ્વાસઘાતથી પોતાની ધાર્મિક લાગણીઓને આઘાત પહોંચ્યો છે એ નિમિત્તે તેમની સાથે લડવા તૈયાર થયેલા આપણા મુસલમાન દેશબાંધવોને મદદ કરવી, એ જ આપણું રાષ્ટ્રીય કર્તવ્ય શી રીતે છે, તે બહુ સરસ રીતે બતાવી આપ્યું છે. લાલાજી, લોકમાન્ય અને મહાત્માજી એ હિન્દુ રાષ્ટ્રીય આગેવાનોએ એ વખતે જે ધોરણ સ્વીકાર્યું તે રાષ્ટ્રધર્મ તથા રાજકારણ એ બન્ને દૃષ્ટિથી યથાયોગ્ય હતું. અને એમણે જો તેમ ન કર્યું હોત, તો તેઓ રાષ્ટ્રદ્રોહી અને વહેવારશૂન્ય રાજકીય નેતાઓ પુરવાર થાત એમ અમને લાગે છે. ભવિષ્યના ઇતિહાસકારો પણ આવી જ સાખ પૂરશે એવો અમને વિશ્વાસ છે. મ. ગાંધીજીએ એ વખતે સ્પષ્ટપણે જણાવી દીધું કે,

"હું જોકે મુસલમાનોની જેમ જ બ્રિટિશોનો પણ મિત્ર છું, તો પણ બ્રિટિશોની મિત્રતા કે મુસલમાનોની મિત્રતા, એવી પસંદગીનો સવાલ મારી સામે ઊભો થાય તો હું બ્રિટિશો સાથેની મિત્રતા તોડી નાખીને મુસલમાનો મારા રાષ્ટ્રબાંધવો હોવાથી તેમની સાથેની મિત્રતાને જ કાયમ રાખીશ, અને તેમની વતી બ્રિટિશો સાથે લડીશ. અલબત, મુસલમાનોનો લડવાનો માર્ગ અહિંસક છે એ આખી દુનિયા જાણે છે."

મહાત્મા ગાંધીએ એ જ ભાવનાથી બ્રિટિશ સામ્રાજ્યની સામે યુદ્ધ જાહેર કરવા તૈયાર થયેલા મુસલમાનોને સાથ આપ્યો; અને તેમની પાસે સિદ્ધાન્ત તરીકે નહીં તો પણ એક વહેવારુ નીતિ તરીકે પોતાની અહિંસાનો સ્વીકાર

* 'ધિ એગની ઑફ ધ પંજાબ', લાલા લાજપતરાય, પૃ. ૧૧૯.

કરાવ્યો. તા. ૧૦મી માર્ચ ૧૯૨૦ને રોજ તેમણે અસહકારને લગતું પહેલું નિવેદન પ્રસિદ્ધ કર્યું, તેમાં તેઓ જણાવે છે:

"જો આપણી માગણીઓ માન્ય ન કરવામાં આવે તો આપણે શું કરવું, તેને અંગે બે બોલ કહી દઉં. ઉઘાડું કે ગુપ્ત સશસ્ત્ર યુદ્ધ કરવું એ જંગલી માર્ગ છે. ઓછામાં ઓછો તે આપણે માટે અવહેવારુ છે એ દૃષ્ટિથી પણ આપણે તે છોડી દેવો ઘટે. આ માર્ગ કોઈ પણ પરિસ્થિતિમાં અનિષ્ટ જ છે એવી જો હું બધાની ખાતરી કરાવી શકું, તો આપણી બધી ન્યાય્ય માગણીઓ બહુ જ થોડા સમયમાં આપણે મેળવી શકીશું. અત્યાચારનો ત્યાગ કરનાર વ્યક્તિ કે રાષ્ટ્ર જે શક્તિ નિર્માણ કરી શકે છે, તેનો પ્રતિકાર અશક્ય હોય છે; પણ અત્યાચાર સામેની મારી આજની દલીલ, તે પૂરેપૂરો અવહેવારુ તેમ જ નિષ્ફળ જનારો છે, એ મુદ્દા પર રચાયેલી છે; તેથી અસહકાર એ એક જ માર્ગ આપણી પાસે રહે છે. તે તદ્દન ચોખ્ખો અને સીધો માર્ગ છે. અત્યાચારથી પૂરેપૂરા અલિપ્ત રહીએ તો તે એટલો જ પરિણામકારક પણ નીવડશે. જ્યારે સહકારથી આપણું અપમાન અને અધઃપાત થાય છે અથવા આપણી ધાર્મિક ભાવનાઓને આઘાત પહોંચે છે, ત્યારે અસહકાર આપણી ફરજ બને છે. જે હક્કો મુસલમાનોને પોતાના પ્રાણ જેટલા પ્યારા છે તે અન્યાયથી ઝૂંટવી લેવાયા હોય ત્યારે તે આપણે ચૂપચાપ સહન કરીએ એવી અપેક્ષા ઇંગ્લન્ડ રાખી ન શકે. તેથી આપણે અસહકારનું પૂરેપૂરું અવલંબન કરી શકીએ છીએ. જેમને માનઅકરામના ખિતાબો કે અધિકારો પ્રાપ્ત થયા હોય તેમનો તેઓ ત્યાગ કરે; સરકારની તદ્દન નીચલા દરજ્જાની નોકરીઓ જેઓ કરતા હોય તેઓ પણ તે છોડી દે; ખાનગી નોકરીઓનો ત્યાગ કરવાનું અસહકારમાં આવતું નથી. જેઓ અસહકાર ન કરે તેમને સામાજિક બહિષ્કાર કરવાની બીક બતાવવી મને પસંદ નથી. સ્વયંપ્રેરિત અસહકાર જ જનતાની ભાવના અને અસંતોષની સાચી કસોટી છે. સૈનિકોને નોકરી છોડવાનું કહેવું કવખતનું છે. એ પહેલું પગથિયું નહીં, પણ આખરનું પગથિયું છે. જ્યારે વાઇસરોય, ભારતમંત્રી, અને ઇંગ્લન્ડના વડા પ્રધાન પણ આપણને દગો દેશે, ત્યારે જ એ પગથિયા પર પગ મૂકવાનો આપણને અધિકાર મળી શકશે. વળી અસહકારના માર્ગમાં દરેક પગલું અત્યંત વિચારપૂર્વક મૂકવું જોઈએ અત્યંત ઉગ્ર વાતાવરણમાં પણ આપણો આત્મસંયમ કાયમ રહે, તે માટે આપણે ધીરે ધીરે આગળ વધવું જોઈશે."*

આ નિવેદનમાં મ. ગાંધીના અસહકારનો આખો કાર્યક્રમ બીજરૂપે ગ્રથિત થયેલો છે. કોઈ પણ સરકાર, તેને જો પ્રજા મુલકી તેમ જ લશ્કરી કારભારમાં સહાય ન કરે તો ચાલી શકે નહીં; અને પ્રજાએ સરકાર સાથે કરેલા અસહકારમાં મુલકી અને લશ્કરી અધિકારીઓ તથા નોકરો આવીને જોડાય, તો પ્રજાને ન જોઈતું હોય તેવા રાજ્યનો અંત આવી જાય ને તેને જોઈતું હોય તેવું નવું રાજ્ય પ્રસ્થાપિત થાય. નિઃશસ્ત્ર રાજ્યક્રાન્તિની આ તાત્ત્વિક ઉપપત્તિ છે. અને તે ઉપરના ઉતારામાં રજૂ

* 'હિસ્ટરી ઑફ ધ કોંગ્રેસ'–પટ્ટાભી સીતારામૈયા, પૃ. ૩૨૩.

કરવામાં આવી છે. જ્યાં સુધી દેશની જનતાને પોતાની સંઘશક્તિ વડે પોતાનું રાજ્ય ચલાવી શકાશે, દેશમાં અંધાધૂંધી ન થવા દેતાં, સર્વત્ર શાંતિ સ્થાપી શકાશે, એવો આત્મવિશ્વાસ તેમ જ શક્યતા ન લાગતાં હોય, ત્યાં સુધી પ્રસ્થાપિત રાજ્યસત્તાના પોલીસ અને લશ્કરી ખાતાના નોકરોને અસહકાર કરવા હાકલ કરવી નહીં; કારણ, એમ થાય તો દેશમાં બધે અંધેર, મારામારી અને અંધધૂંધી જામે છે અને લોકશાહીના શાંતિના અમલને બદલે લશ્કરશાહીની જોહુકમી અથવા પિંઢારાશાહી બધે પ્રવર્તે છે; અને એનો લાભ બ્રિટિશો જેવા પરદેશી રાજ્યકર્તાઓને મળે છે ને શાંતિની રાજ્યક્રાન્તિ સફળ થતી નથી. તેથી લશ્કરનો અસહકાર એ લડતનું છેલ્લું પર્યાયિયું છે એમ મ. ગાંધી આ નિવેદનમાં જણાવે છે.

આ નિવેદન ૧૦મી માર્ચ ૧૯૨૦ને રોજ કરવામાં આવેલું છે. તે પછી ખિલાફતનું પ્રતિનિધિમંડળ વિલાયત જઈ નિષ્ફળ થઈને પાછું આવ્યું અને એ જ અરસામાં હંટર કમિટીનો અહેવાલ પણ બહાર પડ્યો. સુધારા-કાયદાનું પોલ તો ક્યારનુંય સિદ્ધ થઈ ચૂક્યું હતું. આવી રીતે પંજાબ, ખિલાફત અને સ્વરાજ્ય એ ત્રણે બાબતોમાં અન્યાયનિવારણનો અને ન્યાય મેળવવાનો અસહકારની લડત વિના કોઈ પણ માર્ગ રહ્યો નથી એ જોઈને મ. ગાંધીએ તા. ૧લી ઑગસ્ટ ૧૯૨૦ને રોજ એ લડતની જાહેરાત કરી; અને તેને માટે કલકત્તાની ખાસ બેઠકમાં મહાસભાની સંમતિ પણ મેળવી લીધી. એ બેઠકમાં મહાસભાએ અસહકારનો નીચેનો કાર્યક્રમ માન્ય કર્યો :

(૧) સન્માનદર્શક ખિતાબો અને અધિકારોનો ત્યાગ.

(૨) સરકારી દરબારો, ઉત્સવો ઇ. સમારંભો સાથે અસહકાર.

(૩) સરકારી તેમ જ સરકારમાન્ય શાળાઓમાંથી છોકરાઓને ઉઠાડી લઈ તેમની કેળવણી માટે રાષ્ટ્રીય શિક્ષણ સંસ્થાઓની સ્થાપના.

(૪) વકીલો અને અસીલો બન્ને તરફથી બ્રિટિશ સરકારની અદાલતોનો બહિષ્કાર, અને ખાનગી પંચાયતોની સ્થાપના.

(૫) મેસોપોટેમિયામાં મોકલવા માટે ભરતી કરવામાં આવતી લશ્કરી તથા મુલકી નોકરીઓનો બહિષ્કાર.

(૬) મૉંટ-ફર્ડ સુધારા હેઠળની ધારાસભાઓ તેમ જ તે માટેની ચૂંટણીઓનો બહિષ્કાર.

(૭) પરદેશી માલનો બહિષ્કાર.

એમાં ધારાસભાના બહિષ્કારની સામે દેશબંધુ દાસ વગેરેનો તાત્ત્વિક વિરોધ હતો. આ કલમ બાદ કરતાં તેમને અહિંસક અસહકારનો કાર્યક્રમ માન્ય હતો. તેમ છતાં તેનો અમલ કરતાં પહેલાં એક વાર વિલાયત એક

પ્રતિનિધિમંડળ મોકલવું અને દરમ્યાન અસહકારના કાર્યક્રમની વિગત નક્કી કરવા માટે એક સમિતિ નીમવી, એવી દરખાસ્ત બાબુ બિપિનચન્દ્ર પાલ અને દેશબંધુ દાસે મહાસભા આગળ મૂકી. પણ એ દરખાસ્ત નામંજૂર થઈ અને મ. ગાંધીનો ઠરાવ પ્રચંડ બહુમતીથી પસાર થયો. ત્યારથી મહાસભાએ મ. ગાંધીના સત્યાગ્રહની દીક્ષા લીધી અને તે આજ સુધી તેમની જ આગેવાની હેઠળ સ્વરાજ્યની લડત ચલાવી રહી છે.

૧૯૨૦ની આખરે મૉંટ-ફર્ડ સુધારા-કાયદા હેઠળની ધારાસભાઓ માટેની પહેલી વારની ચૂંટણીઓ થઈ. આ ચૂંટણીઓનો બહિષ્કાર એ અસહકારની લડતનો પહેલો મોરચો હતો. દેશબંધુ દાસ વગેરે ઘણા રાષ્ટ્રીય આગેવાનો પ્રથમ જોકે આ બહિષ્કારની વિરુદ્ધ હતા, તો પણ એક વાર મહાસભાનો નિર્ણય થયા પછી તેમણે તે માન્ય કર્યો અને મ. ગાંધીનું નેતૃત્વ સ્વીકારીને તેઓ એ લડતમાં સામેલ થયા. તેમણે અને પં. મોતીલાલ નહેરુએ વકીલાતનો ધીકતો ધંધો પણ છોડી દીધો અને અદાલતોના બહિષ્કારનો કાર્યક્રમ પણ અમલમાં મૂક્યો; અને ચૂંટણીના બહિષ્કારથી શરૂ થયેલી આ લડતને ૧૯૨૦ના ડિસેંબરમાં નાગપુરમાં ભરાયેલી મહાસભાએ બહાલી આપ્યા પછી ૧૯૨૨માં મ. ગાંધીને રાજદ્રોહના ગુના માટે છ વરસની સજા થઈ ત્યાં સુધી મહારાષ્ટ્રનો કેળકર પક્ષ બાદ કરતાં એક પણ રાષ્ટ્રીય આગેવાને આ કાર્યમાં વિસંવાદી સૂર કાઢ્યો નહોતો અથવા તેમાં વિઘ્ન ઊભું કર્યું નહોતું.

૧૯૨૦ની મહાસભામાં બનેલી બીજી અત્યંત મહત્ત્વની ઘટના એ હતી કે, મહાસભાએ 'વસાહતી સ્વરાજ્ય એ ધ્યેય અને બંધારણસરની ચળવળ એ સાધન' એ સુરતના અધિવેશન વખતે વિનીતોએ તેની ઉપર લાદેલું જૂનું ધ્યેય બદલીને 'શાંતિના અને ન્યાયી માર્ગ દ્વારા સ્વરાજ્યપ્રાપ્તિ'નું નવું ધ્યેય મંજૂર કર્યું. જૂના વખતના બહિષ્કારયોગની તૂટેલી સાંકળ અસહકારયોગના રૂપમાં આ અધિવેશનમાં સાંધવામાં આવી. તે જ પ્રમાણે સ્વાતંત્ર્યવાદી પક્ષ માનભેર મહાસભામાં પ્રવેશ કરી શકે એ વિષેનો તે વખતના લો. ટિળક વગેરે આગેવાનોનો આગ્રહ મ. ગાંધીએ આ વખતે પૂરો કર્યો અને સ્વાતંત્ર્યવાદી અનત્યાચારી વીરોની શક્તિનો મહાસભામાં સમાવેશ કરી લીધો. લો. ટિળકે જે હેતુ માટે સુરતમાં વિનીતો સાથે ઝઘડો શરૂ કર્યો હતો તે હેતુ આવી રીતે ૧૯૨૦માં નાગપુરમાં પાર પડ્યો.

૧૯૨૦ના નવેમ્બરમાં વડી સરકારે આ ચળવળને અંગેની પોતાની નીતિ જાહેર કરી; અને તેમાં આ ચળવળ શરૂ કરનારાઓએ તેને માટે જે મર્યાદાઓ નક્કી કરી છે તે વટાવીને જે લોકો ભાષણ કે લેખન દ્વારા અત્યાચારોને ઉશ્કેરણી આપશે અથવા પોલીસ અને લશ્કરની વફાદારી ઢીલી કરવાનો પ્રયત્ન

કરશે તે જ લોકો સામે કાયદેસર પગલાં લેવાં, એવી અમે પ્રાન્તિક સરકારોને સૂચના આપી છે એમ જાહેર કર્યું. એટલે, મહાસભાના તેમ જ તેના આગેવાનોના અહિંસક અસહકારના ઉપદેશને લોકો આપમેળે જ તરછોડી કાઢશે, એવી તે વખતે સરકારની અપેક્ષા હોય એમ લાગે છે. પણ આ ચળવળની શક્તિ જેમ જેમ વધવા લાગી તેમ તેમ સરકાર ઉપરની નીતિ છોડી દઈને દમન શરૂ કરશે એવાં ચિહ્નો દેખાવા લાગ્યાં. એ વખતે લૉર્ડ ચેમ્સફર્ડ વિદાય થયો હતો ને તેની જગ્યાએ લૉર્ડ રીડિંગ તાજો જ વાઇસરૉયના હોદ્દા ઉપર આવ્યો હતો.

૩૧મી માર્ચ અને ૧લી એપ્રિલને રોજ બેઝવાડામાં મહાસભાની કારોબારીની અને મહાસભા સમિતિની બેઠકો થઈ. તેમાં એક કરોડ રૂપિયાનો ટિળક સ્વરાજ્ય ફાળો ઉઘરાવવો, વીસ લાખ રેંટિયા દેશમાં શરૂ કરવા, દારૂબંધી અને પંચાયતોની સ્થાપના કરવી એવો કાર્યક્રમ દેશ આગળ મૂકવામાં આવ્યો. એ જ અરસામાં સરકારે ક્રિમિનલ પ્રો. કોડની કલમ ૧૦૮ અને ૧૪૪ની રૂએ ભાષણબંધી, સભાબંધી, સરઘસબંધી અને સારી ચાલચલગત માટે જામીનની માગણી ઇ. કરીને નાગરિક હકો ઉપર તરાપ મારવાની દમનની નીતિ અખત્યાર કરવાની શરૂઆત કરી હતી. તેમ છતાં હજી કાયદાભંગનો વખત આવ્યો નથી તેથી આ જુલમી હુકમો પણ લોકોએ પાળવા એવું ધોરણ કારોબારીએ નક્કી કરી આપ્યું.

૧૯૨૧ના મેમાં પં. માલવીયજીની દરમ્યાનગીરીથી લૉર્ડ રીડિંગ અને મ. ગાંધીની એક મુલાકાત થઈ. આ મુલાકાતમાં શું બન્યું એ જોકે બહાર આવ્યું નહીં, તો પણ જ્યાં સુધી આ ચળવળ અહિંસાને માર્ગે ચાલશે ત્યાં સુધી નાગરિકત્વના મૂળભૂત હકો ઉપર તરાપ મારીને દમનની નીતિ પોતે અખત્યાર નહીં કરે એમ લૉર્ડ રીડિંગે મહાત્મા ગાંધી આગળ કબૂલ કર્યું હોવું જોઈએ; અને મ. ગાંધીએ પોતે અહિંસાની નીતિ જાળવવા માટે કેટલા જાગ્રત છે તેની ખાતરી કરાવી આપવા માટે અલીબંધુઓના ભાષણોમાંના હિંસાને ઉત્તેજન આપનારાં કેટલાંક વાક્યો માટે તેમની પાસે દિલગીરી વ્યક્ત કરાવીશ, એમ વાઇસરૉય આગળ કહ્યું હોવું જોઈએ, એમ પાછળના બનાવ પરથી જણાય છે. કારણ આ મુલાકાત પછી તરત જ અલીબંધુઓએ એક જાહેર નિવેદન કરીને પોતાના ભાષણમાં કરેલાં ભૂલભરેલાં વિધાનો બદલ દિલગીરી પ્રદર્શિત કરી અને અહિંસક માર્ગ ઉપરનો પોતાનો વિશ્વાસ ફરી જાહેર કર્યો. અલબત, આ દિલગીરી પ્રદર્શિત કરનારું નિવેદન કરવા માટે મ. ગાંધીએ જ સલાહ આપી હતી. એ પછી સપ્ટેંબર સુધી સરકારે દમનનું શસ્ત્ર ઝાઝું વાપર્યું નહીં; પણ સપ્ટેંબરમાં અલીબંધુઓ ઉપર રાજદ્રોહના ગુના માટે કેસ કરવામાં આવ્યો ને દમનની શરૂઆત થઈ. એ વખત સુધીમાં

ટિળક સ્વરાજ્ય ફાળો ઉઘરાવવાનો નિયોજિત સંકલ્પ પાર પડી ચૂક્યો હતો; અને વીસ લાખ રેંટિયા શરૂ કરવાનો સંકલ્પ પણ પૂરો થઈને ખાદીની પ્રવૃત્તિ જોશભેર શરૂ થઈ હતી. ૧૯૨૧ની જુલાઈની આખરે મુંબઈમાં ભરાયેલી મહાસભા સમિતિમાં એવો ઠરાવ થયો કે, જે સરકારે હિંદની મોટા ભાગની જનતાનો ટેકો અને વિશ્વાસ ગુમાવ્યો છે, તે સરકારના મુલકી અગર લશ્કરી નોકરોને નોકરી છોડી દેવાનો એટલે કે તેની સાથે અસહકાર કરવાનો ઉપદેશ કરવો એ દરેક હિંદી નાગરિકનો મૂળભૂત હક છે. તે જ પ્રમાણે અંકારામાં રાજ્ય કરતી તુર્કી સરકાર સામે બ્રિટિશ સરકાર યુદ્ધ જાહેર કરશે એવો સંભવ હોવાથી એવા યુદ્ધમાં હિંદી સૈનિકોએ બ્રિટિશ સરકાર સાથે સહકાર કરવો નહીં એવો પણ એક ઠરાવ આ બેઠકમાં થયો. એ પછી થોડા જ વખતમાં સાર્વત્રિક દમન જોશભેર શરૂ થયું અને તેમાં પહેલી મોટી આહુતિ અલીબંધુઓની જ લેવામાં આવી.

૮મી જુલાઈને રોજ મૌલાના મહમદઅલીએ કરાંચીમાં ભરાયેલી અખિલ હિંદ ખિલાફત પરિષદમાં ઉપર જણાવેલા ઠરાવના ધોરણને અનુસરીને એક ભાષણ કર્યું; અને તેમાં હિન્દુસ્તાનમાં કાયદાભંગની લડત શરૂ કરીને અમદાવાદની મહાસભા વખતે આપણે સ્વાતંત્ર્યનો ઝંડો રોપીશું એમ જણાવ્યું હતું. એ ભાષણ માટે તથા મૌ. શૌકતઅલીના પણ એવા જ અર્થના ભાષણ માટે તેમના પર કેસ કરવામાં આવ્યા હતા. આવી રીતે સપ્ટેંબર માસથી સરકાર અને મહાસભા વચ્ચે ખુલ્લો સામનો શરૂ થયો. નવેંબરની ૧૭મીએ ઇંગ્લન્ડના યુવરાજ મુંબઈમાં આવીને દાખલ થયા. ત્યારથી તે જ્યાં જ્યાં ગયા તે જગ્યાએ હડતાળ, વિરોધપ્રદર્શક સભા અને સરઘસો તથા પરદેશી કાપડની હોળીઓનો કાર્યક્રમ થવા લાગ્યો. યુવરાજ મુંબઈ આવ્યા તે દિવસે આખા હિન્દમાં હડતાળ પડી હતી. પણ મુંબઈમાં એ વખતે હુલ્લડો અને ખુનામરકી થઈ, ત્યારે મ. ગાંધીએ પાંચ દિવસના ઉપવાસ જાહેર કરીને એક બે દિવસમાં ફરી શાંતિ સ્થાપી. તે પછી જે જે ગામે યુવરાજ ગયા ત્યાં ત્યાં હડતાળ વગેરેનો કાર્યક્રમ ચાલુ જ રહ્યો. એ કામ માટે મહાસભાએ તેમ જ ખિલાફત કમિટીઓએ સ્વયંસેવક દળો ઊભાં કર્યાં. ડિસેંબરની ૨૫મીએ યુવરાજ કલકત્તા જવાના હતા. વાઇસરોય પણ એ વખતે ત્યાં જ હતો તેથી એ શહેરની હડતાળનું મહત્ત્વ ઘણું હતું. અને કોઈ પણ ઉપાયે ત્યાં હડતાળ પડવા ન દેવી અને કલકત્તામાં યોજવામાં આવેલો યુવરાજના સ્વાગતનો સમારંભ બરાબર ઊજવવો એવી લૉર્ડ રીડિંગની ભારે ઉત્કંઠા હતી. એ વખતે મહાસભાનાં તથા ખિલાફત કમિટીનાં સ્વયંસેવક દળો ગેરકાયદે જાહેર કરીને તેણે દમનનું હથિયાર ઉગ્રતાથી વાપરવાની શરૂઆત કરી હતી. એથી ઊલટું, દમનનીતિને

અંગેના હુકમોનો ભંગ કરીને લોકો સ્વયંસેવક દળોમાં જોડાય એવી જાતનો સત્યાગ્રહ મહાસભાએ જોશભેર ચાલુ રાખ્યો હતો. એ સત્યાગ્રહમાં દેશબંધુ દાસ, પં. મોતીલાલ નેહરુ, લાલા લાજપતરાય વગેરે ઘણાખરા રાષ્ટ્રીય આગેવાનો જેલમાં પહોંચી ગયા; અને સત્યાગ્રહી કેદીઓની સંખ્યા વીસ પચીસ હજાર સુધી જઈ પહોંચી તોયે સત્યાગ્રહની શરૂ થયેલી ભરતી ઊતરે એવો જરાયે સંભવ લૉર્ડ રીડિંગને દેખાયો નહીં. હિન્દુસ્તાનમાં એકની પાછળ એક એમ હજારો લોકો જેલમાં શાથી અને શી રીતે જાય છે એ કંઈ મારી સમજણમાં જ આવતું નથી અને આ ચળવળ શી રીતે અટકાવવી તેની મને સૂઝ પડતી નથી, એવો હું મૂંઝવણમાં પડી ગયો છું, એવા ઉદ્દગારો તેણે તે વખતે કાઢ્યા હતા. એ જ દૃશ્ય જોઈને, '૧૯૨૨માં મ. ગાંધીએ પોતાની મેળે જો સત્યાગ્રહની લડત બંધ કરી ન હોત તો તેમાં હિન્દુસ્તાન સફળ થવાની અણી પર હતો' એવા ઉદ્દગાર તે વખતના મુંબઈના ગવર્નર જ્યૉર્જ લૉઇડે ખાનગી વાતચીતમાં કાઢ્યાનું પાછળથી જાહેર થયેલું છે. તે ઉપરથી એ વખતની લડતનું સ્વરૂપ કેટલું તેજસ્વી અને દુર્ધર્ષ તેમ જ ઉગ્ર બન્યું હતું તેની કલ્પના આવી શકે છે. પોતાની દમનનીતિથી તથા નાગરિક હકો ઉપર તરાપ મારવાની પોતાની નીતિથી આ લડત દબાતી નથી એ જોઈને લૉર્ડ રીડિંગે ૨૫ ડિસેંબરને રોજ કલકત્તામાં થનારા યુવરાજના આગમન પહેલાં મ. ગાંધી સાથે કોઈ સમજૂતી થઈ શકે છે કે કેમ તે જોવાનો પ્રયત્ન શરૂ કર્યો.

૧૯૨૧ની આખરે મહાસભાનું અધિવેશન અમદાવાદમાં ભરાયું તે અરસામાં આ સમાધાનને અંગે સંદેશા શરૂ થયા. આ સમાધાનનું સ્વરૂપ સત્યાગ્રહ બંધ કરવામાં આવે, સત્યાગ્રહી કેદીઓને છોડી મૂકવામાં આવે અને એક સર્વપક્ષીય પરિષદ ભરીને તેમાં સ્વરાજ્યના પ્રશ્નનો વિચાર કરવામાં આવે એ જાતનું હતું. પણ કરાંચીની ખિલાફત પરિષદ પછી ખિલાફતની ચળવળના જે આગેવાનોને કેદમાં પૂરવામાં આવ્યા હતા તેમને ન છોડવાની મમત લૉર્ડ રીડિંગે પકડી અને આખરે તેણે એ બાબતમાં જે સમાધાન માન્ય કર્યું હતું તેને વિષે મ. ગાંધીએ તેમને મોકલાવેલો તાર તેમને મોડો મળવાથી એ સમાધાન પડી ભાગ્યું એમ કહેવાય છે. પણ એ સમાધાનનો હેતુ કોઈ પણ ઉપાયે કલકત્તામાં યુવરાજના આગમન ઉપરનો બહિષ્કાર ઉઠાવી લેવામાં આવે એટલો જ હોવાથી લૉર્ડ રીડિંગે એ મોકો ગયા પછી એવી જ જાતની શરતો ઉપર ફરી સમાધાન કરવાની સાફ ના પાડી. એટલે મ. ગાંધીએ તા. ૧ ફેબ્રુઆરી ૧૯૨૨ને રોજ વાઇસરૉયને આખરી ખરીતો મોકલીને દમન બંધ કરીને હજી પણ જનતાના નાગરિક હકો સલામત રહેશે એવી ખાતરી આપો, નહીં તો હું બારડોલી તાલુકામાં નાકરની લડત શરૂ કરીશ એમ જણાવ્યું.

વાઇસરૉયનો નાનો જવાબ તરત જ આવ્યો. એ વખતે અમદાવાદની મહાસભામાં પસાર થયેલા ઠરાવની રૂએ મહાત્મા ગાંધી મહાસભાના સર્વાધિકારી બન્યા હતા; અને આખા હિંદુસ્તાનની આંખો અને અન્તઃકરણો તેમણે પોતાના બારડોલીમાં થનારા અપૂર્વ શાંતિસંગ્રામ તરફ આકર્ષી લીધાં હતાં. પણ એવામાં ૫મી ફેબ્રુઆરીને રોજ સંયુક્ત પ્રાન્તોમાં ચૌરીચૌરા ગામે મહાસભા તરફથી કાઢવામાં આવેલા સરઘસના લોકોએ એકવીસ પોલીસ સિપાઈઓ અને એક ફોજદારની ટુકડીનો પીછો પકડી તેમને પોલીસ થાણાનો આશ્રય લેવાની ફરજ પાડી અને પછી તે થાણું સળગાવી દઈને તેમને જીવતા બાળી મૂક્યા. આ અત્યાચારના સમાચાર તારથી મ. ગાંધીને કાને આવી પહોંચ્યા. એ અગાઉ મુંબઈ, માલેગાંવ વગેરે ઠેકાણે નાનાં મોટાં હુલ્લડો થઈ ગયાં હતાં અને મલબારમાં તો મોપલા લોકોનો એક બળવો જ જાગ્યો હતો; પણ તે અત્યાચારોનો વિરોધ જાહેર કરીને મ. ગાંધીએ સમાધાન માન્યું હતું અથવા તો ઉપવાસથી પ્રાયશ્ચિત્ત કરીને આક્રમણકારી લડત તેમણે ચાલુ રાખી હતી. પણ ચૌરીચૌરાના અત્યાચારની ખબર સાંભળી પોતાનો અહિંસાનો સિદ્ધાન્ત તેમના અનુયાયીઓને તેમ જ મહાસભાના કાર્યકર્તાઓને પણ હજી ગળે ઊતરેલો નથી; અને એવામાં જ જો પોતે નાકરની આખરી સ્વરૂપની લડત ઉપાડે તો જ્યાં ત્યાં અત્યાચારો અને લશ્કરી કાયદાનો અમલ શરૂ થશે અને પોતાનો પ્રયોગ નિષ્ફળ જશે, એમ માનીને બારડોલીની લડત બિનમુદત મોકૂફ રાખવાનું તેમણે નક્કી કરીને જાહેર કર્યું. ૧૨મી ફેબ્રુઆરીને રોજ મહાસભાની કારોબારીની બેઠક બારડોલીમાં થઈ અને તેમાં કાયદાભંગનો અને હુકમભંગનો કાર્યક્રમ મોકૂફ રાખવાનું ઠરાવવામાં આવ્યું; અને મહાસભાના સભાસદ વધારવા, કાંતણનો પ્રસાર કરવો, રાષ્ટ્રીય કેળવણીની સંસ્થાઓ તથા પંચાયતો સ્થાપવી, દારૂબંધી કરવી, અસ્પૃશ્યતાનિવારણ તથા હિંદુમુસલમાનોની એકતા સાધવાના પ્રયત્નો કરવા, એવો રચનાત્મક કાર્યક્રમ ઘડવામાં આવ્યો. તે પછી ૨૪મી અને ૨૫મી ફેબ્રુઆરીને રોજ દિલ્હીમાં મહાસભા સમિતિની બેઠક ભરાઈ અને મ. ગાંધીએ પોતાના ધોરણને તેની બહાલી મેળવી લીધી. જોકે એ બેઠકમાં વિશિષ્ટ કાળે અને વિશિષ્ટ સ્થળે અમુક એક ચોક્કસ કાર્ય માટે અને એકાદ ચોક્કસ મુદ્દા પર વ્યક્તિગત સત્યાગ્રહ કરવાની પરવાનગી આપવાનો અધિકાર પ્રાન્તિક સમિતિઓને આપવામાં આવ્યો. આવી રીતે ૧૯૨૦ના સપ્ટેંબરથી શરૂ થયેલી પહેલી નિઃશસ્ત્ર ક્રાન્તિની લડત લગભગ એક વરસ અને પાંચ મહિના પછી અથવા ૧લી ઑગસ્ટથી તેની શરૂઆત ગણીએ તો દોઢ વરસ પછી બિનમુદત મોકૂફ રાખવામાં આવી. છતાં ય તેથી કંઈ મહાસભાનું અસહકારનું ધોરણ પડતું મૂકવામાં ન આવ્યું. એટલું જ નહીં, પણ ઊલટું, અહિંસક અસહકાર તથા

સત્યાગ્રહ ઉર્ફે નિઃશસ્ત્ર ક્રાન્તિ એ જ આપણા રાજકારણ પાછળની સાચી શક્તિ છે એવો તેનો વિશ્વાસ અને તેની નીતિ પહેલાંના જેવાં જ કાયમ રહ્યાં.

મ. ગાંધીએ અસહકારનો લડાયક કાર્યક્રમ બંધ કરીને કેવળ રચનાત્મક અને સંગઠનાત્મક લોકસેવાનો કાર્યક્રમ મહાસભા આગળ મૂકયો, ત્યારથી દેશમાં અનેક મતભેદ જામવા લાગ્યા અને મહાસભાના અનેક આગેવાનો તરફથી મ. ગાંધી ઉપર ટીકાઓની ઝડી વરસવા લાગી. દેશની સરકાર સામે બળવો કરવાની વૃત્તિ કેટલાક વખત માટે શાંત પડી અને જાણે એ જ શક્તિ આપસઆપસમાંના ઝઘડાઓને રૂપે પ્રગટ થઈ રહી છે એમ લાગવા માંડયું. એટલામાં મ. ગાંધી ગિરફતાર થવાના ભણકારા લોકોના કાન ઉપર અથડાવા લાગ્યા. તા. ૯મી માર્ચના 'યંગ ઇંડિયા'ના અંકમાં ગાંધીજીએ 'હું જો પકડાઉં તો' એ મથાળાનો લેખ લખ્યો અને તેમાં મહાસભાના કાર્યકર્તાઓને ખાદી, રાષ્ટ્રીય કેળવણી, હિન્દુમુસલમાન એકતા, અસ્પૃશ્યતા નિવારણ વગેરે રચનાત્મક કાર્યક્રમ ચાલુ રાખવાનો તથા અહિંસાના વ્રતનું પાલન કરવાનો ઉપદેશ આપ્યો. તા. ૧૩મી માર્ચને રોજ મ. ગાંધીને રાજદ્રોહના આરોપસર ગિરફતાર કરવામાં આવ્યા અને તેમની સામેનો કેસ અમદાવાદમાં સ્પેશલ જજ મિ. બ્રુમફીલ્ડ આગળ ૧૮મી માર્ચને રોજ શરૂ થયો. મ. ગાંધીએ ન્યાયાધીશને એક લેખિત નિવેદન આપ્યું. તેમાં તેમણે પોતે ૧૮૯૩ની સાલમાં દક્ષિણ આફ્રિકા ગયા ત્યારથી પોતાના જાહેર જીવનની શરૂઆત શી રીતે થઈ, ત્યાં સત્યાગ્રહની લડત ચલાવ્યા છતાં પણ પોતે સામ્રાજ્યને વફાદાર કઈ રીતે રહ્યા હતા, પછી રોલેટ કાયદા, જલિયાંવાલા બાગનો હત્યાકાંડ, ખિલાફત વગેરે ઘટનાઓથી તેમની સામ્રાજ્યનિષ્ઠાને શી રીતે આઘાત પહોંચ્યો, હિન્દમાં કાયદાથી પ્રસ્થાપિત થયેલું રાજ્ય જનતાને ચૂસી લેવાને ધોરણે શી રીતે ચાલી રહેલું છે, આ દેશમાં દેશભક્તિ એ જ ગુનો શી રીતે થઈ પડેલો છે, લોકો ઉપર દમનની દેહશતનું જ રાજ્ય ચાલતું હોવાથી લોકો કેવા નિર્વીર્ય બનેલા છે અને ૧૨૪ (अ)મી કલમ એ કાયદાનો મુગટમણિ કઈ રીતે છે તે બધી વાતોનું વિગતવાર વિવેચન મ. ગાંધીએ પોતાના નિવેદનમાં કરેલું છે. તે નિવેદનમાં આગળ જતાં તેઓ કહે છે :

"હિન્દી નાગરિકની સ્વતંત્રતા કચડી નાખવા માટે ઘડવામાં આવેલી રાજદ્વારી કલમોમાં ૧૨૪(अ) કલમ સર્વોપરી છે. તે કલમનું તહોમત મારા પર મૂકવામાં આવ્યું છે એને હું મારું સદ્‌ભાગ્ય સમજું છું. પ્રીતિ કંઈ કાયદાથી પેદા થનારી કે નિયમમાં રહેનારી વસ્તુ નથી. માણસને જો કોઈ શખ્સ કે વસ્તુ પ્રત્યે પ્રીતિ ન હોય તો જ્યાં સુધી તે મારફાડ કે ખુનામરકીનો ઇરાદો ન રાખતો હોય, અગર તો ખુનામરકીને ઉત્તેજન કે ઉશ્કેરણી ન કરતો હોય, ત્યાં સુધી તેને પોતાની અપ્રીતિ દર્શાવવાનો પૂરેપૂરો

અખત્યાર હોવો જોઈએ. પરંતુ જે કલમમાંનો આરોપ ભાઈ શંકરલાલ બેંકર ઉપર તેમ જ મારા ઉપર મૂકવામાં આવ્યો છે તે મુજબ તો માત્ર અપ્રીતિ ફેલાવવી એટલું પણ ગુનો છે. આ કલમ નીચે ચાલેલા કેટલાક મુકદ્દમાઓ મેં તપાસ્યા છે અને હું જાણું છું કે હિંદના કેટલાક મોટામાં મોટા પ્રજાના માનીતા પુરુષોને એ કલમ હેઠળ સજાઓ કરવામાં આવી છે અને તેથી આ કલમ હેઠળ મારા પર આરોપ મુકાયો એમાં હું મારી મોટી ઇજ્જત થઈ સમજું છું. મારી અપ્રીતિનાં કારણોની ટૂંકામાં ટૂંકી રૂપરેખા આપી દેવા મેં ઉપર પ્રયત્ન કર્યો છે. કોઈ પણ અમલદાર કે કારભારી સામે મારે અંગત કે વ્યક્તિગત એવું કશું જ વેર નથી, તો રાજાની સામે તે મારે અપ્રીતિ હોઈ જ શી શકે? પણ જે સરકારે અગાઉના બીજા કોઈ પણ રાજ્યતંત્ર કરતાં સરવાળે હિંદુસ્તાનનું અહિત જ વધારે કર્યું છે, તેની સામે અપ્રીતિ થવી એને હું સદ્‌ગુણ જ સમજું છું. બ્રિટિશ હકૂમત હેઠળ હિંદમાં અગાઉ કોઈ કાળે ન થયેલો એટલો મર્દાનગીનો લોપ થયો છે. આવી મારી માન્યતા હોવાથી એવા રાજ્યતંત્રને વિષે મનમાં પ્રીતિ હોવી એને હું પાપ માનું છું. . . . મારા નમ્ર અભિપ્રાય મુજબ તો બૂરાઈની સામે અસહકાર કરવો એ નેકીની જોડે સહકાર કરવાના જેટલી જ માણસની ફરજ છે. પણ બૂરાઈ કરનારની સામે ઇરાદાપૂર્વક હિંસા અખત્યાર કરીને જ એનો અસહકાર પ્રદર્શિત કરવાની પ્રથા આજ સુધી દુનિયામાં ચાલતી આવી છે. હું મારા દેશવાસીઓને બતાવી આપવા મથી રહ્યો છું કે, હિંસાવૃત્તિથી ચલાવેલો અસહકાર સરવાળે દુનિયામાં બૂરાઈને ઘટાડવાને બદલે વધારવાનું જ હથિયાર બને છે; અને બૂરાઈને નભાવવાનું એકમાત્ર સાધન હિંસા હોવાથી પોતા તરફથી તેને મળતો ટેકો ખેંચી લેવા માગનારે હિંસાનો નિઃશેષ ત્યાગ કરવો રહ્યો. એવી અહિંસાવૃત્તિમાં બૂરાઈ જોડે અસહકાર કરવા જતાં ખમવા પડનારાં દુઃખોને સ્વેચ્છાપૂર્વક માથે લેવાં જોઈએ, એ આવી જ જાય છે. તેથી કાયદાની નજરે જે મારો ઇરાદાપૂર્વક કરેલો ગુનો ગણાય અને છતાં મારી પોતાની નજરમાં જે શહેરી તરીકેનો માણસનો સર્વોપરી ધર્મ છે, તેને સારુ આકરામાં આકરી સજા માગી લેવા અને તે સજા આનંદપૂર્વક માથે ચઢાવવા હું અહીં ઊભો છું. જજસાહેબ, આપને માટે એટલો જ માર્ગ ખુલ્લો છે કે, જે કાયદાનો અમલ કરવાનું તમને સોંપવામાં આવ્યું છે, તે કાયદો જ ખરું જોતાં દુષ્ટ છે અને હું વસ્તુતઃ નિર્દોષ છું:એમ જો તમે માનતા હો તો, તમારે તમારી જગ્યાનું રાજીનામું આપી દેવું ને એ રીતે પાપની ભાગીદારીમાંથી નીકળી જવું. આથી ઊલટું, જે તંત્ર અને જે કાયદો ચલાવવામાં તમે અત્યારે મદદ કરી રહ્યા છો, તે હિંદની પ્રજાને સારુ હિતકર છે અને તેથી મારી પ્રવૃત્તિ જાહેર હિતને નુકસાન કરનારી છે એવો જો તમારો વિશ્વાસ હોય તો તમને ઘટે છે કે, તમારે મને સખતમાં સખત સજા દેવી."

અલબત, આમાંનો બીજો માર્ગ પસંદ કરીને જ ન્યાયાધીશે મ. ગાંધીને છ વરસની સજા ફરમાવીને લોકમાન્યની પરંપરા આગળ ચલાવવાનું સર્ટિફિકેટ આપ્યું! અને લોકમાન્ય ઉપર ચલાવવામાં આવેલા કેસનો પણ તેણે ઉલ્લેખ કર્યો. હિંદીઓના અંતઃકરણમાં એ વાત સ્વાભાવિકપણે જ વસી ગઈ; અને લોકમાન્યના અવસાનથી ખાલી થયેલા પોતાના હૃદયસિંહાસન પર તેમણે જે

વિભૂતિની સ્થાપના કરી હતી, તેની મહત્તા વિષેની તેની શ્રદ્ધા બેશક વધારે દૃઢ બની.

મ. ગાંધીએ ૧૯૨૦ના સપ્ટેંબર માસમાં મહાસભા આગળ પોતાનો અસહકારનો કાર્યક્રમ રજૂ કર્યો, તે વખતે તેનો અમલ કરવામાં આવે તો એક વરસમાં હિંદને સ્વરાજ્ય મળશે એમ તેમણે જણાવ્યું હતું; અને ત્યારથી લગભગ દોઢ વરસ સુધી એ કાર્યક્રમને અમલમાં મૂકવા માટે તેમણે તનતોડ મહેનત કરી અને પોતાનું બધું બૌદ્ધિક તેમ જ આધ્યાત્મિક બળ તેની પાછળ વાપર્યું. એ સમય દરમ્યાન આખા રાષ્ટ્રે પોતાનું જેટલું આત્મિક બળ હતું, અથવા તે વખતે નિર્માણ થઈ શક્યું તેટલું બધું ખરચ્યું; પણ એ બળ સ્વરાજ્યપ્રાપ્તિના મહાન કાર્યને માટે પૂરતું થયું નહીં. એ વાત સાચી હોય તો પણ રાષ્ટ્રસભાનો આ નવા માર્ગ ઉપર કાયમનો વિશ્વાસ બેઠો; અને જે મહાસભા આ પહેલાં કેવળ ઠરાવો કરીને બેસી રહેનારી એક દુર્બળ સંસ્થા હતી તેની સૂરત ફરી ગઈ અને તેને આખું વરસ અખંડપણે કાર્ય કરનારી તથા પ્રસ્થાપિત રાજ્યસત્તા સાથે સંગઠિતપણે લડત ચલાવનારી ક્રાંતિકારક સંસ્થાનું સ્વરૂપ પ્રાપ્ત થયું, એ ચમત્કાર કંઈ નાનોસૂનો ન કહેવાય. દેશબંધુ દાસ, પં. મોતીલાલ નેહરુ અને બાબુ રાજેન્દ્રપ્રસાદ જેવા ધારાશાસ્ત્રીઓ પોતાનું બુદ્ધિસર્વસ્વ અને શક્તિસર્વસ્વ રાષ્ટ્રસેવાને અર્પણ કરી, ફકીરી સ્વીકારી તેની સેવા કરવા તૈયાર થાય, તથા બીજા સેંકડો વકીલબૅરિસ્ટરો તથા ઉત્સાહી જુવાન વિદ્યાર્થીઓ આજન્મ દેશસેવા કરવાનું વ્રત લે એ વાત કંઈ સામાન્ય કોટિની ન ગણાય. હજારો લોકોએ છડેચોક કાયદાભંગ કરીને દેશભરમાં નિર્માણ કરેલું પ્રતિકારનું ઉગ્ર વાતાવરણ પોતાની દમનનીતિને જોરે શાંત પાડવામાં સફળ ન થવાથી વાઇસરૉય જેવા રાજપ્રતિનિધિને મહાસભા સાથે સમાધાનના સંદેશા ચલાવવાની ફરજ પડે, આખરે આવડી જબરદસ્ત હિલચાલ દમનને જોરે ન દબાય પણ મહાસભાના અને તેના સર્વાધિકારીના હુકમથી જ બંધ થાય અને તેમના જ હુકમ અનુસાર દેશના હજારો યુવકો અને સેંકડો આગેવાનો અને કાર્યકર્તાઓ લોકસંગઠન અને લોકસેવાનું રચનાત્મક કાર્ય કરવા મંડી જાય, એ બધી વસ્તુઓ મ. ગાંધીએ રાષ્ટ્રને આપેલી દીક્ષા કાયમ નભાવવાને માટે પૂરતી હતી. ૧૯૦૬ની સાલમાં 'વંદે માતરમ્'નો ઉચ્ચાર ન કરવા અંગેના હુકમનો ભંગ કરીને નિઃશસ્ત્ર પ્રતિકારની જે પ્રવૃત્તિ હિંદી રાજકારણમાં પ્રથમ અસ્તિત્વમાં આવી તથા જે બહિષ્કારયોગનું લો. ટિળક, બાબુ અરવિંદ ઘોષ વગેરે લોકનાયકોએ પોતાની બુદ્ધિને જોરે દર્શન કરીને તેને અમલમાં મૂકવાનો પ્રયત્ન કર્યો હતો, એ જ પ્રવૃત્તિ અને એ જ પ્રયોગ ઘણા મોટા પાયા ઉપર અને વધુ શાસ્ત્રશુદ્ધ

પદ્ધતિથી હવે મ. ગાંધીએ પ્રત્યક્ષ કરી બતાવ્યો હતો. આ પ્રયોગની એક વિશેષતા હતી અને તે જ વિશેષતા તે પ્રયોગ આટલો બધો સફળ થયો તેનું સાચું કારણ હતી. મ. ગાંધીએ આ બહિષ્કારયોગને અહિંસાનિષ્ઠાનું જે આધ્યાત્મિક અધિષ્ઠાન આપ્યું તે જ એ વિશેષતા હતી. નિઃશસ્ત્ર ક્રાંતિ અથવા સત્યાગ્રહની રચના ઉપનિષદોમાં વર્ણવેલા આત્મબળ ઉપર જ થયેલી છે એ લોકમાન્યે પહેલાં બતાવેલું હતું, એ આપણે જોઈ ગયા છીએ. નિઃશસ્ત્ર ક્રાંતિનું જો શાસ્ત્ર બનાવવું હોય તો તેને અહિંસા વિના બીજું અધિષ્ઠાન ન હોઈ શકે એ તો દેખીતું છે. આ અહિંસાશાસ્ત્રની ભૂમિકા સ્વીકારવામાં આવી નહોતી તે જ કારણે આયર્લૅન્ડમાં અસ્તિત્વમાં આવેલો નિઃશસ્ત્ર ક્રાંતિવાદ આગળ જતાં સશસ્ત્ર ક્રાંતિમાં પલટાઈ ગયો. હિંદુસ્તાનમાં પ્રથમ લો. ટિળક તથા અરવિંદ બાબુએ નિઃશસ્ત્ર ક્રાંતિનો જે પ્રયોગ કર્યો તે સરકારે દમન કરીને દબાવી દીધો અને તેનું પુનરુજ્જીવન તેમને હાથે ન થઈ શક્યું. બંગભંગના વિરોધમાં હિંદમાં હિલચાલ ચાલતી હતી તે જ વખતે મ. ગાંધીએ દક્ષિણ આફ્રિકામાં અહિંસાનો પાયો સ્વીકારીને નિઃશસ્ત્ર ક્રાંતિનો એક સફળ પ્રયોગ કરી બતાવ્યો હતો. હિંદમાં આવ્યા પછી પણ તેમણે એક બે કાર્યોમાં એ જ પ્રયોગ સફળતાથી પાર પાડ્યો હતો; અને સને ૧૯૨૦ના સપ્ટેંબર માસથી સને ૧૯૨૨ના ફેબ્રુઆરી સુધી એ પ્રયોગ વિશાળ પાયા ઉપર કરીને તેમાં પૂરેપૂરી નહીં તોયે એ પ્રયોગ ફરી કરી જોવાની લોકોમાં શ્રદ્ધા પેદા થાય એટલી સફળતા તેમણે મેળવી હતી. અલબત આ શ્રદ્ધાને અંધશ્રદ્ધાનું નામ કોઈ પણ સમજુ માણસ આપી શકે એમ અમને લાગતું નથી.

તેમ છતાં એ પ્રયોગ અણધારેલી રીતે બંધ કરવામાં આવ્યો તેથી ઘણાની તેના પરની શ્રદ્ધા ઊડી જાય એ સ્વાભાવિક હતું. તે વખતે જે ઉત્સાહી જુવાનો આ કાર્યમાં સામેલ થયા હતા અને જેમના અન્તરમાં ક્રાન્તિની જ્વાળા પ્રજ્વલિત થઈ હતી, પણ જેમને અહિંસાની વાત ગળે ઊતરતી ન હતી, તેમણે તે પછી રશિયામાંથી અહીં આવેલા કૉમ્યુનિઝમ (સામ્યવાદ)ના ક્રાન્તિશાસ્ત્રનું અવલંબન કરવાની શરૂઆત કરી; કારણ તે સમયે જુવાન પેઢીના લોકોને સશસ્ત્ર કે નિઃશસ્ત્ર એ બેમાંથી ગમે તે પણ ક્રાન્તિનો માર્ગ જોઈતો હતો. વિનીતોની બંધારણીય નીતિપર અથવા દેશબંધુ દાસ વગેરે નેતાઓએ ઉપદેશેલો ધારાસભામાં જઈને ત્યાં સરકારી તંત્રને અટકાવી પાડવાની નીતિ પર તેમને વિશ્વાસ રહ્યો ન હતો. એવા જ કેટલાક જુવાનોએ ભાઈ ડાંગેની આગેવાની હેઠળ ૧૯૨૨ના ઑક્ટોબર માસમાં 'સોશિયૅલિસ્ટ' નામનું અંગ્રેજી સાપ્તાહિક શરૂ કર્યું. એ જ અરસામાં ભાઈ માનવેન્દ્ર રાય વગેરે જે સામ્યવાદીઓ તે વખતે યુરોપમાં હતા તેમણે બર્લિનમાં 'વૅન્ગાર્ડ' નામનું એક પત્ર શરૂ કર્યું.

૧૯૧૯ની સાલમાં રશિયામાં સ્થપાયેલી 'થર્ડ ઇન્ટરનૅશનલ' નામની સામ્યવાદીઓની આખી દુનિયામાં ક્રાન્તિ કરવાના ધ્યેયને વરેલી ક્રાન્તિકારક સંસ્થાએ ૧૯૨૦માં યુરેપીય સામ્રાજ્યશાહીમાંથી મુક્ત થવા માગતા એશિયાના હિન્દુસ્તાન, ચીન, ઇરાન, તુર્કસ્તાન, અરબસ્તાન, અફઘાનિસ્તાન, ઇત્યાદિ બધા રાષ્ટ્રોને ક્રાન્તિ કરવાના કાર્યમાં સહાય કરવાની નીતિ જાહેર કરી હતી અને તે સંસ્થાનાં સૂત્રો ઠેઠ હિન્દુસ્તાન સુધી આવી પહોંચ્યાં હતાં ૧૯૨૦-૨૨નાં વરસો દરમ્યાન ઉત્તર હિન્દુસ્તાનમાં સામ્યવાદી વિચારવાળા કેટલાક લોકોએ કિસાનોની ચળવળોમાં ભાગ લેવાની શરૂઆત કરી. ૧૯૨૩માં સામ્યવાદીઓ સામે પેશાવરમાં એક કેસ ચલાવવામાં આવ્યો. ૧૯૨૪માં કાનપુરમાં એક કાવતરાનો કેસ કરવામાં આવ્યો અને તેમાં ભાઈ રાય, મુઝફ્ફર અહમદ, શૌકત ઉસ્માની, ગુપ્તા, શર્મા, શ્રૃંગાર વેલુ તથા ગુલામહુસેન એમ કુલ આઠ આરોપીઓને સંડોવવામાં આવ્યા. એમાંના રાય જર્મનીમાં હતા, શર્મા છટકી ગયા, શૃંગાર વેલુ માંદા પડ્યા અને હુસેને માફી માગી. એટલે બાકી રહેલા ચાર આરોપીઓને ચાર ચાર વરસની સજા ૧૯૨૪ના મે મહિનામાં કરવામાં આવી. આ બનાવ પછી જૂના ગુપ્ત કાવતરાંવાળા સશસ્ત્ર ક્રાન્તિકારીઓનું ધ્યાન માર્ક્સના શાસ્ત્રીય ક્રાન્તિવાદ તરફ વધુ ને વધુ આકર્ષાવા લાગ્યું. ૧૯૨૫માં કાનપુરમાં કોમ્યુનિસ્ટ પરિષદ જાહેરપણે ભરવામાં આવી અને હિંદુસ્તાનમાં કૉમ્યુનિઝમ અથવા સામ્યવાદના શાસ્ત્રીય ક્રાન્તિવાદની વિધિપૂર્વક સ્થાપના થઈ છે એવું લોકોને જાહેર કરવામાં આવ્યું! એ જ વખતે ચીનના રાષ્ટ્રીય આગેવાન ડૉ. સુનયાત્‌સેન જોડે જે જાતનું સમાધાન ત્યાંના સામ્યવાદીઓએ કર્યું, તે જ જાતના સમાધાનનો કોઈ કરાર મહાસભાના આગેવાનો જોડે કરવાનો પ્રયત્ન કોમ્યુનિસ્ટ પક્ષના આગેવાનોએ કરેલો; પણ મહાસભાના આગેવાનોએ તેમની વાત કબૂલ ન રાખી, એમ ભાઈ ડાંગેએ 'સહ્યાદ્રિ'ના ૧૯૩૮ના જાનેવારીના સમાજવાદ વિષેના ખાસ અંકમાં જણાવેલું છે.

૧૯૨૨ની સાલથી મહાસભામાં એક ધારાસભા બહિષ્કારની હિમાયત કરનારો અને બીજો ધારાસભા પ્રવેશની હિમાયત કરનારો એવા બે પક્ષો પડ્યા. પહેલો પક્ષ અસહકારના કાર્યક્રમને વળગી રહેનારો હોવાથી પ્રતિપક્ષે તેનું 'નાફેરવાદી' અથવા 'સનાતની' એવું નામ પાડ્યું; અને પોતે પોતાને માટે 'ફેરવાદી' અથવા એ પક્ષની સરખામણીમાં 'નવમતવાદી' એવું નામ ધારણ કર્યું. આ મતભેદનું બીજ ૧૯૨૦માં ભરાયેલા મહાસભાના ખાસ અધિવેશનમાં વવાયું હતું. તે પછીના દોઢ વરસના ગાળામાં લડાયક કાર્યક્રમની ચળવળને લીધે તેનો ફણગો ફૂટ્યો ન હતો. દેશબંધુ દાસે મ. ગાંધીની ધારાસભાના બહિષ્કારની નીતિનો જોરથી વિરોધ કર્યો હતો, છતાં તે સહકારવાદી

એટલે કે મૉંટેગ્યૂ સુધારાનો પૂરેપૂરો અમલ અને ઉપયોગ કરી લેવો એવા મતના કદી પણ ન હતા; અને ધારાસભામાં જઈને રાજવહીવટમાં અંતરાયો ઊભા કરવાની નીતિ તેમણે છેવટ સુધી છોડી ન હતી. ધારાસભામાં જઈને ત્યાંથી બંધારણસર વિરોધ કરવો, સતત વિરોધ કરવો, એને જ તેઓ ધારાસભાની અંદરથી કરવાનો અસહકાર એવું નામ આપતા. ૧૯૨૩માં તેમણે જે સ્વરાજ્યપક્ષ સ્થાપ્યો તેનું ધોરણ મૉંટેગ્યૂ સુધારાનો કાયદો રદ કરાવીને સંપૂર્ણ સ્વરાજ્યનો કાયદો કરવાની સરકાર બાંયધરી ન આપે ત્યાં સુધી, અને ઓછામાં ઓછું પ્રાન્તિક સ્વરાજ્યની સ્થાપના કરવામાં ન આવે ત્યાં સુધી, હોદ્દા સ્વીકારીને સરકાર સાથે સહકાર ન કરતાં તેનો અખંડપણે વિરોધ કરવાનું હતું. પં. મોતીલાલ નેહરુ તથા દેશબંધુ દાસને આ નીતિમાં મ. ગાંધીના અહિંસક અસહકારના સિદ્ધાન્તથી કશું વિરોધી કે વિસંગત છે એમ લાગતું નહોતું; અને તેથી તેઓ પોતાને અસહકારી કહેવડાવતા. ૧૯૨૩માં દિલ્હીમાં ભરાયેલી મહાસભાની ખાસ બેઠકમાં આ પક્ષને ધારાસભામાં જઈને કાર્ય કરવાની રજા આપવામાં આવી અને ૧૯૨૩ની આખરે થયેલી ચૂંટણીઓમાં આ પક્ષનો વિજય થયો અને તેના ઉમેદવારો બહુમતીથી ચૂંટાઈ આવ્યા.

૧૯૨૪ના જાનેવારી મહિનામાં મ. ગાંધી 'એપેંડિસાઇટિસ'ના વ્યાધિથી એકાએક માંદા પડ્યા; અને તેમને તરતોતરત ઑપરેશન કરવામાં આવ્યું તેથી જ તેમની જિંદગી બચી. કર્નલ મૅડૉકે તેમને યરોડાની જેલમાંથી ખસેડી, પૂનાની સસૂન હૉસ્પિટલમાં લઈ જઈને ઑપરેશન કર્યું હતું. તે પછી સરકારે તેમનો બિનશરતી છુટકારો કર્યો. માંદગીમાંથી સાજા થઈને ઊઠ્યા પછી તેઓ કેટલાક દિવસ હવાફેર માટે જુહૂ રહેવા ગયા. પછીથી ત્યાં જ પં. મોતીલાલ નેહરુ તથા દેશબંધુ દાસે તેમની મુલાકાત લીધી અને ત્યાં તેમની સાથે ધારાસભા પ્રવેશની બાબતમાં જે ઝઘડો ચાલુ હતો તેને અંગે સારી પેઠે ચર્ચા કરી. પરંતુ બેઉ પક્ષો કેમે કરીને એકમત ન થઈ શક્યા. તેમ છતાં મહાસભાએ તેમને ધારાસભામાં જવાની રજા આપેલી છે, એટલે તેમના કામમાં કોઈએ અંતરાય નાખવો નહીં, બલ્કે તેમને બની શકે તેટલી મદદ કરવી, એ વાત ગાંધીજીએ સ્વીકારી. અને બીજી તરફથી દાસ અને નેહરુએ ધારાસભાની અંદર અને બહાર ગાંધીજીનાં બધાં રચનાત્મક કાર્યોને પોતે આપી શકે તેટલી મદદ આપવાનું કબૂલ કર્યું; એટલું જ નહીં, પણ આપણી સાચી શક્તિ ધારાસભાની બહારના રચનાત્મક કાર્યક્રમમાં જ રહેલી છે અને જ્યારે પોતાનું ધારાસભામાંનું કામ કશા ઉપયોગનું નથી એમ અમને સમજાશે, ત્યારે અમે ધારાસભાઓ છોડી દઈને બહાર આવીશું અને ગાંધીજીની

આગેવાની હેઠળ મહાસભાની શિસ્ત પાળીને કાયદાભંગની કે સત્યાગ્રહની ચળવળ ચલાવવાને તૈયાર થઈશું, એવી પણ તેમણે મ. ગાંધીને લેખિત કબૂલાત આપી અને તેને જાહેર પણ કરી! તેઓ તે વખતના પોતાના નિવેદનમાં જણાવે છે:

"અમારો એવો ચોક્કસ અભિપ્રાય છે કે, ધારાસભાની બહાર થતા રચનાત્મક કાર્યના આધાર વિના અમારા ધારાસભાની અંદરના કાર્યની શક્તિ તેમ જ અસર અવશ્યપણે ઓછી થયા વિના નહીં રહે . . . ખરું જોઈએ તો, રચનાત્મક કાર્યની બાબતમાં, અમારું એવું માનવું છે કે, ધારાસભાની અંદરની અને બહારની પ્રવૃત્તિઓ અરસપરસ પોષક બને તો, જે શક્તિ ઉપર આખરે આપણે આધાર રાખીએ છીએ, તે જ શક્તિને પુષ્ટિ મળશે. આ બાબતમાં મહાત્મા ગાંધીની સવિનય કાનૂનભંગ વિષેની સૂચના અમે જરાયે સંકોચ વગર સ્વીકારીએ છીએ. અમે તેમને ખાતરી આપીએ છીએ કે, જે ક્ષણે અમને એમ લાગે કે સ્વાર્થથી અંધ બનેલી નોકરશાહીના દુરાગ્રહનો સામનો સત્યાગ્રહ વિના અથવા સવિનય કાયદાભંગ વિના કરવાનું બનતું નથી તે જ ક્ષણે અમે ધારાસભાઓમાંથી નીકળી જઈશું અને ત્યાં સુધીમાં સત્યાગ્રહની લડત આપવાને માટે જો દેશ તૈયાર થયેલો નહીં હોય તો તેને તે માટે તૈયાર કરવાને તેમને મદદ કરીશું અને સત્યાગ્રહનો અથવા કાયદાભંગનો નક્કર કાર્યક્રમ એક થઈને પાર પાડવા માટે અમે કોઈ પણ જાતની મર્યાદા કે સંકોચ વિના તેમની દોરવણી મુજબ મહાસભા દ્વારા અને તેની શિસ્તમાં રહીને કાર્ય કરીશું."*

આવી રીતે જ્યાં સુધી કાયદાભંગનો પ્રસંગ ઊભો થયો નથી તથા તેને માટેની પૂરી તૈયારી થયેલી નથી, ત્યાં સુધી સ્વરાજ્યપક્ષે ધારાસભામાં કામ કરવું અને ધારાસભાના બહિષ્કારની હિમાયત કરનારાઓએ બહાર લોકસંગઠનનું રચનાત્મક કામ ચાલુ રાખવું; જ્યારે ધારાસભામાં રહીને કરેલા વિરોધ આગળ સરકાર નમતું આપતી નથી એમ સિદ્ધ થાય, ત્યારે સ્વરાજ્યપક્ષે મ. ગાંધીને આવીને મળવું અને તેમના ઝંડા નીચે તથા મહાસભાની શિસ્તમાં રહીને સત્યાગ્રહસંગ્રામમાં જોડાવું, અને દરમ્યાન મ. ગાંધીએ તથા તેમના રચનાત્મક કાર્ય કરનારાઓએ સ્વરાજ્યપક્ષને બહારથી બની શકે તેટલી મદદ કરવી, એવું સમાધાન મ. ગાંધી જેલમાંથી બહાર આવ્યા પછી ચાર છ મહિનામાં કાયમ થયું; અને ૧૯૨૪ની આખરે મ. ગાંધી તથા દેશબંધુ દાસ વચ્ચે થયેલા આ સમાધાનને બેલગામના અધિવેશનમાં મહાસભાએ બહાલી આપી. મ. ગાંધીની ગેરહાજરીમાં મહાસભામાં પડેલાં બે તડ તેમણે બહાર આવતાં જ સાંધી દીધાં અને બહારનું રચનાત્મક કાર્ય અને ધારાસભાની અંદરનું બંધારણસરના વિરોધનું કાર્ય એ બેઉની એક ગાંઠ વાળીને ધારાસભાની અંદરનો વિરોધ સરકારને જેર ન કરી શકે તો ફરી બધાએ એક થઈને સત્યાગ્રહની લડત ચલાવવાનું શરૂ કરવાની નવી નીતિ ઘડી કાઢી. ૧૯૨૪ના ડિસેંબરમાં મ. ગાંધી પોતે જ

* 'હિસ્ટરી ઑફ ધ કોંગ્રેસ' – સીતારામૈયા, પૃ. ૪૬૧–૬૨.

મહાસભાના પ્રમુખ બન્યા અને તે પછી થોડા જ દિવસમાં બંગાળમાં જઈને તેમણે દેશબંધુની સહાયથી સત્યાગ્રહની બીજી લડતની યોજના ઘડી કાઢી. પણ દેશના દુર્દૈવે કરીને ૧૯૨૫માં જ દેશબંધુ દાસનું અવસાન થયું અને મ. ગાંધીએ બંગાળની સફર કરીને સત્યાગ્રહની બીજી લડતની જે તૈયારી કરી હતી તે આખરે નકામી પડી એવો લોકોને ભાસ થયો.

દેશબંધુ દાસના અવસાન પછી પં. મોતીલાલ નેહરુ સ્વરાજ્ય પક્ષના નેતા થયા. મોંટેગ્યૂ સુધારાને અંગે સ્વરાજ્યપક્ષનું ધોરણ ટૂંકમાં એવું કહી શકાય કે, સુધારાનો કાયદો બદલવા વિષે કોઈ પણ જાહેર બાંયધરી આપવામાં ન આવે તેમ જ પ્રાન્તિક સરકારના મંત્રીમંડળોની સત્તા પૂરેપૂરી સ્વતંત્રતાથી ચાલવા દેવામાં આવશે એવી ખાતરી ન મળે, ટૂંકમાં કહીએ તો, મહાસભા સાથે કોઈ પણ જાતની સમજૂતી સરકાર ન કરે, ત્યાં સુધી પ્રધાનમંડળો રચવામાં સામેલ થવું નહીં. ૧૯૨૬ના ગૌહત્તીમાં ભરાયેલા મહાસભાના અધિવેશનમાં પ્રમુખ શ્રીનિવાસ આયંગર પોતાના ભાષણમાં કહે છે, 'પ્રધાનપદો ન સ્વીકારવાની નીતિ કાયમની કે બિનશરતી અથવા નિરપવાદ નથી. દેશબંધુ દાસે ફરીદપુરથી જે શરતો સૂચવી હતી તે કે તેના જેવી શરતો માન્ય થાય નહીં ત્યાં સુધી આ નીતિમાં ફેરફાર ન થઈ શકે, અને કરવો ઇષ્ટ પણ નથી.' આપણી માગણી પાછળ ધારાસભામાં જઈને અંતરાય નાખવાની નીતિ, બહારના રચનાત્મક કાર્યક્રમ અને આખરી ઇલાજ તરીકે સત્યાગ્રહ — એવું એ રાજકારણ હતું. દરેક માગણીની પાછળ તેનો અમલ કરાવવાને માટે કોઈ પણ જાતનું બળ હોવું જોઈએ અને તે બળનું અંતિમ સ્વરૂપ પ્રત્યક્ષ પ્રતિકાર સુધી પહોંચવું જોઈએ; તે માટે મહાસભાની શિસ્તનું પાલન કરવું જોઈએ અને સત્યાગ્રહ કરતી વેળાએ મ. ગાંધીની આગેવાની સ્વીકારવી જોઈએ; આ સિદ્ધાન્તો દાસ-નેહરુ પ્રણીત સ્વરાજ્યપક્ષે કદી પણ છોડયા ન હતા. અને તેથી જ મ. ગાંધી અને સ્વરાજ્યપક્ષ વચ્ચેની મીઠાશ ભરેલી મૈત્રી બેલગામના અધિવેશન પછી વધતી ગઈ; અને ૧૯૨૯ની સાલની આખરે ધારાસભાની અંદરના વિરોધથી બ્રિટિશ સરકાર આપણી સ્વરાજ્યની માગણી માન્ય કરતી નથી એમ જ્યારે સિદ્ધ થયું, ત્યારે લાહોરની મહાસભામાં પંડિત મોતીલાલ નહેરુએ ૧૯૨૪માં દેશબંધુ દાસની સાથે મળીને મ. ગાંધીને આપેલા કોલ પ્રમાણે ધારાસભાઓનો બહિષ્કાર કરવાનો તથા મ. ગાંધીની સરદારી હેઠળ સત્યાગ્રહમાં સામેલ થવાનો નિર્ણય કરીને તેવો ઠરાવ તેમણે મહાસભા આગળ રજૂ કર્યો.

મ. ગાંધી અને સ્વરાજ્યપક્ષ વચ્ચેનો વધતો જતો આ મિત્રતાનો સંબંધ મહારાષ્ટ્રના કેળકરપક્ષને ૧૯૨૫ની સાલથી જ અળખામણો લાગવા માંડ્યો હતો. ૧૯૨૬-૨૭ની ધારાસભાઓની ચૂંટણી પહેલાં તેમણે સ્વરાજ્યપક્ષમાંથી

નીકળી જઈ ને મૉંટ-ફર્ડ સુધારાનો વિરોધ કરવાની નીતિ છોડી દીધી અને તે સુધારાઓનો અમલ કરીને થાય તેટલું લોકહિત સાધવાનું નવું ધોરણ મુકરર કર્યું. આ ધોરણ મહાસભાના તેમ જ સ્વરાજ્યપક્ષના ધોરણથી વિરોધી તો હતું જ, પણ ૧૯૨૦ની સાલમાં લો. ટિળકે કૉંગ્રેસ ડેમોક્રેટિક પક્ષનું જે ધોરણ ઠરાવ્યું હતું તેના કરતાં પણ બહુ મવાળ હતું. કૉંગ્રેસ ડેમોક્રેટિક પક્ષના ધોરણમાં અને શ્રી કેળકર વગેરે મહારાષ્ટ્રીય આગેવાનોએ ૧૯૨૬ની સાલમાં સ્વરાજ્યપક્ષ છોડી દઈ ને સ્થાપેલા પ્રતિયોગી સહકારવાળા પક્ષના ધોરણમાં શો તફાવત હતો તે ધ્યાનમાં લેવાને માટે એ બે પક્ષના જાહેરનામાની બે કલમોની સરખામણી કરીએ તો તે પૂરતી થશે. પ્રતિયોગી સહકારવાળા પ્રતિસહકારી પક્ષના જાહેરનામાની પાંચમી કલમ નીચે મુજબ હતી :

"અમારું એવું માનવું છે કે, અત્યારની પરિસ્થિતિમાં આપણે માટે એક જ માર્ગ છે, અને તે પ્રતિયોગી સહકારનો એટલે કે મૉંટેગ્યૂ સુધારા જેવા છે તેવા — તે અસંતોષકારક, નિરાશાજનક અને અધૂરા છે તોયે — સ્વીકારીને તેમનો બને તેટલો ઉપયોગ કરી લેવાનો છે. સંપૂર્ણ જવાબદારીવાળું સ્વરાજ્ય આપણને જેથી કરીને જલદી મળે તે માટે અને દરમ્યાનમાં લોકો પોતાનું હિત સાધી શકે એવી તકો તેમને મળે અને અન્યાય તેમ જ જુલમનો પ્રતિકાર કરવાની તેમની શક્તિ તથા તેમનું સામાન્ય બળ વધે તે માટે આ સુધારાનો ઉપયોગ કરી શકાશે એવું અમારું માનવું છે"

આ કલમમાં પ્રતિયોગી સહકાર એટલે સુધારા ગમે તેવા હોય તો પણ તેનો સ્વીકાર કરી તેનો ઉપયોગ કરવો એટલો જ તેનો અર્થ કરવામાં આવેલો છે. પણ કૉંગ્રેસ ડેમોક્રેટિક પક્ષની નીતિ જણાવતાં લોકમાન્યના એ પક્ષનું જાહેરનામું કહે છે :

"મૉંટેગ્યૂ સુધારા કાયદાનો જેટલો બની શકે તેટલો ઉપયોગ કરીને જવાબદાર રાજ્યતંત્ર જેમ બને તેમ જલદી મેળવવાનો આ પક્ષ પ્રયત્ન કરશે. આ હેતુ પાર પાડવા માટે લોકમત જેથી કરીને અસરકારકપણે વ્યક્ત થાય એવી રીતે સહકાર અથવા બંધારણસરનો વિરોધ એ બેમાંથી જે કોઈ માર્ગ આવશ્યક લાગે તે આ પક્ષ વિના સંકોચે અખત્યાર કરશે."

મહાસભા લોકશાહી પક્ષના આ ધોરણ સાથે ઊપલા ધોરણની સરખામણી કરતાં આપણને જણાશે કે, તેમાંથી બંધારણસર વિરોધનો ઉલ્લેખ તદ્દન કાઢી નાખવામાં આવેલો છે; અને વિરોધનું ધોરણ સ્વીકારવાનું કે સહકાર કરવાનું લોકમતને અનુસરીને કરવાની વાતોનું પણ ઉપરના પ્રતિયોગી સહકારવાળા પક્ષના જાહેરનામામાં નામનિશાન રહેવા દીધું નથી. કારણ, લોકમતનું વલણ જોઈને વર્તવાનો લોકમાન્યનો અર્થ તો મહાસભાનો આદેશ પાળીને વર્તવું એવો જ હતો; અને તેથી જ તેમણે પોતાના પક્ષનું નામ 'કૉંગ્રેસ ડેમોક્રેટિક પાર્ટી' (મહાસભા લોકશાહી પક્ષ) રાખ્યું હતું. હવે કેળકર પક્ષને તો મહાસભા

સામે બળવો કરવો હતો, તેથી ' કૉંગ્રેસ ડેમોક્રેટિક ' જેવું નામ ધારણ કરવાનું તેને શક્ય ન હતું. લોકમાન્યનો સંબંધ ક્યાંક રાખવો જોઈએ એટલા માટે તેમનો ' પ્રતિયોગી સહકાર ' એ શબ્દપ્રયોગ તેણે ઊંચકી લીધો; પણ તેની વ્યાખ્યા કરતી વખતે તેમાંના પ્રતિયોગને એટલે કે સરકાર સહકાર ન કરે ત્યારે તેનો વિરોધ કરવાના ભાવને તેમાંથી બાદ કરવામાં આવ્યો હતો! લોકમાન્યના કૉંગ્રેસ ડેમોક્રેટિક પક્ષનું જાહેરનામું પહેલી જ કલમના પહેલા વાક્યમાં જણાવે છે :

" મહાસભા પ્રત્યે અટલ વફાદારી અને લોકશાહીમાં દૃઢ વિશ્વાસ એ બે ભાવનાઓ કૉંગ્રેસ ડેમોક્રેટિક પાર્ટીનાં પ્રેરક બળ કે જીવન સમી છે."

એથી ઊલટું, કેળકર પક્ષના પ્રતિયોગી સહકારવાળા પક્ષનું જાહેરનામું તેની પહેલી જ કલમમાં મહાસભા ઉપર તથા તેમાં રહીને કામ કરનારા સ્વરાજ્યપક્ષ ઉપર નીચે મુજબની ગાળોનો વરસાદ વરસાવે છે :

" મહાસભાની તેમ જ સ્વરાજ્યપક્ષની અત્યારની નીતિ અમને તદ્દન નાપસંદ છે; કારણ કે, તે અનિશ્ચિત ધમકીઓ, પોલાં આખરીનામાંઓ અને સરકારી કારોબારી તંત્રને અસરકારક રીતે અટકાવી ન શકે કે ન લોકોનું હિત સાધી શકે એવા ધારાસભાને અંગેના કાર્યક્રમની બનેલી છે."

મતલબ કે, જે વખતે મહાસભા તથા સ્વરાજ્યપક્ષ પોતાના આધાર તરીકે કોઈ પણ જાતનું બળ નિર્માણ કરીને સરકારને પોતાની આગળ નમાવવાનો, તેમ જ બની શકે તો તેના રાજ્યતંત્રને અટકાવી પાડવાનો પ્રયત્ન કરતાં હતાં, તે જ વખતે મહાસભાની અને સ્વરાજ્યપક્ષની ધમકીઓ એ કેવળ પોલી ધમકીઓ છે, એમ કહીને આ પ્રતિયોગી સહકારવાળો પક્ષ લોકોને તથા સરકારને ભમાવીને ઊંધે રસ્તે દોરી રહ્યો હતો. મહાસભાએ અને તેના સ્વરાજ્યપક્ષે સરકારને આપેલી ધમકીઓ પોલી ન હતી અને તેણે સરકારને મોકલેલાં આખરીનામાં પણ કેવળ ભ્રામક કે કૃત્રિમ ન હતાં, એ વાત ૧૯૩૦ની સાલમાં મ. ગાંધી તથા પં. મોતીલાલ નેહરુએ સરકારને, જનતાને તેમ જ દુનિયાને પુરવાર કરી આપી; પણ એ દૃશ્ય પ્રત્યક્ષ દેખાય ત્યાં સુધી, મહાભારતના યુદ્ધમાં શલ્યે કર્ણનો કર્યો હતો તેવો મહાસભાનો તથા આખા રાષ્ટ્રનો ઉત્સાહભંગ કરવાનું એકમાત્ર કાર્ય સને ૧૯૨૬માં નવા જન્મેલા અને ૧૯૩૦માં નિજધામ પહોંચી ગયેલા આ પ્રતિયોગીપક્ષે કર્યું! સ્વરાજ્યપક્ષની અંતરાયનીતિ નિષ્ફળ ગઈ છે, તેથી હવે અમે પ્રતિયોગી સહકારનું ધોરણ અખત્યાર કરીશું, એટલે કે લોકોનું કંઈ પણ રચનાત્મક હિત સાધવા માટે બિનશરત સરકારને શરણે જઈશું, એમ કહેનારા આ પક્ષે જનતાનું વિધાયક લોકહિત પણ સરવાળે શું સાધ્યું તે ખુદ એ પક્ષ પોતે પણ બતાવી શકે તેમ નથી. રચનાત્મક લોકહિતને

નામે એ પક્ષે જો કંઈ કે કર્યું હોય તો તે એટલું જ કે, મહાસભાની શિસ્તનું જે તત્ત્વ લોકમાન્યે આમરણ પાળ્યું અને ઉપદેશ્યું, તે તત્ત્વ આ પક્ષે છોડી દીધું; અને આપણા રાજકારણની પાછળ સંગઠિત લોકશક્તિ તથા લડત આપવાનું સામર્થ્ય નિર્માણ કરવામાં આવે તો જ તે સફળ થઈ શકે છે, એ તત્ત્વ મહાસભાને શીખવવા માટે લોકમાન્યે આખો જન્મારો જે પ્રયત્નો કર્યાં, તે બધા પર પાણી ફેરવ્યું; અને જે મહાસભા એ લોકશક્તિને સંગઠિત કરી રહી હતી અને તેને જોરે સરકારનો સામનો કરવાની તાલીમ રાષ્ટ્રને આપતી હતી, તે મહાસભા સામે બળવો કરવાનો નુકસાનકારક દાખલો પોતાના વર્તનથી તેણે પૂરો પાડ્યો. કૈ. રાનડેએ ડેક્કનસભા સ્થાપન કરી તે વખતે લોકમાન્યે જે માટે તેમનો દોષ કાઢ્યો, પછી જ્યારે સુરેન્દ્રબાબુએ મહાસભા છોડી દઈને પ્રાગતિક પરિષદ સ્થાપી ત્યારે લોકમાન્યે જે કારણસર તેમનો વાંક બતાવ્યો, તે જ વાત પ્રતિસહકારવાદી પક્ષે ૧૯૨૬થી ૧૯૩૦ની સાલ સુધી ચાલુ રાખી અને અત્યારનો લોકશાહી સ્વરાજ્યપક્ષ પણ એ જ નુકસાનકારક કાર્ય આગળ ચલાવી રહ્યો છે. દેશબંધુ દાસ તથા પં. મોતીલાલ નેહરુએ મ. ગાંધીનો ગમે તેટલો વિરોધ કર્યો હશે, તો પણ તેમની નીતિ મહારાષ્ટ્રના પ્રતિસહકારી ઉર્ફે લોકશાહીપક્ષની નીતિથી કેટલી ભિન્ન હતી એ અત્યારસુધી કરેલા વિવેચન ઉપરથી સ્પષ્ટ માલૂમ પડશે.

શ્રી કેળકરની આગેવાની સ્વીકારીને મહારાષ્ટ્રના લોકમાન્યના પક્ષના જે લોકો ચાલતા હતા, તેમનો એટલે તેમના રાજકીય ધોરણનો આટલો બધો અધઃપાત શાથી થયો, એનો રાજકીય દૃષ્ટિથી એક તાત્ત્વિક ખુલાસો થાય તેવો છે. તે એ કે, લોકમાન્યની હયાતીમાં જ તેમના પક્ષમાં બે ઉપપક્ષો હતા. તેમાંનો એક ઉપપક્ષ ક્રાન્તિકારક પક્ષને વધારે મળતો હતો અને બીજો બંધારણવાદી પક્ષને વધારે મળતો હતો. લોકમાન્યના અનુયાયીઓમાં પહેલા પક્ષના લોકો એટલે કે પહેલી વૃત્તિવાળા લોકો શ્રી. કાકાસાહેબ ખાડિલકર, અણ્ણાસાહેબ પરાંજપે તથા ગંગાધર દેશપાંડે વગેરે હતા; અને બીજા પ્રકારની વૃત્તિવાળાઓમાં શ્રી કેળકર તથા દાદાસાહેબ કરંદીકર વગેરેનો સમાવેશ થતો. ૧૮૯૫–૯૬ની સાલમાં લોકમાન્યે જ્યારે પોતાનું રાજકારણ શરૂ કર્યું ત્યારે તે બીજા પ્રકારની વૃત્તિવાળા લોકોને માફક આવે તેવું હતું. પણ પાછળથી વખત જતાં તે રાજકારણનો પૂરેપૂરો વિકાસ થયો અને જે જે વખતે તેણે ઉગ્ર ક્રાન્તિ-કારક સ્વરૂપ ધારણ કર્યું, તે તે વખતે શ્રી. કેળકર કરંદીકર, વગેરેનો લોકમાન્યની સાથે તીવ્ર મતભેદ થયો હતો, અને ગોખલેપક્ષ સાથે તેમનો સંબંધ વધવા લાગ્યો હતો. તા. ૨૭ એપ્રિલ ૧૯૧૦ને રોજ માંડલેથી લખેલા એક કાગળમાં લોકમાન્ય ટિળક લખે છે, "કેળકર અને ખાડિલકરનું કામ એક રાગે ચાલતું

હશે એમ આશા રાખું છું. તેમનો ઉત્સાહ, તેમની કુનેહ અને સાવચેતીની વૃત્તિ પર, પણ ખાસ તો તેમની એકતા ઉપર, મારી બધી મદાર છે." આ વાક્યમાં લોકમાન્યનો આશય એક કરતાં વધારે અર્થવાળો છે એમ અમને લાગે છે. શ્રી કેળકર એ રાજકારણમાંની મૂર્તિમાન સાવધાનતા અથવા સાવચેતીની વૃત્તિ છે અને શ્રી ખાડિલકર મૂર્તિમાન ઉત્સાહ છે, એમ તે વખતે લોકમાન્યને લાગતું હોય, અને પોતાના વિકાસ પામતા જતા ક્રાન્તિકારી રાજકારણને એ બન્નેની આવશ્યકતા છે એવી તેમની ભાવના હોય, તો તેમાં નવાઈ પામવાનું કારણ નથી. પણ લોકમાન્યના અવસાન પછી તેમનો રાજકારણ-માંનો 'ઉત્સાહ' મ. ગાંધીને આવીને મળ્યો; અને સાવચેતીની કાચલી એકલી ઉત્સાહનું કોપરું કાઢી નાંખીને કેળકરપક્ષના સ્વરૂપમાં બાકી રહી! અંદરના કોપરાંની વૃદ્ધિ અને સંરક્ષણ માટે કાચલીની જરૂર હોય છે; પણ એક વાર કોપરું પૂરેપૂરું વધી રહે પછી કાચલી ભાંગી નાખીને કોપરું કાઢી લેવું પડે છે. લોકમાન્યના રાજકારણના વિકાસમાં ૧૯૦૫થી ૧૯૦૮ સુધીના કાળમાં તેની એવી અવસ્થા થવા માંડી હતી, પણ તે જ અરસામાં તેમને જેલ જવાનું આવ્યું. તે પછી ફરી ૧૯૨૦ની સાલમાં એવી જ સ્થિતિ આવી હતી, પણ તેજ વખતે તેમનું અવસાન થયું. તેમની હયાતીમાં જે ઉત્સાહી લોકોએ પોતાના અંતઃકરણમાં ક્રાન્તિની વૃત્તિનો વિકાસ સાધ્યો હતો અને તેને કેળવી હતી, તેઓ મ. ગાંધીના નિઃશસ્ત્ર ક્રાન્તિવાદમાં સામેલ થયા; અને જેમણે એકલી કાચલી હાથમાં રાખીને અંદરનું કોપરું જતું કર્યું, તેઓ વખતે કવખતે રાષ્ટ્રને અને મહાસભાને સાવચેતીનો ઉપદેશ કરતા કરતા દેશમાં વધતા જતા ક્રાન્તિવાદથી દૂર રહ્યા. આવી રીતે લોકમાન્યના તત્ત્વને ફગાવી દઈને મહાસભામાંથી અલગ થવા માટે મ. ગાંધીનો અહિંસાવાદ અમને માન્ય નથી, એવું ભ્રામક કારણ લોકો આગળ મૂકીને પોતે હિંસામાર્ગી ક્રાન્તિકારીઓ છે એવું આ પક્ષમાંના કેટલાક લોકો જનતાને બતાવવાનો ડોળ કરે છે! હિન્દનો સશસ્ત્ર ક્રાન્તિવાદ એ આ કાળ દરમ્યાન માર્ક્સના શાસ્ત્રીય ક્રાન્તિવાદનો આશ્રય લેતો થયો હતો, એ અમે આગળ જણાવી ગયા છીએ. આ શાસ્ત્રીય ક્રાન્તિવાદ જોડે કેળકરપક્ષનો કેટલો વિરોધ છે તે હવે લોકોને બરાબર સમજાઈ ગયું છે.

હવે મહાસભામાંથી ૧૯૨૬ના અરસામાં જ નીકળી ગયેલા અને મહારાષ્ટ્રની બહાર હિન્દી રાજકારણમાં જરાયે મહત્ત્વવિનાના આ પક્ષનું વર્ણન કરવાનું છોડી દઈને ભારતીય રાજકારણના વિકાસના ઇતિહાસ તરફ વળીએ. ૧૯૨૦ની સાલમાં લોકમાન્યની હયાતીમાં જ હિન્દી રાજકારણને આત્મનિર્ણયના સિદ્ધાંત પ્રમાણે સંપૂર્ણ સ્વરાજ્ય માટે, એટલે કે લશ્કર અને નાણાંખાતાની

સાથે મધ્યવર્તી હિન્દુસ્તાન સરકારનાં બધાં ખાતાંઓ ઉપર સત્તા મેળવવા માટે ચાલતી અખંડ લડતનું સ્વરૂપ પ્રાપ્ત થયું હતું. આ લડત ચલાવવાને ખાતર જ કૉંગ્રેસ ડેમોક્રેટિક પક્ષની સ્થાપના કરવામાં આવી હતી; અને એ જ કાર્ય મહાસભાએ પોતાના સ્વરાજ્યપક્ષ અને અસહકાર પક્ષ એ બે પક્ષો મારફતે અને મ. ગાંધીની આગેવાની હેઠળ ચલાવ્યું હતું. મૉટેગ્યૂ સુધારાનો કાયદો રદ કરાવવાનો અને સંપૂર્ણ સ્વરાજ્યનું બીજું નવું બંધારણ મેળવવા માટેનો એ ઝઘડો ૧૯૨૮ની સાલ સુધી ધારાસભામાં અંતરાયનીતિ અને બહાર રચનાત્મક કાર્યક્રમ અને તે બંને દ્વારા લોકસંગઠનના રૂપમાં ચાલુ હતો. પણ ૧૯૨૨ની સાલથી ૧૯૨૮ની સાલ સુધી તેને સરકાર પરના સીધા હુમલાનું સ્વરૂપ મળ્યું ન હતું. ૧૯૨૭માં લૉર્ડ બર્કનહેડે સાયમન કમિશન નીમીને મૉટેગ્યૂ સુધારામાં ફેરફાર કરવાની આવશ્યકતા છે કે કેમ, એ સવાલની વિચારણા શરૂ કરી. એ કમિશનમાં એક પણ હિન્દીને ન લઈને બ્રિટિશ મુત્સદ્દીઓએ હિન્દુસ્તાનના આત્મનિર્ણયના હકની પૂરેપૂરી અવગણના કરી હતી. એ જોઈને વિનીતો સુદ્ધાં બધા જ પક્ષોમાં તે કમિશનના બહિષ્કારની લાગણીનું મોજું ફરી વળ્યું; અને એ જ વરસે ડિસેંબર મહિનામાં ભરાયેલા મદ્રાસના અધિવેશનમાં પં જવાહરલાલે રજૂ કરેલો સ્વાતંત્ર્યના ધ્યેયનો ઠરાવ મહાસભાએ મંજૂર રાખ્યો. તેની સાથે સાથે જ સાયમન કમિશનનો બહિષ્કાર કરવાની ચળવળ કરવી અને રાષ્ટ્રના બધા પક્ષોને માન્ય થાય તેવી એક સ્વરાજ્યની યોજના તૈયાર કરવી, એવા બે મહત્ત્વના ઠરાવો આ અધિવેશનમાં પસાર થયા. પં. જવાહરલાલ નેહરુએ સ્વાતંત્ર્યના ધ્યેયનો ઠરાવ પસાર કરાવ્યો, તેની સાથે જ આગામી મહાયુદ્ધમાં બ્રિટિશ સામ્રાજ્યને સાથ આપવો નહીં, એવો પણ એક ઠરાવ તેમણે મહાસભા પાસે મંજૂર કરાવ્યો. એ પહેલાં પં. જવાહરલાલ નેહરુ તાજા જ યુરોપમાં જઈને આવેલા હતા અને સમાજવાદી બન્યા હતા. સમાજવાદીઓના ધોરણ મુજબ મહાસભાના રાજકારણને સર્વગ્રાહી ક્રાન્તિવાદી સ્વરૂપ આપવાનો પ્રયત્ન તેમણે એ વખતથી શરૂ કર્યો. ૧૯૨૮ તથા ૧૯૨૯ એ બે વરસો દરમ્યાન તેમણે દેશભરમાં ફરીને ઠેકઠેકાણે 'યુવક સંઘ' તથા 'સ્વાતંત્ર્ય સંઘ' નામની સંસ્થાઓ સ્થાપન કરી અને ભરતખંડના જુવાનોમાં સમાજવાદી સર્વાંગી ક્રાન્તિની વૃત્તિ પેદા કરી. પછી ૧૯૩૦ની સાલમાં મ. ગાંધીની આગેવાની હેઠળ જ્યારે હિંદુસ્તાનમાં પૂર્ણ સ્વરાજ્યનું સત્યાગ્રહ યુદ્ધ શરૂ થયું, ત્યારે જે હિન્દી જુવાનો તેમાં સામેલ થયા, તેમનામાંથી જ આગળ જતાં 'મહાસભા સમાજવાદી પક્ષ' પેદા થયો. એ ઉપરાંત ભાઈ ડાંગે વગેરે લોકોએ ૧૯૨૨ની સાલથી હિંદુસ્તાનમાં કૉમ્યુનિસ્ટ પક્ષ સંગઠિત કરવાનું કાર્ય શરૂ કર્યું હતું, તે કાર્યને ૧૯૨૪માં કાનપુર કેસના આરોપીઓ

છૂટી આવ્યા પછી ફરી જોર મળ્યું હતું. ૧૯૨૭,–'૨૮ તથા '૨૯ની સાલમાં હિંદુસ્તાનમાં મજૂર વર્ગોની હડતાળોની અને કોમ્યુનિસ્ટ પક્ષના સંગઠનની ચળવળ ખૂબ જોરમાં ચાલુ હતી, પણ આ પક્ષ ૧૯૩૦ની સાલના પ્રચંડ સત્યાગ્રહસંગ્રામથી મોટે ભાગે અળગો રહ્યો. એ લડત અગાઉ આ પક્ષના આગેવાનો સામે ૧૯૨૯ની સાલમાં મેરઠ કાવતરાનો કેસ કરીને તેમને સરકારે કેદમાં પૂરી દીધા હતા.

પં. જવાહરલાલ નેહરુ આ વખતે જ્યારે હિન્દના જુવાનોમાં સમાજવાદી ક્રાન્તિના વિચારો ફેલાવી રહ્યા હતા, તે વખતે પં. મોતીલાલ નેહરુ એક સર્વપક્ષી પરિષદ ભરીને વસાહતી ઢબના સ્વરાજ્યની એક ચોક્કસ યોજના ઘડવાનું કાર્ય કરી રહ્યા હતા; અને સરદાર વલ્લભભાઈ પટેલ મ. ગાંધીના રચનાત્મક કાર્યક્રમમાંથી સત્યાગ્રહની પ્રચંડ શક્તિ ખેડૂતોમાં શી રીતે નિર્માણ થઈ શકે છે, તે બતાવી આપવા માટે જ જાણે કે બારડોલી તાલુકામાં ૧૯૨૮ની સાલમાં નવી જમાબંધીમાં વધારવામાં આવેલું જમીન મહેસૂલ ઓછું કરાવવા માટે ત્યાંના ખેડૂતોનું સત્યાગ્રહની લડત માટે સંગઠન કરી રહ્યા હતા. પં. મોતીલાલ નેહરુ સ્વરાજ્યની યોજના ઘડી રહ્યા હતા તે વખતે તેમણે અલાહાબાદ આવવા માટે મ. ગાંધીને તાર કર્યો. તેના જવાબમાં તમે યોજના તૈયાર કરો, તે યોજના અમલમાં મુકાય તે માટે જરૂરી એવી શક્તિ નિર્માણ કરવાનું કાર્ય હું કરી રહ્યો છું, એમ ગાંધીજીએ જણાવ્યું હતું એ ઉપરથી મ. ગાંધીની રાજકારણ તરફ જોવાની દૃષ્ટિ પૂરેપૂરી વ્યક્ત થાય છે. ૧૯૨૮ની સાલમાં સરદાર વલ્લભભાઈએ બારડોલી તાલુકામાં મહેસૂલ ન ભરવાની જે લડત ચલાવી હતી તે પૂરેપૂરી યશસ્વી થઈ. એ ઘટનાથી રાષ્ટ્રનું લક્ષ ફરી પાછું સત્યાગ્રહ અને પ્રત્યક્ષ પ્રતિકાર તરફ વળે એ સ્વાભાવિક જ હતું. એ જ વરસની આખરે પં. મોતીલાલ નેહરુના પ્રમુખપણા હેઠળ કલકત્તામાં મહાસભાનું અધિવેશન ભરાયું અને તેમાં 'નેહરુ રિપોર્ટ' નામથી જાણીતી થયેલી અને સર્વપક્ષી પરિષદમાં મંજૂર થયેલી વસાહતી સ્વરાજ્યની યોજના બ્રિટિશ સરકાર એક વરસની અંદર માન્ય ન કરે તો ફરી નાકર તથા કાયદાભંગ સાથે અસહકારની લડત શરૂ કરવાનો ઠરાવ મ. ગાંધીએ રજૂ કર્યો; અને તેની સાથે જ એ લડત નેહરુ રિપોર્ટમાં આંકેલું વસાહતી સ્વરાજ્ય મેળવવા માટે નહિ પણ પૂર્ણ સ્વરાજ્ય અથવા સ્વાતંત્ર્ય માટે જાહેર કરવામાં આવશે, એમ મહાસભાએ સાફ જણાવી દીધું.

પં. મોતીલાલ નેહરુએ આવી જ જાતનો ઠરાવ વડી ધારાસભામાં રજૂ કર્યો અને આવતે વરસે અમે સત્યાગ્રહની પ્રચંડ લડત ઉપાડીશું, એવી પણ સરકારને ચેતવણી આપી. તે વખતે મહારાષ્ટ્રનો પ્રતિસહકાર પક્ષ પં. નેહરુની

આ ધમકીઓ પોલી છે તથા એ. જયકર જેવો કોઈ પણ બીજો નેતા વડી ધારાસભામાં નથી, એવો પ્રચાર 'કેસરી'ના મહારાષ્ટ્રીય વાચકોમાં કરી રહ્યો હતો. પણ લૉર્ડ ઇરવિનને આ વાત 'કેસરી'ના અધિપતિને લાગી હતી તેટલી ઉપેક્ષા કરવા જેવી ન લાગી; અને તેથી તેઓ વિલાયત જઈને મહાસભાએ શરૂ કરેલી સાયમન કમિશનના બહિષ્કારની ચળવળને શો જવાબ આપવો તેને અંગે બ્રિટિશ પ્રધાનમંડળ જોડે મસલત કરી આવ્યા. એ જ અરસામાં દેશમાં ક્રાન્તિકારી ચળવળનાં મોજાં ઊછળવા લાગ્યાં હતાં અને એ ક્રાન્તિકારીઓનાં કૃત્યોએ કેટલેક ઠેકાણે અત્યાચારનું સ્વરૂપ પણ પકડ્યું હતું. સાયમન કમિશનના બહિષ્કારનું સરઘસ લાહોરમાં નીકળ્યું, ત્યારે તેના પર જે લાઠીમાર કરવામાં આવ્યો, તેમાં લાલા લાજપતરાયને પણ માર પડ્યો અને તેને પરિણામે તેમના શરીર ઉપર જે અસર થઈ તેથી જ આખરે ૧૯૨૮માં તેમનું અવસાન થયું. તેમની આજન્મ રાષ્ટ્રસેવાને શોભાવે એવું જ વીરોચિત મૃત્યુ તેમને મળ્યું. સામ્રાજ્યશાહીને હાથે થયેલા આ અત્યાચારના કૃત્યનું વેર વાળવા માટે જ પાછળથી લાહોરમાં સૉંડર્સ નામના પોલીસ સાર્જન્ટનું ખૂન કરવામાં આવ્યું એ જાણીતું છે. આવી રીતે હિંદી રાજકારણમાં પ્રચંડ ખળભળાટ મચી ગયો હતો. ક્રાન્તિકારી વૃત્તિ એ જિતાયેલા રાષ્ટ્રના રાજકારણનું હમેશનું અધિષ્ઠાન છે. આ વૃત્તિમાંથી નિર્માણ થતા લાગણીના અને ઘટનાના એકેએક મોજા તરફ જોતાં એ વૃત્તિ ઘડીકમાં ઉપર ઊછળતી અને ઘડીકમાં નીચે બેસી જતી દેખાય છે, અને એટલા ઉપરથી જ જેમનામાં આ ક્રાન્તિકારક વૃત્તિનો અભાવ હોય છે તેમને બહિષ્કારયોગ, અસહકારયોગ, સત્યાગ્રહ, નિઃશસ્ત્ર પ્રતિકાર, ક્રાન્તિવાદ કે (સશસ્ત્ર) શાસ્ત્રીય ક્રાન્તિવાદ એ બધું પ્રજાની લાગણીના ઊભરાઓ જેવું ક્ષણિક ભાસે છે; પણ પરતંત્રતામાં દબાઈ ગયેલી જનતાની આકાંક્ષાઓ સાથે જેમનું અંતઃકરણ સમરસ થયેલું છે તેમને પ્રજાની લાગણીઓમાં આ વારંવાર ઊઠતી ભરતીઓ પરતંત્ર જનતાના અંતઃકરણમાં વસેલી સ્વાતંત્ર્યની પવિત્ર આત્મપ્રેરણા જ છે તે બરાબર સમજાય છે. પારતંત્ર્યમાંથી સ્વાતંત્ર્ય તરફ જવાની માનવી મનની જે સનાતન આત્મપ્રેરણા છે તેમાંથી જ આ ક્રાન્તિકારક વૃત્તિની ભરતી આવતી હોવાથી, સાચા લોકનાયકો અથવા લોકો પર કાબૂ ધરાવવા માગતા સાચા મુત્સદ્દીઓ તે ભરતી તરફ દુર્લક્ષ કરતા નથી. પરંતુ પરદેશીઓ પર હકૂમત ચલાવવા માટે આપણા દેશમાં આવતા બ્રિટિશ મુત્સદ્દીઓને પોતાને વહેવારકુશળમાં ખપાવતા અહીંના પ્રાગતિક વિનીત મુત્સદ્દીઓ અથવા તો એવી જ વૃત્તિવાળા બીજા રાજકીય આગેવાનો ભુલાવામાં નાખે છે; અને આ ક્રાન્તિકારી રાજકારણને બહુ મહત્ત્વ આપશો નહીં, ભોળી જનતાને ભરમાવનારા આગેવાનોએ જગાડેલો

ગાંડપણનો આ એક ક્ષણિક ઊભરો છે અને તે જોતજોતામાં શમી જશે, એમ તેઓ લોકોને પણ કહ્યા કરે છે. લોકોના અને બ્રિટિશ સામ્રાજ્યના પણ સાચા શત્રુઓ આવા આગેવાનો જ છે. પણ તે બિચારા શું કરે? એ તેમનો કુદરતી સ્વભાવ છે! જેમના અંતઃકરણમાં આ સ્વાતંત્ર્યની આત્મપ્રેરણા ઓછી હોય છે કે તેનો સદંતર અભાવ હોય છે, તેમની બુદ્ધિને હંમેશ આમ જ લાગવાનું. લોકોમાં રહેલી આ આત્મપ્રેરણા જાગ્રત કરનારા લોકનાયકો સામાન્ય જનતા મારફતે ક્રાન્તિકારી ચળવળની પ્રચંડ ભરતીઓ શી રીતે નિર્માણ કરે છે એ સવાલ તેમની બુદ્ધિને માટે એક ભારે કોયડો હોય છે; એ કોયડો ઉકેલવાની શક્તિ તેમની બુદ્ધિમાં ન હોવાથી તે લોકો સામાન્ય જનતાના દિલમાં આવેલો લાગણીનો અથવા ગાંડપણનો આ ક્ષણિક ઊભરો છે અને તે બેસી જશે એટલે લોકો પાછા ઠેકાણે આવી જશે, અને આપણી ડહાપણ ભરેલી દલીલો તે લોકો સાંભળશે ને માની જશે એવી તેમને આશા રહ્યા કરે છે. પણ એક ઊભરો બેસતો નથી ત્યાં તો બીજો ચઢે છે, એ જોયા પછી પણ તેઓ લોકલાગણીમાં આવતી આ ભરતીઓની પાછળ કોઈ પણ સનાતન આત્મપ્રેરણા છે એમ સમજતા નથી; અને બધા જ લોકો ગાંડા, પાગલ અને ડફોળ છે એમ માનીને પોતાની બુદ્ધિને મનાવી લે છે!

લૉર્ડ ઇરવિન હિંદુસ્તાન પાછો ફર્યો તે પછી તેણે તા. ૧ નવેંબર ૧૯૨૯ને રોજ એક જાહેરાત કરી. તેમાં ૧૯૧૯માં જે સુધારાનો કાયદો કરવામાં આવ્યો છે તેનો સંપૂર્ણ વિકાસ થશે એટલે તે વસાહતી સ્વરાજ્યમાં પરિણમશે, અને સાયમન કમિશનનો અહેવાલ બહાર પડ્યા પછી તેનો તથા સુધારાની બીજી જે કોઈ યોજનાઓ હોય તેની વિચારણા કરવા માટે બ્રિટિશ મુત્સદ્દીઓ, બ્રિટિશ હિન્દના હિન્દી આગેવાનો તથા દેશી રજવાડાંઓના પ્રતિનિધિઓની એક 'ગોળમેજી પરિષદ' ભરવાનો બ્રિટિશ પ્રધાનમંડળનો ઇરાદો છે એમ હિન્દને જણાવવામાં આવ્યું. દેશના વિનીત આગેવાનોનું આ જાહેરાતથી સમાધાન થયું અને સાયમન કમિશન વખતે જેમણે કેટલોક વખત અસહકારનું ધોરણ અખત્યાર કર્યું હતું તે વિનીત આગેવાનો આ નિવેદન પછી ફરી પાછા સરકારને સહકાર આપવને તત્પર થયા. પણ મ. ગાંધી અને મહાસભા એ વખતે આ ગોળમેજી પરિષદ સાથે સહકાર કરવાને તૈયાર ન હતાં. મ. ગાંધી, સર તેજ બહાદુર સપ્રુ, પંડિત મોતીલાલ નેહરુ, બૅ. ઝીણા વગેરે આગેવાનોએ આ તકે લૉર્ડ ઇર્વિનની મુલાકાત લીધી. આ મુલાકાતનો મુખ્ય ઉદ્દેશ હિન્દુસ્તાનને એકી વખતે, પાર્લમેન્ટના એક જ કાયદાથી વસાહતી સ્વરાજ્ય આપવાને બ્રિટિશ મુત્સદ્દીઓ તૈયાર છે કે નહીં, અથવા વસાહતી સ્વરાજ્યનું કેવળ અંતિમ ધ્યેય સ્વીકારીને તેનો મોંટેગ્યૂ

સુધારા જેવો એકાદ બીજો નમાલો હપતો આપણને પધરાવી દેવાનો બ્રિટિશ મુત્સદ્દીઓનો વિચાર તો નથી, એ વાતની અજમાયશ કરવાનો મ. ગાંધીનો વિચાર હતો. આ બાબતમાં જ્યારે બ્રિટિશ મુત્સદ્દીઓ આપણને કોઈ પણ જાતની બાંયધરી કે કબૂલાત આપવાને તૈયાર નથી એમ તેમને જણાયું, ત્યારે આ ગોળમેજી પરિષદ સાથે અસહકાર કરવાનું તથા કલકત્તાના અધિવેશનમાં ઠરાવ્યા મુજબ સ્વાતંત્ર્યનો ઠરાવ કરીને સત્યાગ્રહની લડત જાહેર કરવાની નીતિ પોતાના મન સાથે નક્કી કરીને મ. ગાંધી લાહોરમાં ભરાનારા ૧૯૨૯ના મહાસભાના અધિવેશનમાં હાજર થયા.

૧૯૨૯ ના ડિસેંબર મહિનામાં લાહોરમાં ભરાયેલું મહાસભાનું અધિવેશન હિંદી રાજકારણના ઇતિહાસમાં બહુ મહત્ત્વનું છે. તેના પ્રમુખપદે પં. જવાહરલાલ નહેરુની વરણી થઈ હતી. તેમણે પોતાના ભાષણમાં સમાજસત્તાક લોકશાહી રાજ્ય (સોશિઍલિસ્ટ રિપબ્લિક) આપણું અંતિમ ધ્યેય છે, એમ જાહેર કર્યું. મહાસભાના પહેલા સમાજવાદી પ્રમુખ તરીકે તેમનું એ ભાષણ આધુનિક ભારતના ઇતિહાસમાં ખાસ નોંધપાત્ર બનશે. આપણે જો આપણા દેશના દારિદ્ર્યનો અને મોટી વિષમતાનો અંત લાવવા માગતા હોઈએ, તો આપણે સમાજવાદનો જ આશરો લેવો પડશે, એમ તેમણે આ ભાષણમાં મહાસભા-ભક્તોને અને દેશની જનતાને સ્પષ્ટપણે કહ્યું. એ ધ્યેય પ્રાપ્ત કરવા માટે સમાજવાદનું સ્વરૂપ આપણા રાષ્ટ્રના મૂળ સ્વભાવને અનુકૂળ આવે એવા ફેરફાર તેમાં કરવાં જોઈશે; અને તે સિદ્ધ કરવાના ઉપાયો અને સાધનો પણ આપણા દેશની પરિસ્થિતિ તથા પરંપરા અનુસાર સ્વતંત્રપણે શોધી કાઢવાં પડશે એમ પણ તેમણે કહ્યું છે. વળી મહાસભાની આજની વૃત્તિ, ભારતીય સ્વાતંત્ર્યની લડતની આજની અવસ્થા, અને એ લડત ચલાવનારા આજના આગેવાનો, એ બધાંનો વિચાર કરતાં મહાસભા એકદમ એવી વખતે સમાજવાદી બને એ શક્ય નથી તથા સમાજવાદનો આખોયે કાર્યક્રમ તે અપનાવશે નહીં, એ વાતનું પોતાને ભાન છે એમ પણ તેમણે તે વખતે બોલી બતાવ્યું હતું. છતાં પણ પોતે કલ્પેલા આદર્શ હિન્દમાં મધ્યયુગીન રાજારજવાડાંઓને કે મૂડીવાદી યુગના આધુનિક જમાનાના ઔદ્યોગિક રાજાઓને સ્થાન નહીં હોય, એમ પણ તેમણે નિઃસંકોચપણે હિન્દના સર્વ લોકોને સંભળાવી દીધું. તેમના ભાષણમાંનો એ ભાગ ઐતિહાસિક મહત્ત્વનો હોવાથી અમે તે નીચે ઉતારીએ છીએ:

"મારે નિખાલસપણે કબૂલ કરવું જોઈએ કે, હું એક સમાજવાદી છું અને લોકશાહીનો ઉપાસક છું. જૂના જમાનાથી ચાલતા આવેલા રાજારજવાડાઓમાં તેમ જ લોકોના જાનમાલ પર તેમના કરતાં પણ વધારે કાબૂ ધરાવનારા અને જૂની ઠકરાત-શાહીની જેમ લોકોને લૂંટી ખાનારા આધુનિક જમાનાના ઉદ્યોગપતિઓ જે સમાજ-વ્યવસ્થાને લીધે પેદા થઈ શકે છે તે સમાજવ્યવસ્થામાં મને વિશ્વાસ નથી. છતાં હું

જાણું છું કે, આપણી રાષ્ટ્રીય મહાસભા જેવા ઘડતરવાળી સંસ્થાને માટે, તેમ જ હિન્દુસ્તાનની આજની પરિસ્થિતિમાં, સોએ સો ટકા સમાજવાદી કાર્યક્રમનો સ્વીકાર કરવો એ શક્ય નથી; પરંતુ આપણે એ પણ જાણવું જોઈએ કે, સમાજવાદની ફિલસૂફી આખી દુનિયાના સમાજના બંધારણમાં ધીમે ધીમે દાખલ થઈ છે અને તેને સંપૂર્ણપણે દાખલ કરવાની ગતિ અને પદ્ધતિને અંગે જ હવે મતભેદ કે ઝઘડો આપણી સામે છે. જો હિન્દુસ્તાન પોતાની ગરીબી અને વિષમતાનો અંત આણવા માગતું હોય તો તેણે પણ એ જ રસ્તે જવું પડશે. જોકે, તેમ કરતાં, તે પોતાની પરંપરાને અનુરૂપ થાય એવા ફેરફારો એ ધ્યેયમાં જરૂર કરી શકશે. તેમ જ તે ધ્યેયને પહોંચવા માટે સ્વતંત્ર પદ્ધતિ પણ યોજી શકશે."

આ ઉતારામાંનો એકેએક શબ્દ અને વાક્ય બરાબર સમજી લઈએ તો હિંદુસ્તાનમાં જે સમાજવાદ પંડિતજીના ખ્યાલ પ્રમાણે ફેલાવાનો છે તે કઈ રીતે ફેલાશે તેનો આપણને ખ્યાલ આવશે. હિંદુસ્તાનમાં લોકશાહીનું ધ્યેય ફેલાવીને રાષ્ટ્રીય વૃત્તિના વિકાસનું અને તેના સંવર્ધનનું કાર્ય લો. ટિળક અને મ. ગાંધીએ હિંદની મૂળ પ્રકૃતિને તથા વિશિષ્ટ રાજકીય પરિસ્થિતિને અનુરૂપ માર્ગે કર્યું. હિંદનો આજનો રાષ્ટ્રવાદ તેમના જ પ્રયત્નોનું ફળ ગણાય. આ રાષ્ટ્રવાદને યુરોપના રાષ્ટ્રવાદની જેમ મૂડીવાદી તથા લશ્કરશાહી રાષ્ટ્રવાદમાંથી નિર્માણ થતી સામ્રાજ્યશાહીનું સ્વરૂપ નહીં મળે, પણ તેનો સ્વાભાવિક વિકાસ તેમ જ તેનું સંપૂર્ણ સ્વરૂપ સમાજવાદનું થવું જોઈએ અને એ વિકાસ મહાસભાની મારફતે થવો જોઈએ, અથવા થઈ શકશે, એ વાત ઓળખનારા અને ઓળખીને તે મુજબ પોતાનું રાજકીય ધોરણ આંકનારા પહેલા સમાજવાદી આગેવાન પં. જવાહરલાલ નહેરુ જ ગણાય. ૧૯૨૨ની સાલથી કૉમ્યુનિઝમના રૂપમાં સમાજવાદ હિંદમાં આવ્યો, પણ તેને રાષ્ટ્રીય લડતના સ્વરૂપનું મહત્ત્વ અને તેની વિશેષતાનું બરાબર ભાન ન હતું, અને રશિયન ક્રાંતિના આંધળા અનુકરણની જ વૃત્તિ હતી. જ્યારે પં. જવાહરલાલનો સમાજવાદ અગાઉથી ચાલતી આવેલી રાષ્ટ્રીય લડતના બરાબર ફાલેલા વૃક્ષનું એક પરિપક્વ ફળ છે. આ દૃષ્ટિથી જોતાં હિંદુસ્તાનમાં સમાજવાદ સ્થાપન કરવાનો માર્ગ નહેરુની નીતિનું અવલંબન કરવાથી જ ભારતની જનતાને મળી શકશે, એમ અમારું માનવું છે. આ વાતનું ભાન સમાજવાદી યુવાન કાર્યકરોને ધીમે ધીમે થઈ રહ્યું છે, અને જે યુવાન કાર્યકર્તાઓ એક વખત પંડિતજીને ક્રાંતિવિરોધી માનતા હતા, તેમને તે ક્રાંતિવાદી છે એમ હવે માન્ય થતું જાય છે. તેમનો ક્રાંતિવાદ જોકે લોકમાન્ય ટિળકના અગાઉના ક્રાંતિવાદની જેમ રાષ્ટ્રશક્તિના વિકાસ સાથે વિકાસ પામનારો વર્ધિષ્ણુ ક્રાંતિવાદ છે. આજની મહાસભાનો મ. ગાંધીનો રાષ્ટ્રવાદ અને પં. જવાહરલાલનો સમાજવાદ એ બેની તાત્ત્વિક ભૂમિકાઓ વચ્ચેનું અંતર, તેમની વચ્ચેનું સાધર્મ્ય તથા તેમના વિરોધનો સમન્વય શી રીતે થઈ શકે છે અને

થઈ શકશે, તેનો વિચાર અમે આગળ એક સ્વતંત્ર પ્રકરણમાં કરવાના છીએ. એ વિચારનું સૂત્ર અહીં જ છોડી દઈને લાહોરની મહાસભા પછીનો રાષ્ટ્રીય ઇતિહાસ સમજી લઈએ.

લાહોરની મહાસભાએ સ્વાતંત્ર્યનું ધ્યેય જાહેર કર્યું અને ધારાસભાઓનો બહિષ્કાર કરીને ફરી સત્યાગ્રહના તથા અસહકારના યુદ્ધમાં જોડાવાને આખા રાષ્ટ્રને હાકલ કરતો ઠરાવ પસાર કર્યો. આ ઠરાવનો વિરોધ કરનારા જે ગણ્યા ગાંઠ્યા બે પાંચ માણસો હતા, તેમાં શ્રી. કેળકર તથા પં. માલવીય એ પ્રમુખ હતા; છતાંય લાહોરની મહાસભા પછી સત્યાગ્રહની જે પ્રચંડ લડત ચાલી અને જે સંધિના ગાળા દરમ્યાન લગભગ એક વરસ મોકૂફ રહીને ૧૯૩૪ની સાલ સુધી ચાલુ રહી, તે લડતમાં પં. માલવીયજી છેવટ સુધી ટકી રહ્યા; પરંતુ શ્રી. કેળકરે જોકે શરૂઆતમાં તો આ લડતનું અપૂર્વ અને જબરદસ્ત આંદોલન જોઈને તેને સાથ આપવાનો થોડોક દેખાવ કર્યો, તો પણ થોડા જ વખતમાં તેઓ તેમાંથી ખસી ગયા. અને 'હવે આ બહુ થયું' એમ લોકોને કહીને તે લડતની અને તેના આગેવાનોની ટીકા કરવાનો પોતાનો નિત્ય ધર્મ આચરવા લાગ્યા. પણ તેમની આ નિત્ય કે નૈમિત્તિક વૃત્તિની ખુદ તેમના પ્રાન્ત (મહારાષ્ટ્ર) પર પણ કશી જ અસર થઈ નહીં. સત્યાગ્રહની આ પ્રચંડ લડતમાં મહારાષ્ટ્રમાં અગાઉના ચાલતા આવેલા બ્રાહ્મણબ્રાહ્મણેતરના ઝઘડા અને પક્ષાપક્ષી પણ ઓગળી ગયાં; અને આખો મહારાષ્ટ્ર એકે અવાજે મહાસભાના ઝંડા નીચે એકત્ર થઈને બ્રિટિશ સામ્રાજ્યની સામે ઝૂઝવા લાગ્યો. લોકમાન્યના અવસાન પછી મહારાષ્ટ્રમાં અંધારયુગ શરૂ થયો હતો તેનો અંત આવ્યો, મહારાષ્ટ્રની બુદ્ધિ ઉપર બાઝેલી રાખ ઊડી ગઈ અને તેના અંતઃકરણમાં ધગી રહેલી સ્વાતંત્ર્યભાવનાના પ્રકાશમાં તેને પોતાનુ રાષ્ટ્રીય કર્તવ્ય ચોખ્ખું દેખાવા લાગ્યું. એવી જ સ્થિતિ ઓછાવત્તા પ્રમાણમાં બધા જ પ્રાન્તોની થઈ; અને મ. ગાંધીએ જગપ્રસિદ્ધ 'દાંડી કૂચ' કરીને મીઠાના કાયદાનો ભંગ કરી કાયદાભંગનું જે અહિંસક યુદ્ધ ચાલુ કર્યું તેમાં પોતાની ડંડાબાજીની બધી આપખુદ સત્તાનો ઉપયોગ કરવા છતાં લાર્ડ ઇરવિન રાષ્ટ્રનો પરાભવ ન કરી શક્યો તે ન જ કરી શક્યો. મીઠાનો સત્યાગ્રહ ચોમાસાને લીધે બંધ થવાનો વખત થવા આવ્યો ત્યાં તો જંગલ સત્યાગ્રહ શરૂ થયો. સત્યાગ્રહનો આ દાવાનળ ફેલાતો અટકાવવાને માટે મ. ગાંધી વગેરે આગેવાનોને દમનના કાયદા હેઠળ અટકમાં લેવામાં આવ્યા, પણ તેથી આ દાવાનળ ઊલટો વધારેને વધારે ફેલાવા લાગ્યો. દમનનીતિનો કોઈ પણ નવો કાયદો કે હુકમ એ કાયદાભંગની જાણે નવી તક મળી ન હોય, એવી વૃત્તિ રાખીને દેશના હજારો જુવાનો શાંતિપૂર્વક કેદખાનાંઓ ભરવા લાગ્યા; ખેડૂતોએ ના-કરની લડત

ઉપાડી; વેપારીઓ બ્રિટિશ માલનો બહિષ્કાર સંગઠિત કરવા લાગ્યા; સ્વયંસેવિકાઓ પરદેશી માલની દુકાનોએ પિકેટિંગ કરવા માટે લાઠીઓ ખાવા લાગી; મહાસભાના ત્રિરંગી ઝંડાના સરઘસોમાં ગામડાંઓમાંથી પણ હજારોની સંખ્યામાં લોકો એકઠા થવા લાગ્યા; અને બ્રિટિશ સત્તાના હુકમો અમે નહીં પાળીએ, મહાસભાના હુકમો જ અમે માનીશું, એમ પ્રત્યક્ષ આચરણથી સિદ્ધ કરવા લાગ્યા. હિંદુસ્તાનનું આખું સ્વરૂપ, આખો ચહેરો ચાર પાંચ મહિનામાં ફરી ગયો. અને આ લડતમાંથી પેદા થયેલા આત્મતેજનો પ્રકાશ આખી દુનિયામાં ચોમેર ફેલાયો !

દુનિયાના બધા વિચારવાન લોકો હિંદુસ્તાનમાં ચાલતી આ અપૂર્વ રાષ્ટ્રીય ક્રાન્તિ તરફ આશ્ચર્યથી ચકિત થઈને જોવા લાગ્યા. સરકારી સિપાઈઓના લાઠીમારને, બલ્કે ગોળીબારને પણ, લોકો તુચ્છ ગણવા લાગ્યા, અને મ. ગાંધીએ બીજી ગોળમેજી પરિષદમાં કહ્યું હતું તેમ, હિંદુસ્તાનનાં છોકરાંઓ પણ સામ્રાજ્યશાહીનો ગોળીબાર ચાલતો હતો તે વખતે ખાલી ફટાકડાના અવાજને સાંભળીને જેમ નાચે તેમ ગેલમાં આવીને નાચવા લાગ્યા ! મહાસભા હિંદમાં બ્રિટિશ રાજ્યની હરીફ સંસ્થા છે અને હિંદની જનતા પર બ્રિટિશ સત્તાનું પ્રભુત્વ ચાલતું નથી પણ એ મહાસભાની અપ્રતિહત સત્તા ચાલતી હોય એવો દેખાવ થઈ રહ્યો. પેશાવરમાં નિઃશસ્ત્ર જનતા ઉપર ગોળી છોડવાને પોતાના ઉપરી વરિષ્ઠ લશ્કરી અધિકારીઓએ ફરમાવેલા હુકમનો ભંગ કરીને 'ગઢવાલી' પલટણે પોતાની બંદૂકો નીચે મૂકી દીધી. આ રીતે હિંદુસ્તાનમાં ઊઠેલું નિઃશસ્ત્ર ક્રાન્તિનું આ પ્રચંડ મોજું બ્રિટિશ સત્તાને ઘસડી જઈને જાણે ડુબાડી દેશે એવો ભાસ થઈ રહ્યો. આ સંજોગોમાં, એટલે ૧૯૩૧ની ૨૬મી જાનેવારીને દિવસે,— મહાસભાએ પહેલો સ્વાતંત્ર્ય દિન ઊજવેલો તેને બરાબર એક વરસ થયું તે દિવસે — મ. ગાંધી તથા મહાસભાની કારોબારીના સભ્યોને જેલમાંથી મુક્ત કરીને લૉર્ડ ઇરવિને તેમની સાથે સમાધાનની વાતો શરૂ કરી અને મહાસભા સાથે લડત મોકૂફ રાખવાની 'ગાંધી–ઇરવિન કરાર'ને નામે ઓળખાયેલી સંધિ કરી.

૧૯૩૦ના શિયાળામાં ઇંગ્લન્ડમાં પહેલી ગોળમેજી પરિષદ ભરાઈ હતી. આ ગોળમેજી પરિષદમાં પાર્લમેન્ટના એક જ કાયદાથી સંપૂર્ણ સ્વરાજ્ય આપવામાં આવશે એવી કબૂલાત આપવાને લૉર્ડ ઇરવિન કે બ્રિટિશ પ્રધાનમંડળ તૈયાર ન હોવાથી, મ. ગાંધીએ તથા મહાસભાએ તેનો બહિષ્કાર કર્યો, અને તેને અનુસરીને ઇંગ્લંડની બોટમાં ન બેસતાં મહાસભાના આગેવાનો જેલમાં જઈને બેઠા. એ વખતે મહાસભા લડત બંધ કરીને ગોળમેજી પરિષદમાં હાજર રહે એ હેતુથી લૉર્ડ ઇરવિન અને મ. ગાંધી વચ્ચે સમજૂતી કરાવવાનો

પ્રયત્ન સર તેજબહાદુર સપ્રુ અને બૅ. જયકરે કર્યો હતો; અને તે સારુ પં. જવાહરલાલ નેહરુ તથા પં. મોતીલાલ નેહરુને અલાહાબાદની જેલમાંથી મહાત્મા ગાંધી પાસે યરોડાની જેલમાં લઈ જવામાં આવ્યા હતા. છતાં પણ મહાસભાના આગેવાનોને જે પ્રકારનું વચન જોઈતું હતું તે આપવા સરકાર તૈયાર ન હોવાથી આ સમાધાનનો પ્રયત્ન નિષ્ફળ ગયો, અને ડૉ. સર તેજ બહાદુર સપ્રુ તથા બૅ. જયકર બીજા વિનીત અને કોમી આગેવાનોની સાથે વિલાયત રવાના થયા. એ જ વખતે મહારાષ્ટ્રના પ્રતિસહકાર પક્ષના ચારે આગેવાનો ચાર જુદી જુદી દિશાએ મોઢાં ફેરવીને પોતપોતાને રસ્તે પડ્યા. બૅ જયકર ગોળમેજી પરિષદમાં 'હિંદુ લિબરલ' તરીકે ગયા; ડૉ. મુંજે 'હિંદુ' તરીકે ગયા; મ. ગાંધીએ પં. જવાહરલાલને છંદે ચડીને સમાધાન ભાંગી પાડ્યું, તેટલા ખાતર શ્રી. કેળકર મહાસભા પર 'કેસરી'માં ટીકા કરતા કરતા પણ ગોળમેજી પરિષદમાં હાજર રહેવાને મળેલું આમંત્રણ ન સ્વીકારતાં હિંદુસ્તાનમાં જ રહ્યા; અને લો. અણે મ. ગાંધીના ઝંડા નીચે સત્યાગ્રહમાં સામેલ થઈને જેલમાં ગયા. આ રીતે પ્રતિયોગી સહકાર પક્ષ નામશેષ થયો. પછી લોકશાહી સ્વરાજ્ય પક્ષના નામથી શ્રી. કેળકરે બૅ. જમનાદાસ મહેતાની આગેવાની નીચે તેને ફરી જન્મ આપ્યો. પણ બૅ. જયકર તથા લોકનાયક અણે આજે તેમાં નથી.

પેલી બાજુ વિલાયતમાં જે લોકો ગયા હતા, તેમણે તથા લૉર્ડ ઇરવિન વગેરે બાદશાહના અહીંના પ્રતિનિધિઓએ, હિન્દુસ્તાનની પરિસ્થિતિ વિષે બ્રિટિશ પ્રધાનમંડળને જે હકીકતો જણાવી તેની બ્રિટિશ પ્રધાનમંડળ ઉપર એવી અસર થઈ કે પહેલી ગોળમેજી પરિષદની આખરે બ્રિટિશ વડા પ્રધાન મિ. રૅમ્સે મૅકડોનલ્ડે હિન્દુસ્તાનને ડોમિનિયન સ્ટેટસ એટલે કે વસાહતી સ્વરાજ્ય આપવાનું વચન આપ્યું. એ વચન પરિષદની આખરે તેમણે આપેલા ભાષણમાં નીચેના શબ્દોથી આપવામાં આવેલું છે:

"છેવટે હું આશા રાખુ છું. વિશ્વાસ રાખું છું અને પ્રાર્થના કરુ છું કે, આપણા આ સાથે રહીને કરેલા પરિશ્રમને પરિણામે હિન્દુસ્તાનને સ્વતંત્ર બ્રિટિશ રાષ્ટ્રસમૂહમાં વસાહતની પ્રતિષ્ઠા મળવામાં જે એક ઊણપ છે તે–તેની જવાબદારીઓ તથા વિમાસણો, તેના બોજાઓ અને મુશ્કેલીઓ જ નહીં, પણ જવાબદાર રાજ્યતંત્રનું સન્માન અને પ્રતિષ્ઠા પણ — તેને મળી રહેશે."

આ જો કે તેમના વ્યક્તિગત ઉદ્‌ગાર હતા. તેમણે પોતાના પ્રધાનમંડળ વતી જે જાહેરનામું કાઢ્યું, તેમાં હિન્દુસ્તાનના રાજ્યકારભારની જવાબદારી વડી અને પ્રાન્તિક ધારાસભાઓને સોંપવી અને સંક્રમણકાળમાં વિશિષ્ટ પરિસ્થિતિને પહોંચી વળવા માટે તથા લઘુમતીઓના હકોનું રક્ષણ કરવા માટે કોઈ ખાસ વ્યવસ્થા કરવી, સરકારે અમુક અધિકારો પોતાની પાસે અનામત રાખવા, એવો બ્રિટિશ

સરકારનો અભિપ્રાય છે એમ કહ્યું હતું. વળી સંક્રમણકાળમાં જે અધિકારો અનામત રાખવામાં આવશે, તે એવી રીતે રાખવામાં અને ભોગવવામાં આવશે કે, તેમને લીધે નવા રાજ્યબંધારણમાંથી જ હિન્દુસ્તાનને પૂર્ણ જવાબદાર રાજ્યપદ્ધતિ મળવાના માર્ગમાં મુશ્કેલી નહીં આવે, એમ પણ સ્પષ્ટપણે કહેવામાં આવ્યું હતું. તે પછી એમ કહેવામાં આવ્યું હતું કે, હિન્દની વડી સરકાર સમવાયી સ્વરૂપની કરવામાં આવે; તેની ધારાસભામાં બ્રિટિશ હિંદુસ્તાન તથા દેશી રજવાડાંઓ એ બન્નેનો સમાવેશ કરવામાં આવે; આ નવી સમવાયી સરકારને કયા અધિકાર સોંપવા તેની પાછળથી વધુ ચર્ચા કરવામાં આવે ( આનું કારણ કે, આ સરકારની દેશી રજવાડાંઓ પર જે સત્તા ચાલવાની છે તે એ રાજાઓ પોતે જેટલી માન્ય કરશે તેટલી જ ચાલવાની છે ). આ જાતની વડી ધારાસભાની રચના થશે પછી હિન્દની વડી સરકારના મંત્રીમંડળને તેને જવાબદાર બનાવવાનો સિદ્ધાન્ત બ્રિટિશ સરકાર સ્વીકારશે; માત્ર અત્યારની પરિસ્થિતિમાં સંરક્ષણનું તથા પરરાષ્ટ્રીય સંબંધોનું ખાતું ગવર્નર જનરલને હસ્તક રાખવામાં આવશે. તેમ જ હિન્દના મુલકમાં શાન્તિ જાળવવાને માટે તેને ખાસ વધારાના અધિકાર આપવામાં આવશે. તે જ પ્રમાણે હિન્દુસ્તાનની આંટ અને આર્થિક સ્થિરતાને અંગે કેટલીક સલામતીઓ રાખીને વડી સરકારનું નાણાંખાતું પણ નવા મંત્રીમંડળને સોંપી દેવામાં આવશે.

આ યોજનામાં સમવાયી રાજ્યતંત્રનું બંધારણ, મધ્યસ્થ સરકારમાં જવાબદાર રાજ્યપદ્ધતિ અને સંક્રમણકાળ દરમ્યાન કેટલીક ખાસ વ્યવસ્થાઓ તથા સંરક્ષક બંધનો, એ ત્રણ તત્ત્વો મુખ્ય છે. પછી મ. ગાંધી અને લોર્ડ ઇરવિન વચ્ચે જે સત્યાગ્રહની લડત મોકૂફ રાખવાની સંધિ થઈ, તેમાં આ સલામતીઓ હિન્દુસ્તાનના હિતની દૃષ્ટિથી નક્કી કરવામાં આવશે એમ ગાંધીજીએ વાઇસરૉય પાસે માન્ય કરાવ્યું. ગાંધી–ઇરવિન કરારની રાજ્યબંધારણ વિષેની બીજી કલમ નીચે મુજબની છે :

" રાજ્યબંધારણના પ્રશ્નની બાબતમાં, ભવિષ્યમાં જે ચર્ચાઓ કરવામાં આવનાર છે તેમાં ગોળમેજી પરિષદમાં હિન્દુસ્તાનના રાજ્યતંત્રના બંધારણની જે યોજના ચર્ચવામાં આવી હતી તે યોજનાનો વધુ વિચાર કરવાને પૂરતો અવકાશ રહે છે, એમ બ્રિટિશ સરકારની સંમતિથી અહીં જણાવવામાં આવે છે. ત્યાં જે યોજનાની જે આછી રૂપરેખા દોરવામાં આવી હતી તેનું સમવાયીતંત્ર એ એક આવશ્યક અંગ છે. તેવી જ રીતે સંરક્ષણ, પરરાષ્ટ્રીયસંબંધો, લઘુમતીઓની સ્થિતિ, હિન્દુસ્તાનની આંટ અને આવશ્યક જવાબદારીઓ વગેરેની બાબતમાં હિન્દે સ્વીકારવાની જવાબદારી અને હિન્દના હિતમાં હોય એવા અનામત હકો તથા સલામતીઓ પણ તેવાં જ આવશ્યક અંગો છે. "

અલબત, આ કલમમાં યોજાયેલી શબ્દરચના જોકે ઘણી જ સંદિગ્ધ કે

દૃષ્ટિએથી છે, છતાં પણ હિન્દુસ્તાનમાં બંધારણીય રાજ્યતંત્ર સ્થાપવા માટેની આ યોજના છે, અને સમવાયી રાજ્ય, જવાબદાર રાજ્યપદ્ધતિ અને સંક્રમણકાળ દરમ્યાન હિન્દુસ્તાનના હિતમાં હોય એવાં સંરક્ષક બંધનો કે સલામતીઓ એ ત્રણ તેનાં મુખ્ય અંગો છે, એટલું તેમાંથી ચોક્કસ ફલિત થાય છે. જવાબદાર મંત્રીમંડળના હાથમાં તરતોતરત પ્રત્યક્ષ સત્તા કેટલી આવે છે, એ તો આ સલામતીઓનું સ્વરૂપ અને વિગત કાયમ થયા પછી જ જણાય તેમ હતું. આ બંધનો માત્ર એ બંધારણનો સંપૂર્ણ સ્વરાજ્યના સ્વરૂપમાં વિકાસ થવાના માર્ગમાં આડે નહીં આવે એવી રીતે નક્કી કરવામાં આવશે, એમ ગોળમેજી પરિષદની આખરે બ્રિટિશ સરકાર તરફથી જાહેર કરવામાં આવ્યું હતું. ગાંધી–ઇરવિન કરારમાં આ બંધનો હિન્દુસ્તાનના હિતમાં જ મૂકવામાં આવશે એમ બ્રિટિશ પ્રધાનમંડળની સંમતિથી સ્પષ્ટ કરવામાં આવ્યું હતું અને મિ. મૅકડોનલ્ડના ભાષણમાં "જે જવાબદાર રાજ્યપદ્ધતિને અભાવે હિન્દુસ્તાનને આજે વસાહતનો દરજ્જો મળતો નથી, તે જવાબદાર રાજ્યપદ્ધતિ તેને હવે મળશે અને હિન્દુસ્તાનને બીજી વસાહતોની બરાબરીનો દરજ્જો મળશે" એમ સ્પષ્ટપણે કહેવામાં આવ્યું હતું. આ આખી પરિસ્થિતિનો વિચાર કરતાં હવે હિન્દુસ્તાનને સંપૂર્ણ સ્વરાજ્ય આપવાના કાયદાનો ખરડો આ પરિષદમાં ઘડવામાં આવશે, એવી આશા રાખવા માટે પૂરતાં કારણો હતાં. ગાંધી–ઇરવિન કરાર સામે એવો એક વાંધો લેવામાં આવતો કે, લાહોરમાં સ્વાતંત્ર્યનો ઠરાવ થયા પછી, મ. ગાંધી ગોળમેજી પરિષદમાં કયે મોઢે જાય છે? તેનો મ. ગાંધી એવો જવાબ આપતા કે નાણાંખાતું, લશ્કર તથા પરરાષ્ટ્રીય રાજકારણ, એ સ્વતંત્રતાનું સત્ત્વ છે, અને એ આપણા તાબામાં આવે તો ગમે ત્યારે બ્રિટિશો સાથેની ભાગીદારી છોડીને તેમનાથી જુદા પાડવાનો હક આપણને મળતો હોય તો બ્રિટિશ રાષ્ટ્ર જોડે સમાન દરજ્જાની ભાગીદારી કરવામાં સ્વાતંત્ર્યના ઠરાવ સાથે કે ધ્યેય સાથે વિસંગત એવું કશું નથી. આપણી એ સ્વાતંત્ર્યની માગણી તેઓ પોતે ગોળમેજી પરિષદમાં બ્રિટિશ મુત્સદ્દીઓ આગળ મૂકશે અને એ માગણીના પાયા પર જ જો થઈ શકે તો બ્રિટિશો સાથે પોતે સમાધાન કરશે, એમ તેમણે ખુદ લૉર્ડ ઇરવિનને ચોખ્ખું કહ્યું હતું, અને જનતાને પણ એ જ જાહેર કર્યું હતું. તા. ૬ એપ્રિલ ૧૯૩૧ને રોજ મ. ગાંધીએ દિલ્લીમાં ગાંધી–ઇરવિન કરાર થયા પછી તરત જ હિન્દી અને પરદેશી પત્રોના પ્રતિનિધિઓને એક મહત્ત્વની મુલાકાત આપી. તેમાંના કેટલાક મહત્ત્વના સવાલ જવાબ નીચે આપવામાં આવ્યા છે:

"સવાલ — કરારની બીજી કલમ ધ્યાનમાં લેતાં, મદ્રાસ, કલકત્તા તથા લાહોરના અધિવેશનમાં પસાર થયેલો સ્વાતંત્ર્યનો ઠરાવ મહાસભા ફરી વાર પાસ કરે એ સુસંગત થશે કે?

જવાબ — જરૂર થશે. કારણ એવો ઠરાવ કરાંચીના અધિવેશનમાં પાસ કરવાની આડે એ કલમ આવી શકતી નથી. એટલું જ નહીં પણ, એ વિષે મેં મારી ખાતરી કરી લીધી છે કે, આગામી ગોળમેજી પરિષદમાં પણ સ્વાતંત્ર્યની માગણી રજૂ કરવામાં તેથી વાંધો આવતો નથી. આ બાબતમાં કરાર માન્ય કરતા પહેલાં મેં મારી ભૂમિકા સ્પષ્ટ કરી લીધેલી છે.

સવાલ — આજે સલામતીઓ તથા અનામત સત્તાની એટલે કે વિશેષ અધિકારોની જે યોજના પ્રસિદ્ધ થઈ છે તે આપ માન્ય કરશો ખરા કે?

જવાબ — આજે સૂચવવામાં આવેલી સલામતીઓ તથા અનામત સત્તાઓ હું માન્ય નહીં રાખું. આ બાબતમાં મહાસભાની ભૂમિકા શી છે તે આખી દુનિયાને જણાવવામાં આવેલી છે; અને મહાસભાને જેઓ આજે ગોળમેજી પરિષદમાં હાજરી આપવાને બોલાવી રહ્યા છે, તેમને મહાસભાની માગણી શી છે તેની ખબર હશે એવી અપેક્ષા છે. મહાસભાની ભૂમિકા બની શકે તેટલી સ્પષ્ટ કરવાનો મેં મારાથી થાય તેટલો પૂરો પ્રયત્ન કરેલો છે; અને એ જાણ્યા પછી મહાસભાને પરિષદમાં ન બોલાવવાની સ્વતંત્રતા બ્રિટિશ સરકારને હજીયે છે. મહાસભાએ પરિષદમાં હાજરી આપવી જ જોઈએ એવું આ કરારમાં કશું નથી.

સવાલ — નવા બંધારણ પર કેટલાંક બંધનો મુકાય તો તેને આપ સ્વીકારશો ખરા?

જવાબ — હા; જે બંધનો ડહાપણભરેલાં હશે તેમને હું માન્ય રાખીશ. દાખલા તરીકે, લઘુમતીઓનો પ્રશ્ન લો. લઘુમતીઓનું હિત આપણને સોંપાયેલું એક પવિત્ર ટ્રસ્ટ છે, એમ જો આપણે ન માનીએ તો આ મહાન રાષ્ટ્રનું જે ધ્યેય છે તે આપણે સિદ્ધ નહીં કરી શકીએ. આપણી ઉપરનું આ એક ન્યાયી અને ડહાપણભરેલું બંધન છે એમ હું સમજું છું.

સવાલ — લશ્કર અને નાણાંખાતાને વિષે શું સમજવાનું છે?

જવાબ — નાણાંખાતા વિષે એમ કહી શકાય કે, આપણી સરકારનું જે કંઈ દેવું હોય — અને એવું દેવું છે — તો તેને માટે કંઈક તારણ આપણે આપવું જોઈશે. આટલી મર્યાદા પૂરતાં રાષ્ટ્રની આંટ તથા તેની વૃદ્ધિ પર જરૂરી બંધનો માન્ય કરવાં, એ મારી ચોખ્ખી ફરજ છે એમ કહેવાય. લશ્કરની બાબતમાં હું એમ કહું કે, મારી સમજ પ્રમાણે મને એક જ બંધન માન્ય કરવા જેવું દેખાય છે. અને તે એ કે, હિંદુસ્તાનના બચાવ માટે જે બ્રિટિશ સૈનિકોની આપણને જરૂર પડે તેમના પગારની તથા એવી જ બીજી કોઈ જાતની બાંયધરી આપવી પડે તો તે આપણે આપીએ. એ સમજી શકાય તેવી વાત છે.

સવાલ — પૂર્ણ સ્વરાજ્યનો આપનો ખ્યાલ શો છે?

જવાબ — હું એક આદર્શવાદી માણસ રહ્યો; તેથી મારા મનમાં પૂર્ણ સ્વરાજ્યમાં આપણો દેશ કેવી ઢબે પોતાનું રાજ ચલાવતો હશે તેનાં અનેક કલ્પનાચિત્રો રમ્યા કરે છે. પણ તે તરંગોનો આ ભૌતિક અથવા વહેવારની દુનિયા સાથે કશો સંબંધ નથી. પૂર્ણ સ્વરાજ્ય પૂર્ણ સમાનતાના પાયા ઉપર રચાયેલું હશે; વધારે મર્યાદિત વિધાન કરવું હોય તો એમ કહેવાય કે, તે એવી સમાનતાને વિસંગત નહીં હોય. સામાન્ય જનતા આ સમાનતાની કદાચ કલ્પના નહીં કરી શકે. સમાનતાનો મારો

અર્થ એવો છે કે, સામ્રાજ્યના રાજકારણનું કેન્દ્ર આજે લંડન છે, તેને બદલે દિલ્હી થવું જોઈએ. કેટલાક મિત્રો કહે છે કે, ઇંગ્લંડ આ વાત નહીં માને. બ્રિટિશ લોકો ખૂબ વ્યવહારકુશળ છે અને પોતાનું સ્વાતંત્ર્ય જેમ તેમને વહાલું છે તેવું સ્વાતંત્ર્ય તેમણે બીજાઓને પણ આપવું જોઈએ, એ તેમના સ્વાતંત્ર્યપ્રેમનું આગળનું પગથિયું ગણાય. હિંદુસ્તાનને જે સમાનતા મળવી જોઈએ એમ હું કહું છું. તે આપવાનો વખત આવશે ત્યારે, 'એ આપવાની તો અમારી અગાઉથી જ ઇચ્છા હતી' એમ અંગ્રેજો કહેશે. સમાનતા એટલે એકબીજા સાથેના સંબંધો તોડવાનો હક એવી મારી તે શબ્દની વ્યાખ્યા છે." *

આવી રીતે, નાણાંખાતું, બચાવ, પરદેશો સાથેના સંબંધો અને ગમે ત્યારે ભાગીદારીમાંથી છૂટા થવાનો હક, એ સ્વાતંત્ર્યનું કે પૂર્ણ સ્વરાજ્યનું સત્ત્વ છે, એમ મ. ગાંધીનો તથા મહાસભાનો આજનો અભિપ્રાય છે. સ્વાતંત્ર્યનું આ સત્ત્વ હસ્તગત કરવા માટે જ મહાસભાની આજની લડત ચાલુ છે અને તે પ્રાપ્ત થશે ત્યારે જ એ લડત બંધ થશે. આ મુલાકાત પછી થોડા જ દિવસમાં કરાંચીમાં મહાસભાનું અધિવેશન ભરાયું. આ અધિવેશનમાં ઉપરના જ અર્થનો રાષ્ટ્રીય માગણીનો ઠરાવ પસાર થયો અને મ. ગાંધીજીએ રાષ્ટ્રના પ્રતિનિધિ તરીકે બીજી ગોળમેજી પરિષદમાં જઈને હાજરી આપવી એમ નક્કી થયું, અને તે મુજબ તેઓ ૧૯૩૧ની આખરે ઇંગ્લંડ ગયા. તેઓ ગયા તે પહેલાં ગાંધી-અર્વિન કરાર અનુસાર બન્ને પક્ષો વચ્ચે લડત મોકૂફ રાખવામાં આવી હતી અને બધા સત્યાગ્રહી કેદીઓને છોડી મૂકવામાં આવ્યા હતા; તેમ જ સત્યાગ્રહની લડતને દબાવી દેવા માટે કાઢવામાં આવેલા દમનના ફતવાઓ રદ કરવામાં આવ્યા હતા; અને લડતને અંગે જે કેસો ચાલતા હતા તે ખેંચી લેવામાં આવ્યા હતા. જે દંડ વસૂલ થયા ન હતા તે માફ કરવામાં આવ્યા; સરકારે જપ્ત કરેલી જે જંગમ માલમિલકત હજી સરકારના જ કબજામાં હતી તે તેમના મૂળ માલિકોને પાછી આપવામાં આવી; જપ્ત થયેલી જમીનો પાછી આપવામાં આવી; મીઠાવેરાની બાબતમાં જે જગ્યાએ મીઠું પાકતું હોય તેની આસપાસનાં ગામડાંઓમાં વસતા લોકોને પોતાના વપરાશ માટે જોઈતું મીઠું કર કે વેરો આપ્યા વિના પકવીને વાપરવાનો હક મળ્યો; સ્વદેશીના ઉત્તેજન અર્થે પિકેટિંગ ચાલુ રહે, પણ કેવળ બ્રિટિશ માલના બહિષ્કારની ચળવળ બંધ કરવામાં આવે એમ નક્કી થયું. દારૂબંધી માટે પણ પિકેટિંગ ચાલુ રહે; અને બધી જાતનાં પિકેટિંગ અહિંસક રાખવાં એમ નક્કી થયું. ગાંધી-અર્વિન કરારની આ બધી શરતોનો અમલ થયા પછી જ મ. ગાંધી બીજી ગોળમેજી પરિષદમાં હાજરી આપવા માટે વિલાયત રવાના થયા.

* 'હિસ્ટ્રી ઑફ ધ કૉંગ્રેસ', પૃ. ૭૫૬–૬૧

ગાંધી-ઇરવિન કરાર મહાસભાના તથા તેણે શરૂ કરેલી નિઃશસ્ત્ર ક્રાન્તિના ઇતિહાસમાં એક ઘણું જ મહત્ત્વનું સ્થાન ધરાવે છે. મહાસભાની પ્રવૃત્તિ અટકાવવા માટે સામ્રાજ્યશાહીને તેના આગેવાનો સાથે સમાનતાને નાતે સમાધાન કરવું પડે, એ આધુનિક ભારતના ઇતિહાસમાં બનેલી અપૂર્વ ઘટના છે. એ જ એક બનાવ પરથી હિન્દની જનતાની પ્રતિનિધિ ગણાય એવી રાષ્ટ્રીય મહાસભા એ જ એક સંસ્થા છે અને સ્વરાજ્યના પ્રશ્નને અંગે આખરે બ્રિટિશ મુત્સદ્દીઓને તેની સાથે જ સંધિ કરવી પડશે એ પણ તેમણે આ કરારથી આડકતરી રીતે કબૂલ કર્યું કહેવાય. મ. ગાંધી એ મહાસભાની વતી તેના એકના એક પ્રતિનિધિના દરજ્જાથી બીજી ગોળમેજીમાં હાજર રહ્યા હોય તો પણ અખિલ ભારતીય પ્રજાજનોની વતી પરદેશી સરકાર જોડે સમાધાનની અથવા સંધિની વાતચીત કરવાનો પોતાનો અધિકાર જે એક સંસ્થાએ સ્વપરાક્રમને જોરે સાબિત કરી લીધો હતો, તે મહાન સંસ્થાનો હું એકમાત્ર અને અદ્વિતીય પ્રતિનિધિ છું; અને તેથી તમારે જો હિન્દુસ્તાન સાથે સમાધાન કરવું હોય તો તે મારી મારફતે જ કરવું જોઈએ એમ મહાત્મા ગાંધીએ એ પરિષદમાં પોતે કરેલા પહેલા જ ભાષણમાં જણાવી દીધું. અને તે પછી બચાવ અને પરદેશો સાથેના સંબંધો એ બે બાબતો જે સ્વાતંત્ર્યનું સત્ત્વ કહેવાય તે હસ્તગત કરવાના પ્રશ્ન ઉપર જ પોતાની બધી શક્તિ તેમણે કેન્દ્રિત કરી. આ સત્ત્વ હિંદુસ્તાનના હાથમાં સોંપવાનું માન્ય થાય નહીં ત્યાં સુધી પોતે કોઈ પણ સમાધાન કબૂલ કરી શકશે નહીં, એમ ગાંધીજીએ બ્રિટિશ પ્રધાનોને ચોખ્ખેચોખ્ખું જણાવી દીધું. *

બ્રિટિશો જોડે સમાધાન કરવાનું મહાત્મા ગાંધીનું આ ધોરણ પૂર્વે લોકમાન્ય ટિળકે મોંટેગ્યૂ સુધારાની વખતે જે ધોરણ સ્વીકાર્યું હતું, તેનું જ પરિણત સ્વરૂપ કહી શકાય. અમે અમારા ઘરના આજથી માલિક બન્યા છીએ, એ વાત માન્ય કરીને પછી તમને આ ઘરમાં કેટલા દિવસ રાખવા અને કેવી

---

* "હું અહીં મહાસભાની વતી લશ્કર પર, રક્ષણની ફોજ પર તેમ જ પરદેશ સાથેના સંબંધો પર બહુ જ નમ્રતાપૂર્વક પૂરેપૂરો કાબૂ માગવા માટે ઊભો થયો છું. . . . લશ્કર ઉપર પૂરેપૂરા અંકુશની માગણી માટે જે કારણો મેં તમારી આગળ આજે જ રજૂ કર્યાં, તે જ કારણો અમારા બાહ્ય સંબંધો પર પૂરેપૂરો કાબૂ માગવા માટે પણ છે. સંભવ છે કે, આમ કહેવામાં મારી બેવકૂફી હોય, પણ તમારે સમજવું જોઈએ કે, મારા જેવા હજારો ને લાખો બેવકૂફ સ્ત્રીપુરુષો મહાસભામાં છે, અને તેમની વતી હું આ દાવો નોંધાવું છું અને ફરી કહું છું કે, જે સલામતીઓ અમે કલ્પી છે તેની મદદથી અમે અમારી કબૂલાતોનું અક્ષરશઃ પાલન કરી શકીશું."

— બીજી ગોળમેજીમાં ગાંધીજી, ૧૯૩૧

રીતે રહેવા દેવા, તે વિષેના સમાધાનની યોજના તમે સૂચવો, અને એ અમારા હિતની દૃષ્ટિએ સ્વીકારવી કે નહીં તે અમે જોઈશું, એવું ટૂંકમાં મ. ગાંધીનું સમાધાનને અંગેનું ધોરણ હતું. પણ હિંદુસ્તાન એ આજથી બીજાં રાષ્ટ્રોના જેટલા જ દરજ્જાવાળું એક સ્વતંત્ર રાષ્ટ્ર બન્યું છે અને હવે પછી ગ્રેટ બ્રિટન સાથેનો તેનો સમાન ભાગીદારીનો સંબંધ થયો છે, એ ભૂમિકા સ્વીકારીને સમાધાનની વાત કરવા બ્રિટિશ મુત્સદ્દીઓ તૈયાર ન હતા; અને એ ભૂમિકા છોડીને પોતાના રાષ્ટ્રના સ્વાતંત્ર્યનો સસ્તો સોદો કરવાને મ. ગાંધી તૈયાર ન હતા; તેથી કરીને બીજી ગોળમેજી પરિષદ નિષ્ફળ નીવડી, અને હિન્દ ગયા પછી પોતાને ફરી એકાદ સત્યાગ્રહની લડત ઉપાડ્યા વિના બીજો ઉપાય નથી એ તેમણે ત્યાં જ ઓળખી લીધું. પણ અહીં આવ્યા પછી ગાંધી-ઇરવિન કરારનો નોકરશાહીએ ભંગ કર્યો છે એમ તેમને માલૂમ ન થયું હોત, તેમ જ તેનો ભંગ થયા પછી પણ એ કરારનો અમલ ફરી કરવાને માટે તમારી સાથે વાત કરવાને પણ હું તૈયાર નથી, એમ તે વખતના વાઈસરૉય લૉર્ડ વિલિંગડને બેપરવાઈથી મ. ગાંધીને જણાવ્યું ન હોત, તો તેમણે હિન્દ આવ્યા પછી તરત ને તરત સત્યાગ્રહની લડત શરૂ ન કરી હોત અને કેટલોક સમય રચનાત્મક કાર્યમાં ગાળ્યો હોત. પણ મહાત્મા ગાંધી બીજી ગોળમેજી પરિષદમાંથી ૧૯૩૨માં હજી હિંદ પહોંચ્યા પણ નહોતા, ત્યાં તો બંગાળ, સંયુક્ત પ્રાંત તથા વાયવ્ય સરહદ પ્રાંતમાં દમનનો દોર શરૂ થઈ ચૂક્યો હતો અને બાબુ સુભાષચંદ્ર બોઝ, પં. જવાહરલાલ નેહરુ, ખાન અબ્દુલ ગફાર ખાન વગેરે મહાસભાના નેતાઓને સરકારે ગિરફતાર કરી જેલમાં ધકેલી દીધા હતા. છતાં એવી પરિસ્થિતિમાં પણ મ. ગાંધીએ લૉર્ડ વિલિંગડનને તાર કરીને કોઈ તોડ નીકળતો હોય તો કાઢવાને માટે મુલાકાતની માગણી કરી, પણ તેને ઉપર જણાવ્યા મુજબ તરછોડવામાં આવી. આટલી નરમ માગણી પણ તરછોડવામાં આવી તેનું કારણ એ હતું કે ગાંધી-ઇરવિન કરારને લીધે મહાસભાને જે એક હરીફ રાજ્યસંસ્થાની પ્રતિષ્ઠા મળી હતી તે પલટી નાખવા માટે મહાસભા ઉપર તથા તેના અગ્રેવાનો પર દમનનો કોરડો વીંઝવાની નોકરશાહીને ઇચ્છા થઈ હતી અને આ તેની આકાંક્ષા પૂરી કરવાને માટે ઇંગ્લંડનું નવું બ્રિટિશ પ્રધાનમંડળ અને નવા ભારતમંત્રી સર સેમ્યુઅલ હોર તૈયાર હતા. મહાસભાને મહિના બે મહિનામાં ખેદાનમેદાન કરીશું અને મ. ગાંધીના આત્મબળનો પરપોટો થોડા વખતમાં ફોડી નાંખીશું, એમ અહીંનો અધિકારી વર્ગ સર સેમ્યુઅલ હોરને કહેતો હતો; અને એ જ વાતોના જોર પર ૧૯૩૨ના જાનેવારી માસમાં વિલિંગડનની સરકારે મહાસભા પર હુમલો કર્યો. પણ તેની ગણતરી પ્રમાણે મહાસભા બે મહિનામાં ખેદાનમેદાન થઈ નહીં.

ઑર્ડિનન્સોની છ માસની મુદત વીતી ગઈ છતાંય તેનો પરાભવ થયો નહીં. તેની બધી સંસ્થાઓ ગેરકાયદે જાહેર કરવામાં આવી તો પણ તેનું કામ બંધ પડ્યું નહીં, અને તેનું ગેરકાયદે જાહેર કરવામાં આવેલું અધિવેશન ખુદ દિલ્હી શહેરમાં મધ્યસ્થ સરકારની છાતી પર બેસીને સફળતાથી પાર પાડવામાં આવ્યું. એટલે બ્રિટિશ સરકારની દમન કરવાની અપાર શક્તિ જે કાર્ય કરી શકી નહીં તે કાર્ય ભેદનીતિનો આશ્રય લઈને પાર પાડવાની ત્યાર પછી ધીમે ધીમે શરૂઆત થઈ.

ગાંધી-ઇરવિન કરાર થયો ત્યારથી હિંદુસ્તાનની જનતાની વતી કોઈ પણ રાજ્યબંધારણને માન્યતા આપવાની હોય તો તે મહાસભા જ આપી શકે એમ લગભગ સાબિત થયા જેવું હતું; પણ એ પરિસ્થિતિને માન્ય કરવા જેમ બ્રિટિશ મુત્સદ્દીઓ તૈયાર ન હતા તેવી જ રીતે આપણે ત્યાંના મહાસભાની બહારના કેટલાક પક્ષો પણ તૈયાર ન હતા. તેઓ કહેતા કે, મહાસભા એ જેમ દેશમાંનો એક રાજકીય પક્ષ છે, તેવા જ અમારા પણ સ્વતંત્ર પક્ષો છે; તો પછી જ્યારે મહાસભા સરકાર સાથે સમાધાન કરવા તૈયાર ન હોય ત્યારે અમારે પણ તેની સાથે સમાધાન શું કામ ન કરવું? ગાંધીજી જેમ વિલાયત જાય છે તેમ અમને પણ જતાં આવડે છે; તેમને જેટલું રાજ્યબંધારણના શાસ્ત્રનું જ્ઞાન છે, તેથી અમને થોડું વધારે જ હશે; અને તેઓ જેવાં ભાષણો કરે છે તેવાં અને તેનાથી સારાં ભાષણો અમે પણ ક્યાં નથી કરી શકતા? તો પછી અમારી વિવેકબુદ્ધિને ગળે ઊતરે એવું એકાદ રાજ્યબંધારણ ઇંગ્લન્ડમાંથી આણીને તે હિંદમાં અમે શું નહીં ચલાવી શકીએ? આ વિચારસરણીમાં બે દોષ રહેલા છે. પહેલો દોષ એ કે, જે રાજ્યબંધારણનો અમલ હિંદુસ્તાનમાં કરવાનો હોય તે કેટલીક ગણીગાંઠી વ્યક્તિઓની વિવેકબુદ્ધિને માન્ય હોય એટલું પૂરતું નથી. તે રાષ્ટ્રની વિવેકબુદ્ધિને માન્ય થવું જોઈએ; અને રાષ્ટ્રની બુદ્ધિને એ વાત મનાવવાની શક્તિ મ. ગાંધી પાસે જેટલી છે તેટલી ત્રીજી ગોળમેજી પરિષદમાં ગયેલા કોઈ પણ એક આગેવાનમાં તો નહોતી જ, પણ એ બધા આગેવાનોના આખા સંઘમાં પણ નહોતી. તે વખતે એક વક્તાએ જાહેર સભામાં કહ્યું હતું તેમ, મ. ગાંધીને તથા મહાસભાને જેલમાં ગોંધી રાખીને જે આગેવાનો ત્રીજી ગોળમેજીમાં જઈને હાજર થયા હતા તે દરેકની રાષ્ટ્રીય પ્રતિનિધિ તરીકેની કિંમત મીંડાંથી જરાયે વધારે ન હતી. મ. ગાંધીરૂપી એકડા પર જો એ મીડાં મુકાયાં હોત તો કદાચ તેઓ ગણતરીમાં આવ્યા હોત; પણ એ એકડો કાઢી લેવામાં આવ્યો હતો, એટલે એ બધાની ભેગી કિંમત સરવાળે એક મીંડા જેટલી જ રહેતી હતી. વળી મ. ગાંધીની કિંમત પણ તેમના એકલાના વ્યક્તિમાહાત્મ્ય ઉપર આધાર રાખતી ન હતી, પણ તેમણે પોતાની પાછળ

ઊભા કરેલા રાષ્ટ્રના સંગઠિત આત્મબળ ઉપર રાખતી હતી, એટલે કે સત્યાગ્રહી મહાસભા ઉપર તેમની કિંમતનો આધાર હતો. રાષ્ટ્રીય રાજકારણનો આ પાઠ આપણે જ્યાં લગી શીખ્યા નથી, ત્યાં લગી બ્રિટિશ સામ્રાજ્ય પાસેથી સંપૂર્ણ સ્વરાજ્યના હક આપણે, માગીને શું કે ઝૂંટવીને શું, કોઈ રીતે મેળવી શકવાના નથી. એમ છતાં મહાસભાને એમ ને એમ જેલની હવા ખાતી રહેવા દઈને પોતાને વહેવારકુશળમાં ખપાવનારા હિંદના પાંચ પચાસ મુત્સદ્દીઓ ૧૯૩૨ની આખરે ત્રીજી ગોળમેજીમાં હાજર રહેવાને વિલાયત ગયા. તેમાંના દરેક જણે હિન્દમાંથી નીકળતી વખતે હું કોઈના પણ પ્રતિનિધિ તરીકે જતો નથી, પણ મારા વ્યક્તિગત અધિકારથી સ્વતંત્રપણે જાઉં છું એમ જાહેર કર્યું ! કેમ જાણે બાલ્ડ્વિન અને મૅકડોનલ્ડની દીકરીનાં લગ્નમાં મંડપની શોભા વધારવાને તેમને નોતરાં ન મળ્યાં હોય ! એટલે જ આમંત્રિત ભિક્ષુકોને જમાડીને વિદાય આપવા ઉપરાંત જેમ ઘરનો ધણી તેમને બીજું કશું જ આપતો નથી, તે જ પ્રમાણે સર સેમ્યુઅલ હોર વગેરે બ્રિટિશ મુત્સદ્દીઓએ સ્વરાજ્યની દક્ષિણા મેળવવાની આશાએ વ્યક્તિગત દરજ્જાના અભિમાનથી ગયેલા આ વહેવારકુશળ ભિક્ષુકોને હાથ હલાવતા પાછા મોકલ્યા, એ દુનિયાના વહેવારને અનુરૂપ જ થયું હતું ! એનું એક પરિણામ જો કે એ આવ્યું ખરું કે, મહાસભાને છોડી દઈએ તો પણ પોતાના નિમંત્રણથી આટલા બધા મુત્સદ્દીઓ ઇંગ્લન્ડ દોડ્યા આવે છે, તો તે પરથી આપણે કોઈ પણ જાતનું રાજ્યબંધારણ હિંદને માથે ઠોકીશું, તો પણ તે ચલાવવાના કામમાં જોઈએ તેટલા પક્ષો અને જોઈએ તેટલા આગેવાનો આપણને મળી રહેશે, ને નહીં મળે તો જેટલા જોઈએ તેટલા ઊભા કરી શકાશે, એવો ભ્રમ સર સેમ્યુઅલ હોર વગેરે બ્રિટિશ મુત્સદ્દીઓને થયો; અને આ ભ્રમ ભાંગે નહીં ત્યાં સુધી મહાસભાને એટલે કે હિંદી રાષ્ટ્રને સંપૂર્ણ સ્વરાજ્ય મળે એ વાત શક્ય નથી, એ જે દેખાવ થયો તે પરથી પુરવાર થયું. બ્રિટિશ લોકો પારકા છે, એટલે તેમની સાથે સંધિવિગ્રહ કરવાનો હક અથવા સત્તા એક જ સંસ્થાને હોય નહીં ત્યાં સુધી આપણને તેમની પાસેથી સ્વરાજ્યની પ્રાપ્તિ થવાની નથી, એ પાઠ આપણા વિનીત આગેવાનો અથવા તો લોકમાન્યને નામે ચાલતો લોકશાહી પક્ષ હજી પણ લેતો નથી, એ ખરેખર આપણું કમનસીબ છે.

ત્રીજી ગોળમેજી પરિષદ પછી પાર્લમેન્ટની 'સિલેક્ટ કમિટી' બેઠી અને તેણે સૂચવેલા સુધારાનો ખરડો ૧૯૩૫ની સાલમાં 'ગવર્ન્મેન્ટ ઑફ ઇંડિયા ઍક્ટ'ના નામથી હિંદી બંધારણનો કાયદો બન્યો. દરમ્યાન મ. ગાંધીએ પ્રથમ સામુદાયિક સત્યાગ્રહ બંધ કર્યો. ૧૯૩૪માં વ્યક્તિગત સત્યાગ્રહ

બંધ કર્યા પછી ધારાસભાનો બહિષ્કાર પાછો ખેંચી લેવામાં આવ્યો; અને અગાઉ સ્વરાજ્યપક્ષ જે રીતે ધારાસભાઓમાં કાર્ય કરતો હતો તેવું જ કામ કરવાનું ધોરણ અખત્યાર કરીને મહાસભાએ હવે તેને માટે પોતાના કાબૂ હેઠળ એક ખાતું ઉઘાડીને તે ધોરણ અમલમાં મૂક્યું. ૧૯૨૪ની સાલમાં મ. ગાંધી તથા દેશબંધુ દાસ વચ્ચે રાષ્ટ્રીય મહાસભાના ધારાસભાઓને લગતા કાર્ય વિષે કરાર થયો, ત્યારથી ધારાસભાની અંદરનું કાર્ય અને ધારાસભાઓની બહારનું રચનાત્મક કાર્ય એ બન્ને કામો કરનારા જુદા જુદા પક્ષો ભાવી લડતની પૂર્વ તૈયારી માટે ઘણા ઉપયોગી નીવડે છે એવો મહાસભાને અનુભવ થયો હતો; અને એ બન્ને એકબીજાનો વિરોધ ન કરતાં એકબીજા સાથે સહકારથી વર્તીને રાષ્ટ્રની ભાવી લડત માટે તૈયારી કરે, એવું ધોરણ મ. ગાંધીએ તે જ વખતથી બન્ને પક્ષોને નક્કી કરી આપ્યું હતું. છતાંયે આ બે પક્ષનાં મન ૧૯૩૦ની લડત શરૂ થઈ ત્યાં સુધી પૂરેપૂરાં એક થયાં ન હતાં. ૧૯૩૦ તથા ૧૯૩૨માં ચાલેલી સત્યાગ્રહની લડતમાં આ બન્ને પક્ષનાં મન એક થયાં અને મહાસભાના જ પોતે જમણો અને ડાબો એવા બે હાથ છે એ વાતનું તે બન્નેને પૂરેપૂરું ભાન થયું; અને મ. ગાંધીની આગેવાની નીચે તેઓ આજે શિસ્તથી અને પરસ્પર સદ્‌ભાવથી કાર્ય કરી રહ્યા છે. એ જ સમય દરમ્યાન પં. જવાહરલાલ નેહરુએ ૧૯૩૦માં સમાજવાદી વૃત્તિનું જે બીજ મહાસભામાં વાવ્યું હતું તેને પણ ફણગો ફૂટ્યો અને મહાસભામાં 'મહાસભા સમાજવાદી પક્ષ' નામનો ત્રીજો એક પક્ષ અસ્તિત્વમાં આવેલો છે; પણ તેનેય મહાસભામાંના બીજા પક્ષો જોડે સદ્‌ભાવથી, મિત્રતાથી અને શિસ્તથી વર્તવાનું આ ધોરણ પસંદ હોવાથી, તેમ જ મહાસભા આગળ તાત્કાલિક પ્રશ્ન સમાજવાદની પ્રસ્થાપનાનો નહીં પણ સંપૂર્ણ સ્વરાજ્ય પ્રાપ્ત કરવાનો છે એ વસ્તુ તેણે ઓળખેલી હોવાથી મહાસભામાં રહીને તે પોતાની વૃદ્ધિ અને વિકાસ આજે સાધી રહ્યો છે. આ પક્ષની વૃદ્ધિથી મહાસભાના ભાવી વિકાસને સહાય થશે એમ અમને લાગે છે.

૧૯૩૪–૩૫માં વડી ધારાસભાઓની નવી ચૂંટણીઓ થવાની હતી. એ ચૂંટણીઓમાં ભાગ લઈને હોરે જે સુધારા આપવા ધાર્યું હતું, તે રાષ્ટ્રને પસંદ ન હોવાથી તેમને ફગાવી દેવાનું મહાસભાનું ધોરણ વડી ધારાસભામાં જઈને જાહેર કરવું, એ મહાસભાનો હવે પછીનો મુખ્ય કાર્યક્રમ હતો. હોરની સુધારાની યોજના વિનીત પક્ષને પણ માન્ય ન હતી. પણ તેને ફગાવી દેવાનું ધોરણ ઉઘાડી રીતે સ્વીકારવાને તે તૈયાર ન હતો. તે જ પ્રમાણે નવો સ્થાપન થયેલો લોકશાહી પક્ષ પણ સુધારા ફગાવી દેવાના ધોરણને અનુકૂળ ન હતો. ૧૯૩૨માં મહાસભાએ જે સત્યાગ્રહની લડત ચલાવી તેમાં તેનો પરાભવ

થયો છે અને તેથી રાષ્ટ્ર હવે મહાસભાની પાછળ નહીં જાય અને વડી ધારાસભાની ચૂંટણીમાં મહાસભાને જય નહીં મળે, એવી બીજા પક્ષોની ધારણા હતી. મહાસભાએ આગામી સુધારા ફગાવી દઈને સંપૂર્ણ સ્વરાજ્યની પ્રાપ્તિ નહીં થાય ત્યાં સુધી પોતાની લડત ચાલુ રહેશે એમ જાહેર કર્યું; અને સંપૂર્ણ સ્વરાજ્યની યોજના સાર્વત્રિક મતાધિકારથી ચૂંટાયેલી બંધારણ ઘડનારી લોકસભા મારફતે ઘડાવી જોઈએ એવી પોતાની માગણી છે એમ મુંબઈના અધિવેશનમાં જાહેર કર્યું. અને તેથી અલબત્ત નવું રાજ્યબંધારણ ન સ્વીકારતાં તેને ફગાવી દેવું, આત્મનિર્ણયના સિદ્ધાન્ત અનુસાર લોકસભાનું અને તે દ્વારા સંપૂર્ણ સ્વરાજ્યનું બંધારણ સ્થાપન કરવું, એ મુદ્દા ઉપર જ ધારાસભાની ચૂંટણીઓમાં ૧૯૩૪ની સાલની આખરે મહાસભાએ ભાગ લીધો. હોરે જે સુધારાઓ આપવા ધાર્યા હતા તે વિનીતોની મર્યાદિત માગણી કરતાં પણ ઘણા ઓછા અને પ્રતિગામી સ્વરૂપના હતા, એ તો ખુદ સિલેક્ટ કમિટીના અહેવાલ ઉપરથી જ જણાઈ આવે છે. એ અહેવાલમાં તેમ સ્પષ્ટપણે જણાવેલું પણ છે.* હિંદુસ્તાનમાંના મવાળ પક્ષને પણ અમાન્ય થાય એવા આ સુધારા હિંદુસ્તાનના લોકો સ્વીકારી લેશે અને તેમના પાયા ઉપર લાંબા વખત સુધી ટકે એવું રાજ્યબંધારણ હિંદમાં સ્થાપન કરી શકાશે એવી આશા જોકે આ અહેવાલ લખનારાઓએ વ્યક્ત કરેલી છે. એવી આશા પોતે કેમ સેવે છે તેનું કારણ આપતાં તેઓ કહે છે કે, છેલ્લાં બે ચાર વરસ દરમ્યાન બન્ને દેશોના મુત્સદ્દીઓ વચ્ચે જે વાતોચીતો તથા મુલાકાતો થઈ, તેને પરિણામે બન્ને દેશમાં એકબીજાની દૃષ્ટિ અને મુશ્કેલીઓ સમજનારું ઠીક ઠીક બહોળા લોકમતનું એક કેન્દ્ર નિર્માણ થયેલું છે; અને હિંદુસ્તાનમાં જેમને કદી રાજી ન કરી શકાય એવા કેટલાક જક્કી લોકો હોય તો પણ આ ઉપર જણાવેલા સમજુ લોકમતને આધારે આપણે આ રાજ્યબંધારણની સ્થાપના કરીને તેનો અમલ કરી શકીશું. આમાં જે મધ્યસ્થ લોકમતની વાત છે તે લોકમત કોનો સમજવો? અલબત, હિંદુસ્તાનના દેશી રાજારજવાડાં, મોટા ઉદ્યોગપતિઓ કે મૂડીવાળાઓ, મોટા મોટા જમીનદારો અને હિંદુમુસલમાનોમાંના કોમી વૃત્તિવાળા આગેવાનોનો. આ લોકોના આધાર ઉપર તથા તેમણે ઠોકેલી વાતો પર મહાસભાએ રાજ્યબંધારણને તોડી પાડવાની વાત શરૂ કરી હોય તો પણ તે વાત ખોટી છે, તે એક પોલી ધમકી છે, અને એક વખત નવું સમવાયી રાજ્યબંધારણ સ્થપાશે અને તેનો અમલ શરૂ થશે એટલે તે ચલાવવાને માટે જોઈએ તેટલા લોકો આગળ આવશે, બલ્કે પડાપડી કરશે, એવી ગોળમેજી પરિષદમાં ભેગા થયેલા લોકોએ આપેલી આશા પર ૧૯૩૫ની સાલમાં

* 'જોઇન્ટ કમિટીઝ રિપોર્ટ ઓન ઇંડિયન કૉન્સ્ટિટયૂશનલ રિફોર્મ્સ,' પૃ ૨૫.

બ્રિટિશ મુત્સદ્દીઓએ અત્યારનો રાજ્યબંધારણનો કાયદો હિંદુસ્તાનને માથે મારવાનો પ્રયત્ન કર્યો. આ રાજ્યબંધારણને તોડી પાડીને સ્વયંનિર્ણીત સંપૂર્ણ સ્વરાજ્યનું બંધારણ મેળવવું એ મહાસભા સામે આજે ઊભેલો મુખ્ય સવાલ છે. નવા બંધારણનો આ કાયદો પાર્લમેન્ટમાં પસાર થયો તે પહેલાં ૧૯૩૫ની સાલમાં મહાસભા પક્ષ વડી ધારાસભામાં મોટી સંખ્યામાં ચૂંટાઈને ગયો અને તેણે તથા બે. ઝીણાના મુસલમાન પક્ષે એક થઈને આગામી સંયુક્ત રાજ્યબંધારણ તોડી પાડવાનો ઠરાવ પાસ કર્યો. તે પછી આવો ઠરાવ વડી ધારાસભામાં પસાર થયો હોય તો પણ પ્રાંતિક ધારાસભાઓમાંના હિંદી આગેવાનોએ નવું બંધારણ ન સ્વીકારવાનું ધોરણ રાખ્યું નથી, ઊલટું પ્રાંતિક આગેવાનો તેને સ્વીકારીને ચલાવવાને તૈયાર છે, અને આપણા બંધારણના કાયદાનો બધો મદાર પ્રાંતિક ધારાસભાઓ ઉપર જ છે, એટલે આ રાજ્યબંધારણનો અમલ કરવામાં વાંધો આવવાનો નથી એમ સર સેમ્યુઅલ હોરે પાર્લમેન્ટમાં જાહેરપણે ઠોકી દીધું. તેઓ બોલ્યા :

"બીજું, વડી ધારાસભાની વાત છોડી દઈએ તો તેની બહાર મને જે એક બીના નજરે પડે છે તેના તરફ હું તમારું ધ્યાન ખેંચવા માગું છું. તે એ કે આપણી કમિટીની સૂચનાઓને અંગે ઘણીખરી પ્રાન્તિક ધારાસભાઓમાં હવે ચર્ચાઓ થઈ ગઈ છે; અને મને એમ જણાવવામાં આવ્યું છે કે, એ ચર્ચાઓ એકંદરે ઘણી જ સમજદાર ગણાય તેવી હતી. એ ચર્ચાઓથી એક વાત તદ્દન સ્પષ્ટ થઈ છે, અને તે એ કે, પ્રાન્તોના રાજકીય આગેવાનો આ બંધારણનો અમલ કરવાને તૈયાર છે. હિંદના જુદા જુદા પ્રાન્તોનો તથા પ્રાંતિક આગેવાનોનો અખિલ હિંદના સમૂહતંત્રમાં કેટલો મોટો ભાગ હશે તેનો આપણે હવે વિચાર કરવો ઘટે. હાલની પરિસ્થિતિનું એ એક આશાસ્પદ લક્ષણ ગણાય કે, જે માણસો ઉપર ભાવી સમવાયતંત્રના બંધારણનો અમલ કરવાનો આટલો બધો આધાર રહેશે, તે જ માણસો આજે આપણી યોજના અમલમાં મૂકી શકાય તેવી છે એમ સ્પષ્ટપણે બતાવી રહ્યા છે."*

સર સેમ્યુઅલ હોરનાં વચનોના ઉપરના ઉતારામાં એમ જણાવેલું છે કે, બંધારણના સમવાય તંત્રને લગતા બીજા ભાગનો અમલ કરવો કે નહીં તે પ્રાંતિક ધારાસભાઓના આગેવાનો પર અવલંબે છે અને એ પ્રાંતિક આગેવાનો નવા બંધારણનો અમલ કરવાના છે. એ વખતે પ્રાંતિક ધારાસભાઓ મહાસભાવિરોધી અને અરાષ્ટ્રીય લોકોથી ભરેલી હતી અને નવો કાયદો થયા પછી એ કાયદો ન સ્વીકારતાં તેને ફગાવી દેવાની નીતિ અખત્યાર કરનાર મહાસભા પક્ષ આ પ્રાંતિક ધારાસભાઓમાં બહુમતીથી ચૂંટાઈ નહીં આવે અથવા તો હિંદુસ્તાનમાં કામ કરતી પોતાની નોકરશાહી અનેક તરકીબો લગાવીને તે પક્ષને પ્રાંતિક ધારાસભાઓમાં બહુમતી મેળવવા નહીં દે, એવી ઉમેદથી

* 'સ્પીચિઝ ઑફ સર સેમ્યુઅલ હોર', પૃ. ૧૩૧.

હોરની ઉપરની દલીલબાજી થયેલી છે. આપણા દેશના મહાસભાવિરોધી પક્ષો બ્રિટિશ મુત્સદ્દીઓને હંમેશ બે રીતે અવળે રસ્તે દોરે છે. તેઓ પ્રથમ એમ કહ્યા કરે છે કે, મહાસભાની લડાયક અને તેથી જોખમભરેલી નીતિ લોકોને પસંદ નહીં પડે અને તેથી તેઓ તેને રસ્તે જાય નહીં, અનેક વખત આ બાબતમાં આ વિરોધી પક્ષોની ધારણા ખોટી પડી છે તો પણ તેઓ એની એ દલીલો ફરી ફરીને કર્યા કરે છે. આ ઉપરાંત બ્રિટિશ મુત્સદ્દીઓને ભરમાવનારી તેમની બીજી દલીલ એવી હોય છે કે, મહાસભા આક્રમક નીતિ સ્વીકારીને જે લડાયક ભાષા વાપરે છે તે પોલી ધમકીઓ હોય છે, અને મહાસભાના આગેવાનો જનતાને ભોળવવા માટે આવી મોટી મોટી બડાશો મારે છે. આ દલીલ પણ છે તો જૂની જ; પણ મહારાષ્ટ્રના પ્રતિયોગી પક્ષે ૧૯૨૬ની સાલથી જનતા આગળ તથા બીજા લોકો આગળ તે મૂકવાનો પોતાનો ક્રમ હજી છોડ્યો નથી. સ્વરાજ્યપક્ષની ધમકીઓ પોલી છે એમ તે લોકો કહેતા હતા, તો પણ આખરે ૧૯૩૦ની સાલમાં બ્રિટિશ સરકારને શિકસ્ત આપીને તેને સંધિ કરવાની ફરજ પાડનારી પ્રચંડ લડત મહાસભાએ કરી, એ વાત મહાસભાના આ વિરોધીઓએ યાદ રાખવી ઘટે છે.

આજે નવા બંધારણના પ્રાન્તિક સ્વરાજ્યના ભાગનો અમલ ચાલુ થયેલો છે, હિંદના અગિયારમાંથી સાત પ્રાન્તોમાં મહાસભાનાં પ્રધાન મંડળો જનતાની બહુમતીના ટેકાથી પ્રત્યક્ષ રાજ્યવહીવટ કરી રહ્યાં છે, અને મહાસભા હજી સમવાયી બંધારણ ફગાવી દેવાની તથા સ્વયંનિર્ણીત સંપૂર્ણ સ્વરાજ્યનું બંધારણ અમે મેળવીશું જ એવી ભાષા દૃઢનિશ્ચયથી અને પહેલાંના જેટલા જ આગ્રહથી બોલી રહી છે. પ્રાન્તિક સ્વરાજ્યનો અમલ કરવાનું મહાસભાએ સ્વીકાર્યું હોય અને તેનો ઉપયોગ તે રચનાત્મક કાર્ય માટે તથા ભાવી લડતની પૂર્વ તૈયારી માટે કરતી હોય તો પણ બધા પક્ષોએ પ્રગતિ-વિરોધી ગણીને વખોડી કાઢેલા અને બચાવ, લશ્કર તથા પરદેશ સાથેના સંબંધોનાં ખાતાંની સત્તા પૂર્ણપણે ગવર્નર જનરલના હાથમાં અનામત રાખીને નાણાંખાતા ઉપરની સત્તા કેવળ નામની બનાવી મૂકનારા, તથા સલામતીઓની કલમો લાદનારા બંધારણને તોડી પાડવાની લડત ઉપર મહાસભાની ભાવી પ્રતિષ્ઠા તથા કાર્યશક્તિ અવલંબે છે. એ જાતની લડત જો તે ન ચલાવે અથવા તો તે ચલાવીને તેમાં તે સ્વાતંત્ર્યનું સત્ત્વ હાંસલ ન કરી શકે તો તે જનતાનું સાચું અને અસલ હિત નહીં સાચવી શકે. વધારામાં તેણે ૧૯૨૦ની સાલથી અત્યાર લગી નિઃશસ્ત્ર ક્રાન્તિનું વિશિષ્ટ પ્રકારનું જે તંત્ર, શાસ્ત્ર કે તત્ત્વજ્ઞાન રાષ્ટ્ર આગળ મૂકેલું છે, તે પણ નિષ્ફળ ગયું છે એમ રાષ્ટ્રને લાગવા માંડશે, અને પછી કદાચ તેને પોતાના

સ્વાતંત્ર્ય માટે બીજા તંત્રનો, બીજા શાસ્ત્રનો કે બીજી કોઈ ફિલસૂફીનો આશ્રય લેવો પડશે. આજે જ રાષ્ટ્રની સામે એવું બીજું તંત્ર, શાસ્ત્ર કે તત્ત્વજ્ઞાન સામ્યવાદના શાસ્ત્રીય ક્રાન્તિશાસ્ત્રને રૂપે ઊભું છે; અને જેમને અહિંસક ક્રાન્તિશાસ્ત્ર વિષે શ્રદ્ધા નથી તેઓ મોટે ભાગે ધીમે ધીમે તેના તરફ વળતા જાય છે. કૉમ્યુનિઝમનું અથવા સામ્યવાદનું ક્રાન્તિશાસ્ત્ર મ. ગાંધીના ક્રાન્તિશાસ્ત્રથી કઈ રીતે ભિન્ન છે, તથા એ બે ક્રાન્તિશાસ્ત્રના ગુણદોષોનું સ્વરૂપ કેવું છે તે વિષયની મીમાંસા આ પ્રકરણમાં ન કરતાં તે વિષેનો અમારો મત અમે આ પછીના પ્રકરણમાં વાચકો આગળ ટૂંકમાં રજૂ કરવાના છીએ. પણ એ ઇતિહાસનો નહીં, ભાવિ રાજકારણનો સવાલ છે. અત્યાર સુધી અમે આધુનિક ભારતનો સો વરસનો ઇતિહાસ રજૂ કર્યો છે, અને આજે આ રાષ્ટ્ર કઈ જાતનો મહાન વિગ્રહ લઈ બેઠું છે અને તેની સામે આજે મહત્ત્વનો સવાલ કયો છે, તેનું વિવેચન કર્યું. આજે તે જે લડતમાં રોકાયેલું છે તેનું સ્વરૂપ રાષ્ટ્રીય છે. આ રાષ્ટ્રીય લડત ૧૯૧૯ના સુધારાના કાયદા પછી તરત જ શરૂ થયેલી છે અને તે એક વિશિષ્ટ ફિલસૂફીને તેમ જ ક્રાન્તિશાસ્ત્રને અનુસરીને એક અલૌકિક, તેમ જ અસામાન્ય વિભૂતિની આગેવાની હેઠળ ચાલતી આવેલી છે. આજ સુધી જેમણે આ લડત ચલાવી છે તે આગેવાનોમાં, જે સંસ્થા દ્વારા તે ચલાવવામાં આવી છે તે મહાસભામાં તથા જે જનતાના બળ પર તે ચાલી છે તે જનતામાં, ૧૯૨૦ની સાલમાં મહાસભાએ અપનાવેલા નિઃશસ્ત્ર ક્રાન્તિવાદી તત્ત્વજ્ઞાન વિષેની નિષ્ઠા હજી પહેલાંના જેવી જ કાયમ છે; એટલું જ નહીં, પણ તે વધતી જતી હોઈને આ બધાંને એટલે કે આધુનિક ભારતને, આ જ માર્ગે આપણે સંપૂર્ણ સ્વરાજ્યની ટોચે પહોંચીશું અને અઢાર વરસ સુધી ચલાવેલું આ શાન્તિમય સ્વરાજ્ય યુદ્ધ યશસ્વી બનાવીને જગતની સંસ્કૃતિમાં તથા આપણા રાષ્ટ્રની કીર્તિમાં અપૂર્વ ઉમેરો કરીશું, એવો આત્મવિશ્વાસ છે.

આવો આત્મવિશ્વાસ હિંદુસ્તાનને શામાંથી પ્રાપ્ત થયો છે, અને કેવળ નિઃશસ્ત્ર ક્રાંતિને માર્ગે આપણે આપણું પોતાનું ગયેલું સ્વાતંત્ર્ય પાછું મેળવીશું એ ભાવના હિંદુસ્તાનની જનતાના દિલમાં આટલી દૃઢમૂલ કેમ થઈ છે ને થાય છે, તેનો વિચાર કરવા બેસીએ તો તેનું બીજ આધુનિક ભારતના ઇતિહાસનો અંકુર દેખાવા લાગ્યો તેની પૂર્વેથી જ હિંદીઓના અંતરમાં વવાયેલું આપણને દેખાશે. આધુનિક ભારતનો ઇતિહાસ ઈ. સ. ૧૮૧૮ની સાલમાં એટલે કે જે દિવસે કે જે વરસે મરાઠાશાહીની રાજધાની પૂના અંગ્રેજોએ જીતી લઈને ભારતમાતાના કપાળ પરનું તિલક ભૂંસી નાંખ્યું, તે જ વખતે બંગાળના સર્વાંગી સુધારક રાજા રામમોહન રાયની પ્રવૃત્તિને રૂપે શરૂ થયો ગણાય.

હિંદુસ્તાન જેવું પ્રચંડ રાષ્ટ્ર એક વાર સુધરી જાય, અને દુનિયાના આધુનિક રાષ્ટ્રોના પ્રમાણમાં માનવસંસ્કૃતિમાં આજે આપણે પછાત છીએ તેનું ભાન રાખીને આપણી સંસ્કૃતિને આપણે સુધારીએ, તો હિંદને ગુલામીમાં દબાવી રાખવાની શક્તિ બ્રિટિશ લોકો પાસે નથી, એ વસ્તુ રામમોહન રાયે બરાબર ઓળખી હતી. આપણી સંસ્કૃતિમાં ઇષ્ટ તે સુધારા આપણે સોએક વરસમાં કરી શકીશું અને પછી આપણા રાષ્ટ્રની સંગઠિત શક્તિ એટલી બધી વધશે કે પોતાને માટે સમાનતા પ્રાપ્ત કરવા માટે તે કોઈ પણ પ્રયત્ન કે માગણી કરશે તો બ્રિટિશો તેનો ઇન્કાર કરી શકશે નહીં, એમ રામમોહન રાયને લાગતું હતું. તેમ જ હિંદુસ્તાનને બ્રિટિશોએ પૂર્ણપણે કબજે કર્યો તે વખતે જે બ્રિટિશ મુત્સદ્દીઓએ તથા સેનાપતિઓએ તેને જીત્યો તે પણ જાણતા હતા કે, આપણે હિંદને જીતતા નથી પણ હિંદુસ્તાન જ હિંદુસ્તાનને આપણે માટે જીતી રહ્યો છે. એટલે કે હિંદુસ્તાન એક જિત રાષ્ટ્ર છે અને આપણે તેના વિજેતાઓ છીએ, એ સાચી વસ્તુસ્થિતિ નથી; અને પોતે થઈને અજ્ઞાન અને મોહને લીધે હિંદુસ્તાન આપણો ગુલામ થઈ રહ્યો છે, એ સત્યનું જ્ઞાન જ્યારે તેને થશે ત્યારે એક ક્ષણ વાર પણ તે આપણા કબજામાં રહેવાનો નથી. આપણે લાખ દોઢલાખ માણસો વીસ કરોડની વસ્તીવાળા ખંડ જેવા વિશાળ રાષ્ટ્રને કાયમને માટે ગુલામીમાં રાખી શકવાના નથી. આ વાતનું જ્ઞાન હિંદીઓને ન હોય તો પણ અઢારમા સૈકાની આખરે અને ઓગણીસમાની શરૂઆતમાં જે બ્રિટિશ મુત્સદ્દીઓએ તથા સેનાનીઓએ તેને જીત્યો હતો, તેમને બરાબર હતું.

અઢારમા સૈકાની આખરે હિન્દુસ્તાનમાં જે હિન્દુમુસલમાનોનાં રાજ્યો હતાં, તેમાં મરાઠાશાહી, નિઝામશાહી અને હૈદર-ટીપૂનું મૈસૂરનું રાજ્ય, એ ત્રણ બળવાન રાજ્યો મહત્ત્વનાં હતાં અને એ ત્રણેના સંયુક્ત સામર્થ્યનો પરાભવ કરવાની તાકાત અંગ્રેજો પાસે તે વખતે ન હતી, એટલું જ નહીં, પણ તેમાંના કોઈ પણ એકને બીજાઓના સહકાર વિના જીતવાનું તેમને માટે અશક્ય હતું. પણ એ રાજ્યો એકબીજાની સામે પરદેશીઓને સહાય આપતાં હતાં, એટલું જ નહીં, પણ એ રાજ્યમાંનો દરેક વિભાગ બીજાને જીતવાના કામમાં પરદેશીઓને મદદ કરવાને ઇંતેજાર હતો. મરાઠાશાહી એક કેવળ નામનું રાજ્ય હોઈને શિંદે, હોળકર, પેશવા, ભોંસલે, પટવર્ધન, ગાયકવાડ એ જે તેના જુદા જુદા પાંચ છ વિભાગ હતા તે બધાને એકત્ર રાખવાની શક્તિ પણ તે વખતે હિન્દુસ્તાનમાં ન હતી. મતલબ કે, હિન્દુસ્તાનમાં એક રાષ્ટ્રીયત્વ ન હતું, અને તેમાંનાં હિન્દુમુસલમાન રાજ્યો ઠકરાતી વ્યવસ્થાને લીધે ખોખરાં બની ગયેલાં હતાં. રાષ્ટ્રીયતા અને લોકશાહીનો જો તે વખતે ઉદય થયો હોત, તો હિન્દુસ્તાન તે જ વખતે સ્વતંત્ર થયું હોત, અથવા તો રહ્યું

હોત. ગયાં સો વરસ દરમ્યાન હિન્દુસ્તાનને પારતંત્ર્યના ઘોર નરકનો જે અનુભવ થયો છે, અને એ પારતંત્ર્યના પ્રતાપે કરીને નિર્માણ થયેલી ગરીબાઈના મહા નરકની અપાર યાતનાઓનો તેને આજે જે અસહ્ય અનુભવ થઈ રહ્યો છે, તેને પરિણામે દાદાભાઈ નવરોજી, લો. ટિળક તથા મ. ગાંધીએ હિન્દને રાષ્ટ્રીયતાનું તથા લોકશાહીનું શિક્ષણ આપવા માટે જે મહાસભા સ્થાપન કરીને વિકસાવી, તેના ઝંડા નીચે તે એક થઈ રહ્યો છે; અને તે પોતે નિઃશસ્ત્ર હોય તો પણ બ્રિટિશ સામ્રાજ્યશાહી વિરુદ્ધ ક્રાન્તિ કરીને સ્વાતંત્ર્યસ્થાપના માટે તૈયાર થયો છે. આજે દુનિયાના રાજકારણમાં બ્રિટિશ સામ્રાજ્ય નબળું પડતું જાય છે અને હિન્દની શક્તિ વધતી જાય છે. બ્રિટિશ રાષ્ટ્રની સંસ્કૃતિ એ જ માનવસંસ્કૃતિને આગળ લઈ જનારી શક્તિ છે, એ ઓગણીસમા સૈકાની શરૂઆતની પરિસ્થિતિ અને માન્યતા આજે નષ્ટ થયેલી છે, અને બ્રિટિશ અને યુરોપીય સંસ્કૃતિ એ જ દુનિયાની પ્રતિગામી સ્વરૂપની શક્તિ છે એમ હવે દેખાવા લાગ્યું છે. હિન્દુસ્તાનને રાષ્ટ્રીયતા તથા લોકશાહીનો પાઠ આપવા માટે જ અમારો હિન્દમાં અવતાર થયેલો છે એવી વાત જે બ્રિટિશ લોકો આજ લગી કહેતા હતા, અને આપણે સાચી માનતા હતા, તે જ બ્રિટિશ લોકોને પોતાની લોકશાહી શી રીતે ટકાવી રાખવી તથા પોતાના દેશમાં મૂડીવાદે મચાવેલું વર્ગયુદ્ધ શી રીતે ટાળવું ને પોતાનું રાષ્ટ્રીયત્વ કાયમ રાખવું, એ હિન્દ પાસે શીખવાનો વારો આવેલો છે. હિન્દમાં વધતી જતી રાષ્ટ્રીય ભાવનાને ચૂંથી નાખીને પ્રાન્તિક સ્વરાજ્યની બક્ષિસથી તેના અનેક કકડા કરવાનું અને સમવાયી રાજ્યતંત્રની સ્થાપના કરીને અહીં નિર્માણ થતી લોકશાહીને દકરાતી તથા મૂડીવાદી વ્યવસ્થાના સહકારથી કે સહાયથી નામશેષ કરવાનું કુટિલ કાવતરું બ્રિટિશ મુત્સદ્દીઓએ ગોળમેજી પરિષદમાં રચેલું છે. પણ મહાસભાએ આ બધાં પ્રાન્તિક રાજ્યોને પોતાની રાષ્ટ્રીય ભાવનાના એક સૂત્રમાં પરોવીને બ્રિટિશોનો દાવ તેમના પર જ ચલાવવાનું ચાલુ રાખ્યું છે. પ્રાન્તિક સ્વરાજ્યમાં પણ લોકશાહીને નામે ધનિકશાહી સ્થાપન કરવાની બ્રિટિશ મુત્સદ્દીઓની બાજી મહાસભાએ ઊંધી વાળી છે, અને સાચી લોકશાહી ચાલુ રહે તેટલા માટે આવશ્યક એવું અહિંસાનું વાતાવરણ નિર્માણ કર્યું છે; અને આ અહિંસાવાદ ક્રાન્તિકારી હોવાથી પ્રાન્તિક સ્વરાજ્યમાં પણ મહાસભાની નિઃશસ્ત્ર ક્રાન્તિની શક્તિ વધી રહી છે. આવી રીતે રાષ્ટ્રીયતા, લોકશાહી તથા એ બેની વૃદ્ધિ અને વિકાસ માટે આવશ્યક એવો અહિંસક ક્રાન્તિવાદ આજે આખા હિન્દુસ્તાનમાં ફેલાતો જાય છે. આ ક્રાન્તિવાદની શક્તિ આજે બ્રિટિશ હિન્દુસ્તાનની સીમાઓ વટાવીને દેશી રજવાડાંઓમાં પણ સંચાર કરી રહી છે. હિન્દુસ્તાનનું સમવાયી સ્વરાજ્ય બ્રિટિશ મુત્સદ્દીઓનાં કાળાં કારસ્તાનોમાંથી, વિલાયતમાં ભરાયેલી

ગોળમેજી પરિષદમાં જન્મેલું નથી; એ કાળાં કારસ્તાનોને ઉથલાવી પાડવા માટે હિન્દુસ્તાનમાં જે સત્યાગ્રહી ક્રાન્તિશક્તિ નિર્માણ થયેલી છે તેના પ્રભાવમાંથી ભારતીય સંયુક્ત સ્વરાજ્ય જન્મવાનું છે. એ જ આધુનિક ભારત કહેવાશે. આ આધુનિક ભારતે ૧૯૨૦ની સાલથી બ્રિટિશ સામ્રાજ્યશાહી વિરુદ્ધ જે સત્યાગ્રહસંગ્રામ ચલાવ્યો છે, તેનું ટૂંકાણમાં વર્ણન અમે આ પ્રકરણમાં કરેલું છે. આ સંગ્રામમાં વિજય થવાનો વખત હવે નજીક આવ્યો છે. દુનિયાની રંગભૂમિ પર જે આધુનિક ભારત એક સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે પ્રવેશ કરશે, તેનું સાંસ્કૃતિક સ્વરૂપ કેવું હશે અને માનવસંસ્કૃતિમાં કયો કીમતી ફાળો આપવાનું મહાન કાર્ય તેને કરવાનું છે, તેનું વર્ણન હવે પછીનાં બે પ્રકરણોમાં કરીને અમે આ ગ્રંથની સમાપ્તિ કરીશું.

# પ્રકરણ ૫ મું

## સત્યાગ્રહી રાષ્ટ્રીય ક્રાન્તિશાસ્ત્ર

સત્યાગ્રહ એ જેમ એક રાષ્ટ્રીય ક્રાંતિશાસ્ત્ર છે, તેવી જ રીતે એક સર્વાંગી ક્રાંતિશાસ્ત્ર અને સમાજસંગઠનનું અથવા સમાજધારણાનું શાસ્ત્ર છે. ભારતીય સંસ્કૃતિનું તે એક પરિપક્વ ફળ છે. હિંદુસ્તાન આજે એક રાષ્ટ્રીય ક્રાંતિના કાર્યમાં રોકાયેલો છે. આ ક્રાંતિનું પહેલું ધ્યેય દેશની સ્વતંત્રતા મેળવવાનું અને લોકશાહીની સ્થાપના કરવાનું છે. હિંદુસ્તાનમાં રાષ્ટ્રીય સ્વતંત્રતાની લડત, મ. ગાંધીએ તેની આગેવાની લીધી તે પહેલાંની ચાલુ હતી. હિંદુસ્તાન એ એક પરતંત્ર દેશ છે અને સ્વતંત્રતા પ્રાપ્ત કર્યા વિના તેના જીવન અને સંસ્કૃતિનો પ્રશ્ન ઊકલી શકે તેમ નથી, તે જ પ્રમાણે એ સ્વતંત્રતા તેને વિનીતોના બંધારણીય ઉપાયોથી મળી શકે તેમ ન હોવાથી તેણે ક્રાંતિના ઉપાયો અજમાવવા જોઈએ; મ. ગાંધીએ હિંદમાં આવીને મહાસભાનાં સૂત્રો પોતાના હાથમાં લીધાં તે પહેલાં જ આ વાતનું ભાન હિંદને થયું હતું, એટલું જ નહીં પણ આપણે ધારીએ તો આપણા પોતાના જ પુરુષાર્થથી હિંદમાં ક્રાંતિ કરી શકીએ અને તે આપણે નિઃશસ્ત્ર હોવા છતાં પણ કરી શકીએ, એનું ભાન પણ હિંદને થઈ ચૂક્યું હતું. મ. ગાંધીએ દેશની આગેવાની લીધી તે પૂર્વે હિંદમાં આત્મનિર્ણયના સિદ્ધાંત અનુસાર સંપૂર્ણ સ્વરાજ્યની સ્થાપના થયા વિના રાજ્યકર્તાઓ અને જનતા એ બેની વચ્ચે સલાહસંપ રહી શકે તેમ નથી, અને તેથી આ સંપૂર્ણ સ્વરાજ્ય માટેની લડત કોઈ ને કોઈ રૂપમાં તેની પ્રાપ્તિ થતાં સુધી સતત ચાલુ રહે એવી પરિસ્થિતિ ૧૯૨૦ની પૂર્વે જ નિર્માણ થઈ ચૂકી હતી. એંગ્લો-જર્મન મહાયુદ્ધમાં હિંદે બ્રિટિશ સામ્રાજ્ય સાથે સહકાર કર્યો હતો. મહાસભાની સ્થાપના થઈ ત્યારથી તેણે સ્વીકારેલી નીતિનું જ આ સહકાર એક પરિણામ હતું. આ સહકારનું ફળ મહાયુદ્ધ પછી હિંદને સંપૂર્ણ સ્વરાજ્યને રૂપે મળવું જોઈએ એમ લો. ટિળક અને દેશના બીજા આગેવાનો કહેતા હતા. તેથી ૧૯૧૭ની સાલમાં ભારતમંત્રી મિ. મૉંટેગ્યૂએ જ્યારે હિંદુસ્તાનને હપતે હપતે સ્વરાજ્ય મળશે એવી જાહેરાત કરી, ત્યારે તેની સાથે જ હિંદુસ્તાનને સ્વરાજ્ય હપતે હપતે આપવું હોય તો પણ લશ્કર અને નાણાં પરની સત્તાની સાથે વડી હિંદી સરકારની બધી સત્તા લોકોને સોંપી દેવાનો એક જ કાયદો બ્રિટિશ પાર્લમેન્ટે કરવો જોઈએ, અને તે કાયદા પ્રમાણે ચોક્કસ સમયમાં હિંદુસ્તાનને

સ્વયંનિર્ણીત સંપૂર્ણ સ્વરાજ્ય મળવું જોઈએ એવી માગણીનો ઠરાવ મહાસભાએ ૧૯૧૭ની સાલમાં કર્યો હતો. એ વાતને આજે વીસ વરસ થઈ ગયાં છે, છતાં દેશની એ માગણી હજી પૂરી પડી નથી. મહાયુદ્ધ પછી જ્યારે મોંટેગ્યૂએ ઉપર જણાવેલી મહાસભાની રાષ્ટ્રીય માગણીને ધુતકારી કાઢી ત્યારે તેણે પોતાના જન્મથી સ્વીકારેલી સહકારની નીતિ છોડી દીધી. મહાસભાના ઇતિહાસનો સહકારખંડ આ રીતે ૧૯૨૦માં પૂરો થયો અને તેના અસહકારખંડનો આરંભ થયો. ૧૯૧૭ સુધી મહાસભાનાં સૂત્રો વિનીત આગેવાનોના હાથમાં હતા; ત્યાં સુધીની તેની નીતિ શુદ્ધ અથવા બિનશરતી સહકારની હતી. એ વરસે મહાસભાનાં સૂત્રો લોકમાન્ય ટિળકે પોતાના હાથમાં લીધાં અને ત્યારથી તેની નીતિ પ્રતિયોગી એટલે શરતી સહકારની થઈ. પછી ૧૯૨૦માં જ્યારે બ્રિટિશ સામ્રાજ્યશાહી હિંદી રાષ્ટ્રીયતાની સાથે સહકાર કરવા તૈયાર નથી એમ પુરવાર થયું અને ૧૯૧૯ના જલિયાંવાલા બાગના હત્યાકાંડ ઉપર ઘોળ ચડાવીને ગઈ ગુજરી ભૂલી જવાની અને માફ કરવાની માયાળી ભાષા બ્રિટિશ મુત્સદ્દીઓએ વાપરવી શરૂ કરી, તેની સાથે જ એ શરતી સહકારની નીતિમાંથી અસહકારની નીતિ ઉત્પન્ન થઈ. એ જ વખતે હિંદનો મુસલમાન સમાજ પણ બ્રિટિશ સામ્રાજ્યશાહીના કુટિલ હૃદયને ખિલાફતની બાબતમાં બ્રિટિશ મુત્સદ્દીઓને હાથે થયેલા પોતાના વિશ્વાસઘાતને જોઈને બરાબર ઓળખી ગયો. હિંદી મુસલમાનોમાં ક્રાંતિકારી રાષ્ટ્રીય ભાવના આ વખતે જાગ્રત થઈ અને હિંદુ તથા મુસલમાન જનતા એક થઈને પરદેશી બ્રિટિશ સામ્રાજ્યશાહી સાથે સંપૂર્ણ સ્વરાજ્યની પ્રાપ્તિ માટે સત્યાગ્રહી ક્રાંતિશાસ્ત્રને અનુસરીને લડવા લાગી; હિંદનું એવું દૃશ્ય ૧૯૨૦થી ૧૯૨૨ સુધીના કાળ દરમ્યાન દેખાયું. તે પછી ફરી કેટલોક વખત એ ક્રાંતિના પ્રયત્નની જે પ્રતિક્રિયા થઈ, તેમાં હિંદુમુસલમાન વચ્ચેની એકતા લુપ્ત થઈ. તેમ છતાં તે પછી મહાસભાએ સ્વાતંત્ર્યસંગ્રામની સત્યાગ્રહની જે બે લડતો કરી, તેમાં જોકે મુસલમાનોના આગેવાન કહેવડાવનારા લોકો ઝાઝા સામેલ થયા ન હતા, તો પણ મુસલમાન આમ જનતાની સંખ્યા મોટા પ્રમાણમાં સામેલ થઈ હતી. ખાસ કરીને વાયવ્ય સરહદ પ્રાંતનો મુસ્લિમ વિભાગ અને તેના આગેવાન ખાનબંધુઓ આજે એક નિષ્ઠાથી મહાસભાનું કાર્ય કરી રહ્યા છે, અને હવે જ્યારે મહાસભા સંપૂર્ણ સ્વરાજ્યની પ્રાપ્તિ માટે થોડા વખત પછી ફરીથી અગાઉ કદી પણ થઈ ન હતી એવી મોટી સત્યાગ્રહની લડત કરશે, તે વખતે હિંદની હિંદુ જનતાની સાથે જ મુસ્લિમ જનતા પણ તેમાં ઉત્સાહથી અને શૂરાતનથી ભાગ લેશે એવી સાધાર અને ચોક્કસ આશા રહે છે. ટૂંકમાં, ૧૯૨૦ની સાલથી આજ સુધી મહાસભાએ જે સ્વાતંત્ર્યસંગ્રામ ચલાવ્યો છે, તેની પૂર્ણાહુતિનો

કાળ આજે નજીક આવ્યો છે. આ સફળ પૂર્ણાહુતિને માટે મહાસભાને સ્વરાજ્યયુદ્ધની બીજી એક સત્યાગ્રહની લડત કરવી પડશે એવું આજે દેખાય છે. આજ સુધીમાં સત્યાગ્રહ ક્રાંતિના જે ત્રણ પ્રચંડ પ્રયોગો આપણા દેશમાં થયા, તે બાહ્ય પરિણામની દૃષ્ટિથી હજી પૂરેપૂરા સફળ થયેલા દેખાતા નથી અને તેથી જ બહુ મોટા પાયા પર ચોથા સત્યાગ્રહસંગ્રામની અનિવાર્ય આવશ્યકતા દેખાય છે. હિંદુસ્તાન ઉપર નજીકમાં જ લાદવામાં આવનારા સંયુક્ત રાજ્યબંધારણની સામેના પ્રતિકારમાંથી આ ભાવી લડતનો પ્રારંભ થશે એ હવે નિશ્ચિત થયેલું છે. અલબત, આ સંગ્રામની વિગતવાર રૂપરેખા અથવા તેનું સમયપત્રક આજે કોઈ પણ બતાવી શકે તેમ નથી. છતાં પણ આ સંગ્રામ અપરિહાર્ય છે, અને હિંદુસ્તાનને સંપૂર્ણ સ્વયંનિર્ણીત સ્વરાજ્ય મેળવી આપવાનું માથે લીધેલું કાર્ય સફળ કરી બતાવ્યા વિના સત્યાગ્રહના ક્રાંતિશાસ્ત્રનો હિંદુસ્તાનમાં કાયમનો સ્વીકાર થાય એવો સંભવ ચોક્કસપણે ન દેખાતો હોવાથી આજે આ ક્રાંતિશાસ્ત્રનું તત્ત્વજ્ઞાન તથા અંતરંગ કેવું છે તેનું બને તેટલું જ્ઞાન મેળવવું, એ સ્વાતંત્ર્યની આકાંક્ષાવાળા દરેક હિંદીનું કર્તવ્ય છે.

હિન્દુસ્તાનમાં ગયા લગભગ વીસ વરસથી ચાલતા આ સત્યાગ્રહ-યુદ્ધમાંથી એક અભિનવ માનવસંસ્કૃતિનો ઉદય થઈ રહ્યો છે, એટલું જ નહીં પણ તે અભિનવ માનસંસ્કૃતિની પ્રાપ્તિને માટેનું એક નવું ક્રાન્તિશાસ્ત્ર પણ નિર્માણ થઈ રહ્યું છે. આજે એક વિશેષ પ્રકારની લડતમાં આ સત્યાગ્રહ ક્રાન્તિશાસ્ત્રનો જન્મ થઈ રહ્યો છે. તેના વિશિષ્ટ સ્વરૂપને લઈને તેનું એક વિશેષ પ્રકારનું સ્વરૂપ જ લોકો જોઈ શકે છે. પરંતુ વિશિષ્ઠ પ્રકારની લડતના સંબંધને લીધે તેને મળતું જતું એ વિશેષ સ્વરૂપ જ તેનું અંતિમ કે નિત્ય સ્વરૂપ છે, એમ માની લેવું બરાબર નથી. તે જ પ્રમાણે આ વિશિષ્ટ પ્રકારની લડતમાં વિજયી થઈને તે ક્રાન્તિશાસ્ત્ર હિન્દમાં રાષ્ટ્રીય સ્વતંત્રતા અને લોકશાહીની સ્થાપના કરાવે, તેટલાથી જ તેનું કાર્ય પૂરું થશે એમ માની લેવું બરાબર નથી. બલ્કે વિચારવાન માણસ તો એમ જ કહેશે કે, હિંદમાં રાષ્ટ્રીય સ્વતંત્રતાની તથા લોકશાહીની સંસ્થાપના થયા પછી જ તે ક્રાન્તિશાસ્ત્રના મુખ્ય કાર્યની, માનવીસંસ્કૃતિમાં એક નવીન ક્રાન્તિ કરીને તેને મંગલ સ્વરૂપ આપવાના કાર્યની, શરૂઆત થવાની છે. રાષ્ટ્રીય ભાવના તથા લોકશાહીને સત્યાગ્રહની દીક્ષા આપવાથી તેમનું જે સ્વરૂપ થશે, તે આજના યુરોપમાં જણાતી રાષ્ટ્રીય ભાવના તથા લોકશાહીથી તદ્દન જુદું હશે. આ વાતનો બરાબર ખ્યાલ નહીં આવે ત્યાં સુધી હિન્દુસ્તાનને ભવિષ્યમાં જે સત્યાગ્રહસંગ્રામ કરવો પડશે તેમાં પોતાના સર્વસ્વનું બલિદાન આપવાને આપણી આમજનતા તૈયાર નહીં થાય, અને આમજનતા જો તૈયાર નહીં થાય તો એ લડતમાં આધુનિક ભારતને યશ પણ

પણ નહીં મળે, એટલું જ નહીં, પણ પોતાનું દુનિયાના ઇતિહાસમાં એક સ્વતંત્ર સ્થાન છે, અને પોતાના ઇતિહાસમાંથી દુનિયાને કંઇક બોધ લેવા જેવો છે, એવું હિંદનું અભિમાન પણ ખોટું ઠરશે. આજનો સત્યાગ્રહસંગ્રામ આધુનિક ભારતના ગયાં સો વરસના ઇતિહાસનું પરિપક્વ ફળ છે, અથવા કહો કે એ કાળમાં ભારતીય સંસ્કૃતિનું જે તત્ત્વમંથન થયું તેમાંથી જડેલું અમૃત છે. આ અમૃતતત્ત્વજ્ઞાનના પ્રાશનથી માનવસંસ્કૃતિ ખરેખર અમર થશે અને આ પૃથ્વીને અમરભૂમિનું યથાર્થ નામ મેળવી આપવાનું તથા માનવસંસ્કૃતિની સત્યયુગની દિશામાં પ્રગતિ કરાવવાનું સામર્થ્ય તેમાંથી પ્રાપ્ત થાય, એટલી તેની યોગ્યતા છે. આ તત્ત્વજ્ઞાનનો સ્વીકાર કરવાનો અધિકાર પ્રત્યક્ષ કૃતિથી પુરવાર કરવાની જવાબદારી માત્ર આજના તરુણ ભારતને માથે છે. એ જવાબદારી તે બરાબર પાર પાડી શકે તેટલા માટે આજની ભારતીય ક્રાન્તિનું તથા સત્યાગ્રહી ક્રાન્તિશાસ્ત્રનું સ્વરૂપ આ પ્રકરણમાં સ્પષ્ટ કરવા ધાર્યું છે. આવતા પ્રકરણમાં આજની ક્રાન્તિમાંથી નિર્માણ થઈ રહેલા સત્યાગ્રહી તત્વજ્ઞાનનું સર્વાંગી સ્વરૂપ વર્ણવવામાં આવશે. આજની ક્રાન્તિનું કાર્ય સફળ થયા પછી એ તત્ત્વજ્ઞાનને આધારે હિંદુસ્તાનને એક સર્વાંગી ક્રાન્તિ કરવાની બાકી રહેશે; અને એ સર્વાંગી ક્રાન્તિમાંથી માનવસંસ્કૃતિનો એક નવો આદર્શ જગતને જોવાનો મળશે. એ ભાવી કાર્યના સ્વરૂપનું વર્ણન કરતા પહેલાં આપણે આજે આ ક્રાન્તિશાસ્ત્રને જે સ્વરૂપ પ્રાપ્ત થયેલું છે, તે કયા કારણોથી અને કઈ રીતે પ્રાપ્ત થયું છે, તે સમજી લેવું જોઈએ. એ જ આ પ્રકરણનો વિષય છે.

સત્યાગ્રહના તત્ત્વજ્ઞાનનો સ્વીકાર કરવામાં આવ્યો તે પહેલાં હિંદમાં રાષ્ટ્રનું ઘડતર કરનારા બે પ્રમુખ સંપ્રદાયો અસ્તિત્વમાં હતા. તેઓ વિનીત અને રાષ્ટ્રીય એવાં નામોથી ઓળખાતા. એ બે સંપ્રદાયો ઉપરાંત ત્રીજો એક સશસ્ત્ર ક્રાન્તિનો સંપ્રદાય પણ અસ્તિત્વમાં હતો. મ. ગાંધીનો સત્યાગ્રહી સંપ્રદાય તત્ત્વતઃ આ ત્રણેથી ભિન્ન છે, તો પણ એ ત્રણેયમાં રહેલાં શ્રેષ્ઠ તત્ત્વોનો તેમાં સમાવેશ થયો છે. અને અમારે મતે તે સંપ્રદાય લો. ટિળક વગેરે રાષ્ટ્રીય આગેવાનોના બહિષ્કારયોગનું અથવા નિઃશસ્ત્ર ક્રાન્તિનું શાસ્ત્રીય અને પરિણત સ્વરૂપ છે. અત્યાર સુધી આ છેવટે ગણાવેલી દૃષ્ટિનું સારું સરખું વિવેચન થયું છે અને હવે વિનીત તત્ત્વજ્ઞાન અને સત્યાગ્રહી તત્ત્વજ્ઞાન એ બે વચ્ચે કેટલું સામ્ય છે તેનો ખુલાસો અમારે કરવો છે. વળી સશસ્ત્ર ક્રાન્તિવાદનું અવલંબન અગાઉના રાષ્ટ્રીય આગેવાનોએ શાથી કર્યું નહીં અને મ. ગાંધી કેમ કરતા નથી, તેનો ખુલાસો પણ અહીં કરવો જરૂરનો છે. મ. ગાંધીની પહેલાંના રાષ્ટ્રીય આગેવાનો સશસ્ત્ર ક્રાન્તિ તરતને માટે અશક્ય છે એટલા જ કારણસર નિઃશસ્ત્ર ક્રાન્તિનો માર્ગ અનુસરવાનો ઉપદેશ કરતા

હતા. એથી ઊલટું, મ. ગાંધી એ માર્ગ શકય હોય તો પણ અંતિમ અને ઇષ્ટ ફળપ્રાપ્તિની દૃષ્ટિથી તે માર્ગ ગૌણ છે એમ કહે છે. તેવી જ રીતે અગાઉના બહિષ્કાર યોગનું અસહકારયોગમાં રૂપાંતર કરતી વખતે તેમણે તે અહિંસાતત્ત્વના આધ્યાત્મિક પાયા પર રચ્યું ને તેને એક નવીન ક્રાન્તિશાસ્ત્રનું અસરકારક સ્વરૂપ આપ્યું. આધુનિક ભારતે આ ક્રાન્તિશાસ્ત્રનું અવલંબન શાથી અને શી રીતે કર્યું, તેનો વિચાર કરતી વેળાએ મ. ગાંધીની પહેલાં જે બે કે ત્રણ રાષ્ટ્રઘડતરના વિચારસંપ્રદાયો આપણે ત્યાં અસ્તિત્વમાં આવ્યા હતા, તેમનું ટૂંકમાં સિંહાવલોકન કરીને તેમાંના કયા સંપ્રદાયમાંથી કયાં કયાં તત્ત્વોનો આ સત્યાગ્રહી ક્રાન્તિશાસ્ત્રમાં સમાવેશ કરવામાં આવ્યો છે, તેનો વિચાર પણ આપણે કરવો જોઈએ. એમ કરવાથી જ આધુનિક ભારતના ગયાં સો વરસના ઇતિહાસમાં જે રાષ્ટ્રીય વિચારમંથન થયું, તેમાંથી નીકળેલું નવનીત તે જ આજનું સત્યાગ્રહનું તત્ત્વજ્ઞાન છે, એમ જે અમે કહીએ છીએ તેનો ખુલાસો વાચકને મળી રહેશે.

એટલે આ દૃષ્ટિથી હવે આપણે વિનીત સંપ્રદાયનો અથવા તેના તત્ત્વજ્ઞાનનો થોડોક વિચાર કરીએ. અગાઉ અનેક ઠેકાણે કહ્યું છે તેમ આ તત્ત્વજ્ઞાનનો ઉગમ બંગાળમાં રાજા રામમોહન રાયના સર્વાંગી સુધારાવાદમાંથી થયેલો છે. યુરોપિયન અને તેમાંયે વિશેષે કરીને બ્રિટિશ સંસ્કૃતિની ભારતીય સંસ્કૃતિ સાથે તુલના કરીને ભારતીય સંસ્કૃતિ આધુનિક બ્રિટિશ સંસ્કૃતિના પ્રમાણમાં પાછળ પડેલી છે, અને તેને આધુનિક યુરોપીય સંસ્કૃતિની હારમાં લાવ્યા સિવાય આપણો દેશ બીજા દેશોની સાથે રહીને સ્વતંત્રતાથી પોતાનો કારભાર ચલાવવા માટે લાયક થશે નહીં, એ વાત જાહેર રીતે સ્વીકારીને બ્રિટિશ રાજ્યછત્રની છાયામાં આપણી સંસ્કૃતિનો વિકાસ કરવાનું કાર્ય રાજા રામમોહન રાયે શરૂ કર્યું હતું. તેમના સર્વાંગી સુધારાનો ઝોક આપણી ધાર્મિક તથા સામાજિક સુધારણા તરફ સ્વાભાવિકપણે જ વિશેષ હતો, અને તેના પ્રમાણમાં રાજકીય તથા ઔદ્યોગિક ઉન્નતિ તરફ ઓછો હતો. બ્રિટિશ અમલની શરૂઆત થઈ ત્યારથી આપણી સંસ્કૃતિના આધુનિક યુગનો આરંભ થયો છે, એવી તેમની માન્યતા હતી અને આધુનિક યુરોપના વ્યક્તિવાદી ધાર્મિક, રાજકીય તથા સામાજિક સિદ્ધાન્તોની હિમાયત તેમ જ પ્રચાર કરીને તેમણે ભારતીય સંસ્કૃતિના પુનરુજ્જીવન માટે પ્રયત્ન શરૂ કર્યો. બ્રિટિશ સામ્રાજ્ય આપણી ઔદ્યોગિક ઉન્નતિની આડે આવે છે, બલ્કે તે આપણા રાષ્ટ્રની સંપત્તિનું હરણ કરવા માટે નિર્માણ થયેલું છે અને તેથી તેની છત્રછાયા હેઠળ આપણી સંસ્કૃતિનો વિકાસ શકય નથી; અને વળી આપણી સંસ્કૃતિ આધુનિક જમાનાનાં બીજાં રાષ્ટ્રોની સંસ્કૃતિની પાછળ પડી ગઈ હોય તો પણ

આપણે પ્રથમ આપણા દેશની રાજકીય સત્તા આપણા હાથમાં લઈએ નહીં ત્યાં સુધી તેનો વિકાસ તો શું, પણ તેનું રક્ષણ કરી શકતા નથી; એટલું જ નહીં, પણ આ બ્રિટિશ સામ્રાજ્યમાં આપણા દેશના લોકોના જીવિતની પણ સલામતી નથી, એ સત્યનું ભાન જ્યારે આધુનિક ભારતને થયું, ત્યારે રાજા રામમોહન રાય વગેરે સર્વાંગી સુધારકોના તત્ત્વજ્ઞાનમાંથી જ એક પ્રાગતિક રાજકારણ ઈ. સ. ૧૮૭૫ની આસપાસ દાદાભાઈ નવરોજી અને ન્યા. રાનડે જેવા આગેવાનોના પ્રયત્નથી જન્મ પામ્યું. બ્રિટિશ સામ્રાજ્યનું ઔદ્યોગિક સ્વરૂપ ધ્યાનમાં લઈને ન્યા. રાનડેએ હિંદી અર્થશાસ્ત્રને માટે ઇંગ્લંડના વ્યક્તિવાદી અર્થશાસ્ત્રનો આધાર લેવો બરાબર નથી, પણ તેને માટે જર્મની ને અમેરિકા જેવા ઔદ્યોગિક પ્રગતિમાં પછાત રહેલા દેશોના રાષ્ટ્રીય અર્થશાસ્ત્રનો આધાર લેવો જોઈએ એમ પ્રતિપાદન કરવાની શરૂઆત કરી. આવી રીતે આધુનિક ભારતના ઘડવૈયાઓની દૃષ્ટિ વ્યક્તિવાદમાંથી નીકળીને રાષ્ટ્રવાદ તરફ વળી.

ન્યા. રાનડેએ આર્થિક રાષ્ટ્રવાદની હિમાયત કરી હોય તો પણ સાંસ્કૃતિક તથા રાજકીય દૃષ્ટિએ તેઓ ઇંગ્લંડના લિબરલ (ઉદારમતવાદી) પક્ષના અને તેના વિચારસંપ્રદાયના અનુયાયી હતા. બ્રિટિશ શાસન નીચે જેમ જેમ હિંદી આમજનતાની બેકારી વધતી ગઈ અને તેની ગરીબીનું ભીષણ સ્વરૂપ વધારે ને વધારે પ્રત્યક્ષ થતું ગયું, તેમ તેમ ન્યાયમૂર્તિ રાનડેના ઉદારમતવાદી વિનીત રાજકારણનું ધોરણ લોકોને વધુ ને વધુ અધૂરું અસમાધાનકારક લાગવા માંડ્યું. ઉપરાંત જર્મની, અમેરિકા કે જાપાન જેવા ઔદ્યોગિક વિકાસમાં પછાત પણ રાજકીય દૃષ્ટિએ સ્વતંત્ર દેશોનું રાષ્ટ્રીય અર્થશાસ્ત્ર અથવા તો તેમની રાજકીય નીતિ આપણને ઉપયોગી થાય તેવી નથી એનું ભાન થવાથી હિંદુસ્તાનના રાષ્ટ્રવિધાયકોની નજર સ્વતંત્ર રાષ્ટ્રના અર્થકારણ તથા રાજકારણ ઉપરથી ઊઠીને આયર્લૅન્ડ અને ઇટાલી જેવા પરતંત્ર અવસ્થામાંથી સ્વતંત્રતા મેળવનારા દેશોના વિચારસંપ્રદાયો તરફ વળવા લાગી. આ વિચાર-પરિવર્તનમાંથી આખરે જહાલ રાષ્ટ્રીય રાજકારણ તથા સશસ્ત્ર ક્રાંતિનું રાજકારણ આધુનિક ભારતમાં નિર્માણ થયાં.

જહાલ રાષ્ટ્રીય રાજકારણમાંથી ૧૯૦૫ના અરસામાં બહિષ્કારયોગયુક્ત નિઃશસ્ત્ર ક્રાંતિવાદ ઉદય પામ્યો, અને સશસ્ત્ર ક્રાંતિકારક રાષ્ટ્રીય રાજકારણે ત્યાર પછી એક બે વરસમાં ઇટાલિયન દેશભક્ત મેઝિનીના પ્રયત્નોનું અનુકરણ કરીને ગુપ્ત કારસ્તાનોનું સ્વરૂપ લીધું. લો. ટિળક વગેરે રાષ્ટ્રીય આગેવાનોનું નિઃશસ્ત્ર ક્રાંતિનું અથવા બહિષ્કારયોગનું રાજકારણ આયર્લૅન્ડના સિનફીન પક્ષના શરૂઆતના રાજકારણ જેવું હતું, એ આગળ જણાવ્યું છે. ક્રાંતિકારી રાષ્ટ્રીય રાજકારણનાં સશસ્ત્ર અને નિઃશસ્ત્ર એવાં બન્ને સ્વરૂપો પહેલવહેલાં ૧૮૯૫થી

૧૯૦૫ના ગાળામાં મહારાષ્ટ્રમાં દેખાયાં; અને તે બન્નેને લો. ટિળકે શરૂ કરેલા શિવાજી ઉત્સવમાંથી પ્રેરણા મળતી હતી, એ પણ આપણે અગાઉ જોયું છે. નિઃશસ્ત્ર ક્રાંતિનું રાજકારણ આયર્લૅન્ડના પાર્નેલ અને ગ્રિફીથ વગેરેની રાજકીય નીતિને અનુસરીને વિકાસ પામતું હતું. સશસ્ત્ર ક્રાંતિના ઉપાસકો મૅઝિની, ગૅરીબાલ્ડી અથવા કાવૂર જેવા ઇટાલિયન દેશભક્તોના કાર્યનું તથા નીતિનું અનુકરણ કરતા હતા. પણ લોકમાન્ય ટિળક વગેરે રાષ્ટ્રીય આગેવાનોને એવું અનુકરણ આપણી પરિસ્થિતિને અનુકૂળ નથી, એમ લાગ્યું ને તેથી તેઓ મહાસભાને નિઃશસ્ત્ર ક્રાંતિને માર્ગે દોરવાનો પ્રયત્ન કરતા હતા. આ તેમનો પ્રયત્ન આયરિશ આગેવાનોના પ્રયત્નોનું આંધળું અનુકરણ ન હતું, પણ આપણા દેશની પરિસ્થિતિને અનુરૂપ અને તેમાં ફળદાયી થઈ શકે તેવું રાજકારણ છે, એ સમજીને તેમણે પોતાનો પ્રયત્ન ચલાવ્યો હતો. આપણા દેશમાં નિઃશસ્ત્ર ક્રાંતિનો પ્રયત્ન કરવાની કલ્પના તેમને કેવળ આયરિશ આગેવાનોના કાર્યક્રમ ઉપરથી જ સૂઝી ન હતી. બ્રિટિશ રાજ્યની આપણા દેશમાં ઉત્પત્તિ, સ્થિતિ તથા વિનાશ વિષે એલ્ફિન્સ્ટન, મનરો, મેટ્કાફ વગેરે જેવા તે સામ્રાજ્યની સ્થાપના કરનારા બ્રિટિશ મુત્સદ્દીઓના વિચારોનો તથા તે વિચારો અનુસાર તે લોકોએ નક્કી કરેલી નીતિનો પણ તેમના રાજકારણને આધાર હતો. તે જ પ્રમાણે સર જૉન સીલી જેવા રાજકીય તેમ જ ઐતિહાસિક તત્ત્વજ્ઞોએ કરેલી હિંદુસ્તાનમાંની બ્રિટિશ સામ્રાજ્યસત્તાની મીમાંસા પણ તેમના જોવામાં આવી હતી. મનરો એલ્ફિન્સ્ટન જેવા સામ્રાજ્યસંસ્થાપક બ્રિટિશ મુત્સદ્દીઓ અને સર જૉન સીલી તેમ જ છેક આધુનિક દાખલો લેવો હોય તો ઇંગ્લંડના હયાત રાજકીય તત્ત્વજ્ઞોમાં આગળ પડતા એવા મિ. જી. ડી. ઍચ. કૉલ, વગેરે બધા હિંદુસ્તાનમાંના બ્રિટિશ સામ્રાજ્યનો અંત અહીં એક રાષ્ટ્રીયતાની ભાવના વ્યાપકપણે ફેલાય અને તે બ્રિટિશ સરકારના હિંદી લશ્કરમાં દાખલ થાય તેની સાથે જ થશે, એમ એકે અવાજે કહે છે. બ્રિટિશ મુત્સદ્દીઓ તથા રાજકીય તત્ત્વજ્ઞોની હિંદી પરિસ્થિતિની સમાલોચના પરથી લો. ટિળક, બાબુ બિપિનચંદ્ર પાલ અથવા યોગી અરવિંદ ઘોષ જેવા ભારતીય રાષ્ટ્રવિધાયકોને નિઃશસ્ત્ર ક્રાંતિનું અથવા બહિષ્કારયોગનું રાજકારણ સૂઝ્યું હોય તો જરાય નવાઈ નથી. એક રીતે આવી જાતનું રાજકારણ આ દેશમાં નિર્માણ થશે અને તેમાંથી જ આપણા સામ્રાજ્યનો અંત આવશે, એ બ્રિટિશ રાજપુરુષો સો વરસ પહેલાંથી જાણી ગયા હતા એમ મનરો, એલ્ફિન્સ્ટન વગેરે તે વખતના રાજ્યકર્તાઓના ઉદ્ગારો ઉપરથી જણાય છે.

આ ઉદ્ગારોનું આપણે અહીં ટૂંકમાં સિંહાવલોકન કરીએ. સને ૧૮૧૯માં એલ્ફિન્સ્ટન મૅકિંટોશને લખેલા કાગળમાં જણાવે છે કે,

"આપણું હિન્દી સામ્રાજ્ય લાંબો સમય ટકવાનું નથી, એ માન્યતા એક પૂર્વગ્રહ નથી પણ સમજપૂર્વક બંધાયેલો અભિપ્રાય છે એવો મને ભય લાગે છે. તે સામ્રાજ્યનો અંત ખરેખર કેમ આવશે તે વિષે આજથી અનુમાન કરવું મુશ્કેલ છે. છતાં રશિયા વગેરેની ચડાઈમાંથી તે બચી જાય તો પણ તેના વિનાશનાં બીજ હિન્દી લશ્કરમાં છે એમ મને લાગે છે. એ લશ્કર એક બહુ જ નાજુક પણ ભયંકર યંત્ર છે અને તેની વ્યવસ્થામાં જરા સરખી પણ ગફલત થાય તો તે સહેજે આપણો જ નાશ કરશે."*

એ પછી ત્રણ વરસે એટલે ૧૮૨૨માં હિન્દીઓને મુદ્રણસ્વાતંત્ર્ય આપવું કે નહીં એ સવાલનો નિર્ણય આપતાં સર ટૉમસ મનરો કહે છે:

"માત્ર હિન્દી સૈનિકોના બળવાથી બ્રિટિશ રાજ્ય ઊથલી પડે તો પણ હિન્દુસ્તાનમાં સ્થિર સ્વરાજ્યની સ્થાપના થવાની નથી; ઊલટું આજે જે શાંતિનું રાજ્ય અહીં પ્રવર્તે છે તેનો અંત આવશે અને તેને ઠેકાણે જ્યાં ત્યાં અંધાધૂંધી તથા અરાજકતા ફેલાશે. અને તેને પરિણામે હિન્દુસ્તાનની સ્થિતિ આપણે તેને જીત્યો તે વખતે જેવી હતી તેના કરતાં પણ વધારે ભયાનક થશે. એટલા માટે ભારતીય સ્વાતંત્ર્યની આકાંક્ષા હિન્દી લશ્કરમાં દાખલ થાય તે પહેલાં હિન્દી જનતામાં મોટા પ્રમાણમાં તે ભાવનાનો પ્રચાર થવો જોઈશે."×

અર્વાચીન વિદ્યાનો જે પ્રચાર આપણે હિન્દુસ્તાનમાં કરી રહ્યા છીએ અને આજના ભણેલાઓના દિલમાં જે રાજકીય આકાંક્ષાઓ ઊભી કરી રહ્યા છીએ, તેમાંથી જ આ રાષ્ટ્રીય એકતાની તથા સ્વતંત્રતાની આકાંક્ષા હિન્દી જનતામાં આજે નહીં તો કાલે નિશ્ચિતપણે ફેલાશે એમાં શંકા નથી; અને તે એવી રીતે ફેલાશે પછી હિન્દી લશ્કરના ટેકાથી જ હિન્દી જનતાને પરતંત્રતામાં રાખવાના આપણા પ્રયોગનો ખાસો અંત આવશે, એટલે કે હિન્દની પરતંત્રતાનો અંત આવશે, એવું ભવિષ્ય ઉપરના ઉતારામાં મનરોએ ભાખેલું છે. તે પછી ૧૮૫૭માં હિન્દુમુસલમાન સિપાઈઓએ એક થઈને બ્રિટિશ સરકારની સામે જે બળવો કર્યો તે આપણે શી રીતે તોડી નાખ્યો તેનું વિવેચન કરીને સર જૉન સીલી જણાવે છે કે,

"હિન્દુસ્તાનની એક જાતિ સામે બીજીને લડાવીને જ મોટે ભાગે આ બળવો દબાવી દેવામાં આવ્યો. જ્યાં સુધી આમ કરવું શક્ય છે, અને જ્યાં સુધી પોતાની ઉપર ગમે તે સરકાર રાજ્ય કરતી હોય તો પણ તેની સામે ટીકા કરવાની કે બળવો કરવાની ટેવ હિન્દી જનતાને પડી નથી, ત્યાં સુધી જ ઇંગ્લંડમાં રહીને હિન્દનું રાજ્ય ચલાવવું આપણે માટે શક્ય છે. તેમાં અલૌકિક એવું કશું નથી. પણ મેં આગળ કહ્યું છે તેમ, જો એ પરિસ્થિતિ બદલાય અને જો કોઈ પણ ઉપાયે હિન્દી જનતામાં એક રાષ્ટ્રીયતા નિર્માણ થાય અને તેની સાથેનો આપણો સંબંધ ઑસ્ટ્રિયાના ઇટાલી

* 'માઉન્ટસ્ટૂઅર્ટ એલ્ફિન્સ્ટન', કોટન, પૃ. ૧૮૫-૮૬.

× ઍંડરસન અને સુબેદાર કૃત 'ડેવલપમેન્ટ ઑફ એન ઇંડિયન પોલિટી', (પૃ. ૧૩૯)માં ઉતારેલ 'મેમ્વાર ઑફ સર ટૉમસ મનરો' પરથી.

સાથેના સંબંધ જેવો થોડા પ્રમાણમાં પણ થાય, તો આપણી હકૂમતને જોખમ છે એટલું કહીને જ હું અટકતો નથી; હું તો એમ કહીશ કે, તે ક્ષણથી આપણે આપણા પ્રભુત્વની આશા જ છોડી દેવી જોઈશે."*

૧૮૫૭–૫૮નો હિન્દુમુસલમાન સિપાઈઓનો બળવો ગુરખા અને શીખ સિપાઈઓની ટુકડીઓની મદદથી દબાવી દેવામાં આવ્યો. હિન્દુસ્તાનમાંના શિંદે, હોલકર કે નિઝામ જેવા કોઈ મોટા દેશી રાજાએ બળવાખોરોને સહાય આપી હોત અને તે વખતનો જમીનદાર કે ઠકરાતી વર્ગ બ્રિટિશોને વફાદાર રહ્યો ન હોત તો બ્રિટિશ સામ્રાજ્યનો તે જ વખતે અંત આવ્યો હોત, એ મત હવે સર્વમાન્ય થયો છે.× તે જ પ્રમાણે એક બીજી વાત પણ હવે સર્વ માન્ય થઈ છે કે, એ દેશી રજવાડાંઓના પ્રયત્નથી હિન્દને સ્વાતંત્ર્યની પ્રાપ્તિ થશે એવી આશા રાખવી ફોગટ છે. ૧૮૯૫થી ૧૯૦૫ સુધીના કાળમાં હિંદુસ્તાનમાં જે ક્રાન્તિકારક રાજકારણ અસ્તિત્વમાં આવ્યું, તે રાજકારણવાળા સંપ્રદાયના કેટલાક લોકોને એવી આશા રહેતી હતી કે અહીંનાં રજવાડાંઓમાંથી કોઈકની મદદથી, અથવા તો અફઘાનિસ્તાન કે નેપાળ જેવા નાનકડા રાજ્યની સહાયથી, ઇટાલીએ જેમ ઑસ્ટ્રિયન સામ્રાજ્યમાંથી પોતાની મુક્તિ મેળવી લીધી, તેવી જ રીતે આપણે પણ બ્રિટિશ સામ્રાજ્યની પકડમાંથી મુક્ત થઈ શકીશું. પણ એ આશા અનુભવે નિષ્ફળ નીવડી છે. હિન્દમાં જે રાજ્યક્રાન્તિ થશે તે લોકશાહી સ્વરૂપની જ થવાની છે અને મધ્યમ વર્ગના

---

* 'ધિ એક્સપૅનશન ઑફ ઇંગ્લંડ', સીલી, પૃ. ૨૩૩.

× શિંદે, હોલકર વગેરે દેશી રજવાડાંઓ સામ્રાજ્ય તરફ કેવા વફાદાર રહ્યા હતા તે વિષે નીચેનો ઉતારો વાંચવા જેવો છે.

"શિંદે તથા હોલકરની એકધારી વફાદારીને લીધે મરાઠાઓનો બાહોશ અને મોભાવાળો એકે આગેવાન રહ્યો નહીં, અને એ ભયંકર જાતિ ત્યારથી નિરુપદ્રવી બની છે. . . . જો બેમાંથી એક પણ ખુલ્લી રીતે આપણી સામે પડચો હોત તો એક પણ અંગ્રેજ ભાગ્યે જ એ દ્વીપકલ્પમાં જીવતો રહેવા પામત."

જમીનદાર વર્ગને કાયમી મહેસૂલ પદ્ધતિ આપ્યાથી તે પણ સામ્રાજ્યને વફાદાર રહ્યો એ વિષે નીચેનો ઉતારો જુઓ :

"જમીનદારોની વફાદારી તથા પ્રીતિને અંગે કંપનીના ડિરેક્ટરોની કોર્ટના પ્રમુખ મિ. મૅંગલ્સે સાચું જ કહ્યું છે કે, તે બધાની નિરપવાદ સારી વર્તણૂંક એ ૧૮૫૭ના બળવાની એક નોંધવા લાયક બીના ગણાય. ખરેખર તેમની અડગ વફાદારીના દાખલાઓ એટલા બધા છે કે તે પરથી ઘણા જાણકાર અને સમજુ હિન્દી વિચારકો એવો મત ધરાવતા થયા છે કે આવી જાતની આપત્તિઓની સામે બ્રિટિશ રાજ્યની ઉત્તમોત્તમ સલામતી લૉર્ડ કૉર્નવૉલિસે બહુ દીર્ઘદૃષ્ટિથી અને મુત્સદ્દીગીરીથી જે કાયમ ધારાપદ્ધતિ ખૂબ મોટા વિસ્તારમાં લાગુ કરેલી તે વાતમાં રહેલી છે."

બુદ્ધિશાળી તથા સ્વાર્થત્યાગી આગેવાનો અને ગરીબ ખેડૂતોનો વર્ગ, એ બેના એકત્રિત સામર્થ્યથી જ તે થશે એવી લોકમાન્ય ટિળક વગેરે રાષ્ટ્રીય આગેવાનોને ખાતરી થયેલી હતી. અને એટલા જ માટે બ્રિટિશ સામ્રાજ્યશાહીની એડી નીચે કચડાઈ રહેલા ખેડૂતોનો મોટા પ્રમાણમાં મહાસભામાં પ્રવેશ થાય અને તેનું બંધારણ લોકશાહીના સિદ્ધાન્તો પ્રમાણે ચાલે એ વિષે તેમનો ખાસ આગ્રહ હતો. હિન્દીસમાજનો ઉપલો જમીનદાર વર્ગ તથા દેશી રજવાડાંઓનો વર્ગ, એ બન્ને વર્ગો પોતાનાં રાજ્યોના તથા જમીનદારીના મોહથી સામ્રાજ્યને વફાદાર રહેતા હોવાથી સુશિક્ષિત મધ્યમ વર્ગ તથા કંગાળ બનેલો ખેડૂત વર્ગ જ ક્રાન્તિકારક રાજકારણનો આધાર બની શકે છે, તે જોઈને એ બન્નેને સશસ્ત્ર ક્રાન્તિથી દૂર રાખવા માટે હ્યૂમ, વેડરબર્ન તથા કૉટન વગેરે બ્રિટિશ મુત્સદ્દીઓએ મહાસભાની પ્રવૃત્તિ શરૂ કરી હતી, અને એ જ વર્ગોને નિઃશસ્ત્ર ક્રાન્તિને ધોરણે મહાસભામાં સંગઠિત કરીને લો. ટિળક વગેરે રાષ્ટ્રીય આગેવાનો બ્રિટિશ મુત્સદ્દીઓ પાસેથી ભારતીય સ્વરાજ્ય મેળવવાનો પ્રયત્ન કરતા હતા. બહિષ્કારયોગની નિઃશસ્ત્ર ક્રાન્તિનો આ પ્રયોગ સફળ થશે અને હિંદી જનતાની સહાયથી ચાલતું હિન્દનું બ્રિટિશ રાજ્યતંત્ર તૂટી પડશે, એ હ્યૂમ વેડરબર્નને પણ દેખાતું હતું. તેથી તેમણે પોતાના દેશબાંધવોને મહાસભાની માગણીઓ સ્વીકારવા આખો જન્મારો ઉપદેશ કર્યો. પણ એ ઉપદેશ સત્તાધારી બ્રિટિશ મુત્સદ્દીઓએ માન્યો નહીં. તેને પરિણામે મહાસભામાં નિઃશસ્ત્ર ક્રાન્તિની ભાવના વધવા લાગી અને યુરોપીય મહાયુદ્ધ પછી બ્રિટિશ મુત્સદ્દીઓએ હિન્દી રાષ્ટ્રની જે છેતરપિંડી કરી, તે જોઈને મ. ગાંધીએ નિઃશસ્ત્ર ક્રાન્તિને અસરકારકપણે સંગઠિત કરવાનું કાર્ય શરૂ કર્યું. વિનીતોના રાજકારણની અસર મહાયુદ્ધ પછી મહાસભામાંથી નાબૂદ થઈ, અને તે ખુલ્લી રીતે નિઃશસ્ત્ર ક્રાન્તિવાદી સંસ્થા બની.

આયર્લૅન્ડમાં આર્થર ગ્રિફીથે સિનફીન પક્ષની સ્થાપના કરીને જે નિઃશસ્ત્ર ક્રાન્તિવાદી રાજકારણ શરૂ કર્યું હતું, તેનું સ્વરૂપ મહાયુદ્ધ પછી સશસ્ત્ર ક્રાન્તિનું થયું. છતાંય તે વખત સુધીના ગાળામાં આયર્લૅન્ડમાં લડાયક રાષ્ટ્રસંગઠન કરવા માટે એ પક્ષનું નિઃશસ્ત્ર રાજકારણ કામમાં આવ્યું હતું. હિંદુસ્તાન પણ જો આયર્લૅન્ડ જેવો જ એક નાનો સરખો દેશ હોત તો કદાચ એ જ ઇતિહાસની પુનરાવૃત્તિ અહીં પણ થઈ હોત. પણ આયર્લૅન્ડ કે ઇટાલી જેવા દેશોથી હિંદુસ્તાન દેશ કેટલોય મોટો; તેમાં હિંદુ, મુસલમાન, શીખ વગેરે અનેક ધર્મભેદ, પંથભેદ તથા જાતિભેદ; એકરાષ્ટ્રીયતા તથા લોકશાહીની ભાવનામાં તે ખૂબ પછાત; પ્રબળ યુરોપીય દેશોના સમૂહથી તે બહુ દૂર પડેલો અને

વધારામાં બ્રિટિશોની સંસ્કૃતિથી તથા બ્રિટિશોના માની લીધેલા સામર્થ્યના ભયથી બેબાકળો બનેલો અને ભડકી ગયેલો હોવાથી એ દેશમાં નિઃશસ્ત્ર ક્રાન્તિવાદ એ જ સ્વતંત્રતાનો વહેવારુ અને અસરકારક માર્ગ છે એમ અહીંના વિચારવાન, બુદ્ધિશાળી અને સ્વાર્થત્યાગી રાષ્ટ્રીય આગેવાનોએ મ. ગાંધી હિંદમાં આવ્યા તે પહેલાં જ નિર્ણય કરેલો હતો; એટલું જ નહીં, પણ હિંદી જનતાની બુદ્ધિ પર તેમણે એ સંસ્કાર દૃઢ કર્યો હતો. મ. ગાંધીએ ૧૯૨૦માં જ્યારે અસહકારને રૂપે નિઃશસ્ત્ર ક્રાંતિનો પોતાનો કાર્યક્રમ દેશની આગળ રજૂ કર્યો, ત્યારે દેશના બુદ્ધિમાન આગેવાનોએ તથા ક્રાન્તિકારી વૃત્તિવાળા જુવાનોએ તેનો જે મોટા પ્રમાણમાં સ્વીકાર કર્યો, તેની આ એક બુદ્ધિને રુચે તેવી મીમાંસા છે. કોઈ પણ કારણે જેમને આ મીમાંસા ફાવતી નથી અથવા તો માન્ય થવા છતાં જેઓ તે લોકોની આગળ રજૂ કરતા નથી, તેઓ આખો દેશ મ. ગાંધીની પાછળ આમ એકદમ શાથી ગયો તેની મીમાંસા કરતાં કહે છે કે, મ. ગાંધીની ભૂરકીથી ભોળવાઈને આખો દેશ તેમની પાછળ ગયો હતો. પણ આ મીમાંસા વિચારને અને બુદ્ધિને રુચે તેવી નથી.

વિનીત પક્ષ મ. ગાંધીની સત્યાગ્રહી નીતિ સામે અવહેવારુપણાનો પોતાનો સનાતન આક્ષેપ કરીને રાજકારણથી દૂર રહ્યો તો તેમાં કશી નવાઈ નથી. અથવા તેની અગાઉની નીતિ સાથે તેમનું આ આચરણ જરાયે વિસંગત નથી; પણ લોકમાન્ય ટિળકના અનુયાયીઓમાંથી શ્રી. કેળકરનો પક્ષ મ. ગાંધીના અસહકાર સામે જે આક્ષેપો કરતો હતો અને આજે પણ કરે છે, તેમાં અને આમાં થોડો ફેર છે. એક બાજુથી તે પક્ષ અવહેવારુપણાનો આક્ષેપ તો કરે જ છે, અને બીજી બાજુથી મ. ગાંધીની અહિંસા રાજકારણમાં ગોટાળો ઊભો કરે છે તેથી અમે તેમાં દાખલ થતા નથી એવું બહાનું બતાવે છે. સાચી વાત તો એ છે કે, લોકમાન્યના અનુયાયીઓમાં જે ક્રાન્તિકારક વૃત્તિના લોકો હતા, તે બધા જ મહાત્મા ગાંધીના યુગમાં અહિંસક અસહકારમાં તેમ જ સવિનય કાનૂનભંગની લડતમાં જોડાઈ ગયા એ અમે પાછલા પ્રકરણમાં બતાવેલું જ છે. આ બધા લોકો એકાએક અહિંસાધર્મી બની ગયા હતા એવો આનો અર્થ નથી. એ લોકો મ. ગાંધીના રાજકારણમાં કેવી રીતે તથા કઈ વૃત્તિથી દાખલ થયા, તેની મીમાંસા આચાર્ય કૃપાલાનીના નીચેના ઉદ્‌ગારો ઉપરથી વાચકો યથાર્થપણે કરી શકશે :

"રસાયણ શાસ્ત્રનાં અને વિમાનોનાં સંહારનાં સાધનો જ્યારે સરકારોના હાથમાં હોય છે, તે જમાનામાં શસ્ત્રાસ્ત્રોથી તેમની સાથે યુદ્ધ કરવાનું સશસ્ત્ર લોકોને પણ અશક્ય લાગે છે. તો પછી હિન્દુસ્તાન જેવા નિઃશસ્ત્ર દેશની તો વાત જ શી ? વળી,

લશ્કરી પદ્ધતિનું ક્રાન્તિકારક સંગઠન જાહેરપણે થઈ શકે એમ નથી. આપણે આપણું સંગઠન અહિંસક સાધનોથી જ કરવું જોઈએ. વળી, સશસ્ત્ર યુદ્ધમાં જરૂરના સ્વાર્થત્યાગ, શૂરાતન, એકતા, શિસ્ત તથા સંગઠન વગેરે ગુણો નૈતિક છે. સત્યાગ્રહથી એ ગુણો બહુ સારી રીતે કેળવી શકાય છે. સામ્રાજ્યની સત્તાને છેવટનો ધક્કો હિંસાને માર્ગે અપાશે કે અહિંસાને માર્ગ એ વાત જવા દઈએ. આજે તો મહાત્મા ગાંધીની દોરવણી હેઠળ જે ગુણોની કેળવણી દેશમાં વધારે ને વધારે થઈ રહી છે તે ગુણોનો વિકાસ કરવો અને તે ગુણસંપત્તિ મેળવવી એ જરૂરનું છે. અહિંસાની પદ્ધતિથી જ તે ગુણો મોટા પ્રમાણમાં કેળવી શકાય તેવા છે. આ બધા ગુણોથી યુક્ત હોય તેવું ક્રાંતિકારીઓનું એકાદ નાનકડું ગુપ્ત મંડળ ઊભું કરવું તદ્દન શક્ય છે. પણ આખા દેશમાં અથવા તેના કોઈ વિસ્તૃત ભાગમાં આ ગુણોનો ગુપ્ત માર્ગો દ્વારા પ્રસાર નહીં થઈ શકે. તેથી આખરી સશસ્ત્ર લડાઈની દૃષ્ટિથી વિચારીએ તો પણ સત્યાગ્રહથી હિન્દુસ્તાનમાં કેળવાતી ગુણસંપત્તિ ઉપયોગી છે; કારણ કે, લડતનું સ્વરૂપ હિંસક હોય કે અહિંસક હોય, તેની સફળતાનો આધાર આ જ ગુણો પર રહેલો છે. તેથી કાયમને માટે નહીં તો પણ આજથી ઘણાં વરસો સુધી સત્યાગ્રહ કે અસહકાર એ જ આપણી પાસે એક માત્ર ઉપાય છે."*

આ પ્રમાણે મ. ગાંધીએ મહાસભાને નિઃશસ્ત્ર ક્રાંતિકારી સંસ્થાનું સ્વરૂપ આપ્યું તે પહેલાં જ હિંદુસ્તાનમાં જે ઉત્સાહી લોકો ક્રાન્તિને માર્ગે ચાલતા હતા અથવા તો લો. ટિળકના પક્ષમાં રહીને તેમની નીતિથી જ આખરે હિંદમાં ક્રાન્તિ થશે એમ માનીને કામ કરતા હતા, તે બધા મ. ગાંધીની આગેવાની ધર્મ તરીકે નહીં પણ કેવળ એક નીતિ તરીકે માન્ય રાખીને સત્યાગ્રહસંગ્રામમાં દાખલ થયા હતા. શરૂઆતમાં કેવળ એક નીતિ તરીકે જેમણે સત્યાગ્રહની દીક્ષા લીધી હતી, તેમાંના કેટલાકે સત્યાગ્રહનું સાચું અને પ્રભાવી સ્વરૂપ તેમની બુદ્ધિને માન્ય થવાથી આજે તેનો ધર્મ તરીકે સ્વીકાર કર્યો છે. મ. ગાંધીએ પણ મહાસભા પાસે અથવા ખિલાફત કમિટી પાસે લડત માટે સત્યાગ્રહની પદ્ધતિનો સ્વીકાર કરાવ્યો ત્યારે ધર્મબુદ્ધિથી જ તેમણે તેને સ્વીકારવી જોઈએ એવી અપેક્ષા અથવા આગ્રહ રાખ્યો ન હતો. સામાન્યપણે ધર્મની દૃષ્ટિથી અહિંસા એ માનવીનો નિત્યધર્મ છે એ વિષે ઓછામાં ઓછું હિંદમાં તો કોઈ પણ વિચારશીલ માણસ વાદ કરતો નથી. પણ સત્ય અને અહિંસાના આ નિત્ય ધર્મોના વહેવારમાં માનવસમાજની અપૂર્ણાવસ્થામાં કેટલાક અપવાદો કરવા પડે છે એમ કહેવામાં આવે છે; પરંતુ વહેવારુ રીતે પણ જ્યારે અહિંસાનું આચરણ રાષ્ટ્રનિર્મિતિના કામમાં જરૂરનું છે એમ બધા બુદ્ધિથી સ્વીકારે છે, તે વખતે ધર્મશાસ્ત્રોમાંના અંતિમ સિદ્ધાંતોમાં રહેલા સૂક્ષ્મ મતભેદોનું પીંજણ કરીને લોકોમાં બુદ્ધિભેદ પેદા

* 'ધિ ગાંધિયન વે', પૃ. ૧૭૨.

કરવો, અને આપણા દેશમાં ચાલતા અહિંસક ક્રાંતિના કાર્યમાં વિનાકારણ અંતરાય ઊભા કરવા, એ પ્રખર બુદ્ધિલક્ષણ છે એમ, જેમને ક્રાંતિની તાલાવેલી લાગેલી છે, તેમને લાગતું નથી. અંતિમ તત્ત્વજ્ઞાન વિષેના પોતાના મતભેદો ઘડીભર બાજુએ મૂકીને કોઈ એક વિશિષ્ટ કાર્યક્રમની બાબતમાં એકમત થનારા પક્ષો રાજકારણના રણક્ષેત્રમાં ખભેખભો મેળવીને લડતા આવતા હંમેશ જોવામાં આવે છે. આવી વહેવારુ બુદ્ધિ મ. ગાંધી બતાવી શકે છે; અને તેથી જ તેઓ વહેવારુ દૃષ્ટિથી અલીભાઈઓ જેવા કટ્ટર મુસલમાનો સાથે પણ ક્રાન્તિના કાર્યમાં એકતા રાખી શક્યા હતા. એ જ દૃષ્ટિથી જેમને આ ઘડીએ હથિયાર લઈને સશસ્ત્ર ક્રાંતિ કરવા મંડી પડવું એ અશાસ્ત્રીય માર્ગ છે એ વાત ગળે ઊતરી હતી, તે બધા ક્રાન્તિકારી લોકો મ. ગાંધીની આગેવાની સ્વીકારીને કાર્યમાં લાગી ગયા છે. પણ સશસ્ત્ર કે નિઃશસ્ત્ર બેમાંથી કોઈ પણ જાતની ક્રાન્તિકારક વૃત્તિની પ્રેરણા જ જેમને ન હતી, એવા પોતાને લો. ટિળકના અનુયાયીઓ કહેવડાવનારા કેટલાક લોકો હિંસા અહિંસાને અંગે વાદવિવાદ ઊભો કરવામાં અને મ. ગાંધીના નિઃશસ્ત્ર ક્રાન્તિના કાર્યમાં અંતરાયો ઊભા કરવામાં જ પોતાની બુદ્ધિનો સદુપયોગ (!) કરવા લાગ્યા; અને જેમણે વ્યાવહારિક બુદ્ધિથી મહાત્મા ગાંધીનું નેતૃત્વ સ્વીકાર્યું હતું તેમને ઢોંગી અને બુદ્ધિહીન કહેવા લાગ્યા!

મ. ગાંધીએ પૂર્વેના રાષ્ટ્રીય આગેવાનોના બહિષ્કારયોગને જ અસહકારની લડતના રૂપમાં દેશ આગળ રજૂ કર્યો હોય તો પણ, તેને તેમણે અહિંસાના પાયા પર મૂકેલો હોવાથી તે લડતમાં એક જાતનું ધર્મનિષ્ઠાનું તેજ ચમકવા લાગ્યું. એ તેજને લીધે તે લડતનો પ્રભાવ વધવા લાગ્યો અને તેથી જ બ્રિટિશ રાજ્યકર્તાઓને લો. ટિળક કે બાબુ અરવિંદ ઘોષને જે સગવડો તેમણે આપી ન હતી તેવી કેટલીક સગવડો મ. ગાંધીને આપવાની ફરજ પડી. ૧૯૦૯માં નાગરિકોના મૂળભૂત હકો ઉપર પોતે આક્રમણ નહીં કરે એવી બાંયધરી રાજ્યકર્તાઓ આપે તો ભારતીય રાજ્યક્રાન્તિ નિઃશસ્ત્ર માર્ગ નહીં છોડે, એવી ખાતરી રાષ્ટ્રીય આગેવાનો આપી શકશે એવા ઉદ્‌ગાર બાબુ અરવિંદ ઘોષે પોતાના એક જાહેર ભાષણમાં કાઢ્યા હતા. પણ અરવિંદ બાબુ કે લો. ટિળક વ્યાવહારિક દૃષ્ટિએ નિઃશસ્ત્ર ક્રાન્તિવાદી હોય તો પણ અંતિમ દૃષ્ટિએ તેઓ અહિંસાવાદી નથી એમ બ્રિટિશ રાજ્યકર્તાઓને લાગતું હોવાથી મ. ગાંધીને લૉર્ડ ચેમ્સફર્ડ, લૉર્ડ રીડિંગ કે લૉર્ડ ઇરવિનના જમાનામાં પોતાની ચળવળ ચલાવવાને શરૂઆતના કેટલાક મહિના માટે જે સગવડો મળી હતી તેવી સગવડો કે તક અગાઉના આગેવાનોને બ્રિટિશ રાજ્યકર્તાઓ તરફથી મળે એ શક્ય ન હતું. એમ છતાં મ. ગાંધીના પ્રયત્નોમાંથી જ સશસ્ત્ર ક્રાન્તિનો ઉદ્‌ભવ

નહીં જ થાય એવો બ્રિટિશ મુત્સદ્દીઓને કે રાજકીય તત્ત્વજ્ઞોને આજે પણ પૂરેપૂરો વિશ્વાસ બેસતો નથી. મ. ગાંધીની પોતાની અહિંસા માટેની નિષ્ઠાની બાબતમાં તેમાંના કોઈને ઝાઝી શંકા હોય એમ લાગતું નથી. કંઈ નહીં તો મ. ગાંધીની એ બાબતમાં આખી દુનિયામાં જે કીર્તિ ફેલાયેલી છે, તેના તેજને લીધે તેમના ઉપર આવી જાતનો આરોપ કરવાની હિંમત બ્રિટિશ મુત્સદ્દીઓ કરી શકતા નથી અને બ્રિટિશ રાજકીય તત્ત્વજ્ઞો પણ એવી જાતની કુશંકાઓ બતાવતા જણાતા નથી. છતાં પણ મ. ગાંધીની અહિંસક લડત ગમે ત્યારે તેમના કાબૂ બહાર જઈને સશસ્ત્ર ક્રાન્તિનું સ્વરૂપ લેશે એવો ભય તેઓ હંમેશ બતાવે છે. આ ભયના ઓઠા નીચે જ તેઓ પોતાના આપખુદ અને જુલમી ઑર્ડિનન્સોનું કે ઑર્ડિનન્સો જેવા કાયદાઓનું સમર્થન દુનિયા આગળ કરે છે. પણ આવા અનેક જુલમી ઑર્ડિનન્સોથી પણ મ. ગાંધીએ શરૂ કરેલી સત્યાગ્રહની લડત દબાવી શકાતી નથી, એવો તેમને અનુભવ થયેલો છે. તેમ જ આ ચળવળ હિંસક સ્વરૂપની થશે ત્યારે આપણા અમર્યાદ લશ્કરી બળથી આપણે તેને કચડી નાખીશું એવી તેમની અપેક્ષા પણ અનુભવે ખોટી ઠરી છે. ઉપરાંત, પોતાના લશ્કરી સામર્થ્યનો પણ હિંદના સહકાર ઉપર જ આધાર હોવાથી અસહકારની લડત વખતે તે લશ્કર ઉપર ભરોસો રાખીને નિરાંતે રહેવામાં દૂરદૃષ્ટિ નથી એ વાતનું ભાન બ્રિટિશ મુત્સદ્દીઓને પૂરેપૂરું છે; અને જી. ડી. એચ. કોલ જેવા રાજકીય તત્ત્વજ્ઞને પણ એ ભાન છે. ૧૯૩૪ની સાલમાં લખેલા 'એ ગાઈડ ટુ મૉડર્ન પૉલિટિક્સ' નામના પોતાના ગ્રંથમાં મહાસભા તથા મ. ગાંધીની રાજકીય ક્રાન્તિ સંબંધે તેઓ કહે છે:

"આજે હિન્દુ અને મુસલમાન એ બંને ધર્મની પ્રચંડ આમ જનતાના મૂંગા લોકમતને અવગણીને ગ્રેટ બ્રિટને હિંદુસ્તાનને પોતાના તાબામાં રાખેલો છે હિન્દનાં રજવાડાંઓ તથા હિન્દની રાષ્ટ્રીય પ્રવૃત્તિ સમાજવાદી કે ખાનગી માલમિલકત જપ્ત કરવાની નીતિ સ્વીકારશે એ બીકે ત્યાંના જમીનદાર તથા બીજા સધન વર્ગો અને બીજા કેટલાક સમૂહો અંગ્રેજોને વફાદાર છે ખરા. પ્રચંડ ખેડૂતસમાજમાંથી ઘણા જ ઓછા લોકો કોઈ પણ જાતની રાજકીય ચળવળમાં સીધો ભાગ લે છે. છતાં પણ મહાસભાને સક્રિય મદદ કરનારા લાખો લોકો ત્યાં છે એ વાત ચોક્કસ છે; અને રાજકીય દૃષ્ટિએ જાગ્રત એવા હિન્દી લોકોનો મોટો ભાગ રાષ્ટ્રીય મહાસભાને અથવા રાષ્ટ્રીય મુસલમાનોની સંસ્થાઓને ટેકો આપે છે. ઉદારમતવાદી વિનીત અને તેમનાથી પણ મવાળ પક્ષમાં કેટલીક મહત્ત્વની વ્યક્તિઓ છે ખરી. પણ તેમને સામાન્ય જનતાનો વિશેષ ટેકો નહીં જેવો છે. . . . ચીનના ક્યુ મિન ટાંગ પક્ષની જેમ હિંદી રાષ્ટ્રીય મહાસભામાં સામાજિક તથા આર્થિક ધ્યેયને વિષે જાતજાતની દૃષ્ટિવાળા લોકો છે. એક છેડે કોઈ પણ પ્રકારના સમાજવાદના વિરોધી હિંદી મિલવાળાઓ અને

વેપારી પેઢીવાળાઓ છે, અને બીજે છેડે મજૂરોનું સંગઠન કરનારા આગેવાનો અથવા તો જુવાન ભણેલો વર્ગ છે, અને તેઓ સામાન્યપણે અર્ધાપર્ધા સમાજવાદી અને ક્યાંક અર્ધાપર્ધા કોમ્યુનિસ્ટ છે. પં. જવાહરલાલ નેહરુ આ વૃત્તિવાળાઓના એક નમૂનેદાર પ્રતિનિધિ ગણાય. ગાંધીજી આ બે છેડાની વચ્ચોવચ છે. તેમની વિચારસરણીમાં રાજકારણ, ધર્મ તથા સંન્યાસી વૃત્તિ એ બધાનું એવું અજબ સંમિશ્રણ થયેલું છે કે આધુનિક પ્રાશ્ચાત્ય માનસથી તે સમજી શકાતું નથી. એમ છતાં હિંદુસ્તાનમાં બીજી કોઈ પણ વ્યક્તિના કરતાં તેમના જ અનુયાયીઓ વધારે છે. રાજકીય ક્ષેત્રમાં ફરીથી તેઓ કેટલા પ્રમાણમાં આગેવાની લેશે એ વિષે આજે તો શંકાને સ્થાન છે. ઘણું કરીને તેઓ પોતે પણ એ વિષે આજે કશું કહી શકે તેમ નથી. કારણ કે, તેઓ પોતાની અંતઃપ્રેરણા જ્યારે જાગ્રત થાય ત્યારે તેના આદેશ મુજબ વર્તનારા સજ્જન છે. આજે તો તેઓ પોતાનું બધું ધ્યાન અસ્પૃશ્યતા-નિવારણની પ્રવૃત્તિ પર રોકીને રાજકારણ બીજાઓને સોંપી રહ્યા છે. પણ જે નવું રાજ્યબંધારણ હિંદુસ્તાનને આપવાનું બ્રિટિશ સરકાર નક્કી કરી રહી છે તે ચાલુ કરતી વેળાએ જે કટોકટી ઊભી થશે તે વખતે તેઓ ફરી રાજકારણમાં પાછા આવશે, એવો ઘણાને વિશ્વાસ છે. અને તેમને જો ત્યારે રાજકારણમાં પાછા આવવું હશે તો તેઓ સહેજે આવી શકે તેમ છે.

"આજ સુધીની ગાંધીજીની પદ્ધતિનું રહસ્ય અહિંસા છે. કેવળ રાજ્યક્રાંતિને અંગે જ નહીં પણ કોઈ પણ જાતની નાની કે મોટી હિંસાનો તેમણે કસીને વિરોધ કર્યો છે. અહિંસક અસહકાર અને સવિનય કાયદાભંગનું આખરી શસ્ત્ર, એ બે જ એમની નીતિના પાયામાં છે. પણ હિંદી રાષ્ટ્રવાદને આ બેની મર્યાદામાં તેઓ ક્યાં સુધી રોકી રાખી શકશે? હિંસા ફાટી નીકળવાને કારણે તેમણે કાયદાભંગની લડતો અનેક વાર થોભાવેલી છે. આવી રીતે તેઓ તેને હંમેશ અટકાવી શકશે ખરા?

"એક વાત આપણે ભૂલી જવી ન જોઈએ કે, બ્રિટિશ શાસન હેઠળની હિંદી પ્રજા, સરહદની કેટલીક ડુંગરોમાં વસતી ટોળીઓ બાદ કરતાં, મોટે ભાગે પૂર્ણપણે નિઃશસ્ત્ર છે. અલબત્ત બ્રિટિશોના તાબામાંનું હિંદી લશ્કર આ સિદ્ધાંતનો અપવાદ છે. . . . હિંદી લોકોને શસ્ત્રો જોઈએ છે, પણ રાષ્ટ્રીય ચળવળ સશસ્ત્ર બને એ બીકથી સરકાર તેમને હથિયાર આપતી નથી, એટલે હિંદી લશ્કરની રાજનિષ્ઠા ઉપર જ ગ્રેટ બ્રિટનનું ભાવી મોટે ભાગે આધાર રાખે છે, અને રાષ્ટ્રીયતાનો પ્રસાર લશ્કરમાં કેટલા પ્રમાણમાં થયેલો છે તે કહેવું ઘણું મુશ્કેલ છે. એ દૃષ્ટિએ શીખોનો અસંતોષ ઘણો મહત્ત્વનો છે. કારણ શીખો જબરા લડવૈયાઓ હોઈને લશ્કરમાં તેમની ભરતી મોટી છે. એથી ઊલટું, હિંદુઓ, અને વિશેષતઃ બંગાળીઓ, લડાયક નથી, અને હિંદી રાષ્ટ્રીય આગેવાનોમાંથી મોટા ભાગનાને સશસ્ત્ર ક્રાંતિ જોઈતી નથી. બ્રિટિશ સરકારના બળનો તેમને પૂરતો ખ્યાલ છે, અને તેથી તેનો સશસ્ત્ર સામનો કરવા કરતાં તેમની સાથે સમાધાન કરવા તેઓ જલદી તૈયાર થશે. પણ આ સમાધાન રાષ્ટ્રીય સ્વાભિમાનની સાથે મેળ ખાય તેવું હશે, અને તેને પરિણામે બેઉ પક્ષને માન્ય એવા ટૂંકા સંક્રમણ કાળ દરમ્યાન આપણને સામ્રાજ્યમાં રહીને પણ પૂર્ણ સ્વરાજ્ય મળશે એવી ખાતરીવાળું હશે તો જ તેઓ તેને માન્ય રાખશે. આટલી હદ સુધીની

માગણી પણ કોઈ બ્રિટિશ પ્રધાનમંડળ માન્ય રાખશે ખરું ? આ માગણી માન્ય કરવામાં ન આવે તો પણ હિંદુસ્તાનને કેટલોક સમય બળજબરીથી આપણા કબજામાં રાખી શકાશે; પણ યુરોપખંડમાં કોઈ સાચા અને ગંભીર સ્વરૂપના સંકટમાં ગ્રેટ બ્રિટન જ્યારે સપડાશે, ત્યારે તેનું હિંદી સામ્રાજ્ય ઘણું કરીને નાશ પામશે."*

ઉપરના ઉતારા ઉપરથી બ્રિટિશ રાજ્યનીતિશાસ્ત્રજ્ઞો પોતાના હિન્દી સામ્રાજ્ય વિષે તથા હિન્દની રાષ્ટ્રીય મહાસભાની અહિંસક હિલચાલ વિષે શું માને છે, તેનો પૂરેપૂરો ખ્યાલ આવશે.

હિન્દુસ્તાનના જહાલ રાષ્ટ્રીય પક્ષ પાસેથી તથા તેની ક્રાન્તિકારી વૃત્તિમાંથી મ. ગાંધીના રાજકારણમાં કયું વલણ આવેલું છે તેનું વિવેચન અમે અત્યાર સુધી કર્યું. પરંતુ આ રાષ્ટ્રીય વિચારસંપ્રદાયથી ભિન્ન પણ આધુનિક ભારતના ઇતિહાસમાં તેની પહેલાંનો એવો જે સર્વાંગી સુધારાનો પ્રાગતિક વિચારસંપ્રદાય છે, તેમાંથી ગાંધીજીના રાજકારણની રાષ્ટ્રઘડતરની પદ્ધતિમાં કયાં તત્ત્વો સમાવવામાં આવ્યાં છે, તેનો પણ હવે આપણે થોડોક વિચાર કરીએ. મ. ગાંધી એક વહેવાર-કુશળ મુત્સદ્દી અને અસાધારણ રાજકીય આગેવાન છે, તેવા જ એક અલૌકિક ધર્મસુધારક તથા તત્ત્વનિષ્ઠ સમાજસુધારક છે. ધાર્મિક તથા સામાજિક સુધારકોમાં મળી આવતી આધ્યાત્મિક વૃત્તિ અને પ્રખર સત્યનિષ્ઠા રાજકારણમાં દાખલ કરવી અને સમાજના સમગ્ર વહેવારને આધ્યાત્મિક પાયા પર મૂકવો, એને જ તેઓ પોતાનું જીવનકાર્ય માને છે. ગૌતમ બુદ્ધની અહિંસા તથા શ્રી કૃષ્ણનો અન્યાયપ્રતિકારનો નિષ્કામ કર્મયોગ અથવા અનાસક્તિયોગ એ બેનો અનુપમ સમન્વય તેમના સત્યાગ્રહી તત્ત્વજ્ઞાનમાં થયેલો છે. તેમના બધા વહેવાર પાછળની મૂળ પ્રેરણા અન્યાયરૂપી અધર્મનો ઉચ્છેદ તથા ન્યાયની અથવા ધર્મની સંસ્થાપનાની છે. ધાર્મિક તથા સામાજિક સુધારકોના જેવી જ તેમની વૃત્તિ અંતર્મુખ છે અને આપણી પરતંત્રતા માટે પરદેશીઓ કરતાં આપણે પોતે વધારે જવાબદાર છીએ એમ તેઓ માને છે. આત્મોન્નતિ તથા આત્મશુદ્ધિ એ જ આપણી સ્વતંત્રતા મેળવવાનો સાચો માર્ગ છે એવો તેમનો ઉપદેશ છે. તેમ છતાં આધુનિક યુરોપિયન સંસ્કૃતિનો સ્વીકાર કરવાથી આપણી ઉન્નતિ થવાને બદલે પડતી થશે, એવો તેમનો સ્પષ્ટ અભિપ્રાય છે. સમાજના રાજકીય તથા આર્થિક વહેવાર પરથી ધાર્મિક નિયંત્રણોનો નાશ કરવાથી જ યુરોપીય સંસ્કૃતિનો આજે વિનાશ થઈ રહ્યો છે એમ તેઓ માને છે. ભારતીય તેમ જ યુરોપીય મધ્યયુગી સંસ્કૃતિમાં સમાજના બધા વહેવારો પર ધર્મનાં તથા નીતિનાં બંધનો હતાં. તે બધાં બંધનો આધુનિક યુરોપિયન સંસ્કૃતિએ કાઢી નાખ્યાં અને આર્થિક તથા રાજકીય વહેવારોને કેવળ ભૌતિક

* 'એ ગાઈડ ટુ મોડર્ન પોલિટિક્સ'– કોલ, પૃ. ૩૦૮

સુખની કસોટી પર કસી જોનારાં અનેક સામાજિક શાસ્ત્રો નિર્માણ કર્યાં; ધર્મ અને મોક્ષ એ બે પુરુષાર્થોને દૂર રાખીને અર્થ અને કામ એ બે પુરુષાર્થોની સિદ્ધિ માટે આખા સમાજની પ્રવૃત્તિ હોય છે, એવા સિદ્ધાન્તના પાયા ઉપર સમાજરચના કરવાનો પ્રયત્ન આધુનિક યુરોપે કર્યો; અને તેથી જ ત્યાં મૂડીવાદ, સામ્રાજ્યશાહી તથા લશ્કરશાહીની આસુરી સંપત્તિ આજે નિર્માણ થઈ છે, અને ભૌતિક વિદ્યાને માનવસંહારના શાસ્ત્રનું સ્વરૂપ પ્રાપ્ત થયેલું છે. એ આધુનિક યુરોપિયન આસુરી સંસ્કૃતિ આન્તરરાષ્ટ્રીય મહાયુદ્ધોની તથા દેશોની અંદરનાં વર્ગયુદ્ધોની યાદવાસ્થળીમાં થોડા જ વખતમાં નાશ પામશે. જે પછી દુનિયાને શાંતિને, ન્યાયને તથા સત્યને માર્ગે દોરનારી એક નવી માનવ-સંસ્કૃતિ સત્યાગ્રહી તત્ત્વજ્ઞાનમાંથી નિર્માણ થઈ રહી છે એવો તેમનો આત્મવિશ્વાસ છે. આ સત્યાગ્રહી તત્ત્વજ્ઞાનમાંથી કયા સ્વરૂપની માનવસંસ્કૃતિ નિર્માણ થઈ શકશે અને આજે જે રાષ્ટ્રીય લડત હિન્દમાં ચાલે છે તે સફળ થશે પછી સત્યાગ્રહનું સ્વરૂપ તથા કાર્ય કેવા પ્રકારનું હશે તેનો વિચાર અમે આ પછીના પ્રકરણમાં કરવાના છીએ. અહીં અમે એટલું જ જણાવવા માગીએ છીએ કે, મ. ગાંધીનું સત્યાગ્રહી તત્ત્વજ્ઞાન જેમ એક રાષ્ટ્રીય અને રાજકીય ક્રાન્તિકારી તત્ત્વજ્ઞાન છે, તેવું જ એક સર્વાંગી ક્રાન્તિકારી તત્ત્વજ્ઞાન પણ છે અને મ. ગાંધી જેવા એક રાજકીય નેતા અને મુત્સદ્દી છે તેવા જ એક ધાર્મિક તથા સામાજિક સુધારક પણ છે.

તેઓ એક ભાગવતધર્મી સંત છે અને મધ્યયુગી ભક્તિમાર્ગી સાધુસંતોની જેમ તેમણે વૈદિકધર્મની પરંપરાનો તથા વર્ણાશ્રમધર્મના ચોકઠાનો વસ્તુતઃ ત્યાગ કર્યો નથી. રાજકીય ક્રાન્તિ થાય તે પહેલાં સમાજના ધાર્મિક તથા સામાજિક વિચારોમાં પણ એક જાતની ક્રાન્તિ થવી જોઈએ, એ ઇતિહાસાચાર્ય રાજવાડેએ પ્રતિપાદન કરેલા મત વિષે અમે અગાઉ સાતમા પ્રકરણમાં જણાવેલું છે. એવી જ જાતની સામાજિક તથા ધાર્મિક વિચારક્રાન્તિ શિવાજીનું રાજ્ય સ્થિર થયું તે પહેલાંના મહારાષ્ટ્રમાં તુકારામ, રામદાસ વગેરે સાધુસંતોએ કરેલી હતી એમ રાજવાડેએ કહેલું છે; અને સાધુસંતોએ સામાજિક વિચારોમાં કરેલી એ ક્રાન્તિ વૈદિક પરંપરા તેમ જ ચાતુર્વર્ણ્યને છોડી દીધા વિના કરી, એ તેમની આધુનિક સુધારકોની સરખામણીમાં વિશેષતા હતી એમ પણ તેમણે કહેલું છે. મ. ગાંધીના સામાજિક તથા ધાર્મિક સુધારાની પદ્ધતિને આ મધ્યયુગી સંતોના કાર્યનું રાજવાડેએ કરેલું વર્ણન ઘણે અંશે લાગુ પડે છે. આ રીતે સામાજિક તથા ધાર્મિક સુધારા તરફ જોવાની તેમની દૃષ્ટિ આધુનિક ભારતના સર્વાંગી સુધારકો કરતાં લો. ટિળક અથવા રાજવાડે જેવા રાષ્ટ્રીય વૃત્તિવાળા આગેવાનો સાથે જ વધારે મળતી આવે છે. આ સાચું

હોય તો પણ, વર્ણાશ્રમધર્મનું ચોકઠું કાયમ રાખીને પણ બ્રાહ્મણોથી માંડીને અતિશૂદ્રો સુધી બધાને સામાજિક સમતાનો અધિકાર મળવો જોઈએ, ચાતુર્વર્ણ્યમાં રહેલી સામાજિક વિષમતા પૂર્ણપણે નાબૂદ થવી જોઈએ, સામાજિક શ્રેષ્ઠત્વના અભિમાનમાંથી પેદા થયેલાં રોટીબેટી વહેવારને લગતાં અકુદરતી બંધનો ખરી જવાં જોઈએ, શૂદ્રો તેમ જ અતિશૂદ્રો એ બન્ને વર્ણોને બીજા વર્ણોની સાથે માનવસંસ્કૃતિમાં સમાન સ્થાન મળવું જોઈએ, તેમને આત્મોદ્ધારની તક કોઈ પણ જાતના વિરોધ વિના આપવી જોઈએ, અને તે માટે આજની આપણી આવી પરતંત્ર અવસ્થામાં પણ આપણે તનતોડ પ્રયત્ન કરવો જોઈએ, એવી તેમની વૃત્તિ છે. એ દૃષ્ટિથી અસ્પૃશ્યતાનિવારણ, હરિજનોદ્ધાર કે હરિજનસેવા તથા જુદી જુદી કોમો કે ન્યાતો વચ્ચેના ઉચ્ચનીચ ભાવનો ઉચ્છેદ વગેરે ઉદ્દેશોથી તેમણે કરેલું કાર્ય અને તે ઉદ્દેશોનો હિન્દુસમાજ પાસે તેમણે કરાવેલો સ્વીકાર, એ બધું ગયાં સો વરસ દરમ્યાન થઈ ગયેલા કોઈ પણ ધાર્મિક કે સામાજિક સુધારકે પાર પાડેલા કાર્યથી ઊતરતું નથી. પોતાનું રાષ્ટ્રીય ક્રાન્તિનું કાર્ય તથા આ કાર્ય એ બે વચ્ચે તેઓ કશો વિરોધ માનતા નથી, ઊલટું તે બન્ને એકબીજાનાં પોષક અને પૂરક તથા જરૂરનાં છે, એમ તેઓ માને છે. કૈ. રાજવાડેએ કહ્યું છે કે, મધ્યયુગી સાધુસંતોનો ભક્તિમાર્ગ સમાજ ઉપર થતા અન્યાયના કે આક્રમણના સશસ્ત્ર કે નિઃશસ્ત્ર પ્રતિકારનો માર્ગ નથી; પણ મ. ગાંધીનો ભક્તિમાર્ગ એવો નથી. તે અહિંસક પ્રતિકારનો તેજસ્વી માર્ગ છે. આ દૃષ્ટિથી તુકારામ વગેરે સાધુસંતો તથા રામરાજ્યની સ્થાપના કરવા માગતા સમર્થ રામદાસ વચ્ચે રાજવાડેએ જે એક પ્રકારનો ભેદ કલ્પેલો છે તે મ. ગાંધીએ આજે ભૂંસી નાખ્યો છે. તેમણે ભક્તિમાર્ગ તથા પ્રવૃત્તિપર કર્મયોગનો સમન્વય સાધીને રામરાજ્યની સંસ્થાપના કરવાનો સત્યાગ્રહી માર્ગ દુનિયાને બતાવી આપ્યો છે.

બીજી પણ કેટલીય રીતે જોઈએ તો મ. ગાંધીનું કાર્ય મધ્યયુગીન સાધુસંતોના કાર્યથી આગળ ગયું છે. તેમની રામરાજ્યની કલ્પનાને વધારે પરિણત સ્વરૂપ પ્રાપ્ત થયું છે અને આધુનિક જમાનાને તે વધારે અનુરૂપ થઈ છે. 'રામરાજ્ય' શબ્દ સાંભળતાની સાથે આધુનિક કેળવણી પામેલા લોકોની નજર આગળ એક રાજસત્તાક રાજ્યનો ખ્યાલ આવીને ઊભો રહે છે; અને મધ્યયુગી સાધુસંતોનો રામરાજ્યનો ખ્યાલ એવો જ હતો એ સાચું, પણ મ. ગાંધીની રામરાજ્યની કલ્પના એટલી સંકુચિત કે મર્યાદિત નથી. 'રામરાજ્ય' એટલે રાજસત્તાક રાજ્યપદ્ધતિ એટલો જ તેમનો અર્થ નથી. રાજ્ય રાજસત્તાક હો, લોકસત્તાક હો કે સમાજસત્તાક હો, આ બધાં તેનાં માત્ર બાહ્ય સ્વરૂપો છે; પણ રાજ્યનું અંતરંગ તો નિત્ય ન્યાયસ્વરૂપી જ હોવું જોઈએ. રામનું

રાજ્ય એટલે ધર્મનું રાજ્ય, ન્યાયનું રાજ્ય. રામ પોતે હવે પાછા આ ધરતી પર આવવાના નથી, પણ દરેક માણસના અંતરમાં રામ અને રાવણ એવી બે વૃત્તિઓ છે. પહેલી રામવૃત્તિમાંથી ધર્મબુદ્ધિનો કે ન્યાયબુદ્ધિનો ઊગમ થાય છે; અને બીજી રાવણવૃત્તિ સ્વાર્થબુદ્ધિને રૂપે પ્રગટ થાય છે. માણસના અંતઃકરણમાં રહેલી સ્વાર્થબુદ્ધિનો નાશ થાય અને ત્યાં ન્યાયબુદ્ધિનું રાજ્ય સ્થાપિત થાય તેનું જ નામ અંતઃકરણનું રામરાજ્ય. સમાજમાં સ્વાર્થબુદ્ધિને કારણે ઉત્પન્ન થતા અનેક કલહોનો અંત આવે અને સમાજમાં ન્યાયની સ્થાપના થાય, એટલે ધર્મસંસ્થાપના થાય અથવા ધર્મરાજ્યની કે રામરાજ્યની સ્થાપના થાય. જે રાજ્યને સમાજની ન્યાયબુદ્ધિનો આધાર છે, જે રાજ્યના કાયદા સમાજની ન્યાયબુદ્ધિને અનુસરીને ઘડાયેલા હોય છે. જે સમાજમાં ન્યાયબુદ્ધિથી ચાલનાર માણસને રાજ્યના કોઈ પણ કાયદાથી અડચણ ઊભી થતી નથી. સમાજના બધા વહેવારો માણસના અંતરમાં વસતી ન્યાયબુદ્ધિને સહેજે રુચે તેવા હોય છે, જે રાજ્યમાં અન્યાયથી કમાણી કરવી અને તેવી જ રીતે સત્તાનો ઉપભોગ કરવાનું સમાજમાં અશક્ય છે અને જે સમાજમાં પ્રજાનું સંગઠિત આત્મબળ રાજસત્તાને નમાવી શકે છે, તે રામરાજ્ય કહેવાય. આજના પ્રચલિત સમાજ-શાસ્ત્રીય તથા રાજ્યશાસ્ત્રીય વિચારો તથા સમાજબંધારણ ધ્યાનમાં લેતાં આજનું ભારતવર્ષીય રામરાજ્ય એ રાજાશાહી નહીં થાય પણ લોકશાહી થશે; અને તેવું તેને ઘડવાનો મ. ગાંધીનો ખ્યાલ છે. આજનું રાષ્ટ્રઘડતર લોકશાહીના સિદ્ધાંત પર થશે અને આજના સ્વરાજ્યમાં સામાજિક સમતા તથા નાગરિક સ્વાતંત્ર્યનો લાભ બધાને મળશે એમ મ. ગાંધીએ પોતાનાં વચનો અને કાર્યો દ્વારા સ્પષ્ટપણે લોકોને સમજાવ્યું છે. પણ આ લોકશાહી કેવળ યુરોપીય લોકશાહીની જેમ મૂડીવાદની દાસી ન બને અને લોકસત્તાને નામે ધનિક-સત્તાની સંસ્થાપના આ દેશમાં ન થાય, એવો પણ તેમનો સ્પષ્ટ આગ્રહ છે. આધુનિક યુરોપમાં જે સંસ્કૃતિ પેદા થઈ તેણે ધર્મનું અધિષ્ઠાન છોડી દીધું તેથી તે ભ્રષ્ટ થઈ અને તેમાં મૂડીવાદ અને સામ્રાજ્યશાહીનો ઉદય થવાથી તે આજે રસાતળ જવા બેઠી છે. એટલા માટે આપણી સંસ્કૃતિએ ધર્મનું અધિષ્ઠાન ન છોડવું જોઈએ અને આપણે આધુનિક યુરોપીય સંસ્કૃતિનું આંધળું અનુકરણ ન કરવું જોઈએ, એમ તેઓ આગ્રહપૂર્વક માને છે. તેમના રામરાજ્ય શબ્દથી આધુનિક કેળવણી પામેલા લોકોને જે બોધ થાય છે, તેનાથી તેમનો અર્થ સાવ જુદો થાય છે. એવી જ રીતે આપણા રાષ્ટ્રઘડતરમાં અથવા રાજકારણમાં ધાર્મિક વૃત્તિ દાખલ થવી જોઈએ એમ જ્યારે તેઓ કહે છે, ત્યારે તેમના 'ધર્મ'નો અર્થ પણ આપણા આજના ભણેલાઓને ભાસે છે તેનાથી જુદો જ હોય છે એ હંમેશા ધ્યાનમાં રાખવું જોઈએ.

આપણા રાષ્ટ્રીયત્વને ધર્મનું અધિષ્ઠાન આપવું જોઈએ એમ જ્યારે હું કહું છું ત્યારે તે હિંદુ ધર્મ નથી પણ તેનાથી વધારે વ્યાપક એવો સર્વશ્રેષ્ઠ માનવધર્મ છે એમ તેમણે બહુ સ્પષ્ટ શબ્દોમાં કહેલું છે. ૧૯૨૧માં તેમણે 'યંગ ઇંડિયા'માં 'નહીં સંત નહીં રાજદ્વારી' એ મથાળા નીચે એક લેખ લખ્યો છે. તેમાં તેઓ કહે છે:

"રાજકારણને ધર્મનું અધિષ્ઠાન આપવાનો પ્રયોગ હું મારા અને મારા મિત્રોના પ્રયત્નથી કરી રહ્યો છું. ધર્મ શબ્દથી હું શું સમજું છું તે હું સ્પષ્ટ કરું. બીજા બધા ધર્મો કરતાં મને હિંદુ ધર્મ વધારે પ્રિય છે એટલું ખરું; છતાં તે ધર્મ હિન્દુધર્મ નથી. એ ધર્મ હિન્દુ ધર્મથી પણ શ્રેષ્ઠ ધર્મ છે. આ ધર્મવૃત્તિને લીધે માણસનો સ્વભાવ જ પલટાઈ જાય છે. તેના અંતઃકરણમાં સત્યની સાથે કદી પણ ન છૂટે એવી ગાંઠ બંધાય છે અને એ જ વૃત્તિથી તેની સતત અંતઃશુદ્ધિ થતી રહે છે. માનવસ્વભાવની આ એક નિત્યવૃત્તિ છે. તે જાગ્રત થાય છે ત્યારે તેને વ્યક્ત કરવાને માટે પોતાને ગમે તેટલાં કષ્ટ સહન કરવાં પડે તો પણ માણસ તેની પરવા કરતો નથી. તેનો આત્મા એ વૃત્તિને લીધે તદ્દન અસ્વસ્થ થઈ જાય છે; અને તેને પરમાત્માનું જ્ઞાન થઈને, તેના અને પોતાના સત્યસંબંધની પ્રતીતિ ન થાય ત્યાં સુધી તેની આ વૃત્તિનું સમાધાન થતું નથી."*

એટલે કે, માણસના અન્તઃકરણમાં અસત્યમાંથી સત્ય તરફ, અજ્ઞાનમાંથી જ્ઞાન તરફ, તથા અપૂર્ણતામાંથી પૂર્ણતા તરફ જવાની જે એક સનાતન વૃત્તિ રહેલી છે, અને જે વૃત્તિથી પ્રેરિત થઈને બધા રાજકીય, સમાજિક કે ધાર્મિક સુધારકો અથવા તો ક્રાન્તિકારી લોકનાયકો, રાષ્ટ્રનિર્માતાઓ, સાધુસંતો અથવા ધર્મસંસ્થાપકો પોતાના વહેવાર કરે છે તથા જે વૃત્તિને કારણે માણસની સ્વાર્થી અહંકાર ભાવનાનો નાશ થઈને તે પરાર્થી લોકસેવક બને છે, તે સનાતન માનવીવૃત્તિને જ મ. ગાંધી ધર્મવૃત્તિ કે ધર્મ નામ આપે છે. દુનિયાના બધા ધર્મોનું હાર્દ એક છે, અને માણસની સતત ઉન્નતિ તથા શુદ્ધિ કરનારી આ વૃત્તિ જાગ્રત થાય અને માણસ પોતાનું પારમાર્થિક, શ્રેષ્ઠ અને સત્ય સ્વરૂપ પ્રાપ્ત કરે એ જ બધા ધર્મોનો સાર છે એમ મ. ગાંધી શીખવે છે. સર્વધર્મસહિષ્ણુતા તથા સર્વધર્મસમભાવ એ તેમના સત્યાગ્રહનું એક આવશ્યક વ્રત છે; અને 'सत्या परता नाहीं धर्म । सत्य तेंचि परब्रह्म' એ તેમના અધ્યાત્મજ્ઞાનનું રહસ્ય છે. આ જ અધ્યાત્મના અને સર્વવ્યાપક માનવધર્મના અધિષ્ઠાન ઉપર તેઓ આધુનિક ભારતનું રાષ્ટ્રઘડતર કરવા માગે છે, અને તેથી હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી ઇત્યાદિ નજીવા ભેદાભેદ તેમના અંતઃકરણને સ્પર્શતા નથી. હિંદના રાજકીય ઇતિહાસની પરંપરા ધ્યાનમાં લેતાં હિંદુ અને મુસલમાન વચ્ચેનો ભેદ એ જ એક આધુનિક ભારતના ઘડતરમાં

* 'સ્પીચિસ એંડ રાઇટિંગ્ઝ ઑફ મહાત્મા ગાંધી', પ્ર. – નટેશન પૃ. ૮૦૭.

મુખ્ય અંતરાય છે, એમ તેમણે પોતાની બુદ્ધિથી નક્કી કરેલું છે. હિંદુ સમાજમાં રહેલી સામાજિક વિષમતા નાબૂદ કરવાના પ્રતીકરૂપે તેમણે અસ્પૃશ્યતાનિવારણ તથા તથા હરિજનોદ્ધારને પોતાના રાષ્ટ્રઘડતરના રચનાત્મક કાર્યક્રમમાં અગ્રસ્થાન આપેલું છે. અને જ્યારે બ્રિટિશ મુત્સદ્દીઓએ હરિજનોને હિંદુ સમાજથી અલગ પાડવાનો પ્રયત્ન કર્યો, ત્યારે તેમણે પોતાના જીવનું જોખમ વહોરી બ્રિટિશોની એ ભેદનીતિ તોડી પાડીને આધુનિક ભારતના ઇતિહાસમાં રાજકારણ તથા ધર્મકારણ એ બધી જ દૃષ્ટિથી મહાત્મા ગાંધીએ જે મહાન કાર્ય કર્યું છે તેનું મહત્ત્વ મોટું છે, અને તેનાં મધુર ફળ ભાવી પેઢીઓને ચાખવાનાં મળશે. તેવી જ રીતે હિંદુ-મુસલમાન ઐક્યના રચનાત્મક કાર્યક્રમના બીજા મહત્ત્વના મુદ્દા પર મ. ગાંધીએ જેટલું જનતાનું ધ્યાન ખેંચ્યું છે તેટલા પ્રમાણમાં બહુ ઓછા આગેવાનોએ ખેંચ્યું હશે એમ કહેવામાં ઝાઝી અતિશયોક્તિ નથી. હિંદુમુસલમાન એકતાની ભારતીય રાષ્ટ્રઘડતરની દૃષ્ટિથી ઘણી જરૂર છે એ વાત અનેક રાજકીય આગેવાનોએ ઓળખી છે. ખાસ કરીને દાદાભાઈ નવરોજી, ન્યાયમૂર્તિ રાનડે, ના. ગોખલે, લોકમાન્ય ટિળક, એ બધાએ જ રાષ્ટ્રીય દૃષ્ટિથી હિંદુમુસલમાન એકતાની હિમાયત કરી છે. પણ મ. ગાંધીની આ પ્રશ્ન તરફ જોવાની દૃષ્ટિ કેવળ રાજકીય નથી. રાજા રામમોહન રાયે હિંદુ, મુસલમાન અને ખ્રિસ્તી એ ત્રણે ધર્મનો સમન્વય કરવાની મહત્ત્વાકાંક્ષાથી બ્રાહ્મસમાજની સ્થાપના કરી; અને સ્વામી રામકૃષ્ણ પરમહંસે સર્વ ધર્મોનો સમન્વય અથવા સર્વધર્મ-સમભાવ એ જ વેદાન્તનો આધુનિક જગતને પ્રાચીન સંદેશો છે એમ સ્વામી વિવેકાનંદને મુખે જાહેર કર્યું છે. મ. ગાંધીની આ સવાલ તરફ જોવાની દૃષ્ટિ રાજા રામમોહન કે સ્વામી રામકૃષ્ણ પરમહંસના જેવી ઉચ્ચતર ધર્મની દૃષ્ટિ છે. તેમની આ વૃત્તિને પ્રાચીન વેદાન્તનો તેમ જ મધ્યયુગી સાધુસંતોના ભાગવત ધર્મનો પણ પૂરેપૂરો આધાર છે અને એ પાયાપર તેઓ આજે ભારતીય રાષ્ટ્રમંદિરની રચના કરી રહ્યા છે.

મ. ગાંધીના સત્યાગ્રહી તત્ત્વજ્ઞાનમાં અગાઉના સર્વાંગી સુધારકોએ યુરોપીય સંસ્કૃતિને આધારે પ્રતિપાદન કરેલા બીજા એક સિદ્ધાન્તનો કંઈક જુદા પણ વધારે શુદ્ધ સ્વરૂપમાં સમાવેશ થયેલો છે. એ સિદ્ધાન્ત વ્યક્તિ સ્વાતંત્ર્યનો છે. મ. ગાંધી એક રીતે જોતાં એકાંતિક વ્યક્તિવાદી છે. પણ તેઓ પોતાના વ્યક્તિવાદને ભૌતિક સુખલાલસાનું હીન સ્વરૂપ ન આપતાં લોકસેવાથી પ્રાપ્ત થતા આધ્યાત્મિક સુખાભિલાષનું શ્રેષ્ઠ સ્વરૂપ આપે છે. ધર્મજ્ઞાન, પરમાત્મપ્રાપ્તિ કે આત્મજ્ઞાનની બાબતમાં તેઓ શબ્દપ્રામાણ્યને કે ગ્રંથપ્રામાણ્યને અંતિમ અધિકાર આપતા નથી. ગ્રંથપ્રતીતિ તથા ગુરુપ્રતીતિ

એ બન્ને કરતાં આત્મપ્રતીતિ જ શ્રેષ્ઠ છે અને દરેક માણસે પોતાના અન્તરાત્માની આજ્ઞામાં રહીને હમેશ વર્તવું જોઈએ, એ તેમના સત્યાગ્રહી તત્ત્વજ્ઞાનનો આધારભૂત સિદ્ધાન્ત છે. આ અંતરાત્માની આજ્ઞાની સરખામણીમાં તેઓ ધર્મગ્રંથ, રાજા, અથવા સમાજ એ બધાની આજ્ઞાઓને ગૌણ માને છે. 'निस्त्रैगुण्ये पथि विचरतां को विधिः को निषेधः' એ સિદ્ધાન્ત પોતાની નજર આગળ રાખીને ધર્મનાં, રાજાનાં કે સમાજનાં નિયંત્રણોથી પર જવાનો તથા કેવળ સત્યસ્વરૂપ પરમેશ્વરનું એક માત્ર બંધન સ્વીકારીને પોતાને તેમ જ સમાજને મુક્ત કરવાનો અધિકાર દરેક માણસ પ્રાપ્ત કરી શકે છે, એમ તેઓ માને છે. સત્યાગ્રહ એ કેવળ રાજકીય ક્રાન્તિનું શાસ્ત્ર નથી પણ એક સર્વાંગી ક્રાન્તિનું શાસ્ત્ર છે, અને તેને અનુસરવાનો અધિકાર કેવળ વિશિષ્ટ કુળમાં જન્મ મેળવવાથી પ્રાપ્ત થાય છે, અથવા તો મનુષ્યોમાં સાધુસંતોની એક જુદી જ ન્યાત છે અને એ ન્યાતની વ્યક્તિને જ એ અધિકાર છે, એમ તેઓ માનતા નથી. સત્યાગ્રહ બધા લોકોને અનુસરવાનું શાસ્ત્ર છે. સાધુતા કેળવવાનો દરેક જણનો હક, અધિકાર, એટલું જ નહીં, પણ ધર્મ છે. એ સાધુતા પ્રાપ્ત કરી સમાજમાં રૂઢ થયેલા વિધિનિષેધોની પાર જઈને નવા વિધિનિષેધો નિર્માણ કરવા તથા નવા જમાનાને, નવી પરિસ્થિતિને તેમ જ સમાજમાં પેદા થતી નવી આકાંક્ષાઓને અનુરૂપ થાય એવા નવા ધર્મની સ્થાપના કરવી, એ સમાજના સર્વશ્રેષ્ઠ સાધુપુરુષોનું આવશ્યક કર્તવ્ય છે. તેમણે આજે હિંદુસ્તાનને ચોમેરથી ઘેરી નાખી તેના જાનમાલનું હરણ કરનારી બ્રિટિશ સામ્રાજ્યશાહી સામે રાષ્ટ્રીય ક્રાન્તિનો ઝંડો રોપ્યો છે. આ ક્રાન્તિમાંથી જ હિંદમાં લોકશાહી હિંદી લોકરાજ્ય અસ્તિત્વમાં આવશે એવી તેમની શ્રદ્ધા છે. આ લોકરાજ્યમાં દરેક વ્યક્તિના જાનમાલ સલામત રહેશે; જાતમહેનત કરીને મેળવેલા વ્યક્તિના ધનનું અપહરણ કોઈ કરી શકશે નહીં તથા દરેક જણને પોતાની આજીવિકા સરળતાથી ચલાવવાનો માર્ગ મળી રહેશે તેથી તેની આત્મોન્નતિ માટે જોઈતી મદદ સમાજ તરફથી મળતી રહેશે. પણ અગાઉ કહી ગયા છીએ તેમ લોકરાજ્ય એ જ કંઈ તેમના સ્વરાજ્યનું અંતિમ ધ્યેય નથી. તેમના સ્વરાજ્યનું અંતિમ સ્વરૂપ આત્મરાજ્યનું છે. આ આત્મરાજ્યમાં કોઈને પણ બાહ્ય કૃત્રિમ બંધનો પાળવાનાં રહેશે નહીં. દંડધારી રાજ્યસંસ્થાની પણ કોઈ જરૂર રહેશે નહીં. આ આત્મરાજ્ય લોકસત્તા અને સમાજસત્તા એ બન્નેથીયે આગળ જનારું છે અને તેની પ્રાપ્તિ સત્યાગ્રહી વ્યક્તિસ્વાતંત્ર્યમાંથી જ થઈ શકશે એમ તેમનું માનવું છે. પણ આજે આધુનિક યુરોપમાં જે હીન પ્રકારનું વ્યક્તિસ્વાતંત્ર્ય આપણી નજરે પડે છે તથા જે હીન વ્યક્તિસ્વાતંત્ર્યને પરિણામે આજે આધુનિક યુરોપની સંસ્કૃતિનો

વિનાશ થવા બેઠો છે તેવું હીન વ્યક્તિસ્વાતંત્ર્ય તેમને જોઈતું નથી. અપાર ધનસંચય કરવાનું, ગરીબ આમ જનતાને ગુલામ બનાવી તેનું લોહી પીવાનું અને સત્તાના ને સંપત્તિના મદથી માતવાનું વ્યક્તિસ્વાતંત્ર્ય તેમને જોઈતું નથી. એવું વ્યક્તિસ્વાતંત્ર્ય સત્યાગ્રહી તત્વજ્ઞાનથી તદ્દન વિસંગત છે.

આધુનિક યુરોપે જ્યારે આવી જાતના વ્યક્તિસ્વાતંત્ર્યનું તથા તે ભોગવનાર વ્યક્તિની બેસુમાર માલમત્તાનું સંરક્ષણ કરવું, એ જ રાજ્યસંસ્થાની પહેલી ફરજ છે એમ ઠરાવ્યું ત્યારથી તેની સંસ્કૃતિની પડતીની શરૂઆત થઈ. માર્ટિન લ્યૂથરે જ્યારે પ્રૉટેસ્ટન્ટ પંથ સ્થાપ્યો અથવા તેની પછી કેલ્વિનનો પ્યૂરિટન પંથ અસ્તિત્વમાં આવ્યો, ત્યારે તેમની સામે આ અમર્યાદ ધનોપભોગનું કે સત્તાલાલસાનું હીન પ્રકારનું વ્યક્તિસ્વાતંત્ર્ય ન હતું. ધર્માધિકારીઓનાં તેમ જ રાજાધિકારીઓનાં બંધનો તોડી નાખતી વખતે ધનિક વર્ગનાં બંધનોના પાશ સામાન્ય જનતાના ગળામાં વીંટાય એવી તેમની ઇચ્છા ન હતી. પણ જે વેપારી વર્ગે તેમનો આ વ્યક્તિવાદી સિદ્ધાંત અપનાવ્યો, તેમણે થોડા જ વખતમાં તેને સુખાભિલાષી વ્યક્તિવાદનું જડ સ્વરૂપ આપી દીધું. જે જમાનામાં સમાજની કોઈ પણ વ્યક્તિને પોતાની આજીવિકા માટે જરૂરી હોય તેટલી કમાણી કરવામાં ખાસ મુશ્કેલી પડતી ન હતી, અને પોતાની આજીવિકા માટે જરૂરના ધન કરતાં વધારે ધનનો સંચય કરવાનું લગભગ અશકય હતું, એવી સમાજની પ્રાથમિક અવસ્થામાં દરેક વ્યક્તિની પરસેવાની કમાણીનું સરંક્ષણ કરવું તથા દરેકના જીવિતનું સંરક્ષણ કરવું, એ બન્ને વસ્તુઓ સરખી જ હતી. એવે વખતે સમાજની વ્યક્તિઓના ધનનું રક્ષણ કરવું એ રાજ્યસંસ્થાનું પ્રથમ કર્તવ્ય માનવામાંય ઝાઝો દોષ ન હતો. પણ જે સમાજમાં થોડીક વ્યક્તિઓને અમર્યાદ ધનસંચય કરીને સમાજના બાકીના બીજા બધા લોકોનાં જીવિતસાધનો કબજે કરી લેવાની છૂટ હોય છે, અને બીજાની ગરીબાઈ તેમ જ લાચારીનો ગેરલાભ લઈ ને તેમના શ્રમમાંથી પેદા થતી સંપત્તિનું કોઈ પણ જાતની મહેનત કર્યા વિના અપહરણ કરવાની સગવડ હોય છે, એવા સમાજમાં વ્યક્તિના ધનનું સંરક્ષણ કરવું એટલું જ રાજ્યસંસ્થાનું કર્તવ્ય છે એમ માનવામાં સાચો વ્યક્તિવાદ નથી. આવી જાતની આર્થિક વિષમતાના પાયા ઉપર રચાયેલા સમાજમાં વ્યક્તિસ્વાતંત્ર્ય, એ સાચું વ્યક્તિસ્વાતંત્ર્ય હોતું નથી, અને એવા સમાજમાં જે મોટી મિલકતો ભેગી થાય છે તે તેના માલિકના શ્રમથી ભેગી થયેલી હોતી નથી. આવા સમાજના પાયામાં સ્તેયવૃત્તિ રહેલી હોય છે. તેમાં ધર્મનું અથવા ન્યાયનું રાજ્ય પ્રસ્થાપિત થઈ શકે નહીં. મ. ગાંધીને આવો વ્યક્તિવાદી સમાજ જોઈતો નથી, તેમ જ જે સંસ્કૃતિમાં આવી આર્થિક વિષમતા પેદા થઈ શકે છે એવી સંસ્કૃતિ પણ

તેમને જોઈતી નથી. ભૌતિક સુખાભિલાષા એ સત્યાગ્રહનું ધ્યેય કદી હોઈ શકતું નથી, અને અમર્યાદ ધનસંચય કરનાર વ્યક્તિ સત્યાગ્રહી થઈ શકતી નથી. સત્યાગ્રહની દૃષ્ટિથી કોઈ પણ ધનસંચય એ ચોરી છે. ઈશુ ખ્રિસ્તે કહ્યું છે તે પ્રમાણે જે ધનની ઉપાસના કરે છે તે સત્યની ઉપાસના કરી શકતો નથી. સોયના નાકામાંથી ઊંટ કદાચ નીકળી શકે, પણ પૈસાદાર માણસ પરમેશ્વરના રાજ્યમાં એટલે કે આત્મરાજ્યમાં પ્રવેશ કરી શકતો નથી, એ ખ્રિસ્તવચનનો અનુભવ પોતાને દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહની લડતમાં થયો હતો, એમ મ. ગાંધીએ પોતાના એક ભાષણમાં કહ્યું છે. એ જ ભાષણમાં પૈસાદાર માણસ પોતાના ધનસંચયનો ત્યાગ કર્યા વિના સત્યાગ્રહી થઈ શકે નહીં, અને તેથી સત્યાગ્રહી ક્રાન્તિમાં ગરીબ લોકો જેટલા ઉપયોગી થાય છે તેટલા પૈસાદાર માણસો ઉપયોગી થતા નથી, એવો તે વખતનો પોતાનો અનુભવ પણ તેમણે જણાવ્યો છે.* સારાંશમાં, સુખાભિલાષી ધનિકોની ગુલામ બનેલી લોકશાહી તથા તેમની સ્વૈર વાસનાઓમાંથી જન્મતું વ્યકિતસ્વાતંત્ર્ય, એ સત્યાગ્રહનાં ધ્યેયો નથી, હરગિજ નથી. ધનિક વર્ગના સ્વચ્છંદ આચારમાંથી પેદા થતી અરાજકતા એ તેમણે કલ્પેલી સમાજની પૂર્ણાવસ્થાનું સ્વરૂપ નથી, પણ વાસનાઓના સંયમને પરિણામે ઉત્પન્ન થતું આત્મરાજ્ય તેમની સમાજની પૂર્ણાવસ્થાની કલ્પના છે. આ પૂર્ણાવસ્થા પ્રાપ્ત કરવા માટે આપણા લોકોએ યુરોપના લોકોની માફક ધનિક વર્ગની આગેવાની ન સ્વીકારતાં અપરિગ્રહી સત્યાગ્રહી વર્ગનું નેતૃત્વ સ્વીકારવું જોઈએ, અને તે રીતે જ તેમને સાચું લોકરાજ્ય મળશે અને એ લોકરાજ્યમાંથી આત્મરાજ્યનો માર્ગ પણ દેખાશે.

મ. ગાંધીના રચનાત્મક કાર્યક્રમમાં ગ્રામોદ્યોગોનું સંગઠન પણ એક અત્યંત મહત્ત્વનું અંગ છે. મહાસભાની દોરવણી ગાંધીજીના હાથમાં આવી ત્યારથી સ્વદેશીની પ્રવૃત્તિને ગ્રામોદ્યોગોના સંગઠનનું સ્વરૂપ મળ્યું. શરૂઆતમાં તેમણે એકલી ખાદીની પ્રવૃત્તિ હાથમાં લીધી અને આજે એ જ પ્રવૃત્તિ વિકાસ પામીને ગ્રામોદ્યોગોના સંગઠનમાં પરિણમી છે. મધ્યયુગના સાધુસંતો રાજકારણ

---

* દક્ષિણ આફ્રિકામાં આપણા હજારો દેશબાંધવો સાથે ગાઢા સંબંધમાં આવવાનું મને સદ્ભાગ્ય પ્રાપ્ત થયું હતું. ત્યાં મને લગભગ નિરપવાદપણે એવો સાર્વત્રિક અનુભવ થયો કે, જેમ ધનસંચય વધારે તેમ ચારિત્ર્યની નિર્બળતા વધારે. ઓછામાં ઓછું એટલું તો કહી જ શકાય કે, ગરીબોએ જેટલા પ્રમાણમાં સવિનય કાનૂનભંગની નૈતિક લડત આગળ વધારી તેટલી આપણા તવંગર લોકો વધારી શક્યા ન હતા. શ્રીમંતોની સ્વમાનની લાગણી આપણામાંના ગરીબમાં ગરીબ માણસની લાગણી જેવી દુભાયેલી મારા જોવામાં આવી નહીં."

'સ્પીચિસ ઍન્ડ રાઇટિંગ્ઝ ઑફ એમ. કે. ગાંધી' પ્ર. – નટેશન, પૃ. ૨૬૬.

તરફ ઉદાસીન રહેતા અને અર્થકારણને પણ તેઓ પોતાના કાર્યક્ષેત્રની બહારનું માનતા. એક સમર્થ રામદાસ સ્વામીએ રાજકારણનું તથા સ્વધર્મી રાજાનું એટલે કે સ્વરાજ્યનું મહત્ત્વ ઓળખ્યું હતું; અને સ્વધર્મરક્ષણ તથા સ્વરાજ્ય સંસ્થાપના એ બેનો અન્યોન્ય સંબંધ તેમને મન વસ્યો હતો. પણ સ્વદેશી હુન્નર-ઉદ્યોગો અને સ્વરાજ્ય એ બેનો અન્યોન્ય સંબંધ તે જમાનાના રાજકારણ જાણનારા સાધુઓને પણ સમજાય તેવો ઝાઝો સંભવ ન હતો. કારણ કે, તે વખતે જે પરરાજ્ય કે પરકીય સામ્રાજ્યનો મહારાષ્ટ્ર ઉપર અમલ હતો, તેમાં સ્વદેશી હુન્નરઉદ્યોગોનો નાશ કરીને પરદેશી માલ ખપાવવાનો ઔદ્યોગિક સામ્રાજ્યશાહીનો આશય ન હતો. તે જમાનાના પરદેશી અમલમાં સ્વકીય રાજા કે સરંજામદાર વર્ગ નાશ પામતો ને તેને ઠેકાણે પરદેશી રાજા આવતો; પરધર્મનું સ્વધર્મ ઉપર આક્રમણ થતું. છતાં લોકોના હુન્નરઉદ્યોગો ટકી રહેતા તેથી તેમનાં આજીવિકાનાં સાધનો ગુમાવવાનો પ્રસંગ તેમને આવતો નહીં. દરેક ગામડું ઔદ્યોગિક દૃષ્ટિથી સ્વયંપૂર્ણ રહેતું અને એ ઔદ્યોગિક પાયા પર ત્યાંની પરંપરાગત સંસ્કૃતિ જેવી ને તેવી ટકી રહેતી. બ્રિટિશ સામ્રાજ્યશાહીના અમલમાં ગામડાંના ઉદ્યોગધંધાઓનો નાશ થયો. ગામડાંઓમાં પાકતો કાચો માલ વિલાયત રવાના થવા લાગ્યો અને વિલાયતનો તૈયાર માલ ગામડાંઓમાં પેઠો. આને પરિણામે ગામડાંમાં દુકાનદારનું મહત્ત્વ હદ ઉપરાંત વધ્યું. દુકાનદાર ખેડૂતનો માલ ખરીદતો ત્યારે તેમ જ તેને જોઈતો માલ વેચતો ત્યારે, એમ બન્ને વહેવારમાં તેને લૂંટવા લાગ્યો. ગામડાંના ખેતી સિવાયના બીજા બધા સ્વતંત્ર ઉદ્યોગો તથા ખેડૂતોના સહાયક ધંધાઓ ધીમે ધીમે નાશ પામ્યા અને આજીવિકાને માટે ગામડાંમાં ખેતી સિવાય બીજો કોઈ ધંધો રહ્યો નહીં. બધી જ વસ્તીનો બોજો ખેતી ઉપર પડવાથી ખેતીની જમીનના નાના નાના કકડા થયા, અને ખેતીમાં આખું વરસ મહેનત કરીને બધાનું પેટ ભરાતું ન હતું. સરકારી ભરણું દર વરસે સખતાઈથી નિયમિત વખતે વસૂલ કરવાની કાબેલ રાજ્યપદ્ધતિ બ્રિટિશોએ સ્થાપન કરી અને રોકડ નાણામાં મહેસૂલ ઉઘરાવવાનું શરૂ કર્યું, તેથી પાકની મોસમમાં સસ્તે ભાવે માલ વેચી નાખવાની ખેડૂતને ફરજ પડવા લાગી અને તેથી વેપારી તેને વધારે ને વધારે લૂંટવા લાગ્યો. ગામડાંમાં વસતી જનતાના બધા ઉદ્યોગ-ધંધાઓને મારી નાખવા, ખેડૂતોના ખેતી ઉપરાંતના બીજા સહાયક ધંધાઓનો નાશ કરવો, પાકની મોસમમાં પોતાનો માલ નીચે ભાવે વેચવાની તેને ફરજ પાડવી અને મોંઘો માલ તેને ગળે બાંધી તેને બીજી તરફથી ફરી લૂંટવો, આ બધામાં કાયદાની મદદ તેને મળી રહેતી. બ્રિટિશોના કાયદાના રાજ્યમાં ચાલતી આ એક કાયદેસરની લૂંટ હતી. જે લૂંટ બ્રિટિશોએ અહીં આવીને અટકાવી

અને જે લૂંટ હજારો વરસથી ચાલતી આવી હતી છતાં ગામડાંની જનતા નિરાંતથી જીવી શકતી હતી, તે ગેરકાયદે લૂંટ કરતાં, અને મહંમદ ગઝની જેવા પરદેશી અને પરધર્મી રાજકીય લૂંટારાઓએ પાડેલી ધાડો કરતાં બ્રિટિશોના કાયદાના રાજ્યમાં ચાલતી ઉપર જણાવેલી કાયદેસરની લૂંટફાટો ગામડાંની જનતાને વધારે નુકસાનકારક નીવડી; અને હિંદુસ્તાન જેવા ફળદ્રુપ દેશનાં તે વખતના બીજા દેશોનાં ગામડાંઓ કરતાં વધારે સમૃદ્ધ ગામડાંઓ માત્ર એક અર્ધા સૈકાની બ્રિટિશ કારકિર્દીને પરિણામે ખેદાનમેદાન થઈ ગયાં. ગામડાંનો દુકાનદાર કેવળ પરદેશી મૂડીવાદનો દલાલ બની ગયો અને તેણે ગામડાંના બધા ઉદ્યોગધંધાઓ સાફ કરીને એકલી ખેતી પર જીવતા ખેડૂતોની એવડી લૂંટ ચલાવી. ધીમે ધીમે આ ખેડૂત દેવાદાર બન્યો અને તેને જોઈતું નાણું ધીરવાનો ધંધો પણ દુકાનદારે શરૂ કર્યો. દુકાનદારી અને ધીરધાર એ બે નવા ધંધાઓ ધમધોકાર ચાલવા લાગ્યા અને તેમના અટપટા વહેવારમાંથી ઊભા થતા કાયદાના પ્રશ્નો ઉકેલીને પેટ ભરનારો નવો વકીલ વર્ગ પણ દરેક તાલુકામાં વધવા લાગ્યો. દુકાનદારી, શાહુકારી તથા વકીલોની જાળમાં ફસાયેલો ખેડૂત ધીમે ધીમે પોતાની જમીન ગીરો મૂકવા લાગ્યો, અને એ ગીરોખત આખરે કાયદાની મદદથી જમીનનાં હલકી કિંમતનાં ખરીદખત થવા લાગ્યાં.

ગામડાંના જીવનમાં થયેલી આ ક્રાંતિ, તેને લીધે ઉજ્જડ થયેલાં ગામડાનાં ઘરો, અને તેને લીધે પોતાની જમીન છોડીને ગુજરાનની શોધમાં બહાર નીકળી ગયેલાં ગામડાંનાં કુટુંબો, એ આખું દૃશ્ય જોઈને બ્રિટિશોની સંસ્કૃતિ એ સેતાનની સંસ્કૃતિ છે, અને તેણે હિંદમાં આણેલી આગગાડી, તારટપાલ, એ બધાં ગરીબ જનતાને લૂંટવાનાં સેતાની સાધનો છે એમ મ. ગાંધીને જણાયું. આપણા દેશમાં સ્વદેશીની હિલચાલ શરૂ થયા પછી જે સ્વદેશી કારખાનાંઓ ચાલુ થયાં તે સ્વદેશી કારખાનાંઓને લીધે ગામડાંની જનતામાં ફેલાયેલી ગરીબી અને બેકારીનો અંત તો ન જ આવ્યો, ઊલટું તે વધી જ રહી છે; અને આ સ્વદેશી કારખાનાંઓમાં પણ બહુ જ થોડા લોકોને ધંધોરોજગાર મળે છે. તેઓ આર્થિક ગુલામીમાં સપડાવાથી તેમનો નૈતિક અધઃપાત થાય છે, એમ જ્યારે તેમણે જોયું ત્યારે તેમણે પોતાની સ્વદેશીની પ્રવૃત્તિને ગ્રામોદ્યોગોના સંગઠનનું સ્વરૂપ આપ્યું. જે ખેડૂતોના સહાયક ધંધાઓનો બ્રિટિશ સામ્રાજ્યશાહીએ નાશ કર્યો હતો તથા ગામડાંના જે કારીગરોના સ્વતંત્ર ધંધાઓ તેને લીધે નાશ પામ્યા હતા તે ખેડૂતોની તથા કારીગરોની ઉન્નતિ કરવાનું ગ્રામોદ્યોગ પ્રવૃત્તિનું ધ્યેય છે. દેશના કારખાનાંવાળાઓ તથા મૂડીવાળાઓને સંરક્ષણ આપીને હિંદની જનતાનો ઉદ્ધાર થાય એમ નથી, એ સત્ય સમાજવાદી પક્ષ અસ્તિત્વમાં આવ્યો તે પહેલાં જ મ. ગાંધીએ

હિંદની જનતાના માનસ ઉપર બરાબર ઠસાવેલું છે. તેમની સત્યાગ્રહી ફિલસૂફીમાં આવી મૂડીવાદી સમાજરચનાને સ્થાન નથી. હિંદનું સ્વરાજ્ય એ જ સામાન્ય જનતાની આર્થિક ઉન્નતિનું સાધન છે અને આ સામાન્ય જનતાની આર્થિક ઉન્નતિ એ જ ભારતીય સંસ્કૃતિનો પાયો છે, એમ તે ફિલસૂફી દુનિયાને કહે છે. હર કોઈ સમાજની સંસ્કૃતિનો પાયો તેની આર્થિક અથવા ઔદ્યોગિક વ્યવસ્થા ઉપર રચાયેલો હોય છે, એ સત્યથી મ. ગાંધી સારી પેઠે વાકેફ છે; અને તેથી જ ગ્રામોદ્યોગોનું સંગઠન એ જ ભારતીય સંસ્કૃતિનો પાયો હોવો જોઈએ એમ તેઓ કહે છે. મ. ગાંધીએ સ્વદેશીની હિલચાલને આજે ગ્રામોદ્યોગસંગઠનનું સ્વરૂપ આપેલું છે, તે ઉપરથી મહાસભાનું રાજકારણ તથા અર્થકારણ હિંદી મૂડીવાળાઓના હાથમાં નથી એ વસ્તુ પુરવાર થાય છે. અગાઉ અમે જણાવી ગયા છીએ તેમ, મ. ગાંધીએ મહાસભાની આગેવાની સ્વીકારી ત્યારથી તેનાં સૂત્રો સત્યાગ્રહી વર્ગના હાથમાં ગયેલાં છે. આ સત્યાગ્રહી વર્ગની આગેવાની ધનિક વર્ગની આગેવાની નથી. યુરોપમાં ત્યાંની લોકશાહીનું નેતૃત્વ ત્યાંના ધનિક વર્ગના હાથમાં ગયું, અને તેથી જ ત્યાંની લોકશાહીને આજે ધનિકશાહીનું અને સામ્રાજ્યશાહીનું વિકૃત સ્વરૂપ પ્રાપ્ત થયેલું છે. હિંદી રાષ્ટ્રીય મહાસભાએ શરૂ કરેલી રાષ્ટ્રીય ક્રાંતિની આગેવાની ને દોરવણી પરદેશીઓના અમલ દરમ્યાન અહીં નવા ઉદય પામતા મૂડીવાદના હાથમાં ગઈ નથી અને તેમ થાય એવાં ચિહ્નો પણ આજે તો દેખાતાં નથી. એટલે હિંદી રાષ્ટ્રીયતાને યુરોપીય રાષ્ટ્રીયતાની જેમ મૂડીવાદનું, સામ્રાજ્યશાહીનું કે ફેસિઝમનું સ્વરૂપ પ્રાપ્ત થશે, એવી કેટલાક સમાજવાદીઓને જે ધાસ્તી છે અને બ્રિટિશ મુત્સદ્દીઓની જે આશા છે તે બન્ને ખોટી અને પાયા વિનાની છે, એમ અમને લાગે છે.

હિંદની રાષ્ટ્રીય હિલચાલની દોરવણી અહીંના મૂડીવાળાઓના હાથમાં આજ સુધી ગયેલી નથી અને હવે પછી પણ જાય એમ નથી એમ અમે કેમ કહીએ છીએ તેનો અહીં થોડો વધુ ખુલાસો કરવાની જરૂર છે. યુરોપમાં અને ખાસ કરીને ઇંગ્લંડમાં અને ફ્રાન્સમાં, મૂડીવાદનો તો પહેલેથી જ સારી પેઠે વિકાસ થયેલો હતો; અને તેના પ્રયત્નથી જ ત્યાં લોકશાહીની સ્થાપના થઈ. લોકશાહીની સ્થાપના કરવાનું કાર્ય ત્યાંના મધ્યમ વર્ગમાંથી ઉદય પામેલા વેપારી તથા શાહુકાર વર્ગે કર્યું. આ વેપારી શાહુકાર વર્ગ જ આગળ જતાં કારખાનાં અને વેપારી પેઢીઓની માલિકી ધરાવનારો વર્ગ બન્યો. આ વર્ગે પોતાના દેશમાં લોકશાહીની સ્થાપના થયા પછી ખેડૂતવર્ગનો ને આમજનતાનો વિશ્વાસઘાત કરીને, લોકશાહીને ધનિકશાહીનું સ્વરૂપ આપ્યું. આ વાત સાચી હોવા છતાં દુનિયાના પછાત દેશોમાં સામ્રાજ્યશાહીનો વિસ્તાર કરી

હિંદુસ્તાન જેવા આબાદ દેશોની લૂંટ કરીને તે લૂંટનો થોડોક ભાગ પોતાના દેશની આમજનતાને આપીને તેની સ્થિતિ આર્થિક દૃષ્ટિએ દુનિયાના બીજા દેશોની આમજનતા કરતાં તે વર્ગે વધુ સારી બનાવી. તેથી ઇંગ્લંડ અને ફ્રાંસની સામાન્ય જનતા ત્યાંના ધનિક વર્ગની એક રીતે ઓશિયાળી બની છે, જીતેલા દેશોમાંથી મળતી આ લૂંટ ચાલુ રહે તેમાં જ પોતાનું આર્થિક હિત છે એમ તેને લાગે છે અને તેથી તે ધનિકશાહી સામે બળવો કરવા તૈયાર થતી નથી. ગમે તેમ પણ તેને બીજા દેશોના લોકો કરતાં પોતાની રહેણીનું ધોરણ વધારે ઊંચું છે, અને તે ધોરણ ટકાવી રાખવાને પોતાને ત્યાંના મૂડીવાળાઓએ સ્થાપન કરેલું સામ્રાજ્ય જ કારણ છે, એમ ત્યાંની જનતાને લાગ્યા વિના રહેતું નથી. પણ હિંદના મૂડીવાળાઓએ આવું પરાક્રમ કરેલું નથી અને તેમ કરવાની તાકાત તેમનામાં કોઈ પણ કાળે આવે તેવો સંભવ નથી. હિંદમાં બ્રિટિશ સામ્રાજ્યશાહીએ અહીંના દેશી મૂડીવાદને ઝાઝો આગળ આવવા દીધો નથી, અને અહીંના રાષ્ટ્રીય રાજકારણમાં તેણે કદી આગેવાની લીધી નથી. બીજું, ઇંગ્લંડ જેવા ચાર પાંચ કરોડની વસ્તીવાળા દેશે હિંદુસ્તાન જેવા પાંત્રીસચાલીસ કરોડની વસ્તીવાળા દેશનું શોષણ કર્યું ત્યારે માંડ તે પોતાની આમજનતાની સાંપત્તિક સ્થિતિ સહેજસાજ સુધારી શક્યો. ઇંગ્લંડ અને ફ્રાંસના મૂડીવાળાઓએ જે માર્ગ લીધો તે માર્ગે અહીંની આમજનતાની આગેવાની લઈને તેની સ્થિતિ થોડીઘણીયે સુધારવાનું હિંદી મૂડીવાળાઓ માટે અશક્ય છે. કારણ ઇંગ્લંડને પોતાનાથી સાતઆઠ ગણી વસ્તીવાળો પ્રદેશ શોષણ કરવાને મળ્યો. પણ એ પ્રમાણે હિંદની પાંત્રીસ કરોડની વસ્તીને માત્ર ભૂખમરામાં થોડી રાહત આપવા માટે હિંદના મૂડીવાદને હિંદના કરતાં કેટલાગણો વિશાળ પ્રદેશ કબજે કરવો પડે, અને તેમ થઈ શકે કે કેમ તેનો જરા સરખો પણ વિચાર જે કરશે, તેને હિંદી આમજનતાની આગેવાની કરવી અને મૂડીવાદી પદ્ધતિથી તેનો ભૂખમરો મટાડવો એ કેટલું અશક્ય છે તેનો ખ્યાલ આવશે. હિંદના ખેડૂતો તથા તેનાં લાખો ગામડાંઓમાં પથરાયેલી બેકાર અને ગરીબ આમજનતાની ગરીબાઈ તથા ભૂખમરાના સવાલ તરફ દુર્લક્ષ કરીને કોઈ પણ વર્ગ હિંદની આગેવાની લઈ શકે ખરો ? એ અશક્ય છે એ જો સાચું હોય—અને તે સાચું છે એ બાબત ગાંધીવાદ તથા સમાજવાદ બન્ને એકમત છે—તો હિંદુસ્તાનમાં મૂડીપ્રધાન લોકશાહી, અથવા લોકશાહીનો ખુલ્લેખુલ્લો ત્યાગ કરીને અનિયંત્રિત ધનિકશાહી ઉર્ફે ફેસિઝમનો ઉદય થાય એ અશક્ય છે, એમ નિર્વિવાદપણે સિદ્ધ થાય છે. હિંદની રાષ્ટ્રીય મહાસભાએ જે વખતે મ. ગાંધીની સલાહથી પોતાના રાષ્ટ્રધ્વજ ઉપર રેંટિયો અંકિત કર્યો, તે જ વખતે પોતે યુરોપીય મૂડીવાદનું કે સામ્રાજ્યશાહીનું અનુકરણ કરશે

નહીં, તેમ જ એવું અનુકરણ કરીને પોતાના દેશની કરોડોની આમજનતાની રોટીના સવાલનો પણ ઉકેલ આણી શકશે નહીં, એ વાત તેણે માન્ય કરેલી છે. હિંદી રાષ્ટ્ર હવે ફેસિઝમને રસ્તે જઈ શકવાનું નથી, એ બાબત મહાસભામાં કે તેના આગેવાનોમાં આજે મતભેદ રહેલો નથી. આજની મહાસભામાં મતભેદ કેવળ 'સત્યાગ્રહ કે સમાજવાદ?' એટલો જ રહેલો છે; અને એ મતભેદનો નિર્ણય સત્યાગ્રહ અને સમાજવાદ વચ્ચેનો વિરોધ દૂર થઈને તેમના સમન્વયના સ્વરૂપે જ આવશે એવો અમારો મત છે. અમારા આ મતની વિગતવાર ચર્ચા અમે હવે પછીના પ્રકરણમાં કરવાના છીએ. એમ છતાં આ મતભેદ પણ આજે તાત્કાલિક મહત્ત્વનો નથી; હિંદને સ્વરાજ્ય મળ્યા પછી બહુ તો તે તીવ્ર સ્વરૂપ ધારણ કરશે. કારણ કે, ઓછામાં ઓછું આજે તો લગભગ બધા જ સમાજવાદીઓ એ વસ્તુ સ્વીકારે છે કે, આજે હિંદમાં ચાલી રહેલી ક્રાંતિનો ઉદ્દેશ દેશમાં સમાજસત્તાની સ્થાપના કરવાનો નથી, રાષ્ટ્રીય લોકશાહી સ્થાપવાનો છે. આ રાષ્ટ્રીય લોકશાહીને ધનિકશાહી ગળી જશે એવી ધાસ્તી કેટલી પાયા વગરની છે તે અમે ઉપર બતાવ્યું છે.

હિંદુસ્તાન સામે આજે જે સવાલ છે તે રાષ્ટ્રીય ક્રાન્તિનો અને લોકશાહીની સ્થાપનાનો છે. આ લોકશાહીનું સ્વરૂપ ધનિકશાહીનું ન થવું જોઈએ, એ બાબતમાં મહાસભાના ગાંધીવાદી તથા સમાજવાદી બન્ને પક્ષો એકમત છે. એમ છતાં બ્રિટિશ મુત્સદ્દીઓ હિંદુસ્તાનમાં પ્રાતિનિધિક સંસ્થાઓ સ્થાપન કરીને તે દ્વારા પોતાના દેશની ધનિકશાહીના કાબૂ હેઠળની લોકશાહી અહીં સ્થાપવાનો પ્રયત્ન કરી રહ્યા છે ખરા. આ પ્રાતિનિધિક સંસ્થાઓને તેમ જ તે સંસ્થાઓને જવાબદાર પ્રધાનમંડળોને સાચી સત્તા સોંપવી નહીં, પણ આ દેશમાં ધારાસભાઓ તથા પ્રધાનમંડળો ઊભાં કરીને ધનિકશાહીનું રાજકારણ ચલાવવું, અને એ રાજકારણમાંથી પેદા થતો વર્ગકલહ ચાલુ રાખીને સાચી સત્તા પોતાના હાથમાં ટકાવી રાખવી એવો બ્રિટિશ મુત્સદ્દીઓનો દાવ છે. એ દાવમાં તેમને ફાવવા ન દેવા ને તેમને જ તેનાથી ચીત કરવા, અને આપણા દેશમાં ઓછામાં ઓછું રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય તથા સાચી લોકસત્તાની સ્થાપના ન થાય ત્યાં સુધી વર્ગવિગ્રહ શરૂ ન થવા દેતાં હાલ ચાલતી ક્રાન્તિનું સ્વરૂપ રાષ્ટ્રીય રાખવું, એ જ મહાસભાનું આજનું રાજકારણ છે. બ્રિટિશ મુત્સદ્દીઓએ ગયા મહાયુદ્ધ પછી પ્રાંતિક ધારાસભાઓને જવાબદાર પણ સત્તા વિનાનાં તકલાદી પ્રધાનમંડળો ઊભાં કર્યાં. તેમાં તેમનો હેતુ ઉપર વર્ણવ્યો છે તે જ હતો. પણ તે વખતે મહાસભાએ સત્યાગ્રહની દીક્ષા લીધી અને અસહકારની નીતિ સ્વીકારી. આ નીતિ સ્વીકારવામાં ન આવી હોત તો હિંદુસ્તાનમાંની પ્રાતિનિધિક સંસ્થાઓ

અહીંના ધનિક વર્ગના હાથમાં રમી ગઈ હોત. રાષ્ટ્રીય રાજકારણની આગેવાની પણ એ જ વર્ગના હાથમાં જાત અને મહાસભા ધીમે ધીમે નામશેષ થઈ જાત. પણ મહાસભાએ સત્યાગ્રહની દીક્ષા લીધી, પ્રત્યક્ષ પ્રતિકારનું રાજકારણ નિર્માણ કર્યું અને બ્રિટિશ મુત્સદ્દીઓએ ગોઠવેલી બાજી ઉથલાવી પાડી. તે પછી ૧૯૩૫નો કાયદો ઘડીને બ્રિટિશ મુત્સદ્દીઓ આજે તેનો તે જ દાવ જુદા સ્વરૂપમાં અને વધારે મોટા પ્રમાણમાં અજમાવવા માગે છે. આ બાજી પાર પાડવાને માટે જાતજાતનાં નિયંત્રણોથી મર્યાદિત એવું કાં નહીં પણ પ્રાન્તિક સ્વરાજ્ય આપવાની ફરજ પડી છે. જ્યાં લગી ગવર્નર પ્રાન્તિક પ્રધાનમંડળના કારભારમાં દખલગીરી કરતા નથી ત્યાં સુધી પ્રાન્તિક પ્રધાનમંડળો પાસે પૂરતાં નાણાં નહીં હોય તો પણ તેઓ ઠીક ઠીક પ્રમાણમાં રાજ્યસત્તાનો અમલ કરી શકે છે. અલબત આ સત્તા આમજનતાની ગરીબાઈ, અજ્ઞાન કે દુર્ગુણો નાબૂદ કરવાની દૃષ્ટિથી ઝાઝી ઉપયોગી થશે એવી અમને આશા નથી. અને ગયા વરસના અનુભવ પરથી પણ આ વાત પુરવાર થાય છે. તેમ છતાં પ્રાન્તિક સ્વરાજ્યની રૂએ મળતી સત્તાનો ઉપયોગ સ્વાતંત્ર્યની ભાવી લડતનું સંગઠન કરવાની દૃષ્ટિથી ઘણો થઈ શકે તેમ છે. કારણ કે, તે તે પ્રાન્તોમાં કાયદો અને વ્યવસ્થાનું ખાતું પ્રધાનમંડળના હાથમાં છે અને મહાસભાનાં પ્રધાનમંડળો સ્વતંત્રતાની હિલચાલ કરનારા નિઃશસ્ત્ર ક્રાન્તિવાદીઓને નાગરિક સ્વાતંત્ર્યનો પૂરેપૂરો ઉપભોગ કરવા દેવાને માટે તૈયાર છે અને બંધાયેલાં છે; તેથી મહાસભા સ્વતંત્રતાની ભાવી લડતની પૂર્વતૈયારી તેમના અમલમાં કરી શકશે. આ તૈયારીના માર્ગમાં આવતા અંતરાયો દૂર કરવા પૂરતું જ કાર્ય આ મંત્રીમંડળો કરી શકશે. પણ રચનાત્મક સ્વરૂપની તૈયારી તો મહાસભાની પ્રાન્તિક તથા સ્થાનિક સમિતિઓએ જ કરવી જોઈશે. આ તૈયારી જો તેઓ મન મૂકીને કરશે તો સંયુક્ત બંધારણ ફગાવી દેવાની લડતમાં તેને ચોક્કસપણે સફળતા મળી શકે એટલી પ્રચંડ હિલચાલ તે ઉપાડી શકશે. પણ જો એ લડતની તૈયારી તે ન કરે અને મધ્યવર્તી રાજ્યની સ્થાપના થયા પછી આગળની લડત ઉપાડવાનું છોડી દઈને બંધારણ મુજબનું તંત્ર ચલાવવાની આત્મઘાતી નીતિ સ્વીકારશે તો બ્રિટિશ મુત્સદ્દીઓ જે પ્રકારનો વર્ગવિગ્રહ આ દેશમાં ઊભો કરવા માગે છે તે વિગ્રહ પેદા થશે ને અત્યારની રાષ્ટ્રીય લડતમાં ભાગલા પડી જશે; કારણ, સંયુક્ત રાજ્યબંધારણની રચના જ એ હેતુથી કરવામાં આવેલી છે. એ બંધારણના અમલથી આમજનતાની ગરીબી, દુર્ગુણો કે અજ્ઞાનનું નિવારણ કરવું અશક્ય છે. છતાં પણ આજે જનતા જાગ્રત થયેલી છે; મહાસભાએ જ તેને સંગઠિત કરી છે; તે જનતા જે લોકો નવા રાજ્યબંધારણનો અમલ કરવાનો પ્રયત્ન કરશે તેમની સામે બળવો કર્યા વિના

રહેવાની નથી. મહાસભામાંનો સત્યાગ્રહી પક્ષ જો આ બળવાની આગેવાની નહીં લે અથવા તો પોતે ઉપાડેલું રાષ્ટ્રીય સ્વાતંત્ર્યની લડતનું કાર્ય વિના વિલંબે સફળપણે પાર નહીં ઉતારે, તો સત્યાગ્રહી પક્ષના હાથમાંથી મહાસભાની આગેવાની બીજા કોઈ પક્ષના હાથમાં જશે; અને ગયાં ૧૭-૧૮ વરસ સુધી જે ધોરણે રાષ્ટ્રીય સ્વાતંત્ર્યની એ લડત ચાલતી આવી છે તે નીતિમાં પણ ધરમૂળનો ફેરફાર થયા વિના નહીં રહે. એ પછી ભારતીય સ્વતંત્રતાની લડતને જો વર્ગવિગ્રહનું સ્વરૂપ પ્રાપ્ત થાય અને તેની આગેવાની સત્યાગ્રહી પક્ષના હાથમાં ન રહે, તો જનતાની આગેવાની જે પક્ષના હાથમાં જશે તે ભારતીય ક્રાન્તિનું કાર્ય શાન્તિને માર્ગે જ પાર પડશે એમ લાગતું નથી. પણ એથી ઊલટું સત્યાગ્રહી પક્ષ રાષ્ટ્રીય સ્વાતંત્ર્યની લડત છેવટ સુધી ચાલુ રાખશે તો તેને તેમાં સફળતા મળશે, અને સત્યાગ્રહી તત્ત્વજ્ઞાન રાષ્ટ્રીય લડતમાં વિજયી થશે એટલે તેને મહાસભામાં અટળ સ્થાન પ્રાપ્ત થશે. આ લડતને પરિણામે જે લોકશાહી નિર્માણ થશે તેનું લોકસત્તાક માર્ગે જ સમાજસત્તામાં રૂપાંતર થઈ શકશે; અને રાષ્ટ્રીયતા, લોકસત્તા, અને સમાજસત્તા એ ત્રણે ધ્યેયોનો સમન્વય કરવાનું સામર્થ્ય સત્યાગ્રહી તત્ત્વજ્ઞાનમાં છે એવી દુનિયાની પણ ખાતરી થશે.

સંયુક્ત રાજ્યબંધારણ ઘડતી વખતે મધ્યસ્થ સરકારમાં જવાબદાર પ્રધાનમંડળનું જે તત્ત્વ તેમાં દાખલ કરવામાં આવ્યું છે તેનો વિચાર કરતાં એ બંધારણ ફગાવી દેવું એ રાષ્ટ્રીયતાની દૃષ્ટિએ કેમ અને કેવી રીતે આવશ્યક છે તેનો બરાબર ખુલાસો થઈ શકે છે. સાયમન કમિશને કેવળ પ્રાન્તિક સ્વરાજ્ય આપવું અને મધ્યસ્થ સરકારમાં જવાબદાર પ્રધાનમંડળનું તત્ત્વ બિલકુલ દાખલ ન કરવું, એવી યોજના સૂચવી હતી. એ યોજના કરતાં મધ્યસ્થ સરકારમાં જવાબદાર રાજ્યકારભારનું તત્ત્વ દાખલ કરવું એ જ હિંદુસ્તાનમાં ક્રાન્તિકારક રાજકારણ પેદા ન થાય અને હિંદી રાજ્યયંત્ર સુસ્થિર બને એ દૃષ્ટિથી કેમ અને કેવી રીતે જરૂરનું છે તેનું વિવેચન સર સેમ્યુઅલ હોરે નીચે મુજબ કરેલું છે. તા. ૬ ફેબ્રુઆરી સને ૧૯૩૫ને રોજ ગવર્નમેન્ટ ઑફ ઇંડિયા બિલનું બીજું વાચન ચાલતું હતું, તે વખતે કરેલા પોતાના ભાષણમાં તે કહે છે કે,

"વસ્તુસ્થિતિ કેવી છે તે આપણે જોઈએ. હિંદુસ્તાનમાં આપણને સાચો ભય હિંદની રાષ્ટ્રીય મહાસભા કે કોમ્યુનિઝમ કે જુલમી રાજ્યકારભારને પરિણામે આવવાનો નથી પણ બિનજવાબદાર રાજ્યપદ્ધતિમાંથી જ પેદા થશે. જ્યાં સુધી હિંદની ધારાસભાઓને (લોકસભાઓને) રાજ્યકારભાર ચલાવવાની જવાબદારી સોંપવામાં ન આવે, ત્યાં સુધી કેવળ વિધ્વંસક ટીકા અને અવળચંડી દખલગીરી થવાની અપેક્ષા આપણે રાખવી જ જોઈશે. ઇગ્લંડ અને તેની વસાહતો વચ્ચેના

સારા સંબંધો બેજવાબદાર રાજ્યપદ્ધતિને લીધે જ જોખમાયા, એ બ્રિટિશ સામ્રાજ્યનો ઇતિહાસ આપણને નથી શીખવતો શું? એ જ બિનજવાબદાર વૃત્તિ અને તેથી નીપજતા હલકા દરજ્જાના ભાનને લીધે અઢારમા સૈકામાં અમેરિકાની વસાહતોમાં આપણી ઉપર આફત આવી પડી હતી ને? . . . ધારાસભાઓ અને કારોબારી એ બે વચ્ચેનો સંબંધ તોડી નાખવાથી જે ઊતરતા દરજ્જાનું ભાન પેદા થાય છે તેને કારણે જ આપણે આપણું પહેલું સામ્રાજ્ય ગુમાવી બેઠા, એવી મારી ખાતરી થઈ છે.

"એ જ પદ્ધતિને લીધે કૅનેડાનું રાજ્ય પણ આપણે લગભગ ગુમાવી દીધું હતું. કૅનેડાની પરિસ્થિતિ કેવી હતી તેની નામદાર સભ્યોને હું યાદ આપું છું. સો વરસ ઉપર ઉત્તર કૅનેડા અને દક્ષિણ કૅનેડા ધુમાતા બળવાની દશામાં હતા. બન્ને પ્રાંતોની ધારાસભાઓ રિફૉર્મ પાર્ટી નામના રાષ્ટ્રીય પક્ષે કબજે કરી હતી. રાજ્યતંત્ર ચલાવવાની જવાબદારી તેમના પર ન હોવાથી રાજ્યકારભારમાં દખલ કરવામાં અને સરકાર ગમે તે કરે તો પણ તેના પર વિધ્વંસક ટીકા કરવામાં પોતાની બધી શક્તિ વાપરવી, એ જ નીતિ તે પક્ષે અખત્યાર કરી હતી. આ પરિસ્થિતિને પરિણામે આખરે બન્ને પ્રાન્તોમાં બળવો થયો આવી પરિસ્થિતિમાં લૉર્ડ ડરહેમને પ્રથમ ગવર્નર જનરલ તરીકે અને પાછળથી હાઈ કમિશનર તરીકે કૅનેડા મોકલવામાં આવ્યો. . . . આવી પરિસ્થિતિનો સાચો ઉપાય ધારાસભાઓ ઉપર રાજ્યકારભારની જવાબદારી નાખવાનો છે એ જ ડહાપણનો માર્ગ હતો. . . .

"હિંદુસ્તાનની બાબતમાં પણ મારો એવો જ મત છે. આપણે પ્રાન્તિક સરકારો અને મધ્યસ્થ સરકાર, બેઉ કેન્દ્રોમાં જવાબદાર રાજ્યપદ્ધતિનું તત્ત્વ દાખલ નહીં કરીએ, તો એ ધારાસભાઓ સાથે વહેવાર રાખવાનું આપણે માટે પહેલાંના કરતાં વધારે સહેલું નહીં થાય, ઊલટું મુશ્કેલ બનશે. તેમનામાં ભારે દુશ્મનાવટની વૃત્તિ પેદા થશે અને દેશના એક છેડેથી બીજા છેડા સુધી એ દુશ્મનાવટની વૃત્તિ સતત વધતી જ જશે."*

સર સેમ્યુઅલ હોરની ઉપરની વિચારસરણી જોતાં હિંદની મધ્યસ્થ સરકારમાં જવાબદાર પ્રધાનમંડળની સ્થાપના કરવામાં બ્રિટિશ મુત્સદ્દીઓનો શો હેતુ હતો તે સ્પષ્ટ થાય છે. ધારાસભાઓને જવાબદાર પ્રધાનમંડળ નિર્માણ કરવાથી ધારાસભાઓ વિરોધની ભાવના છોડી દે છે, અને એ વિરોધી ભાવનામાંથી પેદા થતી ક્રાંતિકારી વૃત્તિ નાશ પામે છે. આવું જવાબદાર પ્રધાનમંડળ ઊભું કરવું, ધારાસભામાં ધનિકવર્ગના તથા રજવાડાંઓના ટેકેદારો ચૂંટાઈને આવે એવું તેનું બંધારણ રાખવું, અને પ્રધાનમંડળના હાથમાં સાચી સત્તા ન જવા દેતાં તે પોતાના હાથમાં જ રહેવા દેવી, એવી નીતિ પ્રધાનમંડળ મુદ્દલ સ્થાપન ન કરવાની નીતિ કરતાં પોતાની દૃષ્ટિએ વધારે હિતકર છે એવો બ્રિટિશ મુત્સદ્દીઓનો મત છે. મૉંટેગ્યૂ સુધારા વખતે પણ આ જ ધોરણ પ્રાંતિક સરકારોની બાબતમાં અખત્યાર કરવામાં આવ્યું હતું. એ વખતે તેનો સામનો કરવા માટે મહાસભાએ

---

* 'સ્પીચિસ ઑફ સર સેમ્યુઅલ હોર', ૧૯૩૧–૩૫., પૃ. ૧૩૨–૩૫.

એટલે કે તેના સ્વરાજ્ય પક્ષે, જ્યાં સુધી પ્રધાનમંડળોના હાથમાં પ્રાંતની બધી સત્તા ન સોંપાય ત્યાં સુધી અમે પ્રધાનમંડળો રચવાના નથી અને સરકારનો સતત વિરોધ જ કર્યા કરીશું, એવી નીતિ અખત્યાર કરી; અને મહાસભામાંના બીજા એટલે કે અસહકારવાદી પક્ષે પ્રત્યક્ષ પ્રતિકારની ક્રાંતિકારી વૃત્તિનો જનતામાં ફેલાવો કરીને તેને સંગઠિત કરી; અને આખરે ૧૯૩૦ની સાલમાં બન્ને પક્ષોએ એક થઈને સત્યાગ્રહની લડત જાહેર કરી. આજે પ્રાંતોમાં ગવર્નરોની દખલગીરી થતી નથી ત્યાં સુધી પ્રધાનમંડળોના હાથમાં સત્તા આવેલી છે; અને તેથી એવી દખલગીરી ન થાય ત્યાં સુધી રાજ્યકારભાર ચલાવવાની જવાબદારી પોતાને માથે લઈને ભાવી સત્યાગ્રહની લડતના સંગઠનને અવસર આપવાનું ધોરણ મહાસભાએ સ્વીકારેલું છે. છતાં પણ તેનું બધું ધ્યાન રાષ્ટ્રની કુલ સત્તા સરકારના પ્રધાનમંડળના હાથમાં શી રીતે આવે એ સવાલ ઉપર જ ચોંટેલું છે. આ ભાવી લડતની તૈયારીની દૃષ્ટિથી જ જનતા પ્રાંતિક પ્રધાનમંડળોના રાજ્યકારભાર તરફ જોઈ રહી છે. અને જનતાના જીવનસ્પર્શી પ્રશ્નોનો ઉકેલ પૂર્ણ સ્વરાજ્ય પ્રાપ્ત થયા પછી જ આવી શકશે એમ મહાસભાના પ્રાંતિક પ્રધાનમંડળો લોકોને કહે છે. પ્રાંતિક પ્રધાનમંડળોનો દાખલો મધ્યસ્થ સમવાયી સરકારના પ્રધાનમંડળને લાગુ પડતો નથી, કારણ એ પ્રધાનમંડળના વહીવટમાં ગવર્નર જનરલ દખલગીરી ન કરવાનું વચન આપે તોયે તેના હાથમાં સાચી સત્તા આવી શકતી નથી. પ્રાંતોમાં રાજ્યકારભાર ચલાવનાર પ્રધાનમંડળોની હકૂમત પોલીસ ખાતા ઉપર ન હોય તો તે જેમ સત્તાહીન બની જાય છે, તેવી જ રીતે જ્યાં સુધી મધ્યસ્થ સરકારના પ્રધાનમંડળની સત્તા સંરક્ષણ અને પરદેશ ખાતા પર ન હોય ત્યાં સુધી તે પ્રધાનમંડળ સત્તાધારી ન બનતાં માત્ર નામનું બની રહેશે. તેથી પ્રાંતિક પ્રધાનમંડળોનો દાખલો મધ્યસ્થ સરકારને લાગુ પડતો નથી, એમ હરિપુરાની મહાસભાએ પણ જાહેર કર્યું છે. સમવાયી રાજ્યબંધારણનું નવું પ્રધાનમંડળ આજના પ્રાંતિક સ્વરાજ્યના પ્રધાનમંડળ જેવું નથી પણ મોંટેગ્યૂ સુધારા હેઠળના સત્તાહીન પ્રાંતિક પ્રધાનમંડળો જેવું છે. એટલે એવું પ્રધાનમંડળ રચીને દેશમાંના ક્રાંતિકારી રાજકારણને નાબૂદ કરવાનો બ્રિટિશ મુત્સદ્દીઓનો હેતુ મહાસભા બર આવવા દેશે અથવા સમવાયી રાજ્યતંત્ર ફગાવી દેવાની લડત છોડી દેશે, એવી આશા કે ભીતિ કોઈએ રાખવાનું કારણ નથી. આ બાબતમાં મહાસભા અને તેના આગેવાનો જો લડત નહીં ચલાવે તો તેના રાજકારણની આગેવાની સત્યાગ્રહી પક્ષ પાસે ન રહેતાં અહીંના મૂડીવાદીઓના તથા સરંજામશાહીના આડતિયાઓના હાથમાં ગઈ છે એવો ભાસ થોડો વખત થશે ખરો. પણ આ મૂડીવાદના અને સરંજામશાહીના દલાલો હિંદની આમજનતાના તેમ જ મધ્યમવર્ગના ભરણપોષણના

સવાલનો ઉકેલ કરવાને અસમર્થ હોવાથી આખરે તે લડતની દોરવણી કૉમ્યુનિસ્ટ પક્ષના હાથમાં જશે, અને હિંદમાં એક બાજુએ દૂબળા પણ ફેસિસ્ટ વૃત્તિવાળા સરંજામશાહીના, મૂડીવાદના અને બ્રિટિશ સામ્રાજ્યશાહીના આડતિયાઓ અને બીજી બાજુએ નિર્ધન સામાન્ય જનતા, બેકાર સુશિક્ષિત મધ્યમ વર્ગ અને તેની દોરવણી કરનારો કૉમ્યુનિસ્ટ પક્ષ, એ બેની વચ્ચે ખુલ્લો ઝઘડો શરૂ થશે, અને ઘણા વખત પછી કૉમ્યુનિસ્ટ ક્રાંતિશાસ્ત્ર મુજબની એકાદ ક્રાંતિ અહીં થાય પણ ખરી. પણ તેને માટે આજે પરિસ્થિતિ પરિપકવ થયેલી નથી. તેથી તે ક્રાંતિ નજીકના ભવિષ્યમાં થવી અશક્ય છે. આજે જે સ્થિતિએ હિંદી રાજકારણ પહોંચેલું છે તે સ્થિતિ રાષ્ટ્રીય લોકશાહીની ક્રાંતિ સત્યાગ્રહને માર્ગે જ થાય તે માટે વધારેમાં વધારે અનુકૂળ છે. મ. ગાંધી આ પરિસ્થિતિને અનુકૂળ થાય એવી પૂર્ણ સ્વરાજ્ય માટેની સત્યાગ્રહની લડત ફરી શરૂ કરશે અથવા તો તેની કેવળ તૈયારીથી જ આખરી વિજય પ્રાપ્ત કરશે, અને આધુનિક ભારતમાં ફેસિસ્ટ અથવા કૉમ્યુનિસ્ટ સંસ્કૃતિ નિર્માણ નહીં થાય પણ સત્યાગ્રહી સંસ્કૃતિ નિર્માણ થશે એવી દુનિયાની અને તરુણ ભારતની ખાતરી કરાવી આપશે, એવી અમને શ્રદ્ધા છે. મહાસભાના આજના રાજકારણમાં ધારાસભાઓના રાજકારણને જોકે એક રીતે વધારે મહત્ત્વ મળેલું દેખાય છે, તો પણ રાષ્ટ્રનું બધું ધ્યાન આ ભાવી સ્વાતંત્ર્યપ્રાપ્તિ ઉપર ચોંટેલું છે; અને મહાસભાના રાજકારણનું સૂત્રસંચાલન ધારાસભાઓ કે પ્રધાનમંડળો કરતાં નથી, પણ મહાસભાની કારોબારી સમિતિ તથા મ. ગાંધી કરે છે એ હકીકત સૌ કોઈ જાણે છે. આવી સ્થિતિ જ્યાં સુધી કાયમ છે ત્યાં સુધી ધનિકવર્ગ ધારાસભાઓમાં ઘૂસી જઈ ને રાષ્ટ્રના રાજકારણનાં સૂત્રો પોતાના હાથમાં લેશે અને યુરોપની જેમ હિંદુસ્તાનમાં ફેસિઝમની વૃત્તિ બળવાન થશે એમ માનવાને કશું કારણ દેખાતું નથી. જે દિવસે મહાસભા સત્યાગ્રહી વૃત્તિનો ખ્યાલ છોડી દેશે તે દિવસે કદાચ કોઈકને એવો ભય લાગે અને કેટલાક વખત સુધી તેવો ભાસ થાય પણ ખરો. પરંતુ આર્થિક દષ્ટિથી જોતાં અહીં ફેસિઝમનો ફેલાવો થવો કેવો અશક્ય છે તે અત્યાર સુધીના વિવેચનમાં અનેક વાર અમે જણાવ્યું છે. આવી રીતે રાજકીય તેમ જ આર્થિક દષ્ટિથી સત્યાગ્રહી મહાસભાનો વિકાસ ફેસિઝમના સ્વરૂપનો નહીં થાય, તે અત્યાર સુધી અમે બતાવ્યું છે. હવે આ પ્રશ્નનો સત્યાગ્રહની ફિલસૂફીની દષ્ટિથી થોડોક વિચાર કરવો રહ્યો.

સત્યાગ્રહનું તત્ત્વજ્ઞાન પાયામાં આધ્યાત્મિક તત્ત્વજ્ઞાન હોવાથી તેમાંથી સમાજસત્તાનો ઉદ્‌ભવ ન થતાં તે હિંદમાં નિર્માણ થયેલા રાષ્ટ્રવાદને ફેસિઝમનું રૂપ આપશે એવું ભાઈ રૉય વગેરે કૉમ્યુનિસ્ટોનું માનવું છે. એના કારણમાં તેઓ એમ જણાવે છે કે, જર્મનીનો નાઝી પક્ષ અને ઇટાલીનો

ફેસિસ્ટ પક્ષ, એ બન્ને પક્ષોએ અધ્યાત્મવાદનો જ હંમેશ આધાર લીધો છે. જર્મનીનો રાષ્ટ્રવાદ હેગેલના આધ્યાત્મિક તત્ત્વજ્ઞાનમાંથી જન્મ્યો છે અને તેથી તે પ્રથમથી જ ક્રાન્તિવિરોધી છે, અને આજે હિટલર પણ સમાજસત્તાક ક્રાન્તિનો વિરોધ કરવા માટે અધ્યાત્મવાદનો આશ્રય લઈ રહ્યો છે. હિટલરનો અધ્યાત્મવાદ આપણે ત્યાંના વર્ણાશ્રમધર્મમાંનો ક્ષાત્રધર્મ છે. એ ક્ષાત્રધર્મનું પુનરુજ્જીવન હિટલરે આજે આધ્યાત્મિક રાષ્ટ્રવાદને નામે કરેલું છે, અને પૂર્વેનો ક્ષાત્રધર્મ જેમ શૂદ્રવર્ગને ગુલામીમાં રાખીને લશ્કરશાહી અને સામ્રાજ્યશાહીની સ્થાપના કરતો, તે જ પ્રમાણે મ. ગાંધીના આધ્યાત્મિક રાષ્ટ્રવાદમાંથી પણ આજના જમાનાના શૂદ્રવર્ગને એટલે કે ખેડૂત અને મજૂર વર્ગને ગુલામ બનાવનારો મૂડીવાદ અને લશ્કરશાહીના પાયા ઉપર રચાયેલો રાષ્ટ્રવાદ અથવા ફેસિઝમ અગર નાઝીવાદ હિંદમાં નિર્માણ થવાનો સંભવ છે. આમ એક બાજુથી ભાઈ રોય વગેરે કોમ્યુનિસ્ટો સત્યાગ્રહી મહાસભામાંથી ફેસિઝમનો જન્મ થશે એવી ચેતવણી જનતાને આપે છે, અને બીજી બાજુથી શ્રી. કેળકર વગેરે લોકશાહી પક્ષના કેટલાક આગેવાનો તથા ડૉ. મુંજે વગેરે હિન્દુ મહાસભાના કેટલાક નેતાઓ લોકમાન્ય ટિળકના અવસાન પછી મહાસભા સત્યાગ્રહની ફિલસૂફીને કારણે અરાષ્ટ્રીય બની ગઈ એમ કહે છે. તેઓ એમ પણ પ્રતિપાદન કરે છે કે, મહાસભામાં સમાજવાદની ફિલસૂફીની અસર ફેલાતી જતી હોવાથી તે ઝપાટાબંધ કોમ્યુનિસ્ટ બની જશે; અને કોમ્યુનિઝમનું જડ ભૌતિક તત્ત્વજ્ઞાન ભારતીય રાષ્ટ્રીય સંસ્કૃતિ સાથે વિસંગત હોવાથી અને ફેસિઝમનું આધ્યાત્મિક તત્ત્વજ્ઞાન કોમ્યુનિઝમના જડવાદ કરતાં ભારતીય સંસ્કૃતિને વધારે નજીકનું હોવાથી, ભારતીય સંસ્કૃતિને આધારે, પ્રાચીન ક્ષાત્રધર્મનું પુનરુજ્જીવન કરીને હિંદુસ્તાનમાં ફેસિઝમની સ્થાપના કરવી, એ જ લો. ટિળક વગેરે રાષ્ટ્રીય આગેવાનોની વિચારસરણીને વધારે અનુરૂપ થશે. હિંદુસ્તાનનાં રજવાડાંઓ તથા જમીનદારોના અવશિષ્ટ રહેલા પ્રાચીન ક્ષાત્રતેજને હિંદુ મહાસભાના ઝંડા નીચે સંગઠિત કરીને આર્યાવર્તમાં ફરી હિન્દુપતપાદશાહી અથવા આર્યસામ્રાજ્ય સ્થાપન કરી વૈદિક ધર્મની પતાકા આખી દુનિયામાં ફરકાવવાની મહત્ત્વાકાંક્ષા તરુણ હિંદીઓના હૃદયમાં જાગ્રત કરવાનો તેઓ સતત પ્રયત્ન કરે છે. લોકશાહી પક્ષ કે હિન્દુ મહાસભાના કેટલાક આગેવાનો ફેસિઝમની સ્થાપનાનાં આવાં જે સ્વપ્નાંઓ સેવે છે તે તદ્દન ભ્રામક આશાવાદ છે; તેમ જ મ. ગાંધીના સત્યાગ્રહી આત્મબળમાંથી મહાસભાનો રાષ્ટ્રવાદ જનતાવિરોધી અને ક્રાન્તિપ્રતિબંધક અથવા પ્રતિક્રાન્તિકારક ફેસિઝમનું રૂપ પકડશે, એવો ભાઈ રોય વગેરે કોમ્યુનિસ્ટોને લાગતો ડર પાયા

વગરનો છે એવો અમારો સ્પષ્ટ અભિપ્રાય છે. એક પક્ષની આશા અને બીજા પક્ષની ભીતિ જર્મન રાષ્ટ્રવાદ અને ભારતીય રાષ્ટ્રવાદના ઉપરઉપરના સામ્ય ઉપરથી અને તેમની વચ્ચે રહેલા સૂક્ષ્મ ભેદો તરફ દુર્લક્ષ કરવાથી પેદા થયા છે, એ અમે અહીં બતાવવા માગીએ છીએ.

આ મુદ્દાનો વિચાર કરતી વખતે પ્રથમ એક વાત ધ્યાનમાં લેવી જોઈએ કે, આધુનિક જર્મન રાષ્ટ્રવાદ અને આધુનિક ભારતીય રાષ્ટ્રવાદ એ બન્નેની ઉત્પત્તિ અને વિકાસ એકબીજાથી તદ્દન ભિન્ન પરિસ્થિતિમાં થયેલાં છે. નેપોલિયને પ્રશિયાનો પરાભવ કર્યો તે પછી જ્યારે યુરોપમાં નેપોલિયનની હાર થઈ, તે વખતે જે સ્વતંત્ર જર્મન રાજ્ય નિર્માણ થયું અને જેમાંથી ઓગણીસમા સૈકાની આખરે જર્મન સામ્રાજ્ય બન્યું તે સ્વતંત્ર લશ્કરશાહી રાષ્ટ્રમાં જર્મન રાષ્ટ્રવાદ જન્મીને વિકાસ પામેલો છે. જર્મનીમાં પ્રોટેસ્ટન્ટ ધર્મક્રાન્તિ થઈ ત્યારથી ત્યાં જૂના કેથલિક પંથના ધર્માધિકારીઓનું વર્ચસ્વ નાશ પામ્યું, અને તે રાષ્ટ્રની આગેવાની ઠકરાતી વર્ગના હાથમાં ગઈ. ફ્રેડરિક ધ ગ્રેટના વખતથી એ રાષ્ટ્રમાં લશ્કરી વૃત્તિ એટલે કે ક્ષાત્રવૃત્તિ વિશેષ પ્રમાણમાં વધવા લાગી. નેપોલિયનના પતન પછી એ જ લશ્કરી વૃત્તિ ત્યાં ફરી વધવા લાગી. જર્મન સંસ્કૃતિનું બ્રિટિશ સંસ્કૃતિના જેવું વૈશ્ય સંસ્કૃતિનું સ્વરૂપ કદી પણ થઈ શક્યું નથી. ફ્રેડરિક ધ ગ્રેટના જમાનાથી આજ સુધી તે મુખ્યત્વે ક્ષાત્રસંસ્કૃતિ જ રહેલી છે. ત્યાંની લશ્કરશાહીની પરંપરા આવડી મોટી હોઈને એ લશ્કરશાહીમાંથી જ યુરોપિયન મહાયુદ્ધની પૂર્વે જર્મન સામ્રાજ્યશાહી નિર્માણ થઈ હતી; અને એ મહાયુદ્ધમાં નાશ પામેલા જર્મન સામ્રાજ્યનો ફરી ઉદ્ધાર કરવો, એ જ આજની હિટલરશાહીનું ધ્યેય છે. ગયાં સો દોઢસો વરસની જર્મન રાષ્ટ્રની સંસ્કૃતિનો આ ટૂંકો ઇતિહાસ છે. જર્મન રાષ્ટ્ર અને જર્મન સામ્રાજ્યનું નિર્માણ કરવામાં ત્યાંની લશ્કરશાહીએ અને મૂડીવાદે ઘણો મોટો ભાગ ભજવેલો છે અને ત્યાંના મૂડીવાદનો વિકાસ ત્યાંની લશ્કરશાહીને આશ્રયે જ થયેલો છે. ત્યાંની જનતાને અંગ્રેજ પ્રજાની અદેખાઈ અને સ્પર્ધા કરવાની કેળવણી જર્મન અર્થશાસ્ત્રીઓ, રાજ્યનીતિશાસ્ત્રજ્ઞો તથા ઐતિહાસિક મીમાંસકોએ ગયાં સો દોઢસો વરસ સતત આપી છે; અને જેવી રીતે બ્રિટિશ લોકોએ સામ્રાજ્ય સ્થાપીને પોતાના દેશની આમજનતાની આર્થિક સ્થિતિ દુનિયાના બીજા બધા દેશોની જનતાના કરતાં વધારે સારી બનાવી, તેવી આપણી બનાવવી હોય તો આપણે યુરોપમાં અથવા યુરોપની બહાર સામ્રાજ્ય સ્થાપવું જોઈએ, એવી મહત્ત્વાકાંક્ષા જર્મનીના મધ્યમ વર્ગના, ખેડૂતવર્ગના અને કેટલેક અંશે મજૂરવર્ગના અંતઃકરણમાં પણ હિટલર નિર્માણ કરી શક્યો. આવી પરંપરાવાળા એક સ્વતંત્ર વિજિગીષુ દેશમાં હેગેલ એ

એક અધ્યાત્મવાદી તત્ત્વજ્ઞ થઈ ગયો. લો. ટિળક, મ. ગાંધી અથવા બિપિનચંદ્ર પાલ વગેરે હિન્દના રાષ્ટ્રીય આગેવાનો જેવો હેગેલ કર્મયોગી રાજકીય આગેવાન કદી ન હતો. તે માત્ર એક તત્ત્વજ્ઞ પંડિત હતો. નવું રાષ્ટ્ર નિર્માણ કરવા માટે જોઈતો કર્મયોગ તેનામાં મુદ્દલ ન હતો. તે તો કેવળ પોતાના રાષ્ટ્રના પ્રાચીન ઇતિહાસની મીમાંસા કરીને પ્રસ્થાપિત રાજ્યસત્તા ગુણગાન કરનારો અને ફ્રેંચ રાજ્યક્રાન્તિ જોયા પછી ક્રાન્તિકારક વિચારમાત્રથી ત્રાસી ગયેલો અને તેનો તિરસ્કાર કરતો જર્મન યુનિવર્સિટીનો એક પ્રોફેસર અથવા રાજસેવક હતો. તેનું પાંડિત્ય ભારે હતું, પણ પંડિતાઈમાંથી ક્રાન્તિકારી તત્ત્વજ્ઞાન નિર્માણ કરી શકે એવી તેની ક્રાન્તિકારી પ્રકૃતિ ન હતી. ઉપરાંત આપણા રાષ્ટ્રની પ્રસ્થાપિત રાજ્યસત્તા આમજનતાનું પણ ભલું કરશે એમ તેને લાગતું હતું. તે ધ્યેયવાદી હતો, પણ તેનો ધ્યેયવાદ પ્રસ્થાપિત રાજસત્તા સામે લડત કરવા માટે નિર્માણ થયેલો ન હતો; ઊલટું એ રાજસત્તા વિરુદ્ધ ક્રાન્તિ કરનારા કે કરવા માગતા ક્રાન્તિકારીઓ વિરોધ કરીને પ્રસ્થાપિત રાજસત્તાને દૃઢમૂળ કરવા માટે તેણે પોતાના ધ્યેયવાદનો ઉપયોગ કરેલો છે. તેની પછી નિત્શે નામનો એક ભૌતિકવાદી પંડિત જર્મનીમાં થઈ ગયો. તે ભૌતિકવાદી હતો તો પણ સામાજિક સમતા, લોકસત્તા અથવા સમાજસત્તા એ બધાં તત્ત્વોનો કટ્ટો દુશ્મન હતો. પૂર્ણાવસ્થાએ પહોંચેલા માનવનો જે આદર્શ લોકો આગળ તેણે મૂક્યો હતો, તે માનવી આદર્શમાં ન્યાય, ભૂતદયા, સમતા વગેરે ઉચ્ચ સદ્‌ગુણોને બિલકુલ સ્થાન ન હતું, અને કેવળ રજોગુણી સામર્થ્યના એક જ ગુણને સર્વશ્રેષ્ઠ સ્થાન આપ્યું હતું. તેથી જ લો. ટિળકે નિત્શેના 'સુપરમૅન'ને 'પૂર્ણાવસ્થાએ પહોંચેલું માનવી જનાવર' એવું યથાર્થ નામ આપેલું છે. ચાતુર્વર્ણ્યમાંના બ્રાહ્મતેજને ફગાવી દઈને કેવળ ક્ષાત્રવૃત્તિને સર્વશ્રેષ્ઠ સ્થાન આપવાનું આ ફળ છે. યુરોપિયન સંસ્કૃતિ અને ભારતીય સંસ્કૃતિ એ બેની સરખામણી કરતાં એમ જણાય છે કે, હિન્દુ સંસ્કૃતિમાં બ્રાહ્મતેજનું વર્ચસ્વ છે, અને યુરોપિયન સંસ્કૃતિમાં ક્ષાત્રતેજને વધારે પ્રાધાન્ય અપાયેલું છે. અર્વાચીન ઇતિહાસમાં બ્રિટિશ રાષ્ટ્રમાં વૈશ્ય વૃત્તિને પ્રાધાન્ય મળ્યું અને જર્મની, ઑસ્ટ્રિયા તથા ઇટાલીમાં વૈશ્ય યુગમાં પણ ક્ષાત્રવૃત્તિ પ્રબળ રહેલી દેખાય છે. આ પરંપરાને કારણે આજે જર્મની અને ઇટાલીમાં ફૅસિઝમનો જન્મ થયો છે; અને ત્યાંના રાષ્ટ્રવાદને સામ્રાજ્યવાદનું જે વિકૃત સ્વરૂપ પ્રાપ્ત થયું છે તે માટેનાં આર્થિક અને રાજકીય કારણો પણ છે. હિન્દુસ્તાનના રાષ્ટ્રવાદની સામ્રાજ્યશાહીમાં વિકૃતિ થાય એવું તેમાંનું એક પણ આર્થિક કે રાજકીય કારણ આજે હસ્તીમાં નથી એ અગાઉ અમે કહી ગયા છીએ. હવે જે વેદાન્તના તત્ત્વજ્ઞાનથી આજ સુધીનો આધુનિક ભારતીય રાષ્ટ્રવાદ

પોષ્યો છે, તે આધુનિક ભારતીય વેદાન્તનું સ્વરૂપ હેગેલ વગેરે જર્મન વેદાંતીઓના અધ્યાત્મવાદથી કેવું ભિન્ન છે તે તપાસીએ.

આધુનિક ભારતીય રાષ્ટ્રવાદ એ પરતંત્ર દેશમાં નિર્માણ થયેલો છે. તેનું ધ્યેય પોતાના રાષ્ટ્રનો વૈભવ વધારવાને માટે સામ્રાજ્યની સ્થાપના કરવાનું નથી, પણ શરૂઆતથી અત્યાર સુધી પરદેશી સામ્રાજ્યમાંથી તેની મુક્તિ મેળવવાનું રહ્યું છે. આ કાળ દરમ્યાન હિંદમાં વેદાંતનું જે પુનરુજ્જીવન થયું તે પ્રસ્થાપિત રાજસત્તાનું સમર્થન કરવાની બુદ્ધિથી થયેલું નથી પણ તે સત્તાને ઉથલાવી પાડીને સ્વરાજ્ય સંસ્થાપના કરવાના પ્રયત્નને પ્રેરણા અને વેગ આપવાની બુદ્ધિથી થયેલું છે. રાજાની આજ્ઞા એ જ પોતાના અંતરાત્માની આજ્ઞા અને રાજ્યસત્તા તરફથી મળેલી શિક્ષા એટલે આપણા અંતરાત્માની પ્રેરણાનું અથવા અંતરની ન્યાયબુદ્ધિનું ઉલ્લંઘન કરવાને પરિણામે ભોગવવી પડતી શિક્ષા, એ હેગેલની રાજકીય ઉપપત્તિ આધુનિક ભારતીય વેદાંતમાં નિર્માણ થયેલી નથી. એથી ઊલટું, પોતાના અંતરાત્માની આજ્ઞાને અનુસરવા માટે, પ્રસ્થાપિત રાજસત્તાનાં જુલમી બંધનો તોડવાં, એ જ આપણું આધ્યાત્મિક કર્તવ્ય છે એમ કહેનારી ક્રાંતિકારી આધ્યાત્મિક રાજકીય ઉપપત્તિ આધુનિક ભારતના વેદાન્તમાંથી જન્મેલી છે. આ આધુનિક ભારતીય વેદાંતમાંથી સત્યાગ્રહના નિઃશસ્ત્ર ક્રાંતિશાસ્ત્રનું પણ આપણા વેદાન્તના આધાર પર આજ લગી પોષણ થયેલું છે, એ ઇતિહાસ તો પ્રત્યક્ષ છે. આધુનિક ભારતનો આ ઇતિહાસ ભૂલી જઈને, જર્મનીના હેગેલના અધ્યાત્મવાદમાંથી ક્રાંતિપ્રતિબંધક કે ક્રાંતિવિરોધી તત્ત્વજ્ઞાન જન્મ પામ્યું, તેથી હિંદુસ્તાનમાં પણ એમ જ થશે એમ કહેવું ઐતિહાસિક દૃષ્ટિએ સુસંગત અથવા તર્કશુદ્ધ લાગતું નથી. મૅઝિની અધ્યાત્મવાદી તેમ જ સશસ્ત્ર ક્રાંતિવાદી હતો. તેના તત્ત્વજ્ઞાનનું અનુકરણ કરીને જ હિંદુસ્તાનમાં સશસ્ત્ર ક્રાંતિવાદી પ્રથમ જન્મ્યો. ટૂંકમાં કહીએ તો ભારતીય વેદાંતનું આજનું સ્વરૂપ સ્પષ્ટપણે ક્રાંતિવાદી છે અને હેગેલના ક્રાંતિવિરોધી વેદાંતથી તદ્દન જુદું છે.

અહીં સુધી આપણે જર્મનીના આધુનિક રાષ્ટ્રવાદનો ઇતિહાસ અને હિંદુસ્તાનના રાષ્ટ્રવાદનું સ્વરૂપ તથા તેની પાછળ રહેલું આધ્યાત્મિક તત્ત્વજ્ઞાન એમની વચ્ચેનો ભેદ જોયો. હવે ઇટાલીના આધુનિક રાષ્ટ્રવાદનો ઇતિહાસ આધુનિક ભારતના રાષ્ટ્રવાદના ઇતિહાસથી કેમ જુદો પડે છે તેનું વર્ણન મ. ગાંધીના શબ્દોમાં જ અમે કરવા માગીએ છીએ. ઇટાલીમાં મૅઝિનીએ જે રાષ્ટ્રવાદ નિર્માણ કરવાનો પ્રયત્ન કર્યો તે આધ્યાત્મિક તેમ જ લોકશાહી સ્વરૂપનો હતો. પણ પછી થોડા જ વખતમાં તેનું ઠકરાતી રાષ્ટ્રવાદમાં પરિવર્તન થયું. અને આગળ જતાં ઇટાલી જોકે સ્વતંત્ર થયું તો પણ જે આધ્યાત્મિક

રાષ્ટ્રવાદ મૅઝિની ઇટાલીમાં સ્થાપવા માગતો હતો તે ત્યાં નિર્માણ થઈ શક્યો નહીં. વિક્ટર ઇમૅન્યુઅલ, કાવૂર અને ગૅરિબાલ્ડી, એ ત્રણની કારસ્તાની બુદ્ધિમાંથી તથા લશ્કરશાહી વૃત્તિમાંથી આધુનિક ઇટાલીના રાષ્ટ્રવાદનો જન્મ થયો છે. મૅઝિનીને જોઈતી હતી તેવી સાચી લોકશાહી સ્વરૂપની ક્રાંતિ ઇટાલીમાં થઈ નહીં; અને મ. ગાંધી કહે છે તેમ મૅઝિનીનું ઇટલી એ હજી પણ ગુલામીની દશામાં જ છે. તેઓ ૧૯૦૯ની સાલમાં લખેલા 'હિંદસ્વરાજ' નામના પોતાના પુસ્તકમાં ઇટાલીના ઇતિહાસને અંગે કહે છે:

"તમે ઇટાલીનો દાખલો ભલે આપ્યો. મૅઝિની મહાત્મા હતો, ગૅરિબાલ્ડી ભારે યોદ્ધો થઈ ગયો. તે બન્ને પૂજનીય હતા. તેમાંથી આપણે બહુ શીખી શકીએ છીએ. છતાં ઇટાલીની દશા અને હિંદની દશા જુદી છે.

"પ્રથમ તો મૅઝિની અને ગૅરિબાલ્ડી વચ્ચેનો તફાવત જાણવા જેવો છે. મૅઝિનીનો મનોરથ જુદો હતો. મૅઝિની જે ધારતો હતો તે ઇટાલીમાં નથી થયું. મૅઝિનીએ માણસ જાતની ફરજ ઉપર લખતાં બતાવી આપ્યું છે કે, દરેક માણસે સ્વરાજ ભોગવતા થવું જોઈએ. એ તો તેને સ્વપ્નવત્ રહ્યું. ગૅરિબાલ્ડી તથા મૅઝિની વચ્ચે મતભેદ થયેલો એ યાદ રાખજો. વળી ગૅરિબાલ્ડીએ દરેક ઇટાલિયનને હથિયાર આપ્યાં ને દરેક ઇટાલિયને હથિયાર લીધાં.

"ઇટાલી અને ઑસ્ટ્રિયા એ બેમાં સુધારાભેદ ન હતો. એ તો 'કાકા કાકાના' ગણાય. 'જૈસેકો તૈસા' એવી વાત ઇટાલીની હતી. ઇટાલીને પરદેશી (ઑસ્ટ્રિયા)ની ધૂંસરીમાંથી છોડાવવું એવો ગૅરિબાલ્ડીનો મોહ હતો. તેને અંગે તેણે કાવૂરની મારફત જે કાવતરાં કર્યાં તે તેના શૌર્યને ઝાંખપ લગાડે છે.

"અને અંતે ફળ શું આવ્યું? ઇટાલીમાં ઇટાલિયન રાજ્ય કરે છે તેથી ઇટાલીની પ્રજા સુખી છે એમ તમે માનતા હો, તો મારે તમને કહેવું જોઈએ કે, તમે અંધારામાં ભમો છો. મૅઝિનીએ આબેહૂબ બતાવી આપ્યું છે કે, ઇટાલી કંઈ છૂટયું નહીં. ઇટાલીનો એક અર્થ વિક્ટર ઇમૅન્યુઅલે કર્યો, ને મૅઝિનીએ બીજો કર્યો. ઇમૅન્યુઅલ, કાવૂર અને ગૅરિબાલ્ડીના મનથી ઇટાલી એટલે ઇમૅન્યુઅલ અથવા ઇટાલીનો રાજા અને તેના પાગિયા, મૅઝિનીના વિચાર પ્રમાણે ઇટાલીના લોક — તેના ખેડૂતો — એ જ ઇટાલી; ઇમૅન્યુઅલ વગેરે તેના નોકર, મૅઝિનીનું ઇટાલી હજી ગુલામ છે. . . . ઇટાલીના મજૂરો હજી દુ:ખી છે. ઇટાલીના મજૂરોની દાદ નથી સંભળાતી, તેથી તે લોકો ખૂન કરે છે, સામે થાય છે, માથાં ફોડે છે ને તેમાં બંડ થવાની ધાસ્તી હજુ રહ્યા જ કરે છે, આમાં ઇટાલીને ઑસ્ટ્રિયાના જવાથી શો લાભ મળ્યો?'. . . પ્રજાની સ્થિતિ સુધરી નથી.

"હિંદુસ્તાનની દશા આવી કરવાનો તમારો ઇરાદો ન જ હોય. હું માનું છું કે તમારો વિચાર હિંદુસ્તાનના કરોડોને સુખી કરવાનો છે, નહીં કે તમારે ને મારે માટે રાજ્યસત્તા લેવી છે. જો આમ હોય તો આપણે એક જ વિચાર કરવો ઘટશે. તે એ કે, પ્રજા કેમ સ્વતંત્ર બને.

"તમે કબૂલ કરશો કે, કેટલાંક દેશી રજવાડાં નીચે પ્રજા કચરાય છે. તેઓ અધમતાથી લોકોને પીડે છે. તેઓનો જુલમ અંગ્રેજના કરતાં વધારે છે. આવો જુલમ તમારે હિંદુસ્તાનમાં જોઈતો હોય તો આપણો પાટો ઠેકાણાસર બેસે એમ છે જ નહીં

"મારુ દેશાભિમાન મને એમ નથી શીખવતું કે, મારે દેશી રાજા નીચે તો રૈયત જેમ છૂંદાય તેમ છૂંદાવા દેવી. મારામાં બળ હશે તો હું તો દેશી રાજાના જુલમ સામે તેમ જ અંગ્રેજી જુલમ સામે ઝૂઝીશ. સ્વદેશાભિમાન એટલે હું દેશનું હિત સમજું છું.

"વળી ઇટાલીની જેમ હિંદને હથિયાર મળે ત્યારે હિંદ લડે, આ મહાભારત કામનો તમે વિચાર જ નથી કર્યો જણાતો. અંગ્રેજ દારૂગોળે પૂરો છે; તેથી કંઈ ડર નથી લાગતો, પણ એમ તો જણાય છે કે, તેમનાં હથિયાર વતી તેમની સામે લડવું હશે તો હિંદને હથિયારબંધ કરવું જ જોઈશે. જો આ થઈ શકતું હોય તો તેને કેટલાં વરસો જોઈએ ? વળી હિંદી માત્રને હથિયારબંધ કરવા તે તો હિંદુસ્તાનને યુરોપની જેમ બનાવવા જેવું છે."*

ઉપરનો ઉતારો ધ્યાનપૂર્વક વાંચતાં મ. ગાંધીએ આધુનિક ઇટાલીના ઇતિહાસમાંથી શો બોધ તારવ્યો છે તે જણાશે. તેમને મૅઝિનીની જેમ શુદ્ધ લોકશાહીની ક્રાન્તિ જોઈએ છે. મૅઝિનીના જેવા જ તેઓ અધ્યાત્મવાદી છે. પરંતુ મૅઝિની જેવા તેઓ સશસ્ત્ર ક્રાન્તિવાદી નથી. ગૅરિબાલ્ડીની જેમ સામાન્ય જનતાને શસ્ત્રો આપીને લોકશાહી ક્રાન્તિ થઈ શકે એમ પણ તેમને લાગતું નથી. આધુનિક ભારતનું ઘડતર વિક્ટર ઇમૅન્યુઅલ જેવા રાજાઓનાં અથવા હકરાતદારોનાં દરબારી કારસ્તાનોમાંથી અથવા તો તેમના આશ્રિત મુત્સદ્દીઓને હાથે થાય તો અહીં લોકશાહી સ્થાપન ન થતાં હકરાતી પદ્ધતિ જામશે એવો તેમનો અભિપ્રાય છે. યુરોપની લશ્કરશાહી તથા મૂડીવાદના તેઓ શત્રુ છે. આ યુરોપીય સંસ્કૃતિથી આધુનિક ભારતનો ઉદ્ધાર થઈ શકશે એમ તેમને લાગતું નથી. હિન્દની જનતાને હથિયારો આપીને ભારતીય લોકશાહી નિર્માણ થવાની નથી, પણ તેનું આત્મબળ સંગઠિત કરીને તેમ જ તે સંગઠનને પરિણામે થનારા સર્વવ્યાપી અસહકાર યુદ્ધથી તથા સવિનય કાયદાભંગથી આપણે હિન્દુસ્તાનમાં બ્રિટિશ સામ્રાજ્યને ઠેકાણે ભારતીય સ્વરાજ્ય સ્થાપન કરી શકીશું, એવો તેમને આત્મવિશ્વાસ છે. ભારતીય સ્વરાજ્યના સંરક્ષણ માટે બ્રિટિશોની મદદની જરૂર તેમને જણાતી નથી. હિન્દી જનતાનું આત્મબળ સંગઠિત થાય અને તેને પરિણામે જો અહીં લોકશાહી ક્રાન્તિ થાય તો એ રાષ્ટ્રીય લોકશાહી સ્વરાજ્ય પરચક્ર સામે પોતાનું સંરક્ષણ કરી શકશે તેમ જ આપણા દેશમાં લશ્કરશાહી કે મૂડીવાદ સ્થાપન કરવાનો કોઈ પ્રયત્ન કરે તો તેવી જ રીતે તેનો તે પણ મુકાબલો કરી શકશે. એટલા માટે મ. ગાંધીએ સામાન્ય જનતાનું આત્મબળ એટલે કે અહિંસક રીતે સામનો કરવાનું સામર્થ્ય જેમણે સત્યાગ્રહની દીક્ષા લીધી

* 'હિંદ સ્વરાજ'— મો. ક. ગાંધી, પૃ. ૮૩-૮૬.

છે એવા આજન્મ ક્રાન્તિકારીઓની આગેવાની નીચે સંગહિત કરવાનું કાર્ય ગયાં વીસ વરસથી ચલાવ્યું છે. આ કાર્યના પાયા પર બ્રિટિશ સામ્રાજ્ય સાથે આખરી અહિંસક સંગ્રામ કરવાનો સમય આજે આવ્યો છે તેમ જ એકંદર દુનિયાના રાજકારણમાં પણ આ શાંતિમય ક્રાન્તિનું મહત્ત્વ વધવા લાગ્યું છે. દુનિયાના રાજકારણની આજની પરિસ્થિતિ ભારતીય સ્વાતંત્ર્યની નિઃશસ્ત્ર ક્રાન્તિને માટે અનુકૂળ છે અને એ અનુકૂળતા હર ઘડીએ વધી રહી છે; અને હવે પછી વધતી જ જશે. માનવીસંસ્કૃતિ લશ્કરશાહી અને મૂડીવાદથી ત્રાસી ગઈ છે. ક્ષાત્રવૃત્તિ અને વૈશ્યવૃત્તિ એ બેના બેકાબૂ સંગઠનમાંથી સાચી લોકશાહી નિર્માણ ન થઈ શકે, એ યુરોપના ઇતિહાસ ઉપરથી હવે સિદ્ધ થયું છે. અને જનતાનું બ્રાહ્મતેજ એટલે કે આત્મબળ સંગહિત કરવાનો માર્ગ છોડી દઈને કેવળ શસ્ત્રબળ અને દ્રવ્યબળના આધાર પર ઊભેલી યુરોપીય સંસ્કૃતિ, આ સંગહિત આત્મબળને અભાવે આજે યુરોપમાં નાબૂદ થવાની અણી પર છે. ત્યાંની જનતાનું આત્મબળ સંગહિત કરવું અને અહિંસક સીધા પ્રતિકારને માર્ગે સાચી લોકસત્તા ને સમાજસત્તા સ્થાપન કરવી, એ જ આખા યુરોપમાં શાંતિ અને સુખનું સામ્રાજ્ય સ્થાપન કરવાનો એક માત્ર માર્ગ છે. પણ એ સામ્રાજ્ય સ્થાપન કરવા માટે જોઈએ તેટલું આત્મબળ, એ માર્ગે જનતાને દોરી શકે તેવો તપોનિષ્ઠ આગેવાન તેમ જ તેની આજ્ઞાનુસાર સામાન્ય જનતાનું સંગઠન કરીને આત્મબળને જોરે રાજકીય તથા આર્થિક જુલમોનો કે અન્યાયોનો પ્રતિકાર કરવાની તાલીમ જનતાને આપી શકે તેવો સત્યાગ્રહી વર્ગ, આજે યુરોપમાં દેખાતો નથી. તેથી યુરોપ પોતાની સંસ્કૃતિને રસાતળ જતી અટકાવી શકે એમ લાગતું નથી. દુનિયાની યુરોપિયન આગેવાનીના જમાનાનો ગયા મહાયુદ્ધની સાથે જ અંત આવ્યો છે. હવે પછી ભારતીય આગેવાનીનો જમાનો આવશે એવી હિન્દના સત્યાગ્રહી ક્રાન્તિકારીઓને આશા છે. હિન્દનો કોઈ પણ સમજુ આગેવાન જર્મની કે ઇટાલીનું અનુકરણ આજે કરતો નથી. અને અહીંની હાકેમશાહી અને ધનિકશાહીના હાથમાં દેશના રાજ્યકારભારનો થોડોક ભાગ સોંપીને પોતાની સામ્રાજ્યશાહી તથા મૂડીનું રક્ષણ કરવાનો બ્રિટિશ મુત્સદ્દીઓ જે પ્રયત્ન કરી રહ્યા છે, તે પ્રયત્ન તોડી પાડીને હિન્દુસ્તાનમાં લોકશાહીનું સંપૂર્ણ સ્વરાજ્ય ટૂંક વખતમાં સ્થાપન કર્યા વિના સત્યાગ્રહી મહાસભા જંપશે એમ અમને લાગતું નથી.

ભારતીય રાષ્ટ્રવાદ એ ઇટાલી–જર્મનીના રાષ્ટ્રવાદથી કેવી રીતે જુદો પડે છે, તેમ જ તેનું તત્ત્વજ્ઞાન તથા તેનું ધ્યેય તથા તેનું ભાવી સ્વરૂપ, એ બધું તેનાથી કેટલું ભિન્ન છે તે અહીં સુધી અમે બતાવ્યું છે. આધુનિક ભારતના જન્મથી માંડીને આજ સુધી તેની રાષ્ટ્રીયતાનો આધાર ક્ષાત્રવૃત્તિ કે

વૈશ્યવૃત્તિ ક્યારેય ન હતી, તેમ જ આજે પણ નથી. હિન્દનું બ્રાહ્મતેજ એટલે કે આત્મબળ સંગઠિત કરવાનું કાર્ય મ. ગાંધી આજે કરી રહ્યા છે અને તેમનું રાજકીય તત્ત્વજ્ઞાન હેગેલના પ્રતિગામી રાજકીય તત્ત્વજ્ઞાનથી તદ્દન ભિન્ન, બલ્કે તેનાથી તદ્દન વિરોધી છે. હેગેલ રાજ્યસંસ્થાને લોકોની ન્યાયબુદ્ધિનું મૂર્ત પ્રતીક માને છે, તેને સનાતન માને છે, અને તેની સામે બળવો કરવાના પ્રજાના હકને વિચારમાં પણ લેતો નથી. હેગેલની દૃષ્ટિથી મ. ગાંધીનું સત્યાગ્રહી તત્ત્વજ્ઞાન ક્રાન્તિકારક, બલ્કે અરાજક છે. કોઈ પણ રાજ્યસંસ્થા પૂર્ણપણે ન્યાયની સ્થાપના કરી શકતી નથી અને તેથી દંડહીન સમાજરચના અથવા રાજ્યસંસ્થાનો આત્યંતિક અભાવ એ માનવસમાજની પૂર્ણાવસ્થા છે, એવું મ. ગાંધીનું આધ્યાત્મિક, રાજકીય તથા સામાજિક તત્ત્વજ્ઞાન છે. તેમનું તત્ત્વજ્ઞાન અધ્યાત્મના પાયા પર રચાયેલું છે એટલા જ કારણસર હેગેલના તત્ત્વજ્ઞાન સાથે તેની સરખામણી કરવી, અથવા તો હિટલર અને મુસોલિની બન્ને માત્ર મોઢેથી અધ્યાત્મવાદનો જપ કરતા દેખાય છે તેથી હિન્દના સત્યાગ્રહી તત્ત્વજ્ઞાનમાંથી ઇટાલી અગર જર્મનીની માફક અહીં ફેસિઝમ નિર્માણ થશે એવી આશા કે ભીતિ રાખનારની દૃષ્ટિ સ્થૂળ છે. ભારતીય સંસ્કૃતિ તથા યુરોપીય સંસ્કૃતિ એ બે વચ્ચેનો સૂક્ષ્મભેદ ધ્યાનમાં ન લેતાં, આધુનિક જર્મની, આધુનિક ઇટાલી તથા આધુનિક ભારતના છેલ્લાં સો સવાસો વરસના ઇતિહાસનો વિચાર ન કરતાં તેમ જ જે પરિસ્થિતિમાં એ ત્રણે દેશોમાં રાષ્ટ્રવાદની ઉત્પત્તિ અને વિકાસ થયો તથા જે વિશિષ્ટ પરિસ્થિતિને કારણે જર્મની અને ઇટાલીમાં રાષ્ટ્રીય અને લોકશાહી સંસ્કૃતિની વિકૃતિ થઈ તેમની પરિસ્થિતિ, અને આધુનિક ભારતની પરિસ્થિતિનો ભેદ ધ્યાનમાં ન રાખતાં કાઢેલું તે એક ખોટું અનુમાન છે.

આધુનિક ભારત આજે એક રાષ્ટ્રીય સ્વરૂપની ક્રાંતિમાં મગ્ન થયેલું હોવાથી તથા તેની આ અવસ્થામાં જ અત્યાર સુધી સત્યાગ્રહી તત્ત્વજ્ઞાનનો વિકાસ થયેલો હોવાથી સત્યાગ્રહી પક્ષ આજે આ દેશની હકરાતશાહી તથા મૂડીવાદનો ખુલ્લો સામનો કરતો નથી; અને રાષ્ટ્રીય સ્વાતંત્ર્યના સવાલનો ઉકેલ ન થાય ત્યાં સુધી તે તેવો સામનો નહીં કરે, એટલા જ કારણસર આ સત્યાગ્રહી તત્ત્વજ્ઞાન કે સત્યાગ્રહી પક્ષ એ હકરાતશાહીનો કે મૂડીવાદનો આડતિયો છે અથવા થશે, એવો આક્ષેપ કેટલાક લોકો તેની સામે કરી શકે છે, પણ એ આક્ષેપ પાયા વગરનો છે. હિંદુસ્તાન જો સ્વતંત્ર હોત અને યુરોપની જેમ અહીંની સામાન્ય જનતા સ્વદેશી લશ્કરશાહી તથા મૂડીવાદના જુલમ તળે કચડાતી હોય, તો સત્યાગ્રહી તત્ત્વજ્ઞાન તથા સત્યાગ્રહી પક્ષના આ લશ્કરશાહી તથા આ મૂડીવાદની સામેના ખુલ્લા બળવાનું દૃશ્ય જ આજે દુનિયાની નજરે પડત, અને તેની ખાતરી થાત કે, સત્યાગ્રહી તત્ત્વજ્ઞાન સાચી

લોકસત્તાનું તેમ જ સાચી સમાજસત્તાનું હિમાયતી છે. આજેય સત્યાગ્રહી પક્ષ ઠાકોરશાહીનો તથા મૂડીવાદનો જરાય વિરોધ કરતો નથી એમ કહેવું સાચું નથી. સંપૂર્ણ સ્વરાજ્ય મેળવવાની એક મોટી લડતમાં રોકાયેલું હોય એવે વખતે જેટલા પ્રમાણમાં આવો વિરોધ કરવો અનિવાર્ય અને આવશ્યક છે, તેટલા પ્રમાણમાં તે આજે પણ કરી રહ્યો છે; અને પરદેશી સત્તા સામે ઝઝૂમવાનું કાર્ય જેટલે દરજ્જે પાર પડતું જશે, તેટલે દરજ્જે સત્યાગ્રહી તત્ત્વજ્ઞાન અને તેમાંથી નિર્માણ થતું જનતાનું સંગઠિત આત્મબળ સ્વદેશી હકરાતશાહી તથા મૂડીવાદ સાથે સામાન્ય જનતા વતી ઝઘડી રહ્યું છે અને ઝઘડતું જ રહેશે.

હિંદુસ્તાનમાં જે સ્વરાજ સ્થાપન થશે તે લોકશાહી સ્વરૂપનું હશે; અને તેમાં રજવાડાંઓ તથા મૂડીવાળાઓ હશે તોયે તેઓ બધા માત્ર જનતાના સેવક અને ટ્રસ્ટીને રૂપે જ રહેશે, પોતે શેઠ બની જનતાને પોતાના મજૂર બનાવીને તેના પર અનિયંત્રિત સત્તા ચલાવનાર હકરાતદારો અને મૂડીવાળાઓના રૂપમાં નહીં રહે, એ વાત મ. ગાંધીએ અનેક વાર સ્પષ્ટ કરેલી છે. હકરાતદાર, જમીનદાર કે કારખાનદાર એ વર્ગો સમાજમાં હોવા જ ન જોઈએ એમ શુદ્ધ બાહ્યિક વાદની દૃષ્ટિએ પ્રતિપાદન કરનારા સમાજવાદી તત્ત્વજ્ઞાનનો સ્વીકાર જો કે મ. ગાંધી કરતા નથી, તો પણ ધનિક વર્ગે સમાજના સેવક અને ટ્રસ્ટી (નિધિધારક) તરીકે જ સમાજમાં રહેવું જોઈએ એમ જ્યારે તેઓ કહે છે ત્યારે એ વર્ગોની માલિકીનો અંત લાવીને તેમને નિધિધારકો તરીકે કેટલો વખત રહેવા દેવા અથવા સમાજે તેમને સોંપેલો નિધિ તેમની પાસેથી સાવ લઈ લઈને તેની પોતે નીમેલા પગારદાર અધિકારીઓ મારફત સ્વતંત્રપણે વ્યવસ્થા કરવી, આ પ્રશ્નનો વખતોવખત તત્કાલીન લોકમત અનુસાર નિર્ણય કરવામાં આવે એ લોકશાહીનું તત્ત્વ પણ તેમના સત્યાગ્રહી તત્ત્વજ્ઞાનમાં આવી જાય છે. તેમ છતાં દેશની બધી જમીન, ખાણો તથા કારખાનાંઓ રાષ્ટ્રની માલિકીનાં બનાવવાં જોઈએ, એમ મ. ગાંધી કહેતા નથી. એનાં કારણો અનેક છે, તેમ જ આ પ્રશ્ન તરફ જોવાની તેમની દૃષ્ટિ શુદ્ધ બુદ્ધિવાદી સમાજવાદીઓની દૃષ્ટિથી મૂળમાં જ ભિન્ન છે. આમ છતાં આ મતભેદ કે દૃષ્ટિભેદ લોકોને લાગે છે તેટલો સમાજવાદનો વિરોધી છે એમ અમને લાગતું નથી. તેની સવિસ્તર ચર્ચા અમે પછીના પ્રકરણમાં કરવાના છીએ. અહીં માત્ર એટલું કહીએ તો બસ થશે કે, તેમના રાજકીય તત્ત્વજ્ઞાનમાં રાજ્યને કે દેહધારી રાજકીય સંસ્થાને જેમ અંતિમ દૃષ્ટિએ સ્થાન નથી, તે જ પ્રમાણે તેમના સત્યાગ્રહી તત્ત્વજ્ઞાનમાં ખાનગી મિલકતને અન્તિમ દૃષ્ટિથી સ્થાન નથી. સત્યાગ્રહી નીતિશાસ્ત્ર મુજબ ખાનગી મિલકત એ ચોરી છે. અને ધનિક વર્ગ, હકરાતદારોનો વર્ગ તથા

રજવાડાંઓના વર્ગને સમાજના નિધિધારક અને સેવક બનાવવાની કલ્પનામાં પણ સમાજની સેવા કર્યા વિના કેવળ માલિકી હકને જોરે સામાજિક સંપત્તિનો ઉપભોગ ન કરી શકાય એ સમાજવાદી સિદ્ધાંત જ છે. આજે સત્યાગ્રહી અને સમાજવાદી પક્ષમાં જે મતભેદ દેખાય છે તે મૂળભૂત નથી, પણ વહેવારુ અને બાહ્યસ્વરૂપનો છે એમ અમને લાગે છે. આજે એ બે તત્ત્વજ્ઞાનો વચ્ચે જે વિશેષ વિરોધ દેખાય છે તેના મૂળમાં આજની આપણી લડત શુદ્ધ રાષ્ટ્રીય સ્વરૂપની જ રહે અને તેનું સ્વરૂપ વર્ગવિગ્રહનું અને તેથી અધિક સંકીર્ણ ન થાય આ એક વહેવારુ કારણ છે. તેવી જ રીતે સમાજવાદની સ્થાપના થવી જોઈએ કે ન થવી જોઈએ એ અત્યારના વહેવારુ રાજકારણનો તાકીદનો સવાલ નથી. આજે તો દેશના ખેડૂત અને મજૂરવર્ગને રાષ્ટ્રીય લોકશાહી સ્વરાજ્યમાં દકરાતશાહીના તથા મૂડીવાદના જુલમમાં નહીં રહેવું પડે અને તે વર્ગો જનતાના શેઠ તરીકે નહીં પણ સેવક તરીકે જ રહેશે, તેમ જ જ્યારે આ વર્ગોના હિતનો આમજનતાના હિતની સાથે વિરોધ પેદા થશે ત્યારે મહાસભા અથવા લોકશાહી સ્વરાજ્યની ભાવી સરકાર જનતાનો પક્ષ લઈને આ વર્ગોનો વિરોધ કરવાની પોતાની ફરજ માનશે, એટલી બાંયધરી આજના રાજકારણ માટે પૂરતી છે. આજની મહાસભા શુદ્ધ બુદ્ધિવાદી સમાજવાદનો જાહેર રીતે સ્વીકાર કરે તો તેના રાજકારણમાં તથા રાષ્ટ્રીય સ્વાતંત્ર્યની લડતમાં નકામાં વિઘ્નો ઊભાં થશે એમ સત્યાગ્રહી પક્ષને હમેશ લાગ્યા કરે છે. આજના હિંદુસ્તાનમાં જે જાતનું સત્યાગ્રહી તત્ત્વજ્ઞાન નિર્માણ થયું તે જો સ્વતંત્ર હિંદમાં પેદા થયું હોત, તો તેનું સ્વરૂપ આવું જ રહ્યું હોત, અથવા તો હિંદ સ્વતંત્ર થયા પછી તેનું સ્વરૂપ આવું જ રહેશે એમ અમને લાગતું નથી.

કોઈ પણ સામાજિક અથવા રાજકીય સુધારો કરવા માગનાર લોકોના દિલમાં બે વૃત્તિઓ હોય છે. જૂના વખતની સામાજિક તથા રાજકીય સંસ્થાઓનું બાહ્ય સ્વરૂપ કાયમ રાખીને તેમાં જ નવાં તત્ત્વો દાખલ કરી તેમના અંતરંગમાં ક્રાંતિ કરવી, એ સુધારો કરવાની એક વૃત્તિ અથવા પદ્ધતિ છે. શુદ્ધ બુદ્ધિવાદની દૃષ્ટિથી આ વૃત્તિ અથવા પદ્ધતિ ગૌણ બલ્કે કેટલીક વાર જોખમકારક લાગે છે. તેમ છતાં આ વૃત્તિથી સામાજિક, ધાર્મિક, તેમ જ રાજકીય સંસ્થાઓના અંતરંગમાં ક્રાંતિ કર્યાના અથવા થયાના અનેક દાખલાઓ દુનિયાના ઇતિહાસમાં મોજૂદ છે. બ્રિટિશ લોકોએ પોતાના રાજસત્તાક રાજ્યબંધારણનું અંતરંગ આ જ વૃત્તિથી અને પદ્ધતિથી ધરમૂળથી બદલી નાખ્યું અને તેને લોકસત્તાક સ્વરૂપ આપ્યું. આપણે ત્યાં વેદાન્તે અજ્ઞાન જાતિઓમાં રૂઢ થયેલી મૂર્તિપૂજાને તેમ જ અનેક દેવતાઓના નાનાવિધ

સંપ્રદાયોને તેના બાહ્ય સ્વરૂપને ધક્કો ન લગાડતાં 'अहं ब्रह्मास्मि' એ સર્વશ્રેષ્ઠ તત્ત્વજ્ઞાનનો સામાન્ય જનતામાં પ્રસાર કરવાનો પ્રયત્ન કર્યો હતો. ભાગવત ધર્મના સાધુસંતોએ વર્ણાશ્રમધર્મનું જૂનું ચોકઠું બહારથી કાયમ રાખીને ગૌતમ બુદ્ધની ભૂતદયાનો, સામાજિક સમતાનો તથા અહિંસાનો પુરસ્કાર કર્યો હતો; અને આજે મ. ગાંધીએ એ જ કાર્યને વધારે પરિણત સ્વરૂપ આપીને વીસમી સદીને યોગ્ય એવી સામાજિક સમતા અને લોકશાહીનો પ્રચાર વર્ણાશ્રમધર્મ અને રામરાજ્ય એ પ્રાચીન શબ્દોને આધારે હિંદની જનતામાં કર્યો છે. મતલબ કે, સામાજિક, ધાર્મિક અને રાજકીય સંસ્થાઓનું મૂળનું બાહ્ય સ્વરૂપ કાયમ રાખીને તેમના અંતરંગમાં ક્રાંતિ કરાવવાની એક સુધારક વૃત્તિ અથવા પદ્ધતિ દુનિયાના ઇતિહાસમાં મળી આવે છે; અને એ વૃત્તિ બ્રિટિશ તેમ જ હિંદુ પ્રજામાં અનેક વરસોની પરંપરાથી દૃઢમૂળ થયેલી છે. શ્રીકૃષ્ણ, શંકરાચાર્ય તથા ભાગવતધર્મી સાધુસંતોએ આ વૃત્તિનો આધાર લીધો હતો અને તેનો ફેલાવો હિંદુસમાજમાં કર્યો હતો. અને આધુનિક ભારતના ઇતિહાસમાં લો. ટિળક તથા મ. ગાંધીએ સામાજિક, ધાર્મિક તથા આર્થિક બાબતોમાં પણ આ જ વૃત્તિ અખત્યાર કરીને પરદેશી સત્તા સામે ચાલી રહેલા રાષ્ટ્રીય ક્રાંતિના કાર્યને આધુનિક ભારતના ઇતિહાસમાં વેગ આપ્યો છે. હિંદુસ્તાન પરતંત્ર હોવાથી, અને આપણી સંસ્કૃતિમાં સર્વાંગી ક્રાંતિ થાય એ જરૂરનું હોય તો પણ તે ક્રાંતિનું કાર્ય રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય મળે નહીં ત્યાં સુધી અશક્ય હોવાથી કેવળ રાજકીય બાબત બાદ કરતાં બીજા સુધારાઓના કાર્યમાં આ વૃત્તિ તથા આ પદ્ધતિ અખત્યાર કરવાનું તેમને આવશ્યક તેમ જ ઇષ્ટ લાગ્યું છે. લો. ટિળક તથા મ. ગાંધીના રાજકીય ક્રાંતિવાદનો તથા સામાજિક, ધાર્મિક કે આર્થિક ક્ષેત્રમાંની વિનીત વૃત્તિનો આ જ ખુલાસો છે; અને આ જ તેનું સાચું સમર્થન અને કારણ છે; રાજકીય સિવાયના બીજા સુધારાનો વિરોધ એ તેનું સાચું કારણ નથી એવો અમારો મત છે.

પરંપરાગત સામાજિક સંસ્થાઓનાં બાહ્ય સ્વરૂપને આઘાત ન પહોંચાડતાં તેમના અંતરંગમાં ફેરફાર કરવાની આ સુધારાપદ્ધતિથી તદ્દન જુદી એવી બીજી એક શુદ્ધ બુદ્ધિવાદી ક્રાંતિકારી વૃત્તિ કે પદ્ધતિ છે. પ્રાચીન હિંદમાં ગૌતમ બુદ્ધે એ જ વૃત્તિથી કાર્ય કર્યું હતું. આધુનિક ભારત સામેના બધા પ્રશ્નોનો ઉકેલ આ બુદ્ધિવાદી ક્રાંતિકારી વૃત્તિનો આશરો લીધા વિના થઈ શકશે એમ અમને લાગતું નથી. એમ છતાં આ બુદ્ધિવાદી ક્રાંતિકારી વૃત્તિ સશસ્ત્ર ક્રાંતિવાદી નહીં થાય પણ સત્યાગ્રહી રહેશે અને તે તેવી રહે એમાં જ ભારતનું સાચું હિત તથા સાચું માહાત્મ્ય છે. આ ક્રાંતિકારી બુદ્ધિવાદના પાયા ઉપર રાષ્ટ્રવાદની રચના કરવાનો પ્રયત્ન પ્રથમ મહારાષ્ટ્રમાં કે. આગરકરે કર્યો

હતો અને આજે એવો પ્રયત્ન સમાજવાદી આગેવાનો કરી રહ્યા છે. પહેલો પ્રયત્ન વ્યક્તિવાદી અને અત્યારનો પ્રયત્ન સમાજવાદી છે, એવો એ બે પ્રયત્નો વચ્ચે ભેદ દેખાતો હોય તો પણ એ બંને પ્રયત્નોનું અંતરંગ એક જ છે. આગરકરના જમાનામાં બુદ્ધિવાદી ક્રાંતિકારી વૃત્તિ ફેલાય તો ભારતીય સંસ્કૃતિની અસલ પ્રકૃતિ નષ્ટ થશે, એવી બીતિ લો. ટિળકને લાગી હતી અને આજે એ જ જાતનો ભય સમાજવાદી પક્ષની બાબતમાં મહાત્મા ગાંધીના સત્યાગ્રહી પક્ષને લાગે છે. એથી ઊલટું લોકમાન્યના પ્રયત્નથી ભારતના ઇતિહાસનું આંધળું અનુકરણ થશે અને આપણે અથવા આપણી સંસ્કૃતિ દુનિયાની બીજી સંસ્કૃતિઓની પાછળ પડી જઈશું એવી ભીતિ પૂર્વે આગરકરને જેમ લાગતી હતી, તેમ આજે મ. ગાંધીના પ્રયત્નોની બાબતમાં સમાજવાદી પક્ષને લાગે છે; તેમ છતાં ઉભય પક્ષે એવો ભય રાખવાનું કારણ આજે રહ્યું નથી. તેથી પ્રાચીન ભારતની આત્મપ્રેરણાના ઉદ્ધારનો પક્ષ, તથા બુદ્ધિવાદનો આશ્રય લઈને આપણી સંસ્કૃતિ તથા દુનિયાના બીજા દેશોની સંસ્કૃતિઓનો નિર્વિકાર મનથી તુલનાત્મક અભ્યાસ કરીને આગળ ચાલવા માગતો પક્ષ, એ બે વચ્ચે દ્વૈત ઊભું થાય એવો કે વહેવારમાં વિરોધ પેદા થાય એવો વખત હવે રહ્યો નથી, એવો અમારો મત છે.

લો. ટિળક, યોગી અરવિંદ ઘોષ અને મ. ગાંધીના પ્રયત્નોથી ભારતીય સંસ્કૃતિની ઉજ્જવળ બાજુ આજે દુનિયાએ જોઈ છે; તેમ જ પશ્ચિમની સંસ્કૃતિની કાળી બાજુ પણ દુનિયાએ ઓળખી છે. હિંદીઓના હૃદયમાં સ્વતંત્ર ઇતિહાસ નિર્માણ કરવાની આત્મપ્રેરણા આજે પૂર્ણપણે જાગી છે અને તેના રાષ્ટ્રવાદનું નકલી સ્વરૂપ મ. ગાંધીએ તેની આગેવાની લીધા પછી નષ્ટ થયું છે. આધુનિક ભારત આજે અથવા હવે પછી પોતાના પ્રાચીન ઇતિહાસની અથવા દુનિયાના બીજા કોઈ પણ રાષ્ટ્રના આધુનિક ઇતિહાસની આંધળું થઈને નકલ કરશે એવો ભય હવે રહ્યો નથી. સ્વતંત્ર ઇતિહાસ નિર્માણ કરીને જગતને અભિનવ સંદેશો આપવાની તેની આત્મપ્રેરણા આજે જાગ્રત થઈ છે અને ગયાં પંદરવીસ વરસમાં આધુનિક ભારતે દેશની સ્વતંત્રતાની લડત કરતાં કરતાં સત્યાગ્રહનું જે એક અપૂર્વ ક્રાંતિશાસ્ત્ર નિર્માણ કર્યું છે, તેથી આખી દુનિયાનું ધ્યાન તેના તરફ ખેંચાયું છે, અને સ્વતંત્ર સર્જન કરવાની આત્મપ્રેરણા તેનામાં છે એવી પ્રતીતિ તેને પોતાને અને દુનિયાને થઈ છે. તેની આ આત્મપ્રેરણાને શુદ્ધ બુદ્ધિવાદની દીક્ષા લેવાનો વખત આજે આવ્યો છે અને એકલા શ્રીકૃષ્ણની જ નહીં પણ ગૌતમ બુદ્ધની પરંપરા ચાલુ રાખવાનું ભારતનું કર્તવ્ય છે એનું ભાન તેને થતું જાય છે. અમારો ઇરાદો અમે આ જે કહ્યું તેનો ખુલાસો હવે પછીના પ્રકરણમાં વધારે વિસ્તારથી કરવાનો છે.

# પ્રકરણ ૬ ઠ્ઠું

## ભારતીય સંસ્કૃતિનું અમૃત તત્ત્વ

"ત્યાં (પ્રાચીન ભારતમાં) સદ્ગુણી, ડાહ્યા અને બહાદુર લોકો થઈ ગયા; તેમ જ મુત્સદ્દીઓ, રાજાઓ તથા સમ્રાટો પણ થઈ ગયા. પણ એ બધા વર્ગોમાંથી કયા વર્ગને તેણે માનવજાતિના આદર્શ પ્રતિનિધિ તરીકે ગણ્યો? ઋષિ વર્ગને તેણે આદર્શ ગણ્યો હતો."

—**રવીન્દ્રનાથ ઠાકુર**: 'સાધના', પૃ. ૧૪.

"બ્રાહ્મણો અને બૌદ્ધો જુદા થયા તેથી જ હિન્દુસ્તાનની અવનતિ થઈ છે. એ જ કારણે આજે હિન્દમાં ત્રીસ કરોડ ભિખારીઓ છે, અને એ જ કારણે ગયાં એક હજાર વરસથી હિન્દુસ્તાન પરદેશી વિજેતાઓનો ગુલામ છે. એટલા ખાતર હવે આપણે બ્રાહ્મણની અદ્ભુત બુદ્ધિશક્તિ સાથે ભગવાન બુદ્ધનું વિશાળ અંતઃકરણ, તેમનો ઉદાત્ત આત્મા અને અદ્ભુત માનવતાપ્રેરક શક્તિનો સંયોગ કરીએ."

—**સ્વામી વિવેકાનંદ**: 'સ્પીચિઝ ઍન્ડ રાઇટિંગ્ઝ' પ્ર. નટેશન, પૃ. ૪૯૧.

ભરતખંડ નામનું એક નવું જ રાષ્ટ્ર આજે જગતની રંગભૂમિ ઉપર પ્રવેશ કરી રહ્યું છે. બ્રિટિશ સામ્રાજ્યમાંના એક જિતાયેલા દેશ જેટલો જ આજે તો તેનો દરજ્જો છે. એ તેની સ્થિતિ આજે તેને અસહ્ય થઈ છે અને દુનિયામાં એક સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે જીવવાની આકાંક્ષા તેના હૃદયમાં જાગી છે. એ આકાંક્ષાને સફળ બનાવવા માટે તેણે ગયું મહાયુદ્ધ પૂરું થયું ત્યારથી અત્યાર સુધી બ્રિટિશ સામ્રાજ્ય સાથે સત્યાગ્રહસંગ્રામ ચાલુ રાખ્યો છે. એ સ્વાતંત્ર્યસંગ્રામની સમાપ્તિ તો હિન્દુસ્તાન જ્યારે સ્વયંનિર્ણીત સ્વાતંત્ર્યનું રાજ્યબંધારણ પ્રાપ્ત કરશે ત્યારે જ થશે. સ્વાતંત્ર્યનું બંધારણ મેળવવા માટે તેને થોડા જ વખતમાં સત્યાગ્રહસંગ્રામની એક આખરી લડત કરવી પડશે એવાં ચિહ્નો આજે દેખાય છે. ૧૯૩૦ની સાલમાં હિન્દુસ્તાને જે સત્યાગ્રહની લડત ચલાવી તેને શાંત કરવા માટે બ્રિટિશ મુત્સદ્દીઓએ આજે તેના પર એક પ્રતિગામી સ્વરૂપનું સંયુક્ત રાજ્યબંધારણ લાદવાનો પ્રયત્ન આદર્યો છે. એથી ઊલટું, સત્યાગ્રહને વરેલી મહાસભા એ પ્રયત્નને તોડી પાડીને સ્વયંનિર્ણીત રાજ્યબંધારણ સ્થાપન કરવાનો પ્રયત્ન કરી રહી છે. ઇંગ્લંડના કેટલાક વિચારવાન લોકોને એમ લાગે છે કે, આ વખતે હિન્દુસ્તાનને ફરી સત્યાગ્રહ કરવાનું આહ્વાન ન આપતાં તેનો સ્વયંનિર્ણયનો તથા સ્વાતંત્ર્યનો હક માન્ય રાખીને તેની સાથે સમાધાન કરવું જોઈએ; અને બ્રિટિશ મુત્સદ્દીઓ આજે આંતરરાષ્ટ્રીય

રાજકારણના સકંજામાં સપડાયેલા હોવાથી તેમને કદાચ આ વાત ગળે ઊતરશે, અને તેઓ મહાસભા સાથે કોઈ માનભર્યું સમાધાન કરવા તૈયાર નહીં જ થાય એમ માનવાને કારણ નથી. એમ છતાં આજ સુધીનો ઇતિહાસ ધ્યાનમાં લેતાં, તથા અત્યારનું બ્રિટિશ પ્રધાનમંડળ જે ધોરણે દુનિયામાં વહેવાર કરી રહ્યું છે તે ધોરણ ધ્યાનમાં લેતાં, એવો સંભવ ઘણો જ ઓછો દેખાય છે. ગમે તે થાય તો પણ મહાસભા સ્વતંત્રતા અને સ્વયંનિર્ણયની બાબતો સ્પષ્ટ થયા વિના ઇંગ્લંડ સાથે કોઈ પણ જાતનું સમાધાન કરી શકશે નહીં. ૧૯૩૧ની સાલમાં મ. ગાંધી બીજી ગોળમેજી પરિષદ માટે વિલાયત ગયા હતા, ત્યારે તેમણે તે પરિષદની ફીડરલ સ્ટ્રક્ચર કમિટી (સમવાયી બંધારણ અંગેની સમિતિ) આગળ ૧૭મી નવેંબરને રોજ કરેલા ભાષણમાં મહાસભાની માગણી નીચેના શબ્દોમાં રજૂ કરેલી છે:

"મહાસભાનો દાવો એવો છે કે, હિન્દને પૂરેપૂરી જવાબદારી સોંપવી જોઈએ. એનો અર્થ એ થાય છે કે, સંરક્ષણ અને પરદેશ સાથેના સંબંધો ઉપર પૂરેપૂરો કાબૂ તેને મળવો જોઈએ પણ એમાં કેટલીક બાંધછોડને અવકાશ છે. જે રાષ્ટ્રને પોતાના લશ્કર ઉપર તથા પરદેશનીતિ ઉપર પૂરેપૂરો કાબૂ ન હોય તે જવાબદાર સ્વતંત્ર રાષ્ટ્ર છે એમ કહી શકાય."

તે પછીના કાળમાં મહાસભાએ હિન્દનું સ્વાતંત્ર્યનું બંધારણ આત્મનિર્ણયના સિદ્ધાન્ત પ્રમાણે બંધારણસભા મારફતે જ ઘડાવું જોઈએ એમ ઠરાવ્યું છે. મહાસભાએ આજે અગિયારમાંથી સાત પ્રાન્તોમાં પોતાનાં પ્રધાનમંડળો રચ્યાં છે. અને જે રાજ્યબંધારણ સ્થાપન કરીને હિન્દુસ્તાનમાંથી સત્યાગ્રહને કાયમને માટે નાબૂદ કરવાની બાજી બ્રિટિશ મુત્સદ્દીઓએ ગોઠવી હતી તે જ બંધારણને કબજે કરી મહાસભાએ ભાવી સત્યાગ્રહની લડતની તૈયારી ચાલુ રાખી છે. ગોળમેજી પરિષદે ઘડેલું સમવાયી રાજ્યબંધારણ હિન્દ પર લાદવાનો પ્રયત્ન શરૂ થશે તેની સાથે જ એ લડતની શરૂઆત થશે એવી હરિપુરાની મહાસભાએ સ્પષ્ટ જાહેરાત પણ કરી છે. પોતે માથે લીધેલા કામમાં મહાસભા વિજયી નીવડે — તે વિજયી નીવડશે એ વિષે અમને જરાય શંકા નથી — તો ભારતીય સંસ્કૃતિનું રૂપ કેવું થશે તથા આ લડતને અંતે નિર્માણ થનારું હિંદ દુનિયાને કયો સંદેશો આપશે, એ પ્રશ્નનો ઉત્તર આ છેલ્લા પ્રકરણમાં અમે આપવા માગીએ છીએ.

આ પ્રશ્નની વિચારણામાં ઇંગ્લંડના એક જાણીતા સમાજશાસ્ત્રજ્ઞ બર્ટ્રાન્ડ રસેલના નીચેના વિચારો આપણને માર્ગદર્શક થાય તેવા છે, તે જોઈએ. ૧૯૨૪માં વિલ્ફ્રેડ વેલોકે 'ધિ સ્પિરિચ્યુઅલ બેસિસ ઑફ ડેમોક્રસી' (લોકસત્તાનો આધ્યાત્મિક પાયો) નામનું એક પુસ્તક લખેલું છે. તેની પ્રસ્તાવના

બર્ટ્રાન્ડ રસેલે લખી છે. પશ્ચિમની અને પૂર્વની સંસ્કૃતિઓની તુલના કરતાં તેમાં તે કહે છે:

"પાશ્ચાત્ય શસ્ત્રવિદ્યા પોતાના ઉપર વિજય ન મેળવી જાય એટલા માટે જાપાન પાશ્ચાત્ય ફિલસૂફીને શરણે ગયું. પૂર્વના બીજા દેશો પણ જાપાનને જ રસ્તે ચાલે તો યુરોપ ખંડના દુર્ગુણો આખી દુનિયામાં ફેલાય અને તે પછી પોતાનો પુનરુદ્ધાર થાય તે પહેલાં કેટલાક વખત સુધી આખી માનવસંસ્કૃતિને જંગલી અવસ્થામાંથી પસાર થવું પડે. પણ જો એ પ્રતિકાર લશ્કરી સ્વરૂપનો નહીં હોય આધ્યાત્મિક સ્વરૂપનો હશે, તો યુરોપખંડ જ્યારે માંહોમાંહેની યાદવાસ્થળીને લીધે લાચાર થઈ જશે, ત્યારે યુરોપીય સંસ્કૃતિમાં જે સ્થાયી તત્ત્વ છે તેનો વારસો એશિયા ખંડને મળશે; અને ગોરાં રાષ્ટ્રોનું ભાવી જેમના હાથમાં છે તેમનાથી વધુ શાંતિપ્રિય અને ઓછી ભૌતિકવૃત્તિવાળા લોકોના હાથમાં એ વારસો જવાનો સંભવ છે. પણ આ કાર્ય કેવળ પુરાણપ્રિયવૃત્તિથી થઈ શકવાનું નથી. પુરાણ પરંપરા ગમે તેટલી પૂજ્ય હોય તો પણ તેને ચિરસ્થાયી બનાવવાનો પ્રયત્ન કર્યે નહીં ચાલે. ભૌતિક વિદ્યાઓ તેમ જ યંત્રકળાને લીધે દુનિયાનું આખું સ્વરૂપ પલટાઈ ગયું છે; તેમને પોતાની કરીને તથા તેમના પર પ્રભુત્વ મેળવીને તેમને કલ્યાણકારી સ્વરૂપ આપવું જોઈએ; તેમના તરફ દુર્લક્ષ કર્યે નહીં ચાલે. દીર્ઘદૃષ્ટિથી વિચાર કરીશું તો જણાશે કે, આ વસ્તુઓ અહિતકારક નથી પણ હિતકારક છે, કારણ કે, માણસને ભૌતિક સુખની ચિંતામાંથી તે બન્ને મુક્ત કરશે. જે લોકસત્તાનો આધ્યાત્મિક પાયો શોધવાનો પ્રયત્ન મિ. વેલોક કરી રહ્યા છે, તે લોકસત્તા પાશ્ચાત્ય જગતમાં જ પ્રથમ નિર્માણ થયેલી છે. લોકશાહી રાષ્ટ્રોનું નામ ધરાવતા દેશોમાં અને તેમની બહાર હજી લોકસત્તાનું સ્વરૂપ બહુ મર્યાદિત તેમ જ અપૂર્ણ જણાયું છે. પણ તેની પહેલાંની બધી રાજ્યપદ્ધતિઓ કરતાં તે ચોક્કસ ચડિયાતી છે; અને તેને અનુસરનારા દેશોના દુર્ગુણોને કારણે તેનો નાશ ન થવા દેવો જોઈએ. જેમ પૂર્વની દૃષ્ટિમાં સારાં અને નરસાં તત્ત્વો છે તેમ પશ્ચિમની દૃષ્ટિમાં પણ છે. પશ્ચિમની દુનિયા જોઈએ તે કરતાં વધારે ઉતાવળી હશે, તો પૂર્વની દુનિયા કદાચ આજ સુધી વધારે પડતી સહનશીલ રહી છે. કેટલીક વખત પશ્ચિમના લોકોની શક્તિ દુનિયાને ખાડામાં નાખતી હશે — આજે એમ જ થઈ રહ્યું છે — તો એકલું પૂર્વનું તત્ત્વજ્ઞાન મોટા મોટા સુધારા ભાગ્યે જ કરાવી શકે છે. પશ્ચિમનો અને પૂર્વનો સંયોગ થશે તો જ નવા આદર્શો અસ્તિત્વમાં આવશે. કોઈ પણ એક સંસ્કૃતિની સ્તુતિ ગાઈને તેને વળગી રહેવાથી નવા આદર્શો નીપજવાના નથી. પશ્ચિમના લોકોનું સામર્થ્ય પૂર્વના લોકોના આદર્શો અમલમાં મૂકવા માટે કામમાં લેવાવું જોઈએ. પૂર્વના લોકોની આધ્યાત્મિકતાને પશ્ચિમના લોકોનાં ભૌતિક સાધનોની સહાયથી જીવનોપયોગી કરવી જોઈએ. આજની દુનિયા કોઈ પણ જૂના ઉપાયો વડે બચી શકવાની નથી. આજનાં સંકટો નવાં છે, અને તે સંકટોનું નિવારણ કરનારું તત્ત્વજ્ઞાન પણ નવું હોવું જોઈએ."*

* 'ધિ સ્પિરિચ્યુઅલ બેસિસ ઑફ ડેમોક્રસી'—વિલફ્રેડ વેલોક, પ્રસ્તાવના, પૃ. ૮–૧૦.

હવે આપણે ભારતીય અને યુરોપિયન સંસ્કૃતિની સરખામણી કરીને યુરોપિયન સંસ્કૃતિમાં આપણે લેવા જેવું શું છે અથવા યુરોપિયન સંસ્કૃતિનો વિનાશ થાય, તો પણ તેનામાં સ્થાયી તત્ત્વો કયાં છે તેનો વિચાર કરીએ. યુરોપિયન સંસ્કૃતિ તથા ભારતીય સંસ્કૃતિની તુલના કરતી વખતે સામાન્યપણે આધુનિક યુરોપિયન સંસ્કૃતિની મધ્યયુગી ભારતીય સંસ્કૃતિ સાથે — એટલે કે હિંદુસ્તાન બ્રિટિશોના કબજામાં ગયું તે પહેલાંની તેની સંસ્કૃતિ સાથે — તુલના કરવામાં આવે છે. બર્ટ્રાન્ડ રસેલે ઉપરના ઉતારામાં ભૌતિકવિદ્યા, યંત્રકળા, લોકસત્તા તથા કાર્યશક્તિને યુરોપિયન સંસ્કૃતિનાં ખાસ લક્ષણો ગણાવ્યાં છે. અને યુરોપિયન સંસ્કૃતિ પોતાના સામર્થ્યનો દુરુપયોગ કરીને દુનિયાને પીડતી હોય, બલ્કે પોતાનો જ વિનાશ નોતરી રહી હોય, તો પૂર્વની સંસ્કૃતિ સામર્થ્ય-હીન રહી છે અને પોતાની ગુલામીનું નિવારણ કરવાની તાકાત પણ તેનામાં રહી નથી; બલ્કે તેણે એમ સૂચવ્યું છે કે પોતાના પરનો જુલમ તે સૈકાઓથી મૂંગે મોઢે સહન કરી રહી છે. પૂર્વની સંસ્કૃતિની સહનશીલતા, નિષ્ક્રિયતા કે અકર્મણ્યતા કોઈનેયે ઇષ્ટ નહીં લાગે. તે જ પ્રમાણે યુરોપિયન સંસ્કૃતિના આક્રમણનું નિવારણ કરવા માટે જાપાને તે સંસ્કૃતિને સર્વાંશે અપનાવી, મૂડીવાદની સ્થાપના કરી, હકરાતી પદ્ધતિનો અંત આણીને સ્થાપન કરેલી લોકશાહીને ધનિકશાહીનું વિકૃત સ્વરૂપ આપ્યું, અને રાષ્ટ્રવાદને સામ્રાજ્યશાહીની દીક્ષા આપીને આખા એશિયા ખંડને પાદાક્રાંત કરવાની આસુરી મહત્ત્વાકાંક્ષા સેવવા માંડી, એ પણ ઇચ્છવા જોગ નથી. એશિયાના પૂર્વમાં આવેલા જાપાનથી માંડીને પશ્ચિમમાં આવેલા તુર્કસ્તાન સુધીના બધા દેશો પર થતા સામ્રાજ્ય-વાદના તથા મૂડીવાદના આક્રમણનો મુકાબલો શી રીતે કરવો, એ જ આજે અત્યંત મહત્ત્વનો સવાલ છે. હિંદુસ્તાન બાદ કરતાં બીજા ઘણાખરા દેશોમાં યુરોપિયન સંસ્કૃતિને શરણે જવું એ આ આક્રમણનો પ્રતિકાર કરવાનો એક માત્ર માર્ગ છે એવી માન્યતા રશિયાની રાજ્યક્રાંતિ થઈ ત્યાં સુધી પ્રસરેલી હતી. તે પછીના કાળમાં એશિયાના દેશોમાં રશિયન ક્રાંતિનું અનુકરણ કરનારો એક કોમ્યુનિસ્ટ પક્ષ અસ્તિત્વમાં આવ્યો છે. થોડા જ વખતમાં તુર્કસ્તાનથી ચીન સુધી આ પક્ષની જાળ પથરાઈ ગઈ; અને બોલ્શેવિકો સાથે સહકાર કરવો એ જ યુરોપિયન સામ્રાજ્યવાદના સંકજામાંથી છૂટવાનો એક માત્ર પરિણામકારક માર્ગ છે, એમ એશિયાના સ્વતંત્ર દેશોના રાજકીય આગેવાનોને લાગવા માંડ્યું. એ જ અરસામાં ચીનના રાષ્ટ્રીય આગેવાન ડૉ. સુન-યાત-સેને બોલ્શેવિક પક્ષ તથા ચીની રાષ્ટ્રીય પક્ષ, એ બેનો સહકાર સ્થાપીને ચીનને યુરોપિયન સામ્રાજ્યશાહીની નાગચૂડમાંથી છોડાવવાનો પ્રયત્ન કરવાની નીતિનો પોતાના દેશ પાસે સ્વીકાર કરાવ્યો. એશિયાના દૂબળા રાષ્ટ્રવાદનો તથા

બોલ્શેવિક ક્રાંતિશાસ્ત્રનો આ સંબંધ થોડોક વખત ચાલ્યો; પણ થોડા જ વખતમાં એ બન્નેની ફારગતી થઈ; અને જેવું છે તેવું ને તેવું બોલ્શેવિક ક્રાંતિશાસ્ત્ર આપણે સ્વીકારી શકીએ તેમ નથી અથવા તો છે તેવું જ સ્વીકારી લેવું બરાબર નથી, એવી વૃત્તિ એશિયાના જુદા જુદા દેશોના રાષ્ટ્રીય પક્ષોમાં ફેલાઈ. બીજી બાજુથી બોલ્શેવિકોએ આખી દુનિયામાં ક્રાંતિ કરવાનું પોતાનું મૂળ ધ્યેય કેટલાક વખતને માટે છોડી દીધું અને કેવળ પોતાના રાષ્ટ્રને સંગઠિત કરવાની નીતિ અખત્યાર કરી. આજે ફરી પાછું ચીન જાપાનના આક્રમણનો સામનો કરવા માટે રશિયાના બોલ્શેવિકોની ગુપ્ત મદદ લઈને સંગઠિત થઈ રહ્યું છે. આમ છતાં આ તકનો લાભ લઈને રશિયાના બોલ્શેવિકો પોતાનું ક્રાંતિશાસ્ત્ર સોળે સોળ આના ચીનમાં દાખલ કરવાનો પ્રયત્ન કરતા નથી.

આ જ કાળમાં હિંદુસ્તાનમાં પણ એક કોમ્યુનિસ્ટ પક્ષ નિર્માણ થયો છે. તે જ પ્રમાણે મ. ગાંધીની આગેવાની હેઠળ એક અહિંસક ક્રાન્તિશાસ્ત્ર અને સત્યાગ્રહી સંસ્કૃતિશાસ્ત્ર હિંદમાં જન્મેલું છે; અને આ સત્યાગ્રહની ફિલસૂફી દ્વારા જ પોતે ભવિષ્યમાં માનવસંસ્કૃતિના ઇતિહાસમાં એક નવો ફાળો આપનાર છે એવો આત્મવિશ્વાસ આધુનિક ભારતના અંતઃકરણમાં પેદા થયેલો છે. આ આત્મવિશ્વાસ સાચો છે કે ખોટો એનો નિર્ણય અલબત્ત ભવિષ્ય કાળ કરશે. તેમ છતાં આ સત્યાગ્રહી તત્ત્વજ્ઞાનમાંથી નિર્માણ થનારી માનવસંસ્કૃતિ કેવી હશે, તેને યુરોપિયન સંસ્કૃતિ પાસેથી લેવા જેવી કંઈ બાબતો છે, કોમ્યુનિસ્ટ ક્રાન્તિશાસ્ત્ર તથા સમાજવાદી સંસ્કૃતિ પાસેથી તેને કંઈ શીખવા જેવું છે કે કેમ; અને સત્યાગ્રહ સંગ્રામમાંથી પેદા થનારી નવી ભારતીય સંસ્કૃતિનું સ્વરૂપ કેવું હશે, તેમ જ સ્વતંત્ર હિન્દ સામે આવી ઊભેલા સવાલોનો તે શી રીતે ઉકેલ કરશે, તેનો વિચાર આ પ્રકરણમાં સંક્ષેપમાં કરવાનો છે. માનવસંસ્કૃતિને સમૃદ્ધ કરી શકે એવાં કેટલાંક કીમતી તત્ત્વો આપણી પાસે છે અને તેને લીધે આપણે કેટલોક વખત આખી દુનિયાને દોરવણી આપી શકીશું એવી જાતનું એક સાંસ્કૃતિક અભિમાન આધુનિક ભારતમાં પેદા થયું છે તે સાચે જ અપૂર્વ છે. જે મહાત્માને રૂપે તે આજે દુનિયાની નજરે પડી રહ્યું છે તે પોતે પણ એક અલૌકિક વિભૂતિ છે. આ અપૂર્વ અભિમાન તથા મ. ગાંધીની અલૌકિક વિભૂતિ, એ બન્ને વસ્તુઓ એક ભ્રમ છે અથવા તો તે એક માયા છે એમ માનનારા લોકો પણ ઘણા છે. એમ છતાં એ ભ્રમની માયા પણ દુનિયાની એક પ્રચંડ શક્તિ છે એટલું તે લોકોનેયે કબૂલ કરવું પડે છે. મ. ગાંધીના સત્યાગ્રહી તત્ત્વજ્ઞાનમાંથી આખરે હિટલરશાહી અથવા તો ફેસીઝમ સિવાય બીજું કશું પેદા થવાનું નથી, એ મત કેટલો ખોટો છે તે ગયા પ્રકરણમાં અમે વિસ્તારથી

બતાવ્યું છે. આ પ્રકરણમાં તેમાંથી નિર્માણ થનારી ભાવી સંસ્કૃતિ કેવી હશે તેનું ભાવાત્મક સ્વરૂપ અમે રજૂ કરવા માગીએ છીએ.

આધુનિક યુરોપિયન સંસ્કૃતિનું મૂલ્યાંકન કરતી વખતે શ્રેષ્ઠ માનવ-સંસ્કૃતિ કેવી હોય, તેનો વિચાર પ્રથમ કરવો જોઈએ. ભારતીય સંસ્કૃતિની જેમ યુરોપિયન સંસ્કૃતિની પરંપરા મોટી છે. એટલું જ નહીં પણ આધુનિક યુરોપિયન સંસ્કૃતિએ આજે હિન્દુસ્તાનને ગુલામ બનાવી દઈને તેનું સર્વસ્વ હરણ કરેલું છે. આવી પરિસ્થિતિ હોવા છતાં આજે આપણી સંસ્કૃતિ શ્રેષ્ઠ છે એવું અભિમાન હિંદીઓમાં ઉત્પન્ન થયું છે. એટલે માનવસંસ્કૃતિની શ્રેષ્ઠતા વિષે હિંદવાસીઓનો અભિપ્રાય અથવા તો આદર્શ શો છે તે પહેલાં સ્પષ્ટ કરવું જોઈએ. આ પ્રકરણને મથાળે બે ઉતારા આપેલા છે. પહેલો ઉતારો કવિશ્રેષ્ઠ રવીન્દ્રનાથ ઠાકુરનો છે; એમાં ભારતવાસીઓએ માનવતાનો કયો આદર્શ પોતાની સામે રાખ્યો હતો તેનું વર્ણન છે. તેઓ કહે છે :

"प्राचीन भारतमां सद्‌गुणी, डाह्या अने बहादुर लोको थई गया; तेम ज मुत्सद्दीओ, राजाओ तथा सम्राटो पण थई गया. पण ए बधा वर्गोमांथी कया वर्गने तेणे मानवजातिना आदर्श प्रतिनिधि तरीके गण्यो? ऋषि वर्गने तेणे आदर्श गण्यो हतो."

આ ઋષિત્વ, બ્રહ્મતેજ, આત્મબળ અથવા સાધુત્વ, એ જ ભારતીય સંસ્કૃતિએ સ્વીકારેલો માનવતાનો આદર્શ છે. ભારતીય સંસ્કૃતિ જો દુનિયાને કંઈ પણ શીખવવા માગતી હોય તો તે આ સાધુતા. હિંદમાં ઘણા પ્રાચીન કાળથી એક ઋષિવર્ગ અસ્તિત્વમાં છે અને તેની દોરવણીની જરૂર તેને હજી પણ લાગે છે. મ. ગાંધીને આજે હિન્દુસ્તાનમાં આદર મળે છે તેનું કારણ તેમણે ભારતવાસીઓના અંતઃકરણમાં પ્રાચીન કાળથી દૃઢમૂલ થયેલો ઋષિવર્ગ માટેનો એ આદર ફરી જાગ્રત કર્યો, અને ભરતખંડનું પ્રાચીન બ્રહ્મતેજ અથવા આત્મબળ ફરી સંગઠિત કરીને તે જ સામાન્ય જનતાનું સંપૂર્ણ સ્વાતંત્ર્ય મેળવવા માટેનું અમોઘ સાધન છે એવો વિશ્વાસ ફરી જાગ્રત કર્યો છે. આ સાધુતા એટલે શું અને એ સાધુતાની દૃષ્ટિથી માનવસંસ્કૃતિનું મૂલ્યાંકન શી રીતે કરી શકાય તેનો વિચાર નીચે આપેલા સુભાષિતને આધારે આપણે કરી શકીશું. આ રહ્યું તે સુભાષિત :

विद्या विवादाय धनं मदाय शक्तिः परेषां परिपीडनाय ।
खलस्य साधोर्विपरीतमेतद् ज्ञानाय दानाय च रक्षणाय ॥

આ સુભાષિતમાં ખલ અને સાધુ, દુર્જન અને સજ્જન એ બે વચ્ચેનો ભેદ ઉત્તમ રીતે સ્પષ્ટ કર્યો છે. એને જ આધારે માનવસંસ્કૃતિનું શ્રેષ્ઠ સ્વરૂપ

અને હીન સ્વરૂપ એ બે વચ્ચેનો ભેદ આપણે બરાબર સમજી શકીશું. વિદ્યા, ધન તથા બળ માણસમાત્રને આવશ્યક હોય છે અને તેમને વધારતા રહેવું એ દરેક માનવસમાજનું કર્તવ્ય છે. પણ આ વિદ્યાનો, ધનનો અને શક્તિનો કોણ કેવી રીતે ઉપયોગ કરે છે તે જોઈને તે તે માણસની સંસ્કૃતિ સારી છે કે નરસી છે તેનો નિર્ણય થઈ શકે. વિદ્યા, ધન અને બળ વધારવા માત્રથી માનવસંસ્કૃતિની પ્રગતિ થતી નથી. પણ એ વિદ્યા, ધન કે શક્તિનો કેવી રીતે તથા કેવા કામમાં ઉપયોગ થાય છે, તે જોઈને જ કોઈ પણ સમાજની સંસ્કૃતિ પ્રગતિ કરે છે કે વિનાશને રસ્તે જાય છે, તેનો નિર્ણય કરવો પડે છે. કોઈ માણસ વિદ્વાન હોય, પૈસાવાળો કે શક્તિશાળી હોય, તો પણ તે જો પોતાની વિદ્વતાનો ઉપયોગ સત્ય શોધવાને માટે ન કરતાં કેવળ વાદાવાદી માટે કરતો હોય, પોતાના ધનનો ઉપયોગ દાન આપવામાં ન કરતાં તેનાથી તે અભિમાની થઈ જતો હોય, અને પોતાની શક્તિનો ઉપયોગ બીજાનાં રક્ષણ માટે ન કરતાં પારકાને પીડવામાં જ કરતો હોય, તો તેની ગણના સાધુમાં ન કરતાં તેને ખલ જ ગણવો પડશે. આ જ ન્યાય માનવસમાજને પણ લાગુ પડે છે. આજની યુરોપિયન સંસ્કૃતિ વિદ્યા, ધન અને શક્તિ એ ત્રણે ગુણોથી યુક્ત છે, પણ એ ગુણોનો તે દુરુપયોગ કરતી હોવાથી તે દુર્ગુણરૂપ બની ગયા છે, અને એ ત્રણ ગુણોથી તે સંસ્કૃતિ મંડિત થયેલી છે એમ કહેવાને બદલે એ દુર્ગુણોથી તે કલંકિત થયેલી છે એમ જ કહેવું પડે છે. ભારતીય સંસ્કૃતિના અભિમાનીઓનું કહેવું એમ છે કે, તેમની વિદ્યાને, ધનને તથા શક્તિને અધ્યાત્મનો પાયો નથી તેથી તે દુર્ગુણરૂપ બની ગયા છે. આધુનિક યુરોપિયન સંસ્કૃતિ આવી હીન સ્વરૂપની શાથી, ક્યારે અને કેવી રીતે બની તેનો હવે આપણે વિચાર કરીએ.

પંદરમા સૈકાની આખરે મુસલમાનોએ કૉન્સ્ટૅન્ટિનોપલ શહેર જીતી લીધું. તે પછી ત્યાંના પ્રાચીન વિદ્યાના પંડિતો પશ્ચિમ યુરોપમાં ફેલાયા. ઇસ્લામી સંસ્કૃતિ સાથેનું આ સંઘર્ષણ તથા પ્રાચીન ગ્રીક વિદ્યાનું પુનરુજ્જીવન એ બેને લીધે યુરોપીયન વિદ્યાને તથા વેપારને જે પ્રેરણા મળી, તેમાંથી જ આધુનિક યુરોપનો જન્મ થયો. આની પૂર્વે કેટલોક સમય યુરોપિયન સંસ્કૃતિ પર મધ્યયુગી ધર્માધિકારીઓનું વર્ચસ્વ હતું. એ ધર્માધિકારીઓની વિદ્યા તે વખતે સાવ નિર્જીવ થઈ ગઈ હતી. વિદ્યા જ્ઞાનપ્રાપ્તિ માટે છે, અને જ્ઞાનપ્રાપ્તિ અનુભવમાંથી થાય છે, એ સિદ્ધાંતને અવગણીને આ ખ્રિસ્તી ધર્મશાસ્ત્રીઓ તથા પંડિતો કેવળ ગ્રંથપ્રામાણ્યનો આધાર લઈને વિદ્યાનો ઉપયોગ શુષ્ક વાદવિવાદને માટે કરતા હતા. ધર્મજ્ઞાન, આત્મજ્ઞાન અને ભૌતિકજ્ઞાન એ બધાંને અનુભવનો આધાર હોવો જોઈએ અને તેમના સિદ્ધાંતો નવા

અનુભવની કસોટી પર ટકતા ન હોય તો તેમાં સુધારો થવો જોઈએ; અને એ સુધારો કરવાનો હક અને અધિકાર દરેક પેઢીના લોકોને છે, એ માનવી-પ્રગતિને માટેનું આવશ્યક તત્ત્વ સ્વીકારવાને તેમ જ તે પ્રમાણે સમાજના બદલાતા જતા વહેવારોને ઓળખીને નવી પરિસ્થતિને અનુકૂળ થાય એવાં નવાં સામાજિક બંધનો નિર્માણ કરીને અથવા તો જૂનાં સમાજબંધનોમાં સુધારો કરી નવી સમાજવ્યવસ્થા કરવાને તેઓ તૈયાર ન હતા. તેમ કરવા જાય તો તેમને ગ્રંથપ્રામાણ્ય છોડીને બુદ્ધિપ્રામાણ્ય તથા અનુભવપ્રામાણ્ય સ્વીકારવું પડે. એ કાર્ય કરવા માટે તે વર્ગ લાયક નથી એ પુરવાર થયા પછી, તથા જૂનાં ધર્મબંધન તેમ જ ધર્મવિચાર નવી પરિસ્થિતિમાં ટકી શકે અથવા બુદ્ધિને માન્ય થાય તેમ નથી એ વિચારવાન લોકોએ જોયું ત્યારે ખ્રિસ્તી ધર્માધિકારીઓ અને રોમન કૅથલિક ધર્મસંસ્થા સામે આધુનિક યુરોપે બળવો કર્યો. પ્રથમ આ બળવાનો લાભ યુરોપના રાજાઓએ પોતાના પરનાં પોપનાં ધર્મબંધનો તથા સત્તા ફગાવી દેવાના કામમાં લીધો. પોપની સત્તા ફગાવી દીધા પછી, ધર્મસંસ્થાનું આધિપત્ય પોતાના હાથમાં લેવાનો તેમણે પ્રયત્ન કર્યો. આઠમા હેન્રીએ ઇંગ્લન્ડમાં આ જાતની ધર્મક્રાંતિ કરી. આ ધર્મક્રાંતિને લીધે રાજાઓ મધ્યયુગના જમાના કરતાં વધારે બેકાબૂ અને સ્વચ્છંદી બન્યા. એ પૂર્વે ઇંગ્લન્ડમાંનો ઠકરાતી વર્ગ નામશેષ થઈ ચૂક્યો હતો અને હવે આ ધાર્મિક ક્રાંતિને પરિણામે ધર્માધિકારીઓ પણ રાજાઓના તાબામાં આવ્યા. પોપનું બાહ્ય બંધન હવે જતું રહ્યું હતું. આવી રીતે અંદરથી અને બહારથી બંધન વગરના અને અનિયંત્રિત બનેલા રાજાઓને પોતાની આજ્ઞા એ જ પરમેશ્વરની આજ્ઞા છે એમ લાગવા માંડ્યું, અને 'ना विष्णुः पृथिवीपतिः' એ સિદ્ધાંત અનુસાર તેઓ પોતાની જાતને જ પરમેશ્વરના આ દુનિયા પરના પ્રતિનિધિઓ માનવા લાગ્યા. આવા સ્વચ્છંદી અને અનિયંત્રિત રાજાઓ પર બંધન અને નિયંત્રણ મૂકવાનું કામ યુરોપના વેપારી વર્ગે કર્યું. આ જ વેપારી વર્ગમાંથી કૅલ્વિનનો પ્યૂરિટન સંપ્રદાય નિર્માણ થયો અને તેની જ આગેવાની હેઠળ આધુનિક યુરોપનાં બુદ્ધિવાદ, વ્યક્તિવાદ, લોકસત્તા તથા રાષ્ટ્રવાદ એ સામાજિક ધ્યેયો નિર્માણ થયાં. જે મધ્યમ વેપારી વર્ગમાં આ ધ્યેયોનો ઉદય થયો તેનો વર્ગસ્વાર્થ આ ધ્યેયો સાથે મળી ગયો; અને જ્યારે આ ધ્યેયોનું શુદ્ધ સ્વરૂપ તેમ જ ધનિક વર્ગોનો સ્વાર્થ એ બેની વચ્ચે વિરોધ ઊભો થયો, ત્યારે તે ધ્યેયો વિકૃત થયાં. આજની યુરોપિયન સંસ્કૃતિ ઉપર જણાવેલાં ધ્યેયોને પોતાના સ્વાર્થને કારણે ધનિક વર્ગોએ જે સ્વરૂપ આપ્યું તેમાંથી નિર્માણ થયેલી વિકૃતિ છે. આ વિકૃતિને લીધે બુદ્ધિસ્વાતંત્ર્ય વ્યક્તિસ્વાતંત્ર્ય, લોકસત્તા તથા રાષ્ટ્રવાદ, એ ધ્યેયોનું સ્વરૂપ કેવું બગડી ગયું

છે, તે જોતાં યુરોપિયન સંસ્કૃતિનો આજે વિનાશ શાથી થઈ રહ્યો છે, તેનો બરાબર ખ્યાલ આવે છે.

પ્રથમ આપણે બુદ્ધિસ્વાતંત્ર્યનો વિચાર કરીએ. દરેક માણસને બુદ્ધિ સ્વાતંત્ર્ય ભોગવવાની છૂટ હોવી જોઈએ, અને તેથી તેને કોઈ પણ ધર્મગ્રંથ કે ધર્મગુરુની ગુલામી સ્વીકારવાની ફરજ પડવી ન જોઈએ એમ કહેવું, અને સત્યનું જ્ઞાન થવાના તથા નવાં સત્યોની શોધ કરવાના કામમાં બધાની જ બુદ્ધિ સરખી રીતે સમર્થ હોય છે એમ માનવું, એ બેમાં ઘણો તફાવત છે. કોઈ પણ માણસની બુદ્ધિ બહારના અંકુશમાંથી મુક્ત થાય એટલે તે પૂરેપૂરી સ્વતંત્ર થઈ અથવા તો તે સત્યસંશોધનને માટે લાયક થઈ એમ કહેવું બરાબર નથી. એ લાયકાત મેળવવાને માટે તે બુદ્ધિએ અંતઃકરણની વ્યક્તાવ્યક્ત વાસનાઓ તથા વિકારોની ગુલામીમાંથી છૂટવું જોઈએ. માણસની બુદ્ધિ ઉપર જે જાતના સંસ્કાર પડેલા હોય તે સંસ્કારોને લીધે, તેમ જ તે સંસ્કારો વડે તેનામાં જે સામર્થ્ય નિર્માણ થયેલું હોય છે તે સામર્થ્યથી જ તે આખરે એ સંસ્કારોના બંધનોમાંથી પણ મુક્ત થઈ શકે છે. માણસ બુદ્ધિની મદદથી બાહ્ય જગતનું તેમ જ પોતાના અંતરનું જ્ઞાન મેળવી શકે છે; અને તેની જ મદદથી તે બાહ્ય સૃષ્ટિ ઉપર તેમ જ પોતાની અંતઃસૃષ્ટિ ઉપર પ્રભુત્વ પણ મેળવે છે. એ પ્રભુત્વ મેળવી તેને આન્તર્બાહ્ય સૃષ્ટિ ઉપર પ્રસ્થાપિત કરવા માટે બુદ્ધિની એકાગ્રતા, ધૃતિ, અનાસક્તિ, નિર્વિકારતા વગેરે અનેક ગુણો સંપાદન કરવા પડે છે. ખાસ કરીને પોતાની બુદ્ધિથી નવીન સત્યનું આકલન કરીને નવી ધ્યેયસૃષ્ટિ નિર્માણ કરવાના સામર્થ્ય વિના પોતાની કે સમાજની પ્રગતિ કરવાનું સામર્થ્ય માણસને મળતું નથી. આવી નવી ધ્યેયસૃષ્ટિ નિર્માણ કરી શકનાર બુદ્ધિ તે જ સાચી સ્વતંત્ર બુદ્ધિ છે, અને તેને જ પ્રતિભા કહે છે. સામાન્ય બુદ્ધિ બાહ્ય પરિસ્થિતિને આધીન હોય છે, અને તે પરિસ્થિતિનું જ્ઞાન મેળવીને તેમાં વધારેમાં વધારે સુખથી કેમ રહેવું એટલું જ બતાવી શકે છે. આવી સામાન્ય બુદ્ધિ વૈયક્તિક, વર્ગીય, રાષ્ટ્રીય વગેરે અનેક સંકુચિત સ્વાર્થોને તથા પરંપરાગત વિચારોને તેમ જ સંસ્કારોને આધીન હોય છે. એ સંસ્કારોના, દુર્વાસનાઓના અને દુર્વિકારોના ચશ્મામાંથી તે બાહ્યસૃષ્ટિને અને સામાજિક વહેવારોને જુએ છે. બલ્કે એવી સંસ્કારવશ, વાસનાવશ તથા વિકારવશ બુદ્ધિ એક આખી વિકૃત સૃષ્ટિ નિર્માણ કરે છે. આ વિકૃત સૃષ્ટિ માનવીની બુદ્ધિને ભ્રષ્ટ અને બદ્ધ કરનારી એક માયા છે. એ માયામાંથી મુક્ત થયા વિના તેને સત્યસૃષ્ટિનું જ્ઞાન થતું નથી, નવાં ધ્યેયો નિર્માણ કરવાને પણ તે સમર્થ થતો નથી. પણ આ સામર્થ્ય દરેક માણસ પ્રાપ્ત કરી શકે, એવો અદ્વૈત વેદાન્તનો આધ્યાત્મિક સિદ્ધાંત છે. માણસનાં

મન, બુદ્ધિ તથા આત્માનું એક વ્યકત અને બીજું અવ્યકત સ્વરૂપ હોય છે. આ અવ્યકત અને વ્યકત સ્વરૂપમાંનો અશુદ્ધ અંશ નાશ પામે નહીં ત્યાં સુધી તેની બુદ્ધિ સાચું આત્મસ્વરૂપ તથા સાચું જગતસ્વરૂપ ઓળખવાને લાયક થતી નથી. માણુસની બુદ્ધિ બાહ્ય વિશ્વ પર પ્રભુત્વ સ્થાપિત કરે, એ જેટલું માણુસની ઉન્નતિને માટે આવશ્યક છે, તેટલું જ તે બુદ્ધિ પોતાની અન્તઃસૃષ્ટિ પર, એટલે કે પોતાના મનની વ્યક્તાવ્યક્ત વાસનાઓ તથા વિકારો પર, પ્રભુત્વ સ્થાપન કરે એ આવશ્યક છે. પહેલું ક્ષેત્ર ભૌતિક વિદ્યાનું છે અને બીજું આધ્યાત્મિક વિદ્યાનું છે. ભૌતિક વિદ્યા અને તેના સિદ્ધાન્તો જેમ અનુભવગમ્ય તેમ જ અનુભવસિદ્ધ હોવા જોઈએ, તે જ પ્રમાણે આધ્યાત્મિક વિદ્યાના સિદ્ધાન્તો પણ અનુભવગમ્ય અને અનુભવસિદ્ધ હોવા જોઈએ. ભૌતિક વિદ્યા જેમ વિકાસ પામતી ને જીવંત હોવી જોઈએ તેવી જ રીતે આધ્યાત્મિક વિદ્યા પણ વિકસતી અને જીવંત હોવી જોઈએ. આ બન્ને વિદ્યાઓનો વિકાસ કરવાનું સામર્થ્ય માનવીબુદ્ધિનું છે; પણ તે સામર્થ્ય તેના શુદ્ધ અને સ્વતંત્ર સ્વરૂપનું છે, અશુદ્ધ કે પરતંત્ર સ્વરૂપનું નથી. તાત્ત્વિક દૃષ્ટિએ જોઈએ તો દરેક માણુસ બુદ્ધિનું આ શુદ્ધ અને સ્વતંત્ર સ્વરૂપ પ્રાપ્ત કરી શકે છે અને તેનાથી આન્તર્બાહ્ય વિશ્વ ઉપર સ્વામિત્વ — એટલે કે વિશ્વના નિયમોથી મર્યાદિત સ્વામિત્વ — ભોગવી શકે છે. આ અદ્વૈત વેદાન્તનો સિદ્ધાન્ત છે. વહેવારિક રીતે સમાજના સામાન્ય લોકોની બુદ્ધિ અશુદ્ધ અને પરતંત્ર, અને તેના અસામાન્ય નેતાઓની બુદ્ધિ શુદ્ધ અને સ્વતંત્ર હોય છે, એવો ભેદ કરવો પડે છે. એ જ દૃષ્ટિથી સામાન્ય બુદ્ધિને માત્ર પ્રજ્ઞા, અને નવીન સત્યોનું આકલન કરીને નવી ધ્યેયસૃષ્ટિ નિર્માણ કરનારી શુદ્ધ અને સ્વતંત્ર બુદ્ધિને પ્રતિભા કહે છે. લુડવિગ ફ્યૂરબૅક વિષેના પોતાના પુસ્તકમાં એંજલ્સે આવો જ ભેદ માકર્સની અને પોતાના જેવા તેના અનુયાયીઓની બુદ્ધિમાં છે એમ લખ્યું છે.

"જેમ કોઈ ઊંચી જમીન ઉપર ઊભેલો માણુસ બીજાઓ કરતાં વધારે દૂરની અને વધારે વ્યાપક વિસ્તારમાંની વસ્તુઓનું ઝટ આકલન કરી શકે છે, તેવી જ સ્થિતિ અમારી સરખામણીમાં માકર્સની હતી. માકર્સ પ્રતિભાશાળી હતો, અને અમને બહુ તો બુદ્ધિશાળી કહી શકાય. તેથી જ માકર્સે જે સિદ્ધ કર્યું તે હું ન કરી શકત." *

પ્રતિભાશાળી અસામાન્ય આગેવાનોની શુદ્ધ અને સ્વતંત્ર બુદ્ધિ અને સામાન્ય માણુસની અશુદ્ધ અને પરતંત્ર બુદ્ધિ, એ બે વચ્ચેનો આ વહેવારુ અને તાત્ત્વિક ફરક ધ્યાનમાં ન રાખતાં સમાજવ્યવસ્થાની રચના કરવી અથવા

* 'લુડવિગ ફ્યૂરબૅક' — ફ્રેડરિક એંજલ્સ, પૃ. ૫૨–૫૩.

તો તેમાં ક્રાંતિ કરાવીને તેનું ધરમૂળથી પરિવર્તન કરવું અશક્ય છે. બુદ્ધિસ્વાતંત્ર્યના સિદ્ધાંત સાથે આ ભેદ અસંગત નથી અથવા સામાજિક વહેવારમાં આગેવાન અને અનુયાયીનો ભેદ નિર્માણ કરી અમુક મર્યાદામાં રહીને સ્વતંત્ર બુદ્ધિવાળા નેતાની શિસ્ત પાળવામાં પણ બુદ્ધિસ્વાતંત્ર્યને વિરોધી એવું કશું નથી. તેવી જ રીતે દુર્વાસના અને દુર્વિકારમાંથી મુક્ત થયા વિના માણસની બુદ્ધિ શુદ્ધ અને સ્વતંત્ર થઈ શકતી નથી અને આવી વિશુદ્ધ બુદ્ધિવાળા કે પ્રતિભાશાળી આગેવાનો મળ્યા વિના માનવસમાજની ઉન્નતિ થતી નથી, અથવા સર્વાંગી ક્રાંતિ જેવું મહાકાર્ય પાર પડી શકતું નથી, એમ માનવામાં પણ બુદ્ધિસ્વાતંત્ર્યનો વિરોધ નથી. વળી સમાજની ઉન્નતિને માટે સમાજવ્યવસ્થામાં આવશ્યક ફેરફારો ઓછામાં ઓછા ક્લેશથી કરાવી શકાય તેટલા માટે સામાન્ય લોકોની બુદ્ધિ બને તેટલી શુદ્ધ અને સ્વતંત્ર રાખવાનો પ્રયત્ન કરવો, એ લોકનાયકોનું કર્તવ્ય છે અને સામાન્ય લોકો પણ બને તેટલી અંતઃશુદ્ધિ કરવાનો પ્રયત્ન કરતા રહે એ તેમનું પણ કર્તવ્ય છે. બુદ્ધિસ્વાતંત્ર્યના સિદ્ધાંતનું આ શુદ્ધ અને શ્રેષ્ઠ સ્વરૂપ આધુનિક યુરોપે ઓળખ્યું નથી અને તેથી તેણે પોતાનું નેતૃત્વ શુદ્ધ બુદ્ધિવાળા અથવા પ્રતિભાશાળી નિઃસ્વાર્થી આગેવાનોને ન સોંપતાં વર્ગસ્વાર્થથી જેની બુદ્ધિ મલિન થયેલી છે તથા જે સ્વાર્થને માટે જ પોતાની બુદ્ધિનો હંમેશ ઉપયોગ કરતો આવ્યો છે તે ધનિક વર્ગને પોતાનો આગેવાન બનાવ્યો છે. એ આધુનિક યુરોપની આજની વિપત્તિનું એક મુખ્ય કારણ છે. તે જ પ્રમાણે આધુનિક યુરોપની વિદ્યા તથા કળા પૂર્ણપણે ધનિક વર્ગની દાસીઓ બની ગઈ છે. સામાન્ય જનતાની સાંપત્તિક તથા સાંસ્કૃતિક ઉન્નતિ કરવી એ જ બધી વિદ્યાઓનું તથા કળાઓનું સાચું ધ્યેય છે એમ માનનારો, તે પ્રમાણે વર્તનારો તેમ જ પોતાના આત્મબળથી લોકોનું આત્મબળ જાગ્રત તેમ જ સંગઠિત કરીને સમાજને જરૂરી ક્રાંતિ સમાજની સારાસાર બુદ્ધિને માન્ય કરાવી આત્મબળને જોરે પ્રત્યક્ષ કરાવી શકે એવો વર્ગ પણ આજે યુરોપમાં દેખાતો નથી. આધુનિક યુરોપને આત્મબળ ઉપર આજે શ્રદ્ધા જ રહી નથી, અને પોતાને ઇષ્ટ લાગતી સર્વાંગી સમાજક્રાંતિ શસ્ત્રબળને જોરે કરાવવાનું સામર્થ્ય યુરોપના કોઈ પણ દેશે હજી સુધી બતાવ્યું નથી.

સમાજરચનાનાં નવાં તત્ત્વો અથવા સમાજમાં ન્યાયની સ્થાપના કરનારાં નવાં સત્યો માનવબુદ્ધિ ક્યારે અને કેવી રીતે ઓળખી શકે છે, તથા તે સત્યોની સ્થાપના માટેની સામાજિક ક્રાંતિઓ શી રીતે થાય છે, એ વિષે અહીં થોડું વધારે વિવેચન કરવું આવશ્યક છે. જગત એ એક સતત પરિવર્તન પામનારી વસ્તુ છે. જગતની એકે વસ્તુ સ્થિર અથવા અક્ષર નથી, અને તેથી તેને જગત એટલે ગતિમાન એવું નામ મળેલું છે. જગતનો માનવસમાજ તથા તેની અવસ્થાઓ

પણ જાણે અજાણ્યે બદલાયાં કરે છે, તેમાં ચિરંતન અથવા સનાતન કશું નથી. જગતનું તેમ જ સમાજનું સ્વરૂપ જેમ બદલાતું રહે છે, તેવી જ રીતે તે જગતનું તથા સમાજનું અવલોકન કરી તેનાં પરિવર્તનો પોતાને અનુકૂળ કેવી રીતે થઈ શકે અથવા આપણને અનુકૂળ થાય એવાં પરિવર્તનો તેમાં શી રીતે કરાવી શકાય, તેની શોધ કરનારી માણસની બુદ્ધિનું જ્ઞાન પણ સતત વધતું રહે છે. જે તત્ત્વો સમાજની અમુક એક અવસ્થામાં ન્યાયની સ્થાપના માટે ઉપયોગી થાય છે, તે જ તત્ત્વો તેની બીજી કોઈ અવસ્થામાં નકામાં તો શું, નુકસાનકારક પણ નીવડે છે. સમાજની જીવનયાત્રા જે તત્ત્વો અનુસાર ચાલે છે તે તત્ત્વો પ્રમાણે હવે પછી તે ચાલી નહીં શકે, એવો અનુભવ જે બુદ્ધિને થાય છે, તેને ચાલુ સમાજવ્યવસ્થાનું અધૂરાપણું અને ખામીઓ દેખાવા લાગે છે. માણસની બુદ્ધિમાં તેની નજરે પડતા દૃશ્ય વિશ્વનું તેમ જ દૃશ્ય સામાજિક પરિસ્થિતિનું પ્રતિબિંબ પડે છે. એ પ્રતિબિંબ જોઈને જ્યારે માણસને અસમાધાન થાય છે, ત્યારે પોતાના સમાજની પ્રાચીન અવસ્થાનું ચિત્ર તે પોતાની બુદ્ધિવડે જોવાનું શરૂ કરે છે; અથવા તેથી પણ તેને સંતોષ ન થાય તો પોતાના સમકાલીન બીજા સમાજોની વર્તમાન સ્થિતિનાં ચિત્રોનું તે પોતાનાં બુદ્ધિનેત્ર વડે અવલોકન કરવા માંડે છે. દાખલા તરીકે, વીસમા કે ઓગણીસમા સૈકાનો પરતંત્ર હિંદી પોતાની રાજકીય પરતંત્રતાનું તથા આર્થિક દુર્દશાનું દૃશ્ય જોઈને જ્યારે અસંતુષ્ટ થાય છે ત્યારે તેની બુદ્ધિ પોતાના પ્રાચીન કાળના સ્વરાજ્ય તરફ વળે છે. તે જો પૂનાનો હોય તો તેને પૂર્વેનું મરાઠી સામ્રાજ્ય સાંભરે છે અને દિલ્હીનો હોય તો તેને મોગલ બાદશાહીનાં ચિત્રો દેખાય છે. આ બંને ચિત્રો જોઈ તેમને ફરી ધરતી ઉપર આણવાં અશક્ય છે અથવા તો તે ચિત્રો પણ અપૂર્ણ, ખામીઓવાળાં અને ન સ્વીકારવા જેવાં છે, એમ તેને લાગે છે ત્યારે તે બીજા સ્વતંત્ર દેશોનાં સ્વરાજ્યનાં ચિત્રો પોતાની બુદ્ધિથી નિહાળવા લાગે છે. કોઈને યુરોપની લોકશાહીનું ચિત્ર પસંદ પડે છે તો કોઈને રશિયાની સમાજસત્તાક લોકશાહીનું ચિત્ર વધારે ગમે છે. પણ ભૂતકાળનાં તેમ જ વર્તમાનકાળનાં બધાં સ્વરાજ્યચિત્રોનાં પ્રતિબિંબો પોતાની બુદ્ધિમાં પાડીને તેમનું નિરીક્ષણ કર્યા પછી તેમાંના કોઈ પણ એક ચિત્રથી જે બુદ્ધિને પૂરેપૂરું સમાધાન થતું નથી અને દરેકમાં રહેલા દોષો, અપૂર્ણતાઓ તથા અંધકાર જે બુદ્ધિ બરાબર જોઈ શકે, અને જે બુદ્ધિમાં અપૂર્ણતામાંથી પૂર્ણતા તરફ, સદોષતામાંથી નિર્દોષતા તરફ અથવા અંધકારમાંથી પ્રકાશ તરફ જવાની, માનવઆત્માની સનાતન પ્રેરણા હોય તો તે પોતાના રાષ્ટ્રના કે સમાજના ભાવી સ્વાતંત્ર્યનું એક નવું ચિત્ર નિર્માણ કરે છે; અને તે એ ચિત્રને દિલમાં ઊતારી તેને પ્રત્યક્ષ સૃષ્ટિમાં નિર્માણ કરવાના

પ્રયત્નો કરીને સમાધાન મેળવે છે. ટૂંકમાં, માનવીબુદ્ધિમાં વર્તમાનકાળની તથા ભૂતકાળની દશ્ય સામાજિક અવસ્થાઓનાં શુદ્ધાશુદ્ધ પ્રતિબિંબો ઉતારીને તેમાં રહેલી અપૂર્ણતા કે પૂર્ણતા, સદોષતા કે નિર્દોષતા અથવા અંધકાર કે પ્રકાશનો નિર્ણય કરવાનું સામર્થ્ય જેમ છે, તેવી જ રીતે નવી ધ્યેયસૃષ્ટિ નિર્માણ કરી તેનું અવલોકન કરવાનું તથા તેની સ્થાપના કરવાનો માર્ગ શોધી કાઢવાનું સામર્થ્ય પણ છે. નવી ધ્યેયસૃષ્ટિ નિર્માણ કરવાનું આ જે સામર્થ્ય તેને જ પ્રતિભા કહે છે. દરેક માણસની બુદ્ધિમાં આ પ્રતિભાશક્તિ અવ્યક્ત રૂપમાં રહેલી છે; પણ થોડાકની બુદ્ધિમાં તે વ્યક્તરૂપે પણ પ્રગટ થાય છે. અજાણ્યા ક્ષેત્રમાં જઈને નવાં સત્યોનું આકલન અને સંશોધન કરવાનું માનવીબુદ્ધિનું આ સામર્થ્ય તેને ક્યાંથી અને કેવી રીતે મળે છે એ વિષે બે ત્રણ ખુલાસા આજે દુનિયામાં પ્રચલિત છે. તેમનો હવે આપણે થોડોક વિચાર કરીશું.

આ ખુલાસાઓને આધિદૈવિક, આધિભૌતિક અને આધ્યાત્મિક એવાં નામ આપી શકાય. સામાન્ય બુદ્ધિ જેનું આકલન નથી કરી શકતી એવાં નવાં સત્યોનું પ્રતિભાશાળી અસામાન્ય વિભૂતિઓ શી રીતે આકલન કરે છે, એ વિષે આધિદૈવિક ખુલાસો એવો છે કે, તે સત્યો પરમેશ્વર જાતે એવા અસામાન્ય પ્રતિભાશાળી લોકોને બતાવે છે તેથી તેમને દેખાય છે. વૈદિક મંત્રોના ઋષિઓ મંત્રદ્રષ્ટા હતા — ऋषयो मंत्रद्रष्टारः — એમ જ્યારે સામાન્ય લોકો કહે છે, ત્યારે તેમના મનમાં આ જ આધિદૈવિક ખુલાસો હોય છે. પરમેશ્વરના સ્વરૂપ વિષેના દ્વૈતી તત્ત્વજ્ઞાન ઉપર આ આધિદૈવિક ઉપપત્તિ કે ખુલાસો રચાયેલો છે. જીવાત્મા અને પરમાત્મા એ બે જુદા છે એમ માનીને પરમાત્મા જીવાત્માની પ્રજ્ઞાને નવીન સત્યોનું દર્શન કરાવે છે એમ આ ઉપપત્તિ કહે છે. આધિભૌતિક ઉપપત્તિ એથી ઊલટી છે. આ સિદ્ધાન્ત પ્રમાણે જીવ દ્રષ્ટા છે અને જગત તેનું દશ્ય છે. આ દશ્યજગતનું દર્શન કરીને તેના સ્વરૂપનું આકલન કરવું તથા તેમાં વ્યવહાર કરવો, એ માનવીબુદ્ધિનું મુખ્ય કાર્ય છે. દશ્યવિશ્વમાં અથવા તો સમાજની દશ્ય-પરિસ્થિતિમાં થતાં પરિવર્તનોનું અવલોકન કરવું તેમ જ તેમની પાછળ રહેલા નિયમો શોધી કાઢવા એ માનવી-બુદ્ધિનો ધર્મ છે. બાહ્ય પરિસ્થિતિમાં થતાં પરિવર્તનોમાંથી જ માણસની બુદ્ધિને નવાં ધ્યેયોનું અથવા સત્યોનું જ્ઞાન થાય છે. એટલે કે આ જ્ઞાન કરાવવાના કામમાં બાહ્ય દશ્ય-પરિસ્થિતિ તથા તેમાં થતાં પરિવર્તનો એ જ માનવબુદ્ધિના ગુરુ છે. એ ગુરુ જેટલું શિક્ષણ આપે તેટલું જ માનવબુદ્ધિનું જ્ઞાન વધે છે. અને તેને જે સત્યો તે ગુરુ બતાવે છે તે જ સત્યોનું આકલન તે બુદ્ધિ કરી શકે છે. માનવબુદ્ધિને નવાં સત્યોનું દર્શન શી રીતે થાય છે તેની આ એક આધિ-ભૌતિક મીમાંસા છે. આ મીમાંસામાં બધું કર્તૃત્વ દશ્ય-પરિસ્થિતિ તથ

તેમાં થતાં પરિવર્તનોનું જ છે એમ માનવામાં આવે છે. એક રીતે કહીએ તો આ ઉપપત્તિ પ્રમાણે માનવબુદ્ધિ દૃશ્ય-પરિસ્થિતિની અથવા તો તેનાં પરિવર્તનોની દાસી બને છે. આ વિચારસરણીને યાંત્રિક ભૌતિકવાદ (મિકૅનિકલ મટિરિયૅલિઝમ) નામ આપવામાં આવે છે. માણસની બુદ્ધિને આમાં જરાયે સ્વતંત્રતા અથવા કર્તાપણું હોય એમ માનવામાં આવતું નથી. આ યાંત્રિક ભૌતિકવાદનું વર્ણન કરતાં લોકમાન્ય ટિળકે

विश्व सर्व हें तुरंग मोठा प्राणिमात्र कैदी ।
पदार्थधर्मांचिया शृंखला त्यांतें कोणी न भेदी ॥

એ શંકર મોરો રાનડેના 'કલહપુરી' નાટકની શરૂઆતમાં આપેલું નાન્દીનું ગીત ગીતારહસ્યમાં આપેલું છે. આ યાંત્રિક ભૌતિકવાદમાં માનવબુદ્ધિને સ્વાતંત્ર્ય નથી, માનવી કર્તૃત્વને અવકાશ નથી અને તેને આધારે નિર્માણ થયેલા નીતિ-શાસ્ત્રમાં ધ્યેયવાદને અવકાશ નથી. આ ઉપપત્તિને આધારે ઘડાયેલા નીતિશાસ્ત્રનું ભૌતિક સુખ એ જ ધ્યેય છે અને સ્વાર્થત્યાગી ધ્યેયવાદી માણસ તથા સુખપરાયણ સ્વાર્થી માણસ એ બે વચ્ચેના ભેદને પણ આ તત્ત્વજ્ઞાનમાંથી નીપજતાં માનસશાસ્ત્ર તથા નીતિશાસ્ત્ર ઓળખતાં નથી.

કાર્લ માકર્સ વગેરે કૉમ્યુનિસ્ટ તત્ત્વજ્ઞોનો ભૌતિકવાદ આ યાંત્રિક ભૌતિક-વાદથી જુદો છે. માકર્સ વગેરેના ભૌતિકવાદનું નામ 'સ્વયંવિકાસી ભૌતિકવાદ' (ડાયલૅકિટકલ મટિરિયૅલિઝમ) છે. જડ અને નિર્જીવ સૃષ્ટિનાં પરિવર્તનોના યાંત્રિક નિયમો સજીવ સૃષ્ટિને લાગુ પડતા નથી, તેમ જ માનવેતર સજીવ સૃષ્ટિના પ્રાણીશાસ્ત્રના નિયમો પણ ધ્યેયવાદી માનવસૃષ્ટિને જેવા ને તેવા સ્વરૂપમાં લાગુ થઈ શકતા નથી, એ વાત આ સ્વયંવિકાસી ભૌતિકવાદ માન્ય રાખે છે; તેજ પ્રમાણે માનવબુદ્ધિ સ્વતંત્ર છે, તે નવી ધ્યેયસૃષ્ટિ નિર્માણ કરી શકે છે અને તે ધ્યેયો પ્રાપ્ત કરવા માટે સ્વાર્થત્યાગપૂર્વક પ્રયત્ન કરવો એ જ માણસના મનની ઉન્નત અવસ્થાનું લક્ષણ છે, વગેરે માનસશાસ્ત્રના તથા નીતિશાસ્ત્રના સિદ્ધાંતો આ ભૌતિકવાદને માન્ય છે. પણ માનવબુદ્ધિને નવી સમાજવ્યવસ્થા માટેનાં જે ધ્યેયો સૂઝે છે તે માનવસમાજની આધિભૌતિક રચનામાં, એટલે કે તેની રૂઢ થયેલી ધનની ઉત્પાદન પદ્ધતિમાં તેમ જ વહેંચણીની પદ્ધતિમાં ક્રાંતિ થવાથી સૂઝે છે; તેથી દૃશ્ય સામાજિક પરિસ્થિતિમાં થતું પરિવર્તન એ માનવી ધ્યેયસૃષ્ટિમાં થતા પરિવર્તનનું કારણ છે અને એ કારણનો વિચાર કર્યા વિના માનવઇતિહાસમાં જે જુદાં જુદાં ધ્યેયો નિર્માણ થયાં, તે શાથી થયાં તથા જૂનાં ધ્યેયો નકામાં પડવાથી નવાં ધ્યેયોને સ્થાપવા માટેની ક્રાંતિઓ કયાં કારણોથી થઈ, તેની સમાધાનકારક મીમાંસા થઈ શકતી નથી, એમ આ

સ્વયંવિકાસી ભૌતિકવાદનું માનવું છે. પણ યાંત્રિક ભૌતિકવાદની જેમ માનવી-બુદ્ધિનું સ્વાતંત્ર્ય, તે બુદ્ધિએ નિર્માણ કરેલી ધ્યેયસૃષ્ટિનું મહત્ત્વ તથા એ ધ્યેયસૃષ્ટિની પ્રાપ્તિ માટે મનુષ્યકૃત પ્રયત્નની તથા સ્વાર્થત્યાગની આવશ્યકતા માકર્સ વગેરેના ભૌતિકવાદમાં અમાન્ય થયેલી નથી. પરિસ્થિતિ માનવબુદ્ધિનો ગુરુ છે એ વાત સ્વીકારવા છતાં તેને માર્ગદર્શન કરાવવાનું સામર્થ્ય ધ્યેયો નિર્માણ કરનારી માનવબુદ્ધિમાં છે અને એ દૃષ્ટિથી પરિસ્થિતિરૂપ ગુરુને શીખવવાનું કામ પણ માનવબુદ્ધિ કરે છે. આ સિદ્ધાંત તરફ યાંત્રિક ભૌતિકવાદે દુર્લક્ષ કરેલું છે એમ કાર્લ માકર્સે સ્પષ્ટપણે જણાવ્યું છે. એટલે હવે પરિસ્થિતિ એ માનવબુદ્ધિનો ગુરુ છે એ સિદ્ધાંતથી આગળ જઈને એ પરિસ્થિતિનું ગુરુત્વ અથવા પ્રભુત્વ માનવી બુદ્ધિને સોંપવાનું આપોઆપ ફલિત થાય છે. સમાજની બધી જ વ્યક્તિઓની બુદ્ધિમાં આ જાતની સ્વતંત્રતા હોતી નથી અને તેથી પરિસ્થિતિને પોતાની આગળ નમાવીને તેના પર કાબૂ મેળવનારા માનવી ઇતિહાસના કર્મવીર પુરુષો અને પરિસ્થિતિને વશ થઈને ચાલનારા સામાન્ય લોકો, એ બંનેની બુદ્ધિ અને કર્તૃત્વશક્તિ વચ્ચે ભેદ માનવો પડે છે, અને એવો ભેદ જૂના ભૌતિકવાદે કરેલો છે એમ કાર્લ માકર્સે કહ્યું છે.* પણ માકર્સને આ ભેદ માન્ય નથી. સામાજિક સ્થિતિનું પરિવર્તન અને સમાજના અંતરમાંની ધ્યેયસૃષ્ટિનું પરિવર્તન એ બંને એકબીજા પર આધાર રાખનારાં અને અસર કરનારાં હોય છે. તેમનો કાર્યકારણ સંબંધ પણ એકબીજા પર અસર કરનારો હોય છે. તેથી જ સામાજિક પરિસ્થિતિમાં થનારાં પરિવર્તનોનો વિચાર કર્યા વિના ધ્યેયસૃષ્ટિનો વિકાસ સમજી શકાતો નથી, તેમ જ સામાજિક પરિવર્તનોની મીમાંસા માનવબુદ્ધિની ધ્યેયો નિર્માણ કરવાની શક્તિ તથા માણસના કર્તૃત્વને અવગણીને થઈ શકે નહીં. કાર્લ માકર્સે ઐતિહાસિક તત્ત્વના વિચારમાં જે મહત્ત્વનો ફાળો આપ્યો છે તે આ જ છે. હેગેલ વગેરે આધ્યાત્મિક ઇતિહાસમીમાંસકોએ કેવળ સામાજિક ધ્યેયોના વિકાસ ઉપર જ બધો ભાર દઈને તે ધ્યેયોના વિકાસનું કારણ થનારી સમાજની ભૌતિક

* "માણસો પોતાની પરિસ્થિતિ અને કેળવણીનું પરિણામ છે એમ જ્યારે ભૌતિકવાદ કહે છે ત્યારે એ વાત વીસરાઈ જાય છે કે, પરિસ્થિતિને પણ માણસો જ સારી પેઠે બદલી શકે છે અને કેળવણી આપનારની પણ કેળવણી થયા કરે છે. આ રીતે આ વાદને સમાજથી ઘણા ઊંચા એવા પુરુષો, દા. ત., રૉબર્ટ ઓવેન અને બાકીના સામાન્ય લોકો એવો ભેદ કરવો પડે છે. પરિસ્થિતિમાં થતો ફેરફાર અને ઓવેન જેવાનો માનવી પ્રયત્ન એ બે જે સાથે દેખાય છે તે સમગ્ર ઘટનાને ક્રાંતિકારી આચારરૂપે સમજવાથી બુદ્ધિને સમાધાન થાય તેમ છે."

— 'માકર્સીસ થીસિસ ઑન ફેવરબેક' નં. ૩

પરિસ્થિતિમાં થતાં પરિવર્તનો તરફ દુર્લક્ષ કર્યું હતું. આ ઊણપ ભરી કાઢવા માટે કાર્લ માર્ક્સે પોતાની 'ઇતિહાસની ભૌતિક મીમાંસા' શોધી કાઢી અને તેને આધારે સમાજસત્તાક ક્રાંતિ થશે એવું ભવિષ્ય ભાખ્યું. પણ તેમ કરતી વખતે તેણે યાંત્રિક ભૌતિકવાદનો સ્વીકાર કર્યો નહીં, તેમ જ માનવબુદ્ધિની સ્વતંત્રતા તથા માનવી કર્તૃત્વની આવશ્યકતા તરફ પણ દુર્લક્ષ કર્યું નહીં.

માણસ સ્વતંત્ર છે તથા પોતાની બુદ્ધિને જોરે દૃશ્યવિશ્વમાં તથા સામાજિક પરિસ્થિતિમાં થતાં પરિવર્તનોના નિયમ શોધી કાઢીને નવાં ધ્યેયો નિર્માણ કરવાનું તથા સ્થાપન કરવાનું તેનામાં સામર્થ્ય છે, એ સાચું હોય તો પણ માણસનું આ સ્વાતંત્ર્ય અને આ શક્તિ આંતર્બાહ્ય સૃષ્ટિના નિયમોથી મર્યાદિત છે; અને તેથી તે નિયમોનું ઉલ્લંઘન કરીને નહીં પણ તેમનું પાલન કરીને તથા તે મુજબ વર્તીને જ તે સ્વતંત્ર રહી શકે છે, એ કદી પણ ભુલાવું ન જોઈએ. આ બાબતમાં અધ્યાત્મવાદી હેગેલ તથા સ્વયંવિકાસી ભૌતિકવાદી માર્ક્સ તેમ જ એંજલ્સ વચ્ચે મતભેદ નથી. એંજલ્સે માનવી સ્વાતંત્ર્યના સિદ્ધાંતનો અને સૃષ્ટિમાં થતાં પરિવર્તનોના નિયમોની નિયતિનો સમન્વય હેગેલના ઉપર જણાવેલા સિદ્ધાંતને આધારે જ કરેલો છે.* માણસ સૃષ્ટિની નિયતિનું ઉલ્લંઘન કરી શકતો નથી; પણ તેનુ જ્ઞાન મેળવીને તેના પર, તેના જ નિયમો પાળીને પોતાનો કાબૂ બેસાડી શકે છે. ઇંદ્રિયગોચર બાહ્ય દૃશ્ય સૃષ્ટિ તથા સેંદ્રિય જીવોની બાહ્યેંદ્રિયોને અગોચર એવી અંતરની સૃષ્ટિ, એ બંનેનાં પરિવર્તનોના નિયમો શોધી કાઢી તેમના ઉપર કાબૂ મેળવીને માણસ પોતાની મર્યાદિત સ્વતંત્રતા ભોગવી શકે છે; એવી સ્વતંત્રતા ભોગવવી એ જ તેનું શ્રેષ્ઠ કર્તવ્ય છે.

---

* લેનિને એંજલ્સનો આ મત 'મટિરિયૅલિઝમ ઍંડ એંપીરિયો-ક્રિટિસિઝમ' નામના ગ્રંથના ૧૫૪મા પાના ઉપર નીચે પ્રમાણે આપેલો છે: "એંજલ્સ કહે છે, 'માણસનું સ્વાતંત્ર્ય અને નિયતિના સંબંધનો યોગ્ય ખુલાસો કરનાર હેગેલ પ્રથમ હતો. નિયતિ જેટલા પ્રમાણમાં આપણાથી કળી શકાતી નથી તેટલા પ્રમાણમાં જ તે આંધળી અથવા માણસના કાબૂ બહારની છે એમ કહેવાય.' સૃષ્ટિના કાયદાથી પોતે પર છે એવી કલ્પના કરીને ચાલવું એવો કંઈ સ્વતંત્રતાનો અર્થ થતો નથી; પણ એ નિયમોનું જ્ઞાન મેળવીને તે જ્ઞાનનો ઇષ્ટ ધ્યેયો સાધવાના કામમાં બુદ્ધિપૂર્વક ઉપયોગ કરવાની શક્યતા છે તેને જ સ્વતંત્રતા કહી શકાય. કુદરતને તેમ જ માણસના આધ્યાત્મિક તથા ભૌતિક જીવન પર જે બળો અસર કરે છે તે બંનેને આ વાત સરખી લાગુ પડે છે. . . . તેથી સ્વતંત્રતા એટલે આપણી પોતાની જાત ઉપર તથા કુદરતના પોતાના નિયમોને ઓળખીને તેને આધારે બાહ્ય દૃશ્યસૃષ્ટિ ઉપર કાબૂ મેળવવો તે."

અત્યાર સુધી અમે માનવબુદ્ધિની નવાં ધ્યેયો નિર્માણ કરવાની શક્તિ, તે ધ્યેયોની પ્રાપ્તિ માટે સ્વાર્થત્યાગપૂર્વકના માનવી પ્રયત્નોની જરૂર અને અંતર્બાહ્ય સૃષ્ટિના નિયમો સમજી લઈને પોતાનો ઇષ્ટ હેતુ પાર પાડવા માટે તેમનો ઉપયોગ કરવાની માણસની સ્વતંત્રતા — આટલી બાબતોનું વિવેચન સ્વયંવિકાસી ભૌતિકવાદને આધારે કર્યું. હવે અદ્વૈત વેદાંતનું એથી આગળ જઈને આ બાબત શું કહેવું છે તે જોઈને આ મુદ્દાનો ઉપસંહાર કરીશું. ઉપર એંજલ્સનો માનવી-સ્વાતંત્ર્ય વિષેનો જે સિદ્ધાંત કહ્યો છે તેમાં માણસે ઇંદ્રિયગોચર બાહ્ય સૃષ્ટિ પર કાબૂ મેળવવો જેટલો જરૂરનો છે તેટલો જ પોતાની મનોગોચર અંતઃસૃષ્ટિ ઉપર કાબૂ મેળવવો તેને આવશ્યક છે એમ કહ્યું છે. પહેલું પ્રભુત્વ મેળવવા માટે તેને ભૌતિક વિદ્યાનો અને બીજું મેળવવા માટે અધ્યાત્મવિદ્યાનો અભ્યાસ કરવો પડે છે. ઇંદ્રિયગોચર દૃશ્ય વિશ્વ તથા સેંદ્રિય દ્રષ્ટા જીવો એ બંનેના વહેવારોના તથા તેમનામાં થતાં પરિવર્તનોના નિયમો અવ્યક્ત હોય છે. ઇંદ્રિયગોચરસૃષ્ટિના પરિવર્તનના આ અવ્યક્ત નિયમો શોધી કાઢવાનું કાર્ય માણસની બુદ્ધિનું છે. સેંદ્રિય જીવસૃષ્ટિનું પણ આવું જ એક અવ્યક્ત સ્વરૂપ હોય છે, અને તે પણ માણસે શોધી કાઢવું પડે છે. દૃશ્ય અને દ્રષ્ટા એ બંનેનાં અવ્યક્ત સ્વરૂપમાં પરિવર્તનો કરાવનારા અવ્યક્ત નિયમો અથવા તો તેમનાં અવ્યક્ત સ્વરૂપો એ બંને એક જ હોય છે અને તેથી જ દ્રષ્ટા દૃશ્ય-વિશ્વમાં પોતાને અનુકૂળ થાય તેવાં પરિવર્તનો કરી શકે છે તથા પોતાની બુદ્ધિ વડે ધ્યેયસૃષ્ટિ નિર્માણ કરીને તેમના પર પ્રભુત્વ પ્રાપ્ત કરી શકે છે, એમ અદ્વૈત વેદાંત કહે છે. દ્રષ્ટા અને દૃશ્ય એ બંનેના અવ્યક્ત સ્વરૂપો સાથે એકતા સાધ્યા વિના માણસ અધ્યાત્મવિદ્યાનાં અથવા ભૌતિકવિદ્યાનાં નવાં સત્યો શોધી શકતો નથી. બલ્કે જેને આ અવ્યક્ત સ્વરૂપ સમજાયું નથી તેને જીવસૃષ્ટિનું તથા દૃશ્યસૃષ્ટિનું સ્વરૂપ પણ બરાબર સમજાતું નથી. એટલે કે આપણું, જીવાત્માનું, શુદ્ધ અવ્યક્ત સ્વરૂપ તે જ પરમાત્મા છે. પરમાત્મા કે પરમેશ્વર એ જીવ અને જગતનું જ અવ્યક્ત અને શુદ્ધ સ્વરૂપ છે; એ વિના બીજી કોઈ વસ્તુ નથી. પરમેશ્વર આપણાં પ્રજ્ઞાચક્ષુને નવાં સત્યો બતાવે છે અને મંત્રદ્રષ્ટા ઋષિઓ સમાધિ અવસ્થામાં તે સત્યોને જુએ છે. આ વાક્યોનો અર્થ પણ એટલો જ થાય છે કે, આપણો અવ્યક્ત અંતરાત્મા જાગ્રત થતાં આપણી બુદ્ધિમાં જે પ્રકાશ ઉત્પન્ન થાય અને તે બુદ્ધિ જેનું સંશોધન કરવાનું છે તે દૃશ્ય વિષયની સાથે તદ્રૂપ થાય, એટલે તે ધ્યેયસૃષ્ટિ નિર્માણ કરી શકે છે, અને એ ભાવી ધ્યેયસૃષ્ટિનું દર્શન કરી શકે છે. એ દૃષ્ટિએ જોતાં સામાન્ય બુદ્ધિ અને પ્રતિભા, અથવા જીવાત્મા અને પરમાત્મા, દૃશ્ય જગત અને તેના અવ્યક્ત નિયમો અથવા પરિવર્તનનાં કારણો એ બેની વચ્ચે અદ્વૈત વેદાંત ભેદ માનતું

નથી. દશ્યજગતનું સ્વરૂપ દ્રષ્ટાના જ્ઞાન ઉપર આધાર રાખે છે. અજ્ઞાની જીવની સૃષ્ટિ તથા જ્ઞાની જીવની સૃષ્ટિ જુદી જુદી હોય છે; એમાં પહેલી સૃષ્ટિ મોહમયી અને બીજી સત્ય હોય છે. જ્ઞાની જીવને સત્ય સૃષ્ટિની પ્રતીતિ થાય છે. અને અજ્ઞાની જીવને અજ્ઞાનમયી અથવા મોહમયી સૃષ્ટિની પ્રતીતિ થાય છે. આ અજ્ઞાન અને જ્ઞાન ભૌતિક અને આધ્યાત્મિક એમ બે પ્રકારનું છે. આધ્યાત્મિક જ્ઞાનથી દ્રષ્ટાનું અવ્યક્ત સ્વરૂપ ઓળખી શકાય છે અને ભૌતિક જ્ઞાનવડે દશ્ય જગતના અવ્યક્ત સ્વરૂપનો અનુભવ થાય છે. અવ્યક્ત પરમાત્માની સાથે તદ્રૂપ થયેલો માણસ કોઈ પણ દેવનું શરણુ શોધતો નથી અથવા એમ કહો કે આ આત્મસ્વરૂપથી ભિન્ન એવા કોઈ પણ પરમેશ્વરને ઓળખતો નથી. 'વાક્યવૃત્તિ'ના ૧૫૩મા શ્લોકમાં શ્રી શંકરાચાર્ય કહે છે:

नाहं नमामि देवान् देवानतीत्य न सेवते देवम् ।
न तदनुकरोति विधानं तस्मै यतते नमो नमो मह्यम् ॥

એટલે કે, હું કોઈ પણ દેવને નમસ્કાર કરતો નથી, દેવોથી પર થયેલો માણસ કોઈ પણ દેવની સેવા કરતો નથી અને પછી તે કોઈ પણ જાતની પૂજાવિધિ કરતો નથી. પ્રયત્નવાન એવા મને જ ફરી ફરી નમસ્કાર હો. 'यतते मह्यं नमो नमः' એ શ્રી શંકરાચાર્યનું વાક્ય અને 'यत्न तो देव जाणावा' એ સમર્થ રામદાસ સ્વામીનું વાક્ય એ બન્ને સમાનાર્થ કે સમાન ભૂમિકા ઉપરથી લખાયેલાં છે. એ જ અદ્વૈત ભૂમિકા પરથી 'आहे ऐसा देव वदवावी वाणी । नाहीं ऐसा मनीं अनुभवावा ॥' એમ કહી શ્રી તુકારામ મહારાજે નાસ્તિકવાદ અને આસ્તિકવાદનો સમન્વય કરેલો છે. પરમેશ્વર નથી એમ કહેવાથી જીવ અને જગતના અવ્યક્ત શુદ્ધ સ્વરૂપ તરફ સામાન્ય લોકો ધ્યાન આપતા નથી, તેથી જીવને અને જગતને અવ્યક્ત સ્વરૂપ છે એ વાત લોકોને શીખવવાને આસ્તિકવાદ સ્વીકારવો પડે છે. પણ આ આસ્તિકવાદ સ્વીકાર્યો કે પછી ફરી સામાન્ય લોકો પોતાના ઉદ્ધારની બધી જવાબદારી ઉપાડનાર જીવ અને જગતથી ભિન્ન એવો પરમેશ્વર જેવો ત્રીજો કોઈ પદાર્થ છે એમ માનીને નિષ્ક્રિય બને છે; અને તે જ આપણી બુદ્ધિને પ્રકાશિત કરશે એમ માનીને પોતાની બુદ્ધિને ચલાવતા નથી. મોટા માણસોએ પોતાની બુદ્ધિથી મેળવેલા જ્ઞાનને લોકો પરમેશ્વરનિમિત જ્ઞાન માને છે અને તેમણે લખેલા ગ્રંથોને પવિત્ર ગણીને શબ્દપ્રામાણ્યનો સ્વીકાર કરે છે. બુદ્ધિયોગ અને કર્મયોગનો આમ લોપ થાય છે ત્યારે ભૌતિકવિદ્યા તથા આત્મવિદ્યાની પ્રગતિ અટકી પડે છે અને ધર્મને નામે અધર્માચરણ શરૂ થઈને વિદ્યા એ જ્ઞાનને માટે નહીં પણ વિવાદને માટે જ હોય એવી સ્થિતિ થઈ જાય છે. એટલા માટે પરમેશ્વર એટલે જીવનું

અને જગતનું અવ્યક્ત સ્વરૂપ છે; અપૂર્ણતામાંથી પૂર્ણતા તરફ અને અજ્ઞાનમાંથી જ્ઞાન તરફ અથવા અંધકારમાંથી પ્રકાશ તરફ જવાની માણસની યત્નરૂપ જે અવ્યક્ત શક્તિ અને દુનિયાની અનંત વસ્તુઓમાં અખંડ પરિવર્તનો કરાવનારી જે અવ્યક્ત શક્તિ, તેનું વ્યક્ત સ્વરૂપ તે જ આ દૃશ્યવિશ્વ છે; તે શક્તિ એ જ દ્રષ્ટાનું તથા દૃશ્યનું અવ્યક્ત સ્વરૂપ, એટલે કે પરમેશ્વર છે; તું જ પરમેશ્વર છે, પરમેશ્વર જ જગત છે; તેથી જ જગતનાં પરિવર્તનો અને તારો ઉદ્ધાર થાય છે; તું જ તારો પોતાનો ઉદ્ધાર કરી શકે છે; યત્ન એ જ પરમેશ્વર છે એમ તારી વાણી બોલતી હોય તો પણ તે તારાથી જુદો નથી એવો જ અનુભવ તું કર, અને ભૌતિકવિદ્યાની તથા અધ્યાત્મવિદ્યાની સહાયથી, એટલે કે પોતાના પ્રયત્નથી જગત ઉપર પ્રભુત્વ ચલાવવાનો પોતાનો અધિકાર તું મેળવી લે, એમ માણસને સમજાવવું પડે છે. ભારતીય તત્ત્વજ્ઞાનના આજ લગીના બધા જ્ઞાનરાશિનો આ જ સાર અથવા અમૃત છે. અધ્યાત્મજ્ઞાનનો આ સિદ્ધાંત ભૌતિકજ્ઞાનની વૃદ્ધિને કે ઉપાસનાને પ્રતિકૂળ નથી પણ અનુકૂળ છે. માણસનો પ્રયત્ન, જીવની સ્વતંત્રતા તથા બુદ્ધિની નવાં ધ્યેયો નિર્માણ કરવાની શક્તિ એ બધાં સાથે જેમ તે સિદ્ધાંતનો વિરોધ નથી, તેવી જ રીતે તે આત્મસૃષ્ટિના અને ભૌતિકસૃષ્ટિના નિયમોનો બલ્કે નિયતિનો પણ વિરોધી નથી. સૃષ્ટિના નિયમો તથા જીવની સ્વતંત્રતા એ બેનો તેમાં સમન્વય છે; અને જીવાત્માને પરાવલંબી ન બનાવતાં ઊલટું તેને સ્વાવલંબી બનાવનારો આત્મોદ્ધારનો ઉપદેશ તે કરે છે. ભૌતિક ફળો મેળવવાનું જેમ પ્રયત્ન એ જ એક સાધન છે, તે જ પ્રમાણે આત્મજ્ઞાનની તથા મોક્ષની પ્રાપ્તિનું પણ તે જ સાધન છે.

"नाहीं देवापाशीं मोक्षाचें गाठोडें । आणूनि निराळें यावें हातीं ॥
इंद्रियांचा जय साधुनियां मन । निर्विषय करण असें तेथें ॥"

(ઈશ્વર પાસે કંઈ મોક્ષની પોટલી નથી કે તે લાવીને તમારા હાથમાં આપે. તેને માટે તો ઇંદ્રિયો પર કાબૂ મેળવીને, મનને વશ કરીને, તેને ઇંદ્રિયોની પકડમાંથી મુક્ત કરવું જોઈએ.) આ જ મોક્ષપ્રાપ્તિનો સાચો માર્ગ છે, એમ આ અદ્વૈત સિદ્ધાંત આપણને શીખવે છે.

આધુનિક યુરોપની પ્રગતિનું શ્રેય ત્યાંના વેપારી વર્ગને આપવું ઘટે. આજે તેની પ્રગતિ અટકાવી પાડવાનું શ્રેય પણ તેને જ આપવું જોઈએ. આ વેપારી વર્ગે યુરોપ ખંડની આગેવાની હાથમાં લીધી તે પછી ત્યાંની સંસ્કૃતિ ભૌતિક સ્વરૂપની થાય એ તદ્દન સ્વાભાવિક હતું. ભૌતિક સંપત્તિ પ્રાપ્ત કરવી એ જ આ વર્ગનું સામાજિક કાર્ય હોવાથી તેમ જ તે તેનો હંમેશનો ધંધો હોવાથી માણસનું સુખ એટલે ભૌતિક સુખ, અને ભૌતિક સુખ એટલે કે

પૈસાથી ખરીદી શકાતું સુખ, એવી માનવી સુખની વ્યાખ્યા યુરોપમાં થોડા જ વખતમાં રૂઢ થઈ. વ્યક્તિની સ્વતંત્રતા એટલે પૈસા કમાવાની સ્વતંત્રતા, વ્યક્તિનું સુખ એટલે પૈસાને મૂલે મળતું સુખ, અને વ્યક્તિના આ સુખનું તેમ જ કમાણીનું સંરક્ષણ કરવું એ જ રાજસત્તાનું મુખ્ય કર્તવ્ય અને રાજસત્તા એ વ્યક્તિની માલમિલકતનું રક્ષણ કરનારી સંસ્થા, એવી જાતનું આર્થિક, રાજકીય તથા સામાજિક તત્ત્વજ્ઞાન ત્યાં ઝપાટાબંધ રૂઢ થયું. દરેક વ્યક્તિ પોતાની સંપત્તિ વધારે એટલે દેશની સંપત્તિ આપોઆપ જ વધે છે, તેથી રાજ્યસત્તાએ કોઈ વ્યક્તિની આર્થિક ઉન્નતિની આડે આવવું ન જોઈએ, અને તે આડે ન આવી શકે તે માટે રાજ્યસત્તા લોકોએ પોતાના હાથમાં લેવી જોઈએ અને દરેક દેશના લોકો પોતાના દેશની સંપત્તિ, સત્તા તથા વૈભવ વધારવાનો પ્રયત્ન કરે એમાં જ વ્યક્તિનું, રાષ્ટ્રનું તથા અખિલ માનવજાતિનું કલ્યાણ રહેલું છે, એવી માયાવી ફિલસૂફી આ વેપારી વર્ગના સામાજિક તત્ત્વજ્ઞાનમાંથી ઉત્પન્ન થઈ. પૈસો કમાવો એ જ બધા શાસ્ત્રોનું અને વિદ્યાઓનું ધ્યેય બન્યું. પોતાના રાષ્ટ્રનું ભૌતિકસુખ એ જ સર્વશ્રેષ્ઠ માનવધર્મ બન્યો. રાજસત્તાને લોકસત્તાનું રૂપ પ્રાપ્ત થયું ખરું; પણ આ લોકસત્તા થોડા જ વખતમાં ધનિકસત્તામાં ફેરવાઈ ગઈ અને આખરે ધનિકવર્ગનું હિત એ જ રાષ્ટ્રનું હિત એમ મનાવા લાગ્યું.

આ વ્યક્તિવાદી સામાજિક વિચારસરણી કેટલાક સમય સુધી યુરોપની પ્રગતિનું કારણ બની. જ્યાં સુધી મહેનત કર્યા વિના વ્યક્તિ પૈસો મેળવી શકતી ન હતી, જ્યાં સુધી સાહસ કરવાથી જ શ્રી પ્રાપ્ત થઈ શકતી હતી અને જ્યાં સુધી સંયમ વિના અર્થસંચય થઈ શકતો ન હતો, ત્યાં સુધી, દરેક જણે મેળવેલો પૈસો તેની પોતાની મહેનતનું ફળ છે, દરેક વેપારીને મળતો નફો તેના સાહસનું ફળ છે, અને દરેક શાહુકારને મળતું વ્યાજ તેના સંયમનું ફળ છે, એમ કહી શકાતું. પણ જ્યારે ધનોત્પાદનનાં સાધનો બદલાયાં, ધંધાઓ વધ્યા અને નાના ઘરગથ્થુ ધંધાઓનો નાશ કરીને મોટાં કારખાનાંઓ પેદા થયાં, ત્યારથી નાના પાયા ઉપર ચાલતા ધંધાઓ કરીને પોતાની આજીવિકા મેળવનાર સમાજને લાગુ પડતું આ વ્યક્તિવાદી અર્થશાસ્ત્ર તથા સમાજશાસ્ત્ર કારખાનદારી અને મૂડીવાદી સમાજને લાગુ પડે એવી સ્થિતિ રહી નહીં. મૂડીવાદી સમાજમાં કમાણી અને મહેનતનું પ્રમાણ વ્યસ્ત હોય છે, ધનસંચય અને સંયમનો કશો સંબંધ હોતો નથી અને નફાખોર મૂડીવાદીઓને સાહસ ખેડવું પડતું હોય તો પણ પોતાની મહેનતથી મેળવેલા પૈસાને જોખમે ખેડવું પડતું નથી, પારકે પૈસે ને જોખમે તે તે ખેડી શકે છે. સમાજના ધનોત્પાદનનાં બધાં સાધનો અલ્પસંખ્ય વર્ગના હાથમાં ગયાં અને બહુસંખ્ય નિર્ધન વર્ગને જીવનનાં જરૂરી સાધનો મેળવવા માટે પોતાની મહેનત વેચીને આ મુઠ્ઠીભર પૈસાવાળાઓના

ગુલામ બનવું પડયું એટલે એ બે વર્ગો વચ્ચે થનારા કરારો એ તે બન્નેની રાજીખુશીથી કરેલા કરારો છે એમ ન કહી શકાય. આવી રીતે આજીવિકા મેળવવાને માટે આર્થિક દૃષ્ટિથી ગુલામ બનેલી, ગરીબ, અજ્ઞાન તેમ જ સંગઠન વગરની વ્યક્તિને રાજ્યકારભારમાં ધનિક, વિદ્વાન તથા સુસંગઠિત વર્ગની વ્યક્તિના જેટલો જ એક એક મતનો હક આપવાથી સાચી લોકસત્તા નિર્માણ થઈ શકે નહીં. આવા લોકસત્તાક રાજ્યની બધી પ્રાતિનિધિક સંસ્થાઓ ધનિક વર્ગોના હાથમાં જ જાય છે, તેના બધા કાયદાઓ ધનિક વર્ગની માલમિલકતનું રક્ષણ કરવા માટે જ ઘડવામાં આવે છે અને આવી પ્રાતિનિધિક સંસ્થાઓને જવાબદાર રહેતું પ્રધાનમંડળ કે સરકાર એ ધનિક વર્ગની માલમત્તાનું રક્ષણ કરનારી એક દંડધારી સંસ્થા જ બની જાય છે. લોકસત્તા એટલે લોકમત પ્રમાણે ચાલતો રાજ્યવહીવટ. પણ એ લોકમત કેળવનારાં વર્તમાનપત્રો તથા ગ્રંથપ્રકાશક સંસ્થાઓ ઉપર, એટલું જ નહીં પણ દેશને કેળવણી આપનારાં વિદ્યાપીઠો તેમ જ બીજી સાર્વજનિક કેળવણીની સંસ્થાઓ પર પણ, દેશના પૈસાદાર વર્ગનું આક્રમણ તથા સીધો કાબૂ ચાલવા માંડે છે. આવા લોકસત્તા નીચે વ્યક્તિસ્વાતંત્ર્ય એટલે ધનિકોની સ્વતંત્રતા અને ગરીબોની ગુલામી, અને રાષ્ટ્રહિત એટલે ધનિકોને સુખ અને નિર્ધનોને વૈતરું, એવો અર્થ થાય છે. આને લીધે લોકસત્તાનું ધનિક સત્તા અને રાષ્ટ્રવાદનું સામ્રાજ્યવાદ એવું વિકૃત સ્વરૂપ થાય છે. આ વિકૃતિનો નાશ કરવા માટે સમાજનાં ધનોત્પાદનનાં સાધનો પરથી ધનિક વર્ગની ખાનગી માલિકી દૂર કરીને તે બધાં સાધનો સમાજની સાર્વજનિક માલિકીનાં બનાવવાં, એટલે કે સમાજસત્તાક લોકશાહીની સ્થાપના કર્યા વિના બીજો કોઈ રસ્તો નથી, એવી યુરોપના સમાજશાસ્ત્રીઓની આજે ખાતરી થઈ છે. પણ આ સામાજિક ક્રાન્તિ શી રીતે કરાવવી એ પ્રશ્ન આજે યુરોપ સામે ઊભો છે. આ પ્રશ્નનો કાર્લ માર્ક્સે જે ઉકેલ બતાવ્યો તેમાંથી જ આજનો શાસ્ત્રીય સમાજવાદ ઉર્ફે કોમ્યુનિઝમ કે સામ્યવાદ, અને તેનું વર્ગયુદ્ધનું ક્રાન્તિશાસ્ત્ર જન્મ્યું છે. તેથી ઊલટું એ ક્રાન્તિને રોકવા માટે લોકસત્તાનો સ્વાંગ ઉતારી નાખીને નાગરિકોનું મૂળભૂત સ્વાતંત્ર્ય પણ છીનવી લઈ કેવળ મૂડીવાદી સમાજરચના ચિરસ્થાયી કરવા સારુ ફૅસિઝમનો ઉદય થયો છે. શેઠ અને મજૂરનો વર્ગભેદ નાબૂદ કરીને એક વર્ગ સમાજરચના કરવા માટે કૉમ્યુનિઝમનું ક્રાન્તિશાસ્ત્ર જન્મ્યું. તેની વિરુદ્ધ ચાલુ વર્ગભેદ કાયમ રાખી સમાજસત્તાક ક્રાન્તિના પ્રયત્નોને કચડી નાખવા માટે ફૅસિઝમનું ક્રાન્તિ-વિરોધી શાસ્ત્ર આજે યુરોપમાં નિર્માણ થયું. આ બન્ને શાસ્ત્રોનો શસ્ત્રબળ પર જ વિશ્વાસ છે. આ બે શસ્ત્રબળો વચ્ચે ચાલતા ઝઘડાના વાતાવરણમાં આધુનિક યુરોપમાં આત્મબળના પાયા પર રચાયેલા ક્રાન્તિશાસ્ત્રનો પ્રસાર થાય

અથવા તો મોટા પાયા પર લોકો તેને અનુસરે એવો સંભવ આજે તો દેખાતો નથી. આધુનિક ભારતમાં ઘડાઈ રહેલું આત્મબળનું નિઃશસ્ત્ર ક્રાન્તિશાસ્ત્ર લોકસત્તામાંથી સમાજસત્તા તરફ જવાને માટે કંઈ નહીં તો હિન્દને તો ઉપયોગી થશે જ; અને આજે તેનું જે કેવળ રાષ્ટ્રીય લોકસત્તાક ક્રાન્તિનું સ્વરૂપ છે, તેનો વિકાસ થઈને તેમાંથી જ સ્વતંત્ર ભારતની સર્વાંગી સામાજિક ક્રાન્તિ થશે એવો અમારો અભિપ્રાય છે.

કાર્લ માર્ક્સના શાસ્ત્રીય ક્રાન્તિવાદનો અહીં થોડો વિચાર કરી લઈએ. ગયા ત્રણ સૈકાના યુરોપના ઇતિહાસનું અવલોકન કરીને માર્ક્સે તે પરથી પોતાના શાસ્ત્રીય સમાજસત્તાક ક્રાન્તિવાદનું સ્વરૂપ નક્કી કર્યું. મધ્યયુગી યુરોપમાં ઠાકોરશાહીમાંથી વેપારી વર્ગનો ઉદય થયો. સરદારો અને રાજાઓની ભૌતિક તથા આર્થિક જરૂરિયાતો પૂરી પાડવાના ધંધામાંથી તે વર્ગનો વિકાસ થયો. આમ જેમ જેમ તેનો વિકાસ થતો ગયો તેમ તેમ તેને સરદાર વર્ગ નડવા લાગ્યો. સરદાર વર્ગની અંદર અંદર થતી લડાઈઓને કારણે દેશમાં શાંતિ રહેતી નથી અને તેથી વેપારની તથા શરાફીના વહેવારની વૃદ્ધિ થઈ શકતી નથી, એ જોઈને તેણે સરદારવર્ગને નાબૂદ કરીને ઠકરાતી પદ્ધતિને તોડી પાડવામાં રાજાઓને મદદ કરી. આપણા ચાતુર્વર્ણ્યમાંનો ક્ષત્રિયવર્ણ તે જ આ ઠકરાતદાર વર્ગ છે. ઠકરાતી પદ્ધતિમાં લોકોનું સંરક્ષણ કરવાનો જાણે કે એક ખાનગી ધંધો થઈ પડ્યો હતો. કોઈ પણ વ્યક્તિ પોતાની આસપાસ બે ચાર લડવૈયાઓને ભેગા કરે અને પોતાના બાહુબળને જોરે એકાદ નાનકડું રાજ્ય સ્થાપન કરે, એવો આ તદ્દન પ્રાથમિક અવસ્થાનો ક્ષાત્રધર્મ હતો. આગળ જતાં એ જ ચારને ઠેકાણે ચારસો લડવૈયા કે ચાર હજારનું પાયદળ કે હયદળ રાખીને મુલક જીતીને કબજે કરવાનો ધંધો છડેચોક શરૂ થયો. તે છતાં એવી હાલતમાં પણ આ સરદાર જાગીરદારવર્ગે થોડા વખત સુધી લોકરક્ષણનું કામ કર્યું હતું ખરું. પછીથી એ જ વર્ગ સમાજના વેપારી શાહુકારોને દેશમાં અંધાધૂંધી ફેલાવવા લાગ્યો. મોટા પાયા ઉપર એકચક્રી રાષ્ટ્રીય અમલ સ્થાપન કરવાના કાર્યમાં એ અંધાધૂંધી નડવા લાગી અને શાંતિના વખતમાં સંપત્તિનો તેમ જ સંસ્કૃતિનો જે વિકાસ થઈ શકે છે તે અટક્યો. વેપારી વર્ગ ઊલટો પોતાના દેશમાં તથા પરદેશમાં વેપાર કરીને દેશને સમૃદ્ધ કરતો હતો. રાષ્ટ્રની સંપત્તિની આબાદીમાં આડખીલી થનારા આ ઠકરાતદાર વર્ગને નાબૂદ કરીને રાજાએ પ્રજાના રક્ષણનું બધું કાર્ય પોતે એકલાએ માથે લીધું અને એ ધંધો ખાનગી મટીને આખા દેશની વતી રાજાએ પોતાને માથે લીધો, ને તેને રાષ્ટ્રીય બનાવ્યો. આ વખતે ઠકરાતદાર વર્ગ પોતાના પરંપરાથી ચાલતા આવેલા વ્યક્તિગત હકોને નામે તથા સ્વતંત્રતાના

રક્ષણને નામે રાજાની સત્તાની સામે થયા. પોતાના જેવા ખાનદાન શ્રેષ્ઠ વર્ગને લેભાગુ વેપારી વર્ગની પાયરીએ ઉતારી પાડવો એ કુદરતના નિયમથી વિરુદ્ધ છે, આવી સામાજિક વિષમતા કાયદાને જોરે સ્થાપી શકાય નહીં અને કદાચ થોડોક વખત ચલાવી શકાય તો પણ કાયમ ટકી નહીં શકે એવો બુમાટો તેણે શરૂ કર્યો. જાગીરી કે ઇનામ આપ્યા વિના સેનાપતિ થઈને દેશને ખાતર પોતાના પ્રાણનું બલિદાન આપવા કોઈ પણ તૈયાર નહીં થાય, અને તેથી જાગીરદાર વર્ગનો નાશ કરવામાં આખરે દેશનું જ નુકસાન થશે એવી બીક પણ તેણે બતાવી. છતાં યુરોપનો વર્ધિષ્ણુ વેપારી વર્ગ પોતાને ઇષ્ટ લાગતી રાજકીય તેમ જ સામાજિક ક્રાન્તિ આખરે કરાવી શક્યો. પછી એ જ રાજાઓ જ્યારે પોતાની લશ્કરી સત્તાનો તથા સંપત્તિનો દુરુપયોગ કરવા લાગ્યા અને ધનિકવર્ગ ઉપર ગમે તેવા કરવેરા લાદવા લાગ્યા ત્યારે ખેડૂત વર્ગની આગેવાની લઈને વેપારી વર્ગે લોકશાહીની સ્થાપના કરી, અને સામાજિક સમતાની તથા રાષ્ટ્રીય બંધુભાવનાની ઘોષણા કરી. આવી રીતે જમીનદારવર્ગ અને વેપારી વર્ગના વર્ગકલહમાંથી યુરોપિયન લોકશાહીનો જન્મ થયો. પાછળથી આ જ વેપારી–શાહુકારવર્ગ ઔદ્યોગિક ક્રાન્તિ થયા પછી કારખાનદાર-વર્ગ બન્યો.

આ ઔદ્યોગિક ક્રાન્તિને પરિણામે ધનોત્પાદનનું પ્રમાણ વધ્યું; પણ આ પ્રમાણભેદમાંથી પ્રકારભેદ નિર્માણ થયો. નાના પાયા ઉપર ચાલતા ધંધામાંથી જે કમાણી થાય છે તે ઘણુંખરું માલિકની પોતાની મહેનતનું ફળ હોય છે. જ્યારે મોટા પાયા પર ચાલતા ધંધાઓમાં થતી કમાણી માલિકની પોતાની મહેનતથી થતી નથી, મજૂરોની મહેનતથી થાય છે. આવી રીતે કમાણીનું પ્રમાણ વધે છે ત્યારે તેનો પ્રકાર બદલાઈ જાય છે. પ્રમાણ વધતાં વધતાં જ્યારે પ્રકારભેદ નીપજે છે ત્યારે પહેલાંની સમાજરચનાનો પ્રકાર પણ બદલવો પડે છે. નાના નાના ધંધાવાળાઓને સમાજમાં વહેવાર કરવા દેવાને માટે જેટલાં બંધનો પૂરતાં થાય છે, તેટલાં અને તેવાં બંધનો મોટા પાયા ઉપર ધંધો કરનારાઓના વહેવારને માટે પૂરતાં થતાં નથી. વસ્તીમાં ફરતી બિલાડીઓ, જંગલી બિલાડીઓ અને વાઘ એ ત્રણેની આકૃતિમાં કદાચ પ્રમાણનો જ ભેદ છે, એમ કોઈ પ્રાણીશાસ્ત્રજ્ઞ કહેશે ખરો; પણ ઘરની બિલાડીઓની માફક રાની બિલાડાંને કે વાઘોને સમાજમાં છૂટા ફરવા દેવામાં કશો વાંધો નથી એમ કોઈ પણ સમાજશાસ્ત્રજ્ઞ કહી શકતો નથી. ગાલ્લાંની અવરજવરનું નિયમન કરવા માટેના નિયમો મોટરોની અવરજવરનું નિયંત્રણ કરવા માટે બસ થતા નથી અને સો સવાસો ઘરવાળાં ગામડાંના સાર્વજનિક આરોગ્ય માટેના નિયમો પાંચ પચાસ હજાર ઘરોવાળાં ઔદ્યોગિક શહેરના

આરોગ્યરક્ષણ માટે પૂરતા થતા નથી. આ દાખલાઓ પરથી દેખાશે કે પ્રમાણભેદમાંથી પ્રકારભેદ નિર્માણ થાય છે અને સમાજના સામાજિક વહેવારોનાં પ્રમાણ અને પ્રકાર બદલાય એટલે તેમના નિયમનોના પ્રકાર પણ બદલવા પડે છે; એટલું જ નહીં પણ, અગાઉની સમાજરચનાનું બધું જ સ્વરૂપ બદલીને તેમાં ક્રાન્તિ કરવાની જરૂર પડે છે. ઔદ્યોગિક ક્રાન્તિને પરિણામે આવી જ એક સર્વાંગી સામાજિક ક્રાન્તિની આવશ્યકતા ઉત્પન્ન થઈ છે, એટલું જ નહીં પણ તે હવે થઈ શકે છે, એમ કાર્લ માર્ક્સે પુરવાર કરી આપ્યું. સરંજામ-શાહીમાંથી લોકશાહીમાં લઈ જનારી ક્રાન્તિ જેમ વેપારીવર્ગની આગેવાનીથી થઈ તેવી જ રીતે લોકશાહીમાંથી સમાજસત્તાક અવસ્થામાં જવાની ક્રાન્તિ મૂડીવાદી પદ્ધતિમાં જ નિર્માણ થનારો, તેના જ કાર્યને માટે સંગઠિત થનારો અને તેની કારકિર્દીમાં જ ધનોત્પાદનનું બધું કાર્ય પોતાના સંગઠિત પ્રયત્નથી કરતાં કરતાં હરઘડી ચુસાતો મજૂરવર્ગ કરશે, એમ પણ તેણે દર્શાવ્યું છે.

આ ક્રાન્તિ એકવર્ગસમાજની સ્થાપના કરીને માનવસમાજની નૈતિક અને સાંસ્કૃતિક ઉન્નતિ કરશે એમ તે માનતો હતો. પણ એ ક્રાન્તિ માટે કેવળ એ જ એક કારણ પૂરતું નહીં થાય એવો પણ તેનો મત હતો. સમાજની એક વ્યવસ્થા તૂટી જાય અને તેને ઠેકાણે બીજી વ્યવસ્થા અસ્તિત્વમાં આવે છે, ત્યારે તે કેવળ નૈતિક અને સાંસ્કૃતિક ઉન્નતિની આકાંક્ષામાત્રથી પેદા થતી નથી. કોઈ પણ સમાજરચના કેવળ નૈતિક અને સાંસ્કૃતિક દૃષ્ટિથી અપૂર્ણ હોય, તો પણ તેટલા જ ખાતર તેને બદલી નાખવા કે તેમાં ક્રાન્તિ કરવા લોકો તૈયાર થતા નથી. એ સમાજરચના જ્યારે તેમાં રહેલા અન્તર્ગત વિરોધોને કારણે ભાંગી પડવાની અણીએ પહોંચે છે, સરળપણે ચાલી શકતી નથી, અથવા સાવ ભાંગી પડે છે, અને તેમાં રહીને પોતાની જીવનયાત્રા ચલાવવાનું પણ શક્ય નથી એમ બધા લોકોને જ્યારે જણાય છે, ત્યારે જ તે સમાજરચનામાં ક્રાન્તિ થઈ શકે છે. દરેક સમાજરચનામાં આવા અન્તર્ગત વિરોધો હોય છે; એ વિરોધો વધી જાય છે અને તેને કારણે એ સમાજવ્યવસ્થા તૂટી પડે છે ત્યારે જ નવી સમાજરચના સ્થાપન કરનારી ક્રાન્તિ થાય છે. આવી જાતના અંતર્ગત વિરોધો મૂડીવાદી સમાજરચનામાં છે અને તે સમાજરચનાના વિકાસની સાથે એ વિરોધો પણ વધતા જાય છે. હર કોઈ સમાજરચનાના વિનાશનાં બીજ તેમાં રહેલા આ અન્તર્ગત વિરોધોમાં રહેલાં હોય છે અને એ સમાજરચનાના વિકાસની સાથે તેમની પણ વૃદ્ધિ થયા કરે છે. મૂડીવાદના વિકાસની સાથે તેનાં વિનાશબીજોની પણ એ જ રીતે વૃદ્ધિ થઈ રહી છે અને તેનો વિનાશ કરનારો શત્રુ એટલે મજૂરવર્ગ તેના વિકાસની સાથે જ વધતો તથા સંગઠિત થતો જાય છે.

મૂડીવાદમાં રહેલા મુખ્ય અન્તર્વિરોધો આ પ્રમાણે વર્ણવી શકાય. આ સમાજયંત્રની એટલે કે મૂડીવાદની બધી પ્રેરકશક્તિ વ્યક્તિગત નફાખોરીમાં અને હરીફાઈમાં રહેલી છે. આ નફાખોરી માટે મજૂરોની મજૂરી ઘટાડવી અને તૈયાર માલની કિંમત વધારવી એ બે જ ઉપાયો મૂડીવાદી વર્ગ કામમાં લે છે. વળી અંદર અંદરની હરીફાઈને લીધે મજૂરવર્ગનું શોષણ કરવાની નીતિ પણ તેનાથી છોડી શકાતી નથી. મજૂરીના દર ઘટાડીને મજૂરવર્ગનું શોષણ કરવું અને પોતાના માલની ખપત વધારવી, એ બે વસ્તુઓ પરસ્પર વિસંગત છે. સામાન્ય જનતાનું શોષણ થવાથી તેની ખરીદશક્તિ ઓછી થાય છે અને કારખાનાવાળાઓના માલના ઘરાકો ન મળવાથી તે માલનો ઉપાડ થતો નથી. માલની ખપત બંધ થાય છે એટલે કારખાનાં બંધ કરવાં પડે છે. કારખાનાં બંધ થાય છે એટલે લોકો બેકાર બને છે, અને જનતાની ખરીદશક્તિ વળી ઓછી થાય છે. એમાંથી જ ઔદ્યોગિક કટોકટીઓ ઊભી થાય છે. આ કટોકટીમાંથી બચવા માટે યુરોપના દેશોએ સામ્રાજ્યશાહીનો આશરો લીધો. તેથી થોડા વખત સુધી એ કટોકટીમાંથી તે બચી શક્યા. તેમ છતાં આજે યુરોપનાં સામ્રાજ્યવાદી રાષ્ટ્રો આ ઉપાયો વડે પણ મૂડીવાદમાંથી નિર્માણ થતી આફતોમાંથી બચી શક્યાં નથી. મૂડીવાદમાંથી ઊભી થતી ઔદ્યોગિક કટોકટીનું નિવારણ કરવા માટે જે સામ્રાજ્યશાહીનો તેમણે આશ્રય લીધો, તે જ સામ્રાજ્યશાહીમાંથી તેમના પર આજે પહેલાંથીએ વધારે ભયંકર આફતોની પરંપરા મહાયુદ્ધોના રૂપમાં ઊતરતી જાય છે. વળી સામ્રાજ્યોમાંના જિતાયેલા દેશો પણ પોતપોતાની ઔદ્યોગિક ઉન્નતિ કરીને યુરોપના દેશો સાથે હરીફાઈ કરતા હોવાથી ચીન, હિંદુસ્તાન જેવાં બજારો આજે તેમના હાથમાંથી સરી જવા લાગ્યાં છે; એટલું જ નહીં પણ જે યુરોપીય મૂડીદારોએ ચીન અને હિન્દમાં પોતાની મૂડી રોકીને કારખાનાંઓ ઊભાં કર્યાં તેમની જ હરીફાઈ આજે યુરોપના કારખાનાંવાળાઓને નડવા લાગી છે. હિન્દુસ્તાન જેવા દેશનું લાગલગાટ સો વરસ સુધી શોષણ થવાથી ત્યાંની ગરીબ જનતા પણ યુરોપીય કારખાનાવાળાઓનો માલ ખરીદી શકતી નથી. આવી રીતે યુરોપિયન કારખાનાવાળાઓએ સામ્રાજ્યશાહીનો આશરો લઈને એ સમાજરચનામાં રહેલા અન્તર્વિરોધોમાંથી પેદા થતી જે આફતો થોડા સમય માટે આગળ ઠેલી હતી, તે આજે પહેલાંથીયે વધારે ભીષણ સ્વરૂપમાં તેમની સામે આવીને ઊભી રહી છે. દરેક દેશમાં મજૂરવર્ગ અને માલિકવર્ગ વચ્ચે વર્ગકલહ જોરમાં ચાલુ છે, અને ક્રાન્તિકારી મજૂરવર્ગ યુરોપિયન મહાયુદ્ધની તકનો લાભ લઈ સમાજસત્તાક ક્રાન્તિ કરવાની આતુરતાથી વાટ જોઈ રહ્યો છે. આવી રીતે મૂડીવાદી સમાજરચના અને સંસ્કૃતિ પોતાના અન્તર્વિરોધોને કારણે સળગેલી

આગમાં બળીને ખાખ થવાનાં છે એ વિષેનું માર્કસનું ભવિષ્ય યુરોપખંડમાં મોટે ભાગે સાચું પડવાની અણી પર છે એમ કહેવામાં કશો વાંધો દેખાતો નથી. આ આગમાં આજની યુરોપની મૂડીવાદી સંસ્કૃતિ નાશ પામશે પછી તેની રાખમાંથી નવી સમાજસત્તાક સંસ્કૃતિ નિર્માણ થશે એ માર્કસનું બીજું ભવિષ્ય કંઈ નહીં તો યુરોપખંડમાં તો સાચું પડશે એમ ચોક્કસપણે કોઈ કહી નહીં શકે. અમને પણ એવો સંભવ બહુ ઓછો દેખાય છે. તેમ છતાં માનવસંસ્કૃતિ હવે પછી સમાજસત્તાક સ્વરૂપ લેશે એ વિષે અમને શંકા રહી નથી.

કાર્લ માર્કસના ક્રાન્તિશાસ્ત્રના સ્વરૂપની સ્પષ્ટતા કરવાને માટે તેના બીજા એક બે મતોનો ઉલ્લેખ અહીં કરવો જરૂરનો છે. સમાજસત્તાક ક્રાંતિ સામાન્યપણે લોકસત્તાક તંત્ર નીચે બંધારણીય માર્ગે થઈ શકે નહીં, પણ સશસ્ત્ર ક્રાન્તિને માર્ગે જ સફળ થઈ શકે એવો તેનો સામાન્ય સિદ્ધાંત હતો. આ સમાજસત્તાક ક્રાન્તિ સશસ્ત્ર માર્ગે થાય પછી કેટલોક વખત અનિયંત્રિત મજૂરશાહી (ડિક્ટેટરશિપ ઑફ ધિ પ્રોલેટેરિયટ) સ્થાપિત થશે; અને એક વાર મૂડીવાદનો પૂરેપૂરો નાશ થશે એટલે સમાજમાં મજૂરવર્ગ સિવાય બીજો કોઈ વર્ગ ન રહેવાથી એક-વર્ગ સમાજરચના સ્થાપિત થશે. એક-વર્ગ સમાજરચનામાં ધનોત્પાદનનાં બધાં સાધનો સામાજિક માલકીનાં બનશે એટલે સામુદાયિક રીતે સંપત્તિ પેદા કરવાના બધા લાભ બધાને સરખી રીતે મળતા થશે. બધા લોકોના જીવનનુ ધોરણ વધશે પણ તેમની જરૂરિયાતો યંત્રોની મદદથી ઘણી ઓછી મહેનતે પૂરી પડી શકશે. સમાજનો બીજો કોઈ પણ વર્ગ પોતાના શ્રમનું ફળ પડાવી જતો નથી અને તે બધું પ્રત્યક્ષપણે કે અપ્રત્યક્ષપણે, આજે નહીં તો કાલે પોતાના કે પોતાના જેવા બીજા મજૂરવર્ગની આજની કે આવતી કાલની પેઢીને મળ્યા કરશે, એવી ખાતરી થવાથી ધનોત્પાદન માટે મહેનત કરવા લોકો રાજીખુશીથી તૈયાર થશે. બાળક, વૃદ્ધ અને રોગી, એ બધાંની સગવડ ને સારવાર સમાજ મારફતે થશે અને બધા પુખ્ત ઉંમરના તંદુરસ્ત માણસોને કામ આપીને તેમની જરૂરિયાતો પૂરી પડે તેટલું વેતન આપવાની જવાબદારી સમાજ લેશે. આ જાતની ખાતરી સમાજની બધી વ્યક્તિઓને મળશે એટલે, તેમની ધનસંચયની લોભી વૃત્તિ નાશ પામશે. સમાજની કોઈ પણ પુખ્ત ઉંમરની તંદુરસ્ત વ્યક્તિ કામ કર્યા વિના સંપત્તિનો ઉપભોગ કરી શકશે નહીં, અને તેમ કરવું વાજબી નથી એવો લોકમત અને પ્રત્યક્ષ વહેવાર સમાજમાં વરસો સુધી રૂઢ થશે, તેમ જ સમાજની ભૌતિક જરૂરિયાતો પૂરી પાડવા માટે પડતી મહેનત ઓછી થશે ને એકવર્ગ-સમાજમાં અનેક વરસો

સુધી બંધુભાવના રૂઢ થશે એટલે કે મજૂરસંસ્કૃતિની સ્થાપના થશે, અને સમાજમાં કોઈ પણ જાતના દંડધારી રાજ્યતંત્રની જરૂર રહેશે નહીં. સામાજિક અસમાનતામાંથી ઉત્પન્ન થતા ગુનાઓ, અત્યાચારો તથા અશાંતિ સાવ નિર્મૂળ થશે તેથી મજૂરશાહીનું રાજ્યતંત્ર પણ નકામું પડશે ને આપોઆપ ખરી પડશે. એ પછી સાચી વર્ગવિગ્રહ વિનાની માનવસંસ્કૃતિનો ઉદય થશે અને માનવઇતિહાસના વર્ગવિગ્રહના જંગલી યુગનો અંત આવશે.

મૂડીવાદમાંથી પેદા થતો વર્ગવિગ્રહ અને તે વર્ગવિગ્રહમાંથી આખરે સ્થાપન થતી મજૂરશાહી, એ જાતનું સમાજસત્તાક ક્રાંતિનું જે સ્વરૂપ ઉપર વર્ણવ્યું છે તે માર્ક્સના શાસ્ત્રીય સમાજવાદના ક્રાન્તિશાસ્ત્રનું કેવળ સ્થૂળ સ્વરૂપ છે. સમાજની તદ્દન પ્રાથમિક અવસ્થા બાદ કરીએ તો ગુલામ અને તેનો માલિક, દૂબળો અને ધણિયામો, તેમ જ મજૂર તથા કારખાનાવાળો એમ સમાજની દરેક અવસ્થામાં બે વર્ગો હોય છે. આમાંનો પહેલો વર્ગ પોતાની મહેનતથી સમાજના ધનોત્પાદનનો બધો ભાર ખેંચે છે અને બીજો વર્ગ પહેલા વર્ગને ગુજરાન ચલાવવા માટે તદ્દન જરૂરી અને ઓછામાં ઓછા ધનનો ઉપભોગ કરવા દઈ તેણે જ પેદા કરેલા ધનનો બાકી રહેલો બધો ભાગ લઈ લે છે. સમાજનો ગુલામવર્ગ નાબૂદ થયા પછી મધ્યયુગમાં ખેતીની મજૂરી કરનારો ભૂદાસનો ગુલામવર્ગ પેદા થયો, અને મધ્યયુગી સંસ્કૃતિનો લોપ થયા પછી અત્યારનો મજૂરવર્ગ નિર્માણ થયો છે. આમ છતાં પ્રાચીન, મધ્યયુગીન કે અર્વાચીન ત્રણે કાળમાં માનવસંસ્કૃતિ એક કે બીજી જાતની ગુલામગીરીના પાયા પર જ રચાયેલી હતી અને છે. આધુનિક યુરોપમાં મજૂરવર્ગનો માણસ દેશનો સ્વતંત્ર નાગરિક બને છે, તેને મત આપવાનો હક છે, અને તેમાંના કોઈને ગમે તેટલો પૈસો કમાઈને મૂડીદાર થવાની સ્વતંત્રતા કાયદાથી મળેલી છે, તે ઉપરથી મૂડીવાદી સમાજમાં ગુલામી નથી એમ કહેવું ખોટું છે અને આજના સમાજનો ગરીબ મજૂરવર્ગ પોતાની રાજીખુશીથી કરેલા કરારથી મજૂરી કરવા બંધાય છે એમ માનવું એ તદ્દન ભ્રમ છે, એ વાત કાર્લ માર્ક્સે બહુ સારી રીતે પુરવાર કરી છે. મૂડીવાદી સમાજમાં ધનોત્પાદનનાં બધાં સાધનો કેવળ મુઠ્ઠીભર ધનિકોના હાથમાં રહેતાં હોવાથી બહુસંખ્ય નિર્ધન વર્ગને પોતાની મહેનત વેચીને મૂડીદાર વર્ગ આપે તે મજૂરી લઈને સંતોષ માનીને બેસી રહેવું પડે છે, મજૂરીના ખરીદીવેચાણમાં મજૂરોના હાથમાં, તેમની આજીવિકાનાં ઓછામાં ઓછાં સાધનો બહુ બહુ તો આવે છે અને તેમની મજૂરીથી પેદા થયેલી બાકીની બધી સંપત્તિ મૂડીદાર વર્ગના હાથમાં જાય છે. જેમ બળદની મહેનતથી પેદા થતું બધું અનાજ

તેના ધણીનું થાય છે, બળદને પોસવાનો ખરચ બાદ કરતાં જેટલું વધારે પેદા થાય તે બધું તેના ધણીને મળે છે, તે જ પ્રમાણે સમાજના મજૂરવર્ગને પોસતાં બાકી રહેલું બધું ધન, જમીનની સાંથ, શાહુકારીનું વ્યાજ અથવા કારખાનદારીનો નફો, વગેરે અનેક રૂપે માલિકોને મળે છે. આવી રીતે આ મૂડીવાદી સમાજમાં મજૂરોની સ્થિતિમાં અને બળદની કે ગુલામોની સ્થિતિમાં ઝાઝો ફેર નથી. એટલા માટે માલિકવર્ગના કબજામાં ભેગાં થયેલાં ધનોત્પાદનનાં બધાં સાધનો, એટલે કે એક રીતે સમાજના બધા લોકોનાં જીવિતસાધનો, સાર્વજનિક માલકીનાં બનાવીને સમાજસત્તાક રાજ્ય સ્થાપન કર્યા વિના માનવસમાજમાં રહેલી ગુલામીનો અંત આવશે નહીં અને ત્યાં સુધી માનવસંસ્કૃતિમાંથી વર્ગકલહ પણ ટળશે નહીં, એ કાર્લ માકર્સનો મુખ્ય સિદ્ધાંત છે. સમાજને સમાજસત્તાક સ્થિતિ પ્રાપ્ત થાય તે માટે વર્ગવિગ્રહમાંથી નિર્માણ થનારી મજૂરશાહી, એ જ એક સર્વસામાન્ય ઉપાય છે એવો પણ તેનો મત હતો.

આજ સુધી સમાજમાં એક પરોપજીવી અને બીજો શ્રમોપજીવી એવા બે વર્ગ હંમેશ ચાલતા આવેલા છે; અને એમાંના પરોપજીવી વર્ગના હાથમાં બધી સત્તા હતી એટલે સમાજના બધા કાયદાઓ, રૂઢિઓ, ધાર્મિક આચાર ને વિચારો, સામાજિક ધ્યેયો, નીતિ વિષયક વિચારો, શાસ્ત્રો તથા કળાઓ, એ બધાં પર સત્તાધારી અને પરોપજીવી વર્ગની છાપ પડેલી છે. અને તેથી આજ સુધીની માનવસંસ્કૃતિ સમાજના પાયામાં રહેલા વર્ગભેદને તથા વર્ગ-વિગ્રહને લીધે વિકૃત થયેલી છે. સમાજના કાયદાઓ, રૂઢિઓ, ધાર્મિક આચાર ને વિચાર, સામાજિક ધ્યેયો, નીતિવિષયક વિચારો, શાસ્ત્રો, કળા, એ બધાંનો ઉપયોગ ઉપલા વર્ગે પોતાના સ્વાર્થ માટે અને નીચલા વર્ગની ગુલામીનું સમર્થન કરવાને માટે તથા તેને કાયમ રાખવાને માટે કર્યો છે. રાજકારણ, સમાજકારણ, અર્થકારણ, એ બધામાં માનવસંસ્કૃતિના પાયામાં રહેલો આ વર્ગવિગ્રહ જણાઈ આવે છે; રાજાઓ તથા રાજ્યના અમલદારો, સમાજનેતાઓ અને તેમના અનુયાયીઓ, અર્થશાસ્ત્રીઓ તથા ધર્મશાસ્ત્રજ્ઞો, કવિઓ અને બીજા કળાકારો, એ બધા સમાજમાં રહેલો વર્ગભેદ તથા તેને લીધે પેદા થતી વિષમતાને માન્ય રાખીને જ ચાલે છે. એ દૃષ્ટિથી આજ સુધીનો માનવસંસ્કૃતિનો ઇતિહાસ વર્ગવિગ્રહનો ઇતિહાસ છે; અને તેમાં આજ સુધી થયેલી સર્વાંગી સમાજક્રાંતિઓ એ વર્ગવિગ્રહમાંથી જ નિર્માણ થયેલી ક્રાંતિઓ છે, એમ કાર્લ માકર્સ માને છે. તેના આ સિદ્ધાંત પ્રમાણે સમાજસત્તાક ક્રાંતિ વર્ગવિગ્રહમાંથી જ નિર્માણ થશે અને તે ઘણુંખરું હથિયારથી જ થશે એમ પણ તેનું કહેવું હતું. મૂડીવાદી યુગ પૂરો થયા પછી માનવસંસ્કૃતિનું સ્વરૂપ કેવું થશે અને તે કેવી ઢબે થશે તેની

સાધારણ કલ્પના ઉપર વર્ણવેલા સિદ્ધાંત પરથી આવી શકશે. પણ કયા દેશમાં કઈ જાતની ક્રાંતિ, કેવી રીતે અને ક્યારે થશે. તેમ જ ત્યાં સમાજવાદની સ્થાપના કયે રસ્તે અને કયા ક્રમથી થશે, એ વહેવારુ રાજકારણની દૃષ્ટિથી અત્યંત મહત્ત્વના સવાલોના જવાબો મેળવવાને કાર્લ માકર્સની ઉપર વર્ણવેલી ઉપપત્તિનું સ્થૂળ જ્ઞાન જરાયે ખપમાં આવે તેવું નથી. માકર્સ–એંજલ્સ પછી લેનિને કૉમ્યુનિઝમના વહેવારુ ક્રાંતિશાસ્ત્રમાં સારી પેઠે ઉમેરો કર્યો છે. તે પછી લેનિનનું ક્રાંતિશાસ્ત્ર પણ રશિયાની બહારની દુનિયાને જેવું ને તેવું લાગુ કરી શકાય તેમ નથી એવો અનુભવ થતાં લેનિન પછી થયેલા કૉમ્યુનિસ્ટ આગેવાનોએ પોતાના ક્રાંતિશાસ્ત્રમાં ઠીક ઠીક ફેરફારો કર્યા છે. આ અનુભવ પછી પણ દુનિયાના બધાં રાષ્ટ્રોને લાગુ પડે તેવું ક્રાંતિશાસ્ત્ર કૉમ્યુનિઝમે આજે નિર્માણ કર્યું છે, એમ માન્યા કરવું એ કેવળ ભ્રમ છે, અને એવી અપેક્ષા રાખવી એ પણ અમારા માનવા મુજબ શાસ્ત્રીય વૃત્તિનું દ્યોતક નથી.

આ આટલું સામાન્ય વિવેચન કર્યા પછી હવે આપણે હિંદુસ્તાનના કૉમ્યુનિસ્ટ પક્ષની નીતિનો ટૂંકમાં વિચાર કરી લઈએ. હિંદુસ્તાનમાં કૉમ્યુનિસ્ટ પક્ષ ૧૯૨૨ પછી અસ્તિત્વમાં આવ્યો અને તેની આગેવાની હિંદ બહાર ભાઈ માનવેંદ્ર રૉય અને હિંદમાં ભાઈ ડાંગે કરતા હતા એમ કહેવામાં ઝાઝી અતિશયોક્તિ નથી. ૧૯૨૨થી ૧૯૨૭ સુધીના પહેલા પાંચ વરસના ગાળામાં તો કૉમ્યુનિઝમના સર્વાંગી તત્ત્વજ્ઞાનનું તથા ક્રાંતિશાસ્ત્રનું પોતાના પક્ષને પણ યથાર્થ જ્ઞાન ન હતું, એમ ભાઈ ડાંગેએ ૧૯૩૭ના જાનેવારી માસના ‘સહ્યાદ્રિ’ના ‘સમાજવાદ અંક’માં સ્પષ્ટપણે કબૂલ કરેલું છે. તે અંકમાંના પોતાના લેખમાં તે કહે છે :

“અહીંના કૉમ્યુનિસ્ટ કાર્યકર્તાઓને માર્ક્સિસ્ટ સાહિત્ય અને ચળવળના અનુભવને અભાવે માર્ક્સિસ્ટ તત્ત્વજ્ઞાનની માહિતી ઝાઝી થઈ શકી ન હતી. સી કસ્ટમ્સ ઍક્ટની ચાળણીમાંથી ચળાઈને આવતાં એક બે વર્તમાનપત્રો અથવા પુસ્તકોમાંથી એક સર્વ-સ્પર્શી વ્યાપક તત્ત્વજ્ઞાનનો યથાર્થ બોધ થાય એ સ્વાભાવિકપણે અશક્ય હતું. પણ ૧૯૨૬-૨૭માં ઇંગ્લંડથી કૉ. કૅમ્પબેલ, સ્પ્રૅટ અને બ્રૅડલો વગેરેના અહીં આવવાથી અહીંના લોકોને બહારની દુનિયાનું તથા ચળવળનું થોડુંક જ્ઞાન થવા લાગ્યું; અને ૧૯૨૭ના ભાઈ સકલાતવાલાના યશસ્વી અને પ્રેરણાદાયક પ્રવાસથી તો ઠીક ઠીક સંખ્યામાં આપણે ત્યાંનો યુવક વર્ગ માકર્સવાદનો વિચાર કરતો થયો. હિંદુસ્તાનની કૉમ્યુનિસ્ટ ચળવળનું તાત્કાલિક અને અતિ આવશ્યક એવું કાર્ય શું છે? હિંદી સ્વાતંત્ર્યના સંગ્રામ માટે મજૂર વર્ગનો ક્રાંતિકારક, લડાયક પક્ષ તૈયાર કરવો. અને જો મજૂરોની આર્થિક અને રાજકીય લડતમાં ચીવટથી આગેવાની લઈને તેમની માગણીઓને જોરે હિંદની સ્વતંત્રતાની લડતને જોર આપી તે લડતની આગેવાની મૂડીદાર વર્ગના હાથમાંથી છીનવી લઈને સ્વરાજ્યની લડત સફળ બનાવવી હોય, તો તે માટે કૉમ્યુનિસ્ટ વિચારસરણીનાં બીજ મજૂરવર્ગમાં તથા શ્રમજીવી જનતામાં રોપવાં એ જરૂરનું હતું.

બીજારોપણનું એ કાર્ય સને ૧૯૨૮ની હડતાળોથી તથા મજૂરોની એ લડતોમાં કોમ્યુનિસ્ટોએ જે ભાગ લીધો તેનાથી થયું. ૧૯૨૮ની હડતાળો ૧૯૨૯માં આવનાર જગદ્વ્યાપી મંદીનાં પૂર્વચિહ્નો સમી હતી. સાયમન બહિષ્કારના ધ્વજ નીચેની રાષ્ટ્રીય હિલચાલમાં ભાગ લેનારો મૂડીદારવર્ગ, વેપારીવર્ગ તથા મધ્યમવર્ગ જરાતરા ટકી શક્યો હતો, અને એ જ ઝંડા નીચે કામ કરતો મૂડીદાર મજૂરોના પગારમાં કાપ મૂકીને તથા તેમની પાસેથી વધારે કામ લઈને, પોતાને નડતી મંદીની આફતમાંથી પોતાની જાત બચાવવાનો પ્રયત્ન કરતો હતો. એને લીધે રાષ્ટ્રીય મૂડીદાર અને રાષ્ટ્રીય મજૂર એ બે વચ્ચેનો વર્ગવિરોધ વધારે સ્પષ્ટ થવા લાગ્યો. ૧૯૨૮માં મુંબઈ, કલકત્તા, મદ્રાસ, લિલુવા વગેરે ઠેકાણે કાપડની તથા શણની મિલો, રેલવેનાં કારખાનાંઓ, વર્કશોપ તથા ખાણો એ સર્વ ધંધાઓમાં મજૂરો સ્વસંરક્ષણને માટે હડતાળો પાડવા લાગ્યા હતા. તેમને સંગઠિત કરીને તેમની લડત ધીરજથી ચલાવવાનું કાર્ય કોમ્યુનિસ્ટ તથા મજૂર ને કિસાન વર્ગે કર્યું. તેથી કોમ્યુનિસ્ટોને એ સમય દરમ્યાન આમજનતાનો થોડોક આધાર મળ્યો."

કોમ્યુનિસ્ટ કાર્યકર્તાઓને તથા તેમની હિલચાલને સને ૧૯૨૮ની સાલ પછી આ જે થોડો આમજનતાનો આશરો મળ્યો તે કોમ્યુનિસ્ટોએ ૧૯૩૦ની સાલમાં એક ભારે મોટી ભૂલ કરીને કેવી રીતે ગુમાવી દીધો તેનું વર્ણન ભાઈ ડાંગેએ એ જ લેખમાં કરેલું છે. ૧૯૩૦માં મ. ગાંધીએ રાજકીય સ્વાતંત્ર્ય માટે સત્યાગ્રહની જે લડત ઉપાડી તેમાં કોમ્યુનિસ્ટ પક્ષ સામેલ થયો નહીં એ તેની એક મોટી ભૂલ હતી એમ ભાઈ ડાંગેનું કહેવું છે. આ વિષે તે લખે છે :

"આ સમયે મજૂરહડતાળોની મદદથી સત્યાગ્રહમાં ભાગ લેનારી ક્રાંતિકારી આમજનતાને મોખરે રહીને લડવાની નીતિ કોમ્યુનિસ્ટોએ સ્વીકારવી જોઈતી હતી. પણ તેમણે તેમ કર્યું નહીં. મૂડીવાદી આગેવાનોએ એ હકીકતનો લાભ લઈને મહાસભાના ઝંડા નીચે લડવાને ભેગી મળેલી વિશાળ આમજનતાને એમ સમજાવ્યું કે, કોમ્યુનિસ્ટો રાષ્ટ્રીય સ્વતંત્રતાની વિરુદ્ધ છે!"

તે પછી રોય પક્ષનો ઉદય થતાં ટ્રેડ યુનિયન કોંગ્રેસમાંથી પણ કોમ્યુનિસ્ટોને શી રીતે નીકળી જવું પડયું તે વિષે તેઓ લખે છે :

"એ જ અરસામાં રોય પંથ ફૂટી નીકળ્યો અને તેણે પણ કોમ્યુનિસ્ટ પક્ષ ઉપર હુમલો કરીને ટ્રેડ યુનિયન કોંગ્રેસનો સુધારાવાદીઓની મદદથી કબજો લીધો. કોમ્યુનિસ્ટ પક્ષ આમજનતાથી અલગ પડી ગયો અને તેનું જ એક પરિણામ એ આવ્યું કે, ખુદ પક્ષની અંદર તાત્ત્વિક તથા વ્યક્તિગત મતભેદો ફાટી નીકળ્યા, જુદા જુદા પક્ષો પડ્યા, અને કેટલોક વખત સુધી પક્ષમાં ફાટફૂટ કાયમ રહી"

આ બધા કથનનો સાચો અર્થ એટલો જ છે કે હિન્દની રાષ્ટ્રીય મહાસભાનું સ્વરૂપ, તેના આજના આગેવાનોની નીતિ તથા રાષ્ટ્રીય લડતનું મહત્ત્વ એ બધી બાબતોને અંગે કોમ્યુનિસ્ટ વિચારસરણીવાળા લોકોનો હજી

એકમત થતો નથી. એટલું જ નહીં, પણ મહાસભાના આગેવાનો મૂડીવાદી છે અથવા મહાસભાની રાષ્ટ્રીય લડતની આગેવાની મૂડીવાદી વર્ગના હાથમાં છે અને તેથી એ વર્ગના હાથમાંથી તે ખૂંચવી લઈને મજૂર વર્ગના હાથમાં સોંપવી જોઈએ, એવો જે સિદ્ધાન્ત ઉપરના ઉતારામાં વ્યક્ત થયેલો છે તે પણ અમને સાચો લાગતો નથી. ભાઈ રૉયનો આ બાબતમાં કૉમ્યુનિસ્ટ પક્ષ સાથે તીવ્ર મતભેદ છે, અને હિન્દુસ્તાનમાં ઘડાતી ક્રાન્તિ સમાજસત્તાક સ્વરૂપની નહીં, પણ રાષ્ટ્રીય લોકશાહી સ્વરૂપની થશે અને તેથી તેની આગેવાની કેવળ મજૂર વર્ગના હાથમાં આવે એ શક્ય નથી અને મજૂર-શાહી સ્થાપન કરવાનો સમય હજી હિન્દુસ્તાનમાં આવેલો નથી, એમ ભાઈ રૉય આજકાલ આગ્રહપૂર્વક કહે છે. આમ જનતાની પ્રતિનિધિભૂત એવી એકની એક ક્રાન્તિકારી સંસ્થા મહાસભા હોવાથી તેમાં દાખલ થવું ને રાષ્ટ્રીય લોકશાહી એ જ આપણું નજીકનું ધ્યેય છે એમ માન્ય કરવું એવો રૉય-પક્ષનો આગ્રહ છે.

રૉયપક્ષ અને કૉમ્યુનિસ્ટ પક્ષ વચ્ચેના મતભેદોનું સૂક્ષ્મ તાત્ત્વિક વિવેચન, અહીં કરવાનો અમારો ઇરાદો નથી. અહીં અમે એટલું જ બતાવવા માગીએ છીએ કે, આ બેઉ પક્ષોની નીતિ હજી ચોક્કસ થઈ નથી અને બેમાંથી એકને હજી જનતાનો સાચો ટેકો મળ્યો નથી. એનું કારણ અમે એવું માનીએ છીએ કે, આપણા દેશની આજની રાજ્યક્રાન્તિ કયા સિદ્ધાન્તને અનુસરવાથી સફળ થશે એ વિષેનું તેમનું નિદાન ભૂલભરેલું છે અને આજના મહા-સભાના આગેવાનોની નીતિ વિષે તેમની જે મોટી ગેરસમજ થઈ છે એ તેમની નિષ્ફળતાનું બીજું કારણ છે. ભાઈ રૉયને આપણી આજની રાષ્ટ્રીય ક્રાન્તિનું સ્વરૂપ રાષ્ટ્રીય લોકશાહીનું થશે એ હવે સમજાયું છે. પણ એ સમજ તેમને બહુ મોડી પડી હોવાથી તેમની વિચારસરણીને પણ હજી આમ જનતાનો ટેકો મળ્યો નથી. હિન્દની જનતા આજે મ. ગાંધીની આગેવાની નીચે રાષ્ટ્રીય ક્રાન્તિને વરેલી છે; અને તેનો ક્રાન્તિવાદ લોકશાહી સ્વરૂપનો છે. પણ આ રાષ્ટ્રીય લોકશાહીની ક્રાન્તિ અહિંસક માર્ગે થવી જોઈએ એવી મહાસભાની નીતિ હોવાથી તેનો પાયો આજે સત્યાગ્રહની ફિલસૂફીમાં રહેલો છે. મ. ગાંધીની આ નિઃશસ્ત્ર ક્રાન્તિની નીતિ અથવા સત્યાગ્રહી તત્ત્વ-જ્ઞાન ભાઈ રૉયને માન્ય નથી. તેથી તેઓ જો કે પોતાના અનુયાયીઓ સાથે આજે મહાસભામાં દાખલ છે અને તેની શિસ્તનું પાલન બધાએ કરવું જોઈએ એમ કહે છે, તો પણ આજના રાષ્ટ્રીય રાજકારણ ઉપર તેમના અભિપ્રાયોની જરાયે છાપ પડતી નથી. આજે સમાજવાદી આગેવાનોમાંથી જો કોઈ આગેવાનની છાપ મહાસભાની નીતિ ઉપર પડતી હોય, તેમ જ તેની નીતિને

સમાજવાદી સ્વરૂપ આપવાનું કાર્ય ભવિષ્યમાં જો કોઈ આગેવાન કરી શકશે તો તે પં. જવાહરલાલ નેહરુ છે એ વિષે અમને જરાય શંકા નથી. પંડિતજીને વિષે કૉમ્યુનિસ્ટ આગેવાન ભાઈ ડાંગેનો શો મત છે તે તેમના નીચેના ઉતારા ઉપરથી જણાઈ આવશે.

"કૉમ્યુનિસ્ટ હિલચાલનું મહત્ત્વ તથા બળ ૧૯૨૧ની સરખામણીમાં આજે કેટલું વધ્યું છે, તેનું માપ કાઢવાને કોઈ ચોક્કસ સાધન આપણી પાસે નથી. પં. જવાહરલાલનો સમાજવાદના પ્રચાર માટેનો પ્રવાસ તેમ જ કૉંગ્રેસ સોશિયાલિસ્ટ પક્ષનો ઉદય એ બેઉથી કૉમ્યુનિસ્ટ વિચારસરણીને મદદ થઈ છે. પણ દુનિયાના મૂડીવાદી દેશોમાં પ્રવર્તતી બેકારી, હરીફાઈ, યુદ્ધો તથા ફૅસિઝમ અને સોવિયેટ રાજ્યની શાંતિ, સમૃદ્ધિ, બેકારીનો અભાવ, મજૂરોની સત્તાને લીધે શક્ય થયેલું આર્થિક વહેવારોનું નિયોજન, એ બધાંને પરિણામે આમજનતાનાં દિલ અને સહાનુભૂતિ કૉમ્યુનિસ્ટ વિચારસરણી તરફ આકર્ષાયાં છે. એમાં ધાસ્તી માત્ર એટલી જ છે કે, પં. જવાહરલાલ કેવળ સમાજવાદી વિચારસરણી લોકો આગળ રજૂ કરીને તેને માટે આમ જનતાની સહાનુભૂતિ મેળવે છે; પણ એ વિચારસરણીને સફળ બનાવવાને માટે જરૂરનું ક્રાંતિકારી વર્ગીય સંગઠન તેઓ કરતા નથી અને ઘણે ભાગે મહત્ત્વના સવાલોની બાબતમાં સુધારાવાદી આગેવાનો સાથે કેવળ અભિપ્રાયથી જ નહીં, આચારમાં પણ ભળી જાય છે."*

આ લેખમાં ભાઈ ડાંગેએ પં. નેહરુ પર બે આ પો કર્યા છે: એક, સમાજવાદી ક્રાન્તિ માટે જરૂરનું વર્ગસંગઠન તે કરતા નથી; અને બીજું તે હંમેશ સુધારાવાદી રાજકીય આગેવાનોની સાથે રહે છે. અમારા મત પ્રમાણે પંડિતજી સામેના આ આક્ષેપો આક્ષેપો નથી પણ હિન્દુસ્તાનના બધા સમાજવાદીઓએ આ બાબતમાં પંડિતજીનું જ અનુકરણ કરીને એ વિષેની તેમની નીતિ સ્વીકારવી જોઈએ. હિન્દુસ્તાનમાં હાલ થઈ રહેલી ક્રાન્તિ સમાજવાદી ક્રાન્તિ નથી. એક પરતંત્ર દેશની સ્વતંત્રતા મેળવવા માટેની ક્રાન્તિ છે, એ વાત ધ્યાનમાં રાખીએ તો પં. નેહરુ આજે વર્ગવિગ્રહની નીતિને પ્રાધાન્ય આપતા નથી અને રાષ્ટ્રીય સ્વાતંત્ર્યની લડતને પ્રાધાન્ય કેમ આપે છે તેનો યથાર્થ ખ્યાલ આવશે. ઔદ્યોગિક સામ્રાજ્યશાહીને લીધે સામ્રાજ્યના વિજેતા માલિક દેશો, અને જિતાયેલા ગુલામ દેશો વચ્ચેની લડતને દેશદેશ વચ્ચેની પ્રજાકીય લડતનું સ્વરૂપ મળે એ અપરિહાર્ય છે. માલિક દેશમાંનો મજૂર વર્ગ સામ્રાજ્યમાંથી મળતી લૂંટની લાલચમાં લપટાયેલો હોવાથી તે સામ્રાજ્ય-શાહી સામે બળવો કરવા તૈયાર થતો નથી; તેમ જ પોતાના સામ્રાજ્યની સાથે હરીફાઈ કરનારા બીજા સામ્રાજ્યવાદી દેશોના મજૂર વર્ગો સાથે આખી દુનિયાની સમાજવાદી ક્રાન્તિ માટે એક થવાને પણ તૈયાર થતો નથી. ટૂંકમાં,

* 'સહ્યાદ્રિ'નો સમાજવાદ વિશેષાંક, જાન્યુઆરી, ૧૯૩૮.

માલિક દેશોનો મજૂરવર્ગ વર્ગવિગ્રહ કરતાં સામ્રાજ્યના આંતરિક યુદ્ધને વધારે પ્રાધાન્ય આપે છે અને એવા યુદ્ધને પ્રસંગે પોતાના દેશના મૂડીવાદને મદદ કરીને પોતાની દેશભક્તિ સાબિત કરે છે. તે જ પ્રમાણે જિતાયેલા દેશોના ખેડૂત-મજૂર વર્ગને પણ જ્યાં સુધી પોતાના દેશ પરનો પારકા દેશનો કાબૂ પ્રત્યક્ષ દેખાય છે ત્યાં સુધી તેની સ્વતંત્રતા માટેની લડતનું સ્વરૂપ સમાજસત્તાની સ્થાપના માટેનું રહેતું નથી, પણ રાષ્ટ્રીય સ્વતંત્રતાની સ્થાપના માટેનું જ રહે એ સ્પષ્ટ છે. આવી રાષ્ટ્રીય લડતને અકાળે વર્ગવિગ્રહની લડતનું સ્વરૂપ આપવાનો પ્રયત્ન કરવો અને તેમ ન કરનાર આગેવાનને પ્રતિગામી અથવા ક્રાન્તિવિરોધી માનવો એ ભૂલભરેલું છે. આ દૃષ્ટિથી ભાઈ ડાંગેનો પંડિત નેહરુ પરનો પહેલો આક્ષેપ અમને અસમર્થનીય લાગે છે. ઉપરાંત આજની રાષ્ટ્રીય સ્વતંત્રતા માટેની લડતનું પર્યવસાન આખરે વર્ગ-વિગ્રહની સર્વાંગી ક્રાન્તિમાં થવાનું છે અને આપણું અંતિમ ધ્યેય મૂડીવાદી લોકસત્તા નથી પણ સમાજસત્તાક લોકશાહી છે એ વાત પં. નેહરુ મહાસભાના વ્યાસપીઠ ઉપરથી પણ આમજનતાને સ્પષ્ટપણે જાહેર કરે છે. કરાંચીની મહાસભાના નાગરિક હકોના ઠરાવને લીધે મહાસભાની મજૂરો તથા ખેડૂતો વિષેની નીતિને નવું વલણ મળ્યાનાં ચિહ્નો દેખાવા લાગ્યાં છે, એમ ભાઈ ડાંગેએ પોતાના એ જ લેખમાં કહ્યું છે. તેનું શ્રેય જોકે તેમણે પં. નેહરુને ન આપતાં કૉમ્યુનિસ્ટ પક્ષને આપેલું છે! અમારે એ વિષે કશું જ કહેવાનું નથી, છતાં પણ એટલું જણાવીએ કે, પં. નેહરુને લીધે જ મહાસભાએ એ ઠરાવ માન્ય કરેલો હોઈને તેમણે એ ઠરાવ દ્વારા રાષ્ટ્રીય લડતનું પ્રાધાન્ય કાયમ રાખી અમુક એક મર્યાદામાં વર્ગીય સંગઠનનું મહત્ત્વ સ્વીકાર્યું છે મજૂર અને ખેડૂત વર્ગના મૂળભૂત આર્થિક સ્વાતંત્ર્યના હકો દેશે માન્ય રાખવા જોઈએ, અને રાષ્ટ્રીય જીવનને આધારભૂત હોય એવા ઉદ્યોગધંધાઓ ઉપર રાષ્ટ્રનો કાબૂ હોવો જોઈએ અને તે રાષ્ટ્રની માલિકીના હોવા જોઈએ, એ સિદ્ધાન્તો પણ તેમણે મહાસભા પાસે માન્ય કરાવ્યા છે. પં. નેહરુ રાષ્ટ્રીય લડતમાંથી નિર્માણ થયેલા તેને મોખરે રહેનારા સમાજવાદી આગેવાન છે. અને તેથી તેઓ જનતાના હૃદયમાં મહત્ત્વનું સ્થાન પામ્યા છે. પરતંત્ર દેશમાં સમાજવાદી સિદ્ધાન્તોનો પ્રચાર કઈ રીતે કરવો જોઈએ, એ બાબતમાં તેમની જ નીતિ વાસ્તવિક છે અને વર્ગસંગઠન કરનારા બધા સમાજવાદી કાર્યકર્તાઓએ તેમની આગેવાની જાહેર-પણે સ્વીકારવાનો આજે વખત આવ્યો છે. કૉમ્યુનિસ્ટ પક્ષને પણ એનું ભાન થતું જાય છે અને ધીમે ધીમે પંડિતજીની નીતિનો વિરોધ કરવાનું છોડી દઈને તેમની નીતિ મહાસભામાં વધારે પ્રબળ થાય એવું વલણ તેણે લેવા માંડ્યું છે.

હવે આપણે પંડિતજી ઉપરના બીજા આક્ષેપનો વિચાર કરીએ. તે આક્ષેપ એવો છે કે, પં. જવાહરલાલ સુધારાવાદી આગેવાનો સાથે અભિપ્રાયમાં જ નહીં પણ આચારમાંયે ભળી જાય છે. અહીં સુધારાવાદી આગેવાન શબ્દથી મ. ગાંધીનો ઉલ્લેખ થતો હોય તો મ. ગાંધી સુધારાવાદી નથી પણ તેઓ ક્રાન્તિવાદી અને ક્રાંતિકારી રાષ્ટ્રીય નેતા છે એવો જવાબ પંડિતજી પોતે જ આપશે એ વિષે અમને શંકા નથી. સુધારાવાદી આગેવાન શબ્દથી ગાંધીજી સિવાયના બીજા કોઈ આગેવાનો ભાઈ ડાંગેના ખ્યાલમાં હોય તો તે આગેવાનો સાથે અભિપ્રાયમાં તેમ જ આચરણમાં પંડિતજી કદી પણ ભળી જતા નથી. કેવળ મહાસભાની શિસ્ત પાળવા ખાતર તથા રાષ્ટ્રીય લડતને વધુ તીવ્ર બનાવવા માટે તેમની સાથે જેટલો સહકાર કરવો જરૂરી હોય તેટલો જ સહકાર હું ખુલ્લા દિલથી કરું છું એવો જવાબ તેઓ આપશે. મ. ગાંધી ખાલી એક સુધારાવાદી આગેવાન છે તથા તેના સત્યાગ્રહી તત્ત્વજ્ઞાનમાંથી હિંદમાં આખરે ફૅસિઝમનો અવતાર થવાનો છે, એ મત કેટલો ભૂલભરેલો છે તે અમે ગયા પ્રકરણમાં વિસ્તારથી દર્શાવેલું છે. સત્યાગ્રહી તત્ત્વજ્ઞાન હિન્દુસ્તાનમાં થઈ રહેલી રાષ્ટ્રીય ક્રાંતિ દરમ્યાન જન્મ પામેલું હોવાથી તેનું સ્વરૂપ વર્ગવિગ્રહનું કે સર્વાંગી ક્રાન્તિનું અત્યારે થયું નથી. તેમ છતાં અત્યારે જે લડત ચાલે છે તે સફળ થશે અને હિંદુસ્તાનની આજની રાષ્ટ્રીય માગણીઓ સંતોષાશે ત્યારે એ જ તત્ત્વજ્ઞાનનું સ્વરૂપ સર્વાંગી ક્રાન્તિનું થશે અને આજે જેમ અહિંસક રાષ્ટ્રીય યુદ્ધ અથવા સત્યાગ્રહી સ્વાતંત્ર્યસંગ્રામ એવા શબ્દપ્રયોગો સર્વમાન્ય થયેલા છે તે જ પ્રમાણે સત્યાગ્રહી વર્ગવિગ્રહ એ શબ્દપ્રયોગ પણ સર્વમાન્ય થશે એવી અમારી કલ્પના છે.

હવે આપણે વર્ગયુદ્ધ અને સશસ્ત્ર ક્રાન્તિ વિષે કાર્લ માર્ક્સનો તાત્ત્વિક સિદ્ધાંત શો છે અને તેમાં નિઃશસ્ત્ર ક્રાંતિને માર્ગે સમાજસત્તાની સ્થાપના કરવાની કલ્પનાનો સમાવેશ થઈ શકે કે નહીં તેનો વિચાર કરીએ. સમાજસત્તાક ક્રાન્તિ સામાન્યપણે સશસ્ત્ર હિંસાને માર્ગે જ કરવી પડશે એવો માર્ક્સનો મત હોય તો પણ તે ક્રાંતિ માટેનાં સાધનોમાં તે તે દેશની વિશિષ્ટ પરિસ્થિતિ તથા પરંપરાનો વિચાર કરીને ફેરફાર કરવો પડશે, તેમ જ ઇંગ્લંડ કે અમેરિકા જેવાં લોકસત્તાક રાજ્યોમાં તે શાંતિને માર્ગે પણ થઈ શકશે, એમ માર્ક્સે કહેલું છે. ૧૮૭૨માં ઍમ્સ્ટરડામમાં કરેલા ભાષણમાં તે કહે છે:

"એક દિવસ એવો આવશે જ્યારે મજૂરોને પોતાનું રાજ્યતંત્ર સ્થાપવા માટે રાજકીય વર્ચસ્વ મેળવવું પડશે. જેની ઓથે જૂની સંસ્થાઓ હજી નભી રહી છે તેવા રાજ્યતંત્રને તેમણે ઉથલાવી નાખવું પડશે. જો આ કામમાં તેઓ ચૂકશે કે

નિષ્ફળ જશે તો શરૂઆતના ખ્રિસ્તીઓ જેમ જૂની પ્રથાને નાબૂદ કરવાની બાબતમાં બેદરકાર રહ્યા અને તેથી આ દુનિયાના રાજ્યથી વંચિત રહ્યા તેવી જ તેમની વલે થશે. અલબત મારા કહેવાનો એવો આશય નથી કે આ હેતુ સાધવાને માટે બધે એક જ જાતનાં સાધનો ઉપયોગી થશે. અમે જાણીએ છીએ કે જુદા જુદા દેશોની સંસ્થાઓ, રીતરિવાજો અને પરંપરાનો વિચાર કરવો જ પડે છે; અને ઇંગ્લંડ અને અમેરિકા જેવા કેટલાક દેશોમાં મજૂરો શાંતિને માર્ગે પોતાનું ધ્યેય સિદ્ધ કરી શકે એવા સંભવનો પણ અમે ઇન્કાર કરતા નથી."*

આ ઉતારામાં સાધનો વિષે નિર્ણય આપતાં તે તે દેશની સંસ્થાઓ, રૂઢિઓ તથા પરંપરા તરફ ખાસ ધ્યાન આપવું ઘટે, એવો સામાન્ય સિદ્ધાંત કહીને પછી તેના દાખલામાં ઇંગ્લંડ અને અમેરિકામાં મજૂર વર્ગને જોઈતી ક્રાન્તિ શાંતિને માર્ગે થઈ શકે એમ માકર્સે કહેલું છે. લેનિને કાર્લ માકર્સના આ મત વિષે ચોખવટ કરતાં એમ કહ્યું છે કે, ૧૮૭૧ના અરસામાં ઇંગ્લંડમાં નોકરશાહી તથા લશ્કરશાહીનું જોર જામ્યું ન હતું તેથી તે વખતે માકર્સને ઇંગ્લંડમાં શાંતિને માર્ગે ક્રાન્તિ થઈ શકશે એમ લાગે એ સ્વાભાવિક હતું; પણ આજે (૧૯૧૭માં) ઇંગ્લંડમાં અને અમેરિકામાં લશ્કરશાહી અને નોકરશાહીની સત્તા પૂરેપૂરી જામી ગયેલી હોવાથી માકર્સે ઇંગ્લંડ, અમેરિકા અને યુરોપના બીજા દેશો વચ્ચે કરેલો આ ભેદ લાગુ પડતો નથી. ૧૮૭૫ પછી ઇંગ્લંડમાં સામ્રાજ્યશાહી વિચારસરણી વધુ ને વધુ ફેલાવા લાગી; કારણ હિંદુસ્તાન જેવા જિતાયેલા દેશમાંથી મળતી લૂંટના પ્રવાહથી ઇંગ્લંડના બધા વર્ગોના ગુજરાનનો તથા સુખસગવડનો સવાલ ઉકલી જશે એવી આશા ત્યાંની જનતાને બંધાવા લાગી હતી. ૧૯મા સૈકાના મધ્યકાળ સુધી એવી કોઈ આશા ત્યાંના મજૂરવર્ગને ન હતી તેથી ત્યાં માકર્સનું વર્ગવિગ્રહનું તત્ત્વજ્ઞાન સ્થિર થવા લાગ્યું હતું. પણ પાછળથી એવી આશા પેદા થતાં ઇંગ્લંડમાં વર્ગવિગ્રહનો સિદ્ધાંત પાછળ પડ્યો અને સામ્રાજ્યશાહી લોકપ્રિય થવા લાગી. ત્યાંનો સમાજવાદ પણ વર્ગવિગ્રહનો સિદ્ધાંત છોડી દઈને વર્ગમેળના સિદ્ધાંતની વાત કરવા લાગ્યો, અને બ્રિટિશ રાષ્ટ્રવાદ લોકશાહીના સિદ્ધાંતથી ભ્રષ્ટ થઈને સામ્રાજ્યશાહીનું સ્વરૂપ ધારણ કરવા લાગ્યો. ગયા મહાયુદ્ધ વખતે આ વર્ગમેળની અથવા સામ્રાજ્યશાહી રાષ્ટ્રવાદની ભાવનાથી જ ઇંગ્લંડના મજૂરવર્ગે તથા તેના આગેવાનોએ ત્યાંની મૂડીવાદી સરકાર સાથે સહકાર કર્યો હતો. આજે હવે એ સામ્રાજ્યશાહી પોતાના મૂળ પ્રશ્નનો કાયમી ઉકેલ આણી શકે તેમ નથી, એ વાતનું ભાન

* 'ટોવર્ડ્ઝ ધિ અંડરસ્ટેંડિંગ ઓફ કાર્લ માર્ક્સ' – સિડની હૂક, પૃ. ૨૪૪ પરથી ઉદ્ધૃત.

ત્યાંની જનતાને ફરી થવા લાગ્યું છે. પણ સમાજસત્તાક રાજ્યક્રાંતિ સશસ્ત્ર કે નિઃશસ્ત્ર ગમે તે માર્ગે સફળ કરવા માટે આવશ્યક ગુણસંપત્તિ ત્યાંની જનતામાં આજે રહી છે કે કેમ એ વિષે શંકા છે. આ સદ્‌ગુણસંપત્તિને અભાવે તે સમાજસત્તાની સ્થાપના કરી શકશે કે કેમ એ પણ એક ગૂઢ પ્રશ્ન છે. છતાં પણ હિંદુસ્તાન જેવા દેશને સ્વતંત્રતા આપવાની બ્રિટિશ મુત્સદ્દીઓને ફરજ પડે અને બ્રિટન તથા હિંદુસ્તાન વચ્ચે સ્વતંત્રતા અને સમાનતાની ભૂમિકા પર સંધિના કરાર થાય, તો જેમ હિંદુસ્તાનના મૂડીદારો બ્રિટિશ મૂડીદારો સાથે દોસ્તી કરશે, તે જ પ્રમાણે બ્રિટિશ મજૂરો તથા તેમના સમાજવાદી આગેવાનો હિન્દી જનતાના સમાજવાદી આગેવાનો સાથે મૈત્રી કરશે એમ અમારું માનવું છે. હિંદુસ્તાન જો તેના પર લાદવામાં આવનારું પ્રતિગામી સમવાયી રાજ્યબંધારણ ફગાવી દઈને પોતાની સત્યાગ્રહી શક્તિથી સ્વયંનિર્ણીત સંપૂર્ણ સ્વરાજ્યનું બંધારણ મેળવે તો હિંદુસ્તાનની ભાવી સર્વાંગી ક્રાન્તિ સત્યાગ્રહની શક્તિથી કરાવવાનું કાર્ય હિંદી સમાજવાદી પક્ષ કરશે. તે જો એ કાર્યની શરૂઆત કરશે તો ઇંગ્લંડના મજૂરવર્ગનો સામ્રાજ્યવાદ ગળી જશે અને તેને હિંદી સમાજવાદીઓની આગેવાની સ્વીકારવી પડશે. આવી રીતે ઇંગ્લંડ તથા હિંદુસ્તાન એ બેઉ દેશમાં સમાજસત્તાક ક્રાંતિ શાંતિને માર્ગે સફળ થવાનો હજી પણ પૂરતો સંભવ છે.

ઇંગ્લંડના સમાજવાદી, બલ્કે કૉમ્યુનિસ્ટ વિચારકોને પણ આ વિચારસરણી માન્ય થઈ છે. અને આજે સત્યાગ્રહી હિન્દી રાષ્ટ્રવાદ સાથે સ્વતંત્રતા તથા સમાનતાની ભૂમિકા પર સમાધાન અથવા સંધિનો કરાર કરવો જોઈએ, એમ તેમનામાંથી કેટલાય લોકો માનતા થયા છે. જેવી રીતે ઓગણીસમા સૈકાના બ્રિટિશ લિબરલ આગેવાનો હિંદની રાષ્ટ્રીય મહાસભા સાથે સમાધાન નીતિ રાખીને હિંદુસ્તાનમાં સશસ્ત્ર બળવો થતો અટકાવવો જોઈએ એવો ઉપદેશ પોતાના દેશબાંધવોને કરતા હતા, તેવી રીતે આજે ઇંગ્લંડના સમાજવાદી વિચારોવાળા આગેવાનો હિંદુસ્તાનમાં થનારી ભાવી સામાજિક ક્રાંતિ અત્યાચારી એટલે હિંસક ન બને અને શાંતિને માર્ગે સફળ થાય, તેટલા માટે હિંદુસ્તાનનો આત્મનિર્ણયનો તથા સ્વતંત્રતાનો હક સ્વીકારીને હિંદી રાષ્ટ્રવાદ સાથે સમાનતાને ધોરણે સમાધાન કરવાનો ઉપદેશ કરી રહ્યા છે. મિ. ફેનર બ્રોકવેએ 'ઇંડિયન ક્રાઇસિસ' નામનું એક પુસ્તક ૧૯૩૦ની સાલની સત્યાગ્રહની લડત ચાલુ હતી તે વખતે લખેલું છે. તેમાં તેઓ જણાવે છે :

"હિંદુસ્તાનમાં રોકાયેલી બ્રિટિશ મૂડી તથા બ્રિટિશ માલની ખપતનું ભાવિ હિંદુસ્તાનની રાષ્ટ્રીય આકાંક્ષાની બાબતમાં જે ધોરણ આજની ઘડીએ સ્વીકારવામાં આવશે તેના પર આધાર રાખે છે. બ્રિટિશોની રાજનીતિને પરિણામે હિંદુસ્તાન

સાથેનો બ્રિટિશોનો વેપાર ઝપાટાભેર નાશ પામતો જાય છે. . . બીજું, હાલ જે લડત ત્યાં ચાલે છે તેનો સંતોષકારક જલદી તોડ ન પાડવામાં આવે તો બ્રિટિશ આર્થિક હિતસંબંધો ઉપર વધુ ભયંકર અસર થવાનો સંભવ છે. જેમણે પોતાની મૂડી હિંદમાં રોકેલી છે, તેમને મિત્રતાના દાવાથી જો કોઈ પણ સલાહ હું આપી શકતો હોઉં તો હું કહું કે, હિંદમાંની બ્રિટિશ મૂડીને સાચો ભય રાજકીય ક્રાંતિનો નહીં પણ સામાજિક ક્રાંતિનો છે. હિંદુસ્તાનની રાજકીય આકાંક્ષાઓ સંતોષવામાં જેમ જેમ ઢીલ થશે, તેમ તેમ ખાનગી માલમિલકત જપ્ત કરવાના અને સરકારી દેવાંનો ઇન્કાર કરવાના સિદ્ધાંતો પર રચાયેલી સામાજિક ક્રાંતિનો ઉત્પાત થવાનો સંભવ વધતો જશે. ચાલુ રાજકીય હિલચાલને કારણે ક્રાંતિકારી વૃત્તિ પેદા થઈ રહી છે, તે એકાએક નાશ પામવાની નથી. જો એ વૃત્તિ હિંદી જનતાના માનસમાં ઊંડી ઊતરીને જડ ઘાલશે તો રાજકીય સ્વાતંત્ર્ય મળતાંની સાથે જ જનતાની આર્થિક ઉન્નતિ માટે જે લડત ચોક્કસપણે શરૂ થશે તેમાં પણ તે જ વૃત્તિ કામ કરશે. દુનિયાના બીજા કોઈ પણ ભાગની જેમ હિંદુસ્તાનની રાજકીય સ્વતંત્રતા માટેની કે સામાજિક સ્વતંત્રતા માટેની હિલચાલ કાયમને માટે રોકી શકાય તેમ નથી. તેથી પોતાના આર્થિક હિતસંબંધો સાચવવાની ઇચ્છા હોય તેમણે ભવિષ્યમાં થનારી બીજી એટલે સામાજિક લડતનો ફેંસલો કરતી વેળાએ સમજુપણાનું વાતાવરણ કાયમ રહે તે માટે, પહેલી એટલે રાજકીય લડતનો ફેંસલો જલદી આણવાનો પ્રયત્ન કરવામાં જ આપણું હિત રહેલું છે એમ સમજવું જોઈએ."*

ઓગણીસમી સદીના બ્રિટિશ મુત્સદ્દીઓ હિંદુસ્તાન સ્વતંત્ર થાય ત્યાર પછી તેની સાથેનો પોતાનો વેપાર ચાલુ રહે, એ ખ્યાલ રાખીને પોતાની રાજકીય નીતિ નક્કી કરવાનો ઉપદેશ પોતાના દેશને કરતા હતા. આજની પરિસ્થિતિને અનુસરીને ઇંગ્લંડના દૂરદર્શી બ્રિટિશ રાજકીય તત્ત્વજ્ઞો હિંદુસ્તાનમાં થનારી સામાજિક ક્રાંતિનું સ્વરૂપ ઉગ્ર હિંસાનું ન થાય અને પોતાના દેશબાંધવો તેમ જ તેમની મૂડી તેમાં એકાએક સ્વાહા ન થાય તેટલા માટે સત્યાગ્રહી હિંદી રાષ્ટ્રવાદ સાથે સમાધાન કરીને ભાવી સામાજિક ક્રાંતિ અહિંસાને માર્ગે થાય તે માટેનું અનુકૂળ વાતાવરણ નિર્માણ કરવાનો ઉપદેશ બ્રિટિશ રાષ્ટ્રને કરી રહ્યા છે. આ ઉપદેશ ઇંગ્લંડ સ્વીકારે છે કે નહીં તેનો આધાર હિંદી જનતા સત્યાગ્રહની લડતમાં કેટલો ત્યાગ કરવા તૈયાર છે અને તેના પર ઠોકી બેસાડવામાં આવતું પ્રતિગામી સમવાયી રાજ્યબંધારણ ઉથલાવી પાડવામાં તે કેટલી સમર્થ થાય છે તેના પર છે. હિંદી જનતા પોતાનું આ કાર્ય સફળ કરશે એવી અમારી શ્રદ્ધા હોવાથી હિંદુસ્તાનમાં થનારી ભાવી સામાજિક ક્રાંતિ પણ હિંદી જનતા અહિંસાને માર્ગે કરી શકશે એવી અમારી અપેક્ષા છે. તેમ થાય તેટલા માટે સત્યાગ્રહી પક્ષે પોતાના તત્ત્વજ્ઞાનનો ઉપયોગ

* 'ધિ ઇંડિયન ક્રાઇસિસ'—ફેનર બ્રોકવે, પૃ. ૪૯–૫૧.

સામાજિક ક્રાંતિને માટે પણ કરવો જોઈએ, અને ઓછામાં ઓછી બ્રિટિશ મુત્સદ્દીઓના જેટલી દીર્ઘદૃષ્ટિ અહીંના મૂડીવાળાઓએ બતાવવી જોઈએ. આમાંની બીજી વસ્તુ પહેલી ઉપર સર્વાંશે આધાર રાખે છે. એટલે કે સત્યાગ્રહી તત્ત્વજ્ઞાન સામાજિક ક્રાંતિનું કાર્ય જો હાથમાં લે, તો હિંદી મૂડીવાદ દૂરના સ્વાર્થનો વિચાર કરીને અહિંસક ક્રાંતિ આગળ નમ્યા સિવાય રહેશે નહીં, એમ અમને લાગે છે. અલબત સત્યાગ્રહી તત્ત્વજ્ઞાન જો આ ભાવી કાર્ય પોતાને માથે ન લે અને પં. નેહરુ જેનો ઉપદેશ કરી રહ્યા છે તે સમાજસત્તાક લોકશાહીનું ધ્યેય ન સ્વીકારે, તો અહીંની સમાજક્રાંતિ સશસ્ત્ર કે હિંસક સ્વરૂપ ધારણ કર્યા વિના રહેશે નહીં.

સત્યાગ્રહ અને વર્ગવિગ્રહાત્મક સામાજિક ક્રાંતિ એ બે વસ્તુઓ તત્ત્વતઃ ભિન્ન છે તથા તેમનો સમન્વય થઈ જ ન શકે એમ માનવાની આજકાલ ફૅશન થઈ પડી છે. સત્યાગ્રહી તત્ત્વજ્ઞાનના વિરોધીઓ જેમ આ માન્યતાનું કારણ છે તેવી જ રીતે તેના કેટલાક ભક્તો પણ તેને માટે જવાબદાર છે. એટલા માટે વર્ગવિગ્રહનું તત્ત્વ તથા વર્ગમેળ કે વર્ગસહકારનું તત્ત્વ એ બંને કેટલા પ્રમાણમાં વાસ્તવિક છે એ વિષે અહીં વિવેચન કરવું જરૂરનું છે. પ્રથમ તો વર્ગવિગ્રહના સિદ્ધાન્તના હિમાયતીઓ એ બાબતમાં શુદ્ધ શાસ્ત્રીય અને તાત્ત્વિક દૃષ્ટિથી શું કહે છે, તે નિર્વિકાર બુદ્ધિથી સમજી લેવું જોઈએ. આ બાબતમાં કૉમ્યુનિસ્ટ તત્ત્વજ્ઞાનના પુરસ્કર્તા મિ. એડવર્ડ કૉન્ઝ પોતાના 'ઍન ઇન્ટ્રોડકશન ટુ ડાયાલેક્ટિકલ મટિરિયેલિઝમ' નામના પુસ્તકમાં કહે છે :

"વર્ગવિગ્રહ અને વર્ગમેળ એ બે તત્ત્વો વચ્ચેના વિરોધનો આ દૃષ્ટિથી વિચાર કરવો અપ્રિય હોય તો પણ બહુ ઉપયોગી છે. આને અંગે બે ભિન્ન વિચારસરણીઓ મળી આવે છે. એક વિચારસરણી વર્ગવિગ્રહના અસ્તિત્વનો જ ઇન્કાર કરે છે, અને બીજી વર્ગમેળના અસ્તિત્વનો. આ બન્ને વિચારસરણીઓ ભૂલભરેલી અને અશાસ્ત્રીય છે. વર્ગવિગ્રહ એ એક વસ્તુસ્થિતિ છે. રાજકારણ અને ઉદ્યોગધંધાઓમાં તે દરરોજ નજરે પડે છે. જેઓ આ વર્ગવિગ્રહ ચાલુ રાખવા માગે છે તે જ લોકો તેનો ઇન્કાર કરે છે, કારણ તેનો ઇન્કાર કરવો એ જ તેમના હાથમાં એક પ્રબળ શસ્ત્ર છે; અથવા તો બુદ્ધિજીવી વર્ગ પૈકી જે લોકોનો વાસ્તવિક દુનિયા સાથેનો સંબંધ તૂટી ગયેલો હોય છે તે લોકો તેનો ઇન્કાર કરી શકે. પણ આજના સમાજમાં વર્ગવિગ્રહ એ એક જ વસ્તુસ્થિતિ નથી, તેમાં વર્ગ-મેળના પણ અનેક પ્રકારો જોવાના મળે છે. જુદા જુદા વર્ગો વચ્ચે અમુક એક પ્રમાણમાં જણાતી શાંતિ અને મેળનું તત્ત્વ અને વર્ગવિગ્રહનું તત્ત્વ, એ બન્ને એકી વખતે સમાજમાં શી રીતે રહી શકે છે? વર્ગવિગ્રહ અને વર્ગમેળ એ બે એક બીજાથી વિરુદ્ધ તત્ત્વો એકી વખતે એક જ સમાજમાં રહી શકે નહીં, એ મતને અશાસ્ત્રીય માનસવાળા લોકો જ ચોંટી રહે છે. કોઈ કુટુંબમાં ખોરાકની બાબતમાં

પતિપત્ની એકમત હોય છતાં પોતાના ઓરડાની ગરમીનું પ્રમાણ કેટલું હોવું જોઈએ અથવા સિનેમા કે સંગ્રહાલય (મ્યુઝિયમ) જોવા જવું કે નહીં, એવી બાબતોમાં તેમની વચ્ચે મતભેદ અને વાદ હોઈ શકે. કુટુંબમાં ઝઘડા હોય તેથી અમુક મર્યાદામાં કૌટુમ્બિક એકતા રહી શકતી નથી એમ નથી. . . . વર્ગવિગ્રહ અને વર્ગમેળ એ બે તત્ત્વો એક બીજાનો ઉચ્છેદ કર્યા વિના એકી વખતે સમાજમાં સાથે સાથે હોઈ શકે. . . . સામ્રાજ્યશાહી પદ્ધતિથી જિતાયેલી પ્રજાઓનું ધન લૂંટી લાવવું અને તે નફો બન્નેએ વહેંચી લેવો એ બાબતમાં ઇંગ્લંડના બન્ને વર્ગો સમાન ભૌતિક હિતસંબંધના પાયા પર એકમત થઈ શકે છે. . . . જ્યાં સુધી જિતાયેલી પ્રજાઓનું ધન લૂંટી લાવવાના ઉપાયથી ભિન્ન એવો, સમાજનું સમાજસત્તાક પદ્ધતિથી સંગઠન કરીને પોતાની રહેણીનું ઊંચું ધોરણ કાયમ રાખવાનો બીજો કોઈ માર્ગ આપણે બતાવી શકતા નથી ત્યાં સુધી આ બધું એમ જ ચાલવાનું. . . . બ્રિટન સમાજવાદી બને તો હિન્દી ખેડૂતને લૂંટીને હિન્દી બજારોનો નાશ કરનારા શાહુકારોનું તેમ જ સ્વદેશી અને વિદેશી મૂડીદારોનું રક્ષણ નહીં કરે. હિન્દી લોકોની સાથે તે સહકાર કરે તો હિન્દી બજારોની ખરીદશક્તિ તે સારી પેઠે વધારી શકે તેમ છે, તેમ જ પોતાના દેશની પ્રજાની રહેણીનું ધોરણ ઊંચું ચડાવી બ્રિટિશ બજારોમાં થતી ખપત ઠીક ઠીક વધારી શકે. આ વહેવારુ સમાજવાદી માર્ગ જો આપણે લાખો મજૂરોને બતાવી શકીએ, તો તેઓ ટોરી પક્ષને છોડી દેશે. ફેસિઝમનો ઉદય પણ વર્ગવર્ગ વચ્ચેના સમાનહિતની ભાવના પર જ આધાર રાખે છે. ઇટાલીમાં અને જર્મનીમાં જ્યારે અનેક હુમલાઓ કર્યા પછી પણ તે વખતની પરિસ્થિતિમાં રાજ્યની સત્તા પોતાના હાથમાં લઈને સમાજની બધી વ્યવસ્થા કરવાને ત્યાંનો મજૂર વર્ગ અસમર્થ નીવડ્યો, ત્યારે જ એ તીવ્ર વર્ગવિગ્રહનાં કષ્ટ અસહ્ય થવાથી ઘણા લોકોએ કોઈ પણ રીતે તેનો એક વાર અંત આવે, એમ ઇચ્છ્યું. આમાંથી જ ફેસિઝમના ઉદયને તક મળી. . . . છેક અપવાદરૂપ પરિસ્થિતિમાં જ વર્ગવિગ્રહ વર્ગમેળને સાવ પાછળ પાડી દે છે; અને એવે વખતે જ રાજ્યક્રાંતિ થાય છે. રશિયાના મજૂરો અને ખેડૂતોને જ્યારે ત્યાંના મૂડીવાળાઓ તથા જમીનદારો પાસેથી કંઈ પણ મળવાની આશા રહી નહીં અને એ ઉપલા વર્ગના બધા પ્રયત્નો નિષ્ફળ ગયા, ત્યારે જ ત્યાંનો મજૂર-ખેડૂત વર્ગ બોલ્શેવિકોની વાત કાને ધરવા લાગ્યો. રશિયામાં વર્ગભાવનાનું આ તીવ્ર ભાન પેદા થયું તે ત્યાંની બદલાયેલી બાહ્ય પરિસ્થિતિને પરિણામે જ મુખ્યત્વે થયું કહેવાય. એ પરિસ્થિતિ પેદા થઈ તે પહેલાં બોલ્શેવિકોના પ્રચાર પર ખેડૂત તથા મજૂર વર્ગે ધ્યાન આપ્યું ન હતું.” (પૃ. ૪૨–૪૯)

આ ઉતારામાં કરેલું વર્ગવિગ્રહનું વિવેચન અત્યંત શાસ્ત્રશુદ્ધ છે, અને તે સમાજવાદી તેમ જ સત્યાગ્રહી બન્ને તત્ત્વજ્ઞાનોએ સરખું માન્ય કરવા જેવું છે એવો અમારો અભિપ્રાય છે. દેશમાં રહેનારા જુદા જુદા વર્ગો કોઈ પણ સમાન હિતસંબંધને માટે જેમ એક થાય છે, તેવી જ રીતે તે હિતસંબંધોમાં રહેલા વિરોધની તીવ્રતાના પ્રમાણમાં એક બીજા સાથે વિગ્રહ કરવા પણ તૈયાર થાય છે. એક જ દેશના જુદા જુદા વર્ગોના લોકો વચ્ચે

જેમ હિતવિરોધ હોય છે, તેવી જ રીતે કેટલીક બાબતોમાં તેમની વચ્ચે હિતની સમાનતા પણ હોય છે. જ્યારે સમાજના વર્ગો વચ્ચે હિતસમાનતાની ભાવના વધુ તીવ્ર હોય છે, ત્યારે વર્ગવિગ્રહાત્મક ક્રાન્તિ થઈ શકતી નથી; અને જે વખતે હિતવિરોધની ભાવના હિતસામાન્યની ભાવના કરતાં વધુ ઉગ્ર બને છે, તે વખતે વર્ગવિગ્રહાત્મક ક્રાન્તિ ટાળી શકાતી નથી. કેવળ પ્રચારથી જ વર્ગવિરોધની ભાવના વધુ તીવ્ર થતી નથી કે હિતસમાનતાની ભાવના વધારે પ્રબળ બની જતી નથી; પણ તે તે સમાજની કે દેશની આર્થિક અથવા તો રાજકીય પરિસ્થિતિ પર તેની તીવ્રતાનો આધાર હોય છે. જે દેશના બધા જ વર્ગો સત્તા વિનાના બનીને પરદેશીઓના જુલમના તથા લૂંટના ભોગ બનેલા હોય તે દેશમાં વર્ગવિગ્રહની ક્રાન્તિનાં બીજ અંકુરિત થાય એવી પરિસ્થિતિ હોતી નથી. એવી જ સ્થિતિ બીજા દેશોને લૂંટનારા સામ્રાજ્યવાદી દેશોના જુદા જુદા વર્ગો વચ્ચે હોય છે. એમનામાં પણ વર્ગવિગ્રહની ભાવના કરતાં હિતસામાન્યની ભાવના જ વધુ તીવ્ર હોય છે, અને તેથી ત્યાંની પરિસ્થિતિ પણ વર્ગવિગ્રહાત્મક ક્રાન્તિને પ્રતિકૂળ હોય છે. એવા સંજોગોમાં ઉપર જણાવેલી બન્ને પરિસ્થિતિવાળા દેશોમાં એક વિશિષ્ટ પ્રકારના રાષ્ટ્રવાદની ભાવના પ્રબળ થાય છે. પહેલા પ્રકારના દેશોમાં પોતાના પર પરદેશીઓના આક્રમણના પ્રતિકારના સ્વરૂપમાં તે ભાવના વ્યક્ત થાય છે; અને બીજા પ્રકારના દેશોમાં પરદેશો પરના આક્રમણને રૂપે તે વ્યક્ત થાય છે. આમાંનું પહેલું સ્વરૂપ જગતની શાંતિને પોષક હોય છે, બીજું જગતની શાંતિનું વિરોધી હોય છે. પહેલા સ્વરૂપનો રાષ્ટ્રવાદ માનવસંસ્કૃતિની પ્રગતિનું કારણ બને છે, બીજા પ્રકારનો રાષ્ટ્રવાદ તેની અધોગતિનું કારણ બને છે. હિંદુસ્તાનનો આજનો રાષ્ટ્રવાદ પહેલા પ્રકારનો છે; તેથી તે માનવસંસ્કૃતિની પ્રગતિને તથા દુનિયાની શાંતિને પોષક છે. હિંદુસ્તાનમાં હજી કોઈ પણ વર્ગ સત્તાધારી બન્યો નથી, તેથી અહીંની લડતનું સ્વરૂપ વર્ગવિગ્રહનું અથવા તો સમાજસત્તાક ક્રાન્તિનું થાય એ હાલ તુરત શક્ય નથી. જો વિલાયતમાંની રાજસત્તા અહીં આવી જાય તો માત્ર અહીંના રાષ્ટ્રવાદમાંથી ઉત્પન્ન થનારી શકિત કેટલોક સમય પૈસાદાર અને ગરીબ વર્ગો વચ્ચેના વિરોધના, બલ્કે વિગ્રહના રૂપમાં વ્યકત થયા વિના રહેશે નહીં. પરંતુ આ વર્ગવિગ્રહ ચાલતો હશે ત્યારે અહીંની લોકશાહીની રાજસત્તા પોતાના હાથમાં લઈને તેનો ઉપયોગ ગરીબ વર્ગને પક્ષે કરવાનું સત્યાગ્રહી મહાસભા માટે શક્ય થશે. પણ જ્યારે હિંદુસ્તાનનો તવંગર વર્ગ એક થઈને પોતાના દેશમાં નિર્માણ થયેલી લોકશાહી કબજે કરવાનો તથા તે સત્તાને જોરે ગરીબ વર્ગની ઉન્નતિનો વિરોધ કરવાનો પ્રયત્ન કરવા માંડશે તે વખતે મહાસભા

જો પોતાનું સત્યાગ્રહી તત્ત્વજ્ઞાન છોડી દેવા ન માગતી હોય તો તેણે વર્ગ-વિગ્રહનું તત્ત્વ કેટલાક સમય માટે તો સ્વીકારવું જ રહેશે. તે સમયે મહાસભા આપણા દેશમાં નિર્માણ થનારી રાજસત્તા પોતાના હાથમાં નહીં લઈ શકે, તો તેને સ્થાપિત રાજ્યસત્તા સાથે અસહકારની લડત પણ લડવી પડશે. આજની પરદેશી સરકારના આશ્રયથી તે હિતસંબંધો પ્રબળ થયેલા છે. તેમનો વિરોધ કર્યા વિના મહાસભા આ દેશમાં સાચી લોકશાહી અથવા તો સાચું સ્વરાજ સ્થાપન કરી શકશે નહીં.

હિંદુસ્તાનની ભાવી સ્વરાજ્ય સરકાર સામે અહીંની ચાલીસ કરોડની જનતાના ભરણપોષણનો પ્રશ્ન અત્યંત ઉગ્ર સ્વરૂપમાં આવીને ઊભો રહેવાનો છે. આજ લગી હિંદની આમજનતાનું જે ધન લૂંટાયું છે, તેને લીધે અહીંની સામાન્ય જનતા તથા મધ્યમ વર્ગ બંને આજે બેકારી અને ભૂખમરાને કારણે જર્જરિત થયાં છે. આ ચાલીસ કરોડ લોકોના દેશનો પ્રશ્ન મૂડીવાદી કે સામ્રાજ્યશાહી પદ્ધતિથી ઉકલે એ અશકય છે. ઇંગ્લંડ કે જાપાન જેવા નાના દેશો પોતાની આમજનતાનો કે મધ્યમવર્ગનો પ્રશ્ન થોડાવખત માટે હિંદુસ્તાન કે ચીન જેવા દેશોને કચડીને ઉકેલી શકે એમ બને, પણ હિંદુસ્તાન કે ચીન જેવા ખંડ જેવડા દેશો એ માર્ગે પોતાની પાંત્રીસ કે ચાલીસ કરોડની જનતાના પ્રશ્નનો ઉકેલ ન આણી શકે. તેથી હિંદી રાષ્ટ્રવાદને ઇંગ્લિશ કે જાપાની રાષ્ટ્રવાદના જેવું સામ્રાજ્યશાહીનું સ્વરૂપ આપવું કુદરતી રીતે જ અશકય છે. એટલે બ્રિટિશ સામ્રાજ્યની ઓથથી અહીં ઉદય પામનારો મૂડીવાદ પોતાનું આસન સ્થિરપણે જમાવી શકશે નહીં, અને દેશની રાજ્યસત્તા થોડો સમય તે કબજે કરી શકે તો પણ અહીંની સામાન્ય જનતાનો કે મધ્યમ વર્ગનો પ્રશ્ન તે ઉકેલી શકશે નહીં અને તેથી તે વર્ગ રાજ્યસત્તા પોતાના હાથમાં ઝાઝો વખત રાખી શકશે નહીં. આજે આપણે ત્યાં બ્રિટિશ મૂડીદારો પોતાનું આસન જમાવતા જાય છે તે પરથી તેમને દૂર કરીને તેમને ઠેકાણે કેવળ હિંદી મૂડીદારોને બેસાડવાથી હિંદી આમજનતાના સવાલનો ઉકેલ આવતો નથી. હિંદુસ્તાનમાંના ધનોત્પાદનની ધોરી નસો હિંદી દેશી મૂડીદારોના હાથમાં આવે કે બ્રિટિશ મૂડીદારોના હાથમાં હોય, તો પણ તે ફેરફાર હિંદી આમજનતાના હિતસંવર્ધનની દૃષ્ટિથી ઝાઝા મહત્ત્વનો નથી. સંપત્તિ પેદા કરવાનાં સાધનો હિંદી આમ જનતાના હાથમાં આવે એટલે કે કોઈને કોઈ સમાજસત્તાની સ્થાપના થાય, એ જ હિંદી જનતાના હિતસંવર્ધન માટે જરૂરનું છે; અને એ સમાજસત્તાની સ્થાપના વર્ગવિગ્રહના સિદ્ધાન્તોને બરાબર ઓળખીને તેને આધારે મહાસભા જ કરી શકશે.

હવે આપણે વર્ગવિગ્રહનું તત્ત્વ ભારતીય સંસ્કૃતિને તથા સત્યાગ્રહના તત્ત્વજ્ઞાનને વિસંગત છે, એ મતનો વધુ વિચાર કરીએ. પ્રથમ તો આપણે સત્યાગ્રહી તત્ત્વજ્ઞાન તથા વર્ગવિગ્રહનો સિદ્ધાંત એ બે વચ્ચે મૂળમાં જ વિરોધ છે કે કેમ તે જોઈએ અને પછી ભારતીય સંસ્કૃતિના ઇતિહાસની દૃષ્ટિથી તેનો વિચાર કરીશું. અત્યાર સુધી સત્યાગ્રહી તત્ત્વજ્ઞાનની ઉત્પત્તિ તથા તેનો વિકાસ રાષ્ટ્રીય સ્વતંત્રતાની લડતમાંથી જ થયેલો હોવાથી તેણે વર્ગવિગ્રહની નીતિ રાખી નથી એ તદ્દન યોગ્ય થયું છે; અને જ્યાં સુધી એ તત્ત્વજ્ઞાનને અનુસરીને આ લડત ચાલે છે ત્યાં સુધી તેણે વર્ગવિગ્રહની નીતિ સ્વીકારવાનું કશું કારણ પણ નથી. આજે આ તત્ત્વજ્ઞાનને કારણે દેશના બધા લોકો એક વિશાળ સંયુક્ત કુટુંબની અનેક વ્યક્તિઓ જેવા છે અને પોતાના હિતસંબંધો પરસ્પર વિરોધી નથી પણ પરસ્પરાવલંબી છે, એવી જાતની રાષ્ટ્રીય બંધુભાવના ઉત્પન્ન થઈ રહી છે. આ ભ્રાતૃભાવના કે રાષ્ટ્રીય એકત્ર કુટુંબની ભાવના સમાજસત્તાના સિદ્ધાંતથી જરાય વિસંગત નથી પણ ઊલટી તેને પોષક છે. પણ સંયુક્ત કુટુંબ સહિયારી મિલકતના અને શ્રમસહકારના પાયા પર જ ચાલી શકે અને ટકી શકે એ વાત ભુલાવી ન જોઈએ. જો સંયુક્ત કુટુંબની મિલકત સહિયારી નથી અથવા સહિયારી હોય તો પણ તેનો ઉપભોગ બધા સરખી રીતે કરી શકતા નથી, અને જો કુટુંબની બધી પુખ્ત ઉંમરની તંદુરસ્ત વ્યક્તિઓ તેની સંપત્તિમાં તથા સુખમાં ઉમેરો કરવા માટે સાચા દિલથી મહેનત કરતી નથી તે સંયુક્ત કુટુંબ આખરે નાશ પામ્યા વિના રહેતું નથી. સંયુક્ત કુટુંબની એકાદ બે વ્યક્તિ સહિયારી મિલકતનો ઉપભોગ કરે અને બીજાઓ કેવળ વૈતરું કરે એ મુદ્દા ઉપર જો સંયુક્ત કુટુંબમાં વિગ્રહ પેદા થાય તો તેની જવાબદારી સહિયારી સંપત્તિનો જેઓ વગર શ્રમે ઉપભોગ કરે છે તેમને શિરે જાય છે એ ઉઘાડું છે. આવી વ્યક્તિઓના આવા વર્તનને સામાન્ય ભાષામાં સંયુક્ત કુટુંબમાં ચાલતી દાદાગીરીનું નામ આપવામાં આવે છે. મૂડીવાદ આવી જ જાતની રાષ્ટ્રીય કુટુંબમાં ચાલતી દાદાગીરી છે. મૂડીવાદની આ દાદાગીરી કાયમ રાખીને રાષ્ટ્રીય કુટુંબનું જીવન નભી ન શકે અને તેથી રાષ્ટ્રકુટુંબોમાં વર્ગવિગ્રહ પેદા થાય છે; એટલા માટે આ દાદાગીરી નાબૂદ કરવી, રાષ્ટ્રનો કોઈ પણ પ્રૌઢ ને તંદુરસ્ત નાગરિક શારીરિક અથવા બૌદ્ધિક શ્રમ કર્યા વિના રાષ્ટ્રીય સંપત્તિનો ઉપભોગ ન કરી શકે, એ તત્ત્વ પર દેશના ઔદ્યોગિક જીવનની યોજના કરવી, અને સંયુક્ત કુટુંબની વ્યક્તિઓની માફક દેશની બધી વ્યક્તિઓના સર્વાંગી વિકાસને પોષક થાય તેવી રીતે રાષ્ટ્રીય સંપત્તિનો ઉપભોગ દરેક જણ કરી શકે એવા કાયદાઓ કરવા એનો જ અર્થ સમાજવાદની સ્થાપના

કરવી એવો થાય છે. એથી ઊલટું, દેશની બધી વ્યક્તિઓનાં જીવિતસાધનો મૂડીદારોના કબજામાં સોંપી દેવાં, અને આમજનતાને તેમની આર્થિક ગુલામીમાં ધકેલી દેવી, એટલે તે દેશમાંનો વર્ગવિગ્રહ કાયમ રાખવા જેવું થાય. વર્ગવિગ્રહને ચિરસ્થાયી બનાવવો એ સમાજવાદનું ધ્યેય નથી; પણ મૂડીવાદની દાદાગીરીને લીધે પેદા થતો વર્ગવિગ્રહ નાબૂદ કરી રાષ્ટ્રીય સંયુક્ત કુટુંબની ન્યાય અને સમતાના પાયા પર સ્થાપના કરવી એ જ સમાજવાદનું ધ્યેય છે. સમાજવાદ ખરી રીતે જોતાં સર્વોદયવાદ જ છે. માત્ર આ સર્વોદયની અને સહકારની ભાવના સમાજમાં મૂડીવાદને કાયમ રાખીને રહી શકતી નથી, એવો સમાજવાદનો સ્પષ્ટ અર્થ છે. મૂડીવાદની દાદાગીરીને લીધે પેદા થનારો વર્ગવિગ્રહ નાબૂદ કરવાનું મૂડીવાદ સાથે લડ્યા વિના શક્ય નથી. આ ઝઘડો કરવો એનો અર્થ વર્ગવિગ્રહ નિર્માણ કરવો એવો નથી, પણ મૂડીવાદે નિર્માણ કરેલા વર્ગવિગ્રહનો ભોગ બનતી આમજનતાને સત્યાગ્રહી બનાવવી, એવો છે. ન્યાયની સ્થાપના માટેની લડતથી સત્યાગ્રહી બીતો નથી. તે તેમ બીએ તો સત્યાગ્રહી જ મટી જાય.

બીજી એક દૃષ્ટિથી સત્યાગ્રહી તત્ત્વજ્ઞાન અને સમાજવાદ એ બન્ને વચ્ચે ટાળી ન શકાય એવો મૂળભૂત માન્યતાનો ભેદ છે એમ કહેવામાં આવે છે. સત્યાગ્રહી તત્ત્વજ્ઞાનમાં માનવસ્વભાવ સુધરી શકે એવો હોય છે, અથવા દરેક માણસના હૃદયમાં પરમેશ્વર ન્યાયબુદ્ધિને રૂપે વસે છે, એમ માનવામાં આવે છે; આથી ઊલટું, સમાજવાદી તત્ત્વજ્ઞાનમાં દરેક માણસ સ્વાર્થસાધુ હોય છે, એમ માનવામાં આવે છે. કેટલાક લોકો સત્યાગ્રહી અને સમાજવાદી તત્ત્વજ્ઞાન એ બન્ને વચ્ચે આવો મૂળભૂત માન્યતાનો ભેદ છે એવી રજૂઆત કરે છે, પણ માનવસ્વભાવના સ્વરૂપની બાબતમાં સત્યાગ્રહી તત્ત્વજ્ઞાન તથા સમાજવાદી તત્ત્વજ્ઞાન વચ્ચેના મતભેદની આ રજૂઆત શાસ્ત્રશુદ્ધ નથી, એમ અમને લાગે છે. મનુષ્યસ્વભાવ કેવળ સ્વાર્થપ્રધાન છે એવી સમાજવાદની માન્યતા નથી; અને એથી ઊલટું, તે કેવળ ન્યાયપ્રધાન છે એવી સત્યાગ્રહી તત્ત્વજ્ઞાનની પણ માન્યતા નથી. મનુષ્યસ્વભાવમાં સ્વાર્થબુદ્ધિ અને ન્યાયબુદ્ધિ એ બન્ને તત્ત્વો છે અને તેની તે સ્વાર્થબુદ્ધિ ન્યાયબુદ્ધિના અંકુશમાં ન આવે ત્યાં સુધી માનવસમાજમાં શાંતિનું રાજ્ય પ્રસ્થાપિત નહીં થાય એમ માનીને તત્ત્વજ્ઞાનને ચાલવું પડે છે. સમાજની સ્વાર્થબુદ્ધિ ઉપર ન્યાયબુદ્ધિનું નિયંત્રણ રહે તે માટે સમાજની આર્થિક વ્યવસ્થા વિશિષ્ટ પ્રકારની હોય એ જરૂરનું છે; અને તે તેવી ન બને ત્યાં સુધી સમાજમાં ન્યાયની સ્થાપના થઈ શકે નહીં. તેથી સમાજમાં ન્યાયની સ્થાપના તેની આર્થિક વ્યવસ્થા પર તથા તેના સુધારા પર આધાર રાખે છે એમ સમાજવાદ કહે છે. મનુષ્યસ્વભાવનું વ્યક્ત

સ્વરૂપ કેવું થશે તેનો આધાર સમાજની આર્થિક વ્યવસ્થા પર રહે છે. એટલે જ્યાં સુધી એ વ્યવસ્થા ન્યાયના પાયા પર ન રચાય, ત્યાં સુધી સમાજની સામાન્ય વ્યક્તિઓ ન્યાયપ્રિય થતી નથી. મૂડીવાદી સમાજવ્યવસ્થા અન્યાયના પાયા ઉપર ઊભી થયેલી છે, અને તેથી તે આખી રચના ધરમૂળથી બદલી નાખ્યા વિના સમાજની સામાન્ય વ્યક્તિઓનો સ્વભાવ ન્યાયપ્રધાન ન બનતાં સ્વાર્થપ્રધાન રહેશે. મૂડીદારો તેટલા સ્વાર્થી અને મજૂરો તેટલા ન્યાયપ્રિય, એમ સમાજવાદ કહેતો નથી. મજૂરો તથા મૂડીદારો વચ્ચેનો ઝઘડો એ વર્ગસ્વાર્થનો ઝઘડો છે એ વાત સમાજવાદને માન્ય છે. તેમ છતાં મૂડીદારોનો વર્ગસ્વાર્થ જેવી રીતે વધુ ન્યાયી સમાજરચના સ્થાપવાની આડે આવે છે, તેવી રીતે મજૂરોનો વર્ગસ્વાર્થ ન્યાયી સમાજરચના પ્રસ્થાપિત કરવાના કામમાં આડે આવતો નથી; ઊલટું, તે તે કામમાં મદદગાર થાય છે એવું સમાજવાદનું માનવું છે. કોઈ પણ સામાજિક ધ્યેયનો ઉદ્દેશ સમાજમાં ન્યાયની સ્થાપના કરવાનો જ હોઈ શકે; અને એ ન્યાયસ્થાપના સમાજની બધી વ્યક્તિઓને હિતકર થાય છે. પણ તેથી બધા જ વર્ગોનો સ્વાર્થ વધારે સધાય છે એમ બનતું નથી. કેટલાક વર્ગોનો સ્વાર્થ આજના સમાજમાં જેટલા પ્રમાણમાં સધાય છે, તેટલા પ્રમાણમાં તે હવે પછીની સમાજવ્યવસ્થામાં સધાવાનો નથી. તેથી તે વર્ગોમાંના સામાન્ય લોકો એ નવા ધ્યેયની સ્થાપનાનો વિરોધ કરે છે અને આજના સમાજમાં જે વર્ગનો ન્યાય્ય સ્વાર્થ કચડાઈ રહ્યો છે તે વર્ગના લોકો નવાં ધ્યેયની સ્થાપના કરવા માટે જરૂરનો સ્વાર્થત્યાગ કરવાને બહુ મોટા પ્રમાણમાં તૈયાર થાય છે, એવી સમાજવાદની વિચારસરણી છે. સમાજસત્તાક આર્થિક વ્યવસ્થા સમાજમાં ન્યાય સ્થાપના કરવાને માટે હોય તો પણ તેને લીધે જમીનદારો તથા કારખાનાવાળાઓના સ્વાર્થને નુકસાન પહોંચતું હોવાથી તે વર્ગમાંની સામાન્ય વ્યક્તિઓ સમાજસત્તાક ક્રાન્તિમાં સામેલ થતી નથી; એટલું જ નહીં પણ, એવી સામાન્ય વ્યક્તિઓ તે ક્રાન્તિનો વિરોધ જ કરે એમ સમજીને સમાજવાદી કાર્યકર્તાઓએ પોતાની નીતિ નક્કી કરવી જોઈએ એમ સમાજવાદી તત્ત્વજ્ઞાન કહે છે. સત્યાગ્રહી તત્ત્વજ્ઞાન જ્યારે સામાજિક ક્રાન્તિનું કાર્ય હાથ ધરશે તે વખતે તેને પણ આવી જ જાતનું ધોરણ સ્વીકારવું પડશે એમ અમને લાગે છે. આજે પણ જે રાષ્ટ્રીય સ્વતંત્રતાના ધ્યેયની લડત મહાસભા ચલાવી રહી છે તેનું ધોરણ આ સિદ્ધાન્ત પ્રમાણે જ ઘડાયેલું છે. હિંદની સ્વતંત્રતા મેળવવાને માટે જે લડત આપણે ચલાવવા માગીએ છીએ તે લડતમાં હિંદી લોકો જ વધારે ભાગ લેશે, બલ્કે, તેઓ જ તેનો બધો ભાર ઉપાડશે, એમ માનીને જ સત્યાગ્રહની તથા અસહકારની યોજના કરવામાં આવે છે. હિંદી

લોકોની સ્વતંત્રતાને માટે બ્રિટિશ લોકો કેમ લડતા નથી, એવો સવાલ સામાન્યપણે કોઈ ઉઠાવતું નથી. ભારતીય સ્વાતંત્ર્યનો ઝઘડો કેવળ દુનિયામાં ન્યાયપ્રસ્થાપના કરવા માટેનો ઝઘડો છે અને તેથી દુનિયાના કોઈ પણ દેશમાંના ન્યાયપ્રિય અને ન્યાયનિષ્ઠ લોકો આ ઝઘડામાં હિંદીઓ જેટલા જ સામેલ થશે એમ માનીને કોઈ ચાલતું નથી. હિન્દનું સ્વાતંત્ર્ય દુનિયામાં ન્યાયપ્રસ્થાપના કરવાનો પ્રશ્ન છે તો પણ એ ન્યાયપ્રસ્થાપનાના ઝઘડાનો જે હિન્દીઓના ન્યાય્ય રાષ્ટ્રીય સ્વાર્થ સાથે નિકટનો સંબંધ છે, તે હિન્દીઓ જ તેમાં વધારેમાં વધારે સ્વાર્થત્યાગ કરશે અને જે બ્રિટિશ પ્રજાના રાષ્ટ્રીય સ્વાર્થની વિરુદ્ધ એ ઝઘડો ચાલે છે તે બ્રિટિશ પ્રજા જ એ ઝઘડાનો વધારેમાં વધારે વિરોધ કરશે એમ માની લઈને સત્યાગ્રહસંગ્રામની નીતિ નક્કી કરવામાં આવે છે. આનો અર્થ એવો નથી થતો કે એ લડતમાં કોઈ પણ બ્રિટિશ પ્રજાજનો હિન્દને પક્ષે સામેલ નહીં થાય અથવા તો તે લડતને માટે પોતાની સહાનુભૂતિ નહીં બતાવે. કેટલીક અપવાદરૂપ બ્રિટિશ વ્યક્તિઓ આ લડતમાં સામેલ થશે; અને અનેક બ્રિટિશ પ્રજાજનો એ લડત માટે સહાનુભૂતિ વ્યક્ત કરે પણ ખરા; પણ એટલાથી ઉપરના સર્વસામાન્ય સિદ્ધાંતોને બાધ આવતો નથી. હિંદી સ્વાતંત્ર્યનો હક બ્રિટિશ રાષ્ટ્ર માન્ય કરે તે પહેલાં સામ્રાજ્યશાહીએ અહીં સ્થાપિત કરેલું રાજ્યતંત્ર અટકી પડવું જોઈએ, અને સામ્રાજ્યશાહીને પોતાનો સ્વાર્થ સાધવો હવે પછી અશક્ય છે એવી ઇંગ્લંડની ખાતરી થવી જોઈએ; તો જ આપણને સ્વરાજ્યની પ્રાપ્તિ થશે, એમ સત્યાગ્રહની લડતમાં પણ માની લેવામાં આવેલું છે. આમ માની લેવામાં સામાન્ય માનવસ્વભાવ વિષે જે વિચારસરણી સ્વીકારવામાં આવે છે તે વિચારસરણી અખત્યાર કર્યા વિના સમાજસત્તાક ક્રાન્તિ પણ થઈ શકે નહીં. એટલે કે, મૂડીવાદી સમાજવ્યવસ્થા હવે પછી કામ નહીં આવે, એમ મૂડીદારોને ચોખ્ખું નહીં દેખાય ત્યાં સુધી, અથવા દેશની પ્રસ્થાપિત રાજ્યસત્તા પોતાની સત્તાને જોરે સમાજમાં ન્યાયપ્રસ્થાપના કરવા માટે આવશ્યક જણાતી ક્રાન્તિ બહુજનસમાજના પીઠબળથી જાતે કરાવવાનો નિર્ધાર ન કરે ત્યાં સુધી, સમાજસત્તાની સ્થાપના થવાની નથી એવો એ વિચારસરણીનો અર્થ છે. આ ન્યાયસ્થાપનાના કાર્યમાં મૂડીદારોમાંથી કોઈ પણ સામેલ નહીં જ થાય એવું નથી, પણ તે વર્ગની સામાન્ય વ્યક્તિઓ તેમાં સામેલ નહીં થાય; અને જે થોડીક વ્યક્તિઓ સામેલ થશે તે પોતાનો સ્વાર્થ છોડી દેશે તો જ તેમ કરી શકશે. જે મૂડીદારોને આ ન્યાયપ્રસ્થાપનાના કાર્યમાં ભળવું હશે તેમણે પોતાનું મૂડીદારપણું છોડવાને માટે તૈયાર થવું જોઈશે. સોયના નાકામાંથી એક વાર આખું ઊંટ પસાર થઈ

શકશે પણ પ્રભુના રાજ્યમાં શ્રીમંત માણસ પ્રવેશ નહીં કરી શકે, એમ ઈશુ ખ્રિસ્તે કહ્યું છે. પરિગ્રહી માણસ સત્યાગ્રહી બની શકતો નથી, એમ મ. ગાંધી કહે છે અને તેના સમર્થનમાં દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહની લડતમાં પૈસાદારો કરતાં ગરીબોએ જ સાચી મદદ કરી હતી એવો પોતાનો અનુભવ ટાંકે છે. આ મતમાં અને અનુભવમાં માનવસ્વભાવના સ્વરૂપ વિષે જે સિદ્ધાન્ત સમાયેલો છે તેનાથી કોઈ જુદો સિદ્ધાન્ત મૂડીદારો સમાજસત્તાક ક્રાન્તિનો વિરોધ કરશે, એ મતમાં સમાયેલો છે એમ માનવાની જરૂર નથી. સમાજમાં ચાલતા અન્યાયનો પ્રતિકાર તે અન્યાયથી પીડાતા લોક જ કરે છે અને તે અન્યાય વડે જ પોતાનો સ્વાર્થ સાધતા લોકો તે પ્રતિકારનો વિરોધ કરે છે. આ સામાન્ય વહેવારનું જેમને ભાન નથી તે લોકો સમાજમાં ચાલતા અન્યાયનું નિવારણ કરવા માટેની લડત સફળ કરી શકશે એમ લાગતું નથી. સત્યાગ્રહી તત્ત્વજ્ઞાનનો વહેવાર પણ આ જ ધોરણે ચલાવવો પડે છે, ને ચાલે છે.

સત્યાગ્રહનું અહિંસક અસહકારનું તત્ત્વ કેવળ પરદેશી રાજસત્તાને લાગુ ન કરતાં પોતાના દેશની રાજ્યસત્તા કે પોતાના દેશના ધનિક વર્ગની વિરુદ્ધ એ તત્ત્વનો અમલ કરી શકાય એમ જે અમે કહીએ છીએ, તેને કાઉન્ટ ટોલ્સ્ટોયની વિચારસરણીનો પૂરેપૂરો આધાર આપી શકાય તેમ છે. ટોલ્સ્ટોય જે દેશમાં જન્મ્યા તે દેશ રાજકીય દૃષ્ટિથી પરતંત્ર ન હતો. તેથી તેમણે અહિંસક અસહકારના સિદ્ધાન્તનો પોતાના દેશના તથા બીજા સ્વતંત્ર દેશોના ધનિક વર્ગ તથા સરકાર વિરુદ્ધ ઉપયોગ કરીને દુનિયાના બધા જ શ્રમજીવી મજૂરો પોતાની મુક્તિ શી રીતે મેળવી શકે તેનો જ વિચાર કર્યો છે. ૧૯૦૧માં પોતે લખેલા 'ધિ ઓન્લી મીન્સ' નામના નિબંધમાં તેઓ કહે છે :

"દુનિયામાં એક અબજથીયે વધારે મજૂરો છે. દુનિયાનું બધું અનાજ, બધું ધન, લોકોના જીવનનાં તથા એશઆરામનાં બધાં સાધનો આ મજૂરો જ પેદા કરે છે. પણ જે ચીજો તેઓ પેદા કરે છે તેનો લાભ તેમને જ મળતો નથી. તેનો લાભ તો તેમના દેશોની સરકારો અને પૈસાદાર વર્ગોને મળે છે. . . . શ્રમજીવી આમજનતાને કાયમની ગરીબી, અજ્ઞાન અને ગુલામીમાં રઝળવું પડે છે; અને જે લોકોને તેઓ કપડાં, ખોરાક, ઘર વગેરે પૂરાં પાડે છે તથા જેમનું તેઓ કામ કરે છે તે જ લોકો તેમને ધુતકારે છે. ખેડૂતોની જમીન ખૂંચવી લેવામાં આવે છે અને જે લોકો તેના પર કશી જ મહેનત કરતા નથી એવા લોકોની ખાનગી મિલકત બને છે. આવો અવળો વહેવાર ચાલતો હોવાથી તે જમીન ઉપર મહેનત કરનારા લોકોને મજૂરી લઈને પોતાનું ગુજરાન ચલાવવું પડે છે. જો ખેડૂત જમીન છોડી દે અને નોકરી લે અથવા મિલમાં કે કારખાનામાં કામ કરવા જાય તો તે મૂડીવાળાની ગુલામગીરીમાં સપડાઈ જાય છે. . . . એમ છતાં જો સંજોગવશાત્ તેને ક્યાંક જમીન મળી જાય અથવા પેટિયું નીકળે

એટલું કામ મળે તોયે પોતાનાં બંધનોમાંથી તે મુક્ત થઈ શકતો નથી. કરવેરાના ભાર નીચે તે દબાય છે. અને ઓછામાં ઓછાં ત્રણ ચાર કે પાંચ વરસ તેને લશ્કરી નોકરી કરવી પડે છે અથવા લશ્કરી ખાતા માટે કર આપવા પડે છે. જો તે મહેસૂલ ન ભરવાની કે કર ન આપવાની ચળવળ કરે, અથવા હડતાળને માટે સંગઠન કરી પોતાની જગ્યાએ બીજો મજૂર ન જાય એવા પ્રયત્નો કરે તો તેના પર લશ્કર મોકલીને તેને ઘાયલ કરવામાં આવે છે અને પહેલાંની માફક કર આપવાની તથા કામ કરવાની તેને જબરદસ્તીથી ફરજ પાડવામાં આવે છે. . . .

"જમીનદારોની સામે, સરકારો સામે, કારખાનાવાળાઓ સામે તેમ જ લશ્કરશાહીની સામે મજૂરો ફરિયાદ કરે છે. પણ તે મજૂરો પોતે જ જમીનદારોને, સરકારોને કારખાનાવાળાઓને તથા લશ્કરશાહીને મદદ કરે છે અને તેમનાં જે કૃત્યોની બાબતમાં તેઓ ફરિયાદો કરે છે તે જ કૃત્યો કરવા પોતે તૈયાર થાય છે. એટલે જ તો જમીનદાર જમીનની પેદાશનો ઉપભોગ કરે છે, સરકાર કર વસૂલ કરે છે, કારખાનાવાળો મજૂરોની ખબર લઈ નાંખે છે અને લશ્કરના સિપાઈઓ હડતાળો તોડી નાખે છે. . . . મજૂરો એવી ફરિયાદ કરે છે કે, જે જમીન તેમને પોતાની લાગે છે, તેનો જો તે જાતે કબજો લેવા જાય, અથવા સરકારને કર ભરવાની ના પાડે, અથવા હડતાળોની યોજના કરે તો તેની સામે લશ્કર મોકલવામાં આવે છે. પણ એ લશ્કર જે સૈનિકોનું બનેલું હોય છે તે સૈનિકો મજૂર વર્ગમાંથી જ આવે છે. તેઓ જોકે વ્યક્તિગત સ્વાર્થના લોભથી અથવા સજાના ડરથી લશ્કરમાં દાખલ થયેલા હોય છે અને પોતાના અંતરના અવાજની તથા પરમેશ્વરના કાયદાની અવગણના કરીને અમલદારો જેને ઠાર કરવાનો હુકમ આપે તેને ઠાર કરીશું એવા સોગનથી બંધાયેલા હોય છે. ટૂંકમાં, કામદારોની બધી આપદાઓનું કારણ તેઓ પોતે જ હોય છે. જો તેઓ સરકાર સાથે કે ધનિકવર્ગ સાથે સહકાર કરવાનું છોડી દે તો તેમની બધી આપત્તિઓનો આપોઆપ અંત આવી જાય."*

ઉપરના ઉતારામાં કાઉન્ટ ટૉલ્સ્ટૉયે સ્વાવલંબન અને સંગઠિત આત્મબળને જોરે દુનિયાની શ્રમજીવી આમજનતા પોતાના દેશની લશ્કરશાહી અને મૂડીવાદના જુલમમાંથી પોતાનો છુટકારો શી રીતે મેળવી શકે તેનું યોગ્ય રીતે સ્પષ્ટીકરણ કરેલું છે. સામાન્ય જનતાનું આ આત્મબળને માર્ગે સંગઠન કરી તેના પર થતા જુલમમાંથી તેનો છુટકારો કરાવવાનું પ્રત્યક્ષ કાર્ય રશિયામાં ટૉલ્સ્ટૉયને હાથે થયું ન હતું; અને તેથી જ ત્યાં લેનિન વગેરેનો શસ્ત્રબળયુક્ત ક્રાંતિવાદ ફેલાવા પામ્યો. મ. ગાંધીએ ટૉલ્સ્ટૉયે ઉપદેશેલા અહિંસક અસહકારને માર્ગે હિન્દુસ્તાનના રાષ્ટ્રીય સ્વાતંત્ર્યની લડત શી રીતે સફળ કરી શકાય તેની તાલીમ છેલ્લા વીસ વરસથી હિન્દી જનતાને આપી છે. મ. ગાંધીમાં કાઉન્ટ ટૉલ્સ્ટૉય કરતાં વહેવારુ મુત્સદ્દીપણું તથા નેતૃત્વકળા વધારે પ્રમાણમાં છે, અને અહીંના રાજ્યકર્તાઓએ, ભલે દૂરદર્શી દૂરદેશી સ્વાર્થની દૃષ્ટિથી કેમ ન હોય,

* 'ધિ ઓન્લી મીન્સ'-લિયો ટૉલ્સ્ટૉય, પૃ. ૧, ૫-૬.

પણ આ અહિંસક ક્રાન્તિવાદનું પ્રચંડ સંગઠન કરવાનો થોડો ઘણો અવકાશ તેમને આપ્યો છે. ઝારશાહી કરતાં બ્રિટિશ સામ્રાજ્યશાહીમાં નાગરિક સ્વાતંત્ર્ય કંઈક અંશે વધારે હોવાથી મ. ગાંધી કાઉન્ટ ટૉલ્સ્ટૉયના નિઃશસ્ત્ર ક્રાન્તિશાસ્ત્રનો સારો સરખો વિકાસ સાધી શક્યા. તો પણ અત્યાર સુધીનું તેમનું કાર્ય માત્ર પરદેશી સત્તાની પકડમાંથી પોતાની પ્રજાને સ્વતંત્ર કરવાનું રહેલું હોવાથી તેને અહીંના રાજાઓ અને ધનિક વર્ગની વિરુદ્ધની લડતનું સ્વરૂપ મળ્યું નથી. દેશને સ્વતંત્ર કરવાનું કાર્ય સફળ કર્યા પછી તેમને આ જ ક્રાન્તિશાસ્ત્રનો ઉપયોગ કાઉન્ટ ટૉલ્સ્ટૉયે દર્શાવ્યા પ્રમાણે એ બીજા કાર્ય માટે કરવાનો રહેશે. આ ભાવી કાર્ય બેશક મ. ગાંધીની પછીની પેઢીના સત્યાગ્રહી આગેવાનોએ કરવાનું રહેશે. આજે પં. જવાહરલાલ નહેરુ અને સુભાષચન્દ્ર બોઝ એ નવી પેઢીના આગેવાનો અહિંસક ક્રાન્તિશાસ્ત્રની હિમાયત કરી રહ્યા છે અને સાથે સાથે જ સ્વરાજ્ય મળ્યા પછી આપણે સમાજસત્તાક લોકશાહીની સ્થાપના કર્યા વિના સામાન્ય જનતાના તથા મધ્યમવર્ગના ભરણપોષણનો સવાલ સંતોષકારક રીતે ઉકેલી શકીશું નહીં એમ સ્પષ્ટપણે કહી રહ્યા છે. એ બધું જોતાં મહાસભા ભવિષ્યમાં પોતાના સંપૂર્ણ સ્વરાજ્યનો સમાજસત્તાક લોકશાહી એવો જ અર્થ કરશે એવું અનુમાન કરવામાં સાહસ નહીં ગણાય. પં. નહેરુની પ્રેરણાથી આજે એક સમાજવાદી પક્ષ મહાસભાની અંદર અસ્તિત્વમાં આવ્યો છે અને બાબુ સુભાષચંદ્ર બોઝે પણ એ પક્ષના અસ્તિત્વની જરૂર ભાવી કાર્યની દૃષ્ટિએ મહાસભાના વ્યાસપીઠ ઉપરથી જાહેર રીતે પ્રતિપાદન કરેલી છે. હજી આ પક્ષની નિઃશસ્ત્ર ક્રાન્તિશાસ્ત્ર પર અવ્યભિચારી નિષ્ઠા બંધાઈ નથી. એમ છતાં શિસ્તપાલન અને વહેવારુ નીતિની દૃષ્ટિથી તેઓ આ ક્રાન્તિશાસ્ત્રને અનુસર્યા છે. અને હિંદુસ્તાનમાં અહિંસક ક્રાન્તિથી સંપૂર્ણ સ્વરાજ્યની સ્થાપના થયેલી તેઓ જોશે ત્યારે એ પક્ષની આ ક્રાન્તિશાસ્ત્ર વિષેની નિષ્ઠા વધુ દૃઢ થશે એ વિષે અમને શંકા નથી.

ભારતીય સંસ્કૃતિનું ભાવી સ્વરૂપ સમાજસત્તાક થશે એ વિષે મહાસભાની નવી પેઢી આજે મોટે ભાગે એકમત થવા લાગી છે, છતાં પણ આ બાબતમાં બીજા એક મુદ્દાનો વિશેષ વિચાર કરવો જોઈએ. એ મુદ્દો ઔદ્યોગિક વિકેંદ્રીકરણનો છે. આ મુદ્દાનો વિચાર કરતાં આધુનિક યુરોપના ચાર પ્રમુખ અર્થશાસ્ત્રીઓની વિચારસરણીઓનો તુલનાત્મક અભ્યાસ કરવો જોઈએ. એ ચાર તે ઍડમ સ્મિથ, ફ્રેડરિક લિસ્ટ, કાર્લ માકર્સ તથા પ્રિન્સ ક્રૉપોટ્કિન છે. એમાંનો ઍડમ સ્મિથ વ્યક્તિવાદી, ફ્રેડરિક લિસ્ટ રાષ્ટ્રવાદી, અને કાર્લ માકર્સ તથા પ્રિન્સ ક્રૉપોટ્કિન એ સમાજવાદી અર્થશાસ્ત્રીઓ હતા. ઍડમ સ્મિથના વ્યક્તિવાદી અર્થશાસ્ત્રમાંથી મુક્ત વેપારનું, અનિયંત્રિત સ્પર્ધાનું તથા ભૌગોલિક શ્રમવિભાગનું તત્ત્વ ઉત્પન્ન થયું છે. એને જ આધારે

બ્રિટિશ મૂડીવાદ તથા બ્રિટિશ સામ્રાજ્યશાહીનો વિકાસ થયો છે. ભૌગોલિક શ્રમવિભાગના તત્ત્વ પ્રમાણે એશિયા ખંડના ફળદ્રૂપ પ્રદેશોએ કેવળ ખેતી કરવી અને અનાજ તેમ જ કાચો માલ પૂરો પાડવો અને ઇંગ્લન્ડ વગેરે યુરોપના દેશોએ આ કાચા માલનો તૈયાર માલ બનાવનારા વધારે નફાકારક ધંધા કરવા, એવા પ્રકારનો શ્રમવિભાગ કુદરતી માનવામાં આવ્યો. નેપોલિયને જ્યારે આખા યુરોપમાં મહાયુદ્ધનો દાવાનળ સળગાવ્યો હતો તે વખતે આખા હિન્દુસ્તાનને હોઇયાં કરી બેઠેલા બ્રિટિશ મૂડીવાદને ઔદ્યોગિક ક્ષેત્રમાં પહેલેથી મળી ગયેલું મોખરાનું સ્થાન ટકાવી રાખવાનું મુક્ત વેપાર અને અનિયંત્રિત હરીફાઈના સિદ્ધાન્તને લીધે બની શક્યું, અને એશિયા ખંડની માફક યુરોપ ખંડના લોકોને પણ પાકો માલ પૂરો પાડવાનો ઇજારો બ્રિટિશ મૂડીવાદને મળી ગયો, તે જોઈને ફ્રેડરિક લિસ્ટ નામના જર્મન અર્થશાસ્ત્રીએ મુક્ત વેપારના સિદ્ધાન્ત પર હુમલો કરીને સંરક્ષક જકાતનું નવું રાષ્ટ્રીય અર્થશાસ્ત્ર ઊભું કર્યું. આ અર્થશાસ્ત્રીના સિદ્ધાન્ત પ્રમાણે પોતાના દેશમાં ઊભાં થતાં નવાં કારખાનાંઓને તેમ જ દેશના બાલ્યાવસ્થામાં રહેલા ઉદ્યોગોને પરદેશી માલ પર જકાત નાખીને સંરક્ષણ આપી દરેક યુરોપિયન દેશે ઇંગ્લન્ડનાં જેવાં પ્રચંડ કારખાનાં ઊભાં કરવાં જોઈએ, અને એશિયાના દેશોમાંથી ખોરાક અને કાચો માલ આણીને પછાત રહેલા દેશોને પાકો માલ પૂરો પાડવાના ઇજારાને માટે બધા યુરોપિયન દેશોએ ગ્રેટ બ્રિટન સાથે હરીફાઈ કરવી જોઈએ, એમ કહેનારું એક નવું સામ્રાજ્યવાદી રાષ્ટ્રીય અર્થશાસ્ત્ર પેદા થયું. ફ્રેડરિક લિસ્ટે ઍડમ સ્મિથ વગેરે બ્રિટિશ અર્થશાસ્ત્રીઓની વ્યક્તિવાદી ફિલસૂફી પાછળ લપાઈ રહેલા રાષ્ટ્રીય સ્વાર્થને ખુલ્લો પાડ્યો પણ તેમ કરતી વખતે તેણે પોતાના રાષ્ટ્રીય સ્વાર્થને છોડ્યો નહીં. એશિયાના દેશો યુરોપના દેશોનાં કારખાનાંઓ માટે જોઈતો કાચો માલ પકવવા માટે જ કુદરતે અથવા પરમેશ્વરે નિર્માણ કર્યા છે એમ તેણે પોતાના રાષ્ટ્રીય અર્થશાસ્ત્રમાં સ્પષ્ટપણે લખ્યું છે !*

* એશિયાનાં રાષ્ટ્રોના પુનરુદ્ધાર વિષે ફ્રેડરિક લિસ્ટ લખે છે :

"આ દેશોનો પુનરુદ્ધાર સાધારણ રીતે કયે ક્રમે થશે તેને વિષે વિચાર કરતાં જે પહેલો મુદ્દો આપણા ધ્યાનમાં આવે છે તે એ છે કે, યુરોપના કારખાનાંવાળા દેશોને મોટા જથ્થામાં કાચો માલ, તેમ જ તે કારખાનાંઓને માટે જરૂરના બીજી બધી જાતના પદાર્થો પૂરા પાડવાને અર્થે કુદરતે પૂર્વના મોટા ભાગને પોતાનાં સાધનો બક્ષેલાં છે. એટલું જ નહીં, પણ યુરોપના કારખાનાંવાળાઓને ઉષ્ણ કટિબંધમાં ઉત્પન્ન થતી બધી ચીજો આપીને તેમનો તૈયાર થયેલો માલ વાપરનારી મોટી વસ્તી પણ કુદરતે તે પ્રદેશોમાં મૂકેલી છે. આ સંજોગોથી કુદરત એમ સૂચવતી હોય એમ લાગે છે કે, જંગલી લોકોને સંસ્કારી કરવાનો તેમ જ તેમનો પુનરુદ્ધાર કરવાનો રસ્તો તેમની ખેતીની પેદાશના બદલામાં તૈયાર માલ તેમને પૂરો પાડવો એ

આવી રીતે ફ્રેડરિક લિસ્ટે જર્મન રાષ્ટ્રવાદને સામ્રાજ્યશાહીની દીક્ષા આપવાના ખ્યાલથી તેના અર્થશાસ્ત્રનો પાયો ઓગણીસમા સૈકાની અધવચમાં નાખ્યો. આપણે ત્યાં ન્યા. રાનડેના સમયથી આવા જ રાષ્ટ્રીય અર્થશાસ્ત્રને ધોરણે ભારતીય અર્થશાસ્ત્ર નિર્માણ થયું; પણ હિન્દુસ્તાનમાં સામ્રાજ્યશાહી અર્થશાસ્ત્ર નિર્માણ કરવાનું અશક્ય હોવાથી આ હિન્દી અર્થશાસ્ત્ર હવે પછીની ભારતીય સંસ્કૃતિના પાયા માટે પૂરતું નથી. ત્યાર પછી ખુદ જર્મનીમાં કાર્લ માર્ક્સે પોતાનું જગવિખ્યાત સમાજવાદી અર્થશાસ્ત્ર નિર્માણ કર્યું. તેનો મુખ્ય સિદ્ધાન્ત એવો છે કે, દેશનાં કારખાનાં તથા જમીન કોઈની ખાનગી માલિકીની ન રાખતાં તેને દેશની સહિયારી માલિકીની બનાવવી. આ સિદ્ધાન્તનો સ્વીકાર કર્યા વિના હિન્દી જનતાની આજીવિકાના સવાલનો ઉકેલ આવી શકશે નહીં, રાષ્ટ્રીય ભાવના એકધારી રહેવાને બદલે વર્ગવર્ગ વચ્ચેના વર્ગવિગ્રહને કારણે તેના ભાગલા પડ્યા વિના રહેશે નહીં, અને તેથી હિન્દની લોકશાહી ધનિકશાહી બન્યા વિના રહેશે નહીં. આ બધાં તત્ત્વો આજે હિન્દના સમાજવાદીઓએ માન્ય કરેલાં છે. પણ આટલાં જ તત્ત્વોના પાયા પર ભાવી ભારતીય સંસ્કૃતિના આર્થિક પાયો નાખી નહીં શકાય. તે પાયો નાખવાને માટે પ્રિન્સ ક્રોપોટ્કિને પ્રતિપાદન કરેલું ઔદ્યોગિક વિકેન્દ્રીકરણનું તત્ત્વ હિન્દુસ્તાને સ્વીકારવું જોઈશે. ક્રોપોટ્કિન પણ સમાજવાદી હતો. તેમ છતાં આજે હિન્દુસ્તાનમાં જે સ્વરૂપે સમાજવાદ આવી રહ્યો છે તે કાર્લ માર્ક્સના અનુયાયીઓ મારફતે આવતો હોવાથી, ક્રોપોટ્કિનના ઔદ્યોગિક વિકેન્દ્રીકરણના સિદ્ધાન્ત તરફ આપણે ત્યાંના સમાજવાદી પક્ષનું જોઈએ તેટલું ધ્યાન ગયું નથી. ગ્રામોદ્યોગોનું સંગઠન કરનારા મ. ગાંધીના અનુયાયીઓએ એ સિદ્ધાન્તનું ઘણી વાર પ્રતિપાદન કર્યું છે. પણ તેઓ ગ્રામોદ્યોગોના સંગઠનમાં કુદરતી શક્તિનો તથા યંત્રકળાનો ઉપયોગ કરવો જોઈએ અને સંપત્તિ પેદા કરવાનાં બધાં સાધનો સામાજિક માલિકી નીચે લાવવાં જોઈએ એ ક્રોપોટ્કિનના સમાજવાદી વિચારનો ઝાઝો ઉલ્લેખ કરતા નથી. ખરું જોતાં, હિન્દુસ્તાનને ઔદ્યોગિક વિકેન્દ્રીકરણ અને ધનોત્પાદનનાં સાધનોની સામુદાયિક માલિકી, એ બન્ને સિદ્ધાન્તોનો આશ્રય લેવો પડશે. એમ કરવાથી જ હિન્દુસ્તાનમાં ખેતી અને ઉદ્યોગધંધા એ બન્નેનો મેળ બરાબર બેસાડી શકાશે, હિન્દી સંસ્કૃતિનું ગ્રામપ્રધાન સ્વરૂપ કાયમ રાખી

છે. તેથી બધા યુરોપીય દેશોએ એ સિદ્ધાન્તને દૃઢતાથી વળગી રહેવું જોઈએ કે, એશિયામાં વેપારના ખાસ અધિકાર યુરોપની કોઈ પણ એક પ્રજાને માટે અલગ રાખવામાં નહીં આવે અને બીજા દેશોને ભોગે કોઈ પણ એક દેશ તરફ કોઈ પણ જાતનો પક્ષપાત રાખવામાં નહીં આવે.

—'ધિ નૅશનલ સિસ્ટિમ ઑફ પૉલિટિકલ ઇકૉનૉમી'—ફ્રેડરિક લિસ્ટ, પૃ. ૪૧૯–૨૦.

શકાશે, ઔદ્યોગિક વિકેન્દ્રીકરણની સાથે જ રાજસત્તાનું વિકેન્દ્રીકરણ કરીને લોકસત્તાને પણ વધારે સમર્થ બનાવી શકાશે અને ભરતખંડના બધા વિભાગોની સર્વાંગી ઉન્નતિ થવાથી રાજ્યસત્તાના તથા ધનોત્પાદનના કેન્દ્રીકરણમાંથી ઉત્પન્ન થનારી બધી મુશ્કેલીઓ ટાળી શકાશે. દરેક દેશ, તેના પ્રાન્તો તથા પ્રાન્તવિભાગો એ બધાને આર્થિક દૃષ્ટિથી બને તેટલા સ્વયંપૂર્ણ કરવા, દરેક વિભાગને જોઈતો કાચો તથા પાકો માલ બને તેટલો ત્યાં ને ત્યાં જ તૈયાર કરવો, દરેક વિભાગના લોકોની બધી શક્તિઓનો વિકાસ થાય તે માટે તે તે વિભાગનું ઔદ્યોગિક જીવન બને તેટલું વિવિધતાયુક્ત બનાવવું અને આ રીતે દરેક રાષ્ટ્રવિભાગ સ્વાવલંબી તથા બની શકે તેટલો સર્વગુણસંપન્ન થાય, એવું ધ્યેય રાખવું, એ ક્રોપોટ્કિનની આર્થિક વિચારસરણી છે. આવી રીતે સ્થાનિક સ્વયંપૂર્ણતાના તથા સ્વાવલંબનના તત્ત્વનો સ્વીકાર કરવાથી ખેતી તથા બીજા ઉદ્યોગધંધાઓ, કાચા અને પાકા માલની પેદાશ, ઉત્પાદન કરનારા તથા માલ વાપરનારા, ખેતરમાંનું કામ અને કારખાનામાંનું કામ, એ બધાંનો યોગ્ય મેળ બેસાડીને આર્થિક નિયોજન કરવાનું તેમ જ તેનો અમલ કરવાનું ઘણું સગવડભર્યું ને સરળ થાય છે. આ આર્થિક નિયોજનનો અમલ નાનાં નાનાં ક્ષેત્રોમાં અને નાના નાના લોકસમુદાયો વચ્ચે શરૂ કરવો પડે છે તેથી તેનું સ્વરૂપ બહુ સંકીર્ણ અથવા જટિલ થતું નથી. તેથી તે યોજનાનો અમલ કરતી વખતે તેના પર સ્થાનિક લોકોની જરૂરિયાતોની તથા તેમના મતોની જોઈતી અસર પડી શકે છે અને તે વધારે લોકમતાનુવર્તી રહી શકે છે; અને તેના અમલમાં દરેક વિભાગના લોકોની સ્વતંત્રતા ને સુખ વધારે સલામત રહી શકે છે. ઉપરાંત ખુલ્લી હવા, ભરપૂર પાણી, ખુલ્લાં મેદાનો તથા સૂર્યનો પૂરતો પ્રકાશ, એ કુદરતે બક્ષેલી સંપત્તિનો ઘણા મોટા પ્રમાણમાં બધાંને ઉપભોગ કરવાની સગવડ મળતી હોવાથી, રાષ્ટ્રીય જીવન વધુ નીરોગી, જોમદાર, સમૃદ્ધ અને સુસંસ્કારી થઈ શકે છે.

ઉદ્યોગધંધાઓ તથા ખેતી એ બન્નેમાં વીજળી જેવાં કુદરતી બળનો ઉપયોગ કરવાનું ભૌતિક જ્ઞાન આજે માણસે મેળવ્યું છે, તેમ જ લોકસત્તા અને સમાજસત્તા જેવી રાજ્યવ્યવસ્થાની પદ્ધતિઓ તેને જડી છે તેથી તેમનો ઉપયોગ કરીને ભાવી ભારતીય સંસ્કૃતિ પહેલાંની જેમ ગ્રામપ્રધાન તથા ખેતીપ્રધાન રહેશે છતાં તેને ભૌતિક દૃષ્ટિથી વધારે સમૃદ્ધ, બૌદ્ધિક દૃષ્ટિથી વધુ પ્રગતિશીલ, સામાજિક દૃષ્ટિથી વધુ સમતાયુક્ત, રાજકીય દૃષ્ટિથી વધુ લોકસત્તાક અને ધાર્મિક દૃષ્ટિથી વધુ પ્રવૃત્તિપર છતાં શાંતિપ્રધાન બનાવવાનું શક્ય છે. તેને એવી બનાવવી હોય તો ભૌતિક વિદ્યા, યંત્રકળા, બુદ્ધિસ્વાતંત્ર્ય, વ્યક્તિસ્વાતંત્ર્ય, સામાજિક તથા આર્થિક સમતા, લોકસત્તા તથા સમાજસત્તા

વગેરે આધુનિક જગતની બધી ભૌતિક તથા સામાજિક શોધોનો તથા માન્યતાઓનો આપણે પૂરેપૂરો ઉપયોગ કરવો જોઈશે. અને તેમ કરતી વખતે આપણી પ્રાચીન આધ્યાત્મિક સંપત્તિ ગુમાવ્યા વિના તેના વિકાસ માટે જ આ બધી વસ્તુઓનો આપણે ઉપયોગ કરવો જોઈશે. આ જાતની ભાવી ભારતીય સંસ્કૃતિનો પાયો નાખતી વખતે પ્રિન્સ ક્રોપોટ્કિને રાષ્ટ્રવાદી તથા સમાજવાદી અર્થશાસ્ત્રનો સમન્વય કરીને જે અર્થશાસ્ત્રનું પ્રતિપાદન કર્યું છે તેનો આપણે ઉપયોગ કરવો પડશે, એવું અમારું માનવું છે.

ક્રોપોટ્કિનના અર્થશાસ્ત્રનો આજે જર્મની તથા ઇટાલી જેવા દેશોમાં રાષ્ટ્રીય સમાજવાદી અર્થશાસ્ત્રને નામે આગળ આવવા માંડેલા સામ્રાજ્યશાહી અર્થશાસ્ત્ર સાથે વસ્તુતઃ કોઈ જાતનો સંબંધ નથી એ સમજીને તેનો ફેસિસ્ટ કે નાત્સી અર્થશાસ્ત્ર જોડે ગોટાળો ન કરવો જોઈએ. હિટલરશાહીનું નાત્સી અર્થશાસ્ત્ર પોતાને રાષ્ટ્રીય સમાજવાદી અર્થશાસ્ત્રને નામે ઓળખાવતું હોય તો પણ તે વાસ્તવિકપણે મૂડીવાદી તેમ જ સામ્રાજ્યશાહી અર્થશાસ્ત્ર છે અને તેણે સમાજવાદને છોડી દીધો છે. એક રીતે તે વ્યક્તિવાદી અર્થશાસ્ત્રથી વિરુદ્ધ છે તેથી જ તેને રાષ્ટ્રીય વિશેષણ જોડવામાં આવે છે. તેની ઉત્પત્તિ ફ્રેડરિક લિસ્ટના 'રાષ્ટ્રીય' અર્થશાસ્ત્રમાંથી જ થયેલી છે અને તેનો સમાજવાદ સાથે કોઈ જાતનો સંબંધ નથી. બ્રિટિશ મૂડીવાદનો વિકાસ વ્યક્તિવાદી વાતાવરણમાં થયેલો હોવાથી ત્યાંના મૂડીવાળાઓ વાઘ જેવા બન્યા છે અને તેથી તેઓ ટોળું બાંધીને રહેવાની કે વર્તવાની વૃત્તિ બતાવતા નથી, અને જર્મન મૂડીવાળાઓ રાષ્ટ્રવાદી અર્થશાસ્ત્રની કેળવણી ને રક્ષણ હેઠળ ઉછરેલા હોવાથી તેમનામાં સંઘભાવના વધી છે અને તેઓ વરુ જેવા બન્યા છે. બન્ને સરખા જ હિંસ્ર છે અને બન્નેના અર્થશાસ્ત્રનું સાચું સ્વરૂપ સામ્રાજ્યવાદનું છે. સાચું રાષ્ટ્રવાદી અર્થશાસ્ત્ર તથા સાચું સમાજવાદી અર્થશાસ્ત્ર એ બે વચ્ચે વિરોધ નથી અને તેમનો સમન્વય થઈ શકે છે અને તે કેમ કરવો તે પ્રિન્સ ક્રોપોટ્કિને બહુ સચોટ રીતે બતાવ્યું છે. આ અર્થશાસ્ત્રના પાયા પર જ ભાવી ભારતીય સંસ્કૃતિની ઇમારત આપણે ઊભી કરવાની છે.

હવે આપણે વર્ગવિગ્રહ અને સમાજવાદનો ભારતીય સંસ્કૃતિની પરંપરાની દૃષ્ટિથી વિચાર કરી ભારતીય સંસ્કૃતિની પ્રગતિ ક્યાં અને કેવી રીતે અટકી પડી તે ધ્યાનમાં લઈ ભાવી ભારતીય સંસ્કૃતિનું સ્વરૂપ કેવું હશે અથવા અખિલ માનવસંસ્કૃતિને ભારતીય સંસ્કૃતિનો કયો મહત્ત્વનો સંદેશો છે તેનો ટૂંકમાં વિચાર કરીશું. ભારતીય સંસ્કૃતિ દુનિયાની એક અતિ પ્રાચીન સંસ્કૃતિ છે અને તેની પાસે દુનિયાને શીખવા જેવી ઘણી વસ્તુઓ છે. આ જેટલું સાચું છે તેટલું જ એ પણ સાચું છે કે તે સંસ્કૃતિની પ્રગતિ આજે

ખોટકી ગયેલી છે ને તે આધુનિક જમાનામાં યુરોપિયન સંસ્કૃતિની પાછળ પડી ગઈ છે. આપણી સંસ્કૃતિની પ્રગતિ કેમ અટકી પડી તેનો વિચાર કરી આગળ પગલું ભરવાનો નિશ્ચય કર્યા વિના આપણી સંસ્કૃતિને ઉજ્જવળ સ્વરૂપ આપી નહીં શકાય અને માનવસંસ્કૃતિમાં ઉમેરો કરવાની આપણી આકાંક્ષા પણ સફળ નહીં થાય. માનવસંસ્કૃતિનો વિકાસ કરવાનું કાર્ય મધ્યયુગના સમય સુધી યુરોપિયન તથા ભારતીય સંસ્કૃતિઓ સામાન્યપણે સરખી રીતે કરતી આવી હતી; બલ્કે, કેટલીક બાબતોમાં મધ્યયુગી ભારતીય સંસ્કૃતિ તે વખતની યુરોપીય સંસ્કૃતિ કરતાં વધારે શ્રેષ્ઠ અને વધારે સમૃદ્ધ હતી એમ કહી શકાય. પણ આધુનિક જમાનામાં યુરોપીય સંસ્કૃતિ આગળ નીકળી ગઈ. તેમ છતાં આજે તેની પ્રગતિ પણ અટકી પડી છે અને અહીંથી આગળ રસ્તો કાઢવાની તેની શકિત રહી નથી. આગળનો માર્ગ યુરોપના તત્ત્વજ્ઞોને નથી દેખાતો એવું નથી. પણ તે માર્ગે પોતાની પ્રજાઓને દોરવાનું સામર્થ્ય ત્યાંના લોકનાયકોમાં હોય એમ દેખાતું નથી. યુરોપીય સંસ્કૃતિ મૂડીવાદના તથા સામ્રાજ્યશાહીના વમળમાં સપડાયેલી છે અને તે વમળમાંથી નીકળીને પોતાની સંસ્કૃતિની નાકા આગળ હંકારવાની તાકાત ત્યાંના નાવિકોમાં કે સુકાનીઓમાં હોય એમ દેખાતું નથી. યુરોપના રાષ્ટ્રોમાં પ્રમુખ રાષ્ટ્રો ચાર ગણાય — ઇંગ્લંડ, ફ્રાન્સ, જર્મની તથા ઇટાલી. એમાંથી જર્મની અને ઇટાલીમાં સામર્થ્યની ઉપાસના કરનારા સંપ્રદાયો પેદા થયેલા છે અને હિટલર તથા મુસોલિની જેવા બે સમર્થ તેમ જ પુરુષાર્થી દેશનાયકો તેમને મળ્યા છે. આવી રીતે જર્મની અને ઇટાલી એ બંને દેશોમાં સામર્થ્ય પેદા થયું છે. પણ એ સામર્થ્યનો ઉપયોગ માનવસંસ્કૃતિની પ્રગતિને માટે કરવાને બદલે ઊલટું તેઓ તેની પ્રગતિને રોકી તેને પ્રતિગામી અને આસુરી સ્વરૂપ આપવામાં પોતાની તથા પોતાના રાષ્ટ્રની શકિતનો ઉપયોગ કરી રહ્યા છે. આધુનિક યુરોપમાં નિર્માણ થયેલા લોકશાહીના તથા નાગરિક સ્વાતંત્ર્યના સિદ્ધાન્તને તેમણે છડેચોક પગ તળે કચડી નાખ્યો છે; અને અખિલ માનવસંસ્કૃતિનો કે યુરોપીય સંસ્કૃતિનો નાશ થાય તો ભલે થાય પણ લોકસત્તામાંથી નિર્માણ થતી સમાજસત્તાક સંસ્કૃતિને યુરોપમાં સ્થાપન ન થવા દેવી એવું તેમણે બીડું ઝડપ્યું છે. હિટલર અને મુસોલિનીને પોતપોતાના ધનિક વર્ગોનો ટેકો છે, એ ધનિક વર્ગની સેવામાં રહીને લાચાર બનેલો અને ભાવી સામ્રાજ્યશાહીની લાલચના મોહમાં ફસાયેલો બુદ્ધિપ્રધાન મધ્યમ વર્ગ તત્ત્વભ્રષ્ટ થઈ તેમની સેવા કરવા તૈયાર છે અને અજ્ઞાન ખેડૂત વર્ગને મજૂર વર્ગથી જુદો પાડીને તેમણે સમાજસત્તા સ્થાપન કરવા માટે લડત કરનારી જનતામાં ભાગલા પાડ્યા છે. તેમણે સ્થાપન કરેલી ઝારશાહીમાંથી જનતાને સ્વતંત્ર કરવા માટે

લોહીની નદીઓ વહેડાવનારી સશસ્ત્ર ક્રાન્તિ વિના બીજો કોઈ ઉપાય ત્યાંની જનતાના આગેવાનોને આજે દેખાતો નથી. પણ હિટલરશાહી તથા મુસોલિની-શાહીએ આજે ઝારશાહી કરતાં પણ વધારે શાસ્ત્રીય સ્વરૂપ મેળવ્યું છે, અને કંઈ નહીં તો તેમનું રાજ્યતંત્ર તેના કરતાં આજે વધારે કાર્યક્ષમ દેખાય છે. તેથી કોઈ પ્રચંડ મહાયુદ્ધના અગ્નિકુંડમાં તેઓ હોમાઈ જાય તે વિના તેમની નાગચૂડમાંથી યુરોપીય સંસ્કૃતિનો છુટકારો થાય એમ દેખાતું નથી. આ મહાયુદ્ધનો અગ્નિ સળગ્યા પછી જ્યારે હોલવાશે ત્યારે યુરોપીય સંસ્કૃતિનો કેટલો ભાગ બાકી રહેશે તથા માનવસંસ્કૃતિમાં તેનું કયું સ્થાન રહેશે તેનો ચોક્કસ અંદાજ આજે કોઈ કરી શકે તેમ નથી. ઉપર જણાવેલાં યુરોપનાં પ્રમુખ રાષ્ટ્રોમાંનાં બાકી રહેલાં ઇંગ્લંડ અને ફ્રાન્સે હજી સુધી લોકસત્તાનો બુરખો જાહેરપણે ઉતારી નાખ્યો નથી અને આધુનિક યુરોપમાં પેદા થયેલી સંસ્કૃતિનું સંરક્ષણ કરીને અમે જ તેને ટકાવી રાખી છે એવો તેઓ દુનિયાની આગળ દેખાવ કરે છે. પણ આજે તો તેમની સ્થિતિ એક રીતે જર્મની તથા ઇટાલી કરતાં પણ વધુ હીન થઈ છે. આ રાષ્ટ્રોમાં કોઈ પણ જાતનું સામર્થ્ય આજે બાકી રહ્યું હોય એમ દેખાતું નથી. પોતાના સામ્રાજ્યનું સંરક્ષણ પણ તેમને મુશ્કેલ બન્યું છે અને છતાં તે સામ્રાજ્યનો લોભ તેમનાથી છોડાતો નથી. યુરોપીય સંસ્કૃતિનો વિકાસ તથા પ્રગતિ સમાજસત્તા દ્વારા જ હવે થઈ શકશે એ તેમના વિદ્વાનોને સમજાયું છે, પણ પોતાનું એ ડહાપણ રાષ્ટ્રને ગળે ઉતારવાનું તથા રાષ્ટ્ર પાસે સમાજસત્તાની સ્થાપના કરાવવાનું સામર્થ્ય આજે તેમનામાંથી કોઈનામાં હોય એમ દેખાતું નથી. જે વખતે દેશને મહાન, સમર્થ તથા પુરુષાર્થી આગેવાનોની ખાસ જરૂર હોય, તે વખતે તેવા આગેવાનો નિર્માણ ન થાય તો તે દેશોનો અધઃપાત શરૂ થયો છે અથવા તેમની સંસ્કૃતિનો વિનાશકાળ આવી પહોંચ્યો છે એમ કહેવામાં હરકત નથી. સંસ્કૃતિના ઝાડને કીડો લાગે છે ત્યારે મહાન પુરુષાર્થી વ્યક્તિઓનાં ફળ તેને બેસતાં નથી. ઇંગ્લંડ અને ફ્રાન્સ એ બંને દેશોની તેમ જ તેમની સંસ્કૃતિની આજે આવી શોચનીય દશા થયેલી દેખાય છે. આધુનિક કાળમાં રાષ્ટ્રીયતા, લોકશાહી તથા મૂડીવાદનો જન્મ આ દેશોમાં થયો. તેમણે કેટલોક વખત માનવસંસ્કૃતિને દોરવાનું કાર્ય પણ કર્યું. ભૌતિક વિદ્યાઓ તથા સામાજિક વિદ્યાઓને તેમણે સારી પેઠે ખીલવી અને હવે પછીના ઇતિહાસમાં માનવસંસ્કૃતિ કેવા યુગમાં પ્રવેશ કરશે અને તેનું સ્વરૂપ કેવું રહેશે તેને અંગે પણ શોધો કરી. પણ પોતાની સંસ્કૃતિને પ્રગતિને પંથે દોરી જવાનું સામર્થ્ય આજે તેમનામાં રહ્યું નથી. કોઈ પણ સંસ્કૃતિની પ્રગતિ જ્યારે અટકી પડે છે ત્યારે તેનો અધઃપાત શરૂ થાય છે, એ

અનુભવ આજે ઇંગ્લંડ અને ફ્રાન્સને થઈ રહ્યો છે. તેમની રાષ્ટ્રીયતાના આજે બે ભાગ પડ્યા છે, અને તેમની લોકસત્તાને ધનિકસત્તાનું સ્વરૂપ મળ્યું છે. આજે આ બંને એટલે કે સામ્રાજ્યશાહી ને ધનિકશાહીનું સ્વરૂપ લઈને બેઠેલી લોકસત્તાએ આગળ વધવાના સમય આવી પહોંચ્યો છે, એ તેમની બુદ્ધિને દેખાય છે, પણ તેમનાથી તે કામ બનતું નથી. આવી દુર્બળ શોચનીય દશા તે દેશોની થયેલી છે. 'जानामि धर्मं न च मे प्रवृत्तिः । जानाम्यधर्मं न च मे निवृत्तिः' એવી દશામાં આ રાષ્ટ્રો આવી પડયાં છે.

આધુનિક ભારતના મ. ગાંધી અથવા પં. જવાહરલાલ નેહરુ જેવા સમર્થ પુરુષો આજે ઇંગ્લંડમાં દેખાતા નથી. ત્યાંની આમજનતા સામ્રાજ્યશાહીની લૂંટમાંથી મળતી સંપત્તિના મોહથી ભ્રષ્ટ થઈ છે. પ્યૂરિટન યુગમાં સ્થાપિત રાજ્યસત્તા સામે બળવો કરી પોતાના દેશની સંસ્કૃતિના પ્રવાહને રોકનારો સત્તાધારી વર્ગે બાંધેલો બંધ તોડી નાખવાનું સામર્થ્ય જે દેશે બતાવ્યું, તે દેશમાં આજે અહિંસક ક્રાન્તિ કરવાની તાકાત રહી નથી. આધુનિક ભારતે ૧૯૩૦ તથા ૧૯૩૨માં અપૂર્વ સત્યાગ્રહસંગ્રામ ખેડચો, અને સ્થાપિત રાજ્યસત્તાએ ગેરકાયદે જાહેર કરેલી મહાસભાનું લડાયક ક્રાન્તિયંત્ર સત્તાધારી સરકારના દમનના ઉગ્ર તેમ જ ભયાનક હુમલાને પણ ન ગાંઠતાં કંઈ નહીં તો એક વરસ સુધી ચાલુ રાખ્યું. પણ ૧૯૨૬ની સાલમાં જ્યારે બ્રિટિશ મજૂરોએ સામાન્ય હડતાલનું સીધા સામનાનું હથિયાર સ્થાપિત રાજ્યસત્તા સામે ઉગામ્યું પણ તે ગેરકાયદે જાહેર થશે એવી માત્ર ધમકી મળતાંની સાથે તેમણે તેને ફેંકી દીધું. કોઈ પણ જાતની ક્રાન્તિ કરવાનું સામર્થ્ય આપણામાં રહ્યું નથી અને તેથી અમારી સંસ્કૃતિની પ્રગતિ હવે પછી અમે કરી શકવાના નથી, એમ જાણે કે તેમણે એ કાર્યથી દુનિયાને જાહેર કર્યું. તે પછી મેકડોનલ્ડ જેવો મજૂર પક્ષનો આગેવાન કૉન્ઝરવેટિવ પક્ષ સાથે મળી જાય અને પોતે આખી જિંદગી આગેવાની કરીને જેનો વિકાસ કર્યો હતો, તે જ સમાજવાદી પક્ષને તથા તત્ત્વજ્ઞાનને છેહ દે એ તો સ્વાભાવિક હતું. મ. ગાંધીએ સત્યાગ્રહના તત્ત્વજ્ઞાનને બળે આધુનિક ભારતમાં એક પ્રચંડ શક્તિ નિર્માણ કરી છે. આ શક્તિનો પાયો પ્રાચીન ભારતનું આત્મબળ છે અને એ શકિતને કારણે આધુનિક હિન્દને પોતાની પ્રાચીન સંસ્કૃતિ વિષે અભિમાન પેદા થયું છે. તેની સાથે જ આધુનિક યુરોપીય સંસ્કૃતિ વિષે એક જાતનો અનાદર તથા તુચ્છભાવ પણ અહીં પેદા થયો છે. આ અનાદરબુદ્ધિને લીધે આધુનિક ભારતનો કદાચ અધઃપાત થવાનો સંભવ રહે છે. આધુનિક યુરોપમાં પેદા થયેલી હર કોઈ વસ્તુ અથવા વિચારસરણી ત્યાજ્ય અને તુચ્છ છે, એવી વૃત્તિ ભારતીય માનસમાં

બળવાન થતી જાય તો પ્રાચીન ભારતીય સંસ્કૃતિમાં રહેલા દોષોને કેવળ આધુનિક ભારત ચોંટી રહેશે એટલું જ નહીં, પણ આધુનિક યુરોપિયન સંસ્કૃતિનો અનાદર કરતાં કરતાં તેની ઉજ્જવળ બાજુનો અનાદર તેને હાથે થઈ જશે અને તેની હીન બાજુનો તે અજાણતાં આદર કરવા માંડશે એવી ધાસ્તી કેટલાક વિચારવાન લોકોને આજે લાગવા માંડી છે. અને તેમની એ ધાસ્તી છેક પાયા વિનાની છે એમ અમે પણ કહી શકતા નથી. પરંતુ એટલું ચોક્કસ છે કે, આધુનિક ભારત આજે કાર્યક્ષમ અને સમર્થ થતું જાય છે. તેની આ કાર્યક્ષમતા તથા સામર્થ્ય એક સરખાં વધતાં જાય છે. તેથી ઉપરની ધાસ્તી સાચી પડવાનો સંભવ બહુ ઓછો દેખાય છે. કોઈ પણ દેશ એક વાર આત્મોદ્ધારના કાર્યની પાછળ મંડે અને તેને માટે જરૂરી ત્યાગ કરવાની પ્રવૃત્તિ તેના બુદ્ધિમાન વર્ગમાં વધતી જાય તો તેનું તત્ત્વજ્ઞાન સદોષ હોવા છતાં તેનો અધઃપાત ન થતાં તેના ઉદ્યમના સામર્થ્યને લીધે તે તત્ત્વજ્ઞાનમાં રહેલા દોષો ધીમે ધીમે નાબૂદ થાય છે. આત્મોદ્ધાર માટેનો ઉદ્યમ કરવાની આ આત્મપ્રેરણા આજે હિન્દમાં જાગ્રત થયેલી હોવાથી પોતાનું રાષ્ટ્રીય તત્ત્વજ્ઞાન તે વધુને વધુ નિર્દોષ અને વિશુદ્ધ બનાવતો જશે એવી અમને ચોક્કસ આશા છે. એમ છતાં, આજકાલ ભારતીય સંસ્કૃતિનું અભિમાન અને યુરોપીય સંસ્કૃતિ વિષે તુચ્છબુદ્ધિ પેદા થયેલી હોવાથી આપણા તત્ત્વજ્ઞાનમાં કયા નવા દોષો દાખલ થઈ જવાનો સંભવ રહે છે, તથા કયા દોષોને લીધે પ્રાચીન ભારતીય સંસ્કૃતિની પ્રગતિ અટકી ગઈ અને તેને યુરોપીય સંસ્કૃતિ આગળ હાર ખાવી પડી, એ બાબતોનું અહીં થોડું વિવેચન કર્યા વિના આ પુસ્તકનો ઉપસંહાર યોગ્ય રીતે નહીં થાય. તેથી હવે તે વિષય તરફ વળીશું.

આધુનિક યુરોપીય સંસ્કૃતિની ઉત્પત્તિ વર્ગવિગ્રહને રૂપે થઈ અને આજે તેનો વિનાશ કદાચ એ વર્ગવિગ્રહમાંથી જ થશે એમ દેખાય છે. તેથી એ વર્ગવિગ્રહની વાત જ આપણા કામની નથી, એમ માનવાની કેટલાક લોકોની પ્રવૃત્તિ થવા લાગી છે. તેમની આ વૃત્તિ જ કદાચ આપણી પ્રગતિને આડે આવે એવો સંભવ છે, એમ અમને લાગે છે. આજે આપણે રાષ્ટ્રીય સ્વતંત્રતા માટેની લડાઈમાં રોકાયેલા છીએ એટલે વર્ગવિગ્રહની વાતને બાજુએ રાખીને કેવળ રાષ્ટ્રીય બંધુતાની ભાવના પર જોર આપવાની નીતિ અત્યારની પરિસ્થિતિને તથા ચાલુ રાજકારણને અનુકૂળ છે એમ કહી શકાય ખરું; અને જ્યાં સુધી વર્ગવિગ્રહનું અવલંબન કર્યા વિના સંપૂર્ણ સ્વાતંત્ર્યની પ્રાપ્તિ થવી અશક્ય છે એમ સિદ્ધ થયું નથી, ત્યાં સુધી એ નીતિ છોડી દેવી એ પણ બરાબર નથી. જો આપણે આપણી ઉપર લાદવામાં આવનારા સમવાયી રાજ્યબંધારણને ટૂંક વખતમાં ફગાવી ન દઈ શકીએ અને આપણી રાષ્ટ્રીય

લડતને આજથી જ વર્ગવિગ્રહનું રૂપ આપવાનાં બ્રિટિશ મુત્સદ્દીઓનાં કારસ્તાન સફળ થાય, તો આપણને આપણી આજની નીતિ છોડીને પણ દેશની સ્વતંત્રતા માટે વર્ગયુદ્ધનું ધોરણ અખત્યાર કરવું પડશે. પણ બ્રિટિશોનાં આ કારસ્તાનો મહાસભા પાર પડવા નહીં દે, એવો અમને વિશ્વાસ હોવાથી વર્ગયુદ્ધની નીતિ આજે આપણે સ્વીકારવી ન જોઈએ એવો અમારો બુદ્ધિપૂર્વક થયેલો ચોક્કસ અભિપ્રાય છે. એમ છતાં પૂર્ણ સ્વરાજ્ય મળ્યા પછી આપણે વર્ગવિગ્રહનું તત્ત્વ સ્વીકારવું પડશે તથા તેનો સત્યાગ્રહ સાથે સમન્વય કરવો પડશે એવો પણ અમારો સ્પષ્ટ મત છે. આધુનિક યુરોપે વર્ગવિગ્રહ કર્યો અથવા તો તેનો આશરો લીધો તો તેમાં તેની કોઈ ભૂલ થઈ નથી. આ વર્ગવિગ્રહમાં તેણે હિંસાના માર્ગનો અતિરેક કર્યો, રાષ્ટ્રીય બંધુતાની સાથે તેનો જરા પણ મેળ રાખ્યો નહીં, અને એ વર્ગવિગ્રહના કાર્યમાં લોકસત્તાક સંસ્થાઓ બિલકુલ ઉપયોગી થશે નહીં એમ માનીને લોકશાહીના સિદ્ધાંત પર જ હુમલો શરૂ કર્યો; આ યુરોપની ભૂલ થઈ છે એમ આપણે બહુ તો કહી શકીએ. સત્યાગ્રહ વર્ગવિગ્રહની પદ્ધતિ સ્વીકારે તો તેથી રાષ્ટ્રીય બંધુતાને બાધ આવશે જ એમ માનવાને કારણ નથી; કેમ કે, સત્યાગ્રહની લડતમાં સામા પક્ષની વ્યક્તિઓ વિષે દ્વેષ હોતો નથી. સત્યાગ્રહની લડત કોઈ વિશેષ પ્રકારની અન્યાયી સમાજવ્યવસ્થાની સામે અથવા કોઈ વિશિષ્ટ સંસ્થાની સામે હોય છે; તે સમાજરચનામાં કે સંસ્થામાં રહીને કામ કરનારી વ્યક્તિઓની સામે તે લડત હોતી નથી. મૂડીવાદી સંસ્થાનો નાશ કરવો અથવા તો મૂડીવાળા વર્ગને નાબૂદ કરવો એનો અર્થ વ્યક્તિગત મૂડીદારોનો નાશ કરવો એવો થતો નથી. સમાજવાદી તત્ત્વજ્ઞાનની ભૂમિકા પણ તત્ત્વતઃ આ જ છે. માર્ક્સે પોતાના ‘કૅપિટલ’ની પ્રસ્તાવનામાં આ વાત સ્પષ્ટપણે રજૂ કરી છે. અમારી લડાઈ મૂડીદાર વ્યક્તિઓની સામે નથી પણ મૂડીવાદની સંસ્થા સામે છે એમ તેણે જણાવ્યું છે. સત્યાગ્રહી તત્ત્વજ્ઞાન જો સમાજસત્તા સ્થાપન કરવાનું નક્કી કરે તો તે આ વિચારસરણીની વધારે આગ્રહથી હિમાયત કરશે અને ક્રાંતિ દરમ્યાન પણ અહિંસક વાતાવરણ જાળવશે એવો અમને વિશ્વાસ છે. તે જ પ્રમાણે લોકસત્તા તથા સત્યાગ્રહી પ્રત્યક્ષ પ્રતિકાર એ બન્નેનો સમન્વય કરીને અહિંસક ક્રાંતિ સફળ કરવાનું કાર્ય પણ સત્યાગ્રહી તત્ત્વજ્ઞાન કરી બતાવશે. આમ વર્ગવિગ્રહનો તથા સમાજસત્તાક ક્રાંતિનો સ્વીકાર કરીને તેમનો રાષ્ટ્રીયતા અને લોકસત્તા એ બન્નેની સાથે સમન્વય કરવાનું સત્યાગ્રહી તત્ત્વજ્ઞાન કરી શકશે. એટલું ખરું કે, વર્ગવિગ્રહ તથા સમાજસત્તાક ક્રાંતિનું અવલંબન કર્યા વિના તે ભાવી ભારતીય સંસ્કૃતિની ઇમારત ઊભી નહીં કરી શકે. વર્ગવિગ્રહનું તત્ત્વ પ્રાચીન ભારતીય સંસ્કૃતિ સાથે તદ્દન વિસંગત છે, એ અભિપ્રાય અમને

જરાયે માન્ય નથી. એટલું સાચું છે કે, આધુનિક યુરોપના મૂડીદાર વેપારી વર્ગે ઠકરાતી વર્ગ સામે જે જાતનું વર્ગયુદ્ધ કર્યું, અથવા ત્યાંનો મજૂર વર્ગ મૂડીવાદ સામે જે જાતનું વર્ગયુદ્ધ આજે કરે છે, તે જાતનું વર્ગયુદ્ધ હિંદના વૈશ્યવર્ગે કદી કર્યું નથી અને હજી પણ અહીંનો મજૂર વર્ગ મૂડીવાદની સામે એ જાતનું વર્ગયુદ્ધ કરતો નથી. પરંતુ આની સાથે જ એ પણ કબૂલ કરવું જોઈશે કે, પ્રાચીન ભારતીય સંસ્કૃતિ આધુનિક યુરોપીય સંસ્કૃતિની પાછળ પડી, તેની પ્રગતિ કુંઠિત થઈ અને તેને આખરે યુરોપીય સંસ્કૃતિ સામે હાર ખાવી પડી. આધુનિક યુરોપના વેપારી મધ્યમ વર્ગે ધર્માધિકારી તથા સરંજામદાર એ બે વર્ગો સામે ખેડૂત વર્ગની મદદથી સફળ બળવો કર્યો, યુરોપીય આમજનતાને, કંઈ નહીં તો તેના મધ્યમ વર્ગને, આંધળી શ્રદ્ધાના યુગમાંથી જાગ્રત બુદ્ધિયુગમાં આણ્યો, રાજસત્તા પર નાગરિક સ્વાતંત્ર્યનાં બંધનો મૂકીને તેણે તેને લોકોના અંકુશમાં મૂકી, સરંજામદાર વર્ગને નાબૂદ કરીને સામાજિક સમતાનાં તથા લોકસત્તાનાં ધ્યેયોનો પુરસ્કાર કર્યો, અને માનવસંસ્કૃતિના સમાજસત્તાક યુગનું ભવિષ્ય ભાખ્યું. પણ એ બધું કરતી વખતે તેણે અધ્યાત્મવિદ્યા તરફ સાવ દુર્લક્ષ કર્યું, બધી વિદ્યાઓને તથા કળાઓને કેવળ ધનોત્પાદનની દાસીઓ બનાવી, આત્મબળની ઉપેક્ષા કરીને કેવળ શસ્ત્રબળ પર બધો ભાર મૂકયો; આધુનિક યુરોપની પણ આ બહુ મોટી ભૂલો છે. આ બધું સાચું હોવા છતાં આધુનિક યુરોપની આખીયે સંસ્કૃતિ વિષે તુચ્છબુદ્ધિનું પડળ ચડાવી આપણે ભાવિ સંસ્કૃતિ નિર્માણ કરી શકવાના નથી. સમાજના નીચલા વર્ગને ઉપલા વર્ગ સામે લડત ચલાવીને પોતાના હકો સ્થાપિત કરવાની કળા આપણે શીખવી નથી, એટલા પરથી આપણી પ્રાચીન સંસ્કૃતિમાં વર્ગકલહ હતો જ નહીં, એમ ન કહી શકાય. પ્રાચીન ભારતમાં બ્રાહ્મણો અને ક્ષત્રિયોનું વર્ગયુદ્ધ થયેલું છે. તે પછી બ્રાહ્મણ-ક્ષત્રિયોએ મળીને વૈશ્યશૂદ્રો સામે પણ વર્ગયુદ્ધ કરેલું છે. દ્વિજોએ શૂદ્ર–અતિશૂદ્રને કાયમના ગુલામીમાં રાખવા માટે અનેક પ્રયત્નો કરેલા છે.

આ બધા ઐતિહાસિક ફેરફારો વર્ગકલહ વિના થયા નથી એમ છતાં આધુનિક યુરોપના વૈશ્યવર્ગે સામાજિક સમતા તથા લોકસત્તાની ઘોષણા કરીને, ખેડૂત વર્ગની સહાયથી સંરજામદાર વર્ગ સામે વર્ગયુદ્ધ કરીને એકરાષ્ટ્રીયતાની તથા લોકસત્તાની સ્થાપના કરી; અને નાગરિકતાના હકો સર્વને આપી સમાજમાં કોઈ પણ જાતનો શૂદ્રવર્ગ ન રહેવો જોઈએ, એવું ધ્યેય જાહેર કર્યું; તેવું આપણે ત્યાં બન્યું નથી. પણ આ કંઈ આપણી સંસ્કૃતિની મહત્તા કહી શકાય નહીં. યુરોપીય વૈશ્યોએ વર્ગયુદ્ધમાં હિંસક નીતિ અખત્યાર રી એ તેમની ભૂલ હશે; પણ આપણે ત્યાંના વૈશ્યોએ એ ભૂલ ટાળી એટલા

ખાતર તેમની સ્તુતિ પણ થઈ શકે તેવી નથી. તેમણે યુરોપીય વૈશ્યોનો પુરુષાર્થ તથા પરાક્રમ પણ બતાવ્યાં નથી અને રાષ્ટ્રીયતા તથા લોકસત્તાની સ્થાપના પણ કરી નથી. બ્રાહ્મણોથી માંડીને શૂદ્રો સુધીના આપણે ત્યાંના બધા વર્ગો રાષ્ટ્રીયતાની તથા લોકસત્તાની ભાવનાથી વંચિત રહ્યા અને ઇસ્ટ ઇંડિયા કંપનીને સહાય કરીને પોતાના આખા દેશને તેમણે પરતંત્રતામાં ધકેલી દીધો. ઉપલા વર્ગના ભાર નીચે કચડાઈ ગયેલા વૈશ્ય, શૂદ્ર તથા અતિશૂદ્ર વર્ગો સાવ પામર બન્યા; અને તેમણે પોતાના બળથી વર્ગવિગ્રહ નહીં કર્યો હોય તો પણ, પરદેશી વિજેતાઓને મદદ કરીને એક રીતે ઉપલા વર્ગોએ તેમની સામે ચલાવેલા એકપક્ષી વર્ગવિગ્રહનું વેર વાળ્યું, એમ કહી શકાય. એના કરતાં યુરોપીય મધ્યમ વર્ગના વેપારીઓએ જે વર્ગકલહ કર્યો અને આધુનિક યુરોપીય સંસ્કૃતિનું સર્જન કર્યું, તે વર્ગકલહ, અથવા આજે ત્યાંના મજૂરો સ્વાતંત્ર્યભાવનાથી પ્રેરિત થઈને મૂડીવાદની સામે ચલાવી રહ્યા છે તે વર્ગવિગ્રહ, આપણે ત્યાંના વૈશ્યોએ, શૂદ્રોએ તથા અતિશૂદ્રોએ અન્યાય સહન કરી લીધો ને આખરે તે બધાએ પરદેશીઓ સાથે મળી જઈને પોતાના દેશને પરતંત્રતામાં ધકેલી દીધો, તેના કરતાં વધારે હીન છે એમ કોઈથી પણ કહી શકાય તેમ નથી. એથી ઊલટું, આધુનિક યુરોપે વર્ગકલહમાં હિંસા આચરી, તો પણ સત્તાધારીઓના ને ઉપલા વર્ગોના અન્યાય સામે લડવાનો સિદ્ધાન્ત કાયમ રાખ્યો; અને એ લડત મારફતે અનેક શ્રેષ્ઠ સામાજિક તથા રાજકીય આદર્શો નિર્માણ કર્યા, એટલા માટે માનવી સંસ્કૃતિના ઇતિહાસકારોને આધુનિક યુરોપનાં ગુણગાન કરવાં પડે છે. આધુનિક ભારતે આધુનિક યુરોપના ઇતિહાસમાંથી સત્તાવાળાઓના અન્યાયો સામે બળવો કરવાનો સિદ્ધાન્ત સ્વીકાર્યા વિના તેનો ઉદ્ધાર થવાનો નથી. પણ એટલું ખરું કે, એ બળવો શાંતિને માર્ગે સફળ કરવાનું મહાન કાર્ય તે કરી બતાવે, તો જ આધુનિક યુરોપના દોષો બતાવવાનો અધિકાર તેને મળે.

આર્યો ભરતખંડમાં આવીને વસ્યા તે પછી તેમણે વર્ણાશ્રમધર્મના સ્વરૂપમાં પોતાની સંસ્કૃતિ નિર્માણ કરી. એમાંના શૂદ્ર તથા અતિશૂદ્ર એ બે ગુલામ વર્ણો હતા. વર્ણાશ્રમધર્મની સંસ્કૃતિ વસ્તુતઃ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ વર્ણોની જ સંસ્કૃતિ હતી; અને શૂદ્રો તથા અતિશૂદ્રો એ તે ત્રણ વર્ણોના દાસ એટલે ગુલામ હતા. તે વખતની દુનિયાના બધા જ સમાજોમાં ગુલામસંસ્થા હયાતીમાં હતી. યુરોપીય સમાજમાં પણ મધ્યયુગની આખર સુધી આપણે ત્યાંના ચાર વર્ણ જેવા ચાર વર્ગો હતા. એ જમાનામાં સામાજિક સમતાનો અર્થ સમાજમાંથી ચાર વર્ગો કાઢી નાખવા એવો નહીં, પણ તે વર્ગો કાયમ રાખી કોઈ પણ વર્ગમાં જન્મેલા કોઈ પણ માણસને પોતાનાં ગુણકર્મ અનુસાર ગમે તે વર્ગમાં

પ્રવેશ મળે એવો હતો. સૌથી નીચેના ગણાતા શૂદ્ર વર્ણને પણ સૌથી ઊંચા બ્રાહ્મણ વર્ણનો દરજ્જો મેળવવાનો માર્ગ ખુલ્લો હોવો જોઈએ એટલે સુધી જ સમાજસુધારાની કલ્પના પહોંચી હતી. જે સમયે સમાજમાં ધનોત્પાદન બહુ જ અલ્પ પ્રમાણમાં થાય છે તે વખતે સમાજમાંની મોટા ભાગની જનતા સંસ્કૃતિ તથા સંપત્તિથી વંચિત રહે છે. બધા જ સંસ્કારી તથા સમૃદ્ધ થાય એવો આદર્શ એ સમયે ઘણુંખરું કોઈને સૂઝતો નથી; અને સૂઝે તો પણ તેનો વહેવારમાં અમલ થઈ શકતો નથી. આપણે ત્યાં પણ શૂદ્ર વર્ગની ગુલામીનો નાશ કરવા ઇચ્છતા, તેમ જ ભૌતિક ઉન્નતિ તથા જ્ઞાનપ્રાપ્તિના માર્ગો તેમને માટે ખુલ્લા કરવાનો પ્રયત્ન કરનારા પંથો જૈન-બૌદ્ધોના કાળથી, બલ્કે તેમની પૂર્વેના કાળમાં પણ નીકળ્યા હતા. ચાર્વાકનો લોકાયત મત એવી જ જાતનો એક પંથ હતો; એવું ઘણા લોકોનું અનુમાન છે. વસિષ્ઠ-વિશ્વામિત્રના સમયથી ગમે તે વર્ણમાં જન્મેલી વ્યક્તિ બ્રાહ્મણ થઈ શકે તથા બ્રાહ્મણનો દરજ્જો પ્રાપ્ત કરી શકે એવી કલ્પના નીકળી હતી, અને એ વિચારના પ્રચારમાંથી જ એક પ્રકારનો વિચારકલહ અને એ વિચારકલહમાંથી એક પ્રકારનો વર્ગકલહ પેદા થયો હતો. શ્રીકૃષ્ણના ભાગવત ધર્મમાં 'स्त्रियो वैश्यास्तथा शूद्राः तेऽपि यान्ति परां गतिम् ।' એ મત સ્વીકારીને 'સ્ત્રીઓને તથા શૂદ્રોને પણ' સમાજમાં સૌથી ઊંચો દરજ્જો મેળવવાની છૂટ આપવામાં આવી છે. બૌદ્ધયુગમાં જે ક્રાન્તિ થઈ તે એક જાતની સર્વાંગી સમાજક્રાન્તિ હતી; અને તે વખતે વિચારકલહ તથા વર્ગકલહ ચાલતો હોવો જોઈએ એમ લાગે છે. તે પછીના જમાનામાં જોકે શૂદ્રોને વૈદિક સંસ્કૃતિનો અધિકાર આપવામાં આવ્યો નહીં એ સાચું છે, તો પણ તે પછી એ વૈદિક સંસ્કૃતિ જ પાછળ પડી ગઈ અને બૌદ્ધ તથા ભાગવત સંસ્કૃતિઓ આગળ આવી એમ કહેવામાં વાંધો નથી. બૌદ્ધ સંસ્કૃતિએ વૈદિક પરંપરાની સામે ખુલ્લો બળવો પોકાર્યો. ભાગવત સંસ્કૃતિએ ખુલ્લા બળવાનો માર્ગ લીધો ન હોય તો પણ તેણે એક રીતે ભગવદ્-ગીતાને વેદથી પણ ઊંચું સ્થાન આપીને વૈદિક સંસ્કૃતિને ગૌણ ગણી છે. જ્ઞાનેશ્વર વેદને ઉદ્દેશીને કહે છે :

"वेदु संपन्न होये ठांइं । परि कृपणु आन नाहीं ॥
जैं कांनीं लागला तिहिं । वर्णांचां च्चि ॥
एरां श्रमव्यथा ठेलेयां । स्त्रीशूद्रादिकां प्राणियां ।
अनवसरु मांडूनिया । असें नव्हे ॥
तरि मज पांतां ते उणें । फेडावेया गीतापणें ॥
वेदु वेठला भलेतेणें । सेव्यु होवावेया ॥

ज्ञानेश्वरी, (सं. राजवाडे) अध्याय १८-१४४७-'४९

(વેદ પોતે તો ઘણો સંપન્ન છે; પરંતુ તેના જેવો કૃપણ પણ બીજો કોઈ નથી. કારણ કે, તે કેવળ ત્રણ વર્ણોને જ કાને પડે છે. ભવસાગરમાં ઘસડાતાં બીજાં જે સ્ત્રી શૂદ્ર વગેરે પ્રાણીઓ છે તેમને પણ પોતાના ઉદ્ધારનો અવકાશ મળવો જોઈએ. એટલે વિચાર કરતાં મને એમ લાગે છે કે, પોતાનામાં રહેલી એ અગાઉની ઊણપને દૂર કરવા ખાતર, તેમજ ગમે તે માણસ પોતાનું સેવન કરી શકે એવી યોગ્યતા મેળવવા માટે, વેદ ગીતાને રૂપે પ્રગટ થયો.)

આવી જ રીતે એકનાથ, તુકારામ વગેરે સાધુ સંતોએ સ્ત્રી–શૂદ્ર વગેરેને વેદનો અધિકાર ન હતો તેથી વેદને જ ઊતરતો ગણ્યો છે. વેદમાં તથા ઉપનિષદોમાં આત્મોદ્ધારનું જે તત્ત્વજ્ઞાન છે તે બધું ભગવદ્-ગીતામાં છે અને ભક્તિમાર્ગના બીજા દેશી ભાષાના ગ્રંથોમાં પણ તે ભરપૂર છે. તો પછી અમે તમારા વૈદિક જ્ઞાનને શું કામ મહત્ત્વ આપીએ? એમ ભાગવતધર્મી સંતો છડેચોક પૂછવા લાગ્યા. "वेदाचा तो अर्थ अम्हांसचि ठावा । इतरांनीं वहावा भार माथां ॥" (વેદનો અર્થ અમે જ જાણીએ છીએ; બીજા છો અમથા માથે ભાર લઈને ફરે), એમ તુકારામ છાતી ઠોકીને કહે છે. શૂદ્ર ગમે તેટલો મોટો થાય તોયે અમે તેને બ્રાહ્મણ ગણવાના નથી અથવા તેને રાજ્યાભિષેક કરવાના નથી એવો દુરાગ્રહ પોતાને વૈદિક કહેવડાવનારા બ્રાહ્મણો હજી પણ પકડી રહ્યા છે! પણ વ્યાસ વાલ્મીકિ જેવા ઋષિ બન્યા; અને શૂદ્ર અતિશૂદ્ર જાતિમાં જન્મેલા સાધુસંતો હજારો બ્રાહ્મણોના આધ્યાત્મિક ગુરુ બન્યા. શૂદ્રોને વૈદિક પદ્ધતિથી રાજ્યાભિષેક કરવાની બ્રાહ્મણોએ ના પાડી છતાં તેમણે રાજસત્તા તથા સામ્રાજ્યસત્તા ભોગવી અને બ્રાહ્મણોએ તેમની સેવા કરીને તેમનાં ગુણગાન પણ ગાયાં. જે શૂદ્રને કેવળ પરિચર્યાત્મક કર્મ એટલે કે સેવાચાકરી કરવાને માટે જ લાયક ગણવામાં આવતો હતો, તે વૈશ્યોનું કૃષિગોરક્ષ-વાણિજ્ય વગેરે કર્મ તો કરતો થયો જ, પણ મંત્રી, પ્રધાન, રાજા, એટલું જ નહીં પણ સાધુસંત, ઋષિ અને આધ્યાત્મિક ગુરુ પણ બન્યો. ભારતીય સંસ્કૃતિમાં થયેલી આ એક પ્રચંડ વિચારક્રાન્તિ હતી.

તેનું વર્ણન ઇતિહાસાચાર્ય રાજવાડે નીચે પ્રમાણે કરે છે:

"ઉત્તરકુરુમાં જે અર્ધજંગલી શૂદ્ર કેવળ ગુલામી કરીને સમાજની છેક નીચેની પાયરી પર ઉપલા વર્ગોની લાતો ખાતો હતો, તે જ હવે શૂદ્ર અને વૃષલ જાતિના નંદોના તથા મૌર્યોના રાજ્યોમાં અધ્યાત્મ, નીતિ, સંન્યાસ, એકવર્ણતા, સર્વસમતા, તથા સામ્રાજ્ય વગેરેનો વિજયી અને સમર્થ સંચાલક બન્યો. બુદ્ધે અને મહાવીરે, ખાસ કરીને પહેલાએ, કરેલી આ ક્રાન્તિ કેવળ સામાન્ય ધર્મક્રાન્તિ ન હતી, કે ન હતી કેવળ રાજ્યક્રાન્તિ કે મતક્રાન્તિ; એ એક સર્વવ્યાપી ભયંકર સામાજિક ક્રાન્તિ હતી. એ પ્રચંડ ક્રાન્તિથી વૈદિક સમાજના પાયા ઊખડી ગયા અને ચાતુર્વર્ણિક સમાજ ઉપરનીચે થઈ ગયો."*

---

* 'રાધામાધવવિલાસચંપૂ'— રાજવાડે, પ્રસ્તાવના, પૃ. ૧૫૧

આ પ્રચંડ સમાજક્રાંતિ વર્ગવિગ્રહ વિના થઈ ન હતી. એ ક્રાંતિ પછી બુદ્ધનો ધર્મ જોકે હિંદુસ્તાનમાં ન રહ્યો, તો પણ તેનું કાર્ય કાયમ રહ્યું. ગૌતમ બુદ્ધે વૈદિક દેવતાકાંડ, યજ્ઞયાગ વગેરે કર્મકાંડ, તથા સામાજિક વિષમતા, એ બધાની સામે બળવો પોકાર્યો. પાછળથી બૌદ્ધ ધર્મનો લોપ થતાં મૂર્તિપૂજા ઉદય પામી અને કેટલોક સમય પૌરાણિક દેવતાકાંડ, વ્રતો અને ઉદ્યાપનો, પૂજાવિધિવિધાનો અને કુમારિલ ભટ્ટ વગેરેનો કર્મઠ મીમાંસાધર્મ લોકોમાં જામ્યો. પણ આગળ જતાં શંકરાચાર્યે અદ્વૈત વેદાંતના જ્ઞાનકાંડનો પ્રસાર કરીને દેવતાકાંડને તથા કર્મકાંડીપણાને ગૌણ બનાવ્યાં અને ભાગવતધર્મી સંતોએ અદ્વૈત વેદાંતનું શુદ્ધ તત્ત્વજ્ઞાન ભક્તિમાર્ગમાં દાખલ કરીને સામાન્ય જનતાને નિષ્કામ ભક્તિ દ્વારા આત્મોદ્ધારનો તથા મોક્ષપ્રાપ્તિનો માર્ગ બતાવ્યો. આ બધું ચાલતું હતું ત્યારે કર્મઠ મીમાંસકોએ જ્ઞાનમાર્ગીઓને તથા ભક્તિમાર્ગીઓને સારી પેઠે રંજાડ્યા હતા. દરેક સાધુ કે સંતના જમાનામાં તેણે કરેલા સમતાની પ્રસ્થાપનાના કાર્યનો તેમણે વિરોધ કર્યો અને એક પ્રકારનો વર્ગકલહ પણ ઊભો કર્યો. પણ સાધુસંતોએ સત્યાગ્રહવૃત્તિ ધારણ કરીને પોતાનું ધર્મસુધારાનું કાર્ય ચાલુ જ રાખ્યું. જે ગૌતમ નાસ્તિક અને વેદનિંદક મનાતો હતો, તેને હિંદુ આમજનતાએ ઈશ્વરનો અવતાર બનાવી દીધો. આવી રીતે સંસ્કૃતિના સુધારાનું કાર્ય થયું, તો પણ મધ્યયુગનું ભારત આધુનિક યુગમાં પ્રવેશ કરી શક્યું નહીં. બ્રિટિશ કારકિર્દીમાં આજે મ. ગાંધીની આગેવાની નીચે ભાગવતધર્મી સાધુસંતોની મૂળ સત્યાગ્રહી વૃત્તિમાંથી જ એક અહિંસક રાજ્યક્રાંતિશાસ્ત્ર સરજાઈ રહ્યું છે. એ ક્રાંતિશાસ્ત્ર જો સ્વતંત્ર ભારતમાં પેદા થયું હોત, તો તેને સહેજે સર્વાંગી ક્રાંતિનું સ્વરૂપ મળત; અને તેને આશ્રયે વર્ગવિગ્રહની સર્વાંગી સમાજક્રાંતિ થશે તો પણ ભારતીય રાષ્ટ્રીયતા અને લોકસત્તાને આંચ આવ્યા વિના થશે એવી અમારી માન્યતા છે. આવી રીતે આધુનિક યુરોપમાં નિર્માણ થયેલી સંસ્કૃતિ આત્મસાત કરીને, તે (યુરોપ) જે ક્રાંતિ કરી શક્યું નહીં તે ક્રાંતિ શાંતિને માર્ગે કરી બતાવશે ત્યારે જ સત્યાગ્રહી તત્ત્વજ્ઞાનની સાચી મહત્તાને દુનિયા ઓળખશે, અને આધુનિક ભારતને નિર્માણ કરનારી સંસ્કૃતિ આધુનિક યુરોપીય સંસ્કૃતિ કરતાં શ્રેષ્ઠ પુરવાર થશે.

મહાત્મા ગાંધી શ્રીકૃષ્ણ કે ગૌતમ બુદ્ધના જેવી હિંદુસ્તાનમાં થયેલી એક ઘણી મહાન વિભૂતિ છે. તેમના સત્યાગ્રહી તત્ત્વજ્ઞાનમાં ભાગવત ધર્મ તથા બૌદ્ધ ધર્મ એ બન્નેનાં તત્ત્વોનો સમન્વય થયેલો છે અને તેને તેમણે રાજકીય તથા સામાજિક ક્રાંતિનું સ્વરૂપ આપેલું છે. શ્રીકૃષ્ણના કે ગૌતમ બુદ્ધના વખતમાં જે જાતની સર્વાંગી ક્રાંતિ ભરતખંડમાં થઈ, તેથીયે વધારે

વ્યાપક સર્વાંગી ક્રાંતિ કરવાનો સમય આજે આવેલો છે. શૂદ્ર કે અતિશૂદ્ર વર્ગમાંથી કોઈ પણ લાયકાતવાળી વ્યક્તિ પોતાના ગુણકર્માનુસાર દ્વિજત્વ પ્રાપ્ત કરે અથવા વૈશ્ય, ક્ષત્રિય કે બ્રાહ્મણ બને, એટલો જ આજનો પ્રશ્ન નથી. આજે તો સમાજમાં કરવામાં આવેલા વર્ગભેદનો નાશ કરીને એકવર્ગ-સમાજ સ્થાપન કરવાની આવશ્યકતા દેખાવા માંડી છે. આધુનિક યુરોપમાં વેપારી વર્ગની આગેવાની હેઠળ જે સંસ્કૃતિ નિર્માણ થઈ તેમાંથી લોકસત્તાનું તથા સામાજિક સમતાનું ધ્યેય ઉદય પામ્યું, અને ત્યારથી જ આ એકવર્ગસમાજની કલ્પના દુનિયા સામે આવી છે. ફ્રેંચ રાજ્યક્રાંતિ વખતે સમતા, સ્વતંત્રતા તથા બંધુતા, એ ત્રણ સિદ્ધાંતના પાયા પર માનવસંસ્કૃતિ ઊભી કરવાનો પ્રયોગ પહેલવહેલો થયો. લોકસત્તા તથા નાગરિક સ્વાતંત્ર્યની સ્થાપના થતાં બધા લોકો એક જ વર્ગના થશે એવો તે વખતે ખ્યાલ હતો. સરંજામશાહી નાબૂદ થવાથી જમીનદારોનો વર્ગ નાશ પામ્યો અને બધાને સામાજિક સમતા તથા નાગરિક સ્વાતંત્ર્યના હકો મળવાથી શૂદ્ર વર્ગ અથવા ગુલામ કે ભૂદાસ વર્ગ પણ નષ્ટ થયો. આવી રીતે ક્ષત્રિય અને શૂદ્ર વર્ગોનો અંત આવ્યો તેથી સમાજમાં કેવળ ખેડૂત, કારીગર તથા વેપારીઓનો એક વૈશ્ય વર્ગ બાકી રહ્યો. દરેકોઈને બૌદ્ધિક તથા ધાર્મિક સ્વતંત્રતા મળી અને પોતાની નૈતિક આધ્યાત્મિક તથા ધાર્મિક ઉન્નતિ કરવાને માટે સ્વતંત્ર ધર્માધિકારી વર્ગની આવશ્યકતા પણ રહી નહીં. દરેક ખેડૂતને તેની પોતાની માલિકીની જમીન મળી. વેપારીઓ તથા કારીગરોને પોતાના ધંધામાંથી મળતો નફો તેમની મહેનતના, સાહસના તથા સંયમના પ્રમાણમાં જ મળે તો સમાજની કોઈ પણ વ્યક્તિ પોતાની લાયકાત મુજબ કોઈ પણ સ્થાન મેળવી શકે છે; અને તેથી કોઈ એક ધંધામાં કામ કરનારા લોકોને થોડો વખત વધારે પડતો ફાયદો થતો જણાય તો તે ધંધામાં બીજાઓ પ્રવેશ કરે છે અને ગેરવાજબી નફાનું પ્રમાણ ઓછું થાય છે. એથી ઊલટું, કોઈ પણ ધંધામાં કામ કરનારાઓને તેમની મહેનતનું યોગ્ય વળતર મળતું બંધ થાય છે ત્યારે તે ધંધાના લોકો બીજા ધંધાઓ તરફ વળે છે અને તે ધંધામાં બાકી રહેલા લોકોને યોગ્ય નફો મળતો થાય છે. આવી રીતે વ્યવસાયસ્વાતંત્ર્ય તથા કરારસ્વાતંત્ર્ય એ બેના પાયા પર બધા લોકો પોતપોતાની મહેનતના પ્રમાણમાં ધન કમાઈ શકશે અને એકવર્ગ-સમાજ આપોઆપ નિર્માણ થશે એવી તે વખતે અપેક્ષા હતી. આ અપેક્ષા ઔદ્યોગિક ક્રાંતિમાંથી નિર્માણ થયેલી પ્રચંડ પાયા પરની કારખાનદારીનું સ્વરૂપ તથા તેનાં પરિણામ ધ્યાનમાં લેવાયાં ન હતાં તેથી ઉત્પન્ન થઈ હતી. ઔદ્યોગિક ક્રાંતિનું સ્વરૂપ જેમ જેમ સ્પષ્ટ થતું ગયું અને તેનાં સમાજના મોટા ભાગના લોકો પરનાં પરિણામો દેખાવા લાગ્યાં, તેમ તેમ

કેવળ નાગરિક-સ્વાતંત્ર્ય, વ્યવસાય-સ્વાતંત્ર્ય તથા કરાર-સ્વાતંત્ર્ય એટલાંના પાયા પર લોકશાહીમાંથી એકવર્ગ-સમાજરચના નિર્માણ થઈ શકે નહીં એમ દેખાવા લાગ્યું. કારખાનાદારીને લીધે ઘરગથ્થુ ધંધાઓ સાફ થઈ ગયા અને ખેડૂતને ભાગે આવેલી જમીન વેચવાની તેને મળેલી સ્વતંત્રતાને લીધે શાહુકારના, વાણિયાના અને મૂડીદારના દબાણને લઈને ફરી પાછી મોટા પાયા પરની જમીનદારી પેદા થવા લાગી. યંત્રોની મદદથી જેમ પ્રચંડ કારખાનાંઓ ચલાવી શકાય છે તેમ મોટા પાયા પર ખેતી પણ થઈ શકે છે, એ ધ્યાનમાં આવતાંની સાથે નાના પાયા પરની ખેતીની પદ્ધતિ ભાંગી પડી અને કારખાનાંઓની પદ્ધતિથી ચાલતી ખેતી શરૂ થઈ. આ બધી પ્રવૃત્તિઓને પરિણામે કુદરતી રીતે જ દરેક દેશનાં કારખાનાંઓ, જમીનો તથા ખાણો એક નાનકડા ધનિક વર્ગના હાથમાં જશે અને તેથી દરેક દેશની આમ જનતા આ નાનકડા માલિક વર્ગની આર્થિક રીતે ગુલામ બની જશે, એ જોઈને કારખાનાં, જમીનો તથા ખાણો સાર્વજનિક માલકીનાં બનાવ્યા વિના એકવર્ગ-સમાજ, સ્વતંત્રતા, સમતા તથા બંધુતાનાં ધ્યેયો સિદ્ધ થઈ શકશે નહીં એમ સમાજવાદી તત્ત્વજ્ઞોએ નક્કી કર્યું. આ સમાજસત્તાનું તત્ત્વ એટલે ઔદ્યોગિક ક્ષેત્રમાં લાગુ કરેલું લોકસત્તાનું તત્ત્વ છે. આવી (આર્થિક) લોકસત્તાની સ્થાપના માલિક વર્ગની ઉદારતાથી નહીં પણ મજૂર વર્ગના બળવાથી થશે, એવી શાસ્ત્રીય સમાજવાદની રજૂઆત કાર્લ માર્ક્સે કરી અને મૂડીવાદમાં રહેલા અન્તર્વિરોધો તથા વર્ગકલહને આધારે ભાવી સમાજસત્તાક ક્રાંતિનું શાસ્ત્રીય ભવિષ્ય ભાખ્યું. તેનું આ ભવિષ્ય રશિયામાં સ્થૂળપણે સાચું પડયું, અને ત્યારથી સમાજસત્તાનું તથા એકવર્ગ-સમાજનું ધ્યેય આખી દુનિયામાં ફેલાયું. હિંદુસ્તાને લોકશાહી અને રાષ્ટ્રીય સ્વાતંત્ર્યની સાથે જ આ સમાજસત્તાનું ધ્યેય પણ સ્વીકારવું પડશે; અને જમીનો તથા કારખાનાંઓની ખાનગી માલિકી નાબૂદ કરી તેમને સાર્વજનિક માલિકીનાં બનાવવાનું ક્રાંતિકાર્ય નિઃશસ્ત્ર માર્ગે સફળ કરી બતાવવું પડશે. આ ક્રાંતિ સંગઠિત અસહકાર તથા સત્યાગ્રહના સિદ્ધાંત અનુસાર ખેડૂત-મજૂર-વર્ગો શી રીતે કરી શકે, તે અગાઉ આ જ પ્રકરણમાં આપેલા ટૉલ્સ્ટૉયના ઉતારા પરથી સમજાશે.

આધુનિક જગતમાં ભૌતિક વિદ્યા, તેને લીધે પ્રાપ્ત થયેલાં ધનોત્પાદનનાં ભૌતિક સાધનો, યંત્રકળા તથા વીજળી જેવી કુદરતની શક્તિઓનો ઉપયોગ કરવાનું આજે શક્ય હોવાથી હવે સમાજમાં શૂદ્ર-અતિશૂદ્ર વર્ગ જેવો ગુલામ કે ગુલામ જેવો વર્ગ રાખવાની જરૂર કોઈ પણ સમાજને રહી નથી. તે જ પ્રમાણે સરંજામશાહી તથા મૂડીવાદી વ્યવસ્થાની પણ સમાજને હવે આવશ્યકતા રહી નથી. જે વખતે રાજ્યશાસ્ત્ર તથા યુદ્ધકળા બાલ્યાવસ્થામાં હતાં, તે વખતે

ઠકરાત શાહી સમાજનું યોગ્ય પ્રકારે સંરક્ષણ કરતી હતી; અને કોઈ રાજા કે ધનામદાર જુલમ કરે તો બાહુબળથી તેને ઠેકાણે લાવવાનું સમાજ માટે મુશ્કેલ ન હતું. પછી જ્યારે મોટાં મોટાં રાજ્યો સ્થપાયાં ત્યારે ઠકરાતશાહી નાબૂદ કરવી પડી અને આખા લશ્કરને તથા લશ્કરી અધિકારીઓને રાજ્યના પગારદાર નોકર બનાવવા પડ્યા. ગમે તે માણસ ગમે તેટલો પ્રદેશ જીતે અને બાહુબળને જોરે રાજા બને, એ જાતનું વ્યક્તિસ્વાતંત્ર્ય નષ્ટ થયું એટલે સામાન્ય જનતાની સ્વતંત્રતા વધી. આજે કારખાનદાર-જમીનદાર વર્ગને નાબૂદ કરીને સામાન્ય જનતાની સ્વતંત્રતા વધારવાનો તથા તેની ગુલામીનો નાશ કરવાનો કાળ આવ્યો છે. જે વખતે દરેક જણ પોતાની મહેનતના પ્રમાણમાં જ પૈસાની કમાણી કરી શકતો હતો અને મહેનત કર્યા વિના ઝાઝો ધનસંચય કરી શકાતો ન હતો તેવા વખતની સાવ પ્રાથમિક ઔદ્યોગિક અવસ્થામાં, ગમે તે માણુસ ગમે તેટલો પૈસો કમાય અને તેની માલિકી ભોગવે, એ તત્ત્વ સમાજના વિકાસને માટે પોષક નીવડ્યું હતું. પ્રચંડ ધનોત્પાદનના આજના જમાનામાં આવી સ્વતંત્રતા કોઈને પણ આપી નહીં શકાય. આજે સમાજમાં કમાણી અને તેને માટેની મહેનતનું પ્રમાણ વ્યસ્ત થઈ ગયું છે. ધનવાળાઓને હજારો લોકોની રોજી અને તેથી જીવન પર સત્તા મળી છે. આ સત્તા અને સંપત્તિનો ઉપભોગ એ લોકો પોતાને કેવળ સમાજના ટ્રસ્ટીઓ માનીને કરે એટલું કહેવાથી આ સવાલનો ઉકેલ આવે તેમ નથી. જે વખતે સમાજના ધનોપાર્જનના માર્ગ ન્યાય્ય હોય છે, એટલે કે જ્યારે કમાણીનું અને મહેનતનું પ્રમાણ સમ હોય છે, ત્યારે એવે રસ્તે મેળવેલી સંપત્તિને સમાજની થાપણ માનીને તેનો ઉપભોગ કરો. પોતાની સામાજિક જવાબદારી ઓળખીને તેનો ઉપભોગ કરો, એ ઉપભોગ કરતી વખતે આત્મકલ્યાણ તથા લોકકલ્યાણ ધ્યાનમાં રાખો અને અઘટિતપણે ઉપભોગ ન કરતાં બાકી રહેલી સંપત્તિનું દાન કરો, એ ઉપદેશથી કામ સરે છે. પણ સમાજમાં કમાણી કરવાના કયા માર્ગો કાયદેસરના છે તે ઠરાવવાનું કામ કાયદાનું છે. ઉપર જણાવેલા નૈતિક ઉપદેશથી તે કામ પાર પડતું નથી. ધનોત્પાદનની પદ્ધતિ બદલાય એટલે ધનાર્જનના માર્ગનું સ્વરૂપ પણ બદલાય જ, અને એ બદલાયેલી આર્થિક પરિસ્થિતિમાં ધનાર્જનના કયા માર્ગ ખુલ્લા રહે અને કયા ન રહે તે કાયદાથી નક્કી કરી આપવું પડે છે. જૂની પદ્ધતિમાં જે માર્ગો સમાજને હાનિકારક ન હતા અથવા જેને લીધે સમાજને ઝાઝી હાનિ થાય એમ ન હતું તે જ માર્ગો નવી પદ્ધતિમાં સમાજને અત્યંત હાનિકારક નીવડે છે. તેમ છતાં કમાણીના એ માર્ગો જેમના લાભના હોય છે, તેમને તે માર્ગે મળતી સંપત્તિ પોતાની જ મહેનતની કમાણી લાગે છે; અને એવે રસ્તે મેળવેલી સંપત્તિ બીજાઓ

ઉપર અન્યાય કે જુલમ કરીને મેળવેલી છે એમ તેઓ સ્વીકારતા નથી. કમાણીના એ રસ્તાઓ બંધ કરવાના પ્રયત્નોનો એ વર્ગો પરંપરા તેમ જ માલિકી હકોને નામે વિરોધ કરે છે. ધનાર્જનના માર્ગોની પરંપરા તથા તેમાંથી પેદા થતા આ માલિકી હક પરિસ્થિતિસાપેક્ષ હોય છે અને વ્યક્તિઓના માલિકી-હકોને કાયદાથી મર્યાદિત કર્યા વિના તથા સમાજને હાનિકારક થતા આ માલિકી-હકો રદ કર્યા વિના સમાજની પ્રગતિ થઈ શકતી નથી; આ સિદ્ધાન્ત તે વર્ગો માન્ય કરતા નથી. એવા વર્ગોના વિરોધને કારણે સમાજમાં ક્રાન્તિની પરિસ્થિતિ ઊભી થાય છે. ઔદ્યોગિક ક્રાન્તિને લીધે આજે સમાજસત્તાક ક્રાન્તિની જરૂર ઊભી થઈ છે; અને એ ક્રાન્તિનું કાર્ય વ્યકિતને મળતી સત્તા અને સંપત્તિનો ઉપભોગ તે પોતાને સમાજનો ટ્રસ્ટી માનીને કરે, એટલા સિદ્ધાન્તથી થઈ શકતું નથી. સમાજમાં સત્તા અને સંપત્તિની વહેંચણી કેવી રીતે થવી જોઈએ, સમાજની વ્યકિતને સત્તાનો તથા સંપત્તિનો લાભ કયે માર્ગે મળવો જોઈએ, અને સત્તા તથા સંપત્તિની વહેંચણીમાં સમાજની નૈતિક ઉન્નતિ અને ભૌતિક સાધનોનો વિચાર કરીને કેટલા પ્રમાણમાં સમતા કાયદાથી અમલમાં મૂકવી તથા કેટલા પ્રમાણમાં વિષમતા રહેવા દેવી, એ બધું એક વાર નક્કી થઈ જાય અને તત્કાલીન નૈતિક તથા ભૌતિક ઉન્નતિને અનુકૂળ સમાજરચના કાયદાથી કાયમ થાય, એટલે તે સમાજરચના અનુસાર સત્તા અને સંપત્તિનો જેટલો ભાગ જે કોઈ વ્યકિતને મળે તેનો ઉપભોગ તે વ્યકિત શી રીતે કરે, એ બતાવવાને માટે સત્તાધારી તથા સંપત્તિધારી વ્યકિતઓ સમાજના ટ્રસ્ટી છે, એ તત્ત્વ નીકળેલું છે. આ સિદ્ધાન્તના પ્રતિપાદન માત્રથી કેવળ લોકસત્તાક તથા સમાજસત્તાક ક્રાન્તિનું કાર્ય થવાનું નથી; સમાજસત્તાક ક્રાન્તિ થયા પછી પણ કેટલીક વ્યકિતઓના હાથમાં વધારે સત્તા આપવી પડશે, અને કેટલીકને બીજાઓ કરતાં વધારે સંપત્તિનો ઉપભોગ કરવા દેવો પડશે. એ વધારાની સંપત્તિનો તથા સત્તાનો ઉપભોગ તેઓ કેવી રીતે કરે, તે બાબત કાયદાનાં કેટલાંક બંધનો હશે, તો પણ કેવળ તે બંધનોથી એ કામ જોઈએ તેવું પાર નહીં પડે. તે માટે ઉપર જણાવેલા નૈતિક સિદ્ધાન્તનો ઉપદેશ જરૂરનો રહેશે જ. પરંતુ એ કામને માટે પણ એ ઉપદેશમાં રહેલા સિદ્ધાન્તનું પ્રત્યક્ષ આચરણ કરી બતાવનારા અને કાયદેસર માર્ગે જે સત્તા તથા સંપત્તિ મળી શકે તે મેળવવાની પાછળ પણ ન પડતાં કેવળ પોતાની ઓછામાં ઓછી જરૂરિયાતો સંતોષાય તેટલી સંપત્તિ જાતમહેનતથી કમાઈને વધુ સત્તા કે સંપત્તિની અભિલાષા ન રાખનારા, અધિકારી વર્ગ જનતા ઉપર જુલમ કે અન્યાય ગુજારે તો જનતાને તેનો સામનો કેમ કરવો તે શીખવનારા, અને આવો જુલમ અસહ્ય થાય ત્યારે સમાજસત્તાક લોકશાહી સામે પણ અહિંસક

અસહકારનો પ્રયોગ કરીને પ્રસ્થાપિત રાજ્યતંત્રને થંભાવી દેનારા સત્યાગ્રહીઓની જરૂર રહેશે. સમાજસત્તાક લોકશાહી પ્રસ્થાપિત થાય તો પણ અમલદાર અને પ્રજા અથવા શાસનકર્તાઓ અને શાસિત એવો ભેદ રહેવાનો જ; અને એ ભેદ હશે ત્યાં સુધી સાચી એકવર્ગ સમાજરચના થઈ નહીં શકે. સમાજસત્તાક લોકશાહી એ કંઈ માનવસમાજની પૂર્ણાવસ્થા નથી. એ સમાજસત્તાક લોકશાહીમાં પણ અધિકારીવર્ગ અને બહુમતીના લોકો ન ઓળખી શકે, અથવા તો તેમને અપરિહાર્ય લાગે, એવા અન્યાયોને ઓળખીને તે અન્યાયો દૂર કરી શકાય તેવા છે એવી સમજવાળા દૂરદર્શી નિ:સ્વાર્થી લોકસેવકોની જરૂર રહેશે જ. સત્યસંશોધન તથા સત્યસંસ્થાપનને જ જેમણે પોતાનો નિત્યવ્યવસાય બનાવ્યો છે અને તેને માટે પોતાની શારીરિક, બૌદ્ધિક તથા આત્મિક શક્તિઓનો ઉપયોગ કરવામાં જ જેઓ સાચો આનંદ અને પોતાનું જીવન સફળ થયેલું માને છે, એવા સત્યાગ્રહી વર્ગની સમાજસત્તાક લોકશાહીના ભાવી વિકાસને માટે ઘણી જરૂર છે.

મહાત્મા ગાંધીએ સત્યાગ્રહને સ્વરૂપે આત્મબળ સંગઠિત કરવાનો તથા તેની વૃદ્ધિ કરવાનો જે પ્રયત્ન આરંભેલો છે, તે આત્મબળની પરંપરા ભરતખંડમાં મહાન છે. અતિ પ્રાચીન કાળમાં આશ્રમવાસી ઋષિઓના બ્રહ્મતેજને સ્વરૂપે તે આત્મબળ ભરતખંડમાં પ્રથમ નિર્માણ થયું. પછી બ્રાહ્મણ વર્ગે જ્યારે યજ્ઞયાગાદિ કર્મકાંડનું તથા દેવતાકાંડનું મહત્ત્વ વધારી દઈને સ્વર્ગપ્રાપ્તિના સકામ ધર્મને પ્રાધાન્ય આપ્યું, ત્યારે ગૌતમ બુદ્ધે આ આત્મબળનું સંરક્ષણ તથા સંવર્ધન કરીને દેવતાકાંડ, કર્મકાંડ તથા સામાજિક વિષમતા વિરુદ્ધ ક્રાન્તિ કરવા માટે બૌદ્ધ ધર્મની તથા ભિક્ષુસંઘની યોજના અને સ્થાપના કરી. આગળ જતાં એ ભિક્ષુસંઘની પણ અવનતિ થઈ અને તે પરિગ્રહી થવાથી રાજ્યકર્તાઓનો ગુલામ બન્યો. તે પછી કુમારિલ ભટ્ટ વગેરેએ વૈદિક ધર્મનો જ્યારે પુનરુદ્ધાર કર્યો ત્યારે તેમાં ફરી પાછું કર્મકાંડનું અને દેવતાકાંડનું મહત્ત્વ ખૂબ વધ્યું. એ પછી શ્રી શંકરાચાર્યે ચાર ધર્મપીઠો સ્થાપન કરીને અદ્વૈત વેદાન્તને આધારે સુશિક્ષિત લોકોમાં શુદ્ધ તત્ત્વજ્ઞાનનો પ્રચાર કર્યો; અને ભાગવતધર્મી સંતોએ એ જ અદ્વૈતને આધારે નિષ્કામ ભક્તિમાર્ગનો ઉપદેશ કરીને આમ જનતાનું આત્મબળ જાગ્રત કર્યું. આજે મ. ગાંધીએ આ જ પરંપરાગત પ્રાચીન આત્મબળનું સંગઠન કરી તેને રાજકીય તથા સામાજિક ક્રાન્તિકારી સ્વરૂપ આપ્યું છે. સત્યાગ્રહી વર્ગ હવે કોઈ એક વિશિષ્ટ મત કે માન્યતાના પાયા પર ઊભો થયેલો કોઈ વિશિષ્ટ ધર્મસંપ્રદાય રહ્યો નથી. કેવળ વ્યક્તિગત આધ્યાત્મિક મોક્ષ સત્યાગ્રહનું ધ્યેય નથી. સમાજની સર્વાંગી ઉન્નતિને માટે લોકોને

સર્વાંગી ક્રાન્તિનો માર્ગ દર્શાવનારું તે એક સામાજિક અખંડ ક્રાન્તિશાસ્ત્ર છે. લોકસત્તા અને સમાજસત્તાને સ્વરૂપે ઉદય પામેલાં એકવર્ગ-સમાજનાં ધ્યેયો અપનાવીને માનવસમાજને પૂર્ણાવસ્થા પ્રાપ્ત થાય ત્યાં સુધી તેને માર્ગ-દર્શન કરાવવાનું સામર્થ્ય આ સત્યાગ્રહી તત્ત્વજ્ઞાનમાં છે. ભૌતિક વિદ્યા અને યંત્રકળાની સાથે તે તત્ત્વજ્ઞાનનો વિરોધ નથી. કુદરત સાથે કેવો વહેવાર રાખવો અને તેની નિયતિને પોતાને અનુકૂળ તેમ જ પોતાની ઉન્નતિ માટે કેમ ઉપયોગી કરવી તેનું જ્ઞાન માણસ ભૌતિક વિદ્યાથી મેળવી શકે છે. અન્નમય પ્રાણ અને પ્રાણમય પરાક્રમ, એ ભૌતિક સત્ય પ્રાચીન ભારતના ધ્યાન બહાર ન હતું. ભૂખ્યાને અન્નને રૂપે જ બ્રહ્મની પ્રતીતિ થાય છે અને વેદાન્તીને પણ બપોરના બાર વાગે એટલે 'अन्न हें पूर्ण ब्रह्म' (અન્ન એ જ પૂર્ણ બ્રહ્મ છે) એમ બોલીને ભોજન કરવું પડે છે. આ નક્કર વાત વિસારીને કોઈ પણ જાતની સમાજરચના ટકી શકતી નથી; અને ટકાવવાનો પ્રયત્ન કરવામાં આવે તો તે સફળ થતો નથી. સંપત્તિ ઉત્પન્ન કરવાની મૂડીવાદી પદ્ધતિથી બહુસંખ્ય લોકોના ભરણપોષણના સવાલનો સમાધાનકારક ઉકેલ આવતો નથી અને તવંગર-ગરીબ વચ્ચેનું અંતર વધતું રહેવાથી સમાજમાં તથા દેશમાં બે વિરોધી પક્ષો પડી જાય છે. બહુસંખ્ય સામાન્ય જનતાને પોતાના જાનમાલની હર ઘડી બિનસલામતી લાગતી હોવાથી તેની નીતિ પણ ભ્રષ્ટ થાય છે. 'बुभुक्षितः किं न करोति पापं। क्षीणा नरा निष्करुणा भवन्ति' એ સુભાષિતમાં કહ્યું છે તેમ સામાજિક નીતિનો પાયો અન્નપ્રાપ્તિના ભૌતિક આધાર પર છે, એ વાત સત્યાગ્રહી તત્ત્વજ્ઞાનના ધ્યાન બહાર નથી. તેમ છતાં માનવસમાજની ભૌતિક જરૂરિયાતો પૂરી પડ્યા પછી ભૌતિક સંપત્તિની વૃદ્ધિના પ્રમાણમાં તેની નૈતિક ઉન્નતિ થાય છે અથવા તેની સંસ્કૃતિ વધારે ઉન્નત બને છે, એ સિદ્ધાન્ત સત્યાગ્રહને માન્ય નથી. 'नाऽत्यश्नतस्तु योगोऽस्ति न चैकान्तमनश्नतः' એટલે કે ઘણું ખાવાથી પણ યોગપ્રાપ્તિ થતી નથી, તે જ પ્રમાણે બિલકુલ ન ખાવાથી પણ યોગપ્રાપ્તિ થતી નથી, એ આધ્યાત્મિક ઉન્નતિનો સિદ્ધાંત છે. મૂડીવાદી સમાજમાં અમર્યાદ મોજ કરનારો એક નાનકડો શેઠ વર્ગ તથા તેની આર્થિક ગુલામીમાં રઝળનારો બીજો ભૂખ્યા લોકોનો બહુસંખ્ય ગુલામ વર્ગ, એવા બે વર્ગો ઉત્પન્ન થતા હોવાથી એવા મૂડીવાદી સમાજમાં શાંતિની કે નીતિની અપેક્ષા જ રાખી ન શકાય. જે સમાજના મોટા ભાગના લોકોને પોતાના જીવિત અને જીવનનાં સાધનોની બિલકુલ સલામતી હોતી નથી તેવા સમાજમાં શાંતિ તથા નીતિ હોઈ ન શકે. હિંદુસ્તાન જેવા ખંડતુલ્ય દેશની ચાલીસ કરોડની વસ્તીના ભરણપોષણનો સવાલ મૂડીવાદને તથા સામ્રાજ્યશાહીને માર્ગે ઊકલી શકે એમ નથી; અને આવડી મોટી

વસ્તીની જીવનયાત્રા સુખપૂર્વક ચલાવવાનું સામર્થ્ય કેવળ ગ્રામોદ્યોગના હાથઉદ્યોગોમાં અથવા તો નાના પ્રમાણ પર થતી વ્યક્તિગત ખેતીમાં પણ હોય એમ લાગતું નથી. વળી આવડો મોટો હિંદી સમાજ કેવળ આશ્રમવાસી ઋષિમુનિઓની માફક ભૌતિક સુખો વિષે વિરક્ત અને કેવળ આત્મિક સુખથી સંતુષ્ટ રહે એ પણ શક્ય નથી. આ ખંડ જેવડા દેશના સવાલોના ઉકેલને માટે ભૌતિક વિદ્યા અને યંત્રકળાનો પૂરતો ઉપયોગ કરવો જોઈશે; અને તે ભૌતિક વિદ્યા અને યંત્રકળાનો ઉપયોગ સંપત્તિનું ઉત્પાદન અને વહેંચણીનું કાર્ય સમાજની સત્તા નીચે રાખીને જ કરવો જોઈ શે. પણ આ સમાજસત્તા સ્થાપન કરતાં કરતાં તેમ જ કર્યા પછી પણ સત્યાગ્રહી વર્ગની જરૂર કેવળ હિંદને જ નહીં પણ આખી માનવસંસ્કૃતિને રહેવાની છે.

હવે પછી ભારતીય સંસ્કૃતિ અને માનવસંસ્કૃતિ એવો ભેદ રહેવાનો નથી. ભૌતિક દૃષ્ટિથી જોતાં આજે આખો માનવસમાજ એક કુટુંબમાં કે એક ઘરમાં પુરાયો હોય એમ લાગે છે. તેની ભિન્ન ભિન્ન પ્રજાઓનો સંપીને રહ્યા વિના છૂટકો નથી અને એ સંપમાં જ માનવકુલની ઉન્નતિ છે. પણ એક ઘરમાં કે કુટુંબમાં એકત્ર રહેનારા લોકોની જેમ તેમણે બંધુભાવના કેળવવી જોઈશે. હવે પછી માનવસંસ્કૃતિની ઉન્નતિ આ બંધુભાવનાની કેળવણી અને પ્રસાર પર તથા તેની સ્થાપના ઉપર આધાર રાખશે. માનવીના અંતઃકરણમાં રહેલી આ બંધુભાવનાને જ અમે પ્રેમની સંજ્ઞા આપેલી છે, અને આ પ્રેમસ્વરૂપ પરમેશ્વર દરેક અન્તઃકરણમાં વાસ કરે છે, એ સિદ્ધાન્ત પર જ સત્યાગ્રહી સંસ્કૃતિનો બધો આધાર છે. એક દેશ તરફથી બીજા દેશ ઉપર, તથા એક વર્ગ તરફથી બીજા વર્ગ ઉપર થતા અન્યાયનો પ્રતિકાર કરવા માટે જીવસટોસટની લડત કરતી વખતે પણ આ બંધુભાવનાના અન્તિમ સિદ્ધાન્ત પર સત્યાગ્રહની ને સત્યાગ્રહીની દૃઢ શ્રદ્ધા હોય છે. માનવી અંતઃકરણમાં રહેલી ન્યાયબુદ્ધિ તથા પ્રેમબુદ્ધિ અથવા સત્ય અને અહિંસાથી પરમેશ્વરનું શ્રેષ્ઠતર સ્વરૂપ બીજું નથી. જેમને સત્ય પર અને પ્રેમ પર વિશ્વાસ છે તથા સત્યસંશોધન તથા સત્યસંસ્થાપન માટે કરવો જોઈતો ત્યાગ કરવાની તથા ભોગવવું પડતું કષ્ટ સહન કરવાની જેમની તૈયારી છે, તેઓ પોતાને સેશ્વરવાદી કહેવડાવનારા કે નિરીશ્વરવાદી કહેવડાવનારા, બુદ્ધના જેવા શૂન્યવાદી કે શ્રી શંકરાચાર્ય જેવા આ ક્ષર સૃષ્ટિની પાછળ અક્ષર એવું એક અજ્ઞેય નિર્ગુણ તત્ત્વ છે એમ માનનારા, ખ્રિસ્તના અનુયાયીઓ કે મહમ્મદના અનુયાયીઓ, ગમે તે હો, તે બધા સત્યાગ્રહી થઈ શકે છે. સત્યાગ્રહી થવા માટે આત્મવિદ્યાની આવશ્યકતા છે ખરી, પણ તે આત્મવિદ્યામાં ગૂઢ કે વિવાદાસ્પદ કશું નથી. આત્મા રથી છે, બુદ્ધિ સારથી છે, ઇન્દ્રિયો ઘોડા છે અને મન તેમની લગામ છે એટલું અધ્યાત્મશાસ્ત્ર સત્યાગ્રહીને માટે પૂરતું છે.

બુદ્ધિરૂપી સારથીને વિષયોપભોગનું ઘેન ન ચડે, તેના હાથમાંની મનોનિગ્રહની લગામ ઢીલી ન પડે, અને વિષયોપભોગની પાછળ પડીને ઇંદ્રિયરૂપી ઘોડાઓ બેફામ ન થઈ જાય એટલું જ આ અધ્યાત્મશાસ્ત્ર છે. કુદરત પર કાબૂ મેળવીને સમાજના ભૌતિક સુખોનો સવાલ ઉકેલવાને માટે જેમ ભૌતિક વિદ્યાની આવશ્યકતા છે, તેવી જ રીતે અન્તઃસૃષ્ટિ પર કાબૂ મેળવવા માટે આત્મવિદ્યાની આવશ્યકતા છે. સત્યાગ્રહી આત્મવિદ્યા વિવાદ માટે નથી પણ આચરણ માટે છે. તેની અંતિમ કસોટી ગ્રંથપ્રામાણ્ય નથી પણ અનુભવપ્રામાણ્ય છે. કેવળ ભૌતિક વિદ્યાની ઉપાસના કરનારા લોકો અંધકારમાં જઈ પડે છે; અને માત્ર આધ્યાત્મિક વિદ્યાની ઉપાસના કરનારાઓ તેનાથીયે ઘોર અંધકારમાં જઈ પડે છે એમ ઈશોપનિષદે કહ્યું છે. એનો અનુભવ આધુનિક યુરોપના ઇતિહાસ પરથી તથા ગયા બે ત્રણ સૈકાના હિન્દના ઇતિહાસ પરથી દુનિયાને થયો છે. આધુનિક ભારતે તેનાં અતિ માઠાં ફળ સારી પેઠે ચાખેલાં છે. તેથી હવે પછી તે ભૌતિક વિદ્યા કે આત્મવિદ્યા એ બેમાંથી એકે તરફ દુર્લક્ષ કરશે એમ લાગતું નથી.

અનિયંત્રિત પરદેશી રાજ્યસત્તામાંથી સુનિયંત્રિત સ્વકીય લોકસત્તામાં આધુનિક ભારતના પ્રવેશનો કાળ હવે બહુ પાસે આવેલો છે. હવે પછી થોડા જ વખતમાં જે સત્યાગ્રહી તત્ત્વજ્ઞાનને આધારે તે લોકસત્તાની પ્રસ્થાપના કરશે, તેનો જ આધાર લઈને તે સમાજસત્તાની પણ સ્થાપના કરશે. પરંતુ સમાજસત્તા પણ ભારતવર્ષનો અંતિમ સંદેશ નથી. ભારતવર્ષનો અંતિમ સંદેશ આત્મસત્તાનો છે. એ આત્મસત્તાની પ્રસ્થાપના થવાથી માનવસમાજને દંડધારી રાજકીય સંસ્થાઓની બિલકુલ આવશ્યકતા રહેશે નહીં, એટલે અને તેથી જ સાચી એકવર્ગ-સમાજની સ્થાપના થશે. આધુનિક કાળનું એકવર્ગ-સમાજનું ધ્યેય તથા પ્રાચીન કાળનું બ્રાહ્મણ્યનું ધ્યેય એ બેમાં ઝાઝો તફાવત નથી; અને સત્યયુગમાં જેમ એક જ બ્રાહ્મણ વર્ગ હતો તે પ્રમાણે સમાજને ફરી એવી એકવર્ગ-સ્થિતિ પ્રાપ્ત થાય એ માનવસમાજની પૂર્ણાવસ્થાની કલ્પના સમાજવાદને અપનાવ્યા પછી ભારતવર્ષના અંતઃકરણમાં નિર્માણ થશે. આધુનિક ભારતના સમાજવાદી આગેવાન પં. જવાહરલાલ નેહરુએ આવી જ જાતના વિચારો પોતાની આત્મકથામાં વ્યક્ત કરેલા છે.* આવી રીતે આધુનિક જગતના

* વળી પશ્ચિમે પોતાની ગળાકાપુ સંસ્કૃતિનાં અનિષ્ટોનું વારણ સમાજવાદ, સહકાર, સાર્વજનિક હિત માટે સમાજસેવાની ભાવના વગેરે પણ પોતાની સાથે આણ્યું છે. સેવાના પ્રાચીન આદર્શથી — બ્રાહ્મણ આદર્શથી — આ બહુ જુદું નથી. પરંતુ તેમાં બધા જ વર્ગો અને મંડળોને બ્રાહ્મણ (અલબત્ત, ધાર્મિક અર્થમાં નહીં), બનાવવાની, તથા વર્ગભેદો નાબૂદ કરવાની વાત આવે છે. હિન્દ જ્યારે નવાં વસ્ત્ર સજશે, — તેને નવાં પહેરવાં જ પડશે, કારણ જૂનાં ફાટીને ચીથરાં થઈ ગયાં છે —

બીજા દેશોના વર્તમાનકાલીન ઇતિહાસમાંથી પોતાના કાર્ય માટેની પ્રેરણા મેળવનારા આધુનિક ભારતના સમાજવાદી નેતાઓ અને પ્રાચીન ભારતની આધ્યાત્મિક સંસ્કૃતિનો આગ્રહ રાખનારા મ. ગાંધી જેવા સત્યાગ્રહી જગદ્વંદ્ય આગેવાન, એ બન્નેની નજર આગળ દેખાતા ભાવી ભારતીય સંસ્કૃતિના ચિત્રોમાંનો વિરોધ દૂર કરી શકાય તેમ છે. સ્વતંત્ર ભારતની ભાવી સંસ્કૃતિ જેમ જેમ મૂર્ત સ્વરૂપ ધારણ કરતી જશે તેમ તેમ આ વિરોધ પૂરેપૂરો નીકળી જશે, તે સંસ્કૃતિનું સ્પૃહણીય સ્વરૂપ અખિલ માનવ જાતિની ભૌતિક તથા આધ્યાત્મિક આકાંક્ષાઓ સંતોષવાને સમર્થ થશે અને આ જ ભારતીય સંસ્કૃતિ માનવસંસ્કૃતિને રૂપે આખી દુનિયામાં ફેલાશે એવી અમારી દૃઢ શ્રદ્ધા છે.

सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद् दुःखमाप्नुयात् ॥

---

ત્યારે તેણે તે એ ઢબે ઘડવાં પડશે કે, જેથી કરીને તે તેના જૂના વિચાર, તેમ જ વર્તમાન પરિસ્થિતિ બન્નેને બંધબેસતાં આવે. જે વિચારો તે ધારણ કરે તે અહીંની ભૂમિને અને અહીંના લોકોને ભાવે એવા વિશિષ્ટ પ્રકારના હોવા જોઈશે.

—'મારી જીવનકથા'—લે. જવાહરલાલ નેહરુ, પૃ ૭૦૦ (પ્ર નવજીવન).

# અભ્યાસીઓ માટે ઉપયોગી સાહિત્ય

પહેલા બે પ્રકરણના વિષયને અંગે સર જોન સીલીકૃત 'ધિ એક્સપેન્શન ઑફ ઇંગ્લંડ' (ઇંગ્લંડનો વિસ્તાર)નો ઉત્તરાર્ધ વાંચવો. તે પછી 'રૂલર્સ ઑફ ઇન્ડિયા' (હિન્દના રાજ્યકર્તાઓ) નામની ગ્રંથમાળાના એલ્ફિન્સ્ટન, મનરો અને માલકમનાં ચરિત્રો વાંચવાં. સર જોન માલકમકૃત 'નોટ્સ ઑન ધિ ઍડમિનિસ્ટ્રેશન ઑફ ઇન્ડિયા' (હિન્દના રાજ્યવહીવટ વિષે નોંધો) અને એચ. જે. શોર કૃત 'નોટ્સ ઑન ઇન્ડિયન અફેર્સ' (હિંદના પ્રશ્નો વિષે નોંધો) એ બે પુસ્તકો પણ સારાં છે. એ ઉપરાંત ઍંડરસન અને સૂબેદાર કૃત 'ધ ડેવલપમેન્ટ ઑફ એન ઇન્ડિયન પૉલિસી' (હિન્દની રાજ્યનીતિનો વિકાસ) તેમ જ જે. કે. મજુમદારકૃત 'ઇન્ડિયન સ્પીચિઝ એન્ડ ડૉક્યુમેન્ટ્સ ઑન બ્રિટિશ રૂલ' એ બે પુસ્તકો ઘણાં ઉપયોગી થશે.

ત્રીજા અને ચોથા પ્રકરણ માટે એન. સી. ગાંગુલીએ લખેલું 'રામ મોહન રાયનું ચરિત્ર', પાધ્યે અને ટિકેકરકૃત 'આર્જકાલચા મહારાષ્ટ્ર', 'લોકહિતવાદી'ના લેખો અને 'ડૉ. ભાંડારકર યાંચીં ધર્મપર વ્યાખ્યાનેં વ લેખ' ઉપયોગી થશે.

પાંચમા અને છઠ્ઠા પ્રકરણ માટે દાદાભાઈ નવરોજી અને ન્યા. રાનડેનાં ભાષણો અને લેખો, અને રાષ્ટ્રીય મહાસભાનો ઇતિહાસ ઉપયોગી થશે. તે ઉપરાંત લો. ટિળકના લેખો, આગરકરના લેખો, અને લાલા લાજપતરાયકૃત 'તરુણ ભારત' વાંચવા જેવાં છે.

સાતમા પ્રકરણ માટે ટિળક, આગરકર, રાનડે અને રાજવાડેના લેખો એ જ મુખ્ય આધાર છે.

ઉત્તરાર્ધના પહેલા પ્રકરણ માટે કેળકર-કૃત 'ટિળક ચરિત્ર' સાને-કૃત 'ગોખલે ચરિત્ર' અને નામદાર શાસ્ત્રી-કૃત 'ધ લાઇફ ઑફ જી. કે. ગોખલે' (ગોખલેનું ચરિત્ર) ઉપયોગી છે.

બીજા પ્રકરણ માટે 'સ્પીચિઝ ઑફ અરવિંદ ઘોષ' (અરવિંદ ઘોષનાં ભાષણો) એ પુસ્તક અવશ્ય વાંચવું જોઈએ. તે જ પ્રમાણે 'સિલેક્શન્સ ફ્રૉમ ધ વન્દે માતરમ્' ('વંદે માતરમ્'માંથી ચૂંટી કાઢેલાં લખાણો) એ પુસ્તક પણ ઉપયોગી થશે.

ત્રીજા પ્રકરણ માટે લો. ટિળકના અંગ્રેજી લેખો અને ભાષણો ઉપયોગી થશે.

ચોથા પ્રકરણથી માંડીને આખર સુધીના ભાગનો અભ્યાસ કરવા માટે શ્રી. પટ્ટાભી સીતારામૈયાકૃત 'મહાસભાનો ઇતિહાસ', મ. ગાંધીના 'યંગ ઇન્ડિયા' (અને 'નવજીવન')માંના લેખો અને પં. જવાહરલાલની 'આત્મકથા' એ પુસ્તકો ઉપયોગી છે.

છેલ્લાં બે પ્રકરણો સમજવા માટે સત્યાગ્રહ, સમાજવાદ અને આધુનિક યુરોપીય સંસ્કૃતિ વિષે અનેક ગ્રંથોનો અભ્યાસ કરવાની જરૂર પડશે. એ વિષેનાં બધાં પુસ્તકોનો અહીં નિર્દેશ કરવો મુશ્કેલ છે.

આ ઉપરાંત સામાન્યપણે આખા વિષયની દૃષ્ટિથી નીચેનાં પાંચ પુસ્તકો વાંચનીય છે:

૧. 'લૅન્ડમાર્ક્સ ઇન ઇન્ડિયન કૉન્સ્ટિટ્યૂશન ઍન્ડ નૅશનલ ડેવલપમેન્ટ' (હિંદના બંધારણીય અને રાષ્ટ્રીય વિકાસનાં સૂચક ચિન્હો) — ગુરુમુખ નિહાલસિંગ.

૨. 'ઇન્ડિયન નૅશનલ એવોલ્યૂશન' (હિંદનો રાષ્ટ્રીય વિકાસ) — ડૉ. અંબિકાચરણ મજુમદાર.

૩. 'તરુણ ભારત' — લાજપતરાય.

૪. 'ઇન્ડિયા ઇન ટ્રાન્ઝીશન' (હિંદની સંક્રમણ અવસ્થા) — એમ. એન. રૉય.

૫. 'મહાસભાનો ઇતિહાસ' — પટ્ટાભી સીતારામૈયા.

# સૂચિ